

# શ્રીમદ્ ભાગવત રહસ્ય

卐

વક્તા :

પૂજ્ય શાસ્ત્રીજી શ્રી રામચંદ્ર ડોંગરે મહારાજ

વડોદરા

સંપાદક :

દુર્લભદાસ છગનલાલ ભગત

એલ એલ. બી.

મૂલ્ય : સવાલાખ નામ જપ

**અગત્યની સૂચના**

સંપાદકના નિવેદનમાં જણાવ્યા પ્રમાણેના મંત્રો પૈકી કોઈપણ એક મંત્ર સવા લાખ લખવાના છે. તે લખનારે પોતાના ખર્ચે નોટબુક અથવા કાગળો લઈ સુવાચ્ય રીતે વ્યવસ્થિત લખવાના છે. મંત્ર લખવાની શરૂઆત કરતાં પહેલાં પુસ્તક શિલકમાં છે કે કેમ તેની પુસ્તકના પ્રાપ્તિસ્થાન ઉપર તપાસ કરીને પછી મંત્ર લખવાની શરૂઆત કરવી. મંત્ર લખીને લાવવામાં આવે પણ પુસ્તક શિલકમાં ન હોય તો સ્વાભાવિક મુશ્કેલી ઊભી થાય એટલે આ સૂચના આપી છે.

જનહિતાર્થે છપાવી પ્રસિદ્ધકર્તા :
**શ્રી નાગરદાસ નરોત્તમદાસ શાહ**
**વલસાડ.**



卐

આવૃત્તિ સાતમી.

**શ્રીમદ્ ભાગવત રહસ્ય પ્રકાશન સમિતિ**
૬૪/૬૬, મંગળદાસ રોડ, મુંબઈ–૨.

卐

: મુદ્રક :
નારણદાસ વલ્લભદાસ દોસી,
શિવાજી પ્રિં. પ્રેસ,
છક્કાપીરની ગલી, સુરત.



श्रो कृष्णः शरणं मम ।
ॐ नमो भगवते वासुदेवाय ।

वंशीविभूषित करान् नवनीरदाभात्
पीताम्बरादरुण बिम्बफलाधरोष्ठात ।
पूर्णेन्दु सुन्दरमुखादरविन्द नेत्रात्
कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥

આચાર્ય મધુસુદન સરસ્વતી

જેમનાં કરકમળ બંસીથી શોભાયમાન છે, જેનું નવીન વાદળના જેવું સ્વરૂપ છે, જેમનાં પીળાં વસ્ત્રો છે, જેમના હોઠ સૂર્યનાં કિરણુની સમાન લાલ છે, જેનું પૂર્ણચંદ્રના જેવું સુંદર મુખ છે અને કમળનાં જેવાં જેનાં નયનો છે એવા ભગવાન શ્રીકૃષ્ણને છોડીને બીજા કોઈ પણ તત્ત્વને હું જાણતો નથી.

हे देव हे दयित हे भुवनैकबन्धो
हे कृष्ण हे चपल हे करुणैकसिन्धो ।
हे नाथ हे रमण हे नयनाभिराम
हा ! हा ! कदानुभवितासि पदं दृशोर्मे ॥

શ્રીકૃષ્ણ કર્ણામૃતમાંથી

હે દેવ ! હે દયાળુ ! હે વિશ્વના એક માત્ર બંધુ ! ઓ કૃષ્ણ ! અરે ઓ ચપળ ! હે કરુણાના એક માત્ર:સાગર ! હે નાથ ! હે રમણ કરનારા ! હે મારાં નેત્રોને સુખ દેનારા પ્રાણેશ ! તમારાં મનોહર સ્વરૂપનાં દર્શન આપી આ આંખોને ક્યારે ભાગ્યશાળી કરશો ? (તમે મને ક્યારે દર્શન દેશો ? )

उमा कहउँ मैं अनुभव अपना ।
सत हरि भजन जगत सब सपना ॥
कह हनुमंत विपति प्रभु सोई ।
जब तब सुमिरन भजन न होई ॥
कर सौ करम करिय विधि नाना ।
मन राखिय जहं कृपानिधाना ॥

रामचरित मानस

हो रसिया: मैं तो शरण तिहारी,
नहिं साधन बल बचन चातुरी,
एक भरोसो चरणे गिरधारी ।

પ્રેમસખીજી

### વૃન્દાવન નિવાસી પરમપૂજ્ય

# સ્વામીજી અખંડાનંદજી સરસ્વતી

# મહારાજના આશીર્વાદ

" सत्यं परं धीमहि "

શ્રીમદ્ ભાગવત મર્મજ્ઞ પંડિત શ્રી રામચન્દ્ર શાસ્ત્રી ડોંગરેજી મહારાજ દ્વારા પ્રકટ કિયે ગયે ભાગવત રહસ્યકે પ્રકાશનસે મુઝે અત્યન્ત પ્રસન્નતા હો રહી હૈ। શ્રી ડોંગરેજીકો મૈં બહુત વર્ષોંસે જાનતા હૂં। વે એક સાત્ત્વિક સદાચારી-એવં ભગવદ્‌ભક્ત સત્પુરુષ હૈ। વે જબ શ્રીમદ્ ભાગવતકા પ્રવચન કરને લગતે હૈ ભાવમગ્ન હો જાતે હૈં। કણ્ઠ ગદ્‌ગદ, શરીરમેં પુલકાવલિ એવં નેત્રોમેં અશ્રુધારા। મૈંને ઉનકે પ્રવચનમેં બહુત સે શ્રોતાઓંકો ભી ભાવમગ્ન હોતે દેખા હૈ। શ્રી ડોંગરેજી જિન દિનોં વૃન્દાવનમેં રહકર મુઝસે દશમ સ્કન્ધ કે પૂર્વાર્ધકા શ્રવણ કર રહે થે, ઉન દિનોંમેં ભી મૈંને ઉનકે હૃદયકી ભક્તિપ્રવણતા, વિનય, શ્રદ્ધા આદિકે પ્રત્યક્ષ દર્શન કિયે હૈં। જબ જબ વે મુઝે મિલતે હૈ-ઉનમેં અનેક સદ્‌ગુણોંકે દર્શન હોતે હૈં ઔર હૃદયકો આનંદ મિલતા હૈ। વર્તમાન સમયમેં વે ધર્મશ્રદ્ધાલુ જનતાકે લિયે આનન્દકે સ્રોત હો રહે હૈં।

શ્રીમદ્ ભાગવતકે સંબંધમેં ઉનકી પ્રીતિ સહજ હૈ। વે અનાયાસ-ઉસકી અગાધ રસધારાકે અન્તરંગમેં નિમગ્ન હો જાતે હૈં ઔર સ્વયં તો ઉસકા રસાસ્વાદન કરતે હી હૈં, દૂસરોંકો ભી પરમાનન્દસે આપ્લાવિત, આપ્યાયિત કર દેતે હૈં। ઈસ રહસ્યગ્રન્થમેં ઉનકી પ્રવચતચ્છટાકા વહ અનુપમ સૌન્દર્ય પાઠકોંકે લિયે સ્થાયીરૂપસે સુગમ હો ગયા હૈ। વે ઘર બૈઠે ભી ઈસકા આનન્દ લે સકતે હૈં। કિતની બઢિયા બાત હૈ કિ ઈસ અનુપમ સ્વાધ્યાયકે સાથ સાથ આપકે જીવનમેં નિયમિત રૂપસે ભગવન્નનામકા જપ ભી પ્રવેશ કરતા હૈ। ઈસ પ્રકાર આપ ધર્મ, અર્થ, કામ ઔર મોક્ષ—ચારોં પુરૂષાર્થકે દાયભાક બન જાતે હૈં। એક મનુષ્યકે જીવનમેં સર્વવિધ ઉન્નતિ, ઉત્કર્ષ પ્રાપ્ત કરને કે લિયે જો સાધન-સામગ્રી અપેક્ષિત હૈ વહ સબ ઈસમેં વિદ્યમાન હૈ। મેરા આશીર્વાદ હૈ કિ શ્રી ડોંગરેજી શતાંયુ હોં ઔર જનતા અધિકસે અધિક ઉનસે લાભ ઉઠાયે।

શ્રીકૃષ્ણાશ્રમ
વૃન્દાવન
તા. ૧૫-૧૧-૬૪

अखण्डानन्द सरस्वती



### નારેશ્વર નિવાસી

## પરમ પૂજ્ય શ્રીરંગ અવધૂત મહારાજ

## તરફથી આવેલો પત્ર.

આપના તરફથી 'શ્રીમદ્ ભાગવત રહસ્ય, નામનો જે અમૂલ્ય ધર્મગ્રંથ પૂજ્ય મહારાજશ્રીને મોકલવામાં આવેલો તે તેઓશ્રી જોઈ ગયા છે.

એની ભાષા એટલી સહેલી છે કે સામાન્ય થોડુંઘણું ગુજરાતી ભણેલો આમવર્ગ પણ શ્રીમદ્ ભાગવદ્‌માં ભાગવતકાર ભગવાન વ્યાસનારાયણ શું કહેવા માંગે છે તે સહેલાઈથી સમજી શકે છે અને સમજ્યા પછી એને જીવનમાં વણવાનો પુરુષાર્થ કરવા એ લલચાય છે, એવી સુંદર એની રચના અને ગૂંથણી કરવામાં આવી છે. ભગવાન વ્યાસ નારાયણનું હાર્દ વક્તાએ સરળ વાણીમાં શ્રોતાઓ પાસે ખુલ્લું કરી મૂક્યું છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતાને પૂજ્ય મહારાજશ્રીએ સંસારશાસ્ત્ર-ગૃહસ્થીઓના શાસ્ત્ર તરીકે ઓળખાવી છે, જ્યારે શ્રીમદ્ ભાગવતને પોતે મુમુક્ષુઓના શાસ્ત્ર તરીકે ઓળખાવે છે. જીવન જીવવા માટે શ્રીમદ્ ભગવતગીતાને પચાવવાની જરૂર છે, તેવી જ રીતે મૃત્યુનો આનંદ માણવા માટે શ્રીમદ્ ભાગવત પચાવવાની જરૂર છે. સમગ્ર ગ્રંથ તો અત્યારે બધા વાંચી શકે એટલા ભણેલા પણ નથી; અને કદાચ જેઓ છે તેઓ પણ એટલા વ્યવસાયી હોય છે કે એટલો સમય પણ એમની પાસે હોતો નથી. પણ તેવાઓ માટે આ અતિ સંક્ષેપમાં પણ નાહ અને અતિવિસ્તારમાં પણ નહિ એવી લોકભોગ્ય ભાષામાં શૈલીમાં આ શ્રીમદ્ ભાગવત રહસ્ય દૃષ્ટાંતો વગેરે સાથે રજૂ કરીને વિદ્વાન શ્રદ્ધેય વક્તાએ ગુજરાતી આમજનતા ઉપર ખરેખર મહદ્ ઉપકાર કર્યો છે, એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી.

પોતાનો આનંદ પ્રદર્શિત કરતાં પૂજ્ય મહારાજશ્રીએ તો ગ્રંથના સંબંધમાં ઉદ્‌ગાર કાઢ્યા,

ॐ શ્રી ॐ

प्रसिद्धिं यात्वयं ग्रन्थो ग्रामे ग्रामे ऽस्यचिंतनात् ।
भक्ताः स्वक्षा व्रजन्तूर्ध्वं व्रजेशस्य प्रसादतः ॥
પામો પ્રસિદ્ધિ આ ગ્રંથ ગામડે ગામડે બધે;
વાંચી એ વૈષ્ણવો મુક્ત વ્રજેશાનુગૃહે બનો.

આપે નામ જપની કિંમત રાખીને સહૃદય વાંચક પર ઉપકાર કર્યો છે કે એ રીતે એ ભગવાન્નામનો જપ કરી એનું કલ્યાણ સાધશે. આ એક સુંદર યોજના છે.

જગદ્ સુહૃદ રંગ અવધૂત.

卐

### ગુજરાતના મૂક સેવક

## પૂ. રવિશંકર મહારાજના બે બોલ

"શ્રીમદ્ ભાગવત રહસ્ય"ના સ્કંધ સાંભળી ગયો. એ સાંભળતાં પહેલી છાપ એ પડી કે ભાગવત ગ્રંથ મનુષ્યમાં ભક્તિભાવ વધારવા માટે રસથી સભર અને જ્ઞાનદાયી

કથાઓથી ભરપૂર ગ્રંથ છે. એ વાંચતાં માણુસ કથાના રસમાં તણાયે જાય એવું છે. એમાંથી એનો ભક્તિભાવ જરૂર વધે છે, પણુ આ " શ્રીમદ્ ભાગવત રહસ્ય " એ ગ્રંથના તત્ત્વનું તારણુ કાઢી આપે છે, એટલે ભક્તિભાવ સાથે સાથે જ્ઞાનરૂપી રત્નો પણુ વીણી વીણીને હાથમાં મૂકે છે.

આજના ઝડપી જમાનામાં લોકો બહુ વિસ્તારવાળા ગ્રંથો વાંચવા માટે ફુરસદ નથી કાઢી શકતા. એવે વખતે આ ગ્રંથ ટૂંકમાં શ્રીમદ્ ભાગવત જેવા મહાન ગ્રંથનું રહસ્ય આપી દઈને શ્રીમદ્ ભાગવત વાંચવાની પ્રેરણા આપે છે. અને જે વાંચી ગયા છે એમને એમાંથી વાંચેલું રહસ્ય–તારણુ–વધુ ગાઢ કરવા માટે ફરીથી વાંચવાની પ્રેરણા આપે છે.

માણુસ ઉમ્મરે ભલે વધતો હોય, પણુ તત્ત્વજ્ઞાન અને ભક્તિના મહિમાનો પરિચય ઘણાખરા લોકો શુષ્ક તત્ત્વજ્ઞાન કરતાં કથા વારતાઓ દ્વારા સાધવાનું વિશેષ પસંદ કરે છે. અને એ હેતુથી જ વ્યાસ મુનિએ શ્રીમદ્ ભાગવત કથાની રચના કરી છે. એમાં એમણે મહાભારત, રામાયણુ, વેદ અને ઉપનિષદ્‌ની વાતો અને તત્ત્વ વણી લીધા છે અને સર્વ માટે એ જ્ઞાન સુલભ બનાવ્યું છે.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં જીવનનું તત્ત્વજ્ઞાન આપ્યું છે. એ વાંચીને માણુસ રેલવેના પાટા ઉપર ચાલી શકે છે, પણુ મહાભારત અને ભાગવતમાં તો વસ્તુ સમજાવવા માટે અનેક કથાઓ અને ઉપકથાઓ આપી છે. જેમ એ કથા જાણીને માણુસને માટે અમુક મુદ્દાઓ વધુ સ્પષ્ટ બને છે, એમ રૂપક કથા એકાંગી હોવાથી માણુસ એકાંગી પણ બનવા સંભવ છે. એટલે હું એમ માનું છું કે ગીતા માણુસ એકલો એકલો વાંચી જાય તો પણુ ચાલે, પણુ ભાગવત કે મહાભારત જેવી કથા યોગ્ય કથાકારના મુખેથી સાંભળવી જોઇએ. જેમ મહાવનમાં અનેક પ્રકારના રોગ મટાડનારી વનસ્પતિઓ હોય છે, પણુ એ વનસ્પતિઓને ઓળખનાર સાચો વૈદ્ય હોય તો જ આપણે એ વનસમૃદ્ધિનો સાચો લાભ ઉઠાવી શકીએ છીએ.

જેમ દરેક કાળમાં તે તે કાળના મહાપુરુષોએ શ્રીમદ્ ભગવદ્‌ગીતાનાં ભાષ્યો લખ્યાં અને તે તે કાળમાં ગીતામાંથી શું શું ગ્રહણ કરવા જેવું છે તેનું દર્શન કરાવ્યું છે, તેમ મહાભારત, રામાયણુ કે ભાગવતની કથા કરનાર કથાકારો પણુ વિદ્વાન અને કુશળ હોય છે, તો તે તે કાળની સમસ્યાઓ અને લોકભાવોને સ્પર્શે અગર ઉકેલવામાં પ્રેરણા આપે એ ઢબે કથા ઉપકથાઓની રજૂઆત કરી શકે છે. શ્રી રામચંદ્ર ડોંગરે મહારાજ એવા ઉચ્ચ કક્ષાના કથાકાર છે. એથી જ શ્રીમદ્ ભાગવત ગ્રંથને હું કેવળ વાંચી જવા માટેનો નહિ પણુ કથારૂપે સાંભળવાનો ગ્રંથ કહું છું.

આ પુસ્તકે આપણુને સરળ અને ચોટડુક ભાષામાં શ્રીમદ્ ભાગવતનો સાર તારવી આપ્યો છે. જરા વધારે પ્રયત્ન કર્યો હોય, તો આજના તર્કવાદી જમાનામાં માણુસના તર્કને શાંત પાડે અને સમાધાન આપે એવા સ્વરૂપમાંય એનું નિરૂપણુ કરી શકાય.

પણુ એકંદર આ પુસ્તકના સંપાદકે શ્રીમદ્ ભાગવત વાંચવાની પ્રેરણા આપે એવી ભૂમિકા તૈયાર કરી છે એ બદલ અભિનંદનને પાત્ર છે.

સ્ને. રવિશંકર વ્યાસ
જય જગત.



# પરમ પૂજ્ય સ્વામી બુદ્ધદેવજીકે આશીર્વાદ

श्री गणेशाय नमः

हिरण्या ब्रजिणि न्यंकु कपिलाश्च सरस्वती ।
प्रभासे यादव श्रेष्ठ पंच स्तोत्रा सरस्वती ॥

ચાર ઋષિમુનિ તપશ્ચર્યાકે લિયે બૈઠે થે ઔર વે સરસ્વતીજી કા આવાહન કર રહે થે. સરસ્વતી સબકે પાસ એક સાથ કૈસે જા શકતી હૈ? સબ ઋષિ સમર્થ હૈં. યદિ એકકે પાસ જાયે તો દૂસરેકો બુરા લગ જાનેકા ભય હૈ. સરસ્વતીજી સોચમેં પડ ગઈ. અબ ક્યા કરેં? બાદમેં પ્રભુકી પ્રેરણાસે ઉસને ચાર સ્વરૂપ ધારણુ કર લિયે ઔર એક સ્વયં તો હૈ હી. જિસ ઋષિકે પાસ વહ ગઈ ઉસ ઋષિકે નામસે વહ અભી જાની જાતી હૈ. હિરણુ ઋષિકે પાસ જો ધારાએ આઈ વહ હિરણુ નામક નદીસે ખ્યાત હુઈ. જો સાસણુગીરમેં બહતી હૈ. બજિણિ ઋષિકે પાસ ગઈ ઉસકા બજિણિ નામ હો ગયા, ઔર ન્યંકુ ઋષિકે પાસ આઈ ઉસકા ન્યંકુમતિ નામ હો ગયા. જિસકા નામ અપભ્રંશ હોકર શિંગોડા હો ગયા, જો કોડીનારકે પાસસે બહતી હૈ. કપિલમુનિકે પાસસે બહતી ચલી ઉસકા નામ કપિલા હો ગયા, જો સોમનાથકે પાસસે બહતી હૈ.

હિરણુ સરસ્વતીકી હી એક ધારા હૈ. ઈસ નદીકા કિનારા બડા હી પવિત્ર હૈ. યહાં બનકી મનોરમ્ય ભૂમિ હૈ. ઈસ જગહકા સૃષ્ટિસૌંદર્ય અદ્‌ભૂત હૈ ઔર યહ ભૂમિ મૃગરાજ સિંહોકી ક્રીડાસ્થલી હૈ. યહાં મૃગરાજ બચ્ચોંકી તરહ ખેલા કરતે હૈં. ઈસકે કિનારે યદિ ભાગવત સપ્તાહ હો જાય તો અચ્છા. બાત હી બાતમેં કથા કરનેકા તય હુઆ ઔર કથાકાર સંત પુરુષ પૂ. શ્રી ડોંગરેજીકો આમંત્રણુ ભેજા ગયા. પૂ. શ્રી ડોંગરેજીને હમારા આમંત્રણુ ફૌરન સ્વીકાર કર લિયા ઔર તારીખ ૪–૫–૬૩સે કથાકા આરંભ હુઆ.

દિન પ્રતિદિન કથા સુનનેવાલે બઢતે ગયે. બડા મેલા લગ ગયા. ઈતની સંખ્યા કી કલ્પના હી ન થી. બાદમેં સબેરે ઔર શામ પાંચ હજાર આદમી પ્રસાદ લેતે થે, ઔર દશ હજાર આદમી કથામૃતકા પાન કરતે થે. ઈસકી પૂર્વ તૈયારી નહીં થી. મગર બંસીવાલેને સબ મંગળ કિયા ઔર પરમાનંદ હુઆ. પૂ. રામચંદ્ર ડોંગરેજી વેદસંપન્ન શાસ્ત્રીજી હૈ હી, લેકીન ઈસકે ઉપરાંત વે બડે સંત હૈં. ઉનકે મુખસે કથાશ્રવણુ કરકે જનતા ફુલી ન સમાતી થી. કથા સુનતે સમય સમાધિ લગ જાતી હૈ. મંગલભૂમિમેં બડા મંગલકાર્ય હુઆ.

ઈસ ગ્રંથમેં પૂ. રામચંદ્ર ડોંગરેજીકી કથા દી ગઈ હૈ. ભાવિક જન ઈસ કથા અવશ્ય સુનેં ઔર પઢેં. ઈસમેં નિત્ય સત્સંગકા સુખ મિલેગા. શાસ્ત્રમેં સત્સંગકા મહામૂલ્ય બતાયા હૈ. લિખા હૈ :

श्लोक

माग्योदेन बहुजन्मसमार्जितेन
सत्संग च लभते पुरुषो यदा वै ।
अज्ञान हेतुकृतमोहमदांधकार
नाशे विधायो हि तदो दायको विवेक : ॥

ઘણાં જન્મોના પુણ્યથી ભાગ્યનો ઉદય થાય ત્યારે સત્સંગની પ્રાપ્તિ થાય છે. સત્સંગના પ્રાપ્ત થવાથી કામ, ક્રોધ, લોભ, મોહ આદિનો–આસુરી સંપત્તિનો–નાશ થાય છે અને મનુષ્યને વિવેકની પ્રાપ્તિ થાય છે.

ઐસી સત્સંગકી મહિમા શેષનાગ ઔર વિષ્ણુ ભગવાનકે આખ્યાનમેં આતી હૈ. એક સમય વિષ્ણુ ભગવાનને શેષનાગસે પૂછા કિ હે શેષનાગ, તુમને નદિયાં, સમુદ્ર, પર્વત ઔર સમસ્ત પૃથ્વીકો મસ્તક પર ધારણ કર રખા હૈ, કયા તુમકો ઉસકા બોઝ નહીં લગતા ?

शेष बिचार कियो मनमें, प्रभु भूमिका भार नहि कुछ भारी।
ठार हाँहि भार बनस्पति और सात समुद्र लिये शिर धारी॥
सुमेरु कैलास भये हरुपे गीर, और जो भार सो कौन बिचारी।
सत्संगहीन जो नाम बिना नर, सो प्रभु मोहपे न जात सहारी॥

જબ હનુમાન સીતાજીકી ખોજ કરતે કરતે લંકામે આયે તબ ઉનકો લંકિની નામક રાક્ષસી મિલી. લંકિનીને ઉનકો કહા, "અય ચોર તુમ તો મેરા ભોજન હો; કહાં જાતે હો ? હનુમાનજીને ઉસ પર મુષ્ટિપ્રહાર કિયા. લંકિની ખુન ઉગલને લગી. ઉસ પલ ઉસકો બ્રહ્માકા બચન યાદ આયા કિ જબ કોઈ કપિ તુમ પર મુષ્ટિપ્રહાર કરેગા ઔર તુમકો મૂર્છા આ જાયેગી તબ લંકાકા પતન હોગા. લંકિની સમઝ ગઈ યહ વહી મહાપુરુષ હૈ. ઉનકા સત્સંગ મુઝે હુઆ. મેરા જીવન સફલ હો ગયા. કહા જાતા હૈ કિ સ્વર્ગ ઔર મોક્ષ આદિ સુખોંકો એક ઓર, ઔર સત્સંગકે સુખકો દૂસરી ઓર રખકર યદિ તોલા જાય તબ ભી સત્સંગકા પલ્લા નીચે રહેગા. કહનેકા ભાવાર્થ યહ હૈ કિ સત્સંગકે સુખ સબ સુખોંસે ભી શ્રેષ્ઠ હૈ.

तात स्वर्ग अपवर्ग सुख तरिये तुला एक संग।
तौ न पुजे सकल मिल जो सुख लव सत्संग॥

પુરૂષોંકે કલ્યાણકે લિયે સત્સંગ સબસે આસાન માર્ગ હૈ. ઈસ ભાગવત–રહસ્ય ગ્રંથકી રચના પૂજ્ય શ્રી રામચંદ્ર શાસ્ત્રીજીને કી હૈ. યહ ગ્રંથ સંસારસાગર પાર કરનેકે લિયે એક નૌકારૂપ હૈ. યહ ગ્રંથ જો પઢેંગે વે ભવસાગરકો પાર કર જાયેંગે. ઈસમેં સુદામા, ઉદ્ધવ આદિ અનેક ભક્તોંકી બડી હી સુંદર કથાયેં હૈં. ઉનકો પઢનેસે મનુષ્યકે મનમેં અપને આપ ભક્તિકા ઉદય હોતા હૈ.

અબ હમારી ભગવાનસે પ્રાર્થના હૈ શ્રી રામચન્દ્રજી શાસ્રીજીને જો યહ ગ્રંથ રચા હૈ ઉસકા ગાંવ ગાંવ પ્રચાર હો.

ભાગવત સુખ કારણી સર્વ વેદકો સાર
પ્રભુ કૃપા તે હોઈએ, ગ્રામ ગ્રામ પ્રચાર.

स्वामी बुद्धदेवजी,



# સાતમી આવૃત્તિનું નિવેદન

શ્રીમદ્ ભાગવત રહસ્યની આ સાતમી આવૃત્તિ પ્રગટ થાય છે. આ પ્રમાણે ઉત્તરોઉત્તર આવૃત્તિ વધતી જાય છે.

કયાં હું અને કયાં પરમ પૂજ્ય રામચંદ્ર શાસ્ત્રીજી ? કયાં હું અને કયાં શ્રીમદ્ ભાગવત ? છતાં મારા હાથે આ પુસ્તકનું સંપાદન થયું એને હું મારા ગુરુદેવ અને ઈશ્વરની કૃપાનું ફળ સમજું છું. ભગવાન નિત્ય પતિતપાવન અને ભક્તપ્રિય છે તે આથી સિદ્ધ થાય છે.

મનુષ્યના જીવનમાં એક વખત એવો આવે છે, જ્યારે તેને લાગે છે કે જીવનમાં કાંઈક ખૂટે છે, જીવનમાં શૂન્યતા જેવું લાગે છે. આવા સમયે જો તેને કાંઈક અવલંબન મળી જાય છે તો તેને મનમાં સંતોષ અને શાંતિ પ્રાપ્ત થાય છે. પરમ પૂજ્ય શાસ્ત્રીજીના મુખેથી ભાગવતની કથા સાંભળી મને આવી સાત્ત્વિક શાંતિ મળી.

પરમ પૂજ્ય શાસ્ત્રીજીના મુખેથી કથા સાંભળવી એ તો અહોભાગ્ય જ છે. પરંતુ એ કથા સાંભળ્યા પછી એ ફરીથી સાંભળવાનું મન થયા કરે છે. વારંવાર કથામૃતનું પાન કરવાની દરેકને અનુકૂળતા મળતી નથી. એટલે કથાનું નિત્ય મનન થઈ શકે તેમજ જેઓને કથા સાંભળવાનો લાભ મળ્યો નથી તેઓને પરમ પૂજ્ય શાસ્ત્રીજીની અમૃતવાણીનો લાભ મળી શકે તેટલા માટે મેં આ પુસ્તક પ્રસિદ્ધ કરવાની પ્રવૃત્તિ હાથ ધરી છે. આ પુસ્તકથી પરમપૂજ્ય શાસ્ત્રીજીની કથા રોજ ઘરમાં થતી હોય એવો સાત્ત્વિક અનુભવ થઈ શકશે અને એથી અનેરો સત્સંગનો લાભ મળશે.

જ્યારે આ લખેલાં પાનાંઓ તેમજ આ ગ્રંથ ઉપર નજર કરું છું ત્યારે મને ખૂબ આશ્ચર્ય થાય છે. આ મોટા પર્વત જેવડું કાર્ય હતું. પણ પૂજ્ય શાસ્રીજીની તેમજ પ્રભુ કૃપાથી મારા જેવો પાંગળો પણ આ પર્વત ઓળંગવાની હિંમત કરી શક્યો છે. ખરેખર પાંગળા પાસે પ્રભુએ પર્વત ઓળંગાવ્યો છે.

જુદી જુદી કથાઓની ગૂંથણી કરી તેનું સંકલન કરી તેને શુદ્ધ ભાષામાં ગોઠવવાનું કામ ઘણું કપરું છે. વળી મને જે થોડો ઘણો સમય મળે તેમાં અતિઝડપથી આ પુસ્તક તૈયાર કરવાનું હોય છે. આથી મારી શક્તિ મુજબ મેં આ કાર્ય કરવાનો પ્રયત્ન કર્યો છે. જેમ જેમ આ વિષયમાં હું ઊંડો ઊતરું છું તેમ તેમ મને મારી મર્યાદિત શક્તિઓનું ભાન થાય છે. પરંતુ ભક્તિભાવે મારી શક્તિ મુજબ પરમ પૂજ્ય શાસ્ત્રીજીની કથાઓની નોંધ કરેલી તે સર્વ સંકલન કરીને જનતાજનાર્દનને ચરણે આ પુસ્તક દ્વારા ધરી છે. ગુજરાતની ભાવિક જનતાને આ ગ્રંથ જો યત્કિંચિત પણ ઉપયોગી થઈ પડશે અને તેમના જીવન ઘડતરમાં ભાગ ભજવશે તો મારો આ પરિશ્રમ સફળ થયેલો લેખીશ.

આવા વિચારો કરતો હું જ્યારે મારા ઘરનાં વરંડામાં બેઠો હતો, ત્યારે દૂરથી એક બહેનનું કૃષ્ણભક્તિથી નીતરતું ગીત સંભળાયું :

મને ઘેલી કરીને કહાન ચાલ્યો ગયો.

વલસાડ<br>તા. ૬–૧૧–૬૭<br>૨૦૨૪ના<br>કારતક સુદી ૫

દુર્લભદાસ છગનલાલ ભગતના<br>જય શ્રીકૃષ્ણ

# ચોથી આવૃત્તિનું નિવેદન

અમે વડોદરા ગયેલા સાથે શ્રી નાગરદાસ કાકા પણ હતા. ત્યાં સાંભળ્યું કે પૂજ્ય સખા મહારાજ વડોદરા પધારેલા છે. અમે તેમના દર્શને ગયા. સમય સવારના દશનો હશે. શ્રી નાગરદાસકાકાને તેમનો પૂર્વ પરિચય ખરો. મેં તો પ્રથમ જ દર્શન કરેલાં. વાતવાતમાં પૂજ્ય સખા મહારાજે નીચેનું પદ ગવડાવવું શરૂ કર્યું.

ચાલને સખી તને મારો શ્યામ બતાવું,<br>
વૃન્દા તે વનમાં ફરતો જી રે,<br>
રૂપને સંભારું કે એના ગુણને સંભારું,<br>
મન મારાને હરતો જી રે—ચાલ.

આખું પદ તો મને યાદ નથી રહ્યું. પણ પદ ગવડાવતી વખતે જે વાતાવરણ જામેલું, જે ભાવાવેશ આવેલો, જે દશ્ય જોવા મળેલું તેવું દશ્ય જીવનમાં કવચિત જ જોવા મળે છે. પૂજ્ય સખા મહારાજ તે જાણે વૃન્દાવનમાં રાધાજી ફરી ન રહ્યાં હોય તેવા લાગતાં હતા. થોડી પળ માટે તો અમને પણ વૃન્દાવનનું દર્શન કરાવી દીધું.

બીજો પ્રસંગ છે સુરતનો. પરમ પૂજ્ય ડોંગરે શાસ્ત્રીજીની કથા ચાલી રહી છે. સામે પરમ પૂજ્ય રંગ અવધૂત મહારાજ કથાશ્રવણ કરવા બેઠા છે. વિશાળ જનસમુદાય એકત્ર થયો છે. સવારનો સમય છે. કથામાં પ્રહ્લાદ સ્તુતિનો પ્રસંગ ચાલુ છે. પરમ પૂજ્ય ડોંગરે મહારાજ નીચેના શ્લોકની વ્યાખ્યા કરી રહ્યાં છે.

नैतन्मनस्तव कथासु विकुण्ठनाथ<br>
सम्प्रीयते दुरित दुष्टमसाधु तीव्रम् ।<br>
कामातुरं हर्ष शोक भयेषणार्तं<br>
तस्मिन् कथं तव गतिं विमृशामि दीनः ॥

તે સમયે કથામંડપમાં પૂજ્ય શાસ્ત્રીજી કૃષ્ણશંકર પધાર્યાં. જનતાના આગ્રહથી તેઓ પણ વ્યાસપીઠ ઉપર પધાર્યાં. ઉપરના શ્લોકની વ્યાખ્યા જ્યાંથી અધૂરી રહેલી તે તેમણે આગળ ચલાવી.

મન પુષ્પ જેવું છે. તે ભગવાનને અર્પણ કરવું જોઈએ. માનથી અનાસક્ત રહે એ જ ભગવાનને ગમવાનું સાધન છે. આંખ બંધ કર્યા પછી દુઃસંગની સોબત શોધવા જવી પડતી નથી. આંખ બંધ કર્યા પછી પણ દુઃસંગ ક્યાંથીને ક્યાંથી આવે છે. ભેંસના શીંગડા ઉપર રાયનો દાણો ટકે એટલો વખત પણ સત્સંગ વગર મનુષ્ય રહે તો દુઃસંગ મનમાં આવી જાય છે. ભગવાન, મન તેં બનાવ્યું છે, પણ નથી ગાંઠતું એટલે તને કહું છું. નવ પ્રકારના વિકારો મનમાં થાય છે : કામ, હર્ષ, શોક, ભય, એષણા વગેરે. વિવેચન કરતાં કરતાં તેમણે કહ્યું કે રામચંદ્ર શાસ્ત્રીજી એ કેવળ રસિક કથાકાર નથી, પણ મહાન સંત છે. તેમની વાણી પવિત્ર છે. તેઓ જ્યારે કથા કરે છે



ત્યારે કનૈયો તેમના હૃદયમાં વિરાજીને કથા સાંભળે છે.” ગુજરાતના બંને વિદ્વાન શાસ્ત્રીઓએ એક કલાક સુધી ઉપરના શ્લોક ઉપર ચર્ચા કરી હશે. હું તો આભો જ બની ગયો. દશ્ય વિરલ હતું. ત્રણ સંત આત્માઓનો ત્રિવેણી સંગમ થયો હતો. વ્યાસપીઠ ઉપરથી જમના–સરસ્વતી વહેતાં હતા. સામે ગંગા સમા ધીરગંભીર અને પવિત્ર ગુજરાતના સિદ્ધયોગી પરમ પૂજ્ય શ્રી રંગ અવધૂત મહારાજ વિરાજી રહ્યા હતા. આવી વ્યક્તિઓથી ગુજરાત ભાગ્યશાળી બન્યું છે.

કથા સત્સંગથી આવાં પુણ્ય પ્રસંગો જોવા મળે છે. આવા શુભ પ્રસંગો મારા વહેવારથી વીંટાયેલા જીવનમાં મીઠી વીરડી જેવા ચિરસ્મરણિય બન્યા છે. બાકી તો મારી દશા મીરાંબાઈ એ વર્ણવી છે તેવી છે.

ગલી તો ચારો બંધ હુઈ હૈ,<br>
મેં હરિસે મિલું કૈસે જાય.

એક ગલી આગળ મારા સંસ્કારો, બીજી ગલી આગળ મારું અજ્ઞાન અને અણ-આવડત, ત્રીજી ગલી આગળ ગૃહસ્થ જીવનની બેડીઓ; ચોથી ગલી આગળ મારી ધંધાકીય ફરજો. તેથી હું પણ બોલી ઊઠું છું, મેં હરિસે મિલું કૈસે જાય. પણ મને એક આશ્વાસન રહે છે કે હરિને મેળવવા તો દુષ્કર છે પરંતુ હરિના ભક્તોનો સત્સંગ મળે તો પણ ઘણું છે. આ કથા સત્સંગનો લાભ બીજા ભાઈ બહેનોને મળે એ આશયથી શ્રીમદ્ ભાગવત રહસ્ય પુસ્તકની આ ચોથી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

આ પુસ્તકમાં પણ કથા અમૃત વરસે છે. મુમુક્ષો જીવો આવો અને આ કથા–મૃતનું પાન કરો. મેઘ તો નિયત સમયે વરસે છે પણ આ કથામૃત તો નિત્ય વરસે છે અને એ રસ નિત્ય મનમંદિરમાં વરસ્યા કરે એટલા માટે તો આ કથાને ગ્રંથસ્થ કરવામાં આવી છે. પણ આ કથાને માત્ર વાંચીને કે સાંભળીને રસ માણવામાં સાર્થકતા નથી. તેને જીવનમાં વણી લેવી જોઇએ. આપણી કરુણતા એ છે કે આપણે ગીતાને ગાવા પૂરતી, ભાગવતને માત્ર સાંભળવા પૂરતું અને વેદોને વાદવિવાદ કરવા પૂરતા મર્યાદિત બનાવી દીધાં છે. જીવનને જો ઉચ્ચ બનાવવું હશે તો એ નિર્જીવ દષ્ટિ છોડવી પડશે અને આ ગ્રંથોની આજ્ઞાઓને જીવનમાં ઉતારવી પડશે. આ ગ્રંથ વાંચીને કે સાંભળીને જીવનશુદ્ધિનું બળ મળે તો જ વાંચન અને જીવન સાર્થક થાય. તો જ ભાગવતપ્રેમ રસમાં અંદરથી અને બહારથી હૃદય ભીંજાય.

આ પુસ્તક પ્રકાશનનો મહાન યજ્ઞ ચાલી રહ્યો છે. આ યજ્ઞનો આરંભ સને ૧૯૬૦ થી થયો છે. તેને આજે ચાર વર્ષ થયાં. તેટલા ટૂંકા ગાળામાં આ પુસ્તકનાં પાંચ સંસ્કરણો થયાં છે. તેની ૧૬૪૨૫ પ્રતો થઈ છે. આ ખરેખર ગૌરવની વાત છે. ગુજરાતની ધર્મપ્રેમી જનતાએ આમાં સારો સાથ આપ્યો છે. આ યજ્ઞ કાર્યમાં સૌ ઉત્સાહપૂર્વક ભાગ લઈ રહ્યા છે. તે આનંદજનક છે.

આ યજ્ઞ કાર્યના મુખ્ય કાર્યકર્તાઓનો પરિચય આ પ્રમાણે છે. શ્રી જયંતિભાઈ [illegible]. મહેતા, ઉપાચાર્ય, સાર્વજનિક હાઈસ્કુલ, વલસાડ, જેઓ શરૂઆતથી આ પુસ્તકના પ્રૂફ રીડીંગનું કાર્ય કરીને મહાન સેવા આપી રહ્યા છે. લવચંદ ગુજદાસ કંપનીના ભાગીદાર શ્રી બાબુભાઈ, પ્રેરણાના આદિ સ્તોત્રરૂપ છે અને હજી પણ પુસ્તકો છપાવતા જાય છે. નરોત્તમદાસ વિઠ્ઠલદાસ કંપનીના શ્રી નાગરદાસ નરોત્તમદાસે આ પુસ્તક અંગે અંગત રસ–લઈ, દોડધામ કરી મહાન પરિશ્રમ ઉઠાવ્યો

છે અને સુરતના વિનોદરાય એન્ડ કંપનીના શ્રી કાળીદાસભાઈ અને જૈનાનંદ પ્રીન્ટીંગ પ્રેસવાળા શ્રી મોહનલાલ બદામી એ બે સદ્‌ગૃહસ્થોએ આ પુસ્તક સસ્તું અને સારું તૈયાર થાય તે માટે ખાસ કાળજી રાખી અને ભોગ પણ આપ્યો છે. એ સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનતાં મને અતિશય આનંદ થાય છે.

ભગત શેરી, કોડીનાર. — દુર્લભદાસ છગનલાલ ભગતના
હાલ ગીતાસદન સામે, — જય શ્રી કૃષ્ણ.
લુહાર ટેકરો, વલસાડ.
મહાશિવરાત્રી. તા. ૧૧-૨-૬૪

## બીજી આવૃત્તિનું સંપાદકનું નિવેદન

પરમ પૂજ્ય શાસ્ત્રીજી રામચંદ્ર ડોંગરે જ્યારે ભાગવત કથા સંભળાવે છે, ત્યારે વાણી પણ જીવંત બની જાય છે અને શ્રોતાઓનાં હૃદયને અસર કરી જાય છે. તેઓશ્રી વેદાંતના ગહન સિદ્ધાંતો તેમજ ભાગવતનાં સિદ્ધાંતો એવી સરળ રીતે સમજાવે છે કે દરેકને તેઓ મંત્રમુગ્ધ કરી દે છે. ભગવાન વેદવ્યાસની પણ ભાગવત ગ્રંથ રચવામાં કસોટી હતી. વેદાંતના ગૂઢ સિદ્ધાંતો દૃષ્ટાંતો દ્વારા સામાન્ય જનતાને સરળ રીતે સમજાવવાનો તેમનો હેતુ હતો.

ભાગવતનું સ્થાન ભક્તિ સાહિત્યમાં ઘણું ઉચ્ચ છે. ભાગવતનું વિધેય છે ભક્તિ. અને પરમ પૂજ્ય શાસ્ત્રીજી તે ધ્યેય લક્ષમાં રાખીને કથા કહે છે. તેઓની કથા ભક્તિરસ પ્રધાન હોય છે. તેઓની વાણીમાં તપશ્ચર્યા અને જનકલ્યાણની ભાવનાનું બળ હોય છે. એટલે જ તે જનતાનાં હૃદય અને બુદ્ધિને અસર કરી જાય છે.

પ્રથમ તો અકસ્માતથી તેઓની વાણી સાંભળવાનો મને લાભ મળ્યો. તેમાં ભગવાનની પ્રેરણા અને કૃપા જ જોઉં છું. પૂજ્યપાદની અમૃતમયી વાણીએ મારા મનને અસર કરી અને તેથી મેં મારા ઉપયોગ માટે તે સપ્તાહની નોંધ લીધી. આ નોંધ બીજા ભક્તજનોના કહેવાથી જનહિતાર્થે પ્રસિદ્ધ કરી અને એ પ્રમાણે ભાગવત રહસ્ય પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ. તે નાનું પુસ્તક લોકોને ગમ્યું, ઘણાંને રોજ એ પવિત્ર પુસ્તક ઘરમાં કુંટુબીજનો સાથે મળીને વાંચતાં અને સાત્ત્વિક આનંદ માણતાં જોયાં. એટલે તે પુસ્તકની બીજી આવૃત્તિ કરવા મને સહજ પ્રેરણા થઈ.

પુસ્તકની આ વિસ્તૃત બીજી આવૃત્તિ છે. ચાર પૂર્ણ ભાગવત સપ્તાહો અને છૂટક પ્રવચનો મેં સાંભળ્યાં અને તેનો સાર આ પુસ્તકમાં એકત્ર કર્યો છે. ચાર કથાઓનું સંકલન અને દોહન આ પુસ્તકમાં છે એટલે પુસ્તકમાં પુનરાવર્તન આવે છે. પરંતુ આ પુનરાવર્તનો એટલાં સુંદર અને હૃદયસ્પર્શી છે કે તેને પુસ્તકમાં મૂળ સ્વરૂપની નોંધરૂપે રહેવા દીધાં છે.

આ વખતે સમયના અભાવે બે વખત પ્રૂફ રીડીંગ થઈ શકયું નહિ એટલે કયાંક કયાંક સંસ્કૃત શ્લોકોમાં તેમ જ હિંદી ચોપાઈઓમાં ભૂલો રહી ગયેલી છે, એ માટે વાંચકોની હું ક્ષમા માંગું છું.

કથામાંથી મને જે ઉત્તમ લાગ્યું તે મેં લીધું છે. ઘણો કથા ભાગ છૂટી ગયો હશે તે ઉપરાંત મારો જેટલો અધિકાર હશે તે પ્રમાણે કથા આ પુસ્તકમાં નોંધરૂપે આવી હશે. એટલે આ પુસ્તકમાં જે કાંઈ ઊણપ હોય તે મારી છે. તેમજ મેં જે સપ્તાહો સાંભળેલી તે સાત દિવસની જ. એટલે મારો આ પ્રયત્ન મર્યાદિત છે. પુસ્તક વિસ્તૃત



રીતે સમગ્ર ભાગવતને આવરી લેતું નથી. પરંતુ જે કોઈએ ભાગવત એક વખત વાંચ્યું હશે તેમને ભાગવતનું રહસ્ય સમજવામાં આ પુસ્તક અતિ ઉપયોગી થઈ પડશે એવી મારી નમ્ર માન્યતા અને શ્રદ્ધા છે.

પરમ પૂજ્ય શાસ્ત્રીજીની કૃપા અને પરમાત્માનો હુકમ થશે તો આ પુસ્તકની ત્રીજી વિસ્તૃત સર્વાંગ સુંદર આવૃત્તિ પ્રસિદ્ધ કરવા વિચાર છે. તો ધર્મપ્રેમી વાંચકો મને તેમને યોગ્ય લાગતાં સલાહ સૂચનો મોકલાવશે અથવા તેઓ પાસે કથાનું કાંઈક લખાણ હોય તો તે મોકલાવશે, તો તેઓનો ઘણો આભારી થઈશ.

પહેલું પુસ્તક પરમ પૂજ્ય શાસ્ત્રીજી વાંચી શકયા ન હતા આ વખતે તો ભક્તો ઉપર તેઓએ કૃપા કરી છે અને ખાસ તકલીફ ભોગવીને તેઓ આ લખાણ જાતે જોઈ ગયા છે એ દૃષ્ટિએ આ લખાણનું મહત્ત્વ રહેલું છે.

આ પુસ્તકનું લક્ષ્ય છે ભાવિક સાધારણ ભક્તજનો. આ પુસ્તક પૂજ્ય શાસ્ત્રીજીએ પોતે ખાસ લખાવ્યું નથી, એટલે આ પુસ્તક વિદ્વાન અને શાસ્ત્રજ્ઞ પંડિતો માટે નથી. પણ સાધારણ ભણેલા લોકો પણ આપણાં શાસ્ત્રનો સાર સમજી શકે અને શ્રીકૃષ્ણચંદ્ર ભગવાનની લીલાની ઝાંખી જિજ્ઞાસુ સાધકોને થાય તે જ માત્ર આ પુસ્તકનો ઉદ્દેશ છે. તેમ છતાં મારા વાંચન પ્રમાણે મારો નમ્ર અભિપ્રાય છે કે ભાગવત ઉપરના આપણાં ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તક અનોખી ભાત પાડશે એમાં લેશમાત્ર શંકા નથી.

આજના આ દારુણ કલિકાળમાં આવા પુસ્તકનો વિશેષ પ્રચાર થાય એ જરૂરનું છે.

છેવટે આ પુસ્તક આપવામાં કાંઈક નિયંત્રણ તો જોઈએ. આ ભોગપ્રધાન યુગમાં તો સુરદાસજીએ કહ્યું છે તેમ सबै दिन गये विषय के हेत અને રામનામ લેવામાં કાંઈ ખર્ચ લાગતું નથી. सुरदास कछु खर्च न लागत रामनाम मुख लेत। તેમ છતાં ઘણાં ભાગના લોકો રામનામ લેતા નથી તેઓ આ નામજપ યજ્ઞમાં ભાગ લે તો સારું એટલે જે કોઈ નીચેના મંત્રોના લેખી નામજપ લખીને આપે તેમને આ પુસ્તક આપવા નક્કી કર્યું છે. આમાં અમારો જો કોઈ સ્વાર્થ હોય તો તે એજ કે ભક્તો ભગવાનનું નામ લે. આ નામજપ યજ્ઞથી ભગવાનના નામ લખનારનું અને વિશ્વનું કલ્યાણ થાય એ જ અંતરની ઈચ્છા છે અસ્તુ.

મંત્રો :

ૐ નમઃ શિવાય
ૐ શ્રી રામ જય રામ જય જય રામ
શ્રી કૃષ્ણઃ શરણં મમ
ૐ નમો ભગવતે વાસુદેવાય
શ્રી કૃષ્ણ ગોવિંદ હરે મુરારે હે નાથ નારાયણ વાસુદેવ
હરે રામ હરે રામ રામ રામ હરે હરે
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

કોડીનાર (સૌરાષ્ટ્ર)
હાલ : ગીતા સદન સામે
વલસાડ
જન્માષ્ટમી તા. ૨-૯-૬૧

દુર્લભદાસ છગનલાલ ભગત
વકીલ

# रत्न कणिकाओ

लेनेको हरिदाम है, देनेको अन्न दान ।
तरनेको आधीनता, डूबनेको अभिमान ॥
सुखके माथें सिल पडो, जो नाम हृदयसे जाय ।
बलिहारी वा दुःखकी, जो पल-पल नाम जपाय ॥
जप तप संयम साधना, सब सुमिरनके माँहिं ।
कबिरा जानैं रामजन, सुमिरन सम कछु नाहिं ॥
राम नामको सुमिरते, अधम तरे संसार ।
अजामिल गनिका स्वपच, सदना सबरी नार ॥
कबिरा मुख सोही भलो, जा मुख निकसै राम ।
जा मुख राम न नीकसै सो मुख हैं किस काम ॥
परनिन्दा परद्रोहमें, दिया जनम सब खोय ।
कृष्ण नाम सुमरा नहीं, तिरना किस विध काम ॥
धन जोबन यों जायेंगें, जा बिधि उड़त कपूर ।
नारायण गोपाल भज, क्यों चाटै जगधूर ॥
नारायण सतसंग कर, सीख भजनकी रीत ।
काम क्रोध मद लोभमें, गई आवल बीत ॥
धन विद्या गुन आयु बल, यह न बड़प्पन देत ।
नारायण सोई बड़ा, जाका हरिसों हेत ॥
नारायण हरिभजनमें, तू जिन देर लगाय ।
का जाने या देरमें, श्वासा रहे कि जाय ॥
नारायण बिनु बोधके पण्डित पशू समान ।
तासों अति मूरख भला, जो सुमरे भगवान ॥
सन्त सभा झांकी नहीं, किया न हरिगुन गान ।
नारायण फिर कौन विध, तू चाहत कल्यान ॥
दो बातनको भूल मत, जो चाहत कल्यान ।
नारायण इक मौतको, दूजे श्री भगवान ॥
ग्रन्थ पन्थ सब जगतके, बातबतावत तीन ।
राम हृदय मनमें दया, तन सेवामें लीन ॥





## પરમ પૂજ્ય શાસ્ત્રીજી શ્રી રામચંદ્ર ડોંગરે મહારાજની શ્રીમદ્ ભાગવત સપ્તાહ પ્રસંગે ગવાતી દૈનિક પ્રાર્થના.

કરારવિન્દેન પદારવિન્દં મુખારવિન્દે વિનિવેષયન્તમ્ ।
વટસ્ય પત્રસ્ય પુટે શયાન બાલં મુકુન્દં મનસા સ્મરામિ ॥

જેમણે ચરણ કમલમાં અંગુઠાને મુખ કમલમાં પધરાવતા અને વટવૃક્ષના પર્ણપત્રમાં શયન કરતા ભગવાન બાલમુકુંદને સ્મરું છું.

### શ્રી ગોવિંદ-દામોદર સ્તોત્ર ॥

શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે હે નાથ નારાયણ વાસુદેવ ।
જીહ્વે પિબસ્વામૃતમેતદેવ ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૧

—હે જીભ 'તું શ્રીકૃષ્ણ ! ગોવિન્દ ! હરે ! મુરારે ! હે નાથ ! નારાયણ !! વાસુદેવ !!! તથા ગોવિન્દ ! દામોદર ! માધવ !' એ નામામૃતનું જ પાન કર્યા કર.

વિક્રેતુકામા કિલ ગોપકન્યા, મુરારિપાદાર્પિતચિત્તવૃત્તિઃ ।
દધ્યાદિકં મોહવશાદવોચદ્ ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૨

જેની ચિત્તવૃત્તિ મુરારિના ચરણ કમલમાં ચોંટેલી છે એવી કોઈક ગોપકન્યા દૂધ દહીં વેચવાની ઇચ્છાથી ઘરમાંથી નીકળી, એનું મન તો મુરારિની પાસે હતું, તેથી પ્રેમવશ ભાન ભૂલી જવાથી 'દહીં લો દહીં, એને બદલે જોરથી ગોવિંદ ! દામોદર ! માધવ ! આદિ પોકારવા લાગી.

ગૃહે ગૃહે ગોપવધૂ કદમ્બાઃ સર્વે મિલિત્વા સમવાપ્ય યોગમ્ ।
પુણ્યાનિ નામાનિ પઠન્તિ નિત્યં ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૩

વ્રજના પ્રત્યેક ઘરમાં ગોપીજનો નવરાશ મેળવીને ટોળાબંધ અન્યોન્ય મળીને એ મનમોહન માધવનાં 'ગોવિન્દ દામોદર, માધવ' એવા પવિત્ર નામોને ભણ્યા કરે છે.

સુખં શયાના નિલયેનિજેऽપિ નામાનિ વિષ્ણોઃ પ્રવદન્તિ મર્ત્યાઃ ।
તે નિશ્ચિતં તન્મયતાં વ્રજન્તિ ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૪

પોતાના ઘરમાં જ અને તે પણ સુખે શય્યાપર સૂતેલા જ લોકો 'હે ગોવિન્દ ! હે દામોદર ! હે માધવ !' એવાં વિષ્ણુ ભગવાનનાં પવિત્ર નામોનું નિરંતર સ્મરણ કર્યા કરે છે. તે લોકો નિઃસંશય ભગવાનની તન્મયતાને પ્રાપ્ત થઈ જાય છે.

જીહ્વે સદૈવં ભજ સુન્દરાણિ નામાનિ કૃષ્ણસ્ય મનોહરાણિ ।
સમસ્તભક્તાર્તિ વિનાશનાનિ ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૫

હે જીભ ! તું સર્વદાજ શ્રીકૃષ્ણચન્દ્રના 'ગોવિન્દ ! દામોદર, માધવ !' એ મનોહર મંજુલ નામોને, કે જે ભક્તોના સંકટોની નિવૃત્તિ કરનારાં છે, તેમને ભજતી રહે.

**સુખાવસાને ઇદમેવ સારં દુ:ખાવસાને ઇદમેવ જ્ઞેયમ ।**
**દેહાવસાને ઇદમેવ જાપ્યં ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૬**

સુખની સીમામાં એ જ સાર છે, દુઃખના અંતમાં એ જ જાણવા યોગ્ય છે, અને શરીરના અંતકાળે પણ એ જ મંત્ર જપવાયોગ્ય છે. તે શું ? એ જ કે 'હે ગોવિન્દ ! હે દામોદર ! હે માધવ !'

**શ્રીકૃષ્ણ રાધાવર ગોકુલેશ ગોપાલ ગોવર્ધન નાથ વિષ્ણો ।**
**જીહ્વે પિબસ્વામૃતમેતદેવ ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૭**

હે જીભ ! તું શ્રીકૃષ્ણ ! રાધારમણ ! વ્રજરાજ ! ગોપાલ ! ગોવર્ધન ! વિષ્ણો ! ગોવિન્દ ! દામોદર ! માધવ ! એ નામામૃતનું પાન કરતી રહે.

**જીહ્વે રસજ્ઞે મધુરપ્રિયાત્વં સત્યં હિતં ત્વાં પરમં વદામિ ।**
**આવર્ણયેથા મધુરાક્ષરાણિ ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૮**

રસોને ચાખનારી જીભ ! તને મીઠી વસ્તુ ઘણી જ પ્યારી લાગે છે. એટલા માટે હું ત્હારા હિતની એક ઘણી જ સુંદર અને સાચી વાત કહું છું તું નિરન્તર હે ગોવિન્દ ! હે દામોદર ! હે માધવ ! એ મધુર મંજુલ નામોની આવૃત્તિ કર્યા કર.

**ત્વામેવ યાચે મમદેહિ જીહ્વે સમાગતે દણ્ડધરે કૃતાન્તે ।**
**વક્તવ્યમેવં મધુરં સુભક્ત્યા ગોવિન્દ દામોદર માધવેતિ ॥ ૯**

હે જીભ ! હું તારી પાસે એક ભિક્ષા માગું છું તે તું જ મને આપ. તે એ જ કે જ્યારે દંડપાણી યમરાજ આ શરીરના અંત માટે આવે ત્યારે ઘણા જ પ્રેમથી ગદ્ગદ સ્વર 'હે ગોવિન્દ ! હે દામોદર ! હે માધવ !' એ મધુરા નામોનું ઉચ્ચારણ કરજે.

**ગોવિન્દ માધવ સ્તોત્ર પ્રેમથી પાઠ જે કરે,**
**દામોદર દયાદાને સહેજે ગોલોક સંચરે.**



**શ્રી ગણેશાય નમ:**
**શ્રી સરસ્વત્યૈ નમ:**
**શ્રી ગુરુભ્યો નમ:**
**ૐ નમો ભગવતે વાસુદેવાય.**
**શ્રી કૃષ્ણ: શરણં મમ.**

# ભાગવતનો ઉદ્દેશ અને તેનું માહાત્મ્ય.

**सच्चिदानन्दरूपाय विश्वोत्पत्त्यादिहेतवे ।**
**तापत्रयविनाशाय श्रीकृष्णाय वयं नुमः ॥**

માહાત્મ્ય અ. ૧ શ્લોક ૧

જે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશનો હેતુ છે તથા જે ત્રણે પ્રકારોના તાપોનો નાશ કરવાવાળા છે, એવા સચ્ચિદાનંદ સ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણને અમે વંદન કરીએ છીએ.

મનુષ્યનો અવતાર પ્રભુને પ્રાપ્ત કરવા માટે છે.

પરમાત્મા શ્રીકૃષ્ણનાં દર્શન કરવા માટે મનુષ્યનો જન્મ છે. માનવ ભગવાનનાં દર્શન કરી શકે છે. પશુને પોતાના સ્વરૂપનું પણ ભાન નથી, તો તે પરમાત્માનાં દર્શન તો ક્યાંથી કરી શકે? પરમાત્માનાં દર્શન વિના જીવન સફળ થતું નથી. જે પરમાત્માનાં દર્શન કરે છે, તેનું જીવન સફળ છે. આ જીવ અનેક વર્ષોથી ભોગ ભોગવતો આવ્યો છે છતાં તેને શાંતિ મળી નથી. તે શાંતિ ત્યારે મળે કે જ્યારે જીવને પરમાત્માનાં દર્શન થાય. શ્રીકૃષ્ણ પરમાત્માનાં દર્શન વિના જીવને પૂર્ણ શાંતિ મળતી નથી.

દર્શનના ત્રણ પ્રકારો શાસ્ત્રમાં બતાવ્યા છે.

૧. સ્વપ્નમાં પ્રભુની ઝાંખી થાય તે સાધારણ દર્શન છે.

૨. મંદિર અને મૂર્તિમાં પરમાત્માનાં દર્શન થાય તે મધ્યમ દર્શન છે.

૩. ઈશ્વરનું અપરોક્ષ દર્શન એ ઉત્તમ દર્શન છે.

પરમાત્માનો અપરોક્ષ સાક્ષાત્કાર જ્યારે થાય ત્યારે જીવન સફળ થાય છે.

વેદાંતમાં સાક્ષાત્કારના બે પ્રકારો બતાવ્યા છે :

(૧) પરોક્ષ જ્ઞાન (૨) અપરોક્ષ જ્ઞાન. ઈશ્વર કોઈક ઠેકાણે છે તેમ માને તે પરોક્ષ સાક્ષાત્કાર છે. ઈશ્વર વિના કાંઈ નથી, ઈશ્વર જ બધું છે, હું પણ ઈશ્વરથી અલગ નથી એ ઈશ્વરનો અપરોક્ષ સાક્ષાત્કાર. જેને હું પોતે બ્રહ્મ છું એવું જ્ઞાન થાય તેને સાક્ષાત્કાર થયો તેમ કહેવાય. જોનારો ઈશ્વરને જોતો ઈશ્વરમય બને, ત્યારે ઈશ્વરનો અપરોક્ષ સાક્ષાત્કાર થાય છે. ઈશ્વરનો સર્વમાં અનુભવ કરતો કરતો જે એકરૂપ બને છે, તે જ ઈશ્વરના પરિપૂર્ણ સ્વરૂપને જાણી શકે છે અને વેદાંતમાં તેને અપરોક્ષ સાક્ષાત્કાર કહે છે.

ઈશ્વર જગતમાં કોઈ ઠેકાણે છે તે જ્ઞાન પણ અપૂર્ણ છે. ઈશ્વર સર્વવ્યાપક છે. તે એક મૂર્તિમાં કે મંદિરમાં રહી શકે નહિ.

મંદિરમાં પ્રભુનાં દર્શન કર્યાં પછી જ્ઞાની પુરુષોની જ્યાં દૃષ્ટિ જાય ત્યાં ભગવત સ્વરૂપનો અનુભવ કરે છે. મંદિરમાં પરમાત્માનાં દર્શન કરી બહાર આવ્યા પછી દરેકમાં પરમાત્માનાં દર્શન કરો. મન જ્યાં જાય ત્યાં ઈશ્વરનાં દર્શન કરે એ જ ઈશ્વરનું અસાધારણ દર્શન. જે પરમાત્મા મારામાં છે તે સર્વમાં છે એ પ્રમાણે સારું જગત જેને બ્રહ્મરૂપે દેખાય તે જ્ઞાની છે. સર્વમાં પરમાત્માનો અનુભવ કરતાં તેને પોતાના સ્વરૂપમાં પણ પરમાત્માનો અનુભવ થાય છે. પરમાત્માનાં પરોક્ષ દર્શનથી બહુ લાભ નથી, પણ જીવ જ્યારે પરમાત્માનાં અપરોક્ષ દર્શન કરે ત્યારે કૃતાર્થ થાય છે. જ્ઞાની પુરુષને પોતાનાં સ્વરૂપમાં પણ ભગવાન દેખાય છે. આ જ અદ્વૈત છે. શ્રી કૃષ્ણલીલા એટલા માટે છે કે આ લીલાઓનું ચિંતન કરી ગોપીઓ પોતાના સ્વરૂપમાં પરમાત્માનો અનુભવ કરે **लाली देखन मैं गई, मैं भी हो गई** लाल। ગોપીઓને પોતાના સ્વરૂપનું વિસ્મરણ થયું અને બોલે છે હું જ કૃષ્ણ છું. મારા કૃષ્ણનો સર્વમાં અનુભવ કરતાં ગોપીઓ કૃષ્ણમય બની છે. જેને પોતાની અંદર પરમાત્માનાં દર્શન થાય તે જીવ ઈશ્વરમાં મળી જાય છે. પોતાની અંદર જેને પરમાત્મા દેખાય તે પછી ઈશ્વરથી જુદો રહી શકતો નથી. તે ઈશ્વરમાં મળી જાય છે. આ જ ભાગવતનું ફળ છે.

પોતાની અંદર પરમાત્માનાં દર્શન કરવા એ ભાગવતનું ફળ છે. જ્યારે ઉદ્ધવે ગોપીઓને કહ્યું કે શ્રીકૃષ્ણ મથુરામાં આનંદથી વિરાજે છે ત્યારે ગોપીઓએ ઉદ્ધવને ઠપકો આપ્યો છે. ઉદ્ધવ, સર્વવ્યાપક શ્રીકૃષ્ણને તું કેવળ મથુરામાં રાખે છે. વ્યાપકનો કોઈ ઠેકાણે અભાવ થઈ શકતો નથી. તમે પણ જ્યાં જાવ ત્યાં પરમાત્માનો અનુભવ કરો. જેને પોતાની અંદર પરમાત્મા દેખાય તે ઈશ્વરને એક ક્ષણ પણ છોડી શકે નહિ. ઘડામાંના ઘટાકાશમાંથી જેમ પોલાણ બહાર નીકળી શકતું નથી. તેમ તેવા જ્ઞાનીને પરમાત્મા પણ છોડી શકતા નથી. સૂરદાસને બહાર પણ પરમાત્મા દેખાય છે, અંદર પણ પરમાત્મા દેખાય છે. સૂરદાસ અંદર પણ પરમાત્માનો અનુભવ કરે છે. પરમાત્માનો સાક્ષાત અનુભવ થાય એ જ ભાગવતનું ફળ છે. પરમાત્માનાં દર્શન માટે બીજા ઘણાં શાસ્ત્રો છે પણ ભાગવતનું દર્શન અલૌકિક છે.

પરમાત્માનાં ત્રણ સ્વરૂપો શાસ્ત્રમાં કહ્યાં છે : સત્, ચિત્ અને આનંદ. સત્ પ્રગટરૂપે સર્વત્ર છે. ચિત્–જ્ઞાન અને આનંદ અપ્રગટ છે. જડ વસ્તુઓમાં સત્ છે, પણ આનંદ નથી. જીવમાં સત્, ચિત્, પ્રગટ છે, પરંતુ આનંદ અપ્રગટ રૂપે છે, અવ્યક્તરૂપે છે. આમ આનંદ પોતામાં જ છે છતાં મનુષ્ય આનંદ બહાર શોધે છે. મનુષ્ય સ્ત્રીના શરીરમાં, ધનમાં આનંદ શોધે છે.

આનંદ એ તમારું સ્વરૂપ છે. આનંદ અંદર જ છે. એ આનંદને જીવનમાં કેવી રીતે પ્રગટ કરવો એ ભાગવતશાસ્ત્ર બતાવશે.

દૂધમાં માખણ રહેલું છે, છતાં તે દેખાતું નથી. પણ તેનું દહીં બનાવી છાશ કરી મંથન કરવાથી માખણ દેખાય છે. તેવી રીતે માનવીએ મનોમંથન કરી એ આનંદ પ્રગટ કરવાનો છે. દૂધમાં જેમ માખણનો અનુભવ થતો નથી, તેમ ઈશ્વર સર્વત્ર છે પણ તેનો અનુભવ થતો નથી.



જીવ ઈશ્વરનો છે. તે ઈશ્વરને ઓળખવાનો પ્રયત્ન કરતો નથી, **તેથી તેને** આનંદ મળતો નથી. કોઇ પણ જીવ હોય તેને ઈશ્વરને મળવું છે. નાસ્તિક છેવટે શાંતિ જ શોધે છે. શાંતિ એ પરમાત્માનું સ્વરૂપ છે.

આનંદના ઘણા પ્રકાર તૈત્તિરીય ઉપનિષદ્‌માં બતાવ્યા છે, પરંતુ તેમાંના બે મુખ્ય છે : (૧) સાધનજન્ય આનંદ, (૨) સ્વયંસિદ્ધ આનંદ.

સાધનજન્ય આનંદ—વિષયજન્ય આનંદ—સાધન કે વિષયનો નાશ થતાં તે આનંદનો નાશ થશે. યોગીઓ પાસે કંઇ હોતું નથી તેમ છતાં તેઓને આનંદ છે. તે બતાવે છે કે આનંદ અંદર છે.

સત્, ચિત્, આનંદ ઈશ્વરમાં પરિપૂર્ણ છે. પરમાત્મા પરિપૂર્ણ સત્ રૂપ છે. પરિપૂર્ણ ચિત્ રૂપ છે, પરિપૂર્ણ આનંદ રૂપ છે.

પરમાત્મા શ્રીકૃષ્ણ પરિપૂર્ણ આનંદ સ્વરૂપ છે. ઈશ્વર વગરનો સર્વ સંસાર અપૂર્ણ છે. ઈશ્વરનો અંશ જીવાત્મા અપૂર્ણ છે જીવમાં ચિદ્ અંશ છે પણ પરિપૂર્ણ નથી. મનુષ્યમાં જ્ઞાન આવે છે પરંતુ તે જ્ઞાન ટકતું નથી. કૃષ્ણ પરિપૂર્ણ જ્ઞાની છે. શ્રીકૃષ્ણને સોળ હજાર રાણીઓ સાથે વાત કરતાં પણ એ જ જ્ઞાન અને દ્વારિકા વગેરેનો વિનાશ થાય છે, ત્યારે પણ એ જ જ્ઞાન. શ્રીકૃષ્ણનો આનંદ રાણીમાં કે દ્વારિકામાં નથી. સર્વનો વિનાશ થાય તો પણ કૃષ્ણના આનંદનો વિનાશ થતો નથી. કારણ કૃષ્ણ પોતે જ આનંદરૂપ છે. સત્ નિત્ય છે, ચિત્ એ જ્ઞાન છે. ચિદ્ શક્તિ એટલે જ્ઞાન શક્તિ. મનુષ્ય પોતાના સ્વરૂપમાં સ્થિત નથી એટલે તેને આનંદ મળતો નથી. મનુષ્ય બહાર જેવો વિવેક રાખે છે તેવો ઘરમાં રાખતો નથી. મનુષ્ય એકાંતમાં પોતાના સ્વરૂપમાં સ્થિત રહેતો નથી. ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારની લીલામાં ઠાકોરજીના સ્વરૂપમાં ફેરફાર થતો નથી. ઠાકોરજી સંહારને પણ પોતાની લીલા માને છે. ઉત્પત્તિ સ્થિતિ અને સંહાર એ ઠાકોરજીની લીલા છે. પરમાત્મા ત્રણેમાં આનંદ માને છે, અને પોતાના સ્વરૂપમાં સ્થિત રહે છે.

જેનું જ્ઞાન નિત્ય ટકે તેને આનંદ મળે, તે આનંદરૂપ થાય. જીવને આનંદરૂપ થવું હોય, તો તે સચ્ચિદાનંદનો આશ્રય લે. આ જીવ જ્યાં સુધી પરિપૂર્ણ થતો નથી, ત્યાં સુધી તેને શાંતિ મળતી નથી, આનંદ મળતો નથી.

સંસારનો પ્રત્યેક પદાર્થ પરિણામમાં વિનાશી હોવાથી પરિપૂર્ણ થઇ શકતો નથી. પરિપૂર્ણ સ્વરૂપ એ ભગવાન નારાયણ છે. આ નારાયણને જે ઓળખે અને તેની સાથે મનને જે તદાકાર બનાવે તેનું મન નારાયણ સાથે એક બને છે. તે જીવાત્મા નારાયણ રૂપ બની પરિપૂર્ણ થાય છે. ત્યારે જીવનું જીવન સફળ થાય છે. જીવ જ્યાં સુધી અપૂર્ણ છે, ત્યાં સુધી તેને શાંતિ મળતી નથી. જીવ જ્યારે ઈશ્વરને મળે અને અપરોક્ષ સાક્ષાત્કાર કરે છે, ત્યારે તે પૂર્ણ થાય છે.

જ્ઞાનીઓ જ્ઞાનથી પરમાત્માનો અપરોક્ષ સાક્ષાત્કાર કરે છે, ત્યારે વૈષ્ણવો પ્રેમથી પરમાત્માનો અપરોક્ષ સાક્ષાત્કાર કરે છે.

ઇશ્વર જ્યારે જીવને અપનાવી પોતાના સ્વરૂપનું દાન કરે છે, ત્યારે તે જીવ પૂર્ણ થાય છે. ઇશ્વર વિનાનો સર્વ સંસાર અપૂર્ણ છે. જીવ અપૂર્ણ એટલે તેને શાંત નથી. નારાયણ એ પરિપૂર્ણ છે. સાચી શાંતિ નારાયણમાં છે. નર એ નારાયણનો અંશ

છે. એટલે નર તે નારાયણમાં શમી જવા માગે છે. નારાયણને ઓળખવાનું અને
નારાયણમાં લીન થવાનું સાધન તે ભાગવતશાસ્ત્ર.

જીવ નારાયણનો અંશ છે. તેમાં તેને મળી જવું છે. તે માટે શાસ્ત્રમાં અનેક
ઉપાયો બતાવ્યા છે : કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ.

ઉપનિષદ્‌થી ઈશ્વરનો અપરોક્ષ સાક્ષાત્કાર થાય છે, પણ વ્યાસજીએ વિચાર્યું
ઉપનિષદ્‌ની ભાષા ગૂઢ છે. સામાન્ય મનુષ્ય તે સમજી શકશે નહિ. ઉપનિષદ્‌નું જ્ઞાન
દિવ્ય છે. પણ આપણા જેવા વિલાસી લોકો તેનો અનુભવ કરી શકતા નથી. મનુષ્યનું
જીવન અતિ વિલાસી થયું તેથી જ્ઞાનમાર્ગથી જીવ ઈશ્વર પાસે જઈ શકે તે સંભવિત
નથી. અતિ વૈરાગ્ય વગર જ્ઞાન સફળ ન થાય. જ્ઞાનનો પાયો છે વૈરાગ્ય. એવો વૈરાગ્ય
પ્રાપ્ત કરવો કઠણ છે. શુકદેવજી મહારાજને એવો વૈરાગ્ય પ્રાપ્ત થયો હતો. જન્મતાં જ
તેઓએ વન તરફ પ્રયાણ કર્યું. પિતાને કહ્યું, તમે પિતા નહિ અને હું પુત્ર નહિ.

વેદ ત્યાગ કરવાનું કહે છે. શાસ્ત્ર સર્વ છોડવાનું કહે છે : કામ છોડો, ક્રોધ છોડો. પરંતુ
મનુષ્ય કાંઈ છોડી શકતો નથી. જે પાનસોપારી છોડી શકતો નથી તે કામ, ક્રોધ, લોભ
કેવી રીતે છોડશે ? તે ઘર કેવી રીતે છોડી શકશે ? મનુષ્યને કાંઈ છોડવું નથી. એ
કાંઈ છોડી શકતો નથી. અને વેદાંત તો કહે છે કે બધું છોડીને સર્વસ્વનો ત્યાગ કરી
ઈશ્વર પાછળ પડો, તો ઈશ્વરને ઓળખી શકો. સર્વનો ત્યાગ કરવો એ સાધારણ
મનુષ્ય માટે સુલભ નથી.

વેદના ચાર વિભાગો છે : સંહિતા. બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદ. વેદની
સમાપ્તિ ઉપનિષદ્‌માં થાય છે. તેથી તેને વેદાંત કહે છે. આરણ્યકમાં ઉપનિષદ્‌નો ભાગ
આવે છે. ઋષિઓ જે ગ્રંથોનું ચિંતન કરે છે તેને આરણ્યક કહે છે. અરણ્યમાં રહી
સાદું અને સાત્વીક જીવન ગાળનારને ઉપનિષદ્‌નો અધિકાર છે. બંગલામાં ભોગવિલાસમાં
રહેનારને ઉપનિષદ્‌નો અધિકાર નથી. આપણા જેવા, સંસારમાં ફસાયેલા સાધારણ જીવો
ઉપનિષદ્‌નું જ્ઞાન પચાવી શકશે નહિ. ત્યાગ વિના, વૈરાગ્ય વિના જ્ઞાનમાર્ગમાં સફળતા
મળતી નથી. વ્યાસજીને લાગ્યું કે કળિયુગના માનવને જ્ઞાનમાર્ગે પરમાત્માનો સાક્ષાત્કાર
થવો કઠણ છે. તે વિચારી વ્યાસજીએ ભાગવતની રચના કરી છે. ઉપનિષદ્‌નો માર્ગ
આપણા જેવા માટે સુલભ નથી. ઉપનિષદ્‌નું તાત્પર્ય ત્યાગમાં છે. જે પાન, સોપારી,
ચા છોડી શકતો નથી, જે બે–ચાર કલાક કથામાં બેસે તો પણ છીંકણીની ડબ્બી છોડી
શકતો નથી, તે કામ ક્રોધાદિ વિકારોને કેવી રીતે છોડી શકશે ?

જે કામસુખ ભોગવે છે તે યોગાભ્યાસ કરી શકવાનો નથી. ભોગી યોગી થવા
જશે તો તે રોગી થશે.

જ્ઞાનમાર્ગમાં જેનું પતન થાય તે નાસ્તિક બને છે.
યોગમાર્ગમાં જેનું પતન થાય છે તે રોગી બને છે.

ભક્તિ માર્ગમાં જેનું પતન થાય તે આસક્ત બને છે.

કળિયુગનો મનુષ્ય યોગાભ્યાસ કરી શકશે નહિ. ભાગવત શાસ્ત્રની રચના
કળિયુગના જીવોનો ઉદ્ધાર કરવા માટે કરવામાં આવી છે.

ભાગવતમાં એક નવીન માર્ગદર્શન આપ્યું છે. અમે ઘર ધંધો છોડી શકતા નથી
કહેનારને ભાગવતશાસ્ત્ર કહે છે નિરાશ થશો નહીં. સર્વ છોડીને જંગલમાં જવાની



જરૂર નથી. જંગલમાં જવાથી જ આનંદ મળે છે તેવું નથી. જીવ સર્વ પ્રકારની પ્રવૃત્તિ
છોડીને નિવૃત્તિમાં બેસે છે, ત્યારે મનમાં પ્રવૃત્તિના જ વિચાર આવે છે. ભાગવતશાસ્ત્રનો
આદર્શ દિવ્ય છે. ગોપીઓએ ઘર છોડ્યું નથી. ગોપીઓ ધંધો કરતી. સ્વધર્મનો ત્યાગ
કરી તેઓ વનમાં ગઈ નથી. તેમ છતાં તેઓ ભગવાનને પ્રાપ્ત કરી શકી છે. ભાગવત-
શાસ્ત્ર માર્ગદર્શન આપશે કે યોગીને જે આનંદ સમાધિમાં મળે છે તે આનંદ તમે
ઘરમાં રહીને મેળવી શકો છો. ઘરમાં રહીને પણ તમે પ્રભુને પ્રસન્ન કરી શકો છો,
પ્રાપ્ત કરી શકો છો. પણ તમારો પ્રત્યેક વ્યવહાર ભક્તિમય બનવો જોઇએ. ગોપીનો
પ્રત્યેક વ્યવહાર ભક્તિમય બનેલો છે.

ઘરમાં રહીને પણ ભગવાનનાં દર્શન થઈ શકે છે. ગોપીઓને ઘરમાં પરમાત્માનાં
દર્શન થયાં છે. ગોપીઓ માનતી મારા કૃષ્ણ હું જ્યાં જાઉં ત્યાં મારી સાથે છે.
વ્રજમાં આવી ગોપીઓનાં દર્શન કરી ઉદ્ધવનો જ્ઞાનગર્વ ઊતરી ગયો હતો. ગોપીઓનાં
સત્સંગમાં આવ્યા પછી ઉદ્ધવજી કહેવા લાગ્યા.

**वन्दे नन्दव्रजस्त्रीणां पादरेणुमभीक्ष्णशः ।**
**य सां हरिकथोद्गीतं पुनाति भुवनत्रयम् ॥**

નંદબાબાના વ્રજમાં રહેનારી આ ગોપીઓનાં ચરણની ધૂળને હું વારંવાર
પ્રણામ કરું છું. તેને શિર પર ચઢાવું છું. અરે ! આ ગોપીઓએ ભગવાન શ્રી કૃષ્ણની
લીલા કથા સંબંધમાં જે કાંઈ ગાન કર્યું છે, તે ત્રણે લોકોને પવિત્ર કરી રહ્યું છે
અને સદા સર્વદા પવિત્ર કરતું રહેશે.

ગોપીઓ સર્વમાં ભગવાનને નિહાળે છે. આ ઝાડમાં, લત્તામાં, ફળમાં, ફૂલમાં
મને મારા પ્રભુ દેખાય છે. મારા કૃષ્ણ મને છોડીને જતા નથી. ગોપીઓને ઘરમાં
પરમાત્માનો સાક્ષાત્કાર થયો છે. ભાગવતમાં બતાવ્યું છે કે ઘરમાં રહેજો, તમારો
વ્યવહાર કરજો, તોપણ પરમાત્માની પ્રાપ્તિ થઈ શકશે. ઘરમાં રહેવું એ પાપ નથી પણ
ઘરને મનમાં રાખવું એ પાપ છે. બધાને સાધુ થવાની જરૂર નથી. અરે બધા સંન્યાસ
લેશો તો સાધુઓનું સ્વાગત કોણ કરશે ? તેમને માન કોણ આપશે ? ગોપીઓની
પ્રેમ લક્ષણા ભક્તિ એવી દિવ્ય છે કે તેમને ઘરમાં રહ્યા છતાં પ્રભુની પ્રાપ્તિ થઈ છે.
ગોપી કૃષ્ણરૂપ બની છે. તેમ જેમનું મન શ્રી કૃષ્ણમાં મળશે તે કૃષ્ણરૂપ થશે. એવા
અલૌકિક ભક્તિમાર્ગનું વ્યાસ નારાયણ આ ભાગવતમાં વર્ણન કરશે અને તે ભક્તિ
દ્વારા પરમાત્માનો સાક્ષાત્કાર થશે.

ભાગવત તમારો પ્રત્યેક વ્યવહાર ભક્તિમય બનાવશે. ભાગવત વ્યવહાર અને
પરમાર્થનો સમન્વય કરી આપશે. તમને ઘરમાં તે જ આનંદ અપાવશે જે આનંદ
યોગીઓ વનમાં બેસીને ભોગવે છે. યોગીઓ સમાધિમાં જેવો આનંદ મેળવે છે તેવો
આનંદ ગૃહસ્થને પણ પ્રાપ્ત થઇ શકે તે માટે ભાગવતની રચના કરવામાં આવી છે.

સંસારના વિષયસુખમાં વૈરાગ્ય આવે અને પ્રભુ પ્રત્યે પ્રેમ જાગે તે જ ભાગવતની
લીલાકથાનો ઉદ્દેશ છે. ભાગવત એટલે ભગવાનને મેળવવાનું સાધન. સંતનો આશ્રય
કરનાર સંત બને છે. ભાગવતનો આશ્રય કરનારો ભગવાન બને છે.

ભક્તિ મંદિરમાં નહિ પણ જ્યાં બેસો ત્યાં થઈ શકે. તેને માટે એક દેશ કે
કાળની જરૂર નથી. ભક્તિ ચોવીસ કલાક કરવાની. ભક્તિનો કાળ અને ભોગનો કાળ

એવો ભેદભાવ રાખે તે ભક્તિ કરી શકતો નથી. ભક્તિ સતત કરો. ચોવીસ કલાક બ્રહ્મસંબંધ રાખો. હંમેશ ખ્યાલ રાખો, સદા સાવધાન રહો કે માયા સાથે સંબંધ ન થાય.

જ્યારે વસુદેવજીએ કૃષ્ણને મસ્તક ઉપર પધરાવ્યા, ત્યારે બ્રહ્મસંબંધ થયો એટલે હાથપગની બેડીઓ તૂટી. પરંતુ યોગમાયાને લઈને પરત આવ્યા એટલે બંધન આવ્યું. વસુદેવજીને બ્રહ્મસંબંધ થયો પરંતુ વસુદેવજી બ્રહ્મસંબંધને ટકાવી શકયા નહિ. બ્રહ્મસંબંધને ટકાવી રાખો. ઈશ્વરનું સ્મરણ છોડશો નહિ.

વૈષ્ણવો ભગવાન સાથે રમે છે. જીવ જે જે ક્રિયા કરે તે ઈશ્વરને માટે કરે, તો તેની પ્રત્યેક ક્રિયા ભક્તિ બને છે.

ભક્તિનો વિશેષ સંબંધ મન સાથે છે. જેનાથી મનથી ભક્તિ થતી નથી તેને તનથી સેવા કરવાની વિશેષ જરૂર છે. માનસી સેવા શ્રેષ્ઠ છે. સાધુસંતો માનસી સેવામાં તન્મય બને છે. એમ થાય તો જીવ કૃતાર્થ થાય. ભક્તિમાર્ગના આચાર્યો ગોપીઓ છે. તેનો આદર્શ માનસ સમક્ષ રાખવો.

જ્ઞાનમાર્ગથી, યોગમાર્ગથી જે ઈશ્વરના આનંદનો અનુભવ થાય છે તે સહેજે આ ભક્તિથી પ્રાપ્ત થાય છે. જ્ઞાની, યોગીને જે બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે તે આ જીવાત્માને પ્રાપ્ત થાય તે માટે ભાગવતની રચના કરવામાં આવી છે. એમાં ભગવાનનું સ્વરૂપ બતાવ્યું છે. ભગવાન કેવા છે?

**तापत्रयविनाशाय श्री कृष्णाय वयं नुमः ।**

પરમાત્માના સ્વરૂપનું વર્ણન કરતાં કહ્યું **तापत्रयविनाशाय** । દુઃખ એ મનનો ધર્મ છે, આત્માનો નથી. મનુષ્ય દુઃખમાં ઈશ્વરનું સ્મરણ કરે છે એટલે તેનું પરમાત્મા સાથે અનુસંધાન થાય છે. એટલે તેને આનંદ મળે છે. જીવનો સ્વભાવ સુંદર નથી. પરમાત્માનું શરીર ભલે કોઈ વાર સુંદર ન હોય. કૂર્માવતાર, વરાહાવતારમાં શરીર સુંદર નથી. પરંતુ પરમાત્માનો સ્વભાવ અતિશય સુંદર છે. બીજાનું દુઃખ દૂર કરવાનો પરમાત્માનો સ્વભાવ છે. તેથી ભગવાન વંદનીય છે. સ્વભાવ અને સ્વરૂપ બંને જેના સુંદર તે ઈશ્વર.

આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક-ત્રણે પ્રકારના તાપોનો નાશ કરનાર ભગવાન શ્રીકૃષ્ણને અમે વંદન કરીએ છીએ. ઘણા કહે છે વંદન કરવાથી શો લાભ? વંદન કરવાથી પાપ બળે છે. રાધાકૃષ્ણને વંદન કરશો, તો તમારાં સર્વ પાપ, તાપ નષ્ટ થશે. પણ વંદન એકલા શરીરથી નહિ મનથી પણ કરો, એટલે રાધાકૃષ્ણને હૃદયમાં પધરાવો અને તેમને પ્રેમથી નમન કરો. વંદન પ્રભુને બંધનમાં નાંખે છે.

દુઃખમાં સાથ આપે તે ઈશ્વર, સુખમાં સાથ આપે તે જીવ. ઈશ્વર સર્વદા દુઃખમાં જ સાથ આપે છે તેથી તે વંદનીય છે. ઈશ્વરે જેને જેને મદદ કરી છે તે દુઃખમાં જ. પાંડવો દુઃખમાં હતા ત્યાં સુધી કૃષ્ણે તેમને મદદ કરી છે. પાંડવો ગાદી ઉપર બેઠા એટલે શ્રીકૃષ્ણ ત્યાંથી ગયા છે. ઈશ્વર જેને જેને મળ્યા છે તે દુઃખમાં જ. સુખનો સાથી જીવ અને દુઃખનો સાથી ઇશ્વર છે એનું સતત મનન કરો.

મનુષ્ય પૈસા મેળવવા જેટલો પ્રયત્ન કરે છે (અને દુઃખ સહન કરે છે) તેથી પણ ઓછો પ્રયત્ન જો ઈશ્વર માટે કરે, તો જરૂર તેને ઇશ્વર મળે.



કનૈયો વગર આમંત્રણે ગોપીઓને ઘેર જતો હતો. પણ મારે ઘેર તેઓ કેમ આવતા નથી એમ કદી વિચાર્યું? તમે પણ નિશ્ચય કરો, હું મારા હાથે એવાં સત્કર્મ કરીશ કે તેઓ મારે ત્યાં આવશે.

ભગવાનને હાથ જોડવા, મસ્તક નમાવવા એટલે શું? હાથ એ ક્રિયાશક્તિનું પ્રતીક છે. હાથ જોડવા એટલે કે મારા હાથે હું સત્કર્મ કરીશ. મસ્તક નમાવવું એટલે મારી બુદ્ધિ શક્તિ હે નાથ! મેં તમને અર્પણ કરી છે. વંદન કરવું એટલે ક્રિયાશક્તિ અને બુદ્ધિ શક્તિનું ભગવાનને અર્પણ કરવું તે.

મારા ભગવાનને વંદન કરવાથી પાપ તાપનો નાશ થાય છે. નિર્ભય થવું હોય તો પ્રેમથી શ્રી કૃષ્ણને વંદન કરજો. મારા ભગવાન દયાના સાગર છે. વંદન કેવળ વાણીથી કે શરીરથી નહિ, પણ હૃદયથી વંદન કરજો. હૃદયથી વંદન કરવાથી ભગવાન સાથે બ્રહ્મસંબંધ થાય છે.

ઘર બહાર નીકળો ત્યારે ઠાકોરજીને વંદન કરીને નીકળજો. ઈશ્વર પ્રેમ માંગે છે અને પ્રેમ આપે છે. ઈશ્વર માને છે, મારો છે અને મારી પાસે ભીખ માંગે છે. વંદન કરવાથી ઈશ્વર સાથે સંબંધ થાય છે. આ જીવનો સ્વભાવ એવો છે કે તે પ્રભુને વંદન કરતો નથી. ઘરમાં દાખલ થાય છે ત્યારે સ્રી ઘરમાં ન હોય તો પોતાના બાળકને પૂછે છે, તારી બા ક્યાં ગઇ? પણ એની શી જરૂર છે? બહાર ગઈ હોય તો રામ રામ કરને. બહારથી ઘરમાં આવો ત્યારે પણ ઈશ્વરને વંદન કરો. રસ્તે ચાલતાં પણ વંદન કરો. ઈશ્વર સાથે એવો સંબંધ રાખો કે નિત્ય અનુભવ થાય કે ઠાકોરજી નિત્ય મારી સાથે છે. જીવ ઈશ્વરથી થોડી પળ માટે પણ દુર થાય તો જીવની છાતી ઉપર વિષયો ચઢી બેસે છે. તેથી ઈશ્વર જ્યારે સાથે હોય ત્યારે આ વિષયો ચઢી બેસતા નથી. પ્રત્યેક કાર્યના આરંભમાં પ્રભુને વંદન કરો.

પરમાત્મા શ્રી કૃષ્ણને આરંભમાં વંદન કરે છે. આ જીવ પ્રેમથી પરમાત્માને પ્રણામ કરે, તો પરમાત્મા પ્રસન્ન થાય છે. પ્રણામથી પ્રસન્ન થાય તે પરમાત્મા અને પદાર્થથી પ્રસન્ન થાય તે જીવાત્મા. આ જીવ બીજું કાંઈ ન કરે તો પરમાત્માને વારંવાર વંદન કરે. વંદન કરો તો સદ્ભાવથી કરો. પરામાત્માના મારા ઉપર અનંત ઉપકાર છે. પ્રભુએ આપણા ઉપર કેટકેટલા ઉપકાર કર્યા છે! બોલવા, ખાવા જીભ આપી, જોવા આંખ આપી, સાંભળવા કાન આપ્યા, વિચાર કરવા મન આપ્યું, બુદ્ધિ અને વિચારશક્તિ આપી. ઈશ્વરના ઉપકારોને યાદ કરો અને કહો કે ભગવાન હું તમારો ઋણી છું. આવી ભાવના સાથે વંદન કરો. મારા પ્રભુએ મારા ઉપર કૃપા કરી છે. પરમાત્માની કૃપાથી હું સુખી છું. મારા પાપ અનંત છે પણ નાથ તમારી કૃપા પણ અનંત છે. ભાવપૂર્વક વંદન કરો તો જ તે સફળ થાય છે.

વિચાર કરો કે મને પ્રભુએ આપ્યું છે તેના માટે હું લાયક છું? નાથ, હું નાલાયક છું, પાપી છું છતાં ઠાકોરજીએ મને સંપત્તિ આબરૂ જગતમાં આપ્યાં છે. જીવ લાયક નથી તો પણ જીવને પ્રભુએ ઘણું આપ્યું છે. નાથ તમારા અનંત ઉપકાર છે. નાથ તેનો બદલો હું આપી શકું તેમ નથી. માત્ર તમને વંદન કરું છું. વંદન કરવાથી અભિમાનનો ભાર ઓછો થાય છે. ઠાકોરજીમાં બીલકુલ ભાર નથી કારણ કે

તેનામાં અભિમાન નથી. કૃષ્ણ બોડાણાની પત્નીની નાકની વાળીથી તોળાયા છે ભાગવતનો આરંભ વંદનથી કર્યો છે અને સમાપ્તિ પણ વંદનથી કરી છે.

**नमामि हरिं परम् ।**

એકલા કૃષ્ણને વંદન કર્યાં નથી. પણ કહ્યું છે **श्री कृष्णाय राधा कृष्णाय वयं नुमः ।** શ્રી નો અર્થ છે રાધાજી. શ્રી રાધાજી સાથે વિરાજેલા ઠાકોરજીને હું વંદન કરું છું પરમાત્માને વંદન કર્યાં પછી ભાગવતના વક્તા શ્રી શુકદેવજીને વંદન કર્યાં છે. વંદન કરી તમારી ક્રિયાશક્તિ અને બુદ્ધિશક્તિનું અર્પણ કર્યા બાદ પછી કાંઈ અઘટિત કાર્ય ન કરવું અને ન વિચારવું.

વાંચે અને વિચારે એના કરતાં જીવનમાં ઉતારે તે શ્રેષ્ઠ છે.

**वेदनका अंत नहि और पुराणोंका पार नहि ।** મનુષ્યજીવન થોડું છે અને શાસ્ત્રનો પાર નથી, પરંતુ તે એકને એટલે ઈશ્વરનો જાણો એટલે સઘળું જાણી જશો.

કળિયુગનો માણસ થોડા સમયમાં પણ ભગવાનને પ્રાપ્ત કરી શકે છે એ બતાવ્યું છે ભાગવત શાસ્ત્રે.

સૂતજી કહે છે:—સાત દિવસમાં પરીક્ષિતે સદ્ગતિ પ્રાપ્ત કરી એ મેં નજરે જોયું છે. પરીક્ષિતનો ઉદ્ધાર થયો પણ આપણા સર્વનો ઉદ્ધાર કેમ થતો નથી? પરીક્ષિત જેવા શ્રોતા થવું જોઈએ અને વક્તાએ શુકદેવજી જેવા થવું જોઈએ તો ઉદ્ધાર થાય.

આપણે સર્વ પરીક્ષિત છીએ. આ જીવ ગર્ભમાં આવ્યો ત્યારે જેણે મારી રક્ષા કરેલી તે ચતુર્ભુજ સ્વરૂપવાળો પુરુષ ક્યાં છે? ક્યાં છે? એમ વિચારી ઈશ્વરને સર્વમાં જોનાર જીવ એ પરીક્ષિત.

પરીક્ષિત એટલે ભગવાનનાં દર્શન કરવા માટે આતુર થયેલો છે તેવો જીવ.

પરીક્ષિતની આતુરતાનું એક કારણ હતું. તેને ખબર પડી હતી કે સાત દિવસમાં મારું મૃત્યુ થવાનું છે, તક્ષકનાગ કરડવાનો છે.

જીવમાત્રને તક્ષકનાગ કરડવા આવવાનો છે. તક્ષક એ કાળનું સ્વરૂપ છે તેમ ભાગવતના એકાદશ સ્કંધમાં કહ્યું છે. કાળ તક્ષક કોઈને છોડતો નથી. તે સાતમે દિવસે જ કરડે છે. વાર સાત છે. અને સાત વારમાંથી એક વારે તો અવશ્ય તે કાળ કરડવાનો જ. આ સાતમાંથી કોઈ એક વાર આપણા માટે નક્કી જ છે ને! તો પરીક્ષિતની જેમ કાળને ભૂલશો નહિ.

કોઈ પણ જીવને કાળની બીક લાગે છે. મૃત્યુની બીક મનુષ્યને જ તેવું નથી. બ્રહ્માજીને પણ કાળનો ડર લાગે છે. ભાગવત મનુષ્યને નિર્ભય બનાવે છે. ભાગવતમાં લખ્યું છે, ધ્રુવજી મૃત્યુના માથા ઉપર મૂકીને વૈકુંઠમાં ગયા છે. પરીક્ષિત રાજા સમાપ્તિમાં બોલ્યા છે, મને કાળની બીક નથી. ભાગવત સાંભળ્યા પછી પરમાત્મા સાથે પ્રેમ કરે તેને કાળની બીક લાગતી નથી. ભાગવતનો આશ્રય કરે તે નિર્ભય બને છે.

લોકો મૃત્યુને અમંગળ માને છે, પરંતુ તે અમંગળ નથી. મૃત્યુ એ પરમાત્માનો સેવક છે એટલે તે પણ મંગળ છે. ઠાકોરજીને થાય કે મારો દીકરો લાયક થયો છે કે નહિ તે જોવા માટે મૃત્યુને આજ્ઞા કરે છે કે તે જીવને પકડી લાવ. જેને પાપનો વિચાર આવતો નથી



તેનું મૃત્યુ મંગળમય થાય છે. જીવનમાં મનુષ્ય મરણની સાચી બીક રાખતો નથી એટલે તેનું જીવન બગડે છે, મરણ બગડે છે.

અંતકાળમાં મનુષ્યને જે ગભરામણ થાય છે તે કાળની નહિ પણ પોતે કરેલાં પાપોની યાદથી તેને ગભરામણ થાય છે. પાપ કરતી વખતે મનુષ્ય ડરતો નથી. ડરે છે ત્યારે કે પાપની સજા થવાનો જ્યારે વખત આવે છે. વ્યવહારમાં લોકો એક બીજાની બીક રાખે છે: મુનીમ શેઠની, કારકુન અમલદારની વગેરે. ત્યારે મનુષ્ય કોઈ દિવસ ઈશ્વરનો ડર રાખતો નથી. તેથી તે દુઃખી થાય છે.

ભાગવત મનુષ્યને નિર્ભય બનાવે છે. નિર્ભયતા ભગવાનનો આશ્રય કરવાથી પ્રાપ્ત થાય છે. હું મારા શ્રીકૃષ્ણનો અંશ છું. હું ભગવાનનો છું. થોડા પૈસા ખીસ્સામાં હોય તો મનુષ્યને હિંમત રહે છે. ત્યારે પરમાત્માને નિત્ય સાથે રાખીને ફરે એ નિર્ભય બને તેમાં શું આશ્ચર્ય? ભીતિ વગર પ્રભુમાં પ્રીતિ થતી નથી. કાળનો ડર રાખો. કાળની, મરણની ભીતિથી પ્રભુમાં પ્રીતિ થાય છે. માટે પાપની, ધર્મની, કાળની ભીતિ રાખજો. મનુષ્ય કાયમ કાળની બીક રાખે, તો તેનાથી પાપ થશે નહિ. નિર્ભય થવું હોય તો પાપ કરવાનું છોડી દેજો. ભાગવતશાસ્ત્ર આપણને નિર્ભય બનાવે છે. મનુષ્યને બીજી ભીતિ ન હોય તોપણ કાળની ભીતિ સર્વને છે. કામનો નાશ કરી ભક્તિમય, પ્રેમમય જીવન ગાળે તો તે કાળ ઉપર વિજય પ્રાપ્ત કરે છે. કામને મારે તે કાળનો માર ખાતો નથી. કામના, કાળના મારમાંથી છૂટવું હોય તો પરમાત્મા સાથે ખૂબ પ્રેમ કરવો પડશે. ઈશ્વર સાથે પ્રેમ કર્યા વગર આ વિકારો, કામ, ક્રોધ જતા નથી. પરમાત્મા સાથે પ્રેમ કરો એટલે કાળની બીક લાગશે નહિ. ધ્રુવજી મૃત્યુના માથા ઉપર પગ રાખી વૈકુંઠધામમાં ગયા છે. કાળ એ જ તક્ષકનાગનું સ્વરૂપ છે. કાળ તક્ષક કોઈને છોડતો નથી, કોઈની ઉપર તેને દયા આવતી નથી. માટે આ જન્મમાં જ કાળ ઉપર વિજય મેળવો. જ્યારે જન્મ થાય છે ત્યારે મૃત્યુનો સમય, મૃત્યુનું કારણ નક્કી કરવામાં આવે છે.

પાપ કરવામાં મનુષ્ય જેટલો સાવધ રહે છે, તેટલો પુણ્ય કરવામાં સાવધ રહેતો નથી. પાપ જાહેર થશે તો જગતમાં ખોટું દેખાશે. પાપ એકાગ્ર ચિત્તથી કરે છે. એટલે જ અંતકાળે તેને પાપનું સ્મરણ થાય છે. તેથી અંતકાળમાં જીવ ગભરાય છે. તેને કરેલાં પાપો પ્રત્યક્ષ દેખાય છે. જીવ ગભરાય છે મેં મરવાની કાંઇ તૈયારી કરી નથી. મારું હવે શું થશે? મનુષ્ય સર્વ કાર્ય માટે તૈયારી કરે છે, પણ મરવાની તૈયારી તે કરતો નથી. લગ્નની તૈયારી કરો છો તેમ ધીરે ધીરે મરણની પણ તૈયારી કરજો. મૃત્યુ માટે સાવધાન રહેજો. મૃત્યુ એટલે પરમાત્માને જીવનનો હિસાબ આપવાનો પવિત્ર દિવસ. ભગવાન પૂછશે મેં તને આંખ આપી હતી તેનું તેં શું કર્યું? કાન આપ્યા હતા તેનો શું ઉપયોગ કર્યો? તને તન, મન આપ્યાં હતાં તેનું તેં શું કર્યું? આ હિસાબમાં જો ગરબડ હોય તો ગભરામણ થાય છે. સાધારણ ઇન્કમટેક્ષ ઑફિસરને હિસાબ આપવાનો હોય છે તોપણ મનુષ્ય ગભરાય છે, ઠાકોરજીને વંદન કરવા જાય છે. હે પ્રભુ! મેં ચોપડા જુદા જુદા બનાવ્યા છે પણ ધ્યાન રાખજો. એક વર્ષનો હિસાબ આપવામાં આટલી ગભરામણ તો આખા જીવનનો હિસાબ આપતી વખતે શું દશા થશે? પ્રભુએ આપણને જે આપ્યું છે તેનો હિસાબ આપવો પડશે.

મરણને સુધારવું હોય તો પ્રતિક્ષણને સુધારજો. આંખનો સદુપયોગ કરો મનનો

સદુપયોગ કરો, ધનનો સદુપયોગ કરો, વાણીનો સદુપયોગ કરો, તો મરણ સુધરશે. પ્રતિક્ષણે ઇશ્વરનું સ્મરણ રાખે તેનું મરણ સુધરે છે. ભાગવત મરણ સુધારે છે.

રોજ સ્મશાને જવાની જરૂર નથી, પણ સ્મશાનને રોજ યાદ કરવાની જરૂર છે. શંકર સ્મશાનમાં વિરાજે છે. શંકર જ્ઞાનના દેવ હોવાથી સ્મશાનમાં રહે છે. સ્મશાન એ જ્ઞાનભૂમિ છે. સ્મશાનમાં સમભાવ જાગે છે તેથી જ્ઞાન પ્રગટ થાય છે. તેથી તે જ્ઞાનભૂમિ છે. સમભાવ જાગે તેનું નામ સ્મશાન. સ્મશાનમાં કોઈપણ આવે. રાજા આવે કે રંક, મુર્ખ આવે કે વિદ્વાન, વગેરેના શરીરની રાખ જ થાય છે. સમભાવ એટલે વિષમ ભાવનો અભાવ. સમભાવ એ જ ઈશ્વરભાવ. મનુષ્ય સર્વમાં સમભાવ રાખી વ્યવહાર કરે તો તેનું મરણ સુધરે છે. સર્વમાં ઈશ્વરભાવ જાગે તો જીવ દૈન્ય બને, અને પરમાત્માને પ્રસન્ન કરવાનું સાધન પણ દૈન્ય છે.

મનુષ્યને અમર બનવું છે. ભાગવતની કથા અમર છે. અમર કથાનો આશ્રય કરે તે અમર બને છે. પરીક્ષિત, શુકદેવજી અમર છે. ભાગવતની કથા તમને અમર બનાવે છે, ભક્તિરસનું દાન કરે છે. મીરાંબાઇ દ્વારકાધીશમાં અને ગૌરાંગ પ્રભુ ભક્તિથી સદેહે જગદીશમાં શમી ગયા અને અમર બન્યા છે. ભાગવતની કથા સાંભળો. અનાયાસે સમાધિ લાગશે. યોગ તપ વિના ભગવાનને મેળવવાનું સાધન છે ભાગવત શાસ્ત્ર.

ભાગવત ભગવાન એવા સરળ છે કે તે બધા સાથે બોલવા તૈયાર છે, જ્યારે ભગવાન કોઈક અધિકારી સાથે બોલે છે.

ભાગવતશાસ્ત્ર મનુષ્યને નિઃસંદેહ બનાવે છે. આ કથામાં બધું આવી જાય છે બુદ્ધિનો પરિપાક, જ્ઞાનનો પરિપાક, જીવનનો પરિપાક વગેરે થયા પછી વ્યાસજીએ આ ગ્રંથની રચના કરી છે. ભગવન્નામનો જપ કરતાં પ્રેમથી આ કથા શ્રવણ કરજો. તમે નિઃસંદેહ થશો. ભાગવત નારાયણરૂપ છે, પરિપૂર્ણ છે. તેના શ્રવણથી આસ્તિકને પણ માર્ગદર્શન મળશે. નાસ્તિક હશે તે આસ્તિક થશે. શુકદેવજી જેવા આત્મારામ મુનિએ સર્વસ્વ છોડયું પણ આ કથા છોડી નહિ. આત્મારામ કોટીના મહાત્માઓ પણ આ કૃષ્ણકથામાં પાગલ બને છે. સિદ્ધ, આસ્તિક, નાસ્તિક, પામર દરેકને આ કથા દિવ્ય જીવનનું દાન કરે છે. વ્યવહારનું જ્ઞાન પણ ભાગવતમાં આવશે. ભાગવતમાં જ્ઞાનયોગ, કર્મયોગ, સમાજધર્મ, સ્ત્રીધર્મ, આપદ્ધર્મ, રાજનીતિ વગેરેનું જ્ઞાન ભર્યું છે. આ એક જ શાસ્ત્ર એવું છે કે જેનું શ્રવણ, મનન કર્યા પછી કંઇ જાણવાનું બાકી રહેતું નથી.

સાધકને સાધનમાર્ગમાં કેવા સંશયો આવે છે તે વિચારી વ્યાસજીએ આ કથા કરેલી છે. વ્યાસજીએ માન્યું છે કે જે મારા ભાગવતમાં નથી તે જગતના કોઈ ગ્રંથમાં નથી. ભાગવતમાં છે તે જ બીજા ગ્રંથોમાં છે. यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न कुत्रचित्। ભાગવત શાસ્ત્ર એ પરિપૂર્ણ નારાયણનું સ્વરૂપ છે. તે અતિશય દિવ્ય છે.

વ્યાસાશ્રમમાં ભાગવતના આરંભમાં પૂજન માટે વ્યાસજીએ ગણપતિ મહારાજનું આવાહન કર્યું એટલે ગણપતિ મહારાજ પ્રગટ થયા. વ્યાસજીએ કહ્યું, મારે ભાગવત શાસ્ત્રની રચના કરવી છે. પરંતુ લખે કોણ? ગણપતિ કહે બહુ સારુ, હું લખવા તૈયાર છું. પરંતુ હું એક ક્ષણ પણ નવરો નહિ બેસું. ગણપતિનું વાહન ઉંદર છે. ઉંદર એટલે ઉદ્યોગ. ઉદ્યોગ ઉપર બેસે તેની સિદ્ધિ, બુદ્ધિ દાસી થાય છે. સતત ઉદ્યોગ કરો તો રિદ્ધિસિદ્ધિ તમારી દાસી થશે. એક ક્ષણ ઈશ્વરના ચિંતન વગર બેસશો નહિ.



પ્રત્યેક કાર્યના આરંભમાં ગણપતિની પૂજા કરવામાં આવે છે. ગણપતિ વિઘ્નહર્તા છે. ગણપતિનું પૂજન કરવું એટલે જિતેન્દ્રિય થવું. ગણપતિ કહે કે હું નવરો બેસતો નથી. જે નવરો બેસતો નથી તેનું અમંગળ થતું નથી.

ગણપતિ મહારાજ થયા છે લેખક અને વ્યાસજી થયા છે વક્તા. ગણપતિએ કહ્યું, હું એક ક્ષણ પણ નવરો નહિ બેસું. ચોવીસ કલાક તમારે કથા કરવી પડશે. ત્યારે વ્યાસજીએ કહ્યું. હું જે બોલું તે યોગ્ય છે કે અયોગ્ય તે વિચારી વિચારપૂર્વક લખજો. સો શ્લોક થાય એટલે વ્યાસજી એક કૂટ શ્લોક મૂકે. તે વિચાર કરવામાં ગણપતિને સમય લાગે, ત્યાં વ્યાસજી પોતાના બીજાં કાર્યો પતાવી લે છે.

દેવોને અપરોક્ષતા બહુ પ્રિય છે. લખ્યું છે કે ચિત્રકેતુ રાજાને એક કરોડ રાણીઓ હતી. સંસારના વિષયો મનમાં રાખે છે તે જ ચિત્રકેતુ છે. સંસારનાં સર્વ ચિત્રો જેના મનમાં બેસી ગયાં છે તે ચિત્રકેતુ છે. તે મન જ્યારે વિષયોમાં તન્મય બને છે, ત્યારે તેની મનોવૃત્તિ કરોડગણી બને એટલે તે એક કરોડ રાણી સાથે રમણ કરે છે તેવો અર્થ છે.

ભાગવતમાં અનેકવાર આવા પ્રસંગો આવે છે તેનો વક્તાશ્રોતા વિચાર કરે, તેનો લક્ષ્યાર્થ શું છે તે વિચારે. તેથી વ્યાસજી અતિશયોક્તિ પણ કરે છે. લખ્યું છે, હિરણ્યાક્ષના મુકુટનો અગ્રભાગ સ્વર્ગને સ્પર્શ કરતો હતો અને એના શરીરથી દિશાઓ આચ્છાદિત થઈ જતી હતી. દહાડે દહાડે લોભ વધે છે તે તત્ત્વ બતાવવાનો આનો ઉદ્દેશ છે.

સત્કર્મમાં વિઘ્ન આવે છે તેથી સાત દિવસની કથાનો ક્રમ બતાવ્યો છે. સૂત અને શૌનકાદિકની કથા એક હજાર દિવસ ચાલેલી. વિઘ્ન ન આવે તે માટે વ્યાસજી પ્રથમ શ્રી ગણેશાય નમઃ, ગણપતિ મહારાજને વંદન કરે છે. તે પછી સરસ્વતીને વંદન કરે છે. સરસ્વતીની કૃપાથી મનુષ્યમાં સમજ આવે છે. સદ્ગુરુને વંદન કરે છે. તે પછી ભાગવતના પ્રધાન દેવ શ્રી કૃષ્ણને વંદન કરે છે.

ભાગવત શાસ્ત્રની રચના થયા પછી આ ગ્રંથનો પ્રચાર કોણ કરશે? વ્યાસજીએ વૃદ્ધાવસ્થામાં આ ગ્રંથની રચના કરી છે એટલે પોતે આ ગ્રંથનો પ્રચાર કરી શકવાના નથી. વૃદ્ધાવસ્થામાં ભાગવતશાસ્ત્રની રચના કર્યા પછી તેને ચિંતા થઈ આ શાસ્ત્ર હું કોને આપું? ભાગવત મેં માનવ સમાજના કલ્યાણ માટે બનાવ્યું છે. ભાગવતની રચના કર્યા પછી કલમ મૂકી દીધી છે. બહુ બોલ્યો, બહુ લખ્યું હવે સંપૂર્ણપણે ઈશ્વર સાથે સંબંધ જોડીશ. પ્રભુથી વિખૂટા પડેલાં જીવો મારા શ્રી કૃષ્ણની સન્મુખ આવે તે માટે મેં ભાગવત શાસ્ત્ર બનાવ્યું છે. ભાગવત એ પ્રેમશાસ્ત્ર છે. આ પ્રેમશાસ્ત્રનો પ્રચાર જે અતિશય વિરકત હોય તે જ કરી શકે. શ્રી કૃષ્ણ સિવાય બીજા સાથે પ્રેમ કરનારો આ કથાનો અધિકારી નથી. આવો કોણ મળે? સંસારના કોઈ વિષયો પ્રત્યે રાગ ન હોય તેવો જન્મથી વૈરાગી કોણ મળે? સંસારસુખ ભોગવ્યા પછી ઘણાને વૈરાગ્ય આવે છે પણ જન્મથી વૈરાગ્ય અપનાવેલું હોય તેવો કોણ મળે? કોઈ લાયક પુત્રને આ જ્ઞાન આપી દઉં. જેથી તે જગતનું કલ્યાણ કરે. આવા વિચારે વૃદ્ધાવસ્થામાં વ્યાસજીને પુત્રૈષણા જાગી છે. ભગવાન શંકર વૈરાગ્યનું સ્વરૂપ છે. શિવજી મારા ઉપર કૃપા કરે અને મારે ત્યાં પુત્ર રૂપે આવે તો આ કાર્ય થાય. રુદ્રનો જન્મ છે પણ મહારુદ્રનો જન્મ નથી. ભગવાન શિવ પરબ્રહ્મ છે. તેનો જન્મ નથી. શિવજી મહારાજ જન્મ

ધારણ કરે તો આ ભાગવતનો પ્રચાર કરે. ભાગવતશાસ્ત્રનો પ્રચાર શિવજી જ કરી
શકે. તેનામાં સંપૂર્ણ વૈરાગ્ય છે. જન્મથી જે વિરક્ત હોય તે ભાગવતનો પ્રચાર કરી
શકે. શુકદેવજીમાં સંપૂર્ણ વૈરાગ્ય છે. વ્યાસજીએ શંકરની આરાધના કરી. શિવજી
મહારાજ પ્રસન્ન થયા. વ્યાસજીએ માંગ્યું:—સમાધિમાં જે આનંદ આપ ભોગવો છો
તે જગતને આપવા આપ મારે ઘેર પુત્રરૂપે પધારો. ભગવાન શંકરને આ સંસારમાં
આવવું ગમતું નથી. સંસારમાં આવ્યા પછી માયા વળગે છે. કોલસાની ખાણમાં જાય
તો હાથપગ કાળા થયા વિના ન રહે. વ્યાસજીએ કહ્યું, મહારાજ તમને આવવાની જરૂર
નથી પણ અનેક જીવોનું કલ્યાણ કરવા આપ આવો. તમને માયા શું અસર કરી
શકવાની હતી ? શિવજીએ વિચાર્યું, સમાધિમાં હું જે આનંદનો અનુભવ કરું છું તે
જગતને ન આપું તો હું એકલપેટો ગણાઉં. મારે જગતને સમાધિના આનંદનું દાન કરવું
છે. શિવજી અવતાર લેવા તૈયાર થયા. શુકદેવજી ભગવાન શિવનો અવતાર હતા એટલે
તેઓ જન્મથી પૂર્ણ નિર્વિકાર છે. જે જન્મથી વિરક્ત હોય તે સોળ આની વૈરાગી કહેવાય.

જ્ઞાની પુરુષો માયાનો સંગ રાખતા નથી. જ્ઞાની પુરુષો માયાથી અસંગ રહેવા
પ્રયત્ન કરે છે, ત્યારે વૈષ્ણવો માયામાં પણ ઈશ્વરનો અનુભવ કરે છે.

શુકદેવજીના જન્મની કથાઓ અન્ય પુરાણોમાં છે. શુકદેવજી સોળ વર્ષ સુધી
માના પેટમાં રહ્યા છે. માના પેટમાં સોળ વર્ષ સુધી પરમાત્માનું ધ્યાન કર્યું છે.
વ્યાસજીએ પૂછ્યું કે તું કેમ બહાર આવતો નથી ? શુકદેવજીએ જવાબ આપ્યો, હું
સંસારના ભયથી બહાર આવતો નથી. મને માયાની બીક લાગે છે. તે પછી દ્વારકાનાથે
આશ્વાસન આપ્યું કે મારી માયા તને વળગી શકશે નહિ. તે પછી શુકદેવજી માતાના
ગર્ભમાંથી બહાર આવ્યા. શુકદેવજીની બ્રહ્મનિષ્ઠા, વૈરાગ્ય, અલૌકિક પ્રેમલક્ષણા ભક્તિ
જોઈ વ્યાસજી પણ શુકદેવજીને માન આપે છે. જન્મ થતાં વેંત શુકદેવજી વન તરફ જવા
લાગ્યા. અરણીદેવીએ પ્રાર્થના કરી મારો દીકરો નિર્વિકાર બ્રહ્મરૂપ છે. તે મારી પાસેથી
દૂર ન જાય. તેને રોકો. તેને રોકો. વ્યાસજી સમજાવે છે જે આપણને ખૂબ ગમે તે
પરમાત્માને અર્પણ કરવું. તે જગતનું કલ્યાણ કરવા જાય છે. તે પછી વ્યાસજી પણ
વિહ્વળ થયા. વ્યાસજી વિચારે છે હવે જાય છે તે પાછો આવવાનો નથી. મહાન જ્ઞાની
હતા છતાં પુત્રની પાછળ પાછળ દોડે છે. વ્યાસ નારાયણ શુકદેવજીને બોલાવે છે, હે
પુત્ર, હે પુત્ર પાછો વળ. મને છોડીને જઈશ નહિ. હું તને લગ્ન કરવા આગ્રહ નહિ
કરું. પરંતુ શ્રી કૃષ્ણનું ધ્યાન કરતાં કરતાં શુકદેવજી સઘળાનું ભાન ભૂલ્યા છે. ત્યાં હવે
કોણ પિતા ? કોણ માતા ? લૌકિક સંબંધનું વિસ્મરણ થાય છે ત્યારે બ્રહ્મસંબંધ થાય
છે. લૌકિક સંબંધનું સ્મરણ છે, ત્યાં સુધી ઈશ્વરમાં આસક્તિ થતી નથી.

સર્વવ્યાપક થયેલા શુકદેવજીએ વૃક્ષો દ્વારા જવાબ આપ્યો. હે મુનિરાજ ! તમને
પુત્રના વિયોગથી દુઃખ થાય છે. પણ અમને જો કોઇ પત્થર મારે તેને અમે ફળ આપીએ
છીએ. વૃક્ષનો પુત્ર છે ફળ. પત્થર મરનારને ફળ આપે એ જ વૈષ્ણવ. તો તમે પુત્ર
વિયોગથી શું કામ રડો છો ? તમારો પુત્ર જગતનું કલ્યાણ કરવા જાય છે. વ્યાસજી
હજી વ્યગ્ર છે. ત્યારે શુકદેવજીએ કહ્યું, આ જીવ અનેકવાર પુત્ર બન્યો, અનેકવાર
પિતા બન્યો છે. વાસનામાં બંધાયેલો જીવ અનેક વાર પિતા, પુત્ર સ્ત્રી બને છે.
અનેકવાર પૂર્વજન્મના શત્રુઓ ઘરમાં આવે છે. વાસનાના કારણે દાદો જ પૌત્ર
તરીકે આવે છે. વાસના જ પુનર્જન્મનું કારણ બને છે. પિતાજી તમારા મારા



અનેક જન્મો થયા છે. પુર્વજન્મ યાદ રહેતો નથી એ જ સારું છે. પિતાજી તમે મારા પિતા નથી. હું તમારો પુત્ર નથી. તમારા અને મારા સાચા પિતા નારાયણ છે. વાસ્તવિક રીતે જીવનો સાચો સંબંધ ઈશ્વર સાથે છે. પિતાજી મારી પાછળ ન પડો, ભગવાન પાછળ પડો. પિતાજી તમારું જીવન પરમાત્મા માટે બનાવો. મને જે આનંદ મળ્યો છે તે આનંદ જગતને આપવા હું જાઉં છું. ત્યાંથી શુકદેવજી નર્મદા કિનારે આવ્યા. શુકદેવજીએ વ્યાસજીને કહ્યું, આ કાંઠે હું બેસું છું, સામે કાંઠે તમે વિરાજો. પિતાજી મારું ધ્યાન ન કરો. દૂરથી ભલે મને નિહાળો પણ ધ્યાન તો પરમાત્માનું જ કરો. જે પરમાત્મા પાછળ પડે છે તે જ્ઞાની છે. પૈસા પાછળ ન પડો પણ પરમાત્મા પાછળ પડો. ભાગવતની કથા સાંભળ્યા પછી તમે પણ પરમાત્માની પાછળ પડો. તો કથા સાંભળી સાર્થક થશે. આ નર નારાયણની પાછળ પડે તો કૃતાર્થ થાય છે. વ્યાસજી પત્નીને સમજાવે છે, તને જે શુક ખૂબ ગમે છે તે અંતર્યામીને અર્પણ કરજે. જે ખૂબ ગમતું હોય તે પ્રભુને આપીએ, તો આપણે પ્રભુને ગમીએ.

આવા સર્વભૂતહૃદય સ્વરૂપ મારા સદ્‌ગુરુ શ્રી શુકદેવજીના ચરણમાં હું વારંવાર વંદન કરું છું.

સૂતજીએ શુકદેવજીને પ્રણામ કરી આ કથાનો આરંભ કર્યો છે.

એકવાર નૈમિષારણ્ય ક્ષેત્રમાં શૌનકજીએ સૂતજીને કહ્યું—આજદિન સુધી કથાઓ બહુ સાંભળી. હવે કથાનું સાર તત્ત્વ સાંભળવાની ઈચ્છા છે. અમારે હવે કથા સાંભળવી નથી. સર્વ કથાનો સાર સાંભળવો છે. **कथासारं मम कर्णरसायनम्** । એવી કથા જ સંભળવો કે જેથી અમારી શ્રી કૃષ્ણ પ્રત્યેની ભક્તિ દૃઢ થાય, અમને શ્રી કૃષ્ણની પ્રાપ્તિ થાય.

માખણ એ સર્વનું સાર છે અને સર્વના સાર શ્રી કૃષ્ણ ભગવાન છે.

ઠાકોરજીને માખણ બહુ ભાવે છે. લાલાને માખણ ભાવે રે, બીજું કાંઈ કામ ન આવે રે. માખણ એ સર્વનું સાર છે. પરમાત્મા સારભોગી છે. અત્યાર સુધી બહુ પુસ્તકો વાચ્યાં. જેને પરમાત્માને પ્રાપ્ત કરવા છે તેવા સાધકને માટે આજ્ઞા છે કે તે બહુ ગ્રંથ ન વાંચે. અનેક ગ્રંથો વાંચવાથી બુદ્ધિમાં વિક્ષેપ ઊભો થાય છે. અમારા બાલકૃષ્ણ સારભોગી છે. તેથી વૈષ્ણવો સાર ભોગી છે. તેથી સર્વ કથાઓનું સાર તત્ત્વ સાંભળવાની ઇચ્છા છે.

જીવ પ્રકૃતિનો ભોગ છોડે અને શ્રી કૃષ્ણમાં મન જોડે તો જીવ પણ શિવ બને.

ભાગવત એ માખણ છે. બીજા શાસ્ત્રો દૂધ, દહીં જેવાં છે. સર્વ શાસ્ત્રોમાં સાર રૂપ આ કૃષ્ણકથા છે.

શૌનકજી કહે છે :—જ્ઞાન અને વૈરાગ્ય સાથે ભક્તિ વધે એવી સારભૂત કથા સંભળાવો.

જ્ઞાન વધે, ભક્તિ વધે એવું સારતત્ત્વ સંભળાવો કે જેથી અમે ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરીએ.

જ્ઞાન વૈરાગ્ય સાથે ભક્તિને વધારવા આ કથા છે. કથા રડવા માટે છે. મહાન ભક્તોના, મહાન પુરુષોનાં ચરિત્રો સાંભળી આપણને ભાન થાય કે હાય હાય મેં મારા આત્માના ઉદ્ધાર અર્થે કાંઈ કર્યું નહિ. કથા સાંભળ્યા પછી કરેલાં પાપનો પશ્ચાત્તાપ થાય અને પ્રભુ પ્રત્યે પ્રેમ જાગે તો કથા સાંભળી સાચી. સંસારના વિષયો પ્રત્યે જો વૈરાગ્ય ન આવે અને પ્રભુ પ્રત્યે પ્રેમ ન જાગે તો તેવી કથા કથા જ નથી. બ્રહ્માએ નારદજીને આજ્ઞા કરી છે, બેટા કથા કર પણ એવી કથા કર કે મારા પ્રભુમાં લોકોની પ્રેમમયી ભક્તિ થાય. કથા મનુષ્યના જીવનને સુધારે છે, જીવનનું પરિવર્તન કરે છે. કથા મનુષ્યના જીવનમાં ક્રાંતિ કરે છે. કથા સાંભળ્યા પછી જીવનમાં ફેરફાર ન થાય તો માનજો મેં કથા સાંભળી નથી. શૌનક મુનિએ તેથી પ્રાર્થના કરી છે, અમારું જ્ઞાન વધે, વૈરાગ્ય વધે, ભક્તિ વધે એવી કથા કહો. એકલી ભક્તિ વધે તેમ કહ્યું નથી. ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યની સાથે વધે.

શીરામાં લૌકિક દૃષ્ટિએ ઘઉંની કિંમત ઓછી છે. છતાં લોટ વિના શીરો થતો નથી. તત્ત્વદૃષ્ટિથી વિચાર કરો તો તેની કિંમત ઘી જેટલી જ છે. શીરો કરવામાં ઘઉં, ગોળ અને ઘીની સરખી જરૂર છે. તેવી રીતે જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય એ સમાન છે. જીવનમાં એ ત્રણેની જરૂર છે. સોળ આની જ્ઞાન અને સોળ આની વૈરાગ્ય આવે, ત્યારે જીવનો જીવભાવ જાય છે. જેનામાં જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય પરિપૂર્ણ હોય તે ઉત્તમ વક્તા છે. અનેક ઋષિમુનિઓ ત્યાં ગંગા કિનારે બેઠા હતાં પણ કોઈ કથા કરવા તૈયાર ન થયું, ત્યારે ભગવાને શુકદેવજીને ત્યાં જવા પ્રેરણા કરી. શુકદેવજીમાં જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય પરિપૂર્ણ હતાં.

ભાગવતશાસ્ત્ર એ પ્રેમશાસ્ત્ર છે. પ્રેમ એ પાંચમો પુરુષાર્થ છે. કૃષ્ણપ્રેમમાં દેહભાન ભુલાય, તે ઉત્તમ પ્રેમનું લક્ષણ છે. પરમાત્મા પ્રેમીને જ પોતાનું સ્વરૂપ બતાવે છે.

જ્ઞાનમાર્ગમાં પ્રાપ્તની પ્રાપ્તિ છે. જ્ઞાનમાર્ગમાં જે મળેલું છે તેનો જ અનુભવ કરવાનો છે. ભક્તિમાર્ગમાં ભક્તિ દ્વારા ભેદનો વિનાશ કરવાનો છે. ભક્તિમાર્ગમાં ભેદનો વિનાશ છે. જ્ઞાનમાર્ગમાં ભેદનો નિષેધ છે. જ્ઞાનમાર્ગમાં જ્ઞાનથી ભેદનો નિષેધ કરવામાં આવે છે. બન્નેનું લક્ષ્ય એક જ છે. સૂતજી બોલ્યા :—આપ સૌ જ્ઞાની છો પણ લોકો ઉપર ઉપકાર કરવા માટે આપ પ્રશ્ન પૂછો છો. તો સાવધાન થઈ કથા સાંભળો. પૂર્વ જન્મના પુણ્યનો ઉદય થાય છે, ત્યારે આ પવિત્ર કથા સાંભળવાનો યોગ થાય છે.

કળિયુગના જીવોને કાળરૂપ સર્પના મુખમાંથી છોડાવવા શુકદેવજીએ ભાગવતની કથા કહી છે. જ્યારે શુકદેવજી પરીક્ષિત રાજાને આ કથા સંભળાવતા હતા, ત્યારે સ્વર્ગનું અમૃત લઈ દેવો ત્યાં આવેલા. દેવોએ કહ્યું કે સ્વર્ગનું અમૃત અમે રાજાને આપીએ અને કથાનું અમૃત આપ અમને આપો. શુકદેવજીએ પરીક્ષિતને પૂછ્યું, આ કથાનું અમૃત પીવું છે કે સ્વર્ગનું અમૃત પીવું છે ? પરીક્ષિતે મહારાજને પૂછ્યું, મહારાજ સ્વર્ગનું અમૃત પીવાથી શું લાભ ? શુકદેવજી કહે છે, સ્વર્ગનું અમૃત પીવાથી સ્વર્ગનું સુખ મળે છે. પરંતુ સ્વર્ગનું સુખ દુઃખમિશ્રિત છે. સ્વર્ગનું અમૃત પીવાથી પુણ્યનો



ક્ષય થાય છે પરંતુ પાપનો ક્ષય થતો નથી. કથામૃતના પાનથી પાપનો નાશ થશે. કથામૃતથી ભોગવાસનાનો વિનાશ થાય છે. તેથી સ્વર્ગના અમૃત કરતાં આ કથામૃત શ્રેષ્ઠ છે. સનત્ કુમારો બ્રહ્મલોકમાં વિરાજતા હતા. એક વાર તેઓ ભારતમાં આ કથાનંદ લેવા આવ્યા. તેથી લાગે છે કે બ્રહ્મલોકમાં પણ આ કથા જેવો આનંદ નથી.

રાજાએ કહ્યું, ભગવાન મારે સ્વર્ગનું અમૃત પીવું નથી. મારે આ કથામૃતનું જ પાન કરવું છે.

સાત જ દિવસમાં જ્ઞાન અને વૈરાગ્યને જાગૃત કરવા માટે આ કથા છે. આપણમાં જ્ઞાન અને વૈરાગ્ય છે પણ સૂતેલાં છે. તેને જાગૃત કરવાનાં છે. આગળ કથા આવશે કે જ્ઞાન અને વૈરાગ્ય મૂર્છામાં પડેલાં છે. સાત જ દિવસમાં જ્ઞાન અને વૈરાગ્યને જાગૃત કરી ભક્તિરસ ઉત્પન્ન કરવા માટે આ કથા છે.

એવો બીજો કોઈ ગ્રંથ નથી જે સાત દિવસમાં મુક્તિ અપાવી શકે.

સૂતજીએ કહ્યું કે સાત દિવસમાં પરીક્ષિતને જે કથાથી મુક્તિ મળી તે કથા હું તમને સંભળાવું છું. સાત દિવસમાં પરીક્ષિતને મુક્તિ મળી. પરીક્ષિતને ખાત્રી હતી કે સાતમે દિવસે મારો કાળ આવવાનો છે. આપણે કાળને ભૂલી જઈએ છીએ. વક્તા શુકદેવજી જેવો અવધૂત હોય અને શ્રોતા પરીક્ષિત જેવો અધિકારી બેસે તો, સાત દિવસમાં મુક્તિ મળે છે. વક્તા શ્રોતા બંને અધિકારી હોવા જોઈએ. કરંટ અને ગોળો બંને સારા હોવા જોઈએ. વક્તા અને શ્રોતા અધિકારી હોય તો આ કથા મુક્તિ અપાવે છે.

કથા સાંભળી પરીક્ષિતને લેવા વિમાન આવ્યું. પરીક્ષિત મહારાજને સદ્ગતિ મળી. પરીક્ષિત મહારાજ વિમાનમાં બેસીને પરમાત્માના ધામમાં ગયા છે. આજકાલ લોકો કથા બહુ સાંભળે છે; પરંતુ તેઓને લેવા માટે વિમાન કેમ આવતું નથી ? વિમાન આવતું નથી તેનું એક જ કારણ છે કે વક્તા શ્રોતા અધિકારી નથી. મનુષ્ય જ્યાં સુધી વાસનાઓમાં ફસાયેલો છે, ત્યાં સુધી વિમાન આવતું નથી. અને વિમાન આવે તોપણ તે વિમાનમાં બેસવાનો નથી. કદાચ સ્વર્ગમાંથી વિમાન લેવા આવે, તો મનુષ્યની જવાની તૈયારી ક્યાં છે ? આપણે બધાં વિકાર અને વાસનામાં ફસાયેલાં છીએ. મનુષ્ય પત્ની, પુત્ર, ધન, ઘર વગેરેમાં ફસાયેલો છે. આ આસક્તિ જ્યાં સુધી છુટે નહિ ત્યાં સુધી મુક્તિ નથી. જેનું મન પરમાત્માના રંગથી રંગાયેલું છે તે જ્યાં બેઠો છે ત્યાં જ તેને મુક્તિ છે. તેને માટે વિમાન આવે તો પણ શું અને ન આવે તો પણ શું ? ઈશ્વર સાથે તન્મયતા થાય તેથી જે આનંદ મળે છે તેથી વિશેષ આનંદ વૈકુંઠમાં નથી.

તુકારામજીને લેવા વિમાન આવ્યું. તુકારામજી પોતાની પત્નીને કહે કે આ જીવનમાં હું તને કાંઈ સુખ આપી શક્યો નથી. પણ પરમાત્માએ આપણા માટે વિમાન મોકલ્યું છે. તને વિમાનમાં બેસાડીને પરમાત્માનાં ધામમાં લઈ જાઉં, ચાલ મારી સાથે. પરંતુ પત્નીએ માન્યું નહિ અને મહારાજને કહ્યું, મહારાજ તમારે જવું હોય તો જાવ પણ મારે જગતને છોડીને આવવું નથી અને તે ગઈ નહિ. સંસારનો મોહ છોડવો કઠણ છે.

વાસના ઉપર અંકુશ ન આવે ત્યાં સુધી શાંતિ મળતી નથી. કથાનો એકાદ

સિદ્ધાંત પણ જો મગજમાં ઠસી જશે, તો જીવન મધુર બની જશે. વાસના વધી, ભોગો વધ્યા, તેથી સંસાર ખારો ઝેર બન્યો છે.

વાસનાઓ મનથી ક્ષીણ ન થાય, ત્યાં સુધી મુક્તિ મળવાની નથી. પૂર્વજન્મનું શરીર ગયું પણ મન ગયું નથી. લોકો તનની, કપડાંની કાળજી રાખે છે; પરંતુ મર્યા પછી પણ જે સાથે આવે છે તે મનની કાળજી રાખતા નથી. મર્યા પછી જે સાથે આવવાનું છે, તેની કાળજી રાખજો. ધન, શરીર વગેરેની કાળજી રાખશો નહિ. મર્યા પછી હાથની આંગળીમાં વીંટી હશે, તે પણ લોકો કાઢી લેશે.

આચાર, વિચાર વિના મનની શુદ્ધિ થતી નથી, અને મનની શુદ્ધિ થાય નહિ ત્યાં સુધી ભક્તિ થઈ શકતી નથી. જ્ઞાન વૈરાગ્યને જુવાન કરવા માટે આ ભાગવતની કથા છે.

વિવેકથી સંસારનો અંત ન લાવો, ત્યાં સુધી સંસારનો અંત આવવાનો નથી.

જીવનમાં સંયમ, સદાચાર જ્યાં સુધી ન આવે, ત્યાં સુધી પુસ્તકમાંનું જ્ઞાન કાંઈ કામ લાગશે નહિ.

કેવળ જ્ઞાન શા કામનું? એક ગૃહસ્થનો પુત્ર મરણ પામ્યો. ગૃહસ્થ રુદન કરે છે. તેને ત્યાં જ્ઞાની સાધુ આવે છે અને ઉપદેશ આપે છે, "આત્મા અમર છે. મરણ શરીરનું થાય છે. તેથી તમારા પુત્રના મરણનો શોક કરવો ઉચિત નથી."

થોડા દિવસ પછી તે જ્ઞાની સાધુની બકરી મરી ગઈ. તેથી તે રડવા લાગ્યો. સાધુને રડતો જોઇ તે ગૃહસ્થે સાધુને કહ્યું કે બાપજી તમે મને ઉપદેશ આપતા હતા ને કે કોઈના મરણ માટે શોક કરવો નહિ. ત્યારે તમે કેમ રુદન કરો છો? સાધુએ કહ્યું કે છોકરો તારો હતો પણ બકરી મારી હતી તેથી રડું છું. આવું પરોપદેશે પાડિત્યમ્ શા કામનું? જ્ઞાનનો અનુભવ કરો. મુક્ત થવા માટે જ્ઞાનનો ઉપયોગ છે.

કથા જીવનને સુધારે છે, જીવનનો પલટો કરે છે. કથા સાંભળ્યા પછી જીવનનો પલટો ન થાય, તો માનજો મેં કથા બરોબર સાંભળી નથી. કથા મુક્તિ આપે છે એ વાત સાચી છે. રોજ મૃત્યુને એક બે વાર યાદ કરો. કદાચ આજે મને યમદૂત પકડવા આવશે તો મારી શું દશા થશે? એમ રોજ વિચારો તો પાપ થશે નહિ. મનુષ્યો રોજ મરણનો વિચાર કરતા નથી પણ ભોજનનો વિચાર રોજ કરે છે.

આ ભાગવતશાસ્ત્રના મહિમાનું વર્ણન ઘણાં પુરાણોમાં કરવામાં આવ્યું છે. પણ નિયમ એવો છે કે પદ્મપુરાણાન્તર્ગત માહાત્મ્યનું વર્ણન કરવું. હવે ભાગવતના મહિમાનું વર્ણન કરવામાં આવે છે.

આ ભાગવત કથાનું માહાત્મ્ય એકવાર સનત્ કુમારોએ નારદજીને કહી સંભળાવ્યું હતું. માહાત્મ્યમાં એવું લખ્યું છે કે મોટા મોટા ઋષિઓ, દેવો. બ્રહ્મલોક છોડી વિશાલા ક્ષેત્રમાં આ કથા સાંભળવા આવ્યા છે. કથામાં જે આનંદ મળે છે તે બ્રહ્માનંદ કરતાં પણ શ્રેષ્ઠ છે. યોગી એકલો તરે છે. સત્સંગી પોતે તરે છે અને સંગમાં આવેલાં સર્વને તારે છે.

બદરિકાશ્રમમાં સનત્ કુમારો પધાર્યા છે. જેને લોકો બદરિકાશ્રમ કહે છે તે વિશાલા ક્ષેત્ર છે. બદરી વિશાલલાલકી જય. સ્કંદ પુરાણમાં કથા છે કે બદ્રિનારાયણ વિશાલ રાજાને માટે પધાર્યા હતા. પુંડલિકને માટે વિઠ્ઠલનાથ આવ્યા. જે ભક્તને



માટે ભગવાન આવે તે ધન્ય. બદ્રિનારાયણ તપ ધ્યાનનો આદર્શ જગતને બતાવે છે. તે બતાવે છે કે હું ઈશ્વર છું છતાં તપ ધ્યાન કરું છું, તપશ્ચર્યા વગર શાંતિ મળતી નથી. જીવ એકદમ તપશ્ચર્યા કરી શકતો નથી, તેથી ભગવાન આદર્શ બતાવે છે. બાળક દવા લેતો નથી ત્યારે મા દવા ખાય છે. માને દવા ખાવાની જરૂર નથી, પણ બાળકને સમજાવવા તે દવા ખાય છે.

બદ્રિનારાયણના મંદિરમાં લક્ષ્મીજીની મૂર્તિ મંદિરની બહાર છે. સ્ત્રીસંગ અને બાળકોનો સંગ તપશ્ચર્યામાં વિઘ્નરૂપ છે. આમાં સ્ત્રીની નિંદા નથી. પણ કામની નિંદા છે. કોઈ સ્ત્રી, બાળકોનો ત્યાગ કરવાનું નથી એટલે કહેવું પડે છે કે ઘરમાં સ્ત્રી બાળકો વચ્ચે રહીને ભગવાનનું ભજન કરજો. તેવી જ રીતે તપસ્વિની સ્ત્રી માટે પુરુષનો સંગ ત્યાજ્ય છે.

એક દિવસ ફરતાં ફરતાં નારદજી વિશાલાપુરીમાં જ્યાં સનત્ કુમારો વિરાજતા હતા ત્યાં આવ્યા. ત્યાં સનકાદિ ઋષિઓ અને નારદજીનું મિલન થયું નારદજીનું મુખ ઉદાસ જોઈ તેઓએ ઉદાસીનતાનું કારણ પુછ્યું.

સનકાદિકે નારદજીને પૂછ્યું :—આપ ચિંતામાં કેમ છો? **कुतश्चिन्तातुरो।** તમે હરિદાસ છો. શ્રીકૃષ્ણના દાસ કદિ થાય નહિ ઉદાસ. વૈષ્ણવ હંમેશાં પ્રસન્ન રહે છે. ચિંતા ન કરે એ જ વૈષ્ણવ. વૈષ્ણવ તો પ્રભુનું ચિંતન કરે છે. તેમ છતાં તમે પ્રસન્ન કેમ નથી? નારદજીએ કહ્યું—મારો દેશ દુઃખી છે, સત્ય, તપ, દયા, દાન રહ્યાં નથી. મનુષ્ય બોલે છે કાંઈ, મનમાં હોય છે કાંઈ અને કરે છે કાંઈ! વધુ શું કહું? **उदरम्भरिणो जीवा।** જીવો માત્ર પેટભરા બની ગયા છે.

સમાજમાં કોઈને સુખ શાંતિ નથી. મેં અનેક જગ્યાએ ભ્રમણ કર્યું, પણ મને શાંતિ મળી નથી. આજે દેશ દુઃખી થયો છે. દેશ કેમ દુઃખી છે તેનાં અનેક કારણો નારદજીએ બતાવ્યા છે. દેશ જ્યાં સુધી ધર્મ અને ઈશ્વરને ન માને, ત્યાં સુધી દેશ સુખી થતો નથી. જેના જીવનમાં ધર્મને મુખ્ય સ્થાન નથી. તેને જીવનમાં શાંતિ નથી. ધર્મ અને ઈશ્વરને ભૂલનારો કોઇ દિવસ સુખી થતો નથી.

જગતમાં હવે ધર્મ રહ્યો નથી. નારદજી દુઃખથી બોલ્યા છે. આ જગતમાં હવે સત્ય રહ્યું નથી. **सत्यं नास्ति।** જગતમાં અસત્ય બહુ વધ્યું છે. અસત્ય સમાન કોઈ પાપ નથી. ઉપનિષદ્‌માં લખ્યું કે અસત્ય બોલનારને પાપ તો લાગે છે જ. પણ અસત્ય બોલનારના પુણ્યનો ક્ષય થાય છે. ખરો આનંદ મળે તેવી ઈચ્છા હોય તો સત્યમાં ખૂબ નિષ્ઠા રાખવી. અસત્ય બોલનારો સુખી થયો નથી અને થવાનો નથી.

તમે મિતભાષી થશો તો સત્યભાષી થશો.

જગતમાં ક્યાંય પવિત્રતા દેખાતી નથી. કપડાં અને શરીર ચોકખાં રાખો છો તેવી રીતે મનને ય પવિત્ર રાખો. મનુષ્યો શરીર, કપડાંને સ્વચ્છ રાખે છે પણ મનને સ્વચ્છ રાખતા નથી. મનને ખૂબ પવિત્ર રાખો, કારણ કે મન તો મર્યા પછી પણ સાથે આવવાનું છે.

જગતમાં ક્યાંય નીતિ દેખાતી નથી. નીતિ અનીતિથી ખૂબ ભેગું કરવું છે અને કુમાર્ગે વાપરવું છે. કુટુંબસુખ સિવાય બીજું કોઇ સુખ છે કે નહીં તેનો વિચાર પણ મનુષ્ય કરતો નથી. તે વિચારે છે, આ પૈસાથી કુટુંબને સુખી કરીશ. ઇન્દ્રિયોનો એવો ગુલામ બને છે કે તેને પવિત્ર વિચાર પણ આવતો નથી. શરીર અને ઇન્દ્રિયોના સુખમાં મનુષ્ય એવો ફસાયો છે કે તે શાંતિથી વિચાર પણ કરતો નથી કે ખરો આનંદ ક્યાં છે? અને તે કેમ મળે.

જીવનમાં જ્યાં સુધી કોઈ લક્ષ્ય નક્કી કરશો નહિ, ત્યાં સુધી પાપ અટકશે નહિ. જે લક્ષ્યને લક્ષમાં રાખે તેનાથી પાપ થાય નહીં. પરંતુ મનુષ્યને પોતાના લક્ષ્યની ખબર નથી. મંદબુદ્ધિવાળો તે જે કામ કરવાની જરૂર છે તે કરતો નથી.

જગતમાં અન્નવિક્રય થવા લાગ્યો છે. જગતમાં પાપ બહુ વધી ગયું, તેથી ધરતીમાતા અન્ન ગળી ગયા છે. અન્નવિક્રય એ પાપ છે. જ્ઞાનનો વિક્રય થવા લાગ્યો છે. જ્ઞાનનો વિક્રય ન કરો. બ્રાહ્મણ નિષ્કામ ભાવથી જગતને જ્ઞાનનું દાન કરે. અન્નદાન કરતાં પણ જ્ઞાનદાન શ્રેષ્ઠ છે. તેથી કાયમની શાંતિ થાય છે. અન્ન વિક્રય જ્ઞાનવિક્રય થવા લાગ્યા, ત્યારથી પવિત્રતા રહી નથી અને પાપ વધ્યું છે.

મનુષ્યની ભાવના બગડી ત્યારથી જીવન બગડવા લાગ્યું છે.

દુનિયામાં મને ક્યાંય શાંતિ જોવામાં આવી નહિ. આ પ્રમાણે કળીયુગના દોષ જોતો ફરતાં ફરતાં હું વૃંદાવન આવ્યો. ત્યાં એક કૌતુક જોયું. એક યુવતી સ્ત્રીને જોઈ અને તેની પાસે બે વૃદ્ધ પુરુષોને મૂર્છામાં પડેલા જોયા. તે સ્ત્રી ચારે તરફ જોતી હતી. તે સ્ત્રીએ મને બોલાવ્યો એટલે હું તેમની પાસે ગયો. સાધુપુરુષ કોઈ સ્ત્રી પાસે ન જાય એટલે બોલાવ્યા વગર નારદજી તે સ્ત્રી પાસે ગયા નથી.

તે યુવતી સ્ત્રીએ મને કહ્યું કે હે સાધો ઊભા રહો. **क्षणं तिष्ठ।**

બીજાનું કામ સાધો એટલે તમે સાધુ બનશો. **साध्नोति परकार्याणि प्राणदानेन इति साधुः।** સુવર્ણ કરતાં સમયને કિંમતી ગણે તે સાધુ. જેને સમયની કિંમત નથી તે અંતકાળે ખૂબ પસ્તાય છે, કોઈની એક ક્ષણ પણ બગાડો નહીં. એટલે એક ક્ષણ ઊભા રહેવા કહ્યું. મેં પૂછ્યું : દેવી તમે કોણ છો?

તે સ્ત્રીએ કહ્યું :—મારું નામ ભક્તિ છે. આ જ્ઞાન અને વૈરાગ્ય નામે મારા બે પુત્રો છે. તેઓ વૃદ્ધ થઈ ગયા છે.

મારો જન્મ દ્રવિડ દેશમાં થયો. મહાન આચાર્યો દક્ષિણ ભારતમાં પ્રગટ થયા છે. ભગવાન શંકરાચાર્ય. ભગવાન રામાનુજાચાર્ય ભગવાન માધ્વાચાર્ય, ભગવાન વલ્લભાચાર્યજી દક્ષિણમાં થયા છે. દક્ષિણ દેશ એ ભક્તિનો દેશ છે.

કર્ણાટકમાં મને પોષણ મળ્યું, હું વૃદ્ધિ પામી. આચારવિચાર જ્યાં શુદ્ધ હોય, ત્યાં ભક્તિને પુષ્ટિ મળે છે. આચારવિચાર શુદ્ધ હોય તો ભક્તિ થઈ શકે છે. વિચાર સાથે આચાર શુદ્ધ હોવો જોઇએ. કર્ણાટકમાં આજ પણ આચાર શુદ્ધિ જોવા મળે છે. કર્ણાટકમાં હજુ આચારવિચાર વધારે જોવા મળે છે. વ્યાસજીને કર્ણાટક પ્રત્યે પક્ષપાત ન હતો. પણ જે સાચું હતું તેનું વર્ણન કર્યું. હજુ કર્ણાટકમાં લોકો નિર્જળા એકાદશી કરે છે. એકાદશી એટલે દિવાળી નહિ. મારી એક એક ઈન્દ્રિય મારે ભગવાનને અર્પણ કરવી છે એવી ભાવના એકાદશીને દિવસે કરો.



મહારાષ્ટ્રમાં કોઈ કોઈ ઠેકાણે મારું સન્માન થયું. મહારાષ્ટ્રમાં ભક્તિને કોઈ કોઈ જગ્યાએ માન મળ્યું છે. પંઢરપુર જેવા સ્થળમાં ભક્તિ જોવા મળે છે. અને ગુજરાતમાં હું જીર્ણ થઈ **गुर्जरे जीर्णत्ता गता।** ગુજરાતમાં મારા બે પુત્રો સાથે હું વૃદ્ધ થઈ. પૈસાના દાસ પ્રભુના દાસ થઈ શકતા નથી. ગુજરાતને પ્રધાનપણે કંચનનો મોહ લાગ્યો છે. ભક્તિ તેથી છિન્નભિન્ન થઈ છે.

ભક્તિના પ્રધાન નવ અંગ છે. પહેલું શ્રવણ છે. કેવળ કથા સાંભળવાથી ભક્તિ પૂર્ણ થતી નથી. સાંભળ્યું હોય તેનું મનન કરવું. મનન કરી જેટલું જીવનમાં ઉતાર્યું તેટલું ભાગવત સાંભળ્યું ગણાય. કથા સાંભળવાથી પાપ બળે છે. પરંતુ મનન કરવાથી અને જીવનમાં ઉતારવાથી મુક્તિ મળે છે. શ્રવણભક્તિ છિન્નભિન્ન થઇ છે, કારણ મનન રહ્યું નથી. મનન ન કરવાથી શ્રવણ સફળ થતું નથી. મનનના અભાવે શ્રવણ ભક્તિ ક્ષીણ થઈ છે.

કીર્તનભક્તિ રહી નથી, કીર્તનમાં કીર્તિનો અને કંચનનો લોભ આવ્યો, ત્યારથી કીર્તનભક્તિ બગડી.

જ્ઞાની પુરુષોને અપમાન કરતાં માન વધારે ખરાબ લાગે છે. ધનનો લોભ છૂટવા કરતાં કીર્તિનો મોહ છૂટવો કઠિન છે. કીર્તિનો મોહ જ્ઞાનીને પણ પજવે છે, હું મારા મનને સમજાવું છું. જ્યાં સુધી તમે તમારા મનને નહીં સમજાવો, ત્યાં સુધી તે માનશે નહિ.

કથા કીર્તનમાં અનાયાસે જગત ભુલાય છે. મનુષ્ય સર્વ છોડી માળા લઈને બેસે છે, ત્યારે જગત યાદ આવે છે. કથામાં બેસો ત્યારે સંસાર વ્યવહારના વિચારો મનમાંથી કાઢી નાંખો. હું મારા શ્રીકૃષ્ણનાં ચરણમાં બેઠો છું એવી ભાવના કરો.

કીર્તનભક્તિ નિષ્કામ હોવી જોઇએ. તુલસીદાસજીએ કહ્યું છેઃ **स्वान्तः सुखाय।** મારા સુખ માટે હું કથા કરું છું. બીજાને શું સુખ મળે છે તેની મને ખબર નથી. પણ મારા મનને આનંદ મળે છે તેથી કથા કરું છું.

વંદન ભક્તિ અભિમાનથી ગઈ. અભિમાન વધ્યું એટલે વંદન ભક્તિનો વિનાશ થયો. સર્વમાં શ્રીકૃષ્ણની ભાવના રાખી સર્વને વંદન કરો. વંદન કરવાથી વિરોધનો નાશ થાય છે. નરસિંહ મહેતાએ ભક્તનું લક્ષણ બતાવ્યું છે કે સકળ લોકમાં સહુને વંદે. વંદે એ વૈષ્ણવ. વંદન માગે એ વૈષ્ણવ નહીં. અંદર હુંપણ હશે ત્યાં સુધી ભક્તિ વધશે નહિ.

આજકાલ લોકો દેહની પૂજા બહુ કરે છે એટલે ઠાકોરની પૂજા સેવા કરવાનો તેને સમય મળતો નથી. દેહ પૂજા વધી એટલે દેવ સેવા ગઈ. લોકોએ અનેક પ્રકારના સાબુ શોધી કાઢયા છે. બહુ સાબુ ઘસવાથી શરીરનો આ રંગ સુધરવાનો નથી. પ્રભુએ જે રંગ આપ્યો છે તે સાચો છે. મનુષ્ય બહુ વિલાસી થયો તેથી અર્ચન ભક્તિનો વિનાશ થયો. શરીરને લોકો શણગારવા લાગ્યા ત્યારથી અર્ચન ભક્તિ ગઇ. માટે જીવન સાદું રાખો.

આવી રીતે ભક્તિના એકેએક અંગનો વિનાશ થયો. એટલે જીવ ઇશ્વરથી વિભક્ત થયો, ઠાકોરજીથી વિમુખ થયો. બુદ્ધિનો બહુ અતિરેક થાય એટલે ભક્તિનો વિનાશ થાય. ભક્તિ છિન્નભિન્ન થઇ એટલે જીવન વિભક્ત થયું.

ભક્તિનાં બે બાળકો છે : જ્ઞાન અને વૈરાગ્ય. જ્ઞાન અને વૈરાગ્ય સાથે ભક્તિનો આદર કરો. જ્ઞાન અને વૈરાગ્યને મૂર્છા આવે છે ત્યારે ભક્તિ પણ રડે છે. કળિયુગમાં જ્ઞાન અને વૈરાગ્ય વૃદ્ધ થાય છે એટલે કે વધતાં નથી. જ્ઞાન પુસ્તકમાં આવીને રહ્યું, ત્યારથી જ્ઞાન ગયું.

નારદજી કહે છે, જ્ઞાન વૈરાગ્યને કેમ મૂર્છા આવી છે તે હું જાણું છું. આ કળિકાળમાં જગતમાં અધર્મ વધ્યો છે તેથી તેઓને મૂર્છા આવી છે. આ વૃંદાવનની પ્રેમભૂમિથી તમને પુષ્ટિ મળી છે.

કળિયુગમાં જ્ઞાન વૈરાગ્યની ઉપેક્ષા થાય છે એટલે તે ઉત્સાહ વગરના વૃદ્ધ થયાં છે. જ્ઞાનવૈરાગ્ય સાથે હું ભક્તિને જગાડીશ. જ્ઞાનવૈરાગ્ય સાથે હું ભક્તિનો પ્રચાર કરીશ. નારદજીએ જ્ઞાનવૈરાગ્યને જગાડવા અનેક પ્રયત્નો કર્યા પણ કંઈ વળતું નથી વેદોના અનેક પારાયણ કર્યાં તો પણ જ્ઞાનવૈરાગ્યની મૂર્છા ઉતરતી નથી. વેદની ભાષા ગુઢ છે, વેદનો અર્થ જલ્દી સમજાતો નથી. એટલે વેદોના પારાયણ કરવાથી મૂર્છા ઉતરી નહિ.

જરા વિચાર કરશો તો ધ્યાનમાં આવશે કે આ કથા દરેકના ઘરમાં થાય છે. આપણું હૃદય એ વૃંદાવન છે. હૃદય વૃંદાવનમાં કોઈ કોઈ વખત વૈરાગ્ય જાગે છે પણ તે જાગૃતિ કાયમ રહેતી નથી. ઉપનિષદ્‌ના અને વેદના પાઠથી આપણા હૃદયમાં કવચિત જ્ઞાન વૈરાગ્ય જાગે છે, પણ તે ફરીથી મૂર્છામાં પડે છે. વેદના પારાયણથી વૈરાગ્ય આવે છે, પણ તે વૈરાગ્ય ટકતું નથી. સ્મશાનમાં ચિતા બળતી જોઈ કેટલાકને વૈરાગ્ય આવે છે. કામસુખ ભોગવ્યા પછી કેટલાકને વૈરાગ્ય આવે છે. સંસારના વિષયો ભોગવ્યા પછી વૈરાગ્ય આવે છે પણ તે ટકતું નથી. વિષયો ભોગવે એટલે તેના પ્રત્યે અરુચિ તો આવે છે પરંતુ તે વૈરાગ્ય અને વિવેક વગરની હોવાથી કાયમ ટકતી નથી. બધું વેદમાંથી જ નીકળ્યું છે. પરંતુ વેદોની ભાષા ગૂઢ હોવાથી તે સામાન્ય મનુષ્યોની સમજમાં આવતી નથી. કળીયુગમાં તો કૃષ્ણની કથા, અને કૃષ્ણના કીર્તનથી જ જ્ઞાનવૈરાગ્ય જાગૃત થાય છે.

જ્ઞાનવૈરાગ્યની મૂર્છા ઊતરતી નથી. નારદજી ચિંતામાં પડયા. તે વખતે આકાશવાણી થઈ કે તમારો પ્રયત્ન ઉત્તમ છે. જ્ઞાનવૈરાગ્ય સાથે ભક્તિનો પ્રચાર તમે કાંઇક સત્કર્મ કરો. પણ હું શું સત્‌કર્મ કરું ? આકાશ વાણીએ કહ્યું કે સંતો તમને સત્‌કર્મ બતાવશે.

નારદજી અનેક સાધુસંતોને પૂછે છે જ્ઞાનવૈરાગ્ય સાથે ભક્તિને પુષ્ટિ મળે તેવો ઉપાય બતાવો. પણ કોઈ નિશ્ચિત ઉપાય બતાવી શકયા નહિ. તેથી નારદજી ચિંતામાં પડયા કે મને નિશ્ચિત ઉપાય બતાવનાર સંત કયાં મળશે ? શું સાધન બતાવશે ? એનો વિચાર કરતાં નારદજી ફરતાં ફરતાં બદરિકાશ્રમમાં આવ્યા. ત્યાં સનકાદિ મુનિઓને તેમણે જોયા. ઉપર જણાવ્યા મુજબ સનકાદિ ઋષિઓ અને નારદજીનું મિલન થયું. નારદજીએ સનતકુમારોને બધી કથા કહી સંભળાવી. નારદજી કહે છે જે દેશમાં હું જન્મ્યો તે દેશને ઉપયોગી ન થાઉં તો મારું જીવન વૃથા છે. આપ બતાવો હું શું સત્કર્મ કરું ?



સનકાદિ મુનિઓ કહે છે :–દેશના દુઃખે તમે દુઃખી છો. તમારી ભાવના દિવ્ય છે. ભક્તિનો પ્રચાર કરવાની તમારી ઈચ્છા છે.

તમે ભાગવતજ્ઞાન યજ્ઞનું પારાયણ કરો. તમારી ઈચ્છા પૂર્ણ થશે. તમે ભાગવત જ્ઞાનયજ્ઞ કરો અને તેનો પ્રચાર કરો તેથી લોકોનું કલ્યાણ થાય. આ કથાના શ્રવણથી જ્ઞાન અને વૈરાગ્યની જાગૃતિ થશે. ભાગવતની કથા જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યને વધારનારી છે.

વેદનું પારાયણ કરવું સારું છે પણ વેદનો અર્થ જલદી ધ્યાનમાં આવતો નથી. તેથી સર્વ વેદોના સાર જેવો આ ભાગવત જ્ઞાનયજ્ઞ કરો.

ભાગવત કથામૃતનું પાન કરવા ત્યાંથી તેઓ ગંગાકિનારે આવ્યા. શુદ્ધ ભૂમિમાં સાત્ત્વિક ભાવ જાગે છે. ભૂમિની અસર સૂક્ષ્મ રીતે મન ઉપર થાય છે. ભોગભૂમિ એ ભક્તિમાં બાધક છે. ગંગા જ્ઞાનભૂમિ છે. માટે આજ્ઞા કરી કે ગંગા કિનારે ચાલો. નારદજી સનત્ કુમારો સાથે આનંદ વનમાં આવ્યા છે. સનત્ કુમારો વ્યાસાશ્રમમાં આવ્યા છે. નારદજી હાથ જોડીને બેઠા છે. ત્યાં ઋષિમુનિઓ પણ ભાગવત કથાનું પાન કરવા આવ્યા છે. જે નહોતા આવ્યા તે એક એકના ઘરે ભૃગુઋષિ જાય છે અને વિનયથી વંદન કરી મનાવીને કથામાં લઈ આવે છે. સત્ કર્મમાં બીજાને પ્રેરણા આપે તેને પણ પુણ્ય મળે છે.

કથાના આરંભમાં જયજયકાર કરે છે. **અને હરયે નમઃ** નો શબ્દોચ્ચાર કરે છે. આ મહામંત્ર છે.

બધી પ્રવૃત્તિ છોડીને મનુષ્ય ધ્યાનમાં બેસે છે, ત્યારે પણ માયા વિઘ્ન કરે છે. અનાદિકાળથી મનુષ્યનું માયા સાથે યુદ્ધ થતું આવ્યું છે, જીવ ઈશ્વર પાસે જાય છે તે માયાને ગમતું નથી. જીવ સર્વ પ્રકારનો મોહ છોડી પ્રભુ પાસે જાય તે માયાને ગમતું નથી. માયાનું એક સ્વરૂપ નથી. ઈશ્વર જેમ વ્યાપક છે તેમ માયા પણ વ્યાપક જેવી છે. જીવ અને ઇશ્વરના મિલનમાં માયા વિઘ્ન કરે છે.

માયા મનને ચંચળ બનાવે છે. માયા મનુષ્યોને સમજાવે છે કે સ્ત્રી વગેરેમાં જ સુખ છે. મનુષ્યને માયા હરાવે છે. મનુષ્યની હાર થાય છે માયાની જીત થાય છે; કારણ મનુષ્ય ભગવાનનો જય જયકાર કરતો નથી. કથા ભજનમાં ઈશ્વરનો પ્રેમથી જય જયકાર કરવો. માયાની હાર થાય અને મારી જીત થાય. પ્રભુનો જય જયકાર કરો. તમારી પણ જય થશે, જીત થશે. ભૂખતરસને ભૂલશો નહિ તો પાપ થશે. ભૂખતરસને સહન કરવાની ટેવ પાડો. આગળ કથા આવશે પરીક્ષિતની બુદ્ધિ ભૂખ તરસે જ બગાડેલી.

સૂતજી સાવધાન કરે છે, હે રાજન્ ! નારદજી આજે શ્રોતા થઈ બેઠા છે. સનકાદિ આસન ઉપર બિરાજ્યા એટલે જયજયકાર શબ્દ થવા લાગ્યો.

આ ભાગવતી કથા અતિ દિવ્ય છે. આ કથા જે પ્રેમથી શ્રવણ કરશે તેના કાનમાંથી પરમાત્મા હૃદયમાં આવશે. નેત્ર અને શ્રોત્રને જે પવિત્ર રાખે છે તેના હૃદયમાં પરમાત્મા આવે છે.

ભગવાન શ્રી કૃષ્ણ કાનમાંથી, આંખમાંથી મનમાં આવે છે, વારંવાર શ્રી કૃષ્ણકથા સાંભળે છે તેના કાનમાંથી શ્રીકૃષ્ણ હૃદયમાં પધારે છે.

કાનમાંથી પાપ મનમાં આવે છે. કાનને કથા શ્રવણ કરાવશો–તમે ભગવાનની કથા સાંભળશો, તો મન ભગવાનમાં સ્થિર થશે. કાનમાંથી ભગવાન હૃદયમાં આવશે.

આંખ અને કાન એ ભગવાનને હૃદયમાં દાખલ કરવાના–દેહના બે દરવાજા છે. સાધન છે.

ઘણા આંખથી પ્રભુના સ્વરૂપને મનમાં ઉતારે છે. ઘણા કાનથી શ્રવણ કરી ભગવાનને હૃદયમાં ઊતારે છે. આથી આંખ અને કાન બંને પવિત્ર રાખો. ત્યાં શ્રીકૃષ્ણને પધરાવો. દરેક સત્કર્મના આરંભમાં શાંતિપાઠ કરવામાં આવે છે. તેનો મંત્ર છે. ૐ भद्रं कर्णेभिः श्रृणूयाम देवाः । હે દેવ ! કાનો વડે અમે કલ્યાણમય વચનો સાંભળીએ.

કાન અને આંખ પવિત્ર થાય પછી સત્કાર્યનો આરંભ થાય. તેથી ગોર મહારાજ આંખે, કાને પાણી અડાડવાનું કહે છે ને ?

શુદ્ધ ઇન્દ્રિયમાં જ પરમાત્માનો પ્રકાશ થાય છે. આથી ઇન્દ્રિયોને શુદ્ધ કરો, અને શુદ્ધ રાખો. મન શુદ્ધ કર. કાળ બગડ્યો નથી. કાળજુ બગડયું છે. નેત્ર અને શ્રોત્રને પવિત્ર કર્યા પછી કથાનો આરંભ થાય છે.

સનકાદિ મુનિઓ કહે છે:—આ ભાગવત ગ્રંથમાં અઢાર હજાર શ્લોકો છે. અઢારની સંખ્યા પરિપૂર્ણ છે. રામકૃષ્ણ પરિપૂર્ણ છે તેથી નવમીને દિવસે પ્રગટ થયા છે. કૃષ્ણ નવમીએ ગોકુળ આવ્યા ત્યારે નંદ મહોત્સવ કરવામાં આવે છે. રામજીની બાર કળા અને કૃષ્ણની સોળ કળા એવા ભેદ રાખશો નહિ.

ભાગવતમાં મુખ્ય કથા છે નંદમહોત્સવની. તેના શ્લોક પણ અઢાર છે. ગીતાજીમાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોના શ્લોકો પણ અઢાર છે. ભાગવત ઉપરની પ્રાચીન અને ઉત્તમ ટીકા છે શ્રીધર સ્વામીની. તેમણે કોઈ સંપ્રદાયનો દુરાગ્રહ રાખ્યા વિના ભાગવત તત્ત્વનો વિચાર કર્યો છે. આ શ્રીધરી ટીકા ઉપર બંશીધર મહારજની ટીકા છે. તેમણે બતાવ્યું છે કે આપણાં ઋષિમુનિઓએ કોઈપણ જાતના સ્વાર્થ વગર આ ગ્રંથોની રચના કરી છે.

ભાગવતનો મહિમા કોણ વર્ણવી શકે?

ભાગવત નારાયણનું સ્વરૂપ છે. ભગવાન જ્યારે ગોલોક પધાર્યા ત્યારે પોતાનું તેજસ્વરૂપ આ ગ્રંથમાં પધરાવ્યું તેમ એકાદશ સ્કંધમાં લખ્યું છે. તેથી ભાગવત ભગવાનની સાક્ષાત્ શબ્દમયી મૂર્તિ છે, શ્રીકૃષ્ણની વાઙ્મય મૂર્તિ છે.

ઉદ્ધવજીએ જ્યારે પૂછેલું કે આપના સ્વધામગમન પછી આ પૃથ્વી ઉપર અધર્મ વધશે, ત્યારે ધર્મ કોને શરણે જશે ? ભગવાને ત્યારે કહ્યું છે કે મારા ભાગવતનો આશ્રય લેશે તેના ઘરમાં કળી આવશે નહિ.



ભાગવત ભગવાનનું નામસ્વરૂપ છે. નામસ્વરૂપથી મન શુદ્ધ થયા પછી સ્વરૂપ સેવાનો અધિકાર મળે છે. મનના મેલને દૂર કરવાનું સાધન આ ભાગવતશાસ્ત્ર છે. મનને શુદ્ધ કરવાનું સાધન ભાગવત કથા છે. કથા સાંભળ્યા પછી પાપ કરવાનું ચાલુ રાખશો, તો યમદૂતો તરફથી બે ફટકા વધારે પડશે.

ઈશ્વર સાથે પ્રેમ કરવાનું સાધન આ ભાગવત શાસ્ત્ર છે. મનુષ્ય પત્ની, ધન અને ભોજનમાં પ્રેમ કરે છે પણ પ્રભુમાં પ્રેમ કરતો નથી. તેથી તે દુઃખી છે. રામાનુજાચાર્યના ચરિત્રમાં એક પ્રસંગ બન્યો છે. રંગદાસ કરીને એક શેઠ હતા. તે એક વેશ્યામાં અતિ આસક્ત હતા. એક દિવસે રંગદાસ અને તે વેશ્યા રંગનાથના મંદિર પાસેથી જઈ રહ્યા હતા. શ્રીમંત રંગદાસ વેશ્યાને માથે છત્રી ધરીને ચાલે છે. તે જ વખતે રામાનુજાચાર્ય મંદિરમાંથી બહાર નીકળે છે. તેમણે આ દશ્ય જોયું. રામાનુજાચાર્ય તેમને મળવા–આ જીવ ઈશ્વરનો છે અને ઈશ્વરનો તે બને તેથી તેનો ઉદ્ધાર કરવા–જાય છે. રસ્તે જઈને તેઓ રંગદાસને મળે છે. રંગદાસને કહે છે :–તમે આ વેશ્યા ઉપર જે પ્રેમ કરો છો તે જોઈને મને આનંદ થાય છે. અસ્થિ, વિષ્ટાથી ભરેલી આ સ્ત્રીમાં જે પ્રેમ કરો છો તે સ્ત્રી કરતાં મારા રંગનાથ ઘણા સુંદર છે. આ સ્રીમાં જેવો પ્રેમ કરો છો એવો પ્રેમ મારા પ્રભુમાં કરો. પ્રેમ કરવા લાયક એક પરમાત્મા જ છે. એમ કહી તેઓએ રંગદાસને એક થપ્પડ મારી. રંગદાસને સમાધિ લાગી. રંગનાથનાં દર્શન થયાં. તે પછી કોઈ દિવસ રંગદાસે એ સ્ત્રીમાં પ્રેમ કર્યો નથી.

મનુષ્ય પ્રેમપાત્ર ક્ષણે ક્ષણે બદલે છે, પરંતુ ક્યાંય તેને સંતોષ શાંતિ મળતાં નથી. બાલ્યાવસ્થામાં મા ઉપર પ્રેમ કરે છે. જરા મોટો થતાં મિત્રો ઉપર પ્રેમ કરે છે. લગ્ન થાય એટલે પત્ની સાથે પ્રેમ કરે છે. વખત જતાં તે જ વહાલી પત્ની ઉપર અણગમો આવે છે અને કહે છે મેં લગ્ન કર્યાં એ જ મોટી ભૂલ કરી છે. ત્યારબાદ પુત્ર ઉપર પ્રેમ કરે છે. ત્યારબાદ પૈસા ઉપર પ્રેમ કરે છે વગેરે. માટે ઈશ્વરને પ્રેમનું પાત્ર બનાવો કે જેથી પ્રેમનું પાત્ર બદલવાનો પ્રસંગ કદી ન આવે.

ભાગવતશાસ્ત્ર વારંવાર સાંભળશો, તો પરમાત્મા સાથે પ્રેમ થશે અને પ્રેમ વધશે. આજકાલ લોકો ભક્તિ બહુ કરે છે, પરંતુ ભગવાનને સાધન માને છે અને સંસારના સુખને સાધ્ય માને છે, તેથી ભક્તિ ફળતી નથી અને લોકો દુઃખી છે. ભગવાનને સાધ્ય માનો, સંસારના વિષય સુખને નહિ.

કથામાં હાસ્યરસ ગૌણ છે. કથા કોઈને હસાવવા માટે નથી. કથા ઈશ્વરને રાજી કરવા માટે છે. શ્રોતાઓના હૃદયમાં જે શોક જાગૃત કરે તે શુક. કથા શુદ્ધ હૃદયે રડવા માટે છે. મારા જીવનનો આટલો સમય નકામો ગયો વગેરે ભાવ હૃદયમાં જાગે તો આ કથા સાંભળી સાર્થક. કથા સાંભળ્યા પછી વૈરાગ્ય ન આવે, પાપ ન છૂટે તો એ કથા સાંભળી શું કામની ?

ભાગવતના શ્રવણથી, દર્શનથી, પૂજનથી પાપનો નાશ થાય છે. શ્રીમદ્ ભાગવતના શ્રવણ માત્રથી જ સદ્‌ગતિ મળે છે. કથા શ્રવણનો લાભ આત્મદેવ બ્રાહ્મણનું ચરિત્ર કહીને સંભળાવ્યો. દૃષ્ટાંત વગર સિદ્ધાંત મનમાં ઠસતો નથી તેથી આત્મદેવ બ્રાહ્મણનું ચરિત્ર કહ્યું. કથા એકલું રૂપક નથી. કથાની લીલા સત્ય છે અને તેમાં રહેલું અધ્યાત્મ પણ સત્ય છે.

તુંગભદ્રા નદીના કિનારે એક ગામ હતું. ત્યાં આત્મદેવ નામનો એક બ્રાહ્મણ પોતાની પત્ની ધુંધુલી સાથે રહેતો હતો. આત્મદેવ પવિત્ર હતા પણ આ ધુંધુલી સ્વભાવની ક્રૂર, પારકી પંચાત કરવાવાળી અને ઝગડાળુ હતી. આત્મદેવ નિઃસંતાન હતા. સંતતિના અભાવે આત્મદેવ દુઃખી છે. સંતતિના માટે આત્મદેવે ઘણા પ્રયત્ન કર્યા પણ સફળતા મળી નહિ. એટલે આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો. આત્મદેવે વન તરફ પ્રયાણ કર્યું. ફરતાં ફરતાં રસ્તામાં નદી કિનારો આવ્યો. ત્યાં તેને એક મહાત્મા મળ્યા. આત્મદેવ મહાત્મા પાસે ગયો અને રડવા લાગ્યો. મહાત્માએ આત્મદેવને દુઃખનું કારણ પૂછયું. આત્મદેવ કહે છે, ખાવાનું ઘણું મળ્યું છે પણ ખાનારો કોઈ નથી એટલે દુઃખી છું તેથી મરવા માટે આત્મહત્યા કરવા અહીં આવ્યો છું. મહાત્માએ કહ્યું, તારે ઘેર પુત્ર નથી એમાં ભગવાનની કૃપા છે. છોકરો ન થાય તો માનવું કે ઠાકોરજીએ મારા હાથે જ બધું વાપરવાનું મારા નસીબમાં લખ્યું છે, એટલા માટે પુત્ર આપ્યો નથી. પુત્ર દુઃખરૂપ છે. ઈશ્વર જે સ્થિતિમાં રાખે, તેમાં સંતોષ માની ઈશ્વર સ્મરણ કરવું જોઇએ.

શ્રી તુકારામ મહારાજે કહ્યું છે:

**ठेवींले अनंते तैसेची रहावे ।**

**चिती असो द्यावे समाधान ॥**

તેથી ઈશ્વર જે સ્થિતિમાં રાખે તેમાં આનંદ માનવો. એક વખત એકનાથ મહારાજ વિઠ્ઠનાથજીના મંદિરમાં દર્શન કરવા ગયા. એકનાથજીને લાયક પત્ની મળી હતી, તેથી તેઓ ભગવાનનો ઉપકાર માને છે. એકનાથ મહારાજ કહે છે, મને સ્ત્રીનો સંગ આપ્યો નથી સંત્સંગ મળ્યો છે તમે અનુકુળ પત્ની આપી છે. તેથી હું તમારું ભજન કરું છું. થોડીવાર પછી ત્યાં તુકારામ મહારાજ દર્શન કરવા આવ્યા. તુકારામના ઘરમાં હતી તે કર્કશા હતી. તેમ છતાં તુકારામ મહારાજ આવી સ્ત્રી આપવા બદલ ભગવાનનો ઉપકાર જ માને છે. આવી પ્રતિકુળ પત્ની આપી છે તેથી હું વિઠ્ઠલ વિઠ્ઠલ કરું છું. અનુકુળ પત્ની મળી હોત તો હુ કયાં તમારું ભજન કરવાનો હતો? તમે પ્રતિકુળ પત્ની આપી છે એટલે તમારું ભજન કરું છું. સારી પત્ની મળી હોત તો હું તેની પાછળ જ પડત, તમને ભૂલી જાત. તેથી હે નાથ સારું થયું. એકનાથજીને અનુકૂળ પત્ની મળી છે તેથી આનંદ અને તુકારામને પ્રતિકૂળ પત્ની મળી છે તો ય તેઓ ભગવાનનો ઉપકાર માને છે. પ્રતિકૂળતામાં પણ આનંદ. નરસિંહ મહેતાના કુટુંબનો નાશ થયો છતાં મહેતાજીએ તેમાં આનંદ માન્યો. અને ગાયું ' ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ. "

એકની પત્ની અનુકુળ, બીજાને પત્ની પ્રતિકુળ, ત્રીજાની પત્નીનું મરણ તો પણ આ ત્રણે મહાત્માઓ આનંદ માને છે. વૈષ્ણવ તે છે કે જે પ્રત્યેક પરિસ્થિતિમાં પરમાત્માની કૃપાનો અનુભવ કરે અને મનને શાંત રાખે. મનને શાંત રાખવું એ મોટું પુણ્ય છે.

માતાપિતાને પુત્ર માટે ચિંતા બહુ હોય છે. પણ પુત્રેષણા પાછળ અનેક વાસનાઓ આવે છે. પુત્રેષણા અને પછી વિત્તેષણા અને પછી લોકેષણા જાગે છે. આત્મદેવે કહ્યું:-મને પુત્ર આપો. પુત્ર પિતાને સદ્‌ગતિ આપે છે. **अपुत्रस्य गतिर्नास्ति ।**



મહાત્મા આત્મદેવને સમજાવે છે, શ્રુતિ તો એક ઠેકાણે કહે છે કે **न कर्मणा न प्रजयाधनेन त्यागेनैके अमृतत्त्व मानशुः ।** પુત્રથી મુક્તિ મળતી નથી. વંશનું રક્ષણ કરવા સત્કર્મ કરો. પુત્ર જ જો સદ્‌ગતિ આપી શકતા હોય, તો લગભગ બધાને ત્યાં પુત્ર છે અને તેથી દરેકને સદ્‌ગતિ મળી જાય. પિતા એવી આશા ન રાખે કે મારો પુત્ર શ્રાદ્ધ કરશે અને હું તરી જઇશ. શ્રાદ્ધ કરવાથી તે જીવ સારી યોનિમાં જાય છે, પણ એમ ન સમજવું કે એ જન્મમરણના ત્રાસમાંથી છુટે છે. શ્રાદ્ધ, પિંડદાન મુક્તિ ન અપાવી શકે. શ્રાદ્ધ કરવું એ ધર્મ છે. શ્રાદ્ધ કરવાથી નરકમાંથી ઉગારો થાય છે, પણ માત્ર શ્રાદ્ધ કરવાથી મુક્તિ મળતી નથી. શ્રાદ્ધ કરવાની ના નથી. શ્રાદ્ધ કરવાથી પિતૃઓ પ્રસન્ન થઈ આશીર્વાદ આપે છે.

પિંડદાનનો અર્થ કોઇ સમજતા નથી. આ શરીરને પિંડ કહે છે. તેને પરમાત્માને અર્પણ કરવું તેને પિંડદાન કહે છે. નિશ્ચય કરવાનો કે મારું જીવન મેં ઇશ્વરને અર્પણ કર્યું છે. આ પ્રમાણે જીવન અર્પણ કરે તેનું પિંડદાન સાચું. બાકી માત્ર લોટના પિંડદાનથી મુક્તિ મળતી હોય, તો ઋષિમુનિઓ ધ્યાન, યોગ, જપ, તપ આદિ સાધનો કરે જ શા માટે?

જીવનમરણના ત્રાસમાંથી છોડાવે છે સત્કર્મ; બીજાનું નહિ, પોતાનું સત્કર્મ. પોતાએ જ પોતાના આત્માનો ઉદ્ધાર કરવાનો છે; જીવ પોતે જ પોતાનો ઉદ્ધાર કરી શકે છે.

ગીતામાં સ્પષ્ટ કહ્યું છે:

**उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।**

ગી. અ. ૬ શ્લોક ૫.

પોતાના દ્વારા પોતે જ આત્માનો, સંસાર સમુદ્રથી ઉદ્ધાર કરે અને પોતાના આત્માને અધોગતિમાં ન લઈ જાય. જીવનો ઉદ્ધાર જીવ પોતે ન કરે, તો તેનો ઉદ્ધાર બીજું કોણ કરવાનું હતું? મનુષ્યનો પોતા સિવાય બીજો કોણ મોટો હિતકારી હોઈ શકે? જો તે પોતાનું શ્રેય જાતે ન કરી લે, તો પુત્રો વગેરે શું કરવાના હતા? ઈશ્વરને માટે જે જીવે તેને અવશ્ય મુક્તિ મળે છે.

શ્રુતિ તો કહે છે:—ઈશ્વરનો અપરોક્ષ અનુભવ ન થાય, જ્ઞાન ન થાય, ત્યાં સુધી મુક્તિ મળતી નથી.

મરતાં પહેલાં જે ભગવાનને ઓળખે છે તેને મુક્તિ મળે છે. પરમાત્માનો અપરોક્ષ સાક્ષાત્કાર કર્યા વગર મુક્તિ મળતી નથી.

**तमेव विदित्वाति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ।**

તેમને જાણીને જ મનુષ્ય મૃત્યુનું ઉલ્લંઘન કરી જાય છે. પરમપદની પ્રાપ્તિ માટે આ સિવાય બીજો માર્ગ છે જ નહિ. ભગવાનને જાણ્યા સિવાય બીજો કોઈ માર્ગ નથી. બાકી કેવળ શ્રાદ્ધ કરવાથી કાંઈ મુક્તિ મળતી નથી. તમારું પિંડદાન–એટલે કે આ શરીર–પરમાત્માને અર્પણ કરજો, તો તમારું કલ્યાણ થશે.

તમારું પિંડદાન તમારે હાથે કરો એ જ ઉત્તમ છે. જે પિંડમાં છે તે બ્રહ્માંડમાં છે. નિશ્ચય કર કે આ શરીર પિંડ પરમાત્માને અર્પણ કરવું છે. તારું પિંડદાન તું

તારા હાથે જ કેમ કરી લેતો નથી? ઘરમાં જે છે તે બધું વાપરી નાંખ અને નારાયણ, નારાયણ કર.

આત્મદેવને આ ઠીક લાગ્યું નહિ. આત્મદેવે કહ્યું, મહારાજ પુત્ર હોવાના સુખની તમે સન્યાસીઓને શું ખબર પડે? માટે તમે આમ કહો છો.

છોકરો ખોળામાં એકી કરે, તો પણ માતાપિતા પ્રસન્ન થાય છે. અસુખમાં સુખ માનવું એ સંસારીઓનો નિયમ છે.

મહાત્માએ સુંદર બોધ આપ્યો તેમ છતાં આત્મદેવે દુરાગ્રહ કર્યો 'મને પુત્ર આપો નહિતર હું પ્રાણત્યાગ કરીશ.' મહાત્માને દયા આવી. એક ફળ આપ્યું અને કહ્યું, આ ફળ તારી સ્રીને ખાવા આપજે; તારે ત્યાં લાયક પુત્ર થશે. આત્મદેવ તે ફળ લઇને ઘેર આવ્યો, ફળ પોતાની પત્નીને આપ્યું. ધુન્ધુલી ફળ જાતે ખાતી નથી. અનેક પ્રકારના કુતર્કો કરે છે. ધુન્ધુલીએ વિચાર કર્યો, ફળ ખાઈશ તો સગર્ભા થઇશ. પરિણામે દુ:ખી થઈશ. અને બાળકનાં લાલનપાલન કરવામાં પણ કેટલું મોટું દુ:ખ છે. તેણે પોતાની નાની બહેનને વાત કરી. બહેને સલાહ આપી, મને પણ બાળક થવાનું છે તે તને આપી જઈશ. તું સગર્ભા હોવાનું નાટક કર.

ધુન્ધુલીને ફળ તો જોઈએ છે પણ દુ:ખ જોઇતું નથી. આ મનુષ્ય સ્વભાવ છે. સુખ તો જોઈએ છે પણ વિના પ્રયત્ને, વિના દુ:ખે.

મનુષ્યને પુણ્ય કરવું નથી અને પુણ્યનું ફળ જોઈએ છે. પાપ કરવું છે અને પાપનું ફળ જોઇતું નથી.

નાની બહેનના કહેવાથી તેણે તે ફળ ગાયને ખવડાવ્યું. ધુન્ધુલીએ નાટક કર્યું. બહેનનો છોકરો લઈ આવી જાહેર કર્યું કે મને પુત્ર થયો છે. ધુન્ધુલીએ પુત્રનું નામ ધુન્ધુકારી રાખ્યું. આ બાજુ જે ગાયને ફળ ખવડાવેલું તે ગાયને મનુષ્યાકારનું ગાય જેવા કાનવાળું બાળક થયું. તેનું નામ ગોકર્ણ રાખવામાં આવ્યું. બાળકો મોટાં થયાં. ગોકર્ણ પંડિત અને જ્ઞાની થયો. ધુન્ધુકારી દુષ્ટ નીકળ્યો.

ભાગવતની કથા ત્રણ પ્રકારે છે: આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક રીતે જરા વિચાર કરો તો સમજાશે.

માનવકાયા એ જ તુંગભદ્રા છે. ભદ્રા એટલે કલ્યાણ કરનારી અને તુંગ એટલે વધારે. પુષ્કળ કલ્યાણ કરનારી નદી એ જ તુંગભદ્રા નદી—તે જ મનુષ્ય શરીર. માનવકાયા દ્વારા મનુષ્ય આત્મદેવ થઈ શકે છે.

આત્માનો દેવ બને તે આત્મદેવ. આત્મદેવ એ જીવાત્મા છે. આપણે બધા આત્મદેવ છીએ. નર જ નારાયણ બને છે. મનુષ્ય શરીરમાં રહેલો જીવ દેવ બની શકે છે અને બીજાને પણ દેવ બનાવી શકે છે.

પશુઓ પોતાના શરીરથી કલ્યાણ કરી શકતાં નથી. મનુષ્ય બુદ્ધિવાળું પ્રાણી હોવાથી પોતાના શરીરથી પોતાનું તેમજ બીજાઓનું કલ્યાણ કરી શકે છે.



ધૂંવાંફૂવા કરનારી, કુતર્કો કરનારી ધુન્ધુલી તે બુદ્ધિ છે. દરેકના ઘરમાં આ ધુન્ધુલી છે. ધુન્ધુલી કથામાં પણ તોફાન કરે છે. દ્વિધાબુદ્ધિ—દ્વિધાવૃત્તિ એ જ ધુન્ધુલી. આવી દ્વિધાબુદ્ધિ હોય, ત્યાં સુધી આત્મશક્તિ જાગૃત થતી નથી.

બુદ્ધિ પારકી પંચાત કરે છે. પારકી પંચાત જેવું પાપ નથી.

હું કોણ છું, મારો ધણી કોણ છે, એનો વિચાર બુદ્ધિ કરતી નથી.

બુદ્ધિ સાથે આત્માનું લગ્ન થયું. પણ જ્યાં સુધી તેને કોઇ મહાત્મા ન મળે, તેને સત્સંગ ન થાય, ત્યાં સુધી વિવેક આવતો નથી. વિવેકરૂપી પુત્રનો જન્મ થતો નથી. વિવેક એ જ આત્માનો પુત્ર છે.

**बिनु सत्संग विवेक न होई।**

આત્મા અને બુદ્ધિના સંબંધથી જો વિવેકરૂપી પુત્રનો જન્મ થતો નથી, તો તે જીવ સંસારરૂપી નદીમાં ડૂબી મરે છે. જેના ઘેર વિવેકરૂપી પુત્ર નથી હોતો, તે સંસાર નદીમાં ડૂબી જાય છે. તેથી તો આત્મદેવ ગંગાકિનારે ડૂબી મરવા જાય છે. વિવેક સત્સંગથી જાગે છે અને વિવેક આત્માને આનંદ આપે છે.

દેવ બનવાની અને બીજાને દેવ બનાવવાની શકિત આત્મામાં છે, પણ આત્મ-શક્તિને જાગૃત કરવાની છે. હનુમાનજી સમર્થ હતા. પરંતુ જાંબવાને તેને સ્વરૂપનું ભાન કરાવ્યું, ત્યારે તેને પોતાના સ્વરૂપનું ભાન થયું. આત્મશકિત સત્સંગથી જાગૃત થાય છે. સત્સંગ વગર જીવનમાં દિવ્યતા આવતી નથી.

સંત મહાત્માએ આપેલું વિવેકરૂપી ફળ આ બુદ્ધિને ગમતું નથી.

બુદ્ધિ ધુન્ધુલીની નાની બહેન છે. મન બુદ્ધિ મનની સલાહ લે તો દુ:ખી બને છે. મન અનેક વાર આત્માને છેતરે છે. મન સ્વાર્થી છે. મન કહે તે ન કરવું. સલાહ એક ઈશ્વરની જ લેવી.

જરા વિચાર કરો. આત્મદેવ આત્મા ભોળો છે. તેને મન-બુદ્ધિ વારંવાર છેતરે છે. મનની સલાહ ન લેશો. આત્મદેવ મન-બુદ્ધિનું કપટ સમજી શક્યો નહિ.

ફળ ગાયને ખવડાવ્યું. ગો એટલે ગાય-ઇંદ્રિય-ભક્તિ વગેરે અર્થ થાય છે. ફળ ગાયને એટલે ઇંદ્રિયને ખવડાવ્યું.

સૂતજી સમજાવે છે કે સત્સંગથી એકદમ ઇંદ્રિયોની શુદ્ધિ થતી નથી. મન અને બુદ્ધિ જ્યારે ભાગવતનો ભગવાનનો આશ્રય લેશે ત્યારે તે સુધરશે.

ધુંધુકારી કોણ? આખો સમય દ્રવ્યસુખ અને કામસુખનું ચિંતન કરે તે જ ધુંધુકારી. જેના જીવનમાં ધર્મ પ્રધાન નથી પણ કામસુખ, દ્રવ્યસુખ પ્રધાન છે તે જ ધુંધુકારી.

સૂતજી સાવધાન કરે છે અને કહે છે, મોટો થતાં ધુંધુકારી પાંચ વેશ્યાઓમાં ફસાયો છે. પાંચ વિષયો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વેશ્યાઓ છે.

આ પાંચ વિષયો ધુંધુકારીને એટલે કે જીવને બાંધે છે. તે મડદાને હાથે જમતો. ચોકખું લખ્યું છે **शव हस्ते भोजनः।** મડદાના હાથ કયા? જે હાથ પરોપકારમાં ઘસાય નહીં તે મડદાના હાથ છે. જે હાથથી કૃષ્ણસેવા થતી નથી, જે હાથ ભગવાન શ્રીકૃષ્ણની સેવા ન કરે, જે હાથ પરોપકાર ન કરે, તે હાથ મડદાના હાથ જેવા છે. બીજા કયા મડદાના હાથ આવવાના હતા?

ધુંધુકારી સ્નાન શૌચ ક્રિયાહીન હતો. કામી હતો એટલે સ્નાન તો કરતો હશે, પરંતુ સ્નાન કર્યા પછી સંધ્યા સેવા ન કરે, તો તે સ્નાન વ્યર્થ છે. એટલે કહ્યું કે સ્નાન કરતો નહિ. સ્નાન કર્યા પછી સત્કર્મ ન થાય તો તે સ્નાન પશુસ્નાન છે. સ્નાન કર્યા પછી સત્કર્મ ન કરે તો એ સ્નાન શા કામનું? સ્નાન ફક્ત શરીરને સ્વચ્છ રાખવા માટે નથી. સ્નાન કર્યા પછી સેવા નહિ, સંધ્યા નહિ, ગાયત્રી નહિ, તો એ સ્નાન પણ પાપ છે. શાસ્ત્રમાં સ્નાનના ત્રણ પ્રકાર બતાવ્યા છે. તેમાં ઋષિસ્નાન ઉત્તમ છે. મળસ્કે ૪ થી ૫ વાગ્યાની અંદર જે સ્નાન કરવામાં આવે તે ઋષિસ્નાન. તે પછી ૫ થી ૬ાાના સમય વચ્ચે જે સ્નાન કરવામાં આવે છે તે મનુષ્ય સ્નાન. અને સવારના ૬ાા વાગ્યા પછી જે સ્નાન કરવામાં આવે તે રાક્ષસી સ્નાન ગણાય. ભગવાન સૂર્ય નારાયણ બહાર આવે તે પછી મનુષ્ય દાતણ, શૌચ વગેરે કરે તે યોગ્ય નથી.

સૂર્ય એ બુદ્ધિના માલિક દેવ છે. તેની સંધ્યા કરવાથી બુદ્ધિ સતેજ થાય છે. સ્નાન અને સંધ્યા નિયમિત કરો. સમ્યક્ ધ્યાન એ જ સંધ્યા.

નિત્ય સત્કર્મ વિનાનું ભોજન એ ભોજન નથી. એ ભોજન નથી કરતો પણ પાપ ખાય છે. ગીતામાં કહ્યું છે:

**भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ।**

ગીતા અ. ૩ શ્લોક ૧૩

જે પાપી લોકો પોતાના શરીર પોષણ કરવા માટે જ અન્ન પકાવે છે, તેઓ તો પાપને ખાઈ રહ્યા છે. તેથી હંમેશ સત્કર્મ કરવું. આયુષ્યનો સદ્ઉપયોગ કરો. તન મનને સજા કરશો તો પાપ ઘટશે અને સત્કર્મ થશે. તમારા મનને તમે સજા નહીં કરો, તો બીજું કોણ સજા કરશે?

પુત્રનાં દુરાચરણો જોઈ આત્મદેવને ગ્લાનિ થઈ. આના કરતાં તો વાંઝિયો હતો તે સારું હતું. ધુંધુકારીએ સર્વ સંપત્તિ વાપરી નાંખી. હવે તો તે માતપિતાને માર મારવા લાગ્યો. પિતાનું દુઃખ જોઈ ગોકર્ણ પિતા પાસે આવ્યા. ગોકર્ણ પિતાને વૈરાગ્યનો ઉપદેશ આપે છે. આ સંસાર અસાર છે, અત્યંત દુઃખરૂપ અને મોહમાં નાંખવાવાળો છે. પુત્ર કોનો? અને ધન કોનું?

સંસારને વંધ્યાસુતની ઉપમા આપવામાં આવી છે. સંસાર માયાનો પુત્ર છે. માયા મિથ્યા તો આ સંસાર સાચો ક્યાંથી હોય?

ગોકર્ણ આત્મદેવને કહે છે, હવે તમે ઘર છોડી વનમાં જાવ. ઘરનો મોહ હવે છોડી દેજો. સમજીને છોડો તો સારું નહિતર કાળ ધક્કો મારીને છોડાવશે.



**देहेऽस्थिमांसरुधिरेऽभिमतिं त्यज त्वं**
**जायासुतादिषु सदा ममतां विमुञ्च।**
**पश्यानिशं जगदिदं क्षणभङ्ग निष्ठं**
**वैराग्यरागरसिको भव भक्तिनिष्ठः॥**

ભાગવત મહાત્મ્ય અ. ૪ શ્લોક ૭૯

આ દેહ હાડકાં, માંસ અને રુધિરનો પિંડ છે. એને મારો માનવાનું છોડી દો. સ્ત્રી પુત્રાદિમાંથી મમતા ઉઠાવી લો. આ સંસાર ક્ષણભંગુર છે. આમાંની કોઈ વસ્તુને સ્થાયી સમજી તેમાં રાગ ન કરો. બસ એક માત્ર વૈરાગ્યના રસિક બની ભગવાનની ભક્તિમાં લાગી જાવ.

સંસારનો મોહ દૂર ન થાય ત્યાં સુધી ભક્તિ થતી નથી. કોઇ પણ રીતે મનને સંસારના વિષયોમાંથી હઠાવી પ્રભુપ્રેમમાં જોડી રાખો. સંસારાસક્તિ ન જાય ત્યાં સુધી ભગવતાસક્તિ સિદ્ધ થતી નથી. સંસારના વિષયોમાં રહેશો નહિ, ઠાકોરજીના ચરણમાં રહો.

આ દેહ પણ આપણો નથી. કારણ તેને પણ આપણે રાખી શકવાના નથી. તો બીજું કોણ આપણું?

પિતાજી, બહોત ગઇ અને થોડી રહી. ગંગા કિનારે જઇને ઠાકોરજીની સેવા કરો. મનને વિક્ષેપ થાય, ત્યારે તેને કૃષ્ણલીલા કથામાં લઈ જાવ. ભાવના કરશો તો હૃદય પીગળશે. પરદોષદર્શન સેવામાં, સત્કર્મમાં, વિઘ્નરૂપ છે. માટે પરદોષદર્શનનો ત્યાગ કરો.

પિતાજી, હવે તમે ભગવાનનો આશ્રય લઇ ભગવાનમય જીવન ગાળો. ભગવાનમય જીવન ગાળવા માટે ધ્યાન, જપ, અને પાઠ અતિ આવશ્યક છે. ઉત્તમ પાઠના છ અંગ છે: મધુરતા, સ્પષ્ટ અક્ષરનો ઉચ્ચાર, પદચ્છેદનું જ્ઞાન, ધીરજ, લયનું સામર્થ્ય અને મધુર કંઠ. પાઠ શાંત ચિત્તે કરવો. ઉતાવળથી સમજ્યા વગર પાઠ ન કરવો.

આત્મદેવ ગંગા કિનારે આવ્યા. માનસી સેવા કરવા લાગ્યા. એકાંત મનને એકાગ્ર કરે છે. ચંચળ મનને વિવેકરૂપી બોધથી સાચવવું અને ધ્યાનમગ્ન રાખવું. સંકલ્પ વિકલ્પથી દૂર રાખવું. માનસિક સેવામાં મનની ધારા અતૂટ રહેવી જોઇએ. એવી સેવામાં દિવ્યતા રહેલી છે. ઉચ્ચ સ્વરથી જપ પાઠ કરવાથી મનની એકાગ્રતા થાય છે, નિરોધ થાય છે. આત્મદેવ સતત ભગવત ધ્યાનમાં તન્મય બન્યા છે. નિવૃત્તિમાં સતત સત્કર્મ થવું જોઇએ. નહિતર નિવૃત્તિમાં પાપ બહાર આવે છે. આત્મદેવ દશમા સ્કંધનો પાઠ કરે છે. ભાગવતના દશમ સ્કંધનો નિત્ય પાઠ કરવાથી આત્મદેવ ખરેખરો દેવ બન્યો. આત્મા પરમાત્માને મળે છે ત્યારે તે દેવ બને છે. 'આજે જીવ અને શિવ એક બન્યા છે. જીવ અને ઈશ્વરનું મિલન થયું. ભાગવતનો આશ્રય કરે તે ભગવાન બને. જે ઇશ્વરનો થાય છે, તેને પરમાત્મા અનેક વાર પોતાના કરતાં પણ મોટો બનાવે છે.

પરમાત્માના બે સ્વરૂપો: એક અર્ચા સ્વરૂપ અને બીજું નામ સ્વરૂપ. સામગ્રીથી જેની સેવા થાય એ અર્ચા સ્વરૂપ. શ્રીમદ્ ભાગવત એ ભગવાનનું નામ સ્વરૂપ છે. નામ

સ્વરૂપ વિના સ્વરૂપ સેવા ફળતી નથી. નામ સ્વરૂપમાં જ્યાં સુધી નિષ્ઠા ન થાય ત્યાં સુધી સ્વરૂપ સેવામાં પ્રીતિ થતી નથી. સ્વરૂપ સેવા બરોબર થતી નથી. તેનું કારણ એ છે કે મનશુદ્ધિ નથી. મનશુદ્ધિ વગર સ્વરૂપ સેવામાં આનંદ મળતો નથી. સેવા કરવાવાળા સંસાર સાથે સ્નેહ કરે છે, ત્યાં સુધી તેમને સ્વરૂપ સેવાનો આનંદ મળતો નથી. સેવા કરવી હશે તો સંસારનો સ્નેહ છોડવો પડશે. સંસારના વિષયો સાથે સ્નેહ કરો, પણ વિવેકપૂર્વક સ્નેહ કરો. અગ્નિ બાળે છે, પણ તેનો વિવેકપૂર્વક ઉપયોગ કરવામાં આવે તો તે ઉપયોગી થઈ પડે છે. અગ્નિ ન હોય તો મનુષ્યનું પોષણ થઇ શકે નહિ.

સંસારમાં જ્યાં સુધી દેહનું ભાન છે ત્યાં સુધી મનુષ્ય સંસારને છોડી શકતો નથી. જે મન માયાને સ્પર્શ કરે છે તે મન મનમોહનની સેવામાં જઈ શકતું નથી. મન વારંવાર માયાના વિચાર કરે છે, ત્યારે તે મલિન બને છે. નામ સેવા એટલા માટે છે કે નામ સેવાથી મન શુદ્ધ થાય છે. જ્યાંસુધી સ્વરૂપ સેવામાં મન એકાગ્ર ન થાય, ત્યાં સુધી નામ સેવા કરો.

સ્વરૂપ સેવામાં આનંદ આવતો નથી. કેમકે મન વ્યગ્ર છે. આપણું મન ઇશ્વરને છોડીને વારંવાર વિષયો તરફ જાય છે. મનુષ્યનું મન સંસાર વ્યવહારના વિષયોમાં એવું તદ્રૂપ થાય છે કે તે પાપ કરે છે તેનું પણ તેને ભાન રહેતું નથી. સ્વરૂપ સેવા કરતાં હૃદય પીગળે, આંખો ભીની થાય, આનંદ આવે અને સાત્વિક ભાવ જાગે, તો સેવા સફળ થઈ છે એમ સમજજો. સેવા એ હૃદયનો ભાવ છે. હૃદયના ભાવ વગર કરેલી સેવા ફળતી નથી. જીવ શુદ્ધ થઇ પરમાત્માની સેવા કરે છે, ત્યારે ઠાકોરજી પ્રેમથી પ્રસન્ન થાય છે.

મનમાં અનેક જન્મોના મેલ ભર્યા છે. સ્વરૂપ સેવામાં મનશુદ્ધિ આવશ્યક છે. મનશુદ્ધિ નથી એટલે સ્વરૂપ સેવા ફળતી નથી. મનને શુદ્ધ કરવા નામ સેવાની જરૂર છે. મન શુદ્ધ કરે છે ભાગવત. કળિયુગમાં નામસેવા પ્રધાન છે. શ્રમદ્ ભાગવત એ ભગવાનનું નામ સ્વરૂપ છે. નામ એ જ બ્રહ્મ છે. નામ એ જ પરમાત્મા છે. વધુ શું કહું ? નામ એ પરમાત્મા કરતાં પણ શ્રેષ્ઠ છે. ઇશ્વર દેખાતા નથી. જે દેખાતા નથી તેની સાથે સ્નેહ કરવો કઠણ છે. નામ સ્વરૂપ સ્પષ્ટ દેખાય છે. જે વ્યક્તિનાં પ્રત્યક્ષ દર્શન ન થયાં હોય તેના નામને પકડી રાખો, તો જરૂર તેનાં દર્શન થશે.

ઇશ્વરનું સ્વરૂપ સર્વ માટે અનુકૂળ અને સુલભ નથી. પણ નામ સ્વરૂપ સુલભ છે. જ્ઞાની પુરુષો નામમાં નિષ્ઠા રાખે છે, નામનો આશ્રય કરે છે. નામ એ જ ઇશ્વરનું સ્વરૂપ છે.

રામજીએ થોડા જીવોનો ઉદ્ધાર કર્યો હશે. પણ ત્યાર પછી તેમના નામે અનેકોનો ઉદ્ધાર કર્યો છે. કૃષ્ણ પૃથ્વી ઉપર વિરાજેલા, ત્યારે તેમણે જે જીવોનો ઉદ્ધાર કર્યો તેના કરતાં તેના નામે અનેકોને તાર્યા છે.

મોટામાં મોટું પાપ કયું ? આપણને ઇશ્વરના નામમાં નિષ્ઠા નથી તે.

નામ સાધન સરળ છે. ભાગવત એ ભગવાનનું નામ સ્વરૂપ છે. ભાગવતનો આશ્રય એ નામનો આશ્રય. ભાગવતનો આશ્રય કરે તે ભગવાન બને છે. આત્મદેવ



ભાગવતનો આશ્રય લઈ દશમ સ્કંધનો પાઠ કરતો હતો. કેવળ દશમ સ્કંધના પાઠથી તેને મુક્તિ મળી છે.

સંસ્કૃતનું જ્ઞાન હોય, તો રોજ દશમ સ્કંધનો, વિષ્ણુસહસ્ર નામનો, શિવમહિમ્ન સ્તોત્રનો પાઠ કરો. પાઠ અર્થજ્ઞાન સાથે કરો. અર્થજ્ઞાન વગરનો પાઠ અધમ પાઠ છે. પ્રભુ જલદી કૃપા કરતા નથી. કારણ તમે તેના માટે દુઃખ સહન કરતા નથી. જીવ દુઃખ સહન કરવા ઇચ્છતો નથી. તેના માટે દુઃખ સહન કરો, સ્વેચ્છાથી દુઃખ સહન કરે તેને યમરાજ દુઃખ આપી શકતા નથી. આત્મદેવ એક આસને દશ બાર કલાક બેસતા. એક આસને બેસો. જ્ઞાનીઓને સમાધિમાં જે આનંદ મળે છે, તેવો આનંદ તમને કથામાં મળશે. જે લીલાની કથા ચાલતી હોય તે લીલા પ્રત્યક્ષ થઈ રહી છે, તેમ વિચારો તો આનંદ આવશે. વિચાર કરો. મારું મન ઈશ્વરમાં તરબોળ થયું છે. દશ્યમાંથી દષ્ટિ હઠી જાય અને દ્રષ્ટામાં દષ્ટિ સ્થિર થાય, તો મનનો નિરોધ થાય અને આનંદ પ્રગટે.

ગોકર્ણને લાગ્યું કે ધુન્ધુકારીનું વર્તન મને વિક્ષેપ કરશે, એટલે તેઓ પણ વનમાં જાય છે.

આ બાજુ ધુન્ધુકારી વેશ્યાઓને રાજી કરવા ચોરીઓ કરવા લાગ્યો.

સૂતજી સાવધાન કરે છે—એક એક ઇંદ્રિયનો જીવ ધણી છે. પરંતુ ઇંદ્રિય જીવનો ધણી થાય, મનુષ્ય ઇંદ્રિયને આધીન થાય તો તેનું જીવન બગડે છે. મન ઈશ્વર સાથે મૈત્રી કરે, ત્યારે સુખી થાય છે. અને વિખૂટો પડે ત્યારે દુઃખી થાય છે. મનસુખાની કથા આગળ આવશે. જીવમાત્ર મનસુખા છે.

ધુન્ધુકારી અનર્થથી અર્થોપાર્જન કરે છે. તે રાજાને ઘેર ચોરી કરવા ગયો. દાગીનાઓ લાવી વેશ્યાઓને આપ્યા. વેશ્યાઓ વિચાર કરે છે, આ જીવતો રહેશે તો જરૂર કોઇ દિવસ પકડાઈ જઈશું. પકડાઈ જશું તો રાજા બધું ધન લઈ લેશે. આને સજા થશે અને અમને પણ સજા થશે, માટે આને મારી નાખીએ. વેશ્યાઓએ ધુન્ધુકારીને દોરડા વતી બાંધ્યો. ગળે ફાંસો આપ્યો. ધુન્ધુકારી મરતો નથી. અતિ પાપીને જલદી મોત આવતું નથી. વેશ્યાઓ બળતા અંગારા ધુન્ધુકારીના મોઢામાં નાંખે છે અને તેને મારી નાંખે છે. પંચ વિષયો અંતકાળે જીવને એવી રીતે મારે છે. પંચેન્દ્રિયો અંતકાળમાં જીવને મારે છે ત્યારે આ જીવાત્મા તરફડે છે.

વેશ્યાઓએ તેના શરીરને તે પછી દાટી દીધું. શરીરને અગ્નિસંસ્કાર પણ વેશ્યાઓએ કર્યો નહિ. જેના ચારિત્ર્યને જોતાં ઘૃણા આવે તે ધુન્ધુકારી છે. ધુન્ધુકારી પોતાના કુકર્મોને કારણે ભયંકર પ્રેત બન્યો. પાપી જ પ્રેત બને છે. પાપી યમપુરીમાં પણ જતો નથી. તે પ્રેત બને છે.

ગોકર્ણે ધુન્ધુકારીના મરણના સમાચાર સાંભળ્યા. તેઓ ગયાજીમાં આવ્યા છે. ગોકર્ણે ધુન્ધુકારી પાછળ ગયાજીમાં શ્રાદ્ધ કર્યું. ગયા શ્રાદ્ધ શ્રેષ્ઠ છે. ત્યાં વિષ્ણુપાદ છે. તેની કથા એવી છે કે ગયાસુર કરીને એક રાક્ષસ હતો. તેણે તપથી બ્રહ્માને પ્રસન્ન કર્યા. બ્રહ્માએ કહ્યું કે વરદાન માગ. તે બ્રહ્માને કહે કે તમે શું વરદાન આપવાના હતા ? તમારે મારી પાસે કાંઈ માગવું હોય તો માંગો. તેની તપશ્ચર્યાથી દેવો ગભરાયા. આ અસુર કેમ મરશે ? બ્રહ્માએ વિચાર્યું કે આના શરીર ઉપર લાંબા કાળ સુધી યજ્ઞ કરીશું

તો અસુર મરશે, એટલે બ્રહ્માએ યજ્ઞ માટે તેનું શરીર માગ્યું. યજ્ઞકુંડ ગયાસુરની છાતી ઉપર કરવામાં આવેલો. સો વર્ષ સુધી યજ્ઞ ચાલ્યો પણ ગયાસુર મર્યો નહિ. યજ્ઞની પૂર્ણાહુતિ કર્યા પછી તે ઊઠવા ગયો. બ્રહ્મા ચિંતાતુર બન્યા. બ્રહ્માને બીક લાગે છે બ્રહ્માએ ભગવાનને યાદ કર્યા. તેમણે નારાયણનું ધ્યાન કર્યું. નારાયણ ભગવાન પ્રગટ થયા અને ગયાસુરની છાતીમાં બે ચરણો પધરાવ્યાં. ગયાસુરે મરતી વેળા ભગવાન પાસે વરદાન માગ્યું. આ ગયામાં જે કોઈ શ્રાદ્ધ કરે તેના પિતૃઓની મુક્તિ થાય. તારા શરીર ઉપર જે પિંડદાન કરશે, તેના પિતૃઓને મુક્તિ મળશે એવું વરદાન ભગવાને ગયાસુરને આપ્યું. ભગવાને ગયાસુરને મુક્તિ આપી અને વરદાન આપ્યું. માટે ગયાજીમાં જે પિતૃશ્રાદ્ધ કરશે, તેના પિતૃઓને મુક્તિ મળશે.

ગોકર્ણ તે પછી ઘેર આવ્યા છે. ત્યાં તેણે રાત્રે કોઈના રુદનનો અવાજ સાંભળ્યો.

મનુષ્ય પાપ કરે છે ત્યારે હસે છે. પાપની સજા ભોગવવાનો વખત આવે છે, ત્યારે તે રડે છે.

એક જ માબાપના પુત્રો હોવા છતાં ગોકર્ણ દેવ થયા છે અને ધુંધુકારી પ્રેત બન્યો છે. દેવ થવું કે પ્રેત થવું તે તમારા હાથમાં છે.

ગોકર્ણ પૂછે છે—તું કોણ છે? તારી આ દશા કેમ થઈ? તું ભૂત, પિશાચ કે રાક્ષસ છે?

પ્રેત બોલ્યું—હું તમારો ભાઈ ધુન્ધુકારી છું. મેં બહુ પાપો કર્યાં છે તેથી મારી આ દશા થઈ છે. મને પ્રેતયોનિ મળી છે.

ગોકર્ણે કહ્યું—તારી પાછળ મેં ગયાજીમાં પિંડદાન કર્યું, તેમ છતાં તું પ્રેતયોનિથી મુક્ત કેમ ન થયો?

પ્રેત બોલ્યું—**गयाश्राद्धशतेनापि मुक्तिर्मे न भविष्यति ।** ગમે તેટલાં સેંકડો ગયા શ્રાદ્ધ કરો, પણ મને મુક્તિ મળવાની નથી. એકલું શ્રાદ્ધ ઉદ્ધાર કરી શકે નહિ.

ગોકર્ણે પૂછ્યું—તને સદ્ગતિ કેવી રીતે મળશે? શું કરવું? વિચારીને કહે છે, આ માટે આવતી કાલે સૂર્યનારાયણને હું પૂછી જોઈશ. બીજા દિવસે ગોકર્ણ સૂર્યનારાયણને અર્ધ્ય આપે છે. અર્ધ્ય આપી સૂર્યનારાણને કહે છે, મહારાજ ઊભા રહો. સૂર્યનારાયણ ઊભા રહ્યા છે. આ ત્રિકાળ સંધ્યાનું ફળ છે. બ્રાહ્મણ ત્રિકાળ સંધ્યા કદી ન છોડે. ત્રિકાળ સંધ્યા કરનારો કદી મૂર્ખ રહેતો નથી, દરિદ્રી રહેતો નથી.

સૂર્યનારાયણે પૂછ્યું—કેમ? મારું શું કામ છે?

ગોકર્ણ—મારા ભાઈનો ઉદ્ધાર થાય તેવો ઉપાય બતાવો.

સૂર્યનારાયણ—તમારા ભાઈને સદ્ગતિ મળે તેવી ઇચ્છા હોય, તો ભાગવતની વિધિપૂર્વક કથા કરો. જે જીવની મુક્તિ શ્રાદ્ધથી ન થાય, તેને ભાગવત મુક્તિ અપાવે છે. ભાગવતશાસ્ત્ર મુકિતશાસ્ત્ર છે. ભાગવતથી મુકિત મળી શકે છે.



ધુન્ધુકારીને પાપમાંથી છોડાવવા ગોકર્ણે ભાગવત સપ્તાહ પારાયણ કર્યું. ધુન્ધુકારી ત્યાં આવ્યો. તેને બેસવાની જગ્યા મળી નહિ એટલે સાત ગાંઠવાળા વાંસમાં તેણે પ્રવેશ કર્યો. રોજ એક એક એમ વાંસની સાત ગાંઠો તૂટી. સાતમે દિવસે પરીક્ષિત મોક્ષની કથા કહી. વાંસમાંથી દિવ્ય પુરુષ બહાર આવ્યો. ગોકર્ણને પ્રણામ કરી તે બોલ્યો, ભાઈ, તેં પ્રેતયોનિમાંથી મારી મુક્તિ કરી છે. ધન્ય છે ભાગવત કથાને.

જડ વાંસની ગાંઠો તૂટી જાય તો ચેતનની ગાંઠ ન તૂટે ન છૂટે? લગ્નમાં પણ બે જણની ગાંઠ બાંધવામાં આવે છે. પતિપત્નીનો સ્નેહ એ ગાંઠ છે. તે છૂટવી કઠણ છે. પરમાત્માની સેવા કરવા એકબીજાને સાથ આપ્યો છે તેમ માની પતિપત્ની વર્તે તો સુખી થાય.

વાંસમાં એટલે વાસનામાં ધુન્ધુકારી રહ્યો હતો. વાંસની સાત ગાંઠો એટલે વાસનાની સાત ગાંઠો. વાસના જ પુનર્જન્મનું કારણ બને છે. તેથી વાસનાનો નાશ કરો. વાસના ઉપર વિજય એજ સુખી થવાનો ઉપાય છે, માર્ગ છે. મનુષ્યને મોહ છૂટતો નથી. સાત પ્રકારની વાસના અથવા આસક્તિ છે: (૧) સ્ત્રીમાં આસક્તિ (પતિ-પત્નીની આસક્તિ) (૨) પુત્રમાં આસક્તિ (પિતા પુત્રની આસક્તિ) (૩) ધંધામાં આસક્તિ (૪) દ્રવ્યમાં આસક્તિ (૫) કુટુંબની આસક્તિ (૬) ઘરની આસક્તિ (૭) ગામની આસક્તિ. આ આસક્તિનો ત્યાગ કરો.

શાસ્ત્રમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર અને અવિદ્યાને સાત ગાંઠ બતાવી છે. આ સાત ગાંઠોમાં જીવ બંધાયેલો છે, તેમાંથી તેને છોડાવવાનો છે.

વાંસ એ વાસનાનું સ્વરૂપ છે. જીવ વાસનામાં રહેલો છે, જીવમાં જીવભાવ વાસનાથી આવ્યો છે. તે નિષ્કામમાંથી સકામ બન્યો. આ વાસનાઓની ગ્રંથીઓને ન છોડે, ત્યાં સુધી તેનામાંથી જીવભાવ જતો નથી.

ભાગવતની કથા શ્રવણ કરે તો વાસનાની એક એક ગાંઠ તૂટે છે. ભાગવત કથાથી આ ગાંઠો તૂટે છે. પ્રભુ પ્રત્યે પ્રેમ વધે એટલે આ આસક્તિઓની ગાંઠ છૂટી જાય. ભગવાનના નામનો જપ કરશો, તે એકલો જ સાચો છે એમ માની નિત્ય તેનું સ્મરણ કરશો, તો વાસનાની ગાંઠ છૂટશે.

એક ગૃહસ્થનો નિયમ કે બાર વર્ષથી ભાગવતની કથા સાંભળે. એક બ્રાહ્મણ રોજ કથા કરવા આવે. એક દિવસ શેઠને બહાર ગામ જવાનું થયું. કથા સાંભળવાના નિયમનો ભંગ કેમ થાય? તેમણે બ્રાહ્મણને કહ્યું, મારાથી કાલે કથા નહીં સંભળાય. નિયમનું શું થશે? બ્રાહ્મણે કહ્યું, તમારા બદલે તમારો પુત્ર કથા સાંભળશે તો ચાલશે. ગૃહસ્થે કહ્યું, પરંતુ કથા સાંભળી એને ક્યાંક સંસાર ઉપરથી વૈરાગ્ય આવી જાય તો? બ્રાહ્મણે કહ્યું, બાર વર્ષથી તમે કથા સાંભળો છો. તમને વૈરાગ્ય ન આવ્યો અને એક દિવસની કથાથી છોકરાને શું વૈરાગ્ય આવી જશે? કેવી વાત કરો છો તમે? યજમાન કહે છે, અમે રોજ કથા સાંભળીએ છીએ પણ મનની ગાંઠ છોડતાં નથી. આવું ન કરો. કથા સાંભળી મનની ગાંઠ છોડો.

જીવ સંસારસુખનો મનથી પણ ત્યાગ ન કરે, ત્યાં સુધી ભક્તિ સિદ્ધ થતી નથી. ભોગ છોડવા નથી અને ભક્તિ કરવી છે. એ કેમ બને? તો ધીરેધીરે સ્વભાવને સુધારજો. સ્વભાવ સુધરે ત્યારે ભક્તિ સિદ્ધ થાય છે.

જ્ઞાન અને વૈરાગ્યને પુષ્ટ કરવા આ ભાગવતની કથા છે.

પરમાત્માનાં ચરણનો આશ્રય લઈ મહાપાપી ધુન્ધુકારી દેવ જેવો બન્યો છે. ધુન્ધુકારી બોલ્યો છે કે, આ કથાથી મારા જેવા પાપીને પણ પરમગતિ પ્રાપ્ત થઈ છે.

ધુન્ધુકારીને લેવા પાર્ષદો વિમાન લઈને આવ્યા. ગોકર્ણ પાર્ષદોને પ્રશ્ન પૂછે છે, એકલા ધુન્ધુકારી માટે વિમાન લાવ્યા, બીજા કોઈ માટે વિમાન કેમ ન લાવ્યા?

પાર્ષદ કહે છે કે તે એક આસને બેસતો. ઉપવાસ કરતો અને કથાનું રોજ મનન કરતો. પ્રભુનાં ચરણમાં મનથી નિવાસ કરવો એ ઉપવાસ. મોરિયો ખાવાથી કંઈ પૂર્ણ ઉપવાસ થતો નથી.

કથા સાંભળવાથી એકલા ધુન્ધુકારીને જ કેમ મુક્તિ મળી? કથા ધુન્ધુકારીની જેમ સાંભળવી જોઈએ. તેણે કથાનું મનન અને નિદિધ્યાસન કર્યું એટલે મુક્તિ મળી. શ્રવણ, મનન, નિદિધ્યાસનથી જ્ઞાન દઢ થાય છે.

**अदृढं च हतं ज्ञानं प्रमादेन हतं श्रुतम्।**
**सन्दिग्धो हि हतो मन्त्रो व्यग्रचित्तो हतो जपः॥**

દઢતા વગરનું જ્ઞાન વ્યર્થ છે. તે રીતે બેદરકારીથી કરેલું શ્રવણ વ્યર્થ છે. સંદેહયુક્ત મંત્ર વ્યર્થ છે. અને વ્યગ્રચિત્તે કરેલા જપનું પણ કાંઈ ફળ મળતું નથી. સંદેહ કરવાથી, મંત્ર અને ચિત્તના અહીંતહીં ભટકવાથી જપ ફળદાયી થતા નથી. કથામાં બેઠા હોય પણ મન ન હોય, તો એ શ્રવણ શા કામનું? તે ફળદાયી થતું નથી. કથા સાંભળતી વખતે તન, મન અને ઘરનું ભાન ભુલાઈ જવું જોઈએ. દેહ–ગેહાત્મ વિસ્મૃતિથી કથા સાંભળવી, તન્મયતાથી કથા સાંભળવી જોઈએ. હું ઈશ્વર સાથે તન્મય થવા માટે બેઠો છું એવી ભાવના રાખો. કથા સાંભળી–મનન કરી જીવનમાં ઉતારો, તો કથા સાંભળી સાર્થક ગણાય. કથા સાંભળી જીવનમાં એક લક્ષ્ય નક્કી કરવું જોઈએ. ભાગવત ભગવાનની કથા સાંભળ્યા પછી તેમાંથી કાંઈક લઈ જાવ. કથાનો એકાદ શબ્દ પણ મનમાં કોતરી રાખો, તો જીવનનો ઉદ્ધાર થશે. મારા પાછળ છોકરાંઓ ભાગવત સપ્તાહ બેસાડે તેવી ઇચ્છા રાખવી યોગ્ય નથી. પણ જીવતા જ ભાગવતમય જીવન જીવો તે ઉત્તમ છે.

બધાને ખાત્રી થઈ કે ધુન્ધુકારીની જેમ અમે કથા સાંભળી નહીં, તેથી અમને તેમના જેવી ગતિ મળી નહિ. કથાનું મનન કરો તો તે ઉત્તમ છે, પણ તે વગર કથા સાંભળો તો પણ લાભ તો છે જ.

તો પછી શ્રાવણ માસમાં ગોકર્ણે ફરીથી બીજીવાર આ અનુસાર કથા કહી. સર્વનો ઉદ્ધાર થયો. તે વખતે ભક્તિ મહારાણી ત્યાં પ્રગટ થયાં છે. જ્ઞાન અને વૈરાગ્યને લઈને ત્યાં પધાર્યાં છે. કથાથી ભક્તિ મહારાણી પ્રગટ થાય છે. જ્ઞાન અને વૈરાગ્ય સાથે ભક્તિ વધે તો મુક્તિ મળે છે. જ્ઞાન વૈરાગ્ય વિના ભક્તિ કરે, તો મુક્તિ મળતી નથી. ભક્તિ મહારાણી આનંદિત થયાં અને જ્ઞાન વૈરાગ્ય સાથે નૃત્ય કરવા લાગ્યાં. મૂર્છિત થયેલા એટલે કે ક્ષીણ થયેલા જ્ઞાન વૈરાગ્યને પુષ્ટ કરવા, જાગૃત કરવા, યુવાન કરવા ભાગવતની કથા છે.



ગોકર્ણના સભા મંડપમાં ભગવાન પ્રગટ થયા છે. ભગવાને કહ્યું, હું તમારા કથા કીર્તનથી પ્રસન્ન થયો છું. મને આનંદ થયો છે. તમે કાંઈ વરદાન માંગો. તે વખતે સનત્ કુમારો કહે છે કે જે મનુષ્યો શ્રીકૃષ્ણકથા કરે, કીર્તન કરે તેવા વૈષ્ણવોના હૃદયમાં આપ વિરાજો.

સર્વને સદ્ગતિ મળી છે. જે આનંદ વૈકુંઠમાં મળે છે તે જ આનંદ ભાગવત કથામાં મળે છે. પરંતુ જો તે પ્રેમપૂર્વક કરવામાં કે સાંભળવામાં આવે તો. જો કથામાં જગતની વિસ્મૃતિ થાય તો.

ભાગવત એવો ગ્રંથ નથી કે મર્યા પછી મુક્તિ અપાવે. તે તો મર્યા પહેલાં મુક્તિ અપાવે છે. મુક્તિ પ્રાપ્ત કરવાનું શાસ્ત્ર છે ભાગવત.

વેદાંતના દિવ્ય સિદ્ધાંતો વ્યાસજીએ આ માહાત્મ્યમાં ભરી દીધા છે.

છઠ્ઠો અધ્યાય વિધિનો છે. સત્કર્મ વિધિપૂર્વક કરવામાં આવે તો દિવ્ય બને છે. સત્કર્મને કાળનો નિયમ નથી. સત્યનારાયણની કથામાં પણ કહ્યું છે કે **यस्मिन् कस्मिन् दिने।** છેવટે કથા કરો.

સત્કાર્યને તુરત કરવું. એને કદાપિ મુલતવી રાખવું નહિ. ધર્મરાજા પાસે એક યાચક દાન માંગવા આવ્યો. ધર્મરાજાએ તેને બીજે દિવસે આવવા કહ્યું. આ વાત ભીમસેને સાંભળી એટલે તરત તે વિજય દુંદુભિ વગાડવા લાગ્યો. બધાને લાગ્યું કે આ ભીમસેનનું ખસી તો નથી ગયું ને? આ વિજય દુંદુભિ તો વિજય થયો હોય, ત્યારે જ વગાડવામાં આવે છે. ભીમને કારણ પૂછ્યું, વિજય દુંદુભિ કેમ વગાડે છે? ભીમે જણાવ્યું આજે મોટાભાઈએ કાળ ઉપર વિજય પ્રાપ્ત કર્યો છે. મોટાભાઈ ધર્મરાજાને ખબર પડી ગઈ છે કે પોતે આવતીકાલ સુધી જીવવાના જ છે. તેઓએ કાળ ઉપર વિજય પ્રાપ્ત કર્યો છે. તેથી તેના વિજયમાં આ દુંદુભિ વગાડું છું. ધર્મરાજાને પોતાની ભૂલ સમજાઈ. 'ન જાણ્યું જાનકીનાથે સવારે શું થવાનું છે.' યાચકને તુર્ત પાછો બોલાવ્યો અને યથા યોગ્ય દાન આપ્યું. માટે સત્કાર્ય તુરત કરો.

ભાગવત એ ભવરોગની દવા છે. જીવમાત્રને રોગ થયો છે. જીવને ઈશ્વરનો વિયોગ એ મોટામાં મોટો રોગ. તે રોગના નાશ માટે ભાગવતનો આશ્રય કરો. કૃષ્ણ વિયોગરૂપી રોગને દૂર કરવાની દવા આ ભાગવતશાસ્ત્ર છે. પણ દવામાં જેમ ચરી પાળવી જોઈએ. તેમ કથામાં તેની વિધિ જાળવવી જોઈએ.

શુભ મુહૂર્તે કથાનો આરંભ કરવો જોઈએ. વક્તાનાં લક્ષણો બતાવ્યાં. વિરક્ત પણું એ પહેલું લક્ષણ બતાવ્યું છે. શુકદેવજી પણ જગતને જોતા હતા પણ નિર્વિકાર હતા. આપણે જગતને જોઈએ છીએ, ત્યારે આંખમાં વિકાર આવે છે. શુકદેવજી બ્રહ્મદૃષ્ટિ રાખતા હતા. દરેક સ્ત્રી પુરુષને ભગવદ્ભાવથી જોતા હતા. દરેક સ્ત્રી પુરુષને ભગવદ્ભાવથી જુઓ. સૂતજી સાવધાન કરે છે. —વૈરાગ્ય એટલે શું? ભોગના અનેક પદાર્થો મળે તેમ છતાં જેનું મન તેમાં નહીં જાય તે વૈરાગ્ય.

જગતને છોડવાની જરૂર નથી પરંતુ જગતને તમે જે દૃષ્ટિથી જુઓ છો, તેને છોડવાની જરૂર છે. જગતને કામદૃષ્ટિથી, ભોગદૃષ્ટિથી ન જુઓ. દોષદૃષ્ટિ હોય ત્યાં સુધી દેવદૃષ્ટિ થતી નથી.

ઉપદેશ આપનાર બ્રાહ્મણ હોવો જોઈએ. વકતા ધીર ગંભીર હોવા જોઇએ, દૃષ્ટાન્તકુશલ હોવા જોઈએ.:છેલ્લું લક્ષણ બતાવ્યું છે કે વક્તા અતિનિ:સ્પૃહ હોવા જોઇએ.

દ્રવ્યનો મોહ છૂટે છે પણ કીર્તિનો મોહ છૂટતો નથી. જીવ કીર્તિનો મોહ રાખે છે. જે મનુષ્ય કીર્તિના મોહમાં ફસાય તે ભક્તિ કરી શકતો નથી.

કથામાં બેસો ત્યારે સંસારથી અલગ થઈ જાવ. કથામાં આવીને ઘર દુકાનનો વિચાર કરે તેનું મન બગડે છે. કથા મંડપમાં બીજો વિચાર કરવો નહિ. સર્વ પ્રકારની ચિંતા છોડીને કથામાં બેસો. વકતા શ્રોતા મનથી, આંખથી, વાણીથી, પ્રત્યેક ઇન્દ્રિયથી બ્રહ્મચર્ય પાળે. ઊર્ધ્વરેતા થયા વગર મન સ્થિર થતું નથી. ઊર્ધ્વરેતા બ્રહ્મચર્ય પાળવાથી થવાય છે. ક્રોધ કરવાથી પુણ્યનો ક્ષય થાય છે. વક્તા શ્રોતા ક્રોધ ન કરે. વિધિપૂર્વક કથા શ્રવણ કરવાથી તેનું ફળ મળે છે. કથા શ્રવણ કરનાર વૈષ્ણવો યમપુરીમાં જતા નથી. તેઓ વૈકુંઠમાં જાય છે.

જે ભાગવતની કથા પ્રેમથી સાંભળે છે તેનો સંબંધ ભગવાન સાથે થાય છે. ભાગવત એ ભગવાનનું સાક્ષાત સ્વરૂપ છે; ભગવાનનું વાઙ્મય સ્વરૂપ છે.

વેદાન્તમાં અધિકાર–અધિકારીની બહુ ચર્ચા કરવામાં આવી છે.

अथातो ब्रह्म जिज्ञासा ।

વેદાન્તાધિકાર સર્વને નથી. નિત્યાનિત્ય વસ્તુ વિવેક, શમાદિષડ્સંપત્તિ, ઈહામુત્ર ફલભોગ વિરાગ વિના વેદાન્તાધિકાર નથી. વેદોના ત્રણ વિભાગ કરવામાં આવેલા છે. કર્મકાંડ, જ્ઞાનકાંડ, ઉપાસનાકાંડ. તે રીતે તેના અધિકારીઓ ઠરાવ્યા છે.

ત્યારે ભાગવત સર્વને માટે છે. ભાગવતનો આશ્રય કરશો, તો ભાગવત તમને ભગવાનની ગોદમાં બેસાડશે. તમને નિર્ભય અને નિઃસંદેહ બનાવશે.

ભાગવતના શ્લોક ૧૮૦૦૦ કેમ ? આઠ પ્રકૃતિના આઠ અને નવમા ઈશ્વર એટલે પૂર્ણતા થાય. નવમો આંક પૂર્ણતા દર્શાવે છે. ખાવું કેવી રીતે, બોલવું કેવી રીતે, ચાલવું કેવી રીતે, પત્ર કેમ લખવો વગેરે બધું ભાગવતમાં બતાવ્યું છે. આ એક જ ગ્રંથનો આશ્રય કરવાથી સઘળું જ્ઞાન મળશે.

આ ગ્રંથ પૂર્ણ છે. ભાગવત એ ભગવાન નારાયણનું સ્વરૂપ છે. જગત અને ઈશ્વરનું, જીવ અને જગતનું, જીવ અને ઈશ્વરનું જ્ઞાન ભાગવતમાંથી મળશે.

ભાગવત સાંભળ્યું કેટલું ? કે જીવનમાં જેટલું ઉતાર્યું તેટલું. શ્રવણનું મનન કરી આચરણમાં ઉતારો.

કેવળ જાણેલું કામ આવશે નહિ, પણ જીવનમાં ઉતારેલું કામ આવશે.

ગાંધીજી પણ કહેતા કે—અઢી મણ જ્ઞાન કરતાં આચરણનું અધોળ શ્રેષ્ઠ છે.

પ્રભુના દિવ્ય સદ્‌ગુણોને જીવનમાં ઉતારો. પૂર્વ જન્મનો વિચાર ન કરો. જનકરાજાએ પોતાના પૂર્વજન્મો જોવા ઋષિ યાજ્ઞવલ્કય પાસે માગણી કરી. યાજ્ઞવલ્કયે ના કહી કહ્યું, રાજા, તે જોવામાં મજા નથી. છતાં જનકરાજાએ દુરાગ્રહ કર્યો. તે જોવા ઈચ્છા કરી. યાજ્ઞવલ્કયે તેને તેના પૂર્વજન્મો બતાવ્યા. જનકરાજાએ જોયું કે પોતાની પત્ની અગાઉના જન્મોમાં એક વખત પોતાની માતા હતી. તેઓને દુઃખ થયું. તેથી પૂર્વજન્મના વિચારો ન કરો. આ જન્મ જ સુધારવા પ્રયત્ન કરો.

ભગવાન સાથે લગ્ન કરો અને બીજાનાં લગ્ન પણ કરાવો. તુલસી રાધારાણીનું સ્વરૂપ છે. તુલસી વિવાહ એટલે હું મારા ભગવાન સાથે લગ્ન કરીશ. ચાતુર્માસમાં સંયમ તપ કરે; ત્યારે પછી જ તુલસી વિવાહ થાય છે. સંયમ પાળો, તપ કરો તો પ્રભુ મળશે. આત્માનો ધર્મ છે પ્રભુની સન્મુખ જવું.

# સ્કંધ પહેલો

## મંગલાચરણ

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः ।

तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गोऽमृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥

સત્કર્મોમાં અનેક વિઘ્નો આવે છે. તે સર્વની નિવૃત્તિ માટે મંગલાચરણની આવશ્યકતા છે. કથામાં બેસો ત્યારે પણ મંગલાચરણ **કરીને** બેસો. શાસ્ત્રમાં તો ત્યાં સુધી કહ્યું છે કે દેવો સત્કર્મમાં વિઘ્ન કરે છે. દેવોને ઇર્ષ્યા થાય છે કે આ નારાયણનું ધ્યાન કરશે તો અમારા જેવો થશે. તેથી આ દેવોની પ્રાર્થના કરવી પડે છે કે હે દેવો ! અમારા સત્કાર્યમાં વિઘ્ન ન કરશો. સૂર્ય અમારું કલ્યાણ કરો, વરુણદેવ અમારું કલ્યાણ કરો વગેરે. જેનું મંગલમય આચરણ છે તેનું ધ્યાન કરવાથી, તેને વંદન કરવાથી, તેનું સ્મરણ કરવાથી મંગલાચરણ થાય છે. જેનું આચરણ મંગળ છે તેનું મનન અને ચિંતન કરવું એ મંગલાચરણ. એવો એક પરમાત્મા છે. શ્રી કૃષ્ણનું ધામ મંગલ છે, નામ મંગલ છે. સંસારની કોઈ વસ્તુ કે જીવનું ચિંતન કરવાનું નહિ. ઈશ્વરનું ચિંતનધ્યાન મનુષ્ય કરે તો ઇશ્વરની શક્તિ મનુષ્યમાં આવે. ક્રિયામાં અમંગલપણું કામથી આવે છે. કામ જેને સ્પર્શ કરે છે તેનું સર્વ અમંગલ. શ્રી કૃષ્ણને કામ સ્પર્શ કરતો નથી તેથી તેનું સર્વ મંગલ છે. જેના મનમાં કામ છે એનું સ્મરણ કરશો તો એનું કામ તમારા મનમાં આવશે. સકામનું ચિંતન કરવાથી આપણાં મનમાં સકામતા આવે છે. અને નિષ્કામનું ચિંતન કરવાથી મન નિષ્કામ બને છે. શિવજીનું બધું અમંગલ છે તેમ છતાં તેનું સ્મરણ મંગલમય છે. તેનું કારણ એક જ છે. શિવજીએ કામને બાળીને ભસ્મ કર્યો છે. મનુષ્ય સકામ છે ત્યાં સુધી તેનું મંગલ થતું નથી. તે જ્યારે નિષ્કામ બને છે ત્યારે તેમનું બધું મંગલમય થાય છે. ઈશ્વર પૂર્ણ નિષ્કામ છે તેથી ભગવાનનું સ્મરણ કરો, ધ્યાન કરો. પરમાત્મા બુદ્ધિથી પર છે. શ્રી કૃષ્ણનું ધ્યાન કરનારો નિષ્કામ બને છે. સતત શ્રી કૃષ્ણનું ધ્યાન ન થાય તો વાંધો નહિ પણ જગતનાં સ્ત્રી–પુરુષનું ધ્યાન ન કરો. થોડો વિચાર કરશો તો ખ્યાલમાં આવશે કે મન કેમ બગડેલું છે. સંસારનું ચિંતન કરવાથી મન બગડે છે. તે મન પરમાત્માનું ધ્યાન કરવાથી સુધરે છે. જીવ અમંગલ છે, પ્રભુ મંગલમય છે. મનુષ્યમાં રહેલી કામવૃત્તિ મરે તો બધું મંગલ જ થાય છે. જે કામાધીન નથી તેનું સદા મંગલ જ થાય છે. કામ જેને મારે એ જીવ અને કામ જેનાથી મરે એ ઈશ્વર. મનુષ્યનું પોતાનું અમંગલ કાર્ય જ તેને વિઘ્ન કર્તા છે. ન અન્ય કોઈનું કાર્ય.

પ્રત્યેક કાર્યના આરંભમાં મંગલાચરણ કરો. ભાગવતમાં ત્રણ મંગલાચરણ છે : પહેલા સ્કંધમાં વ્યાસદેવનું, બીજા સ્કંધમાં શુકદેવજીનું અને સમાપ્તિમાં સૂતજીનું મંગલાચરણ છે. પથારીમાં પડ્યા પછી મનુષ્ય વધારે પાપ કરે છે. સવારમાં મંગલાચરણ કરો, મધ્યાહ્નને મંગલાચરણ કરો અને રાત્રે સૂતા પહેલાં મંગલાચરણ કરો.

**ધીમહિ** વ્યાસજી ધ્યાન કરતાં કરતાં બોલ્યા છે, વારંવાર એક જ સ્વરૂપનું ચિંતન કરો. મનને પ્રભુના સ્વરૂપમાં સ્થિર કરો. એક જ સ્વરૂપનું વારંવાર ચિંતન કરવાથી મન શુદ્ધ થાય છે. પરમાત્માના કોઈ પણ સ્વરૂપને ઇષ્ટ માની તેનું ધ્યાન કરો. ધ્યાન એટલે માનસ દર્શન. રામ, કૃષ્ણ કે શિવ કોઈ પણ સ્વરૂપનું ધ્યાન કરવું. મંગલાચરણના શ્લોકમાં સર્વથી શ્રેષ્ઠ સત્યરૂપ પ્રભુનું ધ્યાન કરું છું એમ વ્યાસજી કહે છે. ધ્યાનમાં વ્યાસજીનો આગ્રહ નથી કે એક કૃષ્ણનું જ ધ્યાન કરો. ત્યાં ખાસ વિશિષ્ટવાચક સ્વરૂપનો નિર્દેશ નથી. જેને જે સ્વરૂપમાં પ્રીતિ હોય તેના માટે તે સ્વરૂપનું ધ્યાન ઉત્તમ. જે ઠાકોરજીના સ્વરૂપના ધ્યાનમાં આપણને આનંદ આવે તે આપણા માટે ઇષ્ટ છે. એકનાં જ અનેક સ્વરૂપ અને નામ છે. સનાતન ધર્મમાં દેવ અનેક હોવા છતાં ઈશ્વર એક જ છે. મંગલાચરણમાં કોઈ દેવનું નામ લીધું નથી. ઈશ્વર એક જ છે. તેનાં સ્વરૂપો અનેક છે.

વૃષભાનુની આજ્ઞા હતી. રાધાજી પાસે કોઈ પુરુષને જવાનો અધિકાર ન હતો. તેથી કૃષ્ણ ચંદ્રાવલીનો શણગાર સજી, સાડી પહેરીને રાધાજીને મળવા જાય છે. કૃષ્ણ સાડી પહેરે છે, એટલે માતાજી બને છે.

**एकं सद् विप्रा बहुधा वदन्ति ।**

ઈશ્વરનાં સ્વરૂપો અનેક છે. પણ તત્ત્વ એક છે. દીવાની પાસે જે રંગનો કાચ મૂકો તેવો પ્રકાશ દેખાશે.

સર્વ દેવોનું પૂજન કરો પણ ધ્યાન એક ઇષ્ટદેવનું જ કરો.

રુક્મિણીની અનન્ય ભક્તિ છે. દેવીનું પૂજન કરે છે, ત્યારે શ્રી કૃષ્ણનું ધ્યાન કરે છે.

વંદન દરેક દેવને કરો પણ ધ્યાન એક જ દેવનું કરો. વંદન અને પૂજા સર્વની કરવી પણ ધ્યાન તો એક જ દેવનું કરવું. જે સ્વરૂપની રુચિ હોય તેનું જ ધ્યાન કરવું. ધ્યાન, ધ્યાતા અને ધ્યેય એ ત્રણેની એકતા થવી જોઈએ. અને આ પ્રમાણેની એકતા થાય ત્યારે પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

ધ્યાનમાં બીજા કોઈનું ચિંતન કરશો નહિ. કોઈ જીવનું ધ્યાન ન કરો, કોઈ જડ વસ્તુનું ધ્યાન ન કરો. ધ્યાન કરવું હોય તો શ્રી કૃષ્ણનું ધ્યાન કરો, અનેક જન્મની આ મનને રખડવાની ટેવ પડી છે. ધ્યાનમાં પહેલાં સંસારના વિષયો દેખાય છે. તે ન દેખાય તેનો કોઈ ઉપાય? તેનો ઉપાય એ છે કે જ્યારે ધ્યાન કરતાં મન ચંચળ બને, ત્યારે પરમાત્માના નામનું વારંવાર કીર્તન કરો. ઉચ્ચ સ્વરથી કીર્તન કરો. કૃષ્ણ કીર્તનથી જગતનું વિસ્મરણ થાય છે. પરમાત્માના મંગલમય સ્વરૂપને નિહાળતાં નિહાળતાં તેના નામનું કીર્તન કરો. વાણી કીર્તન કરે અને આંખ દર્શન કરે તો મન શુદ્ધ થાય છે.

પરમાત્માનું ધ્યાન કરવાથી મન શુદ્ધ થાય છે. મનશુદ્ધિ દાનથી કે સ્નાનથી થતી નથી. તીર્થ સ્નાનથી શરીર શુદ્ધ થાય છે, મન શુદ્ધ થતું નથી. સંસારનું ચિંતન કરવાથી બગડેલું મન જ્યાં સુધી ઈશ્વરનું સતત ચિંતન ન કરે ત્યાં સુધી સુધરશે નહિ.

આ શરીર જેવી મલિન વસ્તુ કોઈ નથી. આ શરીરથી ઈશ્વરને મળી શકાતું નથી. આ શરીર ગંદુ છે. શરીરનું બીજ અપવિત્ર છે. ઠાકોરજીને મનથી મળવાનું છે. ધ્યાન વગર મનોમિલન થતું નથી. આંખથી દર્શન અને મનથી સ્મરણ કરો, તો પરમાત્માની



શક્તિ તમારામાં આવશે. ઈશ્વરનું ધ્યાન કરવાથી જીવમાં ઈશ્વરની શક્તિ આવે છે. ધ્યાન કરવાથી જીવ ઇશ્વરનું મિલન થાય છે. ધ્યાન વિના બ્રહ્મસંબંધ થતો નથી.

ધ્યાનની પરિપકવ દશા એ જ સમાધિ છે. વેદાંતમાં તેને જીવનમુક્તિ માની છે. સમાધિ અધિક વખત ટકે એટલે જ્ઞાનીઓને જીવતાં જ મુક્તિનો આનંદ મળે છે.

ભાગવતમાં વારંવાર આવશે, ધ્યાન કરો અને જપ કરો. એકેએક ચરિત્રમાં આ સિદ્ધાંત વર્ણવ્યો છે. પુનરુક્તિ એ દોષ નથી. એક સિદ્ધાંતને બરાબર બુદ્ધિમાં ઠસાવવો હોય તો તેને વારંવાર કહેવો પડે છે. ભાગવતના પ્રત્યેક સ્કંધમાં આ જપ-ધ્યાનની કથા આવશે. ધ્યાન વગર શ્વરનો સાક્ષાત્કાર થતો નથી. વસુદેવ-દેવકીએ અગિયાર વર્ષ ધ્યાન કર્યું, ત્યારે પરમાત્મા મળ્યા. ભાગવતનો આરંભ ધ્યાનયોગથી કરવામાં આવ્યો છે. જે મનુષ્ય ઈશ્વરનું ધ્યાન કરશે, તે ઇશ્વરને વહાલો લાગશે.

જ્ઞાનીઓ સાધનમાર્ગનો આશ્રય કરી મુક્ત બને છે. જ્ઞાનીઓ જ્ઞાનથી ભેદનો નિષેધ કરે છે. જ્ઞાનથી ભેદને દૂર કરવો એ જ્ઞાનમાર્ગનું લક્ષ્ય છે. ભક્તિથી ભેદને દૂર કરવો એ ભક્તિ માર્ગનું લક્ષ્ય છે. બંનેનું લક્ષ્ય એક જ છે. માર્ગ જુદા જુદા છે, સાધનમાં ભેદ છે. ધ્યેય એક જ છે. તેથી ભાગવતનો અર્થ જ્ઞાનપરક અને ભક્તિપરક થઈ શકે છે.

તેથી સગુણ નિર્ગુણ બન્નેની જરૂર છે. ઈશ્વર અરૂપ છે પણ વૈષ્ણવો જે રૂપની ભાવનાથી તન્મય બને છે તેવું સ્વરૂપ પ્રભુ ધારણ કરે છે. સગુણ-નિર્ગુણ બંને સ્વરૂપોનું ભાગવતમાં વર્ણન કર્યું છે. નિર્ગુણરૂપે પ્રભુ સર્વત્ર છે અને સગુણરૂપે મારા શ્રી કૃષ્ણ ગોલોકમાં વિરાજેલા છે. ઇષ્ટદેવમાં ૧૬ આની વિશ્વાસ રાખી જગતના જડચેતન પદાર્થોમાં પ્રભુ રહેલા છે તેવો વિશ્વાસ રાખો. મંગલાચરણનો સગુણ નિર્ગુણપરક અર્થ થઇ શકે છે.

ક્રિયા અને લીલામાં તફાવત છે. પરમાત્મા જે કરે તેનું નામ લીલા અને જીવ જે કરે તેનું નામ ક્રિયા. ક્રિયા બંધનરૂપ છે. કારણ તેની પાછળ કર્તાને આસક્તિ, સ્વાર્થ તથા અહંકાર હોય છે. ઈશ્વરની લીલા બંધનમાંથી છોડાવે છે. કારણ ઈશ્વરને સ્વાર્થ તથા અભિમાનનો સ્પર્શ થતો નથી. જે કાર્યમાં કર્તુત્વનું અભિમાન નથી તે લીલા. કેવળ જીવોને પરમાનંદનું દાન કરવા માટે પ્રભુ લીલા કરે છે તેથી વ્યાસજી માખણ ચોરી, રાસ સર્વને લીલા નામથી સંબોધે છે. શ્રી કૃષ્ણ માખણની ચોરી કરે તે મિત્રો માટે, પોતા માટે નહિ. વ્યાસજીએ બ્રહ્મસૂત્રમાં લખ્યું છે **लोकवत्तु लीला कैवल्यम् ।** દૈવી જીવોનું કલ્યાણ કરવા માટે જ ભગવાન લૌકિક જીવોના સમાન લીલા કરે છે.

જગતની ઉત્પત્તિ એ લીલા છે, સ્થિતિ એ પણ લીલા છે, અને વિનાશ એ પણ લીલા છે.

વિનાશમાં પણ આનંદ છે. સર્વનો દ્રષ્ટા હું છું. "હું"નો નાશ થતો નથી. જ્ઞાની પુરુષો "હું"નો વિનાશ ન થાય તેને પણ લીલા કહે છે. "હું" ઈશ્વરનો અંશ છે. પણ આ "હું" અહંકારમાં પરિણમવું ન જોઈએ.

ગાંધારીને કૃષ્ણ મળવા આવે છે. ગાંધારીએ શાપ આપ્યો છે, મારા વંશમાં તેં એક પણ રહેવા દીધો નહિ. જા, તારા વંશમાં પણ કોઇ રહેશે નહિ. પણ શ્રી કૃષ્ણ તેથી ખુશ થાય છે, તેઓ કહે છે, મા, હું વિચાર કરતો હતો કે આ બધાનો વિનાશ

કેવી રીતે કરવો. સારું થયું તમે શાપ આપ્યો. **शांताकारम् भुजगशयनम्** સર્પ ઉપર શયન કરવાનો વખત આવે તો પણ પરમાત્માને શાંતિ છે. લોકોને પલંગ શયન, પથારી શયન કરવા મળે છે તો પણ મનુષ્યને શાંતિ નથી. શ્રી કૃષ્ણની શાંતિ કેવી છે. લય એ પણ ભગવાનની લીલા છે. જીવને ઉત્પત્તિ અને સ્થિતિ ગમે છે, પરંતુ લય ગમતો નથી. ગાંધારીને આશ્ચર્ય થયું. લોકો આને ભગવાન કહે છે તે સાચું છે.

જે પ્રભુએ બ્રહ્માજીને વેદતત્ત્વનું જ્ઞાન આપ્યું તે જગતની ઉત્પત્તિ, સ્થિતિ, સંહાર કરનાર પરમાત્માનું અમે ધ્યાન કરીએ છીએ. આદિકવયે બ્રહ્માને જે દિવ્યજ્ઞાન નારાયણે આપ્યું છે તેનું વર્ણન કરીએ છીએ.

ભગવાનના ધ્યાનમાં તન્મયતા ન થાય, તો સંસારનું ધ્યાન થશે. તે છોડવાનો પ્રયત્ન કરો. ધ્યાનની શરૂઆતમાં સંસાર દેખાય છે. પ્રત્યેક સાધકને એવો અનુભવ થાય છે. ઈશ્વરનું ધ્યાન ન થાય તો હરકત નથી પણ સંસારને, કોઈ સ્ત્રીને તો જરૂર ધ્યાનમાં લાવશો નહિ.

દર્શન કર્યા પછી પણ ધ્યાનની જરૂર છે. મંદિરના ઓટલા ઉપર બેસવાનો રિવાજ જગતની વાતો કરવા માટે નહિ, પણ ધ્યાન કરવા માટે છે. મંદિરમાં જે સ્વરૂપનાં દર્શન કર્યાં હોય તે સ્વરૂપનું ઓટલા ઉપર બેસી ધ્યાન, ચિંતન કરવાનું છે. વ્યાસજી આરંભમાં ધ્યાન કરવાની આજ્ઞા આપે છે. સત્કાર્યમાં અનેક વિઘ્ન આવે છે. કૃષ્ણ પરમાત્માનું ધ્યાન કરવાથી તે વિઘ્નનો નાશ થાય છે.

વ્યાસજીએ મંગલાચરણમાં લખ્યું છે **सत्यं परं धीमहि** સત્ય સ્વરૂપ પરમાત્માનું અમે ધ્યાન કરીએ છીએ. વ્યાસજીએ શ્રી કૃષ્ણનું ધ્યાન કરું છું એમ કેમ ન લખ્યું ? અને સત્ય સ્વરૂપ પરમાત્માનું ધ્યાન કરું છું એમ કેમ લખ્યું ? શ્રી કૃષ્ણનું ધ્યાન કરું છું એમ લખ્યું હોત તો શિવભક્તો, દત્તાત્રેયના ભક્તો, દેવીના ભક્તો, વગેરે એમ માને કે ભાગવત શ્રી કૃષ્ણભક્તો માટેનો જ ગ્રંથ છે.

વ્યાસજીએ કોઈનું વિશિષ્ટ રીતે નામ આપી ધ્યાન કરવાનું કહ્યું નથી. પણ સત્ય સ્વરૂપ પરમાત્માનું ધ્યાન ધરવાનું કહ્યું. જેને જે સ્વરૂપ ગમે તેનું તેણે ધ્યાન કરવું.
આ સંસારમાં લોકોની રુચિ જુદી જુદી હોય છે. શિવમહિમ્ન સ્તોત્રમાં કહ્યું છેઃ

**त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति**
**प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च।**
**रुचीनां वैचित्र्यादृजुकुटिलनाना पथजुषां**
**नृणामेको गम्य स्त्वमसि पयसामर्णव इव ॥**

સાંગોપાંગ વેદ, સાંખ્યશાસ્ત્ર, યોગશાસ્ત્ર, પાશુપતશાસ્ત્ર, વૈષ્ણવશાસ્ત્ર, વગેરે ભિન્ન ભિન્ન શાસ્ત્રવાળાઓ આ અમારું શાસ્ત્ર શ્રેષ્ઠ છે, આ અમારું શાસ્ત્ર સર્વોત્તમ છે એ પ્રમાણેની પોતપોતાની મનોવૃત્તિને અનુસાર સરળ અને કઠિન માર્ગને માને છે. પરંતુ યથાર્થમાં તો પૃથક્ પૃથક્ શાસ્ત્રોને માનનારા બધાઓનું એક જ પ્રાપ્તિનું સ્થાન છે; જેવી રીતે સરળ અને વાંકીચૂકી વહેનારી બધી નદીઓનું પ્રાપ્તિસ્થાન એક જ સમુદ્ર છે. દરેકની રુચિઓ ભિન્ન ભિન્ન હોય છે, તેથી પરમાત્મા શિવ, ગણેશ, રામચંદ્ર વગેરેનાં સ્વરૂપો ધરે છે.



સત્ય અવિનાશી છે, અબાધિત છે. સત્યનો કોઈ દિવસ વિનાશ થતો નથી. સત્યના સ્વરૂપમાં કાંઈ પરિવર્તન થતું નથી. સુખ, દુઃખ, લાભ હાનિમાં પરમેશ્વરનું સ્વરૂપ બદલાતું નથી. ગીતાજીમાં ભગવાન બોલ્યા છે. **दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।** દુઃખની પ્રાપ્તિમાં જેનું મન ઉદ્વેગ રહિત રહે છે અને સુખમાં પણ જેને સ્પૃહા નથી એ સ્થિતપ્રજ્ઞ. શ્રી કૃષ્ણ જેવું બોલ્યા છે તેવું જીવનમાં આચરી પણ બતાવ્યું છે. રામચંદ્રજીને રાજ્યાભિષેક વખતે અને વનવાસ વખતે એ જ પ્રકારનો આનંદ. શ્રી કૃષ્ણની સોળ હજાર રાણીઓ સેવા કરે, સોનાની દ્વારકા વગેરે છે ત્યારે પણ આનંદ અને એ સર્વનો વિનાશ થાય ત્યારે પણ એ જ આનંદ.

શ્રી કૃષ્ણ ઉદ્ધવને કહે છે કે :—ઉદ્ધવ, આ બધું ખોટું છે. હું જ એક સાચો છું.

જગત અસત્ય છે, પરમાત્મા સત્ય છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં જે એક જ સ્વરૂપે રહે તે સત્ય. તેથી ભગવાન વ્યાસે બીજા કોઈ દેવનું નહિ પરંતુ સત્યનું અમે ધ્યાન કરીએ છીએ એમ કહ્યું છે. તેથી સત્ય સાથે સ્નેહ કરો. સુખી થવું હોય તો સત્ય સ્વરૂપ પરમાત્મા સાથે પ્રેમ કરો. જગત અસત્ય છે. જગતનાં પદાર્થો દુઃખરૂપ છે. વ્યવહારકાળમાં જગત સત્ય જેવું ભાસે છે; પરમાર્થ દૃષ્ટિથી, તત્ત્વદૃષ્ટિથી જગત સત્ય નથી. તેથી જ્ઞાની પુરુષો જગતનું ચિંતન કરતા નથી. જગત અનિત્ય છે તેમ વારંવાર ચિંતન કરે છે. જેને પરમાત્માનું અપરોક્ષ જ્ઞાન થાય, તેને જગતનું ભાન થતું જ નથી. સ્વપ્નમાંથી જાગ્યા પછી સ્વપ્ન જેમ મિથ્યા લાગે છે, તેમ ભગવાનના સાક્ષાત્કારથી જગત મિથ્યા લાગે છે. મનુષ્ય સદા સર્વદા એક સ્વરૂપમાં રહેતો નથી. ઈશ્વર એક સ્વરૂપ છે. એને કામ, ક્રોધ, લોભ, વગેરેની અસર થતી નથી. એ પોતે આનંદરૂપ છે. ઈશ્વર વિના જે ભાસે છે તે માયા છે, અસત્ય છે, ભાસ માત્ર છે.

રૂપિયો ખોટો હોય તો તેના ઉપર મોહ થતો નથી તેમ આ ખોટા, અસત્ય જગત ઉપર મોહ ન કરવો. સ્ત્રી પુરુષના મિલનમાં સુખ થાય છે, પણ વિયોગમાં અતિશય દુઃખ થાય છે. વિયોગ અવશ્ય છે એમ સમજી જગતના જીવો ઉપર પ્રેમ ન કરો. પરમાત્મા અવિનાશી છે માટે તેમના જ ઉપર પ્રેમ કરો.

અંધારામાં પડેલું દોરડું સર્પરૂપે ભાસે છે. પરંતુ પ્રકાશ આવતાં—જ્ઞાન થતાં તેના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થાય છે. એ રજ્જુ સર્પ ન્યાયે, આ સંસાર અસત્ય હોવા છતાં માનવીને અજ્ઞાનને કારણે તે સત્ય હોય એમ ભાસે છે. જગતનો ભાસ ઈશ્વરના અજ્ઞાનમાંથી થાય છે. ઈશ્વરનું જ્ઞાન નથી એટલે તમને જગત સત્ય જેવું લાગે છે.

આ દૃશ્ય જગત ભ્રમરૂપ છે, ખોટું છે તેમ છતાં સત્યરૂપ પરમેશ્વરના આધારે તે રહેલું હોવાથી તે સત્ય જેવું ભાસે છે. પરમાત્મા સત્ય છે તેથી આ જગત અસત્ય હોવા છતાં સત્ય જેવું ભાસે છે. જગતનું અધિષ્ઠાન ઈશ્વર સત્ય હોવાથી તે સત્ય જેવું ભાસે છે.

રાજાએ ખોટાં મોતીનો હાર પહેર્યો હોય, તો પણ તેની પ્રતિષ્ઠાને કારણે લોકો માનશે કે રાજાએ સાચાં મોતીનો હાર પહેર્યો છે. ગરીબ માણસે સાચાં મોતીનો હાર પહેર્યો હોય, તો પણ તેની ગરીબીને કારણે લોકો એમ માનશે કે તેણે ખોટાં મોતીનો

હાર પહેરેલો છે. તે પ્રમાણે જગત એ કલચર્ડ મોતીની કંઠી છે. તેને પરમાત્માએ પોતાના ગળામાં રાખી છે. જગતમાં રહેજો પણ જગતને ખોટું માનીને રહેજો. જે દેખાય છે તેનો નાશ થવાનો છે. यद् दृष्टम् तद् नष्टम् ।

ભાગવતના પહેલા સ્કંધના પહેલા અધ્યાયનો બીજો શ્લોક એ ભાગવતની પ્રસ્તાવનારૂપ છે. ભાગવતનો મુખ્ય વિષય કયો ? ભાગવતનો અધિકારી કોણ ? વગેરેનું વર્ણન આ બીજા શ્લોકમાં કર્યું છે.

**धर्मः प्रोज्झितकैतवोऽत्र परमो निर्मत्सराणां सतां**
**वेद्यं वास्तवमत्र वस्तुशिवदं तापत्रयोन्मूलनम् ।**

શ્રીમદ્ ભાગવતમાં પ્રાણીમાત્ર ઉપર દયાવાળા અને મત્સરથી રહિત એવા સત્પુરુષોનો કેવળ ઈશ્વરઆરાધનરૂપ નિષ્કામ પરમધર્મ વર્ણવ્યો છે. તેમજ જે પરમાર્થરૂપ જાણવા યોગ્ય, પરમસુખને આપનાર અને આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક તાપને દૂર કરનાર છે તે પરમાત્મારૂપ વસ્તુ આ શ્રીમદ્ ભાગવતમાં વર્ણવેલ છે.

**प्रोज्झितकैतवो धर्मः**—જે ધર્મમાં બિલકુલ કપટ નથી એ નિષ્કપટ ધર્મ એ ભાગવતનો મુખ્ય વિષય છે. મનુષ્ય જે સત્કર્મ કરે એનું ફળ પોતાને મળે એમ ઇચ્છે એ ધર્મમાં કપટ છે. નિષ્કામ કર્મમાં દોષ ક્ષમ્ય છે; સકામ કર્મમાં દોષ ક્ષમ્ય નથી. નિષ્કામ કર્મમાં ભૂલ ક્ષમ્ય છે; પરંતુ સકામ કર્મમાં ભૂલ થાય તે ક્ષમ્ય નથી. નારદજીએ વાલ્મીકિને રામના મંત્રનો જપ કરવાનું કહ્યું. વાલ્મીકિ ભૂલથી રામ રામને બદલે મરા મરા જપવા લાગ્યા. મરા મરા કહેવાથી પણ આ મંત્રનું ફળ તેઓને મળ્યું.

અતિપાપીના મુખમાંથી ભગવાનનું નામ જલદી નીકળતું નથી. ભગવાન અંદર આવે તો પાપને બહાર નીકળવું પડે, એટલે પાપ ભગવાનનું નામ લેવા દેતું નથી.

સેવાનું ફળ સેવા છે, મેવા નહિ. મુક્તિની પણ આશા કરશો નહિ. ભાગવતનો મુખ્ય વિષય છે નિષ્કામ ભક્તિ. ભોગ ભોગવવાની ઇચ્છા છે ત્યાં ભક્તિ રહેતી નથી. ભોગ માટે ભક્તિ કરે તેને ભગવાન વહાલા નથી તેને સંસાર વહાલો છે. કામ સુખ માટે ભગવાનની પ્રાર્થના ન કરો. ભોગ માટે ભક્તિ નહિ; ભગવાનને માટે ભક્તિ કરો. ભક્તિનું ફળ ભોગ નથી, ભગવાન છે.

મારું કામ કરવા ઠાકોરજી આવે એવો વિચાર કરે તે વૈષ્ણવ કહેવાય ? નહીં જ.

ભગવાન પાસે કેટલાક પુત્ર માંગે છે. કેટલાક પૈસા માંગે છે. ભગવાન વિચારે છે, મારું કામ કરવા કોઈ મંદિરમાં આવતા નથી પણ પોતાનું કામ મારા મારફત કરાવવા આવે છે. સાચો વૈષ્ણવ તો કહે છે, મારી આંખ, મારી બુદ્ધિ, મારું મન, મારું સમગ્ર હું આપને સમર્પણ કરવા આવ્યો છું. વૈષ્ણવો પ્રભુ પાસે મુક્તિ પણ માગતા નથી. મને દર્શન આપો એમ પણ કહેતા નથી. વૈષ્ણવ કહે છે હું તો એટલું જ માગું છું કે તમારી સેવા કરતાં હું તન્મય બનું. માંગવાથી પ્રેમનો ભંગ થાય છે, પ્રેમ ઓછો થાય છે. માટે ભગવાન પાસે કંઇ માંગશો નહિ. ભગવાનને તમારા ઋણી બનાવજો. શ્રી રામચંદ્રજીનો રાજ્યાભિષેક થયા પછી તેઓ દરેક વાનરને ભેટ સોગાદ આપી નવાજેશ કરે છે, પરંતુ હનુમાનજીને તેઓ કાંઇ આપતા નથી. આ જોઇ સીતાજીને ગ્લાનિ થઈ. માતાજી કહે, આ હનુમાનને પણ કાંઇ આપોને. રામજી કહે :—હનુમાનને હું શું



આપું ? હનુમાનના ઉપકારનો બદલો મારાથી વાળી શકાય તેમ નથી. હનુમાને મને તેમનો ઋણી બનાવ્યો છે. ભગવાને હનુમાનજીને કહ્યું છે :

પ્રતિ ઉપકાર કરું કા તોરા, સન્મુખ હો ન સક્ત મુખ મોરા.

શુદ્ધ પ્રેમમાં લેવાની નહિ આપવાની ભાવના થાય છે. મોહ ભોગ માંગે છે, જ્યારે પ્રેમ ભોગ આપે છે. પ્રેમમાં માંગણી ન હોય. પ્રેમમાં માંગણી આવી એટલે સાચો પ્રેમ ગયો સમજવો. ભક્તિમાં માંગો એટલે માંગેલી વસ્તુ મળશે ખરી, પણ ભગવાન જશે, આપવાવાળો જશે. ગીતાજીમાં કહ્યું છે :

**देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ।**

ગી. અ. ૭ શ્લોક ૨૩.

સકામી ભકતો જે જે દેવતાઓની પૂજા કરે છે, તે તે દેવતાઓ દ્વારા હું તેમને વાંછિત ભોગો આપું છું. પરંતુ મારી જ*નિષ્કામ ભક્તિ કરનારા ભક્તો મને પ્રાપ્ત કરે છે. ભગવાન પાસે પૈસા માંગશો, તો ભગવાન પૈસા આપશે, પરંતુ ભગવાન મળશે નહિ.

ભગવાન પાસે જેટલું માંગશો તેટલું જ તે આપશે. પ્રભુ પાસે માંગશો, તો પ્રેમ ઓછો થશે. વ્યવહારમાં પણ એક મિત્ર બીજા મિત્ર પાસે ન માગે, ત્યાં સુધી જ બે મિત્રો વચ્ચે પ્રેમ રહે છે. ગોપીઓ આંખ શ્રીકૃષ્ણને આપે છે, મન શ્રીકૃષ્ણને આપે છે. મારે મારા પ્રભુ પાસે કાંઈ માંગવું નથી. મારું સર્વસ્વ મારે શ્રીકૃષ્ણને આપવું છે. ભગવાન પાસે માગશો તો પ્રેમમાં ભંગ થશે. એમ માનો કે પ્રભુએ મને ઘણું આપ્યું છે. ઘણાં દર વર્ષે ડાકોર જાય છે. રણછોડરાયજીને પ્રાર્થના કરે છે, મહારાજ છ વર્ષથી આપના દર્શને આવું છું. હજુ મારે ત્યાં બાબો આવ્યો નથી. ભગવાન કહે છે કે જા તને બાબો આપ્યો, પણ તારો અને મારો સંબંધ હવે છૂટયો છે. ઠાકોરજીએ ઓછું આપ્યું હોય તો માનવું મારા ઠાકોરજી પરિપૂર્ણ છે પણ મારી લાયકાત નથી એટલે ઓછું આપ્યું છે.

નિષ્કામ ભક્તિ ઉત્તમ છે. વૈષ્ણવો મુક્તિની પણ અપેક્ષા રાખતા નથી. હરિના જન તો મુક્તિ ન માંગે. મુક્તિ કરતાં ભક્તિમાં અલૌકિક આનંદ છે. ભક્તિમાં જેને આનંદ મળે છે તેને મુક્તિનો આનંદ તુચ્છ લાગે છે. વેદાંતીઓ માને છે આ આત્માને બંધન નથી તો મુક્તિ કયાંથી ? વૈષ્ણવો માને છે કે મુક્તિ એ તો મારા ભગવાનની દાસી છે. દાસી કરતાં મારા ભગવાન વધારે છે. ભગવાન મારું કામ કરે તેવી અપેક્ષા ન રાખો.

રામકૃષ્ણ પરમહંસને કેન્સર થયેલું. શિષ્યો કહે:—માતાજીને કહો, તમારો રોગ સારો કરે. રામકૃષ્ણે કહ્યું, મારી માતાને હું મારા માટે તકલીફ નહિ આપીશ. ભક્તિનો અર્થ એવો નથી કે પોતાના સુખ માટે ઠાકોરજીને ત્રાસ આપે, પરિશ્રમ આપે.

માંગવાથી સાચી મૈત્રીનું ગૌરવ ટકતું નથી. સાચી મૈત્રી સમજનાર માંગતો નથી. સુદામાની ભગવાન પ્રત્યેની મૈત્રી જુઓ. સુદામાની સ્થિતિ ગરીબ હતી. તેમની પત્નીએ તેમને કૃષ્ણને ત્યાં માંગવા મોકલ્યા. સુદામા ભગવાનને મળવા આવ્યા છે. સુદામા માંગવા આવ્યા નથી. દ્વારકાનાથનો તેમણે વૈભવ જોયો, પણ સુદામાએ જીભ બગાડી નથી. સુદામાને લાગ્યું કે મને જોતાં જ મારા કૃષ્ણની આંખમાંથી આંસુ નીકળેલાં. તેમને મારા દુઃખની કથા સંભળાવીશ, તો મારા પ્રભુને વધારે દુઃખ થશે. મારાં દુઃખ એ મારા કર્મનું ફળ છે. મારું દુઃખ જાણી મારા દુઃખ માટે મારા પ્રભુને વધુ દુઃખ થશે.

એટલે સુદામાએ ભગવાન પાસે કાંઈ માંગ્યું નથી. સુદામાને એક જ ઇચ્છા હતી, મારા પૌવા ભગવાન આરોગે તેની મારે ઝાંખી કરવી છે. સુદામા લેવા આવ્યા નથી; તે પોતાનું સર્વસ્વ આપવા આવ્યા છે, ઈશ્વર પહેલાં તમારું સર્વસ્વ લેશે તે પછી પોતાનું સર્વસ્વ આપશે. જીવ નિષ્કામ બને છે ત્યારે ભગવાન તેની પૂજા કરે છે. ભક્તિ નિષ્કામ હોય, તો ભગવાન પોતાના સ્વરૂપનું દાન ભક્તને કરે છે. જીવ જ્યારે જીવપણું છોડી ઈશ્વરના દ્વારે જાય છે, ત્યારે ભગવાન પણ ઈશ્વરપણું ભૂલે છે. દશ દિવસના ભૂખ્યા હતા, તો પણ સુદામાએ ( મૂઠી પૌવા ) પોતાનું સર્વસ્વ ભગવાનને આપી દીધું. સુદામાના પૌવા ભલે મુઠી જેટલા હશે પણ સુદામાનું તે સર્વસ્વ હતું. પૌવાની કિંમત ન હતી, સુદામાના પ્રેમની કિંમત હતી.

મારા સુખ માટે ઠાકોરજીને દુઃખ થાય, તો મારી ભક્તિ વૃથા છે, નિષ્ફળ છે એમ માનજો.

ભગવાન પાસે કાંઈ માંગશો નહિ. તેથી ભગવાન ઋણી બને છે. ગોપીઓએ કાંઈ માંગ્યું નથી. ગોપીઓની ભક્તિ નિષ્કામ હતી, એટલે ભગવાન ગોપીઓના ઋણમાં રહ્યા છે.

ગોપી ગીતમાં પણ ગોપીઓ ભગવાનને કહે છે કે અમે તમારી ऽशुल्क दासिका છીએ. નિષ્કામ ભાવે સેવા કરતી દાસીઓ છીએ.

કુરુક્ષેત્રમાં શ્રીકૃષ્ણ તેમ જ ગોપીઓ મળે છે, ત્યારે પણ ગોપીઓ શ્રીકૃષ્ણ પાસે કાંઈ માંગતી નથી. ફક્ત એટલું જ ઈચ્છે છે કે—

**संसारकूपपतितोत्तरणावलम्बं गेहंजुषामपि मेनस्युदियात् सदा नः ॥**

સંસારરૂપી કૂવામાં પડેલાંઓને તેમાંથી બહાર નીકળવાના અવલંબનરૂપ આપનું ચરણકમળ, અમે ઘરમાં રહીએ તો પણ અમારા મનમાં સદાકાળ પ્રગટ રહો.

એક સખી ઉદ્ધવજીને કહે છે, ઉદ્ધવ, તું કોનો સંદેશો લઈને આવ્યો છે? કૃષ્ણનો ? તે તો અત્રે હાજર છે. ઉદ્ધવ, લોકો કહે છે શ્રી કૃષ્ણ મથુરામાં ગયા પણ તે ખોટું છે. મારા ઠાકોરજી હંમેશા મારી સાથે છે. ચોવીસ કલાક અમારો અને તેનો નિત્ય સંયોગ છે. ગોપીઓનો પ્રેમ શુદ્ધ છે. ગોપીઓ જ્યારે ઠાકોરજીનું સ્મરણ કરે છે, ત્યારે ઠાકોરજીને પ્રગટ થવું પડે છે. ગોપીઓની નિષ્કામ ભક્તિ એવી છે કે તે ભગવાનને ખેંચી લાવે છે.

ઠાકોરજીને નિત્ય સાથે રાખશો, તો જ્યાં જશો ત્યાં ભક્તિ કરી શકશો.

તુકારામ તેથી તો કહે છે ભલે મને ભોજન ન મળે પણ ચોવીસ કલાકમાં એક ક્ષણ પણ હે પ્રભુ, હે વિઠ્ઠલનાથ, મને તમારાથી અલગ ન કરશો.

ભગવાન ઉદ્ધવને કહે છેઃ—ઉદ્ધવ, મારી ગોપીઓ મારામય ચિત્તવાળી મદર્થે ત્યક્ત દેહિકા છે.

ગોપીઓનો આદર્શ આંખ સમક્ષ રાખી ભગવાનની ભક્તિ કરો. સુદામાની નિષ્કામ ભક્તિ યાદ રાખી તેવી ભક્તિ કરો.

સુદામા અને ગોપીઓ જેવી નિષ્કામ ભક્તિ કેળવો. સુદામાની નિષ્કામ ભક્તિ હતી. તમારું સર્વસ્વ ભગવાનને અર્પણ કરો. તો ભગવાન પણ પોતાનું સર્વસ્વ તમને



આપશે. ભક્તિ નિષ્કામ હશે, તો ભગવાન પોતાનું સ્વરૂપ આપી દેશે; અને તેથી જ નિષ્કામ ભક્તિ એ ભાગવતનો મુખ્ય વિષય છે.

નિષ્કામ ભક્તિ શ્રેષ્ઠ છે. ગોપીઓનો શ્રીકૃષ્ણ ભગવાન પ્રત્યેનો પ્રેમ એ નિષ્કામ ભક્તિનું ઉદાહરણ છે. ગોપીઓને મુક્તિની પણ ઇચ્છા ન હતી. શ્રીકૃષ્ણનું સુખ એ જ મારું સુખ એવો પ્રેમનો આદર્શ ગોપીઓનો હતો. એક સખીએ ઉદ્ધવને સંદેશો આપ્યો છે કે, શ્રીકૃષ્ણ વિયોગમાં અમારી દશા કેવી છે તેનો ઉદ્ધવજી આપે અનુભવ કર્યો છે. મથુરામાં ગયા પછી શ્રીકૃષ્ણને કહેજો :—આપ મથુરામાં આનંદમાં બિરાજતા હો, તો અમારા સુખ માટે વ્રજમાં આવવાનો પરિશ્રમ કરશો નહિ. અમારો પ્રેમ જાતે સુખી થવા માટે નહિ પરંતુ શ્રીકૃષ્ણને સુખી કરવા માટે છે. શ્રીકૃષ્ણના વિયોગમાં અમે દુઃખી છીએ, વિલાપ કરીએ છીએ, પરંતુ અમારા વિરહમાં જો તેઓ મથુરામાં સુખી હોય તો સુખી રહે. અમારા સુખ માટે તેઓ અહીં ન આવે. પરંતુ જો તેઓને પોતાના સુખ માટે અત્રે આવવું હોય તો ભલે આવે.

બીજાને સુખે સુખી થવું એ પ્રેમનું લક્ષણ છે. શાંડિલ્ય મુનિએ પોતાના ભક્તિ સૂત્રમાં લખ્યું છે :

**तत्सुखे सुखित्वम् प्रेम लक्षणम् ।**

ધન્ય છે વ્રજભક્તોને. તે શ્રી કૃષ્ણને મથુરામાં મળવા ગયા નથી. ગોપી પ્રેમમાં પાગલ બને છે, ત્યારે અનુભવ કરે છે કે શ્રી કૃષ્ણ મારી સાથે છે. એક સખી વિચારે છે, હું ત્યાં મળવા જઈશ. પણ હું ત્યાં મળવા જાઉં અને ઠાકોરજીને કાંઈક પરિશ્રમ થાય તો ? તેઓને સંકોચ થાય તો ? પરમાત્માનાં દર્શન કરતાં મને તો આનંદ થશે પણ મને જોતાં મારા ઠાકોરજીને કદાચ સંકોચ થાય કે આ ગામડાંની ગોવાલણો સાથે હું રમતો હતો. ના, ના. મારે મથુરા જવું નથી. મારા પ્રેમમાં જ કાંઈ ખામી હશે એટલે તેઓ મને છોડીને ગયા છે. મારો પ્રેમ સાચો હશે તો જરૂર તેઓ ગોકુળ આવશે ત્યાં સુધી હું વિયોગનું દુઃખ સહન કરીશ. તેથી શ્રી કૃષ્ણ કહે છે—મને ગોકુલમાં ગોપીઓ સાથે જે આનંદ મળ્યો છે તે દ્વારકામાં નથી. ગોપીઓનો પ્રેમ નિષ્કામ છે. ભગવાનનો આશ્રય લે તે નિષ્કામ બને છે.

ગોપીઓની આવી ભક્તિથી પરમાત્મા ગોપીઓના ઋણમાં રહ્યા છે. ગોપી પ્રેમનો મહિમા જોવા મળે છે. શ્રી કૃષ્ણ એક વખત બિમાર પડ્યા. પ્રભુએ બિમાર પડવાનું નાટક રચ્યું. કોઈ દવા સફલ થઈ નહિ, ત્યારે પ્રભુએ વૈષ્ણવ ચરણ રજ દવા તરીકે માંગી. કોઈ વૈષ્ણવ પોતાના ચરણની રજ દવા તરીકે આપે, તો ભગવાનનો રોગ સારો થાય. કૃષ્ણની પટરાણીઓ પાસે પદરજની માંગણી કરવામાં આવી. સઘળી રાણીઓ આંચકો અનુભવે છે. પ્રાણનાથને ચરણ રજ આપીએ તો મોટું પાપ લાગે અને નરકમાં જવું પડે. નરકમાં કોણ જાય, પદરજ આપીશું નહિ. બીજાઓ પાસે ચરણ રજની માંગણી કરવામાં આવી. કોઈ તૈયાર ન થયું.

અંતે ગોપીઓ પાસે વાત લઈ જવામાં આવી. ગોપીઓએ વાત સાંભળી કે અમારા કૃષ્ણ બિમાર છે. જો તેઓ સારા થતા હોય, તો અમારા ચરણની રજ આપવા અમે તૈયાર છીએ. તેના બદલામાં અમને જે દુઃખ ભોગવવાનું આવશે તે ભોગવીશું. જો અમારો કનૈયો સુખી થતો હોય, તો અમે નરકની યાતનાઓ સહન કરવા પણ

તૈયાર છીએ. ગોપીઓએ ચરણરજ આપી. શ્રી કૃષ્ણનો રોગ સારો થયો. સાચા નિષ્કામ પ્રેમની પરીક્ષા થઈ.

ભાગવતનું ફળ છે નિષ્કામ ભક્તિ. નિષ્કામ ભક્તિ ભગવાનને પ્રસન્ન કરે છે. ગોપીઓની જેમ નિષ્કામ ભક્તિ કેળવો. ભક્તિથી મુક્તિ મળે છે. ભક્તિ વિના વૈરાગ્ય અને જ્ઞાન ન મળે. જ્ઞાન વગરની ભક્તિ આંધળી છે અને ભક્તિ વગરનું જ્ઞાન પાંગળું છે. આદત અને હાજત ઓછી કરે, તો જ માનવ પ્રભુમાં લીન બની શકે છે.

ભાગવતનો મુખ્ય વિષય છે નિષ્કામ ભક્તિ. ભાગવત સર્વ માટે છે. વેદાંત સર્વ માટે નથી. વેદાંતનો અધિકાર સર્વને આપ્યો નથી. વેદાંત જેને બ્રહ્મને જાણવાની જિજ્ઞાસા થાય છે તેને માટે છે. વેદાંતનો અધિકારી કોણ? જેણે ષટ્સંપત્તિ વગેરેની પ્રાપ્તિ કરી હોય તે વેદાંતનો અધિકારી છે, જ્યારે ભાગવત તો સર્વ માટે છે. ભાગવતનો અધિકાર સર્વને છે છતાં બતાવ્યું કે **निर्मत्सराणां सतां** શુદ્ધ અંતઃકરણવાળા પુરુષોને જાણવા યોગ્ય પરમાત્માનું નિરૂપણ આમાં કરવામાં આવ્યું છે.

**निर्मत्सराणाम्**–નિર્મત્સર થઈને કથા સાંભળવી. મત્સર એ મોટામાં મોટો શત્રુ છે. મત્સર બધાને પજવે છે. જ્ઞાની તેમ જ યોગીઓને પણ પજવે છે.

ચાંગદેવ પોતે પ્રાપ્ત કરેલ યોગ સિદ્ધિના બળે ૧૪૦૦ વર્ષ જીવ્યા હતા. મૃત્યુને ચૌદ વખત તેઓએ પાછું ઠેલ્યું હતું. તેઓ સિદ્ધિઓમાં ફસાયેલા હતા. તેમને પ્રતિષ્ઠાનો મોહ હતો. તેઓએ જ્ઞાનેશ્વરની કીર્તિ સાંભળી. ચાંગદેવ જ્ઞાનેશ્વર માટે મત્સર કરવા લાગ્યા. આ બાળક શું મારા કરતાં પણ વધ્યો? જ્ઞાનેશ્વરને પત્ર લખવાની ઇચ્છા થઈ, તે વખતે જ્ઞાનેશ્વરની ઉંમર સોળ વર્ષની હતી. ચાંગદેવને થયું, પત્રમાં જ્ઞાનેશ્વરને માટે શું સંબોધન લખવું? જ્ઞાનેશ્વર ઉંમરમાં પોતાનાથી નાના માત્ર સોળ વર્ષના એટલે પૂજ્ય તો કેમ લખાય? તેમજ આવા મહાજ્ઞાની પુરુષને ચિરંજીવી એમ પણ લખાય નહિ. પત્રની શરૂઆત જ આ ભાંજગડમાં ન કરી શક્યા તેથી તેમણે કોરો પત્ર જ્ઞાનેશ્વર ઉપર મોકલ્યો. સંતોની ભાષા સંતો જાણી શકે છે. સંતો કોરો કાગળ પણ વાંચી શકે છે.

મુક્તાબાઈએ પત્રનો જવાબ લખ્યો. ૧૪૦૦ વર્ષની તમારી ઉંમર થઈ, પરંતુ ૧૪૦૦ વર્ષે પણ તું કોરો રહ્યો.

ચાંગદેવને થયું, જ્ઞાનેશ્વર જેવા પુરુષને મળવું તો જોઈએ. ચાંગદેવને પછી જ્ઞાનેશ્વરને મળવા જવાની ઇચ્છા થઈ. પોતાની સિદ્ધિઓ બતાવવા તેણે વાઘ ઉપર સવારી કરી અને સર્પની લગામ બનાવી. આ પ્રમાણે તેઓ જ્ઞાનેશ્વરને મળવા આવતા હતા.

જ્ઞાનેશ્વરને કોઈએ કહ્યું કે–ચાંગદેવ વાઘ ઉપર સવારી કરી તમને મળવા આવે છે. જ્ઞાનેશ્વરને થયું આ ડોસાને સિદ્ધિઓનું અભિમાન છે.

ચાંગદેવે પોતાની સિદ્ધિઓના અભિમાનથી જ્ઞાનેશ્વરને પત્રમાં પૂજ્ય સંબોધન લખ્યું ન હતું.

તેમને બોધપાઠ આપવા જ્ઞાનેશ્વરે વિચાર્યું. સંત મળવા આવે એટલે તેનું સ્વાગત કરવા સામે તો જવું જોઈએને? તે વખતે જ્ઞાનદેવ ઓટલા ઉપર બેઠા હતા.



તેણે ઓટલાને ચાલવા કહ્યું. પથ્થરનો ઓટલો ચાલવા લાગ્યો. ઓટલાને સામેથી આવતો જોઈ ચાંગદેવનું અભિમાન પીગળી ગયું.

ચાંગદેવે કહ્યું—મેં તો હિંસ્ર પશુઓને વશ કર્યા છે, ત્યારે આ જ્ઞાનેશ્વરમાં તો એવી શક્તિ છે કે તે જડને પણ ચેતન બનાવી શકે છે. તેઓ બન્નેનો મેળાપ થયો. ચાંગદેવ જ્ઞાનેશ્વરના શિષ્ય બન્યા.

આ દૃષ્ટાંત વિશેષમાં બતાવે છે કે હઠયોગથી મનને વશ કરવા કરતાં પ્રેમથી મનને વશ કરવું ઉત્તમ છે. ચાંગદેવ હઠયોગી હતા. હઠથી–બળાત્કારથી તેમણે મનને વશ કરેલું. યોગ મનને એકાગ્ર કરી શકે પણ યોગ મનને, હૃદયને વિશાળ કરી શકતું નથી. એટલે ચાંગદેવ જ્ઞાનેશ્વરની ઈર્ષા કરતા હતા. હૃદયને વિશાળ કરે છે ભક્તિ. ભક્તિથી હૃદય પીગળે છે, વિશાળ થાય છે.

મત્સર કરનારનો આ લોક અને પરલોક બન્ને બગડે છે. મનમાં મત્સરને રાખશો નહિ. મનમાં રહેલાં મત્સરને કાઢશો, તો મનમોહનનું સ્વરૂપ મનમાં ઠસી જશે.

કથાને સાંભળી તેને જીવનમાં ઉતારનાર ઓછા છે. કથા સાંભળો અને કથાના સિદ્ધાંતો જીવનમાં પણ ઉતારો. એકલા **शुश्रूभिः** નહિ પણ **कृतिभिः** પણ બનો. એટલે જ કહ્યું કે જે સમયે સુકૃતિ પુરુષ આને સાંભળવાની ઈચ્છા કરે છે તેજ સમયે ઈશ્વર વિના વિલંબે એના હૃદયમાં આવીને બંદી બની જાય છે. ભાગવતની કથા સાંભળનારો નિષ્કામ અને નિર્મત્સર બને છે.

કોઈ જીવ પ્રત્યે કુભાવ રાખો, તો તે ઈશ્વર પ્રત્યે કુભાવ રાખવા જેવું છે. મનુષ્ય નિર્મત્સર ન બને ત્યાં સુધી તેનો ઉદ્ધાર થતો નથી. જેવી ભાવના તમે બીજા માટે રાખશો, તેવી ભાવના તે તમારા માટે રાખશે. બીજા સાથે વેર કરનારો પોતા સાથે વેર કરે છે. કારણ સર્વના હૃદયમાં ઈશ્વર રહેલા છે. ગીતામાં કહેલું છે.

**क्षेत्रज्ञं चापि मां विद्धि सर्व क्षेत्रेषु भारत।**

નૈમિષારણ્યમાં અઠયાસી હજાર ઋષિઓનું બ્રહ્મસૂત્ર થયું છે. તે બ્રહ્મસૂત્રમાં એક વાર સૂતજી પધાર્યા છે. શૌનકજીએ સૂતજીને પ્રશ્ન કર્યો, જીવમાત્રનું કલ્યાણ શાથી થાય તે કહો. કલ્યાણનું સુલભ અને સરળ સાધન બતાવો. મનુષ્યમાત્રનું કલ્યાણ થાય તેવો કોઇ ઉપાય બતાવો. કળિયુગના શક્તિહીન માણસો પણ જે સાધન કરી શકે તે સાધન બતાવો. આ કળિયુગના મનુષ્યો મંદ બુદ્ધિવાળા અને મંદ શક્તિવાળા છે તેથી સાધન કઠણ હશે, તો સાધન કરશે નહિ. કળિયુગના મનુષ્યો ભોગી છે તેથી કળિયુગના મનુષ્યોને મંદ બુદ્ધિવાળા કહ્યા છે. કળિયુગના માનવી એવા ભોગી છે કે તે એક આસને બેસી આઠ કલાક ધ્યાન કરી શકશે નહિ. કળિયુગના મનુષ્યો પોતાને ચતુર સમજે છે પણ વ્યાસજી ના પાડે છે. સંસારના વિષયો પાછળ પડે તે પ્રવીણ શાનો? શાસ્ત્ર તો કહે છે સો કામ છોડીને ભોજન કરવું, હજાર કામ છોડીને સ્નાન કરવું, લાખ કામ છોડીને દાન કરો અને કરોડ કામ છોડીને પ્રભુનું સ્મરણ કરો, ધ્યાન કરો, સેવા કરો.

**शतं विहाय भोक्तव्यम् सहस्रं स्नानम् आचरेत्।**
**लक्षं विहाय दातव्यम् कोटिं त्यक्त्वा हरिं भजेत्॥**

ઘરના કાર્યો કર્યા પછી માળા ફેરવવાની નહિ પરંતુ પ્રભુના નામનો જપ કર્યા પછી બધાં કાર્યો કરો. કરોડ કામ છોડીને પહેલું ભગવત સ્મરણ કરવું. કળિયુગના

મનુષ્યો જે કરવાનું છે તે કરતાં નથી અને જે ન કરવાનું છે તેને પહેલું કરે છે એટલે વ્યાસજીએ કળિયુગના મનુષ્યને મંદબુદ્ધિવાળા કહ્યા છે.

વિસ્તારપૂર્વક કૃષ્ણ કથા આપ સંભળાવો. કૃષ્ણ કથામાં તૃપ્તિ થતી નથી. તેમ દર્શનમાં પણ તૃપ્તિ થતી નથી. બેટ દ્વારકાના શ્રી કૃષ્ણનું સ્વરૂપ દિવ્ય છે. શ્રીનાથજીનું સ્વરૂપ મનોહર છે, દર્શન કરતાં તૃપ્તિ થતી નથી.

ભગવાનની મંગલમય અવતાર–કથાઓનું વર્ણન કરો. ભગવાનની લીલાકથા સાંભળવામાં અમને કદી તૃપ્તિ થતી નથી.

કળિયુગમાં અધર્મ વધે છે, ત્યારે ધર્મ કોને શરણે જાય છે? પહેલા સ્કંધનો આ પહેલો અધ્યાય પ્રશ્નનાધ્યાય છે.

સમુદ્રપાર કરવાવાળાને જેમ કર્ણધાર મળી જાય, તેમ આપ અમને મળ્યા છો. આપ અમારા કેવળ ભગવાન છો. એવી રીતે પ્રેમથી કથા કહો કે જેથી અમારા હૃદય પીગળે. પ્રભુકૃપાથી તમે અમને મળ્યા છો.

પરમાત્માનાં દર્શનની આતુરતા વિના સંત મળતા નથી. જીવને પરમાત્માને મળવાની આતુરતા જાગે છે, ત્યારે પ્રભુકૃપાથી સંત મળે છે. સ્વાદ ભોજનમાં નહીં પણ ભૂખમાં છે. મનુષ્યને પરમાત્માને મળવાની ભૂખ ન જાગે, ત્યાં સુધી તેને સંત મળે તો પણ તેને તેમાં સદ્ભાવ થતો નથી. સંતમાં સદ્ભાવ થતો નથી તેનું એક જ કારણ છે, જીવને ભગવત દર્શનની ઇચ્છા જ થતી નથી.

વકતાનો અધિકાર સિદ્ધ થવો જોઈએ; તે પ્રમાણે શ્રોતાનો અધિકાર પણ સિદ્ધ થવો જોઈએ. શ્રવણના ત્રણ પ્રધાન અંગો છે :

(૧) શ્રદ્ધા. શ્રોતાએ એકાગ્રતાથી, શ્રદ્ધાથી કથા સાંભળવી જોઈએ.

(૨) જિજ્ઞાસાપણું. શ્રોતામાં જિજ્ઞાસા હોવી જોઈએ. જિજ્ઞાસા ન હોય તો મન ઉપર કથાની અસર થશે નહિ. જાણવાની જિજ્ઞાસા ન હોય તો તેને કથા શ્રવણથી વિશેષ લાભ થતો નથી.

(૩) નિર્મત્સરતા. શ્રોતાને જગતમાં કોઈ જીવ પ્રત્યે મત્સરભાવ ન હોવો જોઈએ. કથામાં દીન થઈને જવું જોઈએ. પાપ છોડી મને ભગવાનને મળવાની તીવ્ર આતુરતા છે એવી ભાવના કથામાં કરો તો શ્રીકૃષ્ણનાં દર્શન થાય.

પ્રથમ સ્કંધમાં શિષ્યનો અધિકાર બતાવ્યો છે.

એક મહાત્મા રામાયણની કથા કરતા હતા. કથા પૂરી થઈ. એક જણે મહાત્માને પૂછ્યું:—આપે કથા કહી પણ મને સમજાયું નહિ કે રાવણ રાક્ષસ હતો કે રામ રાક્ષસ હતા.

મહાત્માએ કહ્યું:—રાવણ રાક્ષસ નહિ કે રામ પણ નહિ, રાક્ષસ તો હું છું કે જે તને સમજાવી શકયો નહિ.

પરમાત્માની કથા વારંવાર સાંભળશો ત્યારે પ્રભુ પ્રત્યે પ્રેમભાવ જાગશે.

શૌનક મુનિએ સૂતજીને કહ્યું :—ભગવત કથામાં અમને શ્રદ્ધા છે. તમારા પ્રત્યે આદર છે. અનેક જન્મોના પુણ્યનો ઉદય થાય, ત્યારે અધિકારી વક્તાના મુખેથી કથા સાંભળવાની મળે છે.



શ્રવણભક્તિ પહેલી છે. રૂક્ષમણીએ પોતાના પત્રમાં લખ્યું છે, તમારી કથા સાંભળ્યા પછી તમને પરણવાની ઇચ્છા થઈ. શ્રુત્વા શબ્દ ત્યાં આવ્યો છે. ભગવાનના ગુણો સાંભળવાથી ભગવાન પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય છે.

શ્રોતામાં વિનય હોવો જોઈએ તેમ વક્તામાં પણ વિનય હોવો જોઈએ. સૂતજી વિનય દાખવે છે. સૂતજીએ શ્રોતાઓને ધન્યવાદ આપ્યો છે. સૂતજી કહે છે: કથા સાંભળીને તમારે જે કરવું જોઈએ તે તો તમે કરો છો. તમે શાંતિથી શ્રવણ કરો છો એટલે મારૂં મન ભગવાનમાં સ્થિર થાય છે. તમે જ્ઞાની છો, પ્રભુ પ્રેમમાં પાગલ છો, પરંતુ મારું કલ્યાણ કરવા તમે પ્રશ્ન કર્યો છે. કથા કરી હું તો મારી વાણીને પવિત્ર કરીશ.

**मम त्वेतां वाणीं गुणकथन पुण्येन भवतः**
**पुनामीत्यर्थेऽस्मिन् पुरमथन बुद्धिर्व्यवसिता**

શિવમહિમ્ન સ્તોત્રમાં પુષ્પદન્તે પણ કહ્યું છે, શિવતત્ત્વનું કોણ વર્ણન કરી શકે? પણ હું તો મારી વાણીને પવિત્ર કરવા બેઠો છું.

આરંભમાં સૂતજી શુકદેવજીને વંદન કરે છે, તે પછી ભગવાન નારાયણને, **नारायणं नमस्कृत्य।**

ભારતના પ્રધાન દેવ નારાયણ છે. શ્રી કૃષ્ણ ગોલોકમાં પધાર્યા છે. સર્વ અવતારોની સમાપ્તિ થાય છે. આ નારાયણની સમાપ્તિ થઈ નથી અને થવાની નથી. ભારતની પ્રજાનું કલ્યાણ કરવા તે આજે તપશ્ચર્યા કરે છે.

શ્રી શંકરાચાર્યજી નરનારાયણનાં દર્શન કરે છે. શ્રી શંકરાચાર્યે દર્શન કર્યાં. પછી કહ્યું કે હું તો મહાન યોગી તેથી આપનાં દર્શન કરી શકયો, પણ કળિયુગના ભોગી માણસો પણ આપનાં દર્શન કરી શકે તેવી કૃપા કરો. ભગવાને તે વખતે આદેશ કર્યો, બદ્રિનારાયણમાં નારદ કુંડ છે ત્યાં સ્નાન કરો. ત્યાંથી તમને મારી જે મૂર્તિ મળશે તેની સ્થાપના કરો. બદ્રિનારાયણ ભગવાનની સ્થાપના શંકર સ્વામીએ કરી છે. શંકરાચાર્યનો પહેલો ગ્રંથ છે વિષ્ણુસહસ્રનામની ટીકા.

મનથી માનસદર્શનનું બહુ પુણ્ય લખ્યું છે. મનથી નારાયણને પ્રણામ કરી જે જાય બદરી તેની કાયા સુધરી.

બદ્રિનારાયણમાં લક્ષ્મીજીની મૂર્તિ મંદિરની બહાર છે. તપશ્ચર્યામાં સ્રીનો, દ્રવ્યનો, બાળકનો સંગ બાધક છે. નારાયણે લક્ષ્મીજીને કહ્યું કે—તમે બહાર બેસીને ધ્યાન કરો. હું અંદર બેસીને ધ્યાન કરીશ.

એક ભકતે બદ્રિનારાયણના પૂજારીને પૂછ્યું :—આવી સખત ઠંડીમાં ઠાકોરજીને ચંદનની પૂજા કેમ કરો છો? પૂજારીએ કહ્યું :—અમારા ઠાકોરજી તપશ્ચર્યા ખૂબ કરે છે. તેથી શક્તિ વધે છે. એટલે ઠાકોરજીને ગરમી બહુ થાય છે. એટલે ચંદનની પૂજા કરવામાં આવે છે.

સૂતજી સરસ્વતીને, વ્યાસજીને વંદન કરે છે તે પછી સૂતજી કથાનો આરંભ કરે છે.

**स वै पुंसां परो धर्मो यतो भक्तिरधोक्षजे ।**
**अहैतुक्यप्रतिहता ययाऽऽत्मा सम्प्रसीदति ।।**

ભા. ૧-૨-૬.

જેનાથી ભગવાન શ્રી કૃષ્ણમાં ભક્તિ થાય એ મનુષ્યોને માટે શ્રેષ્ઠ ધર્મ છે. ભક્તિ પણ એવી કે જેમાં કોઈ પ્રકારની કામના ન હોય અને જે નિત્યનિરંતર થાય. આવી ભક્તિથી હૃદય આનંદરૂપ પરમાત્માની પ્રાપ્તિ કરીને કૃતકૃત્ય થઈ જાય છે.

સૂતજી કહે છે: જીવાત્મા અંશ છે, પરમાત્મા અંશી છે. અંશીથી અંશ વિખૂટો પડ્યો છે તેથી તે દુઃખી છે. તે અંશ અંશીમાં એટલે કે ઈશ્વરમાં મળી જાય તો જીવ કૃતાર્થ થાય. ભગવાન તો કહે છે, **ममैवांशो जीवलोके** તું મારો અંશ છે. તું મને મળીને કૃતાર્થ થઈશ.

નર એ નારાયણનો અંશ છે. મેં નક્કી કર્યું છે કે અંશ (નર) નારાયણ અંશીને ન મળે ત્યાં સુધી તેને શાંતિ મળતી નથી. મેં આ સિદ્ધાંત નક્કી કર્યો છે કે મારા પરમાત્માનો આશ્રય કરી મારે તેની સાથે એક થવું છે. કોઈપણ રીતે ઈશ્વર સાથે એક થવાની જરૂર છે. જ્ઞાનીઓ જ્ઞાનથી અભેદ સિદ્ધ કરે છે, વૈષ્ણવ મહાત્માઓ પ્રેમથી અદ્વૈત સિદ્ધ કરે છે. પ્રેમની પરિપૂર્ણતા અદ્વૈતમાં છે. ભક્ત અને ભગવાન છેવટે એક થાય છે. ગોપી અને કૃષ્ણ એક છે.

જીવ ઈશ્વરથી કેમ વિખુટો પડ્યો તેની ચર્ચા કરવાની જરૂર નથી. જીવને ઈશ્વરનો, વિયોગ થયો છે એ સત્ય છે. આ વિયોગ કયારથી અને કેમ થયો તેની પંચાત કરવાની જરૂર નથી, તેથી લાભ નથી. ધોતિયાને ડાઘો પડયો હોય તો તે કયારે પડયો અને કેમ પડયો તે વિચારવાથી ધોતિયું સ્વચ્છ થશે નહિ. તું તે ડાઘ જ દૂર કર. તે પ્રમાણે જીવ ઈશ્વરને મળવા માટે જ પ્રયત્ન કરે તે ઇષ્ટ છે.

જીવ ભાગ્યશાળી ત્યારે બને કે જ્યારે તે નિર્ભય બને છે. જેને માથે કાળનો ભય છે તે નિર્ભય કયાંથી? ભાગ્યશાળી તે કે જેને મૃત્યુનો ભય નથી. ધ્રુવને, વ્રજભક્તોને પાંડવોને ધન્ય છે કે જેમને કાળ આધીન હતો.

**ઈશ્વરને અપેક્ષા રહે છે, મનુષ્યને મન-બુદ્ધિ આપી તેનું તેણે શું કર્યું? મૃત્યુ એટલે હિસાબ આપવાનો દિવસ. જેનું જીવન શુદ્ધ છે તેનો હિસાબ ચોકખો છે, જીવને હિસાબ આપતાં બીક લાગે છે. ઈન્કમટેક્ષ ઓફિસરને એક-બે લાખનો હિસાબ આપવો પડે છે ત્યારે બીક લાગે છે. ત્યારે આખા જીવનનો હિસાબ પ્રભુ માંગશે ત્યારે શું દશા થશે? તેનો વિચાર કર્યો છે કોઈ દિવસ?**

અંતકાળે બીક લાગે છે કરેલાં પાપોની યાદથી. મૃત્યુની બીક છે ત્યાં સુધી શાંતિ નથી. કાળના કાળ ભગવાન જીવને અપનાવે, તો ભગવાનનો નોકર કાળ તેનું કાંઈ કરી શકતો નથી.

ઉપનિષદ્ કહે છે:-જીવ અને ઈશ્વર સાથે બેઠાં છે, છતાં જીવ ઈશ્વરને ઓળખી શકતો નથી, જીવ બહિર્મુખને બદલે અંતર્મુખ બને તો તે અંતર્યામીને ઓળખી શકે છે.



એક મનુષ્યને જાણવા મળ્યું કે ગંગા કિનારે રહેતા એક સંત મહાત્મા પાસે પારસમણિ છે. પારસમણિ મેળવવા તે મનુષ્ય સંતની સેવા કરવા લાગ્યો. સંતે કહ્યું કે હું ગંગાસ્નાન કરી આવું અને આવીને તને પારસમણિ આપીશ. સંત ગયા. પેલાનું મન તલપાપડ થવા લાગ્યું. સંતની ગેરહાજરીમાં આખી ઝૂંપડી ફેંદી વળ્યો; પરંતુ પારસમણિ હાથ ન લાગ્યો. સંત પધાર્યા. સંતે કહ્યું, આટલી ધીરજ ન રાખી શકયો? પારસમણિ તો મેં દાબડીમાં મૂકી રાખ્યો છે. એમ કહી એક દાબડી નીચે ઉતારી. આ પારસમણિ લોખંડની દાબડીમાં હતો. પેલા મનુષ્યને શંકા ગઈ કે આ પારસમણિ લોખંડની દાબડીમાં છે તેમ છતાં આ લોખંડની દાબડી સોનાની કેમ ન થઈ? સાચેસાચ આ પારસમણિ હશે? કે સંત મારી મશ્કરી કરે છે? તેમણે સંતને પૂછ્યું, દાબડીમાં પારસમણિ હોવા છતાં લોખંડની દાબડી સોનાથી કેમ ન થઈ? સંતે સમજાવ્યું. તું જુએ છે ને કે પારસમણિ એક ચીંથરામાં બાંધેલો છે. કપડાંના આવરણને લઈને પારસમણિ અને લોખંડનો સ્પર્શ થઈ શકતો નથી. એટલે દાબડી સોનાની ક્યાંથી થાય? દાબડી લોખંડની રહી કારણ કે પારસમણિ ચીંથરામાં બાંધેલો હતો. ચીંથરાનું આવરણ હતું. તેવી રીતે જીવ અને ઈશ્વર હૃદયમાં જ છે. પણ વાસનાના આવરણને લઈને તેનું મિલન થતું નથી એટલે કે જીવ ઈશ્વરને ઓળખી શકતો નથી અને મળી શકતો નથી.

જીવાત્મા એ દાબડી છે. પરમાત્મા પારસમણિ છે. વચમાંનું ચીંથરું દૂર કરવાનું છે. અહંતા મમતારૂપી ચીંથરું દૂર કરવાનું છે.

અનેકવાર સાધકને સાધન કરતા કાંઈ સિદ્ધિ ન મળે, તો તેને સાધન પ્રત્યે ઉપેક્ષા જાગે છે. જીવ એ સાધક છે; સેવા સ્મરણ એ સાધન છે; શ્રીકૃષ્ણ એ સાધ્ય છે. વિષ્ણુ ભગવાનની ભકિત કરવી તે પુરુષોનો પરમ ધર્મ છે.

લોકો સમજે છે કે ભકિતમાર્ગ તદ્દન સહેલો છે. સવારમાં ભગવાનની પૂજા કરી એટલે બધું પતી ગયું. પછી તેઓ ઈશ્વરને આખા દિવસ માટે ભૂલી જાય છે. આ ભકિત નથી. ચોવીસ કલાક ઈશ્વરનું સ્મરણ રહે તે ભકિત.

ભક્તિમાં આનંદ છે. પણ મનુષ્ય શરીરથી ભક્તિ કરે છે, મનથી ભક્તિ કરતો નથી. વાણી ભગવાનના નામનો ઉચ્ચાર કરે, પણ મન ભગવાનનું સ્મરણ ન કરે તો તેનો કાંઈ અર્થ નથી. મન સંસારના વિષયોમાં અને શરીર ઠાકોરજીની સેવામાં હોય, તો સેવામાં આનંદ આવશે નહિ. સેવામાં ક્રિયા મુખ્ય નથી, ભાવ મુખ્ય છે. સર્વ વિષયોને મનમાંથી હટાવો તો સેવામાં આનંદ આવશે.

**सर्वेषामअविरोधेन ब्रह्मकर्म समारभे.** સેવા કરવા બેસો ત્યારે પ્રથમ એવી ભાવના કરો. સેવા કરવા છતાં પણ ભગવાનનાં દર્શન ન થાય તો આપણો જ દોષ છે. સેવા કરનારને સેવા કરી રહ્યા પછી મારું દુઃખ ગયું, મારું પાપ ગયું, મારું દારિદ્ર ગયું, હું કૃતાર્થ થયો, એવી ભાવના થવી જોઈએ. સેવા કર્યા પછી આ ભાવ ન થાય તો સેવા-પૂજામાં આનંદ મળતો નથી.

સંસારના વિષયોને મનમાંથી નહીં હટાવો, ત્યાં સુધી સેવામાં આનંદ નહીં આવે. સેવા એ ક્રિયામાં નથી. સેવા એ ભાવનામાં છે. પરમાત્માની સેવા ત્યારે જ થશે, જ્યારે સંસારના વિષયો સાથેનો પ્રેમ ઓછો થશે.

પરમાત્મા પ્રત્યે પ્રેમ કેળવવો હશે, તો વિષયોનો પ્રેમ છોડવો જ પડશે.

પ્રેમ ગલી અતિ સાંકડી,
તામેં દો ન સમાય.

ત્યાં બંનેનો મેળ નથી. જગતનો સંબંધ મનથી ન છોડો ત્યાં સુધી બ્રહ્મસંબંધ થતો નથી.

ધીરે ધીરે સંસારના વિષયોનો મોહ છોડી દેજો. સંસારને છોડીને કયાં જશો? સંસારને છોડવાની જરૂર નથી. વિષયોનો મોહ છોડવાની જરૂર છે.

વ્રતમાં ત્યાગ કરવાની આજ્ઞા આપી છે તે કાયમના ત્યાગ માટે. કાયમનો ત્યાગ થતો નથી એટલે વ્રતની વિધિ બતાવી છે. ધીરે ધીરે સંયમને વધારો, વૈરાગ્યને વધારો ત્યારે ઈશ્વર સેવામાં, ધ્યાનમાં અનેરો આનંદ આવશે.

એક વખત એક ચોબાજી મથુરાથી ગોકુળ જવા નીકળ્યા. યમુનાજીમાં હોડી વાટે જવાનું હતું. ચોબાજી ભાંગના નશામાં હતા. હોડીમાં બેઠા અને હલેસા મારવા લાગ્યા. બાહુબળ ઉપર પૂર્ણ વિશ્વાસ. બોલવા લાગ્યા, નાવ અભી પહુંચ જાયગી, અભી ગોકુળ આ જાયગા. ચોબાજીએ આખી રાત નાવ ચલાવી. સવાર પડયું. ચોબાજી વિચારવા લાગ્યા, આ મથુરા જેવું વળી કયું ગામ આવ્યું? કોઈને પૂછયું, આ કયું ગામ? ઉત્તર મળ્યો મથુરા. એ જ વિશ્રામઘાટ અને એ જ મથુરા છે. સવાર પડયું અને નશો ઉતર્યો ત્યારે ચોબાજીને પોતાની મૂર્ખતા સમજાઈ. ચોબાજીએ હલેસાં મારી નાવ ખૂબ ચલાવી પણ નાવ દોરીથી ઘાટ સાથે બાંધેલી હતી. નશાની અસરમાં નાવને બાંધેલી દોરી છોડવાનું ભૂલી ગયેલા, આખી રાત નાવ ચલાવી પણ હતા ત્યાંના ત્યાં રહ્યા.

હસો નહિ તમને હસાવવા માટે કહેતો નથી. આ કથા ચોબાજીની નથી, આપણા સર્વની છે. ઇન્દ્રિય સુખનો નશો દરેકને ચડેલો છે. એક એક ઇન્દ્રિય સુખ ભોગવવાનો જીવને નશો ચડયો છે. સ્પર્શ સુખ ભોગવવાનો નશો ચડ્યો છે, સંસારના વિષય સુખનો નશો ચડયો છે. પૈસાના નશામાં મનુષ્ય મંદિરમાં જાય છે. તે નશામાં ને નશામાં ઠાકોરજીના સ્વરૂપનું મનથી ચિંતન કરતો નથી, તેથી તેને ભગવાનના દર્શનમાં આનંદ આવતો નથી. દુનિયાના વિષયો સુંદર નથી. સુંદર એક પરમાત્મા છે. આ વાસનારૂપી દોરીથી વિષયોમાં બંધાયેલી ઇન્દ્રિયોને છોડાવવાની છે. વાસના કોઈને આગળ વધવા દેતી નથી. વાસના દોરીને ન છોડો, ત્યાં સુધી આગળ વધાતું નથી. વાસના રૂપી દોરીથી જીવની ગાંઠ આ સંસાર સાથે બંધાયેલી છે, તે ગાંઠને છોડવાની છે.

હૃદયમાં કોઈ વાસના નહિ રહે તો ભક્તિમાં આનંદ આવશે. ઉત્તમમાં ઉત્તમ વસ્તુ ભગવાનને અર્પણ કરવી તે ભક્તિ.

વૈરાગ્ય વગરની ભક્તિ રડે છે, ભોગ ભક્તિમાં બાધક છે. સંયમ અને સદાચારને વધારશો, તો ભક્તિમાં આનંદ આવશે. સુખી થવું હોય તો સંસારના વિષયો સાથે બહુ પ્રેમ ન કરવો. વૈરાગ્યને ઘરમાં જ કેળવો. વૈરાગ્ય વગર જ્ઞાન અને ભક્તિની શોભા નથી. જ્ઞાન અને વૈરાગ્ય સાથે ભક્તિ વધે, તો ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે.

જ્ઞાન માર્ગમાં ઇન્દ્રિયોનો નિરોધ કરવાનો હોય છે. ભક્તિ માર્ગમાં ઇન્દ્રિયોને



પ્રભુ માર્ગમાં વાળવાની છે. સુગંધની ઈચ્છા થાય, તો ઠાકોરજીને ફૂલ અર્પણ કરી પછી તેની સુવાસ લો.

બ્રહ્મસંબંધને સતત ટકાવવાથી જીવાત્માનું કલ્યાણ થાય છે, વેદો પણ તે વાસુદેવ ભગવાનનું વર્ણન કરે છે. ઉત્તમમાં ઉત્તમ તત્ત્વ અદ્વૈત તત્ત્વ છે, જેને શ્રી કૃષ્ણ કહે છે.

લૌકિક વ્યવહારના જ્ઞાનમાં દ્વૈત છે, પરંતુ ઈશ્વર સ્વરૂપ સંબંધીના જ્ઞાનમાં અદ્વૈત છે. વ્યવહારના સ્વરૂપનું જ્ઞાન દ્વૈતભાવથી ભરેલું છે. પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન અદ્વૈતભાવથી ભરેલું છે. વ્યવહારના જ્ઞાનમાં જ્ઞાતા અને જ્ઞેય જુદા છે. પરમાત્માનું જ્ઞાન થાય એટલે જ્ઞાતા અને જ્ઞેય એક બને છે. સેવા સ્મરણ કરતાં તન્મયતા થાય છે, ઈશ્વરનો અપરોક્ષ સાક્ષાત્કાર થાય છે, તેથી તે જીવ ઈશ્વરમાં મળી જાય છે. તે પછી તે એમ કહી શકતો નથી કે હું ઈશ્વરને જાણું છું. એમ પણ કહી શકતો નથી કે, હું ઈશ્વરને જાણતો નથી.

ગોપી સર્વમાં શ્રી કૃષ્ણને નિહાળી જીવભાવ ભૂલી ગઈ હતી.

લાલી મેરે લાલકી, સબ જગ રહી સમાઈ;
લાલી દેખન મૈં ગઈ, મૈં ભી હો ગઈ લાલ.

શ્રુતિ વર્ણન કરે છે કે ત્યાં હું રહેતું નથી કે તું રહેતું નથી. વૃત્તિ બ્રહ્માકાર થાય છે.

શ્રી કૃષ્ણના સ્વરૂપનું જેને બરાબર જ્ઞાન થાય તે ઈશ્વરથી જુદો રહી શકતો નથી. સર્વમાં ઈશ્વરને જોનારો પોતે ઈશ્વર બને છે.

જીવનો જીવભાવ ન જાય ત્યાં સુધી અપરોક્ષાનુભવ ન થાય. આ પ્રમાણે અદ્વૈતનું જ્ઞાન બતાવ્યું. જીવ અને બ્રહ્મનું અદ્વૈત પછી સિદ્ધ થાય છે. તે પહેલાં જીવ અને ગુરુનું અદ્વૈત થવું જોઈએ. મનથી એક થવાનું છે, શરીરથી નહિ.

શુદ્ધ બ્રહ્મ માયાના સંસર્ગ વિના અવતાર લઈ શકે નાહ. સો ટચનું સોનું એટલું પાતળું હોય છે કે તેમાંથી ઘાટ (દાગીના) ઘડી શકાય નહિ. ઘાટ ઘડવા તેમાં બીજી ધાતુ ઉમેરવી પડે છે. તેથી પરમાત્મા પણ માયાનો આશ્રય કરી પ્રગટ થાય છે. પણ ઈશ્વરને તે માયા બાધક થતી નથી; જીવને માયા બાધક થાય છે.

યોગીઓ જેને પરમાત્મા કહે છે, તે પરમાત્માને જે મળે તેનું જીવન કૃતાર્થ થાય છે. ભગવાન પ્રત્યે પ્રેમ વધારવા ભગવાનના અવતારોની કથા સાંભળો.

પરમાત્માના ૨૪ અવતારોની કથા. ધર્મનું સ્થાપન કરવા અને જીવોનો ઉદ્ધાર કરવા પરમાત્મા અવતાર ધારણ કરે છે. ઠાકોરજીનો અવતાર તમારા ઘરમાં થવો જોઈએ, મંદિરમાં નહિ. માનવ શરીર એ ઘર છે.

ભગવાનના અવતારોની કથા સાંભળવાથી જીવન સુધરે છે. ભગવાનના ધર્મો જીવમાં ઉતરી આવે તે અવતાર. ત્રીજા અધ્યાયમાં ૨૪ અવતારોની કથા સંક્ષેપમાં કહી છે.

પહેલો અવતાર સનત્ કુમારોનો. તે બ્રહ્મચર્યનું પ્રતીક છે. કોઈ પણ ધર્મમાં બ્રહ્મચર્ય પ્રથમ આવે છે. બ્રહ્મચર્ય વિના મન સ્થિર રહેવાનું નથી. બ્રહ્મચર્યથી મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર પવિત્ર થાય છે. બ્રહ્મચર્યનું પાલન કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે. પહેલું પગથિયું છે બ્રહ્મચર્ય.

બીજો અવતાર વરાહનો. વરાહ એટલે શ્રેષ્ઠ દિવસ. શ્રેષ્ઠ દિવસ કયો? જે દિવસે સત્કર્મ થાય તે દિવસ શ્રેષ્ઠ. સત્કર્મમાં લોભ વિઘ્ન કરવા આવે છે. લોભને સંતોષથી મારવો. વરાહ અવતાર સંતોષનો અવતાર છે. પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ માનો. લોભને મારી પ્રભુ જે સ્થિતિમાં રાખે તેમાં સંતોષ માનવો. એ વરાહ અવતારનું રહસ્ય છે.

ત્રીજો અવતાર નારદજીનો. એ ભક્તિનો અવતાર છે. બ્રહ્મચર્ય પાળે અને પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ રાખે, તેને નારદ એટલે ભક્તિ મળે. નારદજી ભક્તિના આચાર્ય છે. ચોથો અવતાર નર નારાયણનો. ભક્તિ મળે એટલે ભગવાનનો સાક્ષાત્કાર થાય. ભક્તિ દ્વારા ભગવાન મળે છે. પણ ભક્તિ જ્ઞાન વૈરાગ્ય વિના હોય તો તે દૃઢ થશે નહિ. ભક્તિ જ્ઞાન વૈરાગ્ય સાથે આવવી જોઈએ. ભક્તિમાં જ્ઞાન વૈરાગ્યની જરૂર છે. એટલે પાંચમો અવતાર કપિલ દેવનો=જ્ઞાન વૈરાગ્યનો. વૈરાગ્ય જીવનમાં ઉતારો, જ્ઞાન અને વૈરાગ્ય સાથે ભક્તિ આવશે, તો ભક્તિ કાયમને માટે સ્થિર રહેશે.

છઠ્ઠો અવતાર દત્તાત્રેયનો. ઉપરના પાંચ ગુણો બ્રહ્મચર્ય, સંતોષ, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય તમારામાં આવશે, તો તમે ગુણાતીત થશો. તમે અત્રી થશો, તો ભગવાન તમારે ત્યાં આવશે.

ઉપરના છ અવતારો બ્રાહ્મણ માટેના. સાતમો અવતાર યજ્ઞનો, આઠમો અવતાર ઋષભદેવનો. નવમો પૃથુરાજાનો. દસમો મત્સ્ય નારાયણનો. આ ચાર અવતારો ક્ષત્રિયો માટેના છે. ક્ષાત્રધર્મનો આદર્શ બતાવવા માટેના છે.

અગિયારમો અવતાર કુર્મનો. બારમો અવતાર ધન્વંતરીનો. તેરમો અવતાર મોહિની નારાયણનો. આ અવતારો વૈશ્ય માટેનો છે. વૈશ્યના જેવી પ્રભુએ લીલા કરી છે.

ચૌદમો અવતાર નૃસિંહ સ્વામીનો. એ પુષ્ટિનો અવતાર છે. પ્રહ્લાદ ઉપર—ભક્ત ઉપર કૃપા કરવા માટે આ અવતાર થયેલો છે. નૃસિંહ અવતારમાં પ્રહ્લાદ ઉપર કૃપા કરી છે. પ્રહ્લાદ જેવી દૃષ્ટિથી જુઓ તો થાંભલામાં ભગવાનનાં દર્શન થશે. ઈશ્વર સર્વવ્યાપક છે એમ બોલશો નહિ, તેનો અનુભવ કરો, તો પાપ થશે નહિ. સંતો પણ વ્યવહાર કરે છે. શરીર છે ત્યાંસુધી વ્યવહાર કરવો પડશે.

ઈશ્વરને મનુષ્ય મનશક્તિ કે બુદ્ધિશક્તિથી જીતી શકે નહિ, કેવળ પ્રેમથી જ જીતી શકે. યશોદાના પ્રેમ આગળ શ્રીકૃષ્ણ દુર્બળ બને છે અને બંધાય છે. બાળકના પ્રેમ આગળ માતાનું બળ દુર્બળ બને છે. પ્રેમ આગળ શક્તિ દુર્બળ બને છે. તમે પણ પરમાત્મા માટે ખૂબ પ્રેમ વધારશો, તો ભગવાન દુર્બળ થઈ ને તમારે ત્યાં આવશે.

પંદરમો અવતાર વામન ભગવાનનો છે. જે પૂર્ણ નિષ્કામ છે, જેમના ઉપર ભક્તિનું નીતિનું છત્ર છે અને જેણે ધર્મનું બખ્તર પહેર્યું છે તેને ભગવાન પણ મારી શકે નહિ, બલિરાજાની જેમ. આ છે વામન ચરિત્રનું રહસ્ય. પરમાત્મા મોટા છે તો પણ બલિરાજા આગળ તેઓ વામન એટલે કે નાના બન્યા છે.



સોળમો અવતાર પરશુરામનો છે. આ આવેશ અવતાર છે. સત્તરમો વ્યાસ નારાયણનો જ્ઞાનાવતાર. અઢારમો રામજીનો અવતાર. તે મર્યાદા પુરુષોત્તમનો અવતાર છે. રામની મર્યાદાનું પાલન કરો એટલે તમારામાંનો કામ મરશે એટલે કનૈયો આવશે.

ઓગણીસમો અવતાર શ્રી કૃષ્ણનો. કૃષ્ણસ્તુ ભગવાન્ સ્વયમ્। શ્રી કૃષ્ણ તો સ્વયં ભગવાન છે.

રામકૃષ્ણ એક જ છે. મનુષ્ય દિવસમાં બે વાર ભાન ભૂલે છે. દિવસના બાર વાગે ભૂખથી ભાન ભૂલે છે અને રાત્રે નિવૃત્તિમાં કામસુખની યાદ આવે છે એટલે ભાન ભૂલે છે. એ બે વખતને સાચવવાના છે. દિવસે રામજીને યાદ કરો અને રાત્રે શ્રી કૃષ્ણને, તો તે બંને સમય સચવાશે. રામજીની મર્યાદાનું પાલન કરો, તો શ્રી કૃષ્ણ પુષ્ટિ–પુરુષોત્તમ પુષ્ટિ એટલે કૃપા કરશે.

એકનાથજી મહારાજે આ બંને અવતારોની સુંદર તુલના કરી છે. રામજી રાજમહેલમાં પધારે છે. કનૈયો કારાગૃહમાં. એકના નામના અક્ષર સરળ બીજાના જોડાક્ષર. ભણતરમાં પણ સરળઅક્ષર પહેલાં ભણાવે છે અને જોડાક્ષર પછી. રામ એ સરળ અક્ષર છે. શ્રી કૃષ્ણ એ જોડાક્ષર છે. રામજીની મર્યાદા પાળો તે પછી કૃષ્ણાવતાર થશે. જેના ઘરમાં રામજી ન પધારે, ત્યાં કૃષ્ણ પણ આવતા નથી. રામજીનો અવતાર એટલે રામજીની મર્યાદાનું પાલન.

આ બે સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમના અવતાર છે. બાકીના સર્વ અવતારો અંશાવતાર છે. પૂર્ણ અવતાર અને અંશાવતારનું રહસ્ય : અલ્પકાળ માટે તથા અલ્પ જીવના ઉદ્ધાર માટે જે અવતાર થાય છે તે અંશાવતાર, અને જે અનંતકાળ માટે તથા અનંતજીવોનું કલ્યાણ કરવા માટે અવતાર થાય તે પૂર્ણાવતાર. તેમ સંતો માને છે.

ભાગવતમાં કથા કરવાની છે કનૈયાની, પણ ક્રમે ક્રમે બીજા અવતારોની કથા કહ્યા પછી અધિકાર પ્રાપ્ત થાય એટલે પછી કનૈયો આવે.

તે પછી હરિ, કલ્કિ, બુદ્ધ આદિ મળી ૨૪ અવતારો થયા છે. પરમાત્માના ૨૪ અવતાર પરમાત્મા શબ્દમાંથી જ નીકળે છે. પ=પાંચ, ર=બે, મા=સાડાચાર ત્=આઠ (અર્ધો ત) અને છેલ્લો મા=સાડાચાર. બ્રહ્માંડ પણ ઈશ્વરનો અવતાર છે.

કેટલાક બ્રહ્માંડમાં ઈશ્વરને જૂએ છે. કેટલાક સંસારના સર્વ પદાર્થોમાં ભગવત સ્વરૂપનાં દર્શન કરે છે. આખું બ્રહ્માંડ ભગવતરૂપ માને છે.

સર્વના દ્દષ્ટા પરમાત્મા માયાને લીધે દ્દશ્ય જેવા ભાસે છે.

સ્થૂલ સૂક્ષ્મ શરીરનું અવિદ્યાથી આત્મામાં આરોપણ કરવામાં આવે છે. જે અવસ્થામાં આત્મસ્વરૂપના જ્ઞાનથી આ આરોપ દૂર થઈ જાય તે સમયે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. इति तद् ब्रह्म दर्शनम्‌નો સિદ્ધાંત સમજાવ્યો.

ભગવાન વેદવ્યાસે ભગવત ચરિત્રોથી પરિપૂર્ણ ભાગવત નામનું પુરાણ બનાવ્યું છે. ભગવાન શ્રીકૃષ્ણ ધર્મ, જ્ઞાન વગેરે સાથે સ્વધામ પધાર્યા, ત્યારે આ કળિયુગમાં અજ્ઞાનરૂપી અંધકારથી લોકો આંધળા બન્યા. એ સમયે ભાગવતપુરાણ પ્રગટ થયું છે. આ પુરાણ સૂર્યરૂપ છે. શુકદેવજીએ પરીક્ષિતરાજાને આ કથા સંભળાવેલી તે વખતે હું ત્યાં હાજર હતો. યથામતિ આ પુરાણકથા હું તમને સંભળાવું છું.

શૌનકજીએ પૂછ્યું. વ્યાસજીએ ભાગવતની રચના શા માટે કરી? રચના કર્યા પછી તેનો પ્રચાર કેવી રીતે કર્યો? વગેરે કથા અમને કહો.

અતિશય લોભી પ્રતિપળ ધનનું ચિંતન કરે છે. તેમ જ્ઞાની પ્રતિપળ ઈશ્વરનું સ્મરણ કરે છે. જ્ઞાની એક પળ પણ ઈશ્વરથી અલગ રહી શકતો નથી. શુકદેવજીની જન્મથી બ્રહ્માકારવૃત્તિ છે. તે ભાગવત ભણવા ગયા તે અમને આશ્ચર્ય લાગે છે.

શુકદેવજીના વખાણ ખૂબ કર્યાં છે. શુકદેવજીની દેવદૃષ્ટિ હતી, દેહદૃષ્ટિ ન હતી. દેહદૃષ્ટિ રાખો ત્યાં સુધી દુઃખ છે. શુકદેવજી સ્નાન કરતી અપ્સરાઓ પાસેથી પસાર થયા છતાં નિર્વિકાર છે. એક વખત એવું બન્યું કે એક સરોવરમાં અપ્સરાઓ સ્નાન કરતી હતી. ત્યાંથી નગ્ન અવસ્થામાં શુકદેવજી પસાર થયા. અપ્સરાઓએ પૂર્વવત સ્નાન ચાલુ રાખ્યું અને કાંઈ લજ્જા અનુભવી નહિ. કપડાં પણ પહેર્યાં નહિ. થોડીવાર પછી વ્યાસજી ત્યાંથી પસાર થયા. તેણે કપડાં પણ પહેર્યાં હતાં. પરંતુ વ્યાસજીને જોઈ અપ્સરાઓએ તુરત પોતાનાં વસ્ત્રો પહેરી લીધાં. વ્યાસજીએ આ જોયું. તેઓ આશ્ચર્ય પામ્યા. આમ કેમ બન્યું? અપ્સરાઓને તેનું કારણ પૂછ્યું. તેઓએ જણાવ્યું આપ વૃદ્ધ છો. પૂજ્ય છો. પિતા જેવા છો. પરંતુ આપના મનમાં આ પુરુષ છે, આ સ્ત્રી છે, એવો ભેદ છે; ત્યારે શુકદેવજીના મનમાં તેવો કાંઈ ભેદ નથી. શુકદેવજી કેવળ બ્રહ્મજ્ઞાની નથી પણ બ્રહ્મદૃષ્ટિ રાખીને ફરે છે; શુકદેવજીને અભેદ દૃષ્ટિ સિદ્ધ થઈ છે. તેમને ખબર નથી આ સ્ત્રી છે કે પુરુષ છે.

સંતને જોનારો પણ નિર્વિકાર બને છે. શુકદેવજીનાં દર્શન કરી અપ્સરાઓ પણ નિર્વિકાર બની છે. નિષ્કામ થઈ છે. અપ્સરાઓને થયું ધિક્કાર છે અમને. આ મહાપુરુષને તો જુઓ. આ મહાપુરુષ પ્રભુ પ્રેમમાં કેવા પાગલ બન્યા છે.

જનકરાજાના દરબારમાં એક વખત શુકદેવજી અને નારદજી પધારેલા. શુકદેવજી બ્રહ્મચારી છે, જ્ઞાની છે. નારદજી પણ બ્રહ્મચારી છે. ભક્તિ માર્ગના આચાર્ય છે. બન્ને મહાનપુરુષો છે. પરંતુ આ બેમાંથી શ્રેષ્ઠ કોણ? જનકરાજા સમાધાન કરી શક્યા નહિ. પરીક્ષા કર્યા વગર તે શી રીતે નક્કી થઈ શકે? જનકરાજાની રાણી સુનયનાએ બીડું ઝડપ્યું કે હું બન્નેની પરીક્ષા કરીશ. સુનયના રાણીએ બન્નેને પોતાના મહેલમાં બોલાવ્યા અને હીંડોળા ઉપર બેસાડયા. બાદમાં સુનયના રાણી શણગાર સજીને આવ્યાં અને બન્નેની વચ્ચે હીંડોળા ઉપર બેસી ગયાં. આથી નારદજીને સ્હેજ સંકોચ થયો, હું બાલ બ્રહ્મચારી છું. મને તપસ્વીને આ સ્ત્રી અડકી જશે અને કદાચ મારા મનમાં વિકાર આવશે તો? તેથી તેઓ સ્હેજ દૂર ખસ્યા. ત્યારે શુકદેવજીને તો અહીં કોણ આવીને બિરાજ્યું તેનું કાંઈ ભાન નથી. તેને સ્ત્રી—પુરુષનું ભાન નથી. તેઓ દૂર ખસતા નથી. સુનયના રાણીએ નિર્ણય આપ્યો કે આ બન્નેમાં શ્રેષ્ઠ શુકદેવજી છે. એમને સ્ત્રીત્વ કે પુરુષત્વનું પણ ભાન નથી. સ્ત્રીત્વ અને પુરુષત્વનું ભાન ન જાય ત્યાં સુધી ઈશ્વર મળતા નથી. સ્ત્રી અને પુરુષત્વનું ભાન ભુલાય, ત્યારે ભક્તિ સિદ્ધ થઈ એમ માનવું.

શુકદેવજીને સ્ત્રીમાં સ્ત્રીત્વ દેખાતું નથી. તેને સર્વમાં બ્રહ્મભાવ થયો છે, સર્વમાં બ્રહ્મ દેખાય છે. પુરુષત્ત્વ અને સ્ત્રીત્વનું સ્મરણ છે ત્યાં સુધી કામ છે. તે સ્મરણ જાય એટલે કામ મરે છે.



બ્રહ્મચર્ચા કરનારા સુલભ છે. બ્રહ્મજ્ઞાની સુલભ નથી. શુકદેવજી જેવી બ્રહ્મદૃષ્ટિ રાખનારા સુલભ નથી. બ્રહ્મદૃષ્ટિ રાખવી કઠણ છે. એવા પુરુષને ભાગવત ભણવાની જરૂર નથી. તે ભાગવત ભણવા ગયા શા માટે?

શુકદેવજી ભિક્ષાવૃત્તિ માટે બહાર નીકળે છે, ત્યારે પણ ગોદોહન કાળથી એટલે કે છ મિનિટથી વધારે કયાંય થોભતા નથી. તેમ છતાં સાત દિવસ સુધી બેસી તેમણે આ કથા પરીક્ષિત રાજાને કહી કેવી રીતે?

અમે સાંભળ્યું છે કે પરીક્ષિત ભગવાનનો મોટો પ્રેમી ભક્ત હતો. તેને શાપ થયો શા માટે? તે અમને કહો.

સૂતજી કહે છે:—શ્રવણ કરો. દ્વાપરની સમાપ્તિનો સમય હતો. બદ્રિનારાયણ જતાં રસ્તામાં કેશવ પ્રયાગ આવે છે, ત્યાં વ્યાસજીનો આશ્રમ આવે છે. વ્યાસ નારાયણ સરસ્વતીના કિનારે વ્યાસાશ્રમમાં બિરાજતા હતા. એક વખત તેમને કળિયુગનાં દર્શન થયાં. તેઓને પાંચ હજાર વર્ષ પછી દુનિયામાં શું થશે તેનાં દર્શન થાય છે. બારમા સ્કંધમાં આનું વર્ણન કર્યું છે. વ્યાસજીએ જેવું જોયું તેવું લખ્યું છે.

વ્યાસજીએ વિચાર્યું કે કળિયુગમાં લોકો વિલાસી થશે, મનુષ્યો બુદ્ધિહીન થશે, વેદશાસ્ત્રનું અધ્યયન કરી શકશે નહિ. તેથી વેદના ચાર વિભાગ કર્યા. વેદનું કદાચ અધ્યયન કરી શકશે. પરંતુ વેદના તાત્પર્યનું–તેના તત્ત્વનું જ્ઞાન થશે નહિ, તેથી સત્તર પુરાણોની રચના કરી. વેદોનો અર્થ સમજાવવા વ્યાસજીએ પુરાણોની રચના કરી. પુરાણો વેદ ઉપરનું ભાષ્ય છે.

સ્ત્રી, શૂદ્ર, પતિત, દ્વિજાતિ, વેદ શ્રવણના અધિકારી નથી. એમનું પણ કલ્યાણ થાય એમ વિચારી મહાભારતની રચના કરી. મહાભારત એ સમાજશાસ્ત્ર છે. મહાભારત એ પાંચમો વેદ છે. ભા નો અર્થ થાય છે જ્ઞાન. રત એટલે રમવું. જ્ઞાન અને ભક્તિમાં રમવાની કળા જે ગ્રંથમાં બતાવી છે તે ભારત. જ્ઞાનમાં જીવ જ્યારે રમણ કરવા જાય છે ત્યારે કૌરવો વિઘ્ન કરે છે. **धर्मक्षेत्रे कुरुक्षेत्रे** આ શરીર જ ક્ષેત્ર છે. ધર્મ અધર્મનું યુદ્ધ તેમાં થાય છે. મહાભારત દરેકના મનમાં અને ઘરમાં ભજવાય છે. સદ્‌વૃત્તિઓ અને અસદ્‌વૃત્તિઓનું યુદ્ધ એ મહાભારત.

જીવ ધૃતરાષ્ટ્ર છે. જેને આંખ નથી તે ધૃતરાષ્ટ્ર નથી. પણ જેની આંખમાં કામ છે તે આંધળો ધૃતરાષ્ટ્ર છે. **को अंधः यो विषयानुरागी।** આંધળો કોણ? જે વિષયાનુરાગી છે તે.

દુઃખરૂપ કૌરવો અનેકવાર ધર્મને મારવા જાય છે. યુધિષ્ઠિર અને દુર્યોધન રોજ લડે છે. દુર્યોધન આજે પણ આવે છે. પ્રભુભજન માટે સવારે ચાર વાગે ઠાકોરજી જગાડે છે. ધર્મરાજા કહે છે, ઊઠ અને સત્કર્મ કર. પણ દુર્યોધન કહે છે: પાછલા પહોરની મીઠી ઊંઘ આવે છે. વહેલા ઊઠવાની શી જરૂર છે? તું હજી આરામ કર. શું બગડી જવાનું છે. ધર્મ અને અધર્મ આ પ્રમાણે અનાદિ કાળથી લડે છે. દુષ્ટ વિચારરૂપી દુર્યોધન મનુષ્યને ઊઠવા દેતો નથી. નિદ્રા અને નિંદા ઉપર જે વિજય મેળવે છે તે ભક્તિ કરી શકે છે.

દુર્યોધન એ અધર્મ છે. યુધિષ્ઠિર ધર્મનું સ્વરૂપ છે. ધર્મ ધર્મરાજાની જેમ મનુષ્યને પ્રભુ પાસે લઈ જાય છે, અને અધર્મ (દુર્યોધન) મનુષ્યને સંસાર તરફ લઇ

જાય છે અને તેનો વિનાશ કરે છે. ધર્મ ઈશ્વરને શરણે જાય, તો ધર્મનો વિજય થાય છે અને અધર્મનો વિનાશ થાય છે.

આટલા ગ્રંથોની રચના કરી તેમ છતાં વ્યાસજીના મનને શાંતિ મળતી નથી. જ્ઞાની પુરુષો પોતાની અશાંતિનું કારણ અંદર શોધે છે, ઉદ્વેગનું કારણ અંદર શોધે છે. તમારા દુઃખનું કારણ બહાર નથી. તમારા દુઃખનું કારણ તમારી અંદર છે. અજ્ઞાન અને અભિમાન એ દુઃખનાં કારણો છે. વ્યાસજી અશાંતિનું કારણ અંદર શોધે છે. મેં કાંઈ પાપ તો નથી કર્યું ને? જ્યારે અજ્ઞાનીઓ અશાંતિના કારણને બહાર શોધે છે. બહારના કારણને અશાંતિનું મૂળ સમજે છે.

લોકો પુણ્યને યાદ કરશે. પરંતુ પાપને કોઈ યાદ કરતું નથી. પાપનો વિચાર કોઈ કરતું નથી. વ્યાસજીને ચિંતા થાય છે, મારે હાથે કાંઈ પાપ તો થયું નથી ને? ના, ના, હું નિષ્પાપ છું. પણ મને મનમાં કાંઈક ખટકે છે. મારું કોઈપણ કાર્ય અધૂરું છે.

મનુષ્યને પોતાની ભૂલ જલદી દેખાતી નથી, એથી તો કહ્યું છે કે :–**कृपा भई तब जानिये जब दिखे अपना दोष।**

જ્ઞાન, ધન અને માન સુપાત્રને મળે તો તે સુખી થાય છે. જે લાયક નથી તેને બહુ જ્ઞાન મળે તો ઘણેભાગે તેને બીજાની ભૂલો દેખાય છે. અનાધિકારીને જ્ઞાન મળે તો એ ભક્તિમાં વિઘ્ન કરનારું થાય છે. અનાધિકારીને જ્ઞાન મળે તો તેને અભિમાન થાય છે.

જગતના કોઈપણ જીવના દોષ જોશો નહિ. પોતાના મનને સુધારો. તમારી ભૂલ બતાવે એનો ઉપકાર ભૂલશો નહિ.

વ્યાસજી જ્ઞાની છે છતાં પોતાને નિર્દોષ માનતા નથી. મનુષ્યનો મોટામાં મોટો દોષ એ પોતાને નિર્દોષ સમજે છે એ છે. નિર્દોષ એક ઈશ્વર છે.

બ્રહ્માજીની સૃષ્ટિ ગુણદોષથી ભરેલી જ છે. કોઈપણ વસ્તુ ગુણદોષ વિનાની નથી. દૈવી સૃષ્ટિ આસુરી સૃષ્ટિ અનાદિકાળથી છે. કોઈનો દોષ જોશો નહિ, કોઈનું પાપ જોશો નહિ અને કોઈના પાપનો વાણીથી ઉચ્ચાર કરશો નહિ, તો તમે સંત બનશો. દૃષ્ટિને ગુણમય બનાવો. આજથી પાપ કરવાનું છોડી દો. તો તમે સંત બનશો. મૃત્યુ માથે રાખી પાપ કરશો નહિ, કોઈના દોષ જોશો નહિ, તમારા મનને સાચવજો. આ ત્રણે કરશો તો તમે સંત થશો. તમે સંત થશો તો તમને સંત મળશે.

વ્યાસજી વિચારે છે, મને કોઈ સંત મળે તો મારી ભૂલ મને બતાવે. સત્સંગ વગર મનુષ્યને પોતાના દોષનું ભાન થતું નથી. સત્સંગમાં મનુષ્યને પોતાની ભૂલનું જ્ઞાન થાય છે.

વ્યાસજીના સંકલ્પથી પ્રભુએ નારદજીને ત્યાં આવવા પ્રેરણા કરી. કીર્તન કરતાં કરતાં નારદજી ત્યાં પધારે છે. ગંગાજીને આનંદ થયો છે. મહાપુરુષોના મિલનમાંથી કથા ગંગા પ્રગટ થશે. અનેક જીવોનો ઉદ્ધાર કરશે. આજે ગંગાજી શાંત થયા છે. આ બે મહાપુરુષોના સત્સંગમાં વિઘ્ન ન થાય. આ મહાવૈષ્ણવો મારા કૃષ્ણની કથા કરશે. તે કથા ગંગા અનેક જીવોનું કલ્યાણ કરશે.

નારદજીએ વ્યાસજીને કુશળ પ્રશ્નો પૂછ્યા. નારદજી કહે છે :–હું તો તમને અભિનંદન આપવા આવેલો છું તેમ છતાં તમને ચિંતામાં જોઈ આશ્ચર્ય થાય છે. મને લાગે છે તમે કાંઈક ચિંતામાં છો. તમે આનંદમાં નથી.

વ્યાસજી કહે છે :—તમારી પરીક્ષા સાચી છે. મારી કાંઈક ભૂલ થઈ છે. પણ મને મારી ભૂલ સમજાતી નથી. કૃપા કરી મને મારી ભૂલ બતાવો. **स्नातस्य मे न्यूनमलं**



**विचक्ष्व**। મારામાં જે અપૂર્ણતા હોય, તે તમે વિચારો એટલે કે મને બતાવો. મારી ભૂલ મને બતાવો. હુ તમારો ઉપકાર માનીશ.

વ્યાસજીનો વિવેક જોતાં નારદજીને આનંદ થયો. નારદજીએ કહ્યું :—મહારાજ, આપ નારાયણના અવતાર છો. તમારી ભૂલ શું થાય? તમે જ્ઞાની છો. તમારી કાંઈ ભૂલ થઈ નથી. છતાં આપ આગ્રહ કરો છો તો એક વાત કહું છું. આપે બ્રહ્મસૂત્રમાં વેદાંતની ખૂબ ચર્ચા કરી. આત્મા અનાત્માનો બહુ વિચાર કર્યો. યોગસૂત્રના ભવિષ્યમાં યોગની બહુ ચર્ચા કરી, સમાધિના ભેદોનું બહુ વર્ણન કર્યું. પુરાણોમાં વર્ણાશ્રમ ધર્મનું વર્ણન કર્યું. પરંતુ ધર્મ, જ્ઞાન અને યોગ એ સર્વના આધાર શ્રી કૃષ્ણ છે. આ સર્વના આત્મા શ્રી કૃષ્ણ છે. તેની કથા આપે પ્રેમપૂર્વક વર્ણવી નથી. તમે ભગવાનનો નિર્મળ યશ પૂર્ણ રીતે પ્રેમથી વર્ણવ્યો નથી. હું માનું છું કે જે વડે ભગવાન પ્રસન્ન ન થાય, તે શાસ્ત્ર અને જ્ઞાન અપૂર્ણ જ છે.

કળિયુગના જીવોનો ઉદ્ધાર કરવા તમારો જન્મ થયો છે. તમારું તે અવતાર કાર્ય હજુ તમારે હાથે થયું નથી, તેથી તમારા મનમાં ખટકો છે. જ્ઞાની પુરુષ પણ પરમાત્માના પ્રેમમાં પાગલ ન થાય, ત્યાં સુધી તેને આનંદ મળતો નથી. પ્રભુ મિલન માટે જે આતુર થતો નથી તેનું જ્ઞાન શું કામનું? કળિયુગના ભોગી જીવો તમારા બ્રહ્મસૂત્ર વગેરે સમજી શકશે નહિ. કળિયુગનો વિલાસી મનુષ્ય તમારા ગહન સિદ્ધાંતો શી રીતે સમજી શકશે?

આપે યોગ–જ્ઞાન વગેરેની ખૂબ ચર્ચાઓ કરી, ભગવાનની લીલા કથાઓનું તમે પ્રેમથી વિસ્તારપૂર્વક વર્ણન કરેલું નથી. પૂર્વમિમાંસામાં આપે કર્મ માર્ગનું–પ્રવૃત્તિધર્મનું વર્ણન કર્યું. જીવનના છેલ્લા શ્વાસ સુધી કર્મ છોડશો નહિ. ઉત્તરમિમાંસામાં નિવૃત્તિધર્મનું વર્ણન કર્યું. સન્યાસને પ્રાધાન્ય આપ્યું, નિવૃત્તિને પ્રાધાન્ય આપ્યું. પરંતુ મને એમ લાગે છે કે આ બંને માર્ગો કળિયુગમાં ઉપયોગી થશે નહિ. તમે મધ્યમ રસ્તો બતાવો. કર્મ કરે પણ તે કૃષ્ણપ્રેમ વિનાનું હોય તો તેની કિંમત થતી નથી. કૃષ્ણપ્રેમ વિના કર્મનો આગ્રહ વ્યર્થ છે, કૃષ્ણપ્રેમ વિના યોગ વ્યર્થ છે, કૃષ્ણપ્રેમ વિના જ્ઞાન પણ વ્યર્થ છે. કૃષ્ણપ્રેમ વિના જ્ઞાનની શોભા નથી. પરમાત્મા જેને પોતાનો ગણે તેને જ પોતાનું અસલી સ્વરૂપ બતાવે છે. પ્રભુએ પોતાનું નામ પ્રગટ રાખ્યું છે, પણ પોતાનું સ્વરૂપ છુપાવ્યું છે. જ્યારે પોતાના લાડીલા ભક્તો પરમાત્માની બહુ ભક્તિ કરે છે, ત્યારે પરમાત્મા તેને પોતાનું સ્વરૂપ બતાવે છે. અરે! સામાન્ય જીવ પણ જ્યાં પ્રેમ હોય, ત્યાં પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે. પારકા માણસોના દેખતાં તિજોરી ઉઘાડતા નથી. જેના તરફ પ્રેમ હોય તેને વગર કહ્યે બધું બતાવે છે. પરમાત્મા સાથે મનુષ્યો પ્રેમ કરતા નથી એટલે પરમાત્માનો અનુભવ તેઓ કરી શકતા નથી. મોટો જ્ઞાની હોય પણ જ્યાંસુધી તે પરમાત્મા સાથે પ્રેમ ન કરે ત્યાં સુધી તેને પરમાત્માનો અનુભવ થતો નથી. અરે! જોડાં સાથે, કપડાં સાથે, પૈસા સાથે પ્રેમ કરે એ કાંઈ જ્ઞાની કહેવાય? આજ કાલ લોકો પુસ્તક વાંચીને જ્ઞાની બની જાય છે. તેને ગુરુની સેવા કરવાની જરૂર પડતી નથી, તેને બ્રહ્મચર્ય પાળવાની જરૂર લાગતી નથી. કૃષ્ણની લીલા કથાઓનું તમે પ્રેમથી ગાન કરેલું નથી. તેથી તમને દુઃખ થાય છે. આ જ તમારી અશાંતિનું કારણ છે. જ્ઞાનની શોભા પ્રેમથી છે, ભક્તિથી છે. જો સર્વમાં ભગવત્‌ભાવ ન જાગે તો એ જ્ઞાન શા કામનું?

જગત સાથે કરેલો પ્રેમ પરીણામમાં રડાવે છે. શ્રીકૃષ્ણ પ્રેમમાં પાગલ બનો

તો શાંતિ મળશે. આપે પ્રેમમાં પાગલ થઈ કૃષ્ણકથાનું પરિપૂર્ણ વર્ણન કર્યું નથી. જીવ પાસે ઈશ્વર બીજું કાંઈ માંગતો નથી, ફક્ત પ્રેમ માગે છે.

કળિયુગના મનુષ્યને ગરમ પાણી મળ્યું ન હોય, તો તે મગજ ગુમાવી બેસે છે. એવો મનુષ્ય યોગ શું સિદ્ધ કરવાનો હતો ? જેની ભોગમાં આસક્તિ છે તેનું શરીર સારું રહેતું નથી. દ્રવ્યમાં જેની આસક્તિ છે તેનું મન સારું રહેતું નથી. ભોગાસક્તિ તનને બગાડે છે અને દ્રવ્યાસકિત મનને બગાડે છે. આવા મનુષ્યોને યોગ સિદ્ધ થતો નથી.

ચિત્તવૃત્તિના નિરોધને યોગ કહે છે. તેને સિદ્ધ કરવો મુશ્કેલ છે.

વાતો બ્રહ્મજ્ઞાનની કરે અને પ્રેમ પૈસા સાથે કરે તેને પરમાત્મા મળતા નથી, તેને આનંદ મળતો નથી.

તો હવે આપ એવી કથા કરો કે સર્વને પ્રભુ પ્રત્યે પ્રેમ જાગે. એવી દિવ્ય કથા કરો, એવું પ્રેમશાસ્ત્ર બનાવો કે સહુ કૃષ્ણપ્રેમમાં પાગલ બને. કથા શ્રવણ કરનારને કનૈયો વહાલો લાગે અને સંસાર તરફ સુગ આવે એવી કથા તમે કરશો તો તમને શાંતિ મળશે.

મહાભારતમાં શ્રી કૃષ્ણ ચરિત્ર છે. તેમાં ધર્મ–સદાચારને મહત્ત્વ અપાયું છે. ત્યાં પ્રેમ ગૌણ છે.

એવી કથા કરો કે તમને પણ શાંતિ મળે અને સર્વ જીવોને શાંતિ મળે. વ્યાસજીએ પણ જ્યાંસુધી ભાગવત શાસ્ત્રની રચના ન કરી, ત્યાંસુધી તેમને શાંતિ મળી નહિ. કળિયુગમાં કૃષ્ણકથા અને કૃષ્ણકીર્તન વિના બીજો કોઈ તરવાનો ઉપાય નથી. કળિયુગમાં મનુષ્યોનો ઉદ્ધાર અન્ય સાધનોથી થઈ શકશે નહિ. ફક્ત કૃષ્ણકીર્તન, કૃષ્ણ સ્મરણથી કળિયુગમાં મનુષ્યોનો ઉદ્ધાર થશે. પરમાત્માની લીલાકથાનું વર્ણન આપ અતિ પ્રેમપૂર્વક કરો. સર્વ સાધનનું ફળ પ્રભુપ્રેમ છે. આપ તો જ્ઞાની છો. મહારાજ, આપને વધુ શું કહું ? હું મારી જ કથા આપને કહું છું. હું કેવો હતો અને કેવો થયો !

વ્યાસજીની ખાતરી માટે નારદજી પોતાનો જ દાખલો આપે છે. પોતાના પૂર્વજન્મની કથા સંભળાવે છે. કથા શ્રવણ અને સત્સંગનું ફળ બતાવે છે. કથા શ્રવણથી, સંતોની સેવા કરવાથી જીવન સુધરે છે.

હું દાસીપુત્ર હતો પણ મેં ચાર મહિના કનૈયાની કથા સાંભળી. મને સત્સંગ થયો તો મારું જીવન દિવ્ય બન્યું. કૃષ્ણકથાથી મારું જીવન સુધર્યું. હું દાસીપુત્ર હતો. આચારવિચારનું ભાન હતું નહિ, પરંતુ મેં કથા સાંભળી એટલે મારું જીવન પલટાયું. આ બધી મારા ગુરુની કૃપા છે.

વ્યાસજી નારદજીને કહે છે, તમારા પૂર્વજન્મની કથા કહો.

નારદજી કહે છે :—સાંભળો, હું સાતઆઠ વર્ષનો હતો. મારા પિતા નાનપણમાં મરણ પામેલા. મારી મા દાસી તરીકે કામ કરતી હતી. હું ભીલ બાળકો સાથે રમતો. મારા પુણ્યનો ઉદય થતાં અમે જે ગામમાં રહેતા હતા, ત્યાં ફરતા ફરતા સાધુઓ આવ્યા. ગામલોકોએ તેઓને અમારા ગામમાં ચાતુર્માસ ગાળવા કહ્યું, અને સંતોને કહ્યું, આ બાળકને તમારી સેવામાં સોંપીએ છીએ. તે પૂજાના ફુલો લાવવા વગેરે કામમાં મદદ કરશે. વિધવાનો છોકરો છે; તે પ્રસાદ પણ તમારી સાથે જ લેશે. મને સંતોનાં એકલાં દર્શન નહિ, પરંતુ તે સાથે તેઓની સેવા કરવાનો લાભ મળ્યો. કોઈ મહાપુરુષની પ્રત્યક્ષ સેવા ન કરો ત્યાંસુધી મનમાંની વાસના જતી નથી, અંદરના વિકારો જતા નથી. મારા ગુરુ પ્રભુભક્તિમાં રંગાયેલા હતા. મને સાચા સંતની સેવા મળી. એક તો



સાચા સંતના દર્શન થતા નથી, અને થાય છે તો તેના પ્રત્યે સદ્ભાવ જાગતો નથી. મારા ગુરુદેવ સાચા સંત હતા. ગુરુ અમાની હતા એટલે બીજાને માન આપતા હતા. એના સંગથી મને ભક્તિનો રંગ લાગ્યો. ગુરુએ મારું નામ હરિદાસ રાખ્યું.

શુકદેવજીએ જન્મતાવેંત વ્યાસજીને કહ્યું કે મારે તમારી સાથે કાંઈ સંબંધ નથી. તમે મારા પિતા નથી. મારા પિતા પ્રભુ છે. મને જવા દો. પરંતુ આ માર્ગ સામાન્ય મનુષ્યોથી અનુસરી શકાય તેવો નથી. સહેલો માર્ગ એ છે કે સર્વ સાથે પ્રેમ કરો. અથવા એક પ્રભુ સાથે જ પ્રેમ કરો. આત્મા પરમાત્મા એક છે. ગુરુદેવ પ્રેમની મૂર્તિ હતા. ગુરુજી ઊઠતાં પહેલાં હું ઊઠતો. ગુરુજી સેવા કરે ત્યારે ફૂલ તુલસી હું લઈ આવતો. મારા ગુરુજી દિવસમાં બે વાર કીર્તન કરે. સવારે બ્રહ્મસૂત્રની ચર્ચા કરે પણ રોજ રાત્રે કૃષ્ણકથા કૃષ્ણકીર્તન કરે. કનૈયો તેમને બહુ વહાલો. મારા ગુરુદેવના ઇષ્ટદેવ બાલકૃષ્ણ હતા.

આ ઋષિઓ બાલસ્વરૂપની આરાધના કરે છે. બાળક જલદી પ્રસન્ન થાય છે. બાલકૃષ્ણ જલદી પ્રેમ કરે છે, જલદી પ્રસન્ન થાય છે. કનૈયાનો કોઈ ભક્ત તેને બોલાવે છે, તો કનૈયો દોડતો આવે છે.

હું કીર્તનમાં જતો. કથા સાંભળતો. હું બહુ ઓછું બોલતો હતો. બહુ બોલનારો સંતોને ગમતો નથી. વાણીથી શકિતનો વ્યય કરશો નહિ, તેથી બહુ ઓછું બોલો. મૌન રાખી સેવા કરનાર ઉપર સંત કૃપા કરે છે. આ ત્રણ ગુણ, નારદજી કહે છે મારામાં હતા.

હું તો ભીલ અને કોળી બાળકો સાથે રમવા જાઉં. એક દિવસ હું કથામાં ગયો. મારા ગુરુદેવ કૃષ્ણકથાનું વર્ણન કરતા હતા. મેં કથામાં બાળલીલા સાંભળી. નાનાં બાળકો કનૈયાને બહુ વહાલાં લાગે છે. કથા શ્રવણ કરતાં પ્રભુ પ્રત્યે સદ્ભાવ જાગ્યો. કૃષ્ણકથા એ પ્રેમકથા છે. કૃષ્ણકથામાં યોગીઓને, સ્ત્રીઓને, બાળકોને સર્વને આનંદ આવે છે.

શ્રી કૃષ્ણની કથા જ એવી દિવ્ય છે કે તે સર્વને આનંદ આપે છે. કૃષ્ણકથામાં એવો આનંદ આવવા લાગ્યો કે મારું રમવાનું છૂટી ગયું, હું રમવાનું ભૂલી ગયો.

કૃષ્ણકથામાં ગુરુદેવ પાગલ બને. મનુષ્ય સંસાર પાછળ પાગલ બન્યો છે. તેમાંથી મુક્ત થઈ ભગવાન પાછળ પાગલ બને, તો જીવ શિવ એક થાય.

સંતની આંખ શુદ્ધ હોય છે, પવિત્ર હોય છે. સંત આંખથી પાપ કરતા નથી. સંતની આંખમાં શ્રીકૃષ્ણ બેઠેલા હોય છે. સંત ત્રણ પ્રકારે કૃપા કરે છે: સંત જેની તરફ વારંવાર નિહાળશે તેનું જીવન સુધરશે. માળા કરતાં જેને સંભારશે તેનું જીવન સુધરશે. પ્રેમમાં જેને ભેટી પડે તેનું કલ્યાણ થશે. તમારી આંખ–રતનનું જતન કરજો. મારા ગુરુ મને વારંવાર નિહાળે. ગુરુજી કહે, આ છોકરો બહુ ડાહ્યો છે. ગુરુજીને આનંદ થાય કે આ જીવ જાતિહીન છે, પણ કર્મહીન નથી. સંત જેને પ્રેમથી નજર આપે છે, તેનું કલ્યાણ થાય છે.

એક દિવસ સંતો જમી રહ્યા પછી હું તેઓના એંઠા પતરાવળા ઉઠાવતો હતો. હું દાસી પુત્ર હતો. મને ખાવાનું કોણ આપે ? ગુરુજીએ આ પ્રમાણે મને સેવા કરતાં જોયો. સંતનું હૃદય પીગળ્યું. ગુરુએ પુછ્યું : –હરિદાસ, તેં ભોજન કર્યું કે નહિ ? મેં ના પાડી. ગુરુને મારા પર દયા આવી. આ બાળક કેવો ડાહ્યો છે ! ગુરુદેવે મને

આજ્ઞા કરી, પતરાવાળામાં મેં જે રાખ્યું છે તે મેં તારા માટે રાખ્યું છે. એ મહાપ્રસાદ છે. તે તું ખાજે. મેં પ્રસાદ લીધો.

શાસ્ત્રની મર્યાદા છે કે ગુરુજીની આજ્ઞા વિના તેમનું ઉચ્છિષ્ટ ખાવું નહિ. સંત કલ્યાણની ભાવનાથી પ્રસાદ આપે તો કલ્યાણ થાય છે. સંતનું હૃદય પીગળતાં બોલીને આપે, ત્યારે પ્રસન્ન થયા એમ સમજવું. મેં પ્રસાદ ગ્રહણ કર્યો. મારા સર્વ પાપ નાશ પામ્યાં. મને ભક્તિનો રંગ લાગ્યો. મને કૃષ્ણપ્રેમનો રંગ લાગ્યો. તે દિવસે હું કીર્તનમાં ગયો તે વખતે મને નવો જ અનુભવ થયો. કીર્તનમાં અનેરો આનંદ આવ્યો. હું આનંદમાં થૈ થૈ નાચવા લાગ્યો. અતિ આનંદમાં દેહાધ્યાસ છૂટે છે. કીર્તનભક્તિ કૃષ્ણને અતિશય પ્રિય છે. ભક્તિનો રંગ તે જ દિવસથી લાગ્યો. મને બાલકૃષ્ણનો અનુભવ થયો.

સંપત્તિ આપીને સુખી કરે એ સંત નહિ. પણ તમારા મનને સુધારે, સ્વભાવને સુધારે, તમારી ભકિતને વધારે અને સુખી કરે તે સંત.

શુકદેવજી કહે છે, નારદજી વ્યાસજીને આત્મચરિત્ર સંભળાવે છે.

હું ઓછું બોલતો હતો એટલે મારા ઉપર સંતની કૃપા થઈ. હું સેવામાં સાવધાન રહેતો હતો. સંતો સર્વમાં સદ્‌ભાવ રાખે છે. પણ ગુરુદેવે મારા ઉપર ખાસ કૃપા કરી. મને વાસુદેવ ગાયત્રીનો મંત્ર આપ્યો. પહેલા સ્કંધના પાંચમા અધ્યાયનો ૩૭મો શ્લોક એ વાસુદેવ ગાયત્રીનો મંત્ર છે. આ વાસુદેવ–ગાયત્રીનો હંમેશા જપ કરવો.

**नमो भगवते तुभ्यं वासुदेवाय धीमहि।**
**प्रद्युम्नायानिरुद्धाय नमः सङ्कर्षणाय च ॥**

મન, બુદ્ધિ, ચિત્ત, અંહકારની શુદ્ધિ આ વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, સંકર્ષણ કરે છે.

ચાર મહિના આ પ્રમાણે મેં ગુરુદેવની સેવા કરી. ગુરુજીને ગામ છોડીને જવાનો દિવસ આવ્યો. ગુરુજી હવે જવાના તે જાણી મને દુઃખ થયું.

મેં ગુરુજીને કહ્યું :—ગુરુજી, આપ મને સાથે લઈ જાવ. મારો ત્યાગ ન કરો. હું આપને શરણે આવ્યો છું. હું તમારે ઓટલે પડયો રહીશ. હું તમારું હલકામાં હલકું કામ કરીશ. મને સેવામાં સાથે લઈ જાવ. મારી અપેક્ષા ન કરો. ગુરુદેવે વિધાતાના લેખ વાંચી મને કહ્યું કે તું તારી માતાનો ઋણાનુબંધી પુત્ર છે. આ જન્મમાં તારે તેનું ઋણ ચૂકવવાનું છે. માટે માનો ત્યાગ કરીશ નહિ. તું તારી માને છોડીને આવીશ, તો તારે ફરીથી જન્મ લેવો પડશે. તારી માનો નિઃસાસો અમને ભજનમાં વિક્ષેપ કરશે, તું ઘરમાં રહેજે. ઘરમાં રહી પ્રભુનું ભજન થઈ શકે છે.

નારદજી કહે છેઃ—આપે કથામાં એવું કહ્યું હતું ને કે પ્રભુભજનમાં જે વિઘ્ન કરે તેને છોડવો. પ્રભુના ભજનમાં જે સાથ આપે તે જ સગો છે. ઈશ્વરના માર્ગે લઈ જાય એ જ સાચાં સગાંસ્નેહી. મારી માતા જો મારા ભજનમાં વિક્ષેપ કરનારી હોય તો મારે શું મારી માતાનો ત્યાગ ન કરવો ? મારી માની ઇચ્છા છે કે મને સારી નોકરી મળે, મારું લગ્ન થાય, મારે ત્યાં સંતાન થાય. સંસારી મા–બાપને એવી ઈચ્છા હોય છે કે મારો પુત્ર પરણીને વંશવૃદ્ધિ કરે. તેમને એવી ઇચ્છા થતી નથી કે મારો પુત્ર પરમાત્મામાં તન્મય થાય, ભગવતભક્ત થાય. અરે, વંશવૃદ્ધિ તો રસ્તા ઉપરના પશુઓ પણ કરે છે. તેનો અર્થ શો ? મારી મા ભજનમાં વિક્ષેપ કરનારી છે. આપે એક દિવસ કથામાં કહ્યું હતું કે સગાંસ્નેહી પણ જો કથામાં વિક્ષેપ કરનારાં બને, તો તેવાં સગાંસ્નેહીઓનો ત્યાગ કરવો.



મીરાંબાઈને લોકોએ બહુ ત્રાસ આપ્યો, ત્યારે ગભરાયાં. મીરાંબાઈએ તુલસીદાસજીને પત્ર લખ્યો. હું ત્રણ વર્ષની હતી, ત્યારથી ગિરધર ગોપાળ સાથે પરણી છું. આ સગાંસંબંધીઓ મને બહુ ત્રાસ આપે છે. મારે હવે શું કરવું ? તુલસીદાસજીએ ચિત્રકૂટથી પત્ર લખ્યો છે. કસોટી સોનાની થાય છે, પીત્તળની નહિ. તારી આ કસોટી થાય છે.

**जाके प्रिय न राम बैदेही।**
**तजिये ताहि कोटि बैरी सम,**
**जद्यपि परम स्नेहि ॥**

જેને સીતારામ પ્યારા ન લાગે, જેને રાધાકૃષ્ણ પ્યારા ન લાગે, એવો જો સગો ભાઈ હોય તો પણ તેનો સંગ છોડી દેવો. દુસંગ સર્વથા ત્યજવા યોગ્ય છે, **दुःसंगः सर्वथा त्याज्यः ।**

મીરાંબાઈએ આ પત્ર વાંચ્યા પછી મેવાડનો ત્યાગ કર્યો અને વૃન્દાવન આવ્યા છે. ભક્તિ વધારવી હોય, તો મીરાંબાઈનું ચરિત્ર વારંવાર વાંચો.

સંસારી માબાપ પુત્રને પણ સંસારનું જ્ઞાન આપે છે. માના સંગમાં રહીશ, તો ભજનમાં વિક્ષેપ થશે.

ગુરુજીએ કહ્યું :—તું માનો ત્યાગ કરે એ મને ઠીક લાગતું નથી. ઠાકોરજી સર્વ જાણે છે. તારા ભજનમાં તારી મા વિઘ્ન કરશે, તો ઠાકોરજી કાંઈક લીલા કરશે. ભક્તિમાં વિઘ્ન કરનારનો ભગવાન વિનાશ કરે છે. કદાચ તારી માને ઉઠાવી લેશે. અથવા તારી માની બુદ્ધિ ભગવાન સુધારશે. ઘરમાં રહેજે અને આ મહામંત્રનો જપ કરજે. માનો નિરાદર કરીશ નહિ. જપ કરવાથી પ્રારબ્ધ ફરે છે. જપની ધારા તૂટે નહિ તે ખ્યાલ રાખજે.

મેં ગુરુજીને કહ્યું :—આપ જપ કરવાનું કહો છો, પણ હું તો અભણ દાસીપુત્ર છું. જપ કેમ કરીશ ? જપની ગણત્રી શી રીતે કરીશ ?

ગુરુજીએ કહ્યું :—જપ કરવાનું કામ તારું છે. જપ ગણવાનું કામ શ્રીકૃષ્ણ કરશે. જપ તું કરજે અને ગણશે કનૈયો. જે પ્રેમથી ભગવાનનું સ્મરણ કરે છે, તેની પાછળ પાછળ ભગવાન ફરે છે. મારા પ્રભુને બીજું કાંઈ કામ નથી. જગતની ઉત્પત્તિ સંહાર વગેરેનું કામ માયાને સોંપી દીધું છે. પરમાત્માનાં નામનો જે જપ કરે છે તેની પાછળ પાછળ પરમાત્મા ફરે છે.

જપની ગણત્રી કરવાની હોય નહિ. જપ ગણશો તો કોઈને કહેવાની ઈચ્છા થશે. અને કોઈને સંખ્યા કહેશો તો થોડા પુણ્યનો ક્ષય થશે. ગુરુએ મને વાસુદેવ ગાયત્રી મંત્રનો ૩૨ લાખ જપ કરવાનું કહ્યું. બત્રીસ લાખ જપ થશે, તો વિધાતાના લેખ પણ ભૂંસાશે, પાપનો વિનાશ થશે.

બેટા, સતત આ મહામંત્રનો જપ કરજે. મંત્રથી જીવનો ઈશ્વર સાથે સંબંધ થાય છે. શબ્દ સંબંધ પહેલાં થાય છે. તે વિનાં બ્રહ્મ સાથે સંબંધ થતો નથી. તે પછી પ્રત્યક્ષ સંબંધ થાય છે.

રોજ એવી ભાવના રાખવી કે શ્રીકૃષ્ણ મારી સાથે જ છે. શ્રીકૃષ્ણ પ્રેમનું સ્વરૂપ છે. તારું કલ્યાણ થશે. ખાવા બેસો ત્યારે એવી ભાવના કરો કે કનૈયો જમવા બેઠો છે. સૂઓ ત્યારે પ્રભુ સાથે સૂતા છે એવી ભાવના કરો. યોગ સિદ્ધ થાય નહિ ત્યાં સુધી ભાવના કર્યા કરો.

બેટા, તું બાલકૃષ્ણનું ધ્યાન કરજે. શ્રીકૃષ્ણનું બાલસ્વરૂપ અતિ મનોહર છે. બાળકને થોડું આપો તોપણ રાજી થાય છે. ગુરુદેવે તેથી બાલ ઉપાસનાની, બાલસ્વરૂપનું ધ્યાન કરવાની આજ્ઞા કરી. ભાવનાથી બાલસ્વરૂપનું ધ્યાન કરો.

મારા ગુરુજી મને છોડીને ગયા. મને ઘણું દુઃખ થયું. દુર્જન જ્યારે મળે છે ત્યારે ત્યારે દુઃખ આપે છે. સંત જ્યારે છોડીને જાય છે ત્યારે દુઃખ આપે છે. પૂર્વજન્મના ગુરુદેવનું નામ લેતા નારદજી રડી પડ્યા.

સાચા સદ્ગુરુને કોઈ સ્વાર્થ હોતો નથી. મેં નિશ્ચય કર્યો અને જપ શરૂ કર્યા. હું સતત જપ કરતો. જપ કર્યા સિવાય મને ચેન પડે નહિ. હાલતાં–ચાલતાં અને સ્વપ્નમાં પણ જપ કરું. પથારીમાં રાતે સૂતા પહેલાં હંમેશાં પ્રેમથી જપ કરો.

જપની ધારા ન તૂટે. એક વર્ષ સુધી વાણીથી જપ કરવા, ત્રણ વર્ષ કંઠથી જપ કરવા. ત્રણ વર્ષ પછીથી મનથી જપ થાય છે. એ પછી અજપા જપ થાય છે.

માને આ ગમતું ન હતું તેમ છતાં મેં બાર વર્ષ સુધી બાર અક્ષરના મહામંત્રનો જપ કર્યો, મનુષ્ય જપ કરે છે પણ છળકપટ પણ ખૂબ કરે છે, તેથી તેના પુણ્યનો નાશ થાય છે. માની બુદ્ધિ ભગવાન ફેરવશે એમ માની મેં કદી સામો જવાબ આપ્યો નહીં. મેં મારી માનો કોઈ દિવસ અનાદર કર્યો નહીં.

તે પછી એક દિવસ માતા ગૌશાળામાં ગઈ, ત્યાં તેને સર્પદંશ થયો. સૂતજી સાવધાન કરે છે:—સર્પ અપરાધીને કરડે છે.

માએ શરીરનો ત્યાગ કર્યો. પ્રભુએ કૃપા કરી. **अनुग्रहं मन्यमानः।** મેં માન્યું મારા ભગવાનનો મારા ઉપર અનુગ્રહ થયો. માતાજીના શરીરને અગ્નિસંસ્કાર કર્યો. મને આનંદ થયો કે માતાના ઋણમાંથી હું મુક્ત બન્યો. ઘરમાં જે કાંઈ હતું તે સર્વ માની પાછળ મેં વાપરી નાંખ્યું. મને પ્રભુમાં શ્રદ્ધા હતી તેથી મેં કંઈ સંઘર્યું નહિ. જન્મ થતાં પહેલાં જ માતાના સ્તનમાં દૂધ ઉત્પન્ન કરનાર દયાળુ ભગવાન મારા પોષણની વ્યવસ્થા શું નહિ કરે? પરમાત્મા વિશ્વંભર છે. હું મારા ભગવાનનો છું. તો ભગવાન શું મારું પોષણ નહિ કરે? મેં કાંઈ લીધું નહિ, પહેરેલાં કપડે મેં ઘરનો ત્યાગ કર્યો.

જેનું જીવન કેવળ ઈશ્વર માટે છે, તે કદાપિ સંગ્રહ ન કરે. ભગવાન નાસ્તિકનું પણ પોષણ કરે છે. નાસ્તિક કહે છે, હું ઈશ્વરમાં માનતો નથી. પરંતુ મારા પરમાત્મા કહે છે, બેટા તું મને માનતો નથી પણ હું તને માનું છું તેનું શું? જીવ ભલે અજ્ઞાનમાં ગમે તેમ બોલે, પણ ઠાકોરજી કહે છે તું મારો અંશ છે.

એ તો ઠાકોરજીની કૃપા છે એટલે લીલા લહેર છે. ઠાકોરજીની કૃપા ન હોય તો લાખની રાખ થતાં વાર લાગશે નહિ. આ સંસાર ઠાકોરજીના આંગળીના ટેરવા ઉપર છે. ઠાકોરજીના આધારે છે એટલે સુખી છે. ફટકા પડે છે, શની મહારાજની પનોતી બેસે, એટલે ઘણાં ભગવાનમાં માનવા લાગે છે, હનુમાનજીને તેલ સિંદુર ચડાવવા માંડે છે પરંતુ ફટકો પડતાં પહેલાં સાવધ થાય તે ડહ્યો.

જે ઈશ્વરનો કાયદો પાળતો નથી, ધર્મને જે માનતો નથી તેવા નાસ્તિકનું પોષણ પણ પરમાત્મા કરે છે. તો મારું પોષણ કનૈયો શું નહિ કરે? મેં ભીખ માંગી નથી, પરંતુ મારા પ્રભુની કૃપાથી હું કોઈ દિવસ ભૂખ્યો રહ્યો નથી. મેં કોઈ વસ્તુનો સંગ્રહ કર્યો નથી, પણ મારા ભગવાને કોઈ દિવસ ભૂખ્યો રાખ્યો નથી.

ભગવત સ્મરણ કરતો હું ફરતો હતો. બાર વર્ષ સુધી મેં અનેક તીર્થોમાં ભ્રમણ કર્યું. તે પછી ફરતો ફરતો ગંગા નદીના કિનારે આવ્યો. ગંગાસ્નાન કર્યું. તે પછી



એક પીપળાના ઝાડ નીચે બેસી હું જપ કરતો હતો. જપ ધ્યાન સાથે કરતો હતો. ગુરુદેવે આજ્ઞા કરી હતી કે ખુબ જપ કરજે. મેં જપ ન છોડ્યા. પ્રભુ દર્શન આપે તો પણ જપ છોડશો નહિ. ગંગા કિનારે બાર વર્ષ રહ્યો. ચોવીસ વર્ષથી ભાવના કરતો હતો કે કનૈયો મારી સાથે છે. મારા પૂર્વજન્મના પાપ ઘણાં હશે તેથી પ્રભુના દર્શન થતાં નથી. છતાં શ્રદ્ધા હતી કે એક દિવસ તે મને દર્શન આપશે.

ભાવનામાં ભાવથી મને શ્રીકૃષ્ણ દેખાય પણ પ્રત્યક્ષ બાલકૃષ્ણનાં દર્શન થતાં નથી. મારા કૃષ્ણનાં મારે પ્રત્યક્ષ દર્શન કરવાં છે. મને થયું કે શ્રીકૃષ્ણ ક્યારે મને અપનાવશે? ક્યારે મને મળશે? મને શ્રીકૃષ્ણદર્શનની તીવ્ર લાલસા જાગી. કૃષ્ણદર્શનની મને તીવ્ર આતુરતા થઈ.

મારા શ્રીકૃષ્ણની ઝાંખી થાય તો કેવું સારું? મારા લાલાએ કૃપા કરી. એક દિવસ ધ્યાનમાં મને સુંદર નીલો પ્રકાશ દેખાયો. પ્રકાશને નિહાળી હું જપ કરતો હતો, ત્યાં પ્રકાશ માંથી બાલકૃષ્ણનું સ્વરૂપ પ્રગટ થયું. મને બાલકૃષ્ણ લાલના મનોહર સ્વરૂપની ઝાંખી થઈ. મારા કૃષ્ણે કસ્તૂરીનું તિલક કર્યું હતું. વક્ષઃસ્થળમાં કૌસ્તુભ માળા ધારણ કરેલી હતી. નાકમાં મોતી હતું. આંખો પ્રેમથી ભરેલી હતી. મને જે આનંદ થયો તેનું વર્ણન કરવાની શક્તિ સરસ્વતીમાં પણ નથી. મને થયું હું દોડતો જાઉં અને કૃષ્ણના ચરણમાં વંદન કરું. હું જ્યાં વંદન કરવા ગયો, ત્યાં શ્રીકૃષ્ણ અંતર્ધ્યાન થયા. મને થયું મારા શ્રી કૃષ્ણ મને કેમ છોડીને ચાલ્યા ગયા? ત્યાં આકાશવાણીએ મને આજ્ઞા કરી, તારા મનમાં સૂક્ષ્મવાસના રહેલી છે. જેના મનમાં સુક્ષ્મવાસના રહેલી છે, તેવા યોગીને હું દર્શન આપતો નથી. આ જન્મમાં હવે તને મારાં દર્શન થશે નહિ. આમ તો તારી ભક્તિથી હું પ્રસન્ન થયેલો છું. તારા પ્રેમને, ભક્તિને પુષ્ટ કરવા તને દર્શન આપ્યાં છે પણ તારે હજુ એક જન્મ વધારે લેવો પડશે. હજુ તારાં પાપ બહુ બાકી છે. બીજા જન્મમાં તને મારાં દર્શન થશે. દૃષ્ટિ અને મનને સુધારી સતત વિચાર કે હું તારી સાથે છું. જીવનના છેલ્લા શ્વાસ સુધી જપ કરવાનો. ભજન વિનાનું ભોજન એ પાપ છે. સત્કર્મની સમાપ્તિ હોય નહિ. જે દિવસે જીવનની સમાપ્તિ તે દિવસે સત્કર્મની સમાપ્તિ.

પછી હું ગંગા કિનારે રહ્યો. મરતાં પહેલાં મને અનુભવ થવા લાગ્યો. આ શરીરથી હું જુદો છું. જડ ચેતનની ગ્રંથી છૂટી ગઈ. જડ અને ચેતનની, શરીર અને આત્માની જે ગાંઠ પડી છે, તે ગાંઠ ભક્તિ વગર છૂટતી નથી.

શરીરથી આત્મા જુદો છે એ સર્વ જાણે છે. પણ અનુભવે છે કોણ? જ્ઞાનનો અનુભવ શક્તિથી થાય છે.

તુકારામ મહારાજે કહ્યું છે કે—મેં મારી આંખે મારું મરણ જોયું. મારા આત્મ સ્વરુપને મેં નિહાળ્યું.

મન ઈશ્વરમાં હોય અને ઈશ્વર સ્મરણ કરતાં શરીર છૂટી જાય, તો મુક્તિ મળે છે. મનને ઈશ્વરનું સ્મરણ સતત કરાવવા જપ વગર અન્ય કોઈ સાધન નથી. જીભથી જપ કરો, ત્યારે મનથી સ્મરણ કરવું જોઈએ.

આખું જીવન જેની પાછળ ગયું હશે, તે જ અંતકાળે યાદ આવશે. અંતકાળ સુધી મારો જપ ચાલુ હતો. :જપની પૂર્ણાહુતિ ન હોય. ભજનની સમાપ્તિ ન હોય. શરીરની સમાપ્તિ સાથે જ ભજનની સમાપ્તિ. જીવનના અંત સુધી ભજન કરવાનું.

અંતકાળમાં રાધાકૃષ્ણનું ચિંતન કરતાં, મેં શરીરનો ત્યાગ કર્યો. મારું મૃત્યુ મેં પ્રત્યક્ષ જોયું. મને મૃત્યુનું કષ્ટ થયું નહિ. તે પછી હું બ્રહ્માજીને ત્યાં જન્મ્યો. પૂર્વ જન્મના કર્મોનું ફળ આ જન્મમાં મને મળ્યું. મારું નામ નારદ રાખવામાં આવ્યું. પૂર્વ જન્મના કરેલાં ભજનથી મારું મન સ્થિર થયું છે. મારું મન સંસાર તરફ જતું નથી. હવે મારું મન ચંચલ થતું નથી. હવે હું સતત પરમાત્માનાં દર્શન કરું છું. એક દિવસ હું ગોલોક ધામમાં ગયો. જ્યાં સતત રાસલીલા થાય છે, ત્યાં રાધાકૃષ્ણનાં મને દર્શન થયાં. હું કીર્તનમાં તન્મય થયો હતો. શ્રીકૃષ્ણકીર્તનમાં મને અતિ આનંદ થયો. પ્રસન્ન થઈ રાધાજીએ મારા માટે પ્રભુને ભલામણ કરી કે નારદને પ્રસાદ આપો. શ્રીકૃષ્ણે મને પ્રસાદ આપ્યો. વ્યાસજીએ પૂછ્યું, ભગવાને પ્રસાદમાં તમને શું આપ્યું ?

નારદજીએ કહ્યું, મને પ્રસાદીમાં પ્રભુએ આ તંબૂરો આપ્યો. પ્રભુએ મને કહ્યું, કૃષ્ણકીર્તન કરતો કરતો જગતમાં ભ્રમણ કરજે, અને મારાથી વિખૂટા પડેલા અધિકારી જીવને મારી પાસે લાવજે. સંસાર પ્રવાહમાં તણાતા જીવોને મારી તરફ લઈ આવજે.

ભગવાનને કીર્તનભક્તિ અતિપ્રિય છે. આ વીણા લઈ હું જગતમા ભ્રમણ કરું છું. નાદ સાથે કીર્તન કરું છું. અધિકારી જીવોને–કોઈ લાયક ચેલો મળે તેને પ્રભુના ધામમાં લઈ જાઉં છું. સમુદ્રમાં એક ડૂબકીએ કાંઈ રત્ન મળતા નથી. પણ વારંવાર ડૂબકી મારતા રહે તો કોઈ વખત રત્ન મળી આવે. મને કોઈ કોઈ વખત લાયક જીવ મળી જાય છે. મને રસ્તામાં ધ્રુવ મળ્યો, મને પ્રહ્લાદ્ મળ્યો. તેઓને પ્રભુ પાસે લઈ ગયો. આવા ભક્તો મને મળે તો પ્રભુ પાસે તેઓને લઈ જાઉં.

સત્સંગમાં મેં ભગવત કથા સાંભળી. શ્રી કૃષ્ણ કથા સાંભળ્યા પછી મેં કૃષ્ણ કીર્તન કર્યું અને પ્રેમલતાને પુષ્ટ કરી. હવે જ્યારે હું ઇચ્છું છું ત્યારે કનૈયો મને ઝાંખી આપે છે. મારી સાથે કનૈયો નાચે છે. નામદેવ મહારાજ કીર્તન કરતા તે વખતે વિઠ્ઠલનાથ નાચતા હતા. હું મારા ઠાકોરજીનું કામ કરું છું. તેથી હું ભગવાનને બહુ વહાલો લાગું છું.

કીર્તનમાં સંસારનું ભાન ભુલાય તો આનંદ આવે. કીર્તનમાં તન્મય થયો એ સંસારને ભૂલે છે. કીર્તનથી સંસાર સાથેનો સંબંધ છૂટે છે અને પ્રભુ સાથે સંબંધ બંધાય છે. સંસારનું ધ્યાન છોડવાનો પ્રયત્ન કરો. કીર્તનમાં આનંદ ક્યારે આવે છે? જ્યારે જીભથી પ્રભુનું કીર્તન, મનથી તેનું ચિંતન અને દૃષ્ટિથી તેમના સ્વરૂપને જોશો તો જ આનંદ આવશે.

કળિયુગમાં નામ સંકીર્તન એ જ ઊગરવાનો ઉપાય છે. કીર્તન કરવાથી પાપ બળે છે, હૃદય વિશુદ્ધ થાય છે, પરમાત્મા હૃદયમાં આવે છે, પરમાત્માની પ્રાપ્તિ થાય છે. એટલે કથામાં કીર્તન થવું જ જોઈએ. કીર્તન વગર કથા પરિપૂર્ણ થતી નથી. કળિયુગમાં સ્વરૂપ સેવા જલદી ફળતી નથી. સ્મરણ સેવા એટલે કે નામ સેવા તુરત ફળે છે.

વ્યાસજી, આ સર્વનું મૂળ છે સત્સંગ. સત્સંગનો આ મોટો મહિમા છે. જે સત્સંગ કરે છે તે સંત બને છે. કૃષ્ણકથાથી મારું જીવન સુધર્યું છે. કૃષ્ણકથા સાંભળી મને સાચું જીવન મળ્યું. કથા સાંભળી વૈરાગ્ય વધારજો અને સ્વભાવને સુધારજો. સંયમ વધારી ભજનમાં વધારો કરશો, તો સફળતા જરૂર મળશે.

નારદજી વ્યાસજીને કહે છે—આપ મને જે માન આપો છો, તે સત્સંગને માન છે. સત્સંગથી હું માનને લાયક બન્યો છું. સત્સંગથી ભીલ બાળકો સાથે રખડનાર હું દેવર્ષિ બન્યો.



નારદ દાસીપુત્ર હતા. સાચા સંતોની સેવાથી તેમનું જીવન સુધર્યું. સંતો પોતે જ તીર્થસ્વરૂપ છે. સંત જંગમતીર્થ છે. પારસમણિ લોઢાને કાંચન કરે છે. પણ લોઢાને પોતાના જેવું બનાવતો નથી, ત્યારે સંતો તેમના સંસર્ગમાં આવેલાને પોતાના જેવા બનાવે છે. **संत करे आपु समान।**

માનવ દેવ થવા સર્જાયો છે. માનવને દેવ થવા માટે ચાર ગુણોની જરૂર છે: સંયમ, સદાચાર, સ્નેહ અને સેવા. આ ગુણો સત્સંગ વગર આવતા નથી. સત્સંગનું ફળ ભાગવતમાં બતાવ્યું છે નારદના ચરિત્રથી. સત્સંગથી નારદજી દાસીપુત્રમાંથી દેવર્ષિ થયા છે. મનુષ્ય માયાનો દાસ બન્યો છે. સત્સંગથી તે એમાંથી છૂટી શકે છે. ખરો ભક્તિનો રંગ લાગે, તેને પ્રભુ વિના ચેન પડતું નથી.

નારદચરિત્ર એ ભાગવતનું બીજારોપણ છે. સત્સંગ અને સેવાનું ફળ બતાવવાનો આ ચરિત્રનો ઉદ્દેશ છે એટલે વિસ્તાર કર્યો છે.

આપણે એ જોયું કે જપ વિના જીવન સુધરતું નથી. દાનથી ધનની શુદ્ધિ થાય છે, ધ્યાનથી મનની શુદ્ધિ થાય છે, અને સ્નાનથી શરીરની શુદ્ધિ થાય છે. પરોપકારથી પણ મનની પૂર્ણ મલિનતા ધોવાતી નથી. એ માટે ધ્યાન–જપની જ જરૂર છે.

જપ કરનારની સ્થિતિ કેવી હોવી જોઈએ ? શ્રી બ્રહ્મચૈતન્ય સ્વામીએ કહ્યું છે કે,

**सहज सुमिरन होत है रोम रोमसे राम।**

જપનાં વખાણ કરતાં ગીતામાં ભગાનને કહેલું છે કે—**यज्ञानां जपयज्ञोऽस्मि**

ગી. અ. ૧૯ શ્લોક ૨૫.

રામદાસ સ્વામીએ દાસબોધમાં લખેલું છે કે જપ કરવાથી જન્મકુંડલીના ગ્રહો પણ સુધરે છે. એક કરોડ જપ કરવાથી તન સુધરે એટલે કે આરોગ્ય પ્રાપ્ત થાય. બે કરોડ જપ કરવાથી દ્રવ્યસુખ મળે, ધનની પ્રાપ્તિ થાય છે. ત્રણ કરોડ જપ કરવાથી પરાક્રમ સિદ્ધ થાય છે, યશ કીર્તિ મળે. ચાર કરોડ જપ કરવાથી સુખની પ્રાપ્તિ થાય છે. પાંચ કરોડ જપ કરવાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. છ કરોડ જપ કરવાથી આંતર શત્રુઓનો વિનાશ થાય છે, અંદરના શત્રુઓનો વિનાશ થાય છે. સાત કરોડ જપ કરવાની સ્ત્રીને સૌભાગ્ય સુખ મળે છે, સ્ત્રીને પતિસુખ અને પુરુષને પત્નીનું સુખ મળે છે. આઠ કરોડ જપ કરવાથી મરણ સુધરે છે, અપમૃત્યું ટળે છે, મૃત્યુસ્થાન સુધરે છે. નવ કરોડ જપ કરવાથી ઇષ્ટદેવની ઝાંખી થાય છે, અપરોક્ષાનુભૂતિ થાય છે. જે દેવનો જપ કરે છે તે દેવના સગુણ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. દશ અગિયાર–બાર કરોડ જપ કરવાથી સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ કર્મો બળે છે, આ કર્મોનો નાશ થાય છે. તેર કરોડ જપ કરવાથી ભગવાનનાં સાક્ષાત દર્શન થાય છે.

નારદજી વ્યાસજીને કહે છે કે હવે આપ એવી કથા કરો કે જેથી સાંભળનારનું પાપ બળે, અને તેનું હૃદય પીગળે. તમે જ્ઞાનપ્રધાન કથા ઘણી કરી પણ હવે પ્રેમપ્રધાન કથા કરો. આપ એવી કથા કરો કે સર્વના હૃદયમાં કૃષ્ણ પ્રેમ પ્રગટે.

કથાનું તાત્પર્ય નારદજીએ બતાવ્યું છે. કથા સાંભળ્યા પછી પ્રભુપ્રત્યે પ્રેમ જાગે અને સંસારના વિષયો પ્રત્યે વિરાગ આવે, તો કથા સાંભળેલી સાચી.

નારદજીએ વ્યાસજીને આજ આજ્ઞા કરી છે. કૃષ્ણપ્રેમમાં તરબોળ થઈ કથા કરશો, તો તમારું અને સર્વનું કલ્યાણ થશે.

વ્યાસજીએ કહ્યું :—તમે મને એવી કથા સંભળાવો.

નારદજી કહે છે :—તમે જ્ઞાની છો. તમારું સ્વરૂપ તમે ભૂલ્યા તો નથીને ? તમે સમાધિમાં બેસો અને સમાધિમાં જે દેખાય તે લખજો.

બહિર્મુખ ઇન્દ્રિયોને અન્તર્મુખ કરવાથી સમાધિ સમીપ પહોંચાય છે. ઈશ્વર સાથે એક થવું એટલે સમાધિ. ઈશ્વરમાં લીન થવું એ જ સમાધિ.

નારદ ન મળે ત્યાં સુધી નારાયણનાં દર્શન થતાં નથી. સંસારમાં આવ્યા પછી આ જીવ પોતાના સ્વરૂપને ભૂલે છે. કોઈ સંત કૃપા કરે ત્યારે જીવને તેના સ્વરૂપનું ભાન કરાવે છે. વ્યાસ નારાયણને પણ નારદજીની જરૂર પડી હતી.

નારદજી તે પછી બ્રહ્મલોકમાં પધાર્યા. વ્યાસજીએ પ્રાણાયામથી દૃષ્ટિ અંતર્મુખ કરી, ત્યાં હૃદયગોકુળમાં બાળકૃષ્ણ દેખાયા. વ્યાસજીને સર્વ લીલાઓના દર્શન થયાં છે.

વ્યાસજીને નારદજીએ સ્વરૂપનું ભાન કરાવ્યું અને પરિણામે વ્યાસજીએ શ્રીમદ્ ભાગવતની રચના કરી. ભાગવતમાં તત્ત્વજ્ઞાન ઘણું છે, પણ તેનો પ્રધાન વિષય તો પ્રેમ છે. ઈતર પુરાણોમાં જ્ઞાન, કર્મ, આચાર, ધર્મ વગેરે પ્રધાન છે, પરંતુ ભાગવત પુરાણ પ્રેમપ્રધાન છે, ભક્તિપ્રધાન છે.

વાલ્મીકિ રામાયણ આચારધર્મ પ્રધાન ગ્રંથ છે, ત્યારે તુલસી રામાયણ ભક્તિ પ્રધાન ગ્રંથ છે.

વાલ્મીકિને પોતાના જન્મમાં કથા કરવાથી તૃપ્તિ ન થઈ. ભગવાનની મંગળમયી લીલાકથાનું ભક્તિથી પ્રેમપૂર્વક વર્ણન કરવાનું રહી ગયું તેથી તેઓ કળિયુગમાં તુલસીદાસ તરીકે જન્મ્યા.

**कलि कुटिल जीव निस्तार हित वालमिकि तुलसी भयो।**

વેદરૂપી કલ્પવૃક્ષોનું આ ભાગવત ફળ છે. **निगम कल्पतरोर्गलितं।**

એ તો સર્વ વિદિત છે કે ઝાડની છાલ તથા પાનમાં જે રસ હોય છે, તેના કરતાં ઝાડના ફળમાં વિશેષ રસ હોય છે. રસરૂપ આ શ્રીમદ્ ભાગવતરૂપ ફળનું મોક્ષ મળતાં સુધી તમે વારંવાર પાન કરો. **पिबत भागवतं रसमालयं।**

ભા. ૧–૧–૩

જીવ ઈશ્વરનું મિલન ન થાય, ત્યાં સુધી આ પ્રેમરસનું પાન કરો.

ઈશ્વરમાં તમારો લય ન થાય ત્યાં સુધી ભાગવતનો આસ્વાદ કર્યા કરો. ભાગવત-રસનું પાન કરો. વેદાંત અધિકારીને માટે છે; સર્વને માટે સરળ નથી. વેદાંત ત્યાગ કરવા કહે છે. વેદાંત કહે છે સર્વનો ત્યાગ કરી ભગવાન પાછળ પડો. ત્યારે સંસારીઓને કાંઈ છોડવું નથી. એવાના ઉદ્ધાર માટે કાંઈ ઉપાય ? હા છે. ત્યાગ ન કરી શકો તો કાંઈ હરકત નહિ. પરંતુ તમારું સર્વસ્વ ઈશ્વરને સમર્પણ કરો અને અનાસક્તપણે તે ભોગવો.

વ્યાસજીએ બ્રહ્મસૂત્ર બનાવ્યાં. યોગદર્શન ઉપર ભાષ્ય રચ્યું. પરંતુ તેઓને લાગ્યું કે કળિયુગનો માનવી ભોગપરાયણ થશે, અને તેથી તે યોગમાં પ્રવૃત્ત થઈ શકશે



નહિ. તેઓને માટે કરુણા કરી તેઓએ આ ભાગવતશાસ્ત્ર રચ્યું.

પરીક્ષિતને નિમિત્ત બતાવીને સંસારમાં ફસાયેલા લોકોને માટે વ્યાસજીએ આ ભાગવતની કથા કરેલી છે.

ભાગવત ખાસ કરીને સંસારીઓ માટે છે. **संसारिणां करुणया ऽऽह पुराण गुह्यं।**

આ ભાગવત પુરાણનું સંસારીઓ ઉપરની કરુણાને લીધે શુકદેવજીએ વર્ણન કર્યું છે.

પ્રભુપ્રેમ વિના શુષ્ક જ્ઞાનની શોભા નથી એ બતાવવાનો ભાગવતનો ઉદ્દેશ છે. ભક્તિ વિનાના જ્ઞાનની શોભા નથી.

જ્ઞાન વૈરાગ્યથી દૃઢ થયેલું નથી હોતું, ત્યારે તેવું જ્ઞાન મરણ સુધારવાને બદલે સંભવ છે કે મરણ બગાડે. સંભવ છે કે અંતકાળે આવું જ્ઞાન દગો આપે. મરણને સુધારે છે ભક્તિ. ભક્તિ વગરનું જ્ઞાન શુષ્ક છે, અને તે મરણ બગાડે છે.

વિધિનિષેધની મર્યાદા ત્યાગી ચૂકેલા મોટા મોટા ઋષિઓ પણ ભગવાનના અનંત કલ્યાણમય ગુણોના વર્ણનમાં સદા રત રહે છે. એવો છે ભક્તિનો મહિમા.

**नैर्गुण्यस्था रमन्ते स्म गुणानुकथने हरेः।**

ભા. ૨–૧–૭.

જ્ઞાનીને અભિમાન પજવે છે, ભક્તને નહિ. ભક્તિ અનેક સદ્ગુણોને લાવે છે. ભક્તિ સર્વ ગુણોની જનની છે. ભક્ત નમ્ર હોય છે. ભક્ત વિનીત બને છે.

ભાગવત કથા—જે કથા પાપ છોડાવે અને પ્રભુ પ્રત્યે પ્રેમ જાગૃત કરે તે સાચી ભાગવત કથા. ભગવાનની કથા અને ભગવાનના સ્મરણથી હૃદયને આર્દ્ર બનાવો. તેના મંગલમય નામનો જપ કરો. આ જ કળિયુગમાં મુક્તિ પામવાનો માર્ગ છે.

વિષયોનું બંધન મનુષ્ય છોડે, તો જ મનને સાચા આનંદનું સુખ મળે છે. સંયમ અને સદાચારને ધીમે ધીમે વધારતા જજો. ભકિતમાં આનંદ આવશે. વૈરાગ્ય વિનાની ભક્તિ સફળ થતી નથી.

આચારવિચાર શુદ્ધ હશે, ત્યાં ભકિતને પુષ્ટિ મળશે. જીવન વિલાસમય થયું એટલે ભકિતનો વિનાશ થયો છે.

ભાગવતશાસ્ત્ર મનુષ્યને કાળના મુખમાંથી છોડાવે છે, તે મનુષ્યને સાવધાન કરે છે. કાળના મુખમાંથી છુટવા કાળના પણ કાળ શ્રી કૃષ્ણને શરણે જાવ.

જે સર્વસ્વ ભગવાન ઉપર છોડે છે, તેની ચિંતા ભગવાન પોતે કરે છે.

મહાભારતના યુદ્ધમાં દુર્યોધનના ટોળાંથી ભીષ્મ પિતામહ પ્રતિજ્ઞા કરે છે કે આવતી કાલે હું અર્જુનને મારીશ અથવા હું મરીશ. આથી સર્વ ગભરાયા. કારણ કે તે ભીષ્મ પિતામહની પ્રતિજ્ઞા હતી. આ સાંભળી કૃષ્ણ ભગવાનને કાંઈ ચેન પડતું નથી. રાત્રે નિદ્રા આવતી નથી. ભીષ્મની પ્રતિજ્ઞા સાંભળી અર્જુનની શી દશા થઈ હશે એમ વિચારી તેઓ અર્જુનની સ્થિતિ જોવા આવ્યા. જઈને જુએ છે તો અર્જુન તો શાંતિથી ઊંઘતો હતો. ભગવાને વિચાર્યું, ભીષ્મે આવી ભીષણ પ્રતિજ્ઞા કરી છે, તેમ છતાં આ

તો શાંતિથી સૂતેલો છે? તેમણે અર્જુનને જગાડયો અને પૂછયું—તેં ભીષ્મની પ્રતિજ્ઞા સાંભળી છે ને?

અર્જુન કહે :—હા સાંભળી છે.

શ્રી કૃષ્ણ કહે :—તો તને મૃત્યુની બીક નથી, ચિંતા નથી?

અર્જુન કહે :—મારી ચિંતા કરનારો મારો ધણી છે. તે જાગે છે, માટે હું શયન કરું છું. તે મારી ચિંતા કરશે. હું શા માટે ચિંતા કરું?

આ પ્રમાણે સર્વ ઈશ્વર ઉપર છોડો. મનુષ્યની ચિંતા જ્યાં સુધી ઈશ્વરને ન થાય, ત્યાં સુધી તે નિશ્ચિત થતો નથી.

પ્રથમ સ્કંધ એ અધિકાર લીલા છે. અધિકાર સિદ્ધ થાય તો સંત મળે છે. અધિકાર વિના સંત મળે, તો તેના તરફ સદ્ભાવ જાગતો નથી. સંતને શોધવાની જરૂર નથી. શોધવાથી સંત મળતા નથી. પ્રભુ કૃપાથી જ સંત મળે છે. અંતે જ્યાં સુધી મન શુદ્ધ થશે નહિ, ત્યાં સુધી પ્રભુ કૃપા થશે નહિ. મન દુર્જન હશે ત્યાં સુધી સંત મળતા નથી. સંત થશો તો સંત મળી આવશે.

સંત જોવાની દૃષ્ટિ આપે છે. સંસારના પદાર્થને જોવામાં આનંદ છે. તે ભોગવવામાં આનંદ નથી. સંસાર એ ઈશ્વરનું સ્વરૂપ છે તેથી જગતને ઈશ્વરમય નિહાળો. શુકદેવ–અપ્સરાનો પ્રસંગ અગાઉ આપ્યો છે. મહાપ્રભુજીએ વૈષ્ણવનું લક્ષણ બતાવ્યું છે કે જેનાં દર્શનથી કનૈયો યાદ આવે તે વૈષ્ણવ. જેના સંગમાં આવ્યા પછી પ્રભુ યાદ આવે તે વૈષ્ણવ.

અપ્સરાઓને શુકદેવનાં દર્શનથી વૈરાગ્ય આવ્યો છે. કૃષ્ણકથા પાછળ તેઓ પાગલ બની છે.

જગતમાં સંતોનો અભાવ નથી પણ સદ્શિષ્યનો અભાવ છે. જેનો અધિકાર સિદ્ધ થયો છે તેને સંત પુરુષ મળી આવે છે. મનુષ્ય સંત બને છે ત્યારે તેને સંત મળે છે. સંત બન્યા પહેલાં સંત મળે તો તે સંતમાં સદ્ભાવ થશે નહિ. જેની આંખમાં ઈશ્વર છે તે સર્વમાં ઈશ્વરનો અનુભવ કરે છે. આ જગતમાં નિર્દોષ એક પરમાત્મા છે. ઈશ્વર વિના કોઈ નિર્દોષ નથી. સંતોમાં પણ એકાદ દોષ રહેલો હશે. પૂર્ણ સત્ત્વગુણ પ્રગટ થાય તો જીવ આ શરીરમાં રહી શકતો નથી, ઈશ્વરથી તે અલગ રહી શકતો નથી. આ બ્રહ્માજીની સૃષ્ટિ ગુણદોષથી ભરેલી છે. જગતમાં સર્વ પ્રકારે કોઈ સુખી થઈ શકતો નથી. અને સર્વ પ્રકારે સુખી થાય તે શાનભાન ભૂલે છે. **जगीं सर्व सुखी असा कोण आहे विचारीं मना तुज शोधोनी पाहे।** સંસારના પ્રત્યેક પદાર્થમાં દોષ છે અને ગુણ છે. દૃષ્ટિને એવી ગુણમય બનાવજો કે કોઈના દોષ દેખાય. નહિ તમારી દૃષ્ટિ ગુણદોષથી ભરેલી હશે ત્યાં સુધી સંતમાં પણ તમને દોષ દેખાશે. માટે **दृष्टि ज्ञानमयीं कृत्वा पश्येत् ब्रह्ममयं जगत्।** જેની દૃષ્ટિ ગુણમય છે તે જ સંત છે. અભિમાન આવે એટલે પતન થાય છે. સતત દીનતા આવે એ જરૂરતું છે. સંભવ છે કે ઈશ્વર સંતમાં એકાદ દોષ ઈરાદાપૂર્વક રાખે છે. સંભવ છે કે ઈશ્વર પણ પોતાના ભક્તોમાં એકાદ દોષ રહેવા દે છે. મારા ભક્તને નજર ન લાગે. મા બાળકને શણગારી બીજા લોકોની નજર ન લાગે એટલે ગાલ ઉપર મેસનું ટપકું કરે છે તેમ. મનુષ્યમાં કોઈ દોષ ન રહે,



તો તેના મનમાં અભિમાન આવે છે. તમારી દૃષ્ટિને ગુણમય બનાવો. કોઈના દોષને જોશો નહિ. કોઈના પાપનો વિચાર કરશો નહિ કે વાણીથી તેનો ઉચ્ચાર કરશો નહિ.

સંત થવાનું એટલે શું ઘર છોડવાનું? ઘર છોડવાની જરૂર નથી. ઘર છોડવાથી સંત થવાય છે એવું નથી. ઘરમાં રહીને સંત થઈ શકાય છે. ઘરમાં રહીને ઈશ્વરને પ્રાપ્ત કરી શકાય છે. તુકારામ મહારાજ, એકનાથ, ગોપીઓ વગેરેએ ઘરમાં રહીને પ્રભુને પ્રાપ્ત કર્યા છે. ભગવા કપડાં પહેરવાથી સંત થવાતું નથી. કપડાં બદલવાની જરૂર નથી, કાળજું બદલવાની જરૂર છે. તે માટે મનને બદલવાની જરૂર છે. મનના ગુલામ ન બનો. તેને નોકર બનાવો. પરીક્ષિત રાજાએ મનને સુધાર્યું, એટલે તેને શુકદેવજી મળ્યા.

બધું છોડવાની જરૂર નથી. બધું છોડવાથી નિવૃત્તિના સમયે ઇન્દ્રિયો બહુ ત્રાસ આપે છે. સંસારમાં જે લક્ષ્યને યાદ રાખે તે સંત. માનવ જીવનનું લક્ષ્ય છે પરમાત્મા મિલન. જે પ્રતિક્ષણે સાવધાન છે તે સંત છે.

આત્મા એ મનનો સાક્ષી છે, દૃષ્ટા છે. જેણે પોતાનું મન સુધાર્યું છે એ સંત છે. મનને સુધારશો તો તમે સંત થશો. મનને સુધારવાની જરૂર છે. જગત બગડયું નથી, આપણું મન બગડયું છે. મન ઉપર વિશ્વાસ ન રાખો. મન ઉપર અંકુશ રાખો. જે દિવસે મન શુદ્ધ છે, ચારિત્ર્ય શુદ્ધ છે એવી સાક્ષી આત્મા આપે, તો માનજો કે તમે સંત છો. મનને સુધારવાના અનેક ઉપાય શાસ્ત્રમાં બતાવ્યા છે. મનને મૃત્યુની બીક બતાવો તો તે સુધરશે. મૃત્યુના સ્મરણથી મન સુધરે છે. મૃત્યુના વિસ્મરણથી મન બગડે છે.

પરીક્ષિત રાજાએ સાંભળ્યું કે સાતમા દિવસે મરવાનો છું કે તુરત તેના વિલાસી જીવનનો અંત આવ્યો. વિલાસી જીવન વિરક્ત જીવન થયું છે. પરીક્ષિતને મૃત્યુની બીક લાગી અને તેનું જીવન સુધર્યું. મરણનું દુઃખ ભયંકર છે. જીવ શરીર છોડે છે, ત્યારે હજાર વીંછી એકી સાથે ડંખ મારે ને જેટલી વેદના થાય તેટલી વેદના થાય છે.

जन्मदुःखं जरादुःखं जायादुखं पुनः पुनः।
अन्तकाले महादुःखं तस्मात् जागृहि जागृहि॥

જન્મ દુઃખરૂપ છે. વૃદ્ધાવસ્થા દુઃખમય છે વળી સ્ત્રી (સ્ત્રીપુત્રાદિક કુટુંબજાળ) દુઃખરૂપ છે અને અંતકાળે પણ મોટું દુઃખ જ છે. માટે જાગો, જાગો.

આ દુઃખોને રોજ યાદ કરો. રોજ વિચારો. આજે યમદૂત મને પકડવા આવે તો હું કયાં જઈશ. નરકમાં, સ્વર્ગમાં કે વૈકુંઠમાં. મૃત્યુનું નિવારણ શકય નથી તો પાપ શા માટે કરો છો. કેટલાક બહુ ડાહ્યા હોય છે. બશેર શાક લેવું હોય તો આખી બજાર ફરે છે. માથું ખંજવાળશે, કારેલાં લઉં કે ઘીલોડાં લઉં? જેનો વિચાર કરવાની જરૂર હતી તેનો વિચાર કર્યો નહિ અને શાકભાજીના વિચાર કરે છે. મૃત્યુને રોજ યાદ કરો. મૃત્યુની બીક માથે રાખશો, તો તમારું પાપ છૂટી જશે. અને જે દિવસે તમારું પાપ છૂટી જાય, ત્યારે માનજો કે તમે સંત છો.

પાપ પુણ્યના અનેક સાક્ષીઓ છે. સૂર્ય, ચંદ્ર, ધરતી, વાયુદેવ, બધા સાક્ષીઓ છે. મારા ભગવાનના અનેક સેવકો છે. તે જ્યાં જાવ ત્યાં સાથે જ આવે છે. મનુષ્ય માને છે કે હુ પાપ કરું છું તે કોઈ જોતું નથી. અરે એકાંત ભલે હોય પણ વાયુ ત્યાં છે, તારા અંતરમાં વિરાજતા પરમાત્મા ત્યાં છે.

**यद्यपि लोके मरणं शरणं तदपि न मुञ्चति पापाचरणम् ॥**

છેવટે મનુષ્ય આ લોકમાં મરણને શરણ થાય છે, તો પણ તે પાપી આચરણ છોડતો નથી.

શંકરાચાર્ય સ્વામી દુ:ખથી બોલ્યા છે, કે મનુષ્ય મરવાનું છે તે જાણે છે, એક દિવસ આ બધું છોડીને જવાનું છે તે પણ જાણે છે. તેમ છતાં મનુષ્ય પાપ કેમ કરે છે? તે મને આશ્ચર્ય થાય છે. માટે તમારા જીવનને સાચવજો. પરીક્ષિતનો અધિકાર સિદ્ધ થયા પછી શુકદેવજી મહારાજ ત્યાં પધાર્યા છે. શુકદેવજીને આમંત્રણ આપવું પડયું નથી. અરે, આમંત્રણ આપે આ શુકદેવજી આવે તેવા નથી. રાજાના જીવનનો પલટો થયો. શુકદેવજીને જ્યારે લાગ્યું કે પરીક્ષિત રાજા હવે રાજા મટી મહર્ષિ થયા છે, ત્યારે તેઓ આવ્યા. રાજર્ષિ અને ઋષિ એક જ છે. રાજા જ્યાં સુધી મહેલોમાં વિલાસી જીવન ગાળતા હતા, ત્યાં સુધી શુકદેવજી ન આવ્યા. પણ તક્ષકના ભયથી સંસાર છોડયો કે તુરત શુકદેવજી પધાર્યા. રાજા હતા ત્યારે શુકદેવજી કથા કરવા ગયા હોત, તો રાજા કહેત, તમે આવ્યા છો તો સારું. એક કલાક કથા કરો અને વિદાય થાવ મારે ઘણું કામ છે.

પરીક્ષિત રાજાને ખાત્રી હતી કે સાત દિવસ પછી મરવાનો છું. આપણને એ પણ ખબર નથી. જીવન પાણીનો પરપોટો છે. પાણીના પરપોટાને ફૂટી જતાં વાર લાગતી નથી. તેમ જીવનનો અંત આવતાં પણ વાર લાગતી નથી.

પ્રથમ સ્કંધ અધિકાર લીલાનો છે. શ્રીમદ્ ભાગવતનું જ્ઞાન સંપાદન કરવાનો અધિકારી કોણ, એ જ્ઞાન આપવાનો અધિકારી કોણ વગેરે બતાવ્યું છે. પ્રથમ સ્કંધમાં ત્રણ પ્રકરણ છે: ઉત્તમાધિકાર, મધ્યમાધિકાર અને ત્રીજું કનિષ્ઠાધિકાર પ્રકરણ. શુકદેવજી–પરીક્ષિત ઉત્તમ વક્તા શ્રોતા, નારદ–વ્યાસ મધ્યમ [શ્રોતા વક્તા અને સૂત શૌનકજી કનિષ્ઠ વક્તા શ્રોતા.

વ્યાસજી સમાજને સુધારવાની ભાવનાથી કથા કરે છે એટલે મધ્યમ વક્તા કહ્યા છે. સમાજને સુધારવાની ઇચ્છા અનેક વાર પ્રભુભજન, પ્રભુમિલનમાં બાધક થાય છે. બીજાને સુધારવાની ભાવના પ્રભુભજનમાં વિઘ્ન કરે છે. બીજાને સુધારવાની ભાંજગડમાં પડતા નહિ. તમે તમારુ સુધારજો. કથા કરતી વખતે શુકદેવજીને ખબર પડી નથી કે મારી કથા સાંભળવા સામે કોણ કોણ કથામાં બેઠા છે. શુકદેવજીની કથાથી ઘણાના જીવન સુધરે છે. પણ તેનો વિચાર શુકદેવજી કરતાં નથી. શંકરાચાર્યે કહ્યું છે કે બ્રહ્મજ્ઞાની મહાત્માઓ એક ક્ષણ પણ બ્રહ્મનું ચિંતન છોડી શકતા નથી. :આવી દશા શુકદેવજીની છે. સોળ આની વૈરાગ્ય ન હોય, તો દૃષ્ટિ બ્રહ્માકાર થતી નથી. જગતમાં બ્રહ્મજ્ઞાની મળી શકે, પણ બ્રહ્મદૃષ્ટિ રાખીને ફરનારા શુકદેવજી જેવા નથી મળતા.

શબ્દમાં શક્તિ ત્યાગ વિના આવતી નથી. કહેણી અને કરણી એક ન હોય, વાણી અને વર્તન એક ન હોય, ત્યાં સુધી.



શબ્દમાં શક્તિ આવતી નથી. **आधी केले मग सांगितले ।** રામદાસ સ્વામીએ કહ્યું છે, મેં કર્યું છે, મેં અનુભવ્યું છે અને પછી તમને કહું છું.

શુકદેવજી મહારાજ જે બોલ્યા છે તે જીવનમાં ઉતારીને બોલ્યા છે. શુકદેવજી ઉત્તમ વક્તા કારણ કે વાણી અને વર્તન તેનું એક છે. એક સંતે તેથી કહ્યું છે. **बोले तैसा चाले त्यांचि वन्दावि पाउले ।** આવી વ્યક્તિ વંદનીય છે. એક વખત એકનાથ મહારાજ પાસે એક બાઈ પોતાના પુત્રને લઈને આવી. મહારાજ મારા પુત્રને ગોળ ખાવાની બહુ ટેવ છે. તે ટેવ છોડતો નથી. તે ગોળ ખાવાની ટેવ છોડી દે તેવા આશીર્વાદ આપો. મહારાજે તે વખતે આશીર્વાદ આપ્યો નહીં, કારણ કે પોતે ગોળ ખાતા હતા. તે બાઈને તેઓએ કહ્યું, તમે થોડા દિવસ પછી તમારા પુત્રને લઈને આવજો. તે વખતે હું આશીર્વાદ આપીશ. આજે નહિ. તેઓએ ગોળ ખાવાનું છોડયું. વિઠ્ઠલનાથ કૃપા કરો. આજથી મેં ગોળ છોડયો છે કે જેથી મારી વાણીમાં શક્તિ આવે. તે પછી થોડા દિવસ પછી બાઈ પોતાના પુત્રને લઈને આવી. મહારાજે તે વખતે બાળકને આશીર્વાદ આપ્યો છે.

પ્રસાદ પ્રસાદ કરતાં પેટમાં અજીર્ણ થાય એટલો પ્રસાદ ન લેવાય. ભગવાન યોગી છે અને ભોગી છે. આ જીવ ભોગી છે, યોગી નથી. એટલે ભગવાન છપ્પન ભોગ આરોગે તેમાં વાંધો નહિ. આપણાથી એવું ન થાય.

ત્યાગથી અલૌકિક શક્તિ આવે છે. વિષયો આપણને છોડીને જાય, તો દુ:ખ થાય છે. પણ આપણે સમજીને વિષયોને છોડીએ તો આનંદ આવે છે.

શુકદેવજીમાં સોળ આની વૈરાગ્ય છે એટલે તે ઉત્તમ વક્તા છે.

મહાપ્રભુજીએ કહ્યું છે, ભાગવતમાં સમાધિભાષા મુખ્ય છે. ઈશ્વરના ધ્યાનમાં જેને થોડો પણ આનંદ મળે છે, તેને ભાગવતનો અર્થ જલદી સમજાય છે. વ્યાસજીએ એક એક લીલાનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં છે. વ્યાસજીએ અંતરદૃષ્ટિથી આ બધું જોયું છે. ભગવાનનું સ્વરૂપ અલૌકિક છે. આપણી આંખો લૌલિક છે. લૌલિક આંખો અલૌકિક ઈશ્વરને જોઈ શકે નહિ. બહારની આંખ બંધ કર્યા પછી અંતરની આંખ ખૂલે છે, ત્યારે પરમાત્માનાં દર્શન થાય છે.

સૂતજીએ કહ્યું :—વ્યાસજીએ અઢાર હજાર શ્લોકોનો આ ભાગવત ગ્રંથ બનાવ્યો. વ્યાસજીને લાગ્યું મારું અવતાર કાર્ય હવે પૂરું થયું છે. મારા ભાગવતનો આશ્રય કરશે, તેને કલિનો ભય લાગશે નહિ. પરંતુ વ્યાસજીને એક ચિંતા થઈ. ગ્રંથ તો મેં તૈયાર કર્યો પણ તેનો પ્રચાર કોણ કરશે? આ ગ્રંથમાં મેં બધું ભરી દીધું છે. આ ભાગવત પ્રેમશાસ્ત્ર છે. માયા સાથે, સંસાર સાથે પ્રેમ કરનારો આ ભાગવતશાસ્ત્રનો પ્રચાર કરી શકશે નહિ. જન્મથી જેને માયાનો સંસર્ગ ન થયો હોય એ જ આ ગ્રંથનો પ્રચાર કરી શકશે. ભાગવત એ પરમહંસોની સંહિતા છે. શ્રીકૃષ્ણ એ મહાપરંમહંસ છે. પ્રહ્લાદ, ભરત, ઋષભદેવ બધા પરંમહંસો છે. એટલે નિર્વિકારી જ આ ગ્રંથનો પ્રચાર કરી શકે. બહુ વિચારને અંતે વ્યાસજીને લાગ્યું આવો લાયક તો મારો પુત્ર છે. શુકદેવજીને રંભા પણ ચળાવી શકી નથી.

"નારીઓમાં તો રંભા જ" એમ જે કહેવાય છે તેવી રંભા શુકદેવજીને ચળાવવા આવી છે. શુકદેવજીને કહ્યું છે, **वृथा गतं तस्य नरस्य जीवनम् ।**

શુકદેવજી ઉત્તર આપે છે, વિષયભોગો નહિ ભોગવનારનું જીવન વૃથા નથી. સાંભળો દેવી, કોનું જીવન વૃથા છે.

**नारायणः पकजलोचनः प्रभुः**
**केयूरहारैः पारिशोभमानः ।**
**भक्त्या युतो येन सुपूजितो नहि**
**वृथा गतं तस्य नरस्य जीवनम् ॥**

નીલકમલની સમાન સુંદર જેનાં નેત્રો છે, જેના આકર્ષક અંગો ઉપર કેયુર હાર આદિ અલંકારો શોભી રહ્યા છે, એવા સર્વાન્તર્યામી નારાયણ પ્રભુનાં ચરણકમળોમાં, જેણે ભક્તિપૂર્વક પોતાની જાતને અર્પણ કરીને આ આવાગમનના ચક્રને મિટાવ્યું નહિ એવાઓનું આ મનુષ્યદેહનું ધારણ કરવું વ્યર્થ છે. એવા મનુષ્યોનું જીવન વૃથા ગયું છે એમ માનવું.

**श्रीवत्स लक्ष्मीकृतहृत्प्रदेशस्ताक्ष्यं ध्वजश्चधरः परात्मा ।**
**न सेवितो येन क्षणं मुकुन्दो वृथा गतं तस्य नरस्य जीवनम् ॥**

જેના વૃક્ષઃસ્થળ ઉપર લક્ષ્મીજી શોભાયમાન છે, જેની ધ્વજામાં ગરુડજી બિરાજેલા છે, જે સુદર્શન ચક્રધારી છે, એવા પરમાત્મા મુકુંદ ભગવાનનું જેણે ક્ષણવાર પણ સ્મરણ કર્યું નથી, તેવા મનુષ્યનું જીવન વૃથા ગયું જાણવું.

રંભાએ જ્યારે સ્ત્રી શરીરનાં બહુ વખાણ કર્યાં, ત્યારે શુકદેવજીએ રંભાને કહ્યું: સ્ત્રીનું શરીર આટલું સુગંધણ્ય, સુંદર હોઈ શકે છે તે આજે જાણ્યું. મને ખબર ન હતી કે સ્ત્રીનું શરીર આટલું સુંદર હોય છે. હવે પરમાત્માની પ્રેરણાથી જન્મ લેવાનો થાય, તો તારા જેવી મા શોધી કાઢીશ.

શુકદેવજી જન્મથી જ નિર્વિકાર છે. જે પુત્રે જન્મતાં જ પિતાને કહ્યું કે તમે મારા પિતા નથી અને હું તમારો પુત્ર નથી, તેવા શુકદેવજી ઘેર આવે કેવી રીતે?

શુકદેવજી જન્મસિદ્ધ યોગી છે. જન્મ થયો કે તુરત તપશ્ચર્યા માટે વન તરફ તેમણે પ્રયાણ કર્યું. શુકદેવજી સદા બ્રહ્મચિંતનમાં લીન રહે છે. તેમને વનમાંથી બોલાવવા કેવી રીતે? તેઓ વનમાંથી ઘેર આવે, તો હું ભાગવતશાસ્ત્ર તેને ભણાવું અને પછી તેઓ તેનો પ્રચાર કરે એવો વ્યાસજીને વિચાર આવ્યો.

શ્રીકૃષ્ણના સ્વરૂપનું વર્ણન ન થઈ શકે. ભગવાનના સ્વરૂપનો કોણ પાર પામી શક્યું છે? યોગી લોકોનાં મન તેનો કાંઈક અનુભવ કરી શકે. કારણ કે,

**यतो वाचो निवर्तन्ते**
**अप्राप्य मनसा सह ।**
**आनंदम् ब्रह्मणो विद्वान्**
**न विभेति कदाचन ॥**

કારણ કે તેનો પાર પામવા જતાં મન પણ વાણીની સાથે ત્યાંથી પાછું ફરે છે.



શ્રીકૃષ્ણનું સ્વરૂપ અદ્‌ભુત છે. તે સ્વરૂપે યોગીઓનાં ચિત્તને પણ આકર્ષ્યાં છે. તે કનૈયો શુકદેવજી જેવા યોગીને શું નહિ આકર્ષે? શુકદેવજી નિર્ગુણ બ્રહ્મના ચિંતનમાં લીન છે, તેમાંથી તેનું ચિત્ત હટાવવા અને સગુણબ્રહ્મ તરફ તેને વાળવા કૃષ્ણલીલાના શ્લોકો તેમને સંભળાવવા જોઈએ. આ શ્લોકોની જાદુઈ અસરની વ્યાસજીને ખાતરી થઈ હતી.

વ્યાસજીના શિષ્યો જંગલમાં દર્ભસમિધ લેવા જાય. શિષ્યોને જંગલમાં હિંસક પશુઓની બીક લાગે છે. તેઓએ આ વાત વ્યાસજીને કહી. વ્યાસજીએ કહ્યું :— જ્યારે તમને બીક લાગે, ત્યારે આ ભાગવતના શ્લોક બોલજો. શ્રીકૃષ્ણ મારી સાથે છે એવો વિચાર કરજો. ઈશ્વર સતત સાથે છે તેવો જે અનુભવ કરે તે નિર્ભય બને છે. રાધારમણ શ્રીકૃષ્ણનું સ્મરણ કરો. તે પછી ઋષિકુમારો જ્યારે વનમાં જાય ત્યારે **बर्हापीडम्** વગેરે શ્લોક બોલે. ત્યારે વનના હિંસ્ર પશુઓ વાઘ, સિંહ બધા વૈરને ભૂલી જાય છે અને શાંત બને છે. પશુઓના મન પર આ શ્લોકોની અસર થાય છે. પશુ ઉપર તેની અસર થતી હતી, પણ કરુણ વાત એ છે કે આજે મનુષ્યો ઉપર તેની અસર થતી નથી.

જે મંત્રોથી પશુઓનું આકર્ષણ થયું, તે મંત્રોથી શુકદેવજીનું આકર્ષણ શું નહિ થાય?

દેહભાન ન ભુલાય ત્યાં સુધી દેવનાં દર્શન થતાં નથી. શુકદેવજી જ્યોતિર્મય બ્રહ્મનું ચિંતન કરે છે. તેમને દેહભાન નથી. શુકદેવજી પરમહંસોના આચાર્ય છે તેથી બ્રહ્મચિંતન કરે છે.

શુકદેવજીનું મન આકર્ષવા વ્યાસજીએ યુક્તિ કરી. વ્યાસજીએ શિષ્યોને કહ્યું, શુકદેવજી જે વનમાં સમાધિમાં બેસી રહે છે ત્યાં તમે જાવ, અને તેઓ સાંભળે તેમ આ બે શ્લોકોનું તમે ગાન કરો, આ શ્લોકો તેને સંભળાવો.

શુકદેવજીનું હૃદય ગંગાજળ જેવું શુદ્ધ છે. જળ સ્થિર અને સ્વચ્છ હોય તો તેમાં શુદ્ધ પ્રતિબિંબ પડે છે.

આપણી હૃદય દિવાલ ઉપર બહુ કાટ ચડ્યા છે. તે કાટને સાફ કરવાની જરૂર છે. તે સાફ કરો એટલે પરમાત્માનું પ્રતિબિંબ તેમાં પડશે.

આપણા હૃદયમાં હજારો જન્મોનો મેલ છે, તેથી હૃદય દિવાલને ખૂબ ઘસો અને એ મેલને દૂર કરો, એટલે ભગવાનનું પ્રતિબિંબ તેમાં પડશે. માટે શુદ્ધ બનો.

શબ્દમાંથી રૂપનાં દર્શન થાય છે. નામસૃષ્ટિ પહેલી; રૂપસૃષ્ટિ પછી છે.

શિષ્યો આજ્ઞા મુજબ તે વનમાં ગયા. શુકદેવજીનું ચિત્ત આકર્ષવા શિષ્યો તે શ્લોકોનું ગાન કરવા લાગ્યા. શુકદેવજી સ્નાનસંધ્યા કરી સમાધિમાં બેસવાની તૈયારીમાં હતા. જો તેઓ સમાધિમાં બેસી જાય અને સમાધિ લાગી જાય, તો શ્લોક તેઓ સાંભળી શકે નહિ. એટલે શિષ્યો તરત બોલે છે :

**बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं**
**बिभ्रद्वासः कनककपिशं वैजयन्तींच चालाम् ।**
**रन्ध्रान् वेणोरधरसुधया पूरयन् गोपवृन्दैः**
**वृन्दारण्यं स्वपदरथणं प्राविशद् गीतकीर्तिः ॥**

ભા. ૧૦–૨૧–૫ (વેણુ ગીત)

શ્રીકૃષ્ણ ગોપ બાળકો સાથે વૃન્દાવનમાં પ્રવેશ કરી રહ્યા છે. તેમણે મસ્તક ઉપર મોરમુગટ ધારણ કર્યો છે, અને કાનો પર કરેણના પીળાં પીળાં પુષ્પો, શરીર પર પીળું પિતામ્બર અને ગળામાં પાંચ પ્રકારના સુગંધિત પુષ્પોની બનાવેલી વૈજન્તી માળા પહેરી છે. રંગમંચ ઉપર અભિનય કરતાં શ્રેષ્ઠ નટ જેવો શું સુંદર વેષ છે! વાંસળીનાં છિદ્રોને તેઓ પોતાના અધરામૃતથી ભરી રહ્યા છે. એમની પાછળ પાછળ ગોપ બાળકો એમની લોકપાવન કીર્તિનું ગાન કરી રહ્યા છે. આ પ્રમાણે વૈકુંઠથી પણ શ્રેષ્ઠ આ વૃન્દાવન ધામ એમનાં ચરણચિહ્નોથી વધારે રમણીય બન્યું છે.

મોર શ્રી કૃષ્ણને વહાલો લાગે છે. મોર કામ સુખ ઇંદ્રિયથી ભોગવતો નથી. સંસારના કામસુખને ભૂલનારો જ ઈશ્વરનાં દર્શન કરી શકે છે. પ્રભુ સાથે મૈત્રી કરવી હોય, તો કામની મૈત્રી છોડવી પડશે.

જ્ઞાનીઓ લલાટમાં દષ્ટિ સ્થિર કરી, ત્યાં બ્રહ્મનાં દર્શન કરે છે. વૈષ્ણવો હૃદયમાં શ્રી કૃષ્ણનાં દર્શન કરે છે.

શુકદેવજીએ શ્લોક સાંભળ્યો. શ્રી કૃષ્ણનું સ્વરૂપ મનોહર લાગ્યું. શુકદેવજીને ધ્યાનમાં અતિ આનંદ આવે છે. વાહ! મારા પ્રભુ! તરત નિશ્ચય કર્યો, નિરાકાર બ્રહ્મનું ચિંતન નહિ કરું. હવે સગુણ સાકારનું ચિંતન કરીશ. પણ વિચાર થયો, સગુણ બ્રહ્મની સેવામાં સર્વ વસ્તુઓની અપેક્ષા રહે છે. કનૈયો માખણ મિસરી માંગશે, તો હું તે કયાંથી લાવીશ? મારી પાસે તો કાંઇ નથી. હું નિર્ગુણ બ્રહ્મનો ઉપાસક. મેં તો લંગોટીનો પણ ત્યાગ કર્યો છે. હું તો સર્વ છોડીને બેઠો છું. આ કનૈયો બ્રહ્મનો ઉપાસક મે તો લંગોટીનો પણ ત્યાગ કર્યો છે. હું તો સર્વ છોડીને બેઠો છું. આ કનૈયો બહુ માંગશે. તે બધું હું કયાંથી લાવીશ? શુકદેવજીના મનમાં દ્વિધા ઉત્પન્ન થઈ છે. નિરાકારનું ધ્યાન કરું કે સગુણ સાકારનું.

યશોદાના ઘરમાં માખણ કયાં ઓછું હતું? છતાં કનૈયો કહે છે, મા મને ઘરનું માખણ ભાવતું નથી. મને બહારનું માખણ ભાવે છે. ગોપીઓના માખણમાં નહિ, ગોપીઓના પ્રેમમાં મીઠાશ હતી. ગોપીઓના પ્રેમમાં સ્વાદ હતો.

આ કનૈયો તો માંગીને પ્રેમથી આરોગે છે. મને કહેશે માખણ લાવ, મિસરી લાવ, તો હું શું કરીશ? સગુણ સાકાર કનૈયો તો બધું માગશે. આથી સાકાર બ્રહ્મનું ચિંતન નહિ કરું. આ નિર્ગુણ બ્રહ્મનું ચિંતન જ સારું છે. નિરાકાર બ્રહ્મને કંઈ આપવું પડતું નથી તેથી મારા માટે તે જ ઉત્તમ છે. કોઈ ચીજની જરૂર નહિ. આ પ્રમાણે શુકદેવજી વિચાર કરે છે, ત્યાં વ્યાસજીના શિષ્યો બીજો શ્લોક બોલ્યા.

अहो बकी यं स्तनकालकूटं जिघांसयापाययदप्यसाध्वी।
लेभे गतिं धात्र्युचितां ततोऽन्यं कं वा दयालुं शरणं व्रजेम ॥

ભા. ૩–૨–૨૩.

અહો! આશ્ચર્ય છે કે, દુષ્ટ પૂતનાએ સ્તનમાં ભરેલું ઝેર જેમને મારવાની ઇચ્છાથી જ ધવડાવ્યું હતું. તે પૂતનાને તેમણે એવી ગતિ આપી કે જે ધાઈને મળવી જોઈએ. એટલે કે તેને સદ્ગતિ આપી. એ ભગવાન શ્રીકૃષ્ણ સિવાય આવો કોણ બીજો દયાળુ છે કે જેનું શરણ ગ્રહણ કરીએ? એટલે કે એના જેવો બીજો કોઈ દયાળુ નથી કે જેનું શરણ ગ્રહણ કરી શકાય.

ઝેર ચોળીને આવી હતી. ઈશ્વરના ધામમાં આવી હતી. વાસનાનું ઝેર મનમાં



રાખીને. હૃદયમાં રાખીને, મનુષ્ય પરમાત્મા સન્મુખ જાય છે, તેને પરમાત્માનાં દર્શન મળતાં નથી. ઝેર ચોળીને આવી હતી પણ માતાની ભાવનાથી આવી હતી. પૂતનાએ માનું કામ કર્યું છે. તેને યશોદા જેવી ગતિ આપી છે. ઝેર આપનાર પૂતનાને પણ મારા પ્રભુએ સદ્ગતિ આપી હતી. મારા પ્રભુ દયાળુ છે. શ્રી કૃષ્ણને માખણ મિસરીની શું કોઈ વસ્તુની જરૂર નથી, ફકત પ્રેમની જરૂર છે. પ્રેમકે વશ અર્જુન રથ હાંકયો ભૂલી ગયે ઠકુરાઈ.

પદાર્થથી પ્રસન્ન થાય તે જીવ. પ્રેમથી પ્રસન્ન થાય તે ઈશ્વર. પ્રેમ કરવા લાયક એક પરમાત્મા જ છે. એવા પરમ દયાળુને છોડીને હું કોના શરણમાં જઈશ?

શુકદેવજીના મનમાં શંકા હતી કે કનૈયો બધું માંગશે, તો હું શું આપીશ? તેનું નિવારણ થયું.

શુકદેવજી આમતેમ જોવા લાગ્યા. આ શ્લોક કોણ બોલે છે. ત્યાં વ્યાસજીના શિષ્યોનાં દર્શન થયાં, શુકદેવજીએ તેઓને પૂછયું, તમે કોણ છો? તમે બોલો છો તે શ્લોકો કોણે રચેલા છે?

શિષ્યોએ કહ્યુ:—અમે વ્યાસજીના શિષ્યો છીએ. વ્યાસજીએ અમને આ મંત્રો આપ્યા છે. આ બે શ્લોકો તો નમૂનાના છે, બીજા શ્લોકો વખારમાં છે. વ્યાસ ભગવાને આવા શ્લોકોમય શ્રી ભાગવત પુરાણની રચના કરી છે.

શુકદેવજીએ પૂછયું:—આવા કેટલા શ્લોકો તેઓએ બનાવ્યા છે?

શિષ્યો કહે છે:—એવા અઢાર હજાર શ્લોકો બનાવ્યા છે.

આંખ ઉઘાડી હોવા છતાં આ શ્લોકથી સમાધિ લાગે છે. આંખ બંધ હોય અને સમાધિ લાગે તે સામાન્ય આ તો આંખ ઉઘાડી હોય અને સમાધિ લાગે. ગોપીઓને આવી સમાધિ લાગતી હતી. સાધો સહજ સમાધિ ભલી.

શુકદેવજીએ વિચાર્યું, વ્યાસજી મારા પિતા છે. તેનો હું ઉત્તરાધિકારી છું. હું પિતા પાસે જઈ આ પુરાણ સાંભળીશ.

આજે શુકદેવજીને ભાગવતશાસ્ત્ર ભણવાની ઇચ્છા થઈ છે. કનૈયાની લીલા સાંભળી તેનું ચિત્ત આકર્ષાયું. યોગીઓનાં મન પણ આ કૃષ્ણ કથાથી ખેંચાય છે. નિર્ગ્રન્થ શુકદેવને ભાગવત શાસ્ત્રનું અધ્યયન કરવાની ઇચ્છા થઈ. ભાગવતના શ્લોકો સાંભળી શુકદેવજીનું ચિત્ત આકર્ષાયું અને નિર્ગુણ બ્રહ્મના ઉપાસક સગુણ બ્રહ્મની પાછળ પાગલ બન્યા.

બાર વર્ષ પછી શુકદેવજી વ્યાસાશ્રમમાં દોડતાં દોડતાં આવ્યા છે. શુકદેવજીએ વ્યાસજીને સાષ્ટાંગ પ્રણામ કર્યા છે. વ્યાસજીએ શુકદેવજીને છાતી સરસો ચાંપ્યો છે. શુકદેવજીએ કહ્યું—પિતાજી આ શ્લોકો મને ભણાવો.

શુકદેવજી કથા સાંભળે છે. કૃતાર્થ થયા છે. વ્યાસજીએ શુકદેવજીને ભાગવત ભણાવ્યું. અને આ પ્રમાણે ભાગવતશાસ્ત્રનો પ્રચાર કેવી રીતે કરવો તે વ્યાસ ભગવાનની ચિંતાનો અંત આવ્યો.

આ ગ્રંથના ખરા અધિકારી આત્મારામ છે, કારણ કે શ્રીકૃષ્ણ સર્વના આત્મારૂપ છે. વિષયારામને આ ગ્રંથ સાંભળવાની ઇચ્છા થતી નથી.

સૂતજી કહે છે :—શૌનકજી, આશ્ચર્ય ન કરો. ભગવાનના ગુણો એવા મધુર છે કે સર્વને તે પોતાની તરફ ખેંચી લે છે. તો પછી શુકદેવજીનું મન તે આકર્ષે તેમાં શું નવાઈ?

आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे ।
कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थम्भूतगुणो हरिः ॥
ભા. ૧–૭–૧૦

જેઓ જ્ઞાની છે, જેની અવિદ્યાની ગાંઠ ખૂલી ગઈ છે અને જેઓ સદા આત્મામાં જ રમણ કરવાવાળા છે તેઓ પણ ભગવાનની હેતુરહિત ભક્તિ કર્યા કરે છે. કારણકે ભગવાનના ગુણો એવા મધુર છે કે તે સર્વને પોતાની તરફ ખેંચી લે છે.

ભગવાનની કથામૃતનું પાન કરતાં ભૂખ અને તરસ પણ ભુલાય છે. તેથી તો દશમ સ્કંધના પહેલા અધ્યાયમાં પરીક્ષિત રાજા પણ કહે છે કે પહેલાં મને ભૂખ અને તરસ લાગતાં હતાં. પણ ભગવાનની કથામૃતનું પાન કરતાં હવે મારાં ભૂખ–તરસ અદૃશ્ય થયાં છે.

नैषातिदुःसहा क्षुन्मां त्यक्तोदमपि बाधते ।
पिबन्तं त्वन्मुखाम्भोजच्युतं हरिकथामृतम् ॥

મેં પાણી પણ છોડયું છે, છતાં હું આપના મુખકમળમાંથી નીકળતું શ્રી હરિકથારૂપી અમૃતનું પાન કરી રહ્યો છું. તેથી આ અતિ દુઃસહ ક્ષુધા પણ મને પીડા કરતી નથી.

ભોજન ભજનનું સાધન માત્ર છે. માટે ક્ષુધા લાગે નહિ તેટલું જ ભોજન કરવું. સૂતજી વર્ણન કરે છે, તે પછી આ કથા શુકદેવજીએ રાજા પરીક્ષિતને સંભળાવી. મારા ગુરુદેવ પણ ત્યાં હતા. તેમણે આ કથા મને કહી તે તમને સંભળાવું છું. શ્રવણ કરો. હવે હું તમને પરીક્ષિતનાં જન્મ કર્મ અને મોક્ષની તથા પાંડવોના સ્વર્ગારોહણની કથા કહું છું.

પાંચ પ્રકારની શુદ્ધિ બતાવવા પંચાધ્યાયીની કથા શરૂ કરે છે. પિતૃશુદ્ધિ, માતૃશુદ્ધિ, વંશશુદ્ધિ, અન્નશુદ્ધિ અને આત્મશુદ્ધિ. જેના આ પાંચ શુદ્ધ હોય તેને પ્રભુ દર્શનની આતુરતા જાગે છે. આતુરતા વગર ઈશ્વર દર્શન થતાં નથી. પરીક્ષિત રાજામાં આ પાંચેય શુદ્ધિ હતી. તે બતાવવા આગળની કથા કહેવામાં આવે છે, ૭ થી ૧૧ પાંચ અધ્યાયોમાં બીજ શુદ્ધિની કથા છે. બારમાં અધ્યાયમાં પરીક્ષિતના જન્મની કથા છે.

પરીક્ષિત બોલશે—આ હરિકથા સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. ઉત્તમ શ્રોતા તે કે જે ભજનમાં ભૂખ અને તરસને ભૂલે. પ્રભુ ભજનમાં આનંદ આવે તો ભૂખ તરસ ભુલાય છે. આત્માકાર વૃત્તિ થાય, તો દેહધર્મનું ભાન રહેતું નથી.

કૌરવો પાંડવોનું યુદ્ધ પૂરું થયું છે. અશ્વત્થામાએ વિચાર્યું, હું પણ કપટથી



પાંડવોને મારીશ. પાંડવો જ્યારે સૂઈ ગયા હશે ત્યારે તેઓને મારીશ.

અરે જેને પ્રભુ રાખે તેને કોણ મારી શકે? પ્રભુએ સૂતેલા પાંડવોને જગાડ્યા છે અને કહ્યું મારી સાથે ગંગાકિનારે ચાલો. પાંડવોને શ્રીકૃષ્ણ ઉપર કેટલો દૃઢ વિશ્વાસ! દ્વારકાનાથ કહે તે જ કરવાનું. તેઓ કાંઈ પ્રશ્ન પૂછતા નથી. પાંડવોને પ્રભુમાં પૂર્ણ વિશ્વાસ છે. પાંડવો પોતાને સ્વતંત્ર માનતા નથી પણ પ્રભુને આધીન છે. આજકાલ સ્વતંત્રતાનો અર્થ જુદો કરવામાં આવે છે. બાકી જેના જીવનમાં સંયમ છે, જે પરમાત્માને આધીન છે, તે ખરો સ્વતંત્ર છે. તમો પણ કોઈ સાધુ સંત મહાત્મા, માતા પિતાને આધીન રહેજો; આવા પાંડવોના કુળમાં પરીક્ષિતનો જન્મ થયો છે. પાંડવોને લઈ શ્રી કૃષ્ણ ગંગા કિનારે આવે છે. પ્રભુએ કહેલું છતાં દ્રૌપદીના પુત્રો આવતાં નથી. બાળક બુદ્ધિ હતી. તેઓ બોલ્યા, તમને ઊંઘ આવતી નથી. અમને ઊંઘ આવે છે. તમારે જવું હોય તો જાવ. પરિણામે અશ્વત્થામાએ દ્રૌપદીના પાંચ પુત્રોને માર્યા.

દુઃખમાં ડહાપણ આવે છે. પ્રભુ પાસે એકાદ દુઃખ તો માંગજો. જેથી અક્કલ ઠેકાણે રહે. જે સર્વ પ્રકારે સુખી થયો, તે દીન થઈને નમતો નથી.

આજે કૃષ્ણ નિષ્ઠુર થયા છે. દ્રૌપદીના આંસુ સામે જોતા નથી. આજે દ્રૌપદી રડે છે પણ દ્વારકાનાથને દયા આવતી નથી. નહિતર દ્રૌપદી રડે એ શ્રીકૃષ્ણથી સહન થતું નથી. અગાઉ જ્યારે જરૂર પડી ત્યારે દ્રૌપદીના આંસુ લૂછવા દોડતા આવ્યા હતા.

આ જીવ સર્વ પ્રકારે સુખી થાય એ યોગ્ય નથી. એકાદ દુઃખ મનુષ્યના હૃદયમાં હોવું જ જોઈએ કે જે દુઃખમાં ખાત્રી થાય કે ભગવાન વિના મારું કોઈ નથી. દરેક મહાન પુરુષ ઉપર દુઃખો આવ્યાં છે. પરમાત્માએ વિચાર્યું, પાંડવોને પૃથ્વીનું રાજ્ય મળ્યું છે, સંતતિ છે અને સંપત્તિ પણ પુષ્કળ છે. સર્વ રીતે પાંડવો સુખી થાય એ સારું નથી. પાંડવોને આ સુખમાં કદાચ અભિમાન થશે તો તેમનું પતન થશે. આવા શુભ હેતુ માટે ઠાકોરજી કોઈ વખત નિષ્ઠુર જેવા બની જાય છે. સુખમાં પાંડવો શાનભાન ન ભૂલે તેથી આ દુઃખ પ્રભુએ આપ્યું. ભગવાન જીવને ગુપ્ત રીતે દુઃખમાં મદદ કરે છે. અશ્વત્થામા અને અર્જુનનું યુદ્ધ થાય છે. અર્જુને અશ્વત્થામાને મારવાની પ્રતિજ્ઞા કરેલી છે. પણ મારવાની હિંમત થતી નથી. ગુરુપુત્ર ગુરુનું સ્વરૂપ છે. અશ્વત્થામાને બાંધી અર્જુન તેને ખેંચીને દ્રૌપદી પાસે લાવ્યો. દ્રૌપદી આંગણામાં બેઠેલા છે, પુત્રશોકથી રડે છે. અશ્વત્થામાની આ સ્થિતિ જોઈ દ્રૌપદી દોડતાં આવ્યાં છે. અશ્વત્થામાને વંદન કરે છે, કહે છે, મારા આંગણે બ્રાહ્મણનું અપમાન ન કરો. પોતાનાં પાંચ બાળકોને મારનારને દ્રૌપદી વંદન કરે છે.

આ સાધારણ વેરી નથી. પાંચ બાળકોને મારનારો વેરી આંગણે આવ્યો છે. છતાં તેને બ્રાહ્મણ માની દ્રૌપદી પ્રણામ કરે છે. તમારો વેરી તમારે આંગણે આવ્યો હોય તો તમે તેને જયશ્રી કૃષ્ણ કહેશો? ભાગવતની કથા સાંભળ્યા પછી જીવનને સુધારજો. વેરની શાંતિ નિર્વેરથી થાય છે, પ્રેમથી થાય છે, વંદનથી થાય છે.

વૈષ્ણવ એ કે જે વેદનો બદલો પ્રેમથી આપે છે. જયશ્રી કૃષ્ણ કહેવાનો એ અર્થ છે કે મને જે દેખાય તે કૃષ્ણમય છે.

અશ્વત્થામા વિચારે છે, ખરેખર દ્રૌપદી વંદનીય છે, હું વંદનીય નથી. અશ્વત્થામા કહે છે, દ્રૌપદી, લોકો જે તારાં વખાણ કરે છે તે ઓછાં છે. તું વેરનો બદલો

પ્રેમથી આપે છે. દ્રપૌદીના ગુણથી આજે વ્યાસજી પણ તન્મય બન્યા છે. દ્રૌપદીને ઉદ્દેશી કહ્યું છે, **वामस्यभावा** કોમળ હૃદયવાળી, સુંદર સ્વભાવવાળી,

જેનો સ્વભાવ અતિ સુંદર તે ભગવાનને વહાલો લાગે છે. શરીર જેનું સુંદર છે તે ઠાકોરજીને સર્વદા ગમતો નથી. પણ જેનો સ્વભાવ સુંદર છે તે ઠાકોરજીને સર્વદા ગમે છે. સ્વભાવ સુંદર ક્યારે બને? અપકારનો બદલો પણ ઉપકારથી આપે ત્યારે.

દ્રૌપદી બોલી ઊઠયાં :–તેને છોડી દ્યો. તેને મારશો નહીં. આ ગુરુ પુત્ર છે. જે વિદ્યા દ્રોણાચાર્યે પોતાના પુત્રને ન આપી તે તમને આપી. તમે તે ભૂલી ગયા. બ્રાહ્મણ પરમાત્માનું સ્વરૂપ છે. ગાય લૂલી, લંગડી, વાંઝણી હોય તો પણ ગાયનું શુકન મનાયા છે. ભેંસના શુકન માનવામાં આવતા નથી. ગાય અને બ્રાહ્મણ વંદનીય છે,

દ્રૌપદી એ દયાનું સ્વરૂપ છે. દ્રૌપદી સાથે જીવ ન પરણે, ત્યાંસુધી કૃષ્ણ તેના સારથી બનતા નથી. અર્જુન જીવાત્મા ગુડાકેશ અને શ્રી કૃષ્ણ હૃષીકેશ છે. એ જોડી આ શરીર રથમાં બેઠી છે. ઈંદ્રિયોરૂપી ઘોડાઓનો રથ પ્રભુને સોંપશો તો કલ્યાણ થશે. ઇંદ્રિયોના સ્વામી શ્રી કૃષ્ણ છે. યુધિષ્ઠિર એ ધર્મ છે. ભીમ એ બળ છે. સહદેવ–નકુળ બુદ્ધિ જ્ઞાન છે. આ ચાર ગુણવાળો જીવ અર્જુન છે. આ ગુણો ક્યારે શોભે છે. જ્યારે દ્રૌપદી–દયા તેની પત્ની બને છે ત્યારે. જીવ દયા દ્રૌપદી સાથે લગ્ન કરે છે. ત્યારે. દ્રૌપદી ક્યારે મળે? ધર્મને મોટો માને ત્યારે. પરમાત્મા સારથી તો જ થાય, તેના જ થાય કે જે ધર્મને મોટો માને છે. આજે તો લોકો ધર્મને મોટો માનતા નથી ધનને માટું માને છે અને આમ થતા સંયમ અને સદાચાર જીવનમાંથી ગયા છે. માનવજીવનમાં ધન મુખ્ય નથી, ધર્મ મુખ્ય છે. ધન ધર્મની મર્યાદામાં રહીને મેળવવું જોઈએ. તમારે કાંઇ કાર્ય કરવું હોય તો પહેલાં ધર્મને પૂછજો. આ કાર્ય કરવાથી મને પાપ તો નહિ લાગે? તમે અર્જુન જેવું પવિત્ર જીવન ગાળશો, તો ભગવાન તમારા સારથી થશે. પૈસા માટે ધર્મનો ત્યાગ કરે તે ઈશ્વરને ગમતો નથી, પણ ધર્મ માટે પૈસાનો ત્યાગ કરે તે ગમે.

દ્રૌપદીએ અશ્વત્થામાને બચાવ્યો. અર્જુનને કહ્યું, આને મારશો તો પણ મારા પાંચ પુત્રોમાંથી એક પણ હવે જીવતો થવાનો નથી. પરંતુ અશ્વત્થામાને મારશો તો તેની મા ગૌતમીને અતિ દુઃખ થશે. હુ હજુ સધવા છું. અશ્વત્થામાની મા વિધવા છે. તે પતિના મર્યા પછી પુત્રના આશ્વાસને જીવે છે, તે રડશે તે મારાથી નહિ જોવાય. કોઈના આશીર્વાદ ન લો તો કાંઈ નહિ, પણ કોઈનો નિઃસાસો લેશો નહિ. કોઈ નિઃસાસો આપે તેવું કૃત્ય કરતાં નહિ, જગતમાં બીજાને રડાવશો નહિ. જાતે રડજો. રડવાથી પાપ બળે છે. રડવાથી એક દિવસ પરમાત્મા કૃપા કરે છે, રડવાથી સુખી થવાય. છે. ભીમ અર્જુનને કહે છે, આ બાલહત્યા ઉપર દયા હોતી હશે? તારી પ્રતિજ્ઞા ક્યાં ગઈ? દ્રૌપદી વારંવાર કહે છે, મારશો નહિ. અર્જુન વિચારમાં પડ્યા, શ્રી કૃષ્ણે આજ્ઞા કરી, દ્રૌપદી બોલે છે તે બરાબર છે. દ્રૌપદીના દિલમાં દયા છે.

ભીમસેને કહ્યું :—મનુસ્મૃતિમાં કહ્યું છે આતતાયીને મારવામાં પાપ નથી. ધર્મ પ્રમાણે પણ આતતાયી અશ્વત્થામાને મારવામાં પાપ નથી.

શ્રી કૃષ્ણ પણ મનુસ્મૃતિને માન્ય રાખી જવાબ આપે છે, બ્રાહ્મણનું અપમાન એ મરણ બરાબર છે. માટે અશ્વત્થામાને મારવાની જરૂર નથી. તેનું અપમાન કાઢી મૂકો,



અશ્વત્થામાનું મસ્તક કાપ્યું નહિ. તેના માથામાં જન્મસિદ્ધ મણિ હતો તે કાઢી લીધો. અશ્વત્થામા તેજહીન બન્યા. ભીમસેને વિચાર્યું, હવે મારવાનું શું બાકી રહ્યું? અપમાન મરણ કરતાં પણ વિશેષ છે. અપમાન પ્રતિક્ષણે મરવા જેવું છે. અશ્વાથામાએ વિચાર કર્યો કે આનાં કરતાં મને મારી નાંખ્યો હોત તો સારું થાત.

શુકદેવજી સાવધાન કરે છે, હે રાજન્! અશ્વત્થામાએ વિચાર્યું પાંડવોએ મારું અપમાન કર્યું છે તેનો બદલો લઈશ. મારું પરાક્રમ બતાવીશ. ઉત્તરાના પેટમાં ગર્ભ છે. તે પાંડવોનો ઉત્તરાધિકારી છે. તે ગર્ભનો નાશ થાય, તો પાંડવોના વંશનો નાશ થશે એમ વિચારી ગર્ભ ઉપર તેણે બ્રહ્માસ્ત્ર છોડયું.

ઉત્તરા વ્યાકુળ થયાં છે. હરિ સ્મરણ અને હરિ આશ્રય લે તો ભગવાન માર્ગ બતાવે છે. ઈશ્વર સ્મરણ વારવાર કરે તો ભાવ શુદ્ધ થાય છે. બ્રહ્માસ્ત્ર ઉત્તરાના શરીરને બાળવા લાગ્યું. ઉત્તરા દોડતાં દોડતાં શ્રી કૃષ્ણ પાસે આવ્યાં છે. શ્રી કૃષ્ણ ઉત્તરાના ગર્ભમાં જઈ પરીક્ષિતનું રક્ષણ કરે છે. જીવ માત્ર પરીક્ષિત છે. સર્વનું ગર્ભમાં કોણ રક્ષણ કરે છે? જીવમાત્રનું રક્ષણ ગર્ભમાં ઈશ્વર કરે છે. બહાર આવ્યા પછી પણ જીવનું રક્ષણ ભગવાન કરે છે. જીવમાત્ર પરીક્ષિત જેવા છે. ભગવાને ઉત્તરાના ગર્ભમાંના પરીક્ષિતનું રક્ષણ કર્યું છે એટલું જ નહિ તે જીવમાત્રનું રક્ષણ કરે છે. ગર્ભમાં તો જીવાત્મા હાથ જોડીને પરમાત્માને સતત નમન કરે છે પણ બહાર આવ્યા પછી બે હાથ છૂટા થતા તેનું નમન છૂટી જાય છે. પ્રભુને તે ભૂલી જાય છે.

ગર્ભાવસ્થામાં જીવનું રક્ષણ પરમાત્મા કરે છે, બાલ્યાવસ્થામાં પણ જીવનું પરમાત્મા જ રક્ષણ કરે છે. એ તો જવાનીમાં માનવી ભાન ભૂલે છે અને અક્કડમાં ચાલે છે અને કહે છે કે હું ધર્મમાં માનતો નથી, ઈશ્વરમાં માનતો નથી.

દ્રૌપદીએ ઉત્તરાને સારી શિખામણ આપેલી કે જીવનમાં દુઃખનો પ્રસંગ આવે ત્યારે ઠાકોરજીના ચરણનો આશ્રય લેવો, કોઈ દુઃખનો પ્રસંગ આવે, ત્યારે શ્રીકૃષ્ણને શરણે જજે. કનૈયો પ્રેમાળ છે. તે તને જરૂર મદદ કરશે. તમારા દુઃખની કથા દ્વારકાનાથ સિવાય કોઈને કહેશો નહિ.

ઉત્તરાએ જોયેલું કે મારા સાસુજી રોજ દ્વારકાનાથને રિઝાવે છે. બાળક અનુકરણ જલદી કરે છે. બાળકના દેખતાં પાપ કરો નહિ. તેથી ઉત્તરા રક્ષણ માટે પાંડવો પાસે ગયાં નથી. પણ પરમાત્મા પાસે ગયાં છે.

માતાના પેટમાં જ પરીક્ષિતને પરમાત્માનાં દર્શન થયાં છે, તેથી પરીક્ષિત ઉત્તમ શ્રોતા છે.

ભગવાન કોઈના ગર્ભમાં જતા નથી. પરમાત્માની લીલા અપાકૃત છે. દેવકીના પેટમાં ભગવાન ગયા નથી. દેવકીને ભ્રાંતિ કરાવી છે કે મારા પેટમાં ભગવાન છે. પરંતુ આજે એવી જરૂર પડી હતી, આજે ભક્તનું રક્ષણ કરવું હતું. એટલે પરમાત્માએ ગર્ભમાં જઈ રક્ષણ કર્યું. પરમ આશ્ચર્ય થયું છે.

શ્રીકૃષ્ણે સુદર્શનચક્રથી બ્રહ્માસ્ત્રનું નિવારણ કર્યું. પરીક્ષિતનું રક્ષણ કરી દ્વારકાનાથ દ્વારકા પધારવા તૈયાર થયા.

કુંતા એ મર્યાદા ભક્તિ છે, સાધનભક્તિ છે.

યશોદા એ પુષ્ટિ ભક્તિ છે. યશોદાનો બધો વ્યહાર ભક્તિરૂપ હતો. પ્રેમલક્ષણા ભક્તિમાં વ્યવહાર અને ભક્તિનો ભેદ રહેતો નથી. વૈષ્ણવની દરેક ક્રિયા ભક્તિ બની જાય છે.

મર્યાદા ભક્તિ **પહેલાં** આવે છે. તે પછી પુષ્ટિ ભક્તિ. મર્યાદા ભક્તિ એ સાધન છે તેથી આરંભમાં આવે છે પુષ્ટિભક્તિ એ સાધ્ય છે એટલે અંતમાં આવે છે. ભાગવતમાં નવમાં સ્કંધ સુધી સાધન ભક્તિનું વર્ણન છે. દશમાં સ્કંધમાં સાધ્ય ભક્તિનું વર્ણન છે. સાધ્ય ભક્તિ પ્રભુને બાંધે છે. પુષ્ટિભક્ત ભગવાનને બાંધશે. તેની કથા ભાગવતમાં છેવટે આવે છે દરેક વ્યવહારને ભક્તિરૂપ બનાવે તે પુષ્ટિ ભક્તિ છે.

ભક્તિમાર્ગમાં ભગવદ્ વિયોગ સહન થતો નથી. ભક્તિમાં ભગવાનનો વિરહ સહન થતો નથી. વૈષ્ણવ તે છે કે જે પ્રભુના વિરહમાં બળે છે. દ્વારકાનાથ દ્વારકા જવા તૈયાર થયા. કુંતાજીનું હૃદય ભરાયું છે. ઝંખના છે ચોવીસ કલાક હું શ્રીકૃષ્ણને નિહાળ્યા કરું. મારા શ્રીકૃષ્ણ મારાથી દૂર ન જાય. જે રસ્તે ભગવાનનો રથ જવાનો હતો, ત્યાં કુંતાજી આવ્યાં. રસ્તામાં હાથ જોડીને ઊભા છે. પ્રભુએ દારૂક સારથીને રથ ઊભો રાખવા કહ્યું. ફઈબા અત્રે માર્ગમાં કેમ ઊભાં છે? કુંતાજીને જોઈ પ્રભુ રથમાંથી ઊતર્યા. કુંતાજી વંદન કરે છે. વંદનથી પ્રભુ બંધનમાં આવે છે. વંદન કરો ત્યારે કરેલાં પાપોને યાદ કરો. હૃદય દીન બનશે

સૂતજી વર્ણન કરે છે, રોજનો નિયમ કે ભગવાન કુંતાને પ્રણામ કરે છે, ત્યારે આજે કુંતાએ ભગવાનને વંદન કર્યાં છે, પ્રભુ કહે છે તમે આ શું કરો છો? હું તો તમારા ભાઈનો દીકરો છું. તમે પ્રણામ કરો એ ન શોભે. કુંતાજી કહે છે, આજ-દિન સુધી માનતી હતી કે તમે મારા ભાઈના પુત્ર છો. આજે સમજાયું આપ ઈશ્વર છો. યોગીઓ તમારું ધ્યાન કરે છે. તમે સર્વના પિતા છો. કુંતાની દાસ્યમિશ્રિતવાત્સલ્ય ભક્તિ છે. હનુમાનજીની દાસ્યભક્તિ છે. દાસ્યભક્તિના આચાર્ય હનુમાનજી છે.દાસ્ય ભાવથી હૃદય દીન બને છે. મારા ધણીના સામું જોવાની મારી હિંમત થતી નથી હું તો તેમનો નોકર છું. દાસ્યભકિત અધિકારી મહાત્માને પ્રાપ્ત થાય છે. દાસ્યભક્તિમાં ચરણો ઉપર નજર સ્થિર કરવી પડે છે. યશોદાનો વાત્સલ્યભાવ હતો. વાત્સલ્યભાવમા મુખારવિંદ ઉપર દૃષ્ટિ સ્થિર કરવી પડે છે. કોઈ ભાવ વગર ભક્તિ સિદ્ધ થતી નથી. ઈશ્વર સાથે કાંઈક સંબંધ જોડાવો જોઈએ. મર્યાદા ભક્તિમાં દાસ્યભાવ મુખ્ય છે. કુંતાજી વાત્સલ્યભાવથી કૃષ્ણના મુખને નિહાળે છે. મારા ભાઈનો દિકરો એટલે વાત્સલ્ય ભાવ. મારા ભગવાન છે એટલે દાસ્યભાવ છે. ચરણ જોવાથી તૃપ્તિ થતી નથી એટલે મુખ તરફ જુએ છે. કુંતાજી ભગવાનની સ્તુતિ કરે છે.

**नमःपङ्कजनाभाय नमः पङ्कजमालिने।**
**नमः पङ्कजनेत्राय नमस्ते पङ्कजाङ्घ्रये ॥**

ભા. ૧–૮–૨૨.

જેમની નાભિમાંથી બ્રહ્માનું જન્મસ્થાન કમલ પ્રગટ થયું છે, જેણે સુંદર કમળોની માળા ધારણ કરેલી છે, જેમનાં નેત્રો કમળની સમાન વિશાળ અને કોમળ છે, જેમનાં ચરણકમળોમાં કમળનું ચિહ્ન છે એવા હે કૃષ્ણ, આપને વારંવાર નમન કરું છું.



ભગવાનની સ્તુતિ રોજ ત્રણ વાર કરવી. સવારે, બપોરે, અને રાતે સૂતા પહેલાં. તે ઉપરાંત સુખમાં સ્તુતિ કરવી, દુઃખમાં પણ સ્તુતિ કરવી અને અંતકાળે સ્તુતિ કરવી. અર્જુન દુઃખમાં સ્તુતિ કરે છે, કુંતાજી સુખમાં સ્તુતિ કરે છે. અંતકાળ વખતે ભીષ્મ સ્તુતિ કરે છે. સુખાવસાને, દુઃખાવસાને દેહાવસાને એ પ્રમાણે સ્તુતિ કરવી.

કુંતાજી કહે છે:—પ્રભુએ અમને સુખી કર્યાં છે. અમને કેવાં કેવાં દુઃખમાંથી ઉગાર્યાં છે. ભગવાનના ઉપકારોનું સ્મરણ કરે છે. કુંતાજી પ્રભુના ઉપકાર ભૂલ્યાં નથી. ત્યારે અતિસુખમાં મનુષ્ય દુઃખના દિવસો ભૂલી જાય છે. હું વિધવા થઈ, મારા બાળકો નાનાં હતાં; ત્યારે નાથ તમે જ મારું રક્ષણ કર્યું હતું. જીવમાત્ર ઉપર ભગવાન અનેક ઉપકાર કરે છે પણ જીવ એ ઉપકાર ભૂલી જાય છે. પરમાત્માના ઉપકારને ભુલવો ન જોઈએ. આપણે બિમારીમાંથી બચીએ, ત્યારે અમુક દવાથી સારું થયું એમ માનીએ છીએ. અમુક ડોકટરે બચાવ્યો તેમ માનીએ છીએ. પણ ભગવાને બચાવ્યા તેમ માનતા નથી. ભગવાનનો ઉપકાર માનતા નથી. વિચાર કરો, ડૉકટરની દવામાં કે ઇંજેકશનમાં શું બચાવવાની શક્તિ છે? ના, ના. બચાવનારો કોઈ જુદો છે. ડૉકટરમાં બચાવવાની શક્તિ હોય તો ડૉકટરને ઘેર કોઈ દિવસ છેલ્લો વરઘોડો નીકળે જ નહિ.

જળ વિના નદી શોભે નહિ, પ્રાણ વગર શરીર શોભે નહિ. કુંકુંમના ચાંદલા વગર સૌભાગ્યવતી સ્ત્રી શોભે નહિ; તેમ આપ વિના પાંડવો શોભે નહિ. નાથ, આપને લીધે અમે સુખી છીએ.

ગોપીઓ પણ ગોપીગીતમાં ભગવાનના ઉપકારોનું સ્મરણ કરે છે. ગોપીઓ કહે છે **विषजलाप्ययाद् व्यालराक्षसाद् वर्षमारुताद वैद्युतानलात्** યમુનાજીનાં વિષમય જળથી થનાર મૃત્યુથી, અજગરના રૂપમાં ખાઈ જનાર અઘાસુરથી, ઇન્દ્રની વર્ષા, આંધી, વીજળી, દાવાનળથી આપે અમારું રક્ષણ કર્યું છે.

સંસારમાં સંસારનું ઝેર વારંવાર બાળે છે.

કુંતાજી યાદ કરે છે:—દુર્યોધને મારા ભીમને ઝેરના લાડુ ખવડાવ્યા, ત્યારે તેને આપે ઉગાર્યો છે. લાક્ષાગૃહમાં અમારી લાજ રાખી છે. આપના ઉપકારો અનંત છે. તેનો બદલો વાળી શકાય તેમ નથી.

મારી દ્રૌપદીને દુશાસન સભામાં લઈ ગયો. તે વખતે દુર્યોધને કહ્યું—દ્રૌપદી આપણી દાસી થઈ છે. તેને નવસ્ત્રી કરો. દુશાસન સાડી ખેંચવા લાગ્યો.

પણ ભગવાન જેને ઢાંકે તેને કોણ ઉઘાડું કરી શકે? દુશાસન થાકયો. લોકો આશ્ચર્યમાં પડ્યા. **साडी है के नारी है, साडीकी ही नारी है।**

જીવ ઈશ્વરને કાંઈ આપી શકે નહિ. જગતનું સર્વ ઈશ્વરનું છે. ભગવાન કહે છે, મારુ છે તે મને આપે છે તેમાં શું ધાડ મારી? રોજ ત્રણ વખત પ્રાર્થના કરો. નાથ, હું તમારો છું. તમારા મારા ઉપર અનંત ઉપકાર છે. કુંતાજી કહે છે, આપના ઉપકારોનો બદલો હું શું વાળી શકું? હું તો આપના ચરણમાં વારંવાર વંદન કરું છું.

નાથ, અમારો ત્યાગ ન કરો. તમે દ્વારકા પધારો છો પણ મને એક વરદાન માગવાની ઇચ્છા છે. તે આપો અને પછી જાવ. કુંતાજીએ માંગ્યું તેવું કોઈએ દુનિયામાં માંગ્યું નથી, અને માંગશે નહિ.

विपद: सन्तु न: शश्वत्तत्र तत्र जगद्गुरो ।
भवतो दर्शनं यत्स्यादपुनर्भवदर्शनम् ॥

ભા. ૧–૮–૨૫

હે જગતના ગુરુ, અમારા જીવનમાં પગલે પગલે સદા વિપત્તિઓ આવતી રહો, કારણ કે વિપત્તિઓમાં જ નિશ્ચિતરૂપથી આપનાં દર્શન થયાં કરે છે, અને આપનાં દર્શન થાય તે પછી જન્મમૃત્યુના ચક્કરમાં આવવું પડતું નથી.

દુ:ખમાં જ મનુષ્યને ડહાપણ આવે છે. દુ:ખમાં જ જીવને પ્રભુ પાસે જવાનું મન થાય છે. વિપત્તિમાં જ એનું સ્મરણ થાય છે, તેથી વિપત્તિ એ સાચી સંપત્તિ છે.

વિપત્તિ એ સાચી વિપત્તિ નથી અને સંપત્તિ એ સાચી સંપત્તિ નથી. પરંતુ પ્રભુનું વિસ્મરણ થાય એ સાચી વિપત્તિ; અને નારાયણનું સ્મરણ કાયમ રહે એ સાચી સંપત્તિ છે.

મનુષ્યને પ્રભુ વિના ચેન પડે છે તેનું કારણ એ છે કે ભક્તિરસને તે સમજ્યો નથી.

કુંતાએ માંગ્યું છે, નાથ, મોટા મોટા દુ:ખના પ્રસંગો આવીને માથે પડે તેવું વરદાન આપો.

શ્રીકૃષ્ણ કહે છે :—તમે આ શું માંગો છો ? તમે શાનભાન ભૂલ્યાં તો નથીને ? આજ દિન સુધી દુ:ખના અનેક પ્રસંગો આવ્યા છે, હવે સુખનો વારો આવ્યો છે. હજુ દુ:ખ ભોગવવાની હોંશ છે ?

સર્વ પ્રકારનું જેનું અભિમાન છૂટે છે, જે દીન બને છે તે ભગવાનને વહાલો લાગે છે. કુંતાજી દીન બન્યાં છે. નાથ, હું જે માંગુ છુ તે યોગ્ય છે. દુ:ખ મારો ગુરુ છે, દુ:ખમાં મનુષ્યને ડહાપણ આવે છે. દુ:ખમાં જીવને પરમાત્માને શરણે જવાની ઇચ્છા થાય છે. જે દુ:ખમાં નારાયણનું સ્મરણ થાય એ તો સુખ છે, તેને દુ:ખ કેમ કહેવાય ? વિપત્તિમાં તમારું સ્મરણ થાય છે તેથી તેને હું સંપત્તિ માનું છું.

सुखके माथे शिल पडो । हरि हृदयसे जाय ।
बलिहारी वो दुःखकी जो पल पल नाम जपाय ॥
जो पल पल राम जपाय ॥

હનુમાનજીએ રામચંદ્રજીને કહ્યું છે, તમારા ધ્યાનમાં સીતાજી તન્મય થયાં છે, તેથી કહું છું કે સીતાજી આનંદમાં છે.

कह हनुमंत बिपत्ति प्रभु सोई ।
जब तव सुमिरन भजन न होई ॥

નાથ, જ્યારે તમારું સ્મરણ ભજન ન થાય, ત્યારે જ સાચી વિપત્તિ આવી છે એમ સમજવું.

મારે માથે વિપત્તિઓ આવે કે જેથી તમારાં ચરણનો આશ્રય કરવાની ભાવના જાગે. દુનિયાના મહાન પુરુષોને પહેલાં દુ:ખના પ્રસંગો આવ્યા છે.

ચાર પ્રકારના મદથી મનુષ્ય ભાન ભૂલે છે : (૧) વિદ્યામદ (૨) જુવાનીનો મદ (૩) દ્રવ્યમદ (૪) અધિકાર મદ. આ ચાર પ્રકારના મદથી જીવ ભગવાનને ભૂલી



જાય છે. પોતાનું બાળક રડે તો પ્રોફેસર તાળી પાડે અને તેને છાનું રાખવા પ્રયત્ન કરે છે. ત્યારે તે ભૂલી જાય છે કે હું પ્રોફેસર છું. પ્રોફેસર સાહેબ કથામાં આવે છે, ત્યારે કીર્તનમાં તેમને તાળી પાડતાં શરમ આવે છે. ઘેર બાબાને રમાડતાં તાળી પાડતાં શરમ નથી આવતી અને પ્રભુના કીર્તનમાં તાળી પાડતાં શરમ આવે છે. ભણેલા લોકોને ભજનમાં શરમ આવે, તો એના જેવું બીજું શું પાપ હોઈ શકે ? ભગવાને કહ્યું છે, આ ચાર પ્રકારના મદથી જીવ ઉન્મત્ત બને છે અને મારું અપમાન કરે છે.

આ મદવાળાની જીભને કીર્તન કરતાં પાપ પકડી રાખે છે. તું બોલીશ તો મારે બહાર નીકળવું પડશે.

મહાભારતમાં કહ્યું છે, સર્વ પ્રકારના રોગનો જન્મ મદમાંથી થયો છે. માટે દીન બની પ્રાર્થના કરો. તમારા જન્મનું પ્રયોજન ઘણી રીતે બતાવવામાં આવે છે, પરંતુ મને લાગે છે કે દુષ્ટોનો વિનાશ કરવો એ તમારા જન્મનું પ્રધાન કાર્ય નથી. પરંતુ તમારા ભક્તોને પ્રેમનું દાન કરવા નાથ તમે આવ્યા છો.

કુંતા થઈ સ્તુતિ કરજો. મને વસુદેવજીએ કહેલું, કંસના ત્રાસથી હું ગોકુળમાં જઈ શકતો નથી. તમે ગોકુળમાં જઈ કનૈયાનાં દર્શન કરજો. જ્યારે તમે ગોકુળમાં બાળલીલા કરતા હતા, ત્યારે તે સમયે હે નાથ, હું તમને જોવા આવી હતી. તે તમારું બાલસ્વરૂપ હજુ ભુલાતું નથી. એ વખતે યશોદાએ તમને બાંધ્યા હતા. તે ઝાંખી મને થઈ છે તે હજુ ભૂલાતી નથી.

કાળ પણ જેનાથી કાંપે છે તે કાળના કાળ શ્રીકૃષ્ણ આજે થર થર કાંપે છે.

મર્યાદાભક્તિ પુષ્ટિભક્તિના આ પ્રમાણે વખાણ કરે છે. કુંતા યશોદાનાં વખાણ કરે છે. પ્રેમનું બંધન ભગવાન પણ ભૂલી શકતા નથી.

સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી સંસારમાં આસક્તિ રહી જાય છે. સગુણ સ્વરૂપ અને નિર્ગુણ સ્વરૂપ બંનેનું આરાધન કરે, તેની ભક્તિ સિદ્ધ થાય છે. **स्नेहपाशमिमं छिन्धि** ( સ્વજનોની સાથે જોડાયેલી સ્નેહની દઢ ફાંસીને આપ કાપી નાંખો. ) આ શ્લોકથી આ સિદ્ધ થાય છે.

આપ એવી દયા કરો કે મને અનન્ય ભક્તિ પ્રાપ્ત થાય.

સ્તુતિના આરંભમાં નમસ્તે અને સમાપ્તિમાં પણ **નમસ્તે** છે. સાંખ્યશાસ્ત્રના ૨૬ તત્ત્વોનું પ્રતિપાદન ૨૬ શ્લોકોની સ્તુતિમાં કરવામાં આવ્યું છે.

ભગવાન બધું કરે છે પણ તે વૈષ્ણવને નારાજ કરી શકતા નથી. કુંતાજીનો ભાવ જાણી ભગવાન પાછા વળ્યા છે. કુંતાજીના મહેલમાં ભગવાન પધાર્યા છે. અતિશય આનંદ થયો છે અર્જુન ત્યાં આવ્યા છે. માને કહે છે, કૃષ્ણ મારા સખા છે. મારા માટે તેઓ પાછા આવ્યા છે. કુંતાજી કહે છે:—રસ્તામાં હું જઈને ઊભી રહી એટલે પાછા આવ્યા છે.

દ્રૌપદી કહે છે:—કૃષ્ણની આંગળી કપાઈ હતી, ત્યારે મારી સાડી ફાડી પાટો મેં બાંધેલો એટલે મારા માટે આવ્યા છે. સુભદ્રા કહે છે:—તમે માનેલાં બહેન છો. સગી

બહેન તો હું છું. એટલે મારા માટે પાછા આવ્યા છે. મને મળવા આવ્યા, ત્યારે હું રડી અને કંઈ ન બોલી શકી માટે પાછા આવ્યા છે. પરમાત્મા સાથે પ્રેમ કરો, તો તે તમારા થશે.

સર્વને વહાલો પણ એ કોઈનો ન થનારો. એ સર્વથી ન્યારો છે. સબસે ઊંચી પ્રેમ સગાઈમાં એ માને છે. ભીષ્માચાર્યનો પ્રેમ અતિદિવ્ય હતો. કૃષ્ણ કહે છે, હું કોઈ સગાઈને માનતો નથી. પ્રેમ સગાઈમાં હું માનું છું. હું મારા ભીષ્મ માટે પાછો આવ્યો છું. મારો ભીષ્મ મને યાદ કરે છે.

ભીષ્મપિતા તે વખતે મૃત્યુશૈયા પર પડેલા છે. તેના માટે તેનું મરણ સુધારવા ભગવાન પાછા આવ્યા છે. મહાત્માઓનું મરણ મંગલમય હોય છે. સંતોનો જન્મ આપણા જેવો હોય છે. તેથી તેઓની જન્મતિથિ ઉજવાતી નથી. પરંતુ સંતોનું મરણ પુણ્યમય હોય છે, મંગલમય હોય છે. તેથી તેઓની મરણતિથિ ઉજવાય છે. ભીષ્મપિતાનું મરણ કેવી રીતે યાય છે તે જોવા મોટા મોટા ઋષિઓ ત્યાં આવ્યા છે.

ધર્મરાજાને પ્રભુએ ઉપદેશ કર્યો. તેને સાંત્વના મળતી નથી, એટલે તેમને ભીષ્મ પિતા પાસે જવા કહે છે. બધા બાણગંગાના કિનારે ભીષ્મ સૂતા છે ત્યાં આવ્યા છે.

ભીષ્મ વિચારે છે કે ઉત્તરાવસ્થામાં ઉત્તરાયણમાં મારે મરવું છે. ભીષ્મપિતાએ કાળને કહ્યું, હું તારો નોકર નથી. હું મારા શ્રીકૃષ્ણનો સેવક છું. ભીષ્મ દ્વારકાનાથનું ધ્યાન કરે છે. મને ભગવાને વચન આપેલું છે કે અંતકાળે હું જરૂર આવીશ પણ તેઓ હજુ દેખાતા નથી. મારા નારાયણ આવે, તો તેમના દર્શન કરતાં હું પ્રાણ ત્યાગ કરીશ. આમ વિચારે છે તે જ વખતે ધર્મરાજા ત્યાં આવ્યા છે.

ભીષ્મ ધર્મરાજાને કહે છે :—શ્રીકૃષ્ણ સાક્ષાત્ પરમાત્મા છે. તે તારું નિમિત્ત કરી મારા માટે તેઓ આવ્યા છે. મારું મરણ સુધારવા તેઓ આવ્યા છે.

ભીષ્મે ભગવાનને વચનથી બાંધ્યા હતા. કૌરવપાંડવ યુદ્ધ વખતે દુર્યોધન ભીષ્મપિતાને કહે છે :—દાદાજી આઠ દિવસ થયા કોઈ પાંડવને તમે મારી શક્યા નથી. દાદાજી તમે બરાબર લડતા નથી. ભીષ્મ આવેશમાં આવી ગયા. આવેણમાં દુર્યોધનને કહ્યું, રાત્રે બાર વાગે હુ ધ્યાનમાં બેસું, ત્યારે તારી રાણીને આશીર્વાદ લેવા મોકલજે. હું અખંડ સૌભાગ્યનું વરદાન આપીશ.

કૃષ્ણને આ સાંભળી ચિંતા થઈ. દુર્યોધનની પત્ની ભાનુમતીને ભગવાન મળ્યા.

તેણીને કહ્યું, દાદાજી ઘરના છે. આજે જ જવાની શી ઉતાવળ છે ? આવતીકાલે દર્શન કરવા જજે. ભાનુમતિ માની ગયાં.

મહાત્માઓ કહે છે તે વખતે કૃષ્ણે દ્રૌપદીને જગાડી છે, એક સ્વરૂપે દ્રૌપદીને લઈને ભીષ્મપિતા પાસે ગયા છે. એક સ્વરૂપે દ્રૌપદી થઈ અર્જુનની પથારીમાં સૂતાં છે. શ્રીકૃષ્ણ અરુપાયો રુરુપાય છે.

ભીષ્મપિતા ધ્યાન કરે છે, આજે દ્વારકાધિશનું સ્વરૂપ દેખાતું નથી. પરંતુ કાળી કામળી, હાથમાં દીવો વગેરે સ્વરૂપવાળા ભગવાન દેખાય છે. આજે ભગવાન દ્રૌપદીના



ખવાસ થઈને આવ્યા છે. દ્વારપાળે અટકાવ્યા. કોઈ પુરુષ અંદર જઈ શકે નહિ. તેવો હુકમ છે. દ્રૌપદી અંદર જઈ પ્રણામ કરે છે. દુર્યોધનની પત્ની ભાનુમતિ આવી છે એમ માની ભીષ્મ આશીર્વાદ આપે છે, અખંડ સૌભાગ્યવતી ભવ.

દ્રૌપદીએ પૂછ્યું :—દાદાજી તમારો આશીર્વાદ સાચો થશે ? ભીષ્મ પૂછે છે, દેવી તું કોણ છે ? દ્રૌપદીએ જવાબ આપ્યો હું પાંડવોની પત્ની દ્રૌપદી.

ભીષ્મ કહે :—મેં તને આશીર્વાદ આપ્યા છે તે સાચા થશે. પાંડવોને મારવાની પ્રતિજ્ઞા મેં આવેશમાં લીધી છે, સાચા હૃદયથી નહિ. સાચા હૃદયથી તને આશીર્વાદ આપ્યા છે તે સાચા પડશે. પણ તું પહેલાં મને કહે, તું એકલી અત્રે કેવી રીતે આવી શકી ? તને લાવનાર દ્વારકાનાથ વગર બીજો કોણ હોય ?

ભીષ્મ દોડતાં દોડતાં બહાર આવ્યા છે. શ્રીકૃષ્ણને કહ્યું છે આજે તો હું આપનું ધ્યાન કરું છું પણ અંતકાળે તમારું સ્મરણ રહેશે કે નહિ. પ્રાણપ્રયાણ સમયે વાતપિત્ત કફના પ્રકોપથી આ ગળું રૂંધાઈ ગયું હશે, તેવા સમયે તમારું સ્મરણ શી રીતે થશે ? માટે અંતકાળમાં મારી લાજ રાખવા આવજો. અંતકાળમાં ભયંકર સ્થિતિ થશે તે વખતે આપ મને લેવા આવજો. નાથ, મારા માટે અંતકાળ વખતે આવજો, તે વખતે શ્રીકૃષ્ણે ભીષ્મપિતાને વચન આપેલું કે હું જરૂર આવીશ. તેમને આપેલું વચન સત્ય કરવા દ્વારકાનાથ પધાર્યા છે. પ્રભુને રોજ પ્રાર્થના કરજો, નાથ, મારા મરણ સમયે આપ જરૂર આવજો. શરીર સારું હોય તો ધ્યાન, જપ થાય છે. અંતકાળમાં દુઃખથી દેહાનુસંધાન થાય છે. તેથી પરમાત્માનું સ્મરણ કરવું કઠણ છે.

ભીષ્મપિતા શ્રીકૃષ્ણની સ્તુતિ કરે છે :—નાથ કૃપા કરો. જેવા ઊભા છો તેવા જ ઊભા રહેજો.

**स देवदेवो भगवान् प्रतीक्षतां कलेवरं यावदिदं हिनोम्यहम् ।**

કૃષ્ણ વિચારે છે, મને બેસવાનું પણ નહિ કહે ? પુંડલિકની સેવા મને યાદ આવે છે. તુકારામે પ્રેમમાં એકવાર પુંડલિકને ઠપકો આપ્યો છે. મારા વિઠ્ઠલનાથ તારે આંગણે આવ્યા તેની તેં કદર ન કરી, મારા પ્રભુને તેં ઊભા રાખ્યા છે.

રોજ પ્રાર્થના કરો કે નાથ, મારું મરણ સુધારજો. શરીરમાં શક્તિ છે ત્યારે જ ખૂબ ભક્તિ કરો અને પ્રભુને રીઝાવો.

શ્રીકૃષ્ણ કહે છે :—દાદા, આ ધર્મરાજાને થાય છે કે મેં બધાને માર્યા છે, મારે લીધે સર્વનાશ થયો, તેમને શાંતિ મળે તેવો ઉપદેશ આપ કરો.

ભીષ્મપિતા કહે છે :—ઊભા રહો. ધર્મરાજાની શંકાનું સમાધાન પછી કરીશ. મારી એક શંકાનું સમાધાન પહેલાં કરો, મારા એક પ્રશ્નનો જવાબ પહેલાં આપો. મારું જીવન નિષ્પાપ છે, મારું મન પવિત્ર છે, મારું તન પવિત્ર છે, મારી ઇન્દ્રિયો શુદ્ધ છે. આ કોની પાસે વાત કરે છે ? જે મનકી પણ જાણે છે તેની પાસે. ભીષ્મ કહે છે, મેં પાપ કર્યું નથી તેમ છતાં આજે મને આ સજા કેમ થાય છે ? મારે બાણની શય્યા ઉપર સૂવું પડ્યું છે. મને અતિશય વેદના કેમ થાય છે ? હું નિષ્પાપ છું છતાં કેમ સજા કરો છો.

ભગવાન કહે છે:—દાદાજી, આપે પાપ કર્યું નથી તે વાત સાચી છે. તેથી તો

હું આપને મળવા આવ્યો છું. આપે પાપ કર્યું નથી પણ તમે આંખથી પાપ જોયું
છે. આપે પાપ જોયું તેની આ સજા કરી છે.

કોઈ પાપ કરે તે તમે જુઓ તો એ પણ પાપ છે. કોઈના પાપનો વિચાર કરો
એ પણ પાપ છે. કોઈનું પાપ જોશો નહિ કે સાંભળશો નહિ કે કહેશો નહિ.

ભીષ્મ :—તે પાપ મને યાદ આવતું નથી. મેં કયું પાપ જોયું છે?

કૃષ્ણ :—દાદાજી, તમે ભૂલી ગયા હશો, પણ હું ભૂલ્યો નથી. હું ઈશ્વર છું. મારે
સર્વ યાદ રાખવું પડે છે. યાદ કરો, દાદાજી તમે સભામાં બેઠા હતા. દુઃશાસન
દ્રૌપદીને ત્યાં લઈ આવ્યો હતો. ત્યારે તમે ત્યાં જ હતા. દ્રૌપદીએ કહેલું, જુગારમાં
પતિ હારી જાય તે પછી એ પત્નીને દાવમાં લગાડી શકે નહિ?

દુર્યોધને કહેલું :—દ્રૌપદી દાસી બની છે, તેણીને નવસ્ત્રી કરો.

તે વખતે દ્રૌપદીએ તમને કહેલું, પતિ હારી ગયા પછી પત્નીને પણમાં લગાવવાનો
પતિને અધિકાર નથી. દાદાજી મારો ન્યાય કરો. હું જિતા કે અજિતા. તે વખતે તમે
કહેલું, દુર્યોધનનું અન્ન ખાવાથી મારી બુદ્ધિ બહેર મારી ગઈ છે. મને કાંઇ સૂજતું
નથી. તમે કાંઈ બોલ્યા નહી. આવું પાપ સભામાં થાય અને તમે તે નિહાળો. તે
તમારા જેવા જ્ઞાનીને શોભે? દ્રૌપદીની લાજ લૂંટાતી ભરસભામાં તમે જોઈ છે.
દ્રૌપદીને આશા હતી. તમ જેવા સભામાં બિરાજો છો તો ચોક્કસ અન્યાય થતો
અટકાવશો. તમે તે વખતે દ્વિધામાં પડેલા, અન્યાય અટકાવ્યો નહિ. એટલે દ્રૌપદીએ
નિરાશ થઈને પુકાર કર્યો. हे **कृष्ण। हे द्वारकावासिन्। क्वासि यादवनन्दन। कौरवैः**
**परिभुताम् माम् किं न जानासि केशव॥** દ્રૌપદીનો પુકાર સાંભળી હું ત્યાં ગુપ્તરૂપે
આવેલો હતો. હું બધુ જોતો હતો. દુશાસન મારી દ્રૌપદીની સાડીઓ ખેંચવા લાગ્યો.
તમે તે જોતા હતા. સભામાં અન્યાય થતો તમે જોયો છે, તેની તમને આ સજા થાય છે.

ભિષ્મપિતાએ નમન કર્યું છે. ભિષ્મપિતાએ તે પછી ધર્મરાજાને ઉપદેશ કર્યો
છે. સ્ત્રીધર્મ, આપદધર્મ, રાજધર્મ, મોક્ષધર્મ વગેરે સમજાવ્યા છે. મહાભારતના
શાંતિપર્વમાં આ બોધ આવ્યો છે. તે પછી પરમધર્મ બતાવ્યો.

યુધિષ્ઠરે પૂછ્યું છે, સર્વ ધર્મોમાં કયા ધર્મને તમે પરમ શ્રેષ્ઠ ધર્મ માનો છો?
તથા કોના જપ કરવાથી જીવ જન્મમરણરૂપ સંસાર બંધનથી મુક્ત બને છે?

ભિષ્મપિતા કહે છે—સ્થાવર જંગમરૂપ સંસારના સ્વામી, બ્રહ્માદિ દેવોના દેવ,
દેશ કાળ અને વસ્તુથી અપરિચ્છિન્ન, ક્ષર અક્ષરથી શ્રેષ્ઠ પુરુષોત્તમના સહસ્ત્રનામોનું
નિરંતર તત્પર રહીને ગુણ સંકીર્તન કરવાથી પુરુષ સર્વ દુઃખોથી મુક્ત બને છે.

વિષ્ણુસહસ્ત્ર નામનો પાઠ કરવો એ પરમધર્મ છે. શિવમહિમ્ન અને વિષ્ણુસહસ્ત્રનો
પાઠ રોજ કરો. શિવજીની સ્તુતિ કરવાથી જ્ઞાન મળે છે. જ્ઞાનથી ભક્તિ દૃઢ થાય છે.
વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરવાથી પાપ બળે છે. વિષ્ણુસહસ્ત્ર નામના પાઠથી કપાળમાં
લખેલા વિધાતાના લેખ પણ બદલાય છે જન્મમરણના બંધનમાંથી જીવને તે મુક્ત કરે
છે. ભગવાન શંકરાચાર્યને વિષ્ણુસહસ્ત્ર નામનો પાઠ બહુ પ્રિય હતો. સૌથી પહેલું
વિષ્ણુસહસ્ત્ર નામ ઉપર તેમણે ભાષ્ય લખ્યું છે. તેમનો છેલ્લો ગ્રંથ છે બ્રહ્મસૂત્ર
ઉપરનું શાંકરભાષ્ય. તે પછી કલમ મૂકી દીધી છે.

વિષ્ણુસહસ્ત્ર નામનો પાઠ બતાવ્યો. વિષ્ણુસહસ્ત્ર નામનો પાઠ રોજ બે વખત



કરો. બાર વર્ષ આ પ્રમાણે કરો તો જરૂર ફળ મળશે, એક વખત જમ્યા પહેલાં અને એક વખત રાત્રે સૂતાં પહેલાં. વિષ્ણુસહસ્ત્ર નામમાં દિવ્ય શકિત છે. કપાળે વિધાતાએ જે લેખ લખ્યા છે તે ભૂંસવાની, તે બદલવાની શકિત વિષ્ણુસહસ્ત્ર નામમાં છે. ગરીબ માણસ વિષ્ણુયાગ ક્યાંથી કરી શકે? પરંતુ ગરીબ માણસ વિષ્ણુસહસ્ત્ર નામના પંદર હજાર પાઠ કરે તો એક વિષ્ણુયાગ કરવાનું પુણ્ય તેને મળે છે.

ભોજનની જેમ ભજનમાં પણ નિયમ રાખવો જોઈએ. બાર વર્ષ નિયમપૂર્વક સત્કર્મ કરો. તે પછી અનુભવ થશે. ગમે તે કામ હોય ભગવાનનું ભજન નિયમિત કરો. જે પરમાત્માની કૃપાથી આ સુખ મળ્યું, આ પુત્ર મળ્યો તે ઠાકોરજીની સેવા સ્મરણ જીવ ન કરે એના જેવું પાપ કયું?

તે પછી ભીષ્મપિતા ભગવાનની સ્તુતિ કરે છે. દર્શન કરતાં ભીષ્મપિતા બોલ્યા છે, કે નાથ, આપનાં દર્શન હું ખાલી હાથે કેમ કરું? હું તમને શી ભેટ અર્પણ કરું?

ભગવાન જીવ પાસે ધન માંગતા નથી, મનબુદ્ધિ માંગે છે.

હે નાથ, મારાં મનબુદ્ધિ આજે તમારાં ચરણમાં અર્પણ કરું છું.

આ જીવ લુચ્ચો છે. વધારે શું કહું? કાંઈક મુશ્કેલી આવે ત્યારે રણછોડરાયનાં દર્શન કરવા જાય છે. રણછોડરાયજીને અગિયાર રૂપિયા ભેટમાં મૂકે છે અને કહે છે, નાથ, મેં કોર્ટમાં મારા ભાઈ ઉપર દાવો કર્યો છે. મારું ધ્યાન રાખજો. ધ્યાન રાખજો એટલે કે મારી સાથે કોર્ટમાં આવજો. વકીલને રૂપિયા ૩૦૦ આપે અને ઠાકોરજીને અગિયારમાં સમજાવે છે. ભગવાન કહે છે, હું સમજું છું. હું તારા દાદાનો પણ દાદો લાગું છું. એટલે જ્યારે લક્ષ્મીજી પૂછે કે તમે તમારા ભક્તોને જલદી નજર કેમ આપતા નથી ત્યારે ભગવાન કહે છે, એ આપે છે તેના બદલામાં શું માગે છે તે તો તું જો. ભગવાનને તમારું મન, તમારી બુદ્ધિ અર્પણ કરો. એકવાર હે નાથ મને એકવાર કહો કે તું મારો છે.

મોર મોર સબ કોઈ કહે, બંધુ મચાવત શોર,
મોરપંખવાલે પ્રભુ, કહો અહ અબ મોર.

ભીષ્મસ્તુતિનો પાઠ કરતા એમ લાગે છે કે મરણને ભક્તિ જ સુધારે છે. જ્ઞાન ઉપર ભરોસો રાખશો નહિ. આત્મા શરીરથી જુદો છે એ સૌ જાણે છે. પણ તેનો અનુભવ થતો નથી. દુઃખ થાય છે ત્યારે દેહાધ્યાસ જ મનમાં આવે છે. દેહના અવસાન વખતે વીસ કરોડ વીંછીઓ કરડે તેટલું દુઃખ થાય છે. મનુષ્યનું મરણ સુધારે છે ભક્તિ. કેટલીકવાર જ્ઞાન મરણ બગાડે છે. ભીષ્મપિતા જ્ઞાન ઉપર ભરોંસો રાખતા નથી. ભગવાનને શરણે આવ્યા છે. ભીષ્મપિતા કહે છે હું આપને શરણે આવ્યો છું. એવું બોલતા નથી કે હું બ્રહ્મરૂપ છું. કહે છે કે હું તમારો છું, તમારે શરણે આવ્યો છું. ભગવાન સહેજ ઠપકો આપે છે. તમને "મારો" એમ કેમ કહું? તમે મારા અર્જુનને, મારા ભક્તને બાણ માર્યાં છે. તે કેમ ભુલાય? ભીષ્મ કહે છે, પાંડવો ઉપર મારો કેવો પ્રેમ છે તે જગત જાણે છે, તમે પણ જાણો છો. તે વખતે મારું શરીર કૌરવ પક્ષમાં હતું; પણ મારું મન પાંડવ પક્ષમાં હતું. બાણ છોડતો હતો ત્યારે મનમાં ભાવના કરતો હતો કે જીત પાંડવોની થાય. **जयोस्तु पांडुपुत्राणाम्** એવું બોલીને હું બાણ છોડતો હતો.

કૃષ્ણ:—પણ શરીરથી તમે પાંડવ પક્ષમાં આવ્યા નહિ ને ? તમે કૌરવોના પક્ષમાં રહીને મારા પાંડવો સામે લડ્યા છો. તમારું મન પાંડવપક્ષમાં હતું, તો તન પણ ત્યાં કેમ ન રાખ્યું ?

ભીષ્મ : હે નાથ. તે વખતે અર્જુનના રથ ઉપર તમે વિરાજતા હતા. તે તમારાં દર્શન કરવાની ઈચ્છા હતી. મેં વિચાર્યું પાંડવપક્ષમાં રહીશ, તો અર્જુનના રથ ઉપર વિરાજેલા પાર્થ સારથીનાં દર્શન કેમ થશે ? તે તમારાં સતત દર્શન કરવા માટે સામાં પક્ષમાં જઈને ઊભો હતો. પાંડવ પક્ષમાં રહીને લડું તો તમારાં સ્વરૂપનાં દર્શન મને બરાબર ન થાય. કૌરવ પક્ષમાં રહું, તો તમારી સામે ઊભા રહીને લડવું પડે એટલે તમારાં દર્શનનો પૂર્ણ લાભ મળે.

**त्रिभुवनकमनं तमालवर्णं रविकरगौरवराम्बरं दधाने।**
**वपुरलककुलावृताननाब्जं विजयसखे रतिरस्तु मेऽनवद्या॥**

ભીષ્મ સ્તુતિ કરે છે :—જેમનું શરીર ત્રિભુવન સુંદર અને નીલા તમાલની જેવું નીલવર્ણ છે, જેના ઉપર સૂર્યકિરણોની સમાન શ્રેષ્ઠ પિતાંબર ફરફરી રહ્યું છે અને મુખ ઉપર કમળની સમાન ગૂંચવાયેલી લટો લટકી રહી છે એવા અર્જુનસખા શ્રીકૃષ્ણમાં મારી નિષ્કપટ પ્રીતિ થાવ. **पार्थसखे रतिर्ममास्तु।**

એવા પાર્થસારથીને રોજ નિહાળો. મારા ઇંદ્રિયોરૂપી ઘોડા હે નાથ હું આપને સોંપુ છું. શરીર રથ છે-ઇંદ્રિયો ઘોડા છે. મારી નિષ્કામ બુદ્ધિ અને મન આપને અર્પણ કરું છું. **मतिरुपकल्पिता वितृष्णा।** મન આપવા લાયક એક ભગવાન જ છે. ત્યારે જગતમાં કોઈ સ્ત્રીને તો કોઈ પુરુષને મન આપે છે. ભગવાન કહે છે, મને ધન વગેરે નહિ પણ તમારું મન મને આપો.

ભગવાન વિચાર કરવા લાગ્યા, ડોસો ચતુર છે, કેવું સરસ બોલે છે ?

આ જીવ ઠાકોરજીને કાંઈક અર્પણ કરે છે, ત્યારે ઠાકોરજીને સંકોચ થાય છે.

મને યુદ્ધના સમયની એમની એ વિલક્ષણ છબી યાદ આવે છે. તેઓના મુખ ઉપર લહેરાતી વાળની લટો ઘોડાઓના પગથી ઊડતી ધૂળથી મેલી થઈ ગઈ હતી અને પસીનાનાં નાનાં નાનાં બિંદુઓ શોભી રહ્યાં હતાં. મારાં તીક્ષ્ણ બાણો વડે હું તેમની ચામડીને વીંધી રહ્યો હતો. એવા સુંદર કવચધારી શ્રીકૃષ્ણ પ્રતિ મારું શરીર, અંતઃકરણ અને આત્મા સમર્પિત થઈ જાય.

પ્રભુને પ્રાર્થના કરો કે મારા શરીરરથ ઉપર આપ વિરાજો. શરીરરથમાં દ્વારકાનાથ વિરાજેલા છે તેવી ભાવના કરો. મારા ઇન્દ્રિયોરૂપી ઘોડાઓ કાબૂ બહાર જાય તો તેને અટકાવજો. મેં મારા શરીરરથની લગામ તમારા હાથમાં સોંપી છે. મારી ઇન્દ્રિયોને કબજે રાખો. મારો રથ સહિસલામત પાર ઉતારો. પ્રભુનું શરણ ગ્રહણ કરનારનું જ મરણ સુધરે છે.

હે નાથ, જગતમાં તમે મારી કેટલી પ્રતિષ્ઠા વધારી ? મને કેટલું માન આપ્યું ? મારી પ્રતિજ્ઞા સત્ય કરવા તમે તમારી પ્રતિજ્ઞા જતી કરી.

**स्वनिगममपहाय मत्प्रतिज्ञामृतमधिकर्तुम।**

કૃષ્ણે મહાભારત યુદ્ધમાં કોઈ અસ્ત્રશસ્ત્ર ન લેવાની પ્રતિજ્ઞા કરેલી. ભીષ્મે કહેલું, હું ગંગાજીનો પુત્ર છું. હું એવું લડીશ કે કૃષ્ણને હાથમાં શસ્ત્ર લેવું જ પડશે. હું કૃષ્ણ



પાસે શસ્ત્ર લેવડાવીશ. ભીષ્મનાં બાણોથી અર્જુનને મૂર્છા આવી છે. અર્જુન મૂર્છામાં છે છતાં ભીષ્મ બાણ મારે છે. કૃષ્ણે વિચાર્યું, આ ડોસો મારા અર્જુનને મારી નાખશે તો અનર્થ થશે. મારી પ્રતિજ્ઞા ગઈ ખાડામાં. ભગવાન રથ ઉપરથી કૂદી પડ્યા છે. જેમ સિંહ દોડતો જાય, તેમ શ્રીકૃષ્ણ હાથમાં રથનું પૈડું લઈ ભીષ્મ તરફ દોડ્યા. ભીષ્મે તે વખતે નમન કર્યું. ભગવાનનો જય જયકાર કર્યો. ભગવાન કેવા દયાળુ છે ! ભક્તોની પ્રતિજ્ઞા સત્ય કરવા તે પોતાની પ્રતિજ્ઞા જતી કરે છે. ઠાકોરજીની આ લીલા છે. ભગવાન ભક્તોને ખૂબ માન આપે છે. મારી હાર પણ મારા ભક્તોની જીત. ભીષ્મ કહે છે, મારી પ્રતિજ્ઞા પણ સાચી અને કૃષ્ણની પ્રતિજ્ઞા પણ સાચી છે. તે વખતે તમારાં બે સ્વરૂપો મને દેખાયાં હતાં. એક સ્વરૂપે રથમાં વિરાજ્યા છે, અને એક સ્વરૂપે રથ ઉપરથી કૂદી પડ્યા છે.

અર્જુન મૂર્છામાં છે. આ ઘોડાઓ રથને ખાડામાં લઈ જશે તો અર્જુનનું શું થશે ? તેથી એક સ્વરૂપે રથમાં રહ્યાં છે. જે સ્વરૂપે રથમાં હતા તે સ્વરૂપે અસ્ત્રશસ્ત્ર લીધું નથી.

ભીષ્મ એટલે ભયંકર. ભયંકર કોણ ? મન એ ભયંકર છે.

ભીષ્મ એટલે મન. અર્જુન એ જીવાત્મા છે. મન આવેશમાં આવે ત્યારે સંકલ્પ વિકલ્પ ખૂબ કરે છે. મન સંકલ્પ વિકલ્પરૂપી બાણ મારે છે. એટલે જીવ-અર્જુન ઘાયલ થાય છે. ત્યારે તેને મૂર્છા આવે છે. ઈશ્વર જ્યારે મનને મારવા જાય છે, ત્યારે મન કાબૂમાં આવે છે. ભગવાન સુદર્શન ચક્ર લઈને મનને મારવા જાય છે ત્યારે મન શાંત થાય છે. આ જીવ પરમાત્માને શરણે જાય ત્યારે પરમાત્મા આ મનને શાંત કરે છે. મન સંકલ્પ વિકલ્પ ન કરે તો તે મન આત્મસ્વરૂપમાં મળી જાય છે, ત્યારે જીવને શાંતિ મળે છે.

નાથ, હું આપની સ્તુતિ કેવી રીતે કરું ?

ભીષ્મે કરેલી સ્તુતિ અનુપમ છે. તે કંઠસ્થ કરવા જેવી છે. એને ભીષ્મસ્તવરાજ સ્તોત્ર પણ કહે છે.

તે પછી ભીષ્મ ઉત્તરાયણમાં દેહ છોડે છે. ભીષ્માચાર્ય ભગવત સ્વરૂપમાં લીન થયા છે, કૃતાર્થ થયા છે. ઉત્તરાયણમાં મરણ એટલે જ્ઞાનની અથવા ભક્તિની ઉત્તરાવસ્થામાં-પરિકવ દશામાં મરણ એ ઉત્તરાયણમાં મરણનો અર્થ છે. બાકી ઘણા પાપીઓ પણ ઉત્તરાયણમાં મરણ પામે છે તેઓ સદ્ગતિ પામતા નથી. ઘણા યોગીઓ દક્ષિણાયનમાં મરણ પામે છે તેઓની દુર્ગતિ થતી નથી. દક્ષિણ દિશામાં યમપુરી છે, નરકલોક છે. નરકલોક એટલે અંધકાર. પરમાત્માનું જેને અજ્ઞાન છે, પરમાત્માનો અનુભવ કર્યા વગર જે મરે છે તેનું દક્ષિણાયનમાં મરણ થયું કહેવાય. સંતનો જન્મ આપણા જેમ સાધારણ હોય છે પણ મરણ મંગલમય હોય છે.

ભીષ્મ મહાજ્ઞાની હતા તેમ છતાં પ્રભુ પ્રેમમાં તન્મય થઈને મર્યા છે. તે બતાવે છે ભક્તિ જ શ્રેષ્ઠ છે.

સાધનભક્તિ કરતાં કરતાં સાધ્યભક્તિ સિદ્ધ થાય છે.

મરણ કોનું સુધર્યું ? જેના મરણ વખતે દેવો વાજાં વગાડે તેનું. ભીષ્મના પ્રયાણ વખતે દેવો વાજાં વગાડે છે. માટે કરણી એવી કરો કે **जब तुम आये जगतमें जग हसे तुम रोय। अैसी करनी कर चलो, तुम हसे जग रोय॥**

માનવ જીવનની છેલ્લી પરીક્ષા મરણ છે. જેનું જીવન સુધરે છે એનું મરણ સુધરે છે. જેનું મરણ બગડયું એનું આખું જીવન બગડયું. મરણ ત્યારે સુધરે જ્યારે પ્રતિક્ષણ સુધરે. જીવન એનું સુધરે છે જેનો સમય સુધરે છે, જેને સમયની કિંમત છે. ગયેલી સંપત્તિ મળશે પણ ગયેલો સમય નહિ મળે. પ્રતિક્ષણનો જે સદ્ઉપયોગ કરશે તેનું મરણ સુધરશે. કણનો દુરુપયોગ ન કરો અને ક્ષણનો દુરુપયોગ ન કરો. કણનો દુરુપયોગ કરે એ દરિદ્રિ થાય છે અને ક્ષણનો દુરુપયોગ કરે તેનું જીવન બગડે છે. પ્રતિદિન સંયમને વધારો. પ્રતિપળે ઈશ્વરનું સ્મરણ કરે તેનું મરણ સુધરે છે. ભીષ્મે આજીવન સંયમ રાખ્યો છે. સંયમ વધારી પ્રભુના સતત સ્મરણની આદત પડે તો મરણ સુધરે અંતકાળનો સમય બહુ કઠણ છે. તે વખતે પ્રભુનું સ્મરણ થવું બહુ કઠણ છે.

जन्म जग्म मुनि जतन कराहीं, अंत राम कहिं आवत नाहिं। આખું જીવન જેના પાછળ જશે અંતકાળે તેને તે જ યાદ આવશે. મનુષ્ય પ્રયત્ન વિના ઈશ્વર કૃપા કરતાં નથી. આખું જીવન જે ભગવત સ્મરણ કરશે, તે કદાચ અંતકાળે ભગવાનને ભૂલી જાય, તો પણ ભગવાન તેને યાદ કરશે. સત્કર્મ વ્યર્થ જવાનું નથી. મારો ભક્ત મને ભૂલે પણ હું તેને નહિ ભૂલું. ભીષ્મ પિતાનું મરણ સુધારવા દ્વારકાનાથ પધાર્યા છે. ભીષ્મપિતાનું મરણ સુધાર્યું છે. ભીષ્મપિતા જ્ઞાનનો ભરોસો રાખતા નથી, તેમણે પ્રભુની શરણાગતિ સ્વીકારી છે.

દાદાના મરણથી યુધિષ્ઠિરને દુઃખ થયું. પરંતુ દાદાને સદ્ગતિ મળી તેથી તેમને આનંદ થયો છે.

યુધિષ્ઠિર ગાદી ઉપર વિરાજ્યા છે. ધર્મરાજા હસ્તીનાપુરમાં રાજ્ય કરવા લાગ્યા. ધર્મરાજાના રાજ્યમાં દુકાળ નથી, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ નથી. ધર્મરાજાના પવિત્ર રાજ્યમાં કોઈ મૂર્ખ નથી, કોઈને પણ રોગ નથી. ધર્મની મર્યાદાનું પાલન કરે, તો તે કોઈ દિવસ રોગી થાય નહિ......

ભોગવાસના અનેક જન્મોની મનમાં છે. તેનો જલદી ત્યાગ થઈ શકતો નથી. પરંતુ વિવેકથી ભોગ ભોગવે તો અંતકાળ સુધી ઈન્દ્રિય સાજી રહે. ધર્મની મર્યાદામાં રહી મનુષ્ય અર્થ, કામ ભોગવે તો દુઃખી થાય નહિ. સદાચાર અને સંયમને નહિ વધારો, તો સંપત્તિ પણ આનંદ નહિ આપે. એકદમ સંકલ્પરહિત મનને કરવું કઠણ છે. માટે પવિત્ર સંકલ્પ કરો. પરમાત્માના ચરણનો દૃઢ આશ્રય કરો ત્યારે જ મન શાંત થાય.

સૂતજી સાવધાન કરે છે:—ધર્મરાજાના રાજ્યમાં ધર્મનું શિક્ષણ આપવામાં આવતું હતું.

आरोग्यम भास्करात् इच्छेत
मोक्षम् इच्छेत् जनार्दनात् ।

સૂર્યનારાયણ પ્રત્યક્ષ ભગવાન છે. ઈતર સર્વ દેવો ભાવનાથી સિદ્ધિ આપે છે. સૂર્યનારાયણ પ્રત્યક્ષ દેખાય છે. તેમાં ભાવના કરવાની જરૂર નથી. આ પ્રત્યક્ષ દેવની આરાધના કરો. ધર્મરાજા સૂર્યનારાયણની આરાધના કરતાં. સૂર્યનારાયણની આરાધના વગર બુદ્ધિ શુદ્ધ થતી નથી. કાંઈ નહીં તો ઓછામાં ઓછા બાર સૂર્યનમસ્કાર રોજ કરો. મારા શ્રીકૃષ્ણ સૂર્યનારાયણમાં છે કારણ કે ભગવાને ગીતામાં કહ્યું છે, જ્યોતિ આદિત્યો.



આ સૂર્યનારાયણની ઉપાસનાનો ક્રમ બતાવ્યો. સૂર્યનારાયણની ઉપાસના કરનાર દરિદ્રિ થતો નથી. મહાભારતના વનપર્વમાં આ કથા છે. યુધિષ્ઠિર સૂર્યની ઉપાસના કરતા. વનમાં સૂર્યદેવે યુધિષ્ઠિરને અક્ષયપાત્ર આપ્યું છે.

રામજીને સૂર્યે શક્તિ આપી ત્યારે તેઓ રાવણને મારી શકયા છે. રામજીએ આદર્શ બતાવ્યો છે. ઈશ્વર છું છતાં સૂર્યનારાયણની આરાધના કરું છું.

નીતિનું ધર્મ સાથે લગ્ન ન થાય ત્યાં સુધી નીતિ વિધવા છે. નીતિ વગરનો ધર્મ વિધુર છે. અર્થોપાર્જન કરવો એ ધર્મ છે. પણ અર્થ ધર્માનુકૂલ હોવો જોઈએ. અર્થને ધર્મની મર્યાદા ન હોય, તો એ માયાનું સ્વરૂપ બને છે. અને તે અનર્થ કરે છે. માટે ધર્માનુકૂલ અર્થનું ઉપાર્જન કરજો, અને નીતિને અનુસરીને તેને ભોગવજો.

ધર્મરાજાના પવિત્ર રાજ્યમાં કોઈના ઘરમાં ઝઘડો ન હતો. પુત્ર માતાપિતાની આજ્ઞામાં રહેતો. તે વખતે રાજા ધર્મનિષ્ઠ હોવાથી પ્રજા પણ ધર્મનિષ્ઠ હતી.

યુધિષ્ઠિરને ગાદી ઉપર બેસાડી શ્રીકૃષ્ણ દ્વારકા પધારે છે. દ્વારકાના લોકો રથયાત્રાનાં દર્શન કરે છે. રથમાં વિરાજેલા દ્વારકાનાથનાં દર્શન રોજ કરો. શંખ, ચક્ર, ગદા, પદ્મ હાથમાં છે. સોનાનો રથ છે. આપણે થોડી ઝાંખી કરીએ છીએ, તો હૃદય પીગળે છે. આ શરીરરથમાં શ્રીકૃષ્ણને નિહાળો. ભક્તો હૃદય સિંહાસન ઉપર પરમાત્માને પધરાવી તેનાં દર્શન કરે છે. જ્ઞાનીઓ સમાધિમાં લલાટમાં બ્રહ્મના દર્શન કરે છે.

દ્વારકાધીશ દ્વારકામાં પધારે છે. નગરજનો કહે છે, આપની કૃપાથી સર્વ સુખ હતું એક દુઃખ હતું કે આપના દર્શન થતાં ન હતાં. સર્વને કૃષ્ણદર્શનની આતુરતા છે. ભગવાને અનેક સ્વરૂપો ધારણ કરી એકી સાથે ૧૬ હજાર રાણીઓના મહેલમાં પ્રવેશ કર્યો. ભગવાન બોલવામાં ચતુર છે. દરેકને ઘેર કહે, તારે ત્યાં પહેલો આવ્યો છું. રાણીઓમાં બીજે દિવસે પ્રેમનો ઝઘડો થયો છે. ભગવાનની આ દિવ્ય લીલા છે. તે વખતે કામદેવ લડવા આવ્યો છે. રાસલીલામાં કામદેવની હાર થઈ હતી, છતાં તેને વસવસો રહી ગયો હતો કે તે વખતે શ્રીકૃષ્ણ તો બાળક હતા. તે વખતે હું હાર્યો તેમાં શું નવાઈ? કામદેવે શ્રીકૃષ્ણને કહ્યું—સુંદર યુવતીઓ તમારી સેવા કરતી હોય, તે વખતે મારે લડવું છે. હાવભાવથી રાણીઓએ શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવા પ્રયત્ન કર્યો, પણ શ્રીકૃષ્ણ અજેય રહ્યા છે. જંગલમાં ઝાડના નીચે બેસી કામને મારે તે સામાન્ય છે. પરંતુ અનેક રાણીઓ વચ્ચે રહી કામને જીતે છે તે પરમાત્મા છે.

શ્રીકૃષ્ણનું ચિંતન મનન કરનારને કામ ત્રાસ આપી શકે નહિ, તો શ્રીકૃષ્ણને કામ શું ત્રાસ આપી શકવાનો હતો? ઈશ્વર તે કે જે કોઈ દિવસ કામને આધીન થતો નથી; કામને આધીન થાય તે જીવ. કામદેવે ધનુષ્યબાણનો ત્યાગ કર્યો છે.

શ્રીકૃષ્ણ યોગેશ્વર છે. શંકર યોગીશ્વર છે. પૂર્ણ પ્રવૃત્તિધર્મમાં રહી પ્રવૃત્તિમાં લેપાય નહિ, આસક્ત ન બને તે યોગેશ્વર. સંપૂર્ણ નિવૃત્તિમાં રહી સ્વ સ્વરૂપમાં સ્થિત રહે તે યોગીશ્વર.

બારમાં અધ્યાયમાં પરીક્ષિતના જન્મની કથા છે. ઉત્તરાને ત્યાં બાળક થયો. તે ચારે તરફ જોવા લાગ્યો. માના પેટમાં મને ચતુર્ભુજ સ્વરૂપે જે પુરૂષ દેખાતા હતા તે કયાં છે? પરીક્ષિત ભાગ્યશાળી છે કે જેને માતાના ગર્ભમાં પરમાત્માનાં દર્શન થયાં. તેથી પરીક્ષિત મહારાજ ઉત્તમ શ્રોતા છે.

યુધિષ્ઠિરને બ્રાહ્મણોને પૂછયું, બાળક કેવો થશે? બ્રાહ્મણોએ કહ્યું, સર્વ ગ્રહો દિવ્ય પડ્યા છે. એક મૃત્યુસ્થાન જરા બગડેલું છે. એનું મૃત્યુ સર્પદંશથી થશે.

ધર્મરાજાને આ સાંભળી દુઃખ થયું. મારા વંશનો દીકરો અને તે સર્પદંશથી મૃત્યુ પામે તે યોગ્ય નથી. ત્યારે બ્રાહ્મણોએ આશ્વાસન આપ્યું છે. સર્પદંશથી તેનું મૃત્યુ ભલે થશે પણ તેને સદ્‌ગતિ મળશે. તેના બીજા ગ્રહો સારા છે. તે ગ્રહો જોતાં લાગે છે કે આ જીવાત્માનો આ છેલ્લો જન્મ છે. નવમાં સ્થાનમાં સ્વગૃહે ઉચ્ચક્ષેત્રનો બૃહસ્પતિ હોય તે ધર્માત્મા બને છે. પરીક્ષિત રાજા ધીમે ધીમે મોટા થયા છે. ચૌદ-પંદર અધ્યાયમાં ધૃતરાષ્ટ્ર-પાંડવમોક્ષની કથા કહી. સોળમાં અધ્યાયથી પરીક્ષિત ચરિત્રનો આરંભ કર્યો છે.

વિદુરજી તીર્થયાત્રા કરતાં કરતાં પ્રભાસ ક્ષેત્રમાં આવ્યા છે. વિદુરજીને ખબર પડી કે સર્વ કૌરવોનો વિનાશ થયો છે. ધર્મરાજા ગાદી ઉપર વિરાજ્યા છે. એક મારો ભાઈ ધૃતરાષ્ટ્ર ધર્મરાજાને ત્યાં ટુકડા ખાવા પડ્યો છે. વિદુરકાકા પધાર્યા છે. ધર્મરાજા વિદુરજીનું સ્વાગત કરે છે. વિદુરકાકા માન લેવા આવ્યા ન હતા. પોતાના બંધુને બંધનમાંથી છોડાવવા આવ્યા હતા. વિદુરજીએ ૩૬ વર્ષ તીર્થયાત્રા કરી છે. પણ આ સંતો તીર્થયાત્રા કરી તીર્થને પાવન કરે છે. બાકી શાસ્ત્રમાં લખ્યું છે :

ઉત્તમા સહજાવસ્થા, મધ્યમા ધ્યાનધારણા,
અધમા મૂર્તિપૂજા ચ, તીર્થયાત્રા ऽધમાऽધમા.

તેનું કરણ એ કે ઘણીવાર યાત્રામાં બીજી ચિંતાઓમાં ઈશ્વરનું નિયમથી ધ્યાન થતું નથી, સત્કર્મ નિયમપૂર્વક થતું નથી તેથી તીર્થયાત્રા કરતાં ભગવાનનું ધ્યાન અતિ શ્રેષ્ઠ છે.

દેવી ભાગવતમાં લખ્યું છે કે ઘર કરતાં વધારે સત્કર્મ તીર્થયાત્રામાં ન થાય તો તીર્થયાત્રા નિષ્ફળ છે.

છત્રીસ વર્ષ વિદુરજીએ યાત્રા કરી છે, છતાં વિદુરજીમે ટૂકમાં જવાબ આપ્યો છે. આત્માપ્રસંશા એ મરણ છે. સત્કર્મનું તમારા મુખથી વર્ણન કરશો નહિ છત્રીસ વર્ષની યાત્રાનું વર્ણન બત્રીસ શબ્દોમાં કર્યું છે. આજકાલ, તો લોકો આટલી આટલી જાત્રાઓ અમે કરી તેમ વારંવાર યાદ દેવડાવે છે. તમારા હાથે જેટલું પુણ્ય થાય તે ભૂલી જાવ, અને જેટલું પાપ થાય તે યાદ રાખો. આ સુખી થવાનો માર્ગ છે. ત્યારે મનુષ્ય પુણ્યને યાદ રાખે છે અને પાપને ભૂલી જાય છે.

યુવાવસ્થામાં જેણે બહુ પાપ કર્યાં હોય, તેને વૃદ્ધાવસ્થામાં ઊંઘ આવતી નથી. મધ્યરાત્રીએ વિદુરજી ધૃતરાષ્ટ્ર પાસે ગયા. ધૃતરાષ્ટ્ર જાગતા હતા. વિદુરજી ધૃતરાષ્ટ્રને પૂછે છે કેમ ભાઈ ઊંઘ આવતી નથી ? જે ભીમને ઝેરના લાડુ ખવડાવ્યા, તેના ઘરમાં તું ખાંડના લાડુ ખાય છે. ધિક્કાર છે તને. પાંડવોને તેં દુઃખ આપ્યું. તું એવો દુષ્ટ કે દ્રૌપદીને સભામાં બોલાવવા તેં સંમતિ આપેલી. પાંડવોને છોડી હવે યાત્રાએ નીકળો.

ધૃતરાષ્ટ્ર કહે છેઃ—ભત્રીજા બહુ લાયક છે. મારી ખૂબ સેવા કરે છે. તેમને છોડતાં દિલ થતું નથી.

વિદુરજી કહે છેઃ—હવે તને ભત્રીજો વહાલો લાગે છે. યાદ કરો તમે પાંડવોને મારવા કેટકેટલા પ્રયત્નો કર્યા છે. ભીમસેનને લાડુમાં ઝેર ખવડાવ્યું, લાક્ષાગૃહને આગ લગાડી વગેરે. એ તો ધર્મરાજા ધર્મની મૂર્તિ છે, તેથી તે તારા અપકારનો બદલો ઉપકારથી વાળે છે મને એવું લાગે છે કે થોડા દિવસમાં પાંડવો પ્રયાણ કરશે, અને તને ગાદી ઉપર બેસાડશે. તું મોહ છોડ. તમારા માથે કાળ છે. તારા મુખ ઉપર મને મૃત્યુનાં દર્શન થાય છે. સમજીને ઘર છોડીશ તો કલ્યાણ છે, નહીંતર કાળ ધક્કો મારશે એટલે



ઘર છોડવું પડશે. છોડ્યા વગર છૂટકો નથી. સમજીને ઘર છોડે તે બુદ્ધિમાન છે. થોડા સમયમાં તારું મરણ થશે.

આ જીવ સમજીને છોડતો નથી. ડૉક્ટર કહે છે તમને બ્લડપ્રેસર છે. ધંધો બંધ કરો, નહિતર જોખમ છે. ત્યારે મનુષ્ય ડાહ્યો થઈને ઘરમાં બેસે છે. આ પ્રમાણે ડાક્તર મૂર્ખ બનાવે ત્યારે ધંધો છોડીએ છીએ.

ધૃતરાષ્ટ્ર કહે છેઃ—ભાઈ તારું કહેવું સાચું છે. પણ હું આંધળો છું. એકલો ક્યાં જાઉં.

વિદુરજી કહે છે, દિવસે તો ધર્મરાજા તને છોડશે નહિ પણ અત્યારે મધ્યરાત્રીએ હું તમને લઈ જાઉં.

ધૃતરાષ્ટ્ર—ગાંધરી સાથે વિદુરજી સપ્તસ્રોતસતીર્થમાં આવ્યા છે.

સવારે યુધિષ્ઠિર ધૃતરાષ્ટ્રના મહેલમાં આવ્યા. કાકા દેખાતા નથી. યુધિષ્ઠિર વિચારે છે, અમે તેના સો પુત્રને મારી નાખ્યા એટલે તેણે આત્મહત્યા કરી હશે, કાકાકાકીનો પત્તો ન લાગે, ત્યાંસુધી મારે પાણી પીવું નથી.

ધર્મી દુઃખી થાય છે તો સંત તેને ત્યાં આવે છે. ધર્મરાજાની પાસે તે વખતે નારદજી પધાર્યા છે. ધર્મરાજા તેને કહે છે, મારા પાપે કાકા ચાલ્યા ગયા.

વૈષ્ણવ તે છે કે જે સ્વદોષનો વિચાર કરે, બીજાના દોષનો નહિ.

નારદજી સમજાવે છે કે ધૃતરાષ્ટ્રને સદ્‌ગતિ મળવાની છે. ચિંતા ન કરો. દરેક જીવ મરણને આધીન છે. કાકા જ્યાં જવાના ત્યાં તમારે પણ જવાનું છે. આજથી પાંચમા દિવસ પછી કાકાની સદ્‌ગતિ થશે. અને તે પછી તમારો વખત આવશે. કાકાને માટે હવે રડશો નહિ. હવે તમે તમારો વિચાર કરો. મરેલો પાછો આવતો નથી. જીવતો પોતા માટે રડે તે જ સારું. એક મરે તેના પાછળ બીજો રડે છે. પણ રડનારો એ સમજતો ન નથી કે એ ગયો છે ત્યાં મારે પણ એક દિવસ જવાનું છે. રોજ વિચાર કરો, મારે મારું મરણ સુધારવું છે. તમારા માટે પણ હવે છ માહિના બાકી રહ્યા છે. તમે તમારું મૃત્યુ યાદ કરો.

સૂતજી સાવધાન કરે છેઃ—પથારીમાં પડ્યા પછી ડહાપણ ઘણાને આવે છે. તે શા કામનું ? તે કામ આવતું નથી.

નારદજી કહે છેઃ—હું તમને ભગવત પ્રેરણાથી સાવધાન કરવા આવ્યો છું. વિદુરજી ધૃતરાષ્ટ્રને સાવધાન કરવા આવ્યા હતા. હું તમને સાવધાન કરવા આવ્યો છું. છ મહિના પછી કળિયુગની શરૂઆત થશે. હવે તમે કોઈની ચિંતા ન કરો. તમે તમારી ચિંતા કરો. યુધિષ્ઠરે ઘણા યજ્ઞો કર્યા. ભગવાન દ્વારકા ગયા, ત્યારે અર્જુનને સાથે લઈને ગયા. પ્રભુને ઈચ્છા હતી કે આ યદુકુળનો વિનાશ થાય તો સારું. યદુકુળનો વિનાશ થયો.

યુધિષ્ઠરે ભીમને કહ્યું, નારદજીએ કહ્યું હતું તે સમય આવ્યો હોય તેમ લાગે છે. મને કળિયુગની છાયા દેખાય છે. મારા રાજ્યમાં અધર્મ વધી ગયો છે મંદિરમાં ઠાકોરજીનું સ્વરૂપ મને આનંદમાં દેખાતું નથી. શિયાળ કૂતરાંઓ મારી સમક્ષ રડે છે, તને શું કહું ? મારા રાજ્યમાં અધર્મ વધ્યો છે.

હું કાલે ફરવા ગયો હતો. લુહારને ત્યાં મેં એક યંત્ર જોયું. મેં તેને પૂછ્યું,

આને શું કહે છે ? તેણે કહ્યું, એને તાળું કહે છે. લોકોને ત્યાં ચોરીઓ થવા લાગી છે. એટલે ઘરને તાળાં મારવા પડે છે.

આજથી છ મહિના ઉપરની વાત છે. એક વૈશ્યે બ્રાહ્મણને મકાન વેચાતું આપ્યું હતું. તે મકાનના પાયામાંથી સોનામહોરો નીકળી. બ્રાહ્મણ તે લઈ શેઠ પાસે આવ્યો. શેઠ ધર્મનિષ્ઠ થતા. તેણે કહ્યું મેં મકાન તમને વેચ્યું છે એટલે હવે મકાનમાંથી જે નીકળે તે તમારું. શેઠ સોનામહોર લેતા નથી શેઠ કહે તે સંપત્તિ તમારી છે. બ્રાહ્મણ કહે કે આ સંપત્તિ ઉપર મારો હક્ક નથી, તે મારી નથી. મારા રાજ્યની પ્રજા કેવી ધર્મનિષ્ઠ છે. તે વખતે તેં કહેલું, મોટાભાઈ ચિંતા ન કરો. છ મહિના પછી આ બન્નેની બુદ્ધિ બગડશે. તેમજ થયું. ગઈ કાલે તે બ્રાહ્મણ અને શેઠ મારી પાસે આવ્યા. બ્રાહ્મણ કહે છે, સંપત્તિ મારી છે. તે વખતે મારી બુધ્ધિ બગડેલી હતી. હવે મારી બુધ્ધિ સુધરી ગઇ છે. આ પ્રમાણે બન્ને પોતપોતાનો હકક તે સંપત્તિ ઉપર બતાવવા લાગ્યા, અને સાથે એક એક વકીલને પણ લાવેલા. મને દેખાય છે કે મારા પવિત્ર રાજ્યમાં કળિનો પ્રવેશ થયો છે.

કળિ એટલે કલહનું રૂપ. જે ઘરમાં કૃષ્ણકીર્તન, કૃષ્ણકથા થાય તે ઘરમાં કળિ આવતો નથી.

અર્જુન હજુ આવ્યો નહિ. ભીમસેન અને ધર્મરાજા આવી રીતે વાતો કરતા હતા. તેવામાં અર્જુન આવ્યો. તેના મુખ ઉપર જરાય તેજ દેખાતું નથી. યુધિષ્ઠિર અર્જુનને પૂછે છે, તારું તેજ ગયું કયાં ? અર્જુન, તેં આંગણે આવેલા અતિથિને આપ્યાં વગર ભોજન તો કર્યું નથીને ? અતિથિ ભગવાનનું સ્વરૂપ છે. આંગણે આવેલો અતિથિ ભૂખ્યો રહે, તો યજમાનનું પુણ્ય ખાઈ જાય છે. નચિકેતા યમરાજાને ત્યાં ત્રણ દિવસ ભૂખ્યોતરસ્યો બેસી રહ્યો છે. યમરાજા આવીને પૂછે છે. ત્રણ દિવસ તેં શું ખાધું ? નચિકેતા જવાબ આપે છે, તમારું પુણ્ય ખાધું.

મનુષ્ય શરીર કરતાં આંખથી, મનથી વધારે પાપ કરે છે. મારો અર્જુન અપાપી છે. ગીતાજીમાં પ્રભુએ અર્જુનને માનપત્ર આપ્યું છે. મારો અર્જુન પવિત્ર છે. એટલે તો ભગવાને ગુહ્યતમ જ્ઞાન તને આપ્યું. એક રાત્રે ઉર્વશી અર્જુનને મળવા આવી. તે વખતે અર્જુને તેની સામે જોયું નથી. ઉર્વશીને કહ્યુ છે, મા ! હું ભરતખંડનો માનવ છું પરસ્રી મારા માટે માતા સમાન છે એકાંતમાં કામને જીતે એ વીર છે મને ખાત્રી છે કે મારો અર્જુન પરસ્રીગમન જેવું પાપ કરે જ નહિ. તેમ છતા અર્જુન નિસ્તેજ કેમ છે. મને આ કળિયુગનાં લક્ષણો દેખાય છે.

ધર્મરાજા અર્જુનને પૂછે છે :– તારા આત્માસ્વરૂપ શ્રીકૃષ્ણ કુશળ તો છે ને ? તેઓ દ્વારકામાં વિરાજે છે કે નહિ ?

અર્જુન કહે છે :—મોટાભાઈ શું કહું ? મારા પ્રભુએ મારો ત્યાગ કર્યો છે. લાક્ષાગૃહમાં જેણે આપણું રક્ષણ કર્યું હતું તે પ્રભુ સ્વધામમાં પધાર્યા છે. અંતકાળે પ્રભુ મને સાથે લઇ ગયા નહિ. મને કહ્યું, તુ સાથે આવ્યો નથી તો સાથે લઈ જાઉં કયાંથી ? મેં તને ગીતાશાસ્રનું જ્ઞાન આપ્યું છે તે તારું રક્ષણ કરશે. મોટાભાઇ ! હું શું કહું ? મારી આજ દિન સુધી હાર થઈ ન હતી. પણ કૃષ્ણવિરહમાં હું આજે આવતો હતો, ત્યારે કાબા લોકોએ રસ્તામાં મને લૂટી લીધો. મને લાગે છે કે મારામાં જે શક્તિ તીહતી



તે મારી ન હતી, તે શક્તિ દ્વારકાનાથની હતી. તે આજે તેમના જવાથી ચાલી ગઈ છે. મોટાભાઈ, પ્રભુના તે અનંત ઉપકારો આજે યાદ આવે છે. પ્રભુએ લાક્ષાગૃહમાં યુદ્ધમાં વગેરે સ્થળોએ આપણું રક્ષણ કર્યું છે.

કૃષ્ણવિરહમાં શ્રીકૃષ્ણની કૃપા યાદ કરતાં અર્જુન રડે છે.

ધર્મરાજાને અર્જુન સંભળાવે છે, મોટાભાઈ, દ્રુપદરાજાના દરબારમાં મેં મત્સ્યવેધ કર્યો. તે શક્તિ મારા દ્વારકાનાથની હતી. મોટા રાજાઓ મત્સ્યવેધ કરી શકયા નહિ. કર્ણે વિચાર કર્યો હું મત્સ્યવેધ કરીશ. કૃષ્ણે વિચાર કર્યો, કર્ણ મત્સ્યવેધ કરશે તો મારો અર્જુન રહી જશે. દ્રૌપદી મને મળે એટલે સભામાં શ્રીકૃષ્ણે કર્ણનું અપમાન કરાવ્યું છે. કૃષ્ણે એક દાસીને દ્રૌપદી પાસે મોકલી. દ્રૌપદીએ કહ્યું છે, હું હીન જાતિના કર્ણ સાથે લગ્ન નહિ કરું. મોટાભાઈ મને હિંમત ન હતી. પણ મારા શ્રીકૃષ્ણ મને જોતા હતા, તેથી મારામાં હિંમત અને શક્તિ આવી.

દુર્યોધને તો પાંડવો લાક્ષાગૃહમાં બળી ગયા છે એમ માની શ્રાદ્ધ કરેલું. તે પાંડવોને જોઈ આશ્ચર્ય પામ્યો. આકાશમાં ફરતા માછલાને અર્જુન બાણ મારે છે.

સંસારમાં મનરૂપી માછલો ફરે છે. તેને વિવેકરૂપી બાણ મારો. જેને દ્રૌપદી મળે તેના ભગવાન સારથી થાય છે. દ્રૌપદી એ કૃષ્ણભક્તિ છે. મનને ન મારો ત્યાં સુધી કૃષ્ણભક્તિ મળશે નહિ. મનને બહુ ગમે તે કરશો નહિ. મન માગે તે આપશો નહિ. તો ધીરે ધીરે મન કાબૂમાં આવશે.

આજસુધી મોજશોખમાં, ભોગમાં, પાપમાં કેટલું વાપર્યું તેનો હિસાબ જીવ કરતો નથી. બ્રાહ્મણને કંઈ આપ્યું હોય તો યાદ રાખે છે. આપણાથી બીજું શું થવાનું હતું ? હજાર રૂપિયા દક્ષિણા આપી છે. અંતકાળે જીવ ચિંતા કરે છે. મારી છોકરીનું શું થશે ? મારા ભાણાભાઈનું શું થશે ? પણ તારું શું થશે તેનો વિચાર કર. જેના ઉપર ભગવાનની કૃપાદૃષ્ટિ થાય છે તે આ મનરૂપી માછલાને મારી શકે છે.

ભગવાન કૃપાદૃષ્ટિનું દાન ન કરે, ત્યાં સુધી આ મન મરતું નથી.

પ્રભુની કૃપાદૃષ્ટિ થાય તો માછલો ( મન ) મરશે, અને મન મરશે તો ભક્તિ દ્રૌપદી મળશે. પરમાત્મા કૃપાદૃષ્ટિથી નિહાળે, ત્યારે જ જીવ મનને મારી શકે છે. પ્રભુની પ્રાર્થના કરતા નથી તેથી મન મનુષ્યને ખાડામાં ફેંકે છે. અર્જુનને કૃષ્ણના અનેક ઉપકારો યાદ આવે છે. મોટાભાઈ, કુરુક્ષેત્રમાં તેમણે મને ગીતાનો ઉપદેશ કર્યો. મોટાભાઈ, મને એક બખત માંગવાનું તેમણે કહ્યું. મોટા મોટા ઋષિઓ જન્મમરણના ત્રાસમાંથી છૂટવા જેનું ધ્યાન કરે છે, તેવા મારા પ્રભુ પાસે મેં માગ્યું કે યુદ્ધમાં મારી જીત થાય. મોટાભાઈ મને માંગતા આવડયું નહિ.

કિરાતના વધ વખતે હું શંકર સાથે યુદ્ધ કરી શકયો, તે પણ તેમના જ પ્રતાપે.

મોટાભાઈ, મારા કરતાં દ્રૌપદી ઉપર તેનો કેવો પ્રેમ હતો ? દ્રૌપદીના કેશ પકડી દુષ્ટો તેને સભામાં લાવેલા. આંસુ ભરેલી આંખોએ દ્રૌપદી કૃષ્ણનાં ચરણમાં પડી. ત્યારે તેઓએ તેમની સન્મુખ આ અપમાનનો બદલો લેવાની પ્રતિજ્ઞા કરેલી. અને એ દુષ્ટોની સ્રીઓની એવી દશા કરી કે તેણીઓ વિધવા બની અને પોતાના કેશ પોતાની મેળે છોડવા પડયા.

મોટાભાઈ, યાદ કરો તે પ્રસંગ કે દુર્યોધને કપટ કરી આપણા નાશ માટે દુર્વાસાને મોકલ્યા હતા. ભાજીનાં એક પાનથી અક્ષયપાત્ર ભરી દીધું હતું. પ્રભુએ તે સંકટમાંથી પણ આપણને ઉગાર્યા.

દુર્યોધને ચાર મહિના દુર્વાસાને પોતાને ત્યાં જમાડ્યા. દુર્વાસા પ્રસન્ન થયા છે. દુર્યોધનને વરદાન માંગવા કહ્યું. દુર્યોધને વિચાર્યું, ઋષિના શાપથી પાંડવોનો નાશ કરવાનો આ સારો અવસર છે, ગઈકાલનો મહારાજને અગિયારસનો ઉપવાસ છે. સૂર્યદેવે દ્રૌપદીને અક્ષયપાત્ર આપેલું છે. પરંતુ દ્રૌપદી ભોજન કરી રહે છે, તે પછી તે પાત્રમાંથી કાંઈ નીકળતું નથી. આ બ્રાહ્મણોને પાંડવો પાસે જતાં સમય લાગશે. દ્રૌપદીના ભોજન થયા પછી આ બ્રાહ્મણો ત્યાં પહોંચશે. દુર્વાસાને ભોજન નહિ મળતાં ક્રોધથી તેઓ પાંડવોને શાપ આપશે, અને તેઓની દુર્ગતિ કરશે. દુર્યોધને બુદ્ધિપૂર્વક કપટ કર્યું છે. તેણે દુર્વાસા પાસે માંગ્યું છે, અમારા કુળમાં યુધિષ્ઠિર મુખ્ય છે. દશહજાર શિષ્યો સાથે હવે આપ તેમના આતિથ્યનો સ્વીકાર કરો. દ્રૌપદીને ભૂખનું કષ્ઠ ન ઉઠાવવું પડે, એટલે તેના ભોજન પછી આપ ત્યાં જજો. પાંડવોને ત્યાં ભોજન માટે આજે આપ પધારો.

સંતની સેવા સદ્ભાવથી કરે, તો જ તે સફળ થાય. કુભાવથી કે લૌકિકભાવથી કરેલી સેવા સફળ થશે નહિ. ચાર મહિના દુર્વાસાને પોતાને ત્યાં જમાડી દુર્યોધને પાંડવોનો વિનાશ ઇચ્છ્યો, જે તેના નાશમાં પરિણમ્યો. નહિતર બ્રાહ્મણોને જમાડવાનું પુણ્ય તેને મળત. દુર્યોધને સંતની સેવા કરી પણ કપટથી કરી.

દુર્યોધનના કહેવા પ્રમાણે દુર્વાસા દસ હજાર બ્રાહ્મણો સાથે પાંડવો પાસે આવ્યા છે. કહે છે, રાજન્ અતિશય ભૂખ લાગી છે. તમારે ત્યાં ભોજન કરવા આવ્યા છે.

સૂર્યનારાયણે અક્ષયપાત્ર આપેલું છે, મધ્યાહ્ને જે કોઈ બ્રાહ્મણ આવે તેને જમાડે છે. અક્ષયપાત્રમાંથી સંકલ્પ પ્રમાણે અન્ન નીકળતું હતું. પાંડવો દુઃખમાં પણ ઈશ્વરની કૃપાનો અનુભવ કરે છે.

આજે દ્રૌપદીનું ભોજન થયું છે, એટલે અક્ષયપાત્રમાંથી કાંઈ નીકળવાનું નથી. છતાં યુધિષ્ઠિર કહે છે–પધારો, આપે અમારા ઉપર બહુ કૃપા કરી છે. આપ સૌ ગંગાસ્નાન કરીને આવો, ત્યાં હું રસોઈની તૈયારી કરાવું છું. ચોખાનો એક દાણો પણ ઘરમાં નથી તેમ છતાં દશ હજાર બ્રાહ્મણોને જમવાનું આમંત્રણ આપ્યું છે. ધર્મરાજાનું ધૈર્ય કેવું છે? તેમને વિશ્વાસ છે કે અતિશય દુઃખમાં પણ મેં મારો ધર્મ છોડ્યો નથી. તો ધર્મરૂપ પરમાત્મા મારી રક્ષા કરશે. ભીમ–અર્જુન વિચાર કરે છે, હવે શું થશે? દ્રૌપદીને ચિંતા થાય છે. દશ હજાર બ્રાહ્મણોને જમાડવા કેવી રીતે? મેં ભોજન કરી લીધું છે. અક્ષયપાત્રમાંથી આજે કાંઈ મળે તેમ નથી, દ્રૌપદીનું હૈયું ભરાયું. ભોજન નહિ મળે એટલે મારા પાંડવોને દુર્વાસા શાપ આપશે. મેં સાંભળ્યું છે, દુર્વાસા બહુ ક્રોધી છે. તેનું અપમાન થશે તો મારા પતિને તેઓ શાપ આપશે. દ્રૌપદી દ્વારકાનાથને યાદ કરે છે. દ્રૌપદી પરમાત્માને પોકારે છે, નાથ, મારી લાજ જશે, તો જગતમાં હાંસી તારી થશે. દ્રૌપદીએ આર્તનાદ કર્યો. આજદિન સુધી અનેક વખત મારી લાજ રાખી છે તો આજે પણ મારી લાજ રાખજે. આજે દશ હજાર બ્રાહ્મણોને જમાડવાના છે. તે ભૂખ્યા રહેશે તો શાપ આપશે. જીવ ન ગભરાય ત્યાં સુધી તે પ્રભુને:પ્રેમથી પોકારતો



નથી. દ્રૌપદી ગભરાયાં છે. પરમાત્માએ દ્રૌપદીનો સાદ સાંભળ્યો. આવવા તૈયાર થયા છે. ભક્તો કીર્તન કરે છે, ત્યારે પરમાત્માનું સિંહાસન ડોલે છે. તે વખતે ઉત્થાનનો સમય થયો છે. રૂક્ષ્મણી થાળમાં મેવો લાવ્યાં છે. રૂક્ષ્મણી પ્રાર્થના કરે છે, આ મેવો આરોગો. એક તરફ રૂક્ષ્મણી કહે છે–આ મેવો આરોગો. તે પછી જાવ. બીજી તરફ દ્રૌપદી પ્રાર્થના કરે છે, નાથ, હું બહુ દુઃખી છું. વનમાં બ્રાહ્મણોને જમાડવાના છે. કૃષ્ણ કહે છે, દ્રૌપદી મને પુકારે છે. દશ હજાર બ્રાહ્મણોને જમાડવા છે. ઘરમાં કાંઈ નથી. રૂક્ષ્મણી મનાવે છે, થોડો પ્રસાદ લીધા પછી જાવ. કૃષ્ણ કહે છે, હું દ્રૌપદીને ત્યાં જઈશ. ત્યાંજ ભોજન કરીશ.

દોડતા દ્વારકાનાથ જે ઝુંપડીમાં દ્રૌપદી પ્રાર્થનામાં તન્મય થયાં છે, ત્યાં પ્રગટ થયા.

કીર્તન એવી રીતે કરો કે ભગવાન આવીને ઉઠાડે, હું આવ્યો છું. તારી આંખ ઉઘાડ. દ્રૌપદીને કહે છે–દ્રૌપદી મને ભૂખ લાગી છે, મને કાંઈક ખાવાનું આપ.

દ્રૌપદીએ હાથ જોડ્યા છે, નાથ, મારા ઘરમાં કાંઈ નથી. અમારું સર્વસ્વ ગયું છે. અમારી મશ્કરી ન કરો. બ્રાહ્મણો આવ્યા છે તેને જમાડવાના છે. તેથી તમને યાદ કર્યા છે. તમે તેની વ્યવસ્થા કરો. ભગવાન કહે છે તેની વ્યવસ્થા પછી થશે. પહેલાં મારી વ્યવસ્થા કર. દ્રૌપદી ભોજન કરતાં પહેલાં તું કાંઈક મારા માટે રાખે છે. મારા માટે જે કાંઈ રાખ્યું હોય, તે મને આપ.

દ્રૌપદી કહે છેઃ—નાથ, હું આજે ભૂલી ગઈ. તમારા માટે કાંઈ રાખ્યું નથી. ભગવાન કહે છે. અક્ષયપાત્ર મને બતાવ. તેમાં કાંઈક હશે. દ્રૌપદીએ અક્ષયપાત્ર કૃષ્ણના હાથમાં આપ્યું. પરમાત્માએ તેમાંથી ભાજીનું પાન શોધી કાઢ્યું. પાન ત્યાં ક્યાં હતું? પ્રભુએ પ્રમેયયોગથી ભાજીનું પાન ત્યાં ઉત્પન્ન કર્યું છે. ભગવાન પાન આરોગે છે. જીવ જ્યારે પરમાત્માને પ્રેમથી આપે છે. ત્યારે તેમને તૃપ્તિ થાય છે. સર્વમાં અંતર્યામી રૂપે હું રહેલો છું. હું તૃપ્ત થયો એટલે જગતના સર્વ જીવો તૃપ્ત થઈ જાય.

પરમાત્માને હજાર વાર મનાવવો પડે છે, ત્યારે કોઈક દિવસ તે આરોગે છે. કનૈયાને રોજ જમાડો. કનૈયો કોઈ વખત થોડું આરોગશે તો બેડો પાર થઈ જશે. પરમાત્મા થોડું આરોગશે તો જગતને જમાડવાનું પુણ્ય મળશે. દ્રૌપદીને કહ્યું છે, આજે જગતના તમામ જીવોની તૃપ્તિ થશે. શ્રીકૃષ્ણને અજીર્ણ થયું છે. દુર્વાસાને, બ્રાહ્મણોને અજીર્ણ થયું છે. પ્રભુ જમ્યા એટલે દુર્વાસા વગેરે બ્રાહ્મણો તૃપ્ત થઈ ગયા. યુધિષ્ઠિરે ભીમને આજ્ઞા કરી કે પેલા બ્રાહ્મણો નાસી જવાની તૈયારી કરે છે. જા, તેઓને જઈને બોલાવી લાવ. ભીમ તેઓને જમવા બોલાવવા જાય છે. બધાને તૃપ્તિના ઓડકાર આવે છે. તેઓ જમવા આવવા ના પાડે છે. દુર્વાસા વિચારે છે આ કામ કૃષ્ણનું લાગે છે. તેથી દુર્વાસા પૂછે છે, ભીમ દ્વારકાથી કૃષ્ણ તો આવ્યા નથી ને? ભીમ કહે તે તો ક્યારના આવ્યા છે. દ્રૌપદી સાથે વાત કરે છે. મને કહે દુર્વાસા મારા ગુરુ છે. તેને મારે આજે પ્રેમથી જમાડવા છે. દુર્વાસા કહે છે, ભીમ હું એનો ગુરુ નથી. એ તો મારા ગુરુના પણ ગુરુ છે. ભીમ અમારે હવે ભોજન કરવાની જરૂર નથી. તમારા સંયમ, સદાચાર, ધર્મપાલન તેમજ કૃષ્ણભક્તિ, કૃષ્ણપ્રેમ જોઈ વગર ભોજને મને તૃપ્તિ થઈ ગઈ છે. હું તૃપ્ત થયો છું. દુર્વાસાએ આશીર્વાદ આપ્યો : તમારો જય થશે, કૌરવોનો વિનાશ થશે.

મોટાભાઈ, સેવા દુર્યોધને કરી અને આશીર્વાદ તમને મળ્યા છે.

શંકર સ્વામીએ કહ્યું છે, જીવ અને બ્રહ્મ એક ન હોય, તો શ્રીકૃષ્ણ ભાજીનું પાન આરોગે અને દુર્વાસાને તૃપ્તિ કેમ થાય? જીવ અને ઈશ્વરનો ભેદ અવિદ્યાથી ભાસે છે, પણ તત્ત્વ એક જ છે.

ભગવાનના સ્વધામગમનની અને યદુવંશના વિનાશની વાત સાંભળી યુધિષ્ઠિરે સ્વર્ગારોહણનો નિશ્ચય કર્યો. પરીક્ષિતને રાજ્યગાદી સોંપી દોધી. પાંડવોએ દ્રૌપદી સહિત સ્વર્ગારોહણ માટે હિમાલય તરફ પ્રયાણ કર્યું. કેદારનાથ પાસે તેમણે ભગભાન શિવજીની પૂજા કરી. જીવ શિવ પંથનું ત્યાં મિલન થયું. તેથી આગળ નિર્વાણ પંથ છે. પાંડવોએ તે પંથ લીધો છે. ચાલતાં ચાલતાં પહેલાં દ્રૌપદીનું પતન થયું. કારણ પતિવ્રતા હતાં પણ અર્જુનમાં વિશેષ પ્રેમ એટલે પક્ષપાત કરતાં હતાં. બીજું સહદેવનું પતન થયું- સહદેવને અભિમાન હતું, હું જ્ઞાની છું. ત્રીજું નકુળનું પતન થયું તેને રૂપનું અભિમાન હતું. ચોથું અર્જુનનું પતન થયું કારણ કે તેને પરાક્રમનું અભિમાન હતું. પાંચમું ભીમનું પતન થાય છે. ભીમ પૂછે છે : મોટાભાઈ, મેં કાંઈ પાપ કર્યું નથી. મારું કેમ પતન થયું ?

યુધિષ્ઠિર :—તું બહુ ખાતો એટલે તારું પતન થયું છે. ખાવ ત્યારે આંખ ઉઘાડી રાખો. પરંતુ બ્રાહ્મણોને તેમજ દેવને જમાડતી વખતે આંખ બંધ રાખજો.

એકલા ધર્મરાજા આગળ ગયા છે. ધર્મરાજાની પરીક્ષા કરવા એક સ્વરૂપે યમરાજા કૂતરું બન્યા અને બીજા સ્વરૂપે તેઓ યુધિષ્ઠિર પાસે આવ્યા. યુધિષ્ઠિરને કહ્યું, તમને હું સ્વર્ગમાં લઈ જાઉં. પરંતુ તમારી પાછળ પાછળ જે કૂતરું આવે છે તેને સ્વર્ગમાં પ્રવેશ નહિ મળે. યુધિષ્ઠિર કહે છે, મારી પાછળ પાછળ આવ્યો તેને હવે કેમ છોડું ? કૂતરાને છોડી મારે સ્વર્ગમાં આવવું નથી. સાત પગલાં સાથે ચાલે તેને સંત પોતાનો માને છે. ધર્મરાજા સદેહે સ્વર્ગમાં ગયા છે. તુકારામ સૌને રામરામ કરી સદેહે સ્વર્ગમાં ગયા છે.

આમ્હી જાતો આમચા ગાવા,
આમચા રામ રામ ઘ્યાવા.

આ પ્રમાણે બોલતાં બોલતાં સ્વર્ગમાં ગયા છે. મીરાંબાઈ સદેહે દ્વારકાધીશમાં સમાઈ ગયાં છે, લીન થયાં છે. મીરાંબાઈ ને મેવાડમાં દુઃખ પડયું. તેથી તેણે મેવાડને છોડયું. તેના ગયા પછી મેવાડ બહુ દુઃખી થયું. યવનોનું આક્રમણ થયું. રાણાએ વિચાર્યું, મીરાં ફરીથી પધારે તો દેશ સુખી થાય. રાણાએ બ્રાહ્મણોને ભક્તોને મીરાંને બોલાવવા મોકલ્યા. મીરાંબાઈએ કહ્યું. હું આવતીકાલે દ્વારકાનાથને પૂછીશ. તેઓ આજ્ઞા આપશે તો તમારી સાથે આવીશ. બીજા દિવસે મીરાંબાઈએ દિવ્ય શૃંગાર કર્યો આજે મારે મારા ગિરધર ગોપાળને મળવું છે. મારા પ્રાણ પ્રિયતમ શ્રીકૃષ્ણને મળવું છે. મીરાંબાઈ આતુર થયાં. આ સંસારમાં મારે હવે રહેવું નથી. નાથ કૃપા કરો. મીરાંબાઈ કીર્તન કરતાં નાચે છે. આજે તેમનું છેલ્લુ કીર્તન છે. દ્વારકાનાથે મીરાંબાઈ ને ઉઠાવીને છાતી સરસી ચાંપી છે. મીરાંબાઈ સદેહે દ્વારકાધીશમાં લીન થયાં છે. કૃષ્ણ ભક્તિથી શરીર એવું દિવ્ય બનેલું કે સશરીરે કૃષ્ણમાં લીન થયાં છે. આત્મા પરમાત્માનું મિલન થાય તેમાં શું નવાઈ? પરંતુ કૃષ્ણપ્રેમને લીધે જડ શરીર પણ ચેતન બને છે, અને તે ચેતનમાં લીન



થાય છે. દિવ્ય પુરુષો શરીર સાથે પરમાત્માને મળે છે. આત્મા પરમાત્મામાં મળે તેમાં આશ્ચર્ય નથી પણ મીરાંબાઈ શરીર સાથે ભગવત સ્વરૂપમાં લીન થયાં છે. પ્રયાણમાં અને મરણમાં ફેર છે. છેક છેલ્લા શ્વાસ સુધી નિત્યકર્મ થાય તેનું પ્રયાણ. મલિન અવસ્થામાં હાય હાય કરતાં શરીર છોડે, તેનું મરણ થયું એમ કહેવાય.

પાંડવો પ્રભુના ધામમાં ગયા છે. પાંડવોનું મરણ સુધર્યું. કારણકે તેઓનું જીવન શુદ્ધ હતું. પાંડવોએ જીવનમાં ધર્મ છોડયો નથી. ધન કરતાં ધર્મ શ્રેષ્ઠ છે. ધન આ લોકમાં થોડું સુખ આપે છે. કોઈવાર ધન દુઃખ પણ આપે છે. ત્યારે ધર્મ આ જીવન સુધારે છે અને પરલોકને પણ સુધારે છે. ધર્મ મર્યા પછી સાથે આવે છે. પછી પરીક્ષિત રાજા રાજ્ય કરવા લાગ્યા છે. પરીક્ષિતે ધર્મથી પ્રજાનું પાલન કર્યું છે. ત્રણ અશ્વમેધ યજ્ઞ કર્યા છે. યજ્ઞમાં ઘોડો છોડવામાં આવે છે. વાસના એ જ ઘોડો છે. વાસના કોઈ ઠેકાણે ન બંધાય. આત્મસ્વરૂપમાં મળે તો બંધાય. કોઈ વિષયમાં વાસના ન બંધાય તેની કાળજી રાખવાની છે. પરીક્ષિતે ત્રણ યજ્ઞો કર્યા. ઇન્દ્રિય, શરીર, મનોગત વાસનાનો નાશ એ ત્રણ યજ્ઞો છે. ચોથો યજ્ઞ બાકી છે. બુદ્ધિગત વાસના તો શુકદેવજી જેવા બ્રહ્મનિષ્ઠ ગુરુ કૃપા કરે તો જ તેનો નાશ થઈ શકે એટલે ચોથો યજ્ઞ બાકી હતો.

શુદ્ધ આચાર હોય તો શુદ્ધ વિચાર થઈ શકે છે. જળશુદ્ધિ, અન્નશુદ્ધિ રાખવી જોઈએ. આ મર્યાદાઓનું પાલન કરવાથી સિદ્ધિ મળી શકે છે. આચાર શુદ્ધ રાખો. સ્વેચ્છાચારીનું પતન થાય છે. પરીક્ષિતના આચાર અતિ શુદ્ધ હતા. એટલે કે ધર્મશાસ્ત્રની મર્યાદા અનુસાર હતા. તેથી કળિ પુરુષ તેમાં પ્રવેશ કરી શકતો નથી. કળિએ વિચાર્યું, પરીક્ષિત કાંઈક પણ પાપ કરે તો તેમાં પ્રવેશ કરીશ. રાજાના મનમાં પહેલો પ્રવેશ કરું, તો પ્રજામાં પ્રવેશ મળી શકે.

સમાજને સુધારવું અશકય જેવું બન્યુ છે. પરંતુ વ્યક્તિગત જીવન સુધરી શકે છે. આચાર વિચાર જેના શુદ્ધ હોય તેના ઘરમાં કળિ આવી શકશે નહિ. જેના ઘરમાં નિત્ય કૃષ્ણકીર્તન, કૃષ્ણસેવા થતાં હોય તેના ઘરમાં કળિ આવી શકતો નથી. આજ પણ કેટલાક વૈષ્ણવોનાં ઘર એવાં છે કે જ્યાં કળિ પ્રવેશ કરી શકયો નથી. શાસ્ત્રની રચના મનુષ્યનું કલ્યાણ કરવા માટે છે. આચાર ધર્મ જે છોડે છે, તેના વિચાર શુદ્ધ રહેતા નથી. ધર્મ એ પિતા છે. ધર્મ એ મા છે. પત્નીની પસંદગી હોય, માની પસંદગી હોય નહિ. ધર્મ બદલી ન શકાય. વર્ણાશ્રમ ધર્મનું પાલન કરવાથી આચાર શુદ્ધ બને છે.

ગાયની સેવા ખૂબ કરવી. ગાય ખાય છે ઘાસ અને આપે છે દૂધ. જો ભગવાને સંપત્તિ આપી હોય તો ગાય રાખજો. આજકાલ પૈસા મળે એટલે લોકો કૂતરા પાળે છે. કૂતરાનો અનાદર ન કરવો પણ મર્યાદા મૂકી તેની સાથે વધારે પ્રેમ પણ ન કરવો. કૂતરો આંગણે આવે તો તેને રોટલો નાંખવો એ ધર્મ છે. કેટલાક કૂતરાને મોટરમાં લઈને ફરવા નીકળે છે. આપણાંથી બીજું કાંઈ કહેવાય નહિ, પણ આ બીજા જન્મમાં કૂતરા થવાની તૈયારી છે.

જીવમાત્રમાં પરમાત્મા છે. પણ દરેકનું શરીર જુદું છે, કર્મ જુદુ છે. તેથી દરેકનું પાણી પીવું કે દરેક સાથે ભોજન લેવું ઇષ્ટ નથી.

એકાદશીએ અન્ન ન ખવાય. એકાદશીના દિવસે ઉપવાસ કરવો એ ધર્મ છે. પણ

આપણા શાસ્ત્રો કહે છે તે આપણે માનતા નથી. દાક્તર કહે છે ટાઇફોઈડ થયો છે. એકવીશ દિવસ અનાજ નહિ લેવાય. દાક્તર કહે ત્યારે તેનું માનીને ઉપવાસ કરીએ છીએ.

પાપીના મનમાં કલિ આવે તેમ જે શાસ્ત્રની મર્યાદા તોડે તેના ઘરમા કલિ આવે.

આચારવિચાર શુદ્ધ હોય તો કલિ તમારામાં પ્રવેશી શકે નહીં. વ્યવહારમાં શુદ્ધિ જોઈએ. સત્યપૂર્વક વ્યવહાર ન કરે અને ફક્ત દર પૂનમે સત્યનારાયણની પૂજા-કથા કરે, તો તેનાથી શું અર્થ સરે ? અસત્ય બોલનારની પૂજા ભગવાન સ્વીકારતા નથી.

એક દિવસ આશ્ચર્યકારક બનાવ બન્યો. પરીક્ષિત દિગ્‌વિજય કરી રહ્યા છે. ફરતાં ફરતાં સરસ્વતી નદીના કિનારે આવ્યા, ત્યાં ગાય-બળદને એક કાળો પુરુષ લાકડીથી મારતો હતો. ધર્મ એ બળદનું સ્વરૂપ છે. ગાય એ પૃથ્વીનું સ્વરૂપ છે. ગાયની આંખોમાંથી આંસુઓ વહી રહ્યાં છે. ધર્મરૂપ બળદ તેને દુઃખનું કારણ પૂછે છે. પૃથ્વી કહે છે, શ્રીકૃષ્ણે આ પૃથ્વી ઉપરની લીલા સંકેલી લીધી. એટલે આ સંસાર પાપમય કળિયુગની કુદૃષ્ટિનો શિકાર બની ગયો છે.

ધર્મની મર્યાદાનું બરાબર પાલન કરશો, તો જ્ઞાન આપોઆપ પ્રગટ થશે. ધર્મ ઉપર આરૂઢ રહેશો તો જ્ઞાનગંગા આવશે. શિવજી નંદી ઉપર આરૂઢ છે, ધર્મ ઉપર આરૂઢ છે એટલે માથે જ્ઞાનગંગા છે.

ધર્મનાં ચાર અંગો મુખ્ય છે : (૧) સત્ય (૨) તપ (૩) પવિત્રતા અને (૪) દયા. એ ચારેનો સરવાળો એ ધર્મ. ત્રણ પગ ઉપર ટકી રહ્યો એટલે તે યુગનું નામ પડ્યું ત્રેતાયુગ. ધર્મ બે પગ ઉપર ટકી રહ્યો, તે યુગનું દ્વાપર, અને એક પગ ઉપર ધર્મ રહ્યો તે યુગનું નામ પડયું કળિયુગ.

સત્ય :—સત્ય એજ પરમાત્મા છે સત્ય પરમાત્માથી ભિન્ન નથી. જ્યાં સત્ય છે ત્યાં જ પરમાત્મા છે. અસત્ય બોલે છે તેના પુણ્યનો ક્ષય થાય છે. સત્ય દ્વારા નર નારાયણ પાસે જઈ શકે છે. હિતભાષી, મીતભાષી હોય તે સત્યવાદી બની શકે છે.

તપ :—તપ કરો. સર્વ પ્રકારનું સુખ ભોગવશો નહિ. થોડી તપશ્ચર્યા રોજ કરો. જે દરેક પ્રકારનું લૌકિક સુખ ભોગવે છે, તેના ઉપર પરમાત્મા કૃપા કરતા નથી. દુઃખ સહન કરી પરમાત્માની આરાધના કરો એ તપ. દુઃખ સહન કરી જે પ્રભુભજન કરે તે શ્રેષ્ઠ. લૂલી માંગે તે લૂલીને આપશો નહિ. થોડું સહન કરો. ઇન્દ્રિયોનો સ્વામી આત્મા છે. ઇન્દ્રિય માંગે તે તેને આપે તો તે ઇન્દ્રિયનો ગુલામ બને છે. વિધિપૂર્વક ઉપવાસ કરવાથી પાપ બળે છે. ભગવાનના માટે દુઃખ સહન કરવું, કષ્ટ ભોગવવું એ તપ. વાણી વર્તનમાં સંયમ અને તપ જોઈએ.

પવિત્રતા :—કળિયુગમાં પવિત્રતા રહી નથી. બહારથી બધા પવિત્ર લાગે છે. પણ અંદરથી મલિન થયા છે. કપડાંને પડેલો ડાઘો જશે, કાળજાને પડેલો ડાઘો જશે નહિ. જીવાત્મા બધું છોડીને જાય છે, પણ મનને સાથે લઈ ને જાય છે. પૂર્વજન્મનું શરીર રહ્યું નથી પણ મન રહ્યું છે. લોકો અનાજ, વસ્ત્ર, અથાણાં ન બગડે તેની અતિશય કાળજી રાખે છે, પણ મર્યા પછી જે સાથે આવવાનું છે તે મનની કાળજી નથી રાખતા. મરણ પછી જે સાથે આવવાનું છે તેની કાળજી રાખો. જેવી રીતે કપડાંને સ્વચ્છ રાખો છો, તેમ મનને સ્વચ્છ રાખો. સંસાર વ્યવહારનાં કાર્ય કરતાં કરતાં માતા જેમ બાળકને સાચવે છે, તેમ વ્યવહારમાં કાર્ય કરતાં ઈશ્વરનું અનુસંધાન રાખો. કાળજી રાખો મારું મન બગડે નહિ.



દયા :—ધર્મનું ચોથું અંગ છે દયા. શ્રુતિ એમ કહે છે, કેવળ પોતા માટે રાંધીને ખાય છે તે અન્ન ખાતો નથી, પાપ ખાય છે.

ધર્મનાં ચાર ચરણોમાં સત્ય સર્વોપરી છે. મહાભારતમાં સત્યદેવ રાજાની કથા આવે છે. લક્ષ્મી ચંચલ છે. અમુક પેઢીએ તો તે જવાની જ.

એક દિવસ પ્રાતઃકાળે સત્યદેવ ઊઠ્યો, તો તેણે પોતાના ઘરમાંથી એક સુંદર સ્ત્રીને બહાર નીકળતાં જોઈ. રાજાને આશ્ચર્ય થયું. તેણે પેલી સ્ત્રીને પૂછ્યું કે આપ કોણ છો ? તે સ્ત્રીએ જવાબ આપ્યો, મારું નામ લક્ષ્મી. હું હવે તારા ઘરમાંથી જવા માંગું છું. રાજાએ કહ્યું : આપ જઈ શકો છો.

થોડીવારે એક સુંદર પુરુષ ઘરમાંથી બહાર નીકળ્યો. રાજાએ પૂછ્યું, આપ કોણ છો ? તે પુરુષે જવાબ આપ્યો, મારું નામ દાન. લક્ષ્મી અત્રેથી ચાલી ગઈ એટલે તમે દાન ક્યાંથી કરી શકશો ? એટલે લક્ષ્મી સાથે હું પણ જવાનો. રાજાએ કહ્યું : તમે પણ જઈ શકો છો.

થોડીવારે ત્રીજો એક પુરુષ ઘરની બહાર આવ્યો. રાજાએ પૂછ્યું, તમારું નામ ? ત્રીજા પુરુષે જવાબ આપ્યો, મારું નામ સદાચાર. તમારે ત્યાંથી લક્ષ્મી અને દાન ગયા, તો હું પણ જાઉં છું. રાજાએ કહ્યું : તમે પણ જઈ શકો છો.

ત્યારબાદ એક ચોથો પુરુષ બહાર નીકળ્યો. સત્યદેવે પૂછ્યું, આપ કોણ છો ? તે પુરુષે જવાબ આપ્યો, મારું નામ યશ છે. તમારે ત્યાંથી લક્ષ્મી, દાન અને સદાચાર ચાલ્યા ગયાં, તો એ ત્રણે વિના હું અત્રે કેવી રીતે રહી શકું ? સત્યદેવે કહ્યું : ઠીક આપ પણ જઈ શકો છો. તે પછી થોડીવારે એક સુંદર યુવાન પુરુષ બહાર નીકળ્યો. તમે કોણ છો ? તમારું નામ શું ? તે પુરુષે જવાબ આપ્યો, મારું નામ સત્ય. તારા ઘરમાંથી લક્ષ્મી, દાન, સદાચાર, યશ ચાલ્યાં ગયાં, તો હું પણ તેઓની સાથે જઈશ. સત્યદેવે કહ્યું : મેં તમને કોઈ દિવસ છોડયા નથી. તમે મને શા માટે છોડીને જાવ છો ? અરે તારે માટે મેં તેઓ સઘળાં-લક્ષ્મી-યશ વગેરેનો ત્યાગ કર્યો. તમને હું નહિ જવા દઉં; તમે જાવ તો મારું સર્વસ્વ જાય. સત્ય ન ગયું. સત્ય રહી ગયું એટલે યશ, સદાચાર, દાન, લક્ષ્મી પરત આવ્યાં. જ્યાં સત્ય હોય ત્યાં આ બધાએ આવવું જ પડે. સત્ય વગરનાં આ બધાં નકામાં છે. લક્ષ્મી, દાન, સદાચાર, યશ બહાર ગયેલાં; તેઓએ સત્યની રાહ જોઈ. સત્ય ન આવ્યું એટલે તેઓ પરત આવ્યાં. સત્ય વગરની કીર્તિ, સદાચાર, દાન, લક્ષ્મી શા કામનાં ? માટે સત્ય એ જ સર્વસ્વ છે. ઉપર પૈકીના પહેલાં ચાર સંપત્તિ, દાન, સદાચાર, યશ જાય તો જવા દેજો, ગભરાશો નહિ, પણ સત્ય ન જવું જોઈએ. જો સત્ય રહેશે તો તેઓને આવ્યા વગર છૂટકો નથી.

સૂતજી વર્ણન કરે છે :—ધર્મની વ્યાખ્યા આ અધ્યાયમાં આપી છે. સત્ય, તપ, દયા, પવિત્રતા એ ધર્મના ચાર અંગો છે. આ ચારે તત્ત્વોનો સમન્વય એ ધર્મ છે. આ ચાર તત્ત્વો જેનામાં પરિપૂર્ણ હોય તે ધર્મી છે.

ત્રેતામાં સત્ય ગયું. દ્વાપરમાં સત્ય અને તપ ગયાં, કળિયુગમાં સત્ય, તપ, પવિત્રતા ગયાં. કળિયુગમાં એક દાન જ પ્રધાન છે. दानम् एकम् कलियुगे । કળિયુગમાં દયાદાન ઉપર, એક પગ ઉપર ધર્મ ટકયો છે.

પરીક્ષિતે એક પગ ઉપર ઊભેલા બળદને જોયો. તેણે જોયું તો એક શુદ્ર હાથમાં લાકડી લઈને બળદને મારતો હતો. તે બળદ એક જ પગ ઉપર ઊભો હોવાથી દુઃખી હતો. રાજાએ પૂછ્યું-તારાં ત્રણ ચરણ કોણે કાપ્યાં છે ? ધર્મરૂપી બળદ કહે છે-

રાજન્, મને કોણ દુઃખ આપે છે તેનો નિર્ણય હજુ થયો નથી. કેટલાક માને છે કાળ દુઃખ આપે છે, કેટલાક માને છે કર્મથી મનુષ્ય દુઃખી થાય છે. કેટલાક માને છે મનુષ્ય દુઃખી થાય છે પોતાના સ્વભાવથી. સ્વભાવ અતિશય ઠંડો રાખો. કાળ, કર્મ અને સ્વભાવ જીવને દુઃખ આપે છે. રાજા, અમારા દુઃખના કારણનો તમે વિચાર કરો. રાજા સમજી ગયા. આ શુદ્ર પુરુષ એ જ કળિ છે. ગાય અને બળદને ત્રાસ આપનાર કળિ પુરુષ છે. ગાય બ્રાહ્મણને ત્રાસ આપે છે એ જ કળિ છે. રાજા કળિને મારવા તૈયાર થયા. કળિ પરીક્ષિત રાજાને શરણે આવ્યો. કળિએ પરીક્ષિતનાં ચરણને સ્પર્શ કર્યો એટલે એની બુદ્ધિ બગડી છે. જે વ્યક્તિના ચારિત્ર્યની ખબર ન હોય, તેવા માણસનો સ્પર્શ કરવો નહિ. જે વ્યક્તિને સ્પર્શ કરો, તેના શરીરના પરમાણુંઓ સ્પર્શ કરનારના શરીરમાં દાખલ થાય છે. પુણ્યશાળીના સ્પર્શથી પવિત્ર પરમાણુ અને પાપીના સ્પર્શથી પાપના પરમાણુંઓ આપણાં શરીરમાં દાખલ થાય છે. કળિએ પરીક્ષિતને સ્પર્શ કર્યો એટલે પરીક્ષિતની બુદ્ધિમાં વિકાર આવ્યો. જાણતા હતા કે આ પાપી છે. તેને સજા કરવી જોઈએ. પરીક્ષિત રાજા કળિને મારતા નથી. દુષ્ટને મારવો એ રાજાનો ધર્મ છે. તેમ છતાં દુષ્ટ કળિ ઉપર રાજા દયા બતાવે છે.

પરીક્ષિત કળિને કહે છે :—તને શરણાગતને હું મારતો નથી, પણ મારું રાજ્ય છોડીને તું ચાલ્યો જા. મારા રાજ્યમાં રહીશ નહિ. કળિ પ્રાર્થના કરે છે, હું હવે ક્યાં જઈશ? મને રહેવા કોઈ સ્થાન આપો. પરીક્ષિતે ચારઠેકાણે રહેવા કળિને જગ્યા આપી છે. જુગાર, મદિરાપાન, સ્રીસંગ અને હિંસા. આ ચાર સ્થાનોમાં અનુક્રમે અસત્ય મદ, આસક્તિ અને નિર્દયતા, એમ ચાર પ્રકારના અધર્મો રહે છે. જુગારનો, સટ્ટાનો પૈસો જેના ઘરમાં આવે તેના ઘરમાં કળિ આવે છે. સટ્ટો આવ્યો ત્યાં બટ્ટો લાગ્યો. સટ્ટો એ જીવનનો બટ્ટો છે. કેટલાક જુગારથી ધન મેળવીને દાન કરે છે. તે યોગ્ય નથી તેઓ માને છે કે દાન કરવાથી મારા ધનની શુદ્ધિ થઈ ગઈ, પણ એથી ધનની શુદ્ધિ થતી નથી. અધર્મનું ધન પ્રભુને સ્વીકાર્ય નથી. શાસ્ત્રે નિષેધ કરેલી વસ્તુઓ ખાય ત્યાં કળિ આવે છે. જે બુદ્ધિપૂર્વક હિંસા કરે ત્યાં કળિ આવે છે. હિંસામાં કળિનો નિવાસ છે. આ ચાર સ્થાનો આપ્યાં છતાં કળિ પુરુષને સંતોષ થયો નહિ. તેણે કહ્યું—આ ચાર સ્થાનો ગંદા છે. કોઈ સારું સ્થાન રહેવા આપો. તે પછી પરીક્ષિતે તેને સુવર્ણમાં રહેવાનું સ્થાન આપ્યુ. સુવર્ણ પાપથી ઘરમાં આવે, તો તે કળિનું સ્વરૂપ કહેવાય છે. સોનામાં કળિનો નિવાસ એટલે અધર્મથી ઘરમાં આવેલા અનીતિનાં ધનમાં તેનો નિવાસ. અનીતિ અને અન્યાયથી મેળવેલા ધનમાં કળિ છે. અનીતિનું ધન કમાનારને તે દુઃખ આપે છે પણ જો તે વારસામાં કોઈ મૂકી જાય, તો વારસોને પણ દુઃખ આપે છે. જૂઠ, મદ, કાળ, વેર અને રજોગુણ આ પાંચ જ્યાં ન હોય, ત્યાં આજે પણ સત્યયુગ છે.

જેના ઘરમાં નિત્ય પ્રભુની સેવા–સ્મરણ થાય છે, જેના ઘરમાં આચાર વિચાર પાળવામાં આવે છે, તેના ઘરમાં કલિનો પ્રવેશ થતો નથી.

બળદના ત્રણ પગો કાપેલા તે પરીક્ષિતે જોડી આપ્યા છે, ધર્મનું સ્થાપન કર્યું છે.

કળિએ વિચાર્યું, રાજાએ પાંચ સ્થાનો રહેવા આપ્યાં છે. હવે હરકત નહીં. હવે કોઈ વખત પરીક્ષિત રાજાને ત્યાં પણ પેસી જઈશ.

એક દિવસ પરીક્ષિતને જિજ્ઞાસા થઈ, ચાલ જોઉં મારા દાદાએ મારે માટે ઘરમાં શું શું રાખ્યું છે. એક પેટીમાં સોનાનો મુગટ જોયો. વગર વિચાર્યે તે માથે રાખ્યો. આ મુગટ જરાસંધનો હતો જરાસંધના પુત્ર સહદેવે માંગણી કરેલી. મારા પિતાને મુગટ અને



આપો. મુગટ ન લેવા ધર્મરાજાએ સલાહ આપેલી. સહદેવની ઇચ્છા મુગટ આપવાની ન હતી. તેમ છતાં તેને રડાવી જબરજસ્તીથી આ મુગટ ભીમ લાવ્યા છે. એટલે આ અનીતિનું ધન થયું. અનીતિનું ધન કમાનારને દુઃખી કરે છે, વારસામાં રાખી જાય તો વારસોને દુઃખી કરે છે. તેથી તે મુગટ એક બંધ પેટીમાં મૂકી રાખેલો. આજ પરીક્ષિતની દ્રષ્ટિએ તે પડતાં તેણે તે મુગટ પહેર્યો. અધર્મથી મુગટ લાવેલા એટલે તે દ્વારા કળિએ પરીક્ષિતની બુદ્ધિમાં પ્રવેશ કર્યો.

આ મુગટ પહેરી પરીક્ષિત વનમાં શિકાર કરવા ગયા છે. અત્રે એકદા શબ્દ વાપર્યો છે. કોઈ દિવસ રાજા શિકાર રમવા ગયા નથી. આજે શિકાર ખેલવા નીકળ્યા છે. અનેક જીવોની હિંસા કરી છે. મધ્યાહ્નકાળે રાજાને ભૂખતરસ લાગી છે. એક ઋષિના આશ્રમમાં પ્રવેશ કર્યો. સમાધિમાં શમીકઋષિ તન્મય થયા હતા. કોઈ સંત જપ ધ્યાનમાં બેઠા હોય તો તેમની પાસે જશો નહિ. જાવ તો વંદન કરીને ચાલ્યા આવજો. પરંતુ તેમની સાથે લૌકિક વાત કરશો નહિ. સંત પ્રભુ સાથે એક થવાની ઇચ્છા રાખે છે. લૌકિક વાત તેના ભજનમાં વિક્ષેપ કરે છે. પરીક્ષિતે વિચાર્યું, આ દેશનો હું રાજા છું. આ ઋષિ મારું સ્વાગત કેમ કરતા નથી ? સ્વાગત ન કરના માટે ઋષિ ઢોંગ કરે છે. બુદ્ધિમાં કળિ બેઠેલો એટલે બુદ્ધિ બગડી છે. શમીકઋષિની સેવા કરવાને બદલે રાજા તેની પાસે સેવા માંગે છે. તેને દુર્બુદ્ધિ સૂઝી. મરેલો સર્પ શમીકઋષિના ગળામાં પહેરાવ્યો. બ્રાહ્મણનું અપમાન કર્યું. બીજાનું અપમાન કરનાર પોતે પોતાની જાતનું અપમાન કરે છે. બીજાને છેતરનારો પોતે પોતાની જાતને છેતરે છે. કારણ આત્મા સર્વમાં એક છે. રાજાએ શમીકઋષિના ગળામાં સાપ રાખ્યો નથી, પણ પોતાના ગળામાં જીવતો સાપ રાખ્યો છે. સર્પ કાળનું સ્વરૂપ છે. સમીકઋષિ એટલે સર્વ ઇન્દ્રિયવૃત્તિઓને અંતર્મુખ રાખી ઈશ્વરમાં સ્થિર થયેલા જ્ઞાની જીવ. એના ગળામાં મરી ગયેલો સાપ આવે એટલે કે એનો કાળ મરે. જિતેન્દ્રિય યોગીનો કાળ મરે છે, એટલે કે તેમને કાળ અસર કરી શકે નહિ. રાજા એટલે રજોગુણમાં ફસાયેલો છે તેવો વિલાસી જીવ, જેના જીવનમાં ભોગ પ્રધાન છે તેવો જીવ. તેવાના ગળામાં કાળ જીવે છે એટલે કે જીવતો સર્પ તેના ગળામાં આવે છે.

શમીકઋષિના પુત્ર શૃંગીને આ વાતની ખબર પડી. તેમને થયું આ દુષ્ટ રાજાઓ બ્રાહ્મણનું અપમાન કરે છે. એ શું સમજે છે ? હજુ જગતમાંથી બ્રહ્મતેજ ગયું નથી. હું રાજાને શાપ આપીશ. શૃંગીએ શાપ આપ્યો : રાજાએ મારા પિતાના ગળામાં મરેલો સાપ નાંખ્યો, પરંતુ આજથી સાતમે દિવસે તેના ગળામાં જીવતો સાપ જશે. તેને તક્ષકનાગ કરડશે.

પરીક્ષિતે મુગટ માથેથી ઉતાર્યો. તેમને તેમની ભૂલ સમજાઈ. મેં આજે પાપ કર્યું છે. મારી બુદ્ધિ બગડી. મેં ઋષિનું અપમાન કર્યું.

બુદ્ધિ બગડે એટલે માનવું કે કાંઈક અશુભ થવાનું છે. પાપ થઈ જાય તો તેનો વિચાર કરી શરીરને તે માટે સજા કરો. જમવા પહેલાં વિચાર કરવો કે મારે હાથે પાપ તો થયું નથીને ? જે દિવસે પાપ થયું હોય, તે દિવસે ઉપવાસ કરજો. પાપ ફરીથી થશે નહિ. ધન્ય છે પરીક્ષિતરાજાને કે જીવનમાં એકવાર જ પાપ કર્યું છે, પણ પાપ

કર્યો પછી પાણી પણ પીધું નથી. તે વખતે પરીક્ષિતે સાંભળ્યું કે મને ઋષિકુમારનો શાપ થયો છે. પરીક્ષિતે કહ્યું:—જે થયું તે સારું થયું. પરમાત્માએ મારા પાપની સજા કરી છે. સંસારના વિષય સુખમાં હું ફસાયેલો હતો, એટલે મને સાવધ કરવા પ્રભુએ કૃપા કરી છે. મને શાપ ન થયો હોત, તો હું ક્યાં વૈરાગ્ય ધારણ કરવાનો હતો? મારા માટે પ્રભુએ શાપાવતાર ધારણ કર્યો છે. સંસારનાં વિષયોમાં ફસાયેલા મને વૈરાગ્ય થવા માટે આ શાપ થયો છે. મૃત્યુ માથે છે એમ વિચારે તો પાપ થાય નહિ. પરીક્ષિત ઘરનો ત્યાગ કરી ગંગાકિનારે આવ્યા. ગંગાસ્નાન કર્યું. અન્નજળનો ત્યાગ કરી હવે ભગવત-સ્મરણ કરીશ. પ્રાયોવ્રત લીધું છે. મોટા મોટા ઋષિઓને આ વાતની ખબર પડતાં વગર આમંત્રણે તેઓ ત્યાં આવ્યા. ઋષિઓએ વિચાર્યું કે પરીક્ષિત હવે રાજા રહ્યા નથી, રાજર્ષિ બન્યા છે. રાજાના વિલાસી જીવનનો અંત આવ્યો છે. રાજાના જીવનનો પલટો થયો છે. એટલે ઋષિઓ રાજાને મળવા આવ્યા છે. પરીક્ષિત ઊભા થયા છે. એક એક ઋષિને પ્રણામ કરી પૂજા કરી છે.

પરીક્ષિતે ઋષિઓ પાસે કરેલું પાપ જાહેર કર્યું. ત્યારે લોકો પાપને છુપાવે છે અને પુણ્યને જાહેર કરે છે. પાપને છુપાવશો નહિ અને પુણ્યને પ્રગટ કરશો નહિ. સમાજમાં પાપ જાહેર કરવાથી પાપની આદત છૂટે છે. મેં પવિત્ર બ્રાહ્મણના ગળામાં સાપ નાંખ્યો. હું અધમ છું. મારો ઉદ્ધાર કરો. મેં સાંભળ્યું છે પાપીને યમદૂતો મારતાં મારતાં લઈ જાય છે. મારું મરણ સુધરે તેવો ઉપાય બતાવો. મને બીક લાગે છે. મેં મરણ માટે તૈયારી કરી નથી.

પરીક્ષિતે મૃત્યુની વેદનાનો વિચાર કર્યો. જન્મ મૃત્યુના દુઃખના વિચારથી પાપ છૂટશે. તેણે ઋષિઓને કહ્યું—સાત દિવસોમાં મને મુક્તિ મળે તેવું કરો. મરણકાંઠે આવેલા મનુષ્યનું કર્તવ્ય શું વગેરે મને બતાવો. સમય થોડો છે. તેથી જ્ઞાનની મોટી મોટી વાતો કરશો તો સમય પૂરો થઈ જશે. મને એવી વાતો કહો, એવો ઉપાય બતાવો કે જેથી પરમાત્માના ચરણમાં હું લીન થાઉં. મને એવી કથા સંભળાવો કે જેથી મને મુક્તિ મળે.

ઋષિઓ વિચાર કરવા લાગ્યા. અમે અનેક વર્ષોથી તપશ્ચર્યા કરીએ છીએ તેમ છતાં અમને પણ ચિંતા રહે છે, મુક્તિ મળશે કે નહિ. અમને પણ મૃત્યુની બીક લાગે છે. અંતકાળે એકદમ પ્રભુનું નામ ઓષ્ઠ ઉપર આવવું મુશ્કેલ છે. માત્ર સાત જ દિવસમાં રાજાને મુક્તિ કેમ મળે? તે વાત શક્ય નથી. તેથી કોઈ ઋષિ બોલવા તૈયાર થયા નહિ. સાત દિવસમાં મુક્તિ મળવી કઠણ છે. મરણ નજીકનો સમય અતિ કટોકટિનો નાજુક હોય છે. મહાજ્ઞાનીઓને પણ મરણ સમયે બીક લાગે છે. રામનું નામ જલદી હોઠે ચડતું નથી. તેથી તો રામચરિત માનસમાં વાલિ કહે છે.

जन्म जन्म मुनि जतन कराहीं
अंत राम कहि आवत नाहिं ॥

ઋષિઓ પૈકી કોઈ પરીક્ષિતરાજાને ઉપદેશ આપવા તૈયાર થયા નહિ. કોઈની બોલવાની હિંમત થઈ નહિ. પરીક્ષિત વિચારવા લાગ્યા, આ ઋષિઓ સમર્થ છે તેમ છતાં મને ઉપદેશ આપવા તૈયાર થતા નથી. જગતના જીવો ભલે મારો ત્યાગ કરે પણ



હું મારા ભગવાનને શરણે જઈશ. ભગવાન નારાયણ કૃપા કરશે. હવે સમય થોડો છે. હવે કોને શરણે જઈશ? હું મારા પરમાત્માને શરણે જઈશ. તેઓ મારી ઉપેક્ષા નહિ કરે. હું પાપી છું પણ પાંડવોના વંશનો છું. ઈશ્વર વિના હવે મારું કોઈ નથી. પરીક્ષિતે ઈશ્વરનું શરણ લીધું. ભગવાનની સ્તુતિ કરી. દ્વારકાનાથને યાદ કર્યા. મેં કંઈ સત્કર્મ કર્યું નથી. આ બ્રાહ્મણો મને ઉપદેશ આપવા તૈયાર નથી, કારણ હું અધમ છું. જે પરમાત્માએ બ્રહ્માસ્ત્રથી મારું રક્ષણ કર્યું, જેણે ગર્ભમાં મારું રક્ષણ કર્યું તે મારું રક્ષણ જરૂર કરશે. હું પાપી છું પણ ભગવાનનો છું. નાથ તમારો છું.

दुष्टतमोऽपि दयारहितोऽपि कृष्ण तवाऽस्मि नचास्मि परस्य।

હે દ્વારકાનાથ, હું આપને શરણે આવ્યો છું. આપે મારો જન્મ સુધાર્યો છે તો હવે મારું મરણ સુધારો. પરમાત્માએ શુકદેવજીને પ્રેરણા કરી કે ત્યાં પધારો. ચેલો લાયક છે. પરીક્ષિતનો જન્મ સુધારવા દ્વારકાનાથ પોતે આવેલા. પરંતુ મુક્તિ આપવાનો અધિકાર શિવજીનો છે એટલે પરીક્ષિતનું મરણ સુધારવા ભગવાને શિવજીને કહ્યું. એટલે શિવજીના અવતાર શુકદેવજી ત્યાં પધારે છે. સંહારનું કામ શિવજીનું છે. એટલે પરીક્ષિતનું મરણ સુધારવા શુકદેવજી પધાર્યા.

વાસનાનું વસ્ત્ર પડી ગયું હતું. શુકદેવજી દિગમ્બર છે. સોળ વર્ષની અવસ્થા છે. અવધૂતનો વેષ છે. કેડ ઉપર કંદોરો નહિ તો લંગોટી ક્યાંથી હોય? ઘૂંટણ સુધી લાંબા હાથ છે. વિશાળ વક્ષઃસ્થળ છે. દૃષ્ટિ નાસિકાના અગ્ર ભાગ ઉપર સ્થિર છે. મોઢા ઉપર વાળની લટો વિખરાયેલી છે. વર્ણ કૃષ્ણ જેવો શ્યામ છે, અતિ તેજસ્વી છે. શુકદેવજીની પાછળ બાળકો ધૂળ ઉડાડે છે. નાગોબાવો જાય, નાગોબાવો જાય. પરંતુ શુકદેવજીને તેનું ભાન નથી. વૃત્તિ બ્રહ્માકાર છે. બ્રહ્મચિંતન કરતાં દેહનું ભાન ભૂલ્યા છે. પરમાત્માના ધ્યાનમાં જે દેહભાન ભૂલે છે તેના શરીરની કાળજી પરમાત્મા પોતે રાખે છે. આને દેહની જરૂર નથી પણ મને એના દેહની જરૂર છે. ચારે તરફ પ્રકાશ ફેલાયો. સૂર્યનારાયણ તો ધરતી ઉપર ઊતરી આવ્યા નથીને? મુનિઓ જાણી ગયા કે આ તો શંકરજીનો અવતાર શ્રી શુકદેવજી પધાર્યા છે. તે વખતે સભામાં શુકદેવજી પધારે છે. વ્યાસજી પણ તે સભામાં હતા. તે પણ ઊભા થઈ વંદન કરે છે. શુકદેવજીનું નામ લેતાં વ્યાસજી પણ ભાન ભૂલ્યા છે. શુકદેવજીના વિશેષણો જુઓ ऽनपेक्षः, निजलाभतुष्टो, अवधुतवेशः।

વ્યાસજી વિચારે છે:—ભાગવતનું રહસ્ય શુકદેવજી જાણે છે તેવું હું જાણતો નથી. કેવો નિર્વિકાર છે! મારો દીકરો કથા કરશે અને હું સાંભળીશ.

સુવર્ણના સિંહાસન ઉપર શુકદેવજી બિરાજ્યા છે. રાજાનું કલ્યાણ કરવા પધાર્યા છે. પરીક્ષિતે આંખો ઉઘાડી. મારો ઉદ્ધાર કરવા પ્રભુએ આમને મોકલ્યા છે. નહિતર મારા જેવા વિલાસીને ત્યાં, પાપીને ત્યાં તેઓ આવે નહિ. પરીક્ષિતે શુકદેવજીના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા છે. પરીક્ષિતે પોતાનું પાપ તેની પાસે જાહેર કર્યું. હું અધમ છું, મારો ઉદ્ધાર કરો. જેનું મરણ નજીક આવેલું છે તેણે શું કરવું જોઈએ? એ પણ બતાવો કે મનુષ્યમાત્રનું કર્તવ્ય શું? તેણે કોનું શ્રવણ, કોનો જપ, કોનું સ્મરણ અને કોનું ભજન કરવું જોઈએ?

ગુરુદેવ શુકદેવજીનું હૃદય પીગળી ગયું. ચેલો લાયક છે. અધિકારી શિષ્ય મળે

તો ગુરુને થાય છે કે હું મારું સર્વસ્વ તેને આપી દઉં. ગુરુ બ્રહ્મનિષ્ઠ હોય, નિષ્કામ હોય અને શિષ્ય પ્રભુ દર્શન માટે આતુર હોય તો સાત દિવસ શું સાત મિનિટમાં પ્રભુનાં દર્શન કરાવે છે. બાકી ગુરુ લોભી હોય અને ચેલો લૌકિક સુખની લાલચથી આવ્યો હોય તો બન્ને નરકમાં પડે છે.

લોભી ગુરુ ઔર લાલચી ચેલા;
દોનોંકા નરકમેં ઠેલમ ઠેલા.

શુકદેવજી કહે છેઃ—રાજા, તું શું કરવા ગભરાય છે? સાત દિવસ હજુ બાકી છે. હું તારી પાસે કાંઈ લેવા આવ્યો નથી. તને આપવા આવ્યો છું. રાજા, હું નિરપેક્ષ છું. મને જે આનંદ મળ્યો છે, મને જે પરમાત્માનાં દર્શન થયાં છે તેનાં દર્શન તને કરાવવા હું આવ્યો છું. મને જે મળ્યું છે તે તને આપવા આવ્યો છું. રાજા, મારા પિતાજી તો ભૂખ લાગે ત્યારે દિવસમાં એક વખત બોર ખાતા પણ આ ભજનાનંદમાં કૃષ્ણકથામાં મને એવો આનંદ આવે છે કે મને બોર પણ યાદ આવતાં નથી. મારા પિતાજી વસ્ત્ર પહેરતા. પ્રભુ ચિંતનમાં મારું વસ્ત્ર ક્યાં પડી ગયું તેની પણ મને ખબર નથી. સાત દિવસમાં તને શ્રીકૃષ્ણનાં દર્શન કરાવીશ. રાજા, હું બાદરાયણિ છું. કૃષ્ણ આનંદમાં મસ્ત થયા પછી બોર પણ ખાવાનું ક્યાં રહ્યું?

**भगवान् बादरायणिः।** શુકદેવજીનું સોળઆની વૈરાગ્ય શબ્દથી વ્યક્ત થાય છે. બાદરાયણિને બદલે શુક શબ્દ લખ્યો હોત તો ન ચાલત? ભાગવતમાં એક પણ શબ્દ વ્યર્થ નથી લખ્યો. શુકદેવજીનો વૈરાગ્ય બતાવવા આ શબ્દ વાપર્યો છે. શુકદેવ બાદરાયણ–વ્યાસજીના પુત્ર છે. વ્યાસજીનું તપ કેવું હતું? વૈરાગ્ય કેવો હતો? વ્યાસજી આખો દિવસ જપતપ કરતા અને દિવસમાં ભૂખ લાગે ત્યારે ફક્ત એક વખત એકલાં બોર જ ખાતા હતા. બોર ઉપર જ કેવળ રહેતા એટલે બોર ઉપરથી એમનું નામ પડ્યું બાદરાયણ. તેવા બાદરાયણના આ પુત્ર છે. જેનામાં પુષ્કળ જ્ઞાન વૈરાગ્ય હોય તે બીજાને સુધારી શકે. શુકદેવજીમાં તે બન્ને પૂર્ણ હતાં. આજના સુધારકમાં ત્યાગ, સંયમ જોવામાં આવતા નથી. તે બીજાને શું સુધારવાનો હતો? મનુષ્ય પહેલાં પોતે પોતાને જ સુધારવા પ્રયત્ન કરે.

રાજન્, જે સમય ગયો છે તેનું સ્મરણ કરીશ નહિ. ભવિષ્યનો વિચાર પણ કરીશ નહિ. ફક્ત વર્તમાનને સુધારજે. રાજન્ સાત દિવસ બાકી છે. મારા નારાયણનું સ્મરણ કર, તારું જીવન સુધરશે.

લૌકિક રસ ભોગવનારને પ્રેમરસ મળતો નથી, ભક્તિ રસ મળતો નથી. જેણે કામને છોડ્યો છે એ જ રસિક છે. જગતના રસ કડવા છે, પ્રેમરસ જ મધુર છે. ઇન્દ્રિયોનો ગુલામ થયો તેને કાળ પકડે છે. ભાગવતના વક્તા શુકદેવજી જેવા હોવા જોઈએ.

# સ્કંધ બીજો

સત્ એ પરમાત્માનું નામ છે. સર્વમાં જે ઈશ્વરનાં દર્શન કરે એ સદ્ગુરુ. અધિકારી શિષ્યને સત્ ગુરુ અવશ્ય મળે છે. પ્રથમ સ્કંધમાં અધિકારલીલા વર્ણવી. પરીક્ષિત અધિકારી હતો એટલે તેમને શુકદેવ મુનિ આવીને મળ્યા. પાંચ પ્રકારની શુદ્ધતા પરીક્ષિતમાં છે : માતૃશુદ્ધિ, પિતૃશુદ્ધિ, દ્રવ્યશુદ્ધિ, અન્નશુદ્ધિ અને આત્મશુદ્ધિ. સદ્શિષ્યને ગુરુકૃપા અને ઈશ્વરદર્શન થાય છે.

સદ્ગુરુતત્ત્વ અને ઈશ્વરતત્ત્વ એક છે. ઈશ્વર જેમ વ્યાપક છે, તેમ ગુરુ પણ વ્યાપક છે. જેનો અભાવ કોઈ ઠેકાણે નથી તે વ્યાપક. પરમાત્મા સમાન સદ્ગુરુ પણ વ્યાપક છે. વ્યાપકને શોધવાની જરૂર પડતી નથી, પણ વ્યાપકને ઓળખવાની જરૂર છે. પરમાત્મા જેમ ગુરુ પણ વ્યાપક છે, પણ તે અધિકારીને મળે છે.

સંત થયા વગર સંતને ઓળખી શકાતા નથી. સંત દેખાતા નથી, કારણ કે તું સંત થયો નથી. જે સંત થાય તેને સંત મળે. સંત થવા માટે વ્યવહારને અતિશુદ્ધ બનાવજો. જ્યાં સુધી મૂઠી ચણાની જરૂર છે ત્યાં સુધી વ્યવહાર છૂટતો નથી. પ્રત્યેક વ્યવહારને ભક્તિમય બનાવે એ ખરો વૈષ્ણવ.

સંત થવા માટે મનને સુધારવાની જરૂર છે, મનને બદલવાની જરૂર છે. જે પોતાના હૃદયનું પરિવર્તન કરે છે, તે સંત બને છે. મન શુદ્ધ બને તો સંત મળે છે. સંતને સંત મળવા આવે છે, વિલાસીને સંત મળતા નથી.

ગુરુદેવ બ્રહ્મા છે. ગુરુદેવ નવો જન્મ આપે છે. નવો જન્મ આપે છે એટલે કે તે મનને અને સ્વભાવને સુધારે છે. ગુરુદેવ વિષ્ણુ છે કારણ કે ગુરુદેવ શિષ્યનું રક્ષણ કરે છે. ગુરુદેવ શિષ્યને મોક્ષ પણ આપે છે. તેથી તે શિવજીનું પણ સ્વરૂપ છે. ગુરુ ક્યાં વગર રહેશો નહિ. તમે લાયક થશો તો ભગવતકૃપાથી સદ્ગુરુ મળી રહેશે. તુકારામજી મહારાજે પોતાનો અનુભવ વર્ણવ્યો છે. કથા વાર્તા સાંભળતાં પ્રભુના નામમાં મારી પ્રીતિ થઈ. વિઠ્ઠલ વિઠ્ઠલનો જપ હું સતત કરવા લાગ્યો. ભગવાનને મારા ઉપર દયા આવી. મને સ્વપ્નમાં સદ્ગુરુ મળ્યા, મારા સદ્ગુરુ મને રસ્તામાં મળ્યા. હું ગંગાજીમાં સ્નાન કરીને આવતો હતો. રસ્તામાં ગુરુદેવ મળ્યા. મને કહે વિઠ્ઠલનાથની પ્રેરણાથી હું તને ઉપદેશ આપવા આવ્યો છું. મેં ગુરુદેવને કહ્યું કે મેં તો ભગવાનની કાંઈ સેવા કરી નથી. તેમ છતાં ગુરુદેવે કૃપા કરી અને દીધો મંત્ર રામકૃષ્ણ હરિ. ગુરુ દક્ષિણામાં ગુરુદેવે મારી પાસે પાશેર તુપ એટલે કે ઘી માંગ્યું. શું તુકારામના ગુરુને પાશેર ઘી નહીં મળતું હોય? પણ તુકારામની વાણી ગુઢાર્થ ભરેલી છે. તુપ એટલે તારું તુંપણું અને હુંપણું તું મને આપ, આજથી તું ભૂલી જા કે તું પુરુષ છે. તું તારું પુરુષત્વ ભૂલી જા. મારા ગુરુદેવે હુંપણું અને તુંપણું માગી લીધાં. મને આજ્ઞા કરી તારું અભિમાન મને આપ. આજથી હુંપણું રાખીશ નહિ. તું પુરુષ નથી, તું સ્ત્રી નથી, તું કોઈનો પુત્ર નથી. બધા દેહના ભાવ તું મને અર્પણ કર. તું શુદ્ધ છે, તું બ્રહ્મ છે, તું ઈશ્વરનો અંશ છે. જીવનો ઈશ્વર સાથે સંબંધ સિદ્ધ કરી આપ્યો.

**જેની પ્રત્યેક ક્રિયા જ્ઞાનમય હોય તે ઉત્તમ ગુરુ. જ્ઞાની ભક્તોની પ્રત્યેક ક્રિયા જ્ઞાન અને બોધરૂપ હોય છે. સંતોનું બધું અલૌકિક હોય છે. શુકદેવજી એકલા બ્રહ્મજ્ઞાની ન હતા,**

પરંતુ તેમની દૃષ્ટિ પણ બ્રહ્મદૃષ્ટિ થઈ હતી. શુકદેવજી પ્રત્યેકને સમભાવથી, બ્રહ્મભાવથી જુએ છે. જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ દેખાય છે. જેની દૃષ્ટિ બ્રહ્મમય છે, તેને પછી જગતનો ભાસ થતો નથી. શુકદેવજી ગુરુ નહિ પણ સદ્ગુરુ છે. શુકદેવજી જેવા બ્રહ્મદૃષ્ટિ રાખનારા સુલભ નથી. કેવળ બ્રહ્મજ્ઞાની–બ્રહ્મજ્ઞાનની વાતો કરનારા સુલભ છે.

શુકદેવ જેવા ગુરુ મળે તો સાત દિવસમાં તો શું પણ સાત મિનિટમાં મુક્તિ અપાવે. પણ શિષ્ય પરીક્ષિત જેવો અધિકારી હોવો જોઈએ. ગુરુ શિષ્ય બંને અધિકારી હોવા જોઈએ.

મંત્રદીક્ષા અધમ છે; સ્પર્શ દીક્ષા ઉત્તમ છે. બ્રહ્મભાવમાં તલ્લીન થઈ શુકદેવે પરીક્ષિતના માથા ઉપર વરદ હસ્ત પધરાવ્યો, ત્યાં તેમને બ્રહ્મનાં દર્શન થયાં. પ્રથમ સ્કંધમાં અધિકારની કથા કહી, ભાગવતનો શ્રોતા કેવો હોવો જોઈએ તે બતાવ્યું, વકતા કેવો હોવો જોઈએ તે બતાવ્યું.

આગળ કથા આવશે, ધ્રુવજીને રસ્તામાં નારદજી મળ્યા છે, પ્રચેતાઓને શિવજી મળ્યા છે. અધિકારી શિષ્યને સદ્ગુરુ આવીને મળે છે. પરીક્ષિતને માટે શુકદેવજી આવ્યા છે. બાકી હજાર આમંત્રણ આપે તો પણ આંખ ઊંચી કરી શુકદેવજીને કોઇના સામે જોવાની ફુરસદ નથી. કારણ ખરા જ્ઞાની એક ક્ષણ પણ પરમાત્માનાં દર્શન કર્યા વગર રહી શકતા નથી.

ત્રણ પ્રકારના શ્રોતાવકતામાં વ્યાસજીને બીજો નંબર આપ્યો છે. કારણ વ્યાસજી સમાજ સુધરે એ વૃત્તિથી કથા કરતા. શુકદેવજી બીજાને સુધારવાની ભાવનાથી કથા કરતા નથી, ફકત પોતાના અંતઃકરણના સુખ માટે કથા કરે છે. શુકદેવજીએ કથાનો આરંભ કર્યો પણ મંગલાચરણ કરતા નથી. કારણ દેહભાન બિલકુલ ન હતું. ત્રણ અધ્યાય પછી શુકદેવજીએ મંગલાચરણ કર્યું છે. ભાગવતમાં ત્રણ મંગલાચરણ છે. પ્રથમ વ્યાસજીનું, બીજું શુકદેવજીનું, અંતમાં ત્રીજું સૂતજીનું. જુવાનીમાં મંગલાચણ, મંગલ આચરણની બહુ જ જરૂર છે. એટલે શુકદેવજીનું મંગલાચરણ ૧૨ શ્લોકોનું અને બાકીનાં મંગલાચરણ એક એક શ્લોકનાં છે. ઉત્તમ વક્તા કોણ? જે વક્તામાં સોળ આની વૈરાગ્ય હોય તે ઉત્તમ વક્તા.

સંસારના કોઈપણ વિષયમાં મન ન જાય એ વૈરાગ્ય. સંસારના વિષયો દેખાય તેમ છતાં જેનું મન તેમાં જતું નથી તેનું વૈરાગ્ય સિદ્ધ થયું. વૈરાગ્ય વગર દૃઢતા આવતી નથી. વૈરાગ્યથી જ્ઞાન દીપે છે. વૈરાગ્યથી ભક્તિ શોભે છે. જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય પરિપૂર્ણ થાય છે, તો મનુષ્ય બ્રહ્મમય થાય છે. શુકદેવજીમાં સોળ આની જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય હતા.

જ્ઞાનીનું હૃદય કૃષ્ણપ્રેમમાં ન પીગળે તો જ્ઞાન શા કામનું?

પરીક્ષિત રાજા શુકદેવજીને પૂછે છે, જેનું મરણ પાસે આવ્યું હોય તેનું કર્તવ્ય શું? તે શું કરે ને શું ન કરે? મનુષ્યમાત્રનું કર્તવ્ય શું?

શુકદેવજી બોલ્યા :—રાજન્, તેં પ્રશ્ન સુંદર કર્યો છે. શ્રવણ કરો. અંતકાલમાં વાત, પિત અને કફથી ત્રિદોષ થાય છે. મૃત્યુની વેદના ભયંકર છે. જન્મમરણના દુઃખનો વિચાર કરો તો પાપ નહિ થાય. તેથી મૃત્યુની બીક રાખો, એનું સ્મરણ રાખો. વિચાર કરો કે મૃત્યુને ભેટવાની મેં તૈયારી કરી છે કે નહિ? આ પ્રમાણે ચિંતન કરવાથી વૈરાગ્ય આવે છે

**जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ।**



જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિનાં દુઃખોનો વારંવાર વિચાર કરો, તો વૈરાગ્ય આવશે અને પાપ છૂટશે. બાકી પાપના સંસ્કારો જલદી છૂટતા નથી. વિચાર વિના વિવેક–વૈરાગ્ય નથી આવતા.

કાળને માથે રાખી હંમેશા ઈશ્વરનું ચિંતન કરવું. કાળને યાદ રાખો તો પાપવૃત્તિ ઉદ્ભવશે નહિ.

ભજન માટે અનુકૂળ સમયની રાહ જુઓ નહિ. કોઈપણ ક્ષણ ભજન માટે અનુકૂળ છે. કોઈ અડચણ ન રહે તે પછી હું ભજન કરીશ એમ માનવું તે અજ્ઞાન છે.

એક મનુષ્ય સમુદ્રમાં સ્નાન કરવા માટે સમુદ્ર કિનારે ગયો. પણ સ્નાન કરવાને બદલે તે ત્યાં બેસી જ રહ્યો.

લોકોએ તેને પૂછ્યું :—સ્નાન કરોને, કેમ શાંત બેસી રહ્યા છો? સ્નાન ક્યારે કરશો?

તે પુરુષે કહ્યું :—સમુદ્રમાં આ ઉપરાઉપરી તરંગો આવે છે. સમુદ્રના આ તરંગો બંધ થાય એટલે સ્નાન કરું.

સમુદ્રનાં મોજાં શું બંધ થવાનાં હતા? અને સ્નાન ક્યાંથી થવાનું હતું? તે પ્રમાણે સંસાર એ સમુદ્ર છે. તેમાં અડચણરૂપી તરંગો તો આવવાનાં જ, એટલે કોઈ કહે કે અનુકૂળતા આવશે, ત્યારે ઈશ્વરનું ભજન કરીશ તો એવી સર્વાંગી અનુકૂળતા આવતી જ નથી. જેમ પેલો પુરુષ સ્નાન કર્યા વગર રહી ગયો, તેમ તેવા વિચારનો મનુષ્ય ઈશ્વરભજન કર્યા વગર રહી જાય છે. જીવનમાં ભલે અડચણો આવે, પણ લક્ષ્ય ભૂલશો નહિ કે મારે પરમાત્માને મળવું છે, પરમાત્મા સાથે એક થવું છે. લોભી જેમ પૈસાનું લક્ષ્ય રાખે, તેમ મહાપુરુષો પરમેશ્વરનું લક્ષ્ય રાખે છે. ભગવાને પણ ગીતામાં કહ્યું છે :

**अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।** ગીતા અ. ૮ શ્લોક ૫

અંતકાળે જે મારું સ્મરણ કરતો દેહનો ત્યાગ કરે છે, તે મને પામે છે. અંતકાળ એટલે જીવનનો અંતકાળ નહિ પરંતુ ક્ષણનો અંતકાળ. એટલે દરેક ક્ષણે ઈશ્વરનું ચિંતન, ધ્યાન, સ્મરણ કરવું જોઈએ.

પ્રતિક્ષણને સુધારશો તો મરણ સુધરશે. પ્રતિક્ષણને સુધારવી એટલે પ્રતિક્ષણે તમારા ઠાકોરજીમાં દૃષ્ટિ રાખો.

લોકો એમ માને છે કે આખી જિંદગી કામધંધો કરીશું, કાળાંધોળાં કરીશું અને અંતકાળે ભગવાનનું નામ લઈ લેશું અને તરી જશું. આ વિચાર ખોટો છે. એટલે તો સ્પષ્ટતા કરેલી છે કે **सदा तद्भावभावितः ।** હંમેશા જે ભાવનું ચિંતન કરશો તેનું જ અંતકાળે સ્મરણ થશે. એટલે તો ભગવાને આજ્ઞા કરી છે : **तस्मात् सर्वेषु कालेषु माम् अनुस्मर ।** માટે સઘળા સમયમાં નિરંતર મારું સ્મરણ કર.

એ તો સર્વવિદિત છે કે જેનું સતત્ ચિંતન એનું જ મરણકાળે સ્મરણ, રટણ થાય છે. જેનું ચિંતન સતત્ તેનું મરણ કાળે સ્મરણ.

સોનીનું દૃષ્ટાંત :—એક સોની માંદગીમાં પથારીવશ હતો. મહિનાથી બજારમાં ગયેલો નહિ. તેથી વિચારો સોનાના ભાવના જ આવ્યા કરે. અંતકાળ આવ્યો છે, તાવ વધ્યો. ડોકટર શરીર તપાસવા આવ્યા. ડોકટરે તાવ માપી કહ્યું કે "એકસો પાંચ છે" (૧૦૫ ડીગ્રી તાવ છે). સોની સમજ્યો, કોઈએ સોનાનો ભાવ કહ્યો. તે પોતાના

પુત્રને ઉદ્દેશી બૂમ મારવા લાગ્યો, "વેચી નાંખ વેચી નાંખ" ૮૦ માં લીધેલું છે અને ૧૦૫ થયા છે, માટે વેચી નાંખ. આમ બોલતાં બોલતાં સોનીએ દેહ છોડયો.

સોનીએ આખી જિંદગી સોનાનો જ વિચાર કરેલો. એટલે અંતકાળે તેને સોનાના જ વિચારો આવ્યા. પૈસા, પૈસા, કરનારને અંતકાળે પૈસાના જ વિચાર આવે છે. પૈસા કમાવા એ પાપ નથી, પરંતુ પૈસા મેળવતાં ભગવાનને ભૂલવા એ પાપ છે.

શુકદેવજીએ કહ્યું :—હે રાજા, મનુષ્યોનું આયુષ્ય આમને આમ પૂરું થઈ જાય છે. રાત્રિ નિદ્રા અને વિલાસમાં પસાર થઈ જાય છે અને દિવસ ધન માટે ઉદ્યમ કરવામાં અને કુટુંબનું ભરણપોષણ કરવામાં પૂરો થઈ જાય છે.

निद्रया ह्रियते नक्तं व्यवायेन च वा वयः ।
दिवा चार्थेहया राजन् कुटुम्बभरणेन वा ॥

ભા. ૨-૧-૩

મનુષ્યનો ઘણોખરો સમય નિદ્રામાં અને અર્થોપાર્જન પાછળ જાય છે. મનુષ્યોનો ઘણો સમય વાતો કરવામાં જાય છે. કેટલાકનો વાંચવામાં જાય છે બહુ વાંચવું એ પણ સારું નથી. બહુ વાંચવાથી શબ્દજ્ઞાન વધે છે. પણ કદાચ તેની સાથે અભિમાન પણ વધે છે. રાજા, જે સમય ગયો છે તેને માટે હવે રડવું નહિ. તેનો વિચાર ન કરો. ભૂતકાળનો વિચાર કરવાથી કાંઈ લાભ નથી. તું તારા વર્તમાનને સુધાર. આ સાત દિવસનો સમય મળ્યો છે તેનો સદુપયોગ કરો. મનુષ્ય ઇન્દ્રિય સુખમાં એવો ફસાયો છે કે તેને પોતાના લક્ષ્યનું ભાન રહેતું નથી. શરીર, પુત્ર, સ્ત્રી, આદિ અસત્ય છે, છતાં તેના મોહમાં એવો પાગલ બન્યો છે કે સમયનું ભાન નથી, લક્ષ્યનું ભાન નથી. તમારે કયાં જવું છે અને શું થવું છે તે આજથી નક્કી કરો. ઇચ્છાશુદ્ધિ વિના કર્મશુદ્ધિ થતી નથી. નિશ્ચય કરો મારે ભગવાનને મળવું છે, મારે ભગવાનના ધામમાં જવું છે, મારે હવે ફરી જન્મ લેવો નથી.

દુનિયામાં વિકાર, વાસના વધ્યાં છે તેથી ત્યાગ અને સંયમ ઘટયાં છે.

કાળ ધક્કો મારે અને રડતાં રડતાં ઘર છોડીએ તેનાં કરતાં વિવેકથી ઘર છોડી દો તે જ સારું. શંકરસ્વામીએ કહ્યું છે: निजगृहात् तूर्णम् विनिर्गम्यताम् ।

હે રાજન્, માનવ જીવનમાં છેલ્લી પરીક્ષા મરણ છે. આ મનુષ્યનું મરણ પ્રતિક્ષણે થાય છે. પ્રતિક્ષણને સુધારે તો મરણ સુધરે. મરણ સુધર્યું તેનું જીવન સુધર્યું.

પ્રભુનું સ્મરણ ક્ષણક્ષણને અંતકાળે क्षणस्य अन्तकाले કરવાનું. નહિ કે જીવનના અંતકાળે. ક્ષણક્ષણને જે સુધારે તેનું મરણ સુધરે. પ્રતિક્ષણ આ શરીર બદલાય છે, એટલે પ્રતિક્ષણે શરીરનો નાશ થાય છે. અંતકાલ એટલે દરેક પળને અંતે મનુષ્યનું મૃત્યુ થાય છે. તેથી પ્રતિક્ષણે પ્રભુનું સ્મરણ કરો. શંકરાચાર્યજીએ શાંકર ભાષ્યમાં આ પ્રમાણે અર્થ કરેલો છે.

બાકી જેનું આખું જીવન નિદ્રા, ધન માટે ઉદ્યમ તથા કુટુંબનું ભરણપોષણ કરવા પાછળ જાય, તેને અંતકાળે આ સઘળું જ યાદ આવે છે. આખું જીવન જેની પાછળ જાય, તે જ અંતકાળે યાદ આવે છે. એક ડોસો માંદો પડયો. તેનું સમગ્ર જીવન દ્રવ્ય વગેરે પાછળ ગયેલું. અંતકાળ નજીક આવ્યો. છોકરાંઓ બાપાને 'શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ' બોલવાનું કહે, પણ બાપાના મુખમાંથી ભગવાનનું નામ નીકળતું નથી. જિંદગીમાં ભગવાનનું નામ લીધું હોય તો ભગવાનનું



નામ યાદ આવે ને? ડોસો મનથી દ્રવ્યનું ચિંતન કરે છે. ડોસાની નજર તેવામાં બારણા ઉપર પડી. ત્યાં જોયું તો વાછરડો સાવરણી ખાતો હતો. ડોસાથી આ નજીવું નુકસાન પણ ન જોયું ગયું. ડોસો હૈયું બાળે કે મેં કેવી રીતે મેળવ્યું છે તે આ લોકો શું જાણે? ડોસાએ વિચાર્યું, ઘરના કોઈ લોકોને પૈસાની કે ચીજવસ્તુઓની દરકાર નથી. આ લોકો મારા ગયા બાદ ઘરને કેવી રીતે ચલાવશે? ડોસાથી વધારે બોલી શકાતું ન હતું. તૂટક તૂટક શબ્દે તે વા...સા, વા...સા, બોલવા લાગ્યો.

એક છોકરાંને લાગ્યું બાપા વાસુદેવ બોલવા જાય છે, પણ તેમનાથી બોલાતું નથી. બીજા છોકરાંઓને સ્વાર્થને લીધે લાગ્યું, બાપા કોઈ દિવસ ભગવાનનું નામ લે તેવા નથી. બાપા કંઈ વારસામાં આપવાની ઇચ્છાથી બોલે છે. વારસામાં આપવા ખાનગી મિલકત છુપાવી રાખી હશે. તે બાબતમાં તેઓ કાંઈ કહેવા માંગે છે. છોકરાંઓએ ડોકટરને બોલાવ્યા, બાપા થોડું બોલી શકે તેમ કરો. ડોકટરે કહ્યું કે ઇન્જેકશન આપીએ તો ડોસો થોડો વખત બોલી શકશે. પરંતુ તે માટે એક હજાર રૂપિયા ખર્ચ લાગશે. છોકરાઓને આશા હતી કે બાપાએ કાંઈ દાટયું હશે, તે બતાવશે. છોકરાંઓએ રૂપિયા એક હજાર ખર્ચ કર્યો. બાપા શું બોલે છે તે સાંભળવા બધા આતુર થયા. દવાની અસરથી બાપા બોલ્યા: અહીં મારા તરફ શું જુઓ છો? ત્યાં પેલો વાછરડો બારણે સાવરણી ખાય છે. વાછરડો સાવરણી...બોલતાં બોલતાં ડોસાએ દેહ છોડયો. આવી દશા તમારી ન થાય તે જોજો.

આપણને હસવા માટે નથી કહેતા. સાવધાન થવા માટે કથા છે. એકલા લક્ષ્મીજી આવે તો રડાવીને જાય છે. પણ ઠાકોરજી સાથે આવે તો સુખી કરે છે.

લોકો વિચારે છે. કાળ આવવાનો છે તેની શું ખબર પડે? પરંતુ કાળ સાવધાન કર્યા પછી આવે છે. કાળ તો દરેકને સાવધાન કરે છે પણ લોકો માનતા નથી. કાળ આવતાં પહેલાં કાગળ લખે છે, પણ કાળનો કાગળ કોઈને વાંચતાં આવડતો નથી. ઉપરનું છાપરું ધોળું થવા લાગે, ત્યારે માનજો કાળની નોટીશ આવી છે. દાંત પડવા લાગે એટલે સમજજો કાળની નોટીશ આવી છે. એમ માની સાવધાન થવું. દાંત પડી જાય છે, તો લોકોએ ચોકઠું શોધી કાઢયું છે. દાંત પડવા લાગે ત્યારે માનજો હવે દૂધ ભાત ખાઈને પ્રભુભજન કરવાનો સમય આવ્યો છે. લોકો તો ચોકઠું બનાવડાવે છે. ચોકઠું હોય તો પાપડ ખાવાની મઝા આવે છે. અરે! કયાં સુધી ખાશો? ખાવાથી શાંતિ મળતી નથી ખાવાથી વાસના વધે છે.

મૃત્યુની નિશાની અનેક રીતે બતાવી છે. અરુંધતીનો તારો ન દેખાય તો સમજજો કે એક વર્ષમાં મરીશ. સ્વપ્નમાં શરીર કાદવમાં ખૂપતું દેખાય તો માનવું નવ માસમાં મારું મૃત્યુ છે સ્વપ્નમાં (ગધેડા ઉપર) કુંભારના હાથી ઉપર બેસેલો દેખાય તો માનવું છ માસમાં મારું મૃત્યુ થશે. કાનમાં આંગળી નાંખ્યા પછી અંતરધ્વનિ ન સંભળાય, તો માનજો આઠ દિવસમાં મરીશ. મૃત્યુનાં લક્ષણો જાણી ગભરાશો નહિ. સાવધાન થવા માટે આ લક્ષણો બતાવ્યાં છે. સાવધાન થવા માટે કથા છે. ભાગવતની કથા સાંભળી પરીક્ષિત કૃતાર્થ થયા છે. મરણને સુધારવા ભાગવતશાસ્ત્ર છે. જીવનને જે સુધારે છે તેનું મરણ સુધરે છે.

રાજા, મરણને સુધારવું હોય તો પ્રત્યેક ક્ષણને સુધારજે. રાજા, રોજ વિચાર કરો, મનને વારંવાર સમજાવવું કે ઇશ્વર સિવાય મારું કોઈ નથી. આ શરીર પણ

શરીર મારું નથી તો મારું કોણ?
એક દિવસ છોડવું પડશે, તેથી તે પણ મારું નથી.
કારણ સર્વ સંબંધો શરીરથી ઉત્પન્ન થયા છે.
આ રીતે મમતા દૂર કરો.
ભાવના કરો, મારું કોઈ નથી, હું કોઈનો નથી.
તૃપ્તિ ભોગમાં નહિ, ત્યાગમાં છે.
સંગ્રહથી મમતા વધે છે, માટે અપરિગ્રહી રહો.
વ્યક્તિગત મમતા દૂર કરો.
સમતા સિદ્ધ કરવા સૌ સાથે મમતા રાખો.
દરેક મનુષ્યે પ્રતિક્ષણે સર્વાત્મા સર્વશક્તિમાન ભગવાન શ્રીકૃષ્ણની લીલાઓનું જ
શ્રવણ, કીર્તન અને સ્મરણ કરવું જોઈએ.
ઇંદ્રિયોને ભોગથી શાંતિ મળતી નથી, પણ પ્રભુસ્મરણથી–પ્રભુસેવાથી શાંતિ મળે છે.
દેહ એ જ દુઃખનું કારણ છે. દુઃખ ભોગવવા જ દેહ મળ્યો છે ને! પાપ ન
કર્યું હોત તો આ દેહ–જન્મ જ શા માટે મળે? આ જન્મ જ ન મળ્યો હોત.
રામદાસ સ્વામીએ દાસબોધમાં લખ્યું છે કે :—દેહ ધારણ કરવો એ જ પાપ છે.
મનુષ્ય સર્વ પ્રકારે સુખી થઈ શકતો નથી.
રાજા, માનવશરીર ભોગ ભોગવવા માટે મળ્યું નથી. માનવશરીર તો ભજન કરી
ભગવાનને પ્રાપ્ત કરવા માટે મળ્યું છે.
ઇન્દ્રિયસુખ સર્વ પ્રાણીઓને સરખું જ મળે છે. શરીરસંગથી સ્ત્રીપુરુષને જેવું
સુખ મળે છે, તેવું જ સુખ કૂતરાને કૂતરીના સંગથી મળે છે. માટે મનુષ્યજીવનમાં પ્રભુ
સ્મરણમાં લીન રહો. મનુષ્ય જન્મમાં મનને પ્રભુના સ્મરણમાં લીન કરો. જીવનને એવું
બનાવી લો કે મૃત્યુના સમયે ભગવાનની યાદ રહે...
જીવ તો શિવ થવા માટે જ સર્જાયો છે.
જીવ શિવ થવા પ્રયત્ન કરતો નથી. બાકી
જીવ જ્યારે ઈશ્વરને કહે કે હું તમારો છું, તો એ સંબંધ અપૂર્ણ છે. પરંતુ
ઈશ્વર જ્યારે જીવને કહે કે તું મારો છે તો તે સંબંધ પરિપૂર્ણ બને છે.
ઈશ્વર આપણને પાપની પ્રવૃત્તિઓમાં
પાપને ટાળો, પુણ્યકાર્યને તુરત કરો.
જોડતા જ નથી; પરંતુ જન્મોજન્મના સંચિત સંસ્કારોથી પાપની પ્રેરણા થાય છે.
એકાંતમાં ઈશ્વરભજન કરો. એકાંત જલદી મનને એકાગ્ર બનાવે છે. એક ઈશ્વરમાં
સર્વનો અંત કરવો એ એકાંત. એકમ્ અદ્વિતીયં ઈશ્વર. મનને એકાગ્ર કરવા એકાંતમાં
રહેવાની જરૂર છે. ગૃહસ્થ ઘરમાં સમભાવ રાખી શકતો નથી. પછી ભલે ગીતાનો પાઠ
કરે કે समत्वम् योग उच्यते। ગૃહસ્થાશ્રમના વ્યવહારો વિષમતાથી ભરેલાં છે. ત્યાં
સમતા રહી શકતી નથી. ગૃહસ્થના ઘરમાં ભોગના પરમાણુઓ ભરેલા હોવાથી ઘરમાં
રહી સતત પરમાત્માનું ધ્યાન કરવું એ કઠણ છે. ભાગવતમાં શુકદેવજીએ સ્પષ્ટ કહેલું
છે કે જેનું મરણ સમીપ આવ્યું હોય તે ઘર છોડી દે.

गृहात् प्रव्रजितो धीरः।

ધૈર્યની સાથે ઘર છોડવું, પવિત્ર તીર્થના જળમાં સ્નાન કરવું અને પવિત્ર તથા એકાંત
સ્થાનમાં આસન લગાવી બેસવું. મનથી પ્રણવનો જપ કરો. પ્રાણાયામથી પ્રાણવાયુને
વશ કરવો. મનને વિચાર દ્વારા રોકી ભગવાનના મંગલમય રૂપમાં લગાડવું. મીરાંબાઈએ
નક્કી કરેલું, એકાંતમાં મેં તો ગિરધર આગે નાચુંગી. તેથી મીરાંની ભક્તિ સિદ્ધ થઈ
છે એકાંતમાં બેઠા પછી પ્રથમ પ્રાણાયામ કરવો. મનનો પ્રાણ સાથે સંબંધ છે, પ્રાણ
સ્થિર થાય તો મન સ્થિર થાય છે. પ્રાણાયામના ત્રણ ભેદ છે. પ્રથમ પૂરક પ્રાણાયામ
કરવાનો હોય છે. જમણા નસકોરા મારફત બહારની હવા અંદર ખેંચવી.



આ બધી યોગની પ્રક્રિયા છે. મહાપ્રભુજીએ સુબોધિનીમાં કહ્યું છે કે યોગને પણ ભક્તિનો સહકાર હોવો જોઈએ. યોગને જો ભક્તિનો સાથ ન હોય, તો તે યોગી રોગી બને છે. ભક્તિ વિનાનો યોગ રોગને ઉત્પન્ન કરે છે. ભક્તિ કર્યા વગરનો યોગ સાધક થતો નથી. કેટલીકવાર બાધક થાય છે. ભક્તિ સાથે યોગ કરે તો પ્રભુ સાથે સંયોગ થાય છે. યોગથી યોગી મનને સ્થિર કરી શકે છે. પણ હૃદય વિશાળ થતું નથી. હૃદય વિશાળ થશે જ્ઞાન અને ભક્તિથી. તેથી પૂરક પ્રાણાયામમાં એવી ભાવના કરવાની કે પ્રભુનું તેજોમય સ્વરૂપ મારા હૃદયમાં આવે છે. ભગવાનનું વ્યાપક તેજ મારામાં આવે છે.

તે પછી કુંભક કરો ત્યારે ભાવના કરવાની કે ઈશ્વરને હું આલિંગન આપું છું. પ્રાણને શરીરમાં રોકી રાખવો તે કુંભક. તે સમયે બ્રહ્મસંબંધની ભાવના કરવી. મારા પ્રભુ સાથે મારું મિલન થયું છે. મારા પ્રભુએ મને આલિંગન આપ્યું છે. બ્રહ્મસંબંધ સતત ટકે તો મુક્તિ મળે છે. બ્રહ્મસંબંધ મનુષ્ય ટકાવી શકતો નથી મનથી સંસારના વિષયોને મળવાથી બ્રહ્મસંબંધનો ભંગ થાય છે.

તે પછી રેચક પ્રાણાયામ કરવાનો હોય છે. ડાબા નસકોરામાંથી જે શ્વાસને બહાર કાઢવાનો છે તેને રેચક કહે છે. તે વખતે એવી ભાવના કરવાની કે હવે પ્રભુ સાથે હું એક થયો છું. હું ભગવાનનો બન્યો એટલે મારું પાપ બહાર નીકળે છે, વાસના બહાર નીકળે છે. મારા મનમાં જેટલા વિકાર હતા, તેટલા બધા બહાર નીકળે છે. હવે હું શુદ્ધ છું.

જ્યાં સુધી લૌકિક વ્યવહારમાં કાંઈક કરવું છે, ત્યાંસુધી મન ઠરતું નથી, ઠરવાનું નથી. બહારનો સંસાર ભજનમાં વિક્ષેપ કરતો નથી. મનનો સંસાર ભજનમાં વિક્ષેપ કરે છે.

બ્રાહ્મણો સંધ્યામાં અઘમર્ષણ કરે છે. મારાં પાપ બધાં બહાર નીકળે છે. મનના બે પ્રકારના મળ કહ્યા છે.

સ્થૂલ મળ = સાધારણ સાધન તપ, વ્રત, ઉપવાસથી દૂર થાય છે.

સૂક્ષ્મ મળ = તે તીવ્રભક્તિ વગર નીકળતો નથી.

તેથી શુકદેવજીએ આરંભમાં વિરાટ પુરુષનું ધ્યાન કરવાનું કહ્યું છે. વિરાટ પુરુષની ધારણા વગર મન શુદ્ધ થશે નહિ. શુકદેવજી કહે છે :—અમારી નિષ્ઠા નિર્ગુણમાં છે. તથાપિ નંદનંદન યશોદાનંદન મારા મનને વારંવાર ખેંચી લે છે. શ્રીકૃષ્ણ ભગવાનની મધુર લીલાઓ બળપૂર્વક મારા હૃદયને પોતાની તરફ ખેંચી લે છે. આ જ કારણથી મેં ભાગવત પુરાણનું અધ્યયન કર્યું અને તે હું તમે સંભળાવીશ. સર્વ શાસ્ત્રોનો સાર એ જ છે કે ભગવાનના નામોનું પ્રેમથી સંકીર્તન કરવું.

સર્વ શાસ્ત્રો વાંચો, વિચારો, પણ યાદ રાખો કે એકલો તે નારાયણ હરિ જ [illegible] છે.

आलोड्य सर्वं शास्त्राणि विचार्य च पुनः पुनः।
इदमेकं सुनिष्पन्नं ध्येयो नारायणो हरिः॥

મેં સર્વ શાસ્ત્રોને ઉથલાવી જોયા, વારંવાર વિચાર કરી જોયો, પણ તેમાંથી [illegible] જ સાર નીકળ્યો કે સર્વનું ધ્યેય એક નારાયણ હરિ જ છે. સર્વ શાસ્ત્રો વાંચી, વિચારીને નિશ્ચય કર્યો કે એક ભગવાનનું જ ધ્યાન કરવું.

નિર્ગુણમાં નિષ્ઠા ન થાય, ત્યાં સુધી મનના રાગદ્વેષ જશે નહિ. સગુણમાં નિષ્ઠા
રાખે અને નિર્ગુણને ન માને તો તેની ભકિત અધૂરી છે.
ધ્યાનના આરંભમાં માનસી સેવા કરવી. ધ્યાનમાં મન શુદ્ધ નહિ હોવાથી
આનંદ આવતો નથી. મનને બહાર વિષયોમાં રખડવાની ટેવ પડી છે વર્તમાનકાળમાં
જીવન ભોગપ્રધાન બન્યું છે. તે સમયે મનને અંતર્મુખ કરવુ બહુ કઠણ છે. જ્ઞાની
પુરુષો મનનો મેલ ધોવા માટે વિરાટ પુરુષની ધારણા કરે છે. વિરાટ પુરુષની ધારણા
એટલે આખું જગત બ્રહ્મરૂપ છે તેમ માનવું. બ્રાહ્મણ તે વિરાટ પુરુષનું મુખ, ક્ષત્રિય
તે હાથ, વૈશ્ય તે સાથળ, શૂદ્ર તે પગ, નાડીઓ તે જ નદીઓ, ઇત્યાદિ જગતના પ્રત્યેક
પદાર્થને બ્રહ્મરૂપે નિહાળીને મનને વિશુદ્ધ બનાવે છે. સાધારણ સાધકને આ વિરાટ
પુરુષની ધારણા કઠણ છે, તેથી કેટલાક અતિ સુંદર નારાયણ ભગવાનનું ધ્યાન કરે છે.
જગત બ્રહ્મરૂપ છે એમ નહીં માનો ત્યાં સુધી રાગદ્રેષ જશે નહિ. કેટલાંક
જગતને બ્રહ્મમય માને છે. કેટલાક પ્રત્યેક પદાર્થમાં બ્રહ્મસ્વરૂપનો અનુભવ કરે છે.
રાગદ્વેષનો નાશ કરવા વિરાટ પુરુષનું ધ્યાન કરવું. આખું જગત એ વિરાટ પુરુષનું
સ્વરૂપ છે તેવી ભાવના દૃઢ થાય, તો જગતની કોઈ વસ્તુ પ્રત્યે હીનભાવ કે કુભાવ
થશે નહિ. હરિ જ જગત છે એમ માનો. બ્રહ્મદૃષ્ટિથી જગત સત્ય છે. બ્રાહ્મણ ભગવાનના
મુખમાંથી નીકળ્યા છે, એટલે બ્રાહ્મણનું અપમાન મારા પ્રભુના મુખનું અપમાન છે.
વૈશ્ય સાથળમાંથી નીકળ્યા છે, એટલે વૈશ્યનું અપમાન મારા પ્રભુના સાથળનું અપમાન.
પરમાત્માના ચરણમાંથી શૂદ્ર નીકળ્યો છે, માટે કોઈનું અપમાન ન કરો. જગતમાં
જડચેતન પરત્વે ભેદભાવ રાખશો, ત્યાંસુધી ધ્યાનમાં એકાગ્રતા આવશે નહિ.
તે પછી વૈરાગ્યનો ઉપદેશ કર્યો. વૈરાગ્ય વગર ધ્યાન થતુ નથી, ધ્યાનમાં
એકાગ્રતા આવતી નથી. સંસારનું સ્મરણ એ જ દુઃખ છે. સંસારનુ વિસ્મરણ એ જ સુખ છે.
જ્ઞાનમાર્ગમાં તીવ્ર વૈરાગ્ય જોઈએ. ભકિતમાર્ગમાં તીવ્ર પ્રેમ જોઈએ. ભકિત
કરવી હોય, તો વૈરાગ્ય નહિ કેળવો તો ચાલશે પણ સર્વ સાથે પ્રેમ કરવો પડશે. વૈરાગ્ય
કરતાં આ અઘરું છે. સર્વ સાથે પ્રેમ કરો અથવા એકલા ઈશ્વર સાથે પ્રેમ કરો.
જગતનાં પ્રત્યેક પદાર્થ સાથે પ્રેમ કરવો એ ભકિત માર્ગ.
જ્ઞાનમાર્ગમાં ત્યાગ પ્રધાન છે. ભકિત માર્ગમાં સમર્પણ પ્રધાન છે. જ્ઞાની
નિષેધ કરતાં કરતાં પરિનિષેધમાં જે બાકી રહે છે, તેમાં મનને દૃઢ કરે છે. સાધારણ
મનુષ્ય માટે જ્ઞાનમાર્ગ સુલભ નથી. મનુષ્ય સર્વનો ત્યાગ કરી શકતો નથી
શરીરથી આત્મા ભિન્ન છે તેમ બધા સમજે છે, પણ તે અનુભવવું સહેલુ નથી.
ભક્ત માને છે કે ગાયમાં રહેલા શ્રીકૃષ્ણની સેવા ઘાસમાં રહેલા શ્રીકૃષ્ણથી કરાશ.
ભકિતમાર્ગમાં સદ્‌ભાવ રાખવાનો છે. સર્વપ્રત્યે સદ્‌ભાવ રાખવો કઠણ છે.
શ્રીકૃષ્ણ ભગવાન પોતાને લાત મારનારને પણ સદ્‌ભાવથી જુએ છે.
મનનો મેલ ધોવા વિરાટ પુરુષનું ધ્યાન કરવાનું છે. વિરાટ પુરુષનું ધ્યાન કરવાનું
એટલે કે જગતમાં આ જે કાંઈ દેખાય છે તે પરમાત્માનું સ્વરૂપ છે એમ સમજીને
વ્યવહાર કરો. આખુ જગત આ વિરાટ પુરુષનું સ્વરૂપ છે. વિરાટ પુરુષનું ધ્યાન કરવા
તીવ્ર વૈરાગ્યની જરૂર છે. આખું જગત બ્રહ્મરૂપ છે, તેમ માની જ્ઞાની પુરુષો લલાટમાં
બ્રહ્મનાં દર્શન કરે છે. વૈષ્ણવો હૃદયમાં ચતુર્ભુજ દ્વારકાનાથનાં દર્શન કરે છે.



પ્રભુના એક અંગનું ચિંતન એનું નામ ધ્યાન, પ્રભુનાં સર્વાંગનું ચિંતન એ ધારણા.

દાસ્યભક્તિથી હૃદય જલદી દીન બનશે ભગવત ચરણારવિંદનું પૂર્ણ ધ્યાન કરવું; ત્યાર પછી મુખારવિંદનું ધ્યાન કરવાનું છે, તે પછી સર્વાંગનુ ધ્યાન.

ધ્યાનયોગની કથા કપિલ ગીતામાં વિગતવાર આપી છે. અત્રે સંક્ષેપ કર્યો છે.

સાધક સાવધાન થઈ ધ્યાન કરે, તો સમજાશે કે માયામાં જે શક્તિ છે તે ખોટી છે. ઈશ્વરનું ચિંતન ન થાય, તો વાંધો નહિ પણ સંસારનું ચિંતન કરશો જ નહિ. ઈશ્વરનું ધ્યાન ન થાય તો વાંધો નહિ પણ સંસારનું ધ્યાન છોડવાની ટેવ પાડજો.

ધ્યાન વગર ઈશ્વરનો સાક્ષાત્કાર થતો નથી. જેવું પૈસાનું ધ્યાન કરો છો, તેવું પરમાત્માનું ધ્યાન કરવાનું છે

આરંભમાં આંખ આગળ અંધારું દેખાશે. પણ ધૈર્યની સાથે યોગધારણાથી મનને વશ કરવું. પ્રભુના સર્વાંગની બુદ્ધિ દ્વારા ધારણા કરવી. જેમ જેમ બુદ્ધિ સ્થિર થશે, તેમ તેમ મન સ્થિર થશે. ધારણા સ્થિર થાય, ત્યારે ધ્યાનમાં પ્રભુનું મંગલમય સ્વરૂપ દેખાય છે, અને ભકિતયોગની પ્રાપ્તિ થાય છે.

ધ્યાનમાં મન સ્થિર ન થાય, તો તેને મરણની બીક બતાવજો. તેથી તે સ્થિર થશે. મનને સમજાવજો.

ક્ષણભંગુર જીવનકી કલિકા, કલ પ્રાતઃ સમય ખિલી ન ખિલી;
મલયા ચલકી સુચિ મંદ સમીર ચલી ન ચલી.
કલિ કાલ કુઠાર લિયે ફીરતા, તન નમ્ર હૈ ચોટ ઝિલી ન ઝિલી;
રટ લે હરિનામ અરી રસના અંત સમય મેં હિલી ન હિલી.

જ્ઞાનદેવે મનને ગુરુ બનાવ્યો છે, મનનો ખરો ગુરુ આત્મા છે.

એકનાથ મહારાજ પાસે એક વૈષ્ણવ આવ્યો. મહારાજને પૂછ્યું, તમારું મન ઈશ્વરમાં સ્થિર થાય છે, સદાસર્વદા તમારું મન શ્રીકૃષ્ણમાં સ્થિર કેમ રહે છે? તમારું મન ૨૪ કલાક પ્રભુમાં સ્થિર છે. મારું મન અર્ધો કલાક પણ પ્રભુમાં સ્થિર થતું નથી. મનને સ્થિર કરવાનો કાંઈ ઉપાય બતાવો. એકનાથ મહારાજે વિચાર્યું કે ઉપદેશ ક્રિયાત્મક હોવો જોઈએ. મહારાજે કહ્યું, એ વાત હમણાં જવા દે. મને લાગે છે કે તારું મૃત્યુ સમીપ છે. મરતાં પહેલાં વેર અને વાસનાનો ત્યાગ કરવો. વેર અને વાસના મરણને બગાડે છે. સાત દિવસ પછી તું મારી પાસે આવજે. પેલા વૈષ્ણવના તો મૃત્યુનું નામ સાંભળ્યું, ત્યારથી હોશકોશ ઊડી ગયા. ઘેર આવ્યો. ધનની પુત્રોને સોંપણ કરી લીધી. સર્વની ક્ષમા યાચના માંગી ઈશ્વરનું ધ્યાન કરવા લાગ્યો. સાત દિવસ પછી તે એકનાથ મહારાજ પાસે આવ્યો.

મહારાજે પૂછ્યું:—બોલ આ સાત દિવસમાં તેં શું કર્યું? તારે હાથે કાંઈ પાપ થયું? વૈષ્ણવ ઉત્તર આપે છે, મને તો મરણની બીક એવી લાગી કે હું તો સર્વ છોડીને ઈશ્વરના ધ્યાનમાં લાગી ગયો. એકનાથ મહારાજે કહ્યું—મારી એકાગ્રતાનું એ જ રહસ્ય છે. હું મૃત્યુને રોજ યાદ રાખું છું. હું મૃત્યુની બીક રાખી સતત ઈશ્વરભજન કરું છું, એટલે મારું મન સર્વ વિષયોમાંથી હટી જાય છે; અને મારું મન સદા સર્વદા શ્રીકૃષ્ણમાં એકાગ્ર રહે છે.

પરમાત્મામાં મન તન્મય ન થાય તો વાંધો નહિ પણ જગત સાથે તન્મય ન થાવ.

પરમાત્માનું ધ્યાન કરતાં જીવ ઈશ્વરમાં મળી જાય. ધ્યાન કરનારો ધ્યેયમાં મળી જાય. ધ્યાતા, ધ્યાન, ધ્યેય ત્રણે એક થાય છે. આજ મુક્તિ, આજ અદ્વૈત છે.

દૃષ્ટિ, દૃષ્ટા, દર્શન એક થવાં જોઈએ. સાધન, સાધક, સાધ્ય એક બનવાં જોઈએ.

ધ્યાતા, ધ્યાન અને ધ્યેય, દર્શન, દૃષ્ટા, દૃશ્ય એક થાય તો સમજવું કે ધ્યાનમાં અને દર્શનમાં એકતાનતા થઈ. એકતાનતા થઈ એટલે તે બીજું સર્વ ભૂલી જાય છે; અને તેને ઈશ્વર સિવાય બીજું કાંઈ દેખાતું નથી.

લોકો ઈશ્વરને આપે છે ધન, પરંતુ પરમાત્મા સૌની પાસે માગે છે મન. વ્યવહાર કરો પણ કૃષ્ણમાં—ઈશ્વરમાં મન રાખી વ્યવહાર કરવો. પનિહારીઓ પાણીનાં બેડાં ભરીને રસ્તેથી ઘરે આવતી હોય, ત્યારે રસ્તામાં તેઓ એક બીજી સાથે વાતો કરે છે. વાતચીતમાં પણ તેઓનું ધ્યાન સતત માથા ઉપરનાં બેડાં ઉપર જ હોય છે. આવી રીતે સંસારના વ્યવહારો ઈશ્વરનું સ્મરણ રાખીને કરો. જગતના પદાર્થોમાં આસક્તિ રાખવી નહિ.

વિષયાનંદીને બ્રહ્માનંદનો આનંદ સમજાતો નથી. મૂકાસ્વાદવત્ બ્રહ્માનંદનું કોઈ વર્ણન કરી શકતું નથી. ઉપનિષદમાં દૃષ્ટાંત આપ્યું છે. ખાંડની પૂતળી સાગરનું ઊંડાણ પામવા ગઈ. તે સાગરમાં વિલીન થઈ ગઈ. પછી જ ન આવી. તે સાગર સાથે મળી ગઈ. ઈશ્વરમાં મળેલાં મનને કોઈ જુદું કરી શકતું નથી. જેમ જેમ ધ્યાન કરે છે, તેમ તેમ જીવનો લય પરમાત્મામા થાય છે. પછી જીવમાં જીવપણું રહેતું નથી.

ભાગવતમાં જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ બન્ને બતાવ્યા છે. જ્ઞાનમાર્ગમાં જીવ ઈશ્વર સાથે એક થાય છે, ઈશ્વરમાં મળી જાય છે ત્યારે વૈષ્ણવાચાર્યો થોડું દ્વૈત રાખીને અદ્વૈત માને છે. ભક્તિનો આરંભ ભલે દ્વૈતથી થાય, પણ તેની સમાપ્તિ અદ્વૈતમાં થાય છે. ભક્ત અને ભગવાન જુદા રહી શકતા નથી. જે જીવ ભગવાનમાં મળી ગયો તેને પછી ભગવાન પોતાના સ્વરૂપથી અલગ કરી શકતા નથી. ઉપનિષદ્માં ઈશ્વરનું વર્ણન કરતાં કહ્યું છે, રસો વૈ સઃ ઈશ્વર રસરૂપ છે. વૈષ્ણવ આચાર્યો અભેદભાવમાં માને છે. જળમાં રહેલો માછલો પાણી પી શકતો નથી. તે પ્રમાણે જે બ્રહ્મમાં-રસમાં ડૂબી ગયો, જે બ્રહ્મરૂપ થયો તે પછી પરમાત્માના રસાત્માક સ્વરૂપનો અનુભવ કરી શકતો નથી. જીવ બ્રહ્મરૂપ થાય એટલે દુઃખનિવૃત્તિ તો થાય છે, પણ આનંદનો અનુભવ થતો નથી. બ્રહ્મ જે રસાત્મક છે, આનંદાત્મક છે તેનો અનુભવ લેવા તેણે થોડું અલગ રહેવું પડશે, થોડું દ્વૈત રાખવું પડશે તેથી ભક્ત કહે છે હું મારા ભગવાનનો અંશ છું, હું મારા ભગવાનની ગોપી છું. મારે પરમાત્મા સાથે એક થવું નથી. મારે પરમાત્માની સેવા કરવી છે. મારે ગોલોક ધામમાં જવું છે. ભક્ત જ્યારે લૌકિક દેહ છોડી અપ્રાકૃત શરીર ધારણ કરી ગોલોક ધામમાં પ્રવેશ કરે છે ત્યારે ભગવાનને આનંદ થાય છે. મારો અંશ મને મળવા આવ્યો. તેથી ભગવાન ઉત્સવ કરે છે. ભક્તિ કરતાં તુકા ઝાલા પાંડુરંગ. પણ તુકારામ કહે છે, કીર્તન કરવામાં મને જે આનંદ આવે છે તે વિઠ્ઠલ થવામાં નથી. જીવ ઈશ્વરનો અનુભવ કયારે કરી શકે ? ઈશ્વરથી તે જુદો રહે, તો તે રસનો અનુભવ કરી શકે છે. વૈષ્ણવાચાર્યો જીવ ઈશ્વરથી થોડો અલગ રહે તેમ ઇચ્છે છે.

ઇયળ ભમરીનું ચિંતન કરતાં કરતાં ભમરીરૂપ બની જાય છે. તે જ પ્રમાણે જીવ બ્રહ્મનું ચિંતન કરતાં કરતાં બ્રહ્મરૂપ બની જાય છે. આ થઈ કૈવલ્ય મુક્તિ. પણ વૈષ્ણવો આવી કૈવલ્ય મુક્તિ ઇચ્છતા નથી. તેઓ ઈશ્વરની પૂજા-સેવા કરવા માટે અને તેનો રસાસ્વાદ માણવા માટે થોડું દ્વૈત રાખે છે.



વ્યાપક બ્રહ્મમાં લીન થયેલો તેમાંથી કેમ છૂટો પડી શકે ? પાણી જડ છે તેથી માછલો છૂટો રહી શકે છે. પાણીમાં સર્વ રીતે ડૂબી ગયેલો પાણીનો સ્વાદ લઈ શકતો નથી. તેવી રીતે જીવ ઈશ્વરમાં ડૂબી ગયા પછી જીવ ઈશ્વરના સ્વરૂપનો રસાનુભવ કરી શકતો નથી. માટે વૈષ્ણવ મહાપુરુષો થોડું દ્વૈત રાખી ભગવાનની સેવા સ્મરણમાં કૃતાર્થતા અનુભવે છે.

આ બંને સિદ્ધાંતો સત્ય છે. ખંડન મંડનની ભાંજગડમાં પડશો નહિ. ગૌરાંગ પ્રભુ પણ આ ભેદાભેદ ભાવમાં માને છે. લીલામાં ભેદ માને છે, પરંતુ તત્વદૃષ્ટિથી અભેદ છે. અભિન્ન હોવા છતાં સૂક્ષ્મભેદ છે.

એકનાથ મહારાજે ભાવાર્થ રામાયણમાં આ સિદ્ધાંત સમજાવવા દૃષ્ટાંત આપ્યું છે.

અશોકવનમાં રામ વિરહમાં સીતાજી અખંડ રામનું ધ્યાન સ્મરણ કરે છે. સીતાજી ધ્યાનમાં તન્મય છે. વિરહમાં તન્મયતા વિશેષ થાય છે. સર્વત્ર રામ છે. માતાજી ભૂલી જાય છે કે હું સીતા છું. સર્વમાં રામનો અનુભવ કરનારો રામરૂપ બને છે. આ કૈવલ્યમુક્તિ. સીતાજીને અનેકવાર થાય છે કે હું રામરૂપ છું. તે સ્રીત્વ ભૂલી જાય છે.

એકવાર ત્રિજટાને કહ્યું:—મેં સાંભળ્યું છે કે ઇયળ ભમરીનું ચિંતન કરતાં કરતાં ભમરી બની જાય છે, એમ રામજીનું ચિંતન કરતાં હું રામ થઈ જઈશ તો ?

સીતાજી ધ્યાનમાં એવાં તન્મય થઈ જાય છે કે હું જ રામ છું. બ્રહ્મવિદ્ બ્રહ્મૈવ ભવતિ. ત્રિજટાએ કહ્યું, માતાજી તમે રામરૂપ થાવ તો સારું છે. જીવ શિવ એક થાય ત્યારે જીવ કૃતાર્થ થાય છે. સીતાજીએ કહ્યું, રામજીનું ચિંતન કરતાં કરતાં રામજી બની જાઉં, તો રામજીની સેવા કોણ કરશે ? સીતા થઈ રામજીની સેવા કરવામાં જે આનંદ છે, તે રામરૂપ થવામાં નથી. મને રામ થવામાં આનંદ નથી. મારે તો રામજીની સેવા કરવી છે ? સીતાજીને દુઃખ થાય છે કે અમારું જોડું ખંડિત થશે. જગતમાં સીતારામની જોડી રહેશે નહિ.

ત્યારે ત્રિજટાએ કહ્યું છે :—પ્રેમ અન્યોન્ય હોવાથી રામજી તમારું ચિંતન કરતાં કરતાં સીતારૂપ થશે. તમે રામ થઈ જશો, તો રામજી તમારું ધ્યાન કરતાં કરતાં સીતા બની જશે રામસીતાની જોડી જગતમાં કાયમ રહેશે આજ ભાગવતી મુક્તિનું રહસ્ય છે.

વૈષ્ણવ આચાર્યો પહેલાં દ્વૈતનો નાશ કરે છે, અને અદ્વૈત પ્રાપ્ત કરે છે. ત્યારબાદ તેઓ કાલ્પનિક દ્વૈત રાખે છે જેથી કનૈયાને ગોપી ભાવે ભજી શકાય. મારે કૃષ્ણ થવું નથી, મારે તો ગોપી થઈ શ્રીકૃષ્ણની સેવા કરવી છે.

જ્ઞાનીઓ જ્ઞાનથી અદ્વૈત સિદ્ધ કરે છે આ અદ્વૈત મુક્તિ, કૈવલ્ય મુક્તિ. ભક્તો ભક્તિથી અદ્વૈત સિદ્ધ કરે છે. આ ભાગવતી મુક્તિ

ઉપર મુજબ મુક્તિના બે પ્રકારોનું વર્ણન કર્યું. સત્તર તત્વોનું સૂક્ષ્મ શરીર છે. સ્થૂળ શરીર અને સૂક્ષ્મ શરીરનો નાશ થાય એટલે મુક્તિ પ્રાપ્ત થાય છે.

વિચાર પ્રધાન મનુષ્યો જ્ઞાનમાર્ગ પસંદ કરે છે. ભાવના પ્રધાન મનુષ્યો-જેનું હૃદય કોમળ છે, દ્રવે છે તેવા-મનુષ્યો ભક્તિમાર્ગ પસંદ કરે છે.

ઈશ્વરથી વિભક્ત ન થાય તેનું નામ ભક્તિ. સર્વ સાધનોમાં ભક્તિ શ્રેષ્ઠ છે. ભક્તિશૂન્ય પુરુષોનાં સર્વ સાધન નિષ્ફળ જાય છે. કથા એ જીવ ઈશ્વરનું મિલન કરવાનું સાધન છે.

ભાગવતમાં જ્યાં જ્યાં ભક્તિ શબ્દ વપરાયલો છે, ત્યાં તીવ્ર શબ્દ પણ સાથે વાપરેલો છે. ભક્તિ તીવ્ર જોઈએ. તીવ્રતા વગરની સાધારણ ભક્તિ ન ચાલે.

तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम् ॥

વૈરાગ્યની ઇચ્છાવાળો મુમુક્ષુ ભક્ત હોય, તેણે તો તીવ્ર ભક્તિયોગથી પરમ પુરુષ પૂર્ણ પરમાત્માનું પૂજન કરવું. શુકદેવજી વર્ણન કરે છે:—રાજન્, કોઈપણ પ્રકારે મુક્તિ મેળવવી હોય, તો આરંભમાં ભોગનો ત્યાગ કરવો પડશે. ભોગી જ્ઞાનમાર્ગમાં કે ભક્તિમાર્ગમાં આગળ વધી શકશે નહિ. ભોગ ભક્તિમાં બાધક છે. ભોગ જ્ઞાનમાં પણ બાધક છે. રાજા, ભોગ કરતાં ભોગના ત્યાગમાં અનંતગણું સુખ છે. ઇન્દ્રિયજન્ય સુખ સર્વ પ્રાણીઓનું સરખું જ હોય છે. ત્વચેન્દ્રિયનું સ્પર્શસુખ અને જીહ્વેન્દ્રિયનું રસસુખ પશુનું, મનુષ્યનું અને દેવગંધર્વનું સરખું છે મનુષ્યને ઇન્દ્રિયસુખ ભોગવતાં જે આનંદ મળે છે, તે જ આનંદ પશુને પણ મળે છે. છપ્પન મણ રૂની તળાઈમાં આળોટતાં શેઠીયાને જે સુખ મળે છે તેવું જ સુખ ગધેડાને ઉકરડા ઉપર આળોટવામાં મળે છે. માટે મનુષ્યે બુદ્ધિપૂર્વક ભોગ છોડવા જોઈએ. ભોગમાં ક્ષણિક સુખ છે, ત્યાગમાં હંમેશનું અનંત સુખ છે.

ભોગથી શાંતિ મળતી નથી. ત્યાગથી શાંતિ મળે છે. ઇન્દ્રિય સુખ પશુ, પક્ષી અને મનુષ્યનું સરખું છે. ભુંડને વિષ્ટા ખાવામાં જે સુખ મળે છે, તેવું સુખ મનુષ્યને શિખંડ ખાવામાં મળે છે. રાજા, આજસુધી તેં અનેક ભોગ ભોગવ્યા છે. રાજા, હવે તારી એક એક ઇન્દ્રિયને તું ભક્તિરસનું દાન કર. ઇન્દ્રિયરૂપી પુષ્પ ભગવાનને અર્પણ કરો.

રાજન્, જેનું મરણ સમીપમાં આવ્યું છે તે સંસારને ભૂલવાનો પ્રયત્ન કરે અને પરમાત્માનું ધ્યાન કરે.

રાજન્, ધીરે ધીરે સંયમને વધારજે. સતત શ્રીકૃષ્ણનું ધ્યાન કરવું એ જ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. ઈશ્વર સાથે તન્મય થાય તેને મુક્તિ મળે છે.

રાજન્, જન્મ તેનો સફળ થયો કે જેને ફરીવાર માના પેટમાં જવાનો પ્રસંગ જ ન આવે. ગર્ભવાસ એ જ નરકવાસ છે. કર્મ અને વાસના લઈને જન્મે છે, તેનો ગર્ભવાસ એ નર્કવાસ છે.

શુકદેવજી જનકરાજાના દરબારમાં જનક રાજા પાસે વિદ્યા શીખવા ગયા છે વિદ્યાભ્યાસ પૂરો થયો. શુકદેવજીએ કહ્યું, મારે ગુરુદક્ષિણા આપવી છે. જનકરાજાએ કહ્યું મારે ગુરુદક્ષિણા જોઈતી નથી. તું બહુ આગ્રહ કરે છે, તો જગતમાં જે નિરુપયોગી વસ્તુ હોય તે મને આપ.

જનકે નિરુપયોગી વસ્તુ માંગી છે ગુરુદક્ષિણા આપવાની છે. શુકદેવજી નિરુપયોગી વસ્તુની શોધમાં નીકળ્યા છે પ્રથમ માટી ઊંચકી. માટી કહે, મારા ઘણા ઉપયોગ છે. પથ્થર ઊંચક્યો. ત્યાં પત્થર કહે, મારા ઘણા ઉપયોગ છે. આ પ્રમાણે જે વસ્તુ ઉપાડે તે ઉપયોગી જ જણાય અંતે થાકીને વિષ્ટા ઉપાડી. વિષ્ટા કહે મારો પણ ઉપયોગ છે. મનુષ્યના પેટમાં ગઈ, ત્યારથી મારી દશા બગડી છે. છતાં હું નિરુપયોગી નથી.

વિચાર કરતાં શુકદેવજીને લાગ્યું કે આ દેહાભિમાન જ નિરુપયોગી છે.

પરમાત્માની સેવા કરતાં પુરુષત્વ અને સ્ત્રીત્વનું ભાન જાય તો ગોપીભાવ સિદ્ધ થાય છે અને પરમાત્માની નિત્યલીલામાં પ્રવેશ મળે છે. સંગમ ત્યક્ત્વા સુખી ભવેત.



શુકદેવજીએ જનકરાજાને કહ્યું :—મારું દેહાભિમાન ગુરુદક્ષિણામાં અર્પણ કરું છું. જનકરાજાએ કહ્યું :—હવે તું કૃતાર્થ થયો છે.

શુકદેવજીએ દેહાભિમાન છોડયું છે. પ્રથમ દેહભાન હતું નહીં એટલે મંગલાચરણ કર્યું ન હતું. ચોથા અધ્યાયમાં મંગલાચરણ કર્યું છે, ૧૨ મા શ્લોકથી. (સ્કંધ ૨ અધ્યાય ૪ શ્લોક ૧૨.)

સાધકને કથા માર્ગદર્શન કરે છે એટલું જ નહિ પણ સિદ્ધ પુરુષોને કથા સાંભળવાની જરૂર પડે છે. શુકદેવજીની કથામાં પરાશરજી, વ્યાસજી, વગેરે બેઠા હતા.

બીજા સ્કંધના અધ્યાય ૧–૨–૩ માં ભાગવતનો સઘળો સાર–સઘળો બોધ આવી ગયો. રાજાને જે ઉપદેશ કરવાનો હતો તે આ ત્રણ અધ્યાયમાં કર્યો છે. ત્યારબાદ તો પરીક્ષિત રાજાનું ધ્યાન વિષય તરફ ફરીથી ન જાય તેથી બધાં ચરિત્રો કહ્યાં છે.

શુકદેવજી સ્તુતિ કરે છે :

नमो नमस्ते ऽस्त्वृषभाय सात्वतां
विदूरकाष्ठाय मुहुः कुयोगिनाम् ।
निरस्तसाम्यातिशयेन राधसा
स्वधामनि ब्रह्मणि रंस्यते नमः ॥

ભા. ૨–૪–૧૪.

જે મહાન ભક્તવત્સલ છે, અને હઠપૂર્વક ભક્તિહીન સાધનો કરવાવાળા જેની છાયાને પણ સ્પર્શી શકતા નથી, જેની સમાન કોઈનું ઐશ્વર્ય નથી તો પછી અધિક તો કેવી રીતે હોઈ જ શકે, તથા જેઓ ઐશ્વર્ય યુક્ત થઈને નિરંતર બ્રહ્મસ્વરૂપ પોતાના ધામમાં વિહાર કરી રહ્યા છે, એવા ભગવાન શ્રીકૃષ્ણને હું વારંવાર નમસ્કાર કરું છું.

પ્રેમમાં પક્ષપાત આવી જાય છે. શુકદેવજી રાધાકૃષ્ણને બે વાર નમસ્કાર કરે છે. કારણ રાધાજી શ્રી શુકદેવજીના ગુરુ છે. રાધાજીએ શુકદેવજીનો બ્રહ્મસંબંધ કરાવી આપ્યો હતો. આ શ્લોકના **राधसा** શબ્દનો અર્થ મહાત્માઓ રાધિકાજી એવો પણ કરે છે.

શુકદેવજી પૂર્વજન્મમાં પોપટ હતા, અને રાત દિવસ લીલા નિકુંજમાં હે રાધે, હે રાધે નામનો જપ સતત્ રટયા કરતા હતા. શુકદેવજી શ્રી રાધાજીના શિષ્ય છે. ભાગવતમાં એટલે તો રાધાજીના નામનો પ્રગટ ઉલ્લેખ નથી, કારણ ગુરુનું નામ પ્રગટરૂપે લેવાની શાસ્ત્રની મર્યાદા નથી.

ભાગવતના ટીકાકાર શ્રીધર સ્વામી આ પાંચને નિત્ય માને છે. ભગવાનનું સ્વરૂપ નિત્ય, ભગવાનની લીલા નિત્ય, ભગવાનનું નામ નિત્ય, ધામ નિત્ય અને પરિકર નિત્ય છે.

પરીક્ષિત રાજાએ પ્રશ્ન કર્યો છે : ભગવાન પોતાની માયાથી આ સૃષ્ટિની રચના કેવી રીતે કરે છે. આ સૃષ્ટિની ઉત્પત્તિની કથા કહો. શુકદેવજી કહે છે :—રાજા, તમે મને જેવો પ્રશ્ન કરો છો તેવો પ્રશ્ન નારદજીએ બ્રહ્માજીને પૂછેલ. તેની કથા તું સાંભળ. બ્રહ્માજીએ નારદજીને સૃષ્ટિના આરંભની કથા કહી છે.

ભગવાનને એકમાંથી અનેક થવાની ઇચ્છા થઈ. ૨૪ તત્ત્વોને પ્રભુએ ઉત્પન્ન કર્યાં. ૨૪ તત્ત્વો કોઈ કાર્ય કરી શકયાં નહિ, ત્યારે પ્રભુએ એક એક વસ્તુમાં પ્રવેશ કર્યો ત્યારે તત્ત્વમાં દિવ્ય ચેતનશક્તિ પ્રગટ થઈ.

અધ્યાય સાતમાં ભગવાનના લીલા અવતારોનું ટૂંકમાં વર્ણન કરેલું છે.

બ્રહ્માજીની નિષ્કપટ તપશ્ચર્યાથી પ્રસન્ન થઈ ભગવાને તેને પોતાના સ્વરૂપનું દર્શન કરાવ્યું, અને આત્મતત્ત્વના જ્ઞાન માટે તેમને પરમ સત્ય પરમાર્થ વસ્તુનો જે ઉપદેશ કર્યો તેની કથા કહું છું.

આદિદેવ બ્રહ્માજી પોતાના જન્મસ્થાન કમળ ઉપર બેસી સૃષ્ટિ રચવાની ઇચ્છાથી વિચાર કરી રહ્યા હતા. પણ જે જ્ઞાનદૃષ્ટિથી સૃષ્ટિની રચના થઈ શકે તે પ્રાપ્ત ન થઈ. તેવામાં બ્રહ્માજીને આકાશવાણી સંભળાઈ: તપ, તપ. બ્રહ્માજીએ માન્યું કે મને તપ કરવાનો આદેશ થયો છે. બ્રહ્માજીએ સો વર્ષ તપ કર્યું અને તેને ચતુર્ભુજ નારાયણનાં દર્શન થયાં.

તપ કર્યા વગર કોઈને ચાલવાનું નથી. તપ ન કરે તેનું (તપથી ઊલટું પત. તપ શબ્દ ઉલટાવો તો પત થશે એટલે) પતન થાય છે.

નારાયણ ભગવાને બ્રહ્માજીને ચતુઃશ્લોકી ભાગવતનો ઉપદેશ કર્યો દ્વિતીય સ્કંધમાં નવમા અધ્યાયના ૩૨ થી ૩૫ શ્લોક એ ચતુઃશ્લોકી. ભાગવત.

સંતાકુકડીની રમત ભગવાન રમે છે. આરંભમાં તમામ જીવો ભગવાનના પેટમાં હતા. ભગવાન એક એક જીવને શોધી શોધીને તેના કર્મ પ્રમાણે તેને શરીર આપે છે. તે પછી પરમાત્મા કહે છે, બેટા હવે હું સંતાઈ જાઉં છું. હવે તું મને શોધવા આવજે.

જગત ન હતું ત્યારે હું જ હતો. જગત રહેશે નહિ ત્યારે પણ હું જ રહીશ. જેમ સ્વપ્નમાં એક જ અનેકરૂપે દેખાય છે, તેમ જાગૃત અવસ્થામાં પણ અનેકમાં એક જ છે, એવો જ્ઞાની પુરુષોનો અનુભવ છે. દાગીનાના આકાર ભિન્ન હોવા છતાં સર્વમાં એક જ સોનું રહેલું છે. કિંમત પણ સોનાની મળે છે, આકારની નહિ. ઈશ્વર સિવાય બીજું જે કાંઈ દેખાય છે, તે સત્ય નથી. ઈશ્વર વિના બીજું દેખાય એ જ ઈશ્વરની માયા છે. જે ન હોવા છતાં પણ દેખાય છે, અને ઈશ્વર સર્વમાં હોવા છતાં પણ દેખાતા નથી એ જ માયાનું કાર્ય છે. તેને જ મહાપુરુષો આવરણ અને વિક્ષેપ કહે છે.

સર્વનું મૂળ ઉપાદાન કારણ પ્રભુ સત્ય છે. અને પ્રભુમાં ભાસે તે સંસાર સત્ય નથી, પરંતુ માયાથી ભાસે છે.

માયાની બે શક્તિઓ છે :

(૧) આવરણ શક્તિ—માયાની આવરણ શક્તિ પરમાત્માને ઢાંકી રાખે છે.

(૨) વિક્ષેપ શક્તિ—માયાની વિક્ષેપ શક્તિ ઈશ્વરના અધિષ્ઠાનમાં જ જગતનો ભાસ કરાવે છે; ઈશ્વરમાં જગતનો ભાસ કરાવે છે.

અંધકારના દૃષ્ટાંતથી આ સિદ્ધાંત સમજાવ્યો છે. ભૂલથી જે ન હોય તે દેખાય અને જે હોય તે ન દેખાય.



આત્મસ્વરૂપનું વિસ્મરણ એ માયા છે. પોતાના સ્વરૂપની વિસ્મૃતિ એ સ્વપ્ન છે. સ્વપ્ન જેને દેખાય છે તે જોનારો સાચો છે. સ્વપ્નમાં એક જ પુરુષ છે પણ દેખાય છે બે. તત્ત્વ દૃષ્ટિથી જુઓ તો સ્વપ્નનો સાક્ષી અને પ્રમાતા એક જ છે. એ જાગી જાય છે ત્યારે એને ખાત્રી થાય છે હું ઘરમાં પથારીમાં સૂતો છું. સ્વપ્નનો પુરુષ જુદો છે. તેમ આ જગતમાં એ બ્રહ્મ તત્ત્વ એક જ છે પણ માયાને લીધે અનેકતત્ત્વ ભાસે છે. માયા જીવને વળગેલી છે. આ માયા જીવને ક્યારે વળગી? માયા અનાદિ છે. તેનું મૂળ શોધવાની જરૂર નથી. માયા એટલે અજ્ઞાન. અજ્ઞાન ક્યારથી શરૂ થયું તે જાણવાની શી જરૂર છે? માયા જીવને ક્યારથી વળગી એનો વિચાર કરવો નહિ. તેનો પાર પામી શકાય તેમ નથી, ક્યારે વિસ્મરણ થયું એ કહી શકાતું નથી, તેમ અજ્ઞાનનો આરંભ ક્યારે થયો તે કહી શકાય નહિ. અજ્ઞાનનો તો તાત્કાલિક નાશ કરવો એ જરૂરનું છે.

કપડાં ઉપર ડાઘ પડ્યો હોય તો તે શાથી પડ્યો? કઈ જગ્યાએ પડ્યો? કઈ શાહી હશે? વગેરે વિચાર કરવાને બદલે પડેલો ડાઘ તુરત દૂર કરવો એ જ હિતાવહ છે.

માયાનો બહુ વિચાર કરવા કરતાં માયાના પતિ પરમાત્માને શરણે જવું.

સુદામાએ માયાનાં દર્શન કરવા માટે એક વખત શ્રીકૃષ્ણ પાસે માંગણી કરી કે મારે તમારી માયાનાં દર્શન કરવાં છે. તમારી માયા કેવી હોય? શ્રીકૃષ્ણે કહ્યું, તે સમય આવે દર્શન કરાવીશ. ચાલો પહેલાં ગોમતીમાં સ્નાન કરવા જઈએ. ભગવાન સ્નાન કરી પીતાંબર પહેરે છે. સુદામાએ ગોમતીના જળમાં ડૂબકી મારી, ત્યારે પ્રભુએ પોતાની માયા બતાવી. સુદામાને લાગ્યું ગોમતીજીમાં પૂર આવ્યું. તે તણાતો જાય છે. તે પછી એક ઘાટ આવતા તે ઘાટનો આસરો લીધો. સુદામા ફરતાં ફરતાં એક ગામ પાસે આવ્યા છે. ત્યાં એક હાથણીએ તેને ગળામાં ફૂલની માળા પહેરાવી. લોકોએ સુદામાને કહ્યું, અમારા દેશના રાજા મરણ પામેલા છે. આ ગામનો કાયદો છે કે રાજાના મરણ બાદ આ હાથણી જેને માળા પહેરાવે તે રાજા થાય. તમે અમારા દેશના રાજા થયા. સુદામા રાજા બન્યા, એક રાજકન્યા સાથે તેનું લગ્ન થયું. બાર વર્ષ સંસાર ચાલ્યો. બાર પુત્રો થયા. તેવામાં રાણી એક દિવસ માંદી પડી અને મરણ પામી. સુદામા રડવા લાગ્યા. તે બહુ સુંદર હતી, સુશીલ હતી. લોકો કહે તમે રડો નહિ. અમારી માયાપુરીનો કાયદો છે તમારી પત્ની જ્યાં ગઈ છે ત્યાં તમને પણ મોકલવામાં આવશે. એટલે કે પત્ની સાથે તમારે પણ અગ્નિમાં પ્રવેશ કરવો પડશે. સુદામા પત્ની માટે રડવાનું ભૂલી ગયા. તે પોતા માટે રડવા લાગ્યો. હાય, મારું શું થશે? સુદામા કહે છે, હું તો પરગામનો છું, મને તમારા ગામનો કાયદો લાગુ ન કરો. પછી તે લોકોને કહે છે, મને એક વખત સ્નાન સંધ્યા કરી લેવા દો પછી મને બાળજો. તે સ્નાન કરવા ગયો, ચાર પુરુષો તેને ફરતાં ઊભા છે. આ નાસી ન જાય. સુદામા ખૂબ ગભરાયા, ગભરાટમાં પ્રભુને યાદ કરે છે. રડતાં રડતાં સુદામા નદીમાંથી બહાર આવ્યા. તે વખતે ભગવાન સ્નાન કરી પીતાંબર પહેરી રહ્યા હતા. ભગવાન પૂછે છે, કેમ રડે છે? સુદામા કહે, આ બધું ક્યાં ગયું? આ છે શું? કાંઈ સમજાતું નથી. ભગવાન કહે છે, બેટા, આ મારી માયા છે. મારા વિના જે ભાસે છે તે જ મારી માયા છે.

માયા એટલે વિસ્મરણ. યા એટલે છે. મા એ નિષેધાત્મક છે. ન હોય અને તેને બતાવે એ માયા. માયાના ત્રણ પ્રકાર છે :

(૧) સ્વમોહિકા (૨) સ્વજન મોહિકા. (૩) વિમુખજન મોહિકા

બ્રહ્મદૃષ્ટિ સતત રાખે તેને માયા પકડી શકે નહિ. માયા જીવને વળગી છે એ તત્ત્વદૃષ્ટિથી સાચું નથી.

માયા નર્તકી છે. તે બધાંને નચાવે છે. નર્તકી માયાના મોહમાંથી છૂટવું હોય, તો નર્તકી શબ્દને ઉલટાવો એટલે થશે કીર્તન. કીર્તન કરો એટલે માયા છૂટશે. કીર્તન ભક્તિમાં દરેક ઇન્દ્રિયને કામ મળે છે. તેથી મહાપુરુષોએ કીર્તન ભક્તિને શ્રેષ્ઠ માની છે.

માયાને તરવા માયા જેની દાસી છે એ માયાપતિ પરમાત્માને જ પામવા પ્રયત્ન કરવો. માયાના ત્રાસમાંથી છૂટવું હોય તો માધવરાયને શરણે જાવ.

**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥**

મને જ જેઓ નિરંતર ભજે છે, તેઓ આ દુસ્તર માયાને અથવા સંસારને તરી જાય છે. માટે

**तस्मात् सर्वात्मना राजन् हरिः सर्वत्र सर्वदा ।**
**श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यो भगवान्नृणाम् ॥**

રાજા, આથી મનુષ્યોએ સર્વ સમયે અને સર્વ સ્થળોએ પોતાની સંપૂર્ણ શક્તિથી ભગવાન **શ્રી** હરિનું જ શ્રવણ, કીર્તન અને સ્મરણ કરવું જોઈએ........

તેથી માયાની ચર્ચા વધારે ન કરતાં માયા જેમની દાસી છે તે માયાપતિ પરમાત્માનાં ચરણનો આશ્રય કરી પ્રભુની ભક્તિ વધે એવી રીતે આ સિદ્ધાંતનો પ્રચાર કર. એવી નારદજીને બ્રહ્માજીએ આજ્ઞા કરી. નારદે તે ઉપદેશ વ્યાસજીને આપ્યો અને આ ચાર શ્લોકોના આધારે અઢાર હજાર શ્લોકોનું ભાગવતશાસ્ત્ર વ્યાસજીએ બનાવ્યું છે.



**હરે રામ હરે રામ રામ રામ હરે હરે,**
**હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.**

# સ્કંધ ત્રીજો

આત્માને આ જડ શરીર પકડી રાખે છે. શરીર જડ છે. આત્મા ચેતન છે. પણ જડ ચેતનની આ ગ્રંથી ખોટી છે. કારણ જડ વસ્તુ ચેતનને શી રીતે બાંધી શકે? આ ગ્રંથી ખોટી હોવા છતાં સ્વપ્ન જે રીતે આપણને રડાવે છે, તેમ તે આપણને રડાવે છે. તત્ત્વ દૃષ્ટિથી જડ શરીર ચેતન આત્માને પકડી રાખે છે એમ કહી શકાય નહિ. ચેતન આત્માને જડ શરીર પકડી રાખી શકે નહિ. આત્મા શરીરથી જુદો છે. એ જાણે છે સર્વ, પણ તેનો અનુભવ કોઈક જ કરી શકે છે.

શુકદેવજી વર્ણન કરે છે:—રાજન્, તમે જેવા પ્રશ્નો કરો છો તેવા વિદુરજીએ મૈત્રેયજીને પ્રશ્નો કર્યા હતા. આ વિદુરજી એવા છે કે ભગવાન તેમને ત્યાં વગર આમંત્રણે ગયા હતા.

પરિક્ષિત રાજાએ પ્રશ્ન કર્યો:—વિદુર મૈત્રેયજીનો ભેટો ક્યારે થયો તે મને કહો.

શુકદેવજી વર્ણન કરે છે:—રાજન્, હું તને પહેલાં ભગવાન વગર આમંત્રણે વિદુરજીના ઘેર પધારેલા તે કથા કહીશ.

ધૃતરાષ્ટ્રે પાંડવોને લાક્ષાગૃહમાં બાળવા પ્રયત્ન કર્યો છે. વિદુરજીએ ધૃતરાષ્ટ્રને ઉપદેશ કર્યો. ધૃતરાષ્ટ્રને કાંઈ અસર થતી નથી. વિદુરજીએ વિચાર્યું, ધૃતરાષ્ટ્ર ચોર છે. એના કુસંગથી મારી બુદ્ધિ બગડશે. વિદુરજીએ અનેકવાર ઉપદેશ કર્યો, પણ ધૃતરાષ્ટ્રે માન્યું નહિ, તેથી વિદુરજીએ ઘર છોડ્યું. વિદુરજીની પત્નીનું નામ સુલભા. બન્ને વનમાં આવ્યાં છે.

પોતાના સમૃદ્ધિવાળા ઘરનો ત્યાગ કરી વિદુરજી વનમાં ગયેલા. વનવાસ વિના જીવનમાં સુવાસ નહિ આવે. તેથી તો પાંડવોએ અને ભગવાન રામચંદ્રે વનવાસ કર્યો હતો.

વિદુરજી પહેલેથી જ તપસ્વી જીવન ગાળતા અને ભગવાનનું કીર્તન કરતા. તેથી દુર્યોધનના છપ્પન ભોગો પડતાં મૂકી શ્રીકૃષ્ણે વિદુરજીના ઘરની ભાજી આરોગેલી.

વિદુર સુલભા વનમાં આવી નદી કિનારે ઝૂંપડી બાંધી રહેતાં હતાં, તપશ્ચર્યા કરતાં હતાં. રોજ ત્રણ કલાક પ્રભુની સેવા કરે, ત્રણ કલાક પ્રભુનું ધ્યાન કરે, ત્રણ કલાક પ્રભુનું કીર્તન, ત્રણ કલાક કૃષ્ણ કથા અને ત્રણ કલાક કૃષ્ણ સેવા કરે છે. બાર વર્ષ આ પ્રમાણે ભગવાનની આરાધના કરી. આ પ્રમાણે મનને સતત સત્કર્મમાં પરોવી રાખો. મન છૂટું રહે, નવરું રહે તો પાપ કરે છે. ભગવાનનું કીર્તન કરે અને ભૂખ લાગે ત્યારે કેવળ ભાજીનો આહાર કરે ભોજન કરવું એ પાપ નથી. ભોજન સાથે તન્મય થવું અને ભોજન કરતાં ભગવાનને ભૂલી જવું એ પાપ છે. ઘણાં લોકો કઢી ખાતાં કઢી સાથે એક બને છે. કઢી સુંદર છે. તેથી બીજે દિવસે સેવા કરતા, માળા ફેરવતાં તે કઢી જ યાદ આવે છે. મનમાં થાય છે ગઈ કાલની કઢી સુંદર હતી.

દ્વારકાનાથ વિષ્ટિ કરવા હસ્તિનાપુર પધારવાના છે એવી વિદુરજીને ખબર પડી છે.

ધૃતરાષ્ટ્રે હુકમ કર્યો છે :—સ્વાગતની તૈયારી કરો. છપ્પન ભોગ તૈયાર કરાવો.

ધૃતરાષ્ટ્ર કુભાવથી સેવા કરે છે. સેવા સદ્ભાવથી કરવી જોઈએ. કુભાવથી સેવા કરનાર ઉપર ભગવાન પ્રસન્ન થતા નથી. જે સદ્ભાવથી સેવા કરે છે, તેના ઉપર પ્રભુ પ્રસન્ન થાય છે.

વિદુરજી ગંગાસ્નાન કરવા ગયેલા ત્યાં સાંભળ્યું આવતી કાલે મોટો વરઘોડો નીકળવાનો છે. તેણે લોકોને પૂછ્યું, કોણ આવવાનું છે? લોકોએ કહ્યું :—તમને ખબર નથી? આવતી કાલે દ્વારકાથી દ્વારકાનાથ પધારવાના છે.

વિદુરજી ઘેર આવ્યા. આજે આનંદમાં છે. સુલભા પૂછે છે :—આજે કેમ આટલા બધા આનંદમાં છો?

વિદુરજી કહે છે :—સત્સંગમાં બધી કથા કહીશ. મેં કથામાં સાંભળેલું કે બાર વર્ષ જે સતત્ સત્કર્મ કરે, તેના ઉપર ભગવાન કૃપા કરે છે. બાર વર્ષ એક જગ્યાએ રહી ધ્યાન કરે, તેને પ્રભુ દર્શન આપે છે. મને લાગે છે દ્વારકાનાથ દુર્યોધન માટે નહિ પરંતુ મારા માટે આવે છે.

સુલભા કહે :—મને પણ સ્વપ્નમાં રથયાત્રાનાં દર્શન થયાં હતાં તે સફળ થશે. બાર વર્ષથી મેં અન્ન લીધું નથી.

વિદુરજી :—દેવી, તમારી તપશ્ચર્યાનું ફળ આવતી કાલે મળશે. આવતી કાલે પરમાત્માનાં દર્શન થશે.

સુલભાદેવીએ વિદુરજીને પ્રશ્ન કર્યો છે, નાથ, પ્રભુ સાથે તમારો કાંઈ પરિચય છે?

વિદુરજી કહે છે :—હું કૃષ્ણને વંદન કરું છું, ત્યારે તે મને કાકા કહીને બોલાવે છે. હું તો તેઓને કહું છું, હું તો અધમ છું, આપનો દાસાનુદાસ છું, મને કાકા ન કહો.

જીવ દીન બનીને ઈશ્વરને શરણે જાય છે, તો જીવને ઈશ્વર ખૂબ માન આપે છે.

સુલભાના મનમાં એક જ ભાવના છે, ઠાકોરજી આરોગે અને હું પ્રત્યક્ષ નિહાળું.

સુલભા કહે છે :—તમારે તેમની સાથે પરિચય છે, તો તેમને આપણે ત્યાં આવવા આમંત્રણ આપો. ભાવનામાં ભગવાનને રોજ ભોગ ધરાવું છું. હવે એક જ ઇચ્છા છે કે મારા ભગવાન આરોગે અને હું પ્રત્યક્ષ નિહાળું.

વિદુરજી કહે છે :—હું આમંત્રણ આપીશ, તો ના તો નહિ પાડે. પણ આ નાની ઝૂંપડીમાં તેને બેસાડીશું ક્યાં? આપણે ઘેર પરમાત્મા આવશે તો આપણને આનંદ થશે, પણ પરમાત્માને દુઃખ થશે. મારા ભગવાન છપ્પન ભોગ આરોગે છે. ધૃતરાષ્ટ્રને ત્યાં તેમનું સ્વાગત સારું થશે. મારી પાસે તો ભાજી સિવાય કશું નથી. હું તેમને શું અર્પણ કરીશ? જો મારે ત્યાં આવશે તો ઠાકોરજીને પરિશ્રમ પડશે. મારા સુખના માટે હું મારા ભગવાનને જરાય પરિશ્રમ નહીં આપું.

આ જ પુષ્ટિભક્તિ છે. સુલભાએ કહ્યું છે, મારા ઘરમાં ભલે બીજું કંઈ ન હોય, પણ મારા હૃદયમાં પ્રભુ પ્રત્યે પ્રેમ છે. તે પ્રેમ હું મારા પરમાત્માને અર્પણ કરીશ.



આપણે જે ભાજી ખાઈએ છીએ તે ભાજી હું મારા ઠાકોરજીને પ્રેમથી અર્પણ કરીશ.

જીભ સુધરે તો જીવન સુધરે
જીભ બગડે તો જીવન બગડે

આહાર જો સાદો અને શુદ્ધ હોય તો શરીરમાં સત્ત્વગુણ વધે છે. સત્ત્વગુણ વધે તો સહનશક્તિ વધે છે, અને છેવટે બુદ્ધિ સ્થિર થાય છે. આહારશુદ્ધૌ સત્ત્વશુદ્ધિ, સત્ત્વશુદ્ધૌ ધ્રુવાસ્મૃતિઃ માટે અતિશય સાદું જીવન ગાળો, વિદુરજીની જેમ. જેનું જીવન સાદું છે તે જરૂર સાધુ થશે.

સુલભાએ કહ્યું છેઃ– હું ગરીબ છું તે મેં શું ગુન્હો કર્યો છે? તમે કથામાં અનેકવાર કહ્યું છે, પ્રભુ પ્રેમના ભૂખ્યા છે. ભગવાન ગરીબ ઉપર ખૂબ પ્રેમ રાખે છે.

વિદુરજી કહે છે :–ભગવાન રાજમહેલમાં જશે તો ભગવાન સુખી થશે. મારા ઘરમાં ભગવાનને પરિશ્રમ થશે, તેથી હું ના પાડું છું. દેવી, આપણા પાપ હજુ બાકી છે. હું તને આવતી કાલે કૃષ્ણનાં દર્શન કરવા લઈ જઈશ. પણ ઠાકોરજી મારા ઘેરે આવે તેવી આશા હાલ રાખવા જેવી નથી. તે પછી આપણે ત્યાં તેઓ કોઈક વખત આવશે. આ વખતે નહિ.

વૈષ્ણવો આશાથી જીવે છે. મારા પ્રભુ આજે નહિ આવશે તો પાંચ વર્ષ પછી આવશે. અરે! છેવટે મારાં અંતકાળે ઠાકોરજી જરૂર જરૂર મારે ત્યાં આવશે.

સુલભા વિચારે છે કે પતિ સંકોચથી આમંત્રણ આપતા નથી, પણ હું મનથી આમંત્રણ આપીશ. બીજે દિવસે બાલકૃષ્ણની સેવા કરે છે. બાલકૃષ્ણ હસે છે. વિદુર સુલભા પ્રાર્થના કરે છે.

**रथारुढो गच्छन् पथि मिलित्त भूदेवपटलैः ।**
**स्तुतिप्रादुर्भावं प्रतिपदमुपाकर्ण्य सदयः ॥**
**दयासिन्धुर्बन्धुः सकल जगतां सिन्धु-सदयो ।**
**जगन्नाथः स्वामी नयनपथ गामी भवतु मे ॥**

રથયાત્રાના સમયે માર્ગમાં એકત્રિત થયેલા બ્રાહ્મણવૃન્દોની દ્વારા કરાયેલી સ્તુતિ સાંભળીને પગલે પગલે જે દયાથી દ્રવિત થઈ રહેલા છે, એ દયાના સાગર અખિલ બ્રહ્માંડના બંધુ, તેમજ સમુદ્ર ઉપર કૃપા કરવા માટે તેના તટ પર નિવાસ કરવાવાળા શ્રી જગન્નાથ સ્વામી સદા મારાં નેત્રોની સન્મુખ રહો.

હંમેશા રથારૂઢ દ્વારકાનાથનાં દર્શન કરો.

ભગવાન રથમાં જઈ રહ્યા છે.

જ્યાંસુધી જીવ શુદ્ધ ન થાય, ત્યાં સુધી પરમાત્મા તેને આંખ આપતા નથી અને ચાર આંખ એક થયા વગર દર્શનમાં આનંદ આવતો નથી.

વિદુર સુલભા પણ રથને નિહાળે છે. વિદુરજી વિચારે છે, મારે ઘેર ભગવાન આવે તેને માટે હું લાયક નથી. પણ મારા ભગવાન એકવાર મને નજર પણ શું નહિ આપે? હું પાપી છું પણ મારા ભગવાન પતિતપાવન છે. મારા પ્રભુ માટે મેં સર્વ વિષયોનો ત્યાગ કર્યો છે. નાથ, તમારા માટે મેં કેટકેટલું સહન કર્યું છે. બાર વર્ષથી

મેં અન્ન ખાધું નથી. ભગવાન એકવાર નજર નહિ આપો? કૃપા નહિ કરો? હજાર જન્મથી વિખૂટો પડેલો જીવ તમારે શરણે આવ્યો છે.

લોકોની ભીડમાંથી રથ જઈ રહ્યો છે. પ્રભુએ આંખો નીચી રાખેલી છે. પ્રભુએ આંખો ઊંચી કરી છે. વિદુર–સુલભા દર્શન કરે છે. શ્રીકૃષ્ણની દૃષ્ટિ વિદુરકાકા ઉપર પડી છે. વિદુરકાકા પોતાને કૃતાર્થ માને છે કે મારા ભગવાને મારી સામું જોયું. ભગવાનનું હૃદય પણ ભરાયું છે. દૃષ્ટિ પ્રેમભીની થઈ છે. મારો વિદુર ઘણા સમયથી મારી પ્રતીક્ષા કરી રહ્યો છે.

સુલભાને ખાત્રી થઈ. મારા ઠાકોરજી મને જોઈ હસતા હતા. પ્રભુએ મને અપનાવી છે. મારા પ્રભુએ મારી સામે જોયું છે. ભગવાન મને ઓળખે છે કે હું વિદુરજીની પત્ની છું. એટલે આંખ ઊંચી કરીને મને નજર આપી છે.

પ્રભુએ આંખથી આ ભાવ બતાવ્યો કે હું તમારે ત્યાં આવવાનો છું. પણ અતિ આનંદમાં આ ભાવ વિદુર–સુલભા સમજ્યા નહિ.

કૃષ્ણ હસ્તિનાપુર જાય છે. આ તરફ ધૃતરાષ્ટ્ર અને દુર્યોધને એક માસથી શ્રીકૃષ્ણના સ્વાગત માટે તૈયારી કરી છે. શ્રીકૃષ્ણ પધારે છે. તેઓ ધૃતરાષ્ટ્ર–દુર્યોધનને ખૂબ સમજાવે છે કે દ્વારકાના રાજા તરીકે આવ્યો નથી, પાંડવોના દૂત તરીકે આવ્યો છું. ભગવાનનું દુર્યોધને અપમાન કર્યું છે. દુર્યોધન દુષ્ટ હતો. દુષ્ટ દુર્યોધને મારા દ્વારકાનાથનું અપમાન કર્યું છે. ભીખ માંગવાથી રાજ્ય મળતું નથી. સોયની અણી મૂકવા જેટલી જમીન પણ વિનાયુદ્ધે હું આપવા તૈયાર નથી. દુર્યોધને કાંઈ માન્યું નહિ. શ્રીકૃષ્ણ સંધિ કરવામાં નિષ્ફળ જાય છે.

ધૃતરાષ્ટ્રે કહ્યું :–બે ભાઈના ઝઘડામાં તમે ન પડો. તમે આરામથી ભોજન કરો. છપ્પન ભોગ તૈયાર છે.

શ્રીકૃષ્ણ કહે છે :–તારા ઘરનું ખાઉં તો મારી બુદ્ધિ બગડે. પાપીના ઘરનું ખાવાથી બુદ્ધિ બગડે છે.

આજે છપ્પન પ્રકારની ભોજન સામગ્રીઓ શ્રીકૃષ્ણ માટે તૈયાર કરાવવામાં આવેલી છે, છતાં પણ ભગવાન જમવા માટે ના પાડે છે. રાજાઓને આશા થઈ કે કૃષ્ણ આપણે ત્યાં આવશે. બ્રાહ્મણોને ના પાડી છે.

દ્રોણાચાર્યે પૂછ્યું–બધાને ના પાડો છો, તો આજે ક્યાંય જવાના નથી? ભોજનનો સમય થયો છે. ક્યાંય તો જમવું પડશે ને? દુર્યોધનને ત્યાં જમવામાં હરક્ત હોય, તો મારે ત્યાં ભોજન માટે પધારો.

ભગવાન તેમને પણ ના પાડે છે. ભગવાને કહ્યું, આજે ગંગા કિનારે એક ભક્તને ત્યાં જવાનો છું.

દ્રોણાચાર્ય સમજી ગયા કે અમે વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણો રહી ગયા. ધન્ય છે વિદુરજીને.

ભગવાન વિચારે છે, મારો વિદુર આજ ઘણા સમયથી મારી પ્રતીક્ષા કરી રહ્યો છે. આજે મારે તેમને ત્યાં જવું છે.



આ બાજુ વિદુરજી વિચારે છે :—હું હજુ લાયક થયો નથી, તેથી તેઓ આવતા નથી.

આજે સેવામાં સુલભાનું હૃદય આર્દ્ર બન્યું છે.

સુલભા ભગવાનને વિનવે છે :—કનૈયા, મેં તારા માટે સર્વસ્વનો ત્યાગ કર્યો છે. તું મારે ત્યાં નહિ આવે? નાથ, ગોપીઓ કહેતી હતી તે સાચું છે. કનૈયા પાછળ જે પડે તેને કનૈયો રડાવે છે. તમારા માટે મેં સંસાર–સુખનો ત્યાગ કર્યો છે. સર્વસ્વ તમને અર્પણ કર્યું છે. નાથ, મારે ત્યાં નહિ આવો?

કીર્તનભક્તિ શ્રીકૃષ્ણને અતિપ્રિય છે. સૂરદાસજી ભજન કરે, ત્યારે કનૈયો આવીને તંબૂરો આપે છે. સૂરદાસ કીર્તન કરે અને કનૈયો સાંભળે છે.

**नाहं वसामि वैकुंठे योगिनां हृदये न च।**
**मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद॥**

ભગવાન કહે છે કે, હે નારદ હું ન તો વૈકુંઠમાં રહું છું, કે ન તો યોગીઓના હૃદયમાં. હું તો ત્યાં જ રહું છું કે જ્યાં મારા ભક્તો પ્રેમમાં વ્યાકુળ બનીને મારું કીર્તન કર્યા કરે છે.

ઝૂંપડી બંધ કરી વિદુર–સુલભા ભગવાનના નામનું કીર્તન કરે છે; પણ તેઓને ખબર નથી કે જેમનું તેઓ કીર્તન કરી રહ્યા છે તે જ આજ તેમના દ્વારે બહાર ઊભા છે.

મનુષ્યનું જીવન પવિત્ર બનશે, તો ભગવાન વિના આમંત્રણે તેમના ઘેર આવશે. વિદુરજીને ત્યાં ભગવાન વિના આમંત્રણે પધાર્યા છે. જે પરમાત્માને માટે જીવે તેને ત્યાં પરમાત્મા આવે છે. બહાર ઊભે ઊભે બે કલાક થયા, સખત ભૂખ લાગી હતી. આ લોકો ક્યાં સુધી કીર્તન કરશે? આ લોકોનું કીર્તન પૂરું થાય તેમ લાગતું નથી. વિદુર સુલભાનું જીવન પ્રભુ માટે હતું. પ્રભુએ વ્યાકુળ થઈ બાર ખખડાવ્યા.

પ્રભુએ ઝુંપડીનો દરવાજો ખખડાવ્યો, કાકા હું આવ્યો છું.

એવું કીર્તન કરો કે ભગવાન આવીને તમારા ઘરનો દરવાજો ખખડાવે.

વિદુરજી : દેવી, દ્વારકાનાથ આવ્યા હોય તેમ લાગે છે.

બાર ઉઘાડયું ત્યાં ચતુર્ભુજ નારાયણનાં દર્શન થયાં. અતિ હર્ષના આવેશમાં આસન આપ્યું નથી. પ્રભુએ હાથે દર્ભનું આસન લીધું છે. વિદુરજીને હાથ પકડીને બેસાડ્યા છે. ઈશ્વર જેને માન આપે છે, તેનું માન ટકે છે.

ભગવાન કહે છે :–હું ભૂખ્યો થયો છું. મને ભૂખ લાગી છે. કાંઈક ખાવા આપો.

ભક્તિમાં એટલી શક્તિ છે કે નિષ્કામ ભગવાનને તે સકામ બનાવે છે. ભગવાનને ભૂખ લાગતી નથી. પણ ભક્તને માટે ભગવાનને ખાવાની ઇચ્છા થાય છે.

ભગવાન આજે માંગીને ખાય છે.

વિદુરજી પૂછે છે :–તમે દુર્યોધનને ત્યાં જમીને નથી આવ્યા?

કૃષ્ણ કહે છે :–કાકા, જેના ઘરનું તમે ન ખાવ તેના ઘરનું હું ખાતો નથી.

ઈશ્વરને ભૂખ લાગતી નથી એવો ઉપનિષદ્નો સિદ્ધાંત છે. જીવરૂપી પક્ષી

વિષયરૂપી ફળ ખાય છે તેથી તે દુઃખી છે. ઉપનિષદ્નો સિદ્ધાંત ખોટો નથી. ઈશ્વર નિત્ય આનંદસ્વરૂપ છે. ભાગવતનો સિદ્ધાંત પણ સાચો છે. ઈશ્વર તૃપ્ત છે પરંતુ કોઈ ભક્તના હૃદયમાં પ્રેમ ઊભરાય, તો નિષ્કામ પણ સકામ બને છે. સગુણ નિર્ગુણ એક છે, નિરાકાર સાકાર બને છે. ઈશ્વર પ્રેમના ભૂખ્યા છે. તેથી પ્રેમ જ્ઞાનથી શ્રેષ્ઠ છે. પ્રેમમાં એવી શક્તિ છે કે તે જડને ચેતન બનાવે છે, નિષ્કામને સકામ બનાવે છે, નિરાકારને સાકાર બનાવે છે. જ્ઞાનમાં વસ્તુનું પરિવર્તન કરવાની શક્તિ નથી. પ્રેમમાં વસ્તુનું પરિવર્તન કરવાની શક્તિ છે.

પતિ–પત્ની વિચારમાં પડ્યા છે. ભગવાનનનું સ્વાગત શી રીતે કરવું? તેઓ તપસ્વી હતાં. કેવળ ભાજી ખાઈને રહેતાં. વિદુરજીને સંકોચ થાય છે. હું મારી ભાજી ભગવાનને કેમ અર્પણ કરું? પતિ–પત્નીને કંઈ સૂઝતું નથી.

ત્યાં તો દ્વારકાનાથે હાથે ભાજી ચૂલા ઉપરથી ઉતારી છે. પ્રેમથી ભાજી આરોગી છે. વસ્તુમાં મીઠાશ નથી પણ પ્રેમમાં મીઠાશ છે. શત્રુ મીઠાઈ આપે તો તે ઝેર જેવી લાગે છે.

ભગવાનને દુર્યોધનના ઘરના મેવા ન ગમ્યા; પરંતુ ભગવાને વિદુરના ઘરની ભાજી આરોગી તેથી તો આજ પણ લોકો ગાય છે:

**सबसे ऊँची प्रेम सगाओी ।**
**दुर्योधनको मेवा त्यागो साग विदुर घर पाओी ॥**
**जूठे फल सबरीके खाये बहुविधि प्रेम लगाओी ॥**
**प्रेमके बस नृप–सेवा कीन्ही आप बने हरि नाओी ॥**
**राजसुयज्ञ युधिष्ठिर कीनो तामें जूठ उठाओी ॥**
**प्रेमके बस अर्जुन–रथ हांक्यो भूल गये ठकुराओी ॥**
**अैसी प्रीति बढी वृन्दावन गोपीन नाच नचाओी ॥**
**सूर क्रूर अिस लायक नाहीं कहँ लगी करौं बडाओी ॥**

શુકદેવજી કહેવા લાગ્યા:—રાજન્, સંગનો રંગ મનને લાગે છે. મનુષ્ય જન્મથી બગડેલો હોતો નથી. મનુષ્ય જન્મથી શુદ્ધ હોય છે. મોટો થયા પછી જેના સંગમાં આવ્યો તેવો તે બને છે. જેના સંગમાં આવશો તેના જેવા તમે થશો. સત્સંગથી જીવન સુધરે છે; કુસંગથી જીવન બગડે છે.

વિચાર કરો, બાળકનો જન્મ થયો ત્યારે તેને કોઈ વ્યસન ન હતું. તેને કોઈ પણ કુટેવ ન હતી. બાળકમાં અભિમાન નથી હોતું, કોઈ પણ દોષ નથી હોતો. જ્યારે જન્મ થયો ત્યારે બાળકમાં કોઈ દોષ ન હતો. મોટો થયા પછી જેના સંગમાં આવ્યો એવો એ બન્યો છે. એ તો મોટો થયો અને છીંકણી સૂંઘનાર સાથે રહેવા લાગ્યો ત્યારથી છીંકણી સૂંઘવા લાગ્યો. સંગથી જીવન સુધરે છે. સંગથી જીવન બગડે છે. આંબા ફરતાં બાવળ વાવશો તો આંબો ફળશે નહિ. મન ઉપર સંગની અસર થાય છે. વિલાસીનો સંગ હશે તો મનુષ્ય વિલાસી થશે. વિરક્તના સંગમાં રહે તો તે વિરક્ત બને. બીજું બધું બગડે તો બગડવા દેજો પણ આ મન, બુદ્ધિને ન બગડવા દેજો. કાળજાને જો ડાઘો પડ્યો તો ત્રણ ચાર જન્મ લેશો તો પણ ડાઘો જશે નહિ.



સંગનો રંગ મનને જરૂર લાગે છે. તમારા કરતાં જ્ઞાનમાં, સદાચરણમાં, ભક્તિમાં, વૈરાગ્યમાં જે આગળ હોય તેવા મહાપુરુષોનો આદર્શ દૃષ્ટિ આગળ રાખજો. રોજ ઇચ્છા કરવાની ભગવાન શંકરાચાર્ય જેવું જ્ઞાન, મહાપ્રભુજી જેવી ભક્તિ અને શુકદેવજી જેવો વૈરાગ્ય મને પ્રાપ્ત થાય. પ્રાતઃ સમયમાં ઋષિઓને યાદ કરવાથી તેમના ગુણો આપણામાં ઊતરી આવે છે. દરેક ગોત્રના ઋષિ હોય છે. આ ગોત્રના ઋષિને પણ રોજ યાદ કરવાના હોય છે. આજે તો પોતાના ગોત્રનો પણ કોઈને ખ્યાલ નથી. વૈશ્યો કાશ્યપ ગોત્રના છે. રોજ ગોત્રોચ્ચાર કરો, રોજ પૂર્વજોને વંદન કરો. મારે ઋષિ જેવું જીવન ગાળવું છે. ઋષિ થવું છે, વિલાસી થવું નથી. રામ પણ રોજ વસિષ્ઠજીને માન આપે, વંદન કરે છે. સંસાર–વ્યવહારમાં રહીને બ્રહ્મજ્ઞાન ટકાવવું, ખૂબ ભક્તિ કરવી એ ઘણું કઠણ છે. સંગની અસર ખૂબ લાગે છે. ચોરી અને વ્યભિચાર બંને મહાપાપ ગણ્યાં છે. આ પાપ સગો ભાઈ કરે, તો તેનો સંગ પણ છોડી દેજો. કોઈ જીવનો તિરસ્કાર ન કરવો પણ તેના પાપનો તિરસ્કાર કરવો. વિદુરજીને એવું લાગ્યું કે ધૃતરાષ્ટ્રનો કુસંગ મારી ભક્તિમાં વિઘ્ન કરશે, ધૃતરાષ્ટ્રના સંગમાં રહીશ તો મારું જીવન બગડશે. તેથી વિદુરજી ઘરનો ત્યાગ કરી ગંગાકિનારે આવી ભગવાનની ભક્તિ કરવા લાગેલા. તાંદળજાની ભાજીમાં સંતોષ માનેલો. ઇન્દ્રિયોમાં જે ફસાયો તે ભક્તિ શું કરશે? માટે ઇન્દ્રિયો અંતકાળ સુધી સાજી રહે તેવો આહાર કરવો. ધૃતરાષ્ટ્રે વિદુરજી માટે ઘણું મોકલ્યું છે પણ વિદુરજીએ તેનો તિરસ્કાર કર્યો છે. પાપીના ઘરનું ન ખવાય. પ્રભુ–ભજનમાં અન્નદોષ વિઘ્ન કરે છે.

ભગવાન કૃપા કરે છે ત્યારે સંપત્તિ આપતા નથી પણ સાચા સંતનો સત્સંગ આપે છે. સત્સંગ ઈશ્વરકૃપાથી મળે છે. પણ કુસંગમાં ન રહેવું તે તમારા હાથની વાત છે. કુસંગનો અર્થ છે નાસ્તીકનો સંગ, કામીનો સંગ. સંગનો રંગ લાગે છે; પાપીનો સંગ ન કરવો. એટલે તો આગળ કથા આવશે. વિદુરજી ધૃતરાષ્ટ્ર–દુર્યોધનનો ત્યાગ કરી તીર્થયાત્રા કરવા ગયા છે.

ઈશ્વરને માટે લૌકિક સુખનો ત્યાગ ન કરે ત્યાંસુધી તે જીવ માટે પ્રભુને દયા આવતી નથી. સર્વનો ત્યાગ કરી વિદુર સુલભા પરમેશ્વરનું આરાધન કરે છે, તપ કરે છે. તપ કરવાથી પાપ બળે છે, જીવ શુદ્ધ થાય છે. ગૃહસ્થનો ધર્મ છે કે વર્ષમાં અગિયાર માસ ઘરમાં રહેવું અને એક માસ કોઈ પવિત્ર તીર્થમાં, પવિત્ર સ્થળે એકાન્તમાં બેસી તપ કરવું. તે વખતે પ્રવૃત્તિ ન હોવી જોઈએ. જે કાર્ય કરો તે પ્રભુ માટે જ કરો. તપ કરવાથી પરમાત્માને દયા આવે છે. તપનું પહેલુ અંગ છે જીભ ઉપર અંકુશ. જેને જરૂરિયાત વધારે છે તે તપ કરી શકશે નહિ. આજકાલ લોકો જરૂરિયાત બહુ વધારે છે. પરિણામ એ આવે છે કે સંપત્તિ અને સમયનો વ્યય ઇન્દ્રિયોના લાડ લડાવવામાં થાય છે. મનુષ્ય સાધના કરતો નથી અને ખોટી વાતો કરે છે, મને ભગવાન દેખાતા નથી. ભગવાન સુલભ નથી પણ દુર્લભ છે. વિદુરજીએ પરમાત્મા માટે ખૂબ તપશ્ચર્યા કરી છે. ભગવાનને દયા આવી મારા વિદુરે મારા માટે કેટલો ત્યાગ કર્યો છે. તેથી વગર આમંત્રણે પરમાત્મા તેના ઘેર આવ્યા છે. વિદુરજીનો પ્રેમ એવો કે પરમાત્માને પણ તેની પાસે માગવાની ઇચ્છા થઈ. ભગવાનને માગવાની ઇચ્છા થાય, ત્યારે સમજવું કે આપણી ભક્તિ સાચી છે. જ્યાં પ્રેમ હોય ત્યાં માગીને ખાવાની ઇચ્છા થાય છે. પ્રેમ હોય તો કનૈયો કહે છે, તું મારા માટે માખણ લઈ આવ. જ્યાં પ્રેમ ન હોય ત્યાં આપે તોપણ ખાવાની

ઇચ્છા થતી નથી, પરમાત્મા પ્રેમ પરતંત્ર બને છે. ઈશ્વર સાથે જેને પ્રેમ કરવો છે તે
જગત સાથે બહુ પ્રેમ ન કરે. જગતનો તિરસ્કાર ન કરો તેમ તેની સાથે બહુ પ્રેમ પણ
ન કરો. પ્રેમ કરવા લાયક એક ઈશ્વર છે.

વિદુરજીને ત્યાં પરમાત્મા પધાર્યા છે. સુલભાની ભાવના સફળ થઈ છે.
ઠાકોરજીએ તેની ભાજી આરોગી છે. એવું સત્કાર્ય કરો કે ભગવાનને વિના આમંત્રણે
આપણા ઘેર આવવાની ઇચ્છા થાય. મૈત્રી સમાનમાં થાય. જીવ જો ઈશ્વર જેવો બને તો
ભગવાન તેના ઘેર આવે.

પ્રભુએ ધૃતરાષ્ટ્રના ઘરનું પાણી પણ પીધું નથી એટલે કૌરવોનો વિનાશ થશે.
શુકદેવજી રાજાને કહે છે, હવે હું તને આગળની કથા સંભળાવું છું. દુર્યોધને પાંડવોનું
રાજ્ય હરી લીધું. પાંડવોને વનવાસ મળ્યો છે. વનવાસમાંથી આવ્યા બાદ યુધિષ્ઠિરે
રાજ્યભાગ માંગ્યો, પણ ધૃતરાષ્ટ્રે તે આપ્યો નહિ. ભગવાન શ્રીકૃષ્ણ વિષ્ટિ કરાવવા
આવ્યા. પણ કુરુરાજે તેનું કહેવું માન્યું નહિ. પછી સલાહ માટે વિદુરજીને બોલાવવામાં
આવ્યા. વિદુરજીએ ધૃતરાષ્ટ્રને ઉપદેશ આપી સમજાવવા પ્રયત્ન કર્યો, પણ ધૃતરાષ્ટ્ર
તેનું માનતા નથી. આ ઉપદેશ વિદુરનીતિના નામે ઓળખાય છે. તેને વિદુરનીતિ કહે છે.

જે બીજાના ધનનું હરણ કરી લે છે તે ધૃતરાષ્ટ્ર. જેના આંખમાં પૈસો છે તે આંખ
હોવા છતાં આંધળો થઈ જાય છે. પાપી પુત્ર સાથે પ્રેમ કરનારો બાપ એ ધૃતરાષ્ટ્ર છે.
પહેલાં તો એક ધૃતરાષ્ટ્ર હતો પણ આજકાલ તો ધૃતરાષ્ટ્રો બહુ વધી પડ્યા છે.

વિદુરજી ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યા :—દુર્યોધન પાપી છે. દુર્યોધન તારો પુત્ર
નથી પણ તારું પાપ જ પુત્ર તરીકે આવ્યું છે. ઘણીવાર પાપ જ પુત્રરૂપે આવે છે
અને ત્રાસ આપે છે. શાસ્ત્રમાં કહ્યું છે દીકરો દુરાચારી થાય તો માબાપની દુર્ગતિ કરે
છે. સદાચારી પુત્ર માબાપની સદ્‌ગતિ કરે છે. પુત્ર દુરાચારી હોય તો તેનો સંગ છોડી
દેવો. માનવું આ મારો પુત્ર નથી મારું પાપ પુત્રરૂપે આવ્યું છે. નાના બાળકને પાપની
બીક બતાવો તો તે માની જશે. આજકાલના યુવાનો બીક રાખતા નથી તેથી માર
ખાય છે. દુર્યોધન દુરાચારી છે. એ તારા વંશનો વિનાશ કરવા આવ્યો છે.

ચોરી અને વ્યભિચારને મહાપાપ માન્યાં છે. તે ક્ષમ્ય નથી. બીજાં પાપો ક્ષમ્ય
છે. ચોરી અને વ્યભિચાર એ બે મોટાં પાપ છે. કેટલાંક ચોર જેલમાં ત્યારે કેટલાંક
ચોર મહેલમાં રહે છે. ચોર એટલે? વગર મહેનતે બીજાનું પચાવે તે ચોર. જેનું છે
તેને આપ્યા વિના ખાય તે ચોર. કોઈનું મફતનું ખાશો નહિ. વગર મહેનતનું જે ખાય
તે ચોર છે. સ્થિતિ સારી હોવા છતાં જે અતિથિ સત્કાર કરતો નથી તે ચોર છે.
પોતાને માટે જ રાંધીને ખાય તે ચોર. અગ્નિમાં આહુતિ આપ્યા વગર ખાય તે ચોર.
વ્યાજબી નફા કરતાં વધારે લે છે તે ચોર છે. વિચારો, આમાંથી કોઈમાં તમારો નંબર તો
નથી ને ! દુર્યોધન ચોર છે.

પ્રભુએ પાંડવોને અપનાવ્યા છે તેથી તેઓને પ્રભુ ગાદી ઉપર બેસાડશે.
ધર્મરાજા તારા અપરાધ ક્ષમા કરવા તૈયાર છે. ધર્મરાજા અજાતશત્રુ છે. ભાગવતમાં
બે અજાતશત્રુ બતાવ્યા છે, એક ધર્મરાજ અને બીજા પ્રહ્‌લાદજી. માટે હજુ દુર્યોધનનો
મોહ ત્યાગ, નહિ તો વિનાશ થશે.

દુર્યોધન એવો દુષ્ટ હતો કે દ્રૌપદીના રૂપને જોઈને બળતો હતો.



મહાભારતના ત્રણ પ્રસંગો શંકરાચાર્યે ઉઠાવ્યા છે: ગીતા, વિષ્ણુ સહસ્ર નામ, ઉદ્યોગપર્વ, સનત્સુજાત પર્વ. એ ત્રણ ઉપર ટીકા લખી છે.

ધૃતરાષ્ટ્ર કહે છે :—ભાઈ, તું કહે છે તે સાચું છે પણ દુર્યોધન જ્યારે મારી પાસે આવે છે ત્યારે મારું જ્ઞાન રહેતું નથી.

પાપનો બાપ છે લોભ અને પાપની મા છે મમતા. લોભ અને મમતા પાપ કરાવે છે.

સેવકોએ આવી દુર્યોધનને કહ્યું, વિદુરકાકા તમારી વિરુદ્ધ વાતો કરતા હતા. દુર્યોધને વિદુરજીને સભામાં બોલવ્યા અને બુદ્ધિપૂર્વક અપમાન કર્યું છે.

યક્ષ યુધિષ્ઠિર સંવાદમાં યક્ષે પ્રશ્ન કર્યો છે: કાયમનો નરકમાં કોણ પડે છે? આમંત્રણ આપે અને બુદ્ધિપૂર્વક તેનું અપમાન કરે તે કાયમ માટે નરકમાં પડે છે.

દુર્યોધન કહે છે :—તું દાસીપુત્ર છે. મારું જ અન્ન ખાઈને મારી નિંદા કરે છે. આપણા ઘરમાં ખાઈ આપણી વિરુદ્ધ કામ કરે છે.

વિદુરજી એવા ધીર ગંભીર છે કે તે નિંદા સહન કરે છે.

સભામાં નિંદા સહન કરે તે સંત. સમર્થ હોવા છતાં જે સહન કરે તે સંત છે. તે ભગવાનનો અવતાર છે. વિદુરમાં એવી શક્તિ હતી કે આંખ ઉઘાડીને દુર્યોધન સામે જુએ તો દુર્યોધન બળીને ખાક થાય. પણ વિદુરજી તે શક્તિનો ઉપયોગ કરતા નથી.

શક્તિનો દુરુપયોગ કરે એ દૈત્ય છે. શક્તિ, સંપત્તિ અને સમયનો વિવેકપૂર્વક ઉપયોગ કરે છે એ દેવ બને છે.

તમે ખૂબ સહન કરશો તો સંત થશો. કેટલીક સાસુઓ વહુઓ ઉપર જુલ્મ કરે છે. તે કહે છે કે હું વહુ કરતાં મોટી એટલે તેને હુકમ કરવાનો મને હક્ક છે. વિચાર કરો, વહુ કરતાં સાસુ મોટી નથી. બન્ને સમાન વયનાં છે. સાસુ–વહુનો એક જ દિવસે સાથે જન્મ થયો છે. કોઈ જીવને હલકો ગણશો નહિ. જીવ એ ઈશ્વરનું સ્વરૂપ છે.

વિદુરજીએ જેવું બાર વર્ષ તપ કર્યું તે પ્રમાણે કરશો, તો સહન કરવાની શક્તિ આવશે. અતિ સાત્ત્વિક આહાર જેનો હશે તે સહન કરી શકશે. સાત્ત્વિક આહાર વિના સહનશક્તિ આવતી નથી. વિદુરજી બાર વર્ષ ભાજી ઉપર રહ્યા છે. તમે બાર મહિના ભાજી ઉપર રહેશો, તો સહન કરવાની શક્તિ આવશે. તેલ–મરચાં ખૂબ ખાય તો સ્વભાવ મરચાં જેવો થશે. ખૂબ સહન કરશો તો સુખી થશો. સહનશક્તિ ત્યારે આવશે કે જ્યારે આહારવિહારને ખૂબ સાત્ત્વિક રાખશો. આ જીવનો એવો સ્વભાવ છે કે એને જે મળ્યું છે તેમાં સંતોષ નથી. વિદુરજીએ તાંદળજાની ભાજીમાં સંતોષ માની ઈશ્વરનું આરાધન કર્યું છે. બુદ્ધિમાં ઈશ્વર હોય તો બધું સહન થાય.

અપમાનથી વિદુરજી ગ્લાનિ પામતા નથી. સભામાં દુર્યોધને વિદુરજીનું અપમાન કર્યું તેમ છતાં ગુસ્સે થયા નથી. વિદુરકાકાએ એકલી ભાજી ખાધેલીને? સાત્ત્વિક આહાર વગર ગમ ખાવાની શક્તિ નહિ આવે. જીવનમાં સુખી રહેવું હોય તો કમ ખા અને ગમ ખા. મનુષ્યને બધું ખાતાં આવડે છે ફક્ત ગમ ખાતાં આવડતું નથી.

તમારી કોઈ નિંદા કરે, તો તમે નિંદા શાંતિથી સહન કરજો. માનજો નિંદક મારા દોષનું મને ભાન કરાવે છે, મારા પાપને તે ધૂએ છે. કેટલાકને નિંદા કર્યા વગર ખાધેલું પચતું નથી. આ દુનિયાએ નિંદા કર્યા વગર કોઈને છોડયો નથી. ભગવાન દુઃખથી બોલ્યા છે, હું માનવોનું કલ્યાણ કરવા મનુષ્યરૂપે આવ્યો છતાં પણ લોકોએ મને ન છોડ્યો, મારું અપમાન કર્યું. નિંદા કરનાર ઉપર ક્રોધ ન કરવો. નિંદા સાંભળીને તેમાં પણ ઈશ્વરનો શુભ સંકેત માનવો. વિદુરજીનું અપમાન કરવામાં આવ્યું તો પણ તેમાં તેઓ પ્રભુની કૃપાનો અનુભવ કરે છે.

વિદુરજીએ વિચાર્યું દુર્યોધન મારી નિંદા કરતો નથી, પણ દુર્યોધનના અંતરમાં રહેલા નારાયણ મને કહે છે કે કૌરવોનો કુસંગ તું છોડી દે. કૌરવોનો કુસંગ છોડાવવા પ્રભુની આ પ્રેરણા છે. મહાપુરુષો નિંદામાંથી પણ સાર કાઢે છે. સારી વસ્તુમાં સારું દેખાય એ સાધારણ વૈષ્ણવ. પણ જેને ખરાબમાં પણ સારું તત્ત્વ દેખાય એ ઉત્તમ વૈષ્ણવ છે. પ્રતિકુળ પરિસ્થિતિમાં પણ વૈષ્ણવ પ્રભુનો અનુગ્રહ જ જુએ છે.

કૌરવોના મંડળમાં વિદુરજી વિરાજે તો કૌરવોનો વિનાશ થાય નહિ. એટલે પ્રભુએ વિદુરજીને ત્યાંથી જવાની પ્રેરણા કરી છે.

રામાયણમાં રાવણે વિભિષણનું અને ભાગવતમાં દુર્યોધને વિદુરજીનું અપમાન કરેલું. આ પ્રમાણે સંતોના અપમાનથી તેઓનો નાશ થયો. ઘરમાં એકાદ પુણ્યશાળી માણસ હોય, તો તે ઘરના માણસોનું કોઈ અહિત કરી શકતું નથી. વિદુરના જવાથી કૌરવોનો નાશ થયો. વિભિષણના જવાથી લંકાના રાક્ષસોનો નાશ થયો.

દુર્યોધનને નોકરોને હુકમ કર્યો કે આ વિદુરજીને ધક્કો મારીને બહાર કાઢો. સેવકો ધક્કો મારીને બહાર કાઢે તે પહેલાં વિદુરજીએ સમજીને ઘરનો ત્યાગ કર્યો છે. ધનુષ્ય-બાણ તેમણે ત્યાં જ મૂકી દીધાં છે. **धनुर्द्वारि निधाय।** કૌરવોને તે દ્વારા ઉપદેશ આપ્યો છે, પાંડવો સાથે ધનુષ્ય-બાણ લઈને લડશો નહિ. વાણીથી લડવું હોય તો લડજો.

વિદુરજી યાત્રા કરવા માટે નીકળ્યા છે. ધૃતરાષ્ટ્રે મોકલાવેલું ધન તેઓ લેતા નથી.

જરૂરિયાત ઓછી કરો તો પાપ ઘટશે, અને જરૂરિયાત જો વધારશો તો પાપ પણ વધશે. પ્રાપ્ત સ્થિતિમાં અસંતોષ મનુષ્યને પાપ કરવા પ્રેરે છે. તેથી તો કહ્યું છે કે પાપનો બાપ લોભ છે.

જે કોઈ પાપ કરતો નથી તે મહાન પુણ્ય કરી રહ્યો છે.

વિદુરજી ૩૬ વર્ષ સુધીની યાત્રા કરવા માટે નિકળ્યા છે, પણ સાથે કાંઈ લીધું નથી. આજકાલ તો લોકો ૩૬ દિવસની જાત્રાએ નીકળે છે તો ૩૬ ચીજ વસ્તુઓ સાથે લે છે. પોતાની જરૂરિયાતોનું મોટું લિસ્ટ બનાવે છે અને લિસ્ટ પૈકી કોઈ ચીજ લેવાની રહી ન જાય તેની કાળજી રાખે છે.

યાત્રાનો અર્થ છેઃ યાતિ ત્રાતિ; ઇન્દ્રિયોને પ્રતિકુળ વિષયોમાંથી હટાવી અને અનુકુળ વિષયમાં જોડી દેવી એ જ યાત્રા. તીર્થયાત્રા તેની સફળ થાય છે કે જે તીર્થ જેવો પવિત્ર થઈને ઘેર આવે છે.

જાત્રા કરવા જતાં પુણ્ય થતું નથી. અનેકવાર પાપ ભેગું કરીને મનુષ્ય જાત્રામાંથી આવે છે. માટે યાત્રા વિધિપૂર્વક કરવાની છે. યાત્રા વિધિપૂર્વક કરો તો તેનું પુણ્ય



મળે છે. યાત્રા ઉપર જતાં પહેલાં 'આજથી હું બ્રહ્મચર્ય પાળીશ, આજથી ક્રોધ નહિ કરું, આજથી જુઠું નહિ બોલું, આજથી વ્યર્થ ભાષણ નહિ કરું" એવી પ્રતિજ્ઞાઓ કરવી પડે છે. આવી પ્રતિજ્ઞાઓ લીધા પછી જાત્રાની શરૂઆત કરવી જોઈએ.

આજકાલ તો પૈસા ખૂબ વધે એટલે પૈસાદાર લોકો જાત્રાને બહાને ફરવા નીકળી પડે છે. એવી રીતે તો કાગડો પણ કાશી અને મથુરા જઈ આવતો હશે.

તીર્થયાત્રાના બ્રાહ્મણોની નિંદા કરે તેને તીર્થયાત્રાનું ફળ મળતું નથી. બ્રાહ્મણ પ્રત્યે સદ્ભાવ ન હોય તો તીર્થયાત્રા ફળતી નથી. ગુરુનું અપભ્રંશ છે ગોર. કેટલાક બહુ ડાહ્યા હોય છે. અગાઉથી ગોર ઉપર કાગળ લખે છે. અમે આટલા ઈસમો આવશું. જમવાનું તૈયાર રાખજો. તીર્થના ગોરને નોકર ન ગણો. તીર્થમાં વિધિપૂર્વક સ્નાન કરવું. તીર્થમાં કોગળો કરાય નહિ, સાબુ ચોળીને નહવાય નહિ.

મહાપ્રભુજી દુઃખથી બોલ્યા છે કે અતિશય વિલાસી અને પાપી લોકો તીર્થમાં રહેવા લાગ્યા, જવા લાગ્યા તેથી તીર્થનો મહિમા લુપ્ત થયો.

યાત્રા કરવા નીકળ્યા ત્યારે વિદુરજી સાથે શું લઈ ગયેલા? કાંઈ નહિ. ફક્ત કૌરવોનું પુણ્ય લઈને નીકળ્યા છે.

**स निर्गतः कौरवपुण्य लब्धो।** કૌરવોનું જેટલું પુણ્ય હતું તે લઈને ગયા છે. કારણ કોરવોએ તેનું અપમાન-નિંદા કરેલાં. તમારી કોઈ નિંદા કરે અને તે સહન કરશો તો તમારું પાપ તેના માથે જશે, અને તેનું પુણ્ય તમને મળશે.

જે દિવસે જે તીર્થમાં જાવ ત્યાં ઉપવાસ કરજો. બ્રાહ્મણનું અપમાન ન કરશો. બ્રાહ્મણનું અપમાન કરે તેની તીર્થયાત્રા સફળ થતી નથી. ઉપવાસ કરવાથી શરીરની શુદ્ધિ થાય છે, પાપ બળે છે, શરીરમાં સાત્ત્વિકભાવ જાગે છે. વિદુરજી દરેક તીર્થમાં ઉપવાસ કરે છે અને વિધિપૂર્વક સ્નાન કરે છે.

યાત્રા કેવી રીતે કરવી તે વિદુરજીએ બતાવ્યું છે:

**गां पर्यटन् मेध्यविविक्तवृत्तिः**
**सदाऽऽप्लुतोऽध शयनोऽवधूतः।**
**अलक्षितः स्वैरवधूतवेषो**
**व्रतानि चेरे हरितोषणानि॥**

ભા. ૩-૧-૧૯

અવધૂતવેષમાં તેઓ પૃથ્વી ઉપર ફરતા હતા કે જેથી સગાસંબંધીઓ તેમને ઓળખી શકે નહિ. તેઓ શરીરને શણગારતા ન હતા. પવિત્ર અને થોડું ભોજન કરતા, શુદ્ધવૃત્તિથી જીવનનિર્વાહ કરતા, પ્રત્યેક તીર્થમાં સ્નાન કરતા, ભૂમિ ઉપર શયન કરતા, અને ભગવાનને પ્રસન્ન કરનારા વ્રતો તેઓ કરતા.

સંતો તીર્થને પાવન કરે છે. ભારદ્વાજ મુનિ ગંગાસ્નાન કરવા આવે, ત્યારે ગંગાજી ૨૫ પગથિયાં ઉપર આવે છે. ગંગાજી જાણે છે કે બીજાઓ મારામાં પાપ નાખવા આવે છે, ત્યારે આ મુનિ મને પાવન કરવા આવે છે.

અતિ સંપત્તિ અનર્થ કરે છે. તેથી ભગવાને સોનાની દ્વારકા ડુબાડી.

બેટ દ્વારકાની ભગવાનની મૂર્તિ મનોહર છે. સ્વરૂપ અદ્ભુત છે, જોતાં મન ધરાતું નથી. દ્વારકાધીશનાં દર્શન કરજો.

કાશીનું માહાત્મ્ય પણ ઘણું છે. કાશીના પ્રમુખ દેવ છે ભૈરવનાથ.

**विश्वेशं माधवं ढुंढिं दंडपाणिं च भैरवम् ॥**

આ શ્લોક રોજ બોલે તો કાશીમાં રહ્યાનું ફળ મળે છે. કાશીમાં નવ માસ રહે તો તેનો પુનર્જન્મ થતો નથી. કાશીના મણિકર્ણિકા ઘાટ ઉપર આ શ્લોક લખ્યો છે :

મરણં મંગલં અત્ર
સફલં જીવનં અત્ર.

શિવજી જ્ઞાનના મુખ્ય દેવ છે. કાશીમાં જ્ઞાન જલદી સિદ્ધ થાય છે. તમારે જ્ઞાન મેળવવું હોય તો સ્મશાનમાં રહેવું પડશે. સ્મશાન એ જ્ઞાનભૂમિ છે. સ્મશાનમાં રહેવાની જરૂર નથી, તેને યાદ કરવાની જરૂર છે. દિવસમાં બે-ચાર વાર સ્મશાનને યાદ કરશો તો બુદ્ધિમાં ફેર પડશે. કલ્પના કરો હું કાશીમાં છું. અહીંથી મનથી જ ગંગાજીમાં ડુબકી મારો. કળિયુગમાં મનથી સત્કર્મ કરે તો પણ પુણ્ય મળે છે.

તીર્થક્ષેત્રોમાં ગયાજી એ પિતૃગયા નામનું પ્રસિદ્ધ તીર્થ છે. ગયાજીમાં અનેક શ્રાદ્ધ કરવા પડે છે. પહેલું શ્રાદ્ધ ફલ્ગુને કિનારે કરવું પડે છે. અને છેલ્લું શ્રાદ્ધ અક્ષયવટ નીચે કરવામાં આવે છે. જ્યાં કરારવિન્દેન પદારવિન્દં બાલકૃષ્ણ વિરાજે છે. શ્રાદ્ધ કરાવનાર બ્રાહ્મણ એક વસ્તુનો ત્યાગ કરાવે છે, પછી ભગવાન પાસે કાંઈક માગવાનું કહે છે. પહેલા ત્યાગ કરવાનો અને પછી માગવાનું. જે ભગવાન માટે ત્યાગ કરે તેને જ ભગવાન પાસે માગવાનો અધિકાર છે. ઘણાખરા લોકો જે ન ભાવતું હોય તે છોડવાનું નિમ લે છે. કોઈ રીંગણા ખાવાનું છોડે છે. કોઈ કારેલાં ખાવાનું છોડે છે. આવા સામાન્ય ફળ-શાક ખાવાનું છોડવાથી લાભ થતો નથી. પાપવિકાર છોડો તો લાભ છે. એમ કહો કાશીવિશ્વનાથનાં દર્શન કરી મેં કામ છોડી દીધો છે. ગોકુળ મથુરાની જાત્રા કરી મેં ક્રોધ છોડી દીધો છે. એક એક તીર્થમાં એક એક પાપ છોડવાનું હોય છે, એક એક ત્યાગ કરવાનો હોય છે. પરમાત્મા માટે અતિપ્રિય વસ્તુનો ત્યાગ કરશો તો પરમાત્માને દયા આવશે.

કાશી એ જ્ઞાનભૂમિ છે. અયોધ્યા વૈરાગ્યભૂમિ છે. વ્રજભૂમિ એ પ્રેમભૂમિ છે. વ્રજરજમાં કૃષ્ણપ્રેમ ભરેલો છે.

નર્મદાનો કિનારો એ તપોભુમિ છે. **रेवातीरे तपः कुर्यात्** । જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ ત્રણે નર્મદા કિનારે સિદ્ધ થાય છે.

તીર્થમાં ક્રોધ ન કરો. તીર્થમાં બ્રહ્મચર્ય વગેરે વ્રતો પાળવાં જોઈએ, તો જ તીર્થયાત્રાનું ફળ મળે છે.

યાત્રા કરતા કરતા વિદુરજી યમુના કિનારે વૃન્દાવનમાં આવ્યા છે. ઠાકોરજી તમને સમય આપે, તો ચાર માસ વૃન્દાવનમાં રહી પ્રભુભજન કરજો. કનૈયો વ્રજમાં ખુલ્લા પગે ફરે છે. યશોદાજી સમજાવે છે, વનમાં કાંટા કાંકરા લાગશે, તું પગમાં જોડા પહેર. કનૈયો સમજાવે છે, મા હું તમારે ઘેર ગાયોની સેવા કરવા આવ્યો છું. ગયા જન્મમાં રામરૂપે હું રાજાને ઘેર જન્મ્યો એટલે મને કોઈએ ગાયોની સેવા કરવા દીધી નહિ. મેં નક્કી કર્યું, હવે ભવિષ્યમાં હું કોઈ ગોવાળને ત્યાં જન્મ લઈશ અને ગાયોની



સેવા કરીશ. પાંચ વર્ષના હતા ત્યારથી એવો નિયમ હતો કે ગાયોને ખવડાવ્યા વગર ખાતા ન હતા. મારી ગાયો ઉઘાડા પગે ફરે છે તો હું પગમાં જોડા કેવી રીતે પહેરું ? લાલાના અનેક નામો છે. પણ એક વૈષ્ણવે કહ્યું છે, મને લાલાનું ગોપાળકૃષ્ણ નામ ગમે છે. કૃષ્ણ વ્રજમાં ઉઘાડા પગે ફરે છે, તેથી વ્રજરજ અતિ પાવન છે. દ્વારકામાં તો રાજા હતા એટલે ખુલ્લા પગે ફરાય નહિ. વિદુરજી વ્રજની રમણ રેતીમાં આળોટે છે. રમણરેતીમાં ગોપીઓની ચરણ રજ પડેલી. વિદુરજી મંગલમય કૃષ્ણની લીલાઓનું ચિંતન કરે છે. યમુના કિનારે લૌકિક વાતો કરવી એ પાપ છે. આ ભૂમિ અતિશય પાવન છે. મારા શ્રીકૃષ્ણ ગાયોને લઈને આ ભૂમિમાં આવતા હતા. વ્રજની લીલા નિત્ય છે. ભાગવતના પ્રમુખ ટીકાકાર શ્રીધર સ્વામીએ કહ્યું છે, ભગવાનનું નામ, લીલા, સ્વરૂપ, ધામ, પરિકર નિત્ય છે. આજે પણ ભગવાન શ્રીકૃષ્ણ વ્રજમાં રોજ લીલા કરે છે. ભગવાન કહે છે, જગતના કોઈ સ્ત્રી પુરુષમાં, જડ પદાર્થમાં આનંદ નથી. તમે મારી પાસે આવો. શ્રીકૃષ્ણ આનંદરૂપ છે. વિદુરજીને અનુભવ થયો. મારા શ્રીકૃષ્ણ ગાયોને લઈને યમુના કિનારે આવ્યા છે. વિદુરજીની ભાવના એવી હતી તેને સર્વ લીલા પ્રત્યક્ષ દેખાય છે.

આ કદમનું ઝાડ છે. વૈષ્ણવો આને ટેર કદમ કહે છે. ટેર કદમ ઉપર વિરાજેલા શ્રીકૃષ્ણ વહાલી ગાયોને બોલાવે છે, હે ગંગી, હે ગોદાવરી.

ગાયોની વચ્ચે શ્રીકૃષ્ણ ઊભા એવા ગોપાળનું ધ્યાન કરો. ગાયોની વચ્ચે બિરાજેલા શ્રીકૃષ્ણનું ધ્યાન કરવાથી જલદી તન્મયતા થાય છે.

ઇન્દ્રિયોને પરમાત્મા સાથે પરણાવો. ઇન્દ્રિયોને વિષયો સાથે ન પરણાવો.

ભગવાનનું નામ હૃષિકેશ છે. તેનો અર્થ છે : હૃષિક એટલે ઇન્દ્રિય અને ઈશ એટલે સ્વામી. ઇન્દ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણ છે. આ પાંચ વિષયો ઇન્દ્રિયોના સાચા પતિ નથી. તે પતિ થવા માંગે છે. સંસારનું કોઈ પણ રૂપ આંખને દેખાય ત્યાં સુધી નિદ્રા આવતી નથી, એટલે ફલિત થાય કે આંખનો પતિ રૂપ નથી.

વિદુરજી વિચારે છે, મારા કરતાં આ પશુઓ શ્રેષ્ઠ છે કે પરમાત્માને મળવા તેઓ આતુર થઈને દોડે છે. ગાયો શ્રીકૃષ્ણ મિલન માટે આતુર થઈ છે. ધિક્કાર છે મને હજુ મને કૃષ્ણમિલન માટે તીવ્ર ઇચ્છા થતી નથી. ગાયો દોડે છે અને હું પથ્થર જેવો બેસી રહ્યો છું. આંખો પ્રેમભીની થઈ છે. એવો પ્રસંગ ક્યારે આવશે કે હું પણ ગાયો જેમ કૃષ્ણમિલન માટે દોડીશ. વિદુરજી કૃષ્ણલીલાનું ચિંતન કરતાં કૃષ્ણ પ્રેમમાં પાગલ બન્યા છે, અતિ તન્મય થયા છે. કોઈ પણ રીતે જગતને ભૂલી જાવ અને પ્રભુ પ્રેમમાં તન્મય થાવ. આ સર્વ સાધનનું રહસ્ય છે. વિરહ અતિશય તીવ્ર બને છે ત્યારે પરમાત્મા મળે છે.

પ્રભુ તે વખતે પ્રભાસમાં હતા. ઉદ્ધવને જ્ઞાનનો ઉપદેશ કર્યો. ભાગવતધર્મનો ઉપદેશ કર્યો. ઉદ્ધવને કહ્યું, હવે તું બદરિકાશ્રમ જા. ઉદ્ધવ કહે છે, મને એકલાને જતાં બીક લાગે છે. તમે મારી સાથે આવો.

જીવ ઈશ્વરને સાથે રાખે તો તેને બીક લાગશે નહિ.

ઉદ્ધવને ભાગવતધર્મનો ઉપદેશ કર્યો પણ ઉદ્ધવને શાંતિ મળી નહિ. ઉદ્ધવ ભગવાનને કહે, હું એકલો કેવી રીતે જઈશ. આપણે બંને સાથે જઈશું.

કેવળ નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન બહુ ઉપયોગી થતું નથી, સગુણ બ્રહ્મના આધારે નિર્ગુણ બ્રહ્મને ઓળખવાના છે.

શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે :–હું ક્ષેત્રજ્ઞ રૂપે તારી સાથે છું. હું તારામાં રહેલો છું. મારું સ્મરણ કરીશ એ જ ક્ષણે હું હાજર થઈશ. ઉદ્ધવજી પ્રાર્થના કરે છે, ભાવના આધાર વિના ન થઈ શકે માટે મને કંઈક આધાર આપો. ત્યારે શ્રીકૃષ્ણે ઉદ્ધવને ચરણપાદુકા આપી. ઉદ્ધવે માની લીધું કે હવે દ્વારકાનાથ મારી સાથે છે. હું અનાથ નથી, હું સનાથ છું. આ પાદુકા નથી, પ્રત્યક્ષ પરમાત્મા મારી સાથે આવ્યા છે. ઉદ્ધવનો પ્રેમ એવો છે કે તે પાદુકામાં પરમાત્મા નિહાળે છે. મસ્તક ઉપર ચરણપાદુકા રાખી છે. મસ્તક એ બુદ્ધિપ્રધાન છે. તેમાં પ્રભુને પધરાવો તો તમારા મનમાં કોઈ વિકાર થશે નહિ.

શુકદેવજી કહે છે : રાજન્, ઉદ્ધવ બદરિકાશ્રમ જવા નીકળ્યા છે. રસ્તામાં ઉદ્ધવજીને યમુનાનાં દર્શન થયાં, વ્રજભૂમિનાં દર્શન થયાં. આ મારા ઠાકોરજીની લીલા ભૂમિ છે.

તીર્થમાં સ્નાન કરવાથી મન એકદમ શુદ્ધ થતું નથી. પણ ત્યાં રહેલા કોઈ ભજનાનંદી સંત હોય, તેનો સત્સંગ કરો તો મન અતિ શુદ્ધ થાય છે. ઉદ્ધવે વિચાર્યું : હું થોડા દિવસ અત્રે અહીં રહીશ, કોઈ સંત મળશે, કોઈ વૈષ્ણવ મળશે તો સત્સંગ કરીશ. ઉદ્ધવજી ભાવના કરે છે કોઈ પ્રભુનો લાડીલો વૈષ્ણવ મળે તો જ બોલવું છે. નહિતર મૌન રાખવું છે.

વૃંદાવનમાં ગુપ્ત રીતે અનેક સાધુઓ રાધાકૃષ્ણની લીલાઓનાં દર્શન કરતાં આજ પણ ફરે છે. યમુના કિનારે રમણ રેતીમાં વિદુરજી બેઠા છે. ઉદ્ધવજીની દૃષ્ટિ પડી છે. આ કોઈ વૈષ્ણવ લાગે છે. શ્રીકૃષ્ણ પ્રેમમાં તેનું હૃદય ભરાયું હોય તેમ લાગે છે. ઉદ્ધવજી પાસે આવ્યા ત્યારે ઓળખી ગયા. આ તો મહાન ભગતવભક્ત વિદુર બેઠા છે. ઉદ્ધવજી વંદન કરે છે. તે જ સમયે વિદુરજીએ આંખો ઉઘાડી છે. કહ્યું, મને વંદન કરો એ યોગ્ય નથી. વિદુરજી ઉદ્ધવને વંદન કરે છે. સંતોનું મિલન કેવું હોય છે.

ચાર મિલે ચોસઠ ખિલે
વીસ રહે કર જોડ.
હરિજનસે હરિજન મિલે તો
બિહસે સાત કરોડ

ચાર=ચાર આંખો ચોસઠ=ચોસઠ દાંતો.
વીસ=હાથપગના આંગળાં. સાત કરોડ=સાત કરોડ રુંવાટીઓ.

શરીરમાં સાડા ત્રણ કરોડ રુંવાટીઓ હોય છે. હરિજન એટલે હરિના લાડીલા જન.

વિદુર ઉદ્ધવનો દિવ્ય સત્સંગ થાય છે. સત્સંગમાં મનુષ્ય જીવે એટલું જ મનુષ્ય જીવ્યો છે એમ કહી શકાય. સંતોના મિલનમાં કેવળ ભગવાનની જ વાતો થાય છે. સંત મળે તો તેમને તમારી લૌકિક વાત પૂછશો નહિ.



યમુનાજીને આજે અતિશય આનંદ થયો છે કે મારા પ્રભુની લીલાઓનું આ લાડીલા ભક્તો વર્ણન કરશે. મારા શ્રીકૃષ્ણની વાતો કરશે. મારા શ્યામસુંદરનાં વખાણ કરશે. તેમની લીલાઓ ગાશે. હું મારા કૃષ્ણની લીલા સાંભળીશ. યમુનાજી સ્તબ્ધ થયા છે. પ્રથમ બાળલીલાનું વર્ણન કર્યું. પૌગંડ લીલા, પ્રૌઢ લીલા, બધી લીલાઓનું સંક્ષેપમાં વર્ણન કર્યું. જે આપણને આગળ ઉપર સંભળાવશે.

ઉદ્ધવજી કહે છે :–મને પ્રભાસમાં ભાગવત ધર્મનો ઉપદેશ કર્યો. અને મારા પ્રભુએ મને બદરિકાશ્રમ જવાની આજ્ઞા આપી છે. તમારાં દર્શનથી મને ઘણો આનંદ થયો છે.

વિદુરજી કહે છે :–પ્રભુએ તમને ભાગવત ધર્મનો જે ઉપદેશ કર્યો તે મને સાંભળવા ઇચ્છા છે. હું જાતિહીન છું. કર્મહીન છું. પણ વૈષ્ણવો દયાના સાગર હોય છે. ભગવાનની થોડી કૃપા મારા ઉપર પણ હતી. આપ મારી ઇચ્છા પરિપૂર્ણ કરો. હું અધમ છું પણ ભગવાને જે ઉપદેશ તમને કર્યો છે તે ઉપદેશ તમારી પાસેથી શ્રવણ કરવાની મને ઇચ્છા છે. આપ કૃપા કરી તે મને સંભળાવો.

ઉદ્ધવજી કહે છે :–વિદુરજી, આપ સાધારણ નથી.

મનુષ્ય સ્વભાવથી દીન થતો નથી ત્યાંસુધી ભગવાનને ગમતો નથી. જ્યાં નજર જાય ત્યાં શ્રીકૃષ્ણનાં દર્શનની ભાવના કરશો તો દૈન્યભાવ થશે.

વિદુરજી તમને વધારે શું કહું? મને ઉપદેશ કર્યો ત્યારે મૈત્રેયજી ત્યાં બેઠા હતા. ભગવાન સ્વધામ પધાર્યા ત્યારે વસુદેવ–દેવકીને નહિ, રૂક્ષ્મણી, સત્યભામાને નહિ પરંતુ તમને ત્રણવાર પ્રભુએ યાદ કર્યા છે. મારો વિદુર મને મળ્યો નહિ. મારો વિદુર મને યાદ આવે છે. મને કહેતા હતા, મેં એક વખત વિદુરના ઘરની ભાજી ખાધેલી તેની મીઠાશ હજુ ભુલાતી નથી. મને તે ભાજી યાદ આવે છે.

ભગવાન જેને મારો કહે તેનો બેડો પાર છે. સાધારણ વ્યવહારમાં પણ કોઈ કોઈને જલદી કહેતું નથી કે તું મારો છે. જીવ મંદિરમાં જઈને ભગવાનને કહે છે, હું તારો છું અને ઘેર આવીને બબલીની બાને કહે છે કે હું તારો છું. મંદિરમાં જે ભગવાનનો હતો તે ઘેર આવ્યા પછી બીજાનો થઈ ગયો, એટલે ભગવાન પ્રસન્ન થતા નથી અને કહેતા નથી કે તું મારો છે. મંદિરમાં જે ભગવાનનો હતો તે ઘેર આવ્યા પછી ભૂલી ગયો કે હું કોનો છું? ભગવાનને ઘણા કહે છે કે હું તમારો છું પણ કોઈ એમ કહેતા નથી કે હું તમારો જ છું અને બીજા કોઈનો નથી. **कृष्ण त्वाऽस्मि न चापि परस्य।** જગતમાં જ્યાંસુધી મનુષ્ય કોઈ જીવનો છે ત્યાંસુધી તે ભગવાનનો થઈ શકતો નથી. ભગવાન જેને પોતાનો માને તે માયાના બંધનમાંથી છૂટી જાય છે. ભગવાનને રોજ મનાવો કે એક વાર કહી દો કે, "તું મારો છે." ભગવાન જ્યારે કહે કે તું મારો ત્યારે બ્રહ્મસંબંધ સાચો.

તુલસીદાસજીએ કહ્યું છે મારા જેવા કામીને મારો કહેતાં રામજીને શરમ આવે છે. તો આપ રાજાધિરાજના આંગણામાં બેઠેલો હું કૂતરો છું. મને તમારા આંગણામાં બેસવા દેજો. મને અપનાવજો.

તુલસી કુત્તા રામકા, મોતિયા મેરા નામ;
કંઠે દોરી પ્રેમકી, જીત ખેંચો ઉત જાય.

મેં તમારો પટ્ટો ગળામાં રાખ્યો છે, હું પાપી છું પણ તમારો છું. હું કૂતરો છું પણ રામજીનો છું. પરમાત્માએ મને અપનાવ્યો છે. પરમાત્માએ અપનાવ્યા પછી પરમાત્માને ગમે તેવાં જ કાર્ય કરો.

ભોગમાં સંતોષ માનજો પણ ભગવાનના ભજનમાં કોઈ દિવસ સંતોષ માનશો નહિ. ભક્તિમાં સંતોષ માને એ પ્રભુના માર્ગમાં આગળ વધી શકતો નથી. ભક્તિ એવી કરો કે ભગવાનને તમારું સ્મરણ થાય, ભગવાન તમને યાદ કરે. વિદુરજીને ભગવાને ત્રણ વખત યાદ કરેલા તેમ.

વિદુરજી પૂછે છે :–ઉદ્ધવજી, મારા ભગવાને મને યાદ કરેલો ?

ઉદ્ધવજી કહે છે :–વિદુરજી, તમે ભાગ્યશાળી છો. ભગવાને એક વખત નહિ. પણ ત્રણ વખત તમને યાદ કરેલા. ભગવાને તમારા માટે મૈત્રેયજીને ખાસ આજ્ઞા કરી છે. બધાંને મેં આપ્યું છે, પણ વિદુરને કાંઈ આપ્યું નહિ. મૈત્રેયજીને કહ્યું છે, જ્યારે મારો વિદુર તમને મળે, ત્યારે આ ભાગવતધર્મનું જ્ઞાન તેને આપજો.

આ વાત વિદુરજીએ સાંભળી ત્યારે વિદુરજીની આંખમાંથી આંસુ નીકળ્યાં. પ્રેમથી વિહ્‌વળ થઈ રડી પડ્યા.

**आत्मानं च कुरुश्रेष्ठ कृष्णेन मनसेक्षितम् ।**
**ध्यायन् गते भागवते रुरोद प्रेमविह्वलः ॥**

ભા. ૩–૪–૩૫.

પરમ ભાગવત ઉદ્ધવજીના મુખેથી ભગવાનના પ્રશંસનીય કર્મ અને આ પ્રકારે અન્તર્ધ્યાન થયાના સમાચાર સાંભળી તથા ભગવાને પરમધામ જવાના સમયે મને પણ યાદ કરેલો એવું જાણીને ઉદ્ધવજીના ચાલ્યા જવાથી, વિદુરજી પ્રેમથી વિહ્વળ થઈ રડવા લાગ્યા.

ઉદ્ધવજી બદરિકાશ્રમ પધાર્યા અને વિદુરજી મૈત્રેયઋષિના આશ્રમમાં આવવા નીકળ્યા. યમુનાજીએ કૃપા કરી વિદુરજીને ભક્તિનું દાન કર્યું. યમુનાજીએ નવધા ભક્તિ આપી. પણ જ્ઞાન વૈરાગ વગર ભક્તિ દૃઢ થતી નથી. જ્ઞાન વૈરાગ્યનું દાન ગંગાજી કરે છે. જ્ઞાન અને વરાગ્ય વિના ભક્તિ પૂર્ણ સફળ થતી નથી.

વિદુરજી ગંગા કિનારે મૈત્રેયઋષિના આશ્રમમાં આવે છે. ગંગાજીનો બહુ મોટો મહિમા છે. વિદુરજીએ ગંગાજીમાં સ્નાન કર્યું. ગંગા કિનારાના આ પત્થર ભાગ્યશાળી છે. મૈત્રેયઋષિ જેવાનાં ચરણ આ પથ્થર ઉપર પડતાં હશે. આ પથ્થરો ઉપર વૈષ્ણવોની ચરણની રજ પડે છે. વિદુરજી વિચારે છે, હું જાતિહીન છું. મૈત્રેયઋષિ મને ઉપદેશ આપશે કે નહિ. ભલે હું જાતિહીન છું પણ હું કર્મહીન નથી. હું પાપી છું, અધમ છું પણ પરમાત્માએ મને અપનાવ્યો છે એટલે જરૂર મૈત્રેયઋષિ મને ઉપદેશ આપશે. ભક્તિમાર્ગ એક જ કારણથી શ્રેષ્ઠ છે કે જ્યાંસુધી પરમાત્માનું પ્રત્યક્ષ મિલન ન થાય ત્યાંસુધી ભક્ત એમ જ માને છે કે પરમાત્માનું મિલન થતું નથી તેમાં મારો જ દોષ છે. ભક્તિમાં દૈન્ય આવે છે. જ્ઞાનમાર્ગમાં યોગી બ્રહ્મરૂપ થવા લાગે છે અને ત્યારે કેટલાકમાં અભિમાન આવે છે અને તે પડે છે. આશ્રમમાં આવી વિદુરજી મૈત્રેયજીને સાષ્ટાંગ પ્રણામ કરે છે. વિદુરજીનો વિનય વિવેક જોતાં સૌને આનંદ થયો છે.



મૈત્રેયઋષિ કહે છે :—વિદુરજી હું તમને ઓળખું છું. તમે કાંઈ સાધારણ મનુષ્ય નથી. તમે યમરાજાના અવતાર છો. માંડવ્યઋષિના શાપથી તમારો આ દાસી પુત્ર તરીકે શૂદ્રને ઘેર જન્મ થયો છે.

એક વખત કેટલાક ચોરોએ રાજાના ખજાનામાંથી ચોરી કરી. ચોરી કરી તેઓ નાસવા લાગ્યા. રાજાના સેવકોને ચોરીની જાણ થઈ. ચોરોને પકડવા તેઓ ચોરોની પાછળ પડ્યા. રાજાના સૈનિકોને પાછળ આવતા જોઈ પકડાવાની બીકે ચોરો ગભરાયા. ચોરીના માલ સાથે નાસવું મુશ્કેલ બન્યું. રસ્તામાં માંડવ્યઋષિનો આશ્રમ આવ્યો. ચોરોએ તેમની પાસે જે સઘળું ધન, ઝવેરાત હતું તે માંડવ્યઋષિના આશ્રમમાં ફેંકી દીધું અને તેઓ નાસી ગયા. પાછળથી રાજાના સૈનિકો આશ્રમમાં આવી પહોંચ્યા. આશ્રમમાં રાજખજાનાનું સઘળું ઝવેરાત જોઈ તેઓએ માન્યું કે આ ચોરી માંડવ્ય-ઋષિએ જ કરેલી છે. તેઓએ માંડવ્યઋષિને પકડ્યા. સઘળા ઝવેરાત સાથે રાજા સમક્ષ માંડવ્યઋષિને ખડા કરવામાં આવ્યા. રાજાએ તેને શૂળી ઉપર ચઢાવવાની સજા કરી. માંડવ્યઋષિને શૂળી ઉપર ચઢાવામાં આવ્યા. માંડવ્યઋષિ શૂળી ઉપર ગાયત્રી મંત્રનો જપ કરે છે માંડવ્યઋષિ મરતા નથી. ઋષિનું દિવ્ય તેજ જોઈ રાજાને લાગ્યું, આ કોઈ તપસ્વી મહાત્મા લાગે છે. રાજા ગભરાયો. ઋષિને શૂળી ઉપરથી નીચે ઉતરાવ્યા. સઘળી હકીકત જાણી રાજાને દુઃખ થયું. મેં નિરપરાધ ઋષિને શૂળી ઉપર ચઢાવ્યા. રાજા માંડવ્યઋષિની માફી માંગે છે, મને માફ કરો.

માંડવ્યઋષિ કહે છે :—રાજન્, તને ક્ષમા આપીશ પણ હું યમરાજાને પૂછવા જાઉં છું કે મને શા માટે આવી સજા કરાવી ? મેં કોઈ પાપ કર્યું નથી. મને શા માટે આવી સજા ? હું યમરાજાને માફ નહિ કરી શકું.

જેણે પાપ કર્યાં હોય છે તેને બીક લાગે છે. પાપીને યમરાજ ક્રૂર દેખાય છે,

મને નિષ્પાપને શા માટે સજા ? હું યમરાજ ન્યાયાધીશને આજે સજા કરીશ.

પોતાના ચારિત્ર્ય ઉપર કેવો દૃઢ વિશ્વાસ ? ભરતખંડનો પવિત્ર બ્રાહ્મણ આજ ન્યાયાધીશનો જવાબ માંગવા જાય છે.

માંડવ્યઋષિ હવે યમરાજાને પૂછવા જાય છે. ઋષિ યમરાજાના દરબારમાં આવ્યા. યમરાજાને પૂછે છે, મેં બિલકુલ પાપ કર્યું નથી. તો મને શા માટે શૂળીએ ચઢાવ્યો ? શૂળી ઉપર ચઢાવવાની સજા મને મારા કયાં પાપ અંગે કરવામાં આવી ?

યમરાજા ગભરાય છે. યમરાજાએ વિચાર્યું કે ભૂલ થઈ ગઈ એમ કહીશ તો શ્રાપ આપશે. કહ્યું છે :—તમે ત્રણ વર્ષના હતા ત્યારે એક પતંગિયાને કાંટો ભોંકેલો. તે બદલ તમને આ સજા કરવામાં આવેલી છે.

પાપ જાણીને કરો કે અજાણતાં, પાપની સજા જરૂર ભોગવવી પડે છે. ભગવાન પાપ લેતા નથી. પુણ્ય ભોગવવાની ઇચ્છા ન કરો તો ચાલે પણ પાપ તો ભોગવવું જ પડશે. પુણ્ય કૃષ્ણાર્પણ થઈ શકે છે. પાપ કૃષ્ણાર્પણ થઈ શકતું નથી. પાપ તો ભોગવે જ છૂટકો. ભોગવ્યા વગર પાપનો નાશ થતો નથી.

લોકો સાંજે દુકાનેથી ઘેર જતી વખતે મંદિરમાં જાય છે. ભગવાનને હાથ જોડી કહે છે :—આખા દિવસમાં જે જૂઠું બોલ્યો હોય, લોકોને છેતર્યા હોય, જે કાળાં

ધોળાં કર્યાં હોય, તે બધું હે નાથ, હું તમને અર્પણ કરું છું.

**कायेन वाचा मनसेन्द्रियैर्वा**
**बुद्धयाऽऽत्मनावा प्रकृतेःस्वभावात् ।**
**करोमि यत सकलं परस्मै**
**नारायणायेति समर्पयामि ॥**

કાયા, વાચા, મનથી નો અર્થ છે કે કાયા, વાચા, મનથી જે પુણ્ય કર્યું હોય તે પ્રભુને અર્પણ કરવાનું છે. પુણ્ય સમર્પણ થઈ શકે, પાપ સમર્પણ થઈ શકે નહિ. ભગવાન પાપ લેતા નથી. સામાન્ય સરકાર પણ બક્ષિસ પરત લે છે. કોઈને સજા કરવામાં આવેલી હોય, તે સજા સરકાર પરત લેતી નથી. ભગવાન કહે છે કેવો મૂર્ખ છે? મને પાપ અર્પણ કરવા આવ્યો. પરમાત્માને હંમેશા પુણ્ય અર્પણ કરજો. પાપ હું ભોગવીશ અને પુણ્ય ઠાકોરજીને અર્પણ કરીશ.

ઠાકોરજીને ઉત્તમમાં ઉત્તમ વસ્તુ અર્પણ કરવી જોઈએ. એનું નામ ભક્તિ. ભગવાનને પુણ્ય અર્પણ કરવાં જોઈએ.

માંડવ્યઋષિએ યમરાજાને કહ્યું :–શાસ્ત્રમાં આજ્ઞા છે કે કોઈ મનુષ્ય અજ્ઞાનાવસ્થામાં કાંઈ પાપ કરે તો તેની સજા તેને સ્વપ્નમાં કરવામાં આવે છે. હું બાળક હતો, ત્યારે અજ્ઞાન હતો. એટલે તે વખતે કરેલાં કૃત્યની સજા તમારે મને સ્વપ્નાવસ્થામાં જ કરવી જોઈતી હતી. આવા પાપ માટે મને સ્વપ્નમાં સજા કરવી જોઈતી હતી. તમે મને ગેરવ્યાજબીપણે સજા કરી છે. તેથી હું તમને શાપ આપું છું કે જા, શૂદ્રયોનિમાં તારો જન્મ થશે.

આ પ્રમાણેના માંડવ્યઋષિના શાપથી યમરાજા વિદુર તરીકે દાસીને ઘેર જન્મ્યા.

દેવની ભૂલ થાય તો તે મનુષ્ય બને અને મનુષ્યની ભૂલ થાય તો, મનુષ્ય પાપ કરે તો, તે ચાર પગવાળો બને છે, પશુ બને છે.

વિદુરજી કહે છે :–એકવાર મારી ભૂલ થઈ અને દેવનો મનુષ્ય બન્યો. હવે હું અસાવધ રહીશ તો પશુ બનીશ.

તે પછી વિદુરજી મૈત્રેયજીને અનેક પ્રશ્નો પૂછે છે :–ભગવાન અકર્તા હોવા છતાં કલ્પના આરંભમાં આ સૃષ્ટિની રચના તેમણે કેવી રીતે કરી? સંસારમાં સર્વલોક સુખ માટે પ્રયત્ન કરે છે પણ ન તો એને સુખ મળે છે કે ન તો એનું દુઃખ દૂર થાય છે. આનો જવાબ મળે એવી કથા કહો તેમજ ભગવાનની લીલાઓનું વર્ણન કરો.

મૈત્રેયજીએ કહ્યું :–સૃષ્ટિની ઉત્પત્તિની કથા ભાગવતમાં વારંવાર આવે છે. તત્ત્વ દૃષ્ટિથી જગત ખોટું છે, તેથી તેનો વિચાર સાધુઓએ બહુ કર્યો નથી. પણ આ સૃષ્ટિના બનાવનારનો વારંવાર વિચાર કર્યો છે.

પરમાત્માને માયાનો સ્પર્શ થયો એટલે સંકલ્પ થયો. હું એકનો અનેક થાઉં. પુરુષમાંથી પ્રકૃતિ, પ્રકૃતિમાંથી મહતત્ત્વ, મહતત્ત્વમાંથી અહંકાર. અહંકારના ચાર પ્રકાર છે. પંચતન્માત્રાથી પંચ મહાભૂતોની ઉત્પત્તિ થઈ. પણ એ તત્ત્વો ક્રિયા કરી શકતા નથી એટલે ઈશ્વરે એક એક વસ્તુમાં પ્રવેશ કર્યો. ઉપનિષદ્‌માં કહ્યું છે, એક એક વસ્તુમાં પ્રભુએ પ્રવેશ કર્યો છે એટલે જગત પરમાત્માનું મંગલમય સ્વરૂપ છે.



ભગવાનની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયું તેમાંથી બ્રહ્મા પ્રગટ્યા. બ્રહ્માજીએ કમળનું મુખ શોધવા પ્રયત્ન કર્યો. ત્યાં ચતુર્ભુજ નારાયણનાં દર્શન થયાં.

બ્રહ્માએ સ્તુતિ કરી છે :—સંતતિ અને સંપત્તિ એ ભગવતકૃપાનું ફળ નથી, તે તો પ્રારબ્ધનું ફળ છે. ભગવાન જેના ઉપર કૃપા કરે છે તેનું મન શુદ્ધ થાય છે. મનશુદ્ધિ વગર ઈશ્વર દર્શન થતું નથી. ઈશ્વર દર્શન વિના જીવન સફળ થતું નથી. જેણે જન્મ આપ્યો તેને ઓળખવાનો પ્રયત્ન કર્યો નહિ. મારા જેવો મૂર્ખ કોણ?

બ્રહ્માજીને બીક લાગે છે, સંસારમાં આવ્યા પછી ઇન્દ્રિયો અવળે માર્ગે ન જાય. બ્રહ્માજીએ સૃષ્ટિ નિર્માણ કરી.

કામને ઉત્પન્ન કર્યો. પ્રથમ પિતાને કામે મોહ ઉત્પન્ન કર્યો છે.

પ્રથમ સ્વાયંભુ મનુ અને શતરૂપા રાણી થયા. તે વખતે ધરતી રસાતાળમાં ડૂબી ગયેલી હતી. બ્રહ્માએ વિચાર્યું પ્રજાને નિર્માણ કરીશ પણ આ પ્રજાને રાખીશ ક્યાં? ત્યાં નાસિકામાંથી વરાહ ભગવાન પ્રગટ થયા. વરાહ ભગવાન પૃથ્વીને બહાર કાઢે છે. રસ્તામાં હિરણ્યાક્ષ મળ્યો તેને માર્યો છે અને પૃથ્વીનું રાજ્ય મનુ મહારાજને અર્પણ કરી ભગવાન સ્વધામમાં પધાર્યા.

વિદુરજીએ કહ્યું :—આપે બહુ સંક્ષેપમાં કથા સંભળાવી. આ કથાનું રહસ્ય કહો. આ હિરણ્યાક્ષ કોણ હતો? ધરતી રસાતાળમાં કેમ ડૂબી હતી? વરાહનારાયણનું ચરિત્ર મને સંભળાવો.

મૈત્રેયજી વિદુરજીને અને શુકદેવજી પરીક્ષિતને આ કથા સંભળાવે છે.

દિતિ કશ્યપઋષિનાં ધર્મપત્ની છે. એક દિવસ સાયંકાળે શણગાર સજી દિતિ કશ્યપઋષિ પાસે આવ્યાં છે અને કામસુખની માંગણી કરી. દિતિ કામાતુર બન્યાં છે.

કશ્યપ કહે છે :—દેવી આ સાયંકાળનો સમય છે. આ સમય યોગ્ય નથી. આ સમયે તમે કામાધીન થાવ એ ઠીક નથી. જાવ જઈ દીવો કરો.

શાસ્ત્રમાં કહ્યું છે કે સૌભાગ્યવતી સ્ત્રીમાં લક્ષ્મીજીનો અંશ છે. સાયંકાળે લક્ષ્મી નારાયણ ઘેર આવે છે. તે વખતે ઘર બંધ હશે તો લક્ષ્મીજી પણ જય શ્રીકૃષ્ણ કરીને ચાલ્યાં જશે. સુધરેલા લોકો ખાસ સાયંકાળે ઘરને તાળું મારી નીકળી પડે છે. ફરવા જવું હોય તો જજો પણ સૂર્ય અસ્તમાં આવે ત્યારે ઘેર પાછા આવી જજો. સ્ત્રીઓએ સાંજ પડે ત્યારે ઘર બહાર ભટકવા જવું ન જોઈએ. સંધ્યા સમયે તુલસીની પૂજા કરો. તુલસી ક્યારે દીવો કરો. ભગવાનની આગળ ધૂપદીપ કરો.

મનુષ્યના હૈયામાં અંધારું છે. ત્યાં પ્રકાશ કરવાનો છે. દશમ સ્કંધમાં કથા આવશે. ગોપીઓ યશોદાજીને ફરિયાદ કરવા જાય છે, કનૈયો અમારું માખણ ખાઈ જાય છે. યશોદા કહે છે :—તમે અંધારામાં માખણ રાખો તો કનૈયો દેખે નહીં. ગોપીઓ કહે, અમે અંધારામાં માખણ રાખ્યું હતું, પણ કનૈયો આવે તો અજવાળું થાય છે. ઈશ્વર પરપ્રકાશ્ય નથી. તે સ્વયંપ્રકાશ છે. પરમાત્માને દીવાની જરૂર નથી. દીવાની જરૂર મનુષ્યને છે.

સાયંકાળે સૂર્ય ચંદ્રના તેજ દુર્બળ બને છે. સૂર્ય બુદ્ધિના માલિક છે અને ચંદ્ર મનના માલિક છે. મન બુદ્ધિના માલિક દુર્બળ હોય છે એટલે સાયંકાળે મન

બુદ્ધિના બળ ઓછા હોય છે, ત્યારે કામ મન બુદ્ધિમાં પ્રવેશ કરે છે. કામ મનમાં પ્રવેશ કરે છે સાંજે અને પ્રગટે છે રાત્રે. સંધ્યાકાળે પ્રભુના નામનો જપ કરો, તો કામ મનમાં પ્રવેશી શકશે નહિ.

કશ્યપઋષિ દિતિને સમજાવે છે, માનિની માની જાવ. ભગવાન શંકર આ સમયે જીવમાત્રને નિહાળવા ભ્રમણ કરે છે. તેથી સાયંકાળે સ્ત્રીસંગ કરવાથી શંકરનું અપમાન થાય તેથી અનર્થ થાય. શંકર ભગવાન જોશે તો સજા કરશે.

**भस्मान्तम् शरीरम्।** આ શરીર ભસ્મ જેવું છે, તેની ભસ્મ બનવાની છે એટલે શિવજી ભસ્મ ધારણ કરે છે. જગતને વૈરાગ્યનો બોધ કરે છે. શરીરના લાડ બહુ નહિ કરશો. આ શરીર એક દિવસ સ્મશાનમાં જવાનું છે તે હંમેશ યાદ રાખો. ગૃહસ્થાશ્રમ વિલાસ માટે નથી પણ મર્યાદામાં રહી, વિવેકથી કામસુખ ભોગવી કામનો વિનાશ કરવા માટે છે. ગૃહસ્થાશ્રમ વિલાસ માટે નથી, વૈરાગ્ય માટે છે. નિયમથી કામનો વિનાશ કરવા આ ગૃહસ્થાશ્રમ છે. કામ એવો દુષ્ટ છે કે એકવાર હૃદયમાં પ્રવેશ કર્યા પછી તે નીકળતો નથી. કામ એક વખત અંદર પ્રવેશ કરી જાય પછી તમારું ડહાપણ ચાલશે નહી. માટે જીવન એવું સાદું અને પવિત્ર ગાળો કે કામને મન–બુદ્ધિમાં પ્રવેશ કરવાનો અવસર જ ન મળે.

ઘુવડોની સભા ભરાયેલી. તેઓએ નિર્ણય કર્યો કે સૂર્યનારાયણ છે જ નહિ. કારણ તે અમને દેખાતા નથી. ઘુવડને સૂર્ય ન દેખાય એટલે શું સૂર્ય નથી ? ધર્મને ન માનનાર, ઈશ્વરને ન માનનાર ઘુવડના મોટાભાઈ કહેવાય.

દિતિ–ભેદ બુદ્ધિમાંથી આ હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુનો જન્મ થયો છે. સર્વમાં મારા નારાયણ રહેલા છે એવો અભેદભાવ રાખે તો પાપ થાય નહિ.

દિતિએ કશ્યપનું કહ્યું માન્યું નહિ. કશ્યપઋષિ દિતિના દુરાગ્રહને વશ થયા. દિતિને પોતાની ભૂલ સમજાય. પાછળથી દિતિ પણ પસ્તાયાં છે. દિતિએ કશ્યપની પૂજા કરી. શિવજીની ક્ષમા માંગી.

કશ્યપે કહ્યું :—તમારા ગર્ભમાંથી બે રાક્ષસો બહાર આવશે.

પતિ—પત્ની સંયમ ન રાખે તો તેને ત્યાં પાપી પ્રજા ઉત્પન્ન થાય છે. પવિત્ર દિવસો જેવા કે દરેક પક્ષની બીજ, પાંચમ, આઠમ, એકાદશી, ચૌદશ, પૂર્ણિમા અને અમાવાસ્યા, તેમજ પર્વના દિવસોએ બ્રહ્મચર્ય અવશ્ય પાળો. લોકો કહે છે કે કાળ બગડ્યો છે એટલે પાપી પ્રજા ઉત્પન્ન થાય છે. કાળ થોડો બગડ્યો છે પણ કાળજું વિશેષ બગડયું છે. એકાદશી, પુનમ, પવિત્ર દિવસોનો વિચાર કરતા નથી અને કામાંધ થાય છે. તેથી પાપી પ્રજા ઉત્પન્ન થાય છે. કામને હૃદયમાં પ્રવેશ કરવાને અવસર જ ન આપો. એક વખત કામે હૃદયમાં પ્રવેશ કર્યો તે પછી ડહાપણ કામ આવતું નથી. દિતિને કામાંધ થયા પછી ડહાપણ કામ આવતું નથી. મનુષ્ય જો કેવળ આ શરીરનો વિચાર કરે, તો શરીરસુખ ભોગવવા તરફ ધિક્કાર છૂટે અને વૈરાગ્ય આવે. આ શરીર કેવું છે ? એમાં આડાંઅવળાં હાડકાં ગોઠવી દીધેલાં છે. તેના ઉપર માંસના લોચા અને ઉપર ચામડી મઢી દીધેલ છે. એટલે અંદરનો મસાલો દેખાતો નથી. બાકી રસ્તામાં હાડકાંનો ટુકડો પડ્યો હોય તો કોઈ તેને અડકતું નથી, અભડાઈ જવાય. પણ આ દેહમાં રહેલાં હાડકાં સાથે આપણે પ્રેમ કરીએ છીએ. આના જેવી મૂર્ખતા બીજી શી હોઈ શકે ? ભાગવતમાં તો એક જગ્યાએ કહ્યું છે, આ શરીર એ શિયાળ



કૂતરાનું ભોજન છે. અગ્નિસંસ્કાર ન થાય તો શિયાળ કૂતરા તેને ખાય છે. એવા શરીર ઉપરનો મોહ છોડો.

મારા પેટે રાક્ષસો અવતરશે જાણી દિતિ ગભરાઈ. કશ્યપ કહે છે :—પરંતુ તેને મારવા નારાયણ ભગવાન આવશે.

દિતિએ કહ્યું :—તો તો મારા પુત્રો ભાગ્યશાળી થશે.

કશ્યપે આશ્વાસન આપ્યું—તારા પુત્રનો પુત્ર મહાન ભાગવત્ ભક્ત થશે, મહાન વૈષ્ણવ થશે. તે પ્રહ્લાદના નામથી પ્રખ્યાત થશે.

એકલો ઠાકોરજીની સેવાસ્મરણ કરે તે સાધારણ વૈષ્ણવ, પરંતુ જેના સંગથી બીજાને ઈશ્વરસેવા—સ્મરણ કરવાની ઇચ્છા થાય એ મહાન વૈષ્ણવ. મહાપ્રભુ વલ્લભાચાર્યજીને ભક્તોએ એકવાર પૂછ્યું કે અમને વૈષ્ણવોનું લક્ષણ કહો. મહાપ્રભુજીએ કહ્યું કે ઠાકોરજીની સેવા સ્મરણ કરે તે વૈષ્ણવ. ભક્તોએ કહ્યું, તે તો અમે જાણીએ છીએ. અમને કાંઈક બીજું વિશેષ લક્ષણ કહો. મહાપ્રભુજીએ કહ્યું કે જેના સંગમાં આવેલાને ઠાકોરજીની સેવામાં પ્રેમ થાય. જેના સંગમાં આવેલાને કૃષ્ણભક્તિનો રંગ લાગે એ મહાન વૈષ્ણવ. પ્રહ્લાદ મહાન વૈષ્ણવ છે.

પ્રહ્લાદના સંગમાં આવેલાને ભક્તિનો રંગ લાગશે. તમારા સંગમાં આવેલાને ભક્તિનો રંગ ન લાગે તો માનજો મારી ભક્તિ કાચી. પણ બીજાને સુધારવાની ભાંજગડમાં સાધારણ મનુષ્યે પડવાની જરૂર નથી. તમે તમારા મનને સુધારો તો પણ ઘણું છે.

વ્યસન જેવું પાપ નથી. વ્યસન ઉપર જે વિજય મેળવે તે ભક્તિ કરી શકે છે. આજકાલ ફેશન અને વ્યસન પાછળ સમય અને સંપત્તિનો મહાવ્યય થાય છે. વ્યસનમાં પાગલ થયેલો મનુષ્ય ભગવાનની સેવા કરી શકતો નથી. વૈષ્ણવ તો તે છે કે જેને કોઈ વ્યસન નથી. જેને ભગવાનનું ભજન કરવું છે તેને લૌકિક વ્યસન રાખવું કામનું નથી. જેને ઈશ્વરનું આરાધન કરવું છે તે ફેશનમાં કે વ્યસનમાં ફસાય નહિ. વ્યસન એક જ હોવું જોઈએ કૃષ્ણભક્તિનું. વિદ્યાવ્યસનમ્ અથવા હરિપાદ સેવનમ્ વ્યસનમ્.

તુકારામ મહારાજને ભક્તિનું એવું વ્યસન હતું. તેઓએ કહ્યું છે, મારી આંખને આવી ટેવ પડી છે કે જ્યાં નજર જાય ત્યાં તેને મુરલી મનોહરનું સ્વરૂપ દેખાય છે.

ભક્તિ વ્યસનરૂપ થાય તો તે ભક્તિ તમને મુક્તિ અપાવશે. ભક્તિ વ્યસનરૂપ બને છે, ત્યારે મુક્તિ મળે છે.

રાજ્યશાસનથી સમાજ સુધરે નહિ. સંત સદ્ભાવથી સમાજને સુધારી શકે છે. પ્રહ્લાદના સંગમાં જે આવ્યા તે સર્વનું પ્રહ્લાદે કલ્યાણ કર્યું છે.

દિતિને ગર્ભ રહ્યો છે. પુત્રો દેવોને દુઃખ આપશે એટલે સો વર્ષ દિતિએ ગર્ભ ધારણ કરી રાખ્યો. સૂર્ય ચંદ્રનું તેજ ઘટવા લાગ્યું. દેવો ગભરાયા. દેવો બ્રહ્માજી પાસે આવ્યા છે, અને પૂછ્યું : દિતિના ગર્ભમાં વિરાજેલા આ કોણ છે ? બ્રહ્માજી દેવોને દિતિના પેટમાં કોણ છે તેની કથા સંભળાવે છે.

એક વખત મારા માનસપુત્રો સનકાદિ ઋષિઓ ફરતા ફરતા વૈકુંઠલોકમાં ગયા.

અંતઃકરણ ચતુષ્ટય શુદ્ધ થાય ત્યારે ઈશ્વરનાં દર્શન થાય છે. ઈશ્વરદર્શન કરવા જાવ ત્યારે આ ચારેયને શુદ્ધ કરીને જાવ. અંતઃકરણના ચાર પ્રકાર છે : અંતઃકરણ સંકલ્પવિકલ્પ કરે ત્યારે એને મન કહે છે, કોઈ વિષયનો નિર્ણય કરે ત્યારે તેને બુદ્ધિ કહે છે, શ્રી કૃષ્ણનું ચિંતન કરે તેને ચિત્ત કહે છે, અને અંતઃકરણમાં ક્રિયાનું અભિમાન જાગે ત્યારે તેને અહંકાર કહે છે. મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર ચારેયને શુદ્ધ

કરો. એ ચારેયને શુદ્ધ કર્યા વગર પરમાત્માનાં દર્શન થતાં નથી. આ ચારની શુદ્ધિ
બ્રહ્મચર્ય વગર થતી નથી. સનતકુમારો બ્રહ્મચર્યનો અવતાર છે. બ્રહ્મચર્ય ત્યારે
સિદ્ધ થાય કે જ્યારે બ્રહ્મનિષ્ઠા સિદ્ધ થાય. સનતકુમારો મહાજ્ઞાની હતા તેમ છતાં
બાળક જેવા બની દૈન્યભાવથી રહે છે.

સનતકુમારો આદિ નારાયણનાં દર્શન કરવા વૈકુંઠમાં જાય છે.

વૈકુંઠમાં કામને અને કાળને પ્રવેશ મળી શકતો નથી. જ્યાં બુદ્ધિ કુંઠિત થાય
છે તે વૈકુંઠ. વૈકુંઠનાં વૃક્ષો દિવ્ય છે. પુષ્પો પણ દિવ્ય છે. છ ઋતુઓ સખીઓ બનીને
સેવા કરે છે, સાત મોટા મોટા કોટ છે. તે કોટ ઓળંગીને જવું પડે છે. દક્ષિણમાં
રંગનાથનું મંદિર આ વૈકુંઠના વર્ણનને અનુસરીને બનાવવામાં આવ્યું છે. અલૌકિક
વૈકુંઠધામનાં દર્શન સનતકુમારોને થાય છે. અહીં ભમરાઓ પણ પ્રેમથી ઈશ્વરનાં
ગુણગાન ગાતાં હોય તેવું લાગે છે. પેલા ભ્રમર ગુન ગુન કરે છે. જાણે મારા શ્રી કૃષ્ણનું
દર્શન-કીર્તન કરે છે. વૈકુંઠમાં વિષમતા નથી. પાર્ષદો પણ ભગવાન જેવા અને દાસીઓ
લક્ષ્મીજી જેવી. પાર્ષદો પણ શંખ, ચક્રધારી ચતુર્ભુજ છે. ઈશ્વર જ્યારે આપે છે ત્યારે
આપવામાં સંકોચ કરતા નથી. ભગવાન આપે છે ત્યારે લેનારો થાકી જાય છે. મનુષ્ય
મેળવી મેળવીને કેટલું મેળવવાનો હતો ?

ઈશ્વરના દરબારમાં વિષમતા નથી. તમે પણ ભોજન વગેરેમાં વિષમતા કરશો
નહિ. ઘણા શેઠિયાઓના ઘરમાં ત્રણ પ્રકારના ચોખા રહે છે. નોકરડીને માટે જુદા,
સાધુ બાવાઓને આપવા માટેના જુદા અને શેઠના પોતાના માટે જુદા દિલ્હીના અસલ
બાસમતિ. આવો ભેદ ન રાખો. સર્વને માટે સમાન ભાવે સરખું ભોજન રાખો.
આપણી માતાઓ પીરસવામાં બહુ ચતુર હોય છે. પોતાનાને રોટલી પીરસવાની હોય
તો જરા વધુ ઘી ચોપડે છે. ભોજનમાં વિષમતા કરવી નહીં. ભોજનમાં વિષમતા કરે
તેને સંગ્રહણીનો રોગ થાય છે. વિષમતામાંથી વેરની ઉત્પત્તિ થાય છે. વિષમતા કદાચ
કરવી પડે તો સદ્ભાવથી કરો. વ્યવહારમાં સંપૂર્ણ સમતા થતી જ નથી. વૈકુંઠમાં વિષમતા
નથી. લક્ષ્મીજી પણ વૈકુંઠમાં પ્રમાદ કરતા નથી. વૈકુંઠમાં લક્ષ્મીજી જાતે સેવા કરે છે,
બુહારી જાતે કરે છે.

શુકદેવજી કથા કરતા નથી. લક્ષ્મી નારાયણનાં દર્શન કરે છે. પ્રતિબિંબને જોતાં
બિંબને મોહ થાય છે. ત્યારે બિંબને જોતા કેટલો આનંદ થાય ! વૈષ્ણવો ભાગ્યશાળી કે
તે બિંબને જોઈ શકે છે. ભગવાન પોતાનું બિંબ જોઈ શકતા નથી કનૈયો દર્પણમાં
પોતાનું પ્રતિબિંબ જુએ છે. યશોદાજીને કહે છે કે, આ બાળક બહુ સુંદર છે. મારે આ
બાળક સાથે રમવું છે. યશોદાજી સમજાવે છે કે આ બાળક જુદો નથી. એ તારું જ
પ્રતિબિંબ છે. પોતાના પ્રતિબિંબનાં દર્શન કરતાં ભગવાન પણ ભૂલે તો ગોપીઓ બિંબનાં
દર્શન કરતાં ભાન ભૂલે તેમાં શું આશ્ચર્ય !

સનત્ કુમારો વૈકુંઠલોકના છ દરવાજાઓ ઓળંગી સાતમા દરવાજે આવ્યા.
સાતમા દરવાજે જયવિજય ઊભા હતા. તેઓ જ્યાં ભગવાનના મહેલમાં પ્રવેશ કરવા
જાય છે, ત્યાં ભગવાનના દ્વારપાળો જય અને વિજયે તેઓને અટકાવ્યા. સનત્ કુમારોએ
કહ્યું. લક્ષ્મી-મા અને નારાયણ પિતાને મળવા જઈએ છીએ. સનત્ કુમારો કૌપીનધારી
હતા. કૌપીનનો અર્થ કેવળ લંગોટી નહીં. જિતેન્દ્રિય એ જ કૌપીન. જિતેન્દ્રિય થઈને



ભગવાનનાં દર્શન કરવા જવાનું છે. દ્વારપાળોએ કહ્યું: મહારાજ, અંદરથી હુકમ આવશે તે પછી અંદર જવા દઈશું. મહારાજ ઊભા રહો. કામાનુજ, કામનો નાનો ભાઈ ક્રોધ છે. સનત્ કુમારોને ક્રોધ આવ્યો. અતિ સાવધ રહે તો કામને મારી શકે પણ કામના નાનાભાઈ ક્રોધને મારવો કઠણ છે. કામનું મૂળ સંકલ્પ છે. જ્ઞાનીઓ કોઈના શરીરનું ચિંતન કરતા નથી એટલે તેમને કામ ત્રાસ આપી શકતો નથી. જ્ઞાની પુરુષનું પતન કામથી નહિ પણ ક્રોધથી થાય છે.

છ દરવાજા ઓળંગીને જ્ઞાની પુરુષો જઈ શકે, પણ સાતમે દરવાજે જય વિજય તેઓને અટકાવે છે.

સાત પ્રકારના યોગના અંગો એ વૈકુંઠના સાત દરવાજા છે. યોગના સાત અંગો યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા. સાત દરવાજા વટાવ્યા પછી બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. યોગના સાત અંગો સિદ્ધ કરો, તો વૈકુંઠમાં પ્રવેશ મળશે.

ધ્યાન એટલે એક અંગનું ચિંતન. શરીર અને આંખને સ્થિર રાખવા એ જ આસન. ધારણા એટલે સર્વાંગનું ચિંતન. ધારણામાં અનેક સિદ્ધિઓ વિઘ્ન કરે છે. સર્વાંગનું દર્શન એ ધારણા છે. સાધકને જીવનના છેલ્લા શ્વાસ સુધી સાવધાન રહેવાની જરૂર છે. જય વિજય પ્રતિષ્ઠાનું સ્વરૂપ છે. સર્વાંગનું ચિંતન કરવા જતાં સિદ્ધિ પ્રસિદ્ધિ અટકાવે છે. સિદ્ધિ મળે એટલે પ્રસિદ્ધિ થાય છે. સેવામાં પ્રમાદ કરે તેનું પતન થાય છે.

જય=સ્વદેશમાં પ્રતિષ્ઠા તે જય.

વિજય=પરદેશમાં પ્રતિષ્ઠા તે વિજય.

જગત મારા માટે શું બોલે છે તે જાણવાની ઇચ્છા રાખશો નહિ પણ જગદીશ્વર મારા માટે શું કહેશે તેનો ખ્યાલ રાખજો. લૌકિક પ્રતિષ્ઠામાં ફસાયા છે તે પરમાત્માથી દૂર થાય છે.

ભગવાનના મહેલના સાતમા દરવાજે જય વિજય જીવને અટકાવે છે.

જય વિજય એટલે કીર્તિ અને પ્રતિષ્ઠાનો મોહ. મનુષ્યને કીર્તિનો અને પ્રતિષ્ઠાનો મોહ છૂટતો નથી. ઘરનું નામ આપે છે અશોકનિવાસ. આ અશોકભાઈ કેટલા દિવસ તેમાં રહેવાના ? ઘરને ઠાકોરજીનું નામ આપો. ઘર પર નામ અને આ કથામાં બેસવાના આસન ઉપર પણ નામ. આ ઘર અને આસન પરનાં નામ કેટલા દિવસ રહેવાના ? પૈસાનો મોહ છૂટે છે પરંતુ પ્રતિષ્ઠાનો મોહ છૂટતો નથી. ચેલાઓ વખાણ કરે એટલે ગુરુને લાગે છે હું બ્રહ્મરૂપ થઈ ગયો છું. એટલે પછી સેવાસ્મરણમાં ઉપેક્ષા જાગે છે અને પતન થાય છે. મનુષ્યનું મન નામરૂપમાં ફસાયેલું છે. નામ અને રૂપનો મોહ ન છૂટે ત્યાં સુધી ભક્તિ થતી નથી. મન શ્રીકૃષ્ણના રૂપમાં ફસાય તો જ મુક્તિ મળે. પ્રતિષ્ઠાનો મોહ આવ્યો કે ભગવાનને દરવાજેથી પાછા ફરવું પડે છે. ક્રોધ કરવાથી સનત કુમારોને ભગવાનના સાતમા દરવાજેથી પાછા ફરવું પડયું. પરંતુ સનતકુમારોનો ક્રોધ સાત્વિક છે. આ દ્વારપાળો ભગવત્ દર્શનમાં વિઘ્ન કરે છે તેથી ક્રોધ આવ્યો છે. એટલે ભગવાને અનુગ્રહ કરી બહાર આવીને દર્શન દીધાં; પરંતુ ભગવાનના મહેલમાં તો તેઓ દાખલ થઈ શકયા નહિ.

મહાપ્રભુએ આ ચરિત્રની સમાપ્તિ કરતાં કહ્યું છે :—જ્ઞાનમાર્ગમાં જ્ઞાનીઓને વિઘ્ન કરનાર અભિમાન છે. અભિમાનના મૂળમાં આ ક્રોધ છે. કેટલાક અજ્ઞાનમાં મરે છે. કેટલાક જ્ઞાની થઈ અભિમાનમાં મરે છે. બ્રાહ્મણ ન ભણે તો અજ્ઞાની રહે છે અને બહુ ભણે તો કેટલીકવાર અભિમાનમાં મરે છે.

કર્મમાર્ગમાં વિઘ્ન કરનાર કામ છે. કર્મમાર્ગમાં કશ્યપ દિતિને કામે વિઘ્ન કર્યો. કામથી કર્મનો નાશ થાય છે.

ભક્તિમાર્ગમાં વિઘ્ન કરનાર લોભ છે. લોભથી ભક્તિનો નાશ થાય છે.

જ્ઞાનમાર્ગમાં વિઘ્ન કરનાર ક્રોધ છે. સનત્ કુમારોને ક્રોધે વિઘ્ન કર્યો. જ્ઞાનમાર્ગમાં ક્રોધ વિઘ્ન કરે છે. ક્રોધથી જ્ઞાનનો નાશ થાય છે.

દેહદૃષ્ટિમાંથી કામ ઉત્પન્ન થાય છે. જ્ઞાનીઓનાં કાર્યમાં કામ વિઘ્ન કરતો નથી. પણ ક્રોધ વિઘ્ન કરે છે.

આ ત્રણથી પુણ્યનો લય થાય છે. વિવેકથી કામનો નાશ થાય છે પણ ક્રોધનો નાશ મુશ્કેલ છે..

એકનાથજી મહારાજે ભાવાર્થરામાયણમાં લખ્યું છે કે કામીને, લોભીને તત્કાળ થોડો લાભ થાય છે, પણ ક્રોધ કરનારને તો કાંઈ લાભ થતો નથી. ઊલટ તેના પુણ્યનો ક્ષય થાય છે.

વલ્લભાચાર્યજીએ આ ચરિત્રની સમાપ્તિ કરતાં કહ્યું છે :—

**कामेन कर्मनाशःस्यात् क्रोधेन ज्ञान नाशनम् ।**
**लोभेन भक्तिनाशःस्यात् तस्मात् एतद् त्रयंत्यजेत् ॥**

તેથી તો કામ, ક્રોધ, લોભને ગીતાજીમાં નરકનાં દ્વારો કહ્યાં છે.

**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।**
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥**
ગી. અ. ૧૬ શ્લોક ૧૧.

ભક્તિમાર્ગમાં લોભ વિઘ્ન કરે છે. ભગવાનને માટે અગર દાન માટે હલકામાં હલકી ચીજ વસ્તુઓનો ઉપયોગ કરે છે. બાબાનો શુટ બનાવવો હોય તો સાત અને સત્તર રૂપિયે વાર કાપડ અને ઠાકોરજીના વાઘા સિવડાવવા હોય તો ચાર આને ગજનું કાપડ શોધે છે અને લાવે છે. એક ભાઈ બજારમાં ઠાકોરજી માટે ફૂલ લેવા ગયા હશે. માળી કહેશે કે આજે ગુલાબના એક ફૂલના ચાર આના છે, તો કહેશે કરેણનાં ફૂલ આપ. મારા ઠાકોરજી તો ભાવના ભૂખ્યા છે? કરેણના ચાલશે. પણ ઘરવાળીએ કહેલું હોય કે આજે મારા માટે સારી વેણી લાવજો, તો ગમે તેટલા રૂપિયા ખર્ચીને સારી વેણી લઈ આવે છે.

સત્યનારાયણની કથામાં બેસવાનું હોય, તો ભાઈ રૂપિયા બસોનું પીતાંબર પહેરીને બેસે છે. અને જ્યારે ઠાકોરજીને વસ્ત્ર પરિધાન કરાવવાનો પ્રસંગ આવે, ત્યારે કહેશે પેલું નાડું લાવેલા તે ક્યાં ગયું? નાડું લાવજો. ભગવાન કહે છે બેટા, હમ સબ સમજતે હૈં. હું પણ તને એક દિવસ લંગોટી પહેરાવીશ. મેં પણ તારા માટે લંગોટી પહેરવાના કંદોરાનું નાડું તૈયાર રાખ્યું છે. આવું ન કરો. ભગવાનને સારામાં સારી વસ્તુ અર્પણ કરો. ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓમાં જમનાદાસ ભક્તનું એક દૃષ્ટાંત આવે છે. જમનાદાસ ભક્ત એક વખત ઠાકોરજીને માટે બજારમાં ફૂલ લેવા નીકળ્યા.



ફૂલવાળાની દુકાને એક સારું કમળ જોયું. જમનાદાસજીએ વિચાર્યું આજ તો મારા ઠાકોરજીને માટે હું આ સુંદર કમળ લઈ જઈશ. તે જ વખતે તે દુકાને એક યવનરાજા આવી પહોંચે છે. યવનરાજાને પોતાની રખાત વેશ્યા માટે ફૂલ જોઈતું હતું. જમાનાદાસ ભક્ત માળીને કમળના ફૂલની કિંમત પૂછે છે. માળી પાંચ રૂપિયા કિંમત જણાવે છે, તે જ વખતે યવનરાજા વચમાં કૂદી પડે છે, એ ફૂલના હું દશ રૂપિયા આપવા તૈયાર છું, એ ફૂલ તું મને જ વેચાતું આપજે. જમનાદાસ ભક્ત માળીને જણાવે છે; "હું તે કમળના ફૂલના રૂપિયા પચીસ આપવા તૈયાર છું. ફૂલ મને જ આપજે." આ પછી બંને વચ્ચે ફૂલ લેવા હરીફાઈ ચાલે છે.

યવનરાજા તે ફૂલની કિંમત રૂપિયા દશ હજાર બોલે છે. જમનાદાસ ભક્ત કહે છે, મારા એક લાખ. હું તે ફૂલના એક લાખ રૂપિયા આપવા તૈયાર છું. યવનરાજાને વેશ્યા તરફ સાચો પ્રેમ ન હતો, તે મોહ હતો. યવનરાજા વિચારે છે, એક લાખ રૂપિયા એ તો બીજી સ્ત્રી મળશે. ત્યારે જમનાદાસજી ભક્તને મન તેના ઠાકોરજી સર્વસ્વ હતા. તેનો સાચો શુદ્ધ પ્રેમ હતો. જમનાદાસજી પોતાની સર્વ મિલકત વેચીને—એક લાખ રૂપિયા કિંમત આપી ફૂલ ખરીદી લાવે છે, અને શ્રીનાથજીની સેવામાં અર્પણ કરે છે. શ્રીનાથજીના માથા ઉપરથી મુગટ આજે નીચે પડી જાય છે. ભગવાન તે દ્વારા બતાવે છે કે જમનાદાસ ભક્તના કમળનું વજન મારાથી સહન થતું નથી.

સનતકુમારોને ક્રોધ આવ્યો, એટલે પતન થયું છે. પ્રભુના દ્વારે ગયેલા પાછા આવ્યા છે.

મન, બુદ્ધિ ઉપર વિશ્વાસ રાખશો નહિ. તે વારંવાર દગો આપે છે. પોતાને નિર્દોષ માનવો એના જેવો કોઈ દોષ નથી.

કામ, ક્રોધ અંદરના વિકાર છે. આ વિકારો અંદર છે. બહારથી આવતા નથી. સનતકુમારોમાં ક્રોધ બહારથી આવ્યો નથી. આ વિકારોને તક મળતાં બહાર આવે છે, તેથી મન ઉપર સત્સંગનો, ભક્તિનો અંકુશ રાખો. સતત ઈશ્વરચિંતન કરે છે, તો તે અંદરનાં વિકારો શાંત થાય છે.

સનતકુમારોએ ક્રોધમાં જયવિજયને શાપ આપ્યો છે. રાક્ષસોમાં વિષમતા હોય છે. તમારામાં વિષમતા છે. માટે જાવ તમે રાક્ષસ થજો.

મંદિરમાં થોડું પાપ કરે એ મહાપાપ છે. સનતકુમારોએ વૈકુંઠમાં ક્રોધ કર્યો.

શુકદેવજી સાવધાન કરે છે :–રાજન્, એવું પાપ ન થાય.

સનકાદિક ઋષિઓએ શાપ આપ્યો :–દૈત્યકુળમાં તમારે ત્રણ વખત જન્મ લેવા પડશે. ભગવાને વિચાર્યું, મારા દ્વારે પાપ કર્યું એટલે ઘરમાં આવવા હવે લાયક નથી. આ લોકોએ ક્રોધ ઉપર હજુ વિજય મેળવ્યો નથી તેથી મારા ધામમાં આવવા લાયક નથી. હું જ બહાર જઈને દર્શન આપું. સનકાદિકને અંદર પ્રવેશ મળ્યો નથી. અંદર ગયા હોત તો પછી બહાર આવવાપણું ન હતું. કારણ ભગવાનનું પરમધામ તો યદ્ગત્વા ન નિવર્તન્તે છે. ભગવાને લક્ષ્મીજીને કહ્યું કે બહાર ઝગડો થતો હોય એવું લાગે છે. નારાયણ લક્ષ્મીજી બહાર આવે છે. ઠાકોરજી સનતકુમારોની સામે જોતા નથી, આજે નજર ધરતી ઉપર છે.

જીવને કરેલાં પાપ માટે હૃદયથી પસ્તાવો ન થાય, ત્યાંસુધી ઠાકોરજી દર્શન આપતા નથી.

અગર ખુદા નજર દે, તો સબ સુરત ખુદાકી હૈ

વૈષ્ણવ કહેવડાવે છે છતાં પાપ છોડયું નથી. સ્વદોષદર્શન એ ઈશ્વરદર્શનનું ફળ છે. સનત્કુમારો વંદન કરે છે, પણ ઠાકોરજી સામું જોતા નથી. સનકાદિક ઋષિઓ ભગવાન પાસે ક્ષમા માંગે છે. પ્રભુએ કહ્યું—તમારી ભૂલ થઈ નથી. તમારું અપમાન એ મારું અપમાન છે.

બ્રાહ્મણો ભગવાનને વહાલા છે. કારણ બ્રાહ્મણો ભગવાનને ઓળખાવે છે. તમે મારી ભક્તિ અને જ્ઞાનનો પ્રચાર કર્યો છે. મને મારા ભક્તો કરતાં બ્રહ્મા, લક્ષ્મીજી પણ પ્રિય નથી. ભગવાન બોલવામાં ચતુર છે. લક્ષ્મીજીને ખોટું લાગશે એટલે બોલ્યા છે. અનન્ય ભક્તિ ન હોય તો મને પ્રિય નથી. લક્ષ્મીજીની અનન્ય ભક્તિ છે. નિષ્કામભાવથી પ્રેમ કરે છે એટલે વિશેષ પ્રિય છે. નિષ્કામ ભક્તિ મને અતિશય પ્રિય છે. લક્ષ્મીજીમાં પણ નિષ્કામ ભક્તિ ન હોય, તો લક્ષ્મીજી પણ મને પ્રિય લાગતી નથી.

ચંચળ લક્ષ્મી ઠાકોરજીના ચરણમાં સ્થિર થાય છે. તુળસીજી રાધાજીનું સ્વરૂપ છે. જીવાત્મા પરમાત્માનું લગ્ન એ તુળસીવિવાહનું તાત્પર્ય છે.

સનકાદિ વિચારે છે અમારાં વખાણ ખૂબ કરે છે પણ ધામમાં બોલાવતા નથી કે લઈ જતા નથી. અમારે હજુ તપશ્ચર્યા કરવાની જરૂર છે. હજુ ક્રોધ અમારામાંથી ગયો નથી, સનકાદિક બ્રહ્મલોકમાં પધારે છે.

જયવિજયને સાંત્વના આપી નારાયણ ભગવાને કહ્યું : તમારા ત્રણ અવતારો થશે. પણ તમારો ઉદ્ધાર કરવા હું ચાર અવતારો ધારણ કરીશ. મારે ચાર અવતારો લેવા પડશે.

સનકાદિકના શાપથી જય અને વિજય અનુક્રમે હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ તરીકે અવતર્યા છે.

શુકદેવજી વર્ણન કરે છે. દિતિના ગર્ભમાં જય વિજય આવ્યા છે. દિતિને બે બાળકોનો જન્મ થયો. તેમનાં નામ રાખ્યા છે. હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ.

કુસમયે કરેલા કામોપભોગથી દિતિ કશ્યપને ત્યાં રાક્ષસોનો જન્મ થયો. માટે કામાધીન ન બનો. એકાદશી, દ્વાદશી, પૂર્ણિમા, અમાવાસ્યા,જન્મતિથિ, વ્યતિપાતાદિ દિવસોએ બ્રહ્મચર્યનું પાલન કરો. મહાપ્રભુજીએ આ ચરીત્રની સમાપ્તિ કરતાં કશ્યપ ઉપર ત્રણ દોષો નાંખેલા છે : કર્મત્યાગ, મૌનત્યાગ અને સ્થાનત્યાગ.

હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ રોજ ચાર ચાર હાથ વધતા. જો આમ ખરેખર બને તો માતાપિતાની શી સ્થિતિ થાય તે કલ્પી શકો છો ? બીજી મુશ્કેલી એક બાજુ મૂકીએ, તો પણ એક દિવસનાં કપડાં બીજા દિવસે ટૂંકા પડે.

પણ ભાગવતની આ સમાધિભાષા છે, ભાગવતમાં સમાધિભાષા મુખ્ય છે, લૌકિકભાષા ગૌણ છે.

આ લોભનું સ્વરૂપ બતાવ્યું છે. ચાર ચાર હાથ રોજ વધતા એટલે કે લોભ રોજ ને રોજ વધતો જ જાય છે. લાભથી લોભ વધે છે. લોભનો અંત પ્રભુકૃપા વગર થતો જ નથી. શરીર જીર્ણ થવાથી વૃદ્ધાવસ્થામાં કામ મરે છે, પણ લોભનો નાશ થતો નથી.

લાભથી લોભ વધે એટલે પાપ વધે. પાપ વધે એટલે ધરતી રસાતળમાં જાય છે. ધરતી એટલે માનવસમાજ દુઃખરૂપી રસાતળમાં ડૂબે છે.

હિરણ્યાક્ષ=સંગ્રહવૃત્તિ લોભ છે.

હિરણ્યકશિપુ=ભોગવૃત્તિ



હિરણ્યાક્ષે ખૂબ ભેગું કર્યું છે. હિરણ્યકશિપુએ ખૂબ ભોગવ્યું છે.

લોભ વધે એટલે ભોગ વધે, ભોગ વધે એટલે પાપ વધે છે. જ્યારથી લોકો માનવા લાગ્યા કે પૈસાથી જ સુખ મળે છે ત્યારથી જગતમાં પાપ બહુ વધી ગયું છે. કેવળ પૈસાથી સુખ મળે છે તેવું નથી.

હિરણ્યાક્ષને મારવા વરાહ અવતાર.

હિરણ્યકશિપુને મારવા નૃસિંહ અવતાર. હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ એ લોભનો અવતાર છે.

કામને મારવા એક જ અવતાર લીધો છે. રાવણ કુંભકર્ણને મારવા રામચંદ્રજીનો અવતાર. ક્રોધને મારવા પણ એક જ અવતાર–શિશુપાળને મારવા કૃષ્ણાવતાર. પરંતુ લોભને મારવા માટે બે અવતાર લેવા પડ્યા છે : વરાહાવતાર અને નૃસિંહાવતાર.

કામક્રોધને મારવા એક જ અવતાર લેવો પડ્યો. પણ લોભને મારવા બે અવતાર લેવા પડ્યા, તે બતાવે છે કે લોભને જીતવો બહુ જ મુશ્કેલ દુષ્કર છે.

વૃદ્ધાવસ્થામાં ડહાપણ ઘણાને આવે છે, પણ જુવાનીમાં જે ડાહ્યો થયો તે સાચો ડાહ્યો થયો. શક્તિ ક્ષીણ થાય ત્યારે કામ જાય તેમાં શું ગઢ જીત્યો ? કોઈ ગણકારે નહિ ત્યારે ડોસાનો ક્રોધ જાય તેમાં શું નવાઈ? પણ આ લોભ છેવટ સુધી વૃદ્ધાવસ્થામાં પણ છૂટતો નથી. લોભને મારવો કઠણ છે. લોભ વગેરેના ફેલાવાથી પૃથ્વી દુઃખરૂપી સાગરમાં ડૂબી હતી. સત્કર્મમાં વિઘ્ન કરનાર લોભ છે, માટે લોભને સંતોષથી મારજો. લોભ સંતોષથી મરે, માટે સંતોષ કેળવો. વરાહભગવાન એ સંતોષનો અવતાર છે.

વરાહઅવતાર એ યજ્ઞાવતાર છે. વર+અહ. વર એટલે શ્રેષ્ઠ અને અહ એટલે દિવસ. શ્રેષ્ઠ દિવસ કયો? જે દિવસે તમારા હાથે સત્કર્મ થાય તે. શ્રેષ્ઠ કર્મ કરો એટલે દિવસ શ્રેષ્ઠ બનશે. જે કાર્યથી પ્રભુ પ્રસન્ન થાય એ સત્કર્મ છે. સત્કર્મને યજ્ઞ કહે છે. સત્કર્મમા વિઘ્ન કરનારો હિરણ્યાક્ષ છે. મનુષ્યના હાથે સત્કર્મ થતું નથી. કારણ કે એમને લાગે છે મને પરમેશ્વરે બહુ ઓછું આપ્યું છે. હિરણ્યાક્ષ એ લોભનું સ્વરૂપ છે.

વરાહ ભગવાને, પૃથ્વી જે સમુદ્રમાં ડૂબેલી હતી, તેને સમુદ્રમાંથી બહાર કાઢી. પરંતુ પૃથ્વીને પોતાની પાસે રાખી નથી. પૃથ્વી મનુને એટલે મનુષ્યોને સોંપી જે પોતાની પાસે આવ્યું તે બીજાને આપી દીધું. આ સંતોષ છે.

વરાહ ભગવાન યજ્ઞના દૃષ્ટાંતરૂપ છે. યજ્ઞ કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે. લોભ વગેરેનો નાશ કરી ચિત્તશુદ્ધિ કરવાની છે. ચિત્તશુદ્ધિ થયા પછી કપિલમુનિ એટલે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય છે.

યજ્ઞપૂર્વક જીવન જીવો, એટલે જ્ઞાન મળશે. યજ્ઞાવતાર વગર મનશુદ્ધિ નહિ. અને મનશુદ્ધિ, ચિત્તશુદ્ધિ વગર જ્ઞાન મળતું નથી, જ્ઞાનવતાર થતો નથી, કપિલ દેવ આવતા નથી. અજ્ઞાનને દૂર કરવાનું વરાહઅવતાર બતાવે છે. અજ્ઞાનને દૂર કરવા યજ્ઞ કરવો. સત્ય બોલવું એ પણ યજ્ઞ છે. યજ્ઞો થશે તો પછી કપિલ ભગવાનની બ્રહ્મવિદ્યા બુદ્ધિમાં સ્થિર થશે.

કર્મ એ ચિત્તશુદ્ધિ માટે છે. ભક્તિ મનની એકાગ્રતા માટે છે. જીવનમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણેની જરૂર છે. કર્મથી ચિત્તશુદ્ધિ થયા પછી બ્રહ્મજિજ્ઞાસા જાગે છે. શ્રી શંકરાચાર્યે કહ્યું છે, લોકો ચામડીની મીમાંસા બહુ કરે છે; પરંતુ આત્માની મીમાંસા કોઈ કરતા નથી.

હિરણ્યાક્ષને ઇચ્છા થઈ સ્વર્ગમાંથી સંપત્તિને લઈ આવું. દહાડે દહાડે તેનો લોભ વધે છે. એક વખત હિરણ્યાક્ષ પાતાળમાં ગયો. વરુણ સાથે લડવા તૈયારી કરી.

વરુણે કહ્યું :—તું વરાહનારાયણ સાથે યુદ્ધ કર.

હિરણ્યાક્ષ વરાહભગવાન પાસે આવ્યો. તે વરાહભગવાનને કહે છે—આ ડુક્કર જેવો છે.

વરાહનારાયણ હિરણ્યાક્ષને કહે છે :—તું કૂતરા જેવો છે.

બોલાચાલીમાંથી મારામારી થાય છે. સર્વ પાપનું મૂળ વાણી છે. વાણીદોષ થાય છે એટલે વીર્ય દૂષિત થાય છે. ઉચ્ચાર વગર પાપ થતું નથી. પાપ પહેલા મનથી ઉચ્ચારાય તો થાય છે.

મુષ્ટિપ્રહાર કરી વરાહભગવાને હિરણ્યાક્ષનો વધ કર્યો અને પૃથ્વીનું રાજ્ય મનુ મહારાજને આપ્યું છે. કહ્યું, ધર્મથી પૃથ્વીનું પાલન કરો. વરાહભગવાન બદ્રીનારાયણના સ્વરૂપમાં લીન થયા. સમાજને સુખી કરવો તે મનુષ્યમાત્રનો ધર્મ છે. આ આદર્શ વરાહ ભગવાને પોતાના આચરણથી મનુષ્યોને શીખવ્યો છે.

લોભને મારવા વરાહનારાયણનાં ચરણોનો આશ્રય કરજો. વરાહનાં ચરણ એ સંતોષનું સ્વરૂપ છે.

મનુષ્યના જીવનમાં લોભ છે ત્યાંસુધી પાપ છે. પાપ છે ત્યાંસુધી શાંતિ નથી. જેનું જીવન નિષ્પાપ હોય તેને જ શાંતિ મળે છે.

બુદ્ધિનો ઉપયોગ કેવળ અર્થોપાર્જન કરવા માટે ન કરો. તેનો ઉપયોગ ઈશ્વરોપાસના માટે પણ કરો, નહિતર પેલા ઝવેરીઓ જેવી દશા થશે.

એક વખત એક રાજાના દરબારમાં એક ઝવેરી આવ્યો. તેની પાસે એક હીરો હતો. આ હીરાની કિંમત કરવા માટે તમામ ઝવેરીઓને ભેગા કરવામાં આવ્યા. દરેકે એ હીરાની કિંમત જુદીજુદી આંકી, સાચી કિંમત કોઈ કરી શક્યું નહિ. રાજા નિરાશ થયો. તેવામાં એક વૃદ્ધ ઝવેરી આવ્યો અને હીરાની કિંમત નવ્વાણું લાખ રૂપિયા બતાવી. રાજાએ પૂછ્યું, એક કરોડમાં એક લાખ ઓછા શા માટે? વૃદ્ધ ઝવેરીએ બીજા સો હીરા મંગાવ્યા. તેને પેલા હીરાની આજુબાજુ ગોઠવી દીધાં. તે હીરાની ચમક નવ્વાણું હીરા ઉપર પડી પણ એક હીરા ઉપર ન પડી. વૃદ્ધ ઝવેરીએ કહ્યું, આટલા માટે એક લાખ કિંમત ઓછી આંકેલી.

રાજા કહે છે કેવો બુદ્ધિશાળી ઝવેરી છે! મંત્રીજી, ઝવેરીને ઈનામ આપો. ત્યાં એક મહાત્મા બેઠેલા તેણે ઉભા થઈ કહ્યું એ ઝવેરીના માથા ઉપર રાખ નાંખો. મહાત્માને કારણ પૂછવામાં આવ્યું.

મહાત્માએ કહ્યું :—ઝવેરીએ બુદ્ધિનો ઉપયોગ કેવળ પથ્થરોના વિચાર કરવામાં કર્યો છે, ઈશ્વરનું ભજન કરવા માટે કર્યો નથી. જે બુદ્ધિનો ઉપયોગ તેણે પથ્થરને જાણવા માટે કર્યો તે બુદ્ધિનો ઉપયોગ ઈશ્વરને ઓળખવા માટે કર્યો હોત તો તેનો ઉદ્ધાર થઈ જાત. તેને તમે ડાહ્યો માનો છો. હું તેને મૂર્ખ માનું છું.

હિરણ્યાક્ષ મરે તો પાપ મરે અને તો જ બ્રહ્મવિદ્યાનું જ્ઞાન બુદ્ધિમાં ટકે. બ્રહ્મજ્ઞાન ક્યારે બુદ્ધિમાં ટકે કે જ્યારે બુદ્ધિ નિષ્કામ બને છે.

મનુષ્યના શરીરમાં નવ છિદ્રો છે, તે વાટે જ્ઞાન બહાર નીકળી જાય છે. ઇન્દ્રિયમાંથી જ્ઞાન બહાર ન નીકળી જાય તે માટે ઇન્દ્રિયોને ઈશ્વરને માર્ગે વાળો. ઇન્દ્રિયોનો નિરોધ કરો અને ઈન્દ્રિયોને પ્રભુમાર્ગમાં વાળો.



તૃતીય સ્કંધમાં બે પ્રકરણો છે : પૂર્વ મીમાંસા અને ઉત્તર મીમાંસા. પૂર્વ મીમાંસામાં વરાહનારાયણના અવતારની કથા કહી.

ઉત્તર મીમાંસામાં કપિલ નારાયણના ચરીત્રનું વર્ણન કર્યું છે.

યજ્ઞ કર્યા વગર કપિલ નારાયણની વિદ્યા બુદ્ધિમાં સ્થિર થતી નથી.

કાયા, વાણી, મનથી કોઈને દુભાવવું નહીં તે યજ્ઞ છે. વિન કારણે હૈયું બાળે તે આત્મઘાત કરે છે. સદાસર્વદા પ્રસન્ન રહેવું એ પણ યજ્ઞ છે.

યજ્ઞ વિના, સત્કર્મ વિના ચિત્ત શુદ્ધિ થતી નથી. અને ચિત્તશુદ્ધિ વગર જ્ઞાન ટકતું નથી. સત્કર્મથી એક એક ઇન્દ્રિયની શુદ્ધિ થશે. જેનું મન મેલું છે એને પરમાત્માનો અનુભવ થતો નથી.

માનવ શરીર એ ઘડો છે. આ ઘડાને નવ છિદ્રો છે. ઘડામાં છિદ્રો હોય તો ઘડો ભરાય નહિ. એક એક છિદ્રમાંથી જ્ઞાન વહી જાય છે. જ્ઞાન થવું એ અઘરું નથી. જ્ઞાન આવે છે પણ તે ટકતું નથી. અનેકવાર વિકારવાસનાના વેગમાં જ્ઞાન વહી જાય છે. આત્મા જ્ઞાનમય હોવાથી કોઈ અજ્ઞાની નથી. પણ સતત જ્ઞાનને ટકાવવા ઇન્દ્રિયમાંથી વહી જતી બુદ્ધિશક્તિને અટકાવવાની છે. જ્ઞાનીઓ ઇન્દ્રિયોને વિષયોમાં જતી અટકાવે છે. ત્યારે વૈષ્ણવો ઇન્દ્રિયોને પ્રભુના માર્ગમાં વાળે છે. જ્ઞાન ટકતું નથી તેનું એક કારણ છે. મનુષ્યનું જીવન વિલાસી બન્યું છે. જ્ઞાન બધું પુસ્તકમાં રહ્યું છે, મસ્તકમાં રહ્યું નથી. પુસ્તકોની પાછળ પડે એ વિદ્વાન અને પ્રભુ પ્રેમમાં પરમાત્માની પાછળ જે પડે તે સંત. વિદ્વાન શાસ્ત્ર પાછળ દોડે છે ત્યારે શાસ્ત્ર સંતની પાછળ દોડે છે. શાસ્ત્રો વાંચીને જે બોલે તે વિદ્વાન. પ્રભુને રીઝાવીને પ્રભુ પ્રેમમાં પાગલ થયેલા જે બોલે તે સંત.

ગીતાજીમાં ભગવાને અર્જુનને કહ્યું છે, અર્જુન, જ્ઞાન તારામાં જ છે. હૃદયમાં સાત્ત્વિક ભાવ જાગે, મન શુદ્ધ થાય એટલે હૃદયમાંથી જ્ઞાન આપોઆપ પ્રગટ થાય છે. મીરાંબાઈના જીવનમાં લખ્યું નથી કે તેમના કોઈ ગુરુ છે કે કોઈના ઘેર તેઓ શાસ્ત્ર ભણવા ગયા છે. તુકારામ મહારાજ પણ કોઈના ઘેર શાસ્ત્ર ભણવા ગયા નથી. હૃદયમાંના લોભને મારો એટલે કપિલ ભગવાન આપોઆપ આવશે.

જ્ઞાનનો શત્રુ છે હિરણ્યાક્ષ. ભાગવતમાં જે અવતારનો ક્રમ બતાવ્યો છે તેમાં રહસ્ય છે. જ્ઞાનને બુદ્ધિમાં ટકાવવું હોય તો હિરણ્યાક્ષને મારવો જ પડશે. પહેલાં હિરણ્યાક્ષ પછી કપિલ ભગવાન આવે છે.

તમારા મનને પૂછશો કે ઈશ્વરે મને જે સંપત્તિ–સુખ આપ્યાં છે તેને હું લાયક છું કે નહિ? જવાબ મળશે લાયક નથી. લોભને સંતોષથી મારો. વધારે મેળવવાની ઇચ્છા કરશો નહિ. પાપ એટલા માટે થાય છે કે મનુષ્ય માને છે પ્રભુએ મને ઓછું આપ્યું છે. પાપ અટકે તો ઇન્દ્રિયોની શુદ્ધિ થશે. તો ઇન્દ્રિયોમાં જ્ઞાન ભક્તિ ટકશે. યજ્ઞાદિકર્મ સત્કર્મથી ચિત્તશુદ્ધિ થાય છે. ત્યારબાદ બ્રહ્મજ્ઞાન બુદ્ધિમાં ટકે છે.

પૂર્વ મીમાંસા પછી આ ઉત્તર મીમાંસાનો આરંભ કર્યો છે. ઉત્તર મીમાંસાનું જ્ઞાન પ્રકરણ. કપિલમુનિ જ્ઞાનનો અવતાર છે.

સ્વાયંભુવ મનુની રાણીનું નામ શતરૂપા. મનુમહારાજને ત્યાં બે બાળકો થયાં. તેમના નામો પ્રિયવ્રત અને ઉત્તાનપાદ. ત્રણ કન્યાઓ થઈ. તેમનાં નામો આકૃતિ દેવહૂતિ તથા પ્રસૂતિ, તેમાં આકૃતિ રુચિને, દેવહૂતિ કર્દમને અને પ્રસૂતિ દક્ષને

પરણાવી. દેવહૂતિનું લગ્ન કર્દમઋષિ સાથે થયું હતું. તેમને ત્યાં કપિલ ભગવાન પધારેલા.

વિદુરજી પ્રશ્ન કરે છે:—હે મૈત્રેયજી આપ કર્દમ અને દેવહૂતિના વંશની કથા કહો, આ કપિલ ભગવાનની કથા મને સાંભળવા ઇચ્છા છે.

મૈત્રેયજી કહે છે:—કપિલ બ્રહ્મજ્ઞાનનું સ્વરૂપ છે. કર્દમ થશો તો તમારે ઘરે કપિલ આવશે. કર્દમ=ઇન્દ્રિયોનું દમન કર. ઇન્દ્રિયોનું દમન કરે છે એ કર્દમ–કર્દમ એટલે જિતેન્દ્રિય. મનુષ્ય કર્દમ બને નહિ, ત્યાં સુધી કપિલ મળે નહિ. શરીરમાં સત્ત્વગુણની વૃદ્ધિ થાય એટલે આપોઆપ જ્ઞાનનો ઝરો ફૂટે છે, જ્ઞાન પ્રગટે છે.

જ્ઞાનની પ્રાપ્તિ શરીરમાં સત્ત્વગુણ વધવાથી થાય છે. સત્ત્વગુણ શુદ્ધ આહાર, શુદ્ધ આચાર, શુદ્ધ વિચારથી વધે છે. સત્ત્વગુણ વધારશો તો જ્ઞાન મળશે. સત્ત્વગુણ વધે છે સંયમથી–સદાચારથી. સત્ત્વગુણ વધારવાથી અંદરથી જ્ઞાન સ્ફૂરણ થાય છે. જીભ સુધરે તો જીવન સુધરે છે. લૂલી માગે તે તેને આપશો નહિ. પથારીમાં પડ્યા પછી બે ચાર મિનિટમાં ઊંઘ આવશે એમ લાગે ત્યારે જ પથારીમાં પડો. પથારીમાં પડ્યા પછી ઊંઘ નહિ આવે તો જીવ કામસુખનું ચિંતન કરશે. આગળ કથા આવશે કે ઘરનાં કામ પૂરા થયાં પછી ગોપીઓ કૃષ્ણકીર્તન કરતી. જીવનને સાત્વિક બનાવો.

જિતેન્દ્રિય થવા માટે સરસ્વતીના કિનારે રહેવું પડશે. સરસ્વતીનો કિનારો એટલે સત્કર્મનો કિનારો. યમુનાજી ભક્તિનું સ્વરૂપ છે. ગંગા જ્ઞાનનું અને સરસ્વતી સત્કર્મનું સ્વરૂપ છે.

શુકદેવજી રાજર્ષિને વર્ણન કરે છે:—રાજન્, કર્દમઋષિ આખો દિવસ તપ કરે છે. કર્દમઋષિએ તપ કર્યું તેથી ભગવાન પ્રસન્ન થયા છે. કર્દમને ત્યાં ભગવાન પધાર્યા છે. વિદુરજીને ત્યાં દ્વારકાનાથ ગયા છે.

ભગવાન શ્રીકૃષ્ણ સર્વ રીતે ઉદાર છે પણ સમય આપવામાં ઉદાર નથી. સુવર્ણ કરતાં સમયને કીમતી ગણો. લક્ષ્યને લક્ષમાં રાખો તો જીવન સફળ થશે. લક્ષ્ય વગરનો આદમી સઢ વગરના વહાણ જેવો છે.

કર્દમ જિતેન્દ્રિય મહાત્મા છે. કર્દમઋષિની તપશ્ચર્યા સફળ થઈ. ભગવાન નારાયણ કર્દમ પાસે પ્રગટ થયા છે. સિદ્ધપુર પાસે કર્દમઋષિનો આશ્રમ છે. કર્દમે ખૂબ તપશ્ચર્યા કરી. શરીરમાં હાડકાં જ બાકી રહ્યાં છે. કર્દમની તપશ્ચર્યા જોઈ પ્રભુ પ્રસન્ન થયા. આંખમાંથી હર્ષનાં આંસુ નીકળ્યાં. તેનું થયું બિંદુ સરોવર. સિદ્ધપુરની જાત્રા વખતે આ બિંદુ સરોવરમાં સ્નાન કરવું પડે છે. તમે ખૂબ ધ્યાન કરશો તો ભગવાન તમારા ઉપર પ્રસન્ન થશે. તમને દર્શન આપશે. ભગવાનનું ધ્યાન ન થાય તો વાંધો નહિ, પણ સાવધાન રહેજો કે તમારું મન સંસારના વિષયોમાં સ્થિર ન થાય. આંખ રતનનું જતન કરજો. આંખની શક્તિ વેડફી નાંખશો નહિ. સંસારનું સૌન્દર્ય ક્ષણિક છે. પૈસા વધે એટલે લોકોમાં વિવેક રહેતો નથી. એક ભાઈ અમને મળેલા, કહે કે કાશ્મીર સુંદર છે. જોવું હોય તો અમારી સાથે ચાલો.



જગતની કોઈ વસ્તુ સુંદર નથી. આંખમાં વિકાર છે એટલે વસ્તુ સુંદર લાગે છે. મનુષ્ય સૌન્દર્ય પાછળ પાગલ બને છે, પણ જે વ્યક્તિના સૌન્દર્ય પાછળ પાગલ બન્યો હોય તેના મોઢા ઉપર બળિયા આવી જાય, તો તેનું મોઢું જોવું ગમતું નથી. શરીરની સુંદરતા નહિ હૃદયની સુંદરતા જુઓ. જગત કરતાં પણ જગતનો સર્જનહાર સુંદર છે. લોકો સૌન્દર્ય જોવા કાશ્મીર જાય છે પણ કાશ્મીરને બનાવનાર મારો શ્યામસુંદર કેટલો સુંદર હશે? શ્રીકૃષ્ણ સુંદર છે એમ વારંવાર વિચારવાથી ભક્તિનો ઉદય થાય છે. નિત્યસુંદર એક ઈશ્વર છે.

ઠાકોરજીનાં દર્શન કરવાથી આંખ સફળ થાય છે. કર્દમ કહે છે:—મહારાજ તમારાં દર્શન કરવાથી મારી આંખ સફળ થઈ છે. નાથ, તમને પ્રાપ્ત કરી સંસારસુખની માંગણી કરે તે મૂર્ખ છે. જે સંસારનું સુખ નરકમાં પડેલા કીડાઓ પણ ભોગવે છે, તેવા સુખની માગણી પરમાત્મા પાસે કરે એવો મૂર્ખ કોણ હોય? લૌકિક કામસુખની ઇચ્છા માટે શ્રીકૃષ્ણની આરાધના કરે તે તુચ્છ છે. હું આપની પાસે સ્ત્રીસંગ માંગતો નથી પણ સત્સંગ માંગું છું. એવી સ્ત્રી આપો કે મને ભગવાન તરફ વાળે. એવી કન્યા પત્ની તરીકે મને મળે કે મારા મનમાં કદાચ પાપ આવે, તો મને પાપ કરતાં અટકાવે અને પ્રભુના માર્ગમાં મને વાળે. મારું લગ્ન સંસારસાગરમાં ડૂબવા માટે નથી પણ તરવા માટે છે. કૃષ્ણસેવા મહાન ધર્મ છે. હું કામસુખ માંગતો નથી. શાસ્ત્રમાં પત્નીને કામપત્ની નહિ પણ ધર્મપત્ની કહી છે. નાથ, બ્રહ્માજીએ આજ્ઞા કરી છે, તેથી લગ્ન કરવાની મને ઇચ્છા થઈ છે. મને પત્ની જોઈતી નથી. મારે ઘરમાં સત્સંગ જોઈએ છે. સ્ત્રીસંગ એ કામસંગ નહિ પણ સત્સંગ છે. ધર્મના આચરણ માટે પત્ની છે. એકલો પુરુષ કે એકલી સ્ત્રી ધર્મમાર્ગમાં આગળ વધી શકતા નથી. એકલી નાવડી સંસારસાગર પાર કરી શકે નહિ. એકલો નાવિક પણ સંસારસાગર પાર કરી શકે નહિ. સ્ત્રી એ નાવડી અને પુરુષ એ નાવિક છે. એકને બીજાનો સાથ જોઈએ. પુરુષમાં વિવેક હોય છે અને સ્ત્રીમાં સ્નેહ. વિવેક અને સ્નેહ મળે તો ભક્તિ પ્રગટ થાય છે. પુરુષ કમાઈ જાણે. પુરુષ એ જ્ઞાનસ્વરૂપ છે. સ્ત્રીનું હૃદય કોમળ હોવાથી તે સમર્પણ કરે છે. સ્ત્રી એ ક્રિયાશક્તિ છે.

ઘણાંને આશ્ચર્ય થશે કે કર્દમે આટલાં વર્ષોની તપશ્ચર્યા પછી ભગવાન પાસે મુક્તિ કેમ ન માગી? કર્દમે વિચાર્યું, હજારો જન્મોની કામવાસનાઓ સુષુપ્ત રીતે મનમાં રહેલી હોય છે, તેને સંતોષી મનુષ્ય ઉપર જે ત્રણ પ્રકારનાં ઋણ હોય છે, તેમાંથી મુક્ત થવું સારું અને તે પછીની મુક્તિની ઇચ્છા રાખવી.

ભગવાને કહ્યું:—બે દિવસ પછી મનુમહારાજ તમારી પાસે આવશે અને પોતાની પુત્રી દેવહૂતિ તમને આપશે. પરમાત્માએ આજ્ઞા કરી કે મનુમહારાજ કન્યા લઈને આવે ત્યારે નખરો કરતા નહિ. આજકાલ લોકો નખરો કરે છે. મારે પરણવું નથી.

પતિ–પત્ની પવિત્ર જીવન ગાળે તો ભગવાનને ઇચ્છા થાય કે હું તેમને ત્યાં જન્મ લઉં.

હું તમારે ત્યાં પુત્રરૂપે આવીશ. જગતને મારે સાંખ્યશાસ્ત્રનો ઉપદેશ કરવાનો છે. એવું કહી શ્રીહરિ ત્યાંથી વિદાય થયા.

નારદજી મનુમહારાજ પાસે આવ્યા અને કહ્યું, તમે કર્દમને કન્યાદાન કરો.

મનુમહારાજ, શતરૂપા અને દેવહૂતિ સાથે કર્દમઋષિના આશ્રમમાં આવે છે.

કર્દમ વિવેકથી દેવહૂતિની પરીક્ષા કરે છે. કર્દમઋષિએ ત્રણ આસનો બિછાવ્યાં છે; તે ઉપર બધાંને બેસવા કહે છે. મનુ શતરૂપા બેસે છે. દેવહૂતિ બેસતાં નથી. કર્દમે કહ્યું:—આ ત્રીજું આસન, દેવી તમારે માટે છે. તેમ કહી દેવહૂતિને બેસવા માટે આસન બતાવ્યું.

દેવહૂતિએ વિચાર કર્યો, ભવિષ્યમાં આ મારા પતિ થવાના છે. પતિએ પાથરેલાં આસન ઉપર બેસું તો પાપ લાગે. દેવહૂતિએ વિચાર કર્યો, હું આસન ઉપર બેસું તો પાપ લાગશે. આસન ઉપર બેસું એ મારો ધર્મ નથી. હવે જો ન બેસું તો આસન આપનારનું અપમાન થાય છે. તેથી દેવહૂતિ જમણો હાથ આસન ઉપર રાખી આસનની બાજુમાં બેસે છે.

બિચારી જૂના જમાનાની હતી. આજકાલની હોત તો આસન ઉપર પહેલેથી જ બેસી જાત. હાલમાં તો પત્નીઓ પતિઓને બાબાને ઝૂલાવવાનો હુકમ કરે છે. છોકરાંઓને પતિને સોંપીને ફરવા નીકળી જાય છે. આવું ન કરો.

આર્યનારીના સાચા સંસ્કાર આજ ભુલાતા જાય છે. આજ છોકરીઓની પરીક્ષા કરવાની રીતો જુદી છે.

કર્દમ વિચારે છે, છોકરી છે તો લાયક, લગ્ન કરવા હરકત નથી.

મનુમહારાજે કહ્યું :—આ કન્યા હું આપને અર્પણ કરવા આવ્યો છું.

કર્દમઋષિ બોલ્યા છે :—લગ્ન કરવાની મને ઇચ્છા છે, પણ લગ્ન પહેલાં હું એક પ્રતિજ્ઞા કરવાનો છું. મારા લગ્ન વિલાસ માટે નથી, પણ કામનો વિનાશ કરવા માટે છે. કામનો વિકાસ નહિ પણ કામનો વિનાશ એ લગ્નનું પ્રયોજન છે. કામભાવને એક ઠેકાણે સંકુચિત કરી કામને ભોગવી તેનો વિનાશ કરવો એ ગૃહસ્થાશ્રમનો આદર્શ છે. કર્દમઋષિએ કહ્યું :—મારું લગ્ન કામના વિનાશ માટે છે. કૃષ્ણમિલનમાં વિઘ્ન કરનાર કામ છે. તે કામને મારે મારવો છે. એક પુત્ર ન થાય ત્યાં સુધી લૌકિક સંબંધ રાખીશ. એક પુત્ર થયા પછી હું લૌકિક સંબંધનો ત્યાગ કરીશ. એક પુત્ર થયા પછી હું સન્યાસ લઈશ.

કન્યાદાનના મંત્રમાં લખ્યું છે : **संतत्या इति एक वचनम्। संततिभिः** એમ કહ્યું નથી. વંશનું રક્ષણ કરવા એક પુત્ર માટે કન્યા અર્પણ કરું છું. માટે શાસ્ત્રમાં પહેલા એક પુત્રને જ ધર્મપુત્ર કહ્યો છે. બીજા પુત્રો થાય તેને કામજ પુત્ર ગણવા. ધર્માચરણ—નહિ કે કામાચરણ કરવા માટે લગ્ન છે. પિતા પુત્રને કહે છે, તું મારો આત્મા છે. એક પુત્ર થાય પછી પત્ની માતા જેવી બને છે.

કામ ઈશ્વર જેમ વ્યાપક થવા માંગે છે. સુંદરતા દેખાય કે કામ ઉત્પન્ન થાય છે. તેને એક સ્ત્રીમાં સંકુચિત કરી તેનો નાશ કરવા માટે લગ્ન કરવાના હોય છે,

લગ્નમાં સાવધાન શબ્દનો ઉચ્ચાર કરવામાં આવે છે. કારણ બધા જાણે છે કે લગ્ન કર્યા પછી એ સાવધ રહેવાનો નથી. લગ્ન કર્યા પછી સાવધ રહે તે જીત્યો. અથવા જે પહેલેથી સાવધ થયો તે જીત્યો.

રામદાસ સ્વામી લગ્ન પહેલાં સાવધાન થયા હતા. લગ્નમંડપમાં ગોરમહારાજ સાવધાન બોલવા લાગ્યા, એટલે રામદાસ સ્વામી સાવધ થઈ ગયા અને લગ્નમંડપમાંથી નાસી ગયા.



ભોગ વગર રોગ થાય જ નહિ. કેટલાક રોગ પૂર્વજન્મના પાપથી થાય છે. ત્યારે કેટલાક રોગ આ જન્મના ભોગ વિલાસથી થાય છે. **भोगे रोगभयम्।** ભોગ ભોગવવામાં રોગોનો ભય છે. ભોગ વધે એટલે આયુષ્યનો ક્ષય થાય છે. ભોગો ભોગવાતા નથી; આપણે જ ભોગવાઈ જઈએ છીએ.

ઘર સંસાર બગડ્યો ત્યારથી કે જ્યારથી વરરાજા મોટરમાં બેસવા લાગ્યા. હાલના વરરાજાને ઘોડા ઉપરથી પડી જવાની બીક લાગે છે. એક ઘોડો તને પાડી નાંખશે તો અગિયાર ઘોડા તારી શું દશા કરશે ? એક ઘોડાને સાચવી શકે નહિ તો અગિયાર ઘોડાઓને કેમ કરી સાચવશે ? ૧૧ ઘોડા ૧૧ ઇન્દ્રિયો છે. જિતેન્દ્રિય થવા માટે લગ્ન છે. આપણે તો લગ્નનું લક્ષ્ય જ ભૂલી ગયા છીએ.

કર્દમઋષિએ આદર્શ બતાવ્યો છે, મારું લગ્ન એક સત્ પુત્રને માટે છે. તે પછી હું સંન્યાસ લઈશ. આ મારો નિયમ તમારી કન્યાને માન્ય હોય તો લગ્ન કરું.

મનુમહારાજે પુત્રીને કહ્યું :—આ તો લગ્નના વખતે જ સંન્યાસની વાત કરે છે. પણ દેવહૂતિ સાધારણ ન હતી.

શુકદેવજી વર્ણન કરે છે :—દેવહૂતિએ કહ્યું, મારે એવા પતિની જ જરૂર છે. કામાંધ થઈ સંસાર સાગરમાં ડૂબવા માટે ગૃહસ્થાશ્રમ નથી. મારી ઇચ્છા મને કોઈ જિતેન્દ્રિય પતિ મળે એવી જ હતી.

દેવને બોલાવનારી શક્તિ દેવહૂતિ છે. નિષ્કામબુદ્ધિ દેવને બોલાવી શકે છે.

મનુમહારાજે વિધિપૂર્વક કન્યાનું દાન કર્યું છે. દેવહૂતિ—કર્દમનાં લગ્ન થયાં. દેવહૂતિ કર્દમના આશ્રમમાં વિરાજ્યા છે. મારા પતિ તપસ્વી છે, તો મારે પણ તપસ્વીની બનવું જોઈએ. બાર વર્ષ એક જ ઘરમાં સંયમથી રહ્યા છે, બાર વર્ષ સુધી નિર્વિકાર રહ્યા છે.

અગિયારસો વર્ષ ઉપર દક્ષિણ દેશમાં વાચસ્પતિ મિશ્ર નામના ઋષિ થઈ ગયેલા છે. ષડ્શાસ્ત્રો ઉપર તેમણે ટીકાઓ લખી છે. તેમની ટીકાઓ પ્રખ્યાત છે.

ગ્રંથો લખે અને આખો દિવસ તપશ્ચર્યા કરે. લગ્ન થયેલું પણ ૩૬ વર્ષ સુધી જાણતા ન હતા કે મારી પત્ની કોણ છે? ૩૬ વર્ષ સાથે રહ્યા છતાં પત્નીને ઓળખતા નથી.

એક દિવસે બ્રહ્મસૂત્રના શાંકરભાષ્ય ઉપર ટીકા લખતા હતા. ભાષ્ય લખે છે. એક લીટી બરાબર બેસતી ન હતી. દીવો થોડો મંદ થયો. બરાબર દેખાતું ન હતું. તેમની પત્ની દીવામાંની વાટ સંકોરે છે, તેવામાં વાચસ્પતિની નજર તેના ઉપર પડે છે. તેઓ પૂછે છે, દેવી તમે કોણ છો ?

લગ્ન થયાને ૩૬ વર્ષ થયાં છે, છતાં પત્નીને ઓળખતા નથી. કેવા સંયમી ! કેવા જિતેન્દ્રિય હશે !

તેમની પત્ની કહે છે :—તમારું લગ્ન થયેલું એ યાદ આવે છે ?

વાચસ્પતિ :—હા, તે યાદ આવે છે.

ભામતિ :—મારી સાથે તમારું લગ્ન થયું છે. હું તમારી દાસી છું. આજથી ૩૬ વર્ષ ઉપર નાનપણમાં આપણાં લગ્ન થયેલાં.

લગ્નની યાદ દેવડાવે છે ત્યારે વાચસ્પતિને સઘળું જ્ઞાન થાય છે.

વાચસ્પતિ કહે :—તારી સાથે મારું લગ્ન થયું છે ! છત્રીસ વર્ષ સેવા કરી પણ કાંઈ બોલી નહિ. આટલી બધી મારી સેવા કરી. તારા અનંત ઉપકાર છે, તારી કાંઈ ઇચ્છા છે ?

ભામતિ :—નાથ, મારી કાંઈ ઈચ્છા નથી. આપ જગતના કલ્યાણ માટે શાસ્ત્રોની ટીકાઓ રચો છો અને આપની સેવા કરી હું કૃતાર્થ થઈ છું. તમારી સેવા કરતાં કરતાં મારો દેહ પડો.

વાચસ્પતિનું હૃદય ભરાયું. કાંઈક માંગવા કહ્યું, છતાં પત્નીએ કાંઈ માંગ્યું નહિ.

વાચસ્પતિ :—દેવી, આપનું નામ ?

ભામતિ :—આ દાસીને બધા ભામતિ કહે છે.

વાચસ્પતિ :—શાંકરભાષ્ય ઉપર હું જે ટીકા લખી રહ્યો છું તેનું નામ 'ભામતિ ટીકા' રહેશે. ટીકાને નામ આપ્યું ભામતિ ટીકા.

આજે પણ એ ટીકા ભામતિ ટીકાને નામે ઓળખાય છે.

આવો હતો ભારતવર્ષ. એક ઘરમાં છત્રીસ વર્ષો સંયમથી રહ્યાં. આવા પુરુષોને જ્ઞાન મળે છે. બાકી કાંઈ જ્ઞાન બજારમાં મળતું નથી. પુસ્તકોથી આજકાલ જ્ઞાનનો પ્રચાર બહુ થયો છે. પણ કોઈના મસ્તકમાં વધારે જ્ઞાન જોવામાં આવતું નથી. પૂર્ણ સંયમ વિના જ્ઞાન આવે નહિ, પૂર્ણ સંયમ વિના પરમાત્મા પ્રગટ થાય નહિ.

એક ઘરમાં રહેવા છતાં કર્દમ-દેવહૂતિ બાર વર્ષ સુધી સંયમ પાળે છે. એક ઘરમાં રહીને વાચસ્પતિ-ભામતિ ૩૬ વર્ષો સુધી સંયમ પાળે છે. ત્યારે આજનો માનવી છત્રીસ કલાક પણ સંયમ રાખી શકતો નથી.

કર્દમ એ જીવાત્મા છે.
દેવહૂતિ એ બુદ્ધિ છે.

દેવહૂતિ એ દેવને બોલાવનારી નિષ્કામ બુદ્ધિ.

એક દિવસ કર્દમઋષિનું હૃદય ભરાયું. દેવહૂતિનું શરીર બહુ દુર્બળ થયું છે. મારી સેવા કરતાં શરીર સૂકવી નાંખ્યું છે. દેવહૂતિને કહ્યું, કાંઈ વરદાન માગ. દેવી, તમે માગો. તમે માગશો તે આપવા તૈયાર છું.

દેવહૂતિ કહે છે :—તમારા જેવાં જ્ઞાની પતિ મળ્યા તે જ વરદાન. હું પૂજા કરી એટલું જ માગું છું કે મારું સૌભાગ્ય અખંડ રહે.

પેટ પહેલું કે પેટ જેણે આપ્યું છે તે પરમાત્મા પહેલાં. સ્ત્રીનો ધર્મ છે કે રોજ તુળસી અને પાર્વતિની પૂજા કરે.

આજકાલ બહેનો તુલસીની પૂજા તો કરે છે પણ પેટમાં ચા નાસ્તો નાંખ્યા પછી.

કર્દમ—ના, ના, આજે કાંઈક માંગ. બહુ આગ્રહ કર્યો એટલે દેવહૂતિએ કહ્યું છે :—આપે મારી પાસે પ્રતિજ્ઞા કરી હતી કે એક બાળક થાય પછી સંન્યાસ લઈશ. ઇચ્છા હોય તો બાળકનું દાન કરો.



મનુષ્યશરીરની રચના એવી છે કે તે મર્યાદિત જ ભોગ ભોગવી શકે. મનુષ્ય અમર્યાદિત ભોગ ભોગવવા જાય તો રોગી બને છે. માટે હું તને દિવ્ય શરીર અર્પણ કરીશ.

દેવહૂતિ સરસ્વતીના કિનારે સ્નાન કરવા ગયા છે. સરસ્વતીમાંથી અનેક દાસીઓ નીકળી છે. દેવહૂતિએ સ્નાન કર્યું. કાયા બદલે છે. સંકલ્પથી કર્દમઋષિએ વિમાન બનાવ્યું. દેવહૂતિ-કર્દમ વિમાનમાં બેઠા છે. કથામાં શાંત અને કરુણરસ પ્રધાન છે. શૃંગાર અને હાસ્યરસ ગૌણ છે. કથામાં શૃંગારરસનું વર્ણન કરવાની મહાત્માઓએ આજ્ઞા આપી નથી.

શ્રોતાઓને સંસારના વિષયો પ્રત્યે સૂગ આવે અને પ્રભુ પ્રત્યે પ્રેમ જાગે એ લક્ષમાં રાખી વક્તા કથા કરે.

કથા સાંભળ્યા પછી વિષયો પ્રત્યે અરુચિ ન થાય અને ઈશ્વર પ્રત્યે રુચિ ન થાય, તો કથા સાંભળી નથી તેમ માનજો. કથા સાંભળ્યા પછી વૈરાગ્ય આવે છે. ભાગવતના બીજા સ્કંધમાં કથા કેમ કરવી તે બ્રહ્માજીએ નારદને બતાવ્યું છે.

આ સો વર્ષમાં કર્દમ દેવહૂતિને ત્યાં એક પણ પુત્ર થયો નહિ. નવ કન્યાઓ થઈ. નવ કન્યાઓનો બાપ થાય તેને ત્યાં કપિલ આવે છે. જેને ઘેર નવ છોકરીઓ થાય તેને જ્ઞાન મળે છે. નવ કન્યાઓ એટલે નવધા ભક્તિ, એટલે કે નવધા ભક્તિ વગર જ્ઞાન ન મળે. સામાન્ય અર્થ કરીએ તો નવ કન્યાઓના પિતાને એક એકને પરણાવતાં પછી અક્કલ ઠેકાણે આવે છે કે મેં આ શું કર્યું ?

નવધાભક્તિ ન આવે ત્યાંસુધી કપિલ એટલે કે જ્ઞાન ન આવે. નવધાભક્તિ—શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન. નવધા ભક્તિ સિદ્ધ થયા પછી કપિલ ભગવાન આવે છે. ભક્તિ જ જ્ઞાનરૂપે પરિણમે છે. ભક્તિની ઉત્તરાવસ્થા એ જ જ્ઞાન છે. અપરોક્ષ જ્ઞાનની પૂર્વાવસ્થા એ જ ભક્તિ છે. ભક્તિ પછી જ્ઞાન આવે છે. ભક્તિ એ જ્ઞાનની માતા છે. નવધા ભક્તિ જેની સિદ્ધ ન થાય તેને જ્ઞાન મળતું નથી. ભક્તિ દ્વારા જ્ઞાન મળે છે. **भक्तिर्ज्ञानाय कल्पते।** તત્ત્વદષ્ટિએ છેવટે જ્ઞાન અને ભક્તિમાં અંતર નથી. ભક્તિમાં પહેલાં દાસોહમ અને પછી સોહમ થાય છે.

નવ કન્યાઓના જન્મ પછી કર્દમ સંન્યાસ લેવા તૈયાર થયા. એક દિવસ કર્દમને થયું, આ વિલાસી જીવનનો અંત આવે તો સારું. **सत्त्वप्रधाना ब्राह्मणाः** વૈશ્ય વિલાસી જીવન ગાળે તો ચાલે પણ બ્રાહ્મણને એ શોભે નહિ. એકાંતમાં બેસી હું તપ કરું. દેવહૂતિએ કહ્યું કે હું પણ ત્યાગ કરવા તૈયાર છું. લગ્ન એટલે તન બે પણ મન એક.

દેવહૂતિ:—નાથ, આપે વચન આપેલું છે કે એક પુત્રના જન્મ પછી હું સંન્યાસ લઈશ તો હજુ પુત્રનો જન્મ થયો નથી. વળી આ નવ કન્યાઓ અને મારી દેખરેખ સંભાળ કોણ રાખશે ? આ પલટણ ઊભી કરી છે તેને ઠેકાણે પાડજો અને પછી સંન્યાસ લેજો.

શુકદેવજી વર્ણન કરે છે :—કર્દમ દેવહૂતિએ વિકારનો ત્યાગ કર્યો. અનેક વર્ષો સુધી પરમાત્માનું આરાધન કર્યું. તે પછી દેવહૂતિના ગર્ભમાં સાક્ષાત્ નારાયણ પધાર્યા છે. નવ માસ પરિપૂર્ણ થયા છે. યોગીઓના અને સાધુઓના આચાર્ય પ્રગટ થવાના છે. બ્રહ્માદિ દેવો કર્દમઋષિના આશ્રમમાં આવ્યા છે. બ્રહ્માજીએ કર્દમને કહ્યું, તમારો

ગૃહસ્થાશ્રમ સફળ થયો છે. તમે જગતપિતાના પણ પિતા બન્યા છો. તે દિવ્યજ્ઞાનનો ઉપદેશ જગતને કરશે.

જીવ ભગવાન માટે આતુર થાય છે ત્યારે ભગવાનનો અવતાર થાય છે. આતુરતાથી અવતાર. આતુરતાથી ભગવાનનાં દર્શન થાય છે. કર્દમ અને દેવહૂતિની તપશ્ચર્યા અને આતુરતાથી ભગવાન તેમને ત્યાં પુત્રરૂપે અવતર્યા. યોગીઓ યોગથી બ્રહ્મનાં દર્શન કરી શકે છે, પણ સંસારી લોકો શુદ્ધ ભક્તિથી ભગવાનને પુત્રરૂપે પ્રાપ્ત કરી શકે છે, અને ભગવાનને રમાડી શકે છે.

કપિલ ભગવાનનો જન્મ થયો છે. દેવહૂતિ કહે છે :—હવે તમે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી શકો છો.

કર્દમ :—આ નવ કન્યાની મને ચિંતા થાય છે.

એક પતિ–પત્ની હતાં. પતિને પ્રભુ ઉપર દૃઢ શ્રદ્ધા નહિ. પત્નીએ કાળાં કપડાં પહેર્યાં છે. પતિએ કારણ પૂછ્યું, પત્ની કહે, તમારી દૃષ્ટિથી ભગવાન નથી. એટલે મેં કાળાં કપડાં પહેર્યાં છે.

મહાભારતમાં કથા છે. ભીષ્મે પ્રતિજ્ઞા કરી છે, આવતી કાલે અર્જુનને મારીશ. ભીષ્માચાર્યની પ્રતિજ્ઞા વ્યર્થ થાય નહિ. પાંડવસેનામાં હાહાકાર મચે છે. અર્જુન રોજના નિયમ પ્રમાણે ભગવત ચિંતન કરતા સૂતા છે. ચિંતા થઈ શ્રીકૃષ્ણને. આવતી કાલે મારા અર્જુનનું શું થશે? અર્જુનને જોવા આવ્યા છે. પ્રભુએ અર્જુનને જગાડ્યો છે. તને નિદ્રા કેમ આવે છે? અર્જુન કહે:—મારા માટે તમે જાગો છો તેથી મારે શું ચિંતા હોય? મેં મારું કર્તવ્ય કર્યું છે. હવે તમારે તમારું કાર્ય કરવાનું છે. મનુષ્યનું કર્તવ્ય છે અનન્ય શરણાગતિ. મને મારશે તો જગતમાં શ્રીકૃષ્ણની અપકીર્તિ થશે.

કર્દમે કહ્યું, નવ કન્યાઓની મને ચિંતા છે. બ્રહ્મા કહે :—તમે ચિંતા શા માટે કરો છો? તમારા ઘેર પ્રભુ પધાર્યા છે. તમે ચિંતા ન કરો પણ મારા પ્રભુનું ચિંતન કરો. વલ્લભાચાર્યજીએ કહ્યું છે, ચિંતા કાપિ ન કાર્યા. વૈષ્ણવો સેવા સ્મરણ કરતાં તન્મય બને છે. તેની ચિંતા ઠાકોરજીને હોય છે. બ્રહ્મા નવ ઋષિઓને સાથે લાવેલા. એક એક ઋષિને એક એક કન્યા આપી છે. અત્રિને અનસૂયા આપી. વસિષ્ઠને અરુંધતી આપી વગેરે. કર્દમ ઋષિએ વિચાર કર્યો કે માથે બોજો હતો તે ઊતરી ગયો. કર્દમ કપિલ પાસે આવ્યા છે મારે હવે સંન્યાસ લેવો છે.

સંન્યાસનો અર્થ :—પરમાત્માનાં દર્શન માટે સર્વ સુખનો ત્યાગ એનું નામ સંન્યાસ. **काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः।** કેવળ ઈશ્વર માટે જીવે તે સંન્યાસી છે.

કપિલે કહ્યું :—આપની ઇચ્છા સુંદર છે. સંન્યાસ લીધા પછી કોઈ પ્રકારની ચિંતા કરશો નહિ. તમારું જીવન ઈશ્વરને અર્પણ કરો.

બે પ્રકારની મુક્ત છે :

(૧) કૈવલ્યમુક્તિ = કૈવલ્યમુક્તિમાં જીવ ઈશ્વરમાં લીન થાય છે, જીવ–ઈશ્વર એક બને છે.

(૨) ભાગવતીમુક્તિ = ભાગવતીમુક્તિમાં જીવ–ઈશ્વર સાથે પ્રેમથી એક થાય છે પણ તેમાં થોડું દ્વૈત રાખી નિત્યલીલા, નિત્યસેવામાં તે દાખલ થાય છે,



કર્દમઋષિએ સંન્યાસ લીધો. પરમાત્માના માટે સંસારના સર્વસુખનો ત્યાગ એ જ સંન્યાસ. ત્યાગ વગર સંન્યાસ દીપે નહિ. ઘણા પેન્સન ઉપર ઊતર્યા પછી બીજી નોકરી શોધે છે. અરે, સરકારે કહ્યું કે તમે હવે નોકરી માટે લાયક નથી તે પછી બીજી નોકરી શોધવાની હોય નહિ. હવે ભગવાનનું ભજન કરવાનું.

સંન્યાસની વિધિ જોતાં પણ વૈરાગ્ય આવે છે. સંન્યાસની ક્રિયામાં વિરજા હોમ કરવો પડે છે. દેવ, બ્રાહ્મણ, સૂર્ય, અગ્નિ આ બધાની સમક્ષ વિરજા હોમ કરવો પડે છે. પછી નદીમાં સ્નાન કરી લંગોટી પણ ફેંકી દઈ નગ્ન અવસ્થામાં બહાર આવવું પડે છે. આદિનારાયણનું ચિંતન કરતાં કરતાં કર્દમઋષિને ભાગવતી મુક્તિ મળી છે.

કપિલગીતાનો આરંભ થાય છે. આ દિવ્ય પ્રસંગ છે. દીકરો માને ઉપદેશ આપે છે. ભાગવતનું આ અગત્યનું પ્રકરણ છે. તેના નવ અધ્યાય છે. કપિલગીતાનો પ્રારંભ અધ્યાય ૨૫થી છે. તેમાં સાંખ્ય શાસ્ત્રનો ઉપદેશ છે. ત્રણ અધ્યાયોમાં પહેલાં વેદાંતનું જ્ઞાન કહ્યું છે. ત્યારબાદ ભક્તિનું વર્ણન કરેલું છે. તે પછી સંસારચક્રનું વર્ણન આવે છે. દેવહૂતિએ વિચાર્યું, મને ઋષિઓએ કહેલું કે આ બાળક માનો ઉદ્ધાર કરવા આવ્યો છે. કપિલ ભગવાનને હું પ્રશ્ન પૂછું તો તેઓ મને જવાબ આપશે. દેવહૂતિ કપિલ ભગવાન પાસે આવ્યાં છે. કહ્યું, આપ આજ્ઞા કરો તો મને પ્રશ્ન પૂછવાની ઇચ્છા છે.

કપિલ કહે છે. :–મા, સંકોચ ન રાખો. તમારે જે પૂછવું હોય તે પૂછો.

મા દેવહૂતિએ આરંભમાં શરણાગતિ લીધી છે. ઈશ્વરની શરણાગતિ લીધા સિવાય જીવનો ઉદ્ધાર થતો નથી. ગીતામાં અર્જુને પણ પ્રથમ શરણાગતિ લીધી છે. ભગવાનને કહ્યું છે, **शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्।**

દેવહૂતિએ પ્રશ્ન કર્યો છે :-જગતમાં સાચું સુખ ક્યાં છે? જગતમાં સાચો આનંદ ક્યાં છે ત બતાવો. જે આનંદનો વિનાશ ન થાય તેવો આનંદ બતાવો. નિત્ય આનંદ ક્યાં છે?

ઇન્દ્રિયોના લાડ અનેક વખત કર્યા છે પણ મને શાંતિ મળી નથી. સમય જાય એટલે ખબર પડે છે કે વિષયોના આનંદમાં સાર નથી. ઇન્દ્રિય માંગે તે વિષયો મેં ઇન્દ્રિયને આપ્યા છે છતાં તૃપ્તિ થઈ નથી.

ઇન્દ્રિયો રોજ નવા નવા વિષયો માંગે છે. જીવ રસસુખ તરફ ખેંચે છે. આંખ રૂપના સુખ તરફ ખેંચે છે. ત્વચા સ્પર્શના સુખ તરફ ખેંચે છે. કેટલાક લોકો યાદ રાખે છે કે બે મહિનાથી ઢોકળાં ખાધાં નથી. અરે તમે બે માસથી ઢોકળાં ખાધાં નથી તે યાદ રાખો છો પણ આજ સુધીમાં કેટલીવાર ખાધાં તે યાદ રાખતા નથી. ઢોકળાં ખવડાવી જીભને રાજી કરીએ તો આંખો ત્રાસ આપે કે બે માસથી ફિલ્મ જોઈ નથી. આમ વિચાર કરીએ છીએ ત્યાં સ્ત્રી કહે છે, પાડોશીઓ તો મહિનામાં બે ચાર વાર જોવા જાય છે. આ નવું ચિત્ર તેઓ ક્યારના જોઈ આવ્યા. આપણે ક્યારે જઈશું? પૈસા ખર્ચીને અંધારામાં બેસે એ સુધર્યા કહેવાય કે બગડ્યાં? કેટલા કહે છે, અમે તો ધાર્મિક ફિલ્મ જોઈએ છીએ. ધાર્મિક ચિત્રો પણ ન જોવાય કારણ કે રામનો પાઠ ભજવનાર ક્યાં રામ હોય છે? રામનો પાઠ ભજવનાર પરસ્ત્રીને કામ

ભાવથી જોતા હોય તો તેની ફિલ્મમાં શું જોવું? રામ જેવો કોઈ રામનો પાઠ ભજવે તો અસર થાય. તમે કહેશો કે હું કડક બોલું છું પણ હું જે જોઉં છું તે કહું છું. વિલાસનાં ચિત્રો જોવાથી જીવન બહુ બગડે છે.

શંકરસ્વામીએ એક જગ્યાએ આ ઇન્દ્રિયોને ચોર કહી છે. ઇન્દ્રિયો ચોર કરતાં પણ બૂરી છે. ચોર જેના આધારે હોય તેને ત્યાં તે ચોરી કરતો નથી. ચોર જેના ઘરમાં રહેતો તેને ત્યાં ચોરી કરતો નથી. ત્યારે ઇન્દ્રિયો તો પોતાના પતિ આત્માને જ છેતરે છે. તેને ત્યાંથી ચોરી કરે છે. આ ચોરરૂપી ઇન્દ્રિયોથી હવે મને કંટાળો આવ્યો છે.

તો જગતમાં સાચું સુખ, સાચો આનંદ ક્યાં છે તે મને બતાવો. અને તે આનંદ મેળવવાનું સાધન શું છે તે બતાવો?

કપિલ ભગવાનને આનંદ થયો. બોલ્યા:—મા, આનંદ એ કોઈ જડ વસ્તુમાં રહી શકતો નથી. આનંદ એ તો આત્માનું સ્વરૂપ છે. અજ્ઞાનથી જીવ જડ વસ્તુમાં આનંદ શોધે છે. આનંદ જડ વસ્તુમાં રહી શકે નહિ. સંસારના વિષયો સુખ આપે છે પણ આનંદ આપતા નથી. જે સુખ આપે છે તે તમને દુઃખ પણ આપશે. પરંતુ ભગવાન હંમેશા આનંદ આપશે. આનંદ એ પરમાત્માનું સ્વરૂપ છે.

સંસારનું સુખ દરાજને ખંજવાળવા જેવું છે. દરાજને જેટલો વખત ખંજવાળો ત્યારે સુખ જેવું લાગે છે. પણ ખંજવાળવાથી નખના ઝેરથી દરાજ વધે છે. ઉત્તમમાં ઉત્તમ મીઠાઈ ગળા સુધી હોય ત્યાંસુધી સ્વાદવાળી લાગે છે.

જગતના પદાર્થોમાં આનંદ નથી, આનંદનો ભાસ માત્ર છે. આ જગત દુઃખરૂપ છે. ગીતાજીમાં પણ કહ્યું છે કે:—

**अनित्यम् असुखम् लोकम् इमम् प्राप्य भजस्व माम् ॥**

ક્ષણભંગુર, સુખરહિત આ જગતને અથવા મનુષ્ય શરીરને પ્રાપ્ત કરીને તું મારું જ ભજન કર.

જડ વસ્તુમાં આરંભમાં સુખ જેવું લાગે પણ પરિણામે તે સુખ વિષમિવ છે, વિષ જેવું છે.

**विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।**
**परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥**

ગી. અ. ૧૮ શ્લોક ૩૮

જે સુખ વિષયો અને ઇન્દ્રિયોના સંયોગથી થાય છે, તે આરંભમાં (ભોગકાળમાં) અમૃત જેવું લાગે છે પણ પરિણામમાં તે વિષની સમાન છે, એટલે આ સુખને રાજસ કહેવામાં આવ્યું છે.

ઇન્દ્રિયોને સુખની તૃપ્તિ થતી નથી. ઇન્દ્રિયો વિવેકરૂપી ધનનું હરણ કયા પછી જીવને સંસારરૂપ ખાડામાં નાંખે છે. બહારના વિષયોમાં આનંદ નથી, સુખ નથી. આનંદ બહાર નથી, અંદર જ છે—આત્મામાં છે, આનંદ એ અવિનાશી અંતર્યામીનું સ્વરૂપ છે.

મા, જો શરીરમાં આનંદ હોય તો તેમાંથી પ્રાણ નીકળી ગયા પછી લોકે તેને સાચવી રાખે.



વિષયો જડ છે. જડ પદાર્થમાં આનંદ હોઈ શકે જ નહિ. જડ પદાર્થમાં આનંદ ચૈતન્યના સ્પર્શથી લાગે છે.

બે શરીરના સ્પર્શથી સુખ મળતું નથી પણ બે પ્રાણ એક થાય છે એટલે આનંદ જેવું લાગે છે. બે પ્રાણ ભેગા મળે તો સુખ થાય છે, ત્યારે અનેક પ્રાણો જેમાં મળ્યા છે તે પરમાત્માને મળવાથી કેટલો આનંદ થાય!

બહારના વિષયોમાં આનંદ નથી, પરંતુ ચિત્તમાં, મનમાં આત્માનું પ્રતિબિંબ પડે છે, તેથી આનંદ જેવું લાગે છે. ઇન્દ્રિયોને મનગમતો પદાર્થ મળે એટલે ઇન્દ્રિયો વિષયોમાં તદ્રૂપ થાય એટલે મન થોડીવાર એકાગ્ર એકાકાર થાય છે. એટલે ચિત્તમાં આત્માનું પ્રતિબિંબ પડે છે તેથી આનંદનો ભાસ થાય છે. મનની એકાગ્રતામાં આત્માનું પ્રતિબિંબ પડવાથી આનંદ ભાસે છે. જગતના વિષયોમાં જ્યાંસુધી મન ફસાયું છે ત્યાંસુધી આનંદ નથી. આનંદ એ આત્માનું સહજ સ્વરૂપ છે. શીતળતા એ જળનું સહજ સ્વરૂપ છે તેમ. આનંદ આત્મામાં જ છે. આત્મા-પરમાત્માનું મિલન એ પરમાનંદ ભગવાનમાં મન ફસાય—પરોવાય તો જ આનંદ મળે છે.

વારંવાર તું તારા મનને સમજાવ કે સંસારના જડ પદાર્થમાં સુખ નથી. સૂવે છે ત્યારે બધું ભૂલી જાય તે પછી તેને આનંદ આવે છે. સઘળો સંસાર ભુલાય ત્યારે ઊંઘ આવે છે.

મા, આત્મા તો નિત્ય શુદ્ધ છે, આનંદરૂપ છે. સુખદુઃખ એ મનના ધર્મો છે. મન નિર્વિષય થયું એટલે આનંદ મળે છે. દશ્યમાંથી દષ્ટિને હટાવી દ્રષ્ટામાં દષ્ટિને સ્થિર કરે તો આનંદ મળે. આનંદ પરમાત્માનું સ્વરૂપ છે.

આદત હાજત ઓછી કરશો તો સુખી થશો.

મા, જો વિષયોમાં આનંદ હોય તો તે સર્વને સર્વકાળે એક સરખો આનંદ આપે. તૃપ્ત થયેલા માણસ પાસે શિખંડ મૂકો તો તેને તે નહીં ભાવે. માંદા માણસ પાસે માલપૂડા મૂકો તો તેને તે નહીં ભાવે. એટલે આનંદ શિખંડ, માલપૂડામાં એટલે કે વિષયોમાં નથી, જડ પદાર્થોમાં નથી. શિખંડમાં આનંદ હોય તો જેને તાવ આવ્યો હોય, તેને પણ શિખંડ ખાવાથી આનંદ મળવો જોઈએ. પણ તેને આનંદ મળતો નથી. એટલે શિખંડમાં આનંદ નથી. તે પ્રમાણે બધા વિષયોનું સમજવાનું છે.

સંસારના પદાર્થોમાં આનંદ નથી પણ ઇન્દ્રિયોને મન ગમતો વિષય મળે એટલે ઇન્દ્રિયો બહારથી અંતર્મુખ થાય છે. અંતર્મુખ થયેલા મનમાં ઈશ્વરનું પ્રતિબિંબ પડે છે એટલે આનંદ થાય છે. મન અંદર આવે છે એટલે આનંદ મળે છે. તે મન બહાર જાય છે. એટલે આનંદ ઊડી જાય છે. કલ્પના કરો, શેઠ શિખંડ પૂરી જમવા બેઠા છે. ત્યાં મુંબઈની પેઢીમાંથી તાર આવ્યો કે પેઢી ડૂબી ગઈ છે. એ જ શિખંડ ઝેર જેવો બની જાય છે. એ શિખંડ ભાવતો નથી.

મા, સંસારના જડ પદાર્થમાં આનંદ નથી. આનંદ જ્યારે જ્યારે મળે છે ત્યારે ત ચેતન પરમાત્માના સંબંધથી મળે છે. આનંદ ત્યારે મળશે કે જ્યારે પરમાત્મા સાથે તમારો સંબંધ થશે. જીવ કપટી છે, પરમાત્મા ભોળા છે. જીવ ઉપેક્ષા કરે છે તો પણ તેના અપરાધની પરમાત્મા ક્ષમા કરે છે. આનંદ એ નારાયણનું સ્વરૂપ છે.

આનંદનો વિરોધી શબ્દ જડશે નહિ. આનંદ એ બ્રહ્મ સ્વરૂપ છે. જીવાત્મા પણ આનંદરૂપ છે. જીવ અજ્ઞાનથી આનંદને બહાર શોધવા જાય છે. બહારનો આનંદ વધારે વખત ટકતો નથી.

આત્માને વાસ્તવિક રીતે સુખદુઃખ થતું નથી. સુખદુઃખ મનમાં થાય છે. સુખદુઃખ એ મનના ધર્મ છે. જન્મમરણ એ શરીરના ધર્મ છે. ભૂખ અને તરસ એ પ્રાણના ધર્મો છે. સુખદુઃખ મનને થાય એટલે આત્મા કલ્પે છે, મને દુઃખ થાય છે. મનને થયેલાં સુખદુઃખનો આરોપ અજ્ઞાનથી આત્મા પોતાનામાં કરે છે. સુખદુઃખ આત્મસ્વરૂપમા ઉપાધિથી ભાસે છે. આત્મા સ્ફટિક મણિ જેવો શુદ્ધ, સફેદ છે. તેમાં વિષયોનું પ્રતિબિંબ પડવાથી મનને લીધે આત્મા માને છે કે મને દુઃખ થયું. સ્ફટિક મણિ પાછળ જેવા રંગનું ફૂલ રાખશો તેવો તે દેખાશે. પણ તે રંગ સ્ફટિક મણિનો નથી પણ ફૂલનો છે. સ્ફટિક મણિ ધોળો છે. તેની પાછળ લાલ ગુલાબનું ફૂલ રાખો તો તે લાલ દેખાય છે. તે ગુલાબના સંસર્ગથી લાલ થાય છે.

જળમાં ચંદ્રમાનું પ્રતિબિંબ પડે છે. જળના હલનચલનને કારણે એ પ્રતિબિંબ હાલતું ચાલતું દેખાય અથવા કંપિત દેખાય છે. પણ ચંદ્રમાને તે પ્રમાણે થયું હોતું નથી. તેમ દેહાદિના ધર્મો પોતાનામાં નહિ હોવા છતાં જીવાત્મા તે પોતાનામાં કલ્પી લે છે. બાકી જીવાત્મા નિર્લેપ છે. જીવાત્મામાં જણાતા દેહાદિના ધર્મો નીચેના ઉપાયોગી દૂર થશે. નિષ્કામ ભાગવત ધર્મનું અનુસરણ કરવાથી, ભગવાનની કૃપાથી અને તે દ્વારા પ્રાપ્ત થયેલા ભગવાન પરના ભક્તિ યોગથી ધીમે ધીમે આ પ્રતીતિ દૂર થાય છે. જે ભક્તિનિષ્ઠ થાય છે, તે સમસ્ત લોકમાં પરમાત્માને વ્યાપેલો જોશે.

સંસારના વિષયોમાંથી સર્વ પ્રકારે હટી ગયેલું મન ઈશ્વરમાં લીન થાય છે. મન નિર્વિષય બને છે ત્યારે આનંદરૂપ થાય છે.

જીવ જેવો કોઈ લુચ્ચો નથી અને ઈશ્વર જેવો કોઈ ભોળો નથી.

બીજાને માટે કરવું પડે તો ત્રાસ થાય છે. પોતાના સગાં માટે કરવું પડે તો આનંદ થાય છે. રાત્રે અગિયાર વાગે કોઈ મહારાજ બહારગામથી આવશે તો પૂછશે મહારાજ દૂધ લાવું કે ચા? મન કહે છે આખો દિવસ કામ કરી શરીર થાકી ગયું છે. આ લપ ક્યાંથી આવી? વિવેક ખાતર પૂછવું પડે છે. મહારાજ સરળ હતા. કહે છે કે સવારથી ભૂખ્યો છું. પૂરી કરો તો ચાલશે. કોઈનો પત્ર લઈ આવ્યા હોય એટલે કરવું તો પડે છે પણ તવેથો પછાડશે અને કરશે. આવી જ રીતે રાત્રે અગિયાર વાગે પિયરથી બે ભાઈ આવ્યા હોય તો ભાઈ કહેશે કે નાસ્તો કરીને આવ્યો છું. મને ભૂખ નથી. છતાં પણ કહેશે ભાઈ, તું ભૂખ્યો છે. હમણાં જ શિરો હલાવી નાખું છું. એમાં શું વાર લાગશે? ભાઈઓને શીરો પૂરી કરી જમાડશે. મહારાજને દૂધથી જ સમજાવશે. આ બધો મનનો ખેલ છે. મન બહુ લુચ્ચું છે. "મારું અને તારું" એ મનના ઊભા કરેલા ખેલ છે. ખરેખર મન એ જ બંધન અને મોક્ષના કારણરૂપ છે.

મા, આ જીવનાં બંધન અને મોક્ષનું કારણ મનને જ માનવામાં આવ્યું છે મન જો વિષયોમાં આસક્ત થાય તો તે બંધનનું કારણ બને છે, અને એ જ મન જો પરમાત્મામાં આસકત થઈ જાય તો તે મોક્ષનું કારણ બની જાય છે.



चेतः खल्वस्य बन्धाय मुक्तये चात्मनो मतम्।
गुणेषु सक्तं बन्धाय रतं वा पुंसि मुक्तये॥

ભા. ૩-૨૫-૧૫

ભગવાન શરીર જોતા નથી, ઘર જોતા નથી, ભગવાન કાળજું જુએ છે. મન મોટું હોય તો ભગવાન આવે છે. મનમાં રહેલી અહંતા-મમતા, પારકો-મારો જ મનને દુઃખી કરે છે. અને તે મનના ધર્મો આત્મસ્વરૂપમાં ભાસે છે, તેથી આત્મા પોતાને સુખીદુઃખી માને છે. પરંતુ વાસ્તવિક એ આનંદરૂપ છે.

મન સુધરે તો બધું સુધરે છે, મન બગડે તો બધું બગડે છે. સુખદુઃખ આપનાર અહંતા મમતા છે. તેને છોડી દેવાય ત્યારે આનંદ મળે છે.

પાપ કરવાની કોઈને પ્રેરણા કરવી પડતી નથી, ત્યારે પુણ્ય કરવાની પ્રેરણા કરવી પડે છે. મન અધોગામી છે.

મનુષ્યનું મન પાણી જેમ ખાડા તરફ જાય છે. જળની જેમ મન પણ અધોગામી એટલે નીચે જવાવાળા સ્વભાવનું છે. મનનો સ્વભાવ એવો છે કે ઊંચે ચડતું નથી, નીચે જાય છે. આ મનને ઉપર ચડાવવાનું છે પરમાત્માનાં ચરણ સુધી લઈ જવાનું છે. પાણીને યંત્રનો સંગ થાય તો પાણી ઊંચે ચડે છે તેમ મંત્રના સંગથી મન ઊંચે ચડે છે. મનને મંત્રનો સંગ આપો. મનને મંત્રનો સંગ થાય તો અધોગામી મન ઊર્ધ્વગામી બનશે. જેણે પોતાનું મન સુધાર્યું તે બીજાને સુધારી શકે છે. મનને સુધારવા બીજું સાધન નથી. મનને ઊલટું કરવાથી થશે. નમ. નમ અને નામ મનને સુધારશે.

મનને સ્થિર કરવા નામ જપની આવશ્યકતા છે. જપથી મનની માલિનતા અને ચંચળતા દૂર થાય છે. માટે કોઈ મંત્રનો જપ કરો. સંસારના વિષયોના સંગથી બગડેલું એ મન સુધરે છે ઇશ્વરનું ધ્યાન કરવાથી. સર્વના અંતરમાં પરમાત્મા રહેલા છે, તેમ છતાં સર્વનાં દુઃખ તે દૂર કરતા નથી. તેમ અંદર બિરાજી રહેલાં ચૈતન્યરૂપ પરમાત્મા મન બુદ્ધિને પ્રકાશ આપે છે. ભગવાનનું તેજોમય સ્વરૂપ એવું તેજોમય છે કે આપણા જેવા સાધારણ જીવો તે જોઇ શકે નહિ. ભગવાનનું નિર્ગુણ સ્વરૂપ સૂક્ષ્મ હોવાથી દેખાતું નથી. ભગવાનનું સગુણ સ્વરૂપ તેજોમય હોવાથી જોઈ શકાતું નથી. તેથી આપણાં જેવાં માટે તો ભગવાનનું નામ સ્વરૂપ, મંત્ર સ્વરૂપ ઇષ્ટ છે. ભગવાન ભલે પોતાના સ્વરૂપને છુપાવી શકે પણ નામને છુપાવી શકતા નથી. નામ સ્વરૂપ પ્રગટ છે. માટે પરમાત્માના કોઈ નામનો દઢ આશ્રય કરો. મન શુદ્ધિ મંત્ર વગર થતી નથી. ધ્યાન સાથે જપ કરવાથી બગડેલું મન સુધરશે. મન લૌકિક વાસનાથી બગડયું છે તે અલૌકિક વાસના જાગશે તો સુધરશે. વાસનાનો નાશ વાસનાથી જ કરવો પડે છે. લૌકિક વાસના અલૌકિક વાસનાથી જ નીકળે છે. અસદ્ વાસનાનો વિનાશ સદ્વાસનાથી થાય છે. મારે જન્મ મરણના ફેરામાંથી મુકત થવું છે, મારે ગોલોક ધામમાં જવું છે, મારે હવે કોઈ માના પેટમાં જવું નથી. મારે આ જન્મમાં પરમાત્માનાં દર્શન કરવાં છે. આવી ભાવના રાખો તો લૌકિક વાસનામાં ફસાયેલું મન સુધરે છે. કાંટો જેમ કાંટાને કાઢે છે તેમ વાસના વાસનાને કાઢે છે. ફિલ્મ જોવાની વાસના કાઢવી હોય તો પરીક્ષામાં પહેલે નંબરે પાસ થવાની વાસના રાખવી. એવી વાસનાથી પુસ્તકસંગ લાગશે. પુસ્તકસંગથી ફિલ્મ જોવાની વાસના છૂટી જશે.

એક રાજાને ત્યાં બકરો હતો. રાજાએ એક વખત જાહેર કર્યું કે આ બકરાને પેટ ભરીને જંગલમાંથી કોઈ ચરાવી લાવી તૃપ્ત કરશે તેને હું મારું અડધું રાજ્ય આપીશ. પરંતુ બકરાનું પેટ ભરાયું છે કે નહિ તેની હું પરીક્ષા કરીશ.

જાહેરાત સાંભળી તુરત એક મનુષ્ય રાજા પાસે આવ્યો. બકરાને પેટ ભરીને ચરાવવું એમાં શું મોટી વાત છે? એમ કહી રાજા પાસેથી બકરાને ચરાવવા લઈ ગયો. આખો દિવસ સુંદર સુંદર ઘાસ બકરાને ખૂબ ખવડાવ્યું છે. સાંજ પડી તે મનુષ્યને લાગ્યું કે બકરાનું પેટ હવે ભરાઈ ગયું છે. બકરાને ખૂબ ચરાવ્યો છે. સાંજના તે મનુષ્ય બકરાને રાજા પાસે લાવ્યો. રાજાએ જ્યાં થોડું લીલું લીલું ઘાસ બકરા પાસે મૂક્યું કે બકરો ઘાસ ખાવા લાગ્યો. રાજાએ પેલા મનુષ્યને કહ્યું, તેં ક્યાં પેટ ભરીને ખવડાવ્યું છે? પેટ ભરીને ખવડાવ્યું હોત તો તે ઘાસ ખાત જ નહિ.

ઘણા માણસોએ પ્રયત્ન કરી જોયા. બકરાને ખૂબ ખવડાવે પણ જ્યાં દરબારમાં આવે અને રાજા બકરાને ઘાસ નાંખે, એટલે બકરો તે ઘાસ ખાવા લાગે.

એક સત્સંગીને લાગ્યું કે રાજાની આ જાહેરાત પાછળ રહસ્ય છે, તત્વ છે. હું યુકિતથી કામ લઈશ. તે બકરાને ચરાવવા લઈ ગયો. બકરો જ્યાં ઘાસ ખાવા જાય કે તુરત તેના મોઢા ઉપર લાકડીનો ફટકો મારે. બકરાએ જેટલી વાર ઘાસ ખાવાનો પ્રયત્ન કર્યો તેટલી વાર લાકડીના ફટકાઓ મોઢા ઉપર પડયા. અંતે બકરાને ઠસી ગયું કે ઘાસમાં મુખ નાખીશ તો મને માર પડશે, મુખ ઉપર લાકડીનો પ્રહાર થશે.

સાંજના સત્સંગી બકરાને લઈને રાજા પાસે આવ્યો. બકરાને બિલકુલ ઘાસ ખવડાવ્યું ન હતું, છતાં રાજાને કહે મેં આને પેટ ભરીને ખવડાવ્યું છે. હવે અત્યારે તે બિલકુલ ઘાસ ખાશે નહિ. આપ પરીક્ષા કરી જુઓ.

રાજાએ બકરાને ઘાસ ખાવા નાંખ્યું પણ બકરો ઘાસ તરફ જોતો પણ નથી, અને તે ઘાસને સૂંઘતો પણ નથી. બકરાના મનમાં ઠસી ગયું હતું કે ઘાસ ખાવા જઈશ તો માર પડશે. બકરો ઘાસ ખાતો નથી.

બકરો એ બીજું કોઈ નહિ પણ મન એ જ બકરો છે. આ મણિરામ બકરા જેવો છે. પેલા બકરાને ઘાસ ચરાવવા લઈ જનારો એ જીવાત્મા છે. રાજા એ પરમાત્મા છે. મનને મારો, તેના ઉપર અંકુશ રાખો. મન સુધરે તો જીવન સુધરે. મનને વિવેકરૂપી લાકડી રોજ મારો. જીવને તૃપ્તિ ભોગથી થતી નથી; તૃપ્તિ ત્યાગમાં છે.

મન અહંતા મમતાથી ભરેલું છે. મન માગે ત્યારે મનને વિવેકરૂપી લાકડી મારશો, તો તે વશ થશે.

રામદાસ સ્વામીએ મનને બોધ આપ્યો છે. દૃઢ વૈરાગ્ય, તીવ્ર ભક્તિ અને યમનિયમાદિના અભ્યાસથી ચિત્ત વશ થાય અને સ્થિર થાય છે. અને છેવટે પ્રકૃતિ પણ ધીમે ધીમે અદૃશ્ય થાય છે.

સંસાર ઉપર વૈરાગ્ય લાવવા માટે એક જ ઉપાય છે. **जन्ममृत्यु जराव्याधि दुःखदोषानुदर्शनम् ॥**

આ જગતમાં સુખી થવાના બે જ માર્ગ છે: એક જ્ઞાનમાર્ગ અને બીજો ભક્તિમાર્ગ. જ્ઞાનમાર્ગ કહે છે, કે સર્વ છોડીને પરમાત્મા પાછળ પડો. વૈરાગ્ય વગર જ્ઞાન મળતું નથી. જ્ઞાનમાર્ગમાં વૈરાગ્ય મુખ્ય છે. જ્ઞાનમાર્ગમાં બધું છાડી દેવાનું છે. જ્ઞાની બધું છોડી દે છે અને એક ભગવાનને પકડી રાખે છે. જ્ઞાનમાર્ગમાં ત્યાગ મુખ્ય છે.



જ્ઞાનમાર્ગના આચાર્ય શિવજી છે. સર્વનો ત્યાગ કરવો કઠણ છે. ભકિતમાર્ગ કહે છે સર્વનો ત્યાગ કરવો એ અઘરું છે, એના કરતા સર્વમાં ઈશ્વર છે એમ માની સર્વ સાથે વિવેકથી પ્રેમ કરો. ભકિતમાર્ગમાં ભગવત ભાવ રાખી સર્વ સમર્પણ કરવાનું છે. ભકિતમાર્ગમાં કાંઇ છોડવાનું નથી. વૈષ્ણવ હશે એ કહેશે આ કેળાંની છાલમાં પણ શ્રીકૃષ્ણ છે. તેને ગાયને ખવડાવીશ. ભકિતમાર્ગમાં સમર્પણ મુખ્ય છે. ભકિતમાર્ગના આચાર્ય શ્રીકૃષ્ણ છે, ભગવાન શ્રીકૃષ્ણ સર્વ ઉપર પ્રેમ કરે છે. ભકિતમાર્ગમાં સર્વ સાથે પ્રેમ કરવાનો હોય છે. ભગવાન જેવો પ્રેમ કરનાર કોઇ થયો નથી અને થવાનો નથી. એક વખત ભૃગુઋષિ વૈકુંઠમાં આવ્યા. ભગવાન સૂતેલા છે. લક્ષ્મીજી ચરણની સેવા કરે છે. આ કોઈ વિલાસી લાગે છે. આને મોટો દેવ કોણ કહે? આવેલા પરીક્ષા કરવા એટલે એકદમ આવીને ભગવાનની છાતી ઉપર લાત મારી. ભૃગુઋષિએ છાતીમાં લાત મારી તેમ છતાં છાતીમાં લાત મારનાર ઉપર પણ મારો કનૈયો પ્રેમ કરે છે. ભગવાન કહે છે, મારી છાતી સખત અને તમારાં ચરણ કોમળ. તમારાં ચરણને દુઃખ થયું હશે. જગતમાં આવો પ્રેમ કરનારો કોઈ છે? આવો પ્રેમ કરનારો કોઈ નથી, ઝેર આપનાર ઉપર પણ કનૈયો પ્રેમ કરે છે. પણ માતાજીને જરા ખોટું લાગ્યું. આવી રીતે પરીક્ષા થતી હશે? આ પરીક્ષા કરવાની રીત નથી. હું બ્રાહ્મણોને ત્યાં જઈશ નહિ. માતાજીએ બ્રાહ્મણોનો ત્યાગ કર્યો. એટલે ઘણેભાગે બ્રાહ્મણો ગરીબ હોય છે, જ્ઞાનીઓ માને છે કે આ શરીરનો સંબંધ થયો એટલે દુઃખ આવ્યું, એટલે જ્ઞાનીઓ આ શરીર સાથે પણ પ્રેમ કરતા નથી, પ્રેમ કરવો હોય તો સર્વ સાથે પ્રેમ કરો. અને કોઇ સાથે પ્રેમ ન કરવો હોય તો આ શરીર ઉપર પણ પ્રેમ ન કરવો અને એક પરમાત્મા ઉપર પ્રેમ કરવો. સર્વ સાથે પ્રેમ કરો અથવા સર્વનો ત્યાગ કરો. સર્વનો ત્યાગ તમારાથી ન થઈ શકે તો સર્વમાં ઇશ્વરનો ભાવ રાખી તેના સાથે પ્રેમ કરો. સર્વમાંથી મમતાનો ત્યાગ કરો અથવા સઘળું ઈશ્વરને અર્પણ કરી સર્વ કર્મફળનો ત્યાગ કરો.

દરેકમાં મમતા–મારાપણું એ સમર્પણ માર્ગ. અમુકમાં જ મમતા એ સ્વાર્થ–માર્ગ. આજે તો બધા સ્વાર્થમાર્ગી બન્યા છે

પૈસો મારો પરમેશ્વર, અને બૈરી મારો ગુરુ,
છૈયાં છોકરાં મારા શાલિગ્રામ, હું પૂજા કોની કરું?

સંસારમાંથી જે ન જાગે તેને કન્હૈયો મળતો નથી. કંસ એ કામ અને અભિમાન છે. એ સૌને કારાગૃહમાં રાખે છે.

જાગ્યો કોણ? કે જે મનથી વિષયસુખનો ત્યાગ કરી ભગવાનના નામના જપ કરે તે.

જગતમાં જાગ્યો કોણ? તુલસીદાસજી વર્ણન કરે છે:

**जानिये तबहिं जीव जग जागा ।**
**जब सब विषय विलास बिरागा ॥**

જ્યારે સઘળા વિષય વિલાસો ઉપર વૈરાગ્ય આવે, ત્યારે સમજવું કે એ જીવ જગતમાં જાગ્યો છે.

મા, અનાદિકાળથી આ મન સંસારમાં ભટકતું આવ્યું છે. સત્સંગથી મન સુધરે છે વાસનાનો ત્યાગ કરવાથી મન સુધરે છે વિવેકી પુરુષો સંગ અથવા આસકિતને આત્માનુ બંધન માને છે, પરંતુ એ સગ અથવા આસકિત જ્યારે સંત મહાત્માઓ પ્રતિ થાય છે, તો મોક્ષનું દ્વાર ખુલ્લું થઈ જાય છે માટે સત્સંગ કરવો.

દેવહૂતિ કહે છે :—આપ સત્સંગ કરવાની આજ્ઞા આપો છો, પણ મને જગતમાં ક્યાંય સંત દેખાતા નથી.

કપિલ ભગવાન કહે છે :—મા, ત્યારે માનવું કે મારું પાપ છે. પાપ હોય તો સંત મળે તો પણ તેમાં સદ્ભાવના થતી નથી. મા, સંત શોધવા તું ક્યાં જઇશ ? તું સંત થા, એટલે સંત તને મળશે.

એકનાથ, તુકારામ, નરસિંહ ગૃહસ્થાશ્રમી હતા. તેઓ ઘરમાં રહીને સંત થયેલા છે. સંતોના લક્ષણો જીવનમાં ઉતારો તો સંત થશો.

સત્સંગ વગર સુખ મળતું નથી. સંત થયા વિના સાચા સંતો મળશે નહિ, દૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિ બને છે. હનુમાનજીને ક્રોધમાં આંખ લાલ થવાથી ધોળાં ફૂલ પણ લાલ દેખાયાં હતાં,

એકનાથ મહારાજ રામાયણનાં સુંદરકાંડની કથા કરી રહ્યા હતા.

આ સુંદરકાંડમાં સઘળું સુંદર છે **सुन्दरे सुन्दरंसर्वम्**। સુંદરકાંડનું નામ સુંદર એટલા માટે રાખ્યું છે કે હનુમાનજીને તેમાં માતાજીના પરાભક્તિનાં દર્શન થયાં છે

બ્રહ્મચર્ય અને રામનામની શક્તિ હોય, તો આ દરિયો—આ સંસારસાગર—ઓળંગાય. હનુમાનજી જેવા હોય તે જ આ દરિયો ઓળંગી શકે. દરિયો ઓળંગી હનુમાનજી અશોકવનમાં આવ્યા છે એકનાથ મહારાજે કથામાં કહ્યું કે હનુમાનજી જ્યારે અશોકવનમાં આવ્યા, ત્યારે ત્યાંના ફૂલઝાડો ઉપર ધોળાં ફૂલો ખીલી રહ્યાં હતાં. સીતાજી જ્યાં હોય તે અશોકવન. ભક્તિ જ્યાં હોય ત્યાં શોક ન હોય.

હનુમાનજી ત્યાં કથા સાંભળવા આવેલા. હનુમાનજીએ પ્રગટ થઈ વિરોધ નોંધાવ્યો. મહારાજ તમે ખોટું કહી રહ્યા છો. મેં તે વખતે અશોકવનમાં મારી આંખોએ પ્રત્યક્ષ રીતે ફૂલો જોયેલાં, તે વખતે ફૂલો ધોળાં નહિ પણ રાતાં હતાં. એકનાથ મહારાજે કહ્યું, મારા સીતારામજીને રીઝાવીને હું કથા કરું છું. મને જેવું દેખાય છે તેવું વર્ણન કરું છું. છેવટે ઝગડો રામચંદ્રજી પાસે ગયો. રામજીએ કહ્યું, તમે બંને સાચા છો. ફૂલો ધોળાં હતાં. પરંતુ હનુમાનજીની આંખો તે વખતે ક્રોધથી લાલ થયેલી હતી, એટલે એમને ફૂલો રાતાં દેખાયાં. બાકી ફૂલો ધોળાં હતાં.

જેવી મનુષ્યની દૃષ્ટિ હશે તેવી તેને સૃષ્ટિ દેખાશે. દુર્યોધનને જગતમાં કોઈ સંત ન દેખાયો, બધા દુર્જન જ માલૂમ પડ્યા. ત્યારે યુધિષ્ઠિરને જગતમાં કોઈ દુર્જન ન દેખાયો, તેમને બધા સજ્જન લાગ્યા.

સંતોના ધર્મો : સંતોનાં લક્ષણોમાં તિતિક્ષાને પ્રાધાન્ય આપવામાં આવેલું છે. સહન કરો તો સુખી થશો.

સંતોનાં ચરિત્રો વાંચો. સંતોને ખૂબ દુઃખ પડયું છે પણ તે દુઃખોની અસર સંતોનાં મન ઉપર થતી નથી. અતિશય સહન કરે છે સંત.

એકનાથ મહારાજ પૈઠણમાં રહેતા. ગોદાવરી નદી ઉપર જવાના માર્ગ ઉપર એક પઠાણ રહે. તે માર્ગથી જે હિંદુઓ સ્નાન કરીને જાય તેઓને પઠાણ બહુ તંગ કરતો. એકનાથ મહારાજ પણ એ જ રસ્તેથી ગોદાવરીમાં સ્નાન કરવા જતાં હતા. પઠાણ મહારાજને પણ તંગ કરતો પણ એકનાથજી સર્વ સહન કરે. એક દિવસ પઠાણને થયુ



આ મનુષ્ય ગુસ્સો કેમ કરતો નથી. આજે તેને ગુસ્સે કરવો જ છે. એકનાથજી મહારાજ ગોદાવરી નદીમાં સ્નાન કરીને પાછા ફરતા હતા. પેલો યવન મહારાજ ઉપર થૂંકયો. મહારાજ ફરીથી સ્નાન કરવા ગયા પણ યવન ઉપર ગુસ્સે થયા નહીં. મહારાજ વારંવાર સ્નાન કરવા જાય અને યવન તેના ઉપર થૂંકે. મહારાજ ગોદાવરી માને કહે, તું ફરી ફરી મને સ્નાન કરવા બોલાવે છે, તારી કૃપા છે. યવન તેનો રસ્તો ન છોડે ત્યાં સુધી મારે મારો રસ્તો છોડવો નથી. યવન આ પ્રમાણે એક સો આઠ વાર થૂંકયો છે. મહારાજ ૧૦૮ વાર સ્નાન કરવા ગયા છે. યવન શરમાયો, મહારાજના પગે પડી ક્ષમા માગી. આપ સંત છો, આપ ઈશ્વર છો. હું તમને ઓળખી શકયો નહિ. મહારાજ કહે, એમાં ક્ષમા કરવા જેવું શું છે ? તારા લીધે આજે ૧૦૮ વાર ગોદાવરીમાં સ્નાન કરવાનું પુણ્ય મને મળ્યું.

શાંતિ તેની કાયમ રહે છે જે અંદરથી ઈશ્વરનું અનુસંધાન રાખે છે. ઈશ્વરથી દૂર છે તેને શાંતિ ક્યાંથી ?

મા, ખૂબ સહન કરે છે તે સંત બને છે. અતિશય વિપત્તિમાં પણ જે ઈશ્વરનો અનુગ્રહ સમજે એ મહાન વૈષ્ણવ.

દુષ્ટ લોકો કોઈનું સારું જોઈ શકતા નથી. દુષ્ટ લોકોએ તુકારામને ગધેડા ઉપર બેસાડ્યા છે. તુકારામની પત્નીને આથી દુઃખ થાય છે. તુકારામ પત્નીને કહે છે, મારા વિઠ્ઠલનાથે મારા માટે ગરુડ મોકલ્યું છે, તેના ઉપર બેઠો છું. સર્વને ગધેડો દેખાય છે. તુકારામની પત્નીને ગરુડ દેખાય છે. જગતમાં ખૂબ સહન કરો. જગતમાં અંધારું છે એટલે પ્રકાશની કિંમત છે.

તિતિક્ષા એ સંતોનું પહેલું લક્ષણ બતાવ્યું, કરુણા બીજું. સર્વ દેહધારીઓ પ્રતિ સુહૃદયભાવ ત્રીજું. અજાતશત્રુ, શાંત સરળ સ્વભાવ વગેરે લક્ષણો બતાવ્યાં. શાંતિની પરીક્ષા પ્રતિકૂળતામાં થાય છે. અર્થનું–પૈસાનું અનુસંધાન રોજ રાખો છો. પરંતુ તે સાથે પરમાત્માનું અનુસંધાન રાખશો તો પૈસો પણ મળશે અને શાંતિ પણ મળશે. ભાગવતકાર કહે છે, આ જીવનગાડીના ફક્ત પાટા જ બદલવાના છે. ઈશ્વર માટે કાંઈક ત્યાગ કરો.

સંત પ્રભુના માટે સર્વનો ત્યાગ કરે છે. **मत्कृते त्यक्तकर्माणः त्यक्तस्वजनबान्धवाः**। સંત મારા માટે સંપૂર્ણ કર્મ તથા તેમના સગાસંબંધીઓનો ત્યાગ કરે છે. સંતો પરમાત્મા માટે સંસારના વિષયોનો બુદ્ધિપૂર્વક ત્યાગ કરે છે.

ભગવાન કસોટી કરીને અપનાવે છે.

ભૂખે મારું, ભૂખે સુવાડું,
તનની પાડું છાલ, પછી કરીશ ન્યાલ.

નરસિંહ મહેતાની બહુ કસોટી કરેલી. મહેતાજીએ માગ્યું—ભગવાન, કળીયુગમાં આવી કસોટી કરશો નહિ. આવી કસોટી કરશો, તો કોઈ તમારી સેવા કરશે નહીં.

મારા પરાયણ રહીને મારી પ્રવિત્ર કથાઓનું શ્રવણ, કીર્તન કરે તથા મારામાં ચિત્ત લગાવીને રહે એટલે ભક્તિનો વિકાસ થાય છે. ભગવાનની કથા સાંભળવાથી

શ્રદ્ધા દૃઢ થાય છે. તે પછી ભગવાન તરફ આસકિત વધે છે. ભગવાન તરફ આસક્તિ વધે છે એટલે વ્યસનાત્મિકા ભક્તિ પ્રાપ્ત થાય છે. ભક્તિ વ્યસનરૂપ બને ત્યારે એને મુક્તિ સુલભ થાય છે. ભક્તિ જ્યારે વ્યસનની ઉગ્રતા જેવી બને છે ત્યારે તે ઈશ્વર પાસે લઈ જાય છે.

મા, તીવ્ર ભક્તિ વગર મુકિત મળતી નથી. તીવ્ર ભકિત એટલે વ્યસનાત્મિકાભકિત.

તુકારામે ભકતની સુંદર વ્યાખ્યા આપી છે. એક ક્ષણ પણ ભગવાનથી વિભકત ન થાય એ ભકત. વ્યવહારનું કાર્ય કરતાં ભગવાનથી વિભકત ન થાય તેનું નામ ભકત.

**तीव्रेण भक्तियोगेन ।**

માતા દેવહૂતિને તીવ્રભકિત કરવા આજ્ઞા આપી છે. તીવ્રભકિત એટલે ઈશ્વરથી એક પણ ક્ષણ વિભકત ન થવું તે.

આ પ્રકારે પ્રકૃતિના ગુણોમાંથી ઉત્પન્ન થયેલા શબ્દાદિ વિષયોનો ત્યાગ કરીને વૈરાગ્ય યુકત જ્ઞાનથી, યોગથી અને મારા પ્રતિ કરવામાં આવેલી સુદૃઢ ભકિતથી મનુષ્ય આ જ શરીરમાં પોતાના અંતરાત્મા એવા મને પ્રાપ્ત કરી લે છે.

પરંતુ ભગવાનની અહૈતુકી નિષ્કામ ભકિત મુકિત કરતાં પણ શ્રેષ્ઠ છે.

કપિલ ભગવાન માતા દેવહૂતિને કહે છે :

આ બધું દેખાય છે તે સાચું નથી. સ્વપ્ન ખોટું છે છતાં સુખદુઃખ આપે છે. જેમ સ્વપ્ન જોનાર મનુષ્યને પોતાનું મસ્તક છેદાયા વિના પણ મારું મસ્તક છેદાયું એવી ભ્રાંતિ થાય છે અને તે રડે છે, તેમ જીવાત્માને અવિદ્યા વડે સર્વે પ્રકારની ભ્રાંતિ થાય છે. આને માયા કહે છે. સ્વપ્નમાં કોઈ વસ્તુ નથી છતાં દેખાય છે. તેવી રીતે જાગૃત અવસ્થામાં તત્ત્વદૃષ્ટિથી કાંઈ ન હોવા છતાં માયાથી, અજ્ઞાનથી બધું ભાસે છે.

મા, જગત સ્વપ્ન જેવું છે. આ સિદ્ધાંત ભાગવતમાં વારંવાર એટલા માટે કહેવામાં આવ્યો છે કે જગતના પદાર્થોમાં મોહ ન થાય. સંસારના વિષયોમાં પૂર્ણ વૈરાગ્ય આવે એટલે આ પ્રમાણે કહેવામાં આવે છે.

સંસારનાં સુખો ભોગવવાની લાલસા હોય ત્યાંસુધી માનવું કે હું સૂતેલો છું. જાગતાને કનૈયો મળે છે. સુખ ભોગવવાની ઇચ્છા મહાન દુઃખ છે. ભગવત ધ્યાનમાં જગત ભૂલાય ત્યારે બ્રહ્મસંબંધ થાય છે. ધ્યાનમાં પ્રથમ શરીરને સ્થિર કરો, આંખને સ્થિર કરો, મનને સ્થિર કરો.

શરીર અને આંખ સ્થિર ન થાય ત્યાંસુધી મન સ્થિર થતું નથી. આંખમાં કૃષ્ણ સ્થિર થાય ત્યારે મન શુદ્ધ થાય છે. ભાગવત ગોવર્ધનનાથનું સ્વરૂપ છે. તે શ્રીકૃષ્ણના સ્વરૂપમાં ધ્યાન રાખી કથા સાંભળો. આંખ શ્રીકૃષ્ણમાં અને પ્રાણને કાનમાં રાખી કથા સાંભળો.

જેને ધ્યાન કરવું છે તે એક આસને બેસે. ધ્યાનમાં મનને સ્થિર કરવું. ધ્યાન કરવા બેસો ત્યારે સંસારને મનમાંથી બહાર કાઢો.

ધ્યાન કરવાથી મન સ્થિર થાય છે. ધ્યાન વગર દર્શન પરિપૂર્ણ થાય નહિ.



ભોગભૂમિમાં રહી ભગવાનનું ધ્યાન કરવું કઠણ છે. સંસારમાં રહી જ્ઞાન, ભકિતમાં નિષ્ઠા રાખવી મુશ્કેલ છે. ભૂમિની અસર મન ઉપર થાય છે. ધ્યાન કરનારે પવિત્ર અને એકાંત સ્થાનમાં ધ્યાન કરવા બેસવું.

માતા, જેને ધ્યાન કરવું છે તે પવિત્ર અને પરિમિત અન્નનું સેવન કરે. આહાર અલ્પ અને સાત્વિક હોવો જોઈએ. જેનું પેટ ભારે થાય, પેટમાં અજીર્ણ થાય તે બ્રહ્મચર્ય પાળી શકતો નથી.

મા, જેને ધ્યાન કરવું છે તે ચોરી ન કરે. **अस्तेयम्।** અનેક વાર મનુષ્ય આંખ અને મનથી ચોરી કરે છે. પારકી વસ્તુ જોઈ મનથી તેનું ચિંતન કરે એ ચોરી છે.

ધ્યાન કરવું છે તેણે બ્રહ્મચર્ય પાળવું જોઈએ. સર્વ ઇન્દ્રિયોથી બ્રહ્મચર્ય પાળવું જોઈએ. શરીરથી બ્રહ્મચર્ય ઘણા પાળે છે પણ મનથી પાળતા નથી. મનથી બ્રહ્મચર્યનો ભંગ શરીરથી બ્રહ્મચર્યનો ભંગ કર્યા સમાન જ છે. ચોરી આંખથી કરો કે મનથી કરો. આખરે તો ચોરી જ છે. માટે પ્રત્યેક ઇન્દ્રિયથી બ્રહ્મચર્ય પાળવાનું. શરીરથી નહિ મનથી પણ બ્રહ્મચર્ય પાળો. એક દિવસ બ્રહ્મચર્યનો ભંગ થાય છે તો ચાલીસ દિવસ સુધી મન સ્થિર થતું નથી. દેહનું ભાન છે, ત્યાંસુધી ધર્મ છોડવો નહિ.

તે પછી ધ્યાનની વિધિ બતાવી. જેનું આગળ વર્ણન થઇ ગયું છે.

માતા દેવહૂતિને કપિલ ભગવાને ધ્યાન કરવાની આજ્ઞા આપી છે. ધ્યાન વગર ઈશ્વરનો અનુભવ થતો નથી. રાત્રે સૂતા પહેલાં પરમાત્માનું ધ્યાન કરો.

મા, પરમાત્માનાં અનેક સ્વરૂપો છે. તેમાંથી કોઈને ઇષ્ટદેવ માની તેનું ધ્યાન કરો.

વ્યાસજીએ કોઈપણ ખાસ સ્વરૂપનું ધ્યાન કરવાનો આગ્રહ રાખ્યો નથી. પણ તમને જે સ્વરૂપ ગમે તેનું ધ્યાન કરો.

મા, ચતુર્ભુજ નારાયણ ભગવાનનું તમે ધ્યાન કરો.

ધ્યાન કરતાં પહેલાં ઠાકોરજી સાથે સંબંધ જોડવો પડે છે. દાસ્યભકિતમાં પહેલાં ચરણ ઉપર દૃષ્ટિ સ્થિર કરવી પડે છે.

વારંવાર મનને એક સ્વરૂપમાં સ્થિર કરો. ધ્યાનમાં તન્મયતા થાય, એટલે સંસાર ભૂલાય છે. ધ્યાનમાં દેહભાન અને જગતનું ભાન ભૂલાય છે. જેમ જેમ સંસારનું વિસ્મરણ થાય છે તેમ તેમ પ્રભુ સ્મરણમાં આનંદ આવે છે.

ખાંડની પૂતળી સાગરની ઊંડાઈ પામવા ગઈ તે પાછી આવી જ નહિ. પરમાત્મા દરિયા જેમ વ્યાપક છે, વિશાળ છે. જ્ઞાની પુરુષો પરમાત્માનાં રૂપ સાથે એવા મળી જાય છે કે તે પછી તે કહી શકતા નથી કે હું જાણું છું કે હું જાણતો નથી. ધ્યાન કરતાં ધ્યાન કરનારો ધ્યેયમાં મળી જાય છે. આ જ અદ્વૈત છે. ધ્યાન કરનારનું "હુંપણું" ઈશ્વરમાં મળી જાય છે. દેહભાન ભૂલાય, ત્યારે જીવ અને શિવ એક થાય છે.

કેટલાક જ્ઞાનીઓ ભેદભાવથી ધ્યાન કરે છે. કેટલાક જ્ઞાનીઓ અભેદભાવથી ધ્યાન કરે છે. પ્રથમ ભેદભાવથી ધ્યાન કરે છે, પછી અભેદભાવથી.

તે પછી જીવનું જીવપણું ઈશ્વરમાં મળી જાય છે. જીવનું જીવપણું રહેતું નથી.
જેમ ઇયળ ભમરીનું ચિંતન કરતાં કરતાં ભમરી બને છે તેમ જીવ ઈશ્વરનું ચિંતન કરતાં
કરતાં ઈશ્વરમય બને છે. જીવ ઈશ્વરનું મિલન થયું તે પછી જીવભાવ રહેતો નથી.

તુલસીદાસજીએ પણ માનસમાં કહ્યું છે :

**सोई जानइ जेहि देहु जनाई ।**
**जानत तुम्हहि तुमही होइ जाई ॥**

પણ એને કોણ જાણી શકે ? જેના ઉપર તે કૃપા કરે તે જ તેને (ઈશ્વરને) જાણી શકે
છે. અને તેને જાણ્યાં પછી તે તેમય ઈશ્વરમય થઈ જાય છે.

ધ્યાન કરનારો જે સ્વરૂપનું ધ્યાન કરે છે, તે ધ્યેયની શકિત ધ્યાતામાં, ધ્યાન
કરનારમાં આવે છે.

શંકરાચાર્યના જીવનમાં કથા આવે છે. એક યવન શંકરાચાર્યને મળ્યો. કહ્યું,
મારે ભૈરવ યજ્ઞ કરવો છે. પૃથ્વીના સાર્વભૌમ રાજાના મસ્તકની આહુતિ ભૈરવ યજ્ઞમાં
કરવી પડે છે. તે તો મળે તેમ નથી. માટે તમે તમારું મસ્તક મને આપો. તમે
કહો છો, આત્મા, પરમાત્માથી દેહ જુદો છે. દેહ આપવાથી તમે મરવાના નથી. તો
તમારું મસ્તક મને આપો.

શંકરાચાર્યે કહ્યું :—મારા શરીરના મસ્તકથી તારું કામ થતું હોય તો લઈ જા.
દેહાધ્યાસ દૂર થયો હતો. માથું આપવા તૈયાર થયા છે.
શિષ્યો ન હોય અને હું ધ્યાનમાં બેસું ત્યારે આવીને મસ્તક લઈ જજે.
મઠમાં કોઈ નથી તે જાણ્યું. યવન મસ્તક કાપીને લઈ જવા આવ્યા.

ભગવાન શંકરના શિષ્ય પદ્મપાદ હતા. તેઓ નૃસિંહ સ્વામીના ભક્ત.
પદ્મપાદને ગંગાકિનારે અનેક અપશુકન થાય છે. તે દોડતા દોડતા પાછા મઠમાં આવે છે.
જોયું તો યવન તલવાર લઈને ગુરુદેવનું શિર કાપવા તૈયાર થયો છે. પદ્મપાદને
એકદમ ક્રોધ આવ્યો. સિંહ બની તેણે યવનને ચીરી નાંખ્યો.

આ પ્રસંગ બતાવે છે કે ઉપાસકમાં ઉપાસ્યની દિવ્યશક્તિ આવે છે. નૃસિંહ
સ્વામીનું ધ્યાન કરતાં કરતાં પદ્મપાદના દેહમાં નૃસિંહનો આવેશ આવ્યો છે.
શુકદેવજી વર્ણન કરે છે :–મદિરા મદાંધને દેહનું ભાન રહેતું નથી. તેમ ધ્યાન
કરતાં જે દેહભાન ભૂલે છે તેની પાછળ પાછળ ભગવાન ભમે છે. પ્રભુ પ્રેમમાં જે
પાગલ થયો છે તે સુખી છે. બાકીના સર્વ દુઃખી છે.

ભગવાન વિના બીજું કાંઈ નથી. હું જોનારો પણ ભગવતરૂપ થયો છું. આ
અપરોક્ષ સાક્ષાત્કાર છે. એવી તન્મયતા થાય તો ભક્તિ સુલભ છે.

માતા, આ સર્વ કરતાં શ્રીકૃષ્ણનું ધ્યાન કરતાં જે દેહભાન ભૂલે તે સર્વથી
શ્રેષ્ઠ છે. ભગવત ભકતો પ્રારબ્ધકર્મને મિથ્યા કરી શકે છે તેથી શ્રેષ્ઠ છે.

પ્રેમ અન્યોન્ય હોય છે. તમે ઠાકોરજીનું સ્મરણ કરશો તો ઠાકોરજી તમને
ભૂલશે નહીં.



નારદજી એકવાર વૈકુંઠલોકમાં આવ્યા. લક્ષ્મીજીને જોયા પણ ભગવાન ન
દેખાયા. શોધતાં શોધતાં ભગવાનને છેવટે ધ્યાનમાં બેઠેલા જોયા. નારદજી પૂછે છે
:–તમે કોનું ધ્યાન કરો છો ?

ભગવાન કહે : હું મારા ભક્તોનું ધ્યાન કરું છું.
ભગવાન પોતાના લાડીલા ભક્તોનું ધ્યાન કરે છે.

નારદજી કહે :–મહારાજ, આ વૈષ્ણવો તમારા કરતાં પણ શ્રેષ્ઠ છે ? કે જેથી
તમે તેનું ધ્યાન કરો છો.

ભગવાન કહે : હા, તે મારા કરતાં પણ શ્રેષ્ઠ છે.
નારદ કહે :–તે સિદ્ધ કરી આપો.

ભગવાન પૂછે છે :–જગતમાં મોટામાં મોટું કોણ ?

નારદ કહે, પૃથ્વી. ભગવાન કહે, પૃથ્વી શાની મોટી ? પૃથ્વી તો શેષનાગની
ફણા ઉપર રહેલી છે.

નારદજી :–તો શેષનાગ મોટા ?

ભગવાન કહે :–અરે એ શેષનાગ શાના મોટા ? શેષ કાયકા બડા વે તો
શંકરજીકે હાથકા કડા હૈ. તા શેષ કરતાં શિવજી મહાન થયા. અરે તેનાથી રાવણ
જબરો કે જેણે કૈલાસને ઉઠાવ્યો. ત્યારે રાવણ મોટો ? અરે રાવણ શાનો મોટો ?
વાલી રાવણને બગલમાં દબાવીને સંધ્યા કરતો. માટે વાલી મોટો ? વાલી શાનો
મોટો ? વાલીને રામજીએ મારેલો. ત્યારે આપ સર્વથી શ્રેષ્ઠ છો ?

ભગવાન કહે છે : ના, હું પણ શ્રેષ્ઠ નથી. મારા કરતાં મારા ભકતો શ્રેષ્ઠ છે.
કારણ આખું જગત મારા હૈયામાં પણ હું ભક્તોના હૈયામાં. જગત મારા હૈયામાં
છે. પરંતુ મને હૈયામાં રાખીને જે ભક્તો વ્યવહાર કરે છે એવા જ્ઞાની ભક્તો
મારાથી શ્રેષ્ઠ છે, સર્વથી શ્રેષ્ઠ છે. ભગવાનના ભકતો ભગવાનથી પણ વધે છે.

**राम ते अधिक रामकरदासा ।**

મારા નિષ્કામ ભકતો કોઈપણ પ્રકારની મુકિતની ઇચ્છા પણ કરતા નથી.
મારી સેવા વિના બીજી કોઈ ઇચ્છા તેઓ રાખતા નથી.

**सालोक्य सार्ष्टिसामीप्य सारूप्यैकत्वमप्युत ॥**
**दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ।**

ભા. ૩–૨૯–૧૩

એવા નિષ્કામ ભકતો મારી સેવાને છોડીને આપવામાં આવે તો પણ સાલોકય,
સાર્ષ્ટિ, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય મુકિતઓને લેતા નથી.

નરસિંહ મહેતાએ પણ ગાયું છે :–

હરિના જન તો મુકિત ન માંગે, માંગે જન્મોજનમ અવતાર રે,
નિત સેવા નિત કીર્તન ઓચ્છવ, નીરખવા નંદકુમાર રે.
ધન્ય વૃંદાવન, ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજનાં વાસી રે,

અષ્ટ મહાસિદ્ધિ આંગણીયે રે ઊભી. મુકિત છે એમની દાસી રે.
ભૂતળ ભકિત પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહિ રે.

મારા ભકતો મારાં પ્રેમરૂપ અપ્રાકૃત સ્વરૂપને પામે છે. ત્યારે દેહગેહમાં આસકત પુરુષ અધોગતિને પામે છે.

મા, વધુ શું કહું ? ઈશ્વરથી વિખૂટા પડેલા જીવને સુખ નથી.

મા, વૃદ્ધાવસ્થામાં આ શરીર ઘરડું બને છે. પણ મન અને બુદ્ધિ તો જુવાન રહે છે. જુવાનીમાં ભોગવેલા સુખનું મન વારંવાર ચિંતન કરે છે. ભગવાનનું ચિંતન ન થાય તો વાંધો નહિ પણ સંસારના વિષયોનું ચિંતન કરશો નહિ. વૃદ્ધાવસ્થામાં દુઃખ ભોગવવું પડે છે. કોઈ સેવા કરતું નથી.

તમારા માતાપિતાની સેવા જો તમે કરશો, તો વૃદ્ધાવસ્થામાં તમારાં બાળકો તમારી સેવા કરશે. માતા–પિતા, ગુરુ, અતિથિ અને સૂર્ય એ ચાર આ સંસારમાં પ્રત્યક્ષ દેવ છે. તેની સેવા કરજો.

વૃદ્ધાવસ્થામાં પૈસો ન હોય તો કૂતરા જેવી મનુષ્યની દશા થાય છે. **गृहपाल इवाहरन्।** વૃદ્ધાવસ્થામાં ડોસો દુઃખી થાય છે પણ મમતા છોડતો નથી. બીજાને સુખી કરશો તો તમે સુખી થશો.

વૃદ્ધાવસ્થામાં શરીર દુર્બળ થવા છતાં સત્સંગ અને ભજન કરે તો મન અને જીભ જુવાન બને છે. ખાધેલું પચતું નથી, છતાં ખાવાની વારંવાર ઇચ્છા થાય છે. વૃદ્ધાવસ્થામાં આ લૂલી બહુ પજવે છે. વૃદ્ધાવસ્થામાં શરીર દુર્બળ બને છે. શરીર સારું છે ત્યાં સુધી બાજી હાથમાં છે. ત્યાં સુધીમાં પ્રભુને રાજી કરો તો બેડો પાર છે. પથારીમાં ડોસો પડ્યો છે. પથારીમાં મળમૂત્ર થાય છે. કેટલાક પાપી પુરુષોને નરક યાતના આ લોકમાં જ ભોગવવી પડે છે. મરતાં પહેલાં છ મહિના અગાઉ યમદૂત સ્વપ્નમાં દેખાય છે. વૃદ્ધાવસ્થામાં અતિ પાપીને યમદૂત દેખાય છે. મરણ પથારીમાં પડ્યા પછી જેના માટે પૈસાનું પાણી કર્યું તે લોકો જ જલદી મરે તેવી ઇચ્છા રાખે છે. આપ્તવર્ગ પણ મને કંઈ આપશે એ ઇચ્છાથી સેવા કરે છે. બધા સ્વાર્થનાં સગાં ભેગાં થાય છે. ભાગવતમાં સગાંઓને શિયાળ કૂતરાં જેવાં કહ્યાં છે. આ છોકરીઓ લાલચુડી હોય છે. બાપાની ખરાબ તબિયતના સમાચાર સાંભળી દોડતી આવે છે. બાપા, હુ તમારી મણિ. મને ન ઓળખી ? પણ આ મણિબહેનનું કાંઈ અજવાળું પડતું નથી. ડોસો એકલો રડતો રડતો જાય છે. જાણે છે કે હું જઈશ ત્યારે કોઈ સ્ત્રી પુત્ર સાથે આવશે નહિ. મારે એકલાને જવું પડશે. છતાં વિવેક રહેતો નથી. યમદૂતો આ જીવાત્માને શરીરમાંથી બહાર કાઢે છે. અંતકાળમાં બે યમદૂતો આવે છે. પાપ પુરુષ અને પુણ્ય પુરુષ. પુણ્ય પુરુષ કહે છે, તને પુણ્ય કરવાની તક આપી છતાં પણ તેં પુણ્ય કર્યું નહિ. બન્ને યમદૂતો જીવાત્માને મારે છે. આ જીવ મરે છે ત્યારે અતિશય તરફડે છે. યમદૂતોની ગતિ પગથી આંખ સુધી હોય છે. બ્રહ્મરંધ્રમાં જે પ્રાણને સ્થિર કરે છે તેને યમદૂતો કાંઈ કરી શકતા નથી. મર્યા પછી પૂર્વજન્મ યાદ આવતો નથી. સ્થૂલ શરીરની અંદર સૂક્ષ્મ શરીર છે. તેની અંદર કારણ શરીર છે. સૂક્ષ્મ શરીરની અંદર રહેલી વાસનાઓ એ કારણ શરીર



છે. યમદૂતો જીવાત્માને સૂક્ષ્મ શરીર સાથે યમપુરીમાં લઈ જાય છે. અતિ પાપી માટે યમપુરીનો માર્ગ ભયંકર છે. પાપીને ગરમ રેતી ઉપર ચાલવું પડે છે. ચિત્રગુપ્ત જીવાત્માએ કરેલાં પાપ પુણ્ય જીવાત્માને યમ દરબારમાં સંભળાવે છે. ચૌદ સાક્ષીઓ સાક્ષી આપે છે. પછી જીવાત્માને પાપ કબૂલ કરવું પડે છે. પૃથ્વી, ચંદ્ર, વગેરે ચૌદ સાક્ષીઓ છે. પાપ પ્રમાણે નરકની સજા થાય છે. જો કોઈ જીવનાં પાપ પુણ્ય સરખાં હોય તો તે ચંદ્રલોકમાં જાય છે. પુણ્ય જ હોય તો સ્વર્ગમાં જાય છે. પુણ્ય ખૂટી જાય એટલે ફરીથી મનુષ્યલોકમાં જન્મ લેવો પડે છે. અનેક જન્મમરણનું દુઃખ ભોગવે છે.

વૃન્દાવનમાં એક મહાત્મા રહેતા હતા. મહાત્મા ધ્યાનમાં બેઠા હતા. તેવામાં એક ઉંદર પાછળ બિલાડી પડી. ઉંદર આવીને મહાત્માની ગોદમાં ભરાયો. મહાત્માને દયા આવી. ઉંદરને કહ્યું તું કહે તે પ્રમાણે તને બનાવી દઉં. ઉંદરની બુદ્ધિ કેટલી ? તેણે વિચાર્યું, હું બિલાડી બની જાઉં તો પછી કોઈની બીક ન રહે. કહે મને બિલાડી બનાવી દો. મહાત્માએ તેને બિલાડી બનાવી દીધી. એક દિવસ તે બિલાડી પાછળ કૂતરો પડ્યો. બિલાડીએ મહાત્માને કહ્યું, મને આ કૂતરાની બીક લાગે છે. મહારાજ મને કૂતરો બનાવી દો. હવે તે કૂતરો બન્યો. એક દિવસ જંગલમાં તે કૂતરા પાછળ વાઘ પડ્યો. કૂતરા કરતાં વાઘ થવું સારું. મહારાજ, મને વાઘ બનાવી દો. મહાત્માએ તેને વાઘ બનાવ્યો. વાઘ થયા પછી બુદ્ધિ બગડી ગઈ. હિંસા કરવાથી હિંસક વૃત્તિ જાગૃત થઈ. તેણે વિચાર્યું, આ મહારાજ મને ફરીથી ઉંદર બનાવી દેશે તો ભારે થશે. માટે ચાલ આ મહાત્માને જ ખાઈ જાઉં. મહારાજ કહે, અચ્છા બેટા, તું મને ખાવા આવ્યો છે. મહાત્માએ તેને ફરીથી ઉંદર બનાવી દીધો. આ ઉંદર બિલાડીની કથા નથી. આ આપણી કથા છે. આ જીવ એક વખત ઉંદર હતો, એક વખત બિલાડી હતો અને હવે તે માનવ થયો છે. ત્યારે તે કહેવા લાગ્યો કે હું ઈશ્વરમાં માનતો નથી. ધર્મમાં માનતો નથી. ભગવાન ત્યારે વિચારે છે બેટા, તું કયાં જઈશ. હું તને ફરીથી ઉંદર બિલાડી બનાવી દઈશ. આ મનુષ્ય જન્મમાં જો જીવ ઈશ્વરને ઓળખવાનો કે પામવાનો પ્રયત્ન ન કરે તો તેને ફરીથી પશુ બનવું પડે છે.

પશુ પક્ષીઓના અવતારમાં અનેક પ્રકારે દુઃખ ભોગવી જીવ મનુષ્યયોનિમાં આવે છે. જે દિવસે ગર્ભ રહે છે તે દિવસે પાણીના પરપોટા જેવો સૂક્ષ્મ હોય છે. દશ દિવસ પછી ફળ જેવો મોટો થાય છે. એક મહિનાના ગર્ભને માથું આવે છે, બે મહિનામાં હાથ પગ, ત્રણ મહિનામાં નખ–વાળ. ચાર મહિનામાં સાત ધાતુ, પાંચ મહિનામાં ભૂખ તરસનું જ્ઞાન, છ મહિનામાં માતાના પેટમાં ભ્રમણ, આ ક્રમ છે. જ્યાં અનેક જન્તુઓ ઉત્પન્ન થાય તેવા વિષ્ટા અને મૂત્રથી ભરેલા પોલાણમાં તેને રહેવું પડે છે. તે જન્તુઓ કરડે ત્યારે કેટલીક વાર તે મૂર્છા પામે છે. વળી માતાએ ખાધેલા તીખા, ઉના, ખારા, ખાટા ખોરાક વડે તેના સઘળા અંગમાં વેદના થાય છે. આ પ્રમાણે ગર્ભમાં અનેક પ્રકારનું દુઃખ ભોગવે છે. પાંજરામાં પક્ષી પુરાય તેમ રહે છે. પણ કંઈ પણ કરવાને તે અસમર્થ છે. સાતમે મહિને જીવાત્માને પૂર્વજન્મનું જ્ઞાન થાય છે. તે ગર્ભમાં પ્રભુની સ્તુતિ કરે છે, નાથ, મને બહાર કાઢો. ગર્ભવાસ અને નર્કવાસ સરખો છે. મને બહાર કાઢશો તો બહાર નીકળ્યા પછી હું તમારી ખૂબ સેવા કરીશ, ભકિત

કરીશ. ગર્ભમાં જીવ જ્ઞાની થાય છે. ભગવાન આગળ અનેક પ્રતિજ્ઞાઓ કરે છે. મને બહાર કાઢો, મને બહુ દુઃખ થાય છે. પ્રસવ પીડા વખતે અતિશય વેદનામાં પૂર્વજન્મનું જ્ઞાન હતું તે જીવ ભૂલી જાય છે. બહાર આવતી વખતે અતિશય દુઃખ થવાથી ગર્ભનું જ્ઞાન ભુલે છે. જીવ બાલ્યાવસ્થામાં, યૌવનમાં,વૃદ્ધાવસ્થામાં અનાદિકાળથી દુઃખ ભોગવે છે.

જન્મ અને મરણનું દુઃખ ભયંકર છે. આ બંને દુઃખ સરખાં છે. આ દુઃખોનો અંત આવતો નથી.

જ્યાં જન્મ થયો કે માયા એને સ્પશ કરે છે. સંસારમાં માયા કોઇને છોડતી નથી. જીવ એક જ વસ્તુ સાથે પ્રેમ કરે તો ઈશ્વરને ગમે છે. જીવ બાલ્યાવસ્થામાં મા સાથે, પછી રમકડાં સાથે પ્રેમ કરે છે. તે પછી મોટો થાય એટલે પુસ્તક સાથે પ્રેમ કરે છે. પછી પુસ્તકનો મોહ ઊડી જાય છે. તે પછી પૈસા સાથે પ્રેમ કરવા લાગે છે. પૈસાનો પ્રેમ પણ ટકતો નથી, પછી લાડી સાથે પ્રેમ કરે છે. કહે છે, તારા માટે હજારો ખર્ચવા તૈયાર છું. પેલી નચાવે તેમ નાચે છે. લાડી સાથે પ્રેમ કાયમ રહેતો નથી. બે ચાર છોકરાંઓ થાય છે એટલે ગભરામણ થાય છે. છોકરાંઓ થાય છે એટલે સ્રીમાંથી મોહ ઓછા થાય છે. આ પ્રભુની માયા વિચિત્ર છે. પરણેલો પણ પસ્તાય છે અને ન પરણેલો પણ પસ્તાય છે.

અનેક જન્મોથી આ પ્રમાણે જીવ ભટકતો આવ્યો છે. મા, હવે ક્યાં સુધી તારે ભટકવું છે. તને કંટાળો આવ્યો નથી ? મા તારા મનને સંસારના વિષયોમાંથી હટાવી પ્રભુમાં મનને સ્થિર કરજે. પરમાત્માનાં ચરણનો આશ્રય કરી જન્મમરણના ત્રાસમાંથી મુકત થવા પ્રયત્ન કરી જે મુકત થયો તેનું જીવન સફળ થયું.

માતાને ઉપદેશ આપી કપિલ ભગવાન ત્યાંથી ઊઠ્યા છે. માતાજીની આજ્ઞા માગે છે કે હું જાઉં છું. ભગવાન કલકત્તા પાસે ગંગાસાગરના સંગમ તીર્થમાં પધાર્યા. આજ પણ કપિલ ભગવાનનાં ત્યાં દર્શન થાય છે. કપિલ નારાયણનું સ્વાગત સમુદ્રે કર્યું છે. માતા દેવહૂતિ સરસ્વતિના કિનારે વિરાજેલા છે. સ્નાન કરે છે, ધ્યાન કરે છે. એટલે મનની શુદ્ધિ થાય છે. માતા દેવહૂતિને નારાયણનું ચિંતન કરતા કરતા મુકિત મળી છે. દેવહૂતિ માતાને સિદ્ધિ મળી તેથી ગામનું નામ સિદ્ધપુર પડ્યું છે. દેવહૂતિના ઉદ્ધારથી તેનું બીજું નામ માતૃગયા પણ કહે છે. આ કપિલગીતા સાંભળવાથી શ્રોતા વકતાઓનાં અનેક પાપોનો નાશ થાય છે.

નાના પ્રકારના કર્મો, યજ્ઞ, દાન, તપ, વેદાધ્યયન, વેદવિચાર, મન તથા ઇન્દ્રિયોનો સંયમ, કર્મનો ત્યાગ, અનેક પ્રકારનો યોગાભ્યાસ, ભકિતયોગ, પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાગ, સકામ અને નિષ્કામ ધર્મો, આત્મતત્ત્વનું જ્ઞાન અને દૃઢ વૈરાગ્ય— આ સર્વ સાધનોથી સગુણ નિર્ગુણ રૂપ પરમાત્માની જ પ્રાપ્તિ કરવામાં આવે છે. આ સર્વ માર્ગોથી પામવાનું તત્ત્વ એક જ છે–પરમાત્મા.

# સ્કંધ ચોથો

પ્રથમ સ્કંધમાં અધિકારનું વર્ણન કર્યું. ભાગવતનો શ્રોતા કેવો હોવો જોઈએ વગેરે બતાવ્યું. દ્વિતીય સ્કંધ એ જ્ઞાન લીલા છે. બીજા સ્કંધમાં મરણ સમીપ આવેલું હોય ત્યારે જીવે કેમ વર્તવું, મનુષ્ય માત્રનું કર્તવ્ય શું છે વગેરે જ્ઞાન ગુરુએ આપ્યું.

પાત્ર વગર જ્ઞાન ટકતું નથી. સુપાત્ર વગર જ્ઞાન શોભે નહીં. ધન અને જ્ઞાન પાત્ર વગર શોભતાં નથી.

જ્ઞાન એ ક્રિયાત્મક ન થાય ત્યાંસુધી તે અજ્ઞાન જેવું છે. બહુ જાણવા કરતાં જે જાણ્યું તેને જીવનમાં ઉતારવા પ્રયત્ન કરવો. જ્ઞાન ક્રિયાત્મક ન બને ત્યાંસુધી એ જ્ઞાનની કિંમત નથી. જ્ઞાન ક્રિયાત્મક બને ત્યારે જ એ શાંતિ આપે છે. જ્ઞાનને શબ્દરૂપ નહિ પણ ક્રિયાત્મક બનાવો. વિચાર કરતાં લાગે છે કે જ્ઞાનનો અંત આવ્યો નથી અને આવવાનો નથી. પરંતુ જ્ઞાન ક્રિયાત્મક બને ત્યારે શાંતિ મળે છે.

ગુરુએ આપેલું જ્ઞાન એ ક્રિયામાં જીવનમાં કેવી રીતે ઉતારવું એ ત્રીજા સ્કંધમાં બતાવ્યું. તૃતીય સ્કંધમાં જ્ઞાન અને ક્રિયાનું મધુર મિલન કેવી રીતે કરવું તે બતાવ્યું છે.

કપિલ એટલે જિતેન્દ્રિય જ્ઞાનને પચાવી શકે છે. વિલાસી લોકો જ્ઞાનનો અનુભવ કરી શકે નહિ. વેદાંતનો અધિકાર સર્વને નથી. વેદનો અધિકાર વિરક્તને છે.

વેદનો સંહિતા ભાગ મંત્રરૂપ છે. બ્રાહ્મણ સંહિતાનું ભાષ્યછે..આરણ્યકમાં ઉપનિષદ્ આવે છે. અતિ સાત્ત્વિક જીવન ગાળનાર ઋષિઓ જેનું ચિંતન કરે છે તે ઉપનિષદ્. તે જ વેદાંત. વેદનો અંત વેદાંત. અંતનો અર્થ છે સમાપ્ત. વેદની સમાપ્તિ ઉપનિષદ્માં છે.

વૈરાગ્ય અને સંયમ વગર જ્ઞાન પચતું નથી. તે જ્ઞાનને જીવનમાં ઉતારી ભક્તિમય જીવન ગાળનારા ઓછાં છે.

જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો સરસ્વતીના કિનારે રહેવું પડશે. કર્દમ થવું પડશે. કર્દમ થશો તો બુદ્ધિ દેવહૂતિ થશે, એટલે કે જિતેન્દ્રિય થશો, તો બુદ્ધિ નિષ્કામ થશે, જ્ઞાન સિદ્ધ થશે. જ્ઞાન સિદ્ધ થયા પછી પુરુષાર્થ સિદ્ધ થાય છે. એટલે ચોથા સ્કંધમાં આવી ચાર પુરુષાર્થોની કથા છે.

ત્રીજા સ્કંધમાં સર્ગ લીલા હતી. આ સ્કંધમાં વિસર્ગ લીલા છે. પુરુષાર્થ ચાર છે : ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ. એટલે ચતુર્થ સ્કંધમાં ચાર પ્રકરણો છે : ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.

ધર્મ પ્રકરણના અધ્યાય સાત છે. સાત પ્રકારની શુદ્ધિ આવે તો ધર્મ સિદ્ધ થાય. સાત પ્રકારની જેની શુદ્ધિ હોય તેને ધર્મ સિદ્ધ થાય છે. સાત શુદ્ધિઓ: (૧) દેશશુદ્ધિ (૨) કાલશુદ્ધિ (૩) મંત્રશુદ્ધિ (૪) દેહશુદ્ધિ (૫) વિચારશુદ્ધિ (૬) ઇન્દ્રિયશુદ્ધિ અને (૭) દ્રવ્યશુદ્ધિ.

અર્થ પ્રકરણના પાંચ અધ્યાય. કારણ અર્થની પ્રાપ્તિ પાંચ સાધનથી થાય છે. પાંચ સાધનો (૧) માતા–પિતાના આશીર્વાદ (૨) ગુરુકૃપા (૩) ઉદ્યમ (૪) પ્રારબ્ધ અને (૫) પ્રભુકૃપા. આ પાંચ પ્રકારના સાધનોથી ધ્રુવને અર્થની પ્રાપ્તિ થઈ હતી.

કામ પ્રકરણના અગિયાર અધ્યાય. કારણ કામ અગિયાર ઈન્દ્રિયોમાં રહેલો છે. પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને અગિયારમું મન. એ અગિયાર ઠેકાણે કામ રહેલો છે. રાવણને દશ મસ્તકો હતા એટલે કે રાવણ કામ દશ ઇન્દ્રિયોમાં રહેલો છે. સર્વને રમાડે એ રામ, સર્વને રડાવે એ રાવણ. કામ જીવમાત્રને રડાવે છે.

કામ મનમાંથી જતો નથી. એ જ વિઘ્નરૂપ છે. મનમાં કામ આંખ વાટે આવે છે, માટે આંખમાં રાવણ કામને આવવા દેશો નહીં.

રામ જેવા નિર્વિકારી બનો તો રાવણ એટલે કામ મરશે. અને કામ મરશે તો રામ મળશે.

મોક્ષ પ્રકરણના આઠ અધ્યાય છે. મહાપ્રભુજીએ ભાગવતાર્થમાં કહ્યું છે કે :—

પ્રકૃતિના આઠ પ્રકાર છે. **भूमिरापोऽनलो वायुः खं मनोबुद्धिरेव च।** પૃથ્વી, જળ, આકાશ, વાયુ, તેજ, મન, બુદ્ધિ, અહંકાર. આ અષ્ટધા પ્રકૃતિને કાબૂમાં રાખે તેને મોક્ષ મળે છે. અષ્ટધાપ્રકૃતિમાંથી મુક્ત થાય તેને મુક્તિ મળે છે. પ્રકૃતિના બંધનમાંથી મુક્ત થાય છે તે કૃતાર્થ બને છે.

પ્રકૃતિ ઉપર વિજય મેળવનાર મુક્ત બને છે. પ્રકૃતિ એટલે સ્વભાવ. અનેક જન્મોના સંસ્કારોને અનુસરી મન દોડે છે. મોટા મોટા ઋષિઓ પણ પ્રકૃતિને એટલે કે સ્વભાવને વશ રાખી શકયા નથી, તેથી બંધનમાં આવ્યા છે. અષ્ટધા પ્રકૃતિ ઉપર વિજય મેળવે તેને મુક્તિ મળે છે. પ્રકૃતિને વશ થાય છે તે જીવ, અને જેને પ્રકૃતિ વશ થાય છે તે ઈશ્વર. આઠ પ્રકારની ભક્તિ, શ્રવણ, કીર્તન વગેરે જેની સિદ્ધ થાય તે ઈશ્વરનો થાય. ભગવાન જેવા ન થઈ શકો તો કાંઈ વાંધો નહિ, પરંતુ ભગવાનના થઈને રહેજો.

આમ એકત્રીસ અધ્યાયોનો આ ચતુર્થ સ્કંધ છે.

ચાર પુરુષાર્થોમાં પ્રથમ ધર્મ છે અને ચોથો મોક્ષ. વચ્ચે અર્થ અને કામ છે. આ ક્રમ ગોઠવવામાં રહસ્ય છે. ધર્મ અને મોક્ષની વચ્ચે અર્થ કામને રાખ્યા છે. તે બતાવે છે અર્થ અને કામ, ધર્મ અને મોક્ષને અનુસરીને પ્રાપ્ત કરવાનાં છે. ધર્મ અને મોક્ષ બન્ને પુરુષાર્થ મુખ્ય છે. બાકીનાં બે, અર્થ અને કામ ગૌણ છે. ધર્મ વિરુદ્ધનો કોઈપણ પુરુષાર્થ સફળ થતો નથી. ધર્મનું સદા સ્મરણ રાખો. સૌથી પ્રથમ પુરુષાર્થ ધર્મ છે. ધર્મને અનુસરી અર્થ અને કામની પ્રાપ્તિ કરવાની છે.

પૈસા મુખ્ય નથી. ધર્મ જ મુખ્ય છે. ધનથી સુખ મળે છે એ ખોટી વાત છે. સુખ મળે છે સંયમથી, સુખ મળે છે સદાચારથી, સુખ મળે છે સારા સંસ્કારોથી, સુખ મળે છે પ્રભુની ભક્તિથી, સુખ મળે છે ત્યાગથી. માનવ જીવનમાં ધર્મ જ પ્રધાન છે. ધર્મ કરતાં પૈસો શ્રેષ્ઠ હોઈ શકે નહિ. ધર્મ આલોક અને પરલોકમાં સુખ આપે છે. મર્યા પછી ધન સાથે આવતું નથી, ધર્મ સાથે આવે છે. માટે ધન કરતાં ધર્મ શ્રેષ્ઠ છે. જ્યારથી લોકો અર્થને, પૈસાને મહત્ત્વ આપવા લાગ્યા ત્યારથી જીવન બગડયું છે. શંકર સ્વામીએ એક જગ્યાએ અર્થને અનર્થ બનાવ્યો છે. **अर्थं अनर्थं भावय नित्यम्।** જીવન ત્યારે સુધરે છે કે જ્યારે મનુષ્ય ધન કરતાં ધર્મને વિશેષ સમજે છે.

અર્થને ધર્માનુકૂલ રાખો. ધર્માનુકૂલ ન હોય તે અર્થ પણ અનર્થ છે. દેશને સંપત્તિની જેટલી જરૂર છે તેના કરતાં સારા સંસ્કારની વિશેષ જરૂર છે. તમારા જીવનમાં



ધર્મને પહેલું સ્થાન આપજો. કામસુખ અને અર્થને ગૌણ સ્થાન આપજો. જીવનમાં કામસુખ અને અર્થ ગૌણ બને ત્યારે જીવનમાં દિવ્યતા આવે છે. દિવ્યતા એ દેવપણું.

ધર્મની ગતિ સૂક્ષ્મ છે. ધર્મ પણ અનેકવાર અધર્મ બને છે. સદ્ભાવના વગર ધર્મ સફળ થતો નથી. સત્ એટલે ઈશ્વર. ઈશ્વરનો ભાવ સર્વમાં સિદ્ધ કરે તેનો ધર્મ પરિપૂર્ણ સફળ થાય.

મનુષ્યોનો શત્રુ બહાર નથી, મનમાં છે. અંદરના શત્રુઓને મારશો તો જગતમાં તમારો કોઈ શત્રુ નહિ રહે.

ધર્મક્રિયા સદ્ભાવ વગર સફળ થતી નથી. જગતના કોઈ જીવ પ્રત્યે કુભાવ રાખશો, તો તે જીવ તમારા પ્રત્યે કુભાવ રાખશે.

સર્વ ક્ષેત્રમાં ક્ષેત્રજ્ઞ તરીકે પરમાત્મા રહેલા હોવાથી કોઈ જીવ પ્રત્યે કુભાવ રાખવો એ ઈશ્વર પ્રત્યે કુભાવ રાખવા જેવું છે. શાસ્ત્રમાં તો ત્યાં સુધી કહ્યું છે કે કોઈ જીવ સાથે તો શું પણ કોઈ જડ પદાર્થ પ્રત્યે પણ કુભાવ ન રાખવો. **सुहृद सर्वभूतानाम्** લખ્યું છે; **सुहृद सर्व जीवानाम्** નથી લખ્યું. જડ પદાર્થો સાથે પણ પ્રેમ કરવાનો. સર્વમાં સદ્ભાવ રાખજો. સર્વમાં સદ્ભાવ એટલે જડ પદાર્થમાં પણ સદ્ભાવ.

મનુષ્યમાં સ્વાર્થબુદ્ધિ જાગે છે, ત્યારે તે બીજાનો વિનાશ કરવા તત્પર બને છે. બીજા પ્રત્યે તમે કુભાવ રાખશો, તો તેને તમારા પ્રત્યે કુભાવ જાગશે.

આ ઉપર એક દૃષ્ટાંત વિચારવા જેવું છે. એક દેશમાં એક રાજા અને તે નગરના નગરશેઠ વચ્ચે ગાઢ મિત્રતા. બન્ને સત્સંગ કરતા. બન્ને વચ્ચે ખૂબ પ્રેમ હતો. તે વાણિયા નગરશેઠનો વેપાર ચંદનના લાકડા વેચવાનો. શેઠનો ધંધો બરાબર ન ચાલે. ચાર પાંચ વર્ષ સુધી શેઠને ખૂબ ખોટ ગઈ. છેવટે મહેતાજીએ જણાવ્યું કે ચંદનને ઊધઈ લાગે છે. બગડેલો માલ કોઈ લેતું નથી. જો આ વર્ષમાં પૂરતા પ્રમાણમાં ચંદન નહીં ખપે તો પેઢી ડૂબી જશે. હવે ચંદન જેવું કીમતી લાકડું મોટા પ્રમાણમાં રાજા સિવાય બીજું કોણ લે ?

સ્વાર્થ મનુષ્યને પાગલ બનાવે છે. મનુષ્યના મનમાં સ્વાર્થ જાગે ત્યારે તે બીજાનું બગાડવા તૈયાર થાય છે. બીજાનું બગાડનારનું કોઈ દિવસ સારું થતું નથી. મનુષ્યના હૃદયમાં સ્વાર્થ જાગે એટલે વિવેક રહેતો નથી. સ્વાર્થ તો દરેકના હૃદયમાં હોય છે. પણ તેમાં વિવેક રાખવો જોઈએ. જે બોલતાં શરમ આવે તેનો મનથી પણ વિચાર ન કરવો. નગરશેઠને વિચાર આવ્યો કે આ રાજાનું કાંઈક થઈ જાય તો સારું. આ રાજા મરી જાય તો તેને બાળવા માટે ચંદનની જરૂર પડે અને મારું સઘળું ચંદન વેચાઈ જાય. મારો વેપાર ધંધો સારી રીતે ચાલે.

આ બાજુ શેઠના મનમાં રાજા પ્રત્યે કુભાવ આવ્યો, તે જ વખતે રાજાના મનમાં શેઠ પ્રત્યે કુભાવ આવ્યો. તે દિવસે જ્યારે શેઠ રાજાને મળવા આવ્યા ત્યારે રાજાને પણ એવો વિચાર આવ્યો કે આ વાણિયો મરી જાય તો સારું. તે નિઃસંતાન છે એટલે તેનું ધન રાજના ખજાનામાં આવે. રોજના નિયમ પ્રમાણે સત્સંગ થયો પણ કોઈને આનંદ આવ્યો નહિ.

એ ત્રણ દિવસ પછી રાજાના મનમાં વિચાર આવ્યો કે કોઈ દિવસ નહિ અને હાલમાં આ નગરશેઠના સંબંધમાં મને આવો ખરાબ વિચાર કેમ આવે છે?

મનુષ્ય પાપને મનમાં છુપાવી રાખે છે તેથી તેનું જીવન બગડે છે. રાજાએ શેઠની આગળ આ હકીકત જાહેર કરી. રાજા કહે કે તમારા માટે મને ખોટા વિચાર આવે છે, તેનું કારણ કાંઈ સમજાતું નથી! શું તમે મારું કાંઈ અહિત ઇચ્છયું હતું?

શેઠ કહે, મારો ચંદનનો વેપાર ધંધો ચાલતો નથી. સર્વનું પોષણ કરવાનું છે. કોઈ માલ લેતા નથી. મને વિચાર આવે કે તમારું કાંઈક થઈ જાય તો સારું. તમે મરી જાવ તો તમને બાળવામાં મારું ચંદન ખપી જાય.

રાજાએ શેઠને ઠપકો આપ્યો કે આવો ખરાબ વિચાર તમે કેમ કર્યો? વૈષ્ણવ થઈ આવા ખોટા વિચારો કરો છો? પવિત્ર વિચાર કરવાના બદલે આવા ખોટા વિચાર કરવા તે વૈષ્ણવને શોભે નહિ. તારા મનમાં એવો વિચાર કેમ ન આવ્યો કે રાજા તેના મહેલના દરવાજા ચંદનના બનાવે અને તે માટે ચંદન ખરીદે. અથવા રાજા ઠાકોરજી માટે ચંદનનો હિંડોળો બનાવે તો મારું ચંદન ખપી જાય. રાજાનું મન શુદ્ધ થયું. વાણિયાનું મન શુદ્ધ થયું. તે પછી એકબીજા પ્રત્યે સારી ભાવના રાખી રાજા અને શેઠ સુખી થયા છે.

ભાવશુદ્ધિ એ મોટામાં મોટું તપ છે. માનવજીવન તપ માટે જ છે. જગતના કોઈપણ જીવ સાથે વિરોધ ન કરવો. શુદ્ધ ભાવના વગરનું સત્કર્મ નકામું છે અને તેથી ઘણી વાર ધર્મ પણ અધર્મ બને છે. સત્કર્મ કરવામાં જો હેતુ શુદ્ધ ન હોય તો એ સત્કર્મ પણ પાપ બને છે.

દક્ષ પ્રજાપતિએ શિવજી પ્રત્યે કુભાવ રાખ્યો તેથી દક્ષ પ્રજાપતિનો ધર્મ પણ અધર્મ થયો છે. તેનો યજ્ઞ તેને મારનારો થયો.

સર્વ પ્રત્યે સમભાવ રાખવાથી સત્કાર્ય સફળ થાય છે. સર્વનું કલ્યાણ થાય એ જ સત્ય અને સત્કાર્ય. सत्यं भूतहितं प्रोक्तम् ।

અનેકમાં એકનાં દર્શન કરે એ જ જ્ઞાની છે. એકમાં ઈશ્વરનાં દર્શન કરે એ સાધારણ છે. એક બ્રાહ્મણ છે. રસ્તામાં તે કોઈ સ્ત્રીને જોશે તો તેમાં તે લક્ષ્મીની ભાવના કરશે. આ મહાલક્ષ્મી છે. તેથી તે સ્ત્રીમાં રહેલાં અંતર્યામી ઈશ્વર તે બ્રાહ્મણને આશીર્વાદ આપશે. ત્યારે કામી પુરુષ કામભાવથી તે સ્ત્રીને જોશે. તેથી તે સ્ત્રીના હૃદયમાં રહેલા ઈશ્વર તે પુરુષને શાપ આપશે. સર્વમાં ઈશ્વરભાવ રાખશો, તમે બીજામાં ઈશ્વરની ભાવના રાખશો તો બીજા તમારામાં ઈશ્વરની ભાવના રાખશે. ઘણી વાર ધર્મ પણ અધર્મ બને છે. કારણ કે ધર્મ કરનાર સર્વમાં સમભાવ રાખતો નથી. સર્વમાં સમભાવ રાખવો એ ઉત્તમોઉત્તમ ધર્મ છે. સર્વમાં સદ્દ્ભાવ રાખશો તો સુખી થશો. સદ્દ્ભાવ એટલે ઈશ્વરનો ભાવ. સર્વમાં જે ઈશ્વરનો ભાવ રાખે છે તે બહુ સુખી થાય છે. તેનો ધર્મ પણ સફળ થાય છે. કોઈ જીવમાં કુભાવ રાખનારનો ધર્મ સફળ થતો નથી. મહાભારતમાં જોઈએ છીએ કે શ્રીકૃષ્ણ કેટલીક વાર અધર્મ કરે છે પણ તેના મનમાં બધા પ્રત્યે સમભાવ છે, સદ્દ્ભાવ છે એટલે તેનો અધર્મ પણ ધર્મ બને છે. સર્વમાં સદ્દ્ભાવ રાખી અધર્મ કરવામાં આવે તો તે અધર્મ પણ ધર્મ બને છે.

મહાભારતના કર્ણપર્વ અને દ્રૌણપર્વમાં આ બાબતનાં દૃષ્ટાંતો છે.



કર્ણપર્વમાં આપેલું છે કે કર્ણ જે વખતે રથનું પૈડું જમીનમાંથી કાઢતો હતો અને નિઃશસ્ત્ર હતો તે વખતે ભગવાને અર્જુનને કહ્યું કે તું આ કર્ણને માર.

કર્ણ કહે છે:—યુદ્ધ શાસ્ત્રનો નિયમ છે કે શત્રુ જ્યારે નિઃશસ્ત્ર હોય ત્યારે તેના ઉપર પ્રહાર ન કરવો, માટે અર્જુને મારા ઉપર પ્રહાર ન કરવો જોઈએ.

ભગવાન કર્ણને કહે છે:—કર્ણ, તમે આજ સુધી ધર્મનું પાલન કેટલું કરેલું છે? તેં ધર્મનું પાલન કરેલું નથી અને બીજાને ધર્મનું પાલન કરવા ઉપદેશ આપે છે. ભરસભામાં દ્રૌપદીનું અપમાન કરવામાં આવેલું, ત્યારે તારું ધર્મનું જ્ઞાન ક્યાં ગયું હતું?

તેજ પ્રમાણે દ્રોણપર્વમાં કથા આવે છે. દ્રોણાચાર્ય પાંડવસેનાનો કચ્ચરઘાણ વાળે છે. શ્રીકૃષ્ણે વિચાર્યું, આ ડોસો નહિ મરે તો અનર્થ થશે. તેવામાં અશ્વત્થામા નામનો હાથી મરાયો. શ્રીકૃષ્ણે વિચાર્યું. જો દ્રોણાચાર્યને કહેવામાં આવે કે તમારો પુત્ર મરાયો છે તો પુત્રશોકને કારણે તે યુદ્ધ બંધ કરશે. અશ્વત્થામા મરાયો તેમ કહેવામાં આવે છે. દ્રોણાચાર્ય વિચારે છે છોકરો મરી ગયો. હવે મારે લડવાની શી જરૂર છે? પણ હા, ધર્મરાજા કહે કે અશ્વત્થામા મરાયો તો હું સાચું માનું. યુધિષ્ઠિરને ભગવાન કહે છે, બોલો, અશ્વત્થામા મરાયો. યુધિષ્ઠિર કહે છે, મારા ગુરુએ મને આજ્ઞા કરી છે, સત્યં વદ, ધર્મં ચર; રાજ્યના માટે મારાથી અસત્ય કેમ કહેવાય.

ભગવાન કહે દુર્યોધન પાપી છે. તે મરશે તો સુખી થશે, અને જીવશે તો વધારે પાપ કરશે અને દુઃખી થશે. સર્વનું કલ્યાણ થાય તે સત્ય. દ્રોણાચાર્ય બ્રાહ્મણ થઈ અધર્મી દુર્યોધનને મદદ કરે છે. દ્રોણાચાર્ય અધર્મ કરી રહ્યા છે, પાપ કરી રહ્યા છે. દ્રોણાચાર્ય યુદ્ધ છોડી દે તો અધર્મ છૂટી જાય. માટે કહું છું બોલો अश्वत्थामा हतः ભગવાનના આગ્રહથી બોલવું પડયું કે अश्वत्थामा हतः । પણ ખોટું બોલવાનું પાપ ન લાગે એટલે ધીમેથી બોલ્યા नरो वा कुंजरो वा । પણ આ છેલ્લા શબ્દો કોઈને ન સંભળાય એટલે પ્રભુએ જોરથી શંખનાદ કર્યો. એટલે આ છેલ્લા શબ્દો કોઈને સંભળાયા નહિ.

દક્ષ પ્રજાપતિનો યજ્ઞરૂપ ધર્મ શિવજી પ્રત્યે કુભાવ રાખીને કરવાથી એ અધર્મરૂપ બની દક્ષને મારનારો થયો અને શ્રીકૃષ્ણનો અસત્ય ભાષણરૂપ અધર્મ પણ સર્વનું કલ્યાણ કરવાની ભાવનાથી કરેલો હોવાથી ધર્મરૂપ ગણાયો.

સત્કર્મ કરતાં શુદ્ધ ભાવ રાખો, ભગવદ્દ્ભાવ રાખો. હૃદય શુદ્ધ રાખો. શુદ્ધ ભાવ રાખો એ મોટામાં મોટું તપ છે. તેથી તે सर्वेषाम् अविरोधेन ब्रह्मकर्म समारभे । મંત્ર બોલીને દરેક સત્કાર્યની શરૂઆત કરવાની હોય છે. સર્વમાં સદ્દ્ભાવ રાખો. સર્વને સદ્દ્ભાવથી નિહાળજો. સદ્દ્ભાવ વિનાનું સત્કર્મ ફળે નહિ.

મૈત્રેયજી કહે છે:—મનુ મહારાજને ત્યાં ત્રણ કન્યાઓ થયેલી. આકૂતિ, દેવહૂતિ, પ્રસૂતિ. આકૂતિનું લગ્ન રુચિ પ્રજાપતિની સાથે થયેલું. દેવહૂતિનું લગ્ન કર્દમ સાથે થયેલું. તેમને નવ કન્યાઓ થયેલી તે નવ બ્રહ્મર્ષિઓને પરણાવેલી. પ્રસૂતિનુ

તમને કહી છે. હવે આ કર્દમની
લગ્ન દક્ષ પ્રજાપતિ સાથે થયેલું આ સઘળી કથા મેં તમને કહી છે. હવે આ કર્દમની
કન્યાઓના વંશનું વર્ણન કરું છું. મરીચિ અને કલાને ત્યાં કશ્યપ અને પૂર્ણિમા
નામના બે પુત્રો થયેલા. અત્રિની પત્ની અનસૂયાથી દત્તાત્રેય, દુર્વાસા અને ચંદ્રમા
નામના ત્રણ પુત્રો થયા છે. તે અનુક્રમે વિષ્ણુ, શંકર અને બ્રહ્માના અંશથી ઉત્પન્ન થયેલા.

વિદુરજી પૂછે છે :—આ સર્વશ્રેષ્ઠ દેવોએ અત્રિ મુનિને ત્યાં શું કરવાની ઇચ્છાથી
અવતાર લીધા હતા તે કથા કહો.

મૈત્રેયજી કહે છે :—દત્તાત્રેય અત્રિના ઘેર આવે છે. પુરુષ અત્રિ જેવો તપસ્વી
બને અને સ્ત્રી અનસૂયા જેવી તપસ્વીની બને, તો આજ પણ દતાત્રેય આવવા તૈયાર છે.

ન ત્રિ તે અત્રિ. સત્ત્વ, રજ, તમ એ ત્રિગુણનો નાશ કરી નિર્ગુણી બને તે
અત્રિ. સત્ત્વ, રજ, તમ આ ત્રણ ગુણોમાં જીવ મળી ગયો છે. આ ત્રણ ગુણોથી
જીવને અલગ થવાનું છે.

તર્જની આંગળી જીવભાવ બતાવે છે, અભિમાન બતાવે છે. જીવમાં અભિમાન
પ્રધાન છે. ટચલી આંગળી સત્ત્વગુણ છે. અંગુઠો એ બ્રહ્મ છે. તેથી પુષ્ટિ સંપ્રદાયમાં
ઠાકોરજીને તિલક અંગુઠાથી થાય છે. વેદમાં બ્રહ્મને નેતિ કહીને વર્ણવવામાં આવ્યો
છે. આ જીવ બ્રહ્મનો સંબંધ સતત થવો જોઈએ.

આ ત્રણ ગુણોમાં જીવ મળે છે. આ ત્રણ ગુણને છોડીને બ્રહ્મસંબંધ
કરવાનો છે. ત્રિગુણાતીત બ્રહ્મસ્વરુપને પ્રાપ્ત થયો છે તે અત્રિ.

શરીરમાં તમોગુણ છે તેને રજોગુણથી મારો, દૂર કરો. રજોગુણને સત્ત્વગુણથી
મારો એટલે કે નષ્ટ કરો. રજોગુણ કામ અને ક્રોધનો જનક છે. સત્કર્મથી સત્ત્વગુણ
વધે છે. સત્ત્વગુણ પણ બંધન કરે છે એમાં પણ થોડો અહંભાવ રહી જાય છે.
માટે છેવટે સત્ત્વગુણને સત્ત્વગુણથી મારવાનો. સત્ત્વગુણનો પણ ત્યાગ કરવાનો છે
અને નિર્ગુણી થવાનું છે.

જીવ અત્રિ થાય તો તેની બુદ્ધિ અનસૂયા બને. અસૂયા વગરની બુદ્ધિ એ જ
અનસૂયા. બુદ્ધિમાં મોટામાં મોટો દોષ અસૂયા છે, મત્સર છે. બીજાનું સારું જોઈ
ઈર્ષ્યા કરે–બળે એ જ અસૂયા–મત્સર.

પરદોષનો વિચાર એ કૃષ્ણદર્શનમાં વિઘ્ન કરે છે. બુદ્ધિમાં જ્યાંસુધી અસૂયા-
મત્સર હશે ત્યાંસુધી તે ઈશ્વરનું ચિંતન કરી શકશે નહિ. ભગવાનનાં દર્શન સર્વમાં
કરવાનાં છે; અને સર્વમાં બ્રહ્મના દર્શન કરે તો જીવ કૃતાર્થ થાય.

જેની બુદ્ધિ અનસૂયા–અસૂયા વિનાની બને એ જ અત્રિ બને. પછી
દત્તાત્રેય પધારે. જીવ ત્રણ ગુણોનો ત્યાગ કરી નિર્ગુણી બને અને બુદ્ધિ અસૂયા વિનાની
નિષ્કામ બને ત્યારે ભગવાન પ્રગટ થાય છે.

પ્રભુ સ્મરણથી બુદ્ધિ જાગૃત થાય છે. અનસૂયા ઈશ્વરના માર્ગે જવામાં ખૂબ
વિઘ્ન કરનારી છે. અસૂયા જ્ઞાનશકિતના વિકાસમાં અવરોધક છે. તેથી અસૂયા–કોઈની
ઈર્ષ્યા ન કરો. બુદ્ધિ અનસૂયા બને છે, ત્યારે તે ઈશ્વરનું ચિંતન કરી શકે છે.



અનસૂયા મહાન પતિવ્રતા છે. એક વખત દેવર્ષિ નારદજી કૈલાસમાં આવ્યા. શંકર સમાધિમાં હતા. પાર્વતીજી પૂજન કરતાં હતાં. પાર્વતી નારદજીને પ્રસાદ આપે છે. નારદજી કહે છે, લાડુ બહુ સુંદર છે. આજે તમારા હાથનો પ્રસાદ મળ્યો પણ અનસૂયાના ઘરનો લાડુ તમારા લાડુ કરતાં શ્રેષ્ઠ છે. પાર્વતીજી પૂછે છે, એ અનસૂયા છે કોણ ? નારદજી કહે, તમે પતિવ્રતા છો પણ અનસૂયા મહાન પતિવ્રતા છે. પાર્વતીના મનમાં ઈર્ષ્યા ઉત્પન્ન થઈ. મારાથી અનસૂયા વધે ? શંકર સમાધિમાંથી જાગ્યા. પાર્વતી વંદન કરે છે.

ઘરના માણસ બહુ વંદન, સેવા કરે ત્યારે માનવું ખાડામાં ઉતારવાની તૈયારી છે. શંકરે પૂછ્યું, દેવી શું છે ? પાર્વતીએ શંકર પાસે માંગણી કરી. કોઈપણ પ્રકારે અનસૂયાના પતિવ્રતાપણાનો ભંગ થાય તેવું કરો

શિવજી કહે છે :—બીજાને ખાડામાં ઉતારવાની ઇચ્છા કરનારો પોતે ખાડામાં પડે છે. દેવી, તેમાં કલ્યાણ નથી. પણ તારી ઇચ્છા છે તો પ્રયત્ન કરીશ.

આ બાજુ નારદજી વૈકુંઠ લોકમાં આવ્યા. લક્ષ્મીજીને મળ્યા. તેણે નારદજીને પૂછ્યું કે કેમ આટલા બધા આનંદમાં છો. નારદજી કહે, વૈકુંઠનો મહિમા પહેલાં હતો પણ હવે તો અનસૂયાના આશ્રમ વિના ક્યાંય જવાની ઇચ્છા થતી નથી. હુ તેના આશ્રમમાંથી આવું છું એટલે અતિ આનંદમાં છું. લક્ષ્મીજી પૂછે છે, આ અનસૂયા છે કોણ ? નારદજી કહે—એ તો મહાન પતિવ્રતા છે. લક્ષ્મીજીએ વિષ્ણુને કહ્યું કે આપ એવું કાંઈક કરો કે જેથી અનસૂયાના પતિવ્રતાપણાનો ભંગ થાય.

પાર્વતી એટલે બુદ્ધિ. બુદ્ધિ–વિદ્યામાં મત્સર છે. લક્ષ્મી એટલે દ્રવ્ય. દ્રવ્યમાં ઈર્ષ્યા–અસૂયા રહેલી છે. બ્રહ્માણી એ રજોગુણ છે.

સાવિત્રીજીએ પણ આ:પ્રમાણે બ્રહ્માને વિનંતિ કરી છે.

શંકર–વિષ્ણુ–બ્રહ્મા સાથે થયા. આ ત્રણે દેવો ચિત્રકૂટમાં ભેગા મળ્યા. ત્રણ દેવો અનસૂયાના આશ્રમમાં આવે છે. ભિક્ષા માંગી કહ્યું, અમે ભિક્ષા માંગીએ છીએ પણ તમે નગ્ન થઈને ભિક્ષા આપો, તો અમે લઈશું. અનસૂયા વિચારે છે કે જો નગ્ન થઈને ભિક્ષા આપું તો મારા પાતિવ્રત્યનો ભંગ થાય, અને ભિક્ષા ન આપું તો આંગણે આવેલા અતિથિ પાછા જાય એ મહાપાપ છે. મને પાપ લાગે.

પ્રભુ નગ્ન થઈ ભિક્ષા આપો એમ માંગણી કરે છે એટલે કે વૈષ્ણવ મને વાસના રહિત થઈ ભિક્ષા આપે ઈશ્વરને વાસના રહિત થઈ, નિષ્કામ થઈ સર્વ વસ્તુ અર્પણ કરવાની છે.

અનસૂયાના મનમાં કોઈ વાસના ન હતી. સૂક્ષ્મ વાસના પણ જો મનમાં હોય તો ત્રણ દેવો આવતા નથી.

અનસૂયાએ ધ્યાન કર્યું અને ત્રણે દેવો ઉપર પાણી છાંટયું. ત્રિદેવો બાળક બની ગયા છે. પતિવ્રતામાં એવી શક્તિ છે.

પાર્વતી વિચારે છે કે સવારના ગયા છે તે હજુ આવ્યા નથી. લક્ષ્મી અને સાવિત્રી પણ પોતાના પતિઓને શોધવા નીકળી છે. ત્રણે દેવીએ ચિત્રકૂટમાં આવી

છે. એટલામાં નારદ ત્યાં આવ્યા છે. અનુષ્ઠાનમાં બેઠેલા છે. દેવીઓએ તેમને પૂછ્યું, અમારા પતિઓના કાંઈ સમાચાર જાણતા હો તો કહો. નારદજી કહે પહેલાં કહો કોણ મોટું? તમે કે અનસૂયા? દેવીઓ કહે છે, અનસૂયા મોટાં. પણ અમારા પતિઓ છે કયાં? નારદજી કહે છે, મેં સાંભળ્યું છે કે તમારા પતિઓ બાળક બન્યા છે. અનસૂયાના ઘરમાં તેઓ મળશે.

બીજા સાથે અસૂયા કરનારને શાંતિ મળતી નથી. દેવીઓ ગભરાય છે. ત્યાં જઈએ અને અનસૂયા શાપ આપે તો? નારદજી કહે છે : તમે ભલે મત્સર કરો પણ અનસૂયા મત્સર કરશે નહિ. અનસૂયા તમને સદ્ભાવથી જોશે. તમારા પ્રત્યે સદ્ભાવ રાખશે. દેવીઓ આશ્રમમાં આવી છે. અનેક પ્રકારની પ્રતિજ્ઞાઓ દેવો પાસે અનસૂયાએ કરાવી છે. આજથી પ્રતિજ્ઞા કરો કે પતિવ્રતાને કોઈ દિવસ ત્રાસ નહિ આપીએ. જગતની કોઈ પતિવ્રતા સ્ત્રીને નહિ પજવીએ. અત્રિ ઋષિ તેવામાં પધારે છે. પૂછે છે કે આ ત્રણ બાળકો કોણ છે? અનસૂયા કહે : આ ત્રણ મારાં છોકરાંઓ છે. આ ત્રણે છોકરાંઓની વહુઓ છે. અત્રિ કહે : દેવી, આવું ના બોલો. આ ત્રણે મહાદેવો છે. તે પછી જળ છાંટ્યું, ત્રણે દેવો પ્રગટ થયા ત્રણે દેવોએ કહ્યું, તમારા આંગણે બાળક થઈને રમતા હતા. તેવું સુખ તમને કાયમ આપીશું. આ ત્રણે દેવોનું તેજ ભેગું થવાથી ગુરુ દત્તાત્રેય પ્રગટ થયા છે.

જ્યારે આ જીવ કાંઇ લેતો નથી, ત્યારે પરમાત્મા તેને પોતાના સ્વરૂપનું દાન કરે છે.

માર્ગદર્શન ગુરુકૃપા વગર મળતું નથી. ગુરુ દત્તાત્રેય માર્ગદર્શન આપનાર છે. તેથી તેનો જન્મ માર્ગશીર્ષ માસમાં થયો છે.

પહેલા અધ્યાયમાં કર્દમ ઋષિની કન્યાઓના અંશનુ વર્ણન કર્યું.

દક્ષ પ્રજાપતિ અને પ્રસૂતિને ત્યાં સોળ કન્યાઓ થઈ છે. તેમાંથી તેર તેણે ધર્મને, એક અગ્નિને, એક પિતૃગણને અને સોળમી સતી શંકરજીને આપી છે.

ધર્મની તેર પત્નીઓ બતાવી છે. તેના નામો : શ્રદ્ધા, દયા, મૈત્રી, શાંતિ, પુષ્ટિ, ક્રિયા, ઉન્નતિ, બુદ્ધિ, મેધા, સ્મૃતિ, તિતિક્ષા અને મૂર્તિ. ધર્મના તેર લગ્નો થયાં છે. આ તેર ગુણોને જીવનમાં ઉતારે તો ધર્મ તેને જરૂર ફળે છે. આ તેર ગુણો સાથે લગ્ન કરશો તો પ્રભુ મળશે.

ધર્મની પહેલી પત્ની શ્રદ્ધા. ઈશ્વરમાં શ્રદ્ધા રાખો. ધર્મની પ્રત્યેક ક્રિયા શ્રદ્ધાથી કરજો, શ્રદ્ધા દઢ હોવી જોઈએ.

એક દિવસ નામદેવના પિતાશ્રીને બહાર જવાનું થયું. નામદેવની ઉંમર ત વખતે નાની. ઘરમાં દેવ–પૂજા હતી, તે પૂજાનું કામ નામદેવને સોંપ્યું. નામદેવને પિતાશ્રીએ પૂજાની વિધિ બતાવી. તે મુજબ બીજે દિવસે નામદેવ ઠાકોરજીને દૂધનો પ્રસાદ–ભોગ ધરાવે છે. ભગવાન દૂધ પીતા નથી. નામદેવ બહુ કાલાવાલા કરે છે. રોજ તો પિતાશ્રીને હાથે આપ ભોગ આરોગો છો. મારી આજે કાંઈ ભૂલ થઈ છે? તમે ભોગ કેમ આરોગતા નથી?



પિતાજીએ નામદેવને કહેલું કે વિઠ્ઠલનાથ શરમાળ છે, તેમને વિનવણી કરવી પડે છે. તે પ્રમાણે નામદેવ વિનવણીઓ કરે છે. વિઠ્ઠલનાથ, તમે દૂધ નહીં પીઓ તો મારા બાપુજી મને વઢશે. વિઠ્ઠલ, દૂધ પીઓને. બધી વિનવણી વ્યર્થ ગઈ. છેવટે નામદેવ પોતાનું માથું મૂર્તિ આગળ પટકવા તૈયાર થયા. વિઠ્ઠલ, દૂધ પીવું છે કે નહિ? દૂધ નહિ પીઓ તો હું મારું માથું પછાડીશ અને પ્રાણત્યાગ કરીશ. ત્યાં ભગવાન તેની દઢ શ્રદ્ધાભક્તિ જોઈ ખુશ થયા. જ્યાં નામદેવ માથું પછાડવા તૈયાર થયા, ત્યાં ભગવાન પ્રગટ થયા. ભગવાને દૂધનો કટોરો લીધો અને દૂધ પીવા લાગ્યા. પાંચ વર્ષનો નામદેવ ભગવાનને દૂધ પિવડાવે છે. જ્યારે નામદેવને લાગ્યું કે વિઠ્ઠલ તો બધું દૂધ પી જવાના એટલે તે બૂમ પાડી ઊઠ્યો–વિઠ્ઠલ, તું બધું દૂધ પી જાય છે. મને પ્રસાદી નહિ આપે? બાપુ તો મને રોજ પ્રસાદી આપે છે. નામદેવના પ્રેમથી વિઠ્ઠલનાથ પણ ખુશ થયા. નામદેવને ગોદમાં લીધો અને દૂધ પાયું.

દઢ શ્રદ્ધાભક્તિથી–દઢ પ્રેમથી જડ પણ ચેતન બને છે.

મૈત્રી=જીવમાત્ર પ્રત્યે મૈત્રી રાખજો.

શ્રીધરસ્વામીએ કહ્યું છે : સર્વ પ્રત્યે મૈત્રી કરવી એ શકય નથી. સર્વ સાથે મૈત્રી ન થાય તો વાંધો નહિ પણ કોઈ સાથે વેર ન કરો. વેર ન કરે એ મૈત્રો કર્યા જેવું છે.

ધર્મની તેરમી પત્ની છે, મૂર્તિ. અને તેના ઘેર નર નારાયણનું પ્રાગટ્ય થયું છે. નારાયણનાં માતાપિતા મૂર્તિ અને ધર્મ છે. મૂર્તિમાં પ્રેમ રાખો. મૂર્તિને માતા અને ધર્મને પિતા માને એને ત્યાં નારાયણનો જન્મ થાય છે. બદ્રિનારાયણ ભગવાન મૂર્તિદેવીને વર્ષમાં એક વાર મળવા જાય છે. ધર્મ પિતા છે. મૂર્તિ માતા છે. બરાબર ધર્મનું પાલન કરશો, તો તમારા ઘેર નારાયણ પ્રગટ થશે.

દક્ષ પ્રજાપતિની નાની કન્યા સતીનું લગ્ન શિવજી સાથે થયું. દક્ષ પ્રજાપતિએ શિવજીનું અપમાન કર્યું એટલે સતીએ પોતાનું શરીર યજ્ઞમાં બાળી દીધું. ભગવાન શંકર મહાન છે. સચરાચર જગતના ગુરુ છે. જ્ઞાનેશ્વરે જ્ઞાનેશ્વરીમાં કહ્યું છે, જગતમાં જેટલા ધર્મ સંપ્રદાય છે તેના આદિ ગુરુ શંકર છે. ગુરુ કર્યા વગર રહેવું નહિ. સર્વ મંત્રના આચાર્ય શિવજી હોવાથી શિવજીને ગુરુ માની મંત્રદીક્ષા લેવી.

વિદુરજી પૂછે છે :—સર્વથી શ્રેષ્ઠ એવા શિવજી સાથે દક્ષ પ્રજાપતિએ વેર કર્યું તે આશ્ચર્ય થાય છે. આ કથા અમને વિસ્તારથી સંભળાવો.

મૈત્રેયજી બોલ્યા છે :—પ્રાચીનકાળમાં પ્રયાગરાજમાં મોટું બ્રહ્મસત્ર થયું છે. ત્રિગ્રહીનો યોગ થાય ત્યારે કુંભ થાય છે. ગરુડ અમૃત લઈ જતા હતા ત્યારે ચંદ્ર સૂર્ય અને ગુરુ એ ત્રણેએ અમૃતકુંભનું રક્ષણ કર્યું છે.

જ્ઞાન અને ભકિત મળે છે ત્યારે માનવસમાજમાં સુખશાંતિ થાય છે.

પ્રયાગરાજમાં મોટું બ્રહ્મસત્ર થયું છે. સભામાં શિવજી અધ્યક્ષ સ્થાને છે. તે વખતે દક્ષ પ્રજાપતિ ત્યાં આવ્યા છે. જ્યાં બેઠો હોય ત્યાં ભકિત કરે તે ઉત્તમ ભકત. શિવજી ભગવાન નારાયણનું ધ્યાન કરે છે. સભામાં કોણ આવ્યું અને કોણ ગયું તેનું ભાન નથી. દક્ષ ત્યાં આવ્યા. બીજા દેવોએ ઊઠીને માન આપ્યું. શિવજી ઊભા થયા નહિ. તે વખતે ક્રોધમાં દક્ષે શિવજીની નિંદા કરી છે. દક્ષને ક્રોધ આવ્યો અને ક્રોધમાં

તે શિવજીની નિંદા કરવા લાગ્યો. શ્રીધરસ્વામીએ નિંદામાંથી સ્તુતિનો અર્થ કર્યો છે. આ નિંદાનાં વચનોમાંથી પણ શિવની સ્તુતિરૂપ અર્થ કાઢ્યો છે. શ્રીમદ્ ભાગવત્ ઉપરની સૌથી ઉત્તમ ટીકા શ્રીધરસ્વામીની માનવામાં આવે છે. તેઓ નૃસિંહભગવાનના ભકત હતા.

દશમ સ્કંધમાં શ્રીકૃષ્ણની શિશુપાલે નિંદા કરી છે. તેનો પણ શ્રીધરસ્વામીએ સ્તુતિપરક અર્થ કર્યો છે. કારણ નિંદા સાંભળવાથી પાપ લાગે છે. નિંદા એ નરકસમાન છે. જે વ્યકિત હાજર નથી તેના દોષનું વર્ણન કરવું એ નિંદા. શિવજીની નિંદા ભાગવત જેવા શ્રેષ્ઠ ગ્રંથમાં શોભે નહિ.

દક્ષ પ્રજાપતિ નિંદામાં બોલ્યો છે, શિવ સ્મશાનમાં રહેનાર છે; પરંતુ એ તો સ્તુતિરૂપ છે. આખું જગત (સંસાર) એ સ્મશાન છે. કાશી એ મહાન સ્મશાન છે. શરીર એ પણ સ્મશાન છે. ઘર એ પણ સ્મશાન છે. સ્મશાન એટલે આખું જગત. એટલે કે શિવજી જગતની સર્વ ચીજોમાં વિરાજેલા છે. આખું જગત સ્મશાનરૂપ હોવાથી અને શિવ જગતના પ્રત્યેક પદાર્થમાં રહેલા હોવાથી વ્યાપક બ્રહ્મરૂપ છે. જગતની પ્રત્યેક વસ્તુમાં શિવતત્ત્વ છે. બ્રહ્મતત્ત્વ વ્યાપક છે.

ભગવાન શંકર આસુતોષ છે. શિવજીના દરબારમાં દરેકને પ્રવેશ મળે છે. ઋષિઓ આવે, દેવો આવે, દાનવો આવે, રાક્ષસો આવે, ભૂતપિશાચ પણ આવે. શિવજીનો દરબાર બધા માટે ખુલ્લો છે. શિવજીનો દરબાર બધા માટે ખુલ્લો ન હોત તો આ બિચારા ભૂતપિશાચ જાત કયાં? ત્યારે રામજીના દરવાજે હનુમાનજી ગદા લઈને ઊભા છે. રામ દુવારે તુમ રખવારે હોત ન આજ્ઞા બિન પેસારે. તમે મારા રામજી જેમ બંધુપ્રેમ રાખ્યો છે, સંયમ રાખ્યા છે? જેમણે મારા રામજીની મર્યાદાઓનું પાલન કર્યું હોય, પરસ્ત્રીને માતા સમાન ગણી હોય તેને અત્રે દાખલ થવાનો અધિકાર છે.

રામજીની દરેક મર્યાદાનું પાલન કરો તો રામજીના દરબારમાં પ્રવેશ મળે છે. આ પ્રમાણે વર્તન ન રાખ્યું હોય તો હનુમાનજી ગદા મારીને પાછા કાઢે છે. રામજી રાજાધિરાજ છે. તેમનાં દર્શન રાત્રે બાર વાગ્યા પછી ન થાય. શિવજીનાં દર્શન ગમે ત્યારે થઈ શકે. શિવજી કહે છે, તને વખત મળે ત્યારે આવ. હું ધ્યાન કરતો બેઠો છું. કૃષ્ણના દરબારની વાત હવે દશમ સ્કંધમાં આવશે. કનૈયો કહે છે, મારા દરબારમાં આવવું હશે તો સાડી પહેરવી પડશે, નાકમાં વાળી પહેરવી પડશે.

કનૈયો કહે છે, મારા દરબારમાં આવવું હોય તો ગોપી બનો. ગોપી બનીને આવે તો મારા દરબારમાં પ્રવેશ મળશે.

જેની અપેક્ષા બહુ ઓછી હોય છે તે અતિ ઉદાર થઈ શકે છે.

એક વખત કુબેર ભંડારી શિવજીને પૂછે છે, હું તમારી શી સેવા કરું? શિવજી કહે છે, બીજાની સેવા માંગે અને લે એ વૈષ્ણવ નહિ. સેવા આપે એ વૈષ્ણવ, બીજાની સેવા કરે એ વૈષ્ણવ. મારા જેમ નારાયણ, નારાયણ કર. માતાજીએ કુબેરને કહ્યું, મારા માટે સોનાનો બંગલો બાંધજે. કુબેરે સુવર્ણનો મહેલ બાંધ્યો છે. વાસ્તુપૂજા કર્યા વગર તો બંગલામાં જવાય નહિ. રાવણને વાસ્તુપૂજા કરાવવા માટે બોલાવ્યો છે. રાવણે વાસ્તુપૂજા કરાવી.

શિવજીએ રાવણને કહ્યું:—જે માંગવુ હોય તે માંગ. રાવણ માગે છે—હવે **તમારો મહેલ મને આપી દો.**



પાર્વતીજી કહે છે: હું જાણતી હતી કે આ લોકો કાંઈ રહેવા દેશે નહિ.

માંગનારને ન આપવું એ મરણ સમાન છે. શિવજીએ બંગલો રાવણને આપી દીધો. રાવણ જેવો કોઈ મૂર્ખ થયો નથી. રાવણ ફરીથી કહે છે, મહારાજ, બંગલો તો સુંદર આપ્યો. હવે આ પાર્વતીને આપી દો. શિવજી કહે છે:—તને જરૂર હોય તો તું લઈ જા.

જગતમાં આવો દાનવીર થયો નથી. રાવણ માતાજીને ખભે બેસાડી લઈ જાય છે. પાર્વતીજીએ શ્રીકૃષ્ણનું સ્મરણ કર્યું. શ્રીકૃષ્ણ ગોવાળ થઈ રસ્તામાં આવ્યા છે. રાવણને પૂછે છે, આ કોને લઈ જાય છે? રાવણ કહે છે, શંકર ભગવાને મને પાર્વતી આપી દીધી છે.

કૃષ્ણ કહે:—તું કેવો ભોળો છે. પાર્વતી આપતા હશે? અસલ પાર્વતી તો પાતાળમાં સંતાડી રાખે છે. આ તો તને પાર્વતીની દાસી આપીને સમજાવ્યો છે. અસલ પાર્વતીના શરીરમાંથી કમળની સુગંધ નીકળે છે. આના શરીરમાંથી કયાં એવી સુગંધ નીકળે છે?

રાવણ શંકામાં પડયો છે. માતાજીની ઇચ્છા પણ રાવણ સાથે જવાની ન હતી. શરીરમાંથી દુર્ગંધ કાઢી. રાવણે ત્યાં જ પાર્વતીને પધરાવ્યાં છે. રાવણ ચાલ્યો ગયો. પછી પ્રભુએ માતાજીની સ્થાપના કરી, તે દ્વૈપાયની દેવી.

દક્ષ બોલ્યો છે:—શિવ સ્વૈરચારી છે તથા ગુણહીન છે.

પ્રકૃતિના કોઈપણ ગુણ શિવજીમાં નહિ હોવાથી શિવ નિર્ગુણ બ્રહ્મ વિધિ-નિષેધાતીત પરમાત્મા છે. શાસ્ત્રની પ્રવૃત્તિ, વિધિનિષેધની પ્રવૃત્તિ અજ્ઞાની જીવ માટે છે, શિવજી માટે નથી.

દક્ષ પ્રજાપતિ બોલ્યો છે:—આજથી કોઈ યજ્ઞમાં બીજા દેવો સાથે શિવજીને આહુતિ (ભાગ) આપવામાં આવશે નહિ. શ્રીધરસ્વામીએ અર્થ કર્યો છે, સર્વ દેવોની સાથે નહિ. શિવજી સર્વ દેવોમાં શ્રેષ્ઠ હોવાથી મહાદેવ છે. ઈતર દેવો પહેલાં શિવજીને આહુતિ આપવામાં આવશે. અને યજ્ઞમાં જેટલું વધે તેટલું સમાપ્તિમાં શિવજીને આપવામાં આવશે.

શિવપુરાણમાં કથા છે. શંકર પાર્વતીનું લગ્ન થતું હતું. લગ્ન વખતે ત્રણ પેઢીનું વર્ણન કરવાનું હોય છે. શિવજીને પૂછવામાં આવ્યું, તમારા પિતાનું નામ બતાવો. શિવજી વિચારમાં પડી ગયા. મારા પિતા કોણ? મહારુદ્ર શિવનો જન્મ નથી. નારદજીએ શિવજીને કહ્યું, બોલોને, તમારા પિતા બ્રહ્મા છે. શિવજી કહે છે, બ્રહ્મા. પછી પૂછવામાં આવે છે, દાદા કોણ? વિષ્ણુ દાદા છે. પરદાદા કોણ? ત્રણ પુરુષોનું નામ લેવું પડે છે. હવે કોનું નામ દેવું? શિવજી બોલ્યા છે, હું જ સર્વનો પરદાદો છું.

**जगतःपितरौवंदे पार्वतीपरमेश्वरौ ।** શિવજી મહાદેવ છે.

સૂતજી વર્ણન કરે છે રાજન્:—શિવજીના મસ્તકમાં જ્ઞાનરૂપી ગંગા હતી, એટલે નિંદા સાંભળી છતાં સહન કરી શંકરના મસ્તકમાં જ્ઞાનગંગા છે.

કૃષ્ણના ચરણમાં જ્ઞાનગંગા છે. એટલે શિશુપાળની નિંદા સહન કરે છે.

પ્રતિકાર કરવાની શક્તિ હોવા છતાં જે સહન કરે એને જ ધન્ય છે. **એ જ મહાપુરુષ.**

જેના માથે જ્ઞાનગંગા હોય તે જ નિંદા સહન કરી શકે છે. નિંદા સહન કરવી મુશ્કેલ છે. નિંદા સહન કરશો તો જ આગળ વધશો.

કલહ વધારે એ વૈષ્ણવ નહિ. એટલે શિવજી એક શબ્દ પણ સભામાં બોલ્યા નથી.

સભામાં નંદિકેશ્વર વિરાજેલા હતા. નંદિકેશ્વરથી આ સહન થયું નહિ. નંદિકેશ્વરે દક્ષને ત્રણ શાપ આપ્યા છે. જે મુખથી નિંદા કરી છે તે તારું માથું તૂટી પડશે. તને બકરાનું માથું ચોંટાડવામાં આવશે. તને કોઈ દિવસ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થશે નહીં.

શિવનિંદા કરનારને મુકિત મળતી નથી, શિવતત્વને છોડી ગયેલી બુદ્ધિને સંસારમાં ભટકવું પડે છે. તેને દુઃખ થાય છે. અને કયાંય શાંતિ મળતી નથી. શિવનિંદા કરનારો કામનો વિનાશ કરી શકતો નથી.

શિવજી :— તું શું કરવા શાપ આપે છે ? શિવજીને લાગ્યું કે હું નહિ બોલું તો નંદિકેશ્વર બીજા દેવોને શાપ આપશે. એટલે તુરત શિવજી કૈલાસ આવ્યા છે. શિવજીએ મનમાં કાંઈ રાખેલું નહીં. સતી પાસે કાંઈ કહ્યું નથી. ભૂતકાળનો વિચાર કરે એને ભૂત વળગ્યું છે એમ માનજો.

તે પછી દક્ષ પ્રજાપતિએ કનખલ ક્ષેત્રમાં યજ્ઞનો આરંભ કર્યો છે. દક્ષ પ્રજાપતિએ દુરાગ્રહ રાખ્યો કે મારા યજ્ઞમાં હું વિષ્ણુની પૂજા કરીશ પણ શિવજીની પૂજા નહિ કરું. દેવોએ કહ્યું કે તારો યજ્ઞ સફળ થશે નહિ, છતાં દુરાગ્રહથી દક્ષે યજ્ઞ કર્યો. જે યજ્ઞમાં શિવપૂજા નથી ત્યાં ભગવાન વિષ્ણુ પધારતા નથી. બ્રહ્મા–દધિચિપણ યજ્ઞમાં ગયા નથી. કેટલાક દેવો કલહ જોવાની મજા પડશે એ આશાએ જવા નીકળ્યા છે. વિમાનમાં બેસી દેવો જાય છે. સતીએ આ વિમાનો જતાં જોયાં. સતી વિચારે છે આ દેવકન્યાઓ કેટલી ભાગ્યશાળી છે. આ લોકો કયાં જતાં હશે ? એક દેવકન્યાએ કહ્યું :—તમારા પિતાને ત્યાં યજ્ઞમાં જઈએ છીએ. શું તમને ખબર નથી ? યજ્ઞમાં આવવાનું આમંત્રણ નથી ? દક્ષે દ્વેષબુદ્ધિથી શિવજીને આમંત્રણ આપેલું નહિ. સતીજી જાણતાં નથી કે મારા પતિ અને પિતા વચ્ચે અણબનાવ થયો છે. સતીને પિતાને ત્યાં જવા બહુ ઉતાવળ થઈ છે. સમાધિમાંથી શિવજી જાગ્યા છે. શિવજી પૂછે છે, દેવી, આજે બહુ આનંદમાં છો ?

સતી કહે છે :—તમારા સસરાજી મોટો યજ્ઞ કરે છે.

શંકર કહે છે :—દેવી, આ સંસાર છે. કોઈના ઘેર લગ્ન, કોઇના ઘેર મરણ, સર્વ સંસાર દુઃખથી ભરેલો છે. સુખરૂપ એક પરમાત્મા છે. તારા અને મારા પિતા નારાયણ છે.

સતીજીએ કહ્યું છે :–મહારાજ તમે કેવા નિષ્ઠુર છો કે તમને કોઈ સગાંસંબંધી-ઓને મળવાની ઇચ્છા થતી નથી.

શંકર જવાબ આપે છે :—દેવી, હું બધાને મનથી મળું છું. કોઇને શરીરથી મળતો નથી. પ્રત્યક્ષ શરીરથી કોઇને મળવા ઇચ્છા થતી નથી.

સતી બોલ્યાં:—તમે તત્ત્વનિષ્ઠ છો, બ્રહ્મરૂપ છો. પણ નાથ, મને ત્યાં જવાની બહુ ઇચ્છા છે. તમે આવો, તમારું સન્માન થશે.

શિવજી :—મને સન્માનની ઇચ્છા નથી.



સતી કહે છેઃ—નાથ, તમને બધું જ્ઞાન છે પણ એક વસ્તુનું જ્ઞાન નથી. તમને વ્યવહારનું જ્ઞાન બરાબર નથી. આપણે કોઈને ત્યાં નહીં જઈએ, તો આપણે ત્યાં કોઈ નહીં આવે.

ભોળાનાથ બોલ્યા :—બહુ સારું. કોઈ નહીં આવે તો બેઠા બેઠા રામ રામ કરીશું.

સતી કહે છે :—ખોટું નહીં લગાડો તો કહું. કન્યાને પિયરમાં જવાથી કેવું સુખ મળે છે તેનું જ્ઞાન તમને નથી. તમે કન્યા થાવ, તમારું લગ્ન થાય તે પછી તમને ખબર પડે કે કન્યાને પિયરમાં જવાથી કેવું સુખ મળે છે. તમારે આવવું જ પડશે.

શિવજી કહે :—દેવી, જગતમાં ભટકવાથી શાંતિ મળશે નહીં.

સતીજીને શિવજી આજ્ઞા કરે છે. એક જગ્યાએ બેસી પ્રભુને રિઝાવો. મનમાં જ્યાંસુધી જડપદાર્થ કે બીજો જીવ આવે છે ત્યાંસુધી પરમાત્મા ત્યાં આવતા નથી. બહુ ભટકનારનાં મન અને બુદ્ધિ બહુ ભટકે છે. સતી–બુદ્ધિ શંકર–ભગવાનને છોડીને જાય તો બહુ ભટકે છે.

શિવજી કહે છે :—તારા પિતાએ મારું અપમાન કર્યું છે, ત્યાં જવામાં સાર નથી.

સતી કહે છે :—નાથ, તમારી કાંઈ ભૂલ થઈ હશે. મારા પિતા મૂર્ખ નથી કે એમ ને એમ તમને ગાળો આપે.

શિવજી કહે :—મેં તેમનું કાંઈ અપમાન કર્યું નથી. શિવજીએ યજ્ઞપ્રસંગ કહી સંભળાવ્યો.

સતીચરિત્ર એટલે પિતૃસ્નેહ અને પતિનિષ્ઠાની ખેંચતાણ છે.

સતી :—આપે મારા પિતાજીને માન કેમ ન આપ્યું ?

શિવજી :—મેં મનથી તારા પિતાજીને માન આપેલું. હું કોઇનું અપમાન કરતો નથી.

સતી બોલ્યાં :—આ વેદાંતની પરિભાષા લાગે છે. મારા પિતાના અંતરમાં રહેલા વાસુદેવ કૃષ્ણને તમે વંદન કર્યાં તે મારા પિતાને કેમ ખબર પડે ? તમે એ વાત હવે ભૂલી જાવ.

શિવજી બોલ્યા :—દેવી, હું ભૂલી ગયો છું, પણ તારા પિતા હજુ ભૂલ્યા નથી.

સતીને ભગવાન શંકર સમજાવે છે, જ્યાં મને માન નથી ત્યાં જવાથી તમારું અપમાન થશે. તમે માનિની છો. અપમાન સહન નહીં કરી શકો. તમે ત્યાં ન જશો. અનર્થ થશે.

સતીજીએ માન્યું નહિ. તેણે વિચાર્યું કે હું યજ્ઞમાં જઈશ નહીં તો પતિ–પિતા વચ્ચેનું વેર વધશે. સર્વને વેરની જાણ થશે. સતીએ વિચાર્યું, હું ત્યાં જઈ પિતાજીને કહીશ કે હું તો વગર આમંત્રણે આવી છું પણ મારા પતિ વગર આમંત્રણે આવે નહિ. માટે ભાઈને તેને બોલાવવા મોકલો. પિતા–પતિમાં વેર ઉત્પન્ન થયું છે તેની શાંતિ કરીશ. આજે પતિની આજ્ઞા નથી તો પણ હું પિયરમાં જઈશ. સતીએ ઘરનો ઉંબરો ઓળંગ્યો છે. જે દિવસ ઘરમાં ખટપટ થાય તે દિવસે ઘર છોડવું નહીં. ઘર છોડે તો તે બહાર સુખી થઇ શકતો નથી. શિવજીએ જોયું કે હવે જાય છે તો પાછી આવશે નહીં; ભલે જાય.

પણ એકલાં જાય તે ઠીક નથી. શિવગણોને આજ્ઞા કરી કે તમે પણ સાથે જાવ.

શુકદેવજી વર્ણન કરે છેઃ–રાજન્, શિવગણો આવ્યા છે. કહ્યું, મા, તમે ચાલતાં જાવ તે ઠીક નથી. સતી નંદિકેશ્વર ઉપર સવાર થયા છે. શિવજીએ સતીની સાડી વગેરે પોટલામાં બાંધ્યું. હવે પાછી આવવાની નથી. જાય તો પોતાનું સર્વ લઈને જાય. આ શિવ સતીનું છેલ્લું મિલન હતું. શિવજીએ વિચાર્યું, સતીની કોઈ વસ્તુ અત્રે રહેશે તો મારા શ્રીકૃષ્ણ ભજનમાં વિક્ષેપ કરશે.

મનમાં વિકાર ઉત્પન્ન કરે તેવું કોઈ ચિત્ર ઘરમાં રાખવું નહિ. તે ચિત્ર પછી મનમાં આવશે અને કૃષ્ણભજનમાં વિઘ્ન કરશે. સતી બોલ્યાં, આ બધી વસ્તુઓની શી જરૂર છે ?

શિવજી કહે છે : દેવી, તમને જરૂર પડશે. આ બધું સાથે લઈ જાવ.

સતીને જવાની ઉતાવળ હતી એટલે વ્યાસજીએ રસ્તાનું વર્ણન કર્યું નથી. સતીજી યજ્ઞમંડપમાં આવે છે. શંકરની અર્ધાંગિની છે. આખું જગત તેને માન આપે છે. ઋષિઓ તેને માન આપે છે, પણ તેથી સતીજીને સંતોષ થયો નહીં.

આદિશક્તિ જગદંબા આજે દક્ષને વંદન કરે છે. દક્ષ મુખ ફેરવી લે છે સતી ફરીથી પ્રણામ કરે છે. સતીને જોતાં દક્ષને ક્રોધ થયો છે. કેમ અત્રે આવી હશે ? દક્ષ દક્ષ નથી પણ અદક્ષ છે. શિવમહિમ્ન સ્તોત્રમાં લખ્યું છે.

क्रियादक्षो दक्षः क्रतुपतिरधीशस्तनुभृता
मृषीणामार्त्विज्यंशरणद सदस्याः सुरगणाः।
क्रतुभ्रंषस्त्वत्तः क्रतुफलविधानव्यसनिनो
ध्रुवं कर्तुः श्रद्धाविधुरमभिचाराय हि मखाः॥

શ્રીધરસ્વામીએ કહ્યું છે કે क्रिया दक्षः अपि अदक्षः मुर्खः દક્ષ ક્રિયાદક્ષ નહિ પરંતુ ક્રિયા અદક્ષ હતો.

સતી વિચારે છે, મારા પિતા મારી સામું પણ જોતા નથી. મને હવે અહીં રહેવાની ઇચ્છા નથી. હું ઘેર જઈશ. શિવજી ઉદાર છે. મારો સ્વીકાર કરશે. માતાજી યજ્ઞમંડપમાં ભ્રમણ કરે છે. સર્વ દેવોની સ્થાપના હતી. એક શિવજીની સ્થાપના ન હતી. સતીએ જોયું તો યજ્ઞમાં દરેક દેવને યજ્ઞભાગ આપવામાં આવેલો, પણ શંકરને યજ્ઞભાગ આપવામાં આવ્યો નથી. શિવજીનું આસન રાખવામાં આવ્યું નથી. આજે ઇશાન દિશા ખાલી હતી. દક્ષ પ્રજાપતિએ સતીનું અપમાન કર્યું તે સતીએ સહન કર્યું. પણ માતાજી સતીથી આ પતિદેવનું અપમાન સહન થતું નથી. સતીને આત દુઃખ થયું. જગદંબાને ક્રોધ આવ્યો છે. માથે બાંધેલ વેણી છૂટી ગઈ છે. દેવો માતાજીને વંદન કરે છે. માતા ક્રોધ કરો નહિ. સતી કહેઃ—તમે ગભરાશો નહિ. હવે ક્રોધ હું મારા શરીર ઉપર કરીશ. આ શરીરથી મેં પાપ કર્યું. પતિની આજ્ઞાનો મેં ભંગ કર્યો છે. આ શરીરને હવે હું બાળી દઈશ. સભામાં જગદંબાએ ૧૩ શ્લોકમાં ભાષણ કર્યું છે, અરે, તારા જેવા વિષયી શિવતત્ત્વને શું જાણે ? જે શરીરને આત્મા ગણે છે તે શિવતત્ત્વને શું જાણે ? મોટા મોટા દેવો શંકરનાં ચરણનો આશ્રય લે છે. શિવકૃપા વગર બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. શિવકૃપા વગર કૃષ્ણભકિત મળતી નથી. પ્રવૃત્તિ



નિવૃત્તિથી પર થઈ સ્વસ્વરૂપમાં લીન રહેનારા શિવજી પરબ્રહ્મ પરમાત્મા છે. મને દુઃખ થાય છે કે શિવનિંદા કરનાર દક્ષની હું કન્યા છું.

સતી ઉત્તર દિશા તરફ મુખ રાખી બેઠાં છે. શરીર છોડવા યોગમાર્ગમાં સ્થિત થયાં. શિવજીનું ધ્યાન કરતાં કરતાં માતાજીએ શરીરમાં અગ્નિતત્ત્વની ભાવના કરી છે. અંદરથી ક્રોધાગ્નિ બહાર આવ્યો. શરીર બળવા લાગ્યું. આદિશકિત જગદંબાનું અપમાન થયું છે. હવે દક્ષનું કલ્યાણ નથી.

નારદજી કૈલાસમાં શંકર પાસે પધાર્યા છે. ભગવાન શંકર સનકાદિક ઋષિઓને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે. નારદજી કથામાં બેઠા છે. વિચારે છે કે શિવજી કેવા ભોળા છે ! સતીજીએ શરીર બાળી દીધું, પણ આને દુઃખ થતું નથી, નારદજી રડ્યા છે. કહ્યું, તમે વિધુર થયા છો. નાથ, તમારું અપમાન માતાજી સહન કરી શકયાં નહિ. શરીર બાળી દીધું છે. સતીએ દેહત્યાગ કર્યો છે. આદ્યશકિતનો નાશ ન થાય. સતી ગુપ્ત રીતે શિવમાં મળી ગયાં છે.

નારદજી કહે છે, આપ આ લોકોને સજા કરો. શિવજી કહે, મારે કોઈને સજા કરવી નથી. ગંગાજીને માથે રાખે તેને ક્રોધ આવે કયાંથી ? શિવજી પરમાત્મા છે. તેમને ક્રોધ ત્રાસ આપી શકે નહિ, કામ ત્રાસ આપી શકે નહિ.

બહુ સરળ થઈએ તો જગતમાં લોકો દુર્બળ માને છે. નારદજીએ જ્યારે કહ્યું કે તમારા ગણોને પણ માર પડ્યો છે, ત્યારે શિવજીને થોડો ક્રોધ થયો. જટામાંથી વીરભદ્ર પ્રગટ થયો છે. વીરભદ્રને શંકરે કહ્યું :—દક્ષ પ્રજાપતિના યજ્ઞનો યજમાન સહિત તું નાશ કરજે. વીરભદ્ર આવ્યો છે. મોટો સંહાર કર્યો છે. યજ્ઞભૂમિ સ્મશાનભૂમિ બની છે. યજ્ઞનો વિધ્વંસ થયો. દક્ષને પકડી મસ્તક અલગ કર્યું. દેવો ગભરાયા. દેવો બ્રહ્માજીને શરણે ગયા. બ્રહ્માજીએ ઠપકો આપ્યો, જે યજ્ઞમાં શિવજીની પૂજા ન હતી, ત્યાં ગયા જ કેમ ? બ્રહ્માએ કહ્યું :—જાઓ, શિવજીની ક્ષમા માંગો, દેવો કહે કે અમારી એકલા જવાની હિંમત થતી નથી. આપ અમારી સાથે ચાલો.

શંકર ભગવાનની કૃપા વગર સિદ્ધિ મળતી નથી. કૈલાસની તળેટીમાં સિદ્ધ મહાત્માઓના અખાડા છે.

દેવો બધા કૈલાસમાં આવે છે. મહાદેવજી બ્રહ્માજીને સાષ્ટાંગ પ્રણામ કરે છે. અને બધા સદાશિવને પ્રણામ કરે છે પછી બ્રહ્માજી હસતાં હસતાં કહે છે, યજ્ઞને ઉત્પન્ન કરનાર આપ છો. વિધ્વંશ કરનાર આપ છો. યજ્ઞ પરિપૂર્ણ થાય તેવું કરો. તમે પણ ત્યાં પધારો. શિવજી ભોળા છે. આવવા ઊભા થયા છે. શિવજી સરળ છે. યજ્ઞમંડપમાં રૂધિરની નદીઓ વહેતી જોઇ વીરભદ્રને ઠપકો આપે છે. મેં તને શાંતિથી કામ લેવાનું કહ્યું હતું. વીરભદ્ર માફી માંગે છે. દક્ષના ધડ ઉપર બોકડાનું માથું ચોંટાડવામાં આવે છે. શિવજીની નિંદા કરનાર બીજા જન્મમાં બોકડો થાય છે. બોકડો અતિ કામી હોય છે.

અજનો બીજો અર્થ થાય છે પરબ્રહ્મ. દક્ષના ધડ ઉપર અજનું મુખ મૂકવામાં આવ્યું એટલે કે દક્ષને પછી પરબ્રહ્મ દૃષ્ટિ પ્રાપ્ત થઇ. અજ મસ્તક એટલે બ્રહ્મદૃષ્ટિ.

દક્ષ પ્રજાપતિ જાગ્યો છે. શિવ સ્તુતિ કરવા લાગ્યો. દક્ષ પ્રજાપતિએ શિવનું પૂજન કર્યું છે. દક્ષે કહ્યું :–મારી પુત્રી સતીનાં દર્શન કરાવો.

શિવજીએ સતીને પૂછ્યું, તમારે બહાર આવવું છે ? જગદંબા માતાજીએ ના પાડી. **શિવપૂજન કર્યું એટલે શ્રીકૃષ્ણ ભગવાન પ્રગટ થયા છે.**

શિવ અને મારામાં ભેદ રાખે તે નરકગામી બને છે. આ સિદ્ધાંતનું અનેકવાર ભાગવતમાં વર્ણન કર્યું છે.

હરિ અને હરમાં દક્ષે જે ભેદ રાખેલો તે હવે દૂર થયો. એકનાથ મહારાજે ભાવાર્થ રામાયણમાં હરિહરનો અભેદ બતાવ્યો છે. સત્ત્વગુણનો રંગ ધોળો છે. તમોગુણનો રંગ કાળો છે. વિષ્ણુ ભગવાન સત્ત્વગુણના માલિક છે. એટલે હોવા જોઇએ શ્યામ તેમ છતાં તેમનો વર્ણ શ્વેત છે. આમ કેમ થયું ? શિવજી ગોરા અને વિષ્ણુ કાળા ! એકનાથજી મહારાજ લખે છે કે શિવજી આખો દિવસ નારાયણનું ધ્યાન કરે છે એટલે નારાયણનો રંગ આવ્યો શિવજીમાં અને નારાયણ શિવજીનું ધ્યાન સતત કરે છે તેથી શિવજીનો રંગ આવ્યો વિષ્ણુમાં એટલે તેઓ થયા શ્યામ. આ પ્રમાણે પરસ્પર એકબીજાનું ધ્યાન કરે છે. તે ધ્યાનમાં એવો ગુણ છે કે જે જેનું ધ્યાન કરે તેના જેવો વર્ણ થાય. આથી બંનેમાં અભેદ છે. હરિહર એક છે. શિવકૃપા વગર સિદ્ધિ મળતી નથી. બ્રહ્મવિદ્યા મળતી નથી. જીવ માત્રને શિવ તત્ત્વ એક જ છે એ બતાવવાનો ભગવાનનો ઉદ્દેશ છે. જીવ માત્રને શિવને મળવાની ઇચ્છા થાય છે.

નિવૃત્તિધર્મના આચાર્ય છે શિવજી અને પ્રવૃત્તિધર્મના આચાર્ય છે શ્રીકૃષ્ણ. સર્વ પ્રકારની પ્રવૃત્તિ હોવા છતાં પ્રવૃત્તિમાં જરાય ન લેપાય એ આદર્શ જગતને બતાવ્યો છે શ્રીકૃષ્ણે.

દક્ષ યજ્ઞમાં આપણે જોયું કે અનન્ય ભકિતનો અર્થ એવો નથી કે એક જ દેવને માને અને બીજા દેવને ન માને અનન્ય ભકિતનો અર્થ એ છે કે અનેકમાં એક જ દેવને નિહાળો. પ્રભુ સર્વવ્યાપક છે. જે સર્વમાં પ્રભુનાં દર્શન કરે, તે જ ઉત્તમ વૈષ્ણવ છે.

પોતાના એક ઇષ્ટદેવમાં પરિપૂર્ણ ભાવ રાખવો અને બીજા દેવોને પોતાના ઇષ્ટદેવના અંશરૂપ માની વંદન કરવાં. પત્ની અનન્ય ભાવ પતિમાં રાખે છે અને બીજા સગાંઓમાં સામાન્ય પ્રેમ રાખે છે. કેટલાક વૈષ્ણવો કહે છે કે અમે શિવજીની પૂજા કરીએ તો અમને અન્યાશ્રયનો દોષ લાગે. આ ભૂલ છે.

પાંચ દેવો એક જ છે, તેમાં ભેદબુદ્ધિ ન રાખવી. વધારે શું કહુ ? શિવ અને પાર્વતીનાં લગ્ન કરવામાં આવેલાં ત્યારે પણ ગણપતિનું પૂજન કરવામાં આવેલું. ગણપતિ બ્રહ્મરૂપ છે. તે તો નિત્ય છે. પણ પાર્વતીને ત્યાં તેમનો અવતાર થયો છે. આ બધાને માનો પણ બાલકૃષ્ણની સેવા ન કરો તો ન ચાલે. બાલકૃષ્ણ પ્રેમનું દાન કરે છે. પરમાત્મા શ્રીકૃષ્ણ પ્રેમનું દાન કરે છે અને તે પ્રેમ વિના જ્ઞાન પણ શુષ્ક છે. પ્રેમ વિના જ્ઞાનની શોભા નથી. દક્ષ પ્રજાપતિએ યજ્ઞ કર્યો પણ તેમાં તેણે ભેદબુદ્ધિ રાખી. તેણે શિવજીની પૂજા ન કરી, તેથી તેના યજ્ઞમાં વિઘ્ન આવ્યું.

આ શરીર પંચાયતન છે. પંચતત્ત્વોનું આ શરીર બનેલું છે. એક એક તત્ત્વના એક એક દેવ છે.

આ પંચાયતનના પાંચ દેવો–પ્રધાન દેવો નીચે જણાવ્યા પ્રમાણે છે.

પૃથ્વી તત્ત્વ—ગણેશ: ગણેશની ઉપાસનાથી વિઘ્નોનો નાશ થાય છે.. ગણેશ વિઘ્નહર્તા છે. ગણપતિના પૂજનથી તમારા સત્કાર્યમાં વિઘ્ન નહિ આવે.

જળ તત્ત્વ–શિવ:શિવની ઉપાસના કરવાથી જ્ઞાન મળે છે.



તેજ તત્ત્વ–સૂર્ય : સૂર્યની ઉપાસના નીરોગી બનાવે છે. સૂર્ય આરોગ્ય આપે છે. आरोग्यं भास्करात् इच्छेत्। સૂર્ય પૃથ્વી ઉપર સાક્ષાત્ પ્રત્યક્ષ દેવ છે. એક નાસ્તીકે પૂછ્યું, મહારાજ, ભગવાનનાં દર્શન મને કરાવો. મેં સૂર્યને બતાવીને કહ્યું, આ સાક્ષાત પરમાત્મા છે. સૂર્યને રોજ કંઈ નહિ તો અગીયાર સૂર્ય નમસ્કાર કરો.

**नमस्कार प्रियो भानु जलधारा प्रियो शिवः।**
**अलंकारो प्रियो कृष्ण ब्राह्मणो मोदक प्रियः॥**

વાયુ તત્ત્વ–માતાજી : માતાજીની ઉપાસના ધન આપે છે.

આકાશ તત્ત્વ–વિષ્ણુ : વિષ્ણુની ઉપાસના પ્રેમ આપે છે, પ્રેમ વધારે છે.

સૂર્યની પૂજાથી તમને સારું આરોગ્ય મળશે. શિવજીના પૂજનીથી તમને જ્ઞાન મળશે. પાર્વતી માતાજીના પૂજનથી સંપત્તિ મળશે. બુદ્ધિ છે, શરીર સારું છે, સંપત્તિ છે પણ શ્રીકૃષ્ણની સેવા ન કરો તે નહિ ચાલે. શ્રીકૃષ્ણ પ્રેમનું દાન કરે છે.

દક્ષ પ્રજાપતિ દ્વારકાધીશની સેવા સ્મરણમાં તન્મય થયો હોય તે પછી તેણે શિવજીની પૂજા છોડી હોત તો ચાલત. પણ તેની અંદર વેર–વાસના હતાં. દક્ષ પ્રજાપતિનો યજ્ઞ કુભાવથી કરવામાં આવ્યો એટલે તે યજ્ઞ પાપરૂપ થયો.

દક્ષ એ જીવ છે. શિવજી એ સદ્ગુરુ છે. શરીરને સાદું રાખો. શરીર એ ભસ્મ છે, એક મૂઠી રાખ છે. માટે તેને ખોટી રીતે શણગારવાનું અને લાડ કરવાનું છોડી દો. આ છે શિવજીનો ઉપદેશ. તેથી તો શિવજી શરીર ઉપર ભસ્મ ચોળે છે. શરીરને શણગારવાનું છોડી દો. માનવનું જીવન તપ કરવા માટે છે. તપ ન કરે એનું પતન થાય છે.

માનવજીવનનું લક્ષ્ય ભોગ નથી પણ ભજન છે, ઈશ્વરભજન છે. સમભાવ અને સદ્ભાવ સિદ્ધ કરવા માટે સત્સંગની જરૂર છે. સમભાવ સિદ્ધ થાય છે ત્યારે કે જ્યારે દરેક જડ–ચેતનમાં ઈશ્વરની ભાવના જાગે છે.

માનવનો અવતાર પરમાત્માનું આરાધન કરવા માટે છે, તપ કરવા માટે છે. પશુઓ પણ ભોગ ભોગવે છે મનુષ્ય કેવળ ભોગ પાછળ પાગલ બને તો પશુ અને મનુષ્યમાં ભેદ શું ? મનુષ્યને પ્રભુએ બુદ્ધિ આપી છે, જ્ઞાન આપ્યું છે; પશુને નહીં. આવતી કાલની ચિંતા માનવ કરે છે; પશુ કરતાં નથી, કરી શકતાં નથી.

પશુઓ તપ કરી શકતાં નથી. દેવો પણ તપ કરી શકતા નથી. દેવો પુણ્યનો ભોગ ભોગવી શકે છે. તપશ્ચર્યાનો અધિકાર મનુષ્યોને છે. મનુષ્ય વિવેકથી ભોગ ભોગવી અને તપશ્ચર્યા પણ કરી શકે છે.

મનુષ્યજીવન તપ કરવા માટે છે. તપના અનેક પ્રકારો છે.

દુઃખ સહન કરી સત્કર્મ કરે એને તપ કહે છે. ઉપાસના કરવી એ તપ છે. અમાસ પૂર્ણિમાના દિવસોને પવિત્ર માન્યા છે. તે દિવસે ઉપવાસ કરવો. પરોપકારમાં શરીર ઘસાવવું એ પણ તપ છે. પરંતુ ગીતાજીમાં તપની સુંદર વ્યાખ્યા આપી છે.

ગીતામાં કહ્યું છેઃ भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते। ભાવસંશુદ્ધિ એ મોટું તપ છે. સર્વમાં ઈશ્વરનો ભાવ રાખવો એ તપ છે. સર્વમાં ઈશ્વર વિરાજેલા છે એવો અનુભવ કરવો એ મહાન તપ છે. ભાવસંશુદ્ધિથી એટલે અંતઃકરણની પવિત્રતાથી

સદા સર્વદા હૃદયમાં શાંતિ અને પ્રસન્નતા રહેશે. પ્રિય અને સત્ય બોલવું એ વાણીનુ તપ છે. પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય, અહિંસા આ શરીર સંબંધીનાં તપ છે.

સર્વમાં સદ્ભાવ–સમભાવ રાખનારના મનમાં કામ આવતો નથી. વિકાર અને વાસનાનો વિનાશ કરવા આ શ્રેષ્ઠ ઉપાય છે. સર્વમાં સદ્ભાવ રાખે, સર્વમાં ઈશ્વરનો ભાવ રાખે અને સત્કર્મ કરે તો તે સફળ થાય છે.

દક્ષ પ્રજાપતિએ યજ્ઞ કરતાં તેમાં શુદ્ધભાવ–સમભાવ ન રાખ્યો. તેથી તેને સહન કરવું પડ્યું. યજ્ઞથી દક્ષનું કલ્યાણ થયું નહીં. કારણ તેણે શિવજી પ્રત્યે કુભાવ રાખી યજ્ઞ કર્યો. દક્ષે યજ્ઞમાં કુભાવ રાખ્યો કે હું શિવજીની પૂજા નહિ કરું. તેથી યજ્ઞમાં વિઘ્ન આવ્યું. માટે કોઈ પ્રત્યે કુભાવ ન રાખો. ધર્મ સફળ થાય છે સદ્ભાવથી. સદ્ભાવ વગરનો દક્ષનો ધર્મ પણ અધર્મ બન્યો. દક્ષ પ્રજાપતિના યજ્ઞની કથાનો ઉદ્દેશ હરિહરનો અભેદ બતાવવાનો છે.

આ શિવજી ચરિત્રની કથા વક્તાશ્રોતાના પાપને બાળનારી છે.

અધમના વંશથી તમે ચેતતા રહેજો. સ્કંધ ૪ અધ્યાય ૮ ના પહેલા પાંચ શ્લોકોમાં અધર્મના વંશજો બતાવ્યા છે. આ અગત્યના શ્લોકો છે. કારણ પુણ્ય ન કરો તો કાંઈ નહીં; પણ પાપ તો ન જ કરો.

અધર્મની પત્નીનું નામ મૃષાદેવી–મિથ્યાભાષણ કરવાની કુટેવ. તેમાંથી થયો દંભનો જન્મ. લોકોને વૈષ્ણવ કહેવડાવવાની ઇચ્છા છે, પરંતુ કોઈને સાચા વૈષ્ણવ થવાની ઇચ્છા નથી.

દંભનો પુત્ર લોભ.
લોભનો પુત્ર ક્રોધ.

ક્રોધની દુરુક્તિ એટલે કે કર્કશવાણી. મહાભારતના યુદ્ધનું અને રામાયણના કરુણ પ્રસંગોનું મૂળ કર્કશ વાણીમાં છે.

દુર્યોધનનો પગ લપસ્યો અને તે નીચે પડ્યો એટલે ભીમ બોલ્યો કે: **अन्धस्य पुत्रः अन्धः।** આંધળાનો પુત્ર આંધળો. દુર્યોધનને આ શબ્દોથી આઘાત લાગ્યો, એટલે મહાભારતનો આરંભ થયો.

સીતાજીએ લક્ષ્મણજીને કર્કશવાણીમાં ઠપકો આપ્યો, તેથી લક્ષ્મણજીને વિના ઇચ્છાએ મારીચ રાક્ષસના છળકપટભર્યા શબ્દો પાછળ જવું પડ્યું. લક્ષ્મણની ગેરહાજરીમાં રાવણ સીતાને ઉઠાવી ગયો અને રામાયણ શરૂ થયું.

માટે કર્કશવાણી કોઈ દિવસ બોલવી નહિ. આટલા દુર્ગુણોથી બચો તોય ઘણું છે. કર્કશવાણીમાંથી થયો કળિ. કલહનું રૂપ તે કળિ.

ઇન્દ્રિયોને હરિરસમાં તરબોળ રાખવાનો ભાગવતનો ઉદ્દેશ છે.

નામદેવ દરજીનો ધંધો કરતા. ગોરા કુંભાર કુંભારકામનો ધંધો કરતા. સેના નાવી હજામનો ધંધો કરતા. એ દરેકને પોતપોતાના ધંધામાંથી જ્ઞાન મળેલું છે. વ્યવહારમાં શુદ્ધિ આવી, એટલે જીત્યા.

અર્થપ્રકરણનો આરંભ થાય છે. શાંતિ સંયમથી, સદાચારથી, સારા સંસ્કારથી મળે છે. સંપત્તિથી શાંત મળતી નથી. સંપત્તિથી વિકારવાસના વધે છે. એટલે ધર્મ પ્રકરણ પહેલું અને અર્થ પ્રકરણ પછી છે. આમાં ધ્રુવજીનું આખ્યાન આવે છે. **ઉત્તાનપાદની કથા એ જીવમાત્રની કથા છે.**

# ધ્રુવાખ્યાન

મૈત્રેયજી બોલ્યા :—મનુ મહારાજની ત્રણ કન્યાઓના વંશનું વર્ણન કર્યું છે. મનુ મહારાજને બે પુત્ર હતા : પ્રિયવ્રત અને ઉત્તાનપાદ. પ્રિયવ્રત રાજાના વંશની કથા પંચમ સ્કંધમાં આવશે. ઉત્તાનપાદની કથા આ ચતુર્થ સ્કંધમાં છે....

ઉત્તાનપાદને બે રાણીઓ હતી. સુરુચિ અને સુનીતિ. સુરુચિથી પુત્ર થયો તેનું નામ ઉત્તમ અને સુનીતિથી પુત્ર થયો તેનું નામ ધ્રુવ.

ઉત્તાનપાદ:—જીવમાત્ર ઉત્તાનપાદ છે. માના પેટમાં રહેલો જીવ ઉત્તાનપાદ છે. જીવ જન્મે છે ત્યારે માથું પહેલું બહાર આવે છે. પગ પછી બહાર આવે છે. જેના પગ ઊંચા હતા પણ પાછળથી નીચા થયા તે ઉત્તાનપાદ. જેના પગ ઊંચે અને મસ્તક નીચે તે ઉત્તાનપાદ. જન્મ વખતે દરેકની આ સ્થિતિ હોય છે.

જીવમાત્રને બે રાણીઓ હોય છે : સુરુચિ અને સુનીતિ. મનુષ્યમાત્રને સુરુચિ વહાલી લાગે છે એટલે તે માનીતી રાણી. ઇંદ્રિયો માંગે તે વિષયો ભોગવવાની ઇચ્છા તે સુરુચિ. સુરુચિ એટલે વાસના. આજકાલ સર્વને રુચિ વહાલી લાગે છે. મનને, ઇન્દ્રિયોને ગમે તે મનુષ્ય કરે છે. તે શાસ્ત્રને પૂછતો નથી, ધર્મને પૂછતો નથી કે કોઈ સંતને પૂછતો નથી. રુચિ એટલે મનગમતી ઇચ્છા. મન માગે તે ભોગ ભોગવવા આતુર બને તે સુરુચિનો દાસ. અને રુચિને આધીન થયો તેને નીતિ અળખામણી લાગે છે. નીતિ ના પાડે તો પણ ઇંદ્રિયો સ્વભાવિક રીતે વિષયો તરફ દોડે છે. લૂલી માંગે તે લૂલીને આપશો નહીં. ઘણાંને સોપારી વિના ચાલતું નથી. સોપારી મર્યાદા પાળીને ખાય છે તો ઠીક છે. મર્યાદા બહાર ખાય તો તે સંયમ રાખી શકે નહીં. મનુષ્યમાત્રને સુનીતિ એટલે નીતિ વહાલી લાગતી નથી, એટલે તે અણમાનીતી રાણી.

મનુષ્યને નીતિ ગમતી નથી, સુરુચિ ગમે છે. જીવમાત્રને નીતિ પ્રિય નથી, રુચિ પ્રિય છે. સદાચાર, સંયમથી નીતિમય જીવન ગાળવું તેને ગમતું નથી. જીવને વાસનાને આધીન થઈ વિલાસી જીવન ગાળવું ગમે છે. જીવમાત્રને નીતિના આધીન સદાચારી જીવન ગાળવું એ ગમતું નથી પરંતુ વિલાસી સ્વેચ્છાચારી જીવન ગાળવું ગમે છે. રુચિને આધીન થશો તો ઉત્તમ ફળ મળશે. સુરુચિનું ફળ ઉત્તમ છે. સુરુચિના પુત્રનું નામ તેથી ઉત્તમ. ઉત્=ઈશ્વર, તમ=અંધકાર. અંધકાર એ જ અજ્ઞાન. ઈશ્વરના સ્વરૂપનું અજ્ઞાન એ જ ઉત્તમનું સ્વરૂપ છે. ઇન્દ્રિયોના ગુલામ થશો તો ઈશ્વરના સ્વરૂપનું જ્ઞાન થશે નહિ. જે સુરુચિમાં ફસાયો છે, વિલાસી જીવન ગાળે છે, તેને ઈશ્વરના સ્વરૂપનું જ્ઞાન થતું નથી. એ કોઈ ઈશ્વરને ઓળખી શકે નહીં. ઈશ્વરનું જ્ઞાન વિરક્તને થાય, વિલાસીને થતું નથી. ગીતાજીને પૂછો કે કેવાને ઈશ્વરનું જ્ઞાન થાય છે. સત્ત્વ ગુણ જેનો વધે છે તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે. સત્ત્વગુણ વધે છે સદાચારી, સંયમી જીવન ગાળવાથી. શબ્દજ્ઞાન તે જ્ઞાન નથી. ક્ષણિક સુખ તે ઉત્તમ. વિષયો ક્ષણિક જ ઉત્તમ સુખ આપે છે. તે ક્ષણિક વિષયાનંદ. ઉત્તમ એ વિષયાનંદ છે.

ઇન્દ્રિય અને વિષયનો સંયોગ થાય ત્યારે ક્ષણિક સુખ મળે છે. એ સુખ સાચું નથી, સુખનો ભાસ થાય છે. દરાજ ખંજવાળવાથી સુખ મળતું નથી. તે સુખનો

ભાસ માત્ર છે. મનુષ્યની એક એક ઇન્દ્રિયોને વિષયો ભોગવવાની ચળ છૂટે છે. ડહાપણ આવે છે પણ તે ટકતું નથી. ઇન્દ્રિય અને વિષયના સંયોગથી ક્ષણિક સુખ મળે છે. ભોજન બહુ સરસ હશે તો ભૂખ કરતાં વધારે ખવાશે. તેથી અજીર્ણ થશે. અને ઉપરથી બે ચાર અન્નપાચનની ગોળીઓ લેવી પડે છે. આવા વખતે રુચિ કહે છે તું ખા અને નીતિ કહે છે કે તું ખાવાનું બંધ કર.

તેથી શંકરાચાર્ય સ્વામીએ આજ્ઞા કરી છે **स्वाद्वन्नं न तु याच्यतां विधि वशात्प्राप्तेन सन्तुष्यताम्।** સ્વાદિષ્ટ અન્નની યાચના ન કરો. દૈવવશાત્ જે પ્રાપ્ત થાય તેથી સંતોષ માનો. જેનું ભોજન સારું હશે તેનાથી ભજન થશે નહિ. નીતિનું ફળ —આરંભમાં કદાચ દુઃખ થાય પણ પરિણામે તે સુખ આપે છે. ત્યારે વિષયાનંદ પરિણામે બહુ દુઃખ આપશે.

જેનું જીવન શુદ્ધ છે, પવિત્ર છે, તેને ભજનાનંદ મળે છે. એ આનંદ કાયમ ટકે છે.

જે નીતિને આધીન રહી પવિત્ર જીવન ગાળે તેને ઈશ્વરનું જ્ઞાન થાય છે. સુનીતિથી ધ્રુવ મળશે. સુનીતિનું ફળ ધ્રુવ, તેથી સુનીતિના પુત્રનું નામ ધ્રુવ. ધ્રુવ એટલે અવિનાશી, જેનો કદી નાશ થતો નથી તે પદ, અનંત સુખ. બ્રહ્માનંદનો વિનાશ થતો નથી. તેથી તે ધ્રુવ નીતિને આધીન રહે તેને ધ્રુવ મળશે, બ્રહ્માનંદ મળશે.

મનુષ્ય જો સુનીતિને આધીન બને તો સદાચારી બને અને સુરુચિને આધીન બને તો દુરાચારી બને છે.

આ બે આનંદ તમારી પાસે મૂકયા છે: એક વિષયાનંદ અને બીજો બ્રહ્માનંદ અથવા ભજનાનંદ. એમાંથી તમે કોને પસંદ કરશો? ભજનાનંદ જ પસંદ કરવા જેવો છે. પહેલો ક્ષણિક સુખ આપે છે પણ પરિણામમાં દુઃખ આપે છે. બીજો શરૂઆતમાં એક ક્ષણ દુઃખ આપે છે. પણ પરિણામે સુખ આપે છે.

બે મિત્રો યાત્રા કરવા નીકળ્યા છે. એક મિત્રને એવી આદત પડી ગયેલી કે પલંગ વગર ઊંઘ આવે નહીં. પલંગ સાથે તકિયો ઓશીકું બધું જોઇએ. એટલે બધું સાથે લીધું. એક જગ્યાએ મજૂર ન મળ્યો. મજૂર વગર કોણ કાકો આ બધું ઉપાડે? ભાઈએ પલંગ વગેરે સઘળો સામાન માથે ઊંચકયો. રસ્તામાં એક સજ્જન સામે મળ્યા. તેણે આ ભાઈની દશા જોઈ કહ્યું, આ બોજ માથે ઊંચકયો છે તેથી તમને કેટલો ત્રાસ પડે છે! પલંગ વગેરે બોજ વગર યાત્રા કરોને. પેલો મનુષ્ય જવાબ આપે છે કે ભલે બોજ ઊંચકવો પડે પણ રાત્રે સૂવાની મજા આવે છે ને! રાત્રે આનંદ પડે છે તેથી બધું માથે ઊંચકયું છે. રાત્રે શું આનંદ આવવાનો હતો?

આ બીજાની કથા નથી, આ આપણી કથા છે. જીવાત્મા યાત્રા કરવા માટે નીકળ્યો છે. ક્ષણિક સુખ માટે મનુષ્ય આખો દિવસ ગદ્ધાવૈતરું કરે છે. મનુષ્ય એક ક્ષણિક સુખ માટે આખો દિવસ દુઃખનો પહાડ માથે રાખે છે. ક્ષણિક સુખ માટે મનુષ્ય આખો દિવસ કેટલી ઉપાધિ, કેટલી ચિંતા માથે રાખે છે! વિષયસુખ ક્ષણિક છે. આ થઈ વિષયાનંદની વાત. વિષયાનંદ તુચ્છ છે, ક્ષણિક છે.

ધ્રુવ અવિનાશી બ્રહ્માનંદનું, ભજનાનંદનું સ્વરૂપ છે. જીવની પાસે બ્રહ્માનંદ જાય છે તે વખતે સુરુચિ વિઘ્ન કરે છે. જીવ અને બ્રહ્મનું મિલન થતું સુરુચિ અટકાવે છે. જે સુરુચિને આધીન તે કામાધીન.



ઉત્તાનપાદ રાજાને આ બે રાણીઓ અને બે બાળકો હતાં. રાજા ઉત્તાનપાદને પોતાની સુનીતિ રાણી વહાલી નથી લાગતી, પણ સુરુચિ વહાલી લાગે છે. આપણું પણ એવું જ છે. આપણને પણ નીતિ ગમતી નથી, પણ ઇંદ્રિયો અને વાસનાને બહેકાવનારી રુચિ ગમે છે.

એક દિવસ ઉત્તાનપાદ રાજા સિંહાસન ઉપર બેઠા છે. સુરુચિ ત્યાં બેઠેલી છે. રાજા ઉત્તમને ગોદમાં લઈને લાડ કરતા હતા. ધ્રુવે ઉત્તમને પિતાની ગોદમાં જોયા. તેને થયું હું ત્યાં દોડતો દોડતો જઈશ તો બાપુ મને પણ ગોદમાં લેશે. ધ્રુવજી દોડતા દોડતા પિતા પાસે આવ્યા છે. કહ્યું, પિતાજી મને પણ ગોદમાં લો.

બાળક એ બાળકૃષ્ણનું સ્વરૂપ છે. તેનું અપમાન કોઈ દિવસ ન કરશો. મોટા મોટા મહાત્માઓ બાળક સાથે રમતા હતા. રામદાસ સ્વામી નાનાં બાળકો સાથે રમે છે. શિષ્યોએ કહ્યું, તમે આ શું કરો છો? સ્વામીએ કહ્યું:

વયે પોર તે થોર હોઉન ગેલે,
વયે થોર તે ચોર હોઉની મેલે.

આ બાળકો સાથે રમવામાં મને આનંદ આવે છે. બાળકનાં મનમાં જેવું હોય તેવું બોલે છે, અને જેવું બોલે છે તેવું કરે છે. મન, વાણી અને ક્રિયા એક હશે તો જ તમે ભગવાનની ભક્તિ બરાબર કરી શકશો, ત્યારે તમને આનંદ આવશે. બાળક નિર્દોષ હોય છે. કપટનો બોધ બાળકને આપવો નહીં. બાળકને નાનપણમાં સારા સંસ્કાર આપવા, લાડ કરવા નહીં.

ઉત્તાનપાદ રાજાને આનંદ થયો. મનમાં થયું, બાળકને ગોદમાં લઉં. ત્યાં સરુચિ બેઠી હતી. તેને આ ગમ્યું નહીં.

જ્યારે જ્યારે જીવ પાસે ભજનાનંદ આવે છે ત્યારે ત્યારે સુરુચિ વિઘ્ન કરે છે. પૂજા કરતાં મન રસોડામાં જાય તો માનજો સુરુચિ આવી. પ્રભુભજન કરતાં મન વિષયોમાં જાય એટલે માનવું સુરુચિ આવી છે.

રાજા ધ્રુવને ગોદમાં લે તે સુરુચિને ઠીક લાગ્યું નહીં. સુરુચિએ વિચાર્યું રાજાને (જીવાત્માને) ધ્રુવ એટલે ભજનાનંદ મળશે તો તે વાસનાને આધીન થશે નહિ, અને વાસનાને આધીન થશે નહિ તો મારું કામ થશે નહિ. જીવને જ્યારે ભજનાનંદ મળે ત્યારે સુરુચિ વિઘ્ન કરવા આવે છે. તેણે રાજાને ધ્રુવને ગોદમાં લેવા ના પાડી, રાજા રાણીને આધીન હતો, રાજા સુરુચિને આધીન હતો, કામાંધ હતો. વિચાર્યું આ ધ્રુવને ગોદમાં લઈશ તો સુરુચિ નારાજ થશે. બીજું ગમે તે થાય પણ મારી રાણી નારાજ ન થવી જોઈએ. અતિશયપણે સ્ત્રીને આધીન રહેવું એ પાપ છે. શાસ્ત્રમાં તો ત્યાંસુધી કહ્યું છે કે જે અતિશય સ્ત્રીને આધીન હોય તેવી વ્યક્તિને જોવામાં પણ પાપ છે. આ રાજા હતો પણ રાણીનો ગુલામ હતો. લગભગ દરેકની આવી દશા હોય છે. સાહેબ બહાર અક્કડમાં ફરે છે પણ બબલીની બા પાસે કાંઈ ચાલતું નથી.

રાજાએ ધ્રુવનો તિરસ્કાર કર્યો છે. મુખ ફેરવી લીધું છે. ધ્રુવજીને આશા હતી કે પિતાજી જરૂર ગોદમાં લેશે. ધ્રુવજીએ બે હાથ ઊંચા કર્યા છે. બાપુ મને ગોદમાં લો. સુરુચિ ધ્રુવકુમારનેકહે છે:—અહીંથી ચાલ્યો જા. રાજાની ગોદમાં બેસવા તું લાયક નથી.

તું અણમાનીતી રાણી સુનીતિનો પુત્ર છે. તું તારા પિતાની ગોદમાં નહીં બેસી
શકે. ધ્રુવજી કહે છેઃ—મા, હું મારા બાપુનો દીકરો નહીં? શુકદેવજી વર્ણન કરે
છે :—રાજન, તે વખતે સુરુચિએ મેણું માર્યું છે કે તારી મા રાણી નથી. રાણી
તો હું છું. તારી મા દાસી છે. જો તારે રાજાની ગોદમાં બેસવા ઇચ્છા હોય તો
તું મારા પેટે જન્મ લે. તો તું રાજાની ગોદમાં બેસી શકે. તું વનમાં જા. તપશ્ચર્યાથી
ઇશ્વરનું આરાધન કર અને ઈશ્વરને પ્રસન્ન કરી મારા પેટે તું જન્મ માંગ.

ભગવાન પ્રસન્ન થયા પછી તારે ઘેર જન્મ લેવાની શી જરૂર હતી? પણ
મૂર્ખ હતી એટલે આવું બોલે છે.

તું રાણીનો દીકરો નથી, દાસીનો દીકરો છે. ચાલ્યો જા અહીંથી. ધ્રુવને
આશા છે કે બાપુ બે મિનિટ ગોદમાં લેશે. સુરુચિએ ફરીથી ધ્રુવકુમારનું અપમાન
કર્યું છે. ચાલ્યો જા. ધ્રુવકુમાર રડતાં રડતાં સુનીતિ પાસે આવ્યા છે. સુનીતિએ
પૂછ્યું છેઃ—બેટા તને શું થયું? તું કેમ રડે છે?

બાળક સંસ્કારી હતો. એક અક્ષર બોલતો નથી. વારંવાર રડે છે. સુનીતિ
જાણે છે કે મારો બાળક ડાહ્યો છે. તે મારી સ્થિતિ જાણે છે. સુનીતિનો દીકરો
સુશીલ હતો. મા જેની સુનીતિ એનો દીકરો સુશીલ હોય છે. વંશમાં અનેક
લોકોનું પુણ્ય ભેગું થાય તો છોકરો ઉદાર બને છે.

ધ્રુવે વિચાર કર્યો કે હું વાત કહીશ તો પરંપરાથી માતાપિતાની નિંદા
કર્યાનું પાપ લાગશે. ત્યાં એક દાસીએ આવી વાત કહી. ઓરમાન માએ કહ્યું છેઃ—
તું દાસીનો પુત્ર છે, ચાલ્યો જા.

સુનીતિએ વાત સાંભળી. સુનીતિના મનમાં થયું, સુરુચિનું મેં કાંઈ બૂરું કર્યું
નથી. મારી શોકયને માટે મારા મુખમાંથી ખરાબ બોલ નીકળશે તો ધ્રુવના
મનમાં કાયમના માટે વેરના સંસ્કાર પડશે. ધ્રુવના મનમાં હંમેશને માટે સુરુચિ
પ્રત્યે વેરનું બીજ રોપાશે અને ભવિષ્યમાં તે અનર્થ કરશે. સુનીતિના મનમાં દુઃખ
તો ઘણું થયું પણ તેને થયું મારે બાળકમાં સારા સંસ્કાર પાડવા છે. મારા પુત્રને
સંપત્તિ કે રાજ્ય ભલે ન મળે પણ મારે તેને સારા સંસ્કાર આપવા છે.

માતા સુનીત હોય તો બાળકને હજાર શિક્ષકો કરતાં પણ વધારે ભણાવી શકે છે.

સુનીતિ દુઃખના વેગને દબાવી ધીરજ ધારણ કરી બોલ્યાં છે, તારી ઓરમાન
માએ શું ખોટું કહ્યું છે? તારી ઓરમાન માએ જે બોધ તને કર્યો છે તે સારો છે.
હું પણ તને તે જ બોધ કરું છું. બેટા, ભીખ માંગવી હોય તો ભગવાન પાસે જ માંગવી.
મનુષ્ય પાસે માગશો ઘણું, ત્યારે આપશે ઓછું, અને કોઈ વાર તિરસ્કાર કે અપમાન
પણ કરશે. માટે ઠાકોરજી પાસે જ માગવું. ભગવાન આપવા બેસે છે ત્યારે જીવ લઈ
શકતો નથી. બેટા, તારા ઉપર ભગવાન કૃપા કરશે, તને પ્રેમથી બોલવશે, તને ગોદમાં
લેશે. તારા સાચા પિતા પરમાત્મા છે. જીવમાત્રના સાચા પિતા પરમાત્મા છે.
મેં તને નારાયણને સોંપ્યો છે. જે પિતા તારી સામે જોવા તૈયાર નથી એ ઘરમાં
રહેવામાં સાર નથી. આ ઘરમાં રહીશ તો તારી ઓરમાન મા તને હંમેશ દુઃખ દેશે,
એટલે તું રડીશ, એટલે મને પણ દુઃખ થશે. તેથી તારી ઓરમાન માએ જે તને



વનમાં જવાનું કહ્યું છે તે સાચું કહ્યું છે. તેમાં તારું કલ્યાણ છે,

आराधयाधोक्षजपादपद्मं यदीच्छसेऽध्यासनमुत्तमो यथा ॥

જો તું ઉત્તમની સમાન રાજસિંહાસન પર બેસવા ઇચ્છતો હોય તો શ્રીભગવાનનાં
ચરણકમળનું આરાધન કર.

अनन्यभावे निजधर्मभाविते मनस्यवस्थाप्य भजस्व पूरुषम् ॥

ભા. ૪–૮–૨૨

તું સ્વધર્મપાલનથી પવિત્ર થયેલા તારા ચિત્તમાં પુરુષોત્તમ ભગવાનને સ્થાપ
અને બીજા સઘળાનું ચિંતન છોડીને કેવળ તેમનું જ ભજન કર.

હવે આ ઘરમાં રહીશ નહીં. તું વનમાં જઈ ભગવાન નારાયણનું ભજન કર.
ધ્રુવજી માને કહે છે :—મને જેમ આ ઘરમાં માન નથી તેમ તને પણ ક્યાં માન છે?
ઓરમાન માએ તારો પણ તિરસ્કાર કર્યો છે. આપણે બન્ને વનમાં જઈ ભજન
કરીશું. સુનીતિ કહે છેઃ—બેટા, હું સ્ત્રી છું. મારા પિતાએ મારું દાન મારા પતિને
કર્યું છે. મારે તેની આજ્ઞામાં રહેવાનું છે. ભલે મારા પતિ મારો તિરસ્કાર કરે,
પણ મારાથી મારા પતિદેવનો ત્યાગ થઈ શકે નહિ. તું સ્વતંત્ર છે પણ હું પરતંત્ર છું.
મારા પતિને જે વહાલી લાગે તે ઓરમાન માની પણ હું સેવા કરીશ. હું તને
એકલો મોકલતી નથી. મારા આશીર્વાદ તારી સાથે છે. પરમાત્મા તને ગોદમાં લેશે.
તું ગર્ભમાં હતો ત્યારે તારું જેણે રક્ષણ કર્યું તે તારું વનમાં પણ રક્ષણ કરશે. માટે
વનમાં જઈ પરમાત્માનું આરાધન કર. મારા નારાયણ તને ગોદમાં લેશે. ધ્રુવ કહે છે,
વનમાં એકલો જતાં મને બીક લાગે છે.

સુનિતિ કહે છે :—તું એકલો નથી. મારા નારાયણ તારી સાથે છે. જીવ
અનુભવ કરતો નથી કે મારી સાથે ઈશ્વર છે. જીવ માત્રના સાચા મિત્ર નારાયણ છે.
ભગવાન વિચાર કરતા નથી કે આ તવંગર છે કે ગરીબ છે, જ્ઞાની છે કે અભણ છે,
મોટો છે કે નાનો છે. ભગવાન એક જ વિચાર કરે છે, તેને મારા માટે પ્રેમ છે કે
નહિ. પરમાત્માને પ્રેમથી પોકારો એટલે તે દોડતા આવે છે.

એકાંતમાં પ્રભુને તમારા દુઃખની કથા કહેજો. પ્રભુને મનાવજો. ભગવાન આ
પાપની આદત છૂટતી નથી. કૃપા કરો. પ્રભુને આ પ્રમાણે પ્રાર્થના કરશો તો પ્રભુ
જરૂર સાંભળશે.

ધ્રુવ પૂછે છે :–મા, મારા જેવા બાળકને ભગવાન મળશે?

સુનીતિ ધ્રુવને સમજાવે છે :—હા બેટા, ભગવાન તને મળશે. ભગવાનનું
ખૂબ ભજન કરજે. ભગવાન ભાવને જુએ છે. પ્રેમથી જે ઈશ્વરને પોકારે તેની સમક્ષ
પરમાત્મા પ્રગટ થાય છે.

આતુરતા વગર ભગવાન મળતા નથી. આરતી પણ આર્ત બનીને ઉતારો.

ઉપનિષદમાં ઈશ્વરે કહ્યું છે :–આ જીવ મારો પુત્ર છે. अमृतस्यपुत्राः જીવને
મારી ગોદમા લેવા હુ તૈયાર છું; પણ તે મારી પાસે આવતો નથી.

શ્રીનાથજીનો ઊંચો કરેલો હાથ જોઈ એક વૈષ્ણવે તેઓને પૂછ્યું, હે શ્રીનાથજી
બાબા, આપે એક હાથો ઊંચો કેમ રાખ્યો છે?

શ્રીનાથજીએ કહ્યું :—મારાં બાળકો બધાં મને ભૂલી ગયાં છે. હું તેઓને
ઊંચો હાથ કરીને રોજ બોલવું છું; પણ તેઓ મારી પાસે આવતા નથી.

સુનીતિએ વિચાર કર્યો, બાળક મને તો વંદન કરે છે, પણ ઓરમાન માને સદ્‌ભાવથી વંદન કરે તો તેનું કલ્યાણ થાય. કોઈ પ્રત્યે દ્વેષ રાખી ઈશ્વર આરાધના કરવા ન જવાય. તેવી આરાધના સફળ ન થાય. સુરુચિ માટે મનમાં અરુચિ રાખીને જાય, કુભાવ રાખીને જાય તો તે નારાયણનું ધ્યાન નહિ કરે, સુરુચિનું ધ્યાન કરશે. સુનીતિ ધ્રુવને સમજાવે છે :—તું મારો ડાહ્યો દીકરો છે. બેટા, તારું અપમાન થયું તે તારા પૂર્વ જન્મનાં કર્મનું ફળ મને લાગે છે. તેં તારી ઓરમાન માનું અગાઉ અપમાન કર્યું હશે એટલે આ જન્મમાં તેણે તારું અપમાન કર્યું. લાભહાનિ, સુખદુઃખ, માન અપમાન આ બધાં પૂર્વજન્મના કર્મોનું ફળ છે. જ્ઞાની હસતાં હસતાં સહન કરે છે. અજ્ઞાની રડતાં રડતાં સહન કરે છે. જેવું વાવ્યું છે તેવું મળવાનું છે. બેટા મનમાં તું કાંઈ રાખીશ નહીં. તારા પિતાને એ વહાલી લાગે છે. તું તારી ઓરમાન માને વંદન નહિ કરે? બેટા, તું મને જેવી રીતે પગે લાગ્યો તેવી રીતે તારા બાપુને વહાલી સુરુચિને પગે નહિ લાગે? તું મને પગે ન લાગે તોપણ હું તને આશીર્વાદ આપીશ, પણ ઓરમાન માને પગે લાગીશ તો જ તે આશીર્વાદ આપશે. ઓરમાન માને વંદન કરીને વનમાં જઈશ તો ભગવાન જલદી પ્રસન્ન થશે. સર્વના આશીર્વાદ મેળવીને વનમાં જઈશ તો સર્વેશ્વર જલદી કૃપા કરશે. જે સુરુચિએ બાળકનું અપમાન કર્યું છે તેને સુનીતિ વંદન કરવા મોકલે છે. ધન્ય છે સુનીતિને. આ સુનીતિ છે. આવી સુનીતિ જેના ઘરમાં હોય તેના ઘરમાં કળિ જાય નહિ.

પાંચ વર્ષનો બાળક ધ્રુવકુમાર ઓરમાન માતા સુરુચિને વંદન કરવા આવે છે. સુરુચિ અક્કડમાં ગાદી ઉપર બેઠી છે. ધ્રુવજી તેને સાષ્ટાંગ વંદન કરે છે. સુરુચિએ પૂછ્યું :—તું મને કેમ વંદન કરે છે? ધ્રુવજી:—મા, હું વનમાં જાઉં છું. તમારો આશીર્વાદ લેવા આવ્યો છું.

એક ક્ષણ તો સુરુચિનું હૃદય પીગળી ગયું. કેવો ડાહ્યો છે! મેં તેનું અપમાન કર્યું છતાં તે મને વંદન કરે છે. પણ તેનો સ્વભાવ દુષ્ટ હતો. સ્વભાવ જલદી સુધરતો નથી. વિચાર્યું ધ્રુવ અત્રે રહેશે તો ઉત્તમના રાજ્યમાં ભાગ પડાવશે. કહ્યું, બહુ સારું. વનમાં જજે. મારો આશીર્વાદ છે.

બાળક વંદન કરે છે તો પણ સુરુચિના દિલમાં કાંઈ લાગણી થતી નથી. સ્વભાવને સુધારવો કઠણ છે. તેથી કહ્યું છે ને કે :—

કસ્તુરીકો કયારો કર્યો, કેસરકી બની ખાજ;
પાની દિયા ગુલાબકા, આખર પ્યાજકી પ્યાજ.

સત્કર્મનું પુણ્ય અતિશય ન વધે ત્યાં સુધી સ્વભાવ સુધરશે નહિ. શુકદેવજી વર્ણન કરે છે :—રાજન્, પાંચ વર્ષનો બાળક આજે વનમાં જાય છે. માએ આશીર્વાદ આપ્યા છે.

ભાગવતની મા બાળકને વનમાં તપશ્ચર્યા કરવા મોકલે છે—ધ્રુવની જેમ. ત્યારે આજની માતાઓ બાળકોને સિનેમા જોવા મોકલે છે. સિનેમા જોવા પૈસા આપીને મોકલે છે. જા બેટા, તારું કલ્યાણ થશે. સિનેમા જોવાથી શું કલ્યાણ થવાનું હતું? સિનેમા જોવાથી આંખ બગડે, શરીર બગડે, મન બગડે છે અને અંતે જીવન બગડે છે. પૈસા ખર્ચીને અંધારામાં બેસવું તે અજ્ઞાન છે. આ હસવાની વાત નથી, રડવાની



વાત છે. સિનેમામાં બાળકને મોકલનાર મા બાળકની માતા નથી, પણ શત્રુ છે. ધન્ય છે માતા સુનીતિ જેવીને જે બાળકને સારા સંસ્કાર આપે છે......

માતાના વાંકથી બાળક દુષ્ચરિત્રનો થાય છે, પિતાના દોષથી મૂર્ખ, વંશના દોષથી કાર્પણ્ય એટલે કે ભીરુ અને પોતાના દોષથી દરિદ્ર બને છે.

दुःशीलो मातृदोषेण, पितृदोषेन मूर्खता ।
कार्पण्यं वंशदोषेन, आत्मदोषाद् दरिद्रता ॥

બે માતાઓના આશીર્વાદ મેળવી ધ્રુવકુમાર વનમાં જાય છે. વિચાર કરો પાંચ વર્ષનો બાળક વનમાં જાય છે. ધ્રુવજી વિચારે છે વનમાં તો વાઘવરુ હોય છે. વનમાં કોઈ મને મારશે તો નહિ ને? ના, ના, હું એકલો નથી. મારી માએ મને કહ્યું છે કે તું જ્યાં જાય ત્યાં નારાયણ તારી સાથે છે.

સર્વને વંદન કરીને સર્વના આશીર્વાદ મેળવીને ઘર છોડીને જાય છે તેને રસ્તામાં સંત મળે છે. ઝઘડો કરીને જાય તેને સંત મળતા નથી. કેટલાક ઘર છોડે છે પણ ઝઘડો થાય એટલે ઘર છોડે છે, બાવા બને છે. આવા બાવાના બન્ને બગડે છે. ધ્રુવજી વિચાર કરતાં કરતાં જાય છે. ઘરમાં તો મારી મા મને બેટા કહીને બોલાવતી હતી. વનમાં હવે મને કોણ ગોદમાં બેસાડશે? કોણ મને પ્યાર કરશે? જે માર્ગે ધ્રુવ જતા હતા તે જ માર્ગે નારદજી આવતા હતા. ધ્રુવજી વિચારે છે, આ કોઈ સંત લાગે છે. માતાએ સારા સંસ્કાર પાડેલા. રસ્તામાં કોઈ સાધુ મળે તેને સાષ્ટાંગ પ્રણામ કરવા. ધ્રુવજી નારદજીને સાષ્ટાંગ પ્રણામ કરે છે.

પ્રણામ સાષ્ટાંગ કરવાં. પ્રકૃતિ અષ્ટધા છે. તે આઠ પ્રકૃતિ સ્વરૂપ પરમાત્મામાં મળી જવાની ઇચ્છા બતાવવા સાષ્ટાંગ પ્રણામ કરવાનાં હોય છે. પ્રણામથી આત્મનિવેદન થાય છે.

અધિકારી શિષ્યને સદ્‌ગુરુ રસ્તામાં જ મળે છે. સદ્‌ગુરુ તત્ત્વ અને ઈશ્વર તત્ત્વ એક જ છે. પરમાત્મા વ્યાપક છે તેમ સદ્‌ગુરુ પણ વ્યાપક છે. સર્વ વ્યાપકને શોધવાની જરૂર પડતી નથી. તેમને ઓળખવાની જરૂર છે. બાળકનો વિનય જોતાં નારદજીને અતિશય આનંદ થયો. સંતનું હૃદય પીગળી ગયું. ગોદમાં લીધો છે. ધ્રુવના માથા ઉપર હાથ મૂકયો. કોઈ મહાપુરુષનો હાથ મસ્તક ઉપર આવે છે ત્યારે મનના વિકારો શાંત થાય છે. ધ્રુવ વિચારે છે કે મારી માના આશીર્વાદથી રસ્તામાં મને બીજી મા મળી ગઈ છે.

એક મા બાળકને સ્તનપાન કરાવી પુષ્ટિ આપે છે. ગુરુરૂપી મા કાયમને માટે સ્તનપાન છોડાવે છે. જન્મમરણના ત્રાસમાંથી મુક્તિ અપાવે છે. મોક્ષ અપાવે એટલે ફરી કોઈ વખત જન્મ લઈ સ્તનપાન કરવું જ ન પડે. સ્તનપાન કરાવનાર મા શ્રેષ્ઠ કે સ્તનપાન છોડાવનાર મા શ્રેષ્ઠ? ગુરુ શ્રેષ્ઠ છે. બેટા, હું તને એવો ઉપદેશ આપીશ કે કોઈ માને ધાવવાનો તને પ્રસંગ આવશે નહિ.

નારદજી પૂછે છે :—બેટા, તું કયાં જાય છે?

ધ્રુવજી ઉત્તર આપે છે :—હું વનમાં જાઉં છું. હું ભગવાનનાં દર્શન કરવા જાઉં છું. મારી માએ કહ્યું છે કે મારા સાચા પિતા નારાયણ છે. હું મારા સાચા પિતા નારાયણની ગોદમાં બેસવા જાઉં છું.

આ સાંભળી નારદજી ડોલ્યા છે. નારદજી ધ્રુવના નિશ્ચયની પરીક્ષા કરે છે. સદ્‌ગુરુ શિષ્યની પરીક્ષા કરે છે પછી ઉપદેશ આપે છે. નારદજી બોલ્યા :—તું બાળક છે. અત્યારથી જપ કરવાની જરૂર નથી. બાલ્યાવસ્થા તો રમવા માટે છે. બેટા ભગવાન તો

यत्प्रसादं स वै पुंसां दुराराध्यो मतो मम ।।

મારા વિચાર પ્રમાણે સાધારણ પુરુષોને માટે ઈશ્વરને પ્રસન્ન કરવા ઘણું કઠણ છે. જેની કૃપા મેળવવા તું ઇચ્છે તે ભગવાન તો ખરેખર પુરુષોથી દુરારાધ્ય આરાધવા મુશ્કેલ છે. મોટા મોટા ઋષિઓ અનેક જન્મથી ઈશ્વરનું આરાધન કરે છે તેને પણ ભગવાન મળતા નથી. મોટા મોટા મુનિઓ પણ ભગવાનના માર્ગને શોધે છે, છતાં તેને જાણી શકતા નથી. તું મોટો થઈ દરેક પ્રકારના સુખ ભોગવી વૃદ્ધાવસ્થામાં નિવૃત્ત થઈ તે પછી વનમાં જજે, આરામથી ત્યાં ભગવાનનું ભજન કરજે. ત્યારે રામ રામ કરજે. ભગવાન તને મળવા આવશે. તું માને છે કે ભગવાન મને ગોદમાં બેસાડશે પણ મોટા મોટા ઋષિઓ હજારો વર્ષ તપશ્ચર્યા કરે છે, તેમ છતાં તેઓને પરમાત્માનાં દર્શન થતાં નથી તો તારા જેવા બાળકને પરમાત્મા કેવી રીતે મળશે ? માટે તું ઘેર જા.

ધ્રુવકુમારે કહ્યું :—ના, જે ઘરમાં મારું માન નથી તે ઘરમાં મારે રહેવું નથી.

પાંચ વર્ષના ધ્રુવકુમાર ઘરનો ત્યાગ કરી ભગવાનનું ભજન કરવા ચાલી ગયા છે. ધ્રુવજી કહે છે :—મારે પિતાની ગાદી ઉપર બેસવું નથી મેં તો નિશ્ચય કર્યો છે કે આ જન્મમાં જ મારે પરમાત્માનાં દર્શન કરવા છે. ગુરુજી મને ઉપાય બતાવો.

ધ્રુવનો દૃઢ નિશ્ચય જોઈ નારદજી ધ્રુવને કહે છે.

धर्मार्थकाममोक्षाख्यं प इच्छेच्छ्रेय आत्मन :।
एकमेव हरेस्तत्र कारणं पादसेवनम् ।।

ભા. ૪–૮–૪૧

જે મનુષ્ય પોતાનું કલ્યાણ કરવા ઇચ્છતો હોય અને ધર્મ, અર્થ કામ મોક્ષને પ્રાપ્ત કરવા માગતો હોય, તો તેને માટે શ્રીહરિનાં ચરણોનું સેવન એજ એક માત્ર ઉપાય છે, સાધન છે.

તું મધુવનમાં જા વૃંદાવનમાં આ મધુવન છે જયાં ધ્રુવજીને નારાયણનાં દર્શન થયા છે. યમુના કૃપાળુ છે. યમુના મહારાણી કૃપાદેવીનો અવતાર છે. ભાગવતમાં ચાર પાંચ જગ્યાઓ એવી બતાવી છે કે જયાં પરમાત્મા અખંડ વિરાજે છે. મધુવનમાં, શ્રીરંગમમાં. શ્રીરંગમ્‌માં અનન્ત શયનમ પદ્મનાભમ્ અખંડ વિરાજે છે. દ્વારકામાં પણ ભગવાન અંખડ વિરાજે છે. દ્વારકા છોડીને આવ્યા નથી. બોડાણાની ભકિત અનન્ય હતી એટલે એક સ્વરૂપે ડાકોર આવ્યા છે. ગંડકી નદીના કિનારે પુલહ ઋષિના આશ્રમમાં ભગવાન અખંડ વિરાજે છે એમ ભાગવતના પાંચમા સ્કંધમાં લખ્યું છે. વૃંદાવનમાં ભગવાન અખંડ વિરાજે છે. તારો બ્રહ્મસંબંધ યમુનાજી સિદ્ધિ કરી આપશે. તે તારા માટે સિફારશ કરશે. તે ઠાકોરજીને તારી ભલામણ કરશે. તું લાયક નથી પણ મા માનશે મારો થયો છે. તેથી તેઓ કૃપા કરશે. ધ્રુવકુમારને આજ્ઞા કરી છે.

तत्तात गच्छ भद्रं ते यमुनायास्तटं शुचि ।
पुण्य मघुवनं यत्र सान्निध्यं नित्यदा हरेः ।।

બેટા, તારું કલ્યાણ થાઓ. યમુના નદીના તટ પર આવેલા પરમપવિત્ર મધુવનમાં તું જા, ત્યાં શ્રી હરિનો નિત્ય નિવાસ છે.



વૃંદાવન એ પ્રેમભૂમિ છે. ત્યાં રહી ભજન કરવાથી મન જલદી શુદ્ધ થાય છે. વૃંદાવન એ દિવ્યભૂમિ છે. ત્યાં જીવ અને ઇશ્વરનું મિલન જલદી થાય છે.

ધ્રુવજીએ પૂછયું :—ત્યાં જઈ કેવી રીતે પરમાત્માની આરાધના કરવી ?

નારદજી કહે છે:—ધ્યાન કરતાં પહેલાં માનસી સેવા કરજે. ચતુર્ભુજનારાયણ ભગવાનની માનસી સેવા કરજે. માનસી સેવામાં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની કે મનની ધારા તૂટે નહિ. સતત મન ઇશ્વરમાં પરોવાયેલું રહે. માનસી સેવા આત-શ્રેષ્ટ માની છે. ભગવાન શંકરાચાર્ય જેવા પણ કૃષ્ણની માનસી સેવા કરતા.

हृदं भीजे कृष्णः सजलजलदश्यामलतनुः
सरोजाक्षः स्त्रग्वी मुकुट कटकाद्या भरणवान् ।

વિરકત સાધુ સંન્યાસીઓ જે કશું રાખતા નથી તે માનસી સેવા કરે એ ઉત્તમ છે. પણ ગૃહસ્થીઓ એકલી માનસી સેવા કરે તે ન ચાલે ગૃહસ્થીઓએ માનસી અને પ્રત્યક્ષ બન્ને સેવા કરવી જોઇએ.

માનસી સેવાનો અતિ ઉત્તમ સમય સવારના ૪–પાા સુધીનો છે. કોઈનું મુખ જોયા પહેલાં તે કરવી જોઇએ. પ્રાતઃકાળમાં ઊઠી ધ્યાન કરવાનું કે હું ગંગાજીના કિનારે બેઠો છું. ગંગાજીમાં સ્નાન કરવાનું. તે પછી અભિષેક માટે ગંગાજળ લાવવાનું, મનથી લાવવાનું એટલે ચાંદીના લોટામાં લાવવાનું. ઠાકોરજી જાગ્યા પછી તેને આચમન કરાવવું. મંગળામાં પછી માખણ મીસરી લાવવા. એ તો ભોળાનાથને કાઇ જરૂર પડતી નથી. કનૈયો તો બધું માગે છે. પછી શ્રીકૃષ્ણને સ્નાન કરાવવું, શંકરને ઠંડું જળ ચાલે. બાલકૃષ્ણને ગરમ જળથી નવડાવો. ઠાકોરજીને તે પછી શૃંગાર કરવો. શૃંગાર ન કરો તો પણ ભગવાન સુંદર જ છે. પણ શૃંગાર કરવાથી તમારું મન સુંદર થશે, આપણું મન બગડેલું છે તેને શુદ્ધ કરવા શૃંગાર છે. શૃંગારમાં સમાધિ જેવો આનંદ મળે છે. શૃંગાર પછી પરમાત્માને સુંદર ભોગ ધરવો. તે પછી તિલક કરો. આરતિ ઉતારો. ભગવાનની આરતિ ઉતારો. ત્યારે હૃદય આર્દ્ર બનવું જોઇએ. પદ્મ પુરાણમાં આરતિનો ક્રમ બતાવ્યો છે. ચરણ, સાથળ, વક્ષઃસ્થળ, મુખ અને પછી સર્વાંગની આરતી ઉતારવી. આરતિ ઉતારો. ત્યારે પ્રભુના દર્શન માટે આર્ત બનીને આરતિ ઉતારો.

ભગવાનનાં દર્શન કરતાં કરતાં ધ્યાન કરવાનું છે. શ્રીહરિનું ધીર મનથી ધ્યાન કરજે. બેટા, ધ્યાન સાથે જપ થવો જોઈએ. કેટલાક જપ કરતી વખતે સંસારનું ધ્યાન કરે છે. એટલે જપ નિષ્ફળ ગયા છે એમ તો ન કહેવાય પણ તેનું જોઇએ તેવું ફળ મળતું નથી.

સ્નાનથી શરીરની શુદ્ધિ થાય છે.
દાનથી ધનની શુદ્ધિ થાય છે.
ધ્યાનથી મનની શુદ્ધિ થાય છે.

જપ અને ધ્યાન સાથે થવાં જોઈએ. જપ કરવા બેસો ત્યારે જે દેવનો જપ કરો તેની મૂર્તિ ધ્યાનમાંથી ખસે નહી. જીભથી ભગવાનનું નામ લેવું, મનથી તેમનું સ્મરણ ધ્યાન કરવું. આંખોથી તેમનાં દર્શન કરવાં. કાનથી તેમના નામનું શ્રવણ કરવું. આ પ્રમાણે જપ કરવાના. બેટા, હું તને એક મંત્ર આપું છું. "ૐ નમો ભગવતે વાસુદેવાય" એ મહામંત્રનો તું સતત જપ કરજે. ભગવાન તારા ઉપર પ્રસન્ન થશે. મારો આશીર્વાદ છે. તને છ મહિનામાં ભગવાન મળશે.

સંચિત પ્રારબ્ધ કર્મને બાળવા ત્રણ જન્મ લેવા પડે છે.

ગીતાજીમાં ભગવાને કહ્યું છે, ઘણા જન્મોને અંતે જીવ મને પ્રાપ્ત કરે છે.

बहुनां जन्मनामन्ते

વિદ્વાનોએ ત્યાં એવો અર્થ કર્યો છે કે બહુનામ એટલે ત્રણ જન્મ. જ્ઞાનીઓએ યોગીઓએ કર્મોને ક્ષય કરવા ત્રણ જન્મ તો લેવા જ પડે છે. ત્યારે ભાગવતમાં લખ્યું છે, ધ્રુવ ચરિત્રમાં કહેવામાં આવ્યું છે કે–જપ કરવાથી છ મહિનામાં ભગવાન મળે છે.

भासैरहं षडभिरमुष्य पादयोश्छायामुपेत्यापगतः ।

ધ્રુવજી કહે છે:–એ ભગવતચરણોની છાયાને મેં છ માસમાં પ્રાપ્ત કરી લીધેલી. આ ખોટું નથી. અનુભવ કરી જોજો, પણ ધ્રુવની રીતે. ધ્રુવે જે પ્રમાણે તપશ્ચર્યા કરેલી તે પ્રમાણે તપશ્ચર્યા કરજો. સાધન કરે એને સિદ્ધિ મળે છે.

ધ્રુવજીએ અનેક જન્મથી તપશ્ચર્યા કરી છે. પૂર્વ જન્મમાં છ માસમાં ધ્રુવને પરમાત્માનાં દર્શન થવાનાં હતાં. એના યોગને છ મહિના બાકી હતા. પૂર્વજન્મમાં ધ્રુવજી ધ્યાન કરતા હતા. ત્યાં રાજારાણી આવ્યાં. ધ્રુવજીએ વિચાર્યું, આ રાજારાણી સુખ ભોગવે છે. તેવું સુખ મેં ભોગવ્યું નહીં. તેથી તેને આ જન્મ રાજાને ત્યાં મળ્યો છે.

નારદજી તે પછી ઉત્તાનપાદ રાજા પાસે ગયા છે. વિયોગમાં મનુષ્યને ગુણ યાદ આવે છે. ઉત્તાનપાદ રાજા પસ્તાય છે. ધ્રુવના ગુણ યાદ કરે છે નારદજીએ મનમાં વિચાર કર્યો આ મારા ચેલાનો બાપ છે. તેનો ઉદ્ધાર કરવો પડશે. આ સુરુચિને આધીન છે, રાજા સુરુચિમાં ફસાયો છે. તે જીભને વશ કરશે, તો તેની સાધના સફળ થશે. જીભ સુધરે તો સુરુચિનો મોહ ઓછો થશે. રાજાને કહ્યું તું છ માસ કેવળ દૂધ ઉપર રહેજે અને અનુષ્ઠાન કરજે.

ધ્રુવજી મધુવનમાં આવ્યા છે. પ્રથમ દિવસે ઉપવાસ કર્યો છે. પછી ધ્રુવ ત્રણ દિવસ એક આસને બેસી ધ્યાન કરે છે. કેવળ ફળાહાર કરે છે.

અન્નનો આહાર કરવાથી શરીરમાં રજોગુણ વધે છે. ફળાહાર કરવાથી શરીરમાં સત્વ ગુણ વધે છે.

બીજો મહિનો આવ્યો. સંયમ વધાર્યો. હવે એકી સાથે છ દિવસ ધ્યાનમાં બેસવું છે. એક આસને છ દિવસ ધ્યાનમાં બેસે છે. ત્રીજો માસ આવ્યો. હવે નવ દિવસ એક આસને બેસે છે. હવે ફળ ખાતા નથી. ઝાડનાં પાન ખાય છે. સંયમ ધીરે ધીરે વધારે તો ભકિત વધશે. જેનો એક વાર ત્યાગ કર્યો એ વિષયમાં ફરીથી મન ઇંદ્રિયોને જવા દેશો નહિ. ચોથો મહિનો આવ્યો. હવે ફકત જમુનાજીનું જળ લઈ બાર દિવસ એક આસને બેસે છે. પાંચમાં મહિને હવે જળ નહિ, વાયુ ભક્ષણ કરે છે. અને પંદર દિવસ એક આસને બેસે. હવે છઠ્ઠો માસ આવ્યો. ધ્રુવજીએ નિશ્ચય કર્યો હવે પરમાત્મા મળશે ત્યારે જ આસન ઉપરથી મારે ઊઠવું છે. ભગવાન ન મળે ત્યાં સુધી મારે ઊઠવું નથી એવો નિશ્ચય કરી ધ્યાન–જપમાં બેઠા છે દૃઢ નિશ્ચય હશે તો ભગવાન જરૂર મદદ કરશે.

બ્રહ્માકારવૃત્તિ થાય છે પણ તેને કાયમને માટે ટકાવવી મુશ્કેલ છે. છ મહિના સુધી સતત પરમાત્માનું ધ્યાન કરે છે ધ્રુવજી હૃદયમાં નારાયણના સ્વરૂપને નિહાળે છે. હવે જીભથી નહિ મનથી જપ થાય છે.



ધ્રુવની તપશ્ચર્યા જોઇ દેવો ભગવાન નારાયણ પાસે આવ્યા છે. આપ ધ્રુવકુમારને જલદી દર્શન આપો. ભગવાન દેવોને કહે છે:—ધ્રુવને દર્શન આપવા નહીં, મારા ધ્રુવનાં દર્શન કરવા હું જવાનો છું, આજે ધ્રુવજીનાં દર્શન કરવાની ઇચ્છા ભગવાનને થઇ છે. ચોખ્ખું લખ્યું છે. मधोर्वनं भृत्यदिदृक्षया गतः ॥

પંઢરપૂરના મંદિરમાં એક દિવસ શ્રીવિઠ્ઠલનાથ અને રૂક્ષ્મણીજી વચ્ચે નીચે પ્રમાણે સંવાદ થયેલો.

રૂક્ષ્મણીજી :—તમારા આટઆટલા ભક્તો રોજ દર્શન કરવા આવે છે તેમ છતાં તમે કોઇને નજર આપતા નથી. દૃષ્ટિ નીચી જ રાખો છો.

ભગવાન કહે છે :—જે મારે માટે આવે છે તેને હું નજર આપું છું. મંદિરમાં લોકો શા શા ભાવથી દર્શન કરવા આવે છે તે હું જાણુ છું, મંદિરમાં આવીને સર્વ પોતાના માટે કાંઈક ને કાંઇક માંગે છે. કેવળ મારા માટે કોઈક જ આવે છે. કેવળ મારા માટે આવે તેને હું નજર આપું છું.

પંઢરપૂરમાં ભગવાનનાં દર્શન માટે એટલી ભીડ હોય છે કે સવારે ગયેલા માણસને સાંજે વિઠ્ઠલનાથની ઝાંખી થાય છે. એક વખત લક્ષ્મીજીએ ભગવાનને પૂછયું, આટલા બધા ભક્તો આપનાં દર્શન માટે આવ્યા છે અને આપ ઉદાસ કેમ છો? ભગવાને કહ્યું કે આ બધા તો સ્વાર્થી ભેગા થયા છે. આ બધા મને જોવા આવ્યા છે પણ જેનાં દર્શન કરવાની મને ઇચ્છા છે તે મારો તુકારામ હજુ આવ્યો નથી. તુકારામ બિમાર હતા. પથારીમાં પડ્યા પડ્યા વિચાર કરતા હતા કે મારાથી વિઠ્ઠલનાથનાં દર્શન કરવા જઇ શકાય તેમ નથી. મારા વિઠ્ઠલનાથ મારા ઘેર દર્શન આપવા શું નહિ આવે? પ્રેમ અન્યોન્ય હોય છે. ભગવાને લક્ષ્મીજીને કહ્યું, તુકારામ બિમાર હોવાથી આવી શકયા નથી. માટે આપણે તેમને ત્યાં જઇશું. લાખો વૈષ્ણવો પંઢરપુરમાં વિઠ્ઠલનાથનાં દર્શન કરવા આવ્યા છે અને પરમાત્મા પધારે છે તુકારામને ત્યાં.

સાચા વૈષ્ણવો જેમ ઠાકોરજીનાં દર્શન માટે આતુર હોય છે તેમ તેવા ભકતોનાં દર્શન કરવા માટે ભગવાન પણ આતુર હોય છે.

ભગવાન નારાયણ ત્યાં પ્રગટ થયા. ત્યાં સામે ઊભા છે. પણ ધ્રુવજી આંખ ઉઘાડતા નથી. ભગવાને વિચાર્યું, આમ કયાં સુધી ઊભો રહીશ? ધ્રુવજીના હૃદયમાં જે તેજોમય સ્વરૂપ પ્રગટ હતું તે હૃદયમાંથી અંતર્ધ્યાન કર્યું. ધ્રુવ બહુ અકળાયા. તે દિવ્ય સ્વરૂપ કયાં ગયું? આંખ ઉઘાડી તો ચતુર્ભુજ નારાયણકી જય. ધ્રુવજી દર્શન કરતાં નથી, દર્શનથી ઠાકોરજીને પી જાય છે. બોલવાની ઈચ્છા છે પણ ભણેલા નહિ એટલે બોલી કેવી રીતે શકે? ભગવાનના હાથમાં શંખ હતો તે વડે બાળકના ગાલને સ્પર્શ કર્યો. સરસ્વતી જાગૃત કરી. ધ્રુવજીએ સ્તુતિ કરી:

योऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्तां,
संजीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना ।
अन्यांश्च हस्तचरणश्रवणत्वगादीन्,
प्राणन्नमो भगवते पुरुषाय तुभ्यम् ॥

ભા. ૪–૯–૬

પ્રભો ! આપ સર્વ શકિત સંપન્ન છો. તમે જ મારા અંતઃકરણમાં પ્રવેશ કરીને તમારા તેજથી મારી આ સુષુપ્ત વાણીને સજીવ કરો છો, તથા હાથ, પગ, કાન, ત્વચા આદિ અન્ય બીજી ઇન્દ્રિયો તેમજ પ્રાણોને પણ ચેતનતા આપો છો. એવા તમે અંતર્યામી ભગવાનને હું પ્રણામ કરું છું.

મારી બુદ્ધિમાં પ્રવેશી મારા મન બુદ્ધિને સત્કર્મની પ્રેરણા આપનાર મારા પ્રભુને વારંવાર વંદન કરું છું.

આપે કરેલા ઉપકારો જાણનારો મનુષ્ય આપને કેમ ભૂલી જાય છે? તમને જેઓ ભજતા નથી એ ખરેખર કૃતઘ્ની છે. તમે તો મનુષ્યને જન્મમરણથી મુકત કરનારા છો. તેવા આપને જે લોકો કામાદિ વિષયો માટે ભજે છે તેઓ મૂર્ખ છે. કલ્પવૃક્ષરૂપ આપને તેઓ ભજે છે, છતાં દેહથી ઉપભોગ કરવા યોગ્ય સુખોને ઈચ્છે છે કે જે વિષય સંબંધી સુખ પ્રાણીને નરકમાં પણ મળે છે.

તમે કૃપા કરો તો જ આ જીવ તમને ઓળખી શકે છે. નાથ. તમે કૃપા કરો છો ત્યારે આ જીવ તમારાં દર્શન કરી શકે છે, તમને મેળવી શકે છે.

કેવળ સાધનથી ઈશ્વરનાં દર્શન થતાં નથી. કનૈયો તો કૃપાસાધ્ય છે, સાધન સાધ્ય નથી. પરમાત્મા કૃપા સાધ્ય છે એટલે એવું નહિ કે સાધન ન કરવાનું. સાધન કરો પણ સાધનનો ભરોસો ન રાખો. સાધનનું અભિમાન ન રાખો. સાધન તો કરવાનું જ છે. સાધન કરતો જીવ થાકી જાય, સાધન કરતાં દીન થયેલો જીવ જ્યારે રડી પડે છે ત્યારે ભગવાન કૃપા કરે છે.

તેથી તો ઉપનિષદ્‌માં કહ્યું છે કે :—

नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुनाश्रुतेन।
यमवैष वृणुते तेन लभ्य
स्तस्यैषआत्मा विवृणते तेनूस्वाम् ॥

આ આત્મા વેદોના અભ્યાસથી નથી મળતો. ન તો બુદ્ધિની ચાતુરીથી અથવા બહુ શાસ્ત્ર સાંભળવાથી તે મળે છે. પરંતુ જેનું આ આત્મા વરણ કરે છે. (પસંદ કરે છે) તેને આ આત્માની પ્રાપ્તિ થાય છે. આત્મા તેને પોતાનું સ્વરૂપ દેખાડે છે.

સાધ્યની પ્રાપ્તિ કર્યા પછી કેટલાક સાધનની ઉપેક્ષા કરે છે. સાધનની ઉપેક્ષા થાય એટલે ફરી માયા તેમનામાં પ્રવેશ કરે છે. અદ્વૈતભાવ સિદ્ધ થયા પછી પણ વૈષ્ણવો ભગવાનની ભકિત કરે છે. ઈશ્વરપ્રાપ્તિ પછી પણ મનુષ્યે સાધન તો ન જ છોડવું. અરે સાધનની એવી ટેવ પડી જાય છે કે તે છૂટતું જ નથી. તુકારામે કહ્યું છે તેમ

आधी केला सतसंग
तुका झाला पांडुरंग।
त्याचे भजन राहिना
मूळ स्वभाव जाईना ॥

સત્સંગથી તુકારામ પાંડુરંગ જેવો બન્યો છે. તેને ભજન કરવાની હવે જરૂર નથી; પણ તુકારામને ભજનની એવી ટેવ પડી છે કે ભજન છૂટતું જ નથી.



આરંભમાં સત્સંગ કર્યો અને તુકારામને જપ કરવાની આજ્ઞા થઈ. જપ કરતાં ભગવાનનાં દર્શન થયાં. પછી ભગવાને કૃપા કરી. હવે તુકારામ અને પાંડુરંગમાં ભેદ નથી. તેમ છતાં હવે એવી ટેવ પડી છે કે ભજન છૂટતું નથી. આવી સ્થિતિએ પહોંચ્યા પછી પણ જ્ઞાની ભકતો ભક્તિ છોડતા નથી. જ્ઞાની ભક્તની ભકિત વ્યસનરૂપ બને છે. ભક્તિ વ્યસનરૂપ બને તો બેડો પાર છે.

તમારાં દર્શન થયા પછી સાચા જ્ઞાનીઓ તમારી ભક્તિ છોડી શકતા નથી. તમારાં દર્શન થયા પછી જે તમારું સેવાસ્મરણ કરતો નથી તે કૃતઘ્ની છે. શુકદેવજીને કોઈ કહે કે એક ક્ષણ રાધાકૃષ્ણનું ધ્યાન છોડી દો, તો તેઓ તે ધ્યાન છોડવા તૈયાર નથી. અપરોક્ષ સાક્ષાત્કાર કર્યા પછી ભજન છોડી શકાતું જ નથી.

ધ્રુવકુમારે સુંદર સ્તુતિ કરી છે. નાથ, એવી કૃપા કરો કે તમારા લાડીલા ભક્તો તમારાં દર્શન અને સ્મરણ કરતાં તમારી કથા કરે તે સાંભળવાનો સુયોગ મને મળે. તે આનંદ યોગીઓના બ્રહ્માનંદ કરતાં પણ શ્રેષ્ઠ છે. કેવળ વિદ્વાન કથા સંભળાવે તેવી ઈચ્છા છે એમ ધ્રુવકુમાર બોલ્યા નથી. પણ જેનું હૃદય કૃષ્ણપ્રેમમાં પીગળેલું છે તેવા કથાકાર કથા સંભળાવે. જ્ઞાનીભક્ત કથા કરે અને ભક્તહૃદયવાળા કથા કરે તેમાં અંતર છે. તમારી કથાનો આનંદ બ્રહ્માનંદ કરતાં પણ શ્રેષ્ઠ છે. શ્રીધરસ્વામીને આ શ્લોકનો અર્થ કરતાં મુશ્કેલી પડી છે. ઉપનિષદ્‌ના સિદ્ધાંત સાથે થોડો વિરોધ અત્રે આવે છે. ઉપનિષદ્‌માં કહ્યું છે, બ્રહ્માનંદ સર્વથી શ્રેષ્ઠ છે. બ્રહ્માનંદથી કોઇ આનંદ શ્રેષ્ઠ હોય શકે નહિ. તૈત્તિરીય ઉપનિષદ્‌માં આનંદનું વર્ણન કરેલું છે. મનુષ્યના આનંદ કરતાં ગંધર્વોનો આનંદ શ્રેષ્ઠ છે. તેનાથી શ્રેષ્ઠ સ્વર્ગના દેવોનો આનંદ. દેવો કરતાં ઈન્દ્રનો આનંદ શ્રેષ્ઠ છે. ઇન્દ્રથી બૃહસ્પતિનો આનંદ સો ગણો શ્રેષ્ઠ છે, પણ બ્રહ્માનંદ સર્વથી શ્રેષ્ઠ છે. જે નિષ્કામ નિર્વિકાર છે, જેના મનનો નિરોધ થયો છે તેને જે આનંદ મળે છે તે બ્રહ્માનંદ. એ સર્વથી શ્રેષ્ઠ છે. જેની બ્રહ્માકારવૃત્તિ થઈ છે એવા યોગીઓને જે બ્રહ્માનંદ મળે છે તે આનંદ શ્રેષ્ઠ છે. જ્યાં દ્વૈત પ્રપંચ રહેતો નથી, "જ્યાં હું નથી તું નથી," તે આનંદ શ્રેષ્ઠ છે. જ્યાં સુધી "હું છે, તું છે" ત્યાંસુધી શ્રેષ્ઠ આનંદ મળતો નથી. બ્રહ્માનંદ થાય છે ત્યાં જગત રહેતું નથી.

ત્યારે ભાગવતમાં ધ્રુવજી કહે છે, ભગવાનની કથાશ્રવણનો કથાનંદ બ્રહ્માનંદ કરતાં પણ શ્રેષ્ઠ છે.

આ વિરોધાભાસ કેમ ? આમાં શું સાચું ? મહાપુરુષોએ પોતાની રીતે સમાધાન કર્યું છે કે : બ્રહ્માનંદ સર્વથી શ્રેષ્ઠ છે, પરંતુ તેમાં એક દોષ છે. તે એક ભોગ્ય છે, તે એકને જ મળે છે. જેની બ્રહ્માકારવૃત્તિ થઈ છે તેને જ બ્રહ્માનંદ મળે છે તેથી તે ગૌણ છે. ત્યારે કથા કીર્તનનો આનંદ અનેક ભોગ્ય છે. ભજનાનંદ સર્વભોગ્ય હોવાથી સર્વને એકસાથે આનંદ આપે છે, તેથી કથાનંદ બ્રહ્માનંદ કરતાં પણ શ્રેષ્ઠ બતાવ્યો છે. તત્ત્વદૃષ્ટિથી બ્રહ્માનંદ શ્રેષ્ઠ છે.

બ્રહ્માનંદ એકલપેટો—એકને જ આનંદ આપે છે. યોગીઓ સમાધિમાં જે આનંદ પ્રાપ્ત કરે છે તે આનંદ યોગીની સેવા કરનારને પણ મળતો નથી. સમાધિમાં રહેલા યોગીઓ એકલા તરે છે. સત્સંગી તરે છે. અને તારે છે. કથાશ્રવણ સર્વને એકી સાથે આનંદ આપે છે. તે અનેક ભોગ્ય છે. તેથી કથાશ્રવણ કથાનંદ શ્રેષ્ઠ.

કેટલાક ટીકાકારો કહે છે કે બ્રહ્માનંદ કરતાં કોઈ આનંદ શ્રેષ્ઠ ન હોઈ શકે, પરંતુ સત્સંગનો મહિમા વધારવા માટે આ પ્રમાણે ભાગવતમાં કહ્યું છે.

પ્રભુએ કહ્યું, હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તું કાંઈક માંગ. ધ્રુવજી કહે છે નાથ, મને શું માંગવું તે સૂઝ પડતી નથી. આપને પ્રિય હોય તે આપો. નરસિંહ મહેતાએ આમ જ કહેલું. નરસિંહ મહેતા ઉપર શંકરદાદા પ્રસન્ન થયા અને કહ્યું, વરદાન માગ. નરસિંહ મહેતાએ કહ્યું, મહારાજ શું માગવું તે મને સમજ પડતી નથી. તમને પ્રિય હોય તે આપજો. શિવજીએ કહ્યું, મને તો રાસલીલા પ્રિય છે. ચાલ તને તેનાં દર્શન કરાવું. શિવજીએ મહેતાજીને રાસલીલાનાં દર્શન કરાવ્યાં.

તેથી ધ્રુવકુમાર સત્સંગના મહિમાનું વર્ણન કરે છે.

પ્રભુએ આજ્ઞા કરી, તું કેટલાક કલ્પ રાજ્ય કરજે પછી હું તને મારા ધામમાં લઈ જઈશ. ધ્રુવ બીક બતાવે છે:—મને મારો પૂર્વજન્મ યાદ આવે છે. એક રાણીને જોવાથી મારું મન બગડેલું અને મને આ જન્મ મળ્યો. હું રાજા થઈ લગ્ન કરી રાણીઓમાં ફસાઈ જઈશ. સાવધ રહી શકીશ નહીં. મારે રાજા થવું નથી. પ્રભુ કહે છે:—એવું થશે નહિ. ચિંતા ન કરીશ. તારી ઇચ્છા ભલે ન હોય પણ તું રાજા થાય એ જોવાની મારી ઇચ્છા છે. આ માયા તને અસર કરી શકશે નહિ. બેટા મારો નિયમ છે. કે જે મારી પાછળ પડે છે તેની પાછળ હું પડું છું. હું તને સાચવીશ.

બેટા, તને રાજા થવાની ઇચ્છા નથી પણ તને રાજા થયેલો જોવાની મારી ઇચ્છા છે. નાના બાળકને શણગારવામાં બાળકને આનંદ થતો નથી, પણ માને આનંદ થાય છે. જગતને મારે બતાવવું છે કે જે મારો થાય છે તેને લૌકિક આનંદ હું આપું છું. અને અલૌકિક આનંદ પણ આપું છું. મારા ભક્તને અલૌકિક સુખ સાથે હું લૌકિક સુખ પણ આપું છું.

શબરી કે મીરાં જેવો દૃઢ ભક્તિ ભાવ થાય તો ભગવાન કહેઃ હું પાછળ પડીશ. હું તને સાચવીશ.

ભગવાન જયાંસુધી જીવને ન સાચવે ત્યાંસુધી જીવ કામનો નાશ કરી શકતો નથી.

જેહીં રાખે રઘુવીર
તે ઉબરે તેહી કાલ મહું.

રામજીએ જેને સાચવ્યા છે તે કામાંધ થયા નથી. ભગવાન જેને સાચવે તે કામને આધીન થતો નથી.

રાજાનો એક સેવક ફૂલ લેવા આવેલો તેને ધ્રુવનાં દર્શન થયાં છે. મહારાજ ઉત્તાનપાદ અનુષ્ઠાનમાં બેઠા હતા, ત્યાં સેવકે આવી કહ્યું, મહારાજ, મહારાજ, ધ્રુવકુમાર આવ્યા છે. ઉત્તાનપાદ દોડ્યા છે.

જરા વિચાર કરો. છ માસ પહેલાં ધ્રુવજી પિતાને મળવા ગયા તો પિતાએ ગોદમાં લીધા નથી અને છ મહિના પછી ભગવાનનાં દર્શન કર્યા પછી ધ્રુવજી આવ્યા ત્યારે ધ્રુવજીને મળવા રાજા દોડ્યા છે. ઈશ્વરના પાછળ જે પડે તેની પાછળ જગત પડે છે. પરમાત્મા જેને અપનાવે છે તેને શત્રુઓ પણ વંદન કરે છે. પ્રભુની પાછળ પડો તો જગત તમારી પાછળ પડશે.



જેણે અપમાન કરેલું તે ઉત્તાનપાદ આજે ધ્રુવનું સ્વાગત કરવા દોડ્યા છે. વિચારે છે પાંચ વર્ષનો બાળક ભગવાનનાં દર્શન કરીને આવ્યો. હું પંચાવન વર્ષનો થયો છતાં સુરુચિમાં ફસાયો છું. ધિક્કાર છે મને.

મારો ધ્રુવ કયાં છે? કયાં છે? આંખમાંથી આનંદાશ્રુ નીકળે છે.

સેવકોએ કહ્યું:—મહારાજ, રાજકુમાર આપને વંદન કરે છે. ઉત્તાનપાદ કહેઃ—હું વંદનને લાયક નથી. બાળકને ઉઠાવી છાતી સરસો ચાંપે છે.

શુકદેવજી વર્ણન કરે છે:—રાજન્,અતિશય આનંદ થયો છે, પરમાનંદ થયો છે.

ધ્રુવ માતાજીનાં દર્શન કરવા જાય છે. ધ્રુવજી વિચારે છે, માએ કહેલું મને વંદન ન કરે તો ચાલે. પણ તું તારી ઓરમાન માને વંદન કરજે. ધ્રુવજી સુરુચિને વંદન કરે છે. સુરુચિનું હૃદય ભરાયું છે. કેવો ડાહ્યો છે!

સુનીતિ તો એક અક્ષર બોલી શકયાં નથી. હૃદય ભરાયું છે. સુનીતિને લાગ્યું કે હું આજે સાચી પુત્રવતી થઈ, મારો પુત્ર ભગવાનને પ્રાપ્ત કરીને આવ્યો છે.

રામચરિત માનસમાં પણ કહ્યું છે કે:

पुत्रवती जुवती जग सोई। रघुवर भगत जासु सुत होई॥

સર્વનો આશીવાદ મેળવે તે જ સર્વેશ્વરને વહાલો લાગે.

લોકો કહે, ધ્રુવજી નારાયણનાં દર્શન કરીને આવ્યા છે. અમે તેમનાં દર્શન કરીશું તો કૃતાર્થ થઈશું. માટે ધ્રુવજીનો વરઘોડો કાઢવાનો નિશ્ચય થયો.

ધ્રુવજીને હાથી ઉપર બેસવા કહ્યું. ધ્રુવજી કહે છે:—હું એકલો નહીં બેસું. મારો ભાઈ ઉત્તમ કયાં છે? ઉત્તમને પ્રથમ હાથી ઉપર બેસાડી પછી ધ્રુવજી બેઠા છે. જેને પોતાના ભાઈમાં ઈશ્વર ન દેખાય, બહેનમાં ઈશ્વર ન દેખાય, તેને બીજામાં કે મૂર્તિમાં ઈશ્વર નહીં દેખાય.

શબ્દાત્મક ઉપદેશની અસર જલદી થતી નથી. ક્રિયાત્મક ઉપદેશની અસર તુરત થાય છે. સુરુચિને આજે પશ્ચાત્તાપ થયો છે. સુનીતિના ચરણમાં માથું મૂકયું છે. આંખમાંથી આંસુ નીકળે છે. સાથે સાથે મનનો મેલ ધોવાય છે.

ધ્રુવકુમારને રાજ્યાભિષેક કરવામાં આવ્યો છે. ભ્રમિ સાથે તેનું લગ્ન થયું છે. ઉત્તમ એક વખત જંગલમાં શિકાર કરવા ગયો છે. ત્યાં યક્ષ સાથે યુદ્ધ થાય છે. ઉત્તમ માર્યો જાય છે. સમાચાર સાંભળી ધ્રુવજી યુદ્ધ કરવા જાય છે. ભીષણ યુદ્ધ થયું છે. ધ્રુવ યક્ષોનો સંહાર કરવા લાગ્યો. ત્યારે તેમના દાદા મનુ મહારાજ ત્યાં પધાર્યા. કહ્યું બેટા, વૈષ્ણવો વેર કરતા નથી. વિષ્ણુ ભગવાન એ પ્રેમનું સ્વરૂપ છે. ભૃગુઋષિએ છાતી ઉપર લાત મારેલી તેમ છતાં છાતીમાં લાત મારનારના ઉપર વિષ્ણુ ભગવાન પ્રેમ કરે છે. શિવજી એ વૈરાગ્યનું સ્વરૂપ છે. બહુ પ્રેમ કરવો એ કઠણ છે અને બહુ વૈરાગ્ય રાખવો પણ કઠણ છે. જ્ઞાની અતિશય વૈરાગ્ય રાખે અને વૈષ્ણવ અતિશય પ્રેમ કરે.

મનુમહારાજ ઉપદેશ આપે છે.—

तितिक्षया करुणया मैत्र्या चाखिलजन्तुषु ।
समत्वेन च सर्वात्मा भगवान् सम्प्रसीदति ॥
सम्प्रसन्ने भगवति पुरुषः प्राकृतैर्गुणैः ।
विमुक्तो जीवनिर्मुक्तो ब्रह्म निर्वाणमृच्छति ॥

ભા. ૪-૧૧/૧૩-૧૪

આપણાથી મોટા પુરુષોની પ્રતિ સહનશીલતા, નાનાની પ્રતિ દયા, સમાન વયના સાથે
મિત્રતા અને સમસ્ત જીવો સાથે સમવર્તાવ કરવાથી સર્વાત્મા શ્રી હરી પ્રસન્ન થાય છે.

તિતિક્ષા-સર્વ કાંઇ સહન કરવું, સર્વ પ્રત્યે કરુણા રાખવી, જગતના પ્રત્યેક
જીવ સાથે મૈત્રી એમ આ ત્રણ ગુણો જીવનમાં ઉતારે તે સુખી થાય છે અને તેના
ઉપર ભગવાન પ્રસન્ન થાય છે. દરેક પ્રાણી પ્રત્યે સમભાવ રાખવાથી ભગવાન પ્રસન્ન
થાય છે. અને ભગવાન પ્રસન્ન થાય એટલે પ્રકૃતિના ગુણોથી તથા લિંગ શરીરથી મુક્ત
થઇ પુરુષ સુખસ્વરૂપ બ્રહ્મને પામે છે.

મનુ મહારાજના ઉપદેશથી ધ્રુવે તે સંહાર બંધ કર્યો. ધ્રુવજી વિશાળ ક્ષેત્રમાં
આવે છે. બાળક હતા ત્યારે ધ્રુવજી યમુનાજી ગયા છે, અને વૃદ્ધ થયા ત્યારે ગંગાજી
પાસે ગયા છે. ગંગાજી મરણ સુધારે છે. ભાગવતની કથા પૂરા પ્રેમથી સાંભળે તેની
બધી જાત્રા પરિપૂર્ણ થાય છે. ગંગા કિનારે ધ્રુવજી બેઠા. ગંગા ખડખડ દોડે છે.
ધ્રુવજીનાં ભજનમાં વિક્ષેપ થવા લાગ્યો. ધ્રુવજી ગંગા કિનારો છોડવા તૈયાર થયા.
ગંગાજી પ્રગટ થયાં. મા, તમારો શબ્દ મારા ભજનમાં વિક્ષેપ કરે છે. ગંગાજી કહે
બેટા, તું શાંતથી ધ્યાન કરે છે તો હું પણ શાંત થઈ ધ્યાન કરીશ આજથી હું
અવાજ નહિ કરું. તું અહીંથી ન જતો. ગંગાજી ત્યાં શાંત થયાં છે. ઋષિકેશથી
આગળ ધ્રુવ આશ્રમ પાસે ગંગાજી શાંત થયાં છે તે આજદિન સુધી શાંત છે. ઋષિકેશથી
આગળ કોઈ ઠેકાણે ગંગાજી શાંત દેખાતા નથી. ફકત ધ્રુવાશ્રમ પાસે ગંગાજી શાંત છે.

એક વખત ભગવદ્ આજ્ઞાથી પાર્ષદો ધ્રુવકુમાર માટે વિમાન લઈને આવ્યા
છે. ધ્રુવજી વિચારે છે આ ગંગા કિનારો છોડી મને વૈકુંઠમાં જવાની ઇચ્છા નથી.
ગંગા કિનારે રહી સત્સંગ, ભજન, ધ્યાનમાં જે આનંદ મને મળ્યો છે તે વૈકુંઠમાં
ક્યાં મળવાનો છે? ધ્રુવજીએ ગંગાજીને સાષ્ટાંગ પ્રણામ કરી ગંગાજીમાં છેલ્લું સ્નાન
કર્યું છે. ગંગાજીને છોડતાં વેદના થાય છે. હૃદય ભરાયું છે. ગંગાજી હાજર થયા છે.
મા, હવે વૈકુંઠમાં જવાનો છું. પ્રભુનો હુકમ થયો છે. મા, ગંગાકિનારા કરતાં
વૈકુંઠમાં વધારે આનંદ નથી. ગંગાજીએ પ્યાર કર્યો છે, બેટા, આ મારું ભૌતિક
સ્વરૂપ છે. વૈકુંઠમાં હુ આધિભૌતિકસ્વરૂપે રહું છું. ધ્રુવકુમાર વંદન કરે છે. ધ્રુવકુમાર
વૈકુંઠમાં જાય છે પણ સર્વને વંદન કરીને જાય છે. ધ્રુવકુમાર વિનયની મૂર્તિ છે.

મૃત્યુદેવ ધ્રુવની પાસે આવ્યા. મૃત્યુદેવે મસ્તક નમાવ્યું છે. ધ્રુવજી મૃત્યુના
મસ્તક ઉપર એક પગ મૂકી બીજો પગ વિમાનમાં મૂકે છે. ધ્રુવજી વિમાનમાં બેસી
ભગવાનના ધામમાં જાય છે. ધ્રુવકુમાર વૈકુંઠમાં ગયા, ત્યારે સર્વને આનંદ થયો છે
એક નારદજી નારાજ થયા છે. મારો ચેલો મૃત્યુના માથે પગ મૂકી વિમાનમાં બેસી



વૈકુંઠમાં ગયો. મારો ચેલો મારાથી શ્રેષ્ઠ થયો. મારા ચેલાને માટે વિમાન આવ્યું અને હું હજી જગતમાં રખડ્યા કરું છું. મારા માટે વિમાન આવતું નથી. આ બતાવે છે કે બહુ કથા કરવાથી પણ પરમાત્મા મળતા નથી. ધ્યાન વિના, પ્રભુદર્શન વિના શાંતિ મળતી નથી. એકાંતમાં બેસી ધ્યાન કરવાની વધારે જરૂર છે.

પ્રભુના લાડીલા ભકતો કાળના માથા ઉપર મૃત્યુના માથા ઉપર પગ મૂકીને વૈકુંઠમાં જાય છે ભાગવત સ્કંધ ચોથાના અધ્યાય ૧૨ શ્લોક ૩૦ માં સ્પષ્ટ કહેલું છે કે ધ્રુવજી મૃત્યુના શિર ઉપર પગ રાખીને વિમાન ઉપર ચઢ્યા.

मृत्योर्मूर्ध्नि पदं दत्वा आरुरोहाद्भुतं गृहम् ॥

ભગવાનના ભકતોને મૃત્યુનો ડર રહેતો નથી. મનુષ્ય નિર્ભય થતો નથી. કારણ કે તે ઈશ્વરનો થતો નથી. જે ઈશ્વરને શરણે ગયો તે નિશ્ચિંત બને છે, નિર્ભય બને છે.

સુતીક્ષ્ણઋષિ માનસમાં કહે છે:—મારું અભિમાન રોજ ને રોજ વધે. કયું અભિમાન? હું ભગવાનનો છું અને ભગવાન મારા છે તે.

अस अभिमान जाई जनिमोरे । मैं सेवक रघुपति पति मोरे ॥

ભાગવતનો આશ્રય કરે છે તે નિર્ભય બને છે. તેને કાળનો ડર પણ રહેતો નથી. કાળ એ તો પરમાત્માનો દૂત છે. કાળના પણ કાળ પરમાત્માને શરણે ગયા તો પછી કાળ પણ શું કરી શકે?

ધ્રુવ અર્થાર્થી ભકત છે. ધ્રુવ શરણે ગયા ભગવાને તેને દર્શન આપ્યાં, રાજ્ય આપ્યું અને અંતે વૈકુંઠલોક આપ્યો. આ છે અનન્ય શરણાગતિનું ફળ

ધ્રુવનું દષ્ટાંત બતાવે છે કે દઢ નિશ્ચય બળથી ગમે તેટલું મહાન મુશ્કેલ કાર્ય પણ સિદ્ધ થાય છે. પણ તે નિશ્ચય કેવો હોવો જોઈએ? देहं पातयामि वा कार्यम् साधयामिवा । હું મારા દેહને પાડીશ અથવા કાર્યને સાધીશ.

આ દષ્ટાંત વધુમાં એ પણ બતાવે છે કે-બાલ્યાવસ્થાથી જ જે ભગવાનને ભજે છે તેને ભગવાન મળે છે. વૃદ્ધાવસ્થામાં ભગવાનને ભજે તેનો આવતો જન્મ સુધરે. પરંતુ આ જન્મમાં જ ભગવાનને મેળવવા હોય તો બાલ્યાવસ્થાથી જ ભગવાનને ભજવા જોઈએ. બાલ્યાવસ્થામાં જે સારા સંસ્કાર પડે તે કદી જતા નથી. સુનીતિની જેમ તમારાં બાળકોમાં ધર્મના સંસ્કારો નાનપણથી જ સિંચો.

ધ્રુવચરિત્રની સમાપ્તિમાં મૈત્રેયજી વર્ણન કરે છે, નારાયણ સરોવરના કિનારે નારદજી તપ કરતા હતા. ત્યાં પ્રચેતાઓનું મિલન થયું છે.

વિદુરજી પ્રશ્ન કરે છે:—આ પ્રચેતાઓ કોણ હતા? કોના પુત્ર હતા? વગેરે કથા વિસ્તારથી કહો.

મૈત્રેયજી વિદુરજીને અને શુકદેવજી પરીક્ષિત રાજાને આ કથા સંભળાવે છે-ધ્રુવજીના વંશમાં આ પ્રચેતાઓ થયેલા છે.

ધ્રુવજીના વંશમાં અંગ રાજા થયો. અંગને ત્યાં વેન થયો છે. અંગ સદાચારી અને વેન દુરાચારી થયો છે. વેનના રાજ્યમાં પ્રજા બહુ દુઃખી થઈ. વેનના રાજ્યમાં અધમ

વધ્યો. બ્રાહ્મણોએ વેનને શાપ આપીને તેનો વિનાશ કર્યો. રાજા વગર પ્રજા દુખી થઈ. વેનના શરીરનું મંથન કરવામાં આવ્યું. પ્રથમ એક કાળો પુરુષ પ્રગટ થયો છે. નીચેના ભાગમાં પાપ હોવાથી નીચેના ભાગનું મંથન કરી પ્રથમ પાપ બધું બહાર કાઢયું. દૂંટીથી નીચેના ભાગ એ ઉત્તમ નથી. દૂંટીથી ઉપરનો ભાગ ઉત્તમ ગણાય છે. દૂંટીથી નીચેના ભાગનું સુખ લેવા જેવું નથી. મનુષ્યનો ઉપરનો ભાગ પવિત્ર છે. તે પછી ઉપરના પવિત્ર ભાગનું બાહુનું મંથન વેદમંત્રો દ્વારા કરવામાં આવ્યું તેથી પૃથુ મહારાજનું પ્રાગટ્ય થયું. શ્રીધરસ્વામીએ કહ્યું :—આ લોકોએ હાથનું મંથન કર્યું એટલે અર્ચનભકિતરૂપ પૃથુ મહારાજ પ્રગટ થયા. જો હૃદયનું મંથન કર્યું હોત તો સાક્ષાત્ નારાયણ પ્રગટ થવાના હતા. પૃથુ મહારાજ અર્ચન ભકિતનું સ્વરૂપ છે. તેથી તેની રાણીનું નામ અર્ચિ છે. અર્ચન ભકિતમાં પૃથુ શ્રેષ્ઠ છે. તેઓ નિત્ય મહાભિષેક કરે છે. પૃથુ મહારાજના રાજ્યમાં પ્રજા સુખી થઈ છે. પૃથુ રાજાએ અશ્વમેધ યજ્ઞ કર્યો છે. આ યજ્ઞમાં ઘોડો છૂટો મૂકવામાં આવે છે. ઘોડો કોઈ ઠેકાણે ન બંધાય તો તેનું બલિદાન અશ્વમેધ યજ્ઞમાં કરવામાં આવે છે. અશ્વ એ વાસનાનું સ્વરૂપ છે અને તે કોઈ વિષયમાં ન બંધાય તો આત્મસ્વરૂપમાં લીન થાય. વાસના કોઈ વિષયમાં બંધાય તો વિવેકથી યુદ્ધ કરી તેને શુદ્ધ કરવાની છે. આ યજ્ઞમાં ઈન્દ્રે વિઘ્ન કર્યું. તે ઘોડાને લઇ જાય છે. તે યજ્ઞમાં અત્રિ મહારાજ બેઠા હતા. પૃથુનો પુત્ર ઘોડો લઇ આવે છે ભગવાન ત્યાં પ્રગટ થયા છે.

પૃથુ સ્તુતિ કરે છે :—મને મોક્ષની પણ ઇચ્છા નથી કે જ્યાં તમારી કીર્તિ-કથા સાંભળવાનું સુખ મળતું નથી. મારી તો એક જ પ્રાર્થના છે કે કથા શ્રવણ કરવા મને દશ હજાર કાન મળે કે જેથી તમારી લીલા ગુણોની કથા સાંભળતો જ રહું.

પૃથુએ માગ્યું છે, એક ચરણની સેવા લક્ષ્મી કરે. એક ચરણની સેવા હું કરું.

પૃથુ રાજાએ ધર્મથી પ્રજાનું પાલન કરી પૃથ્વીમાં રહેલા અનેક પ્રકારના રસોનું યુકિતથી દોહન કરેલું. પૃથુ મહારાજ પ્રજાને વારંવાર ધર્મનું શિક્ષણ આપે છે. મારી પ્રજા ધર્મની મર્યાદાઓનું પાલન કરે.

પૃથુ મહારાજ ગાય તથા બ્રાહ્મણોનું પાલન કરતા હતા. ગાય ખાય ઘાસ અને આપે છે દૂધ. બ્રાહ્મણ સાધારણ ભિક્ષાથી નિર્વાહ કરી સર્વને જ્ઞાનદાન કરે છે. ગાય અને બ્રાહ્મણ સંતોષ પામે એટલે પ્રજાને શકિત અને જ્ઞાન મળે, તેથી પ્રજા સુખી થાય. આજકાલના રાજ્ય કરનારાઓ આનો વિચાર કરે તો પ્રજા સુખી થાય. જ્યારે સંપત્તિ કરતાં પણ સારા સંસ્કાર તથા ધર્મની પૂર્ણ જરૂર લાગશે અને તે વધશે ત્યારે દેશ સુખી થશે.

પૃથુ મહારાજ એક વાર અર્ચિ રાણી સાથે બેઠા છે. સનત્ કુમારો ત્યાં આવ્યા છે. સત્સંગથી તેમને વૈરાગ્ય થયો છે. અર્ચિ સાથે વનમાં ગયા છે. પૃથુ મહારાજ સ્વર્ગમાં ગયા.

સનત્ કુમારના ઉપદેશથી પૃથુરાજાએ વનનો આશ્રય કર્યો. પ્રાચીનકાળમાં રાજાઓ પણ રાજ્ય છોડી વનમાં જઈ પ્રભુનું ભજન કરતા હતા. પરંતુ અર્થ પ્રધાન



અને ભોગ પ્રધાન આ કાળમાં કોઈને વનમાં જવાની જરૂર લાગતી નથી. એટલે સુખશાંતિ કયાંથી મળે ?

પૃથુ પછી તેમના પુત્ર વિજિતાશ્વ રાજા થયા. તેને ત્રણ ભાઈઓ હતા : હર્યક્ષ, ધૂમ્રકેશ અને વૃક. તે પછી અન્તર્ધાનને ત્યાં હવિધાન અને હર્વિધાનને ત્યાં પ્રાચીન-બર્હિરાજા થયો. પ્રાચીનબર્હિ રાજાને ત્યાં પ્રચેતાઓ થયા છે. પ્રચોતાઓ નારાયણ સરોવરને કિનારે આવ્યા છે. નારદજી તેમને રૂદ્રગીતનો ઉપદેશ કરે છે. તમે તપ કરો. તપ વગર સિદ્ધિ મળતી નથી. તપ ન કરે તેનું પતન થાય છે. શંકર ભગવાન આવી આજ્ઞા આપી અદૃશ્ય થયા છે. પ્રચેતાઓ શંકરે બતાવેલા સ્તોત્રનો જપ કરતાં તપશ્ચર્યા કરે છે.

તે સમયે નારદજી પ્રાચીનબર્હિ રાજાને પ્રશ્ન કર્યો છે :–તમે અનેક યજ્ઞો કર્યા છે. તમને શાંતિ મળી કે નહિ ? રાજાએ કહ્યું, મને શાંતિ મળી નથી. નારદજી કહે છે – તો પછી આ યજ્ઞો તમે કેમ કરો છો ? રાજાએ કહ્યું :–મને પ્રભુએ બહુ આપ્યું છે એટલે યજ્ઞો કરું છું. યજ્ઞોદ્વારા બ્રાહ્મણોની સેવા કરું છું. યજ્ઞદ્વારા સમાજસેવામાં સંપત્તિનો સદુપયોગ કરું છું. યજ્ઞથી પણ શાંતિ નથી.

પ્રાચીનબર્હિ રાજાને નારદજી સમજાવે છેઃ–જન્મમરણના ત્રાસમાંથી જીવ છૂટે તો જ પૂર્ણ શાંતિ મળે. યજ્ઞથી તારું કલ્યાણ થવાનું નથી. એ ચિત્તશુદ્ધિ માટે છે. ચિત્તશુદ્ધિ થયા પછી એકાંતમાં બેસી ધ્યાન કરવાની જરૂર છે. કેવળ યજ્ઞ કરવાથી ઈશ્વરનો સાક્ષાત્કાર થતો નથી. સ્વર્ગમાં તું જઈશ પણ પુણ્ય ક્ષય થશે. એટલે સ્વર્ગમાંથી તને ધકેલી દેશે. માટે શાંતિથી બેસી તું આત્મસ્વરૂપનું ચિંતન કર. તને તારા આત્મસ્વરૂપનુ જ્ઞાન નથી. હવે યજ્ઞ કરવાની જરૂર નથી. શાંતિથી ઈશ્વરનું આરાધન કર.

પ્રાચીનબર્હિરાજા કહે છે :–આપ બહુ સુંદર ઉપદેશ કરો છો.

નારદજી કહે છે : તને તારા સ્વરૂપનું જ્ઞાન નથી. જે પોતાના સ્વરૂપને ઓળખી શકતો નથી તે ઈશ્વરને કેવી રીતે ઓળખી શકે ? તે માટે તને એક કથા કહું છું તે સાંભળ.

પ્રાચીનકાળમાં પુરંજન નામે એક રાજા થયો હતો. રાજાનો એક મિત્ર હતો. તેનું નામ અવિજ્ઞાત. અવિજ્ઞાત પુરંજનને સુખી કરવા સારુ સતત પ્રયત્નશીલ રહેતો, છતાં પુરંજનને આ વાતની ખબર ન પડે એવી કાળજી રાખતો હતો. અવિજ્ઞાત તે ઈશ્વર છે. અજ્ઞાતરૂપે ઈશ્વર જીવને મદદ કરે છે. તે પુરંજન જીવાત્માને સુખી કરવા માટે વરસાદ વરસાવે, અનાજ ઉત્પન્ન કરે. છતાં આ પુરંજનને હુ સઘળું કરું છું, તેમ ખબર પડવા દે નહિ. પુરંજન પણ હુ કોને લીધે સુખી છું તેનો વિચાર કરતો નથી. પરમાત્માની અવિજ્ઞાત લીલા છે. ત્યાં બુદ્ધિ કામ કરતી નથી. ભગવાન કહે છે, ખાવાનું કામ તારું પચાવવાનું કામ મારું છે. पचामि अन्नं चतुर्विधम् જીવ જમે છે. પરમાત્મા પચાવે છે. અંદર ઠાકોરજી અગ્નિરૂપે બિરાજે છે. ખાધા પછી ભગવાન કહે છે હવે સુવાનું કામ તારું, જાગવાનું કામ મારું. આપણે ગાડી છે. જીવાત્માં મુસાફર છે. ગાડીને ચલાવનાર પરમાત્મા છે. ભગવાન સૂઈ જાય તો अच्युतम् केशवम् થઈ જાય.

રેલ્વે એન્જિનનો ડ્રાઈવર સૂઈ જાય તો ગાડી અટકી જાય. મુસાફર સૂઈ જાય, પણ ઈશ્વર સુત્રધાર સૂતો નથી. છતાં જીવ વિચાર કરતો નથી કે મને કોણ સુખ આપે છે?

સત્કર્મનો સંકલ્પ કરો તો ભગવાન બળ આપે છે. ભગવાનનું ભજન પ્રાતઃકાળમાં થાય છે. સૂર્ય ઉદય થયા પછી બીજાના રજોગુણ, તમોગુણના રજકણો તમને અસર કરશે. તેથી સારી રીતે તમારાથી ભજન નહિ થઈ શકે. જીવ ભલે સૂવે, ભગવાન સૂતા નથી.

પુરંજન એટલે જીવાત્મા. પુરંજને વિચાર કર્યો નહિ કે હું કોને લીધે સુખી છું. સર્વદા ઉપકાર કરનાર ઈશ્વરને ભુલી ફરતો ફરતો તે એક નવ દરવાજાવાળી નગરીમાં દાખલ થયો. નવ દરવાજાવાળી નગરી તે માનવ શરીર. ત્યાં આવ્યા પછી તેને એક સુંદર સ્ત્રી મળી. પુરંજને પૂછ્યું, તમે કોણ છો? તે સ્ત્રીએ જવાબ આપ્યો, હું કોણ છું તે હું જાણુતી નથી. પણ હું તમને સુખી કરીશ.

પશુઓ જાતિભેદ માને છે. ભેંસને જોવાથી બળદમાં વિકાર આવતો નથી. લોકો ગીતાજી વાંચે છે પણ તેનો અમલ કરતા નથી. ભગવાને કહ્યું છે, આ જાતિઓ, વર્ણાશ્રમ મેં બનાવ્યા છે. તેમ છતાં સુધરેલા લોકો કહે છે કે અમે વર્ણાશ્રમ ધર્મમાં માનતા નથી. જેના જીવનમાં સંયમ નહિ, સદાચાર નહિ, ધર્મમાં નિષ્ઠા નહિ, પ્રભુ પ્રત્યે પ્રેમ નહિ, એ સુધર્યા કે બગડ્યા? એ સુધર્યા કહેવાય નહિ. એ જીવન સુધર્યું નથી, બગડ્યું છે. સુધરેલા લોકો કહે છે, આ દેખાય છે ઘણી સુંદર. સુંદર હોય પછી તે ગમે તે જાતની હોય. મને વાંધો નથી.

સુંદર દેખાય છે એમ સમજી તેના કુલ ગોત્રનો વિચાર કર્યા વિના પુરંજને તેની સાથે લગ્ન કર્યું. પુરંજન સ્ત્રીમાં એવો આસક્ત થયો છે કે થોડા સમયમાં તેને ત્યાં ૧૧૦૦ પુત્રો થયા. સ્ત્રીનું નામ પુરંજની છે. પુરંજની એ બુદ્ધિ છે. અગિયાર ઇન્દ્રિયોનું સુખ ભોગવવાના સંકલ્પો તે જ અગિયારસો બાળકો. ઇન્દ્રિયો અગિયાર છે. એક એકના સો પુત્રો. તે પુત્રો માંહોમાંહે લડતા એટલે કે સંકલ્પ વિકલ્પોનું યુદ્ધ હંમેશા થાય છે. એક વિચાર ઉદ્ભવે તેને બીજો વિચાર દબાવી દે છે. અગિયાર ઇન્દ્રિયોમાં જીવ ફસાયો છે. પંચ પ્રાણ શરીરનું રક્ષણ કરે છે. ઇન્દ્રિય સુખ ભોગવવાના સંકલ્પ વિકલ્પ એ અગિયારસો સંતાન છે. સંકલ્પ વિકલ્પથી જીવને બંધન થાય છે. બુદ્ધિના સંકલ્પો વિકલ્પો જીવાત્માને રડાવે છે. ઘણાં વર્ષો સુધી પુરંજન આ પ્રમાણે સુખ ભોગવે છે.

કાળદેવ મૃત્યુની દીકરી જરા સાથે કોઇ લગ્ન કરતું નથી. પછી પુરંજનની ઇચ્છા ન હોવા છતાં જરા તેને વળગી. જરાએ બીજું લગ્ન પુરંજન સાથે કર્યું. ભોગ ભોગવે તેને વૃદ્ધાવસ્થા એટલે કે જરા વળગે છે વૃદ્ધાવસ્થા આવવાની છે તેનો ખ્યાલ રાખો. જવાની એટલે જવાની જ, એટલે કે જે રહેવાની નથી તે. યોગીને કોઈ દિવસ જરા વળગી શકે નહિ. તે પછી મૃત્યુનો સેવક પ્રજવાર આવ્યો. પ્રજવાર એટલે અંતકાળનો જ્વર. સ્ત્રીમાં અતિ આશક્ત હોવાથી અંતકાળમાં સ્ત્રીનું ચિંતન કરતાં કરતાં શરીર છોડવાથી પુરંજન વિદર્ભ નગરીમાં કન્યારૂપે જન્મ્યો. સ્ત્રીનું ચિંતન કરતા પુરંજન સ્ત્રી થયો છે. પુરુષોને આ સાવધાન કરે છે કે કોઈ સ્ત્રીનું બહુ ચિંતન કરશો નહીં. કરશો તો બીજા



જન્મમાં સાડી પહેરવી પડશે. કોઈ ધણી થશે, છોકરાંઓ થશે અનેક ઉપાધિઓ છે. તેનો વિચાર કરતાં પણ કંપારી છૂટે છે. પુરંજન પુરુષ હતો પણ સ્ત્રીનું વારંવાર ચિંતન કરતો હતો. તેથી બીજા જન્મમાં તે સ્ત્રી થયો છે. એવું નથી કે કોઈ કાયમના માટે પુરુષ અને કોઈ કાયમના માટે સ્ત્રી. વાસના પ્રમાણે આ જીવના શરીર બદલાય છે.

બાલ્યાવસ્થામાં તથા વૃદ્ધાવસ્થામાં સત્કર્મો કરેલાં હતાં. યુવાનીમાં જ પાપ કરેલું તેથી પુણ્યના પ્રતાપે વિદર્ભ દેશમાં એટલે કે એક બ્રાહ્મણ ઘરમાં કે જ્યાં દર્ભનો વિશેષ ઉપયોગ થાય એવા કર્મકાંડી બ્રાહ્મણને ઘેર પુરંજનનો કન્યારૂપે જન્મ થયો. મર્યાદાધર્મનું પાલન કરતાં કરતાં દ્રાવિડ દેશના પાંડ્ય રાજા સાથે લગ્ન થયાં. કર્મ કરતાં કરતાં ચિત્તશુદ્ધિ થઈ, પછી દ્રાવિડ દેશના રાજા સાથે લગ્ન થયું. દ્રાવિડ દેશ એટલે ભક્તિ મહારાણીનું પિયર. પાંડ્ય રાજા એટલે ભક્ત પતિ સાથે લગ્ન થયાં.

કર્મ કરતાં કરતાં ચિત્તશુદ્ધિ થાય તો ભક્તિ કરી શકે છે. લોકો માને છે કે ભક્તિ માર્ગ સહેલો છે. પરંતુ ભક્તિ માર્ગ અતિ કઠણ છે. મર્યાદા ધર્મનું પાલન કર્યા વગર ભક્તિનો ઉદય થતો નથી. ચિત્તશુદ્ધિ થયા વિના ચિત્તમાં ભક્તિનો ઉદય થતો નથી. જ્ઞાન એ પરમાત્માનો અંદર અનુભવ કરવા માટે છે.

ભક્ત પતિ સાથે લગ્ન થયા પછી એક કન્યા અને સાત છોકરાઓ થયા. પહેલી કન્યા થઈ. કન્યા એટલે કથા શ્રવણમાં રુચિ, સત્સંગમાં રુચિ. આ પ્રમાણે ભક્તિનો જન્મ થયો. તે પછી સાત પુત્રો થયા. સાત પુત્રો તે ભક્તિના સાત પ્રકાર છે. શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય થયાં એટલે કે સાત પ્રકારની ભક્તિ સિદ્ધ થઈ. ભગવાનનાં નામ, રૂપ, ગુણ પ્રભાવ, લીલાનું કાનથી શ્રવણ, મુખથી કીર્તન અને મનથી સ્મરણ કરતાં અનુક્રમે શ્રવણ, કીર્તન અને સ્મરણ ભક્તિ સિદ્ધ થયાં. ભગવાનની સેવા કરવાથી અર્ચન ભક્તિ સિદ્ધ થઈ. ભગવાનની મૂર્તિને વંદન કરવાથી વંદન ભક્તિ સિદ્ધ થઈ. સાત પ્રકારની ભક્તિ મનુષ્ય પ્રયત્ન કરવાથી પ્રાપ્ત કરી શકે છે. પરંતુ આઠમી સખ્ય અને નવમી આત્મનિવેદન ભક્તિ પ્રભુ જેના ઉપર કૃપા કરે છે તેને મળે છે. શ્રવણાદિ સાત પ્રકારની ભક્તિ સિદ્ધ કર્યા પછી એક વાર પતિનું મરણ થયું એમ જાણી દુઃખી થયેલી તે કન્યાને પરમાત્માએ સદ્ગુરુ રૂપે આવી બોધ કર્યો. ભક્તિના સાત પ્રકારો સિદ્ધ થાય તે પછી પરમાત્મા સખ્યનું દાન કરે છે, આત્મનિવેદનનું દાન કરે છે. એટલે જે મિત્રને=અવિજ્ઞાતને આ જીવ માયાથી ભૂલી ગયો હતો તે સતગુરુ તરીકે આવ્યા. એટલે કે અવિજ્ઞાત રૂપે પરમાત્મા ત્યાં આવ્યા અને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો કે તું મને છોડીને ગયો, મારાથી વિખૂટો પડ્યો અને નવદ્વારવાળી નગરીમાં રહેવા ગયો ત્યારથી દુઃખી થયો છે. તું તારા સ્વરૂપને ઓળખ. લૌકિક સુખમાં મનુષ્ય એટલો ફસાયેલો રહે છે કે તે આત્મસ્વરૂપનો વિચાર કરતો નથી. તત્ ત્વમસિ। તું મારો મિત્ર છે, મારો અંશ છે. મારું સ્વરૂપ છે. તું સ્ત્રી પુરુષરૂપ નથી. તું મારા સામું જો તો ખરો. પુરંજન પ્રભુ સન્મુખ થયો. જીવ બ્રહ્મનું મિલન થયું. જીવ કૃતાર્થ થયો. રાજા તું જ પુરંજન છે. તું અનેક વાર સ્ત્રી થયો, અનેક વાર પુરુષ થયો, તોપણ તને તૃપ્તિ થતી નથી. હજુ જગતમાં કેટલું ભટકવું છે. પરમાત્માનો આશ્રય કરી પ્રભુનું ચિંતન કરતાં પ્રભુના સ્વરૂપમાં લીન થઈશ તો તું કૃતાર્થ થઈશ.

ભકતમાળમાં અમરદાસજીની કથા આવે છે. એક વખત અમરદાસજીએ માતાજીને પૂછ્યું, મા, તારા લગ્ન વખતે હું કયાં હતો? માએ કહ્યું, બેટા મારા લગ્ન પછી તારો જન્મ થયો છે. અમરદાસજીએ કહ્યું, મા તું ખોટું કહે છે. તે વખતે હું કયાંક તો હતો જ. તે મારું અસલી ઘર કયાં છે? આ બુદ્ધિ જાણતી નથી કે મારું અસલ ઘર કયાં છે. તેથી જીવ જગતમાં ભટકે છે.

નારદજીએ પ્રાચીનબર્હિરાજાને પુરંજન આખ્યાન કહી સંભળાવ્યું. વિષયોમાં જીવ એટલો ફસાયો છે કે હું કોણ છું તેનો પણ તે વિચાર કરતો નથી. તો તે પરમાત્માને તો કયાંથી જાણી શકે? જે પોતાની જાતને જાણતો નથી તે પરમાત્માને કયાંથી જાણી શકે? આ પ્રમાણે જીવાત્માની કથા કહી. પ્રાચીન બર્હિરાજાને આનંદ થયો છે. હવે હું કૃતાર્થ થયો છું. હવે યજ્ઞ કયાં કરીશ નહિ. પ્રાચીનબર્હિરાજા ભગવત ચિંતન કરતાં કરતાં ભગવાનમાં લીન થયા છે. કથા મનુષ્યને પોતાના દોષનું ભાન કરાવે છે અને ભાન કરાવી તે દોષો છોડાવે છે.

પૂર્વજન્મનું પ્રારબ્ધ ભોગવીને પૂરું કરવાનું છે પણ નવું પ્રારબ્ધ ઊભું કરશો નહીં. એવું સાદું જીવન ગાળો કે જન્મમરણનો ત્રાસ છૂટી જાય.

આત્મા પરમાત્માનો અંશ છે. જીવાત્મા શરીરથી જુદો છે. જીવાત્મા બ્રાહ્મણ નથી, વૈશ્ય નથી, સ્ત્રી નથી કે પુરુષ નથી. આત્મસ્વરૂપનું ભાન અને દેહનું વિસ્મરણ થાય તો મનુષ્યને જીવતાં જ મુક્તિ મળે છે.

મનુષ્યને જગત નથી એવો અનુભવ થાય છે, પણ હુ નથી એવો અનુભવ થતો નથી. અહમનું વિસ્મરણ કદી થતું નથી.

પ્રચેતાઓએ દશ હજાર વર્ષ નારાયણ સરોવરના કિનારે જપ કરેલા, ત્યારે તેઓની સમક્ષ નારાયણ ભગવાન પ્રગટ થયેલા.

જપથી મનશુદ્ધિ થાય છે. જપ વિના જીવન સુધરશે નહિ. રામદાસ સ્વામીએ દાસબોધમાં અનુભવ ઉપરથી લખેલું છે કે–તેર કરોડ જપ કરવાથી ઈશ્વરના સાક્ષાત દર્શન થાય છે.

જપ પૂર્વજન્મનાં પાપ પણ બાળે છે. જપનું ફળ તુરત જોવામાં ન આવે તો માનવું કે પૂર્વજન્મના પાપ હજુ બાકી છે, તેનો નાશ થઈ રહ્યો છે. તે ઉપર વિદ્યારણ્ય સ્વામીનું દૃષ્ટાંત યાદ રાખવા જેવું છે.

વિદ્યારણ્ય સ્વામીની સ્થિતિ ગરીબ હતી. તેણે અર્થપ્રાપ્તિ માટે ગાયત્રી મંત્રના ચોવીસ પુનશ્ચરણ કર્યાં, પરંતુ અર્થપ્રાપ્તિ ન થઈ તેથી કંટાળી અંતે તેમણે સંન્યાસ લીધો. તે વખતે તેમને ગાયત્રી માતાનાં દર્શન થયાં. ગાયત્રી માતાએ કહ્યું :–માંગ, માંગ, હું તારા ઉપર પ્રસન્ન છું.

વિદ્યારણ્ય સ્વામી ગાયત્રી માતાને કહે છે :–માતાજી, જ્યારે જરૂર હતી ત્યારે તમે ન આવ્યા? હવે તમારી શી જરૂર છે? પણ એટલું તો બતાવો કે મારા ઉપર તે વખતે તમે તુરત કેમ પ્રસન્ન ન થયા?

ગાયત્રી માતા કહે છે : તું જરા પાછળ જો.

વિદ્યારણ્યસ્વામીએ પાછળ જોયું તો તેમણે ૨૪ પહાડોને બળતા જોયા. તેઓએ માતાજીને પૂછ્યું : માતાજી, આ શું કૌતુક છે? ગાયત્રી માતા કહે છે : તે તારાં અનેક જન્મોનાં પાપ હતાં. તે તારાં અનેક જન્મોનાં પાપોને જો. તારાં તે પાપો તેં કરેલી



તપશ્ચર્યાથી બળી રહ્યાં છે. તારાં તે ચોવીસ પર્વતો જેટલાં પાપોનો ક્ષય થયો એટલે હું તરત આવી. જ્યાં સુધી પાપનો ક્ષય ન થાય અને જીવ શુદ્ધ ન થાય, ત્યાં સુધી મારાં દશન થતાં નથી.

વિદ્યારણ્ય કહે :—માતાજી હું શુદ્ધ થયો છું. મારે હવે કાંઈ માગવું નથી.

તે પછી તેમણે પંચદશી નામનો વેદાંતનો ઉત્તમ ગ્રંથ લખ્યો.

પ્રચેતાઓને ભગવાન નારાયણનાં દર્શન થયાં છે. નારાયણે આજ્ઞા કરી કે તમે લગ્ન કરો. લગ્ન કરવું એ પાપ નથી. ગૃહસ્થાશ્રમ ભકિતમાં બાધક નથી પણ સાધક છે. એક–બે સંતાન થયા પછી સંયમ પાળજો.

આ જીવાત્મા અનેક જન્મોથી કામવાસના ભોગવતો આવ્યો છે. તે કામસુખની સૂક્ષ્મવાસના લગ્નથી દૂર થાય છે. ઈશ્વરની માયા બે રીતે જીવને મારે છે : પરણેલો પસ્તાય છે, કુંવારો પણ પસ્તાય છે.

ગૃહસ્થાશ્રમનું વાતાવરણ એવુ છે કે વિષમતા કર્યા વગર ચાલતું નથી. ભગવાન કહે છે :—તમે એક કામ કરો તો હું તમારું રક્ષણ કરીશ. પરમાત્માએ આજ્ઞા કરી છે. રોજ ત્રણ કલાક નિયમપૂર્વક મારી સેવા સ્મરણ કરશો, તો તમને પાપ કરતાં હું અટકાવીશ.

એક આસને બેસીને ત્રણ કલાક ભગવત સ્મરણ કરે તેને ભગવાન પાપ કરતાં અટકાવે છે. પાપ કરતાં મનને ખટકો લાગે, તો સમજવું કે પ્રભુની સાધારણ કૃપા થઈ છે. પાપ કરવાની ટેવ જ જો છૂટી જાય, તો સમજવું કે પ્રભુની પૂર્ણ કૃપા થઈ છે. પાપ ન કરો એજ મહાન પુણ્ય છે. પાપની મા છે મમતા અને બાપ છે લોભ. તેનો ત્યાગ કરજો.

પ્રભુસેવામાં જગત સેવા છે. પ્રભુસેવા વગર દેશસેવા પણ સફળ થશે નહિ માટે રઘુનાથની કૃપા મેળવવા હંમેશા પ્રયત્ન કરવો. કારણ,

जितने तारे गगनमें उतने शत्रु होय ।
जिसपे कृपा रघुनाथकी बाल न बाँका होय ॥

કોઈ પણ કાર્ય બુદ્ધિ અને શકિત વગર થઈ શકતું નથી અને આ બુદ્ધિ અને શકિત ઈશ્વરની આરાધના કર્યા વગર મળતા નથી.

પરોપકારથી ઈશ્વરપ્રાપ્તિ થતી નથી. ઘણીવાર પરોપકાર ઈશ્વરપ્રાપ્તિમાં બાધક નીવડે છે—ભરતમુનિની જેમ.

કામ એટલે કલાક. પ્રહર શબ્દનો અર્થ ત્રણ કલાક. એટલે મનુષ્યે ઓછામાં ઓછા ત્રણ કલાક, જપ–પ્રાર્થના પાછળ દરરોજ આપવા જ જોઈએ. ભગવાન તમારી પાસે સંપત્તિ માંગતા નથી, પણ સમય માંગે છે. તેમને માટે સમય કાઢવો જોઈએ.

મનુષ્યના દુઃખનું કારણ તેનો સ્વભાવ છે. સ્વભાવને સુધારવો કઠણ છે તીર્થ સ્નાનથી, વિષ્ણુયાગ કરવાથી સ્વભાવ સુધરતો નથી. પરમાત્માનાં ધ્યાન, જપથી સ્વભાવ સુધરે છે. અનેક જન્મથી આ જીવ પાપ કરતો આવ્યો છે. તે પાપની આદત ભગવાનના નામના જપથી આખરે ભગવત્ કૃપા થવાથી છૂટે છે.

ગૃહસ્થોને પ્રચેતાઓના ચરિત્રમાં બોધ આપ્યો છે. ભગવાન કહે છે :—ત્રણ કલાક તમે મારી પાછળ આપો, તે પછી એકવીશ કલાક હું તમારું ધ્યાન રાખીશ. પાપ કરતાં હે જીવ, હું તને અટકાવીશ.

**गृहेष्वाविशतां चापि पुंसां कुशल कर्मणाम् ।**
**मद्वार्तायातयामानां न बन्धाय गृहा मताः ॥** ભા. ૪–૩૦–૧૯

જે પુરુષો ભગવતદર્પણ બુદ્ધિથી કર્મો કરે છે અને જેઓનો સમય મારી કથા વાર્તાઓ કરવામાં પસાર થાય છે, તેઓ પછી ગૃહસ્થાશ્રમમાં રહે તો પણ ઘર તેમને બંધનનું કારણ થતું નથી. (આ સંસારમાં તેઓ ફસાતા નથી અથવા આ સંસાર તેમને ફસાવી શકતો નથી.)

બાકી તે સિવાય તો ગૃહસ્થાશ્રમમાં કામાસક્તિ વધે, અર્થ આસકિત વધે છે.
સંતતિ અને સંપત્તિ દરેકને પૂર્વના પ્રારબ્ધકર્મ અનુસાર મળે છે. તેથી તેમાં મનુષ્યે હર્ષશોક કરવો નહિ. તેની ચિંતા છોડી ભગવત ભજનમાં લાગી જવું.

મન શુદ્ધ થાય ત્યારે જાણજો કે ઈશ્વરની કૃપા થઈ છે. બાકી મનુષ્યની વૃત્તિ એરણની ચોરી કરી સોયનું દાન કરવાની હોય છે. એવી વૃત્તિ હોય તો છોડવી જોઈએ અને **समलोष्टाश्मकांचनः ।** માટી, પથ્થર અને સોનું સમાન છે તેવી દૃષ્ટિ કેળવવી જોઈએ. રાંકા બાંકા જેવો વૈરાગ્ય કેળવવો જોઈએ.

રાંકા બાંકાનું દૃષ્ટાંત :—એક સમય રાંકા અને બાંકા નામના પતિપત્ની રસ્તેથી પસાર થઈ રહ્યાં હતાં. રાંકા આગળ અને બાંકા તેની પાછળ. રસ્તામાં રાંકાએ સોનાનો હાર જોયો. તેને થયું બાંકાની દૃષ્ટિ આ સોનાનો હાર જોઈને બગડશે. તેથી તેઓ હાર ઉપર ધૂળ નાંખવા લાગ્યા. તેઓ હારને ધૂળથી ઢાંકી દેવા લાગ્યા કે જેથી તે હાર બાંકાની દૃષ્ટિએ ન પડે. તેને તેમ કરતાં જોઈ બાંકાએ પૂછયું, આપ આ શું કરો છો? ધૂળ શા માટે ભેગી કરો છો? રાંકાએ કહ્યું :-કાંઈ નહિ. અંતે જ્યારે વાત જાણવામાં આવી એટલે બાંકા કહે:—તમે ધૂળ ઉપર ધૂળ શું કરવા નાંખો છો? હજુ તમારા મનમાં આ સોનું છે. આ ધૂળ છે એવી ભાવના રહી જ કેમ? એટલે રાંકાએ કહ્યું કે તું મારા કરતાં વધી. તેરા વૈરાગ્ય તો બાંકા હૈ. અને પત્નીનું નામ બાંકા પડયું.

સંતોને મન ધૂળ અને સોનું સરખા હોય છે. આવી અનાસકિત કેળવવી જોઈએ.

કરેલા સત્કર્મને–પુણ્યને ભૂલી જાવ. પુણ્યનો અહંકાર સારો નથી. આ અહંકાર ગયા વિના ચિત્તશુદ્ધિ શકય નથી. પુણ્ય ભૂલી જાવ, પરંતુ કરેલાં પાપને યાદ રાખો.

મહાભારતમાં આવેલું યયાતિ રાજાનું દૃષ્ટાંત આ ઉપર યાદ રાખવા જેવું છે.

યયાતિ રાજા કરેલાં પુણ્યોને આધારે સદેહે સ્વર્ગમાં ગયા. યયાતિ ઇન્દ્રાસન ઉપર બેસવા ગયા, ઇન્દ્ર ગભરાયો. તે બૃહસ્પતિ પાસે દોડી ગયો અને સર્વ હકીકતનું વર્ણન કર્યું અને શું કરવું તેની પૃચ્છા કરી. બૃહસ્પતિએ ઇન્દ્રને સલાહ આપી કે તું યયાતિ રાજાને પૂછી જો કે તેણે પૃથ્વી ઉપર કયા કયા પુણ્યો કર્યાં છે કે જેથી તેઓ ઇન્દ્રાસન ઉપર બેસવા માંગે છે. જ્યારે તેઓ તે કર્મોનું—પુણ્યોનું વર્ણન કરશે એટલે તે કર્મોના પુણ્યોનો ક્ષય થશે. ઇન્દ્રે તે પ્રમાણે કર્યું. યયાતિએ પોતાનાં પુણ્યો સ્વમુખે



કહ્યાં: એટલે તેના પુણ્યોનો ક્ષય થયો, અને તેનું સ્વર્ગમાંથી પતન થયું. માટે યાદ રાખજો. કરેલાં સત્કર્મો પુણ્યો કોઈને કહેશો નહિ.

અને નીચેનો શ્લોક યાદ રાખજો.

**षडगांदि वेदो मुखे शास्त्रविद्या ।**
**कवित्वादि गद्यं सुपद्यं करोति ॥**
**हरेरंघ्रि पद्मे मनश्चेन्न लग्नं ।**
**ततः किम् ततः किम् ततः किम् ततः किम् ॥**

ષડંગાદિ વેદોનું જ્ઞાન હોય અને શાસ્ત્રમાં કહેલી સર્વ વિદ્યા મોઢે હોય, કવિત્વમય વાણીમાં સુંદર ગદ્ય અને પદ્ય કરવાની શક્તિ હોય, તેમ છતાં જો હરિ ચરણોમાં ચિત્ત ન લાગેલું હોય તો આ બધાનો અર્થ શો? અર્થ શો? તો કે કાંઈ નહિ.

પ્રચેતાઓને ભગવાને લગ્ન કરવાની આજ્ઞા કરી છે. પ્રચેતાઓ ઘેર જાય છે. દરેકનાં લગ્ન થયાં. એક એક પુત્ર થયા પછી ફરીથી પ્રચેતાઓ નારાયણ સરોવરના કિનારે આવ્યા છે. તેઓએ નારદજીને કહ્યું, ગૃહસ્થાશ્રમના વિલાસી વાતાવરણમાં અમે અમારું સર્વ જ્ઞાન ભૂલી ગયા છે. અમારું લક્ષ્ય અમે ભૂલી ગયા છે. ગૃહસ્થાશ્રમમાં વિષમતા કરવી પડે છે. વિષમતા થાય એટલે જ્ઞાન ભૂલાય છે. અમને શિવજીએ અને ભગવાન નારાયણે ઉપદેશ આપેલો, પણ અમે તે ભૂલી ગયા છે. આપ ફરીથી અમને ઉપદેશ આપો.

આખા જગતને કોઈ રાજી કરી શકયું નથી, જગતને રાજી કરવું એ કઠણ છે. એક સમયે એક બાપ દીકરો ઘોડાને લઈને જતા હતા. દીકરાએ બાપને કહ્યું કે બાપા તમે ઘોડા ઉપર બેસો, હું ચાલીશ. બાપ ઘોડા ઉપર બેઠો. આગળ જતાં રસ્તામાં કેટલાક માણસો મળ્યા. કહે, આ બાપ કેવો નિર્દય છે. નાનો છોકરો તાપમાં ચાલે છે અને પોતે ઘોડા ઉપર બેઠો છે. આ સાંભળી પિતાએ પુત્રને કહ્યું, બેટા, તું ઘોડા ઉપર બેસ. હવે હું ચાલીશ. આગળ જતાં રસ્તામાં બીજા માણસો મળ્યા. તેઓ કહેવા લાગ્યા, આ છોકરો નિર્લજ્જ છે. જુવાનજોધ થઈ ઘોડા ઉપર બેઠો છે અને પોતાના બુઢ્ઢા બાપને ચલાવે છે, આ સાંભળી પિતા–પુત્ર બંને ઘોડા ઉપર સાથે બેઠા. આગળ જતાં રસ્તામાં બીજા માણસો મળ્યા. તેઓ કહે આ લોકોની નિર્દયતા તો જુઓ. બંને પાડા જેવા થઈ આ બિચારા નાના ટટ્ટુ ઉપર બેઠા છે. આ લોકોને દયા નથી. આ લોકોના ભારથી ટટ્ટુ બિચારું મરી જશે. એટલે બાપ દીકરો બંને ટટ્ટુ ઉપરથી નીચે ઊતરી ગયા. હવે તેઓ ઘોડાને દોરીને લઈને જતા હતા. આગળ જતાં રસ્તામાં બીજા માણસો મળ્યા. તેઓ કહે આ લોકો કેવાં મૂર્ખ છે? સાથે ઘોડો છે પણ ચાલતાં જાય છે. એક બેઠો તોય નિંદા, બે બેઠા તોય નિંદા અને બે નીચે ઊતરી ગયા તોય નિંદા, જગતમાં કેવું વર્તન રાખવું તે જ સમજ પડતી નથી. ત્યારે પરમાત્માને પ્રસન્ન કરવા એ એટલા કઠણ નથી. પરમાત્માને જે પ્રસન્ન કરી શકે છે તે જગતને પ્રસન્ન કરી શકે છે, કારણ ભગવાન જગતના ઉપાદાન કારણ છે.

રામચન્દ્રજી કુટિલ સાથે પણ સરળ વહેવાર કરે છે, ત્યારે કૃષ્ણ સરળ સાથે સરળ અને કુટિલ સાથે કુટિલ વહેવાર રાખે છે. **कृते प्रतिकृतिम् कुर्यात एष धर्मः**

सनातनः। આ છે બન્ને અવતારોમાં તફાવત. જગતને તો રામજી પણ રાજી કરી શકયા નથી, તો મનુષ્ય શું રાજી કરવાનો હતો ? સમાજને રાજા સુધારી શકે નહિ. સમાજને સંત સુધારી શકે. રામદાસ સ્વામી મનને બોધ આપે છે : બહુ હિંડતા સખ્ય હોણાર નાહિ. માટે જગતને ખુશ નરવાની વૃત્તિ છોડી ઈશ્વરને રાજી કરો, પ્રસન્ન કરો.

પ્રભુને પ્રસન્ન કરવાના ત્રણ માર્ગો નારદજીએ ચોથા સ્કંધમાં બતાવ્યા છે.

दयया सर्वभूतेषु सन्तुष्टया येन केन वा ।
सर्वेन्द्रियोपशान्त्या च तुष्यत्याशु जनार्दन: ॥
ભા. ૪-૩૧-૧૯.

સર્વ જીવો ઉપર દયા રાખવી, જે કાંઈ મળે તેનાથી સંતોષ માનવો, સર્વ ઇન્દ્રિયો ઉપર સંયમ કરવો. આથી ભગવાન તુરત પ્રસન્ન થાય છે. આ ત્રણ ઉપાય જે કરે તેના ઉપર ભગવાન કૃપા કરે છે.

સર્વે ઇન્દ્રિયો ઉપર સંયમ રાખો અને વિષયોમાંથી તેને દૂર કરો. સંયમ વગર જીવન સરળ થતું નથી.

ઝેર ખાવાથી જ મનુષ્ય મરે છે. તેનું ચિંતન કરવાથી કે ઝેર હાથમાં રાખવાથી મનુષ્ય મરતો નથી. ત્યારે વિષયો ન ભોગવવા છતાં તેનું ચિંતન માત્ર કરવાથી પણ મનુષ્યો મરે છે. માટે વિષયો તો વિષથી પણ બૂરાં છે. એનો વિષવત ત્યાગ કરવો ઘટે.

વિદુરજી કહે છે—આ મેં સાંભળ્યું છે તેનું મારે ચિંતન કરવું છે. હું જ ઈશ્વરથી છૂટો પડયો છું. હું જ પુરંજન છું. એમ વિચારી કથાનું વારંવાર ચિંતન કરજો. મૈત્રેયજીએ વિદુરજીને આ પવિત્ર કથા સંભળાવી છે. વિદુરજીને ત્યાં મુક્તિ મળી છે. આ પ્રચેતાઓની કથા વક્તા શ્રોતાના પાપને બાળે છે.



હરે રામ હરે રામ રામ રામ હરે હરે
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

# સ્કંધ પાંચમો

**શ્રી શુકદેવજી બોલ્યા :—શ્રીમદ્** ભાગવતની કથા સાત દિવસમાં મુકિત આપનારી છે.

વકતા અધિકારી હોય અને શ્રોતા સાવધાન થઈને કથા સાંભળે, તો ધીરે ધીરે સંસારના વિષયોમાં અરુચિ જાગે છે અને પરમાત્મા પ્રત્યે રુચિ જાગે છે. પરમાત્મા પ્રત્યે પ્રેમભાવ જાગે તો સાત દિવસમાં મુકિત મળે એવી આ કથા છે. ભાગવતની કથા સાંભળ્યા પછી મુકિત ન મળે તો માનવું પૂર્વચિત્તિ અપ્સરા મારા મનમાં બેઠી છે. એટલે હવે પૂર્વચિત્તિ અપ્સરાની કથા આવે છે.

પૂર્વચિત્તિ=પૂર્વજન્મમાં જે વિષયો ભોગવેલા તે ચિત્તમાં રહેલા હોય એ જ આ અપ્સરાનું સ્વરૂપ છે. વાસના જીવ અને ઈશ્વરનું મિલન થતાં અટકાવે છે. મનુષ્ય સુખદુઃખ ભોગવી પ્રારબ્ધનો નાશ કરે પણ નવું પ્રારબ્ધ ઊભું ન કરે. મનુષ્ય આ જન્મમાં બીજા જન્મની તૈયારી કરે છે. તેથી જ્ઞાનીઓ સંસર્ગદોષથી દૂર રહે છે.

જ્ઞાની પરમહંસ ઋષભદેવજી છે. ભાગવત પરમહંસ ભરતજી છે.

જ્ઞાની પુરુષોને લાગે છે સંસારની પ્રવૃત્તિ જ્ઞાનનિષ્ઠામાં અને ભક્તિમાં બાધક છે.

સંસારની પ્રવૃત્તિ એકદમ છોડી દેશો નહિ પણ વિવેકથી ઓછી કરજો.

જગતમાં જે કાંઈ દેખાય છે, તે બધું મિથ્યા છે એ જ્ઞાની પરમહંસની નિષ્ઠા છે. જગતને મિથ્યા માનવાથી વૈરાગ્ય આવે છે. સંસારને સાચો માનવાથી મોહ થાય છે. જગતમાં જે દેખાય છે તે મિથ્યા છે પણ આ સર્વને જોનારો આત્મા સુખરૂપ છે. દશ્ય વિનાશી ફળરૂપ હોવાથી જ્ઞાની દશ્યમાં દષ્ટિ રાખતા નથી. જ્ઞાનીઓ દશ્યવસ્તુમાં મનને જવા દેતા નથી પણ આ સર્વનો સાક્ષી પરમાત્મામાં દષ્ટિને સ્થિર કરે છે. મનને સત્તા મળે છે આત્મસ્વરૂપમાંથી. મનને સ્વતંત્ર શકિત નથી. આત્મા છૂટ આપે છે ત્યારે મન પાપ કરે છે. આત્મા એ મનનો દષ્ટા છે, સાક્ષી છે. મનને પાપ કરવાની છૂટ આપશો નહિ. ઋષભદેવ મનને દશ્યમાં જવા દેતા નથી અને મનને ઈશ્વરમાં સ્થિર કરે છે. જેથી મન ઈશ્વરમાં મળી જાય છે તેથી સુખદુઃખ થતા નથી.

જેવી રીતે નિદ્રામાં મન રહે તેવું જાગૃત અવસ્થામાં પણ રહે તો મુકિત છે. નિદ્રામાં મન નિર્વિષય બને છે. સર્વ વિષયોમાંથી મનને હટાવવું પડશે.

દશ્યમાંથી મન હટી જાય પછી તે દષ્ટામાં મળી જાય છે. મનનો ઈશ્વરમાં લય થાય તો મુક્તિ મળે છે.

જ્ઞાની પુરુષોને સંસાર બાધક થતો નથી. જ્ઞાની પુરુષો સ્વઇચ્છાથી જીવતા નથી, તે અનિચ્છાથી પ્રારબ્ધથી જીવે છે.

ત્યારે ભાગવત પરમહંસો ભગવત ઇચ્છા પ્રારબ્ધથી જીવે છે. આ બન્ને નિષ્ઠા એક જ છે પણ માર્ગ જુદા જુદા છે. જ્ઞાની જગતને અસત્ય માને છે. ભાગવતો જગતને સત્ય માને છે.

જ્ઞાની અને ભાગવત પરમહંસનું લક્ષ્ય તો એક જ છે; પણ સાધનો જુદાં જુદાં છે. જ્ઞાની પરમહંસ જગતને મિથ્યારૂપે જુએ છે. ભાગવત પરમહંસ જગતને વાસુદેવ સ્વરૂપે જુએ છે. ભાગવત પરમહંસ માને છે :

वासुदेवः सर्वमिति ।
ગી. અ. ૭-૧૯

ભાગવત પરમહંસ કહે છે, જગત મિથ્યા નહીં પરંતુ સત્ય છે, મારા વાસુદેવ-મય છે.

શંકર સ્વામીએ જગતને મિથ્યા માન્યું છે શબ્દમાં થોડો ભેદ છે પણ તત્ત્વમાં ભેદ નથી.

જગત અસત્ય અને સર્વનો દ્રષ્ટા ઈશ્વર સત્ય છે. એમ જ્ઞાનીઓ માને છે.

જગત બ્રહ્મનું જ સ્વરૂપ છે, એમ વૈષ્ણવો—ભાગવતો માને છે.

વેદાંતનો વિવર્તવાદ અને વૈષ્ણવોનો પરિણામવાદ છે.

જ્ઞાનીઓનો વિવર્તવાદ છે. દૂધનું દહીં થાય છે, દહીં એ દૂધ નથી.

ભાગવતો કહે છે :—જગતનું જે ઈશ્વરમાંથી પરિણામ થયું છે, તે દહીં જેમ નહીં. પરંતુ સોનાની લગડીનો દાગીનો બનાવ્યો હોય છે તેના જેવું. સોનાની લગડી હતી ત્યારે પણ સોનું અને તેનો દાગીનો બનાવ્યો ત્યારે પણ સોનું. દાગીનાના સુવર્ણમાં અને સોનાની લગડીના સુવર્ણમાં કાંઈ ભેદ નથી. જગત એ બ્રહ્મનું પરિણામ છે તેથી સત્ય છે.

સૂતજી સાવધાન કરે છે : શંકરાચાર્ય કહે છે, નામરૂપ મિથ્યા છે અને બાકી રહે છે તે સત્ય છે. માટી સત્ય કહેવાય; ઘડો સત્ય નહીં. તે પ્રમાણે જગત સત્ય નથી.

વૈષ્ણવો કહે છે :—બ્રહ્મરૂપે જીગત સત્ય છે. વૈષ્ણવો જગતને બ્રહ્મરૂપ માની જગતના પ્રત્યેક પદાર્થને બ્રહ્મરૂપે નિહાળે છે. અને જગતના પ્રત્યેક પદાર્થ સાથે પ્રેમ કરે છે.

જ્ઞાની પુરુષો જગતને મિથ્યા માની જગતના પદાર્થો સાથે પ્રેમ કરતા નથી. તેઓ કેવળ ઈશ્વર સાથે પ્રેમ કરે છે અને વિકાર વાસનાનો વિનાશ કરે છે. જ્ઞાની પુરુષ કહે છે :—શરીર વિષ્ટા મળમૂત્રથી ભરેલું છે. એમ માની દેહનો મોહ છોડી જ્ઞાની પરમાત્મામાં લીન થાય છે.

ત્યારે વૈષ્ણવો માટે આખું જગત બ્રહ્મરૂપ છે.

सीयराम मय सब जग जानी ।
करउं प्रनाम जोरि जुग पानी ॥

જ્ઞાનીની નજર સ્ત્રી ઉપર પડશે તો માનશે હાડચામની પૂતળી છે, વિષ્ટા, મળમૂત્રથી ભરેલી છે, તેમાં શું બળ્યું છે ? એમ માની તે દૃષ્ટિને તેમાંથી હટાવી લેશે.

વૈષ્ણવની નજર સ્ત્રી ઉપર પડે તો તેને લાગશે આ સાક્ષાત્ લક્ષ્મી જેવી છે.

જ્ઞાની પરમહંસોનો માર્ગ સાધારણ ગૃહસ્થ માટે થોડો અઘરો છે. વૈષ્ણવોનો માર્ગ આપણાં માટે સુલભ છે. જગત બ્રહ્મરૂપ છે એમ માનવું સહેલું છે. જે દેખાય છે તેને મિથ્યા માનવું અઘરું છે. માનો કે સ્ત્રી સુંદર છે. જ્ઞાની કહે છે વિષ્ટામૂત્રથી



ભરેલું પૂણછું છે. તેમાંથી મનને હટાવશે. સૌન્દય કલ્પનામાં છે. જ્ઞાની સ્ત્રીનો તિરસ્કાર કરશે. કોઈ સ્ત્રી જોવામાં આવશે તો જ્ઞાની તેને તિરસ્કારથી જોશે.

પણ વૈષ્ણવની નજર સ્ત્રી ઉપર પડે તો જાણશે લક્ષ્મીદેવી છે. તેમ માની નિર્વિકાર થઈ નમન કરશે. વૈષ્ણવ સ્ત્રીને સદ્ભાવથી જોશે.

કોઈ વસ્તુમાં તિરસ્કાર રાખવા કરતાં પ્રત્યેકમાં ભગવત ભાવ રાખી નિર્વિકારરૂપે વંદન કરવું સારું છે.

મહાપ્રભુજી કહે છે :—પ્રત્યેક પદાથ શ્રીકૃષ્ણનો અંશ છે, તેથી આ જગત સત્ય છે.

પરંતુ ખંડન મંડનની ભાંજગડમાં પડવું નહીં. તેથી રાગદ્વેષ ઊભા થાય છે.

જ્ઞાની પરમહંસ જ્ઞાનથી ઉપદેશ આપે છે, જ્યારે ભાગવત પરમહંસ ક્રિયાથી ઉપદેશ આપે છે. તેની પ્રત્યેક ક્રિયા ઉપદેશરૂપે હોય છે. જડભરતની જેમ.

જ્ઞાની પરમહંસનો આદર્શ ઋષભદેવજી બતાવે છે. ભાગવત પરમહંસનો આદર્શ ભરતજી બતાવે છે. ઋષભદેવ પાગલ જેવા થઈ જગતમાં ભ્રમણ કરે છે. તે સર્વ સંગનો ત્યાગ કરશે. ભરતજી સર્વમાં ઈશ્વરનો ભાવ રાખી સર્વની સેવા કરશે. ભરતજી કહેશે,

મૈં સેવક સચરાચર, રૂપ સ્વામી ભગવંત.

ઋષભદેવજીને દેહાધ્યાસ જ નથી. તે જ્ઞાની પરમહંસનો આદર્શ છે. ઋષભદેવજીની કથા પ્રથમ આવશે. ઋષભાવતાર જ્ઞાનનો આદર્શ બતાવવા માટે છે.

પંચમ સ્કંધ એ ભાગવતનું બ્રાહ્મણ એટલે કે ભાષ્ય છે, વ્યાખ્યારૂપ છે.

બીજા સ્કંધમાં ગુરુએ સાધન આપ્યું તે પછી જ્ઞાન આપ્યું. જ્ઞાનને જીવનમાં કેવી રીતે ઉતારવું તે ત્રીજા અને ચોથા સ્કંધમાં સર્ગ—વિસર્ગ લીલામાં બતાવ્યું.

હવે પ્રશ્ન એ છે કે એ જ્ઞાનને સ્થિર કેમ કરવું ? જ્ઞાનને સ્થિર કેમ કરવું, એ પાંચમાં સ્કંધમાં સ્થિતિ લીલામાં બતાવ્યું છે. સ્થિતિ એટલે પ્રભુનો વિજય. સર્વ સચરાચર પ્રભુની મર્યાદામાં છે.

પરીક્ષિત રાજા આરંભમાં પ્રશ્ન કરે છે :—મનુ મહારાજના પુત્ર પ્રિયવ્રત રાજાને લગ્ન કરવાની ઇચ્છા ન હતી. તેમ છતાં તેમણે લગ્ન કેમ કર્યું ? ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં તેણે સિદ્ધિ શી રીતે પ્રાપ્ત કરી ? કેવી રીતે એની શ્રીકૃષ્ણમાં દૃઢ ભક્તિ થઈ ?

શુકદેવજી વર્ણન કરે છે :—રાજન્, ઘર એ ભક્તિમાં બાધક થાય છે. ગૃહસ્થના ઘરમાં વિષમતા કરવી પડે છે. ગૃહસ્થ સર્વમાં સમભાવ રાખી શકતો નથી. શત્રુ, મિત્ર, ચોર, શેઠ સર્વમાં સમભાવ રાખી શકતો નથી.

શ્રીકૃષ્ણનો ગૃહસ્થાશ્રમ એવો હતો કે સર્વમાં તેઓ સમભાવ રાખે છે. શ્રીકૃષ્ણને આંગણે એક વખત દુર્યોધન મદદ માંગવા આવ્યો. અગાઉ દુર્યોધને કૃષ્ણનું અપમાન કર્યું છે, છતાં દુષ્ટ નફટ થઈ મદદ માંગવા આવ્યો છે. સાધારણ મનુષ્યે કરેલું અપમાન

ભૂલશે નહીં પણ આંગણે દુર્યોધન આવ્યો તો તેને મદદ આપવા શ્રીકૃષ્ણ તૈયાર થયા છે. અર્જુન પણ મદદ માંગવા આવેલો. દુર્યોધન કહે કે હું પહેલો આવ્યો છું. મારો પહેલો માંગવાનો અધિકાર છે. કૃષ્ણ કહે :—હું બંનેને મદદ કરીશ. એક પક્ષમાં મારી નારાયણી સેના અને એક પક્ષમાં હું અસ્ત્રશસ્ત્ર વગર રહીશ. દુર્યોધને વિચાર્યું, આ તો વાતો કરશે. મને વાતો કરનારની જરૂર નથી યુદ્ધ કરનારની જરૂર છે. માંગ્યું કે મને નારાયણી સેનાની જરૂર છે. દુર્યોધને સેના માંગી. અર્જુને શ્રીકૃષ્ણ માંગ્યા. આ પ્રમાણે દુર્યોધન અને અર્જુનમાં સમભાવ રાખે છે તેથી શ્રીકૃષ્ણ ગૃહસ્થાશ્રમી નથી, આદર્શ સંન્યાસી છે.

ગૃહસ્થાશ્રમમાં ભાકતમાં કાંઈક વિઘ્ન આવે છે, તેથી પ્રિયવ્રત રાજાએ વિચાર્યું, મારે આ વ્યવહાર છોડી દેવો છે.

પરમાર્થમાં અભેદબુદ્ધિ અને વ્યવહારમાં ભેદબુદ્ધિ રાખવી પડે છે. વ્યવહારમાં ભેદભાવ જાગે છે. ભેદભાવથી બધા દોષ આવે છે. ભેદભાવ હોય તો કામ ક્રોધ વગેરે વિકારો આવે છે. જ્ઞાની પુરુષો સર્વને અભેદભાવથી જુએ છે. વ્યવહાર અને પરમાર્થને એક કરવો બહુ કઠણ છે. ભેદભાવથી વ્યવહારમાં વિષમતા અને વેર ઉત્પન્ન થાય છે, તેથી જ્ઞાનીઓ સર્વ પ્રવૃત્તિ છોડીને એકાંતમાં ભકિત કરે છે.

ઘરમાં ભકિત થતી નથી, અનેક પ્રકારના વિક્ષેપ, ઉપાધિ આવે છે. ઘર છોડીને તમે બધા ગંગાકિનારે જવાના નથી એટલે કહેવું પડે છે કે ઘરમાં રહી ભજન કરો. જીવ જ્યારે પ્રભુ સાથે એક થાય છે ત્યારે જ સાક્ષાત્કાર કરી શકે છે. એકાંતમાં ઇશ્વરના આરાધનથી આ શકય બને છે.

પ્રિયવ્રત રાજાને એવી ઇચ્છા થઈ કે એકાંતમાં બેસી ઇશ્વરનું આરાધન કરીશ. ત્યાં બ્રહ્માજી આવ્યા છે. બ્રહ્માજી પ્રિયવ્રત રાજાને કહે છે —પ્રારબ્ધ ભોગવ્યા વગર ચાલતું નથી. પરમાત્માની આજ્ઞામાં રહીને હું પણ પ્રારબ્ધ પૂરું કરું છું. મને પણ પ્રવૃત્તિ કરવા ઇચ્છા નથી. તમને હજુ વનમાં જવાની જરૂર નથી. બહુ સાવધાનતાથી વ્યવહાર કરજે. જે જિતેન્દ્રિય છે તે ઘરમાં રહીને પણ ઇશ્વરનું આરાધન કરી શકે છે. જે જિતેન્દ્રિય નથી તે વનમાં જાય તો પણ પ્રમાદ કરે છે.

ભરત સ્ત્રી પુત્ર વગેરેનો ત્યાગ કરી વનમાં ગયેલા ત્યાં પણ તેણે સંસાર ઊભો કર્યો. ભરતજી વનમાં ભૂલા પડયા. પ્રહ્લાદ દૈત્યો વચ્ચે રહી અનેક પ્રકારનું દુઃખ સહન કરી ઘરમાં ભકિત કરી શકે છે.

ભાગવત સર્વને માટે છે. ઘર છોડી તપશ્ચર્યા કરનારા માટે અને ઘરમાં રહેનાર માટે.

ભાગવતની કથા એ માર્ગદર્શક છે. એવું નથી કે ઘર છોડનારને જ ભગવાન મળે છે. ઘરમાં રહીને જો પવિત્ર અને સદાચારી જીવન ગાળે તો ઘરમાં રહ્યા છતાં ભગવાન મળે છે. પ્રહ્લાદજીને ઘરમાં જ ભગવાનનાં દર્શન થયાં છે. ઘરનું વાતાવરણ પ્રતિકૂળ હતું, તેમ છતાં પ્રહ્લાદ ઘરમાં જ ભજન કરી શકયા છે. મનુષ્ય જીવનમાં લક્ષ્ય નક્કી કરવાની બહુ જરૂર છે. લક્ષ્યને ધ્યાનમાં રાખી બધો વહેવાર કરો. માનવ જીવનનું લક્ષ્ય છે પ્રભુની પ્રાપ્તિ. પ્રતિકૂળ પરિસ્થિતિમાં પ્રહ્લાદ ભકિત કરી શકયા છે.



ત્યારે ઘર ભકિતમાં બાધક છે એમ માની ભરતજી ઘર છોડી વનમાં ગયા તો ત્યાં પણ ભકિત કરી શકયા નથી. જ્યાં જાવ ત્યાં આ પંચવિષયો સાથે આવે છે. ઘરમાં રહીને ભકિત કરવી હોય તો પ્રહ્લાદનો આદર્શ નજર સમક્ષ રાખો. વનમાં રહીને ભકિત કરવી હોય તો ભરતનું જીવન લક્ષમાં રાખો.

જીવ જ્યાં જાય ત્યાં તેની પાછળ આ છ ચોરો પડેલાં છે : કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર. આ વિકારો પાછળ આવે છે. આ વિકારોને વશ ન થઈ ઘરમાં રહે તો ઘર બાધક થતું નથી.

ગૃહસ્થાશ્રમ એ કિલ્લો છે. પ્રથમ તેમાં રહીને લડવું એ ઉત્તમ છે. છ શત્રુઓ વનમાં જાવ, તો પણ તમારી સાથે આવે છે અને પજવે છે. છ શત્રુઓ એટલે છ વિકારોને જીતવાના છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરને જીતવાના છે. આ છ જન્તુઓને જેણે જીત્યા છે એ ગૃહસ્થાશ્રમમાં રહે, તો પણ વનમાં રહ્યા સરખું છે. ગૃહસ્થાશ્રમમાં રહી આ છ વિકારોને દબાવવા સરળ છે.

સુખી થવું હોય તો તમારી ઉંમરના ચાલીસમાં વર્ષે—ચાલીસે ચાલવા લાગો એટલે કે સંસારને ધીરે ધીરે સંકેલવા લાગો અને એકાવને વનમાં જાવ.

બ્રહ્માજી પ્રિયવ્રત રાજાને કહે છે :—તમે લગ્ન કરો. લગ્ન કર્યા વગર આ વિકાર વાસનાનો નાશ થઈ શકતો નથી. થોડો વખત સંસાર સુખ ભોગવી તે પછી પરમાત્માનું આરાધન કરજો.

વ્યવહાર કરો પણ એવી રીતે કરો કે પુનર્જન્મનું બીજારોપણ ન થાય. રાગદ્વેષ વગર કરેલો વ્યવહાર મનુષ્યને મુકિત અપાવે છે.

જીવનમુકત પુરુષ શરીર પરના અભિમાનથી રહિત થાય છે. અને વાસનાઓ પણ રાખતો નથી. તેથી તેને બીજો દેહ મળતો નથી.

પ્રિયવ્રતને એવી રીતે આજ્ઞા કરી. વિયવ્રતે લગ્ન કર્યું છે. તેના ઘરે અનેક બાળકો થયાં છે તેના પછી આગ્નીધ્ર ગાદી ઉપર આવ્યા છે. તે વનમાં તપ કરવા આવ્યા. તેમના તપમાં પૂર્વની વાસના પૂર્વચિત્તિ વિઘ્ન કરવા આવી. ચિત્તમાં રહેલી પૂર્વજન્મની વાસના એ પૂર્વચિત્તિ છે. ભોગવેલા વિષય સુખનું સ્મરણ, મનમાં રહેલી સૂક્ષ્મ વાસના એ જ પૂર્વચિત્તિ છે. પૂર્વની વાસના જલદી છૂટતી નથી. ઇન્દ્રિયોને જે સુખ એક વાર આપ્યું તે સુખ ફરીથી માંગશે. એવી વાસના જાગે ત્યારે મનને સમજાવજો. આજ સુધી કેટલું ખાધું ? તૃપ્તિ થઈ છે ? વિષયોમાં જ્યાં સુધી આકર્ષણ છે ત્યાં સુધી વિષયેચ્છાનો નાશ થતો નથી. પણ વિષયોનું આકર્ષણ ન રહે તો વિષયેચ્છાનો વિનાશ થાય છે. સંસારના વિષયો જ્યાં સુધી ગમે છે ત્યાં સુધી આ જીવ જ્ઞાનભકિતમાં આગળ વધી શકતો નથી. પૂર્વચિત્તિ બધાને પજવે છે. પૂર્વચિત્તિ એટલે પૂર્વના સંસ્કારો. નિવૃત્તિ લઈને બેસે છતાં પૂર્વની વાવનાનું સ્મરણ થાય એ પૂર્વચિત્તિ. આગ્નીધ્ર રાજા પૂર્વચિત્તિમાં ફસાયા છે.

આગ્નીધ્રને ઘેર થયા નાભિ. નાભિના ઘેર ઋષભદેવ પુત્રરૂપે પ્રગટ થયા. ઋષભદેવજી જ્ઞાનનો અવતાર હતા. જ્ઞાની પરમહંસોનું વર્તન કેવું હોય તે બતાવવા

ભગવાને ઋષભદેવજી રૂપે જન્મ લીધો. જગતને જ્ઞાની પરમહંસનો આદર્શ બતાવવા ઇચ્છા હતી. ઋષભ એટલે સર્વથી શ્રેષ્ઠ.

ઋષભદેવજી વારંવાર ઉપદેશ કરે છે : માનવ જીવન ભોગ માટે નથી, તપ કરવા માટે છે. તપ કરો અને સર્વમાં ઈશ્વરને નિહાળો. માનવશરીર વિષયસુખોમાં વેડફી નાંખશો નહિ.

જ્ઞાની પરમહંસોએ જગતમાં કેવી રીતે રહેવું જોઈએ તે બતાવવા ઋષભદેવજીએ સર્વ સંગનો ત્યાગ કર્યો, સર્વનો ત્યાગ કર્યો. ઋષભદેવજી પાસે અનેક સિદ્ધિઓ આવેલી પણ તેમાં તેઓ ફસાયા નથી. ગૃહસ્થને પૈસો છોડવો, કામસુખ છોડવું એ એટલું અઘરું નથી જેટલું મહાત્માઓને આ સિદ્ધિઓમાંથી છૂટવું. જ્ઞાની મહાત્માઓને આ માયા—સિદ્ધિ ફસાવે છે. ઋષભદેવજી તો નગ્ન રીતે ફરે છે. ઊભા ઊભા ખાય છે. બળદ જેમ ભાજી આરોગે છે. કોઈ મારે તો માને શરીરને માર પડે છે. હું શરીરથી જુદો છું. હું બ્રહ્મનિષ્ઠ છું. શરીરથી આત્મા જુદો છે તે જાણે છે સર્વ પણ અનુભવે છે કોઈક.

નાળિયેરમાં કાચલી-કોપરું એક નથી છતાં નાળિયેરમાં જ્યાં સુધી પાણી છે ત્યાં સુધી કાચલી કોપરાને છોડતી નથી. તેમ મનુષ્યમા જ્યાં સુધી વિષય રસ છે, વિષયાસકિત છે ત્યાં સુધી શરીર અને આત્મા જુદા છે તેનો અનુભવ થતો નથી. કાચલી એ શરીર છે કોપરું એ આત્મા છે. પાણી એ વિષયરસ છે. કાચલીથી કોપરું અલગ કરવું કઠણ છે. તેમાં પાણી હશે ત્યાં સુધી કાચલી કોપરાને છોડશે નહિ. તેમ સંસારની કોઈ વસ્તુમાં સ્નેહ હોય ત્યાં સુધી શરીરથી આત્મા જુદો છે એમ લાગતું નથી. શરીરથી આત્મા જુદો છે એમ દેખાતું નથી.

શરીરને ચૂંથે આનંદ આવવાનો નથી. આત્મા આનંદરૂપ છે.

નામરૂપનો મોહ છૂટતો નથી. ત્યાં સુધી આત્મા શરીરથી જુદો છે એમ દેખાતુ નથી. ઊલટો દેહાધ્યાસ વધે છે. સંસારના જડપદાર્થો સાથે અતિ સ્નેહ કરવાથી જડાધ્યાસ પણ વધે છે.

બ્રહ્મજ્ઞાન વૈરાગ્ય વગર ટકતું નથી. બ્રહ્મજ્ઞાનની વાતો કરે પણ પૈસા અને પ્રતિષ્ઠા સાથે પ્રેમ કરે એ ખરો જ્ઞાની નથી. ખરો જ્ઞાની એ જ કે જે ઈશ્વર સાથે જ પ્રેમ કરે. ઈશ્વર વિના સંસારના જડ પદાથમાં સ્નેહ થાય તે આત્માને શરીરથી જુદો જોઇ શકે નહીં. હું શરીર નથી. હું સર્વનો સાક્ષી ચેતન આત્મા આનંદરૂપ છું. બ્રહ્મજ્ઞાન થયું પણ તેને સંસારના વિષયો સાથે પ્રેમ હશે તો તેને બ્રહ્માનંદ મળશે નહીં. બ્રહ્મજ્ઞાન થયા પછી ઈશ્વરમાં પ્રીતિ થાય તો બ્રહ્માનંદ મળે છે.

જ્ઞાની પુરુષે કોઈપણ વસ્તુમાં સ્નેહ કરવો નહિ. કોઈપણ વસ્તુનો સંગ્રહ કરવો નહિ. આ મનુષ્યજન્મ તપ કરવા માટે છે. મનુષ્યદેહથી તપ કરી લેવું. તેથી અંતઃકરણ શુદ્ધ થાય છે. અંતઃકરણની શુદ્ધિથી અનંત બ્રહ્મસુખ મળે છે.

મહાપુરુષોની સેવા એ મુકિતનું દ્વાર છે અને સ્ત્રીસંગી કામીઓનો સંગ એ નરકનું દ્વાર છે.

જે મનુષ્ય આ મૃત્યુરૂપ સંસારમાં ફસાયેલા બીજા લોકોને તારી ન શકે તેવો ગુરુ એ ગુરુ નથી, સ્વજન એ સ્વજન નથી, પિતા એ પિતા નથી અને માતા એ માતા નથી. એટલે કે તે ગુરુ, સ્વજન, પિતા, માતા થવાને લાયક નથી.



જ્ઞાનની સાત ભૂમિકાઓ યોગ વાસિષ્ઠ રામાયણમાં આ પ્રમાણે બતાવેલી છે : (૧) શુભેચ્છા (૨) સુવિચારણા (૩) તનુમાનસા (૪) સત્ત્વાપત્તિ (૫) અસંસક્તિ (૬) પદાર્થભાવિની અને (૭) તુર્યગા.

(૧) શુભેચ્છા — આત્મકલ્યાણ માટે શ્રોત્રીય અને બ્રહ્મનિષ્ઠ ગુરુને શરણે જઈને શાસ્ત્રોનું અવલોકન કરી તેમના ઉપદેશ પ્રમાણે આત્મવિચાર કરીશ. આવી આત્માના સાક્ષાત્કાર માટેની જે ઉત્કટ ઇચ્છા તે શુભેચ્છા.

(૨) સુવિચારણા — સદ્‌ગુરુએ ઉપદેશ કરેલાં વચનોનો તથા મોક્ષ શાસ્ત્રોનો વારંવાર વિચાર તે સુવિચારણા.

(૩) તનુમાનસા — શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી જે શબ્દાદિ વિષયોમાં અનાસક્તિ થાય છે અને સવિકલ્પ સમાધિમાં અભ્યાસ વડે બુદ્ધિની તનુતા-સૂક્ષ્મતા પ્રાપ્ત થાય તે.

(૪) સત્ત્વાપત્તિ — ઉપરના ત્રણથી સાક્ષાત્કાર પર્યંત સ્થિતિ એટલે નિર્વિકલ્પ સમાધિ રૂપે સ્થિતિ એ સત્ત્વાપત્તિ. જ્ઞાનની ચોથી ભૂમિકાવાળો પુરુષ બ્રહ્મવિત્ કહેવાય છે.

(૫) અસંસકિત — ચિત્ત વિષે પરમાનંદ અને નિત્ય અપરોક્ષ એવી બ્રહ્માત્મ ભાવનાનો સાક્ષાત્કાર રૂપ ચમત્કાર થાય છે તે અસંસકિત. એમાં અવિદ્યા તથા તેનાં કાર્યોનો સંબંધ નથી તેથી તેનું નામ અસંસકિત.

(૬) પદાર્થભાવિની-પદાર્થોની દૃઢ અપ્રતીતિ થાય છે તે.

(૭) તુર્યગા — ત્રણ અવસ્થાથી મુકત. બ્રહ્મને જે અવસ્થામાં આત્મરૂપે અખંડ જાણે તે અવસ્થા. તેમાં પ્રથમ ત્રણ સાધનકોટિની છે, બાકીની ચાર જ્ઞાનકોટિની છે. ત્રણ ભૂમિકાઓ સુધી સગુણ બ્રહ્મનું ચિંતન કરો. અને જ્ઞાનની પાંચમી ભૂમિકાએ પહોંચતા જડ અને ચેતનની ગ્રંથી છૂટી જાય છે, અને આત્માનો અનુભવ થાય છે. આત્મા શરીરથી જુદો છે. આ ભૂમિકાઓમાં ઉત્તરોત્તર દેહનું ભાન ભુલાતું જાય છે અને છેવટે ઉન્મત્ત દશા પ્રાપ્ત થાય છે. ઋષભદેવજીએ આવી દશા પ્રાપ્ત કરેલી.

જ્ઞાનીઓ પણ ઇન્દ્રિયોથી ડરે છે. તેઓ ઇન્દ્રિયો ઉપર વિશ્વાસ રાખતા નથી. મનનો વિશ્વાસ તો કદી પણ ન કરવો. બોલવાની ઇચ્છા જ ન થાય એટલે ઋષભદેવજી પોતાના મોઢામાં પથ્થરો રાખતા.

જુવાનીમાં વૈરાગ્ય ન આવે-સંસારના વિષય તરફ સૂગ ન આવે, તો પ્રભુભકિત પ્રાપ્ત ન થાય. વિષયોમાં વૈરાગ્ય ન આવે, ત્યાં સુધી ભકિતનો આરંભ થતો નથી.

આંખને શકિત આપે છે મન. મનને શકિત આપે છે બુદ્ધિ અને બુદ્ધિને શકિત આપે છે પરમાત્મા. આંખની સાથે મન નથી હોતું તો વસ્તુ દેખાતી નથી.

ઋષભદેવજી કર્ણાટકમાં આવ્યા. દાવાગ્નિમાં બુદ્ધિપૂર્વક પ્રવેશ કર્યો. દેહ બળે છે, આત્માને કંઈ થતું નથી. આવી આત્મનિષ્ઠા એ પરમહંસો માટે છે. ઋષભદેવજીનું ચરિત્ર સામાન્ય મનુષ્ય માટે અનુકરણીય નથી.

ઋષભદેવના પુત્રોમાં સૌથી શ્રેષ્ઠ હતો તેનું નામ ભરત, જેના નામ ઉપરથી આ દેશનું નામ ભરતખંડ પડયું છે. ઋષભદેવજી પછી તેમના પુત્ર ભરત ગાદી ઉપર બેઠા છે. ભરતજીની કથા વર્તમાન કાળમાં વિશેષ ઉપયોગી છે. ભરતજી મહાભાગવત છે. તેના સંગથી સર્વને ભગવતભાવ જાગતો હતો. તેના સંગમાં આવેલાને ભક્તિનો રંગ લાગતો હતો.

ભરતજીએ વ્યવહારની મર્યાદા કોઈ દિવસ છોડી નથી. ભરતજી મહાવૈષ્ણવ હતા તોપણ યજ્ઞ કરતા હતા. અગ્નિ ઠાકોરજીનું મુખ છે. એક એક દેવને ઇષ્ટદેવનું સ્વરૂપ ગણી ઈતર દેવોમાં કૃષ્ણનો અંશ માની પુજા કરતા. ભરતજી અનેક યજ્ઞો કરી તેનું પુણ્ય શ્રીકૃષ્ણના ચરણમાં અર્પણ કરતા. કર્મનું ફળ પરમાત્માને અર્પણ કરશો તો આનંદ થશે. કર્મનું ફળ પ્રભુને અર્પણ કરવાથી કર્મનું અભિમાન રહેતું નથી. ઈશ્વરની સાથે ખૂબ પ્રેમ કરો. તો જ કરેલા કર્મનું પુણ્ય પરમાત્માને અર્પણ કરી શકો. પત્ની મહેનત બધી કરે છે પણ તેનું ફળ આપે છે પતિને.

કર્મ કરો પણ તે કર્મનું ફળ ભોગવવાની ઇચ્છા ન રાખો. કર્મનું ફળ ભોગવવાની ઇચ્છા રાખો તો કર્મનું અલ્પ ફળ મળશે. અર્પણ કરશો તો અનંત ફળ મળશે. સકામ કર્મની અનેક જગ્યાએ ભાગવતમાં નિંદા કરી છે. સકામ કર્મમાં કાંઈક ભૂલ થાય તો તેની ક્ષમા મળતી નથી. ભરત નિષ્કામભાવથી કર્મ કરતા અને તેનું પુણ્ય શ્રીકૃષ્ણને અર્પણ કરતા.

સત્કર્મની સમાપ્તિમાં બોલવાનું હોય છે **अनेन कर्मणा भगवान परमेश्वरः प्रीयताम्–न मम । न मम** બોલે છે ઘણા પણ તેનો અર્થ સમજતા નથી. કર્મ કૃષ્ણાર્પણ કરવાની ભાવનાથી ભરતજી યજ્ઞ કરે છે.

એક દિવસ ભરતજીને જુવાનીમાં વૈરાગ્ય થયો. જુવાનીમાં જેને વૈરાગ્ય આવે અને સંયમ કરી ભજન વધારે તો તેને વૃદ્ધાવસ્થામાં ભગવાનની પ્રાપ્તિ થાય છે. વૃદ્ધાવસ્થામાં શરીરમાં શક્તિ ન હોય ત્યારે તમે ભક્તિ કરી શકશો નહિ. તપશ્ચર્યા યૌવનમાં થાય છે. વૃદ્ધાવસ્થામાં તપશ્ચર્યા કરવાથી આવતો જન્મ સુધરશે શરીર દુર્બળ થયું પછી બ્રહ્મચર્ય પાળે તેનો કાંઈ અર્થ નથી. રામચંદ્રજી યુવાનીમાં વનમાં ગયા છે વનવાસ વખતે રામજીની ઉંમર ૨૭ વર્ષની હતી અને સીતાજી ૧૮ વર્ષનાં હતાં. રામજીએ યુવાનીમાં રાવણને માર્યો છે. તમે પણ યુવાનીમાં રાવણને–કામને મારો.

વૃદ્ધાવસ્થામાં વૈરાગ્ય આવે તે સાચો વૈરાગ્ય નથી. વૈરાગ્યની પરીક્ષા યુવાનીમાં થાય છે. જેની પાસે કાંઈ નથી તે ત્યાગ કરે તેનો કાંઈ અર્થ નથી. જુવાનીમાં સંપત્તિ છે, સુખ છે, છતાં વિષયમાં મન જતું નથી તે વૈરાગ્ય.

ભરતજીને ઘરમાં ગમ્યું નહીં. રાજવૈભવ, સુખ સંપત્તિ, સ્ત્રીપુત્રાદિક આ બધું છે પરંતુ આંખ બંધ થાય ત્યારે આમાંનું કાંઈ નથી જન્મ પહેલાં જીવના કોઈ સગા ન હતા. મરણ પછી કોઈ સગા રહેવાના નથી. પ્રારંભમાં અને પરિણામમાં કોઈ ન હતા. આ વચ્ચે માયા ભરમાવે છે.



ભરતજી વિચારે છે કે સંસારનું સુખ મેં અનેક વર્ષો ભોગવ્યું. હવે વિવેકથી તેનો ત્યાગ કરીશ. જુવાનીમાં તેણે બુદ્ધિપૂર્વક ત્યાગ કર્યો. વિષયો જબરજસ્તીથી છોડીને જાય તો દુઃખ થાય છે. બુદ્ધિપૂર્વક વિષયનો ત્યાગ કરો તો તે શાંતિ આપે છે. વિષયો આપણને છોડીને જાય તો તે અશાંતિ આપે છે. વિષયોને આપણે છોડીએ તો શાંતિ મળે છે.

છ વસ્તુઓમાં પરમાત્માએ માયા રાખી છે :

(૧) ભોજનમાં મન ફસાય છે.

(૨) દ્રવ્યમાં મન ફસાય છે.

(૩) કપડામાં મન ફસાય છે.

(૪) સ્ત્રીમાં મન ફસાય છે.

(૫) ઘરમાં મન ફસાય છે.

(૬) પુસ્તકમાં મન ફસાય છે.

છેલ્લા બે ગૌણ છે. પહેલા ચાર પ્રધાન છે. આ સ્ત્રીની નિંદા નથી. કામસુખની નિંદા છે

ઈશ્વરની માયા વિચિત્ર છે ભરતમુનિએ રાજ્ય છોડયું, રાણીઓ છોડી, સર્વસ્વનો ત્યાગ કર્યો અને વનમાં આવ્યા. ત્યાં વનમાં હરણબાળને મનમાં સ્થાન આપ્યું. હરણ ઉપર સ્નેહ થયો. હરણબાળ ઉપરની આસક્તિથી તેમના ભજનમાં ભંગ થયો અને તેમને મૃગયોનિમાં જન્મ લેવો પડયો.

માટે ઘરમાં કોઈને પણ રાખજો, પણ મનમાં કોઈને રાખશો નહિ. મનમાં કોઈને રાખશો તો તે પ્રભુ ભજનમાં વિઘ્ન કરશે.

જગતના કોઈ પદાર્થમાં એટલો સ્નેહ ન કરવો કે જે સ્નેહ તમારી પ્રભુભક્તિમાં વિઘ્ન કરે.

ભરતમુનિના મનમાં હરણમાં આસક્તિ થઈ અને તે તેના પુનર્જન્મનું કારણ બની. સંકલ્પ ( વાસના ) પુનર્જન્મનું કારણ બને છે.

મનમાં બીજી વસ્તુ પ્રવેશે એટલે મનમોહન ત્યાંથી નાસી જાય છે.

શ્રી રામકૃષ્ણ પરમહંસ કહેતા :—સંસારમાં નાવ જેમ રહેવું જોઈએ. નાવ પાણી ઉપર રહે છે તો તે તરે છે. જો પાણી નાવમાં આવે તો નાવ ડૂબી જાય. તે પ્રમાણે તમે સંસારમાં રહો પણ સંસાર તમારામાં ન રહેવો જોઈએ. એટલે કે નિર્લેપપણે સંસારમાં રહો. આ શરીર એ નાવડી છે. સંસાર એ સમુદ્ર છે. વિષયો એ જળરૂપ છે.

વિષયોનું ચિંતન કરવાથી આત્મશક્તિનો નાશ થાય છે.

મમતા બંધન કરે છે. મન મરે તો મુક્તિ મળે. બંધન મનને છે, આત્માને નથી. આત્મા તો સદા મુક્ત જ છે.

ઘર છોડવાની જરૂર નથી, પણ ઘરમાં સાવધ રહીને રહેવાની જરૂર છે.

પ્રતિકુળ પરિસ્થિતિમાં પણ પ્રહ્લાદ ઘરમાં રહ્યા અને તેની ભક્તિમાં કોઈ વિઘ્ન કરી શક્યું નહિ. અને એકાંત વનમાં પણ ભરતજી મૃગ પરની આસક્તિ–વાસનાને કારણે ભજન ન કરી શકયા.

પ્રતિકુળ સંજોગોમાં પણ ભજન કેવી રીત કરવું તે પ્રહ્લાદે જગતને બતાવ્યું, અને અનુકૂળ સંજોગોમાં પણ જો મનુષ્ય સાવધ ન રહે, તો તેનાથી ભજન કરી શકાતું નથી, એ જાણવા મળે છે ભરત ચરિત્રથી.

ઘરમાં રહેલી વસ્તુ ભજનમાં વિઘ્ન કરશે નહીં, પણ મનમાં રહેલી વસ્તુ વિઘ્ન કરશે.

ઘર છોડીને ગયેલા મહાત્માઓને માયા કેવી રીતે પજવે છે તેની આ કથા છે. ભરતજીએ વિચાર્યું : હું એકાંતમાં બેસી ઈશ્વરનું આરાધન કરીશ. ભરત નેપાળમાં ગંડકી નદીના કિનારે આવ્યા છે. ભરતજી ગંડકી નદીના કિનારે આદિ નારાયણ ભગવાનની આરાધના કરે છે.

ઈશ્વર વિના બીજા કોઈનો સાથ હશે તો તે ઈશ્વરભજનમાં વિક્ષેપ કરશે. જેને તપ કરવું છે તે એકલો તપ કરે. હું એકલો નથી, મારા ભગવાન મારી સાથે છે. ઈશ્વર સિવાય બીજાનો સાથ રાખશો તો દુઃખી થશો. ભરતજી એકલા તપ કરવા ગયા છે. ગંડકીનું બીજું નામ છે શાલિગ્રામી.

રોજનો નિયમ હતો. ભરતજી ચાર વાગે બ્રાહ્મમૂહુર્તમાં સ્નાન કરે છે. કેડપુર જળમાં ઊભા રહી ધ્યાન કરે છે. સૂર્યનારાયણનું ધ્યાન કરે છે, અને ગાયત્રીમંત્રનો જપ કરે છે.

સૂર્યનારાયણની કૃપાથી બુદ્ધિ સુધરે છે. સૂર્યનારાયણની ઉપાસના કરવી જોઈએ. સૂર્ય નારાયણના ઉપકાર બદલ, આપણે સર્વ સૂર્ય નારાયણના ઋણમાં છીએ. સૂર્ય નારાયણ સતત જગતને પ્રકાશ આપે છે. સૂર્ય નારાયણ બહાર ન આવે તો જગતમાં પ્રલય થાય. સમસ્ત સ્થાવર જંગમનો આત્મા સૂર્ય છે. સૂર્ય નારાયણ સર્વને પ્રકાશ આપે છે. પણ તે વીજળી કંપની માફક બિલ મોકલતા નથી. સૂર્ય ભગવાન રવિવારે પણ રજા લેતા નથી. જે દિવસે તે રજા લેશે, તે દિવસે જગતમાં પ્રલય થશે. સૂર્ય પરમાત્માનું સાકાર સ્વરૂપ છે. એક વખત મનુષ્યો અને કાગડાઓમાં ઝઘડો થયો. કાગડો કહે :—તમારામાં બુદ્ધિ વધારે છે. પણ તમારા કરતાં એક ગુણ અમારામાં વધારે છે. અમે સૂર્યોદય પહેલાં ઊઠીએ છીએ. સૂર્ય ઊગતાં પહેલાં સ્નાન કરી, સૂર્ય નારાયણને અર્ઘ્યદાન કરો. રાત્રે અગિયાર વાગ્યા પછીનો કાળ રાક્ષસકાળ ગણાય. આવા નિષેધકાળમાં ભોજન ન થાય. આજકાલ લોકો સિનેમા જોઈ રાત્રે અગિયાર વાગે ભોજન કરે છે. આવું ન કરો.

ઈશ્વરની મર્યાદા સૂર્ય-ચંદ્ર-સમુદ્ર છોડતા નથી. પરમાત્માની મર્યાદા પાળવા હે માનવ, તને સુખસમૃદ્ધિ આપી છે.

ભરતજી પ્રાર્થના કરે છે :—મારી બુદ્ધિ, મારું મન અવળે માર્ગે જાય નહિ. ભગવાનના તેજોમય સ્વરૂપનું હું ચિંતન કરું છું.

અર્થ અને જ્ઞાન સાથે જપ કરો. શુકદેવજી રાજર્ષિને વર્ણન કરે છે :—રાજન્, તે પછી ભરતજી દ્વારકાધીશની માનસી સેવા કરે છે. પહેલાં પ્રત્યક્ષ સેવા ખૂબ કરેલી એટલે હવે માનસી સેવા કરે છે. માનસી સેવા સહેલી નથી.



શરીરથી વધારે પાપ થતું નથી, વધારે પાપ થાય છે મનથી. એટલે માનસી ધ્યાન, માનસી સેવા શ્રેષ્ઠ છે. મનથી ઈશ્વરમાં તન્મય થવું એ માનસી સેવા.

માનસી સેવા :—એક વખત એક વાણિયો ગુંસાઈજી પાસે ગયો. જઈને કહ્યું, બાપજી સેવા કરવા હું ખુશી છું, પણ કાંઈ ખર્ચ કર્યા વગર દેવ સેવા થાય તેવું મને બતાવો. એક પૈસાનો ખર્ચ ન થાય તેવી સેવા બતાવો. ગુંસાઈજીએ તેમને માનસી સેવા બતાવી અને કહ્યું : તું માનસી સેવા કરજે એટલે એક પૈસાનો ખર્ચ થશે નહિ. ફક્ત મનથી બધું ધારવાનું. હું ભગવાનને સ્નાન કરાવું છું, વસ્ત્ર પહેરાવું છું, પૂજા કરું છું, ભોગ ધરાવું છું, ભગવાન આરોગે છે વગેરે મનથી ધારવાનું...

ગુંસાઈજીએ પૂછ્યું :—તને કયું સ્વરૂપ ગમે છે ?

વાણિયો કહે :—મને બાલકૃષ્ણલાલનું સ્વરૂપ ગમે છે.

ગુંસાઈજી કહે :—સવારમાં એવી ભાવના કરવાની કે ઠાકોરજી માટે યમુનાજી માંથી જળ લઈ આવું છું. ઘેર આવ્યા પછી એવો ભાવ જાગે કે ઠાકોરજી શયન કરે છે. યશોદાજી જેવી ભાવના રાખી બાળસ્વરૂપની સેવા કરો. બાલ સેવામાં વાત્સલ્યભાવ મુખ્ય છે. સેવામાં ગાયના દૂધ અને માખણ લાવવા. પછી લાલાને મંગલગીત ગાઈને ઉઠાડવાનો.

जागो बंसीवारे ललना जागो मोरे प्यारे ॥  
रजनी बीती भोर भयो है घर घर खुले किंवारे ।  
गोपी दहीं मथत सुनियत है कंगनके झनकारे ।  
उठो लालजी भोर भयो है सुर नर ठाढ़े द्वारे ॥  
ग्वालबाल सब करत कुलाहल जय जय सबद उचारे ।  
माखन रोटी हाथमें लिनी गउवनके रखवारे ।  
मीरांके प्रभु गिरधर नागर शरण आयाकूँ तारे ॥  
जाग बंसीवारे जागो मोरे लालन ।

યશોદાજી લાલાને મનાવતા. લાલા આટલું માખણ ખાઈ જા. તારી ચોટલી દાઉજી કરતાં જલદી મોટી થઈ જશે.

ગરમ જળથી લાલાને માંગલિક સ્નાન કરાવજે. પછી ઠાકોરજીનો શૃંગાર કરવો. કનૈયાને પૂછવું, આજે કયું પીતાંબર પહેરાવવું ? કનૈયો કહે તે પીતાંબર પહેરાવવું. શૃંગારમાં તન્મયતા થાય તો બ્રહ્માનંદ જેવો આનંદ મળે છે.

કનૈયાને નૈવેદ્ય ધરવું. પછી ભાવના કરો કે લાલો આરોગે છે. તે પછી આરતી ઉતારવી, તે પછી ક્ષમા પ્રાર્થના કરવી.

ગુંસાઈજીના કહેવા પ્રમાણે વાણિયો શ્રીકૃષ્ણના બાલસ્વરૂપની માનસી સેવા કરવા લાગ્યો. રોજ પ્રેમથી માનસી સેવા કરે છે. એવો તન્મય થયો છે કે બધી વસ્તુએ પ્રત્યક્ષ દેખાય છે. માનસી સેવામાં મનની ધારા તૂટવી જોઈએ નહિ. કોઈ લૌકિક વિચાર આવે તો સમજવું માનસી સેવાનો ભંગ થયો. બાર વર્ષ માનસી સેવા કરી. એક દિવસ કટોરામાં દૂધ લઈ આવ્યો છે. દૂધમાં ખાંડ નાખી. વણિયાને લાગ્યું કે લાલાના

દૂધમાં આજે ખાંડ વધારે પડી ગઈ છે. વાણિયાથી તે કેમ સહન થાય? સ્વભાવ કંજુસ તે જાય કયાં? પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય છે વાણિયાએ વિચાર્યું દૂધમાંથી વધારાની ખાંડ કાઢી લઉં તો બીજા ઉપયોગમાં લાગશે. ત્યાં કટોરો ન હતો, ત્યાં દૂધ ન હતું, ખાંડ ન હતી. પણ માનસી સેવામાં એટલો તન્મય થયો હતો કે બધું પ્રત્યક્ષ દેખાય છે. દૂધમાંથી વધારાની ખાંડ કાઢવા ગયો. સેવામાં તન્મય થયેલો એટલે જાણે ખાંડ બહાર કાઢતો હોય તેમ કર્યું.

કનૈયાને લાગ્યું કે ગમે તેમ તોય આ વાણિયાએ બાર વર્ષ સુધી માનસી સેવા તો કરી છે ને! તેથી કનૈયાને આજે પ્રગટ થવાની ઇચ્છા થઈ. આજે બાલકૃષ્ણ પ્રસન્ન થયા. કનૈયો પ્રગટ થયો અને વાણિયાનો હાથ પકડયો. ખાંડ વધારે પડી ગઈ તો તારા બાપનું શું ગયું છે? તેં કયાં એક પૈસાનો પણ ખર્ચ કર્યો છે? દૂધ-ખાંડ માટે એક પૈસો પણ તેં ખર્ચ્યો નથી.

ભગવત સ્પર્શ થયો અને પછી તે સાચો વૈષ્ણવ બન્યો. વાણિયો ભગવાનનો સાચો અનન્ય ભકત બન્યો.

કોઈપણ સત્કાર્ય બાર વર્ષ નિયમપૂર્વક કરવામાં આવે, તો તેનું ફળ અવશ્ય મળે છે. શંકરાચાર્ય પણ શ્રીકૃષ્ણની માનસી સેવા કરતા. ભરતજી માનસી સેવા કરતા તેમાં તન્મય થયા છે. સેવા કરતા કંટાળો આવે તો ધ્યાન કરે અને કીર્તન કરે.

પ્રભુની પાછળ પડે એને માયા ત્રાસ આપે છે. સંસારના વિષયોમાં ફસાયેલાને માયા ત્રાસ આપતી નથી. માયા માને છે આ તો મરેલો જ છે. એને શું મારવાનો?

પરમાત્માની પાછળ જે પડે છે, તેની પાછળ માયા વધારે પડે છે. પણ જે માયાના પ્રવાહમાં વહેતો હોય છે, તેને માયા વિઘ્ન કરતી નથી. માયા માને છે તે તો મારો ગુલામ છે.

માયાની ગતિ વિચિત્ર છે. ભરતજી કેડપૂર જળમાં ઊભા હતા. ઉનાળાની ઋતુ હતી. એક ગર્ભવતી હરણી પ્રાતઃકાળમાં જળપાન કરવા આવી છે. તેવામા સિંહે ગર્જના કરી. સિંહની ભયંકર ગર્જના સંભળાઈ. હરણી ગભરાઈ. આ સિંહ મને મારી નાંખશે. સિંહે ફરી ગર્જના કરી. હરણીએ વિચાર્યું કે ગંડકી નદીને ઓળંગી સામે કિનારે જાઉં. હરણીએ જોરથી કુદકો માર્યો. પ્રસવકાળ સમીપ આવેલો. પેટમાંથી હરણબાળ બહાર આવ્યો. નદીના જળમાં પડયો. હરણી સામે કિનારે જઈ મૃત્યુ પામી.

ભરતજીએ હરણબાળને નદીના જળમાં પડેલો જોયો. ભરતજીને હરણબાળમાં શ્રી હરીનાં દર્શન થાય છે. ભદતજીશ વિચાર્યું આ હરણબાળની મા મરી ગઈ છે. તેનું હવે જગતમાં કોઈ નથી. તેનું લાલનપાલન, રક્ષણ વગેરે કોણ કરશે? દયાવશ થઈ તેઓ હરણબાળને આશ્રમમાં લઈ આવ્યા.

આ મારા વગર કોઈને ઓળખતો નથી. તેનું પાલનપોષણ કરવું એ જ મારો ધર્મ છે. હું ઉપેક્ષા ક તો એ મરી જશે. આનો બાપ હું છું, મા પણ હું જ છું. આનું



પાલનપોષણ, રક્ષણ કરવું એ મારી ફરજ છે. ભરતજી માનવા લાગ્યા કે હું હરણ બાળનો રક્ષક પિતા છું. મારે તેનું સર્વ પ્રકારે રક્ષણ કરવું જોઈએ.

જીવ માને છે હું બીજાનું રક્ષણ કરું છું. અરે તું શું રક્ષણ કરવાનો હતો? તું પણ કાળનું ભોજન છે. રક્ષણ કરનાર તો એ એક જ છે. કર્તાહર્તા શ્રી હરિ છે. સંહાર તથા પાલન કરનાર શ્રી હરિ છે. તમે ઘરમાં હો કે વનમાં, તમારું રક્ષણ કરનાર એક શ્રી હરિ છે. ભાગવતના સાતમાં સ્કંધના બીજા અધ્યાયના ચાલીસમા શ્લોકમાં યમરાજાએ સુયજ્ઞ રાજાના સગાસંબંધીઓને આ પ્રમાણે બોધ આપ્યો છે એમ કહી હિરણ્યકશિપુએ કહ્યું છે કે :—

**पथि च्युतं तिष्ठति दिष्टरक्षितं गृहे स्थितं तद्विहतं विनश्यति ।**
**जीवत्यनाथोऽपि तदीक्षितो वने गृहेऽपि गुप्तोऽस्य हतो न जीवति ॥**

પરમેશ્વરની કૃપા હોય તો જીવ અનાથ હોય કે વનમાં હોય તોપણ તે જીવે છે, અને પરમેશ્વરે મારેલો જીવ ઘરમાં સુરક્ષિત રીતે હોય, તોપણ તે જીવતો રહેતો નથી. તે મરે છે.

હરણબાળને પાણીમાંથી બહાર કાઢયું તે ભરતજીનો ધર્મ હતો, પરંતુ એનો રક્ષક પિતા હું છું આવો સંબંધ જોડયો તે સારું ન કર્યું. જીવમાત્રનો રક્ષક પિતા ઈશ્વર છે. બધા દોષ અભિમાનમાંથી જાગે છે.

ભરતજી હરણબાળનું લાલનપાલન કરવા લાગ્યા. ધીરે ધીરે હરણબાળ મોટો થયો છે. હરણબાળકને રમાડે અને ગોદમાં બેસાડે છે. આ પૂર્વચિત્તિ અપ્સરા ત્યાં આવી છે. જૂના સંસ્કાર ભૂંસવા કઠણ છે. પૂર્વાવસ્થામાં છોકરાંઓને ખૂબ રમાડેલાં. તેના સૂક્ષ્મ સંસ્કાર મનમાં છે. તેથી હરણ બાળકમાં મન ફસાયું. ભરતજીનું મન પ્રભુભજનમાં હવે સ્થિર થતું નથી ધ્યાનમાં બે મિનિટ પસાર થાય કે પછી હરણબાળક દેખાય છે. વાસનાનો વિષય બદલ્યો પણ વાસના તો મનમાં રહી જ. આના કરતાં ઘર શુ ખોટું હતું? જ્ઞાનીને પણ મનને મારવું પડે છે. ભરતજીએ હરણબાળકને ઘરમાં રાખ્યો તેમાં અયોગ્યપણું ન હતું, પણ મનમાં રાખ્યો તે અયોગ્ય કર્યું. સંસાર છોડીને જશો કયાં? જ્યાં જાવ ત્યાં સંસાર છે. મહાપુરુષોએ તેથી કહ્યું છે ધીરે ધીરે મનમાંથી સંસારને કાઢી નાંખજો, સંસારને મનમાં રાખશો નહિ. કોઇ ને ઘરમાં રાખો પણ મનમાં કોઈ ને રાંખશો નહિ. મનમાં કામને રાખો કે ઈશ્વરને રાખો. બન્ને સાથે રહી શકશે નહિ. તુલસી દોનું નવ રહે, રવિ રજની એક ઠામ.

બહારનો સંસાર ભજનમાં વિક્ષેપ કરતો નથી. અંદરનો સંસાર ભક્તિમાં વિઘ્ન કરે છે. બાળક ઝૂંપડીમાં નહિ પણ ભરતજીના મનમાં આવીને બેઠો છે. ઘર છોડયું, રાજ્ય છોડયું, રાણીઓ છોડી, છોકરાંઓ છોડયાં અને હરણબાળમાં ફસાયા. સાધક જો અતિશય પરોપકારની ભાવના રાખવા જાય તો તે સાધનામાં વિઘ્નરૂપ થાય. પરોપકારમાં બહુ પડવું નહિ. પરોપકાર કરવો એ સર્વનો ધર્મ છે. પણ એવો પરોપકાર ન કરો કે જેથી તમને પરમાત્માનું વિસ્મરણ થાય. સંસારમાં કપટ ન કરો, તેમ અતિશય સરળ ન બનો. પરમાત્માનું ધ્યાન કદાચ ન કરો, તો ચાલશે પણ જગતના સ્ત્રી, પુરુષનું કે જડ વસ્તુનું ધ્યાન ન કરો. જે મિત્ર નથી, તે શત્રુ બનતો નથી પણ જે મિત્ર છે તે જ એક દિવસ શત્રુ બને છે. આ નિયમ છે. ભરતજીનું પ્રારબ્ધ હરણબાળરૂપે આવેલું. પ્રારબ્ધ ભોગવ્યા વગર છૂટકો નથી. જ્ઞાન

થયા પછી વાસનાનો નાશ ન થાય તો જ્ઞાન દૃઢ થતું નથી. જ્ઞાનને દૃઢ કરવા માટે વાસનાનો નાશ કરવાની પહેલી જરૂર છે. મન વાસનામાં ફસાયેલું છે. ભરતજી મહાન જ્ઞાની છે પરંતુ જ્ઞાન થયા પછી પણ મન ન મરે તો જ્ઞાનમાં સ્થિરતા આવતી નથી. જ્ઞાની પણ મનોનાશ, વાસનાનાશ ન કરે ત્યાં સુધી તેની ભક્તિમાં કે ધ્યાનમાં સ્થિરતા આવતી નથી. અનેકવાર વાસનાના વેગમાં જ્ઞાન વહી જાય છે. વૈરાગ્ય વગર જે ઘર છોડે તે વનમાં પણ નવો સંસાર ઊભો કરે છે. ભરતજી જ્ઞાની છે પણ તેણે વાસના ઉપર અંકુશ મેળવ્યો નથી. ઘરમાં રહી ખૂબ વૈરાગ્યને કેળવો તે પછી ઘર છોડો.

જ્ઞાનીના બે ભેદો છે : જેણે ખૂબ ઉપાસના કરી છે તે કૃતોપાસ્તિ જ્ઞાની છે. તેને માયા સતાવતી નથી. પણ અકૃતોપાસ્તિ જ્ઞાની છે તેને માયા વિઘ્ન કરે છે. તત્ત્વાનુભવ વાસના નાશ વગર થતો નથી. તત્ત્વજ્ઞાન થયા પછી વાસનાનો નાશ કર્યા વગર બ્રહ્મનિષ્ઠા થતી નથી. એ ભરતચરિત્ર બતાવે છે. ભરતજીને અપરોક્ષ સાક્ષાત્કાર હજુ થયો નથી. તે થયો હોય તો હરણબાળકમાં મન ફસાય નહિ.

આ પ્રમાણે ભરતજી હરણબાળના લાલનપાલનમાં વ્યસ્ત રહેવા લાગ્યા અને તેમના સંધ્યા–પૂજા વગેરે નિત્ય કર્મો છૂટવા લાગ્યાં. ભરતજી હરણબાળને કુમળું કુમળું ઘાસ ખવડાવે. હરણબાળ કૂદકો મારે કે મુનિનું અંગ ચાટે ત્યારે ભરતજી વિચારે કેવો સુંદર છે! કેવો ડાહ્યો છે!

દિનપ્રતિદિન આ પ્રમાણેની આસક્તિ વધતી ચાલી. એક દિવસ હરણબાળ જંગલમાં રમવા ચાલી ગયું. રાત પડી પણ પરત ન આવ્યું. મુનિ ચિંતા કરવા લાગ્યા, મારા હરણબાળને શું થયું હશે? તે ક્યારે આવશે?

કાળને કોઈની દયા આવતી નથી. કાળ સદા સર્વદા સાવધાન રહે છે. **न हि प्रतिक्षते मृत्युः कृतम् अस्य न वा कृतम्।** મૃત્યુ એ વિચારતું નથી કે આણે પોતાનું કાર્ય પૂરું કર્યું છે કે પૂરું કર્યું નથી. માટે હંમેશા સાવધ રહો. મૃત્યુની રોજ તૈયારી રાખો. જિંદગી એવી રીતે જીવો કે તમે સાવધ હો અને મૃત્યુ આવે. એવું ન બને કે તમારી તૈયારી ન હોય અને મૃત્યુ તમને ઊંચકી જાય......

ભરતજીને કાળ પકડવા આવ્યો. ભરતજીને હરણબાળનું સ્મરણ થયું છે. આજ શ્રી હરિનું નહિ પણ હરણબાળનું ચિંતન કરતાં કરતાં ભરતજીએ શરીરનો ત્યાગ કર્યો છે. હરણબાળનું લાલનપાલન કરવામાં ભરતજીને આત્મસ્વરૂપનું વિસ્મરણ થયું. મરતી વેળા હરણબાળના ચિંતનથી તેમને હરણશરીર મળ્યું. બીજા જન્મની તૈયારી મનુષ્ય આ જીવનમાં જ કરે છે. આ જીવનમાં બીયાં મળે છે, ફળ નહિ. પૂર્વજન્મમાં કરેલું તપ નિષ્ફળ જતું નથી. પૂર્વજન્મમાં કરેલું ભજન વ્યર્થ જતું નથી. હરણશરીરમાં તેને પૂર્વજન્મનું જ્ઞાન હતું.

પશુ પક્ષીનો અનાદર ન કરો. કોઈ મહાત્મા કોઈ કારણથી પશુ પક્ષી થઈ આવ્યા હોય તો? અહલ્યા જેવી કોઇ મહાસતી પથ્થર થઇને આવી હોય તો? નૃગરાજા કાચિંડો થઈને આવેલા, નળકૂબેર ઝાડ થઈને આવ્યા હતા. કોઈ સિદ્ધ પુરુષ ઝાડ થઈને આવેલા હોય તો? કોઇ આત્માની ભૂલ થાય તો પશુ–પક્ષીની યોનિમાં ભ્રમણ કરે છે. હરણના સ્વરૂપમાં ભરતજી ફરે છે. તેમને પૂર્વજન્મનું જ્ઞાન છે. વિચારે છે, આ ગંડકીના કિનારે હું તપશ્ચર્યા કરતો અરે આ જગ્યાએથી મેં હરણબાળને ઊંચકેલું અને આશ્રમમાં લાવ્યો. તેની પાછળની અતિ આસક્તિને કારણે મારો આ હરણ



તરીકે જન્મ થયો. હું મહાન જ્ઞાની હતો, યોગી હતો પણ આજે ચાર પગવાળો થયો છું. મારે હવે નવું પ્રારબ્ધ ઊભું કરવું નથી. જે લઈને આવ્યો છું તે જ ભોગવવું છે.

હરણબાળે ગંડકી નદીમાં સ્નાન કર્યું છે. ઝાડનાં સુકાયલાં પાંદડાં ખાય છે. ખડ તોડીને ખાતા નથી. કારણ તેના ઉપર જંતુ હોય છે. હિંસા થાય તો નવું પ્રારબ્ધ ઊભું થાય. હરણશરીરમાં પણ તેઓ એકાદશીનું વ્રત કરતા. પ્રાચીનકાળમાં ભારતમાં પશુઓ પણ એકાદશી કરતા, આજકાલ મોટા ભાગના મનુષ્યો એકાદશી કરતા નથી.

તે પછી ભરતજીએ હરણશરીરનો ત્યાગ કર્યો છે. બ્રાહ્મણના ઘેર ભરતજીનો જન્મ થયો છે.

માનવજીવન અતિવિલાસી થયું છે. પ્રજામાં સંયમ, સદાચાર, ભગવદ્‌ભકિત વધે તો સંતો જન્મ લે. વિલાસી માતાપિતાને ત્યાં કોઈ સંત જન્મ લે નહીં. સંત જન્મ લેવા પાત્રને શોધે છે. પવિત્ર બ્રાહ્મણને ઘેર ભરતનો જન્મ થયો છે. ભરતજીનો આ છેલ્લો જન્મ છે. પૂર્વજન્મનું જ્ઞાન છે કે હરણમાં મન ફસાયું તેથી પશુનો જન્મ મળ્યો હતો. પૂર્વજન્મમાં હરણ સાથે વાતો કરતો હતો તેથી પશુનો જન્મ થયો. હવે આ જન્મમાં મારે કોઈની સાથે બોલવું નથી. એક વાર મારી ભૂલ થઈ. હવે હું સાવધાન રહીશ.

બાળપણથી જ ભરતજીને ભકિતનો રંગ લાગે છે. શાસ્ત્રમાં છેલ્લા જન્મના કેટલાક લક્ષણો બતાવ્યા છે. બાલ્યાવસ્થાથી જેને ભકિતનો રંગ લાગે તો માનવું કે આ તેનો છેલ્લો જન્મ છે જેની બુદ્ધિમાંથી કામ ગયો હોય તો માનવું કે આ તેનો છેલ્લો જન્મ છે. જ્યાં સુધી બુદ્ધિમાં કામ છે તેણે માનવું કે ફરીથી જન્મ લેવાનો છે. પ્રત્યેક વસ્તુ જોતાં જેને ભગવદ્ ભાવ જાગે તો માનવું તેનો આ છેલ્લો જન્મ છે. જેની દૃષ્ટિ જ્યાં જાય ત્યાં તેને ભગવાન દેખાય તો માનવું કે આ તેનો છેલ્લો જન્મ છે. જે હૃદયથી અતિ દીન છે તો માનવું કે આ તેનો છેલ્લો જન્મ છે, જેની બુદ્ધિમાંથી અભિમાન ગયું છે, તો માનવું કે આ તેનો છેલ્લો જન્મ છે.

જડ ભરતજીનો આ છેલ્લો જન્મ હતો. એક હસતો હસતો જેલમાં જાય છે, એક રડતો રડતો જેલમાં જાય છે. સાધારણ જીવ વાસનાને આધીન થઈને સંસારમાં આવે છે. સંતો ભગવત ઇચ્છાથી ભગવત કાર્ય કરવા આવે છે.

સંસારની દૃષ્ટિએ પરમનનું, પરધનનું આકર્ષણ કરનારો ચતુર ગણાય, પરંતુ એ કળા સાધારણ એક સ્ત્રીમાં પણ હોય છે. સંસારની દૃષ્ટિએ સંત જડ છે. પરંતુ ચેતન આનંદમય પ્રભુને ભૂલી સંસાર સુખમાં ફસાયેલો મનુષ્ય જ ખરેખર જડ છે. પ્રભુપ્રેમમાં મસ્ત બનેલા, દેહભાન ભૂલેલા, મહાપુરુષને જડ કેમ કહેવાય? પણ સંસારની ઊલટી રીત હોવાથી સંસારના લોકોએ તેઓનું જડભરત નામ રાખ્યું.

લોકો ભરતજીને મૂર્ખ માને છે. ભરતજી વિચારે છે કે લોકો મૂર્ખ માને તો શું ખોટું છે? પૂર્વજન્મમાં જ્ઞાન બતાવવા ગયો અને દુઃખી થયો. જ્ઞાન એ બીજાને ઉપદેશ આપવા માટે નથી. તે ઈશ્વરનું આરાધન કરવા માટે છે.

જ્ઞાન એ ભોગ માટે નથી. જ્ઞાન ભગવાન માટે છે.

શંકરાચાર્યે કહ્યું છે,

**विदुषाम् यच्चवैदुष्यम्**
**भुक्तये न तु मुक्तये।**

જ્ઞાન એ પૈસો કમાવા માટે નથી, પ્રતિષ્ઠા મેળવવા માટે નથી. પણ પરમાત્માને મેળવવા માટે છે. જ્ઞાનનું ફળ પૈસા, પ્રતિષ્ઠા નથી પણ પરમેશ્વર છે. જ્ઞાન પરમાત્મા સાથે એક થવા માટે છે.

જડભરતે વિચાર કર્યો પૂર્વજન્મમાં પશુ સાથે વાત કરી તેથી પશુનો અવતાર મળ્યો હતો. તેથી આ જન્મમાં હવે હું કોઈની સાથે વાત જ નહિ કરું. હવે વાત કરીશ કે બોલીશ તો કેવળ એક પરમાત્માની જ સાથે. વાણી અને પાણીનો દુરુપયોગ કરે છે તે ઇશ્વરનો ગુન્હેગાર છે. તેને અંતકાળમાં વાણી દગો આપે છે.

મીરાંબાઇએ પણ નિશ્ચય કરેલોને કે વાત કરીશ; બોલીશ તો ફકત મારા એક ગિરધર ગોપાલ—શ્રીકૃષ્ણ સાથે જ. હું તો બસ એક મારા ગિરધર ગોપાલને જ રીઝવીશ. દુનિયાના લોકોને કે સગાંને રિઝવવાથી શો લાભ ?

રામ નામ મેરે મન બસિયો, રામ રસિયો રિઝાવું રે માય.

જડભરત કોઈની સાથે વાત કરતા ન હતા. વધારે બોલવાથી સ્નેહ થાય. ઈશ્વરની સૃષ્ટિમાં પ્રભુએ એક એક કામ માટે બે બે ઇન્દ્રિયો આપેલી દેખાય છે. ચેક આંખથી જોઈ શકાય છતાં બે આંખ આપી છે. પરંતુ જીભને બે કામ કરવાનાં છે : બોલવું અને ખાવું. માટે જીભ ઉપર વધારે સંયમ રાખવાની જરૂર છે.

બીજા સાથે વાત કરું—પ્રેમ કરું તો વાસના ઉત્પન્ન થાય ને ! વેર અને વાસનાથી નવું પ્રારબ્ધ ઉત્પન્ન થાય છે અને તેથી ફરીથી જન્મ લેવો પડે છે.

જડભડત દરેક રીતે મનને કાબૂમાં રાખે છે. તમારા મનને તમારે જ કાબૂમાં રાખવું પડશે. તમારા મનને બીજો કોણ કાબૂમાં રાખવા આવવાનો હતો ?

રામદાસ સ્વામી કહી ગયા છે બહુ ભટકવાથી શાંતિ મળતી નથી.

જડભરતના પિતા જડભરતને ભણાવવા લાગ્યા. ભણીગણી મારો પુત્ર પંડિત થશે પરંતુ આની પંડિતાઇ જુદા પ્રકારની હતી. તેનામાં સાચી પંડિતાઇ હતી. સાચી ચતુરાઈ કઈ ?

परधन परमन हरनकु वैश्या बडी चतुर।
तुलसी सोइ चतुरता रामचरण लवलीन ॥

ભરતજીને બધું આવડે છે પણ મંત્ર બરાબર બોલતા નથી. જ્ઞાન જાહેર કરવું ન હતું.

જડભરતજી ભગવાનના સ્મરણમાં જ લીન રહેતા. જ્ઞાન અને ભકિત પરિપકવ થાય ત્યારે જીવ સંસારવૃક્ષથી છૂટો થાય છે. ઝાડ ઉપરનું ફળ પરિપકવ થાય એટલે આપોઆપ તે ઝાડથી છૂટું પડે છે તેમ.

માતાપિતાએ શરીરનો ત્યાગ કર્યો ત્યારે જડભરતજી પાગલ જેમ ફરવા લાગ્યા. પાગલ જેવા લાગે પણ અંદરથી શ્રીકૃષ્ણને એક ક્ષણ ભૂલતા નથી.

જડભરતજીએ બતાવ્યું છે—ભોજન કેવી રીતે કરવું.

સ્વાદ લીધા વગર શરીરના પોષણ માટે જ ભોજન કરવું. જડભરતને તેના ભાઈઓ તલનો ખોળ, ધાન્યના ફોતરાં, સડેલા અડદ વગેરે ખાવા આપતા તો પણ તે વસ્તુઓને અમૃતતુલ્ય માની તેઓ ખાઈ લેતા.

જડભરતજીએ બતાવ્યું છે ચાલવું કેવી રીતે ? તેઓ કોઈ જીવની હિંસા ન થઈ



જાય તેથી રસ્તો જોઈને ચાલતા. ધરતી ઉપર નજર રાખીને ચાલવું. મારાથી કોઈ જીવની હિંસા ન થાય.

ભરતજી બીજાનાં કામ કરે છે. ભાઈઓએ તેને ખેતરની પાળ કરવા કહ્યું. ભરતજીએ વિચાર્યું, આજે પાળ કરીશ તો કાલે બીજું કામ સોંપશે. એટલે પાળ કરવાનું કહ્યું હતું ત્યાં ખાડો ખોદ્યો.

એક દિવસ ભાઈએ કહ્યું, આપણું ખેતર સાચવજે. ભરતજી ખેતરમાં ગાયો આવે તો તેને ખાવા દે.

ભરતજી તેને અટકાવતા નથી. તે તો કહે છે :—

ખાને વાલા રામ, ખિલાને વાલા રામ,
તો રોકનેકા કયા કામ ?

જગતને બહાર નાટક બતાવે કે હું પાગલ છું. જ્ઞાની પુરુષોના ધ્યાનમાં લોકસંગ્રહ બાધક થાય છે. સંસાર વ્યવહારની માયા મને ન વળગે એટલે જડભરત પરમાત્મા નારાયણનું આરાધન કરે છે. જડભરત ખેતરમાં બેઠા છે.

એક ભીલ રાજાને સંતાન ન હતું. તેમણે ભદ્રકાલીની બાધા લીધી. બાળક થાય તો નરબલિ આપીશ. પુત્ર થયો. ભીલોને આજ્ઞા આપી. જાવ, કોઈ નરને લઈ આવો.

ભીલોની નજર જડભરત ઉપર ગઈ. આ તગડો છે. પકડીને લઈ જઈશું.

સંસારના લોકોની દૃષ્ટિથી સંત એ પાગલ છે. સંતોની દૃષ્ટિથી સંસારસુખમાં ફસાયેલ પાગલ છે.

ભીલોને જડભરત પાગલ જેવા લાગે છે. ભરતજીને પકડીને લઈ ગયા છે. તેને ભદ્રકાલીના મંદિરમાં લાવ્યા.

માતાજીને બલિદાન કરવાનું તે કોઈ જીવનું નહિ. કામ, ક્રોધ, લોભ એ પશુ છે. તેનું બલિદાન કરવાનું છે. દેવી ભાગવતમાં બલિદાનનો અર્થ આ પ્રમાણે બતાવ્યો છે.

ભરતજીને નવડાવ્યા. ફૂલની માળા પહેરાવી. સુંદર પકવાનો ભોજન માટે આપ્યાં છે.
ભોજન કરવું એ પાપ નથી પણ સ્વાદ લઈને ભોજન કરવું એ પાપ છે.
ભોજન એ સાધન છે. ભજન એ સાધ્ય છે.
ભરતજી ભોજન કરે છે. પણ ભરતજીનું ભોજન ભજન માટે હતું.
ભીલો વિચારે છે કે આ બે કલાક પછી મરવાનો છે. તેમ છતાં સુખેથી ભોજન કરે છે.
તે પછી જડભરતને ભદ્રકાલી માતાના મંદિરમાં લઈ ગયા.

સંતની પરીક્ષા મનોવૃત્તિથી થાય છે, દાઢી—જટાથી નહિ. જડભરતજી માતાજીને મનથી પ્રણામ કરી માથું નમાવી શાંતચિત્તે બેઠા છે. ભીલરાજાએ ભદ્રકાલીની પ્રાર્થના કરી, તલવાર લઈ મારવા તૈયાર થયો.

સર્વમાં સમભાવ સિદ્ધ કરનાર ભરતને જોતાં માતાજીનું હૃદય ભરાયુ છે. માતાજીથી આ સહન ન થયું. ભદ્રકાલી મૂર્તિ ફાડી બહાર નીકળ્યાં છે. ભીલરાજાનું મસ્તક તે જ તલવાર લઈ કાપી નાંખ્યું છે. મસ્તકનો દડો બનાવી માતાજી રમવા લાગ્યાં.

જ્ઞાની ભકત માને છે મારી પાછળ હજાર હાથવાળો રક્ષણ કરનાર છે. બે હાથવાળા શું રક્ષણ કરવાના હતા ? જ્ઞાની ભકતો માતાજીને બહુ વહાલા લાગે છે.

જ્ઞાની પુરુષ એક ક્ષણ પણ મનને ઈશ્વરથી અલગ થવા દેતા નથી. તેની દૃષ્ટિ બ્રહ્મમય હોય છે.

એક સમયે સિંધુ દેશનો રાજા રહૂગણ કપિલ મુનિ પાસે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવા જાય છે. રહૂગણ તત્ત્વજ્ઞાનની વિદ્યા પ્રાપ્ત કરવા કપિલ ઋષિના આશ્રમ તરફ પાલખીમાં બેસી જાય છે. ચાર ભોઈઓએ પાલખી ઊંચકી છે. રસ્તામાં એક ભોઈ ભાગી ગયો. રાજાએ કહ્યું—જે કોઈ મળે તેને પકડી લાવો.

વૈષ્ણવો ભગવદ્દઇચ્છાથી જીવે છે. જ્ઞાનીઓ પ્રારબ્ધ કર્મ ભોગવવાની ઇચ્છાથી જીવે છે. જ્ઞાનીઓ અનિચ્છાથી પ્રારબ્ધને જુએ છે. વૈષ્ણવો તેમાં ભગવદ્દઇચ્છા જુએ છે.

સાધક માટે ખાસ આજ્ઞા કરી છે કે ચાર હાથ કરતાં વધારે દૂર દૃષ્ટિ ન જાય. દૃષ્ટિ ચંચળ થાય એટલે મન ચંચળ થાય છે.

સેવકો પાલખી ઊંચકવા જડભરતને પકડી લાવ્યા. આ તગડો ઠીક કામ લાગશે. ભરતજીએ પાલખી ઉપાડી છે. અગાઉ ઘણીવાર પાલખીમાં બેઠેલા હતા, તેમ છતાં આજે પાલખી ઉપાડવાનું કામ આવ્યું છે. આ તેનુ પ્રારબ્ધ હતું. પ્રારબ્ધ ભોગવ્યા વગર છૂટકો નથી. છેલ્લો જન્મ હતો તેમ છતાં પાલખી ઉપાડવી પડી છે ભરતજી જમીન ઉપર જોઇને ચાલે છે. કોઈ જીવની હિંસા ન થઈ જાય. ભરતજીને દરેક જીવમાં ભગવાનનાં દર્શન થાય છે.

ભરતજી વિચારે છે કે મારું પ્રારબ્ધ થોડું રહ્યું છે. મરશે તો શરીર મરશે. હું તો મારા નારાયણને મળવાનો છું. હું સાવધ છું. ગાફેલ હોઇએ તો જ આ કામ, ક્રોધ, લોભ, માથે ચડી બેસે છે. નિર્ભય બનો. નિર્ભયતા ત્યારે આવે છે કે જ્યારે જીવ હંમેશા પરમાત્માના સાન્નિધ્યનો સતત અનુભવ કરે છે. રસ્તે ચાલતાં તેઓ પ્રભુને રીઝવતા ચાલે છે

ભરતજીની આતુરતા વધારી મનને શુદ્ધ કરવા પ્રભુ અંતર્ધ્યાન થાય છે. ભગવાન દેખાય નહીં. ત્યારે ભરતજી વ્યાકુળ થાય છે અને રડી પડે છે. મારે જગતમાં રખડવું નથી. નાથ, શરણુમાં કયારે લેશો? મારું પ્રારબ્ધ કયારે પૂરું થશે? હજુ મને પરમાત્માના દર્શન થતાં નથી. તેમ વિચારી ભરતજી રડે છે.

રસ્તામાં કીડી દેખાય એટલે ભરતજી કૂદકો મારે એટલે પાલખીનો ઉપરનો દાંડો રાજાના માથામાં વાગે. રાજાએ સેવકોને કહ્યું, બરાબર ચાલો. મને ત્રાસ થાય છે. સેવકોને સાવધ રહેવા કહ્યું: સેવકોએ કહ્યું, અમે તો બરાબર ચાલીએ છીએ પણ આ નવો આવનાર બરોબર ચાલતો નથી. આ નવો આવ્યો છે તે કોઈ વખત ઊભો રહે છે, કોઈ વખત દોડતો ચાલે છે, કોઈ વખત કૂદકો મારે છે, કોઈ વખતે હસે છે, કોઈ વખતે રડે છે, આ પાગલ જેવો છે. આ ત્રાસ આપે છે.

રાજા વક્રોક્તિથી જડભરતને કહેવા લાગ્યા, તું તો સાવ દૂબળો છે ને! વળી તારાં અંગો પણ નબળાં એટલે તારાથી સારી રીતે કેમ ચલાય? એટલે તું શું કરે?

રહૂગણ વિચારે છે કે હવે દૃષ્ટિ હું ભરતજી ઉપર રાખીશ. ભરતજી વિચારે છે કે રસ્તામાં કોઈ જીવ કચરાઈ મરશે તો પાપ લાગશે. ભરતજીને કીડીમાં પણ કનૈયો દેખાય છે. કૃષ્ણ એક જ ચકાવામાં ન રહી શકે. સર્વમાં કૃષ્ણનાં દર્શન કરે તે વૈષ્ણવ.



જડભરતે રાજાના કહેવા ઉપર ધ્યાન ન આપ્યું. કીડી જોઈ ભરતજીએ જ્યાં કૂદકો માર્યો એટલે રાજાને ફરીથી પાલખીનો દાંડો માથામાં વાગ્યો. રાજાથી આ સહન ન થયું. ક્રોધથી અપમાન કરવા લાગ્યો. અરે, તું જીવતે મૂવા જેવો છે. તને ભાન નથી એય બરાબર ચાલ

ભસ્મમાં છુપાયેલ અગ્નિ ઓળખાતો નથી એવી રીતે બ્રહ્મ ચિંતનમાં લીન થયેલા જ્ઞાની ઓળખાતા નથી

ફરીથી દાંડો માથામાં વાગ્યો. રહૂગણ રાજાને ક્રોધ આવ્યો. એય, હું રહૂગણ રાજા છું. હું તને મારીશ, સજા કરીશ.

રાજાનો એક પૈસો લીધો નથી. રાજાનું ખાધું નથી. છતાં રાજા મારવા તૈયાર થયો છે. રાજાને મારવાનો શુ અધિકાર હતો? રાજા અભિમાની હતો. રાજા મદાંધ થયો છે.

ભરતજીને બોલવાની ઇચ્છા ન હતી. વિચાર્યું શરીર પુષ્ટ છે. દુબળા પાતળાપણું એ શરીરના ધર્મ છે. આત્માને કંઈ નથી. આ મારા શરીર સાથે વાતો કરે છે એટલે તેની સાથે બોલવાની શી જરૂર છે? હું નહીં બોલું. ફરી વિચાર થયો. મારું અપમાન કરે તે મહત્ત્વનું નથી. પરંતુ મેં જેને ખભા ઉપર ઊંચકયો તે રહૂગણ રાજા, જો હવે નરકમાં પડશે, તો પૃથ્વી ઉપરથી સત્સંગનો મહિમાં નષ્ટ થશે. લોકો કહેશે મહાજ્ઞાની જડભરતે જેને ખભે ઊંચકયો તે પણ નરકમાં પડયો. જગતમાં સત્સંગનો બહુ મોટો મહિમા છે. ગમે તેમ મેં રાજાને ખભે રાખ્યો છે. હવે તેનો ઉદ્ધાર કરીશ. રાજાને બોધ આપવા નિશ્ચય કર્યો. સત્સંગનો મહિમા રાખવા આજે જડભરતને બોલવાની ઇચ્છા થઈ છે. આજ દિન સુધી બોલ્યા ન હતા. રાજા ઉપર દયા આવી અને બોલવાની ઇચ્છા થઈ.

રાજાનું કલ્યાણ થાય. આ કપિલ મુનિના આશ્રમમાં તત્ત્વજ્ઞાનનો ઉપદેશ લેવા જાય છે. ઉપદેશ લેવા દીન બનીને જવાનું છે અને આ 'હું પણું' રાખીને રાજા થઈને ઉપદેશ લેવા જાય છે. અભિમાન લઈને જશે તો ઋષિ તેને વિદ્યા નહિ આપે. આજે તેને અધિકારી બનાવું.

રહૂગણ રાજા ભાગ્યશાળી છે. ભાગવતના સંત બહુ ઓછું બોલે છે. સુદામા પણ બહુ ઓછું બોલશે મૌન રાખવાથી માયાનું બંધન ઓછું થાય છે.

મારા જેવા સંતનું અપમાન કરશે તો હું તો સહન કરીશ પણ પરમાત્મા તે સહન નહિ કરે. તેને સજા કરશે. તેથી આજે ભરતજીને બોલવાની ઇચ્છા થઈ. રાજાનું કલ્યાણ કરવા ઇચ્છા થઈ.

બોલો તો એવું બોલો કે સામાનું કલ્યાણ થાય.

રાજા, તમે કહ્યું "તું પુષ્ટ નથી" એ સત્ય છે. તેમાં મારી નિંદા કે મશ્કરી નથી. જાડાપણું કે પાતળાપણું એ તો શરીરના ધર્મો છે. આત્માને તેની સાથે કાંઈ સંબંધ નથી.

રાજા, તમે કહ્યું કે હું જીવતે મૂવા જેવો છું, તો આખું જગત જીવતે મૂવા જેવું છે. આ પાલખી મૂવા જેવી અને પાલખીમાં બેઠેલો તું પણ જીવતે મૂવા જેવો છે.

વિકારવાળી સર્વ વસ્તુઓ આદિ અંતવાળી હોય છે. જે જન્મ્યા તે બધા મરવાના છે. રાજા તમે કહ્યું. "તું જીવતે મૂવા જેવો છે તો આ દષ્ટિએ પાલખીમાં બેઠેલો તું પણ જીવતે મૂવા જેવો છે. આ શરીર તો મૂડદા સમાન જડ છે."

શરીર અને આત્મા જુદા છે. શરીરના ધર્મો જુદા છે. આત્મા નિર્લેપ છે. આત્મા એ મનનો દ્દષ્ટા છે, સાક્ષી છે. જ્ઞાની પુરુષો ઈશ્વર સિવાય કોઈને સત્ય સમજતા નથી. સર્વ જીવોમાં પરમાત્મા છે. આમાં રાજા કોણ અને સેવક કોણ ?

વ્યવહારદષ્ટિએ આ ભેદ છે, બાકી તત્ત્વદષ્ટિએ તો તું અને હું એક જ છીએ.

રાજા, એક ઇશ્વર જ સત્ય છે. રાજા તેં કહ્યું કે હું તને મારીશ. પણ શરીરને માર પડશે તેથી મારી ચાલ સુધરશે નહિ. શરીરને માર પડે તેથી હું સુખીદુઃખી થતો નથી. આ તો બધા શરીરના ધર્મો છે. શરીરને શકિત આપે છે મન. મનને બુદ્ધિ. અને બુદ્ધિને ચેતન આપનાર હું આત્મા છું. શરીરના ધર્મો મને લાગુ પડતા નથી.

રાજા, કીડીમંકોડી મારા પગ નીચે ન કચરાય એટલે હું એવી રીતે ચાલું છું. મને ચાલતા પાપ લાગે એટલા માટે કૂદકો મારું છું. મારા શ્રીકૃષ્ણ સર્વ ઠેકાણે વિરાજેલા છે. આ કીડીઓમાં પણ પરમાત્મા છે. હું કીડીઓનો અને બીજા જીવજંતુઓનો ખ્યાલ રાખી ચાલું છું, કે જેથી કોઇ કચડાઇ ન જાય. કીડીમાં પણ ઇશ્વર છે. એમ માની હું મારા કૃષ્ણનું ચિંતન કરતાં કરતાં ચાલું છું, તેથી મારી ચાલ એવી છે અને એવી જ રહેશે.

જડભરતના આવાં વિદ્વત્તાભર્યાં વચનો સાંભળી રાજાને થયું:—ના. ના. આ પાગલ નથી પરમહંસ છે. આ કોઈ જ્ઞાની મહાત્મા લાગે છે. આ કોઈ અવધૂત સંત છે. આ વેદાંતના કઠીન સિદ્ધાંત બોલે છે. એની બ્રહ્મનિષ્ઠા અલૌકિક છે. મેં તેનું અપમાન કરી ભૂલ કરી છે. ચાલતી પાલખીમાંથી રાજા કૂદી પડયો છે, મારવા તૈયાર થયેલો રાજા હવે વંદન કરે છે.

ભરતજીની નિર્વિકાર અવસ્થા છે. રહૂગણે અપમાન કર્યું ત્યારે, અને રાજાએ માન આપ્યું ત્યારે પણ ભરતજીની એક જ સમસ્થિતિ. નહીં ક્રોધ, નહીં દુઃખ, નહીં સુખ. સંતની પરીક્ષા મનોવૃત્તિથી થાય છે, કપડાંથી નહિ. માન મળ્યું તો પણ એ જ સમતા. માન અપમાનમાં વૃત્તિ સમ છે વેશથી સંત થવું કઠણ નથી. હૃદયથી સંત થવું કઠણ છે. રહૂગણે ક્ષમા માંગી છે, તમારું અપમાન કરનારનું કલ્યાણ થાય નહીં.

તે પછી રહૂગણ રાજા પૂછે છે: – આ વ્યવહાર સત્ય છે, તેને મિથ્યા કેમ કહી શકાય ? જો વસ્તુ અસત્ય હોય તો તેથી કોઇ ક્રિયા થઈ શકે નહિ. જેમ મિથ્યા ઘટથી જળ વગેરે લાવી શકાતું નથી તેમ.

રાજા પૂછે છે:—આપે કહ્યું કે શરીરને જે દુઃખ થાય તે આત્માને થતું નથી, પરંતુ હું તો માનું છું શરીરને કષ્ટ થાય તે આત્માને થાય છે. કારણ આ શરીરનો સંબંધ ઇન્દ્રિયો સાથે છે. ઇન્દ્રિયોનો સંબંધ મન સાથે, મનનો સંબંધ બુદ્ધિ સાથે અને બુદ્ધિનો સંબંધ આત્મા સાથે છે. એટલે શરીરને જે દુઃખ થાય તે આત્માને થવું જ જોઇએ. ચૂલા ઉપર તપેલી હોય. તપેલીમાં દૂધ હોય, દૂધમાં ચોખા હોય, તો ચૂલામાંના અગ્નિથી એકબીજાના સંબંધના કારણે દૂધમાંના ચોખા પાકી જાય છે એટલે શરીરને જે દુઃખ થાય તે આત્માને થવું જ જોઈએ.



જડભરતજીએ કહ્યું કે :–રાજન્! તે કથન તદ્દન ખોટું છે. આત્મા નિર્લેપ છે.

અગ્નિ ઉપરના દૂધમાંના ચોખા પાકયા પણ દૂધમાં પથ્થર રાખ્યા હોય તો તે પથ્થરો કાંઈ પાકતા નથી. કારણ તે નિર્લેપ રહે છે. ત્યારે આત્મા તો સર્વથી શ્રેષ્ઠ અને નિર્લેપ છે.

સંસાર એ કેવળ મનની કલ્પના માત્ર છે.

રાજા, મન બગડે એટલે જીવન બગડે છે. મન સુધરે તો આત્માને મુક્તિ મળે છે.

મારું મન અગાઉ હરણબાળમાં ફસાયું, તેથી હરણનો જન્મ લેવો પડેલો. હવે સાવધ થઈને ફરું છું.

રાજા, આ બધો વ્યવહાર મનનો છે. પોતાના છોકરાનું વજન માને લાગતું નથી, કારણ કે મનની મમતા છે. પોતાનો બાબો ફૂલ જેવો હલકો અને બીજાનો બાબો ભારે લાગે છે. માને પોતાનો બાબો વજનદાર હોય તો પણ ફૂલ જેવો હલકો લાગે છે, ત્યારે બીજાના છોકરાનું વજન તુરત લાગે છે. કારણ? મન કહે છે, એ પારકો છે. બીજાનો બાબો હલકો હોય તો પણ અઢી મણનો લાગે.

રાજન્ આ બધા મનના ધર્મો છે. આ બધા મનના ખેલો છે. મનના ખેલને કારણે મારે અગાઉના જન્મમાં હરણ થવું પડેલું. મન સુધરે તો જગત સુધરે છે. મારું મન હરણબાળકમાં ફસાયેલું તેથી હું પશુ થયેલો.

રાજા, તું કચ્છપ દેશનો રાજા છે. હું તો ભરત ખંડનો રાજા હતો છતાં મારી આ દશા થઈ.

**गुणानुरक्तं व्यसनाय जन्तोः क्षेमाय नैर्गुण्यमथो मनःस्यात् ।**

ભા. ૫–૧૧–૮

**વિષયાસકત મન જીવને સંસાર સંકટમાં નાંખે છે અને તે જ મન જો વિષયરહિત થાય, તો જીવને શાંતિમય મોક્ષપદની પ્રાપ્ત કરાવે છે.**

મન જ જીવને સંસાર બંધનના કારણરૂપ છે અને તે જ મન મોક્ષના કારણરૂપ છે.

મનુષ્યનું મન જો વિષયોમાં આસકત થાય, તો તે સાંસારિક દુઃખો આપનાર થાય છે, અને તે જ મન જો વિષયોમાં આસકત ન થાય અને ઈશ્વરના ભજનમાં લીન થાય, તો તે મોક્ષ આપનાર થાય છે.

વિષયોનું ચિંતન કરતાં મન તેમાં ફસાય છે અને તેથી તેનું બંધન આત્મા પોતા ઉપર કલ્પે છે. આ બધી મનની લુચ્ચાઈ છે. માટે મનને પરમાત્મામાં સ્થિર કરો.

તમે તમારા મનને સજા કરશો, તો યમરાજા તમને સજા કરશે નહિ, જીભ જૂઠું બોલે તો તે દિવસે ઉપવાસ કરો. જે દિવસે પાપ થાય તે દિવસે માળા વધારે ગણો.

રાજા, તું મને પૂછે કે તું કોણ છે? પણ તું તારી જાતને પૂછ, "હું કોણ છું?"

તું શુદ્ધ આત્મા છે. જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓનો સાક્ષી આત્મા છે.

રાજન્! જ્ઞાનીઓ જગતને સત્ય માનતા નથી. જ્ઞાનીઓ સંસારને મન-કલ્પિત માને છે.

જગત સ્વપ્ન જેવું છે. તેમ છતાં ખોટું સ્વપ્ન જેમ રડાવે છે તેમ આ ખોટું જગત પણ મનુષ્યને, જીવને રડાવે છે.

દાખલા તરીકે એક મનુષ્ય સૂતેલો છે. તેને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તેણે જોયું કે એક વિકરાળ વાઘે તેના પર હુમલો કર્યો. વાઘ આવ્યો જાણી તે મનુષ્ય ગભરાયો. વાઘ મને ખાઈ જશે એમ માની તે ચીસો નાંખવા લાગ્યો અને રડવા લાગ્યો. તરત તે જાગી ગયો. તેને સમજાયું કે તે તો સ્વપ્ન હતું. સ્વપ્નના વાઘથી બીવાની કાંઈ જરૂર નથી.

પરંતુ સ્વપ્ન ખોટું છે તે સમજાય ક્યારે? કે જાગીએ ત્યારે. જાગ્યો કોણ? સર્વ વિષયોમાંથી જેનું મન હટી ગયું, છૂટી ગયું તે અને તેથી તો તુલસીદાસજીએ કહ્યું,

**जानये तबहि जीव जग जागा।**
**जब सब विषय बिलास बिरागा॥**

રાજા, તેથી તો કહું છું કે આ બધા મનના ખેલ છે. મનને શુદ્ધ કરવા સંતોનો સમાગમ કરવો. મહાપુરુષોની સેવાથી બ્રહ્મપ્રાપ્તિ થાય છે.

**महत्पादरजोऽभिषेकम्।**

રાજા, સત્સંગ વગર જ્ઞાન મળતું નથી. સ્વરૂપનું પરિપૂર્ણ જ્ઞાન એ એક જ સત્ય વસ્તુ છે. એક બ્રહ્મ જ સત્ય છે. બ્રહ્મ સત્યસ્વરૂપ, ભેદથી રહિત પરિપૂર્ણ, આત્મસ્વરૂપ છે. પંડિતો તેને ભગવાન વાસુદેવ, કૃષ્ણ એ નામોથી પણ વર્ણવે છે. બાકી જગત તો મિથ્યા છે.

રાજર્ષિને દિવ્ય તત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો અને પછી ભવાટવીનું વર્ણન કર્યું.

એક એક ઇન્દ્રિય આત્માનું વિવેકરૂપી ધન લૂંટે છે. કોઈ સંત મળે તો સંસારરૂપી જંગલમાંથી બહાર કાઢે. સંસારમાં એકલા ભટકશો નહિ. કોઈ સંતનો, સદ્‌ગુરુનો આશ્રય લેશો તો તેમાંથી બહાર નીકળાશે.

માયાના કારણે જીવ સુખથી લાલચમાં આ સંસારરૂપી જંગલમાં ભટકે છે, પણ તેને સાચું સુખ મળતું નથી.

જે જીવનો સરદાર (બુદ્ધિ) યોગ્ય નથી તેને છ લૂંટારાઓ (છ ઇન્દ્રિયો) લૂંટે છે. અને તેનું ધર્મરૂપી ધન લૂંટી લે છે.

આ પ્રમાદી જીવસંઘના મનુષ્યને ઘેટાનાં ટોળામાંથી પ્રમાદી ઘેટાંને જેમ વરુ ખેંચી જાય છે તેમ શિયાળવાંઓ (સ્ત્રી-પુત્રો) ખેંચી જાય છે.

આ જંગલ (સંસાર) વેલા તથા જાળાંઓ (ગૃહસ્થાશ્રમ)થી ગીચ છે ડાંસ મચ્છરોથી (કામ્ય કર્મોથી) આ જનસંઘ પીડા પામે છે.

જીવસંઘ તે જંગલમાં ગંધર્વનગરને (મિથ્યા શરીરાદિને સત્ય માનવા તે) અને પિશાચને (સોનાને) જુએ છે.



કોઈ વખતે ધૂળથી ભરાયેલી આંખોવાળો (રજોગુણથી વ્યાપ્તદષ્ટિવાળો) અને વંટોળિયાથી ઊડેલી ધૂળને લીધે (વંટોળિયાની જેમ ભમાવતી સ્ત્રીથી) દિશાઓને (દેવોને) પણ તે જાણતો નથી.

તે જનસંઘ ભૂખથી વ્યાકુળ થાય છે, ત્યારે અપવિત્ર વૃક્ષોનો (અધાર્મિક મનુષ્યોનો) આશ્રય કરે છે. અને તૃષાથી પીડાય છે, ત્યારે ઝાંઝવાના જળ (નિષ્ફળ વિષયો) તરફ દોડે છે. કોઈ વખત જળ વગરની નદીઓ (દુઃખદાયી માર્ગ) તરફ દોડે છે. કેઈ સ્થળે એ જંગલમાં દાવાનળ (દુઃખદાયી ઘર કે જેમાં શોકરૂપી અગ્નિ સળગે છે) સળગે છે. જંગલના યક્ષો (રાજાઓ) તેના પ્રાણને (ધનને) હરિ લે છે.

ચાલતાં ચાલતાં તેના પગ કાંટા અને કાંકરાથી (અનેક પ્રકારનાં સંકટોથી) વીંધાઈ જાય છે.

આ સંઘના મનુષ્યોને કોઈ વાર સર્પ (નિદ્રા) કરડે છે, તેથી મુડદા જેવો તે થાય છે. કોઈ વાર તેઓને હિંસક પ્રાણીઓ (દુર્જનો) કરડે છે. કોઈ વખત અંધ બની (વિવેકભ્રષ્ટ બની) તે અંધારિયા કૂવામાં (મોહમાં) પડી દુઃખથી રિબાય છે.

વળી તે જનસંઘ એ જંગલમાં લતાની શાખાઓનો આશ્રય કરી (સ્ત્રીઓની કોમળ ભુજાઓનો આશ્રય કરી) ત્યાં રહેલાં અસ્પષ્ટ મધુર મધુર શબ્દ કરતાં પક્ષીઓને (સ્ત્રીઓના ખોળામાં ખેલતાં નાનાં બાળકોને) ઇચ્છે છે. સિંહના ટોળાંથી (કાળચક્રથી થતા જન્મમરણ) થી તે ત્રાસ પામે છે.

વૃક્ષો નીચે (ઘરબારમાં) તે રમવા ઇચ્છે છે. કોઈ વાર પર્વતની ગુફાઓમા (રોગાદિ દુઃખોમાં) જઈ ત્યાં રહેલા હાથીથી (મૃત્યુથી) તે ભયભીત થાય છે.

જીવાત્મા કોઈ વખત સુખી અને કોઈ વખત દુઃખી થાય છે. જીવ ભગવાનનાં ચરણનો આશ્રય લે છે, તો કૃતાર્થ થાય છે.

ટૂંકમાં આ સંસારમાર્ગ દારુણ, દુર્ગમ અને ભયંકર છે. વિષયોમાં મનને આસક્ત કર્યા વગર શ્રી હરિની સેવાથી તીક્ષ્ણ બનેલી જ્ઞાનરૂપ તલવાર લઈ આ સંસારમાર્ગને પાર કર.

ભરતજીએ પ્રથમ શિક્ષા અને પછી દીક્ષા આપેલી છે. ભગવતાશ્રય કરનારનો આશ્રય કરે તે કૃતાર્થ થાય છે. ભરતજી પ્રભુનું ધ્યાન કરતાં શરીરનો ત્યાગ કરે છે.

તે પછી ભરતવંશી રાજાઓનું વર્ણન કરે છે. તે પછી આવે છે ભારતવર્ષના ઉપાસ્ય દેવો અને ઉપાસક ભકતોનું વર્ણન

ભગવાન નરસિંહના ભકતો આ મંત્રો જપે છે.

**ॐ नमो भगवते नरसिंहाय नमस्तेजस्तेजसे**
**आविराविर्भव वज्रनख वज्रदंष्ट्र कर्माशयान्**
**रन्धय रन्धय तमो ग्रस ग्रस ॐ स्वाहा**
**अभयमभयमात्मनि भुयिष्ठाः ॐ क्षौम्॥**
ભા. ૫-૧૮-૮

ૐકાર સ્વરૂપ ભગવાન શ્રી નૃસિંહ દેવને નમસ્કાર કરું છું. તમે અગ્નિ આદિ તેજનું પણ તેજ છો. તમને નમસ્કાર છે હે વજ્રનખ, હે વજ્ર જેવી દાઢોવાળા, તમે અમારી

પાસે પ્રગટ થાઓ, પ્રગટ થાઓ; અમારી કર્મવાસનાઓને બાળી નાંખો, બાળી નાખો; અમારા અજ્ઞાનરૂપી અંધકારને નષ્ટ કરો, નષ્ટ કરો. અમારા અંતઃકરણમાં અભયદાન દેતાં પ્રકાશિત થાઓ.

આ છે નૃસિંહ ભગવાનનો મંત્ર. શ્રીધરસ્વામીને આ મંત્રનો જપ કરતાં કરતાં વૈરાગ્ય થયો હતો.

માનવશરીરની નિંદા ભાગવતમાં ઠેર ઠેર છે, સર્વત્ર કરેલી છે. માનવશરીરની સ્તુતિ એક પાંચમાં સ્કંધમાં જ છે, અને તે પણ દેવોએ કરેલી છે.

માનવશરીર મુકુંદની સેવા કરવા માટે છે. માનવ ધારે તો નરનો નારાયણ થઈ શકે છે. देवा गायन्तिः—

अहो अमीषां किमकारि शोभनं प्रसन्न एषां स्विदुत स्वयं हरिः।
यैर्जन्म लब्धं नृषु भारताजिरे मुकुन्दसेवौपयिकं स्पृहा हि नः॥

ભા. ૫–૧૯–૨૧

મનુષ્ય જન્મ સર્વ પુરુષાર્થોનું સાધન છે એમ કહી દેવો આ ભારતવર્ષમાં જન્મ પામેલા મનુષ્યોનો આ પ્રમાણે મહિમા ગાય છે:–અહો, આ ભારતવર્ષના મનુષ્યોએ કયા પુણ્ય કર્યાં હશે? અથવા શ્રી હરિ પોતે શું તેઓના ઉપર પ્રસન્ન થયા હશે કે જેઓએ આ ભારતવર્ષમાં ભગવાનની સેવાને યોગ્ય મનુષ્ય જન્મ પ્રાપ્ત કર્યો છે કે જે મનુષ્ય જન્મ શ્રી હરિની સેવા માટે ઉપયોગી હોઈ, જે માટે અમે પણ ઝંખના કરીએ છીએ. એ સૌભાગ્યને માટે તો અમે પણ હંમેશા ઇચ્છાવાળા રહીએ છીએ....

તે પછી આવે છે ભૂગોળનું વર્ણન. પૃથ્વીના સાત ખંડોનું વર્ણન કરે છે. સપ્તદ્વિપ અને સાત સમુદ્રનું વર્ણન કર્યું.

ભરતખંડના માલિક દેવ નરનારાયણ છે. ભરતખંડ કર્મભૂમિ છે. બીજા ખંડો ભોગભૂમિ છે. ભરતખંડમાં જન્મ લેવાની દેવોને ઇચ્છા થાય છે. શરીરની ભાગવતમાં નિંદા પણ કરેલી છે અને સ્તુતિ પણ કરેલી છે. આ માનવશરીરથી ભગવદ્સેવા, મુકુંદસેવા થાય છે. ગ્રહોની સ્થિતિ ગતિનું વર્ણન કર્યું.

સપ્ત પાતાળનું પ્રતિપાદન કર્યું છે. આથી નીચે શેષ નારાયણ છે.

રાજાએ પૂછ્યું :—નરકલોક કયાં છે? શુકદેવજી કહે છે, રાજન્, દક્ષિણ દિશામાં આ નરકલોક છે. અનેક પ્રકારનાં નરકો છે. ચોરી કરે છે તે તામિસ્ત્ર નામના નરકમાં જાય છે. જે વ્યભિચારી છે તે અંધતામિશ્ર નરકમાં પડે છે. જેટલા પાપ તેટલાં નરક છે કયા પાપથી કયા નરકમાં જીવ પડે છે તેનું વિગતવાર વર્ણન કર્યું. આ પ્રમાણે સેકંડો અને હજારો નરકો યમલોકમાં છે એમ બતાવી સ્કંધ પૂરો કર્યો.

श्रीमन्नारायण नारायण नारायण.
लक्ष्मीनारायण नारायण नारायण.
बद्रिनारायण नारायण नारायण.
श्रीमन्नारायण नारायण नारायण.

# સ્કંધ છઠ્ઠો

નારાયણ જિન નામ લિયા, તિન ઔરકા નામ લિયા ન લિયા.
અમૃત પાન કિયા ઘટ ભીતર, ગંગાજલ ભી પીયા ન પીયા.

નરકોનાં વર્ણન સાંભળી પરીક્ષિત રાજા બોલ્યા :—મહારાજ, આવાં નરકોમાં જવું ન પડે તેનો કાંઈ ઉપાય બતાવો. આપે પ્રવૃત્તિધર્મ, નિવૃત્તિધર્મની કથા સંભળાવી પણ આ નરકલોકનાં વર્ણન સાંભળી મને બીક લાગે છે. કોઈ દિવસ નરકમાં જવાનો પ્રસંગ ન આવે તેવો ઉપાય બતાવો.

શુકદેવજી વર્ણન કરે છે કે રાજન્! એકેએક પાપનું પ્રાયશ્ચિત્ત શાસ્ત્રમાં બતાવેલું છે. જો તે પાપનું વિધિપૂર્વક પ્રાયશ્ચિત્ત કરવામાં આવે, તો પાપનો નાશ થાય છે પ્રાયશ્ચિત્ત કર્યા પછી ફરીથી પાપ ન થવું જોઈએ, નહિતર પ્રાયશ્ચિત્ત કરવાનો કાંઈ અર્થ નથી. દુઃખ સહન કરી ઈશ્વરનું ભજન કરે તો પાપ બળે છે.

રાજાએ પૂછ્યું :—વિધિપૂર્વક પ્રાયશ્ચિત્ત કર્યા પછી પણ પાપ કરવાની ઇચ્છા થાય છે. આનો ઉપાય શો? પાપના પ્રયાશ્ચિત્તથી પાપનો નાશ થાય છે, પણ પાપની વાસનાનો પાપ કરવાથી વાસનાનો નાશ થતો નથી. પાપની વાસના પ્રાયશ્ચિત્તથી નષ્ટ થતી નથી તેનો શો ઉપાય? એવો ઉપાય બતાવો કે પાપની વાસના પાપ કરવાની વાસના જ ન રહે. પાપના પ્રાયશ્ચિત્તથી પાપ બળે છે, પણ પાપ કરવાની વાસના જતી નથી તે કેમ જાય?

શુકદેવજી સાવધાન કરે છે:–રાજન્, મનના ઉપર જરાય વિશ્વાસ ન રાખો, મન દગાખોર છે. તેને અંકુશમાં રાખો. એક વાર મનને છૂટ આપશો, તો ફરીથી પાપ કરવા તૈયાર થશે. પાપવાસના અજ્ઞાનમાંથી જાગે છે. અજ્ઞાનનું મૂળ અહંકાર છે.

શ્રીકૃષ્ણભગવાનને જે પ્રાણ અર્પણ કરે છે તેને પાપ કરવાની ઇચ્છા થતી નથી, તેનો અહંકાર નષ્ટ થાય છે.

તપ (મનની તથા ઇન્દ્રિયોની એકાગ્રતા રૂપ તપ) બ્રહ્મચર્ય, શમ (મનના નિયમરૂપ શમ), દમ (બાહ્ય ઇન્દ્રિયોના નિયમરૂપ દમ), મનની સ્થિરતા, દાન, સત્ય, શૌચ, યમ, નિયમ વડે પાપની વાસનાનો નાશ થાય છે.

પરંતુ હે પરીક્ષિત,

न तथा ह्यववान् राजन् पूयेत तपआदिभिः।
यथा कृष्णार्पितप्राणस्तत्पूरुषनिषेवया॥

ભા. ૬–૧–૧૬

પાપી પુરુષની જેવી શુદ્ધિ ભગવાનને આત્મસમર્પણ કરવાથી અને એના ભક્તોની સેવા કરવાથી થાય છે તેવી શુદ્ધિ તપશ્ચર્યા આદિ દ્વારા થતી નથી.

પાપી મનુષ્ય ભક્તિથી જેવો પવિત્ર થાય છે તેવો શમ, દમ, તપ વગેરેથી થતો નથી.

રાજા ! તારા પ્રાણ ભગવાનને અર્પણ કર એટલે પાપની વાસના જશે. ભગવાન
નારાયણને જે પોતાના પ્રાણ અર્પણ કરે, પ્રતિશ્વાસે નારાયણના મંત્રનો જપ કરે તો
પછી પાપ તેને અડકશે નહિ. શ્રીકૃષ્ણને પોતાના પ્રાણ જે અર્પણ કરે તેને પાપ કરવાની
ઇચ્છા જ થતી નથી. પ્રાણ અર્પણ કરવા એટલે પ્રાણે પ્રાણે, શ્વાસે શ્વાસે (પ્રતિશ્વાસે)
ઈશ્વરના નામનો જપ કરવો. ઈશ્વરનું અનુસંધાન દરેક કાર્યમાં રાખવું. સતત્ પ્રતિશ્વાસે
શ્વાસે ભગવતસ્મરણ રાખો. તો મનુષ્ય પાપ કરી શકતો નથી. તો પાપમાં પ્રવૃત્તિ નહિ
થાય. ગીતાજીમાં કહ્યું છે ને **મામનુસ્મર યુધ્ય ચ।** પહેલાં ભગવાનનું સ્મરણ ત્યારબાદ
સંસારના કાર્યો

પરમાત્માનું જ્ઞાન ન થાય ત્યાંસુધી વાસનાનો વિનાશ થતો નથી. વાસના
અજ્ઞાનમાંથી જન્મે છે. ઈશ્વરના સ્વરૂપનું જ્ઞાન થાય અને જગત કેવું છે તે સમજે તો
વાસનાનો વિનાશ થાય. ઈશ્વર આનંદરૂપ છે અને સંસાર દુઃખરૂપ છે, તેવો અનુભવ
થયા પછી વાસનાનો વિનાશ થાય છે.

વાસનાનું મૂળ અજ્ઞાન છે. અજ્ઞાનનો નાશ જ્ઞાનથી થાય છે. એ જ્ઞાનને સતત
ટકાવી રાખવા પ્રાણને કૃષ્ણાર્પણ કરો. અજ્ઞાનનો નાશ ન થાય ત્યાં સુધી વાસનાનો
નાશ થતો નથી. વાસનાનો નાશ ન થાય ત્યાં સુધી પાપ અટકતું નથી.

જ્ઞાની કેવળ ઇન્દ્રિયોને વિષયમાં જતી રોકવાનો પ્રયત્ન કરે છે. પણ તેથી
વાસનાનો વિનાશ થતો નથી. ઇન્દ્રિયોને રોકવાથી નહીં પરંતુ પ્રભુ પ્રત્યે વાળવાથી
વાસનાનો વિનાશ થાય છે. ઇન્દ્રિયોને પરમાત્મા તરફ વાળો તો વાસનાનો પૂર્ણ વિનાશ
થાય છે એક એક ઇન્દ્રિયને પરમાત્મા તરફ વાળો તો જ વાસનાનો વિનાશ થશે. મનને
પવિત્ર કરવું હોય તો આંખને ભગવતસ્વરૂપમાં સ્થિર કરો.

છઠ્ઠા સ્કંધમાં ત્રણ પ્રકરણો છે : (૧) ધ્યાન પ્રકરણ :—ચૌદ અધ્યાયોમાં ધ્યાન
પ્રકરણનું વર્ણન કર્યું. ચૌદ અધ્યાયોનો અર્થ છે પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, મન,
બુદ્ધિ, ચિત્ત, અહંકાર. આ ચૌદને પરમાત્મામાં પરોવી રાખે તો ધ્યાન સિદ્ધ થાય છે.

(૨) અર્ચન પ્રકરણ :—બે અધ્યાયમાં સ્થૂલ અર્ચન અને સૂક્ષ્મ અર્ચનનું
વર્ણન કર્યું.

(૩) નામ પ્રકરણ :—ત્રણ અધ્યાયોમાં ગુણ સંકીર્તન, નામ સંકીર્તન.

પરમાત્માના મંગલમય નામનો જપ કરો. જ્ઞાનમાર્ગી હોય કે ભક્તિમાર્ગી
હોય તો પણ ઈશ્વરનું ધ્યાન કર્યા વગર ચાલતું નથી. એકમાં મન સ્થિર થાય તો મનની
શક્તિ વધે છે. ત્રણ સાધન ધ્યાન, અર્ચન અને નામ બતાવ્યાં છે. આ ત્રણ સાધનો
કરે તેના પાપનો નાશ થાય અને તે કોઈ દિવસ નરકમાં ન જાય. પ્રભુના મંગલમય
સ્વરૂપનું ધ્યાન—જપ કરવાની આદત પાડો અને નિયમિત સેવા કરો. નરકમાં જવું ન
પડે તે માટે આ ત્રણ સાધનો કરો.

રોજ ઠાકોરજીની સેવા કરો. તેમના નામ જપ કરો, અને તેમનું ધ્યાન કરો.

આ ત્રણ સાધન તમારાથી ન થાય તો એક સાધનમાં દૃઢ નિષ્ઠા રાખો.

વાસનાનો વિનાશ ઇન્દ્રિયોનો ભક્તિરસમાં તરબોળ ન કરો ત્યાંસુધી થતો નથી.
ભક્તિદ્વારા જીવ ભગવાન પાસે જાય છે. યમુના મહારાણી ભક્તિનું સ્વરૂપ છે. તે



જીવનો ઈશ્વર સાથે સંબંધ જોડી આપે છે. ભક્તિદ્વારા જીવનો બ્રહ્મસંબંધ થાય છે

ધ્યાન, અર્ચન અને નામસ્મરણ આ ત્રણ સાધનથી ભક્તિ દૃઢ થાય છે.
પરમાત્માનું ધ્યાન ન કરે ત્યાં સુધી મન શુદ્ધ થતું નથી. દાનથી, વ્રતથી દ્રવ્યશુદ્ધિ થશે
પણ મન શુદ્ધિ થતી નથી.

દાન કરવાથી ભગવાન મળતા નથી. દાનનું ફળ છે લક્ષ્મી. ગીતાજીમાં પણ
કહ્યું છે કે,

**नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया।**

ન વેદોથી, ન તપથી, ન દાનથી, અને ન તો યજ્ઞથી મારી પ્રાપ્તિ થાય છે.

મનશુદ્ધિ પરમાત્માના ધ્યાનથી થાય છે. તેથી રોજ ધ્યાન કરવાની જરૂર છે.
ધ્યાનમાં એકાગ્રતા ન થાય તો નામ સ્મરણની જરૂર છે.

આ ત્રણ ન થાય તો કાંઈ નહીં પણ આમાંના એકને પકડી રાખો. સાધન વિના
સિદ્ધિ પ્રાપ્ત થતી નથી.

મનુષ્ય જીવનમાં લક્ષ્ય નક્કી કરવું જોઈએ. જે જીવનમાં એક ધ્યેય નથી તે
જીવન નાવિક વગરની નૌકા જેવું છે. ધ્યેય નક્કી કરી તે ધ્યેય સિદ્ધ કરવા સાધન કરો.
આ કલિકાળમાં કાંઈ થઈ શકતું નથી, તેથી નામ સ્મરણનો આશરો લેવો. કલિકાળમાં
નામસેવા પ્રધાન બતાવી છે.

કળિયુગમાં સ્વરૂપસેવા જલદીથી ફળતી નથી. સ્વરૂપસેવા ઉત્તમ છે પણ તેમાં
પવિત્રતાની જરૂર છે. એવી પવિત્રતા કલિનો માણસ રાખી શકતો નથી. તેથી નામસેવા
મોટી કહી છે.

જે વસ્તુ ન દેખાય તેનું પકડી રાખો તો નામમાંથી સ્વરૂપ પ્રગટ થશે.
પરમાત્માનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર જ્યાં સુધી થયો નથી, ત્યાં સુધી તે નામનો આશ્રય રાખે.
એને એક દિવસ જરૂર સાક્ષાત્કાર થાય છે.

સીતાજી ધ્યાન સાથે નામ સ્મરણ એવી રીતે કરે છે કે ઝાડના પાંદડે
પાંદડામાંથી રામ નામનો ધ્વની નીકળે છે.

પરમાત્માના નામમાં નિષ્ઠા થવી કઠણ છે. નામ સ્મરણ થતું હોય તો જીભ
અટકી પડે છે. પાપ જીભને પકડી રાખે છે. ઘેર જાવ ત્યારે પગલે પગલે ભગવાનનું
નામ લ્યો. પદે પદે યજ્ઞનું પુણ્ય મળશે. આ અતિશય સુલભ છે છતાં થતું નથી.

નામમાં દૃઢ નિષ્ઠા રાખો. સતત પરમાત્માના નામનો જપ કરવાની ટેવ પાડશો
તો મરણ સુધરશે. નામનિષ્ઠા થાય તો નામી ઈશ્વરનું સ્મરણ થતાં મરણ સુધરે છે.
બ્રહ્મનિષ્ઠા અંતકાળ સુધી ટકવી મુશ્કેલ છે. કલિકાળમાં નામનિષ્ઠા વગર બીજો કોઈ
ઉપાય નથી

રામનામથી પથ્થર તરી ગયા છે. પણ રામે નાખેલા પથ્થર ડૂબી ગયા છે.

રામનામથી પથ્થરો તરે છે. એક વખત રામચંદ્રજીને કુતૂહલ થયું. રામનામથી
પથ્થરો તરેલા અને વાનરોએ સમુદ્ર ઉપર સેતુ બાંધેલો. મારા હાથના અડકવાથી
પથ્થરો તરે છે કે નહિ ચાલ તેની ખાત્રી કરું. તેઓ કોઈ ન દેખે તેવી રીતે સમુદ્ર

કિનારે આવ્યા. રામચંદ્રજીએ પોતે પથ્થરો ઊંચકીને સમુદ્રમાં ફેંકયા. તે સર્વ પથ્થરો સમુદ્રમાં ડુબી ગયા. રામચંદ્રજીને આશ્ચર્ય થયું. આમ કેમ બન્યું? મારું નામ માત્ર લખવાથી તો પથ્થરો તરેલા.

હનુમાનજી આ કૌતુક છુપાઈને જોતા હતા. રામજી નિરાશ થઈ પાછા ફરતા હતા. હનુમાનજી સામેથી આવ્યા અને મળ્યા. તેઓએ હનુમાનજીને પૂછયું:—મારા નામે સમુદ્રમાં પથ્થરો તર્યા અને મેં પોતે પથ્થરો સમુદ્રમા ફેંકયા તે સર્વ ડૂબી ગયા. આમ કેમ?

હનુમાનજી કહે:—એમ જ હોય ને! તેમાં શું અયોગ્ય છે? રામજી જને ફેંકે એટલે કે તરછોડે તેને કોણ તારી શકે? રામજી જેને ફેંકે-ત્યજે એ તો ડૂબી જ જાય. એ પત્થરોને આપે ત્યજ્યા એટલે ડૂબી ગયા. રામજી જેને અપનાવે તે ડૂબે નહીં. જે પથ્થરો વડે સમુદ્ર ઉપર સેતુ બાંધેલો તે ઉપર શ્રીરામ લખવામાં આવતું એટલે તે તર્યા તમારા નામમાં જેવી શકિત છે તેવી તમારા હાથમાં નથી.

રામનામમાં જે શકિત છે તે ખુદ રામમાં પણ નથી. રામજીએ પોતાના જીવન દરમિયાન કેટલાકનો ઉદ્ધાર કર્યો. ત્યારપછી રામનામે અનેકોને તાર્યા છે.

નામ જપનો મહિમા અનેરો છે. જપ કરવાથી જન્મકુંડલીના ગ્રહો પણ બદલાઈ જાય છે વધુ શું કહું? તુલસીદાસજીની વાણીનો આશરો લઈએ.

मंत्र महामनि विषय व्यालके।
मेटत कठीन कुअंक भालके॥
भाव कुभाव अनख आलसहु।
नाम जपत मंगल दिशि दशहु॥

જપ તો જનાબાઈએ કર્યો જનાબાઈ છાણા થાપે તે કોઈ ચોરી કરી લઈ જાય. જનાબાઈએ નામદેવને આ બાબતની ફરીયાદ કરી. નામદેવે કહ્યું કે—છાણાં તો સર્વ સરખાં. તારા છાણાં ઓળખાય કેમ? ચોર પકડાય કેમ? જનાબાઈએ કહ્યું કે મારા છાણાં ઓળખી શકાશે. મારું છાણું કાન પાસે ધરશો તો તેમાંથી વિઠ્ઠલ વિઠ્ઠલ એવો ધ્વની સંભળાશે. જનાબાઈ છાણાં થાપતી વખતે વિઠ્ઠલ વિઠ્ઠલ નામનો જપ કરતા જાય અને છાણાં થાપતા જાય. એટલે કહે છે છાણામાંથી જપનો ધ્વનિ નીકળશે. નામદેવે ખાત્રી કરી જોઈ. છાણામાંથી વિઠ્ઠલ વિઠ્ઠલ ધ્વની આવતો સંભળાયો. તેમણે જનાબાઈને કહ્યું કે નામદેવ હું નહિ પણ તું છે.

જનાબાઈ છાણાં થાપતી વખતે વિઠ્ઠલ વિઠ્ઠલ નામના જપમાં એવા તલ્લીન બનતા કે જડ છાણામાંથી જપનો ધ્વની નીકળતો.

આગળ જપની સંખ્યા અને તેનું ફળ બતાવ્યા છે. વિધિમાં બે નિયમ સાચવજો. બ્રહ્મચર્ય પાળવું અને બીજા કોઈનું ખાશો નહિ. પાંચ કરોડ જપ કરનારને જ્ઞાન મળે છે. કેવળ વાંચવાથી જ્ઞાનનો અનુભવ થતો નથી. પ્રાચીનકાળમાં સંતો કયાંય ભણવા ગયા હોય એવું તેમના ચરિત્રમાં લખ્યું નથી. પણ ભગવતભકિતથી ચિત્ત શુદ્ધ થતાં અંદરથી જ્ઞાનનું સ્ફુરણ થતું. પંડિત શાસ્ત્રની પાછળ દોડે છે. મીરાંબાઈ જે બોલે તેની પાછળ શાસ્ત્ર દોડે છે. તેર કરોડ જપ કરવાથી જીવ અને ઈશ્વરનું મિલન થાય છે. કળિકાળમાં આ



સિવાય બીજો કોઈ ઉપાય નથી. અધિકારી ગુરુ પાસેથી મંત્ર ગ્રહણ કરવાથી મંત્રમાં દિવ્ય શકિત આવે છે. અજામિલ નામસ્મરણથી તરી ગયો છે.

વેદાન્તના સિદ્ધાંતો સમજવા મુશ્કેલ છે અને સમજાય તો પણ અનુભવવા મુશ્કેલ છે. દુઃખ શરીરને થાય છે, આત્મા તો કેવળ દ્રષ્ટા છે, એમ બોલવું સમજવું સહેલું છે; પણ આ સિદ્ધાંતનો અનુભવ કરવો મુશ્કેલ છે.

ત્યારે નામસ્મરણ સહેલું છે. ભકિત સહેલી અને સરળ છે. ભકિત મરણ સુધારે છે. જપ વિના જીવન સુધરતું નથી.

કથા જીવનમાં માર્ગ બતાવે છે. કથા મનુષ્યને તેના સૂક્ષ્મ દોષોનું ભાન કરાવે છે, પણ તેનો ઉદ્ધાર તો નામજપ, નામસ્મરણથી જ થાય છે.

ભગવન્નામ એ જ પરમાત્માનું સ્વરૂપ છે. નામ આશ્રયથી પાપનો પણ વિનાશ થાય છે.

દ્રષ્ટાંત વગર સિદ્ધાંત બુદ્ધિમાં ઠસતો નથી. આ સંબંધમાં અજામિલનો ઇતિહાસ કહેવામાં આવે છે, અજામિલનું દ્રષ્ટાંત આપવામાં આવે છે. અજામિલ અધમ હતો, પણ ભગવન્નામનો આશ્રય કરી કૃતાર્થ થયો. આપણે બધા અજામિલ છીએ. આ જીવ માયામાં ફસાયો છે. માયામાં જે મળી ગયો છે તે અજામિલ. માયા જ્યાં જશો ત્યાં સાથે આવશે, કોલસાની ખાણમાં ઊતરે અને હાથ ચોકખા રહે તે અશકય છે. સંસારમાં માયાના સંસર્ગમાં આવવું જ પડે છે. માયાને પકડવી પડે છે પણ તેને અગ્નિની જેમ પકડજો. તેને વિવેકરૂપી સાણસીથી પકડજો. અગ્નિ વિના વહેવાર ચાલતો નથી, છતાં કોઈ અગ્નિને હાથમાં લેતું નથી. માયા આપણી પાછળ પડે છે, તેનાથી બચવાનું છે, અને ઈશ્વર પાછળ પડવાનું છે. ઈશ્વર પાછળ પડતાં માયા દૂર થશે. માયાને સ્પર્શ કરતાં બહુ સાવધાન રહેજો. સંસારમાં રહી માયાનો ત્યાગ કરવો તે અશકય છે. કનક અને કાન્તા એ માયાનાં રૂપો છે. એ બે વસ્તુમાં મારું મન ન જાય તેવો નિશ્ચય કરજો. શરીરથી પાપ કરશો તો સજા થાય છે, અને મનથી પાપ કરશો તો તેની પણ સજા થાય છે.

કનક અને કાન્તા એ બે વસ્તુમાં માયા રાખેલી છે. આ બેમાંથી જેનું મન હટી જાય તેનું મન માયામાંથી હટી જાય છે.

અજામિલ નામનો એક બ્રાહ્મણ હતો. તે કાન્યકુબ્જ દેશમાં રહે છે. અજામિલ પવિત્ર છે.

અજામલિ શબ્દનો અર્થ જોઈએ. અજા એટલે માયા. માયામાં ફસાયેલા જીવ તે અજામિલ.

અજામિલ અનેક પ્રકારનાં પાપો કરી ગુજરાન ચલાવતો. આ અજામિલ પહેલાં તો મંત્રવેત્તા, પવિત્ર અને સદાચારી હતો.

પણ એક દિવસ તે વનમાં ગયો. રસ્તામાં એક શુદ્રને વેશ્યા સાથે કામક્રીડા કરતો જોયો. વેશ્યાની સાડી ખસી ગઈ હતી. સ્વરૂપ જોતાં કામાંધ થયો. અજામિલ કામવશ થયો. વેશ્યાને જોવાથી અજામિલનું મન બગડયું.

એક વાર વેશ્યાને જોવાથી અજામિલનું મન બગડયું તો દર રવિવારે ફિલ્મ જોવા જાય છે તેના મનનું શું થતું હશે? ઘણાનો નિયમ હોય કે દર રવિવારે ફિલ્મ જોવાની જ. ઘણા બાળકોને પણ સાથે લઈ જાય છે. અમારું તો બગડયું છે પણ તારું પણ ભલે બગડે.

પાપ પહેલું આંખ વાટે આવે છે. આંખ બગડી એનું મન બગડયું, મન બગડયું, એનું જીવન બગડયું, એનું નામ બગડયું. રાવણની આંખ બગડેલી તો હંમેશ માટે તેનું નામ બગડેલું રહ્યું છે. મનમાં જેટલાં પાપ આવે છે તે આંખ વાટે આવે છે. આંખો બગડે એટલે મન બગડે.

કામને આંખમાં આવવા દેશો નહિ તો કામ મનમાં આવશે નહીં. મનુષ્ય શરીરથી નહીં આંખ અને મનેથી વધારે પાપ કરે છે.

વેશ્યાને જોવાથી આ અજામિલનું પણ જીવન બગડયું. વગર પ્રયોજને કોઈને આંખ આપવી નહીં. આંખમાં રામને રાખો તો કામ મનમાં આવશે નહિ આંખમાંથી બધાં પાપો આવે છે.

અજામિલ વેશ્યામાં આસક્ત બન્યો વેશ્યાને ઘેર ગયો. વેશ્યાને સમજાવી પોતાને ઘેર લઈ આવ્યો. અજામિલ પાપાચાર કરવા લાગ્યો. ચોરી કરવા લાગ્યો. કેટલાક સાધુઓ ફરતા ફરતા અજામિલને ઘેર આવ્યા છે. તે વેશ્યાએ જોયું કે આ સંત આવ્યા છે. તેઓને અનાજ આપ્યું.

વેશ્યાનું અનાજ લેવાની શાસ્ત્રે ના પાડી છે. પણ સાધુઓ જાણતા ન હતા કે આ વેશ્યા છે. રસોઈ કરી સાધુઓ જમ્યા. જેનું ખાધું છે એનું કલ્યાણ પરમાત્મા કરે.

વેશ્યાએ અજામિલને પ્રણામ કરવા કહ્યું. વેશ્યાના કહેવાથી અજામિલ સાધુઓને વંદન કરે છે સાધુઓ કહે છે તારા ઘેર ભોજન મળ્યું પણ દક્ષિણા મળી નહિ, અજામિલ કહે :—તમારી પાસેથી લૂંટી લેતો નથી એ જ તમારી દક્ષિણા છે. હું કોઈ સાધુને પૈસા આપતો નથી. બીજું કાંઈક માગશો તો આપીશ.

વેશ્યા સગર્ભા હતી. સાધુઓને ઇચ્છા હતી કે અજામિલનું કલ્યાણ થાય. તેએ એ કહ્યું, તારા ઘેર જે પુત્ર થાય તેનું નામ નારાયણ રાખજે. અજામિલ તે સાધુને કહે છે – મહારાજ મારા પુત્રનું નામ હું નારાયણ રાખું તેમાં આપને શું ફાયદો ?

સાધુ મહારાજ :—મારા ભગવાનનું નામ નારાયણ છે. તેથી તેનું નામ સાંભળી મને આનંદ થશે. તને ભગવત સ્મરણ થશે.

અજામિલ :—સારું ત્યારે. હું મારા પુત્રનું નામ નારાયણ રાખીશ.

અજામિલને ત્યાં પુત્રનો જન્મ થયો છે. નારાયણ નામ રાખ્યું છે. છેલ્લી સંતતિમાં માતાપિતાનો વિશેષ પ્રેમ હોવાથી અજામિલ વારંવાર નારાયણને બોલાવે છે. નારાયણ નામની ટેવ પડી છે.

અતિશય પાપી. અતિકામી પૂરું આયુષ્ય ભોગવી શકે નહીં. અજામિલનું બાર વર્ષનું આયુષ્ય બાકી હતું તેમ છતાં યમદૂતો લેવા આવ્યા અજામિલનો મૃત્યુકાળ



નજીક આવ્યો. પોતાના સૌથી નાના પુત્ર નારાયણમાં તે અતિ આસક્ત એટલે પોતાના પુત્રને નામ દઈ તે બોલાવવા લાગ્યો : નારાયણ, નારાયણ.

ભોજનમાં, દ્રવ્યમાં, કામસુખમાં, સ્થાનમાં, સંતતિમાં અને પુસ્તકમાં આ જીવ ફસાય છે. છેલ્લી સંતતિમાં માબાપનું મન વિશેષ ફસાય છે.

રોજની આદત પ્રમાણે અજામિલ નારાયણ, નારાયણ એમ બે વાર બોલ્યો છે. તેનો દીકરો નારાયણ આવ્યો નહીં પણ વિષ્ણુદૂતો ત્યાં આવ્યા છે. યમદૂતોને કહ્યું, આને છોડી દ્યો.

યમદૂતો કહે :—અજામિલનું ચરિત્ર દુષ્ટ છે. તે જીવવાને લાયક નથી.

વિષ્ણુદૂતોએ કહ્યું છે :—અજામિલે પાપ કર્યું છે. એ વાત સાચી છે પણ તેણે ભગવાનનું નામ લઈ પાપનું પ્રાયશ્ચિત કર્યું છે. તેના થોડાં પાપ બળી ગયાં છે. હવે તેને જીવવા દ્યો. તેના આયુષ્યનાં બાર વર્ષ બાકી છે.

યમદૂતો કહે છે :—અજામિલ નારાયણ, નારાયણ બોલ્યો તે વૈકુંઠવાસી નારાયણ નહીં પણ તેણે પોતાના પુત્રનું નામ લીધું છે. એના છોકરાનું નામ નારાયણ છે. તેને તે બોલાવતો હતો.

વિષ્ણુદૂતો કહે છે :—અજાણતાં પણ પ્રભુનું નામ તેના મુખેથી નીકળ્યું છે. અજાણતાં પણ પગ અગ્નિ ઉપર પડે તો પણ અગ્નિ બાળે છે, પગ દાઝે છે. તે પ્રમાણે અજાણતાં પણ ભગવાનનું નામ લેવાથી કલ્યાણ થાય છે. અજાણતાં પણ ભગવાનનું નામ લેવાય તો પણ તેનું ફળ મળે છે. અજામિલ ભલે પોતાના પુત્રને ઉદ્દેશીને નારાયણ નારાયણ એમ બોલ્યો, પણ એ બહાને તો એ બહાને તેણે બે વખત ભગવાનનું નામ તો લીધું ને !

साङ्केत्यं पारिहास्यं वा स्तोभं हेलनमेव वा ।
वैकुण्ठनामग्रहणमशेषाघहरं विदुः ॥
पतितः स्खलितो भग्नः संदष्टस्तप्त आहतः ।
हरिरित्यवशेनाह पुमान्नार्हति यातनाम् ॥

ભા. ૬-૨-૧૪-૧૫

મોટા મોટા મહાત્મા પુરુષ આ વાત જાણે છે કે—સંકેતથી, પરિહાસમાં, તાનનો આલાપ લેવામાં, અથવા કોઈની અવહેલના કરવામાં પણ જો કોઈ ભગવાનના નામોનું ઉચ્ચારણ કરે છે તો તેના સઘળાં પાપો નષ્ટ થઈ જાય છે.

જે મનુષ્ય પડતી વખતે, પગ લપસી પડે ત્યારે, અંગભંગ થાય ત્યારે (મૃત્યુ વેળાએ) સાપ ડંસે ત્યારે, તાવ વગેરેના દાહ સમયે, ચોટ લાગે ત્યારે વગેરે સમયે વિવશતાથી 'હરિ-હરિ' કહી ભગવાનના નામનું ઉચ્ચારણ કરે છે, તો તે નરકની યાતનાને પાત્ર રહેતો નથી.

પડતી વખતે કાંઈ નુકશાન થાય તે સમયે હાય હાય ન કરો, હરિ હરિ કરો.

ઘરમાં દૂધ ઉભરાય ત્યારે માતાજીઓ હાય હાય કરે છે. હાય હાય કરે શું વળવાનું હતું? તેને બદલે હરિ હરિ કહો. અનાયાસે યજ્ઞનું ફળ મળશે. બાકી કોઈ અગ્નિને આહૂતિ આપવાના નથી. હાયમાં સ્હેજ ફેરફાર કરી હરિ હરિ કહો. આથી અનાયાસે નામ સ્મરણ થશે. હરિના નામનો જપ થશે.

વાલ્મિકિ રામાયણમાં લખ્યું છે કે મૃતાત્મા પાછળ બહુ હાય હાય કરે તો તેનું દુઃખ મૃતાત્માને થાય છે. જો હરિ હરિનું સ્મરણ કરે તો તેનું પુણ્ય મૃતાત્માને મળે. વિષ્ણુદૂતો કહે છે:—અજામિલનું બાર વર્ષનું આયુષ્ય બાકી છે. બાર વર્ષનું આયુષ્ય તેને ભોગવવા દો.

વિષ્ણુદૂતોએ અજામિલને યમદૂતોના પાસમાંથી છોડાવ્યો. તેનો ઉદ્ધાર થયો.

અપમૃત્યુ ટળે છે, મહામૃત્યુ ટળતું નથી. સત્કર્મથી અપમૃત્યુ આયુષ્ય બાકી હોવા છતાં પાપકર્મોના ફળરૂપે આવેલું મૃત્યુ ટળે છે. અજામિલનું અપમૃત્યુ હતું તેથી તે ટળ્યું.

અજામિલ આ બધું પથારીમાં પડ્યો પડ્યો સાંભળતો હતો. અતિપાપીને પશ્ચાતાપ થાય તો તેના જીવનમાં એકદમ પલટો આવે છે. તે સુધરી જાય છે અને આ જીવનમાં જ મુક્તિ મેળવે છે. માટે કોઈ પાપીનો તિરસ્કાર ન કરો. પાપનો તિરસ્કાર કરો. અજામિલને અતિશય પશ્ચાતાપ થયો. કરેલા પાપ માટે હૃદયથી પશ્ચાતાપ થયો. પ્રાયશ્ચિત્તથી તેનાં સર્વ પાપો બળી ગયાં. તે સર્વ છોડી ભગવત સ્મરણ કરવા લાગ્યો.

હૃદયથી પાપનો પસ્તાવો થાય તો પાપ બળી જાય. પ્રાયશ્ચિત્ત ચિત્તને શુદ્ધ કરે છે.

હવે તે નીરસ ભોજન કરતો હતો. જેનું ભોજન સરસ એનું ભજન નીરસ. જેનું ભોજન નીરસ એનું ભજન સરસ.

પૈસા માટે જીવશો નહીં. જીવન કુટુંબ માટે નથી. જીવન શ્રીકૃષ્ણ માટે છે.

અજામિલની બુદ્ધિ હવે ત્રિગુણ પ્રકૃતિથી પર થઈ ભગવાનના સ્વરૂપમાં સ્થિત થઈ છે. તેમને લેવા પાર્ષદો વિમાન લઈને આવ્યા છે. વિશિષ્ટ માન એ જ વિમાન છે. અજામિલ વિચારે છે, મેં અનેક પાપો કર્યાં પણ મને સદ્ગતિ મળી છે. મેં નામમાં નિષ્ઠા રાખી અને મને આ ફળ મળ્યું છે.

અજામિલે "નારાયણ નારાયણ" જપ કરીને જીભ સુધારી અને જિંદગી પણ સુધારી. જીભને સમજાવો તો જીભ સુધરે. આપણી લુલી (જીભ) શીખંડ માગે તો એને કડવા લીમડાનો રસ આપો. જીભને કહો કે તું વ્યર્થ ભાષણ કરે છે, નકામી ટક ટક કરે છે, ભગવાનનું નામ લેતી નથી. જીભને લીમડાનો રસ પિવડાવશો તો જીભે રામનામ ચઢી જશે.

ભગવદ્ભક્તિ કરનારને આ લોકમાં અને પરલોકમાં પણ માન મળે છે. ભગવતકીર્તન કરતાં કરતાં અજામિલ ભગવદ્ધામમાં ગયો છે, ભગવન્નામનો આશ્રય કરનાર અજામિલ તરી ગયો છે. પહેલાં અજાનો અર્થ કરેલો માયા. હવે નામનો આશ્રય કર્યા પછી અજનો અર્થ કર્યો બ્રહ્મ આજે અજામિલ અજ=બ્રહ્મ, સાથે મળી બ્રહ્મરૂપ થયો છે. આજે જીવ શિવ એક થયા છે.



અજામિલ શબ્દના બે અર્થો થાય છેઃ (૧) अजा=માયાથી—માયામાં ફસાયેલો. માયાનું ઘણી રીતે વર્ણન કરવામાં આવ્યું છે. પણ શ્રીમદ્ શંકરાચાર્યે માયાની વ્યાખ્યા કરેલી છે કે–કંચન કામિનીમાં જે ફસાયેલો રહે તેને માયામાં ફસાયેલો જાણવો.

**किमत्र हेयं कनकं च कान्ता।**

આ જગતમાં ત્યજવા જેવી કઈ વસ્તુઓ છે? જીવને અધોગતિમાં નાંખનાર કનક અને કાન્તા. આ બેમાં જે ફસાયો તે માયામાં ફસાયો.

મણિરત્નમાળાના પ્રશ્નો–જવાબો ઘણા ઉત્તમ છે. એક શબ્દમાં ઘણો બોધ આપ્યો છે.

**बद्धो हि कोयोविषयानुरागी।**
**का वा विमुक्तिर्विषये विरक्तिः॥**
**को वास्ति घोरो नरकः स्वदेहः।**
**तृष्णाक्षयः स्वर्गपदं किमस्ति॥**

બંધાયેલો કોણ? જે પાંચ વિષયોમાં આસક્તિવાળો છે તે. છૂટેલો કોણ? જેને વિષયો પ્રત્યે વૈરાગ્ય આવેલો છે તે. ઘોર નરક કયું છે? પોતાનો જ દેહ આ શરીરમાં શું સુંદર છે? મૂત્ર, વિષ્ટા, માંસ, લોહી વગેરે દુર્ગંધયુક્ત પદાર્થો તેમાં ભરેલા છે.

સ્વર્ગમાં જવા માટે પગથિયું કયું? સર્વ તૃષ્ણાઓનો ક્ષય.

**को वा दरिद्रो हि विशालतृष्णः।**
**श्रीमांश्च को यस्य समस्ततोषः॥**

દરીદ્ર કોણ? જેને ઘણી તૃષ્ણાઓ છે તે. શ્રીમંત કોણ? જે સદાને માટે સંપૂર્ણ સંતોષી છે તે.

**को दीर्घरोगो भव एव साधो।**
**किमौषधं तस्य विचार एव॥**

મોટામાં મોટો રોગ કયો? જન્મ ધારણ કરવો તે. આ રોગને દૂર કરવાનું ઔષધ કયું? પરમાત્મ સ્વરૂપનો વારંવાર વિચાર કરવો તે.

(૨) અજામિલ શબ્દનો બીજો અર્થ:

अज=ઈશ્વર. ઈશ્વરમાં સર્વ રીતે મળી ગયેલો, બ્રહ્મમાં લીન થયેલો જીવ તે અજામિલ.

સાધુ થવું કઠણ છે; પરંતુ સાદું જીવન હશે તો એક દિવસ સાધુ થવાશે. સાધુ થવાની જરૂર નથી, સરળ થવાની જરૂર છે.

જેણે રસો જીત્યા તે જગમાં જીત્યો. **जितं सर्वं जिते रसे।**

લૌકિક સુખના પ્રયત્નો સફળ થાય તો માનજો ઈશ્વરની કૃપા નથી. લૌકિક સુખની ઇચ્છાઓ અથવા પ્રયત્નો પૂરા ન થાય તો સમજવું કે ઇશ્વરની કૃપા છે કારણ લૌકિક સુખમાં ફસાયેલો ઈશ્વરભજન કરી શકતો નથી.

અજામિલનું જીવન સુધરી ગયું. અંતે અજામિલ વિમાનમાં બેસીને વૈકુંઠધામમાં ગયો. અજામિલ ગયો પણ જગતને બોધ આપતો ગયો કે અતિપાપીને પણ નિરાશ

થવાની જરૂર નથી. પાપી એમ ન વિચારે કે ચાલો આપણામાં તો નામ લેવા માટે જોઈતી શુદ્ધિ કે ચોકખાઈ નથી, તો રામનામ લેવામાં ફાયદો નથી. અરે દરેક પ્રકારની શુદ્ધિ મેળવવા માટે પણ રામનામનું રટણ એ જ ઉપાય છે. અતિપાપી હોય પણ પ્રભુને શરણે જાય, તો ઉદ્ધાર થાય. પાપનો ખરો પસ્તાવો થાય તો પાપ બળે છે. ભગવાનના નામનો જપ પાપને બાળે છે.

**શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે**
**હે નાથ નારાયણ વાસુદેવ.**

આ મહામંત્ર છે. આ મંત્રનો જપ અર્થના અનુસંધાન સાથે કરવો.

કૃષ્ણ=સર્વનું આકર્ષણ કરનારા મારા મનનું આપના તરફ આકર્ષણ કરો.

ગોવિંદ=ઇન્દ્રિયોનું રક્ષણ કરનારા ભગવાન મારી ઇન્દ્રિયોને તમારામાં લીન કરો.

હરે=દુઃખોનું હરણ કરનારા મારા દુઃખોનું હરણ કરો.

જેનુ મન ભગવાનમાં લીન થાય તેનાં દુઃખોનું હરણ થાય.

મુરારે=મુર રાક્ષસને મારવાવાળા મારા મનમાં ભરાયેલા કામ ક્રોધાદિ રાક્ષસોને મારો.

હે નાથ=તમે નાથ અને હું સેવક.

નારાયણ=હું નર અને તમે નારાયણ છો.

વાસુદેવ=અસ્ એટલે પ્રાણ, મારા પ્રાણનું રક્ષણ કરો. મારું મન તમારા ચરણે અર્પણ...

પ્રાચીનબર્હિ રાજાને ત્યાં પ્રચેતા નામના દશ પુત્રો થયા. તેને ત્યાં દક્ષ નામનો પુત્ર થયો. દક્ષ પ્રજાપતિ હંસગુહ્ય સ્તોત્રથી આદિનારાયણ ભગવાનની આરાધના કરે છે. દક્ષને ત્યાં હર્યસ્વ નામના દશ હજાર પુત્રો થયા. તેઓને દક્ષે પ્રજા ઉત્પન્ન કરવા આજ્ઞા કરી, પરંતુ નારાયણ સરોવરના જળનો સ્પર્શ થતાં તેઓને પરમહંસનો ધર્મ આચરવાની બુદ્ધિ થઈ. ત્યાં તેઓને નારદજી મળ્યા. દક્ષના આ દશહજાર પુત્રોને નારદજીએ કુટ પ્રશ્નો કર્યા. તેના જવાબો આ પુત્રોએ વિચાર્યા. થોડા પ્રશ્નના ઉત્તરો જોઈએ :—

| | |
|---|---|
| (૧) જ્યાં એક જ પુરુષ છે તેવો દેશ કયો ? | ૧ ઈશ્વરરૂપ પુરુષ આ દેહમાં-શરીરરૂપ દેશમાં રહેલો છે. |
| (૨) જેમાં જવાય પરંતુ નિકળાય નહિ તેવી ગુફા કઈ? | ૨ પ્રભુના ચરણ **यद्गत्वा न निवर्तन्ते** ત્યાંથી પાછું ફરાતું નથી |
| (૩) બન્ને પરસ્પર વિરુદ્ધ દિશામાં વહેનારી નદી કઈ? | ૩ સંસાર જ છે. સંસારરૂપી નદી પ્રવૃતિ વિષયો તરફ ઘસડી જાય છે અને નિવૃત્તિ -પ્રભુ-તરફ પણ લઈ જાય છે. |
| (૪) માથે ચક્ર ફરે છે તે શું ? | ૪ કાળચક્ર દરેક જીવને માથે ફરે છે. |

નારદજીના કૂટ પ્રશ્નો ઉપર વિચાર કરી તે દશ હજાર પુત્રો મોક્ષમાર્ગે જ પ્રવૃત્ત થયા. સર્વને નારદે સંન્યાસ લેવડાવ્યો છે.

પોતાના આ પુત્રો પ્રવૃત્તિમાર્ગથી ભ્રષ્ટ થયા એટલે દક્ષે બીજા દશ હજાર પુત્રો ઉત્પન્ન કર્યા. તેઓ પણ નારદજીના ઉપદેશથી નિવૃત્તિ પરાયણ થયા. તેથી ગુસ્સે થઈ



દક્ષ પ્રજાપતિએ ક્રોધમાં નારદજીને શાપ આપ્યો. તમે એક ઠેકાણે રહી શકશો નહીં. અનેક ઠેકાણે ભટકવું પડશે.

નારદજીએ શાપ માથે ચડાવ્યો છે. નારદજી કહે છે:—હું તને શાપને બદલે વરદાન આપું છું હવે તારે ઘેર કન્યાઓ પુષ્કળ થશે. સંન્યાસનો પ્રશ્ન રહેશે નહિ.

નારદજીએ દક્ષને આશીર્વાદ આપ્યા. શાપનો બદલો આશીર્વાદથી આપે તે સંત. સહનશીલતા રાખવી એ સાધુતા છે. સહન કરવું એ સંતનો ધર્મ છે.

**જે જડ ચેતન સર્વમાં ઈશ્વર ભાવ રાખે, તેમનામાં રાગદ્વેશ નહીં જાગે.**

બ્રહ્માએ બધી ઇંદ્રિયો બહિર્મુખ બનાવી છે. આ ઇન્દ્રિયો અંતરમુખ થાય તો આનંદ મળે છે. ત્યારે જીવ શિવનું મિલન થાય છે. બહારના દરવાજા બંધ નહિ કરો, ત્યાં સુધી અંદરના દરવાજા ખૂલશે નહિ. શુકદેવજી વર્ણન કરે છે, રાજન્! તે પછી દક્ષને ત્યાં સાઠ કન્યાઓ થઈ તેમાંથી અદિતિના ઘેર બાર બાળકો થયાં છે. તેમાંના એકનું નામ ત્વષ્ટા. ત્વષ્ટા પ્રજાપતિના પુત્ર વિશ્વરૂપ થયા.

એક દિવસ ઇન્દ્ર સિંહાસન ઉપર બેઠો હતો. બૃહસ્પતિ ઇન્દ્રસભામાં આવ્યા. દેવોના તથા પોતાના ગુરુ બૃહસ્પતિ ત્યાં પધાર્યા છતાં ઈન્દ્રે ઊભા થઈ તેનું સ્વાગત કર્યું નહિ. ઈન્દ્ર ઊઠીને ઊભો થયો નહીં. બૃહસ્પતિ માનની અપેક્ષા રાખે છે, ધનની નહીં. પોતાના આ અપમાનથી બૃહસ્પતિએ દેવોનો ત્યાગ કર્યો. ઈન્દ્રને શાપ આપ્યો, તું દરિદ્રી થશે.

સંપત્તિમાં જે શાનભાન ભૂલે છે તે દરિદ્રી ન થાય ત્યાં સુધી શાનભાન ઠેકાણે આવતું નથી.

આ શુભ અવસર જાણી દૈત્યોએ દેવો સાથે યુદ્ધ આરંભ્યું. સ્વર્ગનું રાજ્ય દૈત્યોને મળ્યું. દેવો બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ દેવોને ઠપકો આપ્યો. બ્રાહ્મણનું અપમાન કરવાથી તમે દરિદ્રી થયા છો. બ્રાહ્મણની સેવા કરો. બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણને ગુરુ માની બૃહસ્પતિની ગાદી ઉપર બેસાડો.

દેવોએ પૂછયું :—એવા બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ કોણ છે?

બ્રહ્માએ કહ્યું :—ત્વષ્ટા પ્રજાપતિનો પુત્ર વિશ્વરૂપ બ્રહ્મનિષ્ઠ છે.

વિશ્વ એટલે જગત. વિશ્વ એટલે વિષ્ણુ ભગવાન. વિશ્વના પ્રત્યેક પદાર્થમાં વિષ્ણુને જુએ તે વિશ્વરૂપ.

સોની આકરને મહત્ત્વ આપતો નથી. કેવળ સોનું જ જુએ છે. તેવી રીતે જ્ઞાની પુરુષ બહારના આકારને મહત્ત્વ આપતાં નથી. આકારમાંથી વિકાર ઉત્પન્ન થાય છે.

વિશ્વરૂપ સર્વમાં જડ ચેતનમાં ઈશ્વરની ઝાંખી કરતો હતો. વેરીને શત્રુભાવથી નહીં ઈશ્વરભાવથી જુઓ. સર્વમાં ભગવદ્ભાવ રાખવો કઠણ છે. રસ્તામાં સૌભાગ્યવતી સ્ત્રી મળે તો લક્ષ્મીની ભાવના થાય છે. પણ વિધવા મળે તો મોઢું બગડે છે. વિધવામાં લક્ષ્મીનો ભાવ રાખવો કઠણ છે. પરંતુ વિધવા એ ગંગા જેવી પવિત્ર છે,

વિશ્વરૂપ બ્રહ્મજ્ઞાની છે. કેવળ બ્રહ્મજ્ઞાની નહીં બ્રહ્મનિષ્ઠ પણ છે. બ્રહ્મદૃષ્ટિ રાખનારો બ્રહ્મોપદેશ કરી શકે છે. વિશ્વરૂપનો આશ્રય કરી દેવો દૈત્યોનો પરાભવ કરે છે. દૈત્યો કોણ ? કામ, ક્રોધ વગેરે દૈત્યો છે.

બ્રહ્માના કહેવાથી દેવો વિશ્વરૂપ પાસે ગયા. વિશ્વરૂપે દેવોને નારાયણ કવચ આપ્યું. તેથી દેવોને તેમનું રાજ્ય કે જે બૃહસ્પતિનું અપમાન કરવાથી ગયું હતું તે પાછું મળ્યું. આથી ઇન્દ્રે સમર્થ બની અસુરોની સેનાને જીતી લીધી.

નારાયણ કવચ. કવચ એટલે બખ્તર, વીર પુરુષો લોઢાના બખ્તરને ધારણ કરે છે તેમ આ મંત્રાત્મક બખ્તર છે.

શુકદેવજી રાજર્ષિને વર્ણન કરે છે :—આ મંત્ર જપ કરવા ઇચ્છનાર પ્રથમ અંગ ન્યાસ, કર ન્યાસ કરે. શરીરના પ્રત્યેક અંગનો ન્યાસ કરી આ મંત્રનો જપ કરવાનો છે. નારાયણ કવચ.

**जलेषु मां रक्षतु मत्स्यमूर्तिर्यादोगणेभ्यो वरुणस्य पाशात् ।**
**स्थलेषु मायाबटुवामनोऽव्यात् त्रिविक्रमः खेऽवतु विश्वरूपः ॥**

મત્સ્યમૂર્તિ ભગવાન જળની અંદર જળજંતુઓથી અને વરુણના પાશથી મારી રક્ષા કરો. માયાથી બ્રહ્મચારીનું રૂપ ધારણ કરવાવાળા વામન ભગવાન સ્થળ ઉપર અને વિશ્વરૂપ ત્રિવિક્રમ ભગવાન આકાશમાં મારી રક્ષા કરો.

**तेनैव सत्यमानेन सर्वज्ञो भगवान् हरिः ।**
**पातु सर्वैः स्वरूपैर्नः सदा सर्वत्र सर्वगः ॥**

આ વાત નિશ્ચિતરૂપથી સત્ય છે આ કારણથી સર્વજ્ઞ, સર્વવ્યાપક ભગવાન શ્રીહરિ સદા સર્વત્ર સર્વ સ્વરૂપોથી અમારી રક્ષા કરો.

આ નારાયણ કવચનો છેલ્લો શ્લોક અગત્યનો છે. તે યાદ રાખવાનો છે. જ્યારે કાંઈ બીક લાગે, મનમાં ઉદ્વેગ થાય તો આ શ્લોકનો પાઠ કરવો. એક જ મારા ભગવાન અનેક સ્વરૂપ ધારણ કરી ક્રીડા કરે છે.

સ્વપ્નમાં એકમાંથી અનેકની ઉત્પત્તિ થાય છે. સ્વપ્નનો સાક્ષી કલ્પિત છે. જાગૃત અવસ્થામાં જે કાંઈ દેખાય છે તે એકમાંથી નીકળ્યું છે. આ સઘળું જગત ઈશ્વરરૂપ છે એમ માને તો મનુષ્ય નિર્ભય થાય.

નારાયણ કવચનો આશ્રય કરી દેવોએ દૈત્યોનો નાશ કર્યો છે. જેથી દેવોને સ્વર્ગનું રાજ્ય મળ્યું છે. નારાયણ કવચને આધારે દેવોએ સ્વર્ગનું રાજ્ય મેળવ્યું છે.

વિશ્વરૂપનું મોસાળ દૈત્યકુળમાં હતું. વિશ્વરૂપ સર્વમાં બ્રહ્મનિષ્ઠા રાખનારો. રાક્ષસમાં તે ઈશ્વરના રૂપને જુએ છે. તેનો અભેદભાવ સિદ્ધ થયો હતો. તેથી તે દૈત્યોને પણ યજ્ઞની આહુતિ આપે છે.

સર્વમાં હું છું. આ બીજો ઉપયોગ કરે છે તે હું છું. હુંને વ્યાપક બનાવો 'હું'ને સંકુચિત બનાવશો તો દુઃખી થશો. વિશ્વરૂપની બ્રહ્મનિષ્ઠા એટલી સિદ્ધ થયેલી કે રાક્ષસમાં પણ તે પરબ્રહ્મને જુએ છે.



પોતાનું મોસાળ અસુર પક્ષમાં હોવાથી વિશ્વરૂપ યજ્ઞમાંથી છૂપી રીતે અસુરોને પણ યજ્ઞભાગ આપતા હતા. ઇન્દ્રને તે ઠીક લાગ્યું નહિ. ઇન્દ્રાદિક દેવોની આવી બ્રહ્મભાવના સિદ્ધ થઈ ન હતી. એક વાર ઇન્દ્રે નિશ્ચય કર્યો કે આ ગુરુને દૈત્યોને ભાગ આપવા ના કહ્યું છતાં ગુરુ માનતા નથી. તેણે વિશ્વરૂપનું મસ્તક કાપી નાખ્યું. આ વાત સાંભળી ત્વષ્ટા પ્રજાપતિને દુઃખ થયું. હું પણ યજ્ઞ કરીશ કે જે યજ્ઞથી ઇન્દ્રને મારનારો પુત્ર થાય.

સકામ કર્મોમાં થોડી ભૂલથી વિપરીત ફળ મળે છે. કર્મને પરમાત્માને પ્રસન્ન કરવાની ઇચ્છાથી કરો. મારા માટે જગત સારું બોલશે તેવી આશા રાખશો તો જગતે તો રામજીની પણ નિંદા કરી છે. **मानुषीं तनुम् आश्रितम्** લોક કલ્યાણ કરવા મેં માનવ શરીર ધારણ કર્યું, અનેક પ્રકારનું દુઃખ સહન કર્યું. તેમ છતાં લોકોએ મારી કદર ન કરી. માટે મારા ભગવાનને ગમે તે મારે કરવું છે એમ નિશ્ચય કરો. સકામ કર્મમાં થોડી ભૂલ થાય તો અનર્થ કરે છે. નિષ્કામ કર્મમાં ભૂલ ક્ષમ્ય છે: પરંતુ સકામ કર્મમાં ભૂલ ક્ષમ્ય નથી સકામ કર્મમાં ભૂલ અર્થનો અનર્થ કરે છે.

યજ્ઞના મંત્રમાં ભૂલ થવાથી ઇન્દ્રને મારનારને બદલે ઇન્દ્રના હાથે મરનાર પુત્ર ઉત્પન્ન થયો. **इन्द्रशत्रो विवर्धस्व इन्द्रशत्रो विवर्धस्व** । ઇન્દ્ર શબ્દને ઉદાત્ત કર્યો અને શત્રો શબ્દને અનુદાત્ત કર્યો. આમ કરવાથી શબ્દાર્થમાં ફરક થઈ જાય છે. ઇન્દ્રને મારનારને બદલે ઇન્દ્રના હાથે મરનારો પુત્ર થયો.

વેદમંત્રનો તેથી બધાને અધિકાર આપ્યો નથી. મંત્રના ઉચ્ચારમાં કે પાઠમાં ભૂલ થાય તો અનર્થ થાય છે. બ્રાહ્મણ જ શુદ્ધ રીતે વેદનો પાઠ કરી શકે છે.

કર્મની નિંદા ભાગવતમાં નથી. પણ સકામ કર્મની નિંદા ભાગવતમાં ઠેર ઠેર કરવામાં આવી છે. ભાગવતશાસ્ત્રમાં કેવળ ભક્તિનો જ મહિમા છે, અને કર્મને ગૌણ માન્યું છે તેવું નથી. હા સકામ કર્મને જરૂર ગૌણ માન્યું છે. કર્મ કરો ત્યારે એક જ હેતુ રાખો કે મારા ઠાકોરજી પ્રસન્ન થાય.

યજ્ઞકુંડમાંથી વૃત્રાસુર નીકળ્યો છે. વૃત્રાસુર દેવોને ત્રાસ આપવા લાગ્યો. દેવોના સર્વ અસ્ત્રશસ્ત્રોને તે ગળી જવા લાગ્યો. દેવો આથી ગભરાયા; પરમાત્માને શરણે ગયા; પરમાત્માની પ્રાર્થના કરી. પરમાત્માએ દેવોને કહ્યું :—દધીચિઋષિનાં અસ્થિનું વજ્ર બનાવો, તેનાથી વૃત્રાસુર મરશે.

સાથોસાથ ભગવાને દેવોને ઠપકો આપ્યો કે મને પ્રસન્ન કરી શ્રેષ્ઠ ભક્તિ જેવું વરદાન માંગવાને બદલે તમે આવી તુચ્છ વસ્તુ માંગી.

પોતાનું દિવ્ય તેજ પ્રભુએ વજ્રમાં પધરાવ્યું.

વૃત્રાસુરને મારવા ઇન્દ્ર આ વજ્ર લઈ યુદ્ધ કરવા જાય છે.

વૃત્રાસુર=ત્રાસ આપનારી વૃત્તિ એ જ વૃત્રાસુર. વૃત્તિ અંતર્મુખ થાય તો જીવ ઈશ્વરનું મિલન થાય. કોઈપણ અવસ્થામાં ઈશ્વરથી વિભક્ત થશો નહિ. વૃત્તિ બહિર્મુખ થાય તો દુઃખ આપે છે, ત્રાસ આપે છે. બહિર્મુખવૃત્તિ એ જ વૃત્રાસુર. તે દેવોને પણ ત્રાસ આપે છે.

મનને સ્થિર રાખવું હોય તો આંખને એક ઠેકાણે સ્થિર કરો. વૃત્તિ બહિર્મુખ થાય તો કથામાં કે મંદિરમાં દર્શનમાં આનંદ આવતો નથી. બહિર્મુખવૃત્તિને જ્ઞાનરૂપી વજ્રથી કાપી નાંખો.

જ્ઞાન એ પ્રધાનબળ છે, તેથી તેના વડે વિષયવૃત્તિઓને આવરણવૃત્તિઓને (વૃત્રાસુરને) મારો, તો પછી ઇન્દ્રિયોના અધિષ્ઠાતાદેવોને શાંતિ મળશે.

ભાગવતમાં પહેલાં ચરિત્ર આવે છે. ઉપસંહારમાં સિદ્ધાંત આવે છે.

બ્રહ્મનિષ્ઠા એવી દૃઢ હોવી જોઈએ કે અન્ય વિષયોમાં જવાનું મન ન થાય. મનુષ્ય વિષયોમાં આનંદ શોધવા જાય છે. એટલે આનંદ મળતો નથી. પ્રભુભજનમાં વજ્ર જેવી દૃઢનિષ્ઠા રાખો. દધીચિ બ્રહ્મનિષ્ઠ છે. તેથી તેના અસ્થિમાં પણ દિવ્યતા આવી છે. માળાના એક કરોડ જપ થાય તો માળામાં દિવ્યતા આવે છે, ચેતનતા આવે છે. શાસ્ત્રમાં કહ્યું છે—મંત્ર, મૂર્તિ અને માળા કોઈ દિવસ બદલશો નહિ. પ્રત્યેક મંત્રમાં દિવ્ય શક્તિ છે. જે મંત્ર પ્રાપ્ત થયો હોય તેમાં દૃઢ નિષ્ઠા રાખી તેનો જપ કરો. મૂર્તિ ન બદલો.

જે સ્વરૂપમાં રૂચિ હોય તેમાં પૂર્ણ નિષ્ઠા રાખો. ભગવાન તેમાંથી પ્રગટ થશે.

તે વજ્ર ધારણ કરી ઇન્દ્ર વૃત્રાસુર સાથે યુદ્ધ કરવા જાય છે. ઇન્દ્ર વૃત્રાસુરનું ભયંકર યુદ્ધ થાય છે.

વૃત્રાસુર પુષ્ટિ ભક્ત છે. પુષ્ટિ એટલે અનુગ્રહ. ઇન્દ્રના હાથમાં વજ્ર છે, તેમાં નારાયણ છે. પણ ઇન્દ્રને તે દેખાતા નથી. વૃત્રાસુરને તે દેખાય છે. પુષ્ટિભક્ત હોવાથી વૃત્રાસુરને પરમાત્મા દેખાય છે. ઇન્દ્રને તે કહે છે, ઇન્દ્ર, તું જલદી વજ્ર માર. ભલે તારી જીત થાય પણ તારા કરતાં મારાં ઉપર ભગવાનની કૃપા વિશેષ છે.

લૌકિક સુખનો પ્રયત્ન સફળ ન થાય તો માનજો ઠાકોરજીએ કૃપા કરી છે. જે જીવના ઉપર પરમેશ્વર વધારે કૃપા કરે છે તેને લૌકિક સુખ વધારે આપતા નથી. લૌકિક સુખ મળે તો જીવ ઈશ્વરથી વિમુખ થાય છે. શ્રીકૃષ્ણનું સેવાસ્મરણ લૌકિક સુખ માટે કરશો નહીં. લૌકિક સુખમાં વિઘ્ન આવે તો સમજવું કે અલૌકિક સુખનું દાન પ્રભુ મને આપવાના છે. તેથી વિઘ્ન આવ્યું છે. જેના ઉપર અસાધારણ કૃપા હોય છે, તેનો લૌકિક સુખ માટેનો પ્રયત્ન ભગવાન સફળ થવા દેતા નથી. જે જીવ ઉપર ભગવાન સાધારણ કૃપા કરે છે તેને ભગવાન લૌકિક સુખ આપે છે. વૃત્રાસુર બોલ્યો છે :-ઇન્દ્ર તરી જીત થવાની છે. તને સ્વર્ગનું રાજ્ય મળવાનું છે. પણ હું તો મારા ઠાકોરજીના ધામમાં જઈશ કે જ્યાંથી મારું પતન થવાનું નથી. તારું સ્વર્ગમાંથી પતન થશે પણ મારું પતન થવાનું નથી. ભલે મને લૌકિક સુખ ન મળે પણ હું ભગવાનના ધામમાં જઈશ.

વૃત્રાસુર શ્રીહરિની સ્તુતિ કરે છે. વૃત્રાસુર સ્તુતિના વૈષ્ણવગ્રંથોએ ખૂબ વખાણ કરેલાં છે. સ્તુતિના ત્રીજા શ્લોકને ઘણા મહાત્માઓએ પોતાનો પ્રિય શ્લોક માન્યો છે.

अहं हरे तव पादैकमूलदासानुदासो भवितास्मि भूयः।
मनः स्मरेतासुपतेर्गुणांस्ते गृणीतवाक् कर्मकरोतु कायः॥
न नाकपृष्ठं न च पारमेष्ठयं न सार्वभौमं न रसाधिपत्यम्।
न योगसिद्धीरपुनर्भवं वा समञ्जसत्वा विरहय्य कांक्षे॥
अजातपक्षा इव मातरं खगाः स्तन्यं यथावत्सतराः क्षुधार्ताः।
प्रियेयंव व्युषितं विषण्णा मनोऽरविन्दाक्ष दिदृक्षते त्वाम्!॥



ममोत्तमश्लोकजनेषु सख्यं संसारचक्रे भ्रमतः स्वकर्मभिः।
त्वन्माययाऽऽत्मात्मजदारगेहेष्वासक्तचित्तस्य न नाथ भूयात्॥

ભા. ૬–૧૧–૨૪થી ૨૭

પ્રભો! તમે મારા ઉપર એવી કૃપા કરો કે અનન્ય ભાવથી તમારા ચરણકમળોના આશ્રિત સેવકોની સેવા કરવાનો અવસર મને આગલા જન્મમાં પણ પ્રાપ્ત થાય. પ્રાણવલ્લભ મારું મન તમારા મંગલમય ગુણોનું સ્મરણ કરતું રહે, મારી વાણી આપના ગુણોનું જ ગાન કરે અને શરીર તમારી સેવામાં જ સંલગ્ન રહો.

આપને છોડીને હે ભગવાન! હું સ્વર્ગ, બ્રહ્મલોક, ભૂમંડળનું સામ્રાજ્ય, રસાતળનું એકછત્ર રાજ્ય, યોગની સિદ્ધિએ–અરે ત્યાંસુધી કે મોક્ષની પણ મને ઇચ્છા નથી. (જો તમારો વિરહ હોય, તમે ન હો તો આ બધાં શાં કામનાં? તમારા સિવાય હું કશાની ઇચ્છા કરતો નથી.)

પાંખો આવી ન હોય એવાં પક્ષીઓનાં બચ્ચાં જેવી રીતે પોતાની માતાની આતુરતાથી રાહ જુએ છે, ભૂખ્યાં વાછરડાંઓ જેવી રીતે ધાવવા માટે પોતાની માતાઓની પ્રતીક્ષા કરે છે, પરદેશ ગયેલા સ્વામીની વિયોગીની પત્ની પોતાના પતિને મળવા જેવી રીતે ઉત્કંઠિત રહે છે, તેવી જ રીતે હે કમલનયન! મારું મન પણ આપનાં દર્શન કરવા માટે તરફડિયાં મારી રહ્યું છે. (ભગવાનનાં દર્શન કરવા માટે કેવી ઉત્કટ આતુરતા થવી જોઈએ તે ત્રણ પ્રકારનાં દૃષ્ટાંત આપી સમજાવ્યું છે.)

પ્રભો! હું મુકિત ઇચ્છતો નથી. મારા કર્મોનાં ફળ સ્વરૂપ મારે વારંવાર જન્મમૃત્યુના ચક્કરમાં ભટકવું પડે તો તેની મને પરવા નથી. પરંતુ હું જ્યાં જ્યાં જાઉં જે જે યોનીમાં મારો જન્મ થાય, ત્યાં ત્યાં ભગવાનના લાડીલા ભકતજનોની મને પ્રેમમૈત્રી મળી રહો. ભગવન્, હું ફક્ત એટલું જ ચાહું છું કે જે લોકો તમારી માયાથી શરીર, ઘરમાં અને સ્ત્રીપુત્રાદિમાં આસક્ત થઈ રહ્યા છે, તેવાઓની સાથે મારો કોઈપણ પ્રકારનો કોઈ દિવસ સંબંધ ન થાય.

अहम्, हरे तव पादैकमूल। જીવ જ્યારે દીન થાય અને પ્રભુને શરણે જાય છે ત્યારે પ્રભુ તેને અપનાવે છે. વૃત્રાસુર દીન થયો છે. વૃત્રાસુરમાં કેટલું દૈન્ય છે! તે કહે છે, ભગવત સેવા કરવા હું લાયક નથી. હું તો ભગવાનના દાસના દાસની સેવા કરીશ હું તો ભગવાનની સેવા કરનાર વૈષ્ણવોની સેવા કરીશ, (દાસાનુદાસો). વૃત્રાસુર એક એક ઇન્દ્રિયને ભક્તિરસનું દાન કરે છે. મારી વાણી કૃષ્ણકીર્તન કરે. મારા કાન તમારી કથા સાંભળો.

ભક્તિ વૈરાગ્ય વગર દૃઢ થતી નથી. ભોગ માટે ભકિત ન કરો. ભકિત તો ભગવાન માટે થાય. એટલે બીજો શ્લોક વૈરાગ્યનો છે. વૃત્રાસુરને ભકિત કરી ઇન્દ્રનું રાજ્ય લેવાની કે મોક્ષની પણ અપેક્ષા નથી. ભગવાન વૃત્રાસુરને પૂછે છે વૈષ્ણવોના નોકર થઈ તારે કાંઈ માંગવું છે. વૃત્રાસુર કહે છે મને સ્વર્ગનું તો શું બ્રહ્મલોકનું રાજ્ય પણ જોઈતું નથી. ભોગ એ ભકિતમાં બાધક છે.

આજકાલ તો શિક્ષણ જ એવું આપવામાં આવે છે કે જેથી વિષયવાસના વધે છે. વિષયવાસના વધે તો જીવન બગડે છે.

વૃત્રાસુર કહે છે, મને કોઈ પણ પ્રકારની ઇચ્છા નથી. તમારી સેવા કરું છું તે ફક્ત તમારા માટે. હું તમારા ઉપયોગમાં આવું.

પહેલા શ્લોકમાં વૃત્રાસુરની શરણાગતિ છે. બીજા શ્લોકમાં વૃત્રાસુરનું વૈરાગ્ય બતાવ્યું છે. શરણાગતિના ત્રણ ભેદ જ્ઞાનીઓ માને છે. નાથ, હું તમારો છું. જીવને પરમાત્મા અપનાવે છે ત્યારે જીવ માને છે કે ઠાકોરજી મારા છે. ભગવાન મારા છે એ ભાવ વધે છે ત્યારે અનુભવ થાય છે કે હવે જગતમાં બીજું કોઈ નથી.

જ્ઞાન વૈરાગ્ય વધે એટલે સર્વ ભગવાનમય લાગે છે. હવે હુંપણું રહેતું નથી. **અહમ્ બ્રહ્માસ્મિ ।** જગતમાં ભગવાન જ છે. બીજું કાંઈ નથી. હું રહેતું નથી. હું ઈશ્વરમાં લીન થાય છે શરણાગતિ વૈરાગ્ય વિના દૃઢ થતી નથી.

ત્રીજા શ્લોકમાં પ્રાર્થના કરી છે, તમારાં દર્શન માટે મને આતુર બનાવો. પરમાત્મા પૂરો પ્રેમ માગે છે. જીવ પરમાત્માને પરિપૂર્ણ પ્રેમ આપતો નથી એટલે જીવ ઈશ્વરને ગમતો નથી. જીવ પ્રેમ આપે છે સ્ત્રીપુત્રાદિકમાં. મને એક જ ઇચ્છા છે તમારા દર્શન માટે હું આતુર બનું.

ચોથા શ્લોકમાં વૃત્રાસુરે સત્સંગની માંગણી કરી છે. મને જો જન્મ મળવાનો હોય તો મને વૈષ્ણવના ઘરની ગાય બનાવજો. મારું દૂધ પ્રભુના માટે વપરાય તો હું પશુ થવા તૈયાર છું. પશુ શરીરમાં પણ મને સત્સંગ મળે.

વૃત્રાસુરે એવી સ્તુતિ કરી કે ઇન્દ્ર પણ ડોલવા લાગ્યો.

ભક્તિ ભગવાનને પરતંત્ર બનાવે છે. તેથી ભગવાન મુક્તિ આપે છે, પણ ભક્તિ આપતા નથી. ભગવાન કૃપા કરે ત્યારે નાશવંત સંપત્તિ વગેરે આપતા નથી, પણ ભક્તિ આપે છે. ભગવાન મુક્તિ જલદી આપે છે, પણ ભક્તિ જલદી આપતા નથી. ભગવાન ભક્તિ આપે, તો કોઈ વખત ભક્તને ઘેર સેવક બનવું પડે છે. ભક્તિ સ્વતંત્ર પરમાત્માને પ્રેમનાં બંધનમાં પરતંત્ર બનાવે છે.

સ્તુતિ પૂરી થઈ. તે ઇન્દ્રે વૃત્રાસુરનો વધ કર્યો. વૃત્રાસુરના શરીરમાંથી નીકળેલું તેજ ભગવત સ્વરૂપમાં લીન થયું છે. ભગવાને વૃત્રાસુરનો ઉદ્ધાર કર્યો.

છઠ્ઠા સ્કંધની પુષ્ટિ લીલા છે. ભગવાને વૃત્રાસુર ઉપર પુષ્ટિ કરી કૃપા કરી પરીક્ષિત રાજાએ પ્રશ્ન કર્યો :–વૃત્રાસુર મહાન ભગવતભક્ત હતો તેમ છતાં તેને રાક્ષસ યોનિમાં કેમ જન્મ મળ્યો ? વૃત્રાસુરને શ્રી હરિમાં આટલી તીવ્ર ભક્તિ શાથી થઈ ?

વૃત્રાસુરનો પૂર્વવૃત્તાંત કહો.

શુકદેવજી વર્ણન કરે છે, રાજન્ શ્રવણ કરો. વૃત્રાસુર પૂર્વજન્મમાં ચિત્રકેતુ નામનો રાજા હતો. ચિત્રકેતુમાં વૃત્રાસુરનો જન્મ થાય છે. તેની રાણીનું નામ કૃતદ્યુતિ. તેને સંતાન ન હતું.

અહીં શબ્દાર્થ નહીં લક્ષ્યાર્થ લેવાનો છે. ચિત્રવિચિત્ર કલ્પનાઓ કરે તે જ ચિત્રકેતુ. મન ચિત્રવિચિત્ર કલ્પનાઓ કરે છે. કૃતદ્યુતિ એ બુદ્ધિ છે. અનેક વિષયોનો વિચાર મન કરે છે, એ અનેક વિષયાકાર સ્થિતિમાં ચિત્રકેતુનો જન્મ થાય છે. જગતમાં બહારનાં ચિત્રો જે મનમાં ઠસી ગયાં છે તે ભજનમાં વિઘ્ન કરે છે.



અંગિરાઋષિ એક દિવસ રાજાના ઘરે પધાર્યા. ચિત્રકેતુ રાજાએ અંગિરાઋષિ પાસે પુત્રની માંગણી કરી. અંગિરાઋષિ કહે છે :–પુત્રનાં માબાપને ક્યાં શાંતિ છે ? તારે ત્યાં છોકરાં નથી એ જ સારું છે.

રાજાના મનમાં અનેક ચિત્રો ઠસી ગયાં હતાં એટલે દુરાગ્રહ કર્યો. અંગિરાઋષિની કૃપાથી રાજાને ત્યાં પુત્ર થયો. રાજાને બીજી રાણીઓ હતી. ઈર્ષાવશ ઓરમાન માએ બાળકને ઝેર આપ્યું. બાળક મરણ પામ્યો. ચિત્રકેતુ અને કૃતદ્યુતિ રડવા લાગ્યાં તે સમયે નારદજી અંગિરાઋષિ સાથે ત્યાં આવ્યા છે. પુત્રના મરણથી રાજારાણીને વિલાપ કરતાં જોઈ નારદજીએ ઉપદેશ કર્યો. પુત્ર માટે ન રડો. હવે તમે તમારા માટે રડો. આ પુત્ર જ્યાં ગયો છે ત્યાંથી આવવાનો નથી. પુત્રના ચાર પ્રકારો કહેવામાં આવે છે.

(૧) **શત્રુપુત્ર** :—પૂર્વજન્મનો વેરી, પુત્ર તરીકે આવે તો તે ત્રાસ આપવા જ આવે છે.

(૨) **ઋણાનુબંધી** :—પૂર્વજન્મનો લેણદાર, માંગણું ઋણ વસુલ કરવા આવે છે તે ઋણાનુબંધી પુત્ર કેવળ લેવા માટે આવે છે.

(૩) **ઉદાસીન પુત્ર** :—લગ્ન ન થાય ત્યાં સુધી માતાપિતા પાસે રહે છે. માબાપ પાસે કાંઈ માંગવું નહિ અને આપવું પણ નહિ. લેવાદેવા સંબંધ રાખતો નથી તે. આવો પુત્ર લગ્ન થાય એટલે માબાપથી જુદો થાય છે, માબાપને આશા હોય છે કે મારા છોકરાને ચાર હાથ થાય અને તે મારી સેવા કરશે. પણ લગ્ન થયા પછી હાથ જેમ ચાર થાય છે, તેમ પગ પણ ચાર થાય છે. ચાર પગવાળું કોણ ? સમજી ગયાને. ઘણે ભાગે મનુષ્ય લગ્ન કર્યા પછી પશુવત જીવન ગાળે છે.

(૪) **સેવકપુત્ર** :—સેવા કરવા માટે આવે છે તે. પૂર્વજન્મમાં કોઈની સેવા કરી હશે તો તે સેવક થઈને આવશે તમારી સેવા કરશે.

સેવા ન કરે અને બીજા કોઈ મારી સેવા કરે એવી આશા રાખે તે નિરર્થક છે.

સ્કંદ પુરાણમાં પુંડલિકનું ચરિત્ર આવે છે. તે માતાપિતાની સેવા પુત્રે કેવી કરવી જોઈએ તેનું ઉત્તમ દૃષ્ટાંત છે

પુંડલિકનાં દર્શન કરવા માટે ભગવાન જાતે આવે છે. પુંડલિક ભગવાનનાં દર્શન કરવા ગયો નથી.

પુંડલિક હરહંમેશ માતાપિતાની સેવા કરતો. માતાપિતાને તે સર્વસ્વ માનતો. માતાપિતાની આ સેવાથી ભગવાન તેમના ઉપર પ્રસન્ન થયા અને તેને દર્શન આપવા પધાર્યા. ભગવાન આંગણે આવ્યા ત્યારે પુંડલિક માતપિતાની સેવા કરતો હતો. બિચારા ગરીબ હતા. ઝૂંપડી બહુ નાની હતી. તેમાં બેસવાની જગ્યા ન હતી. ભગવાન બહાર ઊભા છે. પોતે માતાપિતાની સેવામાં રોકાયેલો એટલે ભગવાનને પુંડલિકે કહ્યું :—માતાપિતાની સેવાના ફળરૂપ આપ મળ્યા છો માટે માતાપિતાની સેવા પહેલી. આમ કહી ભગવાનને ઊભા રહેવા માટે તેણે ઈંટ ફેંકી અને કહ્યું કે—આ ઈંટ ઉપર આપ ઊભા રહો. ભગવાન સાક્ષાત્ આવ્યા તો પણ પુંડલિકે માતાપિતાની સેવાનું કાર્ય ન છોડયું. ઈંટ ઉપર ભગવાન ઊભા રહ્યા એટલે ઈંટનું થયું વીંટ અને નામ પડયું વિઠોબા.

ઊભા રહેતા ભગવાનને થાક લાગ્યો એટલે કેડ ઉપર હાથ રાખીને ઊભા. આજ પણ પંઢરપુરમાં તેઓ કેડ ઉપર હાથ રાખી ઊભા છે. પુંડલિકે ઊભા રાખેલા ત્યારનાં હજુ તેમ ને તેમ ઊભા છે.

કેડ ઉપર હાથ રાખીને તેઓ સૂચવે છે:—મારી પાસે આવે, મારા શરણે આવે, તેને માટે સંસાર ફક્ત આટલો જ કેડ સમાણો ઊંડો છે. શ્રીમદ્ શંકરાચાર્યે આ પ્રમાણે ભગવાન પાંડુરંગની સ્તુતિનું સ્તોત્ર રચ્યું છે.

**भवाब्धेः प्रमाणं इदम् मामकानाम् ।**
**नितम्ब कराभ्याम् धृतो येन यत्नात् ॥**
**समागत्य तिष्ठन्तम् आनंदकंदम् ।**
**परब्रह्म लिंगम् भजे पांडुरंगम् ॥**

**भवाब्धेः प्रमाणं इदम्** પણ કોના માટે? જે મારા બને તેને માટે **मामकानाम् ।**

**નારદજી** ચિત્રકેતુ રાજાને કહે છે:—

રાજા, આ તો તમારો શત્રુ પુત્ર તરીકે આવેલો. તે **મરણ** પામ્યો. તેથી તમારે આનંદ માનવો જોઈએ

સ્ત્રી, ઘર, ધન, વિવિધ ઐશ્વર્ય, શબ્દાદિ વિષયો, રાજસમૃદ્ધિ, સેવક, મિત્રજનો સગાસંબંધી વગેરે શોક, મોહ, ભય અને દુઃખ આપનાર છે. આ સર્વ નાશવંત છે.

જીવના હજારો જન્મ થયેલા, થાય છે અને થવાના છે. તેમાં કોણ કોનો સગો અને સંબંધી?

જળના પ્રવાહમાં રેતીના કણો જેમ એકઠા થાય છે અને જુદા પડે છે તેમ સમયના પ્રવાહમાં—સંસારમાં પ્રાણીઓ મળે છે અને જુદા પડે છે.

તે મૃત રાજકુમારના જીવાત્માને ત્યાં લાવવામાં આવ્યો. તે કોઈને ઓળખતો નથી. મારા હજારો જન્મો થયા છે. તેમાં કયા જન્મના માબાપને હું યાદ રાખું આમ કહી તે જીવાત્મા ચાલી ગયો.

રાજન્, જેના માટે તું રડે છે, તે તારી સામુ જોવા પણ તૈયાર નથી છતાં તું તેનો શોક કરે છે.

નારદજીએ ચિત્રકેતુને દિવ્યજ્ઞાન આપ્યું અને તત્ત્વોપદેશ કર્યો.. અને સંકર્ષણ મંત્રનો ઉપદેશ કર્યો.

ચિત્રકેતુ રાજાએ તે પછી તપશ્ચર્યા કરી અને ભગવાનનાં નામના જપ કર્યા. આથી તેમને ભગવાનનાં દર્શન થયાં. તેનાં સર્વ પાપો ક્ષય પામ્યાં. ચિત્રકેતુ મહાયોગી અને મહાન સિદ્ધ થયો. ભગવાને તેને પાર્ષદ બનાવ્યો. એક દિવસ તે આકાશમાં વિહાર કરતો હતો. ફરતો ફરતો તે કૈલાસધામમાં આવ્યો. જોયું તો શિવજીની ગોદમાં પાર્વતીજી બેઠા છે. તેને આ પ્રમાણે બેઠેલા જોઈ ચિત્રકેતુના મનમાં કુભાવ આવ્યો.

વિષયવાસનામાંથી ચિત્રકેતુનો જન્મ થાય છે. પ્રત્યેક સ્ત્રી, પુરુષને નર નારાયણ રૂપે જુએ તો વાસના થાય નહિ. ચિત્રકેતુ સંસારીભાવથી શિવપાર્વતીને જુએ છે.

આ ચરિત્ર ઉપરથી લાગે છે કે ભક્તિ જ્ઞાન વગરની હશે તો રડે છે કેવળ સગુણનો સાક્ષાત્કાર કરે તેથી મન શુદ્ધ થતું નથી. સાક્ષાત્કારથી મનની ચંચળતા જતી નથી. સગુણ, નિર્ગુણ ભક્તિ હોય ત્યારે જ જીવનો શિવ થાય છે.

શિવપાર્વતીને લૌકિક દૃષ્ટિથી કામભાવથી તે જોવા લાગ્યો.



**આજે આ પ્રમાણે** બેસવાનું કારણ હતું. **એકવાર** કામદેવે ફરીથી શિવજી **સાથે યુદ્ધ કરવાની** ઇચ્છા બતાવી. શિવજીએ કહ્યું, એકવાર મેં તને બાળ્યો છે. કામદેવ બોલ્યો, સમાધિમાં બેસીને મને બાળ્યો તેમાં શું આશ્ચર્ય! સમાધિમાં રહીને કોઈપણ જીવ મને બાળી શકે. કામે કહ્યું કે મારા મનમાં વસવસો રહી ગયો છે. તમે પાર્વતીજીને આલિંગન આપો અને હું બાણ મારું, તેમ છતાં આપ નિર્વિકાર રહો તો આપ મહાન દેવ. શિવજી સંમત થયા. પાર્વતીજીને આલિંગન આપી અર્ધનારી નટેશ્વર બન્યા. કામે ઘણો પ્રયત્ન કર્યો, પણ સફળતા મળી નહીં. શંકર નિર્વિકાર રહ્યા છે. કામદેવે બાણ ફેંકી દીધું. છેવટે તેને શિવજીને શરણે આવવું પડ્યું.

ચિત્રકેતુ આ હકીકત જાણતો ન હતો એટલે તે શિવજીની નિંદા કરવા લાગ્યો. **ભરી સભામાં પત્નીને** આલિંગન આપીને પત્નીને ગોદમાં લઈને બેઠો છે. **એને** કાંઈ **શરમભરમ છે?**

**શિવ-પાર્વતી નિર્વિકાર હતા પણ જોનારની આંખમાં** વિકાર હતો. કોઈને **લૌકિક** ભાવથી જોશો તો પછી મનમાં વિકાર આવશે, તેથી ખોટા ચિત્ર મનમાં આવે છે.

આ પ્રમાણે લૌકિકભાવથી જોતા ચિત્રકેતુનું પતન થયું છે. આ સાંભળી શિવજીને કાંઈ બૂરું ન લાગ્યું. જેને માથે ગંગા—જ્ઞાનગંગા હોય તેને નિંદા પણ અસર કરતી નથી. પાર્વતીજીથી આ સહન ન થયું. ચિત્રકેતુને શાપ આપ્યો:— ઉદ્ધત, અસુરયોનિમાં તારો **જન્મ થાય.**

**ચિત્રકેતુએ માતાજીની** ક્ષમા માંગી છે. **દેવીએ કહ્યું:—બીજા** જન્મમાં તને **અનન્યભક્તિ** પ્રાપ્ત થશે અને તારો ઉદ્ધાર થશે.

પાર્વતીજીએ શાપ આપ્યો તેથી ચિત્રકેતુ વૃત્રાસુર તરીકે જન્મ્યો.

મન-ચિત્રકેતુ શુભ કલ્પનાઓ કરે (ચિત્રકેતુએ વૃત્રાસુર તરીકેના જન્મમાં કરેલી તેમ) તો અંતે સુખી થાય અને દુષ્ટ કલ્પનાઓ કરે તો દુઃખી થાય છે.

નારદ-અંગિરા જેવા સંતોના સમાગમથી મન બુદ્ધિ ઊર્ધ્વગામી બને છે.

આ વિષયનાં ચિત્રો મનમાં ન ઊતરે અને સાત્ત્વિકભાવ જાગે તે માટે સતત લક્ષ્મીનારાયણનું પૂજન કરો વિષ્ણુ સત્ત્વગુણના અધિપતિ દેવ છે. તેની સેવાથી સાત્ત્વિકભાવ જાગે છે.

આ બધાં ચિત્રો અંદર છે. આંખ બંધ કરીને બેસો એટલે અંદરનાં ચિત્રો બહાર આવશે. આ ચિત્રો ભૂંસવા લક્ષ્મીનારાયણની સેવા આવશ્યક છે.

દિતિના બંને પુત્રો મરણ પામ્યા. દિતિએ ઇન્દ્રને મારવા માટે વ્રત કર્યું. કશ્યપઋષિએ ઇન્દ્રને મારનારો દીકરો થાય એવું એક વર્ષનું વ્રત દિતિને બતાવ્યું. એ વ્રતનું નામ પુંસવન વ્રત. ચંચળ મનને ઈશ્વરમાં સ્થિર કરવાનું સાધન વ્રત છે. વ્રતને દિવસે ચિત ચંચળ ન બને અને ઈશ્વરમાં સ્થિર થાય. મનને ઈશ્વરમાં પરોવી રાખવાનું સાધન તે વ્રત. દિતિએ વ્રત કર્યું, વ્રતના નિયમનું બરાબર પાલન ન કરવાથી વ્રતનો ભંગ થયો. તેથી મરુતગણોની ઉત્પત્તિ થઈ. દિતિ એ ભેદ બુદ્ધિ છે. ચંચળ મનોવૃત્તિને એક ઠેકાણે સ્થિર કરી ભજન પૂજન દ્વારા એકને જ અનેકમાં નિહાળે તો વ્રત સફળ થાય. ભેદભાવથી દિતિના વ્રતમાં ભંગ થયો હતો. હવે દિતિએ ઇન્દ્રને કહ્યું—આ મારા છોકરાઓ છે પણ તેમની ગણના દેવોમાં થશે. હવે દિતિએ ઇન્દ્રમાં કુભાવ રાખ્યો નહિ.

**મરુતગણોની ઉત્પત્તિ કહીને છઠ્ઠા સ્કંધની કથા પૂર્ણ કરી.**

# સ્કંધ સાતમો

છઠ્ઠા સ્કંધમા પુષ્ટિ–અનુગ્રહની કથા આવી. ભગવદ્ અનુગ્રહ થયા પછી વિકાર વાસનાનો વિનાશ કરી અનુગ્રહનો સદુપયોગ કરે તો તે પુષ્ટ બને છે. સેવા સ્મરણમાં તન્મય બને તો જીવ પુષ્ટ બને છે. ઠાકોરજી અનેક જીવ ઉપર અનુગ્રહ કરે છે પણ તેનો સદુપયોગ કરતાં જીવને આવડતો નથી તેથી પુષ્ટ ન થતાં જીવ દુષ્ટ બને છે.

હવે આવશે હિરણ્યકશિપુ અને પ્રહ્‌લાદની કથા. હિરણ્યકશિપુ થયો દૈત્ય અને પ્રહ્‌લાદ થયા દેવ હિરણ્યકશિપુએ શક્તિ—સંપત્તિ સર્વનો ઉપયોગ ભોગ ભોગવવામાં કર્યો તેથી તે બન્યો દૈત્ય અને પ્રહ્‌લાદે સમય, શકિતનો ઉપયોગ પ્રભુ ભકિતમાં કર્યો તેથી તે બન્યો દેવ.

વાસનાના ત્રણ પ્રકાર આ સાતમાં સ્કંધમાં બતાવ્યા છે

(૧) અસદ્ વાસના. (૨) સદ્‌વાસના (૩) મિશ્ર વાસના.

સાતમાં સ્કંધની શરૂઆતમાં પરીક્ષિત રાજાએ આરંભમાં સુંદર પ્રશ્ન કર્યો. રાજા પ્રશ્ન પૂછે છે;—આપે કહ્યું કે ઈશ્વર સર્વત્ર છે અને સમભાવથી વ્યવહાર કરે છે. તો જગતમાં આવી વિષમતા કેમ દેખાય છે? ઉંદરમાં ઈશ્વર, બિલાડીમાં ઈશ્વર. તેમ છતાં બિલાડી ઉંદરને શા માટે મારે છે?

ભગવાન સમ હોવા છતાં આ જગતમાં વિષમતા કેમ કરે છે? ભગવાન સમભાવી કહેવાય છે. તો પછી ભગવાન વારંવાર દેવોનો પક્ષ કરી દૈત્યોને વારંવાર કેમ મારે છે? ઈશ્વર થઈ આવી વિષમતા કેમ કરે છે?

ભગવાનને સર્વ પ્રાણીઓ સમાન હોય તેમ છતાં ઇન્દ્ર માટે વૃત્રાસુરનો વધ કેમ કર્યો?

મેં ધારેલું દૈત્યો પાપી છે, એટલે ભગવાન તેમને મારે છે; પરંતુ વૃત્રાસુર તો ભગવત્‌ભકત હતો તેમ છતાં તેને કેમ માર્યો? શ્રી શુકદેવજી બોલ્યા કે રાજન્, ક્રિયામાં વિષમતા કદાચ થાય પણ ભાવમાં વિષમતા ન થવા દેશો.

સમતા, અદ્વૈત ભાવમાં હોય છે; ક્રિયામાં ન સંભવે, સમતા ક્રિયામાં હોય કે ભાવમાં? ભાવમાં સમતા રાખવી જોઈએ. ક્રિયામાં વિષમતા રહેવાની જ.

ઘરમાં મા, પત્ની, પુત્રી વગેરે હોય. પુરુષનો આ સઘળા ઉપર પ્રેમ તો સરખો હોય છે, પણ બધા સાથે તે સરખી રીતે વર્તતો નથી, વર્તી શકે નહિ. માને તો પગે લાગશે, પણ પુત્રી ને પગે નહિ લાગે. આત્મા સાથે પ્રેમ છે, દેહ સાથે પ્રેમ નથી.

ભાવનામાં અદ્વૈત રાખવો. સમદર્શી થવું પણ સમવર્તિ ન થવું સમવર્તિ ન થઈ શકાય.

શંકરાચાર્યે આજ્ઞા કરી છે :—

भावाद्वैतं सदा कुर्यात् ।
क्रियाद्वैत न कर्हिचित् ॥



ભાગવતને આધિભૌતિક સામ્યવાદ માન્ય નથી. ભાગવતને આધ્યાત્મિક સામ્યવાદ માન્ય છે.

રાજન્! તને લાગે છે કે દેવોનો પક્ષ કરી ભગવાને અસુરોને માર્યા, પરંતુ અસુરોનો તે સંહાર તેના ઉપર કૃપા કરવા માટે જ હતો.

એક દૃષ્ટાંત આપું. એક ચોર ચોરી કરવા માટે ઘેરથી નીકળ્યો. રસ્તામાં ઠેસ વાગી. પગ ભાંગ્યો. તેથી ચોર ચોરી કરવા ન જઈ શકયો. આમાં ભગવાનની કૃપા માનવી કે અવકૃપા? કૃપા. પગ ભાંગ્યો છતાં કૃપા. કારણ તે મહાપાપ કરવા જતાં અટકયો.

રાજન્, તમે જેવા હશો તેવું તમને ઈશ્વરનું સ્વરૂપ લાગશે. ઈશ્વરનું એક સ્વરૂપ નક્કી કરવામાં આવ્યું નથી. જીવ જે ભાવથી જુએ છે તે જીવના માટે ઈશ્વર તેવા બની જાય છે.

ઈશ્વર લીલા કરે છે, તેથી અનેક સ્વરૂપો ધારણ કરે છે તેમ વલ્લભાચાર્યજી કહે છે.

ત્યારે શંકરાચાર્ય કહે છે, બ્રહ્મ સર્વવ્યાપક અને નિર્વિકાર છે. તે બ્રહ્મને કોઈ ક્રિયા નથી. લોટામાંથી પાણી બહાર કાઢી શકશો પણ તેમાંનું આકાશ બહાર કાઢી શકશો નહીં. ઈશ્વરને કોઈ કાઢી શકશે નહીં.

ઈશ્વરમાં માયાથી આ ક્રિયાનો અધ્યારોપ કરવામાં આવે છે. આ વેદાંતનો સિદ્ધાંત છે. માયાની ક્રિયા ઈશ્વરના અધિષ્ઠાનમાં ભાસે છે. લોકો ગાડીમાં બેસી અમદાવાદ જાય છે. કહે છે, અમદાવાદ આવ્યું. ક્રિયા અમદાવાદની નથી પણ ક્રિયા છે ગાડીની.

ઈશ્વર વ્યાપક છે. નિરાકારરૂપે સર્વત્ર રહેલા છે. ઈશ્વર કોઈ ઠેકાણે જાય આવે તો તેને વ્યાપક કેમ કહેવાય. જેનો અભાવ કોઈ ઠેકાણે નથી તે વ્યાપક છે.

ઈશ્વર નિષ્ક્રિય છે. નિષ્ક્રિય ઈશ્વરમાં માયાથી ક્રિયા ભાસે છે. એવો શંકર સ્વામીનો સિદ્ધાંત છે. ભગવાન કંઈ કરતા નથી. તેઓમાં વિષમતા નથી.

અગ્નિને આકાર નથી. છતાં લાકડાના આકાર જેવો અગ્નિનો આકાર ભાસે છે. ઉપાધના લીધે આકાર ભાસે છે. પરમાત્માનું વાસ્તવિક સ્વરૂપ વ્યાપક નિરાકાર આનંદરૂપ છે. આ શંકરસ્વામીનો સિદ્ધાંત દિવ્ય છે.

મહાપ્રભુજીનો સિદ્ધાંત પણ દિવ્ય છે. વૈષ્ણવો માને છે, ઈશ્વરને ક્રિયા નથી એ બરોબર છે. ઈશ્વર ક્રિયા કરી શકતા નથી પરંતુ ઈશ્વર લીલા કરે છે. ઈશ્વરને ક્રિયા નથી એ વાત સાચી. પણ ઈશ્વર લીલા કરે છે એ વાત પણ સાચી. જે ક્રિયામાં ક્રિયાનું અભિમાન નથી તે લીલા. ઈશ્વર સ્વેચ્છાથી લીલા કરે છે. 'હું કરું છુ" એવી ભાવના વગર નિષ્કામભાવથી જે ક્રિયા કરવામાં આવે તે લીલા. કેવળ બીજાને સુખી કરવાની ભાવનાથી કરવામાં આવે તે લીલા. કૃષ્ણની લીલા કહેવાય. ઈશ્વરને સુખની ઇચ્છા નથી. કનૈયો ચોરી કરે છે તે બીજાને માટે. ક્રિયા બાંધે છે પણ લીલા મુકત કરે છે.

જીવ કરે છે તે ક્રિયા પાછળ સ્વાર્થ, વાસના અને હું કરું છું તેવું અભિમાન છે તેથી તે ક્રિયા છે.

બંને સિદ્ધાંતો સાચા છે. ઈશ્વર નિરાકાર નિર્વિકલ્પ છે અને માયા ક્રિયા કરે છે તે સિદ્ધાંત પણ દિવ્ય છે. ઈશ્વર કાંઈ કરતા નથી પણ તેમાં ક્રિયાનો આરોપ કરવામાં આવે છે. ઈશ્વરમાં વિષમતા માયાથી ભાસે છે. ઈશ્વર પરિપૂર્ણ સમ છે. પરમાત્મા સમ. જગત વિષમ.

સમતા ઈશ્વરની છે. વિષમતા છે તે માયાની છે. ઈશ્વર તો સમ છે પણ માયાથી ઈશ્વરમાં વિષમતા દેખાય છે ઈશ્વરના અધિષ્ઠાનમાં માયા ક્રિયા કરે છે એટલે માયા જે ક્રિયા કરે છે તેનો આરોપ ઈશ્વર ઉપર કરવામાં આવે છે. દીવો કાંઈ કરતો નથી. પણ દીવો ન હોય તો કંઈ થઈ શકતું નથી. ભગવાન દૈત્યને મારતા નથી પણ તારે છે ક્રિયામાં વિષમતા દેખાય છે પણ ભાવમાં વિષમતા નથી. ભગવાન દૈત્યોને મારે છે પણ ભગવાનના મારમાં પણ પ્યાર છે.

સત્ત્વગુણ, રજોગુણ તથા તમોગુણ એ પ્રકૃતિના ગુણો છે, આત્માના નથી.

પરમેશ્વર જીવના ભોગ માટે શરીરો સર્જવા ઇચ્છે છે, ત્યારે રજોગુણના બળમાં વૃદ્ધિ કરે છે. જીવોના પાલન માટે સત્ત્વગુણના બળમાં વૃદ્ધિ કરે છે અને સંહાર કરવા ઇચ્છે છે, ત્યારે તમોગુણના બળમાં વૃદ્ધિ કરે છે.

રાજન્, તમે જેવો પ્રશ્ન કરો છો તેવો પ્રશ્ન તમારા દાદા ધર્મરાજાએ નારદજીને કર્યો હતો. રાજસૂય યજ્ઞમાં પહેલી પૂજા શ્રીકૃષ્ણની કરવામાં આવી. પણ તે સહન ન થવાથી શિશુપાલ ભગવાનની નિંદા કરવા લાગ્યો ભગવાન નિંદા સહન કરે છે. છેવટે તેનું મસ્તક ઉડાવ્યું. શિશુપાલના શરીરમાંથી નીકળેલું આત્મતેજ દ્વારકાધીશમાં લીન થયું છે. અને તેને સદ્ગતિ મળી. આ જોઈ યુધિષ્ઠિરને આશ્ચર્ય થયું. તેથી તેણે નારદજીને પ્રશ્ન કર્યો :–શિશુપાલ ભગવાનનો શત્રુ હતો છતાં શિશુપાલને સદ્ગતિ કેમ મળી? શિશુપાલે શ્રીકૃષ્ણને ગાળો આપી તેમ છતાં તે નરકમાં કેમ ન ગયો? શિશુપાલને સદ્ગતિ મળી તે મેં નજરે જોયું છે. શિશુપાલ નરકમાં કેમ ગયો નહિ? આવી સાયુજ્ય ગતિ શિશુપાલ કેમ પામ્યો? ભગવાનનો દ્વેષ કરનાર શિશુપાલ અને દંતવક્ત્ર તો નરકમાં પડવા જોઈતા હતા, તેને બદલે આવું ઊલટું કેમ થયું, તે કૃપા કરીને સમજાવો.

નારદજી બોલ્યા :—શ્રવણ કરો રાજન્, કોઈપણ રીતે પરમાત્મામાં તન્મય થવાની જરૂર છે. પરમાત્માએ તો કહ્યું છે કોઈ પણ ભાવથી જીવ મારા સાથે તન્મય બને તો મારા સ્વરૂપનું તેને હું દાન કરું છું.

રાજન્, કોઈ પણ ભાવથી પરંતુ એક પરમાત્મામાં જ મન એકાકાર થવું જોઇએ.

જેમ ભક્તિથી ઈશ્વરમાં મન જોડીને ઘણા મનુષ્યો પરમાત્માની ગતિને પામ્યા છે. તેમ કામથી, દ્વેષથી, ભયથી તથા સ્નેહથી પણ ભગવાનમાં મન જોડી અનેક મનુષ્યો સદ્ગતિ પામ્યા છે.

જુઓ, ગોપીઓએ ભગવાનને મળવાની તીવ્ર કામનાથી, કંસે ભયથી, શિશુપાલ વગેરે રાજાઓએ દ્વેષથી, યાદવોએ પરિવારના સંબંધથી, તમે સ્નેહથી, અને અમે ભક્તિથી અમારા મનને ભગવાનમાં લગાડ્યું છે.



**गोप्यः कामाद् भयात् कंसो द्वेषाच्चैद्यादयो नृपाः ।**
**सम्बन्धाद् वृष्णयः स्नेहाद् यूयं भक्त्यां वयं विभो ॥**

ભા. ૭-૧-૩૫

કેટલીક ગોપીઓ કૃષ્ણને કામભાવથી ભજતી હતી. શ્રીકૃષ્ણનું સ્વરૂપ જોઈ તેનામાં કામભાવ જાગે પણ જેનું ધ્યાન કરે છે તે નિષ્કામ છે. નિષ્કામ કૃષ્ણનું ધ્યાન કરતાં ગોપીઓ નિષ્કામ બની છે. પરંતુ જો જગતના સ્ત્રી-પુરુષનું ધ્યાન કામભાવથી કરશો તો નરકમાં જવું પડશે.

ગોપીઓએ કામભાવ શ્રીકૃષ્ણમાં રાખી સતત શ્રીકૃષ્ણનું ચિંતન કરી ગોપીઓ નિષ્કામ બની છે. પરમાત્મા પૂર્ણ નિષ્કામ હોવાથી પરમાત્માને અર્પણ કરેલો કામ નિષ્કામ બન્યો. કામનો જન્મ રજોગુણમાંથી થાય છે. ઈશ્વર બુદ્ધિથી પર છે. ઈશ્વર પાસે કામ જઈ શકતો નથી. સૂર્ય પાસે અંધકાર જઈ શકતો નથી તેમ. જેનું ચિંતન કરે છે તે શ્રીકૃષ્ણ નિષ્કામ હોવાથી કામભાવથી કૃષ્ણનું ચિંતન કરનાર ગોપીઓ નિષ્કામ બની છે.

કંસ બીકના લીધે તન્મય થયો હતો. તેને દેવકીનો આઠમો જ દેખાય છે. શિશુપાલ વેરથી પણ ચિંતન ભગવાનનું કરતો હતો.

કોઈ પણ ભાવથી ઈશ્વરમાં તન્મય થવાની જરૂર છે.

**तस्मात् केनाप्युपायेन मनः कृष्णे निवेशयेत् ।**

તેથી હરકોઈ મનુષ્યે કોઈ પણ ઉપાયથી મન શ્રીકૃષ્ણમાં જોડવું જોઈએ.

આ શિશુપાલ સાધારણ ન હતો. તે વિષ્ણુ ભગવાનનો પાર્ષદ હતો. નારદજીએ જયવિજયના ત્રણ જન્મોની કથા સંક્ષેપમાં કહી. જયવિજય પહેલા જન્મમાં હિરણ્યાક્ષ, હિરણ્યકશિપુ થયા, બીજા જન્મમાં રાવણ, કુંભકર્ણ અને આ ત્રીજા જન્મમાં શિશુપાલ અને દંતવક્ત્ર રૂપે જન્મ્યા છે.

નારદજીએ હિરણ્યકશિપુ અને પ્રહ્લાદની કથા શરૂ કરી. દિતિના બે પુત્રો હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ. હિરણ્યાક્ષનો વધ વરાહ ભગવાને કર્યો. હવે હિરણ્યકશિપુની વાત આવે છે.

ધર્મરાજાએ નારદજીને પ્રાર્થના કરી–આ કથા વિસ્તારપૂર્વક સાંભળવાની ઇચ્છા છે. પ્રહ્લાદ મહાન ભગવદ્ભક્ત હતા, છતાં હિરણ્યકશિપુને તેને મારવાની કેમ ઇચ્છા થઈ?

નારદજી બોલ્યા :—દિતિ એ ભેદબુદ્ધિ છે. ભેદબુદ્ધિમાંથી હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ આવે છે, મમતા અને અહંકાર આવે છે. આ 'હું' અને 'મારું' ભેદબુદ્ધિનાં સંતાનો છે. સર્વ દુઃખનું મૂળ ભેદબુદ્ધિ છે. સર્વ સુખનું મૂળ અભેદભાવ છે. અભેદભાવ શરીરથી નહીં, બુદ્ધિથી થાય તો સર્વમાં સમબુદ્ધિ આવે છે.

અહંકારને મારવો કઠણ છે. મમતાનો વિવેકથી નાશ થાય છે. વિવેકથી મમતાનો નાશ થઈ શકે પરંતુ અહંભાવનો નાશ થઈ શકતો નથી. અર્પણ કરનાર

પોતાના હુંપણાનું પણ અર્પણ કરે તો ઠાકોરજી કૃપા કરે છે. મારામાં અભિમાન નથી એમ માનવું એ પણ અભિમાન છે.

હિરણ્યકશિપુ અહંકારનું સ્વરૂપ છે. હિરણ્યકશિપુનું વર્તન એવું છે કે તે દેવોને, જ્ઞાની પુરુષોને, સર્વને ત્રાસ આપે છે. અભિમાન સર્વને ત્રાસ આપે છે, સર્વને રડાવે છે. મમતા મરે છે પણ અહંકાર જલદી મરતો નથી. અહંકારને મારવો કઠણ છે. તે રાત્રે મરતો નથી. દિવસે મરતો નથી. ઘરની બહાર, ઘરની અંદર પણ તે મરતો નથી. તે ઘરની બહાર અને ઘરની અંદર પણ હોય છે. અહંકાર શસ્ત્ર કે અસ્ત્રથી મરતો નથી. તેને વચલી જગ્યામાં મારવો પડશે. મનુષ્ય અહંકારને મારે તો તે ઈશ્વરથી દૂર નથી.

અભિમાન અંદર બેઠું છે. મનુષ્યને દુઃખ આપનાર અહંકાર છે. આ અહંકારને મારવાનો છે. અહંકાર મરશે ઉંબરામાં. રાસમાં કથા આવશે કે બે ગોપીઓની વચ્ચે શ્રી કૃષ્ણ છે. તે પ્રમાણે બે વૃત્તિઓની વચમાં શ્રી કૃષ્ણને રાખશો તો અહંકાર મરશે. એક સંકલ્પ ઉત્પન્ન થાય અને બીજીવૃત્તિ ઉત્પન્ન થતાં પહેલાં વચ્ચે શ્રી કૃષ્ણને રાખો તો અહંકાર મરશે. પ્રત્યેક ઇન્દ્રિયનું મિલન ઈશ્વર સાથે ન થાય ત્યાં સુધી અહંકાર છે. પુરુષ ઈશ્વરનાં સ્મરણમાં તન્મય થાય અને બીજો ભેદ ન રહે તો અહંકાર મરે.

જ્ઞાન સુલભ છે, પણ અહંતા મમતાનો વિનાશ ન થાય ત્યાં સુધી જ્ઞાન દીપે નહીં. હિરણ્યકશિપુ જ્ઞાની હતો પણ તેનું જ્ઞાન અહંતા મમતાથી ભરેલું હતું. પોતાના ભાઈના મરણ પ્રસંગે તે બ્રહ્મોપદેશ કરે છે. બીજાને બોધ આપે અને પોતે જીવનમાં ન ઉતારે તે અસુર. હિરણ્યકશિપુ બીજાને જ્ઞાનનો બોધ આપે છે અને પોતે વિચારે છે, મારા ભાઈનો વધ કરનાર વિષ્ણુ ઉપર કયારે વેર વાળું ? એક ગૃહસ્થનો પુત્ર મરણ પામ્યો, તેને ત્યાં સાધુ આવ્યા. સંસાર મિથ્યા છે વગેરે ઉપદેશ આપ્યો. કેટલાક દિવસ પછી તે સાધુની ભેંસ મરી ગઈ. સાધુ રડે છે. એના માથે જ્યારે પ્રસંગ આવે છે ત્યારે તેનું જ્ઞાન કયાં ચાલ્યું જાય છે તે સમજાતું નથી. તે ગૃહસ્થ સાધુ પાસે આવ્યો. તમે જ મને ઉપદેશ કરવા આવ્યા હતા. અને હવે તમે રડો છો? સાધુ કહે :—છોકરો તારો હતો તેથી ઉપદેશ કરવા આવ્યો હતો. ભેંસ મારી હતી તેથી રડું છું.

અહંતા મમતા હોય ત્યાંસુધી જ્ઞાન પચે નહીં. ભક્તિ વગરનું જ્ઞાન કેવળ શબ્દમય બને તો તેથી જીવને લાભ થતો નથી. જ્ઞાનનો અનુભવ વૈરાગ્ય અને ભક્તિ વગર થતો નથી.

વેદાંત અને બ્રહ્મજ્ઞાનની વાતો કરે અને પ્રેમ સંસારના વિષયો સાથે કરે, એજ દૈત્ય, એજ દૈત્યના વંશનો.

હિરણ્યાક્ષના મૃત્યુના સમાચાર સાંભળી હિરણ્યકશિપુ કહે મારા ભાઈને મારનાર વિષ્ણુ સાથે હું યુદ્ધ કરીશ. માતા દિતિને હિરણ્યકશિપુએ અનેક પ્રકારે બોધ આપ્યો છે. દિતિને સંતોષ થયો. હિરણ્યકશિપુએ વિચાર્યું કે હું આજે વિષ્ણુ સાથે લડવા નહીં જાઉં. એકવાર વરદાન પ્રાપ્ત કરી અજર અમર બનીશ, તે પછી યુદ્ધ કરવા જઈશ.

હિરણ્યકશિપુ તપશ્ચર્યા કરવા જાય છે. હિરણ્યકશિપુની પત્નીનું નામ કયાધુ. કયાધુએ પૂછ્યું કે તપશ્ચર્યા કરી ઘેર કયારે આવશો ? હિરણ્યકશિપુએ જવાબ આપ્યો.



ઘેર આવવાનો દહાડો નક્કી નથી દશ હજાર વર્ષ તપ કરીશ. તપ કરી અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કરી ઘણાં વર્ષે ઘેર આવીશ.

હિરણ્યકશિપુ મંદરાચળ પર્વત ઉપર આવ્યો છે. આ કથા ભાગવતમાં નથી. વ્યાસજીએ વિષ્ણુપુરાણમાં આ કથા લખી છે. દેવોએ બૃહસ્પતિને પ્રાર્થના કરી છે. હિરણ્યકશિપુની તપશ્ચર્યામાં વિઘ્ન કરો. બૃહસ્પતિ પોપટ રૂપે મંદરાચળ પર્વત ઉપર આવ્યા. હિરણ્યકશિપુ જે જગ્યાએ તપ કરવા બેઠેલો તેની નજીકના ઝાડ ઉપર બેસી નારાયણ, નારાયણ એમ બોલવા લાગ્યા. જ્યારે હિરણ્યકશિપુ મંત્રનો જપ કરવા લાગે કે પોપટ નારાયણ, નારાયણ બોલે. હિરણ્યકશિપુએ વિચાર્યું જે વિષ્ણુને મારવા હું તપશ્ચર્યા કરું છું તેનું આ પોપટ કીર્તન કરે છે. આ કયાંથી આવ્યો ? મરતો પણ નથી ? આજે તપશ્ચર્યામાં બેસવા માટે શુભ દિવસ નથી. હિરણ્યકશિપુ કંટાળી સાયંકાળે ઘેર આવ્યો છે.

કયાધુને પતિ તે જ દિવસે ઘેર પાછા આવ્યા તેથી આશ્ચર્ય થયું, પરંતુ સીધેસીધું કારણ પતિને પુછાય તેમ ન હતું. પતિ સ્વભાવના ભારી અક્કડ અને ક્રોધી હતા. કહી બેસે, તેમાં તારે પંચાત કરવાની શી જરૂર છે?

કયાધુએ વિચાર્યું, યુક્તિથી કામ લઈશ તો કારણ જાણી શકાશે. પતિની ખાનગી વાત જાણવી હોય તો આ કયાધુને ગુરુ કરજો. ભોજનમાં વશીકરણ હોય છે. નોકરોને આજ્ઞા કરી મારા પતિદેવને માટે હું જ રસોઈ બનાવીશ.

લોભીને દ્રવ્યથી વશ કરવો. અભિમાનીને વખાણથી વશ કરવો.

હિરણ્યકશિપુ અભિમાની છે. કયાધુ સેવા કરતાં વખાણ કરવા લાગી

ભોજે કાલિદાસને એક વખત પૂછેલું કે આ દુનિયામાં ખાંડ કરતાં વધારે ગળ્યું શું ?

કાલિદાસે જવાબ આપ્યો, ખાંડ કરતાં વધારે ગળ્યાં વખાણ.

કયાધુ કહેવા લાગી. ઈન્દ્રચંદ્રાદિ દેવો તમારાથી થરથર કાંપે છે, તમે જિતેન્દ્રિય છો જ્ઞાની છો. આપના જેવો વીર થયો નથી અને થવાનો નથી. એ તો હું ભાગ્યશાળી કે આપ જેવા પતિ મને મળ્યા. આપ ધારેલું કામ કર્યા વગર પાછા ફરો જ નહિ. પણ આજે વનમાં કાંઈક પ્રસંગ જરૂર બનેલો હોવો જોઈએ કે જેથી આપ પાછા આવ્યા.

કયાધુએ ગરમ ગરમ ઢોકળાં ખવડાવ્યાં હશે. રાક્ષસોને આવું જ ભાવે. સાત્વિક અન્ન જેને ભાવે નહીં તે રાક્ષસ.

હિરણ્યકશિપુ અતિશય રંગમાં આવ્યો છે. કહેવા લાગ્યો, મારું કામ કર્યા વગર હું પાછો ન આવું પણ આજે વિઘ્ન આવ્યું, અપશુકન થયા. એટલે પાછું આવવું પડ્યું. કયાધુએ પૂછ્યું :—શું વિઘ્ન આવ્યું ? શા અપશુકન થયા ?

હિરણ્યકશિપુ કહે, હું જે ઝાડ નીચે બેસી તપશ્ચર્યા કરતો હતો તે ઝાડ ઉપર એક પોપટ આવ્યો અને નારાયણ. નારાયણ એમ બોલવા લાગ્યો.

કયાધુને આનંદ થયો. વિચાર્યું મારા પતિ પરમાત્માનું નામ કોઈ દિવસ લેતા નથી. હું કહીશ કે નારાયણની ધૂન કરો તો માને તેવા નથી. ભારે અભિમાની છે. તેથી યુક્તિ કરવી પડશે.

યુક્તિથી પતિને પાપ કરતાં અટકાવે તે પત્ની. પતિને ધર્મના-પરમાત્માના માર્ગે વાળે તો પત્ની એ ધર્મપત્ની છે. પત્ની પતિને ધર્મ અને મોક્ષના માર્ગે વાળે.

આ સુંદર તક છે. આ બહાને હું તેમની પાસે ભગવાનનું નામ વારંવાર લેવડાવીશ. કયાધુને લાગણી હતી કે મારા પતિદેવ સુધરે. ભોજન થયા પછી શયન વખતે કયાધુ ચરણ સેવા કરવા લાગી. પૂછ્યું, આપે ભોજન વખતે વાત કરી પણ મારું ધ્યાન બરાબર ન હતું. કહો તો વનમાં શું થયું ?

હિરણ્યકશિપુ :—દેવી, ત્યાં પોપટ આવ્યો અને શ્રીમન્નારાયણ, નારાયણ કરવા લાગ્યો.

કયાધુ :—પોપટ શું બોલ્યો ?

હિરણ્યકશિપુ :—નારાયણ, નારાયણ,

કયાધુ :-જાવ, જાવ, પોપટને કાંઇ બોલતાં આવડતું હશે ? પોપટ ખરેખર બોલ્યો ?

હિરણ્યકશિપુ :—હા, તે નારાયણ, નારાયણ, કહેવા લાગ્યો.

બિચારો કામવશ થયેલો એટલે પત્ની જેમ પૂછે તેમ ઉત્તર આપ્યા કરે.

કયાધુએ આ પ્રસંગનો લાભ લઈ પતિ પાસે આ પ્રમાણે ૧૦૮ વાર જપ કરાવ્યો.

સાધારણ રીતે પુરુષ કામાંધ હોવાથી સ્ત્રીને આધીન જ હોય છે. એટલે પત્ની ધારે તો પતિને સુધારી શકે છે. પત્ની લાયક હશે તો પતિને પણ ભગવત ભજનમાં વાળશે. કયાધુએ યુકિતથી પતિ પાસે વારંવાર ભગવાનનું નામ લેવડાવ્યું. માતા-પિતા ભગવાનનું નામ લેતાં હતાં તે વખતે પ્રહ્લાદજી માનાં પેટમાં આવ્યા છે. આથી હિરણ્યકશિપુ રાક્ષસ, તેમ છતાં પ્રહ્લાદ મહાન ભગવદ્ભકત થયા.

કયાધુ સગર્ભા છે. હિરણ્યકશિપુ તપશ્ચર્યા કરવા ગયો છે. છત્રીસ હજાર વર્ષો તપશ્ચર્યા કરી છે. અન્નજળનો ત્યાગ કર્યો છે. કળીયુગમાં અન્નમય, જળમય, પ્રાણ છે. આ સત્‌યુગની વાત છે. સત્‌યુગમાં અસ્થિમય પ્રાણ હતા. તેથી આ શકય હતું.

કેવળ તપ કરવાથી મનુષ્યનું કલ્યાણ થતું નથી. તે શુદ્ધ થતો નથી. તપની પાછળ ભાવના શુદ્ધ હોવી જોઈએ, હેતુ શુદ્ધ હોવો જોઈએ. હિરણ્યકશિપુનો હેતુ શુદ્ધ ન હતો. દુર્યોધને વિષ્ણુયાગ કરેલો, પણ તેથી શું ? તેનું ધન જ પાપમય હતું.

યોગના પાછળ શુદ્ધ હેતુ ન હોય તો યોગીનું પતન થાય છે. માત્ર યોગ સાધવાથી હૃદય વિશાળ થતું નથી. યોગસિદ્ધિથી બીજી શકિતઓ આવશે પણ તેનું હૃદય વિશાળ થશે નહિ. બ્રહ્માનુભૂતિ વગર હૃદય વિશાળ થતું નથી.

હિરણ્યકશિપુની તપશ્ચર્યા કેવળ ભોગવિલાસ માટે હતી. દેવોને ત્રાસ આપવા



માટે હતી. ગીતાજીની ભાષામાં કહીએ તો તેનું તપ તામસ તપ હતું. તેથી તેનું જેવું મળવું જોઈએ તેવું ફળ ન મળ્યું.

હિરણ્યકશિપુની તપશ્ચર્યાથી પ્રસન્ન થઈ બ્રહ્માજી ત્યાં આવ્યા છે. રાફડા ઉપર જળ છાંટયું. રાફડામાંથી હિરણ્યકશિપુ બહાર આવ્યો. બ્રહ્માજીએ પૂછ્યું, બોલ, તારી શી ઈચ્છા છે? હિરણ્યકશિપુ:—મને અજરામર બનાવો. બ્રહ્માજી:—દરેકને મરવું પડે જ. જન્મેલાને મરણ તો છે જ તું બીજું કંઈક માગ. હિરણ્યકશિપુ :—મહારાજ, મને અજરામર થવાનું વરદાન આપવું પડશે. મારે બીજું કાંઈ જોઈતું નથી. હું દહાડે ન મરું, રાત્રે ન મરું; હું જડથી ન મરું, ચેતનથી ન મરું; હું શસ્ત્રથી ન મરું, અસ્ત્રથી ન મરું; તેવું વરદાન આપો.

બ્રહ્માજીએ વિચાર કર્યો, હિરણ્યકશિપુએ તપશ્ચર્યા ખૂબ કરી છે; વરદાન આપવું પડશે. બ્રહ્માજીએ વરદાન આપ્યું. હિરણ્યકશિપુની શક્તિ વધી છે. ઇન્દ્ર વગેરે દેવોનો તેણે પરાભવ કર્યો છે. દેવો ઘણા દુઃખી થયા છે. પરમાત્માની પ્રાર્થના કરી છે. ભગવાને કહ્યું, મારા લાડીલા વૈષ્ણવો દુ:ખી થાય છે ત્યારે હું અવતાર ધારણ કરું છું.

પાપી દુઃખી થાય તો ભગવાન ઉપેક્ષા કરે છે. અવતાર ધારણ કરતા નથી.

દેવોને ભગવાને આશ્વાસન આપ્યું છે, જ્યારે તે પોતાના પુત્ર પ્રહ્લાદનો દ્રોહ કરશે, પ્રહ્લાદને મારવા તૈયાર થશે ત્યારે હું અવતાર ધારણ કરીશ અને હિરણ્યકશિપુને મારીશ.

આ બાજુ પ્રહ્લાદનો જન્મ થયો છે. પ્રહ્લાદ ધીરે ધીરે મોટા થાય છે. સર્વને આહ્લાદ-આનંદ આપતાં એટલે એનું નામ પ્રહ્લાદ. પ્રહ્લાદજી પાંચ વર્ષના થયા છે. દૈત્યોના ગુરુ હતા શુક્રાચાર્ય. તેમના પુત્ર હતા શંડ અને અમર્ક હિરણ્યકશિપુએ શંડામર્કને બોલાવ્યા. શંડામર્કને કહ્યું કે આ બાળકને રાજનીતિ ભણાવો

શુકદેવજી વર્ણન કરે છે, રાજન્ શંડામર્ક પ્રહ્લાદજીને રાજનીતિ શીખવાડે છે. પરંતુ ગર્ભમાં આવ્યાં ત્યારથી પ્રહ્લાદજીને ભકિત રંગ લાગ્યો હતો.

પ્રહ્લાદને ભગવાન વાસુદેવ ઉપર સ્વાભાવિક પ્રીતિ હતી. શ્રીકૃષ્ણના અનુગ્રહરૂપ ગ્રહે તેના હૃદયને એવું ખેંચી લીધું હતું કે જગતની સુધબુધ તેને રહેતી ન હતી.

ભકિતનો રંગ જલદી લાગતો નથી અને લાગી જાય પછી તેને સંસારની પ્રવૃત્તિ ગમતી નથી. મીરાંબાઈએ કહ્યું છે, મારા કૃષ્ણનો રંગ કાળો છે. કાળા રંગ ઉપર કોઈ બીજો રંગ લાગતો નથી.

પ્રહ્લાદજીને જન્મથી ભક્તિનો રંગ લાગ્યો હતો. પ્રહ્લાદ મહાવૈષ્ણવ છે. ગુરુ જે ભણાવે તે સાંભળે છે પણ રાજનીતિનું ચિંતન કરતા નથી. સાચા જ્ઞાની ભકતનું લક્ષણ છે, દેહભાન હોય ત્યાં સુધી વહેવારમાં ભૂલ કરતા નથી. ગુરુજીએ વિચાર કર્યો. છોકરો ડાહ્યો છે. તેની કેળવણી જોઈ તેના પિતા કાંઈક ઈનામ આપશે. શંડામર્ક પ્રહ્લાદને દરબારમાં લઈ આવે છે. પ્રહ્લાદ પિતાજીને પ્રણામ કરે છે. હિરણ્યકશિપુએ બાળકને ઉઠાવી ગોદમાં લીધો છે, પ્યાર કર્યો છે. હિરણ્યકશિપુ પૂછે છે:—બેટા,

ગુરુજીને ઘેર ભણવા ગયો હતો. તને ગઈ કાલનો પાઠ યાદ છે? તને જે ઉત્તમમાં ઉત્તમ પાઠ લાગે તે બોલ.

પ્રહ્લાદજીએ વિચાર્યું, પિતાજી ઉત્તમમાં ઉત્તમ પાઠ પૂછે છે. ગુરુજીએ તો મારફાડની વિદ્યા શિખવાડી છે. તે કેમ બોલાય? પ્રહ્લાદજી સુંદર બોલ્યા છે. પ્રહ્લાદજી પિતાને કહે છે :—

**हित्वाऽऽत्मपातं गृहमन्धकूपं वनं गतो यद्धरिमाश्रयेत ॥**

ભા. ૭–૫–૫

આપણા અધઃપતનનું મૂળ કારણ અંધારાકૂવા સમાન આ ઘર છે પ્રાણીઓને માટે એ જ શ્રેયસ્કર છે કે આ ઘરને છોડીને વનમાં જાય અને ભગવાન શ્રીહરિનું શરણ ગ્રહણ કરે.

પિતાજી, અનેક જન્મોના અનુભવ ઉપરથી કહું છું. આ જીવ અનેક વાર સ્ત્રી, પુરુષ, પશુ, પક્ષી બન્યો છે. હજારો જન્મથી પ્રભુથી વિખૂટો પડેલો, હજારો જન્મોથી તે લૌકિકસુખ ભોગવે છે છતાં તેને તૃપ્તિ થઈ નથી. ભોગથી તૃપ્તિ થતી નથી. તૃપ્તિ ત્યાગથી થાય છે. સંસાર એ દુઃખનો દરિયો છે. પ્રત્યેક જીવ દુઃખી છે પાપ પુણ્ય સમાન બને છે, ત્યારે આ મનુષ્ય શરીર મળે છે. પાપ ભોગવવું પડે છે તેમ પુણ્ય પણ ભોગવવું પડે છે. સંસાર ક્ષણે ક્ષણે બદલે છે.

પિતાજી, મારા અનેક જન્મો થયા છે. અનુભવ ઉપરથી કહું છું કે સ્વાર્થ અને કપટ સિવાય સંસારમાં બીજું કાંઈ નથી. તેમ છતાં જીવને વિવેક નથી. જીવ ઉપર નિઃસ્વાર્થ પ્રેમ કરનાર એક પરમાત્મા જ છે. બાકી સંસારમાં સ્વાર્થ અને કપટનો સંબંધ છે. સંસારમાં કપટ કરવું જ પડે છે. જ્યાં કોઈ વાસના હોય ત્યાં છલકપટ કર્યા વગર ઘણે ભાગે ચાલતું નથી.

પતિ–પત્નીના પ્રેમમાં પણ સ્વાર્થ અને કપટ હોય છે. જીવ કેવો સ્વાર્થી અને કપટી છે; છલકપટ બહુ વધ્યું છે. અમને એક બહેન મળેલાં. તેમની સાસુએ તેને કહ્યું હતું : ત્રણ છોકરીઓ થઈ. હવે આ વખતે છોકરી થશે તો તેને ગમે તેમ કરી ઘરમાંથી કઢાવી મૂકશે.

છોકરો આવે કે છોકરી આવે તે બહેનના હાથની વાત નથી પુત્ર તો એક જ કુળને તારે છે પુત્રી લાયક હોય તો પિતાનું અને પતિનું કુળ તારે છે. કન્યા ઉભય કુળને દીપાવે છે.

ન કરે નારાયણ પણ પત્ની માંદી પડે તો ચાર પાંચ હજાર ખર્ચ કરશે. બે ચાર વર્ષ રાહ જોશે. સારી ન થાય તો ડાકોરજીની માનતા માનશે. આનું કાંઈક થઈ જાય તો સારું. કાંઈક થઈ જાય એટલે સમજ્યાને? મરી જાય તો સારું. તે વિચારે છે, મારી ઉંમર પણ વધારે નથી. ૪૮મું હમણાં જ બેઠું છે. ધંધો સારો ચાલે છે. બીજી મળી રહેશે. મૂર્ખાને બોલવામાં વિવેક નથી પતિ પત્નીના પ્રેમમાં કપટ છે. પત્ની સુખ આપે તો પતિ પ્રેમ કરે, પત્ની ત્રાસ આપે, સુખ આપતી બંધ થાય તો પતિ ઇચ્છશે. આનું કાંઈક થઈ જાય. પતિ દુઃખ આપે તો પત્ની પણ ઇચ્છે છે, પતિ મરી જાય તો સારું.



**સુર નર મુનિ સબકી યહ રીતિ**
**સ્વાર્થ લાગી સબહી કર પ્રીતિ.**

પત્ની સુખ આપે છે એટલે પતિ તેને ચાહે છે. પત્ની છે તેટલા છે માટે જ કાંઈ પતિ તેને ચાહતો નથી. પત્ની સુખ આપતી બંધ થાય ત્યારે તેના ઉપર તિરસ્કાર છૂટશે. જગતમાં સ્વાર્થ અને કપટ સિવાય બીજું કાંઈ નથી. આ ઉપર ઋષિ યાજ્ઞવલ્કય અને મૈત્રેયી વચ્ચે સુંદર સંવાદ થયેલો.

યાજ્ઞવલ્કય ઋષિએ સંન્યાસ ગ્રહણ કરવા નિશ્ચય કર્યો. તેથી પોતાની બંને પત્નીઓ મૈત્રેયી અને કાત્યાયનીને બોલાવીને કહ્યું, મારે હવે સંન્યાસ લેવો છે. તમારી વચ્ચે ઝગડો ન થાય એટલે સર્વસંપત્તિ તમને બંનેને સરખે ભાગે વહેંચી આપું. મૈત્રેયી બ્રહ્મવાદિની હતી. તેણે પૂછ્યું–આ ધનથી હું મોક્ષ પામી શકીશ? હું અમર થઈ શકીશ?

યાજ્ઞવલ્કય :–ધનથી કાંઈ મોક્ષ મળી શકે? ધનથી બીજા ભોગ પદાર્થો મળી શકે એટલે તમે આનંદથી જીવી શકશો!

મૈત્રેયી :–જે ધનથી મોક્ષ ન મળે તે ધનને મારે શું કરવું છે? તમે સઘળું ધન કાત્યાયનીને આપો.

મૈત્રેયીને જિજ્ઞાસુ જાણીને યાજ્ઞવલ્કયે તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો–મોક્ષનાં સાધન કહ્યાં.

યાજ્ઞવલ્કય :–હે મૈત્રેયી! ઘર, પુત્ર, સ્ત્રી આદિ જે પ્રિય લાગે છે તે પોતાના સુખને માટે પ્રિય લાગે છે. પ્રિયમાં પ્રિય તો આત્મા જ છે.

**आत्म वै प्रेयसां प्रियः ।**

**न था अरे पत्युः कामाय पतिः प्रियो भवत्यात्मनस्तु कामाय पतिः प्रियो भवतित, न वा अरे जायायाः कामाय जाया प्रिया भवत्यात्मनस्तु कामायजाया प्रिया भवति, न वा अरे पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्ति आत्मनस्तु कामाय पुत्राः प्रिया भवन्ति।**

પતિના ઉપર સ્ત્રીનો અધિક પ્રેમ હોય તે પતિની કામનાઓ પૂર્ણ કરવા માટે નહિ પણ પોતાની જ કામનાઓ પૂર્ણ કરવા માટે છે. પતિને સ્ત્રી અધિક પ્રિય લાગે છે તે પણ પત્નીની કામનાઓ પૂર્ણ કરવા માટે નહિ, પણ પોતાની જ કામનાઓ પૂર્ણ કરવા માટે પ્રિય લાગે છે. માતાપિતાનો પુત્ર ઉપર અધિક પ્રેમ હોય છે તે પણ પુત્રો માટે નહિ, પણ પોતાને માટે જ. પત્ની પતિને ચાહે છે, કારણ કે પતિ તેનું ભરણપોષણ કરે છે. પતિ હશે તો મારું ભરણપોષણ કરશે. એ આશાએ પત્ની પતિને ચાહે છે, નહિ કે પોતાનો પતિ છે એટલા જ માટે. પતિ પત્નીને ચાહે છે, કારણ કે પત્ની તેની ઇચ્છાઓ પૂર્ણ કરે છે એટલા માટે ચાહે છે, નહિ કે તે ફક્ત પત્ની છે એટલા માટે જ. માતાપિતા પુત્રોને ચાહે છે, કારણ કે તેઓને આશા હોય છે કે પુત્રો મોટા થઈને તેઓનું ભરણપોષણ કરશે, તેઓને પાળશે, નહિ કે તે પોતાના પુત્ર છે ફક્ત એટલા માટે જ ચાહે છે. મનુષ્ય મનુષ્ય સાથે પ્રેમ કરતો નથી, સ્વાર્થ સાથે પ્રેમ કરે છે.

પ્રહ્લાદજીએ કહ્યું, અનેક જન્મોના અનુભવથી કહું છું, સંસારમાં સાચી શાંતિ કોઈને નથી.

ઘરમાં ભજન બરાબર થતું નથી. ઘરમાં નહિ વનમાં જઈને ભજન કરવાનું છે. મારે એકાંતમાં જઈ ભજન કરવું છે, એકાંતમાં બેસી નારાયણનું આરાધન કરવું છે.

સમાજ સુધારવાની ભાવના સારી છે. પણ તેની પાછળ અહંકાર આવે છે. અહંકાર આવે ત્યારે બધા અવગુણો આવે છે. સમાજને કોઈ સુધારી શક્યા નથી. હું મારા જીવનને અને મનને સુધારીશ એવી ભાવના રાખવી. સાધારણ મનુષ્ય જગતને સુધારી શકતો નથી. શંકરાચાર્ય કે વલ્લભાચાર્ય પાછા આવે તો જગત સુધરે.

આ સાંભળી હિરણ્યકશિપુને ક્રોધ આવ્યો છે. શંડામર્કને ઠપકો આપ્યો. તમે મારા બાળકને આવો બોધ આપ્યો? આવું શિક્ષણ આપ્યું?

શંડામર્ક કહે છે:—અમે કોઇ દિવસ આવો પાઠ આપ્યો નથી.

હિરણ્યકશિપુએ કહ્યું:—જુઓ, દેવો મારાથી ગભરાય છે. તે સૂક્ષ્મરૂપ ધારણ કરી વિષ્ણુનો પ્રચાર કરે છે. માટે સાવચેતી રાખો.

શંડામર્કે પ્રહ્લાદને કહ્યું કે અમે આવું તને શિખવાડ્યું નથી તો બાપુ આગળ આવું કેમ બોલ્યા?

પ્રહ્લાદજી કહે છે:—ગુરુજી, કોઈના કહેવાથી આ જીવ ભક્તિ કરતો નથી કે પરમાત્માને માર્ગે વળતો નથી. સંતકૃપા વિના, સત્સંગ વિના ભક્તિનો રંગ લાગતો નથી. પ્રભુ કૃપા કરે તો ભક્તિનો રંગ લાગે છે.

થોડા સમય પછી એક દિવસ હિરણ્યકશિપુએ પ્રહ્લાદને પૂછ્યું:—બેટા પ્રહ્લાદ, આટલા દિવસોમાં ગુરુજી પાસેથી તેં જે શિક્ષણ પ્રાપ્ત કર્યું હોય તેમાંથી સારી વાતો મને સંભળાવ.

પ્રહ્લાદ કહેવા લાગ્યા:—પિતાજી, વિષ્ણુ ભગવાનની ભક્તિના નવ ભેદ છે. ભગવાનના ગુણ-લીલા-નામ આદિનું શ્રવણ, તેનું કીર્તન, તેના રૂપનામ આદિનું સ્મરણ, એનાં ચરણોની સેવા, પૂજા-અર્ચા, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન. ભગવાનના પ્રતિ સમર્પણ ભાવથી આ નવ પ્રકારની ભક્તિ જો કરવામાં આવે તો હું તેને ઉત્તમ અધ્યયન સમજું છું.

નવવિધા ભક્તિથી પ્રભુ પ્રસન્ન થાય છે. પ્રભુ પ્રસન્ન થાય તો જીવન સફળ થાય છે. બાકી ભોગ ભોગવવાથી શાંતિ મળતી નથી.

આ સાંભળી હિરણ્યકશિપુને ક્રોધ આવ્યો છે. પ્રહ્લાદને ગોદમાંથી ફેંકી દીધો છે. સેવકોને હુકમ કર્યો તમે આ બાળકને મારો, મારો. તે મારી નાંખવાને યોગ્ય છે. તે મારા શત્રુનું ભજન કરે છે. દૈત્યો પ્રહ્લાદને મારવા દોડ્યા.

પ્રહ્લાદની દૃષ્ટિ દિવ્ય હતી. પ્રહ્લાદને તલવારમાં શ્રીકૃષ્ણ દેખાય. તલવાર જેના હાથમાં છે તેમાં પણ શ્રીકૃષ્ણ દેખાય છે.

સંસારમાં સુંદર પદાર્થો રહેવાના પણ સર્વને ભગવતભાવથી જુઓ જગતના કામ કરતાં ઈશ્વરનું અનુસંધાન રાખો. બાળકને બદલે બાલકૃષ્ણનું અનુસંધાન રાખો.



તો કનૈયો મળશે અને કનૈયા પાછળ લક્ષ્મી પણ આવશે. લૌકિક નામરૂપમાં મન ફસાય તે આસક્તિ. પરંતુ તેજ મન શ્રીકૃષ્ણના નામરૂપમાં ફસાય તો તે ભક્તિ છે. લૌકિક નામરૂપમાં ફસાયેલું મન શ્રીકૃષ્ણના નામરૂપમાં ફસાય તો જ મુક્તિ છે, તો જ ઉદ્ધાર થાય છે.

સ્વરૂપાસક્તિ વગર ભક્તિ ફળતી નથી. સંસારના વિષયોમાં પ્રેમ એ આસક્તિ. ભગવાન તરફ પ્રેમ એ ભક્તિ. સંસારાસક્તિ બાધક છે તે બંધન કરે છે. ભગવતાસક્તિ બંધનમાંથી મુક્ત કરે છે. તે મુક્તિ અપાવે છે.

શુકદેવજી સાવધાન કરે છે, રાજન્! આંખમાં કામને ન રાખો અને મનમાં સ્વાર્થ ન રાખો. સમતા રાખી જગતને જુઓ. આંખ બગડેલી હશે તો જગત બગડેલું લાગશે. જ્ઞાની મહાપુરુષોને જગતમાં કોઈ ખરાબ દેખાતું નથી. સંસારમાં પ્રીતિ થાય તો ભક્તિ થતી નથી. પ્રભુના સ્વરૂપમાં આસક્તિ થાય એ ભક્તિ છે. ભક્તિ હોય તો મુક્તિ છે. ભગવાન શ્રીકૃષ્ણ સિવાય કોઈ વસ્તુ સુંદર નથી.

બે જણા બજારમાં ફૂલ લેવા ગયા છે. એક ભગવાનની પૂજાના માટે ફૂલ લેવા ગયો છે. બજારમાં ગયો તે તેની ભક્તિ છે. બીજો પત્નીના કહેવાથી પત્ની માટે ફૂલની વેણી લેવા બજારમાં ગયો છે આ બીજાની આસક્તિ છે એકની ભક્તિ છે, બીજાની આસક્તિ. એકને પરમાત્માને શણગારવાની ભાવના છે. ઠાકોરજીના માટે આવ્યો છે તેની ભક્તિ છે. બીજાને લાડીને શણગારવી છે. બીજાને સંસાર વિલાસની આસક્તિ છે. બે ક્રિયા એક છે. છતાં એકની આસક્તિ અને બીજાની ભક્તિ છે.

દૈત્યો પ્રહ્લાદને મારે છે, છતાં તેનો વાળ વાંકો થતો નથી. પ્રહ્લાદની ભક્તિ દિવ્ય છે. પ્રહ્લાદ નિર્ભય છે. પ્રહ્લાદને મારવા અનેક ઉપાયો કર્યા છે પણ પ્રહ્લાદ મરતા નથી. હિરણ્યકશિપુને થયું આ કોઈ જાદુગર લાગે છે. હુકમ કર્યો, તેને અંધારામાં કેદમાં રાખો. અન્નજળ વગર તે મરી જશે.

પ્રહ્લાદજીને કેદમાં નાંખે છે છતાં પ્રહ્લાદને બીક લાગતી નથી. તેને થયું હવે હું શાંતિથી બેસી કૃષ્ણકીર્તન કરીશ. સુખમાં ભગવતકૃપાનો અનુભવ કરે એ સાધારણ વૈષ્ણવ, પરંતુ દુઃખમાં પણ ભગવતકૃપાનો અનુભવ કરે એ મહાન વૈષ્ણવ છે. દુઃખમાં પણ સેવા-સ્મરણ છોડે નાહ એ મહાન વૈષ્ણવ છે. દેવકી-વસુદેવ ઉપર કેટલું દુઃખ પડ્યું છતાં તેઓ ધીરજ છોડતા નથી. આપણા ઉપર સહેજ દુઃખ આવે છે તો આપણે અકળાઈ જઈએ છીએ. કહીએ છીએ કે આટલાં સેવા-સ્મરણ કરું છું, તો ય ભગવાને દુઃખ આપ્યું. અતિશય દુઃખમાં પ્રહ્લાદ વિચારે છે, મારા ભગવાન મારી સાથે છે. પછી બીક શાની? બીક જેને લાગે તે ઈશ્વરથી દૂર છે. ગીતાજીમાં આજ્ઞા કરી છે, હું તારી પાસે છું. હું તને જોઉં છું. છતાં તું મને જોતો નથી. અંધારામાં પ્રહ્લાદને બીક લાગતી નથી. તે કૃષ્ણ કીર્તન કરે છે. પ્રહ્લાદને આજે દેહભાન નથી. ભગવતપ્રેમમાં જેને દેહનું ભાન રહેતું નથી તેને સંસારનાં કોઈ વિકાર અસર કરી શકતા નથી.

આજે ઠાકોરજી લક્ષ્મીજીને પૂછે છે, જગતમાં કોઈ જીવ ભૂખ્યો તો નથી ને? લક્ષ્મીજીએ જવાબ આપ્યો બધાને મળ્યું છે પણ તમારો ભક્ત પ્રહ્લાદ કેદમાં બેઠો છે. તે ભૂખ્યો છે. ભગવાને કહ્યું, દેવી, તેમને માટે તુરત પ્રસાદ મોકલો. લક્ષ્મીજીએ સેવકોને આજ્ઞા કરી.

પ્રહ્લાદ માટે સુંદર પ્રસાદ મોકલ્યો છે. લક્ષ્મીજીએ પ્રહ્લાદને અપનાવ્યો છે પ્રહ્લાદ મારો દીકરો છે. પાર્ષદો આવ્યા છે. પ્રહ્લાદને કહ્યું, લક્ષ્મીજીએ તારા માટે પ્રસાદ મોકલ્યો છે. પ્રહ્લાદે પ્રણામ કર્યા. મારા માટે કારાગૃહમાં પણ પ્રસાદ મોકલ્યો. મારા પ્રભુને કેટલી ચિંતા છે.

હિરણ્યકશિપુના સેવકોને આશ્ચર્ય થયું છે. પ્રહ્લાદ કાંઈક ખાય છે આ તો જાદુગર છે. અમે પહેરો ભરીએ છીએ પણ અંદર ગરબડ જેવું લાગે છે તેઓ હિરણ્યકશિપુ પાસે ગયા. વાત કહી. હિરણ્યકશિપુ આવ્યો. પ્રહ્લાદ પ્રસાદ આરોગતો હતો. પૂછ્યું :— આ ક્યાંથી લાવ્યો ? પ્રહ્લાદ ? સાચું બોલ, તને કોણ આપે છે ? પ્રહ્લાદ કહે છે, માના પેટમાં હતો ત્યારે મારું જેણે પોષણ કર્યું છે તે જ અત્રે મારું પોષણ કરે છે.

પિતાજી, આ કોટડી તો મોટી છે. ગર્ભવાસની કોટડી કેટલી નાની હોય છે ! ત્યાં જેણે મારું પોષણ કર્યું, રક્ષણ કર્યું તે જ મારું પોષણ અને રક્ષણ અત્રે કરશે.

હિરણ્યકશિપુ વિચારે છે, આ કોઈ ઉપાયે મરતો નથી. મને મારવા તો આવ્યો નથી. ? હિરણ્યકશિપુ ગભરાયો. ત્યાં શંડામર્ક આવ્યા છે. રાજાનો નિસ્તેજ ચહેરો જોઈ કહેવા લાગ્યા, પાંચ વર્ષનો બાળક શું મારવાનો હતો ? અમે એને વરુણપાશમાં બાંધી રાખીશું. શંડામર્ક પ્રહ્લાદને વરુણપાશમાં બાંધી ઘેર લાવ્યા. પ્રહ્લાદની દષ્ટિ એવી સુંદર હતી કે જ્યાં દષ્ટિ જાય ત્યાં તેને શ્યામસુંદરનાં દર્શન થાય છે.

એક દિવસ ગુરુજી બહાર ગયેલા. બાળકોએ દડો લઈ રમવા નિશ્ચય કર્યો. પ્રહ્લાદ બાળકોને કહે છે હું આજે તમને એક નવીન રમત બતાવીશ. પ્રહ્લાદે બાળકોને ભાગવત ધર્મનો ઉપદેશ કર્યો છે. પ્રહ્લાદ બાળકોને બોધ આપે છે.

कौमार आचरेत् प्राज्ञो धर्मान् भागवतानिह ।
दुर्लभं मानुषं जन्म तदप्यध्रुवमर्थदम् ॥

ભા. ૭-૬-૧.

મિત્રો, આ સંસારમાં મનુષ્ય જન્મ ઘણો દુર્લભ છે. આના દ્વારા અવિનાશી પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે, પરંતુ જાણવા મળતું નથી ક્યારે આનો અંત આવી જાય. આથી બુદ્ધિમાન પુરુષોએ વૃદ્ધાવસ્થા તથા જુવાનીના ભરોસે રહેવું નહિ અને બાળપણથી જ ભગવાનની પ્રાપ્તિ કરાવે તેવાં સાધનોનું અનુષ્ઠાન કરી લેવું જોઈએ.

પ્રહ્લાદનું ચરિત્ર પણ આપણને સૂચવે છે કે બાલ્યાવસ્થાથી જ મનુષ્યે ઈશ્વરના ભજનમાં લાગી જવું જોઈએ. માતાપિતાએ નાનાં બાળકો ઉપર ધર્મના સંસ્કાર પાડવા જોઈએ વૃદ્ધાવસ્થામાં દેહની સેવા થાય છે, દેવની સેવા થઈ શકતી નથી.

માનવશરીર ભોગ ભોગવવા માટે મળ્યું નથી; ભગવાનનું ભજન કરવા માટે મળ્યું છે, ભગવાન મેળવવા માટે મળ્યું છે.

શરીર નાશવંત છે, છતાં મનુષ્ય જન્મ દુર્લભ છે. કારણ કે તે ઇચ્છિત વસ્તુ આપનાર છે. અનિત્યથી–આ નાશવંત શરીરથી નિત્ય વસ્તુ ભગવાનને પ્રાપ્ત કરી શકાય છે.

આ શરીર બહુ મોંઘું છે અનેકવાર જન્મ મરણનો ત્રાસ ભોગવતો આ જીવ મનુષ્ય શરીરમાં આવ્યો છે.



ઈશ્વર નિત્ય છે, શરીર અનિત્ય છે. પણ અનિત્યથી નિત્યની પ્રાપ્તિ થાય છે માટે મનુષ્ય શરીરનો મહિમા છે.

પહેલાં મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું ગણવામાં આવતું. આજે તે સ્થિતિ નથી. મનુષ્યના આયુષ્યના વર્ષોમાંથી અર્ધું આયુષ્ય નિદ્રામાં જાય છે. લગભગ પા આયુષ્ય બાલ્યાવસ્થા અને કુમારાવસ્થામાં જાય છે. બાલ્યાવસ્થા અજ્ઞાનમાં અને કુમારાવસ્થા ખેલકૂદમાં જાય છે. બાકીનાં વર્ષો રહ્યાં તેમાંથી વૃદ્ધાવસ્થાનાં વર્ષો બાદ કરીએ. કારણ શરીર ક્ષીણ થઈ જવાથી વૃદ્ધાવસ્થામાં કાંઈ થઈ શકતું નથી. તો થોડાં વર્ષ રહ્યાં. તે જુવાનીનાં વર્ષો કામભોગમાં પસાર થાય છે. આમાં તે આત્માનું કલ્યાણ ક્યારે સાધવાનો ?

માટે પુરુષે આત્મકલ્યાણ માટે તુરત પ્રયત્ન કરવો જોઈએ. કહ્યું છે કે :

यावत् स्वस्थमिदं कलेवरगृहं यावच्च दूरे जरा ।
यावच्चेन्द्रिय शक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः ॥
आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान् ।
प्रोद्दीप्ते भवने च कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥

જ્યાં સુધી આ શરીરરૂપી ઘર સ્વસ્થ છે. વૃદ્ધાવસ્થાનું આક્રમણ નથી થયું, ઇન્દ્રિયોની શક્તિ ક્ષીણ નથી થઈ, આયુષ્યનો ક્ષય નથી થયો ત્યાંસુધીમાં ડાહ્યા પુરુષોએ પોતાના આત્મકલ્યાણ માટે પ્રયત્ન કરી લેવો જોઈએ. નહીંતર પછી ઘરમાં આગ લાગ્યા પછી કૂવો ખોદવાના પ્રયત્નનું પ્રયોજન શું ? (એટલે કે તે કાંઈ અર્થનું નથી.)

ततो यतेत कुशलः क्षेमाय भयमाश्रितः ।
शरीरं पौरुषं यावन्न विपद्येत पुष्कलम् ॥

ભા.૭-૬-૫

આપણા મસ્તક પર અનેક પ્રકારના ભયો સવાર થયેલા છે. એથી આ શરીર–કે જે ભગવત પ્રાપ્તિને માટે પર્યાપ્ત છે તે રોગ શોકગ્રસ્ત બની મૃત્યુને વશ થઈ જાય તે પહેલાં બુદ્ધિમાન પુરુષોએ પોતાના કલ્યાણ માટે પ્રયત્ન કરી લેવો.

મનુષ્ય દુઃખ માંગતો નથી. છતાં મનુષ્યને અચાનક દુઃખ આવીને ઊભું રહે છે. કોઈ એવી માનતા રાખતું નથી કે મને તાવ આવે તો હું સત્યનારાયણની કથા કરાવીશ. તેમ છતાં તાવ તો આવે છે. વગર પ્રયત્ને પ્રારબ્ધ પ્રમાણે દુઃખ આવે છે તેમ વગર પ્રયત્ને પ્રારબ્ધ પ્રમાણે સુખ પણ મળે છે. સુખદુઃખ પ્રારબ્ધને આધીન છે. સુખદુઃખ એ પ્રારબ્ધ પ્રમાણે મળે છે. તે માટે પ્રયત્ન કરવાની જરૂર નથી. પ્રારબ્ધ એ પૂર્વજન્મના કર્મનું ફળ છે. દરિદ્ર સંપન્ન બને છે અને સંપન્ન દરિદ્ર બને છે. માટે સુખદુઃખ માટે પ્રયત્ન ન કરો. જે પ્રારબ્ધ અનુસાર મળવાનું છે તેને માટે પ્રયત્ન નકામો છે. પ્રયત્ન પરમાત્માને પ્રસન્ન કરવા માટે કરો. પ્રયત્ન કરો પરમાત્માને મેળવવા માટે.

જે પ્રારબ્ધથી મળવાનું છે એના માટે બધા પ્રયત્ન કરે છે. પણ જેના માટે પ્રયત્ન કરવો જોઈએ તેના માટે કોઈ પ્રયત્ન કરતું નથી. પરમાત્માને માટે કોઈ પ્રયત્ન કરતું નથી. સત્કર્મમાં પ્રયત્ન પ્રધાન છે, પ્રારબ્ધ નહિ. સત્કર્મમાં વિઘ્ન કરવાની શક્તિ પ્રારબ્ધમાં નથી. મનુષ્યની પોતાની દુર્બળતાથી પ્રભુભજનમાં વિઘ્ન આવે છે.

બાળકોએ પ્રહ્‌લાદને કહ્યું છે :—અમે વૃદ્ધાવસ્થામાં ભજન કરીએ તો ? પ્રહ્‌લાદજી સમજાવે છે. ઈશ્વરનું ભજન જવાનીમાં જ થાય છે, વૃદ્ધાવસ્થામાં શરીર દુર્બળ થયા પછી ઈશ્વરનું આરાધન થતું નથી. વૃદ્ધાવસ્થામાં દેહની ભકિત થાય છે; દેવની ભકિત થઈ શકતી નથી.

બાળકો કહે છે :—અમે જુવાનીમાં ભકિત કરીએ તો ? અત્યારથી ભકિત કરવાની શી જરૂર છે ?

પ્રહ્‌લાદજી સમજાવે છે : જુવાનીમાં મદ આવે છે. જુવાનીમાં મનુષ્ય ઇન્દ્રિયોના લાડ કરે છે. ઇન્દ્રિયોનો ગુલામ બને છે. જુવાનીમાં અનેક પ્રકારના મોહમાં મનુષ્ય ફસાય છે. પૈસો કમાવામાં અને ઇન્દ્રિયોના લાડ કરવામાં મનુષ્યના આયુષ્યનો નાશ થાય છે. આત્મા ઇન્દ્રિયોનો માલિક હોવા છતાં મનુષ્ય ઇન્દ્રિયોનો ગુલામ બને છે.

હું કેવળ તમારી કથા કહેતો નથી. મોટા મોટા વિદ્વાનો આખો દિવસ પૈસા પાછળ પડે છે અને રાત્રે કામાંધ બને છે. વિદ્યાનું ફળ છે આ જન્મમરણના ત્રાસમાંથી છૂટવું, વિદ્યાનું ફળ છે પરમાત્મા વિદ્યાનું ફળ પૈસો અને પ્રતિષ્ઠા નથી.

દૈત્ય બાળકો પૂછે છે :—પરમાત્માને પ્રસન્ન કેવી રીતે કરવા ?

પ્રહ્‌લાદ કહે છે:—એક જ પરમાત્મા સર્વમાં રહેલા છે તેવી દૃષ્ટિ કેળવો. જગતને પ્રસન્ન કરવું તે કઠણ છે. પણ મારા શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવા કઠણ નથી.

**तस्मात् सर्वेषु भुतेषु दयां कुरुत सौहृदम् ।**
**आसुरं भावमुन्मुच्य यथा तुष्यत्यधोक्षजः ॥**

ભા. ૭-૬-૨૪.

આ માટે તમે લોકો તમારા દૈત્યપણાનો તેમજ આસુરી સંપત્તિ-આસુરી ભાવનો ત્યાગ કરીને સર્વ પ્રાણીઓ ઉપર દયા કરો. પ્રેમથી તેની ભલાઈ કરો. આથી ભગવાન પ્રસન્ન થાય છે.

ભગવાન જ્યારે કૃપા કરે છે, ત્યારે મનુષ્યોની પાશવી બુદ્ધિ નષ્ટ થાય છે.

**स यदानुव्रतः पुंसां पशुबुद्धिर्विभिद्यते ।**

બાળકો પૂછે છે :—પ્રહ્‌લાદ, અમને તો ભગવાન દેખાતા નથી, તો તેનું આરાધન કેવી રીતે કરવું ? પ્રહ્‌લાદજી કહે છે :—ભગવાનનું ધ્યાન કરો. તેમાં તન્મય થાવ. જેને જગત ન દેખાય તેને ભગવાન દેખાય છે.

પ્રહ્‌લાદ દૈત્યબાળકોને સમજાવે છે :—હું તમને જે ઉપદેશ કરું છું, તે મારા ઘરનું કહેતો નથી. પણ નારદજીએ કહેલું તે હું તમને કહું છું.

દૈત્યબાળકો પૂછે છે :—પ્રહ્‌લાદ, તારી ઉંમર તો નાની છે, તું નારદજીને ક્યારે મળવા ગયો હતો ?

પ્રહ્‌લાદજી કહે છે—જ્યારે મારા પિતાજી મંદરાચળ તપ કરવા ગયા ત્યારે ઇન્દ્રાદિ દેવોએ દાનવો ઉપર ચઢાઈ કરી. ઇન્દ્ર મારી માને કેદ કરીને લઇ જતો હતો.



રસ્તામાં ઇન્દ્રને નારદજી મળ્યા. નારદજીએ ઇન્દ્રને કહ્યું. કયાધુને તું છોડી દે. એના પેટમાં પ્રભુનો પરમ પ્રેમી ભક્ત છે. ઇન્દ્રે મારી માને છોડી દીધી. મારી મા નારદજીના આશ્રમમાં ગઈ. મારી માએ હું પેટમાં હતો ત્યારે સંતોની બહુ સેવા કરી છે. મા કથાકીર્તનમાં જાય. અનેકવાર માતાને નિદ્રા આવે પણ હું સાવધ થઈ કથા સાંભળું.

આ નિદ્રાદેવી કથાકીર્તનમાં વિઘ્ન કરવા આવે છે. કુંભકર્ણની પત્ની નિદ્રાદેવી વિધવા થઈ. રામચંદ્રની પાસે આવી તેણીએ કહ્યું :—આપે મારા ધણીને માર્યો છે. હવે હું કયાં રહું ? રામચંદ્રજી કહે છે.—તું માગે તે સ્થાન આપું. નિદ્રાદેવી કહે છે મેં એવો નિશ્ચય કર્યો છે કે જ્યાં તમારું કથાકીર્તન થાય, ત્યાં હું મારું આસન પહેલું રાખીશ.

પંચ પ્રાણને કાનમાં રાખી કથા સાંભળજો.

હું તમને વધારે શું કહું ? મારા પ્રભુને પ્રસન્ન કરવાનું સાધન છે કીર્તન.

એક વખત મીરાંબાઈ ભક્તો સાથે કીર્તન કરતાં હતાં. ઘણા લોકોને તાલ બરાબર પડતો ન હતો. જ્યાં શરીરનું ભાન નથી ત્યાં તાલનું ભાન તો કયાંથી હોય ? બીજા દિવસે આ ભૂલ ન થાય, એટલે કોઈએ મોટા અક્ષરે ત્યાં લખ્યું, તાલસે ગાના. બીજે દિવસે મીરાંબાઈની નજર તે લખાણ ઉપર પડી. મીરાંબાઈએ તે છેકી નાખ્યું અને લખ્યું, પ્રેમસે ગાના. કીર્તનમાં તાલ કરતાં પ્રેમની કિંમત વધારે છે.

કીર્તન કરવાથી મનનો મેલ ધોવાય છે, હૃદય વિશુદ્ધ થાય છે.

પ્રહ્લાદ બાળકોને સમજાવે છે :—નામ એ જ બ્રહ્મ છે. ઈશ્વરનું નિર્ગુણ સ્વરૂપ અતિ સૂક્ષ્મ છે. મન બુદ્ધિ અતિ સૂક્ષ્મ ન થાય ત્યાંસુધી ઈશ્વરના નિર્ગુણ સ્વરૂપનો અનુભવ થતો નથી. ઈશ્વરનું સગુણ સ્વરૂપ અતિ તેજોમય છે. સગુણ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાની મનુષ્યમાં શકિત નથી. અર્જુન પણ બોલી ઊઠેલો. **भयेन च प्रव्यथितं मनो मे ।** તમારું આ રૂપ જોઈ મારું મન ભયથી અતિ વ્યાકુળ થઈ રહ્યું છે. ત્યારે નામ બ્રહ્મ સર્વને દેખાય છે અને અનુભવાય છે. કીર્તનમાં તાળી પાડવાથી નાદ બ્રહ્મ થાય છે. નાદબ્રહ્મ અને નામ બ્રહ્મ એક થાય તો પરબ્રહ્મ પ્રગટ થાય છે. નામબ્રહ્મ સાથે જ્યારે નાદબ્રહ્મનો સંયોગ થાય તે સમયે પ્રભુને પ્રગટ થવું જ પડે છે. તાળી પાડીને કીર્તન કરજો. પ્રભુ બધાને નિહાળે છે. જે તાળી પાડતો નથી તેને માટે ભગવાન વિચારે છે, હું મૂર્ખ કે મેં તેને હાથ આપ્યા. પણ હવે તેના આવતા જન્મમાં મારી ભૂલ સુધારી લઈશ. આવતા જન્મમાં તેને બે પગ વધારે આપીશ. પ્રભુભજનમાં તાળી પાડતાં શરમાશો નહિ. તાળી પાડવામાં શરમ શાની ? પાપની શરમ હોય. પાપ કરતાં શરમ આવવી જોઈએ. પ્રભુભજનમાં તાળી પાડતાં જે શરમાય તેને પરમાત્મા બીજા જન્મમાં હાથ આપતા નથી. બે પગ વધારે આપે છે. માટે બધા પ્રેમથી તાળી પાડી નામ સંકીર્તન કરો. પ્રહ્લાદજીએ બાળકોને આજ્ઞા કરી પ્રેમથી કીર્તન કરો.

**न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च ।**
**प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद् विडम्बनम् ॥**

ભા. ૭-૭-૫૨.

ભગવાનને પ્રસન્ન કરવા ન દાન, ન તપ, ન યજ્ઞ, ન શૌચ, ન વ્રત પર્યાપ્ત છે. ભગવાન

કેવળ નિષ્કામ પ્રેમભક્તિથી જ પ્રસન્ન થાય છે. બીજું સર્વ તો વિડંબના માત્ર છે, માટે ભક્તિ કરો.

પ્રહ્લાદ કીર્તન કરાવે છે. બધા મંત્રનો જપ કરવા લાગ્યા.

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

આ મંત્ર કલિસંતરણ ઉપનિષદ્નો છે. આ મહામંત્ર છે. આ મંત્રનો જપ કરવામાં કોઈ વિધિની જરૂર નથી. नास्तिविधिः। આ મંત્રનો જપ ગમે તે સ્થિતિમાં નાહ્યા પહેલાં પણ થઈ શકે છે. રસ્તે ચાલતાં પગમાં જોડા પહેર્યાં હોય તો પણ આ મંત્રનો જપ થઈ શકે છે.

સર્વ બાળકો 'હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે' ઉચ્ચારતાં તાળીઓ
પાડી કીર્તન કરતાં હતાં. કથામાં કીર્તન થવું જોઈએ. કીર્તન વગર કથા પરિપૂર્ણ થતી
નથી. કીર્તન કરવાથી પાપ બળે છે, હૃદય વિશુદ્ધ થાય છે, પરમાત્મા હૃદયમાં આવે છે.
પ્રેમથી કીર્તન કરો. પ્રહ્લાદજી તન્મય થયા છે. રાધાકૃષ્ણનાં દર્શન કરતાં પ્રહ્લાદ થૈ થૈ
નાચે છે. બાળકો પ્રભુભજન કરતાં નાચે છે. તેવામાં શંડામર્ક ત્યાં આવ્યા છે. વિચાર
કર્યો, હિરણ્યકશિપુને ખબર પડશે તો અનર્થ થશે. તેઓ પ્રહ્લાદને કહેવા લાગ્યા,
પ્રહ્લાદ, તેં આ શું માંડયું છે? ભજન બંધ કરો, બંધ કરો. પણ કોણ સાંભળે? મન
શ્રીકૃષ્ણમાં હોવાથી પ્રહ્લાદ કાંઈ સાંભળી શકયા નહિ. શંડામર્ક દોડતા આવ્યા. અને
પ્રહ્લાદનો હાથ પકડયો. પ્રહ્લાદનું શરીર દિવ્ય હતું. શંડામર્કે સ્પર્શ કર્યો તો શંડામર્ક
પણ કીર્તન કરતા નાચવા લાગ્યા.

તે દિવસે હિરણ્યકશિપુએ વિચાર કર્યો. ગુરુજી બાળકોને કેવી રીતે ભણાવે છે
તે મારે જોવું છે. તેની તપાસ કરવા તેણે એક સેવકને ત્યાં જોવા મોકલ્યો સેવક ત્યાં
આવ્યો અને ત્યાંનું દૃશ્ય જોઈ વિચારમાં પડી ગયો. સર્વ નામસંકીર્તનમાં ભાન ભૂલ્યા છે.
ગુરુ નાચતા હતા. ચેલાઓ નાચતા હતા. સેવકને થયું હિરણ્યકશિપુને આ ગમશે નહીં.
બ્રાહ્મણોને મારી નાંખશે. સેવક બોલવા લાગ્યો, મહારાજ મહારાજ, ગાદી ઉપર બેસી
જાવ. સેવક મહારાજનો હાથ પકડી બેસાડવા ગયો, ત્યાં તેને ચેપ લાગ્યો. સેવક પણ
બધા સાથે નાચવા લાગ્યો. પોતે શા માટે અત્રે આવ્યો હતો તે પણ ભૂલી ગયો! આ
સત્સંગનો મહિમા છે. તે સેવકને આવતાં વાર થઈ. તે કાંઈ સમાચાર ન લાવ્યો એટલે
રાજાએ બીજા સેવકને મોકલ્યો. બીજો સેવક આવ્યો. તેણે જોયું તો સર્વ નામસંકીર્તનમાં
પાગલ બની નાચતા હતા. તે વિસ્મય પામ્યો. ભજનમંડળીમાંના એકનો સ્પર્શ થતાં
તે પણ નાચવા લાગ્યો. જેટલા સેવકોને મોકલ્યા તેઓની એ જ દશા થઈ. જે જાય છે
તે પાછો આવતો નથી. આ છે શું? હિરણ્યકશિપુ દોડતો ત્યાં આવે છે જોયું તો ગુરુ,
ચેલા, રાજસેવકો બધા નામસંકિર્તનમાં મસ્ત બની નાચતા હતા. રાજા આ દૃશ્ય
જોઈ એકદમ ગુસ્સે થયો. આ શું માંડયું છે? તેણે ભજનમંડળીમાંના એકને ખેંચીને
બેસાડી દીધો. હિરણ્યકશિપુને આ સ્પર્શથી કોઈ જાતનો ચેપ ન લાગ્યો. કારણ
હિરણ્યકશિપુ કંડમ વીજળીનો ગોળો હતો. ઇલેકટ્રીકનો બલ્બ જો સારો હોય તો તેને
કરંટ લાગે છે, અને બલ્બ-ગોળો નકામો હોય તો તેને કરંટ લાગતો નથી.



ભજન થંભી ગયું, ગુરુએ સર્વ હકીકત હિરણ્યકશિપુને કહી. હિરણ્યકશિપુ ક્રોધે ભરાઈ પ્રહ્લાદને કહેવા લાગ્યો, હજુ તું મારા શત્રુ વિષ્ણુનું કીર્તન કરે છે. મારા સિવાય જગતમાં બીજો ઈશ્વર છે કયાં? આજે હું તને મારી નાંખવાનો. દુષ્ટ, તને શરમ નથી.

આ છોકરો બીજાને બગાડે છે, સુધરે તેમ નથી. તેને હવે હું મારી નાખું. દોડતો આવી પ્રહ્લાદને પકડે છે. હિરણ્યકશિપુને ભક્તિનો રંગ લાગ્યો નહિ. ગોળો કંડમ હોય તો વિદ્યુતશક્તિ શું કરે?

પ્રહ્લાદને ધરતી ઉપર પછાડવા જાય છે. ધરતી માતાએ તેને ગોદમાં ઉઠાવી લીધો. પ્રહ્લાદ પિતાજીને વંદન કરે છે. હિરણ્યકશિપુ કહે છે: તું મને વંદન કરે છે પરંતુ મારું કહ્યું માનતો નથી. મને બતાવ તારું રક્ષણ કરનાર તારો વિષ્ણુ છે કયાં? પ્રહ્લાદ કહે છે:—પિતાજી, મારા ભગવાન તો સર્વત્ર સર્વમાં રહેલા છે.

તમે માનો છો, તમે વીર છો પણ અંદરના શત્રુઓને મારે તે વીર છે. આપ માનો છો કે મેં જગતને જીત્યું છે, પણ જેણે મન જીત્યું તેણે જગતને જીત્યું. કામાદિ છ ચોર તમારા મનમાં બેઠા છે. તે તમારા વિવેકરૂપી ધનને લૂંટે છે. તમને ખાડામાં ફેંકયા છે. પિતાજી, ક્રોધ ન કરો. તમારા મુખ ઉપર આજે મૃત્યુની છાયા દેખાય છે. રાગદ્વેષનો પરિત્યાગ કરી નારાયણનું આરાધન કરો. મારા નારાયણનું ભજન કરો. હિરણ્યકશિપુ ક્રોધમાં આવી બોલ્યો છે—મારો દીકરો થઈ મને ઉપદેશ આપે છે? તું શું સમજે છે? મને આજે બતાવ તારું રક્ષણ કરનાર વિષ્ણુ છે કયાં? પ્રહ્લાદે કહ્યું :–મારા પ્રભુ સર્વવ્યાપક છે. મારામાં છે, તમારામાં છે. તમારામાં છે તેથી તમે બોલી શકો છો. વિષ્ણુ સર્વમાં છે, સર્વત્ર છે.

હિરણ્યકશિપુએ પૂછયું :—તારા ભગવાન સર્વત્ર છે, તો આ થાંભલામાં તારો વિષ્ણુ કેમ દેખાતો નથી?

क्वासौ यदि स सर्वत्र कस्मात् स्तम्भे न दृश्यते।

બોલ તારા ભગવાન આ થાંભલામાં છે? પ્રહ્લાદ જવાબ આપે છે:—જી હા, મારા ભગવાન આ સ્તંભમાં પણ છે. તમારી આંખમાં કામ છે તેથી તે દેખાતા નથી. હિરણ્યકશિપુ :–હું થાંભલો તોડી નાંખીશ. તેમાં વિષ્ણુ હશે તો મારી નાંખીશ.

તે દોડતો તલવાર લેવા ગયો. પ્રહ્લાદે કહેતાં કહી દીધું કે થાંભલામાં ભગવાન છે પણ તેને થોડી શંકા થઈ આ સ્તંભમાં ભગવાન કેવી રીતે વિરાજતા હશે? પરંતુ જયાં સ્તંભ પાસે કાન ધર્યા તો તેણે ગુરુ ગુરુ અવાજ અંદરથી આવતો સાંભળ્યો. પ્રહ્લાદને ખાત્રી થઈ, મારા ભગવાન આમાં છે પ્રહ્લાદે થાંભલાને આલિંગન આપ્યું. અંદર નૃસિંહ સ્વામી વિરાજેલા છે. પ્રહ્લાદને આશ્વાસન આપ્યું, હું અંદર બેઠેલો છું. તારું રક્ષણ કરીશ.

હિરણ્યકશિપુ હાથમાં તલવાર લઈ દોડતો આવ્યો કહેવા લાગ્યો, કયાં છે? બતાવ તે કયાં છે?

પ્રહ્લાદ કહે છે :—આ સ્તંભમાં મારા નારાયણ વિરાજેલા છે.

અતિ ક્રોધમાં હિરણ્યકશિપુએ થાંભલા ઉપર મુષ્ટિપ્રહાર કર્યો. ત્યાં તુરત જ

નૃસિંહસ્વામી મહાભયંકર ગુરુ, ગુરુ એવો અવાજ કરતા થાંભલામાંથી પ્રગટ થયા. પ્રભુએ હાથ લંબાવ્યા છે. હિરણ્યકશિપુને ગોદમાં લીધો છે. બતાવ દહાડો છે કે રાત? પૃથ્વી છે કે આકાશ? આજે ઘરની બહાર નહીં અંદર નહીં. ઉંબરામાં તને મારીશ. આજે અસ્ત્રશસ્ત્રથી નહીં નખથી મારીશ.

આમ કહી તેમણે હિરણ્યકશિપુને નખથી ચીરી નાંખ્યો.

બોલો નૃસિંહ ભગવાન કી જય. મનુષ્યના દુઃખનું કારણ દેહાભિમાન છે. શરીર એ ઘર છે. શરીર ઘરની અંદર જીભ એ ઉંબરો છે તે અંદર ન કહેવાય કે બહાર પણ ન કહેવાય. અભિમાનને મારવો હોય તો જીભ ઉપર ઠાકોરજીનું નામ રાખો. પોતાના ભક્ત પ્રહ્‌લાદનું વચન સત્ય કરવા અને પોતાની સર્વ વ્યાપકતા સિદ્ધ કરવા ભગવાન આજ વૈશાખ સુદ ૧૪ ના રોજ કાષ્ટના સ્તંભમાંથી નૃસિંહ રૂપે પ્રગટ થયા છે.

પંજાબમાં મુલતાન શહેરમાં હિરણ્યકશિપુની રાજધાની હતી, ત્યાં નૃસિંહસ્વામીનું પ્રાગટ્ય થયું હતું. આથી પંજાબના લોકો પોતાના નામની પાછળ સિંહ લગાડે છે. તેઓ સિંહ જેવા બળવાન છે પંજાબના લોકો આજ પણ શક્તિશાળી છે. ગુજરાતના લોકો તો બકરી જેવા થવા લાગ્યા છે. ગુજરાતના લોકો ભૂસું ખાઈ ઉપર ચા પીએ છે. તો શક્તિ આવે ક્યાંથી? પંજાબના લોકો દૂધ, લસ્સીનો ઉપયોગ ખૂબ કરે છે. ગુજરાતના યુવાનને કહો કે બશેર દૂધ છે તે પી જા. તો કહેશે કે બશેર દૂધ કેમ પિવાય? ના, ના, મને ઝાડા થઈ જાય. જે બશેર દૂધ ન પચાવી શકે તે દેશની શું સેવા કરવાનો હતો? માટે બળવાન બનો नायमात्मा बलहिनेन लभ्यः। આ આત્મા શક્તિહીન પુરુષોથી પ્રાપ્ત કરી શકાતો નથી.

નૃસિંહ ભગવાન ગુરુ ગુરુ અવાજ કરે છે. એ બતાવે છે કે ગુરુ વગર ભગવાનનાં દર્શન થતાં નથી.

દરેક સાધન કરો, વિવેક વૈરાગ્ય વગેરે કેળવો. ષટ્‌સંપત્તિ વગેરે હોય, પરંતુ જ્યાંસુધી કોઈ ગુરુની, કોઈ સંતની કૃપા થતી નથી, ત્યાંસુધી હંમેશ માટે મન શુદ્ધ થતું નથી, ભગવાન મળતા નથી.

મનુષ્ય સાધન ગમે તેટલા કરે પરંતુ સંત કૃપા કરે, ત્યારે જ મન હંમેશ માટે શુદ્ધ બને.

મન મોટા મોટા સાધુઓને પણ ત્રાસ આપે છે. મન ચંચળ છે મનશુદ્ધિ વગર ઈશ્વરનો સાક્ષાત્કાર થતો નથી.

મળ, વિક્ષેપ, આવરણ, વગેરેથી મન કલુષિત થયેલુ છે, મલિન થયેલું છે.

મલિન જળમાં પ્રતિબિંબ દેખાતું નથી. હાલતાં જળમાં પ્રતિબિંબ દેખાતું નથી. સેવાળવાળા જળમાં પ્રતિબિંબ દેખાતું નથી. તેવી રીતે મલિન, ચંચળ તથા આવરણયુક્ત મનમાં પરમાત્માનું પ્રતિબિંબ દેખાતું નથી.

માટે કોઈ સંતને શરણે જાવ. કોઈ ગુરુને શરણે જાવ.

તેથી નૃસિંહ ભગવાન ગુરુ ગુરુ શબ્દ બોલતા નીકળ્યા.

ગુરુ કૃપા વગર હૃદય હંમેશને માટે શુદ્ધ થતું નથી. સાધન કરો પણ



સદ્‌ગુરુની કૃપા વગર ચાલવાનું નથી. એકલા સાધનથી હૃદય હંમેશને માટે શુદ્ધ થતું નથી.

નૃસિંહસ્વામીએ ગુરુ ગુરુ શબ્દ બોલી જગતને બોધ આપ્યો છે કે :— સદ્‌ગુરુની કૃપા વગર મારો સાક્ષાત્કાર થતો નથી.

નામદેવને પણ ગુરુ વગર જ્ઞાન ન થયેલું. આજકાલ લોકો પુસ્તકો વાંચીને પથારીમાં પડયા પડયા જ્ઞાની બની જાય છે. એને ગુરુની જરૂર નહિ, બ્રહ્મચર્ય પાળવાની જરૂર નહિ, મૌન રાખવાની જરૂર નહિ. સંતસેવા કરવાની જરૂર નહિ, સદાચાર પાળવાની પણ જરૂર નહિ.

એક વખત મહારાષ્ટ્રમાં સંતોની મંડળી એકઠી થયેલી.

મુકતાબાઈએ ગોરાકુંભારને ભકતમંડળીના ભકતોની–સંતોની પરીક્ષા કરવા કહ્યું.

નામદેવને અભિમાન થયેલું, ભગવાન મારી સાથે વાતો કરે છે. હું ભગવાનનો લાડીલો.

ગોરાકુંભાર બધાને માથામાં ટપલી મારી પરીક્ષા કરે છે.

નામદેવના માથા ઉપર ટપલી મારી. નામદેવ બોલ્યા નહિ, પણ મોઢું સ્હેજ બગાડયું. નામદેવની હાંડલી કાચી નીકળી. નામદેવને અભિમાન આવ્યું, કુંભારના હાંડલાં પારખવાની રીતે કાંઈ મારી પરીક્ષા થાય? એટલે ગોરાકુંભારે માથામાં ટપલી મારતાં તેણે સ્હેજ મોઢું બગાડયું, મોઢું ચઢાવ્યું. બીજા કોઈ ભક્તોએ મોઢું બગાડેલું નહિ.

ગોરાકાકાએ નિર્ણય જાહેર કર્યો : બધાનાં હાંડલાં પાકાં છે, એક આ નામદેવનું હાંડલું કાચું છે. નામદેવને કહે : તમારું હાંડલું પાકયું નથી, તમને શિક્ષણની જરૂર છે.

નામદેવજી તે પછી વિઠ્ઠલનાથજી પાસે આવ્યા અને સર્વ હકીકત કહી.

વિઠ્ઠલનાથજીએ કહ્યું :–મુકતાબાઈ અને ગોરાકુંભાર જો કહેતા હોય કે તારું હાંડલું કાચું, તો જરૂર તું કાચો.

નામદેવ, તને હજુ વ્યાપક બ્રહ્મના સ્વરૂપનો અનુભવ થયો નથી. કારણ કે તેં હજુ સદ્‌ગુરુ કર્યા નથી. તે માટે મંગળવેઢામાં મારા એક ભક્ત વિસોબા ખેચર રહે છે. તેમની પાસે તું જા તે તને જ્ઞાન આપશે.

તે પછી નામદેવ વિસોબા ખેચરને ત્યાં જાય છે. તપાસ કરતાં જાણવા મળ્યું, વિસોબા શિવના મંદિરમાં છે નામદેવ ત્યાં જાય છે. ત્યાં જઈને જોયું તો વિસોબા ખેચર શિવજીના લિંગ ઉપર પગ મૂકીને સૂતેલા હતા.

વિસોબાને જાણ થઈ ગયેલી કે નામદેવ આવે છે. તેથી તેને શિક્ષણ આપવા પગ શંકરના લિંગ ઉપર રાખીને સૂતા. નામદેવે આ દૃશ્ય જોયું. નામદેવને થયું આવો પુરુષ જે ભગવાનની પણ આમાન્ય રાખતો નથી. તે મને શું શિક્ષણ આપવાનો હતો?

નામદેવે વિસોબાને તેમના પગ શિવલિંગ ઉપરથી લઈ લેવા કહ્યું. વિસોબા ખેચર નામદેવને કહે કે તું જ મારા પગ શિવલિંગ ઉપરથી ઉઠાવીને કોઈ એવી જગ્યાએ મૂક કે જ્યાં શંકર ન હોય. નામદેવ જ્યાં પગ મૂકવા જાય ત્યાં શિવલિંગ પ્રગટે. આખું મંદિર શિવલિંગથી ભરાઈ ગયું,

નામદેવને આશ્ચર્ય થયું, આ શું ? એટલે વિસાબાએ નામદેવને કહ્યું કે ગોરાકાકાએ કહેલું કે તારી હાંડલી હજુ કાચી છે તે સાચું છે. તને હજુ સર્વ જગ્યાએ ઈશ્વર દેખાતા નથી. વિશ્વમાં સર્વ જગ્યાએ સૂક્ષ્મ રીતે રહેલા છે તે વિઠોબા. ઈશ્વરને તું સર્વમાં નિહાળજે. ભક્તિને જ્ઞાનનો સાથ મળ્યો એટલે નામદેવને સર્વમાં સર્વ જગ્યાએ વિઠ્ઠલ દેખાવા લાગ્યા.

નામદેવ ત્યાંથી પાછા ફર્યા. રસ્તામાં જમવા માટે તૈયાર કરી. એક ઝાડ નીચે બેઠા. ત્યાં રસ્તા ઉપરથી એક કૂતરો આવી તેનો રોટલો લઈને નાસવા લાગ્યો. આજે નામદેવને તેનામાં-કૂતરામાં પણ હવે વિઠ્ઠલ દેખાયા. રોટલો કોરો હતો. નામદેવ ઘીની વાટકી લઈ કૂતરા પાછળ દોડયા. વિઠ્ઠલ ઊભો રહે, ઊભો રહે, રોટલો કોરો છે. તેમાં ઘી ચોપડી આપું.

ગુરુ સંસારના વિષયોમાં ફસાયેલા હોય તો તે તમને સંસાર બંધનમાંથી છોડાવી શકશે નહિ.

ઈશ્વર સર્વત્ર છે, એમ જો મનુષ્ય માનવા લાગે, તો પછી પાપ કરવાની કોઈ જગ્યા જ નહિ મળે.

ઈશ્વર વ્યાપક છે એવો અનુભવ થાય, તો પાપ કરવાનો પ્રસંગ જ ન આવે, ઈશ્વર વ્યાપક છે એવો સતત અનુભવ કરે તેને પાપ કરવાની જગ્યા તેમજ સમય જ મળતો નથી.

હિરણ્યકશિપુનો સંહાર કર્યો, તેમ છતાં નૃસિંહ સ્વામીનો ક્રોધ શાંત થતો નથી. નૃસિંહ સ્વામીનું ઉગ્ર સ્વરૂપ જોઈ ત્રણે લોક ભયભીત થયા. તેમની પાસે જવા માટે કોઈની હિંમત ચાલતી નથી. બ્રહ્માજીએ સ્તુતિ કરી, શાંત થાવ, શાંત થાવ. પણ કોણ સાંભળે ?

બ્રહ્માએ લક્ષ્મીજીને કહ્યું :—માતાજી, તમે જાવ તો શાંત થશે.

નૃસિંહ સ્વામીનો ક્રોધ શાંત કરવા દેવોએ લક્ષ્મીજીને નૃસિંહ ભગવાન પાસે મોકલ્યા.

લક્ષ્મીજીને એમ કે એ તો મારા ઘરવાળા છે. હું પાસે જઈશ એટલે શાંત થઈ જશે. આજે અભિમાનથી લક્ષ્મીજી આવ્યાં છે. દીન થઈને આવે તો પ્રભુ સ્વીકાર કરે. આજે લક્ષ્મીજીને પણ નૃસિંહ સ્વામી ઓળખતા નથી.

તે પછી બ્રહ્માજીએ પ્રહ્લાદને કહ્યું, બેટા પ્રહ્લાદ, તારા પિતા ઉપર કોપાયમાન થયેલા ભગવાનને તું શાંત કર. ભગવાન આજે તારા કાજે પ્રગટયા છે. માટે તું પાસે જઈશ, તો તેઓ શાંત થઈ જશે.

પ્રહ્લાદ ભગવાન પાસે ગયા. બે હાથ જોડયા છે. ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કરે છે. પ્રહ્લાદને જોતાં હૃદયમાં આનંદ ઊભરાયો છે. પ્રહ્લાદને ઉઠાવીને ગોદમાં લીધો છે, અને વાત્સલ્યભાવે તેનું શરીર ચાટવા લાગ્યા.

પ્રહ્લાદથી જેમ ભગવાનની ગોદમાં જે વિરાજે તેને કાળ કાંઈ કરી શકતો નથી.

પરમાત્માને પ્રસન્ન કરવા માટે શુદ્ધ પ્રેમ જ જરૂરનો છે જ્ઞાન વગેરેની મહત્તા ઓછી છે શબ્દજ્ઞાનની જરૂર નથી. અનેક વાર શબ્દજ્ઞાન પ્રભુનું ભજન કરવામાં વિઘ્નરૂપ થાય છે, વિઘ્ન કરે છે.

બીજાની ભૂલો ઢાંકવા તને જ્ઞાની બનાવ્યો છે, બીજાની ભૂલો ખુલ્લી કરવા માટે નહિ. પ્રેમભક્તિ વગરનું જ્ઞાન નકામું છે.



હિરણ્યકશિપુ જેવા માટે ભગવાન ભયંકર અને કઠોર છે. પ્રહ્લાદ જેવા માટે તે કમળ જેવા કોમલ છે.

વિષ્ણુ સહસ્રનામમાં પણ ભગવાનને ભયરૂપ, ભયકારક અને સાથોસાથ ભયનો નાશ કરનાર કહ્યા છે.

भयकृत् भयनाशक : ।

ભગવાન દુષ્ટોને માટે ભયકારક અને ભયરૂપ છે. જ્યારે ભક્તોના માટે ભક્તોના ભયનું હરણ કરવાવાળા છે.

નૃસિંહ સ્વામી પ્રહ્લાદને કહે છે, તારા પિતાએ તને બહુ ત્રાસ આપ્યો. મને આવતા વિલંબ થયો છે તે માટે માફી માગું છું. પ્રહ્લાદની ભક્તિ કેટલી દિવ્ય કે આજે પ્રભુ તેની માફી માગે છે. પ્રહ્લાદની ભક્તિ એવી દિવ્ય છે કે આજે પરમાત્માને માફી માંગવા ઇચ્છા થઈ. ગાય માતા વાછરડાને ચાટે છે તેમ અતિપ્રેમમાં નૃસિંહ સ્વામી પ્રહ્લાદને ચાટવા લાગ્યા. જેમજેમ ચાટે તેમ ક્રોધ ઓછો થતો જાય છે.

પ્રહ્લાદ એ સત્ત્વગુણ છે.

હિરણ્યકશિપુ એ તમોગુણ છે

તમોગુણ અને સત્ત્વગુણ એ બંનેનું આ યુદ્ધ છે. તેમાં ભગવાન પ્રહ્લાદનો-સત્ત્વગુણનો પક્ષ કરે છે. શુદ્ધ સત્ત્વગુણ આગળ તમોગુણનો નાશ થાય છે.

પ્રહ્લાદજીનું વચન સત્ય કરવા માટે અને જગતમાં હું સર્વ ઠેકાણે રહેલો છું એ પોતાની સર્વવ્યાપકતા સિદ્ધ કરવા સ્તંભમાંથી નૃસિંહસ્વામી પ્રગટ થયા છે. ઈશ્વર સર્વવ્યાપક છે એ જાણે છે બધા, અનુભવે છે કોઈક. ઈશ્વરના વ્યાપક સ્વરૂપનો અનુભવ કરે તો ઘર જ વૈકુંઠ બની જાય. તેના ઘરમાં ઝગડો થાય નહિ, તેના હાથે પાપ થાય નહિ. વ્યાપક એટલે સર્વમાં રહેલા. દૂધમાં માખણ દેખાતું નથી. પણ દૂધના અણુપરમાણુમાં માખણ રહેલું છે, તેમ જગતના પ્રત્યેક સ્થૂલ સૂક્ષ્મ પદાર્થમાં ઈશ્વર રહેલા છે. તેનો અભાવ ક્યાંય નથી. ઈશ્વર અણુમાં અણુ અને મોટામાં મોટા છે. તેનો અભાવ કોઈ ઠેકાણે નથી, એટલે તે વ્યાપક છે. સર્વત્ર ઈશ્વર વિરાજેલા છે એવું મનુષ્ય સમજે તો જીવનમાં દિવ્યતા આવે સર્વમાં ઈશ્વર છે એમ માનો ત્યારે જીવનમાં દિવ્યતા આવશે. સર્વમાં ઈશ્વરને નિહાળો. માતૃદેવો ભવ, પિતૃદેવો ભવ અને અંતમાં પરસ્પર દેવો ભવ. પરસ્પરમાં ઈશ્વરને જુઓ. લોકો એકબીજાને મળે ત્યારે રામ રામ કહે છે, એટલે કે તમારામાં રામ છે, મારામાં રામ છે.

પ્રત્યેક જડ ચેતન પદાર્થમાં મનુષ્ય ઈશ્વરને જુએ, તો તેનાથી પાપ થશે નહિ. વરકન્યા લગ્ન કરીને આવે છે, ત્યારે કન્યાને લક્ષ્મીની ભાવનાથી પૂજવામાં આવે છે. કન્યા એ લક્ષ્મી અને વર એ નારાયણ. આજે મારા ઘેર લક્ષ્મીનારાયણ આવ્યાં છે. આ ભાવ કાયમ ટકે તો ઘર વૈકુંઠ બની જાય.

સર્વમાં ઈશ્વરનો અનુભવ કરવાથી લાભ છે સર્વત્ર ઈશ્વરનો અનુભવ કરે તેના મનમાં વિકાર વાસના આવશે નહિ.

ઈશ્વર એવી વસ્તુ નથી કે તે એક જ ઠેકાણે રહી શકે. ઈશ્વર વ્યાપક છે, સર્વત્ર છે.

પરંતુ ઈશ્વર સર્વ વ્યાપક છે એ જાણવાથી વિશેષ લાભ નથી. ઈશ્વર સર્વમાં છે એમ જાણવાથી વિશેષ લાભ નથી. પણ ઈશ્વર સર્વમાં છે એમ જાણી વ્યવહાર કરવો જોઈએ

ભગવાનને ચંદન પુષ્પ અર્પણ કરવાં તેટલી જ કાંઈ ભક્તિ નથી ભક્તિ એટલે શું ? સર્વમાં ભગવત્‌ભાવ રાખવો એ ભક્તિ છે. જે મૂર્તિમાં જે ભગવતભાવ રાખો છો તે ભગવાન સર્વત્ર છે. ઈશ્વર સર્વમાં વિરાજેલા છે એવો જે અનુભવ કરે છે તેનું જીવન ધન્ય છે. એવો અનુભવ કરનારથી પાપ થઈ શકતું નથી. નિશ્ચય કરો, મારે પ્રત્યેક વ્યવહારને ભક્તિમય બનાવવો છે. વ્યવહાર જેનો અતિ શુદ્ધ થાય છે તે વ્યવહાર જ ભક્તિ છે. શુદ્ધ વ્યવહારને ભક્તિ કહે છે. જેના વ્યવહારમાં દંભ છે, અભિમાન છે, એનો વ્યવહાર શુદ્ધ નથી. જેનો વ્યવહાર શુદ્ધ નથી એને ભક્તિમાં આનંદ આવતો નથી. વ્યવહારની શુદ્ધિ ઈશ્વર સર્વમાં છે તેવો અનુભવ કર્યા વગર થશે નહિ. હું જે કરું છું તે બધું ઠાકોરજી જુએ છે એમ માનો. કોઈપણ વ્યવહાર એવો નથી કે જેમાં બાધ ન હોય. ધંધો કરવો એ કંઈ ગુન્હો નથી સેના ભગત હજામત કરવાનું કામ કરતા. એક દિવસ તેમને વિચાર થયો, હું લોકોના માથાનો મેલ કાઢું પણ મારી બુદ્ધિની મલિનતા કાઢી નહિ. દરેક મહાપુરુષને પોતાના ધંધામાંથી જ્ઞાન મળ્યું છે. મહાભારતમાં એવા દાખલા છે કે મહાન જ્ઞાની બ્રાહ્મણ પુરુષો પણ વૈશ્યના ઘેર સત્સંગ કરવા જતા. જાજલી ઋષિ મહાન જ્ઞાની હતા. તેને પોતાના જ્ઞાનનું અભિમાન થયું. ત્યાં આકાશવાણી સંભળાઈ કે તમે તુલાધાર વૈશ્યને મળો. જાજલી ઋષિ તુલાધાર વૈશ્યને ઘેર ગયા. વાત કરતા તે જ્ઞાની છે તેમ જણાયું. ઋષિએ તુલાધારને પૂછયું, આવું જ્ઞાન તમને કોણે આપ્યું ? તુલાધારે કહ્યું, મારા માતા-પિતા અને બ્રાહ્મણ ગુરુ છે. પણ વધારે જ્ઞાન મને મારા ધંધામાંથી મળ્યું છે. મારો ધંધો એ મારો ગુરુ છે. મહેનત પ્રમાણે હું નફો લઉં છું. વૈશ્ય નફો ન લે તો પોતાના કુટુંબનું ભરણપોષણ કેમ થાય ? નફો લેવો એ ગુન્હો નથી. ગેરવ્યાજબી નફો લેવો તે ગુન્હો છે. ત્રાજવાની દાંડી સરળ રાખવી પડે છે તેમ મારી બુદ્ધિ અને મનને મેં સરળ રાખ્યા છે.

વેપાર એ પણ ભક્તિ છે. એવું ન માનો કે ભક્તિ મંદિરમાં જ થઈ શકે છે. ભક્તિ સર્વત્ર થઈ શકે છે. ઈશ્વરથી વિભક્ત ન થાય, અલગ ન થાય અને પ્રત્યેક વ્યવહાર કરે, તો તેનો પ્રત્યેક વ્યવહાર ભક્તિ છે. ઈશ્વરથી જુદા પડશો નહિ.

શુકદેવજી રાજાને સાવધાન કરે છે—ગ્રાહકમાં ઈશ્વર છે એવું વેપારી સમજે તો વેપાર એ પણ ભક્તિ છે. વ્યાજબી નફો લેવો એ વૈશ્યનો ધર્મ છે. વેપારી ગ્રાહક સાથે વાતો કરે છે, ત્યારે ઈશ્વર સર્વમાં રહેલો છે તે ભૂલી જાય છે. તેથી વેપાર પાપરૂપ થયો છે. કેટલાક દુકાનમાં વિરાજેલા ઠાકોરજીની રૂબરૂમાં પાપ કરે છે. પાંચનો માલ આપે પચ્ચીસમાં અને કહે કે પડતર ભાવે આપું છું. આવું ન કરો. કથા સાવધાન થવા માટે છે.

ઈશ્વર વ્યાપક છે તેનો અનુભવ કરજો. હું જે બોલું છું તે ભગવાન સાંભળે છે. હું જગતને કેવી રીતે જોઉં છું તે ભગવાન નિહાળે છે તેમ માનો.

મનુષ્ય શરીરથી પાપ કરે તે સમાજ જોઈ શકે છે પણ મનથી પાપ કરે છે તે માત્ર ઈશ્વર જ જોઈ શકે છે. મનથી કરેલું પાપ એ મોટામાં મોટું પાપ છે. બીલકુલ પાપ ન કરે એ મહાન પુણ્ય છે. નૃસિંહ ભગવાન બહારથી આવ્યા નથી. સ્તંભમાંથી પ્રગટ થયા છે. જીવમાત્રમાં નહીં જડ વસ્તુમાં પણ ઈશ્વરને જુઓ. ઈશ્વર જડ અને ચેતન સૌમાં છે. લૌકિક દૃષ્ટિથી પૃથ્વી જડ જેવી લાગે છે પણ જડમાં પણ ઈશ્વરની ભાવના કરવાની છે.



**એક મહાત્માના બે શિષ્યો :** ખૂબ ભણેલા, કથા પણ કરતા. મહાત્માને લાગ્યું આ શરીરનું પ્રારબ્ધ પૂરું થયું છે. હવે દેહ પડશે. બંને શિષ્યોમાં ગાદી માટે ઝઘડો થવા લાગ્યો. મહાત્માએ વિચાર્યું, ગાદી કોને આપું ? બે ફળ મંગાવ્યાં. મહાત્માએ શિષ્યોને બોલાવ્યા. બંને શિષ્યોને એક એક ફળ આપ્યું અને કહ્યું કે એવી જગ્યાએ આ ફળ ખાજો કે કોઈ તમને ફળ ખાતા જુએ નહીં. એકે વિચાર્યું ઓરડો બંધ કરી ફળ ખાઈશ. બંધ ઓરડામાં કોણ જોશે ? તે ઓરડામાં જઈ ફળ ખાઈને આવ્યો. બીજાએ જ્ઞાન પચાવેલું. જ્ઞાન પરોપદેશ માટે નથી, જ્ઞાન આત્મસંતોષ માટે છે બીજાને તો તે જ્યાં જાય ત્યાં ઈશ્વર ભાસે છે. ઈશ્વર સર્વ વ્યાપક છે એવું વેદમાં લખ્યું છે. પરમાત્મા વિશ્વોત્મુખ છે. તે આખો દહાડો ફર્યો પણ એવી એકાંત જગ્યા મળી નહીં ફળ ખાધા વગર તે પાછો આવ્યો. ગુરુજીએ નક્કી કર્યું, આ બીજો લાયક છે. પહેલો કથા કરે છે પણ ઈશ્વરના વ્યાપક સ્વરૂપને સમજ્યો નથી. કથા કરવી સહેલી છે પણ ઈશ્વર સર્વમાં છે તેમ સમજીને વ્યવહાર કરવો કઠણ છે.

પ્રહ્લાદજીની દૃઢ નિષ્ઠા છે કે ઈશ્વર સર્વમાં છે. અનેકમાં એક વસ્તુનાં દર્શન કરે એ ભક્તિ. સર્વમાં એક તત્વને નિહાળે તેનું નામ જ્ઞાન. જ્ઞાની એક વસ્તુમાં અનેકનો લય કરે છે એકમાં અનેકનો લય કરો. આ વેદાંતની પ્રક્રિયા છે. અથવા અનેકમાં એકને જુઓ. વૈષ્ણવો અનેકમાં એક વસ્તુને જુએ છે. શબ્દમાં થોડો ફરક છે, પણ જ્ઞાન માર્ગમાં અને ભક્તિ માર્ગમાં ફરક નથી.

હનુમાનજીએ સીતાજીને રામની મુદ્રિકા આપી. માતાજીને મુદ્રિકામાં પણ રામ દેખાય છે. એક જ પરમાત્મા સત્ય છે અને અનેકમાં રહેલા છે.

અનેકમાં એક વસ્તુ જુએ એ ભક્તિ એકમાં અનેકને જોવું એ જ્ઞાન છે.

શરીર હોય અને શરીરમાં આત્મ-પ્રાણ ન હોય તો શરીરની શું કિંમત ? જ્ઞાનીઓ બાહ્ય રૂપરંગને જોતા નથી. પરંતુ બાહ્ય રૂપરંગ જેનાથી સુંદર લાગે છે તે ઈશ્વરનું ચિંતન કરે છે. વિચાર કરે છે. જ્ઞાની લોકો આ શરીર જેનાથી સુંદર લાગે છે તે ઈશ્વરનું ચિંતન કરે છે.

ભગવાન શંકરાચાર્ય સ્વામી દુઃખથી બોલ્યા છે, લોકો માંસની મીમાંસા કરે છે, પરંતુ આત્માની મીમાંસા કોઈ કરતું નથી.

એક સદ્‌ગૃહસ્થને આદત હતી. સાધુસંતને જમાડયા વગર જમતા નહીં. એક વાર એવું થયું કે એક મહાત્મા ફરતા ફરતા આવ્યા. મહાત્માની પૂજા કરી જમવા માટે બેસાડયા છે. ઘરમાં દૂધ ન હતું. નોકરને કહ્યું, જલદી જા અને દૂધ લઈ આવ. દૂધ વંડે રાખ્યું છે. નોકર ગયો પણ તુરત પાછો આવ્યો. શેઠને પૂછયું, કાળી ગાયનું દૂધ લાવું કે ધોળી ગાયનું દૂધ લાવું ? શેઠ કહે છે :—દૂધની જ જરૂર છે. ગમે તે ગાયનું દૂધ લાવ. મહાત્મા જમી રહે તે પહેલા દૂધ લાવ. નોકર ગયો પણ પાછો આવ્યો. પૂછયું, દૂધ ઘરડી ગાયનું લાવું કે જુવાન ગાયનું ? શેઠ કહે દૂધની જરૂર છે. શેઠને ખોટું લાગ્યું. અતિ ક્રોધમાં શેઠ નોકરને મારવા તૈયાર થયા. મહાત્માએ પૂછયું નોકરને કેમ મારો છો ? શેઠે જવાબ આપ્યો, નોકર કેવો મૂર્ખ છે. તેને દૂધ લાવવા કહ્યું પણ લાવ્યો નહિ.

મહાત્મા કહે છે :—આ નોકરની અંદર જે પરમાત્મા છે તે તમારામાં છે. આપણને શરીરની જરૂર નથી. શરીરમાં રહેલા પરમાત્માની જરૂર છે. જે પરમાત્મા તમારામાં છે તે તેનામાં છે. તેને મારશો નહિ. સર્વમાં એક ઈશ્વર છે. પ્રત્યેક સ્ત્રી-પુરુષ. પ્રત્યેક સ્થાવર જંગમમાં ઈશ્વરને જુઓ.

જગતમાં કોઈ મૂર્ખ નથી. બધા ઈશ્વરના અંશ છે. જે બીજાને મૂર્ખ માને એ પોતે જ મૂર્ખ છે.

આપણે ત્યાં પશુની પણ પૂજા થાય છે. કૂતરો ભૈરવનાથનું વાહન છે. કૂતરો તિરસ્કાર્ય નથી. ગધેડો શીતળા માતાનું વાહન છે.

ઈશ્વર ચૈતન્યરૂપે સર્વમાં છે. તેવો અનુભવ કરવાની આદત પાડો એવી આદત જેને પડે તેની પ્રત્યેક ક્રિયા ભક્તિમય અને જ્ઞાનમય બનશે.

નૃસિંહભગવાન પ્રગટ થયા, ત્યારે ગુરૂ ગુરુ શબ્દ બોલ્યા. ઈશ્વર સર્વત્ર છે એ
વાત સાચી પરંતુ ગુરૂ આંખ ન આપે, ત્યાં સુધી તેનાં દર્શન થતાં નથી, સ્વતંત્ર તે છે
કે જે જિતેન્દ્રિય છે. મનુષ્યને સ્વાતંત્ર્ય સ્વેચ્છાચારી બનાવે છે. સ્વતંત્ર થશો નહિ.
બુદ્ધિ ઉપર વિશ્વાસ રાખશો નહિ. કોઈ સંતને ગુરૂ માની આધીન રહેજો. કોઈ પણ
સંતનું સ્મરણ કે જે તમને પાપ કરતાં અટકાવે તેને આધીન રહેજો ગુરુ કર્યા વગર રહેશો
નહિ. પણ ગુરૂ કરતાં પહેલા વિચાર કરજો કે જેને ગુરુ બનાવવા માગું છું તે લાયક
છે કે નહિ. પાની પીના છાનકે, ગુરુ કરના જાનકે જગતના કોઈ પણ મહાપુરુષમાં
શ્રદ્ધા ન થતી હોય તો પ્રાચીન મહાત્માને ગુરૂ માની તેને આધીન રહેજો મહાપુરુષો
અમર છે. વલ્લભાચાર્ય અમર છે, શંકરાચાર્ય અમર છે. ગુરુ માની એની સેવા કરો,
એને આધીન રહેજો. ગુરૂ કર્યા વગર કલ્યાણ થતું નથી કોઈ સંતના ચરણનો આશ્રય
લેશો તો સદ્‌ગુરુ કૃપા કરશે. અને સદ્‌ગુરૂ કૃપા કરશે તો અંદરની વાસના જશે.
શરીરમાં રહેલા વિકારો જશે પણ મનબુદ્ધિમાં રહેલી વાસના જતી નથી. મનબુદ્ધિમાંની
વાસના સંતસેવા વગર જતી નથી મન ઉપર સત્સંગ-સેવાનો અંકુશ રાખો. બુદ્ધિને
કોઈ સંતના ચરણમાં રાખો. બુદ્ધિ પરમાત્મા સાથે જ્યાંસુધી ન પરણે ત્યાંસુધી તેને કોઈ
સંતપતિના આધીન રાખજો, ગુરુ કૃપા વગર સર્વમાં પરમેશ્વર દેખાતા નથી.
જગતમાં અનેક સંતો છે, પણ આપણું કલ્યાણ કરવાની જવાબદારી તેમના ઉપર
નથી. પણ કોઈને ગુરુ બનાવે તો આપણું કલ્યાણ કરવાની તેની જવાબદારી છે
જલદી કોઈના ગુરૂ થવું સારું નથી. ગુરુ થવાથી ચેલાના પાપની જવાબદારી
ગુરૂ ઉપર આવે છે. ચેલાના પાપનો ઈન્સાફ કરતી વખતે તેના ગુરુને બોલાવવામાં
આવે છે. તેને પૂછવામાં આવે છે ચેલાનું પાપ કેમ છોડાવ્યું નહિ, તેને સન્માર્ગે કેમ
વાળ્યો નહિ. ચેલાની સાથે ગુરુને પણ બે ફટકા પડે છે. મંત્ર, ગુરૂ, માળા અને મૂત
બદલવા નહિ. પોતાની માળા કોઈને આપવી નહિ.

નૃસિંહ સ્વામીનું પ્રાગટ્ય સ્તંભમાંથી થયું. વિચાર કરો, તે સ્તંભમાં કેવી રીતે
રહ્યા હશે? થાંભલો પોલો તો નથી. તો ઠાકોરજી અંદર કેવી રીતે બેઠા હશે? પરમાત્મા
સૂક્ષ્મરૂપે થાંભલામાં હતા. પરંતુ પ્રહ્‌લાદની ભક્તિથી સૂક્ષ્મમાંથી તે સ્થૂલ થયા છે.
થાંભલામાં પરમાત્માનું સૂક્ષ્મ સ્વરૂપ હતું. પ્રહ્‌લાદનો પ્રેમ એવો કે સૂક્ષ્મ સ્વરૂપ સ્થૂલ
બનીને બહાર આવ્યું. શિવજી ઉમાને સમજાવે છે **अगुन अरूप अलख अज जोई । भगत**
**प्रेमबस सगुन सो होई ।** વળી જ્યારે બધા દેવો પ્રભુ ક્યાં મળે તે વિચાર કરતા હતા
ત્યારે શંકર ભગવાન કહે છે. **हरि व्यापक सर्वत्र समाना । प्रेम ते प्रगट होहिं मैं जाना ।**
અતિશય પ્રેમ વગર પ્રભુ પોતાનું સ્વરૂપ બતાવતા નથી. પ્રભુ સાથે પ્રેમ કરવો પડશે.

સગુન નિર્ગુન નહીં કછુ ભેદા

પ્રહ્‌લાદજીનો પ્રેમ એવો હતો કે નિરાકારમાંથી ભગવાન આકારવાળા બન્યા છે. બુદ્ધિ



સૂક્ષ્મ ન થાય ત્યાંસુધી તે બુદ્ધિ ઈશ્વરનું ચિંતન કરી શકતી નથી. પરમાત્મા પ્રેમને લીધે આકાર ધારણ કરે છે. પરમાત્મા સગુણ-નિર્ગુણ બંને છે. નિર્ગુણ સગુણ તત્ત્વ દૃષ્ટિથી એક જ છે. નિર્ગુણ જ સગુણ બને છે. તે સ્થુલ છે, તે સૂક્ષ્મ પણ છે. તે કોમળ છે અને કઠણ પણ છે.

ઈશ્વરમાં આ બધા ધર્મો માયાથી ભાસે છે એમ વેદાંતીઓ માને છે. વૈષ્ણવ આચાર્યો માને છે કે વિરુદ્ધ ધર્માશ્રય પરમાત્મા છે. જે નૃસિંહસ્વામી હિરણ્યકશિપુ માટે કઠોર હતા. તે જ પ્રહ્‌લાદ ગોદમાં આવ્યા, ત્યારે કોમળ થઈ ગયા.

જ્ઞાની પુરુષો સર્વમાં ભગવદ્‌દૃષ્ટિ રાખે છે. દૃશ્યપદાર્થમાંથી દૃષ્ટિને હટાવી દૃષ્ટામાં દૃષ્ટિને સ્થિર કરો. દૃશ્યમાંથી દૃષ્ટિને હટાવો અને સર્વને જોનારા સર્વના સાક્ષી પરમાત્માના સ્વરૂપમાં દૃષ્ટિ સ્થિર કરો.

એક મહાત્મા હતા. તેને જે જે દેખાય તે ઈશ્વરનું સ્વરૂપ દેખાય. તેમની પાસે એક ગૃહસ્થ આવ્યો. તેણે કહ્યું, મારે ઈશ્વરનાં દર્શન કરવાં છે. મહાત્માએ કહ્યું તમે પણ ઈશ્વર છો એમ માનો. ગૃહસ્થ કહે છે, હું ખાત્રીથી કહું છું કે હું ઈશ્વર નથી. મહાત્મા કહે છે:-તમારે ઈશ્વરના દર્શન કરવાં છે? તમે ઈશ્વર નથી. તો તમારા સિવાયનું જે દેખાય તે ઈશ્વર છે તેમ માન. જગતમાં જે કંઇ દેખાય તેમાં ઈશ્વરનાં દર્શન કરો તેમ માની વ્યવહાર કરો. ગૃહસ્થે તેમ કર્યું. તેથી તેનું પાપ અટકી ગયું. મારા વિના બધું ઈશ્વર છે એવી નિષ્ઠા રાખવાથી તેનું પાપ અટકી ગયું છે. તેનો વ્યવહાર શુદ્ધ થયો. ફરીથી તે ગૃહસ્થ મહાત્મા પાસે આવ્યો. મહાત્માને કહ્યું, સર્વમાં ઈશ્વર છે તેવો અનુભવ કરવાથી શાંતિ મળે છે પણ મને કોઈ વાર એવી શંકા થાય છે કે આ દેખાય છે તે સર્વ ઈશ્વર નથી, મહાત્મા તેને સમજાવે છે, તને લાગે છે કે જે દેખાય છે તે સર્વ ઈશ્વર નથી. તારે ઈશ્વરના દર્શન કરવા છે. તો હવે એવો નિશ્ચય કર કે જે દેખાય છે તે ઈશ્વર નથી એમ માની સર્વનો મોહ છોડી દે. જે દેખાય છે તેની સાથે પ્રેમ કરીશ નહિ. દૃશ્ય વસ્તુ એ ઈશ્વર નથી, તું દૃષ્ટા સાથે પ્રેમ કર સંસારના દૃશ્ય પદાર્થ સાથે પ્રેમ કરીશ નહિ. પણ દૃશ્યના જે દૃષ્ટા છે તેની સાથે પ્રેમ કર. હવે જે નથી દેખાતું એ ઈશ્વર છે, હવે ઈશ્વર દૃષ્ટા છે એમ માન. ઈશ્વર દૃષ્ટા છે તે દૃશ્ય નથી. વેદાંત કહે છે, ઈશ્વર સર્વનો દૃષ્ટા છે. તે દૃશ્ય નથી. ઈશ્વરમાં દૃશ્યત્વનો આરોપ માયાથી થાય છે. સર્વના દૃષ્ટામાં જે દૃષ્ટિ સ્થિર કરે તેને ભગવાન મળે છે. મહાત્માએ બે માર્ગ બતાવ્યા. (૧) જે બધું દેખાય છે તે ઈશ્વર છે. (૨) જે ન દેખાય તે ઈશ્વર છે. ઈશ્વર દૃષ્ટા છે. જે સર્વનો દૃષ્ટા છે, જે સર્વનો સાક્ષી છે તેને કોણ સહેલાઈથી જાણી શકે? જેને પૂર્ણ વૈરાગ્ય ન હોય તેને જ્ઞાનનો અનુભવ થતો નથી. માટે આપણા જેવા માટે ભક્તિ માર્ગ સારો છે. આ બધું દેખાય છે તે સર્વ ઈશ્વરમય છે.

વૈષ્ણવો માને છે સર્વ પદાર્થમાં ઈશ્વર છે એવું સમજી વ્યવહાર કરો, તો ભક્તિમાર્ગમાં સફળતા મળશે. ઈશ્વરના કોઈ સ્વરૂપમાં જ્યાં સુધી મનુષ્ય આસક્ત થશે નહિ, ત્યાં સુધી ભક્તિ થશે નહિ

શંકર ભગવાન સમાધિમાં બેઠા હતા. સમાધિ એટલે શું? એટલે કે પોતે જ પોતાના સ્વરૂપને જુએ છે.

કોઇ પણ માર્ગ નક્કી કરો. પ્રત્યેક દૃશ્ય વિનાશી છે એમ માની તેનો મોહ છોડી દૃષ્ટા સાથે પ્રેમ કરો, તો વેદાંતમાં કહ્યા મુજબ આત્મસાક્ષાત્કાર થશે. દૃષ્ટામાં દૃષ્ટિ સ્થિર થાય અથવા પ્રત્યેક પદાર્થમાં ઈશ્વર છે એવું જ્ઞાન થાય.

પ્રહ્લાદ સ્તુતિ કરે છે:–મોટા મોટા સિદ્ધ મહાત્માઓ અનેક વર્ષો સુધી તપશ્ચર્યા કરે છે, તેમ છતાં તેઓને પરમાત્માનો સાક્ષાત્કાર થતો નથી. આજે આપે મારા ઉપર કૃપા કરી છે. હે નાથ, હું રાક્ષસકુળમાં જન્મેલાને આપનાં દર્શન થયાં. મને લાગે છે તમને પ્રસન્ન કરવા બહુ ભણવાની જરૂર નથી કે બહુ પૈસા કમાવાની જરૂર નથી. જો પૈસાથી પરમેશ્વર મળતા હોય, તો આ પૈસાદાર લોકો લાખ બે લાખ રૂપિયા આપી પરમાત્માને ખરીદી લે. બહુ ભણવાથી, બહુ જ્ઞાનથી ભગવાન મળતા નથી. જેનામાં બહુ જ્ઞાન હોય છે, તેને બીજાને છેતરતા કે કપટ કરતા જરાય બીક લાગતી નથી. પરમાત્માને પ્રસન્ન કરવા બહુ સંપત્તિની, બહુ ભણતરની કે ઉચ્ચકુળમાં જન્મ થવો જોઇએ એ પણ જરૂરનું નથી. કેવળ બ્રાહ્મણોને પરમેશ્વર મળે છે તેવું નથી. પરમાત્માને પ્રસન્ન કરવા માટે હૃદયના શુદ્ધ પ્રેમની જરૂર છે. ખૂબ કમાવો અને ભગવત સેવામાં વાપરો તે ઉત્તમ છે પણ એક આસને બેસી પરમાત્માનું ધ્યાન કરો તે અતિ ઉત્તમ છે.

બહુ સંપત્તિથી પરમાત્મા મળતા નથી. અનેક વાર પૈસો ભગવતસેવામાં, ભગવદ્ભજનમાં વિઘ્ન કરે છે.

બહુ જ્ઞાન થાય તે તર્ક કુતર્કમાં પડે છે. તે પછી ભગવાનની સેવા સ્મરણ બરાબર કરી શકતો નથી. જે બહુ જ્ઞાની થાય છે તે આરંભમાં કુતર્કો કરે છે. આરંભમાં શ્રદ્ધા રાખી સેવા સ્મરણ કર્યા વગર ચાલતું નથી.

બહુ ભણેલા કુતર્કો કરે છે. કહે છે પહેલાં ચમત્કાર બતાવો તે પછી તમારા ઠાકોરજીને નમસ્કાર કરું. વેશ્યા પ્રથમ ચમત્કાર બતાવે છે તે બીજાને ખુશ કરવા માટે વેશ્યાને બીજાની જરૂર છે. ઈશ્વરને કોઇની જરૂર નથી. તમને ઈશ્વરની જરૂર હોય તો ખૂબ શ્રદ્ધાથી સેવા સ્મરણ કરો પછી તે ચમત્કાર બતાવે છે. ઈશ્વરનાં સેવાસ્મરણ કરો પછી જુઓ કેવું પરિવર્તન થાય છે. તે પ્રમાણે જાદુગરને પૈસાની જરૂર છે એટલે ચમત્કાર બતાવે છે. પહેલાં ચમત્કાર પછી નમસ્કાર એ વ્યવહારનો કાયદો છે. ભગવાન એવું કરતાં નથી. ઈશ્વરને ત્યાં પહેલાં નમસ્કાર પછી ચમત્કાર. સરળતા અને માનવતા એ જ છે કે પહેલાં નમસ્કાર અને પછી ચમત્કાર. ચમત્કાર વિના નમસ્કાર એ માનવતા છે. ચમત્કાર પછી નમસ્કાર એ અભિમાન છે. જરા વિચારો. આ જગત એ જ ચમત્કાર છે. ફુલમાં સુગંધ કેવી રીતે રાખી છે. એક સૂક્ષ્મ નાના બીજમાંથી મોટો વડ થાય છે. માતાના સ્તનમાં દૂધ કોણ બનાવે છે. જગત ઈશ્વરના ચમત્કારોથી ભરેલું છે

વ્યવહારમાં પણ અંધશ્રદ્ધા રાખવી પડે છે. ડૉકટરથી અનેક કેસ બગડી જાય છે તેમ છતાં તે સારું કરશે એવી શ્રદ્ધા રાખવી પડે છે. ડૉકટરને કહો કે પહેલાં ચમત્કાર બતાવો તો તે બતાવી શકે નહીં. ડૉકટરમાં વિશ્વાસ ન રાખો તો ડૉકટર દવા આપે નહીં અને દવા પેટમાં ગયા વગર રોગ જતો નથી. તે પ્રમાણે સેવા માર્ગમાં પ્રથમ શ્રદ્ધા રાખવી પડે છે. પરમાર્થમાં શ્રદ્ધા રાખવી પડે છે.

ભગવાન કયાં આરોગે છે? ઓછું કેમ થતું નથી? બહુ ભણેલાના હૃદયમાં આવા કુતર્કો થાય છે. પણ ઠાકોરજી તો ભાવ જોઈ પ્રસન્ન થાય છે. ઠાકોરજીને ભોગ ધરાવો ત્યારે તે તેમાંથી રસ, સાર ખેંચી લે છે. પરમાત્મા રસભોકતા છે. ખરેખર ઠાકોરજી આરોગવા લાગે તો આ કળીયુગમાં કોઈ ભોગ ધરાવે કે નહિ, તે શંકા છે.



હે ઈશ્વર, આપને પ્રાપ્ત કરવા બહુ જ્ઞાનની જરૂર નથી. અંતકાળમાં ઘણી વાર જ્ઞાન દગો આપે છે. જ્ઞાનને જો ભકિતનો સાથ હોય તો તે ઘણું ઉત્તમ છે.

શરીરને તાવ આવ્યો તેમાં આત્માને શું? એમ માને વેદાંતીને પણ ચાલતું નથી. વેદાંતીને પણ જો તાવ આવ્યો હોય, તો તેને દવા–મોસંબી વગેરેની જરૂર પડે છે.

વેદાંતના સિદ્ધાંતો ખોટા નથી. પરંતુ તેનો અનુભવ ભકિત વિના–પ્રેમ વિના થતો નથી. પ્રેમની–ભકિતની જ્ઞાનીને પણ જરૂર રહે છે.

જ્ઞાનનો ઉપયોગ ઈશ્વરનો વ્યાપક અનુભવ કરવા માટે કરવાનો છે.

ઈશ્વર સર્વત્ર અને સર્વમાં રહેલો છે, એમ માની કરેલો વ્યવહાર એ ભકિત બને છે.

રામદાસસ્વામીએ દાસબોધમાં કહ્યું છે કે, જેને વ્યવહાર ન આવડે તેને પરમાર્થ શું આવડવાનો? જેનો વ્યવહાર અતિશય શુદ્ધ તે પરમાર્થ બરાબર કરી શકે છે. જેનો વ્યવહાર શુદ્ધ નથી તે ભકિત કેવી રીતે કરી શકવાનો?

ધંધો કરવો એ પાપ નથી. પણ ધંધામાં–ધંધો કરતી વખતે–ઇશ્વરને ભૂલી જવા એ પાપ છે.

સાધન ભકિતમાં બધા સંતો પણ પોતપોતાનો ધંધો કરતા હતા. સેના નાવી હજામતનો ધંધો કરતા, ગોરાકુંભાર કુંભારકામ કરતા વગેરે.

ગજેન્દ્ર પશુ હતો. ગજેન્દ્ર ભણેલો ન હતો. કેવળ પ્રેમથી પોકારવાથી, ભકિતથી ભગવાન તેમને મળ્યા છે. ગજેન્દ્રે કયાં તપશ્ચર્યા કરેલી કે અષ્ટાંગ યોગની સાધના કરેલી, કેવળ ભકિતથી જ ભગવાન ગજેન્દ્ર ઉપર પ્રસન્ન થયા હતા ભકિતથી ભગવાન મળે છે. ઇશ્વરમાં પ્રેમ રાખી ખૂબ સેવાસ્મરણ કરો. જો ભકિત ન હોય તો જ્ઞાનીના જ્ઞાન અને તપશ્ચર્યાની કિંમત નથી. બહુ જ્ઞાની હોય પણ પ્રભુ પ્રેમ ન હોય તો તેના જ્ઞાન કે તપશ્ચર્યાની કિંમત નથી.

સર્વ સાધનનું ફળ છે શ્રીકૃષ્ણ. પ્રેમ. જે સાધન કરતાં પ્રભુ પ્રેમ ન જાગે, તો તે સાધનની કાંઇ કિંમત નથી.

પ્રભુ મિલન માટે જેને આતુરતા નથી એવા બ્રાહ્મણ કરતાં પણ જે હીન જાતિનો છે પણ જેને પ્રભુમિલન માટે આતુરતા છે તે બ્રાહ્મણ કરતાં પણ શ્રેષ્ઠ છે, એવું હું માનું છું.

પરમાત્માને પ્રસન્ન કરવાના બે સાધનો છે: સેવા અને સ્મરણ. ત્રણ કલાક રોજ સેવા–સ્મરણ કરો. પ્રહ્લાદજી કહે છે:—બે સાધનોથી ભગવાન અવશ્ય મળે છે. ભગવાનની સેવા અને તેનું સ્મરણ. બીજા કશાની જરૂર નથી. દક્ષિણા આપવાથી પુણ્ય મળશે નહિ. એ પૈસાનો સદુપયોગ છે. પણ તમારે જાતે સેવા–સ્મરણ-જપ કરવા પડશે, પરમાત્માને પ્રસન્ન કરવાનું સાધન પ્રેમ છે. સેવા પૂજામાં ધન મુખ્ય નથી, મન મુખ્ય છે, સ્નેહ મુખ્ય છે શ્રી ગુંસાઈજી મહારાજના ૨૫૨ વૈષ્ણવની વાર્તામાં પદ્મનાભદાસની કથા આવે છે. તેઓ ગરીબ હતા. ઠાકોરજીને ચણાના ફોતરાં ધરાવે છે. ઠાકોરજીને ચણાના ફોતરામાં શિખંડની સુગંધ આવે છે. ભગવાન એ જોતા નથી કે મને શું આપે છે, ફકત એટલું જ જુએ છે કેવા ભાવથી આપે છે. સેવા સ્મરણથી ભગવાન સેવક આધીન બને છે.

એકનાથમહારાજ આખો દિવસ પ્રભુ સેવા, પ્રભુ ભજન કરતા. સેવાના અવિરત શ્રમથી તેઓ થાકી જતાં. તેમની આવી ઉદાત્ત ભક્તિ જોઈ ઈશ્વરને પણ તેમના ઉપર દયા આવી મારો ભક્ત મારા માટે કેટલો શ્રમ ઉઠાવે છે? બિચારો થાકી જાય છે? ચાલ હું જઈ તેમને તેમના કાર્યમાં મદદ કરું. તેનો શ્રમ ઓછો કરું. ભગવાન બ્રાહ્મણનું રૂપ ધરીને એકનાથને ત્યાં આવ્યા છે આવીને કહે ભાઈ! મને તમારે ત્યાં નોકર રાખશો? એકનાથ કહે છે:—મારે કયાં નોકરની જરૂર છે? હું તો આખો દિવસ પ્રભુની સેવાસ્મરણ કરું છું. ભગવાન કહે છે:—હું તમને ઠાકોરજીની સેવા પૂજામાં મદદ કરીશ. એકનાથ કહે છે, તારી ઇચ્છા હોય તો ભલે મારે ત્યાં રહેજે. એકનાથ પૂછે છે: ભાઈ તારું નામ?

ભગવાન કહે:—મારું નામ શિખંડ્યો. ભગવાન એકનાથને ત્યાં બાર વર્ષ આ પ્રમાણે નોકર થઈને રહ્યા છે.

જેને ચંદન લગાડવાનું છે, એજ પોતે આજ ચંદન ઘસે છે. તુલસીદાસ ચંદન ઘસે તિલક દેત રઘુવીરને બદલે આજે રઘુવીર ચંદન ઘસે, તિલક લેત રઘુવીર, 'આવો છે ભક્તિનો મહિમા છે.

રૂક્ષ્મણીજીએ સેવાથી ઈશ્વરને કેવા વશ કરેલા, પ્રસન્ન કરેલા કે તેણે એક તુલસીનું પાન મૂક્યું અને ભગવાન તોળાઇ ગયા.

શ્રી શ્રીધરસ્વામીએ હરિવિજયમાં એક પ્રસંગનું વર્ણન કર્યું છે.

સત્યભામાને એક દિવસ અભિમાન થયું. ભગવાનની સૌથી માનીતી તો હું જ. એક દિવસ નારદજી ત્યાં આવી ચડયા સત્યભામાએ નારદજીને કહ્યું:—મને આવા પતિ આવતા જન્મે અને જન્મોજન્મ મળે તેવો ઉપાય બતાવો

નારદજીએ કહ્યું:—જે વસ્તુનું તમે આ જન્મમાં દાન કરો, તે વસ્તુ તમને આવતા જન્મમાં મળે. તમારે કૃષ્ણ ભગવાન આવતા જન્મમાં પણ પતિ તરીકે જોઇતા હોય તો તમે કૃષ્ણ ભગવાનનું દાન કરો.

સત્યભામા શ્રીકૃષ્ણનું દાન કરવા તૈયાર થયાં પણ આવું દાન લે કોણ?

કોઇ દાન લેવા તૈયાર ન થયા.

નારદજીને દાન લેવા સમજાવ્યા. અંતે નારદજી દાન લેવા તૈયાર થયા.

સંકલ્પ કરી સત્યભામાએ શ્રીકૃષ્ણનું દાન નારદજીને કર્યું.

શ્રીકૃષ્ણ દાનમાં મળ્યા એટલે નારદ તો કૃષ્ણને લઈ ને ચાલવા લાગ્યા.

સત્યભામાએ નારદજીને કહ્યું:—મારા પતિને તમે કયાં લઈ જાવ છો?

નારદજીએ કહ્યું:—તમે જ હમણાં સંકલ્પ કરીને તમારા પતિનું દાન મને કર્યું ને? એટલે તે મારા થયા. દાનમાં આપેલી વસ્તુઓ જેને આપો તેની થાય. કૃષ્ણ ઉપર મારો હક્ક.

સત્યભામાને ભૂલ સમજાઈ કૃષ્ણને નારદજી પાસેથી પાછા માંગ્યા. નારદ કૃષ્ણને આપવા ના પાડે છે.



આ વાતની જાણ બીજી રાણીઓને થઈ. તેઓ બધી દોડતી આવી. એક રૂક્ષ્મણી ન આવેલા. બધી મહારાણીઓ નારદજીને વીનવે છે. અમારા શ્રીકૃષ્ણ અમને આપો. રાણીઓ શ્રીકૃષ્ણને પરત આપવા કહે છે.

નારદજી તેઓને કહે છે, શ્રીકૃષ્ણને તો સત્યભામાએ મને દાનમાં આપ્યા છે એટલે તે મારા થયાં. છતાં પણ જો તમે શ્રીકૃષ્ણના ભારોભાર સોનું આપો, તો તેને પરત આપવા હું તૈયાર છું.

સત્યભામા ખુશ થઈ ગયાં. મારી પાસે તો સ્યમંતકમણિ દાગીનાઓ તો પુષ્કળ છે. ભગવાનનું વજન થઇ થઈને કેટલું થવાનું હતું? સત્યભામા પોતાના સઘળા દાગીના લઈ આવ્યા.

છાબડીના એક પલ્લામાં શ્રીકૃષ્ણને બેસાડવામાં આવ્યા, અને બીજા પલ્લામાં સત્યભામા પોતાના દાગીના મૂકવા લાગ્યા.

પણ આ શું? સત્યભામાએ પોતાના સઘળા દાગીના પલ્લામાં મૂકી દીધા. સ્વમંતકમણિ, હીરા, ઝવેરાત, સોનાના સર્વ દાગીનાઓથી વજન કરવા લાગ્યા. પણ વજન થતું નથી. શ્રીકૃષ્ણ બેઠેલા તે છાબડું ઊંચકાતું જ નથી.

બધી રાણીઓ ગભરાઈ. તેઓ દોડી ગઈ અને સર્વ પોતપોતાના સુવર્ણના દાગીનાઓ લાવવા લાગી. સર્વે રાણીઓના દાગીનાઓ છાબડાના પલ્લામાં મૂકયા પણ શ્રીકૃષ્ણ તોળાતા નથી.

જીવને અભિમાન આવે તો ભગવાન હલકા કેમ થાય? શ્રીકૃષ્ણની કિંમત શું જર ઝવેરાત કે સુવર્ણના દાગીનાઓથી કેમ થાય?

રાણીઓ શ્રીકૃષ્ણની કિંમત દાગીનાઓથી કરવા લાગી, એટલે હજારો મણ દાગીનાઓથી ભગવાન તોળાતા નથી.

સત્યભામાનું અભિમાન ઉતારવા આ લીલા હતી.

સર્વ રાણીઓ વિચારમાં પડી ગઈ. હવે શું કરવું? સત્યભામાએ દાન કરીને મોટી ભૂલ કરી છે.

સત્યભામા રૂક્ષ્મણીને શરણે ગઈ. આ વાતની અંતે રૂક્ષ્મણીને જાણ થઇ. રૂક્ષ્મણી ત્યાં આવ્યાં.

ભગવાન કેમ તોળાતાં નથી તેનો ભેદ રૂક્ષ્મણીજી જાણી ગયાં.

બીજી રાણીઓને કહેવા લાગ્યાં, ભગવાનને કાંઈ દાગીનાથી તોળાતા હશે? રૂક્ષ્મણીએ તુલસીનું એક પાન છાબડામાં મૂકયું અને ભગવાન તોળાઈ ગયા. તુલસીનું પાન રૂક્ષ્મણીએ ભાવથી-પ્રેમથી અર્પણ કર્યું તેથી ભગવાન તોળાઈ ગયા.

તુલસીને પાંદડે તોલાયો મારો વ્હાલમો.

આ પ્રમાણે બોડાણા માટે ભગવાન સવાવાલના થયા હતા.

ધન્ય ધન્ય બોડાણાની નારી સવાવાલ થયા વનમાળી.

ઇશ્વરને એવી ઇચ્છા નથી કે કોઈ મારી સેવા કરે. ઇશ્વર નિજ લાભ પરિપૂર્ણ છે. તેમે કોઈ વસ્તુની અપેક્ષા નથી. તે સ્વયં આનંદરૂપ છે. તેની ઇચ્છા એવી નથી કે વૈષ્ણવો મને ભોગ ધરે. ઇશ્વરને ખાવાની ઇચ્છા નથી. ઇશ્વર નિષ્કામ છે. ભક્તોને રાજી કરવા ભગવાન આરોગે છે.

ભગવત નિવેદન કર્યા વગર કાંઇ ખાશો નહીં. ઇશ્વરનું ઇશ્વરને અર્પણ કરવાનું છે. પ્રેમથી અર્પણ કરશો તો ભગવાન પ્રસન્ન થશે. ઇશ્વરને અર્પણ કર્યા વગર ખાય તે ભૂખ્યો મરે છે. ઇશ્વરને અર્પણ કરશો તો અનંતગણું બનાવીને ઇશ્વર પાછું આપશે ઇશ્વર કહે છે, આ સર્વ મેં બનાવ્યું છે. તે મને અર્પણ કરે તેમાં આશ્ચર્ય નથી પણ મને અર્પણ કર્યા વગર ખાય તો તું હરામખોર છે.

ભગવાન ફક્ત તમારો ભાવ જુએ છે. ભગવાનને ઘરે ક્યાં ખોટ છે?

ભગવાને આપેલું જ તેને આપવાનું છે ને? કોઈ વસ્તુને ઉત્પન્ન કરવાની શક્તિ જીવમાં નથી. આ સર્વ શ્રીકૃષ્ણનું છે.

દીવો કરવાથી કે આરતી ઉતારવાથી ભગવાનના ઘેર અજવાળું થવાનું નથી. તેથી પ્રકાશ તમારા હૃદયમાં થશે. ઇશ્વરનું અંગ તો સ્વયંપ્રકાશમય છે.

સેવા કરવાથી સેવકને સુખ થાય છે. તેથી ભગવાનને શું સુખ મળવાનું હતું? તે તો પરમાનંદ સ્વરૂપ છે.

જીવને આપનાર ઇશ્વર છે. પરંતુ મનુષ્ય નિવેદન કરે એટલે ભગવાન પ્રસન્ન થાય છે.

સેવા અને પૂજામાં ભેદ છે. જ્યાં પ્રેમપ્રધાન છે તે સેવા. જ્યાં વેદ મંત્રો પ્રધાન છે તે પૂજા. પૂજા કરો તો અનન્ય પ્રેમથી પૂજા કરો. સ્નેહ વગેરેનું સમર્પણ વ્યર્થ જાય છે. સારાં કપડાં બગડવાની બીકે મંદિરમાં મનુષ્ય ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કરતો નથી.

નર કપડનકો ડરત હૈ,
નરક પડનકો નાહિ.

સર્વ ઇશ્વરનું જ છે. ફક્ત તેને અર્પણ કરવાનું છે. તમારી અર્પણ કરવાની રીતથી તમારો ભાવ દેખાઈ આવશે.

દક્ષિણમાં એક કથા પ્રચલિત છે. એક ગામમાં એક ગૃહસ્થને ત્યાં લગ્ન હતાં. વિઘ્નનાશ માટે સર્વ પ્રથમ ગણપતિજીની પૂજા કરવાની હોય છે. ગોર મહારાજે પૂજા વખતે જોયું તો ગણપતિની મૂર્તિ હતી નહીં. હવે શું થાય? ગોર મહારાજ જ્ઞાની હતા. જ્યાં પ્રેમથી પધરાવો ત્યાં આવીને ઇશ્વર વિરાજે છે. સોપારીમાં પણ ભગવાન આવીને બેસે છે. ઉત્તમમાં ઉત્તમ વસ્તુ ઠાકોરજીને અપર્ણ કરવી એ ભક્તિ છે. નૈવેદ્યનો ગોળ હતો, તે ગોળના ગણપતિ બનાવ્યા. યજમાનને પૂજા કરવાનું કહ્યું. ધૂપદીપ થયા પછી નૈવેદ્ય અર્પણ કરવાનો સમય આવ્યો. નૈવેદ્યના ગોળના તો ગણપતિ બનાવ્યા હતા. હવે નૈવેદ્ય લાવવું ક્યાંથી? એટલે ગોર મહારાજે ફરીથી તે ગોળના ગણપતિની મૂર્તિમાંથી થોડો ગોળ કાઢી લીધો અને ગોળનું નૈવેદ્ય ધર્યું.

गुळाचा गणपति गुळाचा नैवेद्य



ગોળના ગણપતિ અને ગોળનું નૈવેદ્ય આવી પૂજાથી પણ ગણપતિ પ્રસન્ન થાય. યજમાનના કાર્યમાં વિઘ્ન ન આવ્યું, કારણ આ કાર્ય પાછળ ભાવના તો શુદ્ધ હતી ને? વસ્તુનું મહત્ત્વ નથી પણ ભાવની મહત્તા છે. સેવા સદ્‌ભાવથી કરો તો સફળ થાય. સેવા કરતાં રોમાંચ થાય, સેવા કરતાં આંખમાં આંસુ આવે, તે સેવા સાચી સેવા. સેવા સેવા ક્રિયાત્મક નહિ. ભાવાત્મક હોવી જોઈએ. સેવા કરતાં આનંદ થાય તેનું નામ સેવા. થોડું કરો પણ પ્રેમપૂર્વક કરો. ભગવાન માટે રસોઈ કરો ભગવાનને અર્પણ કરીને જમો.

નાથ આપ વિશ્વંભર છો. સર્વના માલિક છો. તમને કોણ જમાડી શકે? તમારું તમને અપણ કરું છું. ઇશ્વરનું ઇશ્વરને અર્પણ કરવાનું છે. અરે આ જીવ બીજું લાવે ક્યાંથી? જીવ બીજે ક્યાંથી લાવવાનો હતો? ફકત ભાવનાની કિંમત છે પરમાત્મા પરિપૂર્ણ છે. ઇશ્વરને અપેક્ષા નથી. પરમાત્માને કોઈ વસ્તુની ભૂખ નથી પણ ફકત પ્રેમની ભૂખ છે. ભગવાનને ભાવથી અર્પણ કરશો, તો તે અનંતઘણું કરીને આપે છે.

ભકિતમાર્ગમાં ભાવના વગર સિદ્ધિ મળતી નથી જ્ઞાનમાર્ગમાં ત્યાગ અને વૈરાગ્યની જરૂર છે.

બાળકને બાપ રૂપિયો આપે છે. બાપ તે પાછો માગે છે. ઘણાં બાળકો રૂપિયો આપતાં નથી. પિતાને દુઃખ થાય છે. મેં જ રૂપિયો આપ્યો અને મને તે આપતો નથી. પણ જો બાળક રૂપિયો આપે તો પિતાને આનંદ થાય છે. રૂપિયો પિતાનો છે, તોપણ આનંદ થાય છે, જીવમાત્રના પિતા ઇશ્વર છે. તેણે જે આપ્યું તે જ તેને આપવાનું છે. એવો નિયમ લેજો કે ઠાકોરજીને અર્પણ કર્યા વગર હું ખાઇશ નહીં. કેટલીક વાર બધાને બહાર જમવાનું હોય તો ભગવાનને એકલા દૂધ ઉપર રાખે છે. નાથ, દૂધ જમો મારે આજે મોહનથાળ જમવા જવાનું છે. ઘરમાં કોઇ જમનાર ન હોય, તોપણ ભગવાન માટે રસોઇ બનાવો. કથામાંથી કાંઈ નિયમ નહીં લો તો કથા તમારી વ્યર્થ અને મારી પણ વ્યર્થ કેટલાક કહે છે, કથા સાંભળી નાખી, અરે કથા સાંભળીને નાંખી દેવાની નહિ. કથા કાનમાં રાખવાની છે, કથા હૈયામાં રાખવાની છે.

કોઈ પણ સ્વરૂપની મૂર્તિ રાખી ભાવ અને પ્રેમપૂર્વક સેવા કરો. ચિત્ર સ્વરૂપ કરતાં મૂર્તિ સ્વરૂપ સારું છે. સેવા કરો ત્યારે એવી ભાવના રાખો કે આ સાક્ષાત પરમાત્મા છે. સેવાના આરંભમાં ધ્યાન કરો. સંપત્તિ પ્રમાણે ખર્ચ કરો. સુંદર સિંહાસન બનાવો. ધ્યાન સાથે ભાવના કરો કે ભગવાન વૈકુંઠમાંથી આવે છે. મારા ઘરમાં જે સેવ્ય સ્વરૂપ છે તેમાં ભગવાન પ્રવેશ કરે છે. સેવામાં બેસો ત્યારે કોઇ પણ આવે તેની સાથે બોલશો નહિ, દેહનું ભાન હોય તો તેને નમસ્કાર કરજો. પરમાત્માથી કોઇ શ્રેષ્ઠ નથી. પરમાત્મા સમાન કોઈ નથી તો શ્રેષ્ઠ તો ક્યાંથી હોય?

સેવા એટલે સેવ્યમાં મનને પરોવી રાખવું એ સેવા છે; તમે શરીરમાં જેવો પ્રેમ રાખો છો એવો ઠાકોરજીના સ્વરૂપમાં પ્રેમ રાખજો. પરમાત્માના અનંત ઉપકાર છે. પ્રભુએ અનેકવાર મારું રક્ષણ કર્યું છે. હું ભગવાનનો દાસાનુદાસ છું. સેવામાં દાસ્યભાવ મુખ્ય છે, નાથ! તમારો નોકર છું, અધમ છું, પણ તમારો છું દાસ્યભાવ હૃદયને જલદી દીન બનાવે છે અને સેવામાં દૈન્યતા આવે તો હૃદય જલદી પીગળે છે. કૃષ્ણ

સેવામાં હૃદય ન પીગળે ત્યાંસુધી સેવા સફળ થતી નથી દાસ્યભાવ વગર સેવા ફળતી નથી. સેવા સ્નેહથી કરો સમર્પણ ભાવથી કરો. મૂર્તિમાં ભગવતભાવ ન જાગે ત્યાંસુધી પ્રત્યેક પદાર્થમાં ઈશ્વરભાવ જાગશે નહીં સેવા કરતાં નિષ્ઠા રાખો કે આ તો પ્રત્યક્ષ ઈશ્વર છે.

કોઈ દિવસ પાપ થયું હોય અને સેવા કરો તો તે દિવસે પ્રભુ નારાજ થયેલા દેખાશે. જીવ પાપ કરે છે ત્યારે ઈશ્વરને દુઃખ થાય છે, પરમાત્માને પરિશ્રમ થાય છે શુદ્ધ થઈ જાવ. મન મેલું હશે ત્યાંસુધી સેવામાં આનંદ આવતો નથી મનમાંથી મલિનતાને કાઢી નાંખો.

સેવામાં કેવી ભાવના અને કેવી દૃઢતા જોઈએ એ બાબતમાં નામદેવ મહારાજના ચરિત્રમાં કથા આવે છે. નામદેવ ત્રણ વર્ષના હતા. ઘરમાં વિઠ્ઠલનાથની પૂજા હતી. પિતાને બહારગામ જવાનું થયું છે. નામદેવને પૂજાનું કામ સોંપ્યું, પિતા સમજાવે છે કે બેટા ઘરના માલિક વિઠ્ઠલનાથ છે. તેની સેવા કર્યા વગર ખાઈએ તો પાપ લાગે. નામદેવ પિતાજીને પૂછે છે બાપુજી ઠાકોરજીની સેવા કેમ કરવી તે મને બતાવો. પિતાજી કહે છે:—આ ઘરમાં જે કાંઈ છે તે આપણું નથી વિઠ્ઠલનાથનું છે સર્વના માલિક વિઠ્ઠલનાથ છે. પ્રસાદરૂપે ગ્રહણ કરીએ તો દોષ લાગે નહિ. ઠાકોરજીને અર્પણ ન કરીએ તો પાપ લાગે. નામદેવ પૂછે છે, પિતાજી ઠાકોરજીની સેવા કેવી રીતે કરવી તે બતાવો પિતાજી સમજાવે છે; બેટા, સવારમાં વહેલો જાગજે.

વેદાંતીઓ બ્રહ્મની વાત કરે છે. જીવ બ્રહ્મ છે જીવ ભલે બ્રહ્મરૂપ હોય પણ આજે તો તે દાસ છે. આજે હું દાસ છું. પરમાત્મા મને અપનાવી બ્રહ્મરૂપ બનાવે ત્યારે ખરું પણ આજે તો હું દાસ છું. દાસ્યભાવથી જીવન સુધરે છે, મરણ સુધરે છે ભાગવતમાં વાત્સલ્યભાવ, મધુરભાવ વગેરે અનેક ભાવનું વર્ણન કર્યું છે, પણ તે સર્વ ભાવ દાસ્યભાવ મિશ્રિત છે દાસ્ય વગર જીવની દયા ઈશ્વરને આવતી નથી.

બેટા, વહેલો ઊઠજે. સ્નાન કરી પવિત્ર થઈ તે પછી ભગવાનની પ્રાર્થના કરવાની. પ્રાર્થના કરી ઠાકોરજીને જગાડવા.

ઉતિષ્ઠ ગોવિંદ ઉતિષ્ઠ ગરુડધ્વજ
ઉતિષ્ઠ કમલાકાન્ત ત્રૈલોક્યં મંગલં કુરુ !

પણ તે પહેલાં ભોગસામગ્રી—તૈયાર રાખજે. વૈષ્ણવના હૃદયમાં પ્રેમભાવ જાગે એટલે ઠાકોરજીને ભૂખ લાગે છે.

ભગવાનનાં ધીરે ધીરે ચરણ પખાળવાં. તેમને દુઃખ ન થાય.

યથા દેહે તથા દેવે,
યથા દેવે તથા ગુરૌ.

સ્નાન કરાવી ધીરે ધીરે ઝાંખી કરજે. એવી રીતે ખૂબ સદ્‌ભાવથી સેવા કરવાની. પછી ભગવાનનો શૃંગાર કરવાનો પૂછવાનું કયું પિતાંબર લાવું? શૃંગાર કરનારો સ્વરૂપ સાથે એક બને. પ્રભુએ આપ્યું હોય તો વાપરવામાં સંકોચ ન કરવો. જેવો આનંદ યોગીઓને સમાધિમાં મળે છે તેવો આનંદ ભક્તને ઠાકોરજીનાં શૃંગારમાં મળે છે. ઉઘાડી આંખે



સમાધિ જેવો આનંદ મળે છે. યોગીઓને પ્રાણાયામ, પ્રત્યાહાર કરવા પડે છે, તેમ છતાં મન કોઈ વાર દગો આપે છે.

કનૈયાને વારંવાર પૂછશો તો કનૈયો કહેશે. એટલો સમય જગત ભૂલાશે અને પરમાત્મામાં તન્મયતા થશે, તો આનંદ થશે શૃંગાર કર્યા પછી ભોગ અર્પણ કરવાનો, દૂધ ધરવાનું. વિઠ્ઠલનાથ શરમાળ છે. વારંવાર પ્રાર્થના કરીએ પછી ઠાકોરજી આરોગે છે. પ્રાર્થના કરવી નાથ તમને જરૂર નથી પણ આરોગો તેવી મારી ભાવના છે. અનેક વાર પ્રાર્થના કરીશ, તો ઠાકોરજી દૂધ લેશે.

સેવામાં, ભક્તિમાં પ્રેમ મુખ્ય છે. સેવા ભાવથી કરજો. સેવા પછી પ્રાર્થના કરવાની નાથ, અજામિલ જેવાનો ઉદ્ધાર કર્યો, તો મારો ઉદ્ધાર શું નહિ કરો? આપે અજામિલ જેવાના ઉપર કૃપા કરેલી. નાથ, હું અધમ છું, પાપી છું પણ અજામિલ જેવો નથી. અજામિલે તો વેશ્યા રાખેલી. મેં ઘરમાં વેશ્યા નથી રાખી. તો મારા ઉપર કૃપા નહિ કરો? સ્તુતિ પછી ભગવાનને વંદન કરવાના સ્તુતિમાં કાંઈ ભૂલ થઈ હોય તે પ્રણામ કરવાથી પરિપૂર્ણ બને છે. સેવાની સમાપ્તિમાં બાલકૃષ્ણને સાષ્ટાંગ પ્રણામ કરવાના.

નામદેવ નિર્દોષ બાળક હતા. પિતાજીએ કહેલી સર્વ વાત સાચી માની લીધી. બાળક નાનો હશે અને તેને સમજાવવામાં આવશે તો મૂર્તિમાં તેને ભગવાન દેખાશે. બાળક મોટી ઉંમરનો થાય તે પછી તેને સમજાવવા જશો તો તે સામો દલીલો કરશે. તેથી નાનપણમાં બાળકોમાં ભક્તિના સંસ્કારો દૃઢ કરજો. નામદેવના મનમાં ઠસી ગયું કે ભગવાન દૂધ પીશે. વાત ઠસી ગઈ કે પરમાત્મા જમે છે.

ભગત થવાતું નથી. ભગત જન્મથી જ હોય છે. ભગત જન્મે છે. નામદેવ બાલ્યાવસ્થાથી જ ભક્ત હતા.

તે દિવસે રાત્રે નામદેવને ઊંઘ આવતી નથી. સવારે ઠાકોરજીની સેવા મારે કરવાની છે. પ્રાતઃકાળમાં ચાર વાગે બાળક ઊઠયો છે. ભગવાનને પ્રેમથી જગાડે છે. ભગવાનની સેવા બાળક થઈને કરજો. બાળક નિર્દોષ હોય છે. નિર્દોષ થઈને સેવા કરજો. નામદેવે ઠાકોરજીના ચરણ પખાળી સુંદર શણગાર કર્યો છે. વિઠ્ઠલનાથ પ્રસન્ન દેખાય છે. ઘરના ગરીબ હતા. તુળસી અને ગુંજા માળા ઠાકોરજીને પ્રિય છે. તે અર્પણ કરી છે. થોડું આપો તો પણ ઘણું માને એ ઈશ્વર. ઘણું આપો અને થોડું માને એ જીવ.

ઠાકોરજીને ગોપીચંદનનું તિલક કર્યું. શૃંગાર થયા પછી ઠાકોરજીને ભૂખ લાગે છે. આપણાં હૃદયમાં પ્રેમ હોય તો તે પ્રેમ જ મૂર્તિમાં જાય છે અને મૂર્તિ ચેતન બને છે. પ્રેમ જડને ચેતન બનાવે છે. પ્રેમથી જડ ચેતન અને ચેતન જડ બને છે.

નામદેવ દૂધ લઈ આવ્યો. વિઠ્ઠલ, તમે જગતને જમાડનાર છો. હું તમને શું જમાડી શકું! તમારું તમને અર્પણ કરું છું.

ત્વદીયં વસ્તુ ગોવિંદ તુભ્યમેવ સમર્પયે ।

નામદેવ વારંવાર વિઠ્ઠલનાથને મનાવે છે. વિનવણીઓ કરે છે. નામદેવનો પ્રેમ જોઈ વિઠ્ઠલ પ્રસન્ન થયા છે. વિઠ્ઠલ દૂધ પીતા નથી. કેવળ પ્રેમથી નામદેવને નિહાળે છે. નામદેવ

કહે :—હું બાળક છું. આજ સુધી સેવા ન કરી તેથી નારાજ થયા છો? દૂધ કેમ પીતા નથી? જલદી દૂધ પીઓ. તમને ભૂખ લાગી હશે.

શું ખાંડ ઓછી પડે છે તેથી દૂધ નથી પીતા? નામદેવ ઘરમાં જઈ ખાંડ લઈ આવ્યો અને ફરીથી દૂધમાં ખાંડ પધરાવી.

જીવ ઈશ્વરને મનાવતો નથી તેથી પરમેશ્વર માનતા નથી.

વિઠ્ઠલ તમે દૂધ પીશો નહિ તો હું દૂધ પીવાનું છોડી દઈશ. તમે દૂધ નહિ પીઓ તો તમારા આગળ માથું પછાડીશ. બાળક અતિશય વ્યાકુળ થયો છે. વિઠ્ઠલ દૂધ પીઓ નહીંતર મારા પિતા મને મારશે. બાળક જ્યાં માથું પછાડવા તૈયાર થયો તે જ સમયે પરમાત્માએ દૂધનો કટોરો ઉઠાવ્યો. મૂર્તિ આજે જડ નહિ પણ ચેતન બની છે. નામદેવના પ્રેમથી વિઠ્ઠલનાથ પણ ખુશ હતા વિઠ્ઠલ દૂધ પીતા હતા નામદેવને આનંદ થયો. આશા હતી વિઠ્ઠલનાથ થોડો પ્રસાદ આપશે. વિઠ્ઠલનાથ તમને આજે શું થયું છે? તમે એકલા દૂધ પી જશો? મને દૂધ નહિ આપો? વિઠ્ઠલનાથે નામદેવને ગોદમાં લીધો. નામદેવે વિઠ્ઠલનાથને દૂધ પીવડાવ્યું અને વિઠ્ઠલનાથે નામદેવને દૂધ પાયું. આ પ્રમાણે સેવાનો ક્રમ બતાવ્યો.

ભક્તિ, પ્રેમ અને સેવા વગર સફળ થતી નથી. આ પ્રેમમાં એવી શક્તિ છે કે નિષ્કામ સકામ બને છે. નિરાકાર સાકાર બને છે. ઈશ્વર સાથે ખૂબ પ્રેમ કરો. ઈશ્વર જીવ પાસે પ્રેમ માંગે છે. પ્રેમ કરવા લાયક એક ઈશ્વર છે. સેવા કરતાં હૃદય પીગળે અને આંખમાંથી આંસુ નીકળે તો માનજો સેવા કરી.

જ્ઞાનથી વસ્તુના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય છે; પરંતુ જ્ઞાનથી તે વસ્તુનું સ્વરૂપ બદલાતું નથી.

ત્યારે ભક્તિ તે વસ્તુના સ્વરૂપનું પરિવર્તન કરવા પણ શક્તિમાન છે. જડ મર્તિને ચેતન બનાવવાની શકિત પ્રેમમાં છે—ભકિતમાં છે.

બિંબને શણગારશો તો પ્રતિબિંબ સુંદર લાગશે. ઈશ્વરને અર્પણ કરશો તો પ્રભુ અનંતગણું બનાવીને પાછું આપે છે. દ્રૌપદીની પરમાત્માએ લાજ રાખી પછી એકાંતમાં કૃષ્ણ-દ્રૌપદી મળ્યાં. દ્રૌપદીએ પ્રભુનો ઉપકાર માન્યો. પ્રભુ કહે છે :—મેં કાંઈ ઉપકાર કર્યો નથી. આજે મેં તારું ઋણ ચૂકવ્યું છે. આજે હું તારા ઋણમાંથી મુકત થયો. દેવા, તું ભૂલી ગઈ છે પણ હું ભૂલ્યો નથી. તને યાદ નથી. મને યાદ છે. એક વાર મારી આંગળીને તેં પાટો બાંધેલો. સર્વ રાણીઓ પાટો લેવા મહેલમાં દોડી. પણ તેં તારી સુંદર સાડી ફાડી તુરત પાટો બાંધ્યો. તે તારા પાટાના ધાગાની મેં ગણત્રી કરેલી. પાટામાં ૯૯૯ ધાગા હતા. ત્યારથી મેં વિચાર કર્યો બહેનને ૯૯૯ સાડી પહેરાવીશ. આજે તે તારા ઋણમાંથી મુકત થયો છું. જે ઈશ્વરને આપે છે તેને ઈશ્વર અનંતગણું બનાવીને આપે છે. પરમાત્મા નિજલાભથી પરિપૂર્ણ છે. તેથી જીવ જે આપે છે તે પરમાત્મા અનંતગણું કરીને પાછું વાળે છે. કોઈનો ભાર ન રાખે મુરારી, આપે વ્યાજ સાથે ગર્થવાળી.

નાથ, તમારા મંગળમય સદ્ગુણોનું હું શું વર્ણન કરું. આ બધા બ્રહ્માદિ દેવો



પણ તમારી લીલા જાણી શકતા નથી. હવે આપ ક્રોધ ન કરો. મારા પિતા જગતને કંટકરૂપ હતા. તેથી તમે તેનો વધ કર્યો તે સારું કર્યું.

પ્રહ્લાદ સ્તુતિ કરે છે :—આ તમારું ભયંકર સ્વરૂપ જોઈ દેવોને બીક લાગે છે. પરંતુ મને બીક લાગતી નથી. તમારા ઉગ્ર સ્વરૂપથી દેવો ડરે છે પણ હું ડરતો નથી પણ નાથ, ખરું કહું મને આ સંસારની બીક લાગે છે.

त्रस्तोऽस्म्यहं कृपणवत्सल दुःसहोग्र संसारचक्रकदनाद् ग्रसतां प्रणीतः।
बद्धः स्वकर्मभिरुशत्तम तेऽङ्घ्रिमूलं प्रीतोऽपवर्गशरणं ह्वयसे कदा नु॥

ભા ૭-૯-૧૬.

હે દીનબંધો, આ અસહ્ય અને ઉગ્ર સંસારચક્રમાં પિસાઈ જવાની બીકથી હું કેવળ ભયભીત છું. મારા કર્મપાશોથી બંધાઈને આ ભયંકર જંતુઓની વચ્ચે મને નાંખવામાં આવ્યો છે. હે મારા નાથ, તમે પ્રસન્ન થઈને મને કયારે તમારા તે ચરણકમળોમાં બોલાવશો કે જે સર્વ જીવોનું એકમાત્ર શરણ અને મોક્ષસ્વરૂપ છે.

આપ જ સૌનું શરણ છો, આપ જ અમારા પ્રિય અને સુહૃદ છો. આપ જ સર્વના પરમારાધ્ય છો. આપની લીલા કથાનું ગાન કરતો હું ઘણી સરળતાથી આ સંસારની કઠીનાઈઓને પાર કરી જઈશ.

दृष्टा मया दिवि विभोऽखिलधिष्ण्यपानामायुः श्रियो विभव इच्छति याञ्जनोऽयम।
येऽस्मत्पितुः कुपितहासविजृम्भितभ्रूविस्फूर्जितेन लुलिताः स तु ते निरस्तः॥

ભા. ૭-૯-૨૩.

હે ભગવાન! જેને માટે સંસારી લોકો ઘણા ઉત્સુક રહે છે, તે સ્વર્ગમાં મળવાવાળા સર્વ લોકપાલોની તે આયુ, લક્ષ્મી અને ઐશ્વર્ય મેં ખૂબ જોઈ લીધાં છે. લક્ષ્મી તથા વૈભવો મેં જોઈ લીધાં છે. મારા પિતામાં ક્યાં કોઈ વસ્તુની ત્રુટિ હતી. તેના આંખના પલકારા માત્રમાં સર્વ હાજર થતું, સ્વર્ગની એ સંપત્તિઓને માટે તો કોઈ ઠેકાણું જ ન રહેતું. તેમ છતાં એવા મારા પિતાનો પણ નાશ થયો. તે ભોગોના પરિણામ મેં જાણી લીધાં છે. તેથી ભોગોને, લાંબા આયુષ્યને, લક્ષ્મી, ઐશ્વર્ય કે બ્રહ્માના વૈભવથી માંડીને કોઈ પણ ઇન્દ્રિયભોગ્ય વૈભવને હું ઇચ્છતો નથી. તેથી તો કહું છું.

आयुः श्रियं विभवमैन्द्रियमाविरिञ्चात् न इच्छामि ते।

ભગવાન! આ સંસાર એક એવો અંધારો કૂવો છે કે જેમાં કાળરૂપ સર્પ હંમેશા કરડવાને માટે તૈયાર રહે છે. વિષયભોગોની ઇચ્છાવાળા પુરુષો આ કૂવામાં પડેલા છે.

હે વૈકુંઠનાથ, આ બધું હું જાણું છું. પણ મારું આ મન આપની લીલાકથાઓથી પ્રસન્ન થતું નથી. મારા મનની મોટી દુર્દશા થઈ છે. તે પાપવાસનાઓથી દુષિત થયેલું છે જ પણ જાતે પણ આત દુષ્ટ છે. તે ઘણુ કરીને કામવાસાઓને માટે જ આતુર રહે છે અને હર્ષ-શોક, ભય, લોકપરલોક, ધન, પત્ની, પુત્ર વગેરેની ચિંતાઓથી વ્યાકુળ રહે છે. મન જ્યાંત્યાં ભટકતું રહે છે તેથી વશમાં રાખવું કઠિન છે. તે કામાતુર, ભયથી વ્યાપ્ત તથા જાત જાતની ઇચ્છાઓથી દુઃખીત છે.

મનના આ વિશેષણો ઉપર વિચાર કરજો. મન તો दुरित दुष्टम् असाधु तीव्रम् कामातुरं हर्षशोकभयैषणार्तं છે.

આથી તમારી લીલાકથાઓમાં તે રસ લેતું નથી. મનની આવી સ્થિતિ છે તેથી તો હું દીન બની ગયો છું. આવી સ્થિતિમાં આપના તત્ત્વનો વિચાર હું કઈ રીતે કરું ?

હે નાથ, તો આ મનને વશ કરવાની શક્તિ આપો અને આપ મારું રક્ષણ કરો.

નૃસિંહસ્વામી કહે છે, બેટા બગડેલું મન ભગવાનના નામજપ વગર સુધરશે નહિ. પ્રહ્લાદ, તારું મન શુદ્ધ છે એટલે તને મારાં દર્શન થાય છે.

મનની સ્થિતિ બતાવી. હવે ઇન્દ્રિયોની દશા જુઓ.

પ્રહ્લાદ કહે છે :—હું પાંચ વર્ષનો છું છતાં મારા છ લગ્નો થયાં છે. છ ઇન્દ્રિયો સાથે છ લગ્નો થયાં છે. આ છ ઇન્દ્રિયો મારી પત્નીઓ છે. આ ઇન્દ્રિયોરૂપી પત્નીઓ મને સુખ લેવા દેતી નથી. ઇન્દ્રિયોરૂપી સ્ત્રીઓ મને બહુ બહુ નચાવે છે. આ ઇન્દ્રિયોને તૃપ્તિ થતી નથી.

ખાવાથી તૃપ્તિ થતી નથી. ભોગથી તૃપ્તિ થતી હોત તો અનેક જન્મોથી જીવ ભોગ ભોગવતો આવ્યો છે, પણ ક્યાં તેને તૃપ્તિ થઈ છે ? ભોગથી તૃપ્તિ નથી. તૃપ્તિ ત્યાગથી થાય છે.

આ લૂલી મને બહુ નચાવે છે. લૂલીને રાજી કરવા જાઉં છું તો આંખો બહુ ત્રાસ આપે છે, ચાલ સિનેમા જોવા.

ફિલ્મ જોવાથી શું મનોરંજન થાય છે ? મનોરંજન તો મન નિર્વિષય થાય ત્યારે અને ઇન્દ્રિયો આત્મસ્વરૂપમાં લીન થાય ત્યારે થાય છે. ત્યારે સાચો આનંદ મળે છે.

સાચું સુખ ક્યાં છે ? સાચો આનંદ ક્યાં છે તેની મનુષ્યને ખબર નથી.

આંખોને જ્યાં સમજાવું છું ત્યાં કાન મને શ્રવણ કરવા માટે ખેંચે છે. રેડિયો ઉપર સિનેમાના ગીતો સાંભળ્યા વગર તેને ચેન પડતું નથી

જેને માનવ જીવન સફળ કરવાની ઇચ્છા છે તે શૃંગારના ગીતો સાંભળે નહીં.

તેવામાં સ્પર્શ સુખ મને પજવે છે. જાણું છું. પણ કાંઈ કરી શકતો નથી. જાણું છુ શરીરમાં હાડકામાંસ છે પણ ડહાપણ ટકતું નથી.

આ ઇન્દ્રિયોએ અનેક સ્ત્રીઓના પતિ જેવી મારી દુર્દશા કરી છે. તેણે મારી કેવી દશા કરી છે તે તો જુઓ.

जिह्वैकतोऽच्युत विकर्षति मावितृप्ता शिश्नोऽन्यतस्त्वगुदरं श्रवणं कुतश्चित्
घ्राणोऽन्यतश्चपलदृक क्व च कर्मशक्तिर्बह्व्यः सपत्न्य इव गेहपतिं लुनन्ति ॥

ભા. ૭-૯-૪૦.

અચ્યુત ! આ કોઈ પણ દિવસ તૃપ્ત ન થનારી જીભ મને સ્વાદિષ્ટ રસોની તરફ ખેંચતી રહે છે, જનનેન્દ્રિય વિષયભોગ માટે સુંદર સ્ત્રીની તરફ, ચામડી કોમળ સ્પર્શસુખની તરફ; પેટ ભોજનની તરફ; કાન મધુર સંગીતની તરફ; નાક ભીની ભીની સુગંધ તરફ



અને આ ચપળ નેત્રો, સૌન્દર્યની તરફ મને ખેંચતા રહે છે. આ સિવાય કર્મેન્દ્રિયો પોતપોતાના વિષયો તરફ લઈ જવાને માટે જોર કરતી જ રહે છે. મારી તો એવી દશા છે; જેવી કે એક પુરુષને અનેક પત્નીઓ હોય અને તે દરેક તેને પોતપોતાના શયનગૃહમાં લઈ જવાને માટે ચારે તરફથી જાણે ઘસડતી ન હોય !

એક ચોર ચોરી કરવા ગયો. કોઈ સાહેબનું ઘર હતું. સાહેબને બે પત્નીઓ હતી. ઉપરવાળી સાહેબના વાળ પકડી ઉપર ખેંચે છે. નીચે વાળી પગ પકડીને નીચે ખેંચે છે. પલંગ નીચે ભરાયેલો ચોર હસે છે. તેથી તે પકડાઈ ગયો. ચોરને પકડીને રાજા પાસે લાવ્યા ચોર કહે હું ચોરી કરવા ગયેલો. મને બધી સજા કરજો. પણ આ સાહેબ જેવી સજા ન કરશો. મેં સાહેબની દશા નજરે જોઈ છે. આ સાહેબની કથા નથી, જીવાત્માની કથા છે.

પાંચ ઇન્દ્રિયોના પાંચ વિષયો એ સાચા પતિ નથી, પણ પતિ થવા માંગે છે. પણ વાસ્તવિક રીતે ઇન્દ્રિયોના પતિ પરમાત્મા છે ઇન્દ્રિયો પરમાત્મા સાથે સૂએ છે. ઇન્દ્રિય વિષય સાથે સૂઈ શકતી નથી.

તૃપ્તિ ભોગમાં નથી. તૃપ્તિ ત્યાગમાં છે. ઇન્દ્રિયોના વેગને સહન કરશો તો સુખી થશો.

ભોગ ભોગવવાથી વાસના વધે છે. ભોગો ભોગવવાથી ઇન્દ્રિયોનું સ્મરણ થતું નથી, ઊલટુ ક્ષય થાય છે. પણ ઇન્દ્રિયોને પુષ્ટિ મળે છે ભક્તિથી-ભક્તિરસથી. વિષયોનું ચિંતન કરવાથી શક્તિનો ક્ષય થાય છે. ઈશ્વરનું સ્મરણ કરવાથી શક્તિ મળે છે.

પ્રહ્લાદ કહે છે :—આપ કહો છો કે સંસારનો મોહ ન રાખો અને મારું ભજન કરો. પણ ભજન કરવું કેવી રીતે ? આપે આ સંસારના સુંદર વિષયોમાં એવું આકર્ષણ રાખ્યું છે કે મોટા મોટા વિદ્વાનો આમાં ભૂલા પડે છે. માયાએ સંસારના વિષયોમાં એવું આકર્ષણ ભર્યું છે, એવી મીઠાશ ભરી છે કે ભલભલા તેમાં ભૂલા પડ્યા છે. સંસારનું સુખ વિષ જેવું છે તેમ છતાં અમૃત જેવું લાગે છે. સંસારના વિષયોમાં આવું આકર્ષણ રાખ્યું જ શા માટે ? હે નાથ ! આ જગતમાં આવા સુંદર પદાર્થો તમે બનાવ્યા જ શા માટે કે જેથી ઇન્દ્રિયો લલચાય અને તેમાં ફસાય ?

નાથ, હું બાલક છું. મારી ભૂલ થાય તો ક્ષમા કરજો. પ્રહ્લાદે સહેજ ઠપકો આપ્યો છે. તમે આ જગત બહુ સુંદર બનાવ્યું તેથી ઇન્દ્રિયોને મોહ થાય છે. આ જગતના વિષયો એવા સુંદર બન્યા છે કે આંખને દેખાય એટલે ચિત્ત ચંચળ થાય છે. આવો સુંદર સંસાર બનાવ્યો ન હોત તો ? આપ કહો છો કે ઇન્દ્રિયને કાબૂમાં રાખો. પણ આ બધું સુંદર દેખાય એટલે ડહાપણ રહેતું નથી.

સંસાર સુંદર પરમાત્માએ વિચાર કરીને બનાવ્યો છે. મારાં બાળકો સુખી થાય. પરંતુ આસક્તિપૂર્વક મર્યાદા મૂકીને મનુષ્યો ભોગો ભોગવે અને દુઃખી થાય તો તેમાં ઈશ્વરનો વાંક નથી.

જીવ મર્યાદા છોડીને વિષયો ભોગવે અને દુઃખ ભોગવે તેમાં ઈશ્વરનો વાંક ? નૃસિંહ ભગવાન પ્રહ્લાદને સમજાવે છે :—

જીવોને સુખી કરવા પદાર્થો બનાવ્યા છે. અતિશય આસક્તિપૂર્વક મર્યાદા મૂકીને તે આ પદાર્થો ભોગવે અને દુઃખી થાય તો તેમાં મારો શો દોષ? મનુષ્ય મર્યાદામાં રહીને આ પદાર્થો, આ વિષયો ભોગવે તો તે સુખી થાય છે.

વિષયોને ભોગવતા, આ સંસારનો બનાવનાર હું છું તે મનુષ્ય ન ભૂલે. સંસારને છોડીને ક્યાં જશો? હું રહેવાનો અને આ સંસાર પણ રહેવાનો. સંસારને ભોગદૃષ્ટિથી નહિ પણ ભગવદ્‌દૃષ્ટિથી મનુષ્ય જુએ તો તે સુખી થાય છે. તું તારી જાતને સુધાર, જગતને સુધારવા તું ક્યાં જઈશ. એક વખત શાહજાદીના પગમાં કાંટો વાગ્યો. અકબરને આ વાતની ખબર પડી. અકબરે બિરબલને બોલાવ્યો અને હુકમ કર્યો. મારા રાજ્યની તમામ જમીન ચામડાથી મઢાવી દો, એટલે મારી પુત્રીને ભવિષ્યમાં કાંટો ન વાગે. બિરબલ માથું ખંજવાળવા લાગ્યો. આખી પૃથ્વીને ચામડેથી મઢવા કેટલું ચામડું જોઈએ? તે લાવવું ક્યાંથી? આ રાજાઓને ઘણેભાગે અક્કલ ઓછી હોય છે. બિરબલે વિચાર્યું કે આખા રાજ્યની જમીન ઉપર ચામડું પાથરીએ, તેના કરતાં શાહજાદીના પગ નીચે ચામડું રાખીએ. તેને જોડા પહેરાવીએ તો તેને કાંટા વાગે જ નહિ. જગતમાં કાંટા તો રહેવાના છે. જેના પગમાં જોડા છે તેને કાંટા વાગતા નથી. વિવેકમાં રહી, મર્યાદામાં રહી મનુષ્ય સુખ ભોગવે તો સુખી થાય. પણ સુખ ભોગવવામાં વિવેક રહેતો નથી એટલે મનુષ્ય દુઃખી થાય છે.

સંસાર સર્વને સુખી કરવા માટે બનાવ્યો છે, પરંતુ મનુષ્ય વિવેકપૂર્વક તેનો લાભ લેતો નથી. એટલે તે દુઃખી થાય છે. દૃષ્ટાંતથી આ હકીકત સ્પષ્ટ થશે. એક ગામ હતું. ગામમાં પાણી માટે તકલીફ હતી. અન્નદાન કરતાં જળદાન શ્રેષ્ઠ છે. એક શેઠે લોકોના ભલા માટે દશ-વીસ હજાર રૂપિયા ખર્ચ કરી મોટો કૂવો બંધાવ્યો. લોકો જળપાન કરી આશીર્વાદ આપે છે. એક દિવસ એવું બન્યું કે રમતાં રમતાં કોઈનો છોકરો તે કૂવામાં પડી ગયો. છોકરો ડૂબીને મરી ગયો. અતિદુઃખમાં વિવેક રહેતો નથી. છોકરાનો પિતા તે શેઠની પાસે ફરિયાદ કરવા આવ્યો, દુઃખમાં શેઠને ગાળો આપવા લાગ્યો. તમે કૂવો બંધાવ્યો તેથી જ મારો છોકરો મરણ પામ્યો. વિચારો, શું શેઠે આ ઈસમનો છોકરો મરણ પામે એટલા માટે કૂવો બંધાવેલો? નહિ જ. કૂવો સર્વના લાભાર્થે બંધાવેલો. બીજા સર્વ આશીર્વાદ આપતા હતા કે શેઠે પરોપકારનું કામ કર્યું છે. છોકરો મરી ગયો એ ખોટું થયું, પણ તેમાં શેઠનો શું વાંક? શેઠની ઇચ્છા ન હતી કોઈ દુઃખી થાય.

સંસાર એ પણ કૂવો છે. તે ડૂબી મરવા માટે ભગવાને બનાવ્યો નથી.

પ્રહ્‌લાદજી બોલ્યા :—મહારાજ, આપને ગુન્હેગાર કોણ કહી શકે? પણ આ સંસારના વિષયો સુંદર બનાવ્યા તે ખોટું તો કર્યું જ છે. હવે તો એટલું જ કહો કે સંસારના વિષયોમાં મન ફસાય નહીં તે માટે હે પ્રભુ તમે કાંઈ કર્યું છે? તેનો કાંઈ ઉપાય બતાવો. નૃસિંહ ભગવાન કહે છેઃ—તેના માટે મેં બે અમૃત બનાવ્યા છે. જગતને સુખી કરવા માટે બે પ્રકારનાં અમૃતો મેં બનાવ્યા છે. તેનું પાન કરશો તો તમને પજવશે નહિ. વિષયોમાં તમારું મન નહીં ખેંચાય. આ બે પ્રકારનાં અમૃતનું જે પાન કરે તેને ઇન્દ્રિયો પજવી શકશે નહિ. અમૃતનાં નામો છે : (૧) નામામૃત અને (૨) કથામૃત.



જ્યારે મનમાં વિષયો પ્રવેશે-પાપ મનમાં પ્રવેશે ત્યારે કથાનંદ અને નામામૃતનો આશરો લેવો. ઇન્દ્રિયો જીવને-મનુષ્યને ત્રાસ ન આપે તેટલા માટે જ મેં આ બે અમૃત બનાવ્યાં છે. તેનું નિત્ય સેવન કરો. સ્વર્ગમાં અમૃત છે. સ્વર્ગનું અમૃત પીવાથી સુખ થાય છે. પણ કહેવામાં આવે છે કે એ અમૃત પીવાથી પુણ્યનો ક્ષય થાય છે. પણ આ કથામૃત એવું છે કે કૃષ્ણ કથામૃત પીવાથી પાપનો ક્ષય થાય છે. તેથી કથામૃત સ્વર્ગના અમૃતથી શ્રેષ્ઠ છે. લીલાકથા એ અમૃત છે. નામ એ અમૃત છે. કથામૃત પાપને બાળે છે, જીવન સુધારે છે. સર્વનું ભક્ષણ કરનાર મૃત્યુ. તે મૃત્યુનું ભક્ષણ કરનારના કાળ રામચંદ્રજી છે. રામજીને રાવણને મારવા આટલી ખટપટ કરવાની શી જરૂર હતી? રાવણને મારવા રામને આ લીલા કરવાની શી જરૂર હતી? રામ તો કાળના પણ કાળ છે. ઈશ્વર અનંત શક્તિશાળી છે. સંકલ્પ માત્રથી તેઓ રાવણને મારી શકયા હોત. પરંતુ રામજીએ સર્વ લીલા એટલા માટે કરી કે લોકો મારા રામાયણનો પાઠ કરે. સાંભળે તેટલો વખત તે જગતને ભૂલી જશે. તેમણે રાવણને મારવા જન્મ લીધો નથી, પણ કળીયુગના લોકો આ લીલા સાંભળી તેમાં તન્મય થાય એ આશાથી આ લીલા કરી છે. ભગવાનની લીલાકથા મોક્ષ અપાવનારી છે.

એક એક ઇન્દ્રિયને પ્રેમથી પોતા તરફ ખેંચી લઈ ગોપીઓને પરમાનંદનું દાન કરવા શ્રીકૃષ્ણની લીલા છે. ગોપીઓ મારી લીલા સાંભળે, મારી લીલા જુએ અને જગતને ભૂલી જાય. ગોપીઓને મરતાં પહેલાં પરમાનંદનું દાન કર્યું છે. રાસ લીલા એ કામવિજય લીલા છે. શ્રીકૃષ્ણ ભગવાનનો કામદેવ ઉપરનો વિજય છે. જગતના સર્વએ વિષયોને મન ભૂલે એટલે મનનો નિરોધ થાય, મનનો ઈશ્વરમાં લય થાય. કૃષ્ણલીલાનું પ્રયોજન છે કે મનુષ્ય કોઈ પણ રીતે જગતને ભૂલે અને કૃષ્ણલીલામાં તન્મય થાય. ગોપીઓ સર્વ લીલાઓનું શ્રવણ અને સ્મરણ કરતાં તન્મય થયેલી તેમ.

નામબ્રહ્મ અને નાદબ્રહ્મ એક થાય એટલે પરબ્રહ્મ પ્રગટ થાય. નામામૃતથી શું અશકય છે? નામામૃતથી શું નથી મળતું ?

શ્રીરામ રામ જપતા સહુ કષ્ટ જાય.
શ્રીરામ રામ ભજતા શુભ સર્વ થાય.
શ્રીરામ રામ રસના રટજો સદાય.
શ્રીરામ રામમય વિશ્વ બધું જણાય.

એટલે તો મીરાંબાઈએ કહ્યું છે :—

મેરો મન રામહી રામ રટૈ રે,
રામનામ જપ લીજે પ્રાણી, કોટિક પાપ કટૈ રે.

અને નામ જપ-રામભજનમાં કોઈ સાધનની જરૂર પડતી નથી. મીરાંબાઈએ એક બીજા ભજનમાં કહ્યું છે, મારી પાસે કાંઈ સાધન નથી. હું તદ્દન નિઃસાધન છું. મારે તો તારું નામ જ

ડંકો નામ સૂરતકી ડોરી, કડિયાં પ્રેમ ચઢાઉં એ માય;
પ્રેમકો ઢોલ વણ્યો અતિભારી, મગન હોઈ ગુણ ગાઉં એ માય.
તન કરું તાલ મન કરું ઢપલી, સોતી સૂરત જગાઉં એ માય;
કીરતન કરું મૈં પ્રીતમ આગે, સો અમરાપુર પાઉં એ માય

મોં અબલા પર કિરપા કીજો, ગુણ ગોવિન્દકા ગાઉં એ માય;
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, રજ ચરણોંકી પાઉં એ માય
રામ નામ મેરે મન બસિયો, રામ રસિયો રિઝાઉં એ માય
રામ રસિયો રિઝાઉં એ માય.

આ બે અમૃતો મેં મફત આપ્યા છે. આ બે અમૃતો શ્રેષ્ઠ છે. કૃષ્ણનું નામ સ્વર્ગના અમૃત કરતાં પણ શ્રેષ્ઠ છે. સ્વર્ગના અમૃતનું દેવો પાન કરે છે. પરંતુ તેમને શાંતિ મળતી નથી. કથા અમૃત પાનથી વિષયો શાંત બને છે. નામામૃત અને કથામૃતનું પાન કર. તે વગર પૈસે મળે છે. જ્યારે જ્યારે મનમાં પાપ આવે, આંખમાં વિકાર આવે ત્યારે ત્યારે આ બે અમૃતનું પાન કરો. બે પ્રકારનાં અમૃતનું-નામામૃત અને કથામૃતનું પાન કરો. વિષયો તમને નહિ પજવે. ભોગી મનુષ્ય કોઈ પણ દિવસ યોગી થઈ શકે નહિ. કલિકાળમાં મનુષ્ય ભોગી છે, તે યોગી થવા જશે તો તેને સફળતા જલદી મળતી નથી. તેથી તેઓને માટે નામામૃત અને કથામૃત એ જ સરળ ઉપાય છે.

આ બે પ્રકારોના અમૃતનું પાન કરવાથી સંસાર સુખરૂપ લાગે છે. સંસાર બ્રહ્મરૂપ ભાસે છે.

અજ્ઞાનીને સંસાર દુઃખરૂપ લાગે છે કારણ તેની દૃષ્ટિમાં વિકાર છે. જ્ઞાનીને સંસાર સુખરૂપ લાગે છે કારણ તેની દૃષ્ટિ બ્રહ્મમય થયેલી છે.

પ્રહ્લાદ કહે છે:—નાથ. તમે બે અમૃત બનાવ્યાં છે એ સાચું છે. પણ આ મન તેનો લાભ ક્યાં લે છે? હું જાણું છું કે ભગવાનનું નામ તેમજ કથા અમૃત છે. પણ મારું મન આ કથા કીર્તનમાં સ્થિર થતું નથી.

કીર્તન વગર કથા પરિપુર્ણ થતી નથી. કીર્તન વગર કથા અપૂર્ણ છે. અતિશય પાપી હોય તેને કૃષ્ણકીર્તનમાં આનંદ આવતો નથી. પાપ અને અભિમાનને દૂર કરવા કથામાં જવાનું છે. અભિમાન જેવો કોઈ દુશ્મન નથી.

લગ્ન, મરણ, ભોજનમાં બદલી ચાલતી નથી. તેમાં બદલી નહિ તો ભજનમાં પણ બદલી નહિ ચાલે. ભજન પણ જાતે જ કરવું જોઈએ

કેવળ જાણેલું કામ આવશે નહીં. જેટલું જીવનમાં ઉતારશો તેટલું કામ આવશે. ભાગવત માનવને મર્યા પછી મુકિત આપતું નથી. તે તો મરતાં પહેલાં માનવને મુક્તિ આપે છે. ઇન્દ્રિયોના સમુદાયને શુદ્ધ કરો. ગો=ઇન્દ્રિયો, કુળ=સમુદાય. ઇન્દ્રિયો શુદ્ધ થશે એટલે તમારું હૃદય ગોકુળ બનશે અને તેમાં પરમાત્માં વિરાજશે.

નાથ, હું જાણું છુ કે આ નામામૃતનું અને કથામૃતનું પાન કરે છે તેનું મન શુદ્ધ થાય છે. અને જેનું મન શુદ્ધ થાય તેને જગત બ્રહ્મરૂપ દેખાય છે. પણ મારું મન એવું છે કે તે જલદી નામામૃત અને કથામૃતનો આશ્રાય લેતું નથી. વિચાર કરો, પ્રહ્લાદજીનું મન શું અશુદ્ધ હતું? ના, ના, પ્રહ્લાદજીએ આપણા મનની કથા કરી છે. પ્રહ્લાદજીનું મન ખરાબ નથી. તે આપણા મનની વાત કરે છે. સંસારના વિષયોનું ચિંતન કરવાથી



મન બગડયું છે. તેથી જગત બગડેલું દેખાય છે. સિદ્ધજ્ઞાનીને સંસાર બ્રહ્મરૂપ ભાસે છે. તેમે જગત બગડેલું દેખાતું નથી, કારણ કે તેઓ સતત પરમાત્માનાં દર્શન કરે છે. સાધકને પણ જગત દેખાતું નથી. સાધકને સાધનમાં એવી તન્મનતા થાય છે કે તેને જગત દેખાતું નથી. ઈશ્વરથી વિમુખ છે તેને માટે જગત બગડયું છે. નમ અને નામનો આશ્રય કરે તો મન સુધરે છે. આપણા જેવા સાધારણ મનુષ્યો માટે બીજો માર્ગ હવે દેખાતો નથી. મન બગડયું છે સંસારનું ચિંતન કરવાથી. તે મન શ્રીકૃષ્ણના સ્વરૂપનું ચિંતન કરે, તે મન કૃષ્ણના નામનું સ્મરણ કરે, તો તે મન સુધરે છે.

કથામાં ઘડિયાળ તરફ દૃષ્ટિ જાય છે. દોઢ વાગ્યા સુધી ચલાવશે. ત્યારે ગપ્પાં મારવામાં હાથ ઉપર ઘડિયાળ હોવા છતાં તે ઉપર દૃષ્ટિ જતી નથી. સમયનો નાશ એ સર્વસ્વનો નાશ છે. એક લક્ષાધિપતિ શેઠ મરવા પડયા. તે ઠાકોરજીને કહે ભગવાન બે લાખ રૂપિયા આપું, મારું આયુષ્ય બે દિવસ માટે વધારી આપો. મારા ઘણાં કામ બાકી છે. ભગવાન શું આયુષ્ય વધારી આપશે? ભગવાન સમય આપવામાં ઉદાર નથી. આ મન દુષ્ટ છે, કામાતુર છે. મારું મન કામસુખનું ચિંતન કરે છે કામસુખનું ચિંતન વિષયો ભોગવવા કરતાં પણ બૂરું છે. મન એવું ખરાબ છે કે તે તમારી કથામાં સ્થિર થતું નથી. મારું મન હર્ષશોકભયથી યુક્ત છે. થોડાક લાભ થાય તો મન હર્ષમાં ઘેલું બને છે. થોડુંક નુકશાન થાય તો તે દુઃખી થાય છે.

કોઈ ઠેકાણે લખ્યું નથી કે ભગવાન કૃપા કરે તો પૈસો આપે છે. ભાગવતના આઠમા સ્કંધમાં તો લખ્યું છે કે જેના ઉપર હું કૃપા કરું છું તેની સઘળી સંપત્તિનો નાશ કરું છું. ભગવતકૃપાનું ફળ પૈસો નથી. પૈસો તો પ્રારબ્ધથી મળે છે. ભગવાન કૃપા કરીને મનશુદ્ધિ આપે છે. ભગવાન કૃપા કરે તેને ભગવાન સંપત્તિ આપતા નથી. તેને દરિદ્રતા જ આપે છે. પ્રભુકૃપા થાય તો સત્કર્મ કરવાની ઇચ્છા થાય છે.

જીવ એવો દુષ્ટ છે કે સાધારણ આનંદમાં પાગલ બને છે. થોડું દુઃખ થાય તો રડવા બેસે છે.

સંસારમાં પણ પાપ છે એવી કલ્પના ન કરો. સંસારમાં પાપ હોય, તો તેનો જવાબ તમારે આપવાનો નથી. જે પાપ તમારા મનમાં છે તેનો તમારે જવાબ આપવાનો છે. જગતનું પાપ તમે દૂર કરી શકવાના નથી. પ્રહ્લાદ કહે છે:—મારું મન અસાધુ છે. અપકારનો બદલો ઉપકારથી આપે એ સાધુ છે. મારું મન કામાતુર છે. તમારી કથામાં તમારા નામસ્મરણમાં મન સ્થિર થતું નથી. હવે કૃપા કરી હે નાથ, મારું મન આપ જ સુધારજો.

જે ભગવત સેવાથી વિમુખ છે તેને જોવાથી મને દુઃખ થાય છે. સંસારમાં મોટે ભાગે બહુ પરિશ્રમ કરી લોકો દુઃખ ભોગવે છે. તેટલો પરિશ્રમ ભગવત સેવા કરવામાં કરે તો સુખી થાય.

નાથ, આ સંસારનું સુખ કેવું છે? સંસારનું સુખ દરાજને ખંજવાળવા જેવું છે.

મૈથુનસુખ વગેરે ઇન્દ્રિયોના સ્પર્શથી થતાં સુખો ખુજલીને ખંજવાળવાથી જેવું સુખ મળે છે તેવાં છે. ખુજલીને ખંજવાળો એટલે સુખ જેવું ભાસે છે. પરંતુ નખના ઝેરથી દરાજ વધે છે અને ત્રાસ આપે છે. આ સુખો તુચ્છ અને દુઃખ દુઃખમય જ છે.

यन्मैथुनादि गृहमेधिसुखं हि तुच्छं कण्डूयनेन करयोरिव दुःख दुःखम्।

માટે ગીતાજીમાં કહ્યું છે,

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥

ગી. ૫–૨૨.

ઇન્દ્રિયો તથા વિષયોના સંયોગથી ઉત્પન થતાં જે ભોગો છે તે નિઃસંદેહ દુઃખનું જ કારણ છે. તે આદિ અને અંતવાળા એટલે કે અનિત્ય છે. તેથી હે અર્જુન, ડાહ્યા પુરુષો આવાં સુખોમાં રમતા નથી. આવાં સુખોને તેઓ ઇચ્છતા નથી.

ઇન્દ્રિયોને ચેળ છૂટે છે તે સમયે મનુષ્ય શાંતિ રાખે, સાવધ રહે, તો સુખી થાય છે.

હે નાથ, હું સર્વથી કંટાળી ગયો છું.

પ્રભુ કહે :—તો ચાલ તને મારા ધામમાં લઈ જાઉં.

પ્રહ્‌લાદ કહે :—હું એકલો તમારા ધામમાં આવવા માગતો નથી. પોતાના બાલમિત્રો સન્મુખ આંગળી ચીંધી પ્રહ્‌લાદ કહે છે :—નાથ, હું સ્વાર્થી નથી. આ બધાને છોડી મારે એકલાને મુક્તિ જોઈતી નથી. પ્રહ્‌લાદ એકલો જવા ના પાડે છે. પેલા સર્વ અસુરબાળકોને યાદ કરે છે. મારા મિત્રો સાથે હું આવું, એકલો નહિ.

પોતાનું એકલાનું જ કલ્યાણ કરવા માટે જંગલમાં બેસી સાધન કરે તે સ્વાર્થી છે. એકલા એકાંતમાં ભજન કરનાર, તપશ્ચર્યા કરનારા પોતાની જાતનો જ ઉદ્ધાર કરે છે. પોતાની જાતનો જ ઉદ્ધાર કરનારા એટલે તેઓ સ્વાર્થી છે. સંગમાં આવેલા દરેકને તારે તે વૈષ્ણવ. જે દેશમાં જન્મ થયો તેમને સન્માર્ગે ન વાળે, જગતના કોઈ જીવને સન્માર્ગે ન વાળે અને એકાંતમાં બેસી ધ્યાન કરે, એ ભલે જ્ઞાની હોય, મહાન હોય, પણ તે સ્વાર્થી છે એમ હું માનું છું. તમને જે આપ્યું હોય તે બીજાને આપો. નાથ, હું એકલપેટો નથી. મારા મિત્રોને લઈ તમારા ધામમાં આવીશ.

નાથ, હું આપની શી સ્તુતિ કરું ? વેદો પણ તમારી સ્તુતિ કરી શકતા નથી. ત્યારે હું તો બાળક છું.

અનન્ય ભક્તિનાં છ સાધનો છે : (૧) પ્રાર્થના, (૨) ભગવાનની સેવા પૂજા, (૩) સ્તુતિ, (૪) વંદન કરવા કરેલા પાપને યાદ કરી વંદન કરવા. (૫) સ્મરણ—પ્રભુનું સ્મરણ. વ્યવહારનાં કાર્યો કરતી વખતે પણ પ્રભુનું સ્મરણ રાખવું. (૬) કથાશ્રવણ. એ પછી કથાશ્રવણ કરજો. આ છ સાધનોથી પરમહંસ ગતિ મળે છે. કાંઈક સાધન કરો. સાધન કર્યા વગર અનુભવ થશે નહિ.

નાથ, આ છ સાધનો જે કરે તેને તમારા ચરણમાં ભક્તિ મળે.

સ્તુતિના છેલ્લા શ્લોકમાં પ્રહ્‌લાદે છ સાધનો બતાવ્યાં છે. આ છ સાધનો કરે તેને પરમાત્માના ચરણમાં અનન્ય ભક્તિ પ્રાપ્ત થાય.

(૧) ઊઠતાવેંત ઈશ્વરનું સ્મરણ કરો, પ્રાર્થના કરો, કરદર્શન કરો. તે પછી ધરતીમાતાને વંદન કરો.

કરદર્શન કરવા, સવારમાં હાથ જોવા, એટલે હાથથી હું એવાં પવિત્ર કર્મો કરીશ



કે ભગવાનને મારે ઘેર આવવાની ઇચ્છા થાય. હાથ એ ક્રિયાશક્તિનું પ્રતીક છે. હાથો વડે હું સત્કાર્ય કરીશ.

शिवो भूत्वा शिवं यजेत् ।

કલ્યાણરૂપ બનીને એ કલ્યાણકારીની પૂજા કર.

સવારમાં ઊઠીને આ શ્લોક બોલવો :

कराग्रे वसते लक्ष्मीः करमूले सरस्वती ।
करमध्ये तु गोविंदः प्रभाते करदर्शनम् ॥

હવે તો પ્રભાતે કરદર્શનમ ને બદલે પ્રભાતે કપદર્શનમ્ થવા લાગ્યા છે. ગઠતાંવેંત પહેલાં ચાનો કપ, કરની મધ્યમાં બિસ્કુટ અને તે પછી બીજાં કાર્યો.

પ્રાતઃકાળમાં પરમાત્માને વંદન કરો. પથારીમાંથી એકદમ ઊઠશો નહિ. પ્રભુની પ્રાર્થના કરો કે આજથી હું તમારો થયો અને તમે મારા થયા. મારા હૃદયમાં વિરાજો અને આ શરીરરથને તમે ચલાવો. પ્રાતઃકાળમાં અતિ દીન થઈ પ્રાર્થના કરો :—હે કૃષ્ણ ! અર્જુનના રથ ઉપર આપ બેઠા હતા તેમ મારા શરીરરથ ઉપર આપ બિરાજો. મારા શરીરરથના આપ સ્વામી બનો. ઇન્દ્રિયોને અવળે માર્ગે જતી અટકાવજો. મારા ઇન્દ્રિયોરૂપી ઘોડાઓને સાચવજો. મારું રક્ષણ કરજો. શ્રીકૃષ્ણ તમારા શરીરરથના સારથી થાય તો રથ મુકામે પહોંચશે. મન જો સારથી થશે તો રથને ખાડામાં નાખશે.

ભગવાન જીવને તો કહે છે :—તું તારો રથ મને સોંપી દઈશ તો તારા ઇન્દ્રિયોરૂપી ઘોડાઓને હું કાબૂમાં રાખીશ, સાચવીશ અને તને દિવ્ય માર્ગે લઈ જઈશ.

અર્જુને જેમ પોતાના રથની લગામ ભગવાનને સોંપી દીધી હતી, તેમ તમે પણ તમારા રથની લગામ ભગવાનને સોંપી દેશો, તો તે તમારો રથ જરૂર સહિસલામત રીતે પાર લઈ જશે.

(૨) સ્નાન કર્યા પછી પ્રભુની એકાંતમાં ઉપાસના કરો, સેવા કરો. સેવાપૂજામાં ખામી હોય તો સ્તુતિ કરો. ત્રીજું સાધન છે સ્તુતિ.

(૩) સ્તુતિ. નાથ, અજામિલ જેવા પાપીનો ઉદ્ધાર કર્યો તો મારી સામે કેમ જોતાં નથી ?

(૪) કીર્તન. સ્તુતિ પછી એકાંતમાં બેસી પ્રભુના નામનું કીર્તન કરવું. તમારો વ્યવસાય કરતાં પ્રભુનું સ્મરણ કાયમ રાખો.

(૫) પ્રભુના લાડીલા સાચા સંતોનો સંગ કરો અને તેમને મુખેથી કથાશ્રવણ કરો. બને તો રોજ કથા સાંભળો. કથા સાંભળવાનું ન બને તો રામાયણ, ભાગવતની કથા વાંચો. પ્રેમપૂર્વક તેનો પાઠ કરો.

(૬) સમસ્ત કર્મોનું સમર્પણ. રાત્રે સૂતા પહેલાં કરેલાં કર્મોનો વિચાર કરો. મારે હાથે પ્રભુને ગમે તેવું કાર્ય થયું છે ? તેવું કાર્ય ન થયું હોય એવો અંદરથી જવાબ આવે તો સમજવું જીવ્યો નથી પણ મર્યો. અને જો કાંઈ પાપ થયું હોય તો તેનું પ્રાયશ્ચિત્ત કરો. અને કરેલા કર્મોનું ફળ પ્રભુને અર્પણ કરો.

આ છ સાધન વિધિપૂર્વક કરે તો જીવન સુધરે છે. તેને અનન્યભક્તિ મળે છે.

નયન સ્નેહાળ અને હૃદય વિશાળ જેનાં એ ભગવાનને વહાલા લાગે છે.

જીવની આદત એવી છે કે કોઈએ ઉપકાર કર્યો હોય તે ભૂલી જશે, અને
કોઈએ કરેલા અપકાર યાદ રાખશે.

જીવ ધારે છે તે થતું નથી. ઈશ્વર જે ધારે તે થાય છે. ઈશ્વર પાસે કાંઈ ન
માંગશો. માંગશો તો તે વેપાર જેવું ગણાશે. નૃસિંહસ્વામી પ્રહ્‌લાદને વરદાન માંગવા
કહે છે, બેટા પ્રહ્‌લાદ, તું હવે વરદાન માંગ.

પ્રહ્‌લાદ નિષ્કામ ભક્ત છે. તે કંઈ ભોગો વગેરે માંગતા નથી. હે પ્રભુ, જે તમારી
સેવા કરે અને બદલામાં ભોગ માંગે તો તે વાણિયો કહેવાય. ભગવાનની ભક્તિ ભગવાન
માટે કરો, ભોગ માટે નહિ. ભગવાનની ભક્તિ ભોગ માટે નથી. ભોગ માટે ભક્તિ કરે
તે ભક્ત નથી, તે વાણિયો છે. વાણિયો એટલે જે થોડું આપી વધારેની અપેક્ષા રાખે
તે. તમારા માટે ઠાકોરજીને કંઈ શ્રમ ન આપો. નૃસિંહસ્વામી કહે છે—પ્રહ્‌લાદ તારી
કાંઈ ઇચ્છા નથી, પરંતુ મને રાજી કરવા કંઈક માંગ.

પ્રહ્‌લાદે માંગ્યું :—નાથ, એવી કૃપા કરો કે સંસારનું કોઈપણ સુખ ભોગવવાનો
વિચાર પણ મારા મનમાં ન આવે. કોઈપણ પ્રકારના ઇન્દ્રિયોનાં સુખ ભોગવવાની
ઇચ્છા જ ન થાય તેવું વરદાન આપો.

**कामानां हृद्यसंरोहं भवतस्तु वृणे वरम् ।**

મારા હૃદયમાં કોઈ દિવસ કોઈ કામનાનું બીજ અંકુરિત ન થાય. મારા હૃદયમાં કોઈ
પણ કામનાઓનો અંકુર ન રહે. મને એવું વરદાન આપો

પ્રહ્‌લાદે ભગવાન પાસે જે માંગ્યું તે રોજ તમે પણ ભગવાન પાસે માંગજો.
કામસ્ય બોલ્યા નથી. કામાનામ્‌ બોલ્યા છે. ઇન્દ્રિયના કોઈ સુખ ભોગવવાની મનમા
ઇચ્છા જ ન જાગે. એવું સાદું જીવન ગાળો કે મનમાં કોઈ સુખ ભોગવવાની વાસના
જાગે નહિ. વાસના બૂરી છે. વાસના પ્રમાણે વિષયસુખ ન ભોગવે તો મન વ્યગ્ર
થાય છે. વાસના પ્રમાણે વિષયસુખ ભોગવે તો મન વધારે વિષયસુખ ભોગવવાની
ઇચ્છા કરે છે.

સંસારસુખ ભોગવવાની ઇચ્છા એ જ મહાદુઃખ છે. જેને કોઈ સુખ ભોગવવાની
ઇચ્છા નથી એ જ સંસારમાં સુખી છે સંસારસુખ ભોગવવાની ઇચ્છા થાય એ દુઃખ છે.
એ દુઃખમાંથી હું બચું તેટલું પણ ઘણું છે. એમ સમજીએ તો તે મોટામાં મોટું
સુખ છે. સુખ ભોગવવાનો સંકલ્પ થયો કે મનુષ્યમાં રહેલી બુદ્ધિશક્તિ ક્ષીણ થાય છે
મન ઉપર સર્વદા ભક્તિનો અંકુશ રાખો.

પ્રહ્‌લાદે કેવું વિચિત્ર વરદાન માગ્યું. વાસના જાગે એટલે તેજનો નાશ થાય છે.
કૃપા કરો કે મારામાં વાસના ન જાગે. ગીતામાં કહ્યું છે કે—સર્વ કામ્યકર્મોનો ત્યાગ,
સર્વ ઇચ્છાઓનો ત્યાગ એને જ મહાત્માઓ સંન્યાસ કહે છે.

**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।**

જીવ નિષ્કામ બને છે ત્યારે જીવનો જીવભાવ નષ્ટ થાય છે. અને પછી તે ભગવાન સાથે
એક થાય છે. જીવ ઈશ્વરરૂપ બને છે. મુક્તિમાં પુણ્ય પણ બાધક થાય છે. વિવેકથી
પાપપુણ્યનો ક્ષય કર. મારા સ્વરૂપનું સતત ધ્યાન કર. પાપ એ લોઢાની બેડી છે. પુણ્ય
એ સોનાની બેડી છે. આ બન્નેનો વિનાશ કરી તું મારા ધામમાં આવવાનો છે.



આ સ્તુતિનો જે પાઠ કરશે, મને અને તને યાદ કરશે તે કર્મબંધનમાંથી છૂટી જશે.

પ્રહ્‌લાદ છેવટે કહે છે :—નાથ, મારા પિતાની દુર્ગતિ ન થાય એવી કૃપા કરો.

નૃસિંહસ્વામી કહે છે :—તારા પિતાને સદ્‌ગતિ આપવાની શક્તિ મારામાં નથી.
તારા સત્કર્મના પ્રતાપે તારા પિતાની સદ્‌ગતિ થશે તારા જેવા પુત્રથી એકવીસ પેઢીનો
ઉદ્ધાર થાય છે. સાત માતૃપક્ષની, સાત પિતૃપક્ષની અને સાત શ્વસુરપક્ષની.

પ્રહ્‌લાદ આજ સુધી કોઈ દૈત્યને રાવણ-શિશુપાલ વગેરેને મેં ખોળામાં લીધા
નથી. તારા જેવા ભક્તને કારણે તારા પિતાને મેં ગોદમાં લીધો છે. મારા ભક્ત
પ્રહ્‌લાદનો પિતા છે તારા જેવા ભગવદ્‌ભક્ત પિતાને તારે તેમાં શું આશ્ચર્ય છે.

છોકરો સદાચારી હોય તો માતાપિતા દુરાચારી હોય તોપણ તેને સદ્‌ગતિ પ્રાપ્ત
થાય છે છોકરો દુરાચારી હોય તો, માતાપિતા સદાચારી હોય તો પણ તેની દુર્ગતિ
થાય છે.

એક હંસ અને હંસી આનંદથી રહેતાં હતાં. હંસી સુંદર હતી. ફરતાં ફરતાં
એક દિવસ સાંજ પડી ગઈ તેથી એક ઝાડ ઉપર આવ્યાં છે. ત્યાં કાગડાનો માળો હતો.
હંસે રાત રહેવા દેવા માગણી કરી. હંસિણી સુંદર હતી. કાગડાએ સુંદર હંસિણી ઉપર
દાનત બગાડી. શાસ્ત્રમાં એવું લખ્યું છે કે જે આંખથી પાપ કરે છે તે બીજા જન્મમાં
કાગડો થાય છે. આથી કાગડાએ હંસ હંસીને પોતાના માળામાં રહેવા દીધાં. પછી બીજા
દિવસે તે હંસીને છોડતો નથી. કાગડો હંસને કહે, હંસી તો મારી છે. હંસીને નહિ
છોડું. હંસ કહે હંસી મારી છે. બંનેએ નક્કી કર્યું. ચાલો આપણે ન્યાયાધીશ પાસે
ન્યાય કરાવીએ. બંને ન્યાયાધીશ પાસે ગયા. ન્યાયાધીશ કહે તમારી હકીકત સાંભળ્યા
પછી હું ન્યાય આપીશ. કાગડો વધુ હોંશિયાર. એકલો ન્યાયાધીશને ઘેર મળવા ગયો
અને ન્યાયાધીશને કહે તમારા માતાપિતા કયાં છે તે હું જાણું છું.

કાગડો એ પિતૃદૂત છે.

તમે મારું એક કામ કરો તો હું તમારું કામ કરીશ. આવતી કાલે એવો ન્યાય
આપજો કે હંસી કાગડાની છે. એવો ન્યાય આપશો તો તમારા પિતૃઓ કઈ યોનિમાં
છે તે હું તમને બતાવીશ.

ન્યાયાધીશ લલચાયા. બીજે દિવસે તેણે અસત્ય નિર્ણય આપ્યો. કાગડાની ઝડપ
હંસ કરતાં વધારે હોય છે. તેથી ન્યાયાધીશે કહ્યું, હંસીને જે પહેલો આંબી જાય તેની
હંસી. કાગડો પહેલો હંસીને આંબી ગયો. ન્યાયાધીશ કહે કે હંસી કાગડાની છે. તે
પછી ન્યાયાધીશ કાગડાને પૂછે છે મારા માતાપિતા કયાં છે તે બતાવ? કાગડો તેને એક
ઉકરડા પાસે લઈ ગયો. અને કહ્યું આ કીડી તારી મા છે અને આ મંકોડો તારો બાપ
છે. જેનો પુત્ર આવો ખોટો ન્યાય આપે તેના માતાપિતાની આવી દુર્ગતિ જ થાય છે.

જે બાપ થયો છે તેને માથે બહુ જવાબદારી આવે છે. જે પિતા પુત્રને સારા
સંસ્કાર ન આપે તો તે પિતા પુત્રનો વેરી છે.

પ્રહ્‌લાદ, તું ગભરાઈશ નહિ. તારા પિતાનો ઉદ્ધાર થયો છે. વધુ શું કહું? તારે
લીધે તારી એકવીસ પેઢી પવિત્ર થઈ છે. શુકદેવજી વર્ણન કરે છે :—રાજા, હવે તને
સમજાયું ને કે ભગવાન જે દૈત્યોને મારે છે તેને તારે છે. ભગવાનના મારમાં પણ કરુણા છે.

નિષ્કામ ભગવાનનું ચિંતન કામભાવથી કરતી ગોપીઓ ભગવાનમય બની.

શિશુપાલ ક્રોધથી ભગવાનનું ચિંતન કરતો ભગવાનમય બન્યો. કંસ બીકથી-ભયથી ભગવાનનું ચિંતન કરતો ભગવાનમય બન્યો.

કામભાવથી ગોપીઓની તન્મયતા થઈ હતી. વેર-દ્વેષભાવથી શિશુપાલની તન્મયતા થઈ હતી અને ભયથી કંસની તન્મયતા થઈ હતી. દૃઢ વેરભાવથી અથવા તો વેરહીન ભક્તિભાવથી, ભયથી, સ્નેહથી અથવા કામનાથી કોઈપણ રીતે ભગવાનમાં મનુષ્યે પોતાનું મન સંપૂર્ણપણે લગાવવું જોઈએ. ભગવાનની દૃષ્ટિએ આ ભાવોમાં ભેદ નથી. કોઈપણ રીતે ભગવાનમાં તન્મયતા થવી જોઈએ.

ભગવાનના દ્વારપાળ જયવિજયના ત્રણ અવતારો નીચે પ્રમાણે થયા છે.

(૧) હિરણ્યાક્ષ – હિરણ્યકશિપુ એ લોભનો અવતાર.

(૨) રાવણ – કુંભકર્ણ એ કામનો અવતાર.

(૩) શિશુપાલ – દંતવક્ત્ર એ ક્રોધનો અવતાર છે.

પ્રહ્લાદજીએ પિતાના શરીરનો અગ્નિસંસ્કાર કર્યો છે. બ્રહ્માજીએ પ્રહ્લાદનો રાજ્યાભિષેક કર્યો. નૃસિંહભગવાનને આનંદ થયો છે, પ્રહ્લાદ નૃસિંહસ્વામીનેને વંદન કરે છે.

નારદજી ધર્મરાજાને આ ચરિત્ર સંભળાવે છે. નારદજીએ પ્રહ્લાદની કથા પ્રેમપૂર્વક સંભળાવી તેમ છતાં ધર્મરાજા યુધિષ્ઠિરના મુખ ઉપર તેણે ગ્લાનિ જોઈ. નારદજીએ જોયું ધર્મરાજા લમણે હાથ રાખી ઉદાસ થઈ બેઠા છે. નારદજી વિચાર કરે છે મારી કથામાં કાંઈ ભૂલ તો નથી થઈ? કથામાં રાજાને આનંદ થયો જણાતો નથી.

નારદજીએ યુધિષ્ઠિરને તેનું કારણ પૂછ્યું, તારા મુખ ઉપર આનંદ દેખાતો નથી. તું ચિંતામાં બેઠો છે રાજા, તું શાની ચિંતા કરે છે? ધર્મરાજા જવાબ આપે છે:- પાંચ વર્ષના પ્રહ્લાદનું જ્ઞાન, વૈરાગ્ય અને પ્રેમ કેવો? ધન્ય છે પ્રહ્લાદને, પ્રહ્લાદના પ્રેમને કે જેનું વચન સત્ય કરવા પ્રભુ સ્તંભમાંથી પ્રગટ થયા છે. હું પંચાવન વર્ષનો થયો. મને હજુ એક વાર પણ પ્રભુનાં દર્શન થયા નથી મારું જીવન પશુ માફક ગયું. પૈસાની પાછળ પશુ જેમ ભટક્યો ભૂખ લાગી ત્યારે ખાધું, ઊંઘ આવી ત્યારે સૂતો, વાસના જાગી ત્યારે કામાંધ થયો. મનુષ્ય થઈ પ્રભુ માટે એક પણ સત્કર્મ કર્યું નહિ ધિક્કાર છે મને. મારું જીવન કૂતરાં બિલાડાં માફક ગયું. હું હજુ પ્રભુ પ્રેમમાં પાગલ થયો નથી. મને હજુ ભગવાન ન મળ્યા. ત્યારે આ પાંચ વર્ષના પ્રહ્લાદને ભગવાન મળ્યા. પ્રહ્લાદનો પ્રેમ કેવો હશે? એની ભક્તિ કેવી હશે કે તેનું વચન સત્ય કરવા માટે ભગવાનને થાંભલામાંથી પ્રગટ થવું પડ્યું.

જગતમાં પ્રતિષ્ઠા, માન મળ્યા પણ મને પરમાત્મા મળ્યા નહીં. એ વિચારે હું ઉદાસ છું.

ભગવાનની ભક્તિ વિના, તેનાં દર્શન વિના મારું જીવન વૃથા ગયું, તેથી મને દુઃખ થાય છે. તેથી મારા મુખ ઉપર ગ્લાનિ છે. મારું જીવન કૂતરાં બિલાડાં જેમ પશુવત ગયું. મેં કાંઈ કર્યું નથી. મને એકવાર પણ પ્રભુના દર્શન થયાં નહીં. તેથી મને દુઃખ થાય છે.



ધર્મરાજા વિચારે છે, મેં ઘણું કર્યું પણ જે કરવાનું હતું તે કર્યું નહીં. ભગવાનને માટે મેં કાંઈ કર્યું નહિ.

**शरीरं सुरुपं नवीनं कलत्रं धनं मेरु तुल्यम् यशश्चारु चित्रम्।**
**हरिरंघ्रि पद्मे मनश्चेन् न लग्नं ततः किम् ततः किम् ततः किम् ॥**

સુંદર શરીર હોય, નવીન નવોઢા સ્ત્રી હોય, મેરુ પર્વત જેટલું ધન હોય, ઘણી કીર્તિ ફેલાયેલી હોય. આ બધું હોય તેમ છતાં જો શ્રીહરિનાં ચરણમાં ચિત્ત ન ચોંટ્યું હોય તો આ બધાંથી શું? આ સર્વથી શું વળ્યું? તેથી શું વળ્યું? શું વળ્યું? કાંઈ નહીં.

જગતની પ્રતિષ્ઠા, પૈસો કે વિદ્વતા અંતકાળમાં બીલકુલ ઉપયોગમાં આવશે નહીં. જે વિદ્યા અંતકાળે કામ ન આવે, તે વિદ્યા શા કામની?

એક વખત એક નાવડીમાં સુશિક્ષિત સુધારકો મુસાફરી કરી રહ્યા હતા. તેઓ હોડી હંકારનાર માછીને પૂછે છે, તમે કેટલું ભણ્યા છો?

માછી કહે-ભણતર કેવું અને બણતર કેવું? અમો તો હોડી ચલાવી જાણીએ.

સુધારકો સવાલ પૂછે છે, તું ઈતિહાસ જાણે છે? ઇંગ્લેંડમાં એડવર્ડો કેટલા થયા તે ખબર છે?

માછી :—હું ઈતિહાસ બિતિહાસ કાંઈ જાણતો નથી.

પંડિતો માછીને કહે :—ત્યારે તારી પા જિંદગી નકામી ગઈ.

પંડિતો ફરીથી સવાલ પૂછે છે, તને ભૂગોળનું જ્ઞાન છે? લંડન શહેરની વસ્તી કેટલી છે?

માછી કહે :—મને ભૂગોળનું જ્ઞાન નથી. એટલે પંડિતો કહે, તારી અર્ધી જિંદગી નકામી ગઈ.

ફરીથી પંડિતો પૂછે છે, તને સાહિત્યનું જ્ઞાન છે? શેકસપિયરના નાટકો વાંચ્યાં છે? માછી ના પાડે છે.

એટલે પંડિતો માછીને કહે, તારી પોણી જિંદગી એળે ગઈ. એટલામાં સમુદ્રમાં તોફાન શરૂ થયું. નાવડી ડોલવા લાગી.

માછીએ પંડિતોને પૂછ્યું : હવે આ નાવ ડૂબી જાય એમ લાગે છે. તમને બધાને તરતા આવડે છે?

પંડિતો કહે, તરતા તો અમને આવડતું નથી.

માછી પંડિતોને કહે :-ત્યારે મારી તો પોણી જિંદગી એળે ગઈ. પણ તમારી સર્વની આખી જિંદગી હમણા પાણીમાં જશે, એળે જશે.

પછી નાવ તોફાનમાં ઊંધી વળી ગઈ. માછી તરીને બહાર આવ્યો. પંડિતો ડૂબી ગયા.

રામકૃષ્ણ પરમહંસ આ દૃષ્ટાંત વારંવાર આપતા. સંસાર એ પણ સમુદ્ર છે. યેનકેન પ્રકારેણ આ ભાવસાગર તરતાં આવડવું જોઈએ. એ બતાવે તે જ વિદ્યા સાચી. ભવસાગરને તરવા માટે ભગવાનનું ભજન એ જ સાચી વિદ્યા છે. એને ન શીખતાં કેવળ સાંસારીક વિદ્યામાં પંડિત બનીને જે અભિમાન કરે છે તે ડૂબે જ છે.

જે વિદ્યા અંતકાળમાં પરમાત્માનાં દર્શન ન કરાવે તે વિદ્યા એ વિદ્યા જ નથી.
ધર્મરાજાની સભામાં દ્વારકાનાથ પોતે વિરાજતા હતા. પરંતુ સંયોગમાં દોષદર્શન
અને વિયોગમાં ગુણદર્શન એ જીવનો સ્વભાવ છે. દ્વારકાનાથ પોતે સભામાં હતા પણ
તેમના સ્વરૂપને ધર્મરાજા હજુ જાણતા નથી. ઠાકોરજીને પોતાના સ્વરૂપને છુપાવવાની
ઇચ્છા છે.

કૃષ્ણ ભગવાન કહે છે કે હું માખણચોર છું. જેના મનની હું ચોરી કરું છું,
તે જ મને ઓળખી શકે છે. કૃષ્ણને ગુપ્ત રહેવાની ઇચ્છા રહે છે.
પરમાત્માને ગુપ્ત રહેવાની ઇચ્છા હોય છે, જીવને જાહેર થવાની ઇચ્છા રહે છે.
ઈશ્વરે ગુલાબનું ફૂલ, કેરી વગેરે અસંખ્ય ચીજ બનાવી છે, પણ કોઈ ઉપર તેને પોતાનું
નામ લખ્યું નથી. મનુષ્ય મકાન ઉપર, વીંટી ઉપર અને શરીર ઉપર પણ નામ લખે
છે. શરીર ઉપર નામ લખવાની શી જરૂર છે? કોણ તારો કાકો તને લઈ જવાનો હતો.
મકાન ઉપર લખે છે. મગન નિવાસ. આ મગનભાઈ કેટલા દિવસ જીવવાનો છે? મકાન
ઉપર નામ લખો તો કૃષ્ણ નિવાસ, રામ નિવાસ લખો. આ સર્વ મારા ઠાકોરજીનું છે, મારું
કશું નથી. ત્યારે મનુષ્ય નામ રૂપમાં ફસાયો છે. મનુષ્ય કોઈ સેવાનું કાર્ય કરે તો નામના
માટે. મંદિરમાં કોઈ વસ્તુ આપે છે તો તેના ઉપર પોતાનું નામ લખીને આપે છે.
એટલું યાદ રાખજો કે બહુ જાહેરાત થાય તો પુણ્યનો ક્ષય થશે.

કૃષ્ણ પાંડવો સાથે રહ્યા, પણ કોઈ તેને ઓળખી ન શક્યા. કૃષ્ણ કેમ ઓળખાય?
યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં તે લોકોનાં એઠાં પતરાવડાં ઉપાડે છે, વગેરે હલકાં
કામ કરે છે.

આ છે ગીતા ગાનાર શ્રીકૃષ્ણનો દિવ્ય કર્મયોગ જેવું બોલ્યા તેવું જીવનમાં
આચરી પણ બતાવ્યું.

પ્રભુ તો ધર્મરાજાને કહે છે:—મોટાભાઈ, તમારા યજ્ઞમાં મને થોડી સેવા
કરવાની તક આપો. હું પતરાવડાં ઉઠાવીશ. કૃષ્ણ પતરાવડાં ઊંચકે એટલે ધર્મરાજા
એમ માને કે મામાના દીકરા છે એટલે મારું સઘળું કામ કરેને! તેમાં શું નવાઈ?

ઈશ્વરને એવું લાગતું નથી કે હું ઈશ્વર છું. ઈશ્વરને એવું લાગે તો તેનું ઈશ્વરત્વ
રહે નહિ.

ધર્મરાજા ભૂલી ગયા છે કે કૃષ્ણ ઈશ્વર છે. તેથી બોલે છે કે મને હજુ
પરમાત્માનાં દર્શન થયાં નહિ.

નારદજી ધર્મરાજાને કહે છે:—આ મોટા મોટા ઋષિઓ તમારા ઘેર આવ્યા
છે. તેને દક્ષિણા લેવાનો લોભ નથી. આ દુર્વાસા. જમદગ્ની નિસ્પૃહ છે. ધર્મરાજાને
ત્યાં અતિશય ભેગું થયું હતું એટલે દુર્વાસાને શંકા થાય આમાં કદાચ કાંઈક અધર્મનું
હોય. એટલે દુર્વાસા ધર્મરાજાના ઘરનું ભોજન પણ જમતા નથી. દ્વારકાધીશ દુર્વાસાને
બ્રહ્મવિદ્યાના ગુરુ માને છે.

એક દિવસ રૂક્ષ્મણીએ કહ્યું:—દુર્વાસા તમારા ગુરુ છે. ખૂબ તપશ્ચર્યા કરે છે.
આવા પવિત્ર બ્રાહ્મણને ઘેર જમાડવા જોઈએ. કૃષ્ણ કહે છે: એ દૂરથી જ સારા છે.



ઘરમાં આવશે તો ગરબડ કરશે. રૂક્ષ્મણીએ બહુ આગ્રહ કર્યો એટલે દુર્વાસાને આમંત્રણ આપવા કૃષ્ણ-રૂક્ષ્મણી પિંડારક તીર્થમાં આવ્યા છે. દુર્વાસા કહે છે:—જમવાની વાત રહેવા દો મારો આશીર્વાદ છે. હું ક્રોધી છું અને ક્યાંક ક્રોધમાં શાપ આપી દઉં તો? છતાં બહુ આગ્રહ કર્યો. આપ જરૂર પધારો. દુર્વાસા આવવા તૈયાર થયા. દુર્વાસાને રથમાં બેસાડયા. દુર્વાસાએ પરીક્ષા કરવા વિચાર કર્યો. કૃષ્ણને કહ્યું:—હું બ્રાહ્મણ છું. તમે ક્ષત્રિય છો. તમે મારી સાથે એક આસને બેસો એ વ્યાજબી છે?

તમે રથના બળદ છોડી નાંખો અને તમે રથ ખેંચો તો હું આવું. બંને રથ ખેંચે છે. માતાજીને પરિશ્રમ થયો છે. રથ ખેંચતા થાકી ગયાં છે. બહુ તરસ લાગી. આ બ્રાહ્મણો વિચિત્ર હોય છે. મારે બ્રાહ્મણોના ઘરમાં રહેવું નથી. કૃષ્ણ સમજાવે છે:—હવે એક મિનિટની વાર છે માટે ધીરજ રાખો. રૂક્ષ્મણી કહે છે:–મારે ધીરજ રાખવી નથી, મારે આ દેશમાં રહેવું નથી. દ્વારકાનાથે કહ્યું:–ના, એ નહિ ચાલે. આ દેશમાં કાયમ રહેજો. આ ગુજરાતને છોડીને જશો નહીં. એટલે લક્ષ્મીજી કાયમ માટે ગુજરાતમાં રહ્યાં.

પ્રભુની આ લીલા છે. દુર્વાસાના હૃદયમાં પણ શ્રીકૃષ્ણ છે. રૂક્ષ્મણી જળ પીવા તૈયાર થયાં તે જ સમયે દુર્વાસાની સમાધિ છૂટી. દુર્વાસાને ક્રોધ ચઢયો. કહ્યું કે બ્રાહ્મણને જમાડયા પહેલાં તમે જળપાન કરો છો. મારો તમને શાપ છે. રૂક્ષ્મણી અને તમારો વિયોગ થશે. દુર્વાસાએ શાપ આપ્યો તો પણ કૃષ્ણે કહ્યું, શાપ માથે ચઢાવીશ પણ તમે મારા ઘેર પધારો. દુર્વાસાને થયું મેં શાપ આપીને ભૂલ કરી છે. દુર્વાસાએ કહ્યું છે, બાર વર્ષ પછી હું આવીશ અને તમારું લગ્ન કરાવી આપીશ.

નારદજી ધર્મરાજાને કહે છે:–એવા આ ઋષિઓ તારે ત્યાં ખાવા આવ્યા નથી. તારી પાસે કાંઈ માંગવા આવ્યા નથી. રાજા, આ ઋષિઓ તારું લેવા આવ્યા નથી. તેઓ તો પરબ્રહ્મ પરમાત્માનાં દર્શન કરવા તારે ત્યાં આવ્યા છે. ઋષિઓ ચિંતન કરે છે પણ પરમાત્માનું સ્વરૂપ ધ્યાનમાં આવતું નથી તેથી પરમાત્માનાં દર્શન કરવા તેઓ તારા યજ્ઞમાં આવ્યા છે દર્શનના લોભથી તેઓ આવ્યા છે.

રાજા, પ્રહ્લાદ કરતાં પણ તું વધારે ભાગ્યશાળી છે. પરમાત્મા તારા સંબંધી થઈને આવ્યા છે અને તારે ત્યાં રહે છે. તારા ઘરમાં ભગવાન વિરાજ્યા છે.

આપણા ઘરમાં પણ ભગવાન છે, પણ નારદજી જેવા સંત આંખ આપે, તો ભગવાનનાં દર્શન થાય છે.

રાજા, તું ભાગ્યશાળી છે. પરમાત્મા તારી સભામાં જ છે

તે સાંભળી ધર્મરાજા સભામાં ચારે તરફ જોવા લાગ્યા. પણ તેને ક્યાંય પરમાત્મા દેખાતા નથી. ધર્મરાજા બધે જુએ પણ ભગવાનનાં દર્શન થતાં નથી. પરમાત્માને ધર્મરાજા પણ ઓળખી શક્યા નહીં. દ્વારકાનાથ તરફ નજર જાય તો લાગે કે મારા મામાના છોકરા છે. ધર્મરાજા કૃષ્ણને મામાના દીકરા જ માનતા.

કૃષ્ણ વિચારે છે, આ નારદ હવે ચૂપ રહે તો સારું. નહિતર નારદ આજ મને જાહેર કરશે. તેઓ નારદને કહે છે:–નારદ, તું મને જાહેર કરીશ નહીં. તારી કથા તું પૂરી કર.

નારદ કહેવા લાગ્યા, આ સભામાં જગતને ઉત્પન્ન કરનાર બેઠા છે. બ્રહ્માજીને આશા થઈ મને જાહેર કરશે. મને પ્રતિષ્ઠા મળશે.

ઈશ્વર જીવને અપનાવે, તો જીવ ઈશ્વર બને છે.

રાજા, જગતને ઉત્પન્ન કરનાર અને બ્રહ્માના પણ પિતા આ સભામાં છે. ધર્મરાજા નારદજીને પૂછે છે :–ભગવાન ક્યાં છે? પરબ્રહ્મ ક્યાં છે? મને તો ક્યાંય દેખાતા નથી. ક્યાં છે? ક્યાં છે?

નારદજીથી પછી રહેવાયું નહિ. આજે ભગવાન નારાજ થાય તો પણ તેને જાહેર કરવા પડશે. હવે જાહેરાત કર્યા વગર છૂટકો નથી.

તે પછી નારદજી ભગવાન શ્રીકૃષ્ણ તરફ આંગળી ચીંધીને બોલ્યા છે :—
अयम् ब्रह्म। ઉપનિષદ્‌માં ઈદંબ્રહ્મની વાતો આવે છે. અહીં અયં બ્રહ્મની વાત છે.

यूयं नृलोके बत भूरिभागा लोकं पुनाना मुनयोऽभियान्ति ।
येषां गृहानावसतीति साक्षाद् गूढं परं ब्रह्म मनुष्यलिङ्गम् ॥
स वा अयं ब्रह्म ।

ભા. ૭-૧૦ ૪૮

એમનાં દર્શન કરવા આ ઋષિઓ આવ્યા છે.

પ્રભુએ માથું નીચું નમાવ્યું છે. હું બ્રહ્મ નથી. નારદ ખોટું કહે છે.

નારદજી કહે છે :–अयं ब्रह्म। એને જૂઠું બોલવાની ટેવ પડી છે. ભગવાન કોઈ કોઈ વખત લીલામાં ખોટું બોલે છે. નાનપણમાં યશોદા માતાને કહેલું नाहं भक्षितवानम्ब। મેં માટી ખાધી નથી. આ બધા જૂઠું કહે છે.

અનેકવાર આત્માનુભૂતિ થાય પણ દ્રઢતા આવતી નથી. દ્રઢતા ગુરુકૃપાથી આવે છે. ધર્મરાજાને નારદજીએ પરમાત્માનાં દર્શન કરાવ્યાં છે. ધર્મરાજાને પણ નારાયણનાં દર્શન થયાં. સઘળી હકીકત સમજાવી.

હવે મિશ્રવાસનાનું પ્રકરણ શરૂ થાય છે. સાતમા સ્કંધના ૧૧ અધ્યાયથી ૧૫ અધ્યાય સુધી મિશ્રવાસના બતાવી છે. મનુષ્યની મિશ્રવાસના છે. હું ભોગવીશ અને વધે તો બીજાને આપીશ તે મિશ્રવાસના છે. સંતની સદ્‌વાસના અને રાક્ષસની અસદ્‌વાસના. દુર્જન કહે તો ગમતું નથી અને વૈષ્ણવ કહે તેવું આપણું જીવન નથી. અતિ સુંદર પ્રહ્‌લાદ ચરિત્ર સાંભળ્યા પછી ધર્મરાજા નારદજીને પ્રશ્ન કરે છે, મનુષ્યનો ધર્મ સમજાવો.

૧૧ થી ૧૫. આ પાંચ અધ્યાયમાં ધર્મની કથા છે. પહેલા ચાર અધ્યાયમાં સાધારણ ધર્મ અને પાંચમાં પંદરમાં અધ્યાયમાં વિશિષ્ટ ધર્મ બતાવ્યો છે. મનુષ્યનો સાચો મિત્ર ધર્મ છે કોઈ પણ સાથ ન આપે ત્યારે ધર્મ સાથ આપે છે. કદાચ પૈસાનો નાશ થતો હોય તો થવા દેજો પણ ધર્મ ન જાય. મનુષ્ય માને છે, સર્વ સુખનું સાધન ધન છે. પણ આ અજ્ઞાન છે. સર્વ સુખનું સાધન ધન નથી પણ ધર્મ છે. માનવસૃષ્ટિનું સંચાલન કરવા ભગવાને જે કાયદા બનાવ્યા તે ધર્મ છે. આજના બનાવેલા કાયદામાં ફેરફાર કરવા પડે છે કારણ કાયદા બનાવનાર વિલાસી છે. રામરાજ્યમાં વસિષ્ઠ જે કહે તે કાયદો બને છે.



પ્રથમ ત્રીસ સાધારણ ધર્મનું વર્ણન કરવામાં આવ્યું છે. સાધારણ ધર્મ એટલે સર્વનો ધર્મ, સર્વએ પાળવાના ધર્મ, મનુષ્ય માત્રનો ધર્મ. નારદજી કહે છે :— આ ધર્મની કથા મોટી છે. મેં નારાયણના મુખેથી આ કથા સાંભળી છે. ધર્મનાં ત્રીસ લક્ષણો બતાવ્યાં છે. પહેલો ધર્મ સત્ય છે અને છેલ્લો ધર્મ છે આત્મસમર્પણ. ધર્મની કથાની શરૂઆત સત્યથી કરી અને સમાપ્તિ કરી છે આત્મસમર્પણથી.

સત્ય એ ઈશ્વરનું સ્વરૂપ છે. ધર્મની ગતિ સૂક્ષ્મ છે. અસત્ય જેવું પાપ નથી.

સત્ય એ સાધન છે. સત્ય દ્વારા સત્યનારાયણમાં લીન થવું છે. પોતાની પત્નીનો વિક્રય કરી હરિશ્ચંદ્રે સત્ય પાળ્યું હતું. સત્યમાં દૃઢ શ્રદ્ધા રાખો. યથાર્થનું નામ સત્ય છે. મહાભારતમાં સત્યની વ્યાખ્યા જુદી કરેલી છે. સર્વનું કલ્યાણ થાય એવું વિવેકથી બોલવું તે સત્ય છે. વિવેકથી સર્વનું કલ્યાણ થાય તેવું બોલો.

सत्यं भुतहितम् प्रोक्तम् ।

શ્રીકૃષ્ણ અસત્ય બોલે તે સત્ય છે. દ્રોણાચાર્યના પ્રસંગ વખતે શ્રીકૃષ્ણ અસત્ય બોલ્યા છે. દ્રોણાચાર્યના હાથમાં શસ્ત્ર હોય તો તેને કોઈ મારી શકે નહિ. હવે કરવું શું? અશ્વાત્થામા નામનો હાથી મર્યો તે વખતે યુક્તિથી દ્રોણાચાર્યને મારવા કહ્યું, અશ્વત્થામા મર્યો છે. દ્રોણાચાર્યને શંકા ગઈ. શ્રીકૃષ્ણ કદાચ અસત્ય બોલે પણ ધર્મરાજાને પૂછી જોઉં. તે કદાપિ અસત્ય નહિ બોલે. દ્રોણાચાર્યે પૂછ્યું, મારો પુત્ર મર્યો હોય તો હું શસ્ત્રસંન્યાસ લઈશ. બોલ, ધર્મ, મારો પુત્ર મર્યો છે? શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને કહે છે અશ્વત્થામા હતઃ એમ બોલજો. સત્યં વદ એ કાયદો મેં બતાવ્યો છે. ન્યાયાધીશને કાયદામાં ફેરફાર કરવાની અમુક સંજોગોમાં છૂટ છે સત્યનું સ્વરૂપ :–જેમાં સર્વનું કલ્યાણ થાય તેવું વિવેકથી બોલવું તે સત્ય. દ્રોણાચાર્ય શસ્ત્રસન્યાસ લેશે તો કૌરવોની હાર થશે. પાંડવોને ગાદી મળશે એટલે તેમાં પાંડવોનું કલ્યાણ છે. દુર્યોધન મરશે તો એનાથી વધારે પાપ થશે નહિ એટલે એમાં દુર્યોધનનું પણ કલ્યાણ છે. કોઈ પૂછશે સર્વનું કલ્યાણ થાય તો દ્રોણાચાર્યનું ક્યાં કલ્યાણ થયું? સર્વનું કલ્યાણ થવું જોઈએ.

દ્રોણાચાર્ય વેદસંપન્ન બ્રાહ્મણ છે. બ્રાહ્મણ કોઈ દિવસ યુદ્ધ કરે નહીં. બ્રાહ્મણને યુદ્ધ કરવા અધિકાર નથી. કદાચ યુદ્ધ કરવાનો પ્રસંગ આવે તો ધર્મનું રક્ષણ કરવા યુદ્ધ કરે. આ દ્રોણાચાર્ય બ્રાહ્મણ હોવા છતાં યુદ્ધ કરે છે. દ્રોણાચાર્ય યુદ્ધ બંધ કરશે તો તેમાં દ્રોણાચાર્યનું કલ્યાણ છે. દ્રોણાચાર્યને પાપ કરતા મારે અટકાવવા છે. તેથી દ્રોણાચાર્યનું પણ કલ્યાણ કરવા શ્રીકૃષ્ણે આ પ્રમાણે આજ્ઞા કરી છે.

ધર્મરાજા દ્રોણાચાર્ય સાંભળે તેમ બોલ્યા છે, અશ્વત્થામા હતઃ અને પછી ધીમેથી બોલ્યા છે, નરો વા કુંજરો વા.

દ્રોણાચાર્યે શસ્ત્રનો ત્યાગ કર્યો છે. શ્રીકૃષ્ણે ધૃષ્ટદ્યુમ્નને કહ્યું કે એનું માથું કાપી નાંખ, દ્રોણાચાર્ય મર્યા છે. સર્વનું કલ્યાણ થયું છે. બીજો ધર્મ–દયા ભાવ રાખવો એ બીજો ધર્મ છે. બને ત્યાંસુધી બીજાના ઉપયોગમાં આવો. રોજ વિચારો આજે મારા પ્રભુને ગમે એવું પવિત્ર કાર્ય કર્યું કે નહિ? તુલસીદાસે કહ્યું છે :—

તુલસી દયા ન છાંડિયે, જબલગ ઘટમેં પ્રાણ.

જે સાધકને આ જન્મમાં ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા છે તે બહુ દયા ન કરે. દયા બહુ વિવેકથી કરો. કેટલીક દયા ઈશ્વરભજનમાં વિક્ષેપ કરે છે. ત્રીજો ધર્મ પવિત્રતા. પવિત્રતા રાખવી એ સર્વનો ધર્મ છે. લોકો આજકાલ શરીરને બહુ શુદ્ધ રાખે છે પણ મનને કોઈ શુદ્ધ રાખતા નથી મનશુદ્ધિ-ચિત્તશુદ્ધિ જરૂરની છે. મન મર્યા પછી પણ આપણી સાથે આવવાનું છે. મર્યા પછી મન સિવાય કોઈ સાથે આવતું નથી માટે મનની પવિત્રતા રાખવાની જરૂર છે. શરીર કરતાં મનથી પાપ વધારે થાય છે. મનથી જે પાપ કરે છે તેનું મન ઈશ્વરના ધ્યાનમાં સ્થિર થતું નથી. વ્યવહારમાં આત્મા એટલો મળી જાય છે કે મન પાપ કરે તેની તેને ખબર પડતી નથી.

ચોથો ધર્મ તપશ્ચર્યા. વાણીને, વર્તનને અને વિચારને શુદ્ધ રાખો એ તપશ્ચર્યા છે. પાંચમો ધર્મ તિતિક્ષા-તિતિક્ષા રાખવી એ સર્વનો ધર્મ છે. ભગવદ્ કૃપાથી જે સુખદુઃખ આવે તે સહન કરજો. શત્રુ પ્રત્યે પણ સદ્‌ભાવ રાખજો. તો ભગવાન તમારા પક્ષમાં આવશે અને તમારા શત્રુને સજા કરશે.

એક મહાત્મા પ્રભુના નામનો જપ કરતા હતા. રસ્તામાં ધોબીએ કપડાં ધોઈને સૂકવેલાં. મહાત્મા તે કપડાંઓ ઉપર પગ મૂકીને જાય છે. ધોબીએ તે જોયું ધોબી લાકડીથી મહાત્માને માર મારવા લાગ્યો.

ભગવાને વિચાર્યું આ મારું નામ લે છે. તેનું રક્ષણ નહિ કરું તો મારી આબરૂ જશે.

મહાત્માનું રક્ષણ કરવા, મહાત્માને બચાવવા વૈકુંઠમાંથી પરમાત્મા આવ્યા છે.

તેવામાં મહાત્માએ સહનશીલતા ગુમાવી. મહાત્માને ઇચ્છા થઈ હું પણ તગડો છું. ધોબી મને પહોંચે તેમ નથી. ધોબીને મારવા મહાત્માએ લાકડી ઉગામી. પ્રભુએ એ જોયું. પ્રભુ ત્યાંથી ચાલ્યા ગયા.

પ્રભુને પાછા આવેલા જોઈને લક્ષ્મીજી પૂછે છે :—તમે તુરત પાછા કેમ આવ્યા? પ્રભુએ જવાબ આપ્યો :—હવે એ મહાત્મા રહ્યા નથી. હવે બે ધોબીઓ લડે છે. મહાત્મા સહન કરવાનું છોડી દઈ ધોબી જેવા બન્યા છે. મારી હવે શી જરૂર છે?

અપમાનનું દુઃખ મનુષ્યને ત્યારે લાગે કે જ્યારે તે અભિમાનમાં હોય છે. જીવ દીન થઈ ઈશ્વરના ચરણમાં રહે તો અપમાનની અસર તેના ઉપર થતી નથી.

સહનશક્તિનું નામ તિતિક્ષા છે.

(૬) અહિંસા :—કાયા, વાણી, મનથી કોઈને દુભાવવું નહિ તે અહિંસા છે. જેના સંગથી સ્વભાવ બદલે એ સંત છે. ઋષિ મુનીઓના આશ્રમમાં પશુઓ હિંસક સ્વભાવ છોડી શાંતિથી બેસતાં.

(૭) બ્રહ્મચર્ય :—શરીરથી ઘણા બ્રહ્મચર્ય પાળે છે, પરંતુ આંખથી અને મનથી બ્રહ્મચર્ય પાળનારાં ઓછાં છે. કોઈપણ સ્ત્રીએ પુરુષના અને પુરુષે સ્ત્રીના શરીરનું ચિંતન કર્યું એટલે બ્રહ્મચર્યનો ભંગ થયો. કામનું ગીત સાંભળો તોપણ બ્રહ્મચર્યનો ભંગ થયો. મનને સ્થિર કરવાનું સાધન છે બ્રહ્મચર્ય.



(૮) ત્યાગ :—કંઈક ત્યાગ કરવો એ ધર્મ છે.

(૯) સ્વાધ્યાય :—સ્વાધ્યાય કરવો એ સર્વનો ધર્મ છે. સદ્‌ગ્રન્થનું ચિંતન મનન એ સ્વાધ્યાય છે.

(૧૦) આર્જવમ્—સ્વભાવને સરળ રાખવો એ સર્વનો ધર્મ છે.

(૧૧) સંતોષ :—ઈશ્વરે જે આપ્યું છે તેમાં સંતોષ માને તે શ્રીમંત. પ્રભુએ જે આપ્યું છે તેને જે ઓછું માને તે દરિદ્ર છે.

એક ભિખારીને રત્નની વીંટી મળી. તેણે વિચાર્યું મારા કરતાં જે વધારે ભિખારી હોય તેને આ વીંટી આપું. રસ્તે જતાં તેણે જોયું તો એક શેઠને પાંચ બંગલા છે. છઠ્ઠો બંગલો બંધાવે છે. આ શેઠ તે વખતે મજૂર સાથે મજૂરી બાબત ઝગડો કરતા હતા. શેઠ રોજ મજૂર સાથે ઝગડો કરે. કામ કરાવીને પૂરતી મજૂરી મજૂરને તે આપતો નથી. ભિખારીએ શેઠને વીંટી આપી. શેઠ કહે મારી પાસે ઘણું છે હું ભિખારી નથી. મને શા માટે વીંટી આપે છે? ભિખારી કહે :—તમારી પાસે ઘણું હોય તો લોભ કેમ કરો છો? તમને સંતોષ નથી એટલે ભિખારી હું નહિ તમે છો.

વિચાર કરો શ્રીમાન કોણ શેઠ કે ભિખારી?

(૧૨) સમદૃષ્ટિ :—સર્વમાં સમદૃષ્ટિ રાખવી એ સર્વનો ધર્મ છે. ક્રિયામાં વિષમતા કરવી પડે છે, ભાવમાં વિષમતા કરશો નહિ.

(૧૩) મૌન :—મૌન રાખવું એ સર્વનો ધર્મ છે. વ્યર્થ કાંઈ ન બોલવું એ મૌન છે. મનથી ન બોલે એ મૌન. મૌનથી મનને શાંતિ મળે છે. મૌન રાખવાથી માનસિક પાપનો નાશ થાય છે. બુદ્ધિપૂર્વક વાણી ઉપર અંકુશ રાખજો

(૧૪) આત્મચિંતન :—રોજ હું કોણ છું તેનો વિચાર કરવો એ સર્વનો ધર્મ છે. હું શરીર નથી. હું પરમાત્માનો અંશ છું. જન્મ પહેલાં કોઈ સગાં ન હતા અને મર્યા પછી કોઈ સગાં નથી. આ વચલા કાળમાં સગાં છે. તે આવ્યાં કયાંથી? તે માયા માત્ર છે. આત્મસ્વરૂપને જે બરાબર ઓળખે તેને આનંદ મળે છે. મનુષ્યને આ જગત નથી એવો અનુભવ થાય છે પણ હું નથી એવો અનુભવ થતો નથી. હું પરમાત્માનો અંશ છું. શરીરથી અલગ થઈ જા. દૃશ્યમાંથી દૃષ્ટિને હટાવી સર્વના સાક્ષી દ્રષ્ટામાં મનને સ્થિર કરો તો સાચો આનંદ મળશે આત્માઅનાત્માનો વિવેક એ સર્વનો ધર્મ છે. જગત અપૂર્ણ છે, આત્મા પરિપૂર્ણ છે. મનુષ્ય જ્યાંસુધી પોતે પોતાના સ્વરૂપને ન જુએ ત્યાંસુધી આનંદ મળતો નથી. વેદની વાણી ગૂઢ હોય છે.

એક શેઠે પોતાની વહીમાં લખી રાખેલું, ગંગા જમનાની મધ્યમાં લાખ રૂપિયા રાખ્યા છે. છોકરાં દરિદ્ર થયા. તેઓએ વહીમાં પિતાજીના હાથનું આ લખાણ વાંચ્યું. તેઓ વિચારવા લાગ્યા આ રૂપિયા મળે કેવી રીતે? તેઓને કાંઈ સમજણ પડતી નથી. જૂના મુનિમ ફરતાં ફરતાં ત્યાં આવ્યા. પુત્રોએ પૂછ્યું આ વહીમાં જે લખેલું છે તેનો અર્થ શો? મુનિમે કહ્યું, તમારા ઘરમાં ગંગા—યમુના નામની બે ગાયો છે. તે જે જગ્યાએ બાંધવામાં આવે છે તેની વચ્ચે આ રૂપિયા છે. આ દૃષ્ટાંતનો આધ્યાત્મિક

અર્થ એવો થાય છે કે ગંગા-યમુના એ ઈંગલા પિંગલા બે નાડીઓ. તેની મધ્યમાં સુષુમ્ના નાડી હોય છે. કોઈ ગુરુ આ સુષુમ્ના નાડીને જાગ્રત ન કરી આપે ત્યાંસુધી બ્રહ્મનાં દર્શન થતાં નથી. જ્ઞાનીઓ લલાટમાં તેજોમય બ્રહ્મનાં દર્શન કરે છે. વૈષ્ણવો હૃદયસિંહાસન ઉપર ચતુર્ભુજ નારાયણનાં દર્શન કરે છે. સાધુ થવું કઠણ નથી. સરળ થવું કઠણ છે.

(૧૫) પંચમહાભૂતોમાં ઈશ્વરની ભાવના કરવી એ સર્વનો ધર્મ છે.

(૧૬) કૃષ્ણકથાનું શ્રવણ કરવું એ સર્વનો ધર્મ છે.

(૧૭) કૃષ્ણકીર્તન, સ્મરણ, સેવા, પૂજા, નમસ્કાર અને તેના પ્રતિ દાસ્ય, સખ્ય અને આત્મસમર્પણ, એ સર્વના ધર્મો છે.

હું પરમાત્માનો છું એવું સતત ચિંતન કરવાથી જીવને પરમાત્મા અપનાવે છે. સતત યાદ રાખો ભગવાન એક ક્ષણ મારાથી દૂર જતા નથી. ઈશ્વરને જે સાથે રાખે છે તે નિર્ભય બને છે. પરમાત્માને આત્મસમર્પણ કરવું એ સર્વનો ધર્મ છે. તે પછી વિશિષ્ટ ધર્મો બતાવ્યા છે. (૧) બ્રાહ્મણ (૨) ક્ષત્રિય (૩) વૈશ્ય અને (૪) શુદ્ર. આ ચારે વર્ણો ઈશ્વરના અંગમાંથી નીકળ્યા છે. આ બધા એક ઈશ્વરના સ્વરૂપમાં રહેલા છે તેવી ભાવના રાખો ચાર વર્ણ અને ચાર આશ્રમ બતાવ્યા છે.

જેની દૃષ્ટિ બ્રહ્મમય છે એવી અદ્વૈત નિષ્ઠા થયા પછી તે ભેદભાવ ન રાખે તો ચાલે. શાસ્ત્રમાં હરિજનની ક્યાંય નિંદા કરી નથી. પણ સર્વ પોતપોતાનો ધર્મ પાળે. બ્રાહ્મણના છ ધર્મો બતાવ્યા: અધ્યયન, અધ્યાપાન, દાન લેવું, દાન આપવું, યજ્ઞ કરવો અને યજ્ઞ કરાવવો ક્ષત્રિયોએ પ્રજાનું રક્ષણ કરવું. વૈશ્યોએ ગૌરક્ષા, કૃષિ અને વ્યાપાર દ્વારા પોતાની આજીવિકા ચલાવવી. શૂદ્રોએ આ ત્રણ વર્ગોની સેવા કરવી.

તે પછી સ્ત્રીઓના ધર્મોનું વર્ણન કર્યું. સ્ત્રી પતિમાં ઈશ્વરનો ભાવ રાખે. સ્ત્રીને મુક્તિ જલદી મળે છે. સ્ત્રીનું હૃદય લાગણીપ્રધાન અને આર્દ્ર હોય છે તે કૃષ્ણ પ્રેમમાં જલદી પીગળે છે. સ્ત્રી પતિમાં ઈશ્વરની ભાવના રાખે. પતિવ્રતા સ્ત્રી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણે દેવોને બાળક બનાવી શકે છે, સતી અનસૂયાની જેમ.

તે પછી આશ્રમોના ધર્મો બતાવ્યા છે. ચાર આશ્રમ બતાવ્યા છે. મનુષ્યનું આયુષ્ય ૧૦૦ વર્ષનું છે. હાલના સંજોગો જોતાં મનુષ્ય ૨૩ વર્ષની ઉમર સુધી બ્રહ્મચર્યનું પાલન કરે, ૨૪ થી ૪૦ વર્ષની ઉંમર સુધી ગૃહસ્થાશ્રમમાં રહે. ૪૦ થી ૫૦ વર્ષની ઉંમર સુધી વાનપ્રસ્થાશ્રમમાં રહે અને ૫૦ વર્ષની ઉંમર પછી સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરે. બ્રહ્મચર્ય એ સરવાળો છે.

ગૃહસ્થાશ્રમ એ બાદબાકી છે. વાનપ્રસ્થધર્મમાં સંયમને વધારો. ફરીથી શક્તિને વધારવાની છે. શક્તિનો ગુણાકર કરવાનો છે. સંન્યાસાશ્રામ એટલે ભાગાકાર. નૈષ્ઠિક બ્રહ્મચારી કાયમને માટે બ્રહ્મચર્યનું પાલન કરે છે.

મહાપ્રભુએ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી પછી સંન્યાસ લીધો છે.

વર્ણાશ્રમની મર્યાદાઓ ક્રમે ક્રમે જીવને ઈશ્વર પાસે લઈ જવાનાં પગથિયાં છે.



બ્રહ્મચારી મિતભોજી બને. વધારે ખાય એ બ્રહ્મચર્યનું પાલન કરી શકતો નથી. બ્રહ્મચારીનો આહાર અતિ સાત્વિક હોય. જેને બ્રહ્મચર્યનું પાલન કરવું છે તે ઇન્દ્રિયો ઉપર જરા પણ વિશ્વાસ ન રાખે મોટા મોટા ઋષિઓ ભૂલા પડ્યા છે તો સાધારણની તો કથા શું? ભાગવતમાં સ્પષ્ટ લખ્યું છે કે જેણે બ્રહ્મચર્ય પાળવું છે તેણે સ્ત્રીનો સહવાસ ન રાખવો. આગળ વ્યાસજીના શિષ્ય જૈમિની ઋષિની કથા આવશે. કામાંધને વિવેક રહેતો નથી. માટે અતિ સાવધાન રહેવાની જરૂર છે. જ્ઞાનીને પણ મોહ થાય છે. ડહાપણ આવે છે પણ કાયમ માટે ટકતું નથી. કામનું મૂળ સંકલ્પ છે. લૌકિક કામનાથી કામ વધે છે. અલૌકિક કામનાથી કામ ઘટે છે. કામમાંથી ક્રોધનો જન્મ થાય છે. કામ એકાંતમાં પજવે છે. એકાંતમાં ખૂબ ભજન કરો. જગતમાં જેટલા અનર્થો થયા છે તે કામમાંથી થયા છે. કામ મરે તો કનૈયો દૂર નથી. મનુષ્ય જગતને જોવાની દૃષ્ટિ બદલે તો કામનો વિનાશ થાય.

ગૃહસ્થ સંન્યાસ લેતાં પહેલ વાનપ્રસ્થધર્મનું પાલન કરે, પવિત્ર ગ્રંથોનું અધ્યયન કરે. વૈરાગ્ય દૃઢ થાય તો સંન્યાસ લે.

સંન્યાસ:—પરમાત્મા માટે સર્વ સુખનો ન્યાસ એટલે ત્યાગ એ સંન્યાસ છે

એક વખત પ્રહ્લાદ દત્તાત્રેય વચ્ચે સંવાદ થયેલો. પ્રહ્લાદે પૂછેલું: તમે કોઈ ભોગ ભોગવતા નથી તેમ છતાં હૃષ્ટપુષ્ઠ છો તેનું કારણ બતાવો.

દત્તાત્રેય જવાબ આપે છે:—મેં નક્કી કર્યું છે કે જગતના જડ પદાર્થમાં આનંદ નથી. સુખ ભોગવવાની ઇચ્છા એ દુઃખ છે. મારામાં રહેલો આત્માનંદ હું ભોગવું છું. મારો આનંદ મારા આત્મસ્વરૂપમાંથી હું મેળવું છું પ્રારબ્ધ ભોગવીને પૂરું કરું છું. મારી આત્મનિષ્ઠા દૃઢ રાખું છું. મેં મારા જીવનમાં બે ગુરુ કર્યા છે.

(૧) મધમાખી—મધમાખી જેમ મધ એકઠું કરે છે તેમ લોકો પણ બહુ કષ્ટ વેઠી ધન એકઠુ કરે છે, પણ મધમાખીના મધની જેમ તેને બીજો જ કોઈ ભોગવે છે.

(૨) અજગર—અજગર જેમ હું નિશ્ચેષ્ટ પડી રહું છું અને પ્રારબ્ધયોગથી જે મળે તેમાં સંતુષ્ટ રહું છુ

આથી મને વૈરાગ્ય અને સંતોષની પ્રાપ્તિ થઈ છે. હું એક ઠેકાણે બેસી સતત બ્રહ્મચિંતન કરું છું મનમાં વિક્ષેપ આવે એવો કોઇ વ્યવહાર કરતો નથી.

તે પછી સતત ઓમકારનો જપ કરવો

તે પછી ગૃહસ્થ ધર્મની કથા શરૂ કરી છે. સાવધાન થઈ પતિપત્ની પવિત્ર જીવન ગાળે તો સન્યાસીને જે આનંદ મળે છે તેજ આનંદ ગૃહસ્થાશ્રમીને મળે છે. પવિત્ર જીવન ગાળનાર પતિપત્ની સાધુસંતોની સેવા કરી—પરમાત્માને પુત્રરૂપે ગોદમાં રમાડશે, ત્યારે સંન્યાસી કેવળ બ્રહ્મચિંતન કરશે. ગૃહસ્થાશ્રમમાં સાવધ રહે કે સ્ત્રી એ કામભોગનું સાધન નથી, પરંતુ ધર્મનું સાધન છે. પત્ની એ ગૃહસ્થાશ્રમમાં સહાયક છે. સ્ત્રીનો સંગ એ સત્સંગ બને તો ગૃહસ્થાશ્રમ દિવ્ય બને છે ગૃહસ્થને ટકાવે છે ધર્મ. ગૃહસ્થને આંગણે સંન્યાસી આવે છે. તેથી હુ માનું છું કે ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે.

પતિપત્ની લાયક હોય તો બરાબર ધર્મ પાળી શકે છે. ગૃહસ્થાશ્રમ સર્વથી

શ્રેષ્ઠ છે. ગૃહસ્થ સાવધાન રહે કે મને પાપ ન લાગે ગૃહસ્થ અંદરથી અનાસક્ત રહે. બહારથી સર્વ સાથે પ્રેમ રાખે થાળીમાં આવેલું તારું નહીં પેટમાં ગયેલું એટલું તારું છે. પેટમાં ગયેલું તારું નહીં તને પચે એટલું તારું છે

ગૃહસ્થાશ્રમી બહુ કડક ન થાય અને બહુ સરળ ન થાય ગૃહસ્થાશ્રમીને એક ખાસ આજ્ઞા કરી છે કે સ્ત્રી ઉપર અતિશય મમતા ન રાખે સ્ત્રીને આધીન રહે તો એ મહાન પાપ છે. જે અતિશય સ્ત્રીને આધીન રહે છે તેને જોવાથી પાપ છે.

એક રાજા હતો. તે પશુ પક્ષીની ભાષા જાણે. એક દિવસ રાજા રાણી જમવા બેઠા હતા. તે વખતે એક કીડીએ રાણીની થાળીમાંથી થોડું અન્ન રાજાની થાળીમાં મૂકી દીધું. બીજી કીડીએ કહ્યું –તું અધર્મ કરે છે સ્ત્રીનું ઉચ્છિષ્ટ રાજાને ખવડાવે છે. તને વિવેક નથી. બંને કીડીઓની વાત સાંભળી રાજા હસ્યો. રાણીએ રાજાને હસવાનું કારણ પૂછ્યું. રાજા કહે એ વાત રહેવા દે. તેથી અનર્થ થશે.

રાજાને મહાત્માએ કહેલું કે પશુ-પક્ષીની બોલીનું જ્ઞાન તને આપું છું, પરતુ આ વાત કોઈને કહીશ કે કોઈને આ જ્ઞાન આપીશ તો તારું મરણ થશે રાજા સમજાવે છે છતાં રાણી સ્ત્રીહઠ કરે છે. ભલે તમારું મરણ થાય પણ મને તમે કેમ હસ્યા તે કહો. રાજા ભોળો હતો. સ્ત્રીને આધીન હતો. સ્ત્રીને માટે મરવા તૈયાર થયો. રાજાએ કહ્યું આપણે કાશી જઈશું અને પછી ત્યાં હું વાત કહીશ. રાજાને એમ કે કાશીમાં મરણ થશે તો મુક્તિ મળશે.

રાજારાણી કાશી જવા નીકળ્યા છે. રાજારાણી જતાં હતાં. રસ્તામાં જંગલમાં બકરાબકરી રમતાં હતાં. બકરી બકરાને કહે તમે કૂવામાં જાવ અને મારા માટે લીલું લીલું ઘાસ લઈ આવો. નહીંતર હું ડૂબી મરીશ બકરો સમજાવે છે. ઘાસ લેવા જઈશ તો કૂવામાં પગ લપસી પડશે. હું કૂવામાં પડી જઈશ, મારું મરણ થશે. બકરી કહે છે, તમારું જે થવાનું હોય તે થાય. ભલે તમારું મરણ થાય પણ મને ઘાસ લાવી આપો. બકરો કહે હું રાજા જેવો મૂર્ખ નથી કે પત્નીની પાછળ મરવા તૈયાર થાઉં. રાજાએ આ સાંભળ્યું. રાજાએ વિચાર્યું, હું કેવો મૂર્ખ કે પ્રભુભજન માટે મળેલું આ શરીર હું સ્ત્રી પાછળ ત્યાગવા તૈયાર થયો. ધિક્કાર છે મને. મારા કરતાં તો આ બકરો ચતુર છે. તે મને ઉપદેશ આપે છે. રાજાએ રાણીને કહ્યું –હું કાંઈ વાત કહેવાનો નથી. તારે જે કરવું હોય તે કર. રાણીએ હઠ છોડી દીધી.

હૃદયમાંથી રામ જાય તો મનુષ્ય કામાંધ બને છે.

ગૃહસ્થાશ્રમમાં દાન કરવા ખાસ આજ્ઞા કરી છે દાનથી ધનની શુદ્ધિ થાય છે. ગૃહસ્થને ખાસ એક આજ્ઞા કરી છે કે વર્ષમાં એક માસ ગંગા કિનારે જાય. એકાંતમાં નિવાસ કરી નારાયણની આરાધના કરે. વર્ષમાં એક માસ ઠાકોરજી માટે કાઢો. ઘરમાં બરાબર ભક્તિ થઈ શકતી નથી. તીર્થમાં નિવાસ કર્યા પછી ઘરને યાદ કરવું નહિ. તીર્થમાં બેસી ઘરને યાદ કરવા કરતાં ઘરમાં રહી ઈશ્વરનું ભજન કરવું સારું છે. તીર્થમાં લૌકિક વાતો કરવાની હોય નહિ.



ભક્તિ કરવામાં સ્થાન શુદ્ધિની બહુ જરૂર છે. સ્થાનના વાતાવરણની અસર મન ઉપર થાય છે. માર્કણ્ડેય પુરાણમાં એક કથા આવી છે. રામ લક્ષ્મણ જંગલમાંથી જતા હતા. એક જગ્યાએ લક્ષ્મણજીની બુદ્ધિ બગડી છે. કૈકેયીએ રામને વનવાસ આપ્યો છે, મને નહિ. મારે રામની સેવા કરવાની શી જરૂર છે? લક્ષ્મણના મનમાં સીતારામજી પ્રત્યે કુભાવ આવ્યો. રામજીએ કહ્યું, લક્ષ્મણ! આ જગ્યાની માટી લઈ લે. આ માટી સરસ લાગે છે. લક્ષ્મણે માટીનું પોટલું બાંધ્યું છે. આ માટી દૂર મૂકી દે એટલે લક્ષ્મણને સીતારામમાં પ્રત્યક્ષ ઈશ્વરનાં દર્શન થાય. પોટલી ઊંચકે એટલે લક્ષ્મણના મનમાં સીતારામજી પ્રત્યે કુભાવ આવે છે. લક્ષ્મણને આશ્ચર્ય થયું. આમ કેમ થાય છે? તેમણે રામજીને કારણ પૂછ્યું. રામજી કહે છે:—લક્ષ્મણ, તેમાં તારો દોષ નથી. આ માટી તેનું કારણ છે. જે ભૂમિમાં જેવાં કામ થાય છે તેના પરમાણુંઓ તે ભૂમિમાં અને તે ભૂમિના વાતાવરણમાં રહે છે. આ માટી જે ખેતરની છે તે ખેતરમાં સુંદ–ઉપસુંદ નામના બે રાક્ષસો રહેતા હતા. તેઓએ તપશ્ચર્યા કરી. બ્રહ્મા પ્રસન્ન થયા. રાક્ષસોએ માંગ્યું અમે અમર રહીએ એવું વરદાન આપો. બ્રહ્મા કહે તમારી માંગણી ઉપર કાંઈક તો અપવાદ અંકુશ રાખો. આ બન્ને ભાઈઓ વચ્ચે અતિશય ગાઢ પ્રેમ. તેઓએ કહ્યું, અમે બે ભાઈઓ જ્યારે ઝગડીએ ત્યારે અમારૂં મરણ થાય. સુંદઉપસુંદે વિચારેલું અમે બે ભાઈઓ વચ્ચે કોઈ દિવસ ઝઘડો થવાનો નથી. એટલે કોઈ દિવસ આપણે મરવાના નથી. એટલે આપણે અમર બન્યા છે.

સુંદ–ઉપસુંદ દેવોને ખૂબ ત્રાસ આપે છે. દેવો બ્રહ્માજીને શરણે ગયા. બ્રહ્માજીએ તિલોત્તમા નામની અપ્સરા ઉત્પન્ન કરી અને તેને કહ્યું તું સુંદઉપસુંદ રહે છે ત્યાં જા અને બંને ભાઈઓ વચ્ચે ઝગડો કરાવ. તિલોત્તમા અપ્સરા ત્યાં આવી છે. બંને ભાઈઓની નજર સુંદર તિલોત્તમા ઉપર પડી છે. સુંદ કહે :—આ મારી છે. ઉપસુંદ કહે– જરા વિચારીને બોલ આ તારી ભાભી લાગે. આ મારી છે. બંને ઝગડવા લાગ્યા. તિલોત્તમા કહે, તમારા બેમાંથી કોઈ એક સાથે લગ્ન કરીશ. તિલોત્તમા માટે બંને વચ્ચે યુદ્ધ થયું. બંને મરાયા. તેથી આ જગ્યાની માટીમાં પણ વેરના સંસ્કાર ઊતરી આવ્યા છે. જે ભૂમિ ઉપર જે કર્મ થાય તેના સંસ્કાર તે ભૂમિમાં આવે છે.

ગૃહસ્થ પુરુષ ઘરને પવિત્ર રાખે. લોકો માથેરાન જાય છે. લોકો માથે રાન કેટલું વધ્યું છે તેનો ખ્યાલ રાખતા નથી. માથેરાન–માથે ઋણ કેટલું ચડયું છે તેનો કોઈ વિચાર કરતું નથી.

તો માથેરાન ન જતાં પરમાત્માએ લીલા કરી હોય તેવા ભગવદ્‌ધામમાં જઈ ગૃહસ્થ સત્કર્મ કરે.

ગૃહસ્થ પિતૃશ્રાદ્ધ કરે. રામાયણમાં કથા છે. દશરથનું શ્રાદ્ધ હતું. સીતા પીરસવા જાય છે. આજે વસિષ્ઠમાં સીતાજીને દશરથનાં દર્શન થાય છે. પિતૃ પવિત્ર બ્રાહ્મણ દ્વારા ઘેર આવે છે.

કામનું મૂળ સંકલ્પ છે. એટલે સંકલ્પનો ત્યાગ કરી કામને જીતવો. મનમાં સુખ ભોગવવાનો સંકલ્પ ન થાય. સંકલ્પ દુઃખનું કારણ બને છે. કામનો સંકલ્પ પૂર્ણ ન થાય એટલે ક્રોધ થાય છે. માટે કામનાઓનો ત્યાગ એટલે ક્રોધને જીતવો. ક્રોધ દુઃખ આપનાર છે. નિશ્ચય કરો મને દુઃખ આપનાર ક્રોધ ઉપર જ હું ક્રોધ કરીશ.

સંસારી લોકો જેને અર્થ કહે છે તેને અનર્થ સમજી લોભને જીતવો જોઈએ, અને તત્ત્વના વિચારથી ભયને જીતવો જોઈએ. અધ્યાત્મ વિદ્યાથી શોક મોહ પર, સંતોની ઉપાસનાથી દંભ પર, મૌન દ્વારા યોગના વિઘ્નોપર અને શરીર પ્રાણ આદિને નિશ્ચેષ્ટ કરી હિંસા ઉપર વિજય પ્રાપ્ત કરવો જોઈએ.

ગૃહસ્થ પુરુષ સંતનો આશ્રય કરે, ગુરુની આજ્ઞા પાળે. સાત્ત્વિકભોજન, સ્થાન, સત્સંગથી નિદ્રાને જીતી લેવી જોઈએ. સત્ત્વગુણને વધારો તો નિદ્રા ઓછી થશે.
**निद्रां सत्वनिषेवया ।**

આ શરીર રજમાંથી ઉત્પન્ન થયું છે. તેથી તેમાં રજોગુણ વધારે છે અને રજોગુણથી તે ટકે છે. શુદ્ધ સત્ત્વગુણ વધે તો મનુષ્યનો દેહ પડી જાય છે. જ્ઞાનેશ્વરે ૧૬ વર્ષે પ્રયાણ કર્યું. શંકરાચાર્યે ૩૨માં વર્ષે પ્રયાણ કર્યું. શરીરમાં તમોગુણ વિશેષ હોય તો વધારે નિદ્રા આવે છે, પણ સત્ત્વગુણ વધે એટલે નિદ્રા ઊડી જાય છે. નિદ્રા એ તમોગુણનો ધર્મ છે. સત્ત્વગુણ વધે છે સદાચારથી, સંયમથી. સાત્ત્વિક આહાર, વિહાર, આચાર વગેરેથી સત્ત્વગુણ વધે. અને સત્ત્વગુણ વધશે એટલે પ્રભુના મિલન માટે આતુરતા વધશે.

ગૃહસ્થ રોજ થોડો સમય ભગવાનનું ધ્યાન કરે. ધ્યાન કરવાથી પ્રભુની શક્તિ ધ્યાન કરનારમાં આવે છે. ઇન્દ્રિયરૂપી ઘોડાઓને ગૃહસ્થ કાબૂમાં રાખે.

વિદ્વાનો કહે છે કેઃ—આ શરીર રથ છે, ઇન્દ્રિયો તેને જોડેલા ઘોડા છે. ઇન્દ્રિયોનું નિયંતા મન એ ઘોડાઓની લગામ છે, શબ્દાદિ વિષયો જુદા જુદા માર્ગો છે. બુદ્ધિ એ રથને હાંકનારો સારથી છે—અને ચિત્ત એ રથને બાંધવાનું ઈશ્વરે સર્જેલું મોટું બંધન છે. દશ પ્રાણો એ રથની ધરી છે, ધર્મ અધર્મ એ રથનાં બે પૈડાં છે. અહંકારી જીવ એ રથમાં બેસનારો છે. ૐકાર એ જીવનું ધનુષ્ય છે. શુદ્ધ જીવ એનું બાણ છે. પરબ્રહ્મ એનું તાકવાનું નિશાન છે. રાગ, દ્વેષ, લોભ, શોક, મોહ, ભય, મદ, માન, અપમાન, અસૂયા, માયા, હિંસા, મત્સર, રજોગુણ, પ્રમદા, ક્ષુધા અને નિદ્રા વગેરે શત્રુઓ છે.

આ મનુષ્યશરીરરૂપી રથ જ્યાં સુધી પોતાને વશ છે અને ઇન્દ્રિય વગેરેથી બરાબર સશક્ત છે તેટલામાં જ મનુષ્યે ગુરૂઓના ચરણોની સેવા કરી તીક્ષ્ણ જ્ઞાનરૂપી તલવાર લઈ કેવળ શ્રીભગવાનનું બળ રાખીને રાગદ્વેષાદિ શત્રુઓને જીતવા અને તે પછી શાંત થઈ સ્વાનંદરૂપી સ્વરાજથી સંતુષ્ટ થવું જોઈએ. શરીરરૂપી રથને પણ છોડી દેવો.

પરંતુ જો એમ ન કર્યું તો તે રથમાં બેઠેલા પ્રમાદિ જીવને દુષ્ટ ઇન્દ્રિયોરૂપી ઘોડાઓને બુદ્ધિરૂપી સારથી અવળે માર્ગે લઈ જઈ વિષયોરૂપી ચોરોની વચ્ચે લાવી



મૂકે છે. જેથી તે ચોરો, ઘોડા અને સારથી સહિત તે જીવરૂપી રથીને અંધકારથી વ્યાપ્ત અને મહાન મૃત્યુનો જેમાં ભય છે એવા સંસારરૂપ કૂવામાં ફેંકે છે.

વેદમાં બે પ્રકારના કર્મો કહ્યાં છે. પ્રવૃત્તિ કર્મથી મનુષ્ય સંસારમાં પાછો ફરે છે અને નિવૃત્તિ કર્મથી મોક્ષ મેળવે છે.

ગૃહસ્થ હું કમાઉં છું એવું અભિમાન ન રાખે. દ્રવ્ય મારું છે એવું અભિમાન ન રાખે, દ્રવ્ય સર્વનું છે.

ગૃહસ્થ ભાવાદ્વૈત સિદ્ધ કરે.
પતિ પત્નિ સત્સંગ કરે.

એકાંતમાં બેસી હરિકીર્તન કરે. કીર્તનથી કલિના દોષોનો વિનાશ થાય છે. અર્થને ધર્મથી કમાવે. મજામાં સાથ સૌ આપે છે. સજા એકલા જીવાત્માને થાય છે.

અનેક ગૃહસ્થો સત્સંગથી તરી ગયા છે. મોટા મોટા ઋષિઓ જે ઈશ્વરને જોવા ઝંખે છે તે તમારા ઘરમાં રહે છે.

સમાપ્તિમાં ધર્મરાજાએ નારદજીની પૂજા કરી છે.



**હરે રામ હરે રામ રામ રામ હરે હરે**
**હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે**

# સ્કંધ આઠમો

**हरि ! तुम हरो जनकी भीर ॥**
**द्रौपदीकी लाज राखी**
**तुम बढ़ायो चीर—हरि**
**भक्त कारन रुप नरहरि**
**धर्यो आप शरीर ॥**
**हरिनकश्यप मार लीन्हों**
**धर्यो नाँहिन धीर—हरि**
**बूड़ते गजराज राख्यो,**
**कियो बाहर नीर ॥**
**दास मीरां लाल गिरधर**
**दुःख जहाँ तहाँ पीर—हरि**

પ્રથમ સ્કંધમાં શિષ્યોનો અધિકાર બતાવ્યો. અધિકાર વગર જ્ઞાન દીપે નહીં. અનધિકારી જ્ઞાનનો દુરુપયોગ કરે છે. દ્વિતિય સ્કંધમાં જ્ઞાન આપ્યું. મનુષ્યમાત્રનું કર્તવ્ય શું? મનુષ્યજીવન ભોગ ભોગવવા આપ્યું નથી. માનવશરીર ઈશ્વરની આરાધના કરી ઈશ્વરને પ્રાપ્ત કરવા આપ્યું છે. તૃતીય સ્કંધમાં તે જ્ઞાનને જીવનમાં કેવી રીતે ઉતારવું તે કથા સંભળાવી. આ જ્ઞાનને જીવનમાં ઉતારનારના ચારે પુરુષાર્થો સિદ્ધ થાય છે. એટલે ચોથા સ્કંધમાં ચાર પુરુષાર્થોની કથા કહી. પાંચમા સ્કંધમાં જ્ઞાની પરમહંસો અને ભાગવત પરમહંસોનાં લક્ષણો બતાવ્યાં. સર્વના માલિક પરમાત્મા છે. તે પછી છઠ્ઠા સ્કંધમાં પુષ્ટિની કથા આવી. જીવ ઉપર પરમાત્મા અનુગ્રહ કરે છે. જીવ પાસેથી ઈશ્વરને કાંઈ જોઈતું નથી. ઈશ્વર નિરપેક્ષ છે છતાં જીવ ઉપર ઈશ્વર કૃપા કરે છે. મનુષ્ય કરેલા પાપને યાદ કરે તો ખાત્રી થાય કે મને જે મળ્યું છે તેના માટે હું લાયક નથી.

જીવ જન્મ્યો ત્યારે શુદ્ધ હતો. આ જીવ સમજણો થયો ત્યારે અસત્ય બોલતો થયો. ભગવાન જીવને અનેક તકો આપે છે. આશા રાખે છે હજુ જીવન સુધારશે.

કેવળ કથા સાંભળવાથી કાંઈ લાભ નથી. કથા સાંભળી મનન કરી જીવનમાં ઉતારો.

પ્રભુએ આપણા માટે કાંઈ ચિંતા કરવા જેવું રાખ્યું નથી. ઈશ્વરની જીવ ઉપર અનંત કૃપા છે. પણ જીવને તેનો ઉપયોગ કરતાં આવડતું નથી. પવિત્ર વિચારો કરવા માટે પ્રભુએ મન આપ્યું છે. મનશક્તિનો દુરુપયોગ કરે એ જ દૈત્ય. મનમાં શક્તિ છે. તે જ્યારે ઈશ્વર સ્વરૂપમાં લીન થાય છે ત્યારે મનશક્તિનો વિકાસ થાય છે અને જ્યારે વિષયોમાં મન ભટકે છે ત્યારે તેનો વિનાશ થાય છે.

ભગવાન જીવમાત્ર પર કૃપા કરે છે. તેની લાયકાત કરતાં વધારે આપે છે.

સપ્તમ સ્કંધમાં વાસનાની કથા કહી. પ્રહ્લાદની સદ્વાસના, મનુષ્યની મિશ્રવાસના અને હિરણ્યકશિપુની અસદ્વાસના.

હિરણ્યકશિપુને શક્તિ, સંપત્તિ મળી, સમય પણ મળ્યો પણ તેં સઘળાંનો ઉપયોગ તેણે ભોગવિલાસમાં કર્યો. શક્તિનો ઉપયોગ બીજાને ત્રાસ આપવામાં કર્યો.



મર્યાદા વગરનો ભોગ મનુષ્યને રોગી બનાવે છે. ઇન્દ્રિયોને રોગી બનાવવા ભોગ નથી. ઇન્દ્રિયોને સાજી રાખવા માટે ભોગ છે. ઇન્દ્રયોને રાજી રાખવા માટે નહિ પણ સાજી રાખવા માટે ભોગ છે. અગ્નિને શાંત કરવાનો ઉપાય અગ્નિમાં લાકડાં ન નાંખો તે છે. તે પ્રમાણે ઇન્દ્રિયોને ભોગ ન આપો એટલે તે શાંત થશે. ઇન્દ્રિયને ભોગ ભોગવ્યા પછી લાગે છે કે શાંત મળી છે, પણ તે ખોટી શાંતિ છે. ઊલટું તે અશાંતિ વધારે છે.

મને જે મળ્યું છે તે કેવળ મારા જ માટે એ અસદ્વાસના. મને જે પરમાત્માએ આપ્યું છે તે સર્વના માટે છે એમ જે માને એની સદ્વાસના. પ્રહ્લાદની ગણના સદ્વાસનાને કારણે દેવોમાં થઈ. હિરણ્યકશિપુની ગણના અસદ્વાસનાને કારણે રાક્ષસમાં થઈ. હિરણ્યકશિપુ એ ભોગવૃત્તિ લોભ છે, અહંકાર છે. દેવ થવું કે દૈત્ય થવું તે તમારા હાથમાં છે. દુનિયાના બધા માણસો પુણ્યના ફળને ઇચ્છે છે, પણ જાતે પુણ્ય કરતા નથી.

**पुण्यस्य फलं इच्छन्ति, पुण्यं न कुर्वन्ति मानवाः ।**

તમારાં કર્મનાં ફળ તમારે ભોગવવાનાં છે. એમાં દોષ કોને દેવાનો? દાંત તળે જીભ કચડાય તો કોને દંડ આપશો? તે તો સહન કરવાનું જ રહ્યું.

ભક્તિમાર્ગમાં–જ્ઞાનમાર્ગ આગળ વધવાનું પહેલું સાધન છે. સંયમ માટે સંયમને ધીરે ધીરે વધારો અને ભોગમાર્ગમાં વહી જતી ઇન્દ્રિયશક્તિને પ્રભુના માર્ગમાં વાળો.

વાસનાનો વિનાશ થયા પછી બ્રહ્મભાવ જાગે છે. જ્યાંસુધી મનમાં સૂક્ષ્મ વાસના છે ત્યાંસુધી જીવ ઈશ્વરનું મિલન થતું નથી. વાસના જ્ઞાનાનુભવમાં વિઘ્ન કરે છે.

વાસનાનો વિનાશ કરવા આઠમા સ્કંધમાં ચાર ઉપાયો બતાવ્યા છે. ભાગવતનું ફળ છે રાસલીલા, શ્રીકૃષ્ણને મળવું છે. શ્રીકૃષ્ણમાં મળી ગયા પછી જીવ તેમાંથી અલગ થઈ શકતો નથી. રાસમાં તેને પ્રવેશ મળે છે કે જે વાસનાનો વિનાશ કરે છે. અનેક જન્મોની વાસના મનમાં છે. તે અનેક પ્રકારનાં દુઃખ આપે છે છતાં મનુષ્ય વાસના છોડતો નથી. ઈશ્વરનો અનુભવ થયા વગર વાસના જતી નથી. વિષયોમાં જ્યાંસુધી આકર્ષણ છે, ત્યાંસુધી વાસના રહેવાની. કુંભકને વધારો તો વાસનાનો વિનાશ થશે. પ્રાણને શરીરમાં ટકાવી રાખો તો વાસનાનો વિનાશ થશે.

વારંવાર મનથી એવો સંકલ્પ કરો, મારે પરમાત્માને મળવું છે. બે પ્રાણોના મિલનથી આનંદ મળે છે તો બધા પ્રાણો જે ઈશ્વરમાં સૂક્ષ્મ રીતે રહેલાં છે તેને મળતાં કેટલો આનંદ થાય. મારે ઈશ્વરને મળવું છે તેવી વાસના કરો. વાસનાને અલૌકિક બનાવો.

સત્સંગ એટલા માટે કરવાનો કે ખરાબ સંસ્કાર મનને મળ્યા છે તે દૂર થાય અને સારા સંસ્કાર મનને મળે. આ સત્સંગનું ફળ છે. સત્સંગથી વાસના ઉચ્ચતમ બનશે.

વાસનાને ઉચ્ચતમ બનાવો. વાસનાને અલૌકિક બનાવો. વારંવાર મનુષ્ય જે બોલે છે, જેવા વિચારો કરે છે તેવો તે થાય છે.

અષ્ટમ સ્કંધમાં ચાર ઉપાયો બતાવ્યા છે. વાસનાનો વિનાશ આ ચાર ઉપાયો કરવાથી થાય છે. વાસના ત્યારે જાગે છે જ્યારે આ જીવ ઈશ્વરથી દૂર જાય છે. સતત હરિસ્મરણ કરવાની ટેવ પાડો તો વાસના જાગશે નહીં. હૃદયમાં હંમેશ રામ હોય તો ત્યાં કામ આવી શકે જ નહીં.

હરિસ્મરણની આદત પાડવાથી વાસનાનો વિનાશ થાય છે. આ બધું ઇશ્વરનું છે, સર્વના માટે છે એવું સમજે તો વાસનાનો વિનાશ થાય છે. સંપત્તિ મારી છે એમ માનો તો વાસના વધે છે. જીવ એ લક્ષ્મીનો માલિક થઈ શકે નહીં. જીવ એ લક્ષ્મીનો દીકરો છે. બાળક થવામાં જે મજા છે તે ધણી થવામાં નથી. બાળક થશો તો સુખી થશો. સૂતજી સાવધાન કરે છે:—બલિ રાજાએ સર્વસ્વનું દાન કર્યું છે. વિપત્તિમાં સ્વવચન પરિપાલન કરો. ચોથો ઉપાય છે શરણાગતિ.

જીવ ભગવતશરણ અને સ્મરણ ન કરે, તો વાસનાનો વિનાશ કરી શકતો નથી. વાસનાનો ક્ષય કરી પછી રાસલીલામાં જવાનું છે. ક્રમે ક્રમે રાજાના મનની શુદ્ધિ કરી શુકદેવજી રાજાને રાસલીલામાં લઈ જશે.

અષ્ટમ સ્કંધમાં મન્વંતર લીલા છે. શુકદેવજી વર્ણન કરે છેઃ રાજન, પ્રત્યેક મન્વંતરમાં પ્રભુનો જન્મ થાય છે. પ્રત્યેક મનુના રાજ્યમાં એક વિશિષ્ટ અવતાર પ્રભુનો થાય છે.

આ કલ્પમાં છ મનુઓ થયા છે. પહેલા સ્વાયંભુવ મનુની કથા મેં તને કહી. સ્વાયંભુવ મનુની પુત્રીઓ આકૂતિ અને દેવહૂતિનાં ચરિત્રો મેં કહ્યાં.

બીજા મન્વંતરમાં સ્વાયંભુવ મનુ તપશ્ચર્યા કરવા વનમાં ગયા. ત્યાં શ્રી યજ્ઞ ભગવાને તેનું રાક્ષસોથી રક્ષણ કર્યું.

તે મનુએ કહ્યું છે:—આ સંપૂર્ણ જગત અને આ જગતમાં રહેવાવાળા સર્વ ચર અચર પ્રાણી તે પરમાત્માથી ઓતપ્રોત છે આથી સંસારના કોઈ પદાર્થમાં મોહ ન કરી તેનો ત્યાગ કરીને જીવનનિર્વાહ પૂરતો જ તેનો ઉપભોગ કરવો જોઈએ. તૃષ્ણાનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. આ સંસારની સંપત્તિઓ કોની છે? કોની થઈ છે?

ત્યાગ કરીને તું ભોગવ એટલે કે સર્વ ઈશ્વરને અર્પણ કર્યા પછી અનાસક્તિપણે તું ભોગવ અને બીજાના ધનની લાલચ કે સ્પૃહા રાખીશ નહિ.

આ સારુંય જગત ઈશ્વરથી વ્યાપ્ત છે એમ જો મનુષ્ય માને, તો તે કોઈનો દ્રોહ નહિ કરે. કારણ કોણ કોનો દ્રોહ કરે? દ્રોહ કરે તો પોતાની જાતનો જ દ્રોહ કર્યો એમ મનાય.

વિષયમાં મન ન ફસાય તેની કાળજી રાખો. આ ભોગ પદાર્થ કોઈના થયા નથી અને થવાના નથી. તેમ છતાં મનુષ્ય તેમાં મમતા અને આસક્તિ કરી બેસે છે.

ઉપર કહેલો અદ્વૈતવાદ સુંદર છે. દ્વૈતવાદ ત્યાગો. ઋષિઓ પણ મોક્ષ મળ્યા પહેલાં કર્મ કરે છે. કર્મ કરનારો મનુષ્ય જ નિષ્કર્મભાવને પામે છે.

અરે, ઈશ્વરને પણ કર્મો કરવાં પડે છે. રામકૃષ્ણ આદિ અવતારોમાં મનુષ્યોને શ્રેષ્ઠ આચરણનો આદર્શ બતાવવા ભગવાન કર્મ કરે છે. પરંતુ ભગવાન કોઈ કર્મમાં આસક્ત થતા નથી. અનાસક્તિપણે તેઓ કર્મ કરે છે.

કર્મ કર્યા વગર તો ચાલવાનું નથી. **नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ॥** માટે અનાસક્તિપણે કર્મ કરો.



ત્રીજા મનુ થયેલા ઉત્તમ. અને પ્રભુએ સત્યસેનને નામે અવતાર ધારણ કરેલો.

ચોથા મન્વન્તરમાં પ્રભુનો હરિ નામનો જન્મ થયો. અને તેમણે ગજેન્દ્રની ગ્રાહથી રક્ષા કરેલી. બીજા અધ્યાયથી ચોથા અધ્યાય સુધી ગજેન્દ્રમોક્ષની કથા કહી છે. પરીક્ષિતરાજા પ્રશ્ન પૂછે છે:—આ ગજેન્દ્રમોક્ષની કથા મને સંભળાવો.

શુકદેવજી રાજર્ષિને કહે છે:—રાજન્, ત્રિકૂટ પર્વત ઉપર એક બળવાન હાથી રહેતો હતો. તે અનેક હાથીણીઓનો પતિ હતો. ઉનાળાના દિવસ હતા. બહુ ગરમી થતી હતી. ગજેન્દ્ર હાથણીઓ સાથે સરોવરમાં જળક્રીડા કરવા ગયો. હાથણીઓ અને બચ્ચાંઓથી વીંટળાયેલો તે આનંદવિહાર કરવા લાગ્યો. હાથી જળક્રીડામાં તન્મય છે એમ જાણી મગરે આવી હાથીનો પગ પકડ્યો છે. મગરના પંજામાંથી છૂટવા હાથીએ ઘણો પ્રયત્ન કર્યો. હાથી સ્થલચર અને મગર જળચર છે. એટલે હાથી જળમાં દુર્બળ બને છે. મગર હાથીને છોડતો નથી. આ ગજેન્દ્રમોક્ષની કથા પ્રત્યેક ઘરમાં થાય છે.

સંસાર એ જ સરોવર છે.<br>
જીવ એ જ ગજેન્દ્ર છે.<br>
કાળ એ જ મગર છે.

સંસારના વિષયોમાં આસક્ત થયેલા જીવને કાળનું પણ ભાન રહેતું નથી.

જીવમાત્ર ગજેન્દ્ર છે. હાથીની બુદ્ધિ જડ છે. બ્રહ્મચર્યનો ભંગ થાય એટલે બુદ્ધિ જડ થાય છે. હાથી અતિ કામી છે. સિંહ વર્ષમાં એક વખત બ્રહ્મચર્યનો ભંગ કરે છે. તેથી સિંહનું બળ હાથી કરતાં ઓછું હોવા છતાં સિંહ હાથીને મારી શકે છે. કામક્રીડા કરનારની બુદ્ધિ જડ થાય છે.

આ જીવાત્મા ગજેન્દ્ર ત્રિકૂટાચલ પર્વતમાં રહે છે. ત્રિકૂટાચલ એ શરીર છે. બીજો અર્થ કામ ક્રોધ, લોભ પણ થઈ શકે.

સંસાર એ સરોવર છે. સંસારમાં જીવ કામક્રીડા કરે છે. સંસાર સરોવરમાં જીવાત્મા સ્ત્રી તથા બાળકો સાથે ક્રીડા કરે છે. જે સંસારમાં જીવ રમે છે તે સંસાર સરોવરમાં તેનો કાળ નક્કી કરવામાં આવ્યો હોય છે. સંસારસમુદ્રમાં જે કામસુખ ભોગવે છે તેને મગર–કાળ પકડે છે. જે કામનો માર ખાય તેને કાળનો માર ખાવો જ પડે છે. મનુષ્ય કહે છે. હું કામને ભોગવું છું. પણ તે ખોટી વાત છે. કામ મનુષ્યને ભોગવી તેને ક્ષીણ કરે છે. ભોગા ન ભુક્તા વયમેવ ભુક્તાઃ ।

ઇન્દ્રિયો ત્યારે શાંત થાય કે જ્યારે તેને ભક્તિરસ મળે.

અનેક જન્મથી જીવને કાળ મારતો આવ્યો છે. મગર અને સર્પને કાળની ઉપમા આપવામાં આવી છે.

જે સંસારસરોવરમાં મનુષ્ય કામક્રીડા કરે છે ત્યાં જ કાળ રહે છે. જે સમયે જન્મ થાય તે સમયે મરણનો કાળ નક્કી કરવામાં આવે છે. મગરે હાથીનો પગ પકડ્યો. કાળ આવે છે ત્યારે પગને પહેલાં પકડે છે. પગની શક્તિ ક્ષીણ થાય ત્યારે માનજો કાળે પકડ્યો છે. પગની શક્તિ એકદમ ઓછી થઈ જાય એટલે સાવધાન થઈ જવું. હવે કાળ સમીપ છે. પરંતુ ગભરાશો નહિ. ભગવત સ્મરણમાં લાગી જજો. કાળ જ્યારે

પકડે ત્યારે કાળની પકડમાંથી સ્ત્રી છોડાવી શકે નહિ, પુત્ર છોડાવી શકે નહિ. જ્યારે કાળ પકડશે ત્યારે કોઈ પ્રયત્ન કામ આવશે નહિ. તે હાથીને મગર જ્યારે ખેંચી જવા લાગ્યો, ત્યારે હાથણીઓ, તેનાં બચ્ચાંઓ કે બીજા હાથીઓ તેને બચાવી શક્યાં નહિ. મનુષ્યને જ્યારે કાળ પકડે છે ત્યારે તેને કોઈ બચાવી શકતું નથી. પત્નીઓ, પુત્રો, સગાંસ્નેહીઓ કોઈ નહિ. કાળ પકડશે ત્યારે કાળની પકડમાંથી કોઈ છોડાવી શકશે નહિ. કાળના મુખમાંથી તે જ છૂટે કે જેને ભગવાનનાં દર્શન થાય. કાળના પણ કાળ શ્રીકૃષ્ણના દર્શન થાય તો કાળનો નાશ થાય છે.

કાળના મુખમાંથી—મગરના મુખમાંથી શ્રીહરિનું સુદર્શન ચક્ર છોડાવી શકે છે.

મગરની પકડમાંથી છૂટવા હાથીએ ઘણો પ્રયત્ન કર્યો. પણ કોઈ પ્રયત્ન કામમાં આવ્યો નહિ. હાથણીઓ, હાથીના બચ્ચાંઓ પ્રયત્ન કરે પણ કોઈનો પ્રયત્ન કામમાં આવતો નથી. કાળ પકડે છે ત્યારે કોઈનો પ્રયત્ન કામમાં આવતો નથી.

એક માસ આ પ્રમાણે યુદ્ધ ચાલ્યું. મગર હાથીને ઊંડા જળમાં લઈ જાય છે. આ મરશે એવી ખાત્રી થઈ એટલે હાથણીઓ હાથીનો ત્યાગ કરીને નાસી જાય છે. મનુષ્યના જન્મ પહેલાં તેનું કોઈ સગું ન હતું અને મર્યા પછી કોઈ સગાં રહેવાનાં નથી. પરંતુ આ વચલા સમયમાં એને એકબીજા વિના ચેન પડતું નથી. પણ અંત સમયે આ બીજાં કામ આવતાં નથી. મનુષ્યે એવી ઇચ્છા રાખવી જોઈએ કે મારી એવી સ્થિતિ થાય કે મને કૃષ્ણ વિના ચેન પડે નહિ.

હવે આ મરશે એટલે સર્વ ગજેન્દ્રને છોડીને ચાલ્યા જાય છે. ગજેન્દ્ર એકલો પડ્યો. એકલા પડે ત્યારે જ્ઞાન જાગ્રત થાય છે. એકલો એટલે ખીસામાં પૈસા પણ નહિ. જીવ નિર્બળ બને છે એટલે તે ઈશ્વરને શરણે જાય છે. નિર્બલકે બલ રામ છે.

દ્રૌપદીએ મોઢાથી સાડીનો છેડો પકડેલો ત્યાંસુધી દ્વારકાનાથ શરણે આવતા નથી. ઈશ્વર પૂરો પ્રેમ માગે છે. ત્યારે જીવ ઈશ્વરને થોડો પ્રેમ આપે છે એટલે ઈશ્વર મદદ કરતા નથી.

ગજેન્દ્ર નિરાધાર થયો. તેને ખાત્રી થઈ કે હવે મારું કોઈ નથી. જીવ અતિશય તરફડે છે, વ્યાકુળ થાય છે, ત્યારે તે પરમાત્માને પોકારે છે.

રોજ આ ગજેન્દ્ર મોક્ષનો પાઠ કરવાનો છે. ડોસો માંદો પડે, થોડા દિવસ વધારે માંદો રહે તો સર્વ ઇચ્છશે આ મરી જાય તો સારું. દીકરો રજા લઈને આવ્યો હોય, ડોસાની માંદગી લંબાઈ હોય તો કહેશે રજા પૂરી થાય છે, જાઉં છું. બાપાને કાંઈક થાય તો ખબર આપજો.

જીવ મૃત્યુ પથારીમાં એકલો પડે છે ત્યારે તેની દશા ગજેન્દ્ર જેવી થાય છે. અંતકાળમાં જીવને જ્ઞાન થાય છે પણ તે જ્ઞાન કામમાં આવતું નથી. મનુષ્ય ગભરાય છે. મેં કાંઈ તૈયારી કરી નથી. મારું શું થશે? જ્યાં ગયા પછી પાછું આવવાનું છે તેવી મુસાફરીની મનુષ્ય પારાવાર તૈયારી કરે છે પણ જ્યાં ગયા પછી પાછું આવવાનું જ નથી તેવી મોટી મુસાફરીની કોઈ અગાઉથી તૈયારી કરતું નથી. પરમાત્માને



રાજી કરે તો બેડો પાર છે. આ ગજરાજ પશુ છે. પશુ હોવા છતાં પરમાત્માને તે પોકારે છે. ત્યારે મૃત્યુ પથારી ઉપર પડેલો મનુષ્ય હાય હાય કરે છે. હાય હાય કરે હવે શું વળવાનું?

ગજેન્દ્ર એકલો પડ્યો ત્યારે તેને ખાત્રી થઈ કે ઈશ્વર વિના મારું કોઈ નથી. ઈશ્વરના આધાર વિનાનો જીવ નિરાધાર છે. સર્વ છોડીને ચાલ્યા ગયા છે. જે બધાને માટે આખી જિંદગી ભોગ આપ્યો તે સર્વ છોડીને ચાલ્યા જાય છે. અંતકાળે જીવને ખાત્રી થાય છે કે પરમાત્મા સિવાય મારું કોઈ નથી. અંતકાળે જીવ પસ્તાય છે. હાય હાય કરતો જીવ જાય છે. હાય હાય કરીને હૈયું બાળશો નહિ. અત્યારથી જ હરિ હરિ કરવાની ટેવ પાડો. આજથી શ્રીહરિનું સ્મરણ કરો તો અંતકાળે શ્રીહરિ યાદ આવશે.

પશુ સંગ્રહ કરતાં નથી. મનુષ્ય સંગ્રહ કરે છે અને આવતી કાલની ચિંતા કરે છે.

કાળ પગને પકડે છે તે ભૂલશો નહીં. પગની શક્તિ ઓછી થાય ત્યારે માનજો હવે મરવાનો છું.

બહુ અકળાયો ત્યારે ગજેન્દ્ર સ્તુતિ કરવા લાગ્યો. ગજેન્દ્રે સ્તુતિ કરી છે તેનો મોટો મહિમા છે. સંસારી લોકોએ ગજેન્દ્રની જેમ નિત્ય સ્તુતિ કરવી જોઈએ, તો અજ્ઞાનનો નાશ થાય અને મરણ સુધરે.

કાળ મને પકડવા આવ્યો છે, નાથ, તમારે શરણે આવ્યો છું. જીવ જ્યારે ચારે બાજુથી નિરાધાર બને છે ત્યારે પૂર્વજન્મનાં સંસ્કારોથી, સત્કર્મોથી તે પ્રભુને શરણે જાય છે.

ભિન્ન ભિન્ન રૂપોમાં નાટ્ય કરવાવાળા અભિનેતાના વાસ્તવિક સ્વરૂપને જે પ્રકારે સાધારણ દર્શક નથી જાણી શકતા, તે પ્રકારે સત્ત્વપ્રધાન દેવતા અથવા ઋષિ પણ જેના સ્વરૂપને નથી જાણતા, તો પછી બીજા સાધારણ જીવ તો તમને કેમ જાણી શકે અથવા તો તમારું વર્ણન કરી શકે, એવા દુર્ગમ ચરિત્રવાળા પ્રભુ મારી રક્ષા કરો.

મારા જેવા શરણાગત પશુતુલ્ય અવિદ્યાગ્રસ્ત જીવની અવિદ્યારૂપ ફાંસીને સદાને માટે પૂર્ણરૂપથી કાપી નાંખવાવાળા, અત્યંત દયાળુ તેમજ દયા કરવામાં કોઈપણ દિવસ આળસ ન કરવાવાળા નિત્ય મુક્ત પ્રભુને વંદન કરું છું. તમારા અંશથી સર્વ જીવોના મનમાં તમે અન્તર્યામીરૂપથી પ્રગટ રહો છો, સર્વના નિયન્તા અને અનંત એવા તમે પરમાત્માને વંદન કરું છું.

**मादृक्प्रपन्न पशुपाशविमोक्षणाय।** હું પશુ છું. કાળના પાશમાં ફસાયો છું. જરા વિચાર કરો. જીવ માત્ર પશુ છે. સર્વે કાળના મુખમાં ફસાયા છે. મને કાળથી બચાવો. જ્યાં કાળ ન હોય ત્યાં મને લઈ જાવ. જ્યાં કાળ છે ત્યાં દુઃખ છે. મોટા બંગલાઓમાં રહેનારને લોકો સુખી માને છે. એ સુખી શાનો? તેના માથે કાળ છે. જેના માથે કાળ છે તે સુખી નથી. જ્યાં કાળનો પ્રવેશ નથી એવા તમારા ધામમાં લઈ જાવ.

જે લોક શરીર, પુત્ર, મિત્ર, ઘર, સંપત્તિ અને સ્વજનોમાં આસક્ત છે તેઓને તમારી પ્રાપ્તિ થવી અતિ કઠિન છે કારણ કે તમે સ્વયં ગુણોની આસક્તિથી રહિત છો. પરંતુ જીવનમુક્ત પુરુષ પોતાના હૃદયમાં તમારું નિરંતર ચિંતન કરતો રહે છે એવા જ્ઞાનસ્વરૂપ, સર્વસમર્થ ભગવાનને હું નમસ્કાર કરું છું.

નાથ, આ ગ્રાહની ચુંગાલમાંથી છૂટીને હું જીવવાની ઇચ્છા રાખતો નથી. આ

હાથીનું શરીર અંદર અને બહાર સર્વ તરફથી અજ્ઞાનરૂપ આવરણથી ઢંકાયેલું છે. આવા આ શરીરને રાખીને કરવું છે શું? હું તો આત્મપ્રકાશને ઢાંકી દેવાવાળા તે અજ્ઞાનરૂપ આવરણથી છૂટવા માંગું છું કે જેનો કાળક્રમથી પોતાની મેળે નાશ થતો નથી. પરંતુ આપની કેવળ કૃપાથી અથવા તત્ત્વજ્ઞાનથી જ તેનો નાશ થાય છે.

તો હે નાથ, મારા ઉપર કૃપા કરો. શરણાગતનું રક્ષણ કરનાર એવા ઓ પ્રભુ! મારી રક્ષા કરો. હું શરણે આવ્યો છું.

ગજેન્દ્ર આ પ્રમાણે દુઃખથી આર્દ્ર બનીને શ્રીહરિની સ્તુતિ કરે છે. મોટામોટા મહાત્માઓ આ ગજેન્દ્રમોક્ષનો પાઠ રોજ કરે છે. કાળ પકડે છે ત્યારે જીવ કેવો ગભરાય છે તેમ વિચારી, ગજેન્દ્ર થઈ આ ગજેન્દ્ર મોક્ષનો પાઠ કરજો. ગજેન્દ્ર જેવા આર્ત થઈ ગજેન્દ્રમોક્ષનો પાઠ કરશો તો અંતકાળ સુધરશે. સ્તુતિના એકએક શ્લોકમાં દિવ્ય તેજ ભર્યું છે. આ સ્તુતિનો પાઠ નિત્ય કરવાથી અંતકાળમાં પરમાત્મા લેવા આવે છે.

પ્રાતઃકાળમાં પવિત્ર થઈ જે કોઈ ગજેન્દ્રે ભગવાનની જે સ્તુતિ કરેલી તે સ્તુતિ કરશે તેની બુદ્ધિ અંતકાળે નિર્મળ રહેશે. અંતકાળે તેને શ્રીહરિનું સ્મરણ રહેશે.

આ સ્તુતિનો પાઠ મનુષ્યને સંકટમાંથી મુક્ત કરે છે. આ સ્તુતિ દુષ્ટ સ્વપ્નના ફળનો નાશ કરનાર છે. આ સ્તુતિનો પાઠ કરનારને ખરાબ સ્વપ્નાં નહિ આવે.

આ જીવ અંતકાળમાં બહુ ગભરાય છે. જ્યારે તે બેભાન બને છે, ત્યારે યમદૂતો તેને બહાર કાઢે છે. અંતકાળે અતિશય દુઃખ થાય છે. આવા સમયે ઇશ્વરનું સ્મરણ રહેવું, થવું મુશ્કેલ છે. ઈશ્વરની કૃપા હોય તો જ તે શક્ય છે. માટે ગજેન્દ્રસ્તુતિનો બને તો રોજ પાઠ કરવો. બને તો મત્સ્યાવતાર ચરિત્રનો પણ પાઠ કરજો. મધ્યરાત્રિએ રાસપંચાધ્યાયીનો પાઠ કરવો. તો પ્રભુકૃપાથી કામ તેને પીડા આપી શકશે નહીં.

ગજેન્દ્ર પ્રાર્થના કરે છે, હવે તો જે શરીરનો નાશ ન થાય તેવું દિવ્ય શરીર મને આપો. યમુના મહારાણી કૃપા કરે છે ત્યારે અલૌકિક શરીરનું તનુનવત્ત્વનું દાન કરે છે. નાથ, કૃપા કરો મને અવ્યય અવિનાશી તેજોમય શરિર પ્રાપ્ત થાય.

નાથ, જલદી પધારો. હે ગોવિંદ, હે નારાયણ, આજે દીન થયો છું. કાળના મુખમાંથી મને છોડાવો.

આ ગજરાજને બચાવવા તેની પાસે બ્રહ્મા આદિ કોઈ પણ દેવતા ન આવ્યા, ત્યારે પરમાત્માને ઉતાવળ થઈ. તે દોડતાં દોડતાં આવ્યા છે. નિરાધારનો આધાર મારો દ્વારકાનાથ છે. યાદ કરો તો મારા ભગવાન અંતકાળે દોડતા આવે છે. ગજેન્દ્રે જોયું ભગવાન દોડતા આવ્યા છે. ગજેન્દ્રે સરોવરમાંથી એક કમળ ઊંચકી તે ભગવાનને અર્પણ કર્યું.

તુલસી અને કમળ પરમાત્માને અતિ પ્રિય છે. પરમાત્માની દૂંટીમાંથી કમળ નીકળ્યું છે. કમળ બ્રહ્માજીની સૃષ્ટિનું નથી. તે કમળનો પ્રભુએ સ્વીકાર કર્યો. સુદર્શન ચક્રથી ભગવાને મગરને માર્યો છે. કાળનો નાશ જ્ઞાનચક્રથી થાય છે. એવું જ્ઞાન થાય કે **સર્વમાં ભગવાન દેખાય. જેને બ્રહ્મદૃષ્ટિ પ્રાપ્ત થાય છે તે જ્યાં જાય ત્યાં તેને પરમાત્માનાં**



દર્શન થાય છે. બ્રહ્મજ્ઞાની મળશે પણ શુકદેવજી જેવી બ્રહ્મદૃષ્ટિ રાખનારા ઓછા મળશે. આવા જ્ઞાનીને સંસાર બાધક થતો નથી. અજ્ઞાનીને સંસાર બાધક થાય છે. જ્ઞાનીને નહિ. જ્ઞાનીને માટે જગત રહેતું નથી.

અજ્ઞાનની પકડમાંથી છૂટવાનું છે. સુદર્શનચક્રથી ભગવાને મગરને મારેલો. એટલે કે સુદર્શન ભગવાનનાં દર્શનથી કાળ મરશે. સર્વમાં ભગવદ્દર્શન તે જ સુદર્શન. કાળ જ્યારે પકડે છે, ત્યારે તેની પકડમાંથી કાળના પણ કાળના–ભગવાન જ છોડાવી શકે છે.

કાળમગરનો સુદર્શનથી નાશ કર્યો, એનો બીજો અર્થ એ પણ થાય કે તમારી દૃષ્ટિ સુદર્શન થશે–સારી થશે એટલે કે સર્વમાં તમને ભગવાન દેખાશે તો તમે કાળના મુખમાંથી છૂટી જશો. એટલે કે તમે કાળને પણ જીતી લેશો. એવા જ્ઞાની પુરુષનું કાળ પણ શું કરી શકે? સર્વમાં જેને ભગવતભાવ જાગ્યો એ કાળના મુખમાંથી છૂટી જાય છે.

સર્વમાં શ્રીકૃષ્ણનાં દર્શન કરતાં દર્શન કરનારાને પોતાના સ્વરૂપમાં પણ શ્રીકૃષ્ણ દેખાય છે. તમારા સ્વરૂપમાં પણ શ્રીકૃષ્ણનાં દર્શન કરો તો કાળ મારી શકશે નહિ.

ગજેન્દ્રનો ઉદ્ધાર કર્યો. તેમ જે જીવ ભગવાનને શરણે જાય તેનો ઉદ્ધાર થાય.

પૂર્વજન્મમાં આ ગજેન્દ્ર ઇન્દ્રદ્યુમ્ન નામનો રાજા હતો. રાજા ધ્યાનમાં બેઠો હતો. ત્યાં અગસ્ત્ય મુનિ આવ્યા. રાજા ઊઠીને ઊભા થયા નહિ. મુનિને લાગ્યું રાજા મારું અપમાન કરે છે.

ભગવાન કરતાં પણ ભગવાનના ભક્તોનું વધારે માન રાખજો. પત્થરની મૂર્તિમાં સદ્ભાવ રાખવાથી તે ચેતન થાય, તો ચેતનમાં સદ્ભાવ રાખવાથી ઈશ્વરની પ્રાપ્તિ કેમ ન થાય?

અગસ્ત્ય મહારાજને ખોટું લાગ્યું. શાપ આપ્યો, તું જડ જેમ બેસી રહ્યો તેથી તને પશુનો જડનો અવતાર મળો. પૂર્વજન્મમાં ગજેન્દ્રે ખૂબ ભજન કરેલું એટલે ગજેન્દ્ર યોનિમાં તેને પ્રભુ યાદ આવ્યા છે. જે જે સંસ્કાર મનમાં દૃઢ થાય તે તે સંસ્કાર બીજા જન્મમાં અને અંતકાળે કામ આવશે.

ઠાકોરજીનો પહેલાં સ્વપ્નમાં અનુભવ થાય છે. ગોપાળસહસ્ત્ર નામમાં ભગવાનનું એક નામ છે. ભક્તાનામ્ સ્વપ્નવર્ધનઃ

**ગજેન્દ્રને સારૂપ્ય મુક્તિ આપી છે. પોતા જેવું સ્વરૂપ આપ્યું છે. ગજેન્દ્ર સ્તુતિનો ગજેન્દ્રની જેમ અકળાઈ દીન બનીને પાઠ કરજો. અંતકાળમાં ઠાકોરજી તમને પણ ગજેન્દ્રની જેમ લેવા આવશે.**

છઠ્ઠા મન્વન્તર તે ચાક્ષુસ મન્વન્તરમાં સમુદ્રમાંથી અમૃત નીકળ્યું તે દેવોને ભગવાને પીવડાવ્યું. છઠ્ઠા મન્વન્તરમાં ભગવાન અજિત નામે અવતર્યા. સમુદ્રનું મંથન કરીને અમૃત કાઢી આપ્યું અને પોતે જ કચ્છપરૂપ ધારણ કરી મંદરાચળ પર્વતને પીઠ ઉપર ધારણ કર્યો હતો.

પરીક્ષિત રાજા પૂછે છેઃ–ભગવાને સમુદ્રમંથન કેવી રીતે કર્યું? કચ્છપરૂપ ધરી મંદરાચળને પોતાની પીઠ ઉપર શા માટે ધારણ કર્યો? દેવતાઓને અમૃત કેવી રીતે પીવડાવ્યું? આ સમુદ્રમંથનની કથા કૃપા કરીને મને કહી સંભળાવો.

શુકદેવજી વર્ણન કરે છે. રાજન્! એક સમયે ઇન્દ્ર ફરવા નીકળ્યો. દુર્વાસા ઋષિ સામા મળ્યા. દુર્વાસાએ પુષ્પમાળા ઇન્દ્રને અર્પણ કરી. સાધુબ્રાહ્મણ આપે છે તે સદ્‌ભાવથી આપે છે તેનો અનાદર ન કરો, પરંતુ માથે ચડાવો. તેનો સ્વીકાર કરો. પરંતુ ઇન્દ્ર સંપત્તિમાં શાનભાન ભૂલ્યો હતો. તે માળા તેણે હાથીની સૂંઢ ઉપર ફેંકી દીધી. તે માળા હાથી પગ તળે કચડવા લાગ્યો. દુર્વાસાને લાગ્યું ઇન્દ્ર મારું અને પુષ્પમાં જે લક્ષ્મીજી છે તેનું અપમાન કરે છે. તું મારું અપમાન કરે છે અને લક્ષ્મીનું અપમાન કરે છે. દુર્વાસાએ ઇન્દ્રને શાપ આપ્યો કે તું દરિદ્ર થઈશ. સંપત્તિમાં શાનભાન ભૂલ્યો છે તે દરિદ્ર ન થાય ત્યાંસુધી તેને શાનભાન આવતું નથી. તે પછી સ્વર્ગનું રાજ્ય દૈત્યોને મળે છે. દેવો ભગવાનને શરણે ગયા છે. અમને અમારું રાજ્ય પાછું મળે તેવું કરો. ભગવાને આજ્ઞા આપી છે, તમે સમુદ્રમંથન કરો. તેમાંથી અમૃત નીકળશે તે હું તમને પીવડાવીશ. તમે અમર થશો. જેને જ્ઞાનરૂપી, ભક્તિરૂપી અમૃત મળે છે તે અમર બને છે. પરંતુ આ મોટું કામ છે. તેમાં તમારા શત્રુઓનો સાથ લેજો. નહિતર શત્રુ તમારા કાર્યમાં વિઘ્ન કરશે. તમે દૈત્યો સાથે મૈત્રી કરો. દૈત્યો અભિમાની છે. તેના વખાણ કરજો. એટલે દૈત્યોની મૈત્રી થશે.

દેવો અને દૈત્યો અમૃત મેળવવા સમુદ્રનું મંથન કરવા લાગ્યા. મંદરાચળ પર્વતની રવઈ બનાવવામાં આવી છે અને વાસુકિ નાગનું દોરડું બનાવ્યું છે.

સંસાર એ જ સમુદ્ર છે. તમારા જીવનનું મંથન કરો. સમુદ્રમંથન એ જીવનનું મંથન છે. જીવનમાં મંથન કરવાનું છે. સંસારસમુદ્રનું મંથન કરી જ્ઞાનરૂપી અને ભક્તિરૂપી અમૃત મેળવવાનું છે. જે જ્ઞાન અને ભક્તિરૂપી અમૃતનું પાન કરે છે તે અમર બને છે.

મંદરાચળ પર્વત એટલે મનને પર્વત જેવું સ્થિર કરવું તે. અને વાસુકિ નાગ એટલે પ્રેમ દોરી.

સોળમું વર્ષ થાય એટલે મનની અંદર મંથન શરૂ થાય છે. શિવપુરાણમાં કથા છે. શિવજીએ કામને આજ્ઞા કરી છે. વૃદ્ધાવસ્થા અને બાલ્યાવસ્થા છોડી તું મનુષ્યોને ત્રાસ આપજે. યુવાવસ્થામાં પૂર્વજન્મનાં સંસ્કાર ધીરે ધીરે જાગૃત થાય છે. તે વખતે મંદરાચળની રવઈ બનાવજો. તમારા મનને મંદરાચળ પર્વત જેવું સ્થિર કરો. મન ચંચળ બને નહીં. વધારે નહિ તો ત્રણ કલાક રોજ ઠાકોરજીની સેવા કરો.

પણ આ મંદરાચળ પર્વત સમુદ્રમાં ડૂબવા લાગ્યો. કૂર્માવતાર ભગવાને તેને પીઠ ઉપર રાખ્યો છે. તમારા મનને પણ ઠાકોરજીના કોઈ સ્વરૂપમાં સ્થિર કરો. મનને સાકાર વસ્તુનાં દર્શન કરવાની ટેવ પડી છે. સગુણનો સાક્ષાત્કાર બરાબર ન કરે ત્યાંસુધી નિર્ગુણમાં દૃષ્ટિ સ્થિર થતી નથી. ભગવાનના સગુણ સ્વરૂપમાં સ્થિર થયેલું મન નિર્ગુણ સ્વરૂપમાં પણ સ્થિર થઈ શકે છે.

નિરાધાર મન સંસરમાં ડૂબે છે. મંદરાચળને આધાર ન હતો એટલે ડૂબવા લાગ્યો. મનરૂપી મંદરાચળ આધાર વગર સ્થિર થઈ શકતો નથી. તેને ભગવત સ્વરૂપ, ભગવન્નામનો આધાર જોઈએ. તેને આધાર મળે, તો તે સંસાર સમુદ્રમાં ડૂબશે નહિ.



સમુદ્રમાં અનેક ઔષધિઓ પધરાવી મંથન કરવામાં આવ્યું છે. ઔષધિઓ એટલે દવા અને બીજો અર્થ થાય છે અન્ન. જળ અને અન્ન ઔષધિ છે. શરીરને આવશ્યક હોય એટલું આપજો. ભૂખ અને તરસને રોગ માનજો. તેને સહન કરવાની ટેવ પાડો. અન્ન અને જળ એ ઔષધ છે. રોગ નિવૃત્તિ માટે જે પ્રમાણમાં દવા ખવાય છે તે પ્રમાણે અન્નજળનું સેવન કરજો. શરીર હલકું હશે તો ભજનમાં આનંદ આવશે.

સમુદ્રમાંથી પ્રથમ ઝેર નીકળ્યું. મનને સ્થિર રાખી પ્રભુ પાછળ પડશો એટલે ભગવાન પહેલું ઝેર આપશે. ઝેર સહન કરશો એટલે અમૃત મળશે. મહાપુરુષોએ ઝેર પચાવ્યું દુઃખ સહન કર્યું એટલે તેમને અમૃત મળ્યું છે.

જીવનમંથન શરૂ થાય એટલે પ્રથમ વિષ મળશે. યુવાનીમાંથી મંથન શરૂ થાય છે. પહેલાં વિષયો મળશે. વિષયો વિષ જેવા છે.

નિંદા અને કર્કશવાણી તે જ ઝેર છે. નિંદા અને નરક એક છે. નિંદારૂપી ઝેર સહન કરશો તો અમૃત મળશે. પ્રતિકૂળ પરિસ્થિતિ એ ઝેર છે. ઝેર એ દુઃખ છે.

ઝેરની વાસ દૈત્યો અને દેવોથી સહન થતી નથી. પ્રભુએ આજ્ઞા કરી કે શંકરને ઝેર પચશે માટે તેને બોલાવો. જેને માથે જ્ઞાનગંગા હોય તેને ઝેર પચે છે. આ સંસારનું ઝેર બધાને બાળે છે. પરંતુ જેના માથા ઉપર જ્ઞાનગંગા હોય તેને ઝેર બાળતું નથી. શંકર ભગવાનની જેમ જ્ઞાનગંગાને માથે રાખશો તો ઝેર સહન થશે. શિવજીની પૂજા ઝેર સહન કરવાની શક્તિ આપે છે. શિવજી જ્ઞાન આપે એટલે ઝેર સહન કરવાની શક્તિ મળે છે. નિંદા શબ્દરૂપ હોવાથી તેનો સંબંધ આકાશ સાથે છે, આત્મા સાથે નહિ, એમ માની નિંદા સહન કરો.

દેવોએ શિવજીને ઝેર પીવા પ્રાર્થના કરી. શિવજીએ પાર્વતીની આજ્ઞા માંગી, દેવી, હું ઝેર પી જાઉં? પાર્વતી કહે—આ લોકો સ્વાર્થી છે. તેમને તમારી પડી નથી. ઝેર પીવાથી તમને કાંઈ થાય તો?

શિવજી બોલ્યા :—બીજાનું કલ્યાણ થતું હોય તો ભલે મને દુઃખ થાય.

બીજાને સુખી કરવા પોતે દુઃખ સહન કરે એ શિવ. પોતાને સુખી કરવા બીજાને દુઃખી કરે એ જીવ. બીજાનું સુધારવા જે પોતાનું બગાડે એ શિવ, પોતાનું સુધારવા જે બીજાનું બગાડે એ જીવ.

શિવજી ભગવતસ્મરણ કરતાં ઝેર **પી** ગયા.

ઝેર ગળામાં રાખવાનું હોય પેટમાં ન ઉતારાય. કોઈને કડવા શબ્દ કહેવાની ઇચ્છા થાય એટલે ગળા સુધી આવતાવેંત તેને ગળા પાસે અટકાવી દેવાના. ઝેરને બહાર ન કઢાય. તેમ ઝેરને પેટમાં પણ ન ઉતારાય. નિંદાને ધ્યાનમાં ન લાવવી. કોઈએ દ્વેષ કર્યો હોય તેને યાદ રાખવો નહિ. પેટમાં સંઘરી રાખવો નહિ.

કોઈ દિવસ ઝેરને પેટમાં રાખશો નહિ. કર્કશવાણી એ ઝેર છે. શિવજીએ ઝેર કંઠમાં રાખ્યું છે.

એક મહાત્મા કહેતા હતા, ભાગવતમાં લખ્યું નથી, કે શિવજી ઝેર પીતા હતા ત્યારે થોડું ઝેર નીચે પડયું તે કેટલાકની આંખમાં અને કેટલાકના પેટમાં ગયું.

ઝેર બહુ બાળે તો ભગવાનના નામનું કીર્તન કરજો. ભગવાનનું નામ ઝેરને

અમૃત બનાવે છે. એટલે તો શિવજી ભગવાનનું નામ દેતાં દેતાં ઝેર પી ગયા. સંસારમાં ઝેર છે અને અમૃત પણ છે. ઝેરને પચાવે તેને અમૃત મળે છે. કૃષ્ણકીર્તન એ અમૃત છે.

સોળમાં વર્ષથી જીવનમાં મંથન શરૂ થાય છે. મનમાં વાસનાનું ઝેર ઉત્પન્ન થાય છે. તે વખતે મનને મંદરાચળ જેવું સ્થિર કરો તો તે મંથનમાંથી—સંસારમાંથી ભક્તિ અને જ્ઞાનરૂપી અમૃત નીકળશે. તે પીવાથી પછી મનુષ્ય મરતો નથી. તે અમર બને છે. આ પ્રમાણે ભક્તિ અને જ્ઞાન જેને મળે તેનું મરણ થતું નથી.

તુકારામ, શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, મીરાંબાઈ હજુ અમર છે. તેને કોઈ ભૂલી શકતું નથી. તેના નામો સર્વ યાદ કરે છે.

ભગવાન ઝેર પહેલાં આપે છે અને પછી અમૃત આપે છે. ભગવાન પાછળ જે પડે છે તેની ભગવાન કસોટી કરે છે.

જગતના ભલા માટે શંકર ઝેર પી ગયા. સાધુ પુરુષોનું વર્તન તેવું જ હોય છે. સજ્જન પુરુષ પોતાના પ્રાણનું બલિદાન આપીને પણ પ્રાણીઓના પ્રાણનું રક્ષણ કરે છે. ત્યારે સંસારના પ્રાણીઓ મોહ માયાથી મોહિત થઈ પરસ્પર વેર રાખી રહ્યા છે.

પરોપકારી સજ્જન પ્રજાનું દુઃખ ટાળવા માટે પોતે દુઃખ સહન કરે છે. સર્વના માટે હું દુઃખ સહન કરીશ પણ મારા માટે કોઈને સહન ન કરવું પડે. સાધુ પુરુષો બીજા લોકોનાં દુઃખથી દુઃખી થાય છે, પરંતુ આ દુઃખ નથી. આ તો સર્વના હૃદયમાં વિરાજી રહેલા પરમાત્માનું પરમ આરાધન છે.

સાધુ પુરુષો કેવા હોય છે તે તુલસીદાસની વાણીમાં જોઈએ.

**संत हृदय नवनीत समाना। कया कहिय पै कहु न जाना॥**
**निज परिताप द्रवै नवनीता। परदुःख द्रवे सुसंत पुनीता॥**
**परहित सरिस धर्म नहि भाई।**
**परपीडा सम नहिं अधमाई॥**

તે પછી મંથન કરતાં કામધેનુ ગાયમાતા બહાર આવ્યા છે. પહેલાં સંપત્તિ આવે તેનો ઉપયોગ પરોપકારમાં કરજો. તેનું દાન બ્રાહ્મણોને કરવામાં આવેલું. કામધેનુ એ સંતોષનું પ્રતીક છે. તે બ્રાહ્મણને આપી. સંતોષ એ કામધેનનું સ્વરૂપ છે. જેને આંગણે સંતોષરૂપી ગાય હોય એ બ્રાહ્મણ બ્રહ્મનિષ્ઠ છે. સંતોષ ન હોય તો મનુષ્ય પાપ કરે છે. બ્રાહ્મણનું જીવન અતિ સાત્ત્વિક જોઈએ.

તે પછી ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો નીકળ્યો છે. ઘોડો જોઈ દૈત્યોનું મન લલચાય છે. ઉચ્ચૈઃશ્રવા દૈત્યોને આપ્યો. શ્રવશબ્દમાંથી અર્થ નીકળે છે કીર્તિ. ઉચ્ચૈઃશ્રવા એ કીર્તિનું પ્રતીક છે. જે મનને પર્વત જેવું સ્થિર કરે છે તેને જગતમાં કીર્તિ મળશે–લક્ષ્મી મળશે. કીર્તિમાં મન ફસાય તેને અમૃત મળતું નથી. સાધનાની શરૂઆતમાં કીર્તિ મળે છે. તેનાથી જે રીઝી જાય તેને પછી ભગવાન મળતા નથી. જેને બહુમાન મળે છે તેના પુણ્યનો ક્ષય થાય છે. જીવને માનનો મોહ છૂટી જાય અને દીન બની પ્રાર્થના કરે છે, તે જીવને ઈશ્વર ઈશ્વર જેવો બનાવે છે. વિષ્ણુ સહસ્રનામમાં ભગવાનને 'અમાની માનદો' કહ્યા છે. ભગવાન અમાની છે. ભગવાન બધાને માન આપે છે. જેનું મન ઉચ્ચૈઃશ્રવામાં



એટલે કે કીર્તિના મોહમાં ફસાય તેને અમૃત મળતું નથી. ઉચ્ચૈઃશ્રવા દૈત્યોએ લીધો એટલે અમૃત તેઓને મળતું નથી. કસોટી કર્યા વગર પરમાત્મા કૃપા કરતા નથી. જે કીર્તિ અને પ્રસિદ્ધિમાં ફસાય તેને અમૃત મળતું નથી.

ફરીથી સમુદ્રમંથન કર્યું. ઐરાવત હાથી નીકળ્યો છે. દૈત્યોને લાગ્યું ઘોડો લેવામાં ભૂલ કરી છે.

હાથી એ સૂક્ષ્મદષ્ટિનું પ્રતીક છે. હાથીની આંખ સૂક્ષ્મ હોય છે. દેવપક્ષને હાથી આપ્યો. સ્થૂલદષ્ટિ એ દેહદષ્ટિ છે. સૂક્ષ્મદષ્ટિ એ આત્મદષ્ટિ છે. સૂક્ષ્મદષ્ટિ રાખનારને અમૃત મળે છે. સૂક્ષ્મદષ્ટિ રાખનારને કામ ત્રાસ આપી શકતો નથી. ફરીથી સમુદ્રમંથન કરવા લાગ્યા. અપ્સરાઓ નીકળી છે. દૈત્યોને દેવોએ કહ્યું, આની પછી જે નીકળશે તે અમે લઈશું. પારિજાત અને અપ્સરાઓ બન્ને દેવપક્ષમાં આપ્યા છે.

ફરીથી મંથન શરૂ કર્યું. સાક્ષાત્ લક્ષ્મીજી પ્રગટ થયા છે. આ સાક્ષાત્ જગદંબા છે, મહામાયા છે. દૈત્યોને લાગ્યું આ અમને મળે તો સારું. મને મળે એવી ઇચ્છા હોય તેને લક્ષ્મીજી મળતાં નથી.

લક્ષ્મીજીને સિંહાસન ઉપર પધરાવ્યાં. દુનિયામાં પણ લક્ષ્મીવાળાને બધા માન આપે છે. લક્ષ્મીજી વિચારે છે, કોને વિજયમાળ અર્પણ કરું ? સર્વગુણસંપન્ન પુરુષના ગળામાં વિજયમાળા પહેરાવવા લક્ષ્મીજી નીકળ્યાં છે.

ઋષિઓનાં મંડપમાં દેવીને લાવ્યાં છે. આ ઋષિઓ જ્ઞાની છે, તપસ્વી છે, પણ ક્રોધી બહુ છે. કેવળ તપ કરવાથી કાંઈ ફળ મળતું નથી. તપને ભક્તિનો સાથ હોવો જોઈએ. તપ કરવાથી શક્તિ વધે એટલે ક્રોધ આવે છે. તપશ્ચર્યા અને જ્ઞાનથી શક્તિ વધે છે એટલે તે જીરવાતી નથી. પણ જ્ઞાનને ભક્તિનો સાથ હોય તો સારું. ભક્તિ દીનતાના સિંહાસન ઉપર વિરાજે છે. લક્ષ્મીજી કહે છે મારું મન માનતું નથી. આગળ ચાલો. આગળ ચાલતાં દેવો બેઠા છે. દેવો ક્રોધી નથી પણ અતિશય કામી છે.

શાસ્ત્રમાં ક્રોધનો રંગ લાલ, લોભનો પીળો અને કામનો રંગ કાળો બતાવ્યો છે.

દેવો મહાપુરુષ છે પણ કામી છે. તું આગળ ચાલ. આગળ પરશુરામજી બેઠા હતા. છે તો જિતેન્દ્રિય. કામી નથી, ક્રોધી નથી પણ તે નિષ્ઠુર છે. ક્ષત્રિયના નાના નાનાં બાળકોને તે મારે છે. આ નિષ્ઠુર છે. મને ગમતા નથી. આગળ માર્કણ્ડેય ઋષિ બેઠા હતા, બહુ સુંદર છે. લાંબા આયુષ્યવાળા છે. પણ ઋષિ સભામાં તેઓ આંખ બંધ કરી બેઠા છે. લક્ષ્મીજીને જોતા પણ નથી. લક્ષ્મીજીએ વિચાર્યું આ મહાત્મા તો બીલકુલ મારી સામું જોતા નથી. વરમાળા પહેરાવીશ તો પણ અનાસક્ત છે. તેથી મારી સામું જોશે નહીં.

માર્કણ્ડેય કહે છે:— તું શાની રૂપાળી ? તારા કરતાં મારો કનૈયો સુંદર છે. જ્યાં સુધી તને મારો કનૈયો ન અપનાવે, ત્યાં સુધી હું તારા દર્શન કરવાનો કથી. મને જરાય લક્ષ્મીનો મોહ નથી. લક્ષ્મીનો મોહ છૂટે છે ત્યારે પ્રભુ ભજનની શરૂઆત થાય છે.

તુકારામની ગરીબ સ્થિતિ જોઈ શિવાજી મહારાજે તુકારામને માટે સોનામોહરોથી

ભરેલો થાળ મોકલાવ્યો. સેવકો સોનામહોરોથી ભરેલો થાળ તુકારામ પાસે લાવ્યા, ત્યારે તુકારામ મહારાજે કહ્યું કે પહેલાં હું લક્ષ્મીજીની પાછળ પડેલો ત્યારે તે મને મળેલી નહિ. હવે જ્યારે ચિત્ત ભગવાનની પાછળ લાગેલું છે, ત્યારે તે મને વિઘ્ન કરવા હવે આવી છે અને મારી પાછળ પડી છે. એમ કહી તેઓએ સોનામહોરનો સ્વીકાર ન કર્યો, થાળ પરત મોકલાવ્યો.

આખો દિવસ ભજન કરનારા અને બિલકુલ ઉદ્યમ ન કરનારને પણ લક્ષ્મીજી મળતાં નથી.

આગળ ભગવાન શંકર વિરાજતા હતા. સખીઓ સાથે લક્ષ્મીજી ત્યાં આવ્યાં. કામી નથી, ક્રોધી નથી. લક્ષ્મીજી શંકરને નિહાળે છે. આમનો વેશ જરા અમંગળ છે. શિવજીનો સ્વભાવ મંગળ છે, પણ વેશ અમંગળ છે. ચેષ્ટાઓ ભયાનક છે. વળી તે ભોળા છે.

શિવજી પાસે નારાયણ ભગવાન વિરાજતા હતા. લક્ષ્મીજીએ નિર્ણય કર્યો અતિ ઉત્તમ છે. લક્ષ્મી નારાયણકી જે. લક્ષ્મીજી તો નારાયણને વરે છે. લક્ષ્મીજી તો જેનું દિલ કોમળ અને મૃદુ હોય તેને ત્યાં આવે છે.

અત્યાર સુધી ભગવાનની નજર ધરતી ઉપર હતી. લક્ષ્મીજીએ વરમાળા અર્પણ કરી ત્યારે ભગવાન ચારે બાજુ જોવા લાગ્યા. જેની પાસે લક્ષ્મી હોય તેણે ચારે બાજુ નજર રાખવાની. પૈસો મળ્યા પછી લોકો ચારે બાજુ નજર રાખતા નથી. હું, મારી અલી અને બાબો. ધનવાને ચારે તરફ જોવું જોઈએ અને સર્વનાં દુઃખો દૂર કરવાં જોઈએ.

ફરીથી સમુદ્રમંથન કર્યું. દૈત્યોએ વિચાર્યું, એકવાર ઘોડો લઈને બેઠા. અને બીજું બધું દેવોને ગયું. આ વખતે જે નીકળે તે અમારે લેવું છે. મંથન કરતાં વારુણી મદિરા દેવી નીકળી. તે દૈત્યોના પક્ષમાં ગયા. ખૂબ પીઓ.

તે પછી ફરીથી મંથન કરતાં ધન્વંતરી નારાયણ અમૃત કુંભ લઈને પ્રગટ થયા છે. દૈત્યોએ ઘડો ખેંચી લીધો. દૈત્યપક્ષમાં તે અમૃતનો ઘડો ગયો. દેવોને દુઃખ થયું. ભગવાનને શરણે ગયા. ભગવાને કહ્યું, હવે શક્તિથી નહીં પણ યુક્તિથી કામ લઈશ.

જે દૈત્યના હાથમાં અમૃત કુંભ આવ્યો તે કહે છે કે હું પહેલો અમૃત પીશ. તેનો મોટો ભાઈ આવ્યો. કહેવા લાગ્યો તારો બાપ હજુ બેઠો છે. તું શાનો પહેલો પીવાનો. પહેલો હું અમૃત પીશ.

અમૃત માટે દૈત્યો ઝઘડો કરવા લાગ્યા. અંદરોઅંદરના ઝઘડાને કારણે દૈત્યોને અમૃત મળતું નથી. જેના ઘરમાં કલહકંકાસ થાય (દૈત્યો વચ્ચે થયો તેવો) તે ઘરનાં રહેવાવાળા કોઈને જ્ઞાનામૃત, ભક્તિરૂપ અમૃત મળતું નથી.

દૈત્યો વચ્ચે મોહિની નારાયણ પ્રગટ થયા. ભગવાન મોહીની સ્વરૂપે પ્રગટ થયા. મોહિનીનું રૂપ જોઈ દૈત્યો કહેવા લાગ્યા, અહા કયા રૂપ હૈ! અતિસુંદર, અતિસુંદર. મોહિનીએ મોહનું રૂપ છે. મોહિનીમાં આસક્ત બને તેને અમૃત મળતું નથી. સંસારની પ્રત્યેક વસ્તુમાં માયા રાખેલી છે. સૌન્દર્ય એ કલ્પના માત્ર છે. તમને સુંદર લાગે તે



કૂતરાને સુંદર લાગતી નથી. સૌંદર્ય આંખમાં છે. તેનો આરોપ મનુષ્ય વસ્તુમાં કરે છે. સુંદર તો એક શ્રીકૃષ્ણ છે. જગતમાં સુંદર છે તે શ્રીકૃષ્ણની સુંદરતાને કારણે સુંદર લાગે છે.

મોહિનીનો મોહ થાય તેને અમૃત–ભક્તિરૂપી અમૃત મળતું નથી. સંસારની મોહિનીમાં જે ફસાય, સૌન્દર્યના મોહમાં જે ફસાય, વિષયોના મોહમાં જે ફસાય તેને અમૃત મળતું નથી. પણ મનમોહન શ્રીકૃષ્ણમાં જેનું મન ફસાય તેને અમૃત મળે છે. મોહિનીનો મોહ છે ત્યાં સુધી ભગવાન મળતા નથી. સંસારના પદાર્થોમાં જેવી રીતે મન ફસાયું છે, તેવી રીતે શ્રીકૃષ્ણના સ્વરૂપમાં ન ફસાય ત્યાંસુધી ભક્તિ મળતી નથી અને ભક્તિ સિદ્ધ થયા વિના ભગવાન મળતા નથી. સ્વરૂપ આસક્તિ વગર ભક્તિ સિદ્ધ થતી નથી.

સંસારના વિષયોનો મોહ છોડો તો ભક્તિ થઈ શકે. આ મોહ વિવેકથી છોડવાનો છે. જેમ જેમ પરમાત્મા ઉપર પ્રેમ વધે તેમ તેમ વિષયો ઉપર સૂગ આવે છે. સમુદ્રમાં જે બાજુ ભરતી હોય તેથી વિરુદ્ધ દિશામાં ઓટ હોય છે. માટે જેમ પ્રભુ ઉપર પ્રેમ વધે તેમ વિષયાસક્તિમાં ઓટ આવે છે. આંખમાં કામ રાખી જગતને જોશો તો મોહ થશે અને આંખમાં ઈશ્વરને રાખશો તો મોહનો નાશ થશે.

સંસારસ્વરૂપમાં આસક્તિ તે માયા. ઈશ્વરના સ્વરૂપમાં આસક્તિ તે ભક્તિ.

દૈત્યો કોણ? રસ્તે ચાલતી સ્ત્રીમાં જેનું મન ફસાય તે દૈત્ય. પરસ્ત્રીનું ચિંતન કરે એ રાક્ષસ. દૈત્યો કામાતુર થઈ મોહિની ભગવાન પાસે આવ્યા. દૈત્યો પૂછે છે દેવી તમે ક્યાંથી આવ્યાં? દેવી, તમારું ગામ કયું? તમારું લગ્ન થયું છે કે કેમ? મોહિની નારાયણનું સ્વરૂપ જોતાં દૈત્યોને મોહ થયો. મોહિની હસતાં હસતાં કહે છે: હું તમારું કલ્યાણ કરવા આવી છું. ભગવાને વિચાર્યું આ લોકોને અમૃત ન આપું તેમાં જ તેઓનું કલ્યાણ છે. તેને અમૃત આપીશ તો તેઓનું અભિમાન વધશે, તેઓનું પાપ વધશે. ભગવાન કહે: મારું એક ઘર નથી. મારા અનેક ઘર છે. જે પુરુષ મારી સાથે પ્રેમ કરે તેને ત્યાં હું જાઉં છું. હું તો કોઈ તુકારામને ત્યાં જાઉં છું. નરસિંહને ત્યાં જાઉં છું. જેટલા વૈષ્ણવોના ઘર છે તેટલા ઠાકોરજીના ઘર છે.

મૂર્ખાઓ ગૂઢાર્થ વાણીનો અર્થ સમજ્યા નહિ. જે દૈત્યના હાથમાં અમૃતનો ઘડો હતો તેના તરફ મોહિની જુએ છે. દૈત્ય પ્રસન્ન થયો. બોલ્યો, દેવીજી આ ઘડો તમને ભેટમાં આપું છું. તેણે વિચાર્યું દેવીજી મારા ઘેર આવશે. મોહિની નારાયણે પૂછ્યું:– ઘડામાં છે શું? દૈત્યે કહ્યું કે અમૃત છે.

સૌન્દર્ય જડ વસ્તુમાં નથી. જે સૌન્દર્ય જોવાથી વિકાર થાય છે એ સૌન્દર્ય જ નથી. દૈત્યે ઘડો આપી દીધો. દૈત્યો કહે, દેવીજી પીરસશે. અમે હાથ જોડીને બેસી રહીશું, ઝઘડીશું નહિ.

મોહિની ભગવાને દૈત્યોની અને દેવોની જુદી જુદી પંગત કરી. એક બાજુ દેવો બેઠા છે, બીજી બાજુ દૈત્યો બેઠા છે. મોહિની પ્રથમ દૈત્યોના મંડળમાં ગયા છે. દૈત્યોને કહ્યું તમારું કલ્યાણ કરવું એ મારી ફરજ છે. પરંતુ ઉપરનું પાણી જેવું પાતળું અમૃત છે તે પહેલાં દેવોને આપી દઉં અને નીચેનો ચક્કો કે તર માલ તમે લોકોને પીવડાવીશ.

બિચારા મોહાંધ થયેલા તે બોલવા લાગ્યા. અચ્છા, અચ્છા, તર માલ હમારે લિયે રખના. આપના હાથે એક ટીપું પીવા મળશે તોય ઘણું છે. બિચારા મોહમાં

ભાન ભૂલેલા. નહિતર અમૃતમાં કાંઈ ભેદ હોતો હશે? પાણી જેવું અમૃત અને ચક્કો માલ એવો ભેદ હોતો હશે?

દૈત્યો બોલ્યા :– દેવીજી તમને યોગ્ય લાગે તેમ કરો. બધા મોહાંધ થયા હતા.

તે પછી મોહિની ભગવાન દેવોને અમૃત પાવા લાગ્યા. કળશ વધારે વાંકો વળતો જોઈ દૈત્યો ગભરાયા. ઈસમેં કુછ ગરબડ તો નહિ હૈ? દૈત્યોના મંડળમાં રાહુ નામનો દૈત્ય હતો. તેણે વિચાર્યું આમાં કાંઈક કપટ છે. આ તો રસ્તે ફરનારી સ્ત્રી છે. આના ઉપર વિશ્વાસ રાખ્યો તે ભૂલ કરી છે. રાહુએ વિચાર કર્યો કે દેવ પક્ષમાં જઈ દેવ બનીને બેસીશ. નહિતર આપણે રહી જવાના. રાહુ દેવોની પંગતમાં આવી ચંદ્ર સૂર્યની વચ્ચે આવીને બેઠો છે. પંગતમાં વિષમતા ન થાય એટલે જાણતાં હતાં કે દૈત્ય છે તેમ છતાં મોહિનીએ તેને અમૃત પાયું છે.

ભોજનમાં વિષમતા ન કરો. પંગતમાં વિષમતા કરે તેને સંગ્રહણીનો રોગ થાય છે. પૂર્વજન્મના પુણ્યનું જોર હોય ત્યાંસુધી પાપનું ફળ મળતું નથી.

વિચાર કરો. બીજા દેવોને-ઇન્દ્ર વગેરેને અમૃત મળતું હતું ત્યારે રાહુ ન આવ્યો અને સૂર્ય ચંદ્રને અમૃત આપવા વખતે તે આવ્યો. મનના માલિક ચંદ્ર છે. ચંદ્ર એ મનનું સ્વરૂપ છે. બુદ્ધિના માલિક સૂર્ય છે. સૂર્ય એ બુદ્ધિનું સ્વરૂપ છે. હાથથી જીભથી મનુષ્ય ભક્તિ કરે છે ત્યારે વિષય રાહુ જલદી વિઘ્ન કરવા આવતો નથી. મન બુદ્ધિથી મનુષ્ય ઇશ્વરનું ધ્યાન કરે છે ત્યારે વિષય–રાહુ વિઘ્ન કરવા આવે છે. જ્યારે મન બુદ્ધિને સ્થિર કરી ધ્યાન કરવા બેસો એટલે વિષય–રાહુ વિઘ્ન કરવા આવે છે. મન અને બુદ્ધિને પ્રભુના ધ્યાનમાં સ્થિર કરો એટલે રાહુ વિઘ્ન કરવા આવે છે. મન અને બુદ્ધિને ભક્તિરૂપી અમૃત મળે તે વિષય રાહુથી સહન થતું નથી. તેથી વિષયો વિઘ્ન કરવા આવે છે. તેને જ્ઞાનરૂપી ચક્રથી મારો.

રાહુ અમૃત પીવા લાગ્યો. ભગવાને સુદર્શન ચક્રથી તેનું માથું ઉડાવ્યું છે. તેનું મસ્તક જ્ઞાનરૂપી ચક્રથી કાપી નાંખ્યું. એટલે કે જ્ઞાનરૂપી સુદર્શન ચક્રથી વિષય–રાહુને ઉડાવવો જોઈએ, કાપવો જોઈએ, પરંતુ કેવળ જ્ઞાનથી કે બુદ્ધિથી વિષય રાહુ મરતો નથી. જ્ઞાન બુદ્ધિને ભરોસે બહુ રહેશો નહિ. એકલા જ્ઞાનથી કાંઈ વળતું નથી. એટલે રાહુ અમર રહેલો છે. કોઈ સંત કૃપા ન કરે ત્યાંસુધી વિષય રાહુ મરતો નથી.

જ્ઞાનથી વિષયનો નાશ થતો નથી. ઈશ્વર અનુગ્રહ કરે છે ત્યારે મન નિર્વિષય બને છે. ભગવત કૃપા વગર મન નિર્વિષય થતું નથી. જ્ઞાનનો આશ્રય કરો પણ અતિદીન બનો ત્યારે પરમાત્મા કૃપા કરીને વિષય રાહુને મારશે. કેવળ જ્ઞાનથી નિર્વિષયતા થતી નથી, આવતી નથી. ઈશ્વરકૃપાથી નિર્વિષયતા આવે છે.

**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ।**

ગી. ૨–૫૯

વિષયોમાંનો રાગ, વિષયોમાંની આસક્તિ તો પરમાત્માનો સાક્ષાત્કાર થાય ત્યારે, ઈશ્વરની કૃપા થાય ત્યારે નિવૃત્ત થાય છે.

દૈત્યો ભગવાનની વિમુખ હતા એટલે તેઓને અમૃત મળ્યું નહિ.

સંસારની મોહિનીમાં ફસાશો નહિ. ફસાશો તો ભક્તિરૂપી અમૃત મળશે નહિ.



મોહિની ભગવાને બધું અમૃત દેવોને પીવડાવ્યું અને ખાલી ઘડો દૈત્યો પાસે પછાડ્યો. દૈત્યો કહે છે :—દગો, દગો; વિષ્ણુ સાડી પહેરીને આવ્યો. તેને શરમ નથી.

તે પછી દેવદૈત્યોનું ભયંકર યુદ્ધ થયું છે. દૈત્યોનો પરાજય થયો છે. જે મોહિની પાછળ પાગલ બને છે તે જ દૈત્ય છે. સંસારની મોહિનીમાં જે ફસાય છે તે દૈત્ય છે. દૈત્યોનો પરિશ્રમ–તપ સંસારસુખ માટે જ હોય છે. રાવણે ક્યાં ઓછું તપ કર્યું હતું? હિરણ્યકશિપુએ ક્યાં ઓછું તપ કર્યું હતું? પણ તેઓનું તપ ભોગ માટે હતું, ભગવાન માટે ન હતું.

નારદજી કૈલાસમાં આવ્યા. શિવજીને કહે છે :—તમને મોહિની નારાયણનાં દર્શન થયાં? શિવજી કહે, નહિ. શિવજી મહારાજ દર્શન કરવા જાય છે. પરિવારને લઈ શિવજી વૈકુંઠ ધામમાં આવ્યા. પ્રભુએ પૂછ્યું કેમ આવ્યા છો? શિવજીએ કહ્યું :—તમારા દર્શન માટે આવ્યો છું. ભગવાને કહ્યું હું તો તમારી સામે ઊભો છું. શિવજીએ કહ્યું મારે મોહિની સ્વરૂપ જોવું છે. પ્રભુ કહે:—તમે તો કામને માર્યો છે. તમને આવો મોહ કેમ થયો. શિવજી કહે છે :—મેં તમારાં દરેક જન્મો જોયાં છે. (શિવજી અનાદિ છે તેમ બતાવવાનો ઉદ્દેશ છે.) મારે આ મોહિની અવતાર પણ જોવો છે.

પ્રભુએ લીલા કરી. એક સુંદર બગીચો દેખાયો. અતિ સુંદર સ્ત્રી હાથમાં દડો લઈ રમતી હતી. શિવજી નિહાળે છે. સાથે પાર્વતીજી આવ્યાં છે તે પણ ભૂલી ગયા.

ભગવાનની માયાથી શંકર પણ મોહિત થયા. જ્ઞાનગંગા માથે રાખે અને ધર્મ ઉપર સ્વારી કરે છે તેને કામ શું અસર કરી શકે? પણ શિવજીએ બતાવ્યું કે ભગવાનની માયાને તરવી બહુ મુશ્કેલ છે. ગીતાજીમાં કહ્યું છે :—

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥**

ગી. અ ૭ શ્લો. ૧૪.

મારી આ ગુણમયી માયાને તરવી બહુ મુશ્કેલ છે. પરંતુ જે મારે શરણે આવે છે તે વિના પ્રયાસે આ માયાને તરી જાય છે.

શિવજી દેહભાન ભૂલ્યા છે. દર્શન કરનારો દેહભાન ભૂલી જાય.

શિવજીએ વિચાર્યું :—દર્શનમાં આટલો આનંદ આવે છે તો મિલનમાં કેટલો આનંદ આવશે? અદ્વૈતમાં જ આનંદ છે.

શિવજી મિલન માટે આતુર થયા. શિવજી દોડવા લાગ્યા. જ્યાં પ્રેમથી ભેટ્યા છે ત્યાં ચતુર્ભુજ નારાયણ પ્રગટ થયા. હરિહરનું મિલન થયું. હરિહર તત્ત્વ એક જ છે. પછી શિવજી કૈલાસમાં આવ્યા છે. ઋષિઓને બોધ આપ્યો. મારા શ્રીકૃષ્ણની માયા સર્વને નચાવે છે. મન ઉપર વિશ્વાસ ન રાખો. આ માયા ક્યારે ખાડામાં ફેંકશે તે કહેવાય નહીં. જિતેન્દ્રિય છું તેવી ઠસક રાખશો નહીં. મનમાં વિષયો સૂક્ષ્મ રીતે બેઠા છે તેને તક મળતાં પ્રગટ થશે. માયાનો પડદો દૂર કરવા મનને કૃષ્ણાકાર કરો. મોટા મોટા ઋષિઓ ભૂલા પડ્યા છે ત્યારે કળીયુગનો માણસ તો કામનો કીડો છે. તેને વધારે સાવધ રહેવાની જરૂર છે.

શિવજી મનુષ્યોને સમજાવે છે કે હરિસ્મરણ અને હરિકીર્તન મનુષ્યોને મોહિનીના મોહમાંથી બચાવે છે.

તે પછી સાતમા મન્વન્તરમાં શ્રાદ્ધદેવ નામે મનુ થયેલા. તેમના વખતમાં કશ્યપ અને અદિતિને ત્યાં ભગવાન વામનરૂપે અવતરેલા. પરિક્ષિત રાજા કહે:—સપ્તમમન્વન્તરની વામન ભગવાનની કથા મારે સાંભળવી છે. મને વામન ભગવાનનું ચરિત્ર સંભળાવો. શુકદેવજી વર્ણન કરે છે. રાજન્! દેવ દૈત્યોનું યુદ્ધ થયા પછી દૈત્યો શુકાચાર્યને શરણે ગયા. શુકાચાર્યની સેવાથી દૈત્યોનું બળ વધવા લાગ્યું. ઇન્દ્રથી હારેલો બલિરાજા બ્રાહ્મણોની સેવા કરી ફરીથી પુષ્ટ થયો. શુકાચાર્યે બલીને કહ્યું કે તું વિશ્વજીત યજ્ઞ કર. વિશ્વજીત યજ્ઞ કરવામાં આવ્યો. તે યજ્ઞમાંથી સર્વજિત રથ નીકળ્યો.

જે શુકની સેવા કરે છે તે બલિ બને છે. શુક–શક્તિતત્ત્વ તેના આધારે આ શરીર બન્યું છે. બ્રહ્મચર્યની સેવા કરો તો બલિ થશો. શુકાચાર્ય એટલે સંયમ બ્રહ્મચર્યની સેવા કરવાથી–સંયમ બ્રહ્મચર્ય પાળવાથી દૈત્યો બલિ–(બલવાન) થયા.

સર્વ વિષયોનો યજ્ઞમાં હોમ કર્યો. સંયમરૂપી અગ્નિમાં સર્વ વિષયોનો હોમ કરી બલિ જિતેન્દ્રિય બન્યા, અને બલવાન થયેલા બલિને શુકાચાર્યે પોતાનું બ્રહ્મતેજ આપ્યું છે. બલિરાજાએ દેવોનો પરાભવ કર્યો, અને સ્વર્ગનું રાજ દૈત્યોને મળ્યું છે. સ્વર્ગનું રાજ્ય મળ્યા પછી બલિને ઇન્દ્રાસન ઉપર બેસાડ્યો. શુકાચાર્ય વિચાર કરે છે બલિ સો અશ્વમેધ યજ્ઞ કરે તો સ્વર્ગનું રાજ્ય કાયમને માટે મળે. યજ્ઞ કરવા ભૃગુકચ્છ (હાલના ભરૂચ) તીર્થમાં બલિરાજા આવ્યા. અનેક અશ્વમેધ યજ્ઞ કર્યા.

બલિએ સ્વર્ગ જીતી લીધું એટલે દેવો ગભરાયા, નાશી ગયા. પોતાના ગુરુ બૃહષ્પતિ પાસે ગયા. બૃહષ્પતિએ કહ્યું, બલિ જ્યારે ભૃગુવંશી બ્રાહ્મણોનું અપમાન કરશે ત્યારે તે નાશ પામશે.

આ બાજુ દેવોની માતા અદિતિને બહુ દુઃખ થયું. સંતાપ કરવા લાગ્યા. કશ્યપ ઋષિએ સંતાપનું કારણ પૂછ્યું, એટલે અદિતિએ સર્વ વાત કહી. અદિતિએ કશ્યપની બહુ સેવા કરી. કશ્યપ પાસે માંગ્યું છે મારા છોકરાંઓને સ્વર્ગનું રાજ્ય પાછું મળે તેવું વરદાન આપો. કશ્યપ કહે છે, દૈત્યો બ્રહ્મચર્ય પાળે છે. ધર્મનું બખ્તર પહેરે છે. જેને માથે નીતિનું છત્ર છે તેને કોણ મારી શકે? કોઈ મારી શકે નહિ. જીવ પાપ કરે ત્યારે ભગવાન જીવને મારે છે. ભગવાન નહિ પણ પોતાનું પાપ મનુષ્યને મારે છે. દૈત્યો હાલમાં પવિત્ર જીવન જીવે છે માટે તેમને પ્રભુ મારે નહિ. માટે શક્તિથી નહિ પણ યુક્તિથી ભગવાન દેવોને સુખી કરશે.

એટલે વામન ચરિત્રમાં યુદ્ધની કથા નથી. ભગવાન પણ બલિને મારતા નથી.

દેવી, તમો પયોવ્રત નામનું વ્રત કરો. આ વ્રત ફાગણ મહિનામાં કરવાનું. વિધિપૂર્વક વ્રત કરો તો પરમાત્મા તમારા ઘેર પુત્રરૂપે આવશે.

પતિપત્ની સાથે ઈશ્વરનું આરાધન કરે તો પ્રભુ જલદી પ્રસન્ન થાય છે.

અદિતિ અને કશ્યપનો ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ હતો. સર્વ આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે.

ઘરમાં (ગૃહસ્થાશ્રમમાં) ગૃહસ્થીઓને જો કે તેઓ યોગાભ્યાસ કરતા નથી તેમ છતાં યોગનું ફળ મળી શકે છે.

**यत्र योगोह्ययोगिनाम् ।**

ભા. ૮–૧૬–૫



ગૃહસ્થાશ્રમ તો જે લોકો યોગ કરી શકતા નથી તેને પણ યોગનું ફળ આપવાવાળો છે.

ગૃહસ્થાશ્રમમાં કામસુખ ગૌણ છે, ધર્મ મુખ્ય છે.

ગૃહસ્થાશ્રમ બગડ્યો ત્યારથી જ્યારથી વરરાજાઓ મોટરમાં બેસવા લાગ્યા. આજકાલ વરરાજાઓ ઘોડા પર બેસતાં ડરે છે. ઘોડો મને પાડી નાંખશે.

એક ઘોડાને જે કાબૂમાં ન રાખી શકે તે અગિયાર ઘોડાઓને (પાંચ કર્મેન્દ્રિયો પાંચ જ્ઞાનેન્દ્રિયો, અગિયારમું મન) ક્યાંથી કાબૂમાં રાખી શકવાનો હતો? ગૃહસ્થાશ્રમમાં અગિયાર ઇન્દ્રિયોને કાબૂમાં રાખવી પડે છે. તેના ઉપર સંયમ રાખવો પડે છે. લગ્ન વિલાસ માટે નહિ, પણ કામ વિનાશ માટે છે.

સત્સંગથી ગૃહસ્થાશ્રમ સફળ થાય છે. યોગીઓને જે આનંદ સમાધિમાં મળે છે તે આનંદ ગૃહસ્થને ઘરમાં મળી શકે છે. પણ પતિપત્ની એકાંતમાં બેસી કૃષ્ણકીર્તન કરે તો.

શાસ્ત્રમાં ગૃહસ્થાશ્રમના વખાણ ખૂબ કર્યા છે. નિંદા કરી છે કામવાસનાની. કોઈપણ સ્ત્રી પુરુષ ખરાબ નથી પણ તેનામાં રહેલી કામવાસના ખરાબ છે. મહાત્માઓ તો ત્યાં સુધી કહે છે કે ગૃહસ્થાશ્રમીનો આનંદ અનેક વખત યોગીઓના આનંદ કરતાં પણ શ્રેષ્ઠ છે.

ઈશ્વર સાથે રમનાર યોગી શ્રેષ્ઠ કે ઈશ્વરને ગોદમાં રમાડનાર ગૃહસ્થાશ્રમી શ્રેષ્ઠ? યોગી પરમાત્મા સાથે રમે છે તે શ્રેષ્ઠ છે પણ આ ગૃહસ્થાશ્રમી પણ સાધારણ નથી.

ગૃહસ્થાશ્રમ બગડે છે કુસંગથી. ગૃહસ્થાશ્રમનું લક્ષ્ય બરાબર ન સમજવાથી ગૃહસ્થાશ્રમ બગડે છે.

કશ્યપ અદિતિનો ગૃહસ્થાશ્રમ દિવ્ય હતો. પવિત્ર જીવન ગાળી તપશ્ચર્યા કરતા હતા. તેથી પ્રભુને થયું કે આજે હું એમના ઘેર જન્મ લઉં. આજ પણ કોઈ પત્ની અદિતિનું પયોવ્રત કરે અને પતિ કશ્યપ બને તો આજે પણ ભગવાન તેને ત્યાં જન્મ લેવા તૈયાર છે. અદિતિ એટલે અભેદબુદ્ધિ—બ્રહ્માકારવૃત્તિ. બ્રહ્માકારવૃત્તિમાંથી બ્રહ્મ પ્રગટ થાય છે.

કશ્યપ=મન. જેની મનોવૃત્તિ બ્રહ્માકાર બની છે તે. સ્ત્રી જો અદીતિ બને અને પુરુષ જો કશ્યપ બને તો તેને ઘેર ભગવાન અવતાર લે છે. ત્યારે પરમાત્મા પ્રગટ થાય છે.

યોગીઓ બ્રહ્મચિંતન કરતા બ્રહ્મમય થઈ શકે છે. પરંતુ પવિત્ર ગૃહસ્થાશ્રમી ભગવાનને પુત્રરૂપે પ્રાપ્ત કરી શકે છે.

પવિત્ર ગૃહસ્થાશ્રમી ઈશ્વરને પુત્રરૂપે મેળવી તેને રમાડી શકે છે. પણ તે ત્યારે કે પુરુષ કશ્યપ બને અને સ્ત્રી અદિતિ બને ત્યારે.

દેહદૃષ્ટિ હશે ત્યાંસુધી કામ તમારી પાછળ છે. કામનો વિનાશ કરવો હોય, તો દેહદૃષ્ટિ રાખવાને બદલે દેવદૃષ્ટિ રાખો.

શંકરાચાર્યે શતશ્લોકીમાં કહ્યું છે કે લોકો ચામડીની મિમાંસા કરે છે—પણ આ દેહ જેનાથી સુંદર લાગે છે—તે આત્માની મિમાંસા કોઈ કરતું નથી.

જગત બગડ્યું નથી. મનુષ્યની આંખ–મન–બુદ્ધિ બગડ્યાં છે. તું તારા કાળજાને આંખ–મન–બુદ્ધિને સુધારીશ તો જગત સુધરી જશે. કોઈને પણ ભોગદૃષ્ટિથી જોશો નહિ. પરંતુ ભગવત્ દૃષ્ટિથી જોજો. દૃષ્ટિ સુધરશે તો સૃષ્ટિ સુધરશે. ભાગવત આંખ આપે છે, દૃષ્ટિ આપે છે.

કોઈનો બાહ્યાકાર જોશો નહિ. એક વખત જનકરાજાના દરબારમાં અષ્ટાવક્ર મુનિ પધાર્યા. તેમના આઠ અંગ વાંકાં જોઈ બધા હસવા લાગ્યા. અષ્ટાવક્ર પણ તેથી હસવા લાગ્યા.

જનકરાજા તેમને પૂછે છે :—અમે સર્વ તો તમારું વાંકું શરીર જોઈને હસીએ છીએ; પરંતુ તમે શા માટે હસો છો ?

અષ્ટાવક્ર બોલ્યા :—મેં માન્યું હતું કે જનકરાજાના દરબારમાં બધા જ્ઞાનીઓ વિરાજે છે; પરંતુ અહીં તો બધા ચમાર ભેગા થયા છે. આ તો ચમાર લોકોની સભા છે.

તમે સર્વ મારા શરીરને શું જુઓ છો ? આ શરીરમાં શું સારું છે ? તે મળ-મૂત્રથી ભરેલું છે. પરંતુ મારા શરીરમાં રહેલા આત્માને જુઓ. હુ પવિત્ર બ્રાહ્મણ છું. તમે આકૃતિ જોઈને હસો છો, પરંતુ મનુષ્યની કૃતિને જોવી જોઈએ. આકૃતિ પૂર્વ-જન્મના પ્રારબ્ધથી મળે છે. માટે મારી કૃતિ જુઓ. પરમાત્મા કૃતિને જુએ છે. મનુષ્ય આકૃતિને જુએ છે.

જ્ઞાની પુરુષો અનેકમાં એકને નિહાળે છે. સર્વમાં એકને નિહાળે છે.

દિતિ એટલે ભેદબુદ્ધિ, અદિતિ એટલે અભેદબુદ્ધિ–બ્રહ્માકારવૃત્તિ. દિતિ ભેદ-બુદ્ધિમાંથી રાક્ષસોનો જન્મ થાય છે. હીરણ્યાક્ષ–હીરણ્યકશિપુ જેમ અદિતિ અભેદ-બુદ્ધિમાંથી ભગવાન વામન જન્મે છે.

જગતને ભેદભાવથી જોશો નહિ. જગતને અભેદભાવથી જોવાનું છે. જેની બુદ્ધિમાં ભેદ તેના મનમાં પણ ભેદ આવે છે. ભેદ વિકારવાસનાને ઉત્પન્ન કરે છે. જ્ઞાનીઓ અભેદભાવે સર્વને જુએ છે. અનેકમાં એકનો અનુભવ કરવો એ જ જ્ઞાન.

આકાર એ કીમતી વસ્તુ નથી. સોનું એ કીમ્તી વસ્તુ છે. કિંમત સોનાની મળે છે, આકારની નહિ.

એક મહાત્મા પાસે સોનાના ગણપતિ અને સોનાનો ઉંદર હતો. શરીર વૃદ્ધ થયું. મૂર્તિ માટે આ ચેલાઓ ઝઘડો કરશે, તેથી મહાત્માએ વિચાર્યું આ મૂર્તિઓ વેચી ભંડારો કરીશ. મૂર્તિઓ વેચવા લઈ ગયા. ગણપતિની મૂર્તિ દશ તોલાની થઈ. ઉંદરની મૂર્તિ અગિયાર તોલાની થઈ. સોનીએ કહ્યું ગણપતિની કિંમત એક હજાર રૂપિયા અને ઉંદરની ૧૧૦૦ રૂપીઆ. મહાત્મા કહે ગણપતિ તો માલિક દેવ છે. તેની કિંમત ઓછી કેમ આપે છે ? સોની કહે હું તો સોનાની કિંમત આપું છું. માલિક દેવની નહિ.

જ્ઞાની પુરુષો આકારને જોતા નથી. જ્ઞાની પુરુષો સૃષ્ટિને નિર્વિકારભાવે જુએ છે. આકારમાંથી વિકાર ઉત્પન્ન થાય છે. ગોરો કાળો એવી ભેદબુદ્ધિ છે ત્યાંસુધી વિકાર વાસના રહેશે. અદિતિ એ બ્રહ્મવૃત્તિ છે. બ્રહ્માકારવૃત્તિ થાય તેને પરમાત્મા મળે છે.

સર્વમાં એક જ વસ્તુ છે. એકમાંથી અનેક થયા છે. સ્વપ્નમાં એકમાંથી અનેક થાય છે. તેવી રીતે જાગૃત અવસ્થામાં પણ છે. સર્વના મૂળમાં એક જ છે. તેથી સર્વમાં



એકને નિહાળો. આદિતિને પતિમાં પણ પરમાત્માનાં દર્શન થતાં હતાં.

જે વસ્તુનું મન વારંવાર ચિંતન કરશે તેનો આકાર મનમાં સ્થિર થઈ જશે. વ્યાપારીનું મન દ્રવ્યાકાર થયેલું હોય છે. તેને સ્વપ્નમાં પણ રૂપિયા જ દેખાય છે. જેમ લોભીની ચિત્તવૃત્તિ દ્રવ્યાકાર થાય છે, તેમ ભક્તની ચિત્તવૃત્તિ ભગવાનાકાર થાય છે. એક જ સ્વરૂપનું વારંવાર ધ્યાન કરો, સ્મરણ કરો, ચિંતન કરો. પૂજન સર્વ દેવોનું કરો પણ ધ્યાન એક દેવનું જ કરો.

જેની આંખમાં પૈસો હોય તે જ્યાં જાય ત્યાં તે પૈસાને જ જોશે. એક શેઠ કાશ્મીર ગયા હતા. ત્યાં પુષ્કળ ગુલાબનાં ફૂલ જોયાં. શેઠના મનમાં એવો ભાવ જાગ્યો નહીં કે આ ફૂલમાં મારા શ્રીકૃષ્ણ વિરાજે છે. પ્રભુ અવ્યક્ત રૂપે જળમાં, સ્થળમાં, પાતાળમાં પ્રવેશ કરે છે તેથી સુગંધ છે. ઈશ્વર અવ્યક્તરૂપે જળમાં, સ્થળમાં, પાતાળમાં રહેલા છે. તેથી સર્વ વસ્તુને ભગવદ્ભાવથી જુઓ. શેઠના મનમાં દ્રવ્યનો ભાવ હતો. ગુલાબના ફૂલો જોયાં પછી શેઠને થયું, અહીં, ગુલકંદની ફેક્ટરી ખોલી હોય તો વેપાર સારો ચાલશે.

દૃષ્ટિને ભગવતમય બનાવશો તો દૃષ્ટિ જ્યાં જશે ત્યાં ભગવાન દેખાશે. ગોપીની દૃષ્ટિ પરમાત્મામાં જ હતી. તે જ્યાં જાય ત્યાં તેને કનૈયો જ દેખાય. કૃષ્ણ મથુરામાં વિરાજતા હતા ત્યારે પણ ગોપીઓને શ્રીકૃષ્ણ ગોકુળમાં જ દેખાય છે. ઉદ્ધવને કહે છે તું કોનો સંદેશો લાવ્યો છે ? કનૈયો તો મારી સાથે જ છે અને તું તેનો સંદેશો લાવ્યો છે ? ગોપીઓની વૃત્તિ કૃષ્ણાકાર છે.

**जित देखौं तित श्याममई है ।**

**श्याम कुंज बन जमुना श्यामा, श्याम गगन घनघटा छई है ॥**

**सब रंगनमें श्याम भरो है, लोग कहत यह बात नई है ।**

**नीलकंठको कंठ श्याम है, मनो श्यामता बेल बई है ॥**

ગોપીઓને ખબર નથી કૃષ્ણ અમને છોડીને ગયા છે. જ્યાં જાઉં ત્યાં કનૈયો મારી સાથે છે. આ ગોપીપ્રેમ છે. જીવને બીક લાગે છે કારણ કે તે ઈશ્વરના સાન્નિધ્યનો સતત અનુભવ કરતો નથી.

બ્રહ્માકાર વૃત્તિ–આદિતિનો સંબંધ કશ્યપ સાથે થયો. કશ્યપનો અર્થ જુઓ. તે શબ્દને ઉલટાવો તો થશે પશ્યક. ઉપનિષદ્માં ક નો અર્થ કર્યો છે ઈશ્વર. ક એટલે ઈશ્વર અને પશ્ય એટલે જોવું. સર્વમાં એક ઈશ્વરને જુએ તે કશ્યપ. કશ્યપની વૃત્તિ બ્રહ્માકાર બની ત્યારે ભગવાનને પ્રગટ થવું પડ્યું.

ગૃહસ્થાશ્રમ ભક્તિમાં બાધક નથી પણ સાધક છે. બાધક છે ગૃહાસક્તિ. ગ્રહસ્થાશ્રમમાં કામાસક્તિ, દ્રવ્યાસક્તિ, વિષયાસક્તિ, બાધક છે. સંસારની કોઈ વસ્તુમાં સાચુ સુખ નથી. સાચો આનંદ ફક્ત એક શ્રીકૃષ્ણમાં જ છે. સંસારમાં સાચું સુખ છે એમ માનશો ત્યાં સુધી મન ભક્તિમાં લાગશે નહિ. સંસારના વિષયોમાં સાચું સુખ હોય તો બધું છોડી મનુષ્યને નિદ્રાની જરૂર શા માટે લાગે ? વિષયોનો ત્યાગ કરી મનુષ્યને નિદ્રાની ઇચ્છા થાય છે તે બતાવે છે વિષયોમાં સુખ નથી. જેમ અન્નનું સેવન રોજ કરો છો તેમ વારંવાર સત્સંગની જરૂર છે.

જડ પ્રકૃતિ ઈશ્વરના પ્રકાશ વગર કાંઈ કરી શકતી નથી. ભગવાન ગીતામાં કહે છે હું અવિનાશી સ્વરૂપ અજન્મા હોવા છતાં તથા સર્વ ભૂતપ્રાણીઓનો ઈશ્વર હોવા છતાં, પોતાની પ્રકૃતિને આધીન રહીને યોગ માયાથી હું પ્રગટ થાઉં છું.

સ્વરૂપ ચૈતન્ય પ્રકાશ આપે છે, પરંતુ તે દુઃખ દૂર નહિ કરી શકે.

**सर्वस्य चाहम् हृदि सन्निविष्टो ।**

ઈશ્વર સર્વઅંતર્યામીરૂપે હૃદયમાં વિરાજે છે, તેમ છતાં જીવ દુઃખી છે. કેવળ સ્વરૂપ ચૈતન્ય અજ્ઞાન તેમજ દુઃખનું નિવારણ નહિ કરી શકે. પરંતુ બ્રહ્માકાર વૃત્તિ અજ્ઞાનનું તેમજ દુઃખનું નિવારણ કરશે. અંદરનું નિરાકાર અને બહારનું સાકાર સ્વરૂપ એકત્ર થશે ત્યારે વામનજી ભગવાન પ્રગટ થશે. અદિતિએ પયોવ્રત કર્યું. રાત્રે અદિતિને સ્વપ્નમાં ચતુર્ભુજ નારાયણનાં દર્શન થયાં છે. સ્વપ્નમાં વંદન કરી સ્તુતિ કરી. લક્ષ્મી-પતિ, જગતપતિ અને તત્ત્વદષ્ટિથી મારા પતિ પણ આપ છો. ભગવાને કહ્યું મારા ચતુર્ભુજ સ્વરૂપને નિહાળો અને ચતુર્ભુજ સ્વરૂપનું ધ્યાન સતત પતિના શરીરમાં કરશો તો હું તમારે ત્યાં પુત્રરૂપે આવીશ.

અદિતિ શબ્દ વેદમાં વારંવાર આવ્યો છે. અદિતિ એટલે અભેદબુદ્ધિ–બ્રહ્માકારવૃત્તિ. એક જ સ્વરૂપનું વારંવાર ચિંતન કરે એટલે તે આકારનું સ્વરૂપ મનમાં ઠસી જાય છે. અદિતિ અને કશ્યપ નારાયણનું ધ્યાન કરે છે. અદિતિ અને કશ્યપની વૃત્તિ નારાયણાકાર બની ગઈ ત્યારે નારાયણ પધાર્યા છે. અદિતિ સગર્ભા થયાં છે. નવ માસ પરિપૂર્ણ થયા છે. અદિતિ તન્મય થયાં છે. નાથ, ક્યારે પ્રગટ થશો ? આ જીવના મનમાં બીજી કોઈ ઇચ્છા હશે ત્યાંસુધી ભગવાન આવતા નથી. આતુરતા વગર અવતાર થતો નથી.

પરમ પવિત્ર સમય આવ્યો. ભાદરવા સુદ ૧૨ મધ્યાહ્નકાળે માતા અદિતિ સન્મુખ વામન ભગવાન પ્રગટ થયા છે. ચારે બાજુ પ્રકાશ પડ્યો. હૃદયમાં આનંદ સમાતો નથી. કશ્યપ દોડતા દોડતા વામન ભગવાનનાં દર્શન કરવા આવ્યા છે. માતાપિતાને ભાન કરાવવા ચતુર્ભુજ સ્વરૂપ બતાવ્યું. મારા ભગવાનનો સદા સર્વદા જયજયકાર થાય. હૃદયમાં આનંદ સમાતો નથી. ચતુર્ભુજ નારાયણનું સ્વરૂપ અદૃશ્ય થયું અને સાત વર્ષના બટુક વામન સ્વરૂપે પ્રગટ થયા. સુંદર લંગોટી પહેરી છે. દિવ્ય તેજ છે. બ્રહ્માદિ દેવો પણ ત્યાં પધાર્યા. બ્રહ્માદિક દેવોએ કશ્યપને ધન્યવાદ આપ્યા. તમારો ગૃહસ્થાશ્રમ સફળ થયો. આજે તમે જગતના પિતાના પણ પિતા બન્યા છો.

કશ્યપ અદિતિનો ગૃહસ્થાશ્રમ પવિત્ર હતો તેથી તેમને ત્યાં આજે વામન ભગવાન પ્રગટ થયા છે.

વામનજીની બાળલીલા બીલકુલ નથી. પ્રગટ થયા ત્યારે સાત વર્ષના હતા. તેથી બાળલીલાનું વર્ણન નથી. સાત વર્ષના બટુક વામનજીને જનોઈ આપવાનો નિર્ણય કર્યો છે. બ્રાહ્મણને જનોઈ આપવામાં આવે છે ત્યારે તેનો બ્રહ્મસંબંધ થાય છે. જનોઈનો મંત્ર, પિતા પુત્રને કહે છે. આજથી તું મારો નહિ. આજથી તું ઈશ્વરનો થયો. તે દિવસે છેલ્લું માતા સાથે ભોજન કરવામાં આવે છે. જનોઈ આપ્યા પછી માબાપ પણ બદલાય છે. પિતા થાય છે સૂર્યનારાયણ અને માતા બને છે ગાયત્રીમાતા. જનોઈ એ વેદોએ આપેલી ચપરાસ છે. હું નારાયણનો સેવક છું. એક એક દેવની સ્થાપના જનોઈમાં કરવામાં આવે છે.



આજકાલ લોકો યજ્ઞોપવીત વગેરે સંસ્કાર કરતા નથી. સંસ્કાર કર્યા વગર જીવ શુદ્ધ થતો નથી. લોકો બધા સંસ્કારો ભૂલી ગયા છે. એક લગ્ન સંસ્કાર બાકી રહ્યો છે કારણ કે એના વિના ચેન પડતું નથી. સંસ્કારનો લોપ થવાથી પાપી અને અધાર્મિક પ્રજા ઉત્પન્ન થવા લાગી છે.

જનોઈ કેવી રીતે તૈયાર કરવી તે તૈત્તિરીય આરણ્યકમાં બતાવ્યું છે. જનોઈ હાથે બનાવવી જોઈએ. સુતરને ૯૬ વખત લપેટવું પડે છે. વેદોમાં કર્મ અને ઉપાસનાના મંત્રો ૯૬૦૦૦ છે. તે ભણવાનો અધિકાર તેથી મળે છે. વેદના મંત્ર એક લાખ છે પણ ચાર હજાર મંત્રો સંન્યાસી માટે છે. કર્મો અને ઉપાસનાના મંત્રો છે ૯૬૦૦૦. જનોઈને બનાવનાર બ્રહ્મા અને ત્રિગુણાતીત કરનાર વિષ્ણુ છે. જનોઈને ગાંઠ આપનાર શિવજી અને અભિમંત્રિત કરનાર ગાયત્રીદેવી છે. આ દિવ્ય તેજ છે. જનોઈ સાતમે વર્ષે આપવાની હોય છે. વધારેમાં ૧૧ વર્ષ સુધી છૂટ આપી છે.

એક એક ધાગામાં એક એક દેવની પ્રતિષ્ઠા કરવામાં આવે છે તેથી તેને ચાવીનો (લોઢાનો) સ્પર્શ ન થાય. આજના બ્રાહ્મણો જનોઈએ ચાવી લટકાવે છે. જનોઈએ ચાવી લટકાવવાથી દેવો જનોઈમાંથી ચાલ્યા જાય છે.

સંસ્કારની પરંપરા નષ્ટ થઈ તેથી સંયમ અને સદાચાર પ્રજામાં રહ્યા નથી ઋષિઓએ સંસ્કાર બતાવ્યા છે તે આપણા કલ્યાણ માટે છે.

વામનજી મહારાજને જનોઈ આપવામાં આવે છે. અદિતિએ લંગોટી આપી છે. ધરતીએ આસન, બ્રહ્માએ કમંડળ, સરસ્વતીએ જપ કરવા માળા અને કુબેરે ભિક્ષાપાત્ર આપ્યું છે. બ્રાહ્મણ ત્રણ વખત સંધ્યા કરે. બ્રાહ્મણને માથે ઘણી જવાબદારી નાંખી છે. મહાપ્રભુજી હંમેશા ત્રણ વાર સંધ્યા કરતા. જગતને આદર્શ બતાવ્યો છે. હું મહાન છું છતાં સંધ્યા કરું છું.

પ્રાતઃસંધ્યાથી રાત્રીનું પાપ નષ્ટ થાય છે. મધ્યાહ્નની સંધ્યા અન્નજળનો દોષ દૂર કરે છે. ત્રિકાળ સંધ્યાનો બહુ મોટો મહિમા છે. સંધ્યામાં સૂર્યનો જપ કરતાં કરતાં જગદંબા ગાયત્રીનું ધ્યાન કરવાનું છે. સંધ્યામાં ગાયત્રી માતાને આવાહન કરવાનું છે. મા, તમે મારા હૃદયમાં પધારો, મારું રક્ષણ કરો. સંધ્યામાં અઘમર્ષણ કરવાનું હોય છે ધ્યાન કરવાનું હોય છે. સંધ્યા સમય ઉપર થવી જોઈએ. ઉત્તમ સંધ્યા–આકાશમાં નક્ષત્રો હોય ત્યારે કરવામાં આવે તે. નક્ષત્ર ન દેખાતું હોય અને સૂર્યનારાયણ બહાર ન આવ્યા હોય, ત્યારે સંધ્યા કરે તો તે મધ્યમ સંધ્યા, સૂર્યોદય પછીની અધમ સંધ્યા છે.

બૃહસ્પતિ વામનજી મહારાજને ઉપદેશ આપે છે. આજથી મધુકરી માંગવાની. મધુકરીના અન્નમાં મધુરતા છે. તે પછી બ્રહ્મચારીના ધર્મો સંભળાવ્યા.

બ્રહ્મચર્યાશ્રમ નષ્ટ થયો ત્યારથી આપણા દેશની દુર્દશા થઈ છે. બ્રહ્મચર્યાશ્રમની પરંપરા નષ્ટ થઈ ત્યારથી દેશની દુર્દશા થઈ છે.

બ્રહ્મચર્યના પાલન વગર કોઈ મહાન થયો નથી કે થવાનો નથી.

જેણે બ્રહ્મચર્યનું પાલન કરવું છે, તેણે લાકડાની સ્ત્રીને શરીર કે મનથી પણ સ્પર્શ ન કરવો.

**न स्पृशेत् दारवीमपि ।**

બ્રહ્મચર્ય પાળવું હોય તો સ્ત્રીના કેશ તરફ કે મુખ તરફ ન જોવું. સ્ત્રીના કેશમાં અને મુખમાં કામ વસે છે. આ કથનમાં સ્ત્રીની નિંદા નથી, પણ કામની નિંદા છે. પરસ્ત્રીને માતા ગણવી. જગતમાં જેટલા મહાપુરુષો થયા છે, તેટલાએ પરસ્રીને મા ગણી છે. તેઓ બ્રહ્મચર્યનું પાલન કરવાથી મોટા થયા છે. લક્ષ્મણજીએ ચૌદ વર્ષના વનવાસમાં સીતાજીનાં ચરણો સિવાય બીજું કાંઈ જોયું ન હતું. તેથી જ્યારે રામચંદ્રજી સીતાજીનો ચન્દ્રહાર બતાવી પૂછે છે, લક્ષ્મણ આ હાર તારી ભાભીનો છે? ત્યારે લક્ષ્મણ કહે છે: આ હારને મેં જોયો નથી. કારણ કે મેં કદી મારાં ભાભીના મુખ સામે જોયું નથી.

રામચંદ્રજીએ સીતાજીના દાગીના આ પ્રમાણે બતાવી લક્ષ્મણજીને પૂછ્યું કે આ દાગીના તું ઓળખે છે? ત્યારે લક્ષ્મણજીને કહેવું પડયું:

**नाहं जानामि केयूरे**
**नाहं जानामि कुण्डले**

હું હારને કે કાનના કુંડલને ઓળખતો નથી. ફક્ત પગના ઝાંઝરને ઓળખું છું. કારણ કે પાય વંદન કરતી વખતે નિત્ય તે મારા જોવામાં આવતાં.

**नूपुरेत्वऽभिजानामि नित्य पादाभिवन्दनात्।**

કેવું આદર્શ બ્રહ્મચર્યપાલન!

કામને જીતવો મુશ્કેલ એટલે બ્રહ્મચર્યનાં વખાણ ખૂબ કરવામાં આવેલાં છે.

વ્યાસ ભગવાન ભાગવતની રચના કરતા હતા, ત્યારે તે શ્લોકો રચી પોતાના શિષ્ય જૈમિની ઋષિને તે શ્લોકો તપાસી જવા માટે વાંચવા આપતા.

નવમા સ્કંધમાં જૈમિનીના વાંચવામાં આ શ્લોક આવ્યો.

**बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति।**

ભા. ૯-૧૯-૧૭

ઇન્દ્રિયો એટલી બળવાન છે કે ભલભલા વિદ્વાનોને પણ ચળાવી દે છે.

શ્લોક વાંચી જૈમિનીને લાગ્યું કે આ શ્લોક રચવામાં વ્યાસદેવજીની ભૂલ થયેલી છે. **विद्वांसमपि कर्षति** ને બદલે **विद्वांसं नापकर्षति** લખવું જોઈએ.

શું વિદ્વાન માણસોને ઇન્દ્રિયો વિચલિત કરી શકે? મને કયાં ઇન્દ્રિયો વિચલિત કરી શકે છે?

તેમણે વ્યાસજીને વાત કરી. અને **विद्वांसं नापकर्षति** એ પ્રમાણે લખવા કહ્યું. વ્યાસજીએ કહ્યું કે જે લખેલું છે તે બરાબર છે. તેમાં ભૂલ થયેલી નથી.

એક દિવસ એવું બન્યું કે જૈમિની સંધ્યા કરી સંધ્યાનું જળ આશ્રમ બહાર નાંખવા આવ્યા. તેણે એક યુવતિને બહાર ઝાડ નીચે વરસાદમાં ભીંજાતી ઊભેલી જોઈ. વસ્ત્રો ભીંજાએલાં હતાં એટલે તેણીનું આખું શરીર દેખાતું હતું. જૈમિની યુવતિનું રૂપ જોઈને પ્રલોભનમાં પડ્યા.

આંખ-રતનનું હંમેશાં જતન કરજો. જૈમિનીએ તે સ્ત્રીને કહ્યું, અંદર આવોને! આ ઝુંપડી તમારી છે. આશ્રમમાં આવી વિશ્રામ કરો." સ્ત્રીએ કહ્યું—પુરુષો લુચ્ચા હોય છે. તેઓનો ભરોસો કેમ કરાય?



જૈમિનીએ કહ્યું-અરે હું પૂર્વ મીમાંસાનો આચાર્ય જૈમિની ઋષિ. મારો ભરોસો નહિ? મારા જેવા તપસ્વી જ્ઞાનીનો ભરોસો નહિ કરો તો કોનો ભરોસો કરશો? આ ઝૂંપડી તમારી છે. આશ્રમમાં આવી વિશ્રામ કરો.

તે સ્ત્રીને આશ્રમની અંદર લાવ્યા. તે પછી વસ્ત્ર બદલવા આપ્યાં. ફરીથી તેનું રૂપ જોઈ જૈમિનીનું મન વધારે લલચાયું. તે સ્ત્રીને પૂછયું:-તમારું લગ્ન થયેલું છે કે કેમ?

સ્રીએ ના પાડી. જૈમિનીએ તેને પરણવાની દરખાસ્ત મૂકી.

યુવતીએ કહ્યું કે:-મારા પિતાએ પ્રતિજ્ઞા લીધી છે કે જે કોઈ પુરુષ મારો ઘોડો બને તેના ઉપર હું સવાર થાઉં અને તે મને અંબાજી માતાના મંદિરે દર્શન કરાવવા લઈ જાય તેની સાથે હું પરણું.

વળી મારા બાપુને મેં વચન આપેલું છે કે મોઢું કાળું કરીને જમાઈને હું લઈ આવીશ. જૈમિનીએ વિચાર્યું "ભલે મોઢું કાળું થાય પણ આતો મળશે ને." જૈમિનીએ મોઢું કાળું કર્યું અને ઘોડો થવા પણ તૈયાર થયા. પુરુષ પરસ્ત્રીને કામભાવથી જુએ તો મોઢું કાળું થાય છે.

જૈમિની તે પછી ઘોડો બન્યા. અને તે યુવતી તેના ઉપર સવાર થઈ. આ પ્રમાણે વરઘોડો અંબાજીના મંદિર પાસે આવ્યો. મંદિરના ઓટલે વ્યાસજી બેઠા હતા. તેણે આ દશ્ય જોઈ પૂછયું:—

બેટા **कर्षत्ति** કે **नापकर्षत्ति**? જૈમિની કહે **कर्षति**. તમારો શ્લોક ખરો છે.

એક ક્ષણ પણ ગાફેલ થશો નહિ. ગાફેલ થશો તો કામ છાતી ઉપર ચઢી બેસશે. જ્ઞાની જૈમિની ગાફેલ થયા. તારું લગ્ન થયેલું છે કે નહિ તે સ્ત્રીને પૂછવાની શી જરૂર હતી? પરોપકાર માટે ઋષિઓનો અવતાર હોય છે. તેને આવી પંચાત કરવાની શી જરૂર હતી?

કામને કારણ મોટા મોટા જ્ઞાનીઓ ભૂલા પડ્યા, તો આપણા જેવા સાધારણ મનુષ્યોની કથા શું?

તેથી તો ભર્તુહરિએ કહ્યું છે,

**विश्वामित्र पराशर प्रभृतयो वाताम्बुपर्णाशना**
**स्तेऽपि स्त्री मुख पङ्कज सुललितं दृष्टैव मोहं गताः।**
**शाल्यन्नं सघृतं पयोदधियुतं भुञ्जन्ति ये मानवा:**
**तेषामिन्द्रियनिग्रहोयदिभवेत् विन्ध्यस्तरेत् सागरम्॥**

કેવળ ઝાડનાં પાંદડા-અને જળ પીને નિર્વાહ કરનાર ઋષિઓને પણ કામે થપ્પડ મારી છે. તો લૂલીના લાડ કરનાર અને છબીમંદિરમાં નિત્ય નટીઓનાં દર્શન કરનાર આજના માનવી કહે કે મેં કામને જીત્યો છે તો એ વાત વાહિયાત છે.

જેને બ્રહ્મચર્ય પાળવું હોય તે પેટમાં અજીર્ણ ન થવા દે. વાલની દાળ, ભૂસું અને ભજીયા ખાનાર શું બ્રહ્મચર્ય પાળતો હશે? એ ખોટી વાત છે. શ્રીકૃષ્ણને દુર્બળતા ગમતી નથી. હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને. શ્રુતિ પણ કહે છે:

**नायमात्मा बलहीनेन लभ्यः ।**

માટે બ્રહ્મચર્યનું પાલન કરો. બળવાન બનો.

સ્ત્રીના મુખ કે કેશને તાકીને નિહાળીશ નહિ. આંખમાં કે મનમાં વિકાર આવે તો સ્નાન કરી ગાયત્રી મંત્રનો જપ કરવો. મનરૂપી હાથીને સત્કર્મરૂપી અંકુશ જ વશમાં રાખી શકે.

તે પછી વામનજી ભિક્ષા લેવા જાય છે. જગદંબા પાર્વતી માતા ભિક્ષા આપે છે. ૐ ભગવતિ ભિક્ષાં દેહિ. ગુરુજીને તે ભિક્ષા અર્પણ કરી. ગુરુજીએ કહ્યું : ભિક્ષા થોડી લાવ્યો. વામનજી મહારાજ કહે છે:—ગુરુજી મને મોટો યજમાન બતાવો. વધારે ભિક્ષા લાવીશ. ગુરુજીએ આજ્ઞા કરી કે નર્મદા કિનારે બલિ રાજા મોટો યજ્ઞ કરે છે. તે વધારે ભિક્ષા આપશે. ત્યાં તું જા. બૃહસ્પતિ મહારાજ વામનજીને સમજાવે છે. બલિરાજા અશ્વમેધ યજ્ઞ કરી રહ્યા છે. તે તને ભિક્ષા આપશે.

વામનજી મહારાજે ત્યાંથી પ્રયાણ કર્યું છે. પગમાં પાવડી છે, હાથમાં કમંડલ છે, કેવળ લંગોટી પહેરી છે, બીજા હાથમાં છત્ર અને દંડ છે. કમર ઉપર મુંજની મેખલા અને ગળામાં યજ્ઞોપવીત ધારણ કર્યું છે. બગલમાં મૃગચર્મ અને શિર પર જટા છે. મુખ ઉપર બ્રહ્મતેજ છે.

બિલકુલ પરિચય ન હોય અને માથું નમે તો માનજો કે આ કોઈ ઈશ્વરનો અંશ છે. પરિચય નથી છતાં વામનજીને રસ્તામાં સર્વ નમસ્કાર કરે છે. વામનજી મહારાજ નર્મદાના કિનારે આવ્યા છે. વામનજી મહારાજ યજ્ઞમંડપ પાસે આવ્યા છે. મોટા મોટા ઋષિઓ વિચાર કરે છે કે આવો બ્રહ્મતેજસ્વી જોયો નથી. બ્રહ્મતેજને કોઈ છુપાવી શકે નહિ. આ સૂર્યનારાયણ તો ઉપરથી નીચે ઊતર્યા નથી ને? આ કોઈ બ્રાહ્મણકુમાર લાગે છે.

શંકર સ્વામીને પૂછવામાં આવ્યું કે જગતમાં ભાગ્યશાળી કોણ?

શંકર સ્વામીએ જવાબ આપ્યો.

**कौपीनवन्तः खलु भाग्यवन्तः ।**

જે લંગોટી પહેરે છે, જે જિતેન્દ્રિય છે, જે સદા સર્વદા પ્રભુ સાથે વાતો કરે છે, ઈશ્વરમાં જે રમે છે તે મોટા ભાગ્યશાળી છે. પૈસા સાથે રમે, શરીર સાથે રમે એ ભાગ્યશાળી નહિ.

બ્રાહ્મણો વિચાર કરતા હતા તે સમયે યજ્ઞમંડપમાં વામનજીએ પ્રવેશ કર્યો છે. યજ્ઞના પ્રધાન આચાર્ય શુક્રાચાર્ય ઊઠીને ઊભા થયા છે. આ કોઈ બ્રહ્મતેજસ્વી બ્રાહ્મણ છે. આ કોઈ મહાન લાગે છે. યજ્ઞના મહાન આચાર્ય શુક્રાચાર્ય તેમજ મોટા મોટા ઋષિઓ વામનજી મહારાજને માન આપે છે.

બ્રહ્મતેજથી બ્રાહ્મણોને માન મળે છે. બ્રાહ્મણોને જ્ઞાનથી માન મળે છે. ક્ષત્રિયોને બળથી માન મળે છે. વૈશ્યોને પૈસાથી માન મળે છે. શેઠ કથામાં મોડા આવે તો પણ તેને આગળ આસન આપવામાં આવે છે. ભલેને શેઠે ગમે તેટલાં કાળાંધોળાં કર્યાં હોય. શેઠને માન નથી તેની લક્ષ્મીને માન છે. શૂદ્રોને વયથી માન મળે છે. શૂદ્રમાં મોટા તે ગણાય છે કે જે વયમાં મોટો છે.



ચારે વર્ણોની દિવાળી પણ અલગ અલગ છે. બળેવ એ બ્રાહ્મણની દિવાળી. ક્ષત્રિયની દિવાળી એ વિજ્યાદશમી. વૈશ્યોની દિવાળી લક્ષ્મી પૂજન અને શૂદ્રોની દિવાળી હોળી ગણાય છે.

બ્રહ્મચારીનું સ્વાગત કર્યું છે. પધારો પધારો. બ્રાહ્મણો ઊઠીને ઊભા થયા છે. બલિરાજાની નજર ખેંચાય છે. આ કોણ આવ્યું છે? મેં ઘણા બ્રાહ્મણોની સેવા કરી છે પણ આવો કોઈ જોયો નથી. વામનજી મહારાજને ઘરની અંદર લઈ જાય છે. સુંદર સિંહાસન ઉપર વામનજીને પધરાવ્યા છે. રાણીને કહ્યું, મારે આની પૂજા કરવી છે. પૂજાની તૈયારી કરો.

બલિરાજાની રાણીનું નામ વિંધ્યાવલી. તેની પુત્રીનું નામ રત્નમાલા. રત્નમાલાના મનમાં સંકલ્પ થયો કેટલો સુંદર છે? આ છોકરાને જે મા ધવરાવતી હશે તેને કેવું સુખ થતું હશે. બટુક વામન ભગવાનનું સ્વરૂપ જોઈ પહેલાં વાત્સલ્યભાવ થયો, ધવરાવવાની ઇચ્છા થઈ. પાછળથી જ્યારે બટુકજીનું પરાક્રમ જોયું એટલે મારવાનો ઈરાદો થયો. બન્ને ભાવવાળી તેણી થઈ બીજા જન્મમાં પૂતના. બાળકના રૂપમાં આસક્તિ રહી ગઈ, તેથી તેણી પૂતના થઈ.

બલિરાજા ચરણની સેવા કરે છે. વિંધ્યાવલી જળ રેડે છે. બ્રાહ્મણો પુરુષસૂક્તનો પાઠ કરે છે. બલિરાજા ધીરે ધીરે ચરણ પખાળે છે. આજે હું પવિત્ર થયો. મારા પિતૃઓને સદ્ગતિ મળી. આવા પવિત્ર બ્રાહ્મણનું ચરણોદક મને મળ્યું. વામનજીની પ્રાર્થના કરી છે. આજે હું કૃતાર્થ થયો છું. મારો યજ્ઞ સફળ થયો. આજે મારું કલ્યાણ થયું છે. હું આપના ચરણમાં વારંવાર વંદન કરું છું. જે માતાપિતાએ બહુ પુણ્ય કર્યાં હોય ત્યારે એવો દીકરો થાય છે. મને થાય છે કે મારું સર્વસ્વ અર્પણ કરી હું વનમાં જઈ ઈશ્વર ભજન કરું.

વામનજી મનમાં બોલ્યા છે:—એ તો તારું લેવા જ બટુક બ્રાહ્મણ થઈ આવ્યો છું. બલિરાજા બોલ્યા છે:—મહારાજ, તમને કાંઈ માંગવાની ઇચ્છા હોય તેમ લાગે છે. માટે સંકોચ છોડી જે જોઈએ તે માંગો. રાજ્ય, ગાયો, કન્યા જે જોઈએ તે માંગો. જે માંગશો તે આપીશ. વારંવાર બલિએ એવી પ્રાર્થના કરી છે.

શુકદેવજી વર્ણન કરે છે રાજન્ અતિશય આનંદ થયો છે.

જેને ત્યાં માંગવા જાવ એના વડવાઓનાં વખાણ કરો એટલે રંગમાં આવશે. આજકાલ તો એવો રિવાજ થયો છે કે ઘરવાળીનાં વખાણ કરશો એટલે જલદી પીગળશે. વામનજીએ બલિરાજાનાં વખાણ કર્યાં છે. તમારા દાદા પ્રહ્લાદ મહાન ભગવતભક્ત હતા. એવા ભક્ત થયા નથી અને થવાના નથી. પ્રહ્લાદનો પ્રેમ એવો કે પરમાત્માને સ્તંભમાંથી પ્રગટ થવું પડ્યું હતું. એવું મેં સાંભળ્યું છે. તમારા પિતા વિરોચન અતિ ઉદાર હતા. આવો ઉદાર થયો નથી અને થવાનો નથી. એક બ્રાહ્મણને તમારા પિતાએ આયુષ્યનું પણ દાન કર્યું હતું. ઇન્દ્ર વિરોચન પાસે બ્રાહ્મણ બનીને આવ્યો ને કહ્યું મારું આયુષ્ય થોડું જ બાકી છે. બ્રાહ્મણી વિધવા થશે. મને આયુષ્યનું દાન કરો. આવેલા બ્રાહ્મણને ના પાડું એ ઠીક નથી. વિરોચન રાજાએ આયુષ્યનું દાન આપ્યું.

તમારા પરદાદા મહાન વીર હતા. આવો વીર થયો નથી અને થવાનો નથી.

બલિરાજા વિચારે છે, દેખાય છે મહારાજ સાત આઠ વર્ષના અને વાતો કરે છે મારા દાદા અને પરદાદાની. તેથી બલિરાજા પૂછે છે: મહારાજ તમે મારા દાદા પરદાદાને જોયેલા ?

વામનજી મહારાજ કહે છે:—ના, ના, હું તો આઠ વર્ષનો છું, મેં તમારા દાદા પરદાદાને કયાંથી જોયા હોય! આ તો મારા વડીલો પાસેથી સાંભળ્યું છે તે ઉપરથી કહ્યું છે.

તારામાં તારા પ્રપિતામહ હિરણ્યકશિપુ જેવી શક્તિ છે, વીરતા છે. દાદા પ્રહ્લાદ જેવી ભક્તિ છે, અને પિતા વિરોચનના જેવી ઉદારતા છે. તારામાં એ-ત્રણેના ગુણો છે. પિતાશ્રીની ઉદારતા, દાદાની ભક્તિ અને પરદાદાની વીરતા તમારામાં ઊતરી આવ્યા છે.

બલિ રાજાએ કહ્યું:—માંગો આપ જે માગશો તે આપીશ.

રાજાને પહેલાં વચનથી બાંધી લીધા. તે પછી વામનજી બોલ્યા છે, રાજન્ હું લોભી બ્રાહ્મણ નથી. હું સંતોષી છું. મારા પગથી માપીને ત્રણ પગ ભૂમિ લેવા આવ્યો છું. તેટલી ભૂમિ તું મને આપ. બલિરાજા વિચારે છે કે બાળક છે તેથી માંગવામાં વિવેક નથી. આ મહારાજ ભણ્યા છે પુષ્કળ પણ કાંઈ ગણ્યા નથી. બાળક છે એટલે માંગતા આવડયું નથી. કહ્યું, મહારાજ તમને માંગતાં આવડયું નથી. ત્રણ પગલાં ભૂમિ નહિ ત્રણ ગામ દાનમાં આપું. જગતમાં મારી પ્રસિદ્ધિ છે કે જે બ્રાહ્મણનું પૂજન કરી હું દાન આપું છું તેને બીજા કોઈના ઘેર દાન લેવા જવાનું રહેતું નથી. મારી પાસે દાન લીધા પછી તમે બીજા કોઈ પાસે દાન લેવા જાવ તેમાં મારું અપમાન થાય. તમારા મુખનાં દર્શન કરી હું તો સમજી ગયો કે તમે સંતોષી બ્રાહ્મણ છો. પણ આ ત્રણ પગલાં પૃથ્વીનું દાન આપતાં મને બહુ સંકોચ થાય છે. માટે કાંઈક વધુ માંગો. હું જાણું છું આપ લોભી નથી સંતોષી છો પણ આ તો બહુ ઓછું છે. મને આપતાં શરમ આવે છે.

વામન ભગવાન બોલ્યા:—રાજન્, તને ધન્ય છે. તમે આવું બોલો તેમાં આશ્ચર્ય નથી. રાજા, તમે ઉદાર છો પણ દાન લેતા મારે વિચાર કરવો જોઈએ ને! મારે માગવામાં વિવેક રાખવો જોઈએ ને! રાજા, લાભથી લોભ વધે છે, સંતોષથી તૃપ્તિ થાય છે. આ સંસારના સર્વ ભોગપદાર્થો આપવામાં આવે તો પણ સંતોષ વૈરાગ્ય વિના શાંતિ મળતી નથી. લોભ એ જ પાપનું મૂળ છે. બ્રાહ્મણ સંગ્રહ કરવા દાન ન લે. અતિસંગ્રહ કરવાની વૃતિથી બ્રાહ્મણ દાન લે તો તેના માથે યજમાનનું પાપ આવે છે. તેને પાપ લાગે છે. મને વધારે જરૂર નથી. અતિસંગ્રહથી વિગ્રહ થાય છે.

ભાગવતમાં લખ્યું છે તમારી આવકનો પાંચમો ભાગ દાન કરો. ભાગવતમાં પંચમાંશ ભાગ આપવા કહ્યું છે. પછી પરિસ્થિતિ બદલાતાં મનુ મહારાજે થોડી છૂટ આપી. તેઓએ કહ્યું, આવકનો દશમો ભાગ દાનમાં આપજો. ઘરમાં આવેલું ધન સઘળું શુદ્ધ હોતું નથી. તેથી દાન કરવું જોઈએ. દાનથી ધન શુદ્ધિ થાય છે.

ભિખારી ભીખ માગવા આવતો નથી, પણ તે ઉપદેશ આપવા આવે છે. **भिक्षुका नैव भिक्षन्ति बोधयन्ति गृहे गृहे।** શું ઉપદેશ? ગયા જન્મમાં મેં કોઈને દાન આપ્યું નહિ. એટલે મારી આ દશા થઈ છે. તમે પણ નહિ આપશો તો મારા જેવી દશા થશે.



રાજન્, હું કોઈને ત્યાં દાન લેવા ગયો નથી. હું તો સંતોષી બ્રાહ્મણ છું. એ તો તું ભાગ્યશાળી એટલે હું તારે ત્યાં આવ્યો છું. આજે એક શેઠના બંગલાના ઓટલા ઉપર હું સંધ્યા કરતો હતો. તેણે મને કહ્યું ઊઠ અહીંથી. સંધ્યા મારી અધૂરી રહી અને ઊઠવું પડયું. કેટલાક તો ઓટલે બેઠેલાને પણ ઉઠાડે છે. ઊઠો અહીંથી. ઓટલો મારો છે. મૂર્ખો કહે છે કે ઓટલો મારો છે. જાણે ઓટલો પણ સાથે લઈ જવો હશે!

મનુષ્ય આ સંસારમાં મારું શું એટલું જો સમજી લેય તો આ જગતમાં મિલકત માટે મારામારી થાય નહિ.

ઓટલે બેઠેલાને પૂછજો કે ઠંડુ જળ લેશો? હાં, ધૂતારાથી સંભાળજો. આજકાલ ઘણા ધૂતારા આવે છે. તે દિવસે ઘર જોઈ જાય અને રાત્રે ચોરી કરવા આવે છે. મારી સંધ્યા અધૂરી રહી, મારા સત્કર્મમાં વિઘ્ન આવ્યું, તેથી મને થયું કે મારી માલિકીની થોડી જગ્યા હોય તો સારું એટલે માંગવા આવ્યો છું. સંધ્યા ગાયત્રી કરવા માટે જમીન માગું છું. તારી જગ્યામાં બેસી સંધ્યા ગાયત્રી કરીશ. તેનું પુણ્ય તમને પણ મળશે. હું બ્રહ્મચારી છું. મારા ત્રણ પગલાંથી મપાય તેટલી પૃથ્વીનું તું દાન કર.

બલિરાજાને આનંદ થયો. આવો પવિત્ર બ્રાહ્મણ મારી જમીન ઉપર બેસીને સંધ્યા કરશે તો મારું કલ્યાણ થશે. બલિરાજાને આશ્ચર્ય થયું છે. કેવો ત્યાગી બ્રાહ્મણ છે! હું તો મારું સર્વસ્વ આપવા તૈયાર છું પણ લેતા નથી. કહ્યું છે, આજે તો હું તમારા કહેવા પ્રમાણે ત્રણ પગ પૃથ્વીનું દાન કરીશ, પણ ભવિષ્યમાં આપને કોઈ પણ વસ્તુની જરૂર પડે તો મારા ઘેર આવજો. મને સેવાનો લાભ આપજો.

વામનજી બોલ્યા છે:— આજે તો ત્રણ પગ પૃથ્વીનું દાન કર. પછીની વાત પછી થશે.

બલિરાજા દાનનો સંકલ્પ કરવા તૈયાર થયા છે. યજ્ઞમંડપમાં શુક્રાચાર્ય બેઠેલા હતા. એકટક નજરથી સમજી ગયા કે આ કોઈ સાધારણ બ્રાહ્મણ નથી. બલિરાજાને કહ્યું છે:—ઉતાવળ કરશો નહિ. દેવોનું કાર્ય સિદ્ધ કરવા સાક્ષાત્ નારાયણ તારા ઘેર દાન લેવા આવ્યા છે. રાજા, તારું બધું રાજ્ય આના બે પગમાં આવી જશે. ત્રીજું પગલું મૂકવા જગ્યા રહેશે નહિ. એટલે તને નરકમાં ફેંકી દેશે. માટે તેને આપતાં પહેલાં વિચાર કર. તારું સર્વસ્વ હરી લેશે.

રાજા, દાન આપજે પણ વિવેકથી આપજે. આ બાળકના પગલાં કેવાં છે તે તું જાણતો નથી. હું જાણું છું. એવું દાન ન આપો કે જે દાન આપ્યા પછી તમે અતિ દરિદ્ર થાવ અથવા ઘરનાં દુઃખી થાય.

બ્રાહ્મણોને આપો તો સદ્‌ભાવથી આપજો, ઈશ્વરભાવથી આપજો. તો તમારું કલ્યાણ થશે. પવિત્ર સદાચારી બ્રાહ્મણો, સતી સ્રીઓ આ ધરતીને ટકાવે છે.

બલિરાજા પૂછે છે:—ત્યારે દાન ન આપું?

શુક્રાચાર્ય કહે છે:—આપજે પણ તારા પગથી માપીને પૃથ્વી આપજે. આ તો વિરાટ સ્વરૂપ ધારણ કરશે. ત્રીજો પગ મૂકવાની જગ્યા રહેશે નહીં. દેવોનું કામ કરવા આ વિષ્ણુ આવ્યો છે.

બલિરાજા કહે છે:—સંકલ્પ પ્રમાણે દાન ન આપે તો મનુષ્ય નરકમાં જાય છે.

ભવિષ્યનો વિચાર કરી આવકનો પાંચમો ભાગ બચાવવો જોઈએ. સર્વસ્વ દાન કરી ન દેવું કે બીજાને આપી ન દેવું.

કળિયુગના છોકરા પૈસાની સેવા કરે છે, માતાપિતાની સેવા કરતા નથી. તમારી પાસે પૈસા હશે તો સગાંઓ સેવા કરશે.

વૃદ્ધાવસ્થા માટે એક ભાગનો સંગ્રહ કરજો. છોકરાઓ પાસે માંગવાનો પ્રસંગ ન આવે તેથી સંગ્રહ કરજો.

એક ડોસો માંદો પડ્યો. મરણ નજીક આવેલું જાણી પોતાનું સર્વસ્વ ત્રણે છોકરાઓ વચ્ચે વહેંચી દીધું. મરવાને બદલે ડોસો સાજો થઈ ગયો. પરંતુ હવે કોઈ ને લાલચ રહી નહીં. બધા જાણતા હતા કે ડોસા પાસે હવે કાંઈ નથી. ઘરમાં બધા ધુત્કારવા લાગ્યા. છોકરા કાંઈ આપે નહિ. ડોસાને દુઃખ થયું. એક દિવસ છોકરા પાસે પૈસાની માંગણી કરી. છોકરાએ કહ્યું એક આનો આપીશ. બધું ડોસાનું હતું પણ કોઈ આપતું નથી. ડોસાએ પોતાના મિત્રને વાત કરી. મારી ઘરમાં આ દશા છે. મિત્રે કહ્યું મારી પાસે એક મોટી પેટી છે. તેમાં પથ્થરો ભરી તાળું મારી તારે ત્યાં મોકલાવી આપીશ. તારે બોલવાનું કે હરદ્વાર જઈશ. સાધુસંતોને જમાડીશ. મિત્રે તે પ્રમાણે પેટી મોકલાવી આપી. ડોસાએ ઘરના માણસોને કહ્યું હવે ઉંમર થઈ. આ થોડી મૂડી છે તે જાત્રા કરી આવું. સાધુસંતોને જમાડીશ. અને તીર્થસ્થાનમાં રહીશ.

છોકરાઓ પૂછે છે :— ક્યાં જવાના ?

ડોસાએ જવાબ આપ્યો :—હરિદ્વાર.

છોકરાઓ પૂછે છે :— આ પેટી ક્યાં હતી ?

ડોસાએ જવાબ આપ્યો :—મેં મારા મિત્રને ત્યાં રાખેલી. આમાં કાંઈ નહિ તો દશ પંદર હજાર હશે.

વજનદાર પેટી જોઈ બધા માનવા લાગ્યા, હજુ ડોસાએ પોતાની પાસે રાખ્યું છે. પેટીમાં મિલક્ત જાણી બધા પુત્રો આગ્રહ કરવા લાગ્યા, બાપા મારી સાથે રહો, મારી સાથે રહો. બીજો બોલ્યો :—બાપા તમે તીર્થસ્થાનમાં એકલા રહો તે અમને શોભે ? દુનિયા અમને શું કહે ? બાપા તમે ન જાવ. હું તમને રાખીશ.

દુનિયા સ્વાર્થી છે. છતાં જીવને વિવેક નથી. જીવ એવો દુષ્ટ છે. ખોટું કરે છે એનું એને દુઃખ નથી પણ ખોટું દેખાય એનું તેને દુઃખ છે. તે ખોટું કરે પણ સારું દેખાય તેમ ઇચ્છે છે.

પુત્રવધૂઓ ડોસાની સેવા કરવા લાગી. મિત્રે કહ્યું હતું કે મરતાં સુધી કોઈ ને ચાવી આપીશ નહિ. ડોસો કોઈ ને ચાવી આપતો નથી. એક દિવસ ડોસાએ શરીર છોડી દીધું. છોકરાઓએ નક્કી કર્યું બાપાએ ઘણું રાખ્યું છે.

લોકો પણ કહે છે :—બાપા ત્રણ પેટી જોઈ ને ગયા છે. જરાય સંકોચ કરશો નહીં.

છોકરાઓએ ખૂબ વાપર્યું. વિચારેલું બધા જાય પછી પેટી ખોલશું. બધા ગયા પછી પેટી ખોલી. જુએ છે તો પથરા.

જગતમાં સ્વાર્થ લાગ્યો છે.

**सुर नर मुनि सबकी यह रीति, स्वार्थ लागी करही सब प्रीति ।**



શુક્રાચાર્ય બલિરાજાને કહે છે :—તેના ત્રણ પગથી માપીને તું ત્રણ પગ પૃથ્વીનું દાન કરીશ તો તારા સર્વસ્વનો વિનાશ થશે. માટે સાવધાન કરૂં છું.

બલિરાજા કહે છે :—એક વાર મેં વાણીથી આપી દીધું છે. હવે ના પાડું તો અસત્ય બોલવાનું પાપ લાગશે.

શુક્રાચાર્ય કહે છે :—આવા વિપત્તિના સમયે અસત્ય બોલો તો તે ક્ષમ્ય છે. સત્ય બોલવું એ ધર્મ છે. અસત્ય બોલવું એ ધર્મ છે એમ કહ્યું નથી. પણ ક્ષમ્ય છે, સ્તુત્ય નથી.

ચાર પ્રસંગોએ અસત્ય બોલો–કહો તો તે ક્ષમ્ય છે. (૧) કોઈના વિવાહ વખતે. કોઈના વિવાહ થતા હોય ત્યારે અસત્ય બોલાય તો તે અસત્ય ક્ષમ્ય છે. (૨) સ્ત્રીઓને વાત કહેવાના પ્રસંગે. કારણ મહાભારતમાં લખ્યું છે કે **न तु गुप्तं धारयति ।** સ્ત્રીઓને શાપ છે કે સ્ત્રીઓ કાંઈ ખાનગી રાખી શકશે નહીં. (૩) પ્રાણ-સંકટે. સત્ય બોલવાથી કોઈ જીવની હિંસા થતી હોય ત્યારે. (૪) ગાય બ્રાહ્મણના રક્ષણ માટે.

રાજા, તારા માથે પ્રાણસંકટ છે. તું ફરી જા. બ્રાહ્મણને ચોખ્ખી ના પાડી દે. આવા વખતે વચનભંગ થાય તો વાંધો નહિ.

બલિરાજા બોલ્યા છે :—ગુરુજી, આપે સુંદર ઉપદેશ આપ્યો. પણ હું તો વૈષ્ણવ છું. હું માનતો હતો કે આ કોઈ બ્રાહ્મણનો છોકરો આવેલો છે; પરંતુ હવે જ્યારે જાણ્યું કે પરમાત્મા સાક્ષાત્ મારી પાસે માંગવા આવેલા છે–તો મારા નારાયણને હું મારું સર્વસ્વ અર્પણ કરીશ. હું મારા વચનનો ભંગ કરીશ નહીં. સેવા કરતી વખતે અમે ઠાકોરજીનાં ચરણમાં સર્વસ્વ અર્પણ કરીએ છીએ. આપે કહ્યું સાક્ષાત્ વિષ્ણુ ભગવાન આવ્યા છે. મારા ઈષ્ટદેવ વિષ્ણુ છે. મારે ત્યાં દાન લેવા માટે બાળક બનીને આવ્યા છે. હું મારૂં સર્વસ્વ બટુકના ચરણમાં અર્પણ કરીશ. દાન આપનાર મોટો ગણાય છે. દાન લેનાર નહીં. જગતમાં મારી પ્રતિષ્ઠા વધશે.

શુક્રાચાર્ય સમજાવે છે :—ત્રીજો પગ મૂકવા જગ્યા રહેશે નહીં. એટલે તારે નરકમાં જવું પડશે. બલિરાજા ઉત્તર આપે છે :—નરકની મને બીક નથી. પાપ કર્યા પછી નરકમાં જાય એ ખોટું છે. પણ પરમાત્માને સર્વસ્વ અર્પણ કર્યા પછી નરકમાં જવું પડે તો શું વાંધો છે ?

સંપત્તિનો સન્માર્ગે ઉપયોગ થાય પછી ગમે તેટલા વિઘ્ન આવે, તો પણ મનને શાંતિ મળે છે.

આ લોકમાં અને પરલોકમાં સુખી થવું હોય તો પૈસાનો વિવેકથી ઉપયોગ કરવો. પૈસાનો સદુપયોગ ન થાય તો મરતાં સુધી શાંતિ મળતી નથી.

હું પ્રહ્લાદના વંશનો છું. હું વૈષ્ણવ છું. અમે વૈષ્ણવો ગળામાં કંઠી ધારણ કરીએ છીએ. અમે ઠાકોરજીને સર્વસ્વનું અર્પણ કરીએ છીએ. આજે સર્વસ્વનું દાન કરીશ. દાન આપ્યા પછી નરકમાં જવું પડે તો પણ વાંધો નહિ. હું પાપ કર્યા પછી નરકમાં જતો નથી પણ દાન કર્યા પછી જઈશ. હું ભગવાનનો થઈશ. ભગવાનનો થયા પછી નરકમાં જવું પડે તો વાંધો નહિ. બ્રહ્મસંબંધ થયા પછી નરકમાં જવું પડશે તો મારા ભગવાનને મારી સાથે આવવું પડશે.

બ્રાહ્મણને જ્યારે દાન કરવામાં આવે છે ત્યારે તેના શરીરમાં વિષ્ણુનું આવાહન કરવામાં આવે છે. ત્યારે આ તો સાક્ષાત્ મહાવિષ્ણુ મારે ત્યાં આવ્યા છે. ગુરુજી હું સર્વસ્વ ઠાકોરજીને અર્પણ કરીશ. જીવ દગો આપે છે પણ અણીના વખતે પ્રભુ દોડતા આવે છે. હું ભગવાનનો થઈશ. ભગવાન મારા થશે. તે પછી હું નરકમાં જઈશ તો ત્યાં પણ ભગવાનને આવવું પડશે. હું જ્યાં જાઉં ત્યાં ભગવાન આવશે.

તુકારામે કહ્યું છે: ગર્ભવાસ થાય કે નર્કવાસ થાય; પરંતુ જો મારો વિઠ્ઠલ મારી સાથે હોય તો હું ત્યાં જવા પણ તૈયાર છું. તુકારામ ગર્ભવાસ માંગે છે કારણ તેને ખાત્રી છે.

તુકા મ્હણે ગર્ભવાસી ઘાલાવી આમ્હાસી.

હું જ્યાં જઈશ ત્યાં વિઠ્ઠલનાથ મારી સાથે આવશે.

ગુરુજી, દરેક સત્કર્મ વખતે આપ સંકલ્પ કરાવો છો.

**अनेन कर्मणा भगवान् परमेश्वरः प्रीयताम् न मम।**

અને બધું ફળ શ્રીકૃષ્ણાર્પણ કરાવો છો. તે શ્રીકૃષ્ણ આજ માંગવા આવ્યા છે તો હું કેમ ના પાડું? આપ સંકલ્પ કરાવો. કૃપા કરી મને દાનનો સંકલ્પ કરાવો. મારા ભગવાનને હું સર્વસ્વ અર્પણ કરીશ.

શુક્રાચાર્ય કહે છે:—હું તને સંકલ્પ નહિ કરાવું.

વામનજી કહે છે:—તમારા ગોર દાદા સંકલ્પ ન કરાવે તો હું સંકલ્પ કરાવું. હું બ્રાહ્મણનો પુત્ર છું. મને સંકલ્પ કરાવતાં આવડે છે.

ત્યારબાદ બલિરાજાના કહેવાથી વામનજી દાનનો સંકલ્પ કરાવવા લાગ્યા. બોલ્યાઃ ઝારીમાંથી જળ હાથમાં પધરાવો. શુક્રાચાર્યજીથી આ સહન થયું નહિ, સૂક્ષ્મરૂપે ઝારીમાં પ્રવેશ કર્યો. સંકલ્પનું જળ ઝારીમાંથી બહાર ન આવે તે માટે શુક્રાચાર્ય તેના નાળચામાં ભરાઈને બેઠા.

વામનજી સમજી ગયા. શુક્રાચાર્ય ઝારીમાં બેઠા છે. દર્ભની સળી લઈ ઝારીના નાળચામાં નાંખી તેથી શુક્રાચાર્યની એક આંખ ફૂટી ગઈ. ભગવાન કૃપા કરે છે ત્યારે એક આંખ ફોડે છે. પરમાત્માએ બોધ આપ્યો કે મારાં દર્શન કર્યા પછી એક આંખે જગતને નિહાળજો. મનુષ્ય જગતને એક આંખથી જુએ. અનેકમાં એક ભગવાન રહેલા છે તે દૃષ્ટિથી જુઓ. આ જ સમભાવ છે. એક જ ઈશ્વર સર્વમાં રહેલો છે તેમ જુએ તે સમતા. એક જ ઈશ્વર અનેક રૂપે ક્રીડા કરે છે એ ભાવથી જોવું તે સમાનભાવ છે. બે આંખથી જુએ એ વિષમતા. એક આંખથી સર્વને જુઓ. કાંઈ કપટ ન કરો.

ભગવાન પોતે માંગવા આવ્યા છે તેમ છતાં શુક્રાચાર્યના મનમાંથી દ્વૈતભાવ જતો નથી. આ મારો યજમાન અને આ માંગનાર એવો તેણે દ્વૈતભાવ રાખ્યો. એક આંખે એટલે કે અદ્વૈત દૃષ્ટિથી તમે જુઓ એમ બતાવવાનો ઉદ્દેશ છે. યોગીઓ એક આંખે અદ્વૈતરૂપે આ જગતને જુએ છે.

પરમાત્મા વિચારે છે બન્ને આંખ ફૂટી જાય તો મારાં દર્શન કેવી રીતે કરશે. પરમાત્માના દર્શન થયાં પછી એક આંખે બધું નિહાળજો. બંને આંખોએ જોવાથી વિષમતા થાય.



શુક્રાચાર્ય સમજી ગયા કે વધારે વિઘ્ન કરીશ, તો બીજી આંખ પણ ફોડી નાંખશે. શુક્રાચાર્ય ત્યાંથી અલગ થયા છે.

આંખ બગડે એનું નામ બગડે, એનું જીવન બગડે. રાવણની આંખ બગડેલી તો અત્યાર સુધી તેનું નામ બગડેલું રહ્યું છે.

પરમાત્મા એક આંખ ફોડે છે. રામાયણમાં પણ કથા છે. પ્રભુએ—રામચંદ્રજીએ જયંતની એક આંખ ફોડી છે.

ભગવાન કહે છે, જગતને એક આંખથી જુઓ. આ મારો અને આ પારકો એવી દૃષ્ટિથી ન જુઓ. આ સર્વ ભગવાનનાં અંશ સ્વરૂપો છે એમ માનો. એક આંખથી જુએ એ સમતા અને બે આંખથી જુએ એ વિષમતા.

ગીતાજીમાં કહ્યું છે **समत्वं योग उच्यते**। સર્વમાં સમતા રાખવી એને જ યોગ કહેવામાં આવે છે.

સંકલ્પ પરિપૂર્ણ થયો એટલે સ્વરૂપ વધવા લાગ્યું. વામનજીએ પોતાનું સ્વરૂપ વધાર્યું છે, વિરાટ સ્વરૂપ ધારણ કર્યું.

જગતને વ્યાપી લીધું છે. જગતમાં સર્વ ઠેકાણે વામન ભગવાનનું સ્વરૂપ દેખાય છે, જગતની બહાર દશ આંગળ છે. ભગવાન શંકરાચાર્યે અર્થ કર્યો છે, દશ આંગળથી વંદન થાય છે. પરમાત્મા વંદનીય છે. વેદો પણ પરમાત્માનું પ્રતિપાદન કરી શકતા નથી. એટલે નિષેધાત્મક રીતે નેતિ નેતિ કહે છે. ઈશ્વરને જાણનારો પણ ઈશ્વરનું વર્ણન કરી શકતો નથી. ભગવાન વંદનીય છે, ચિંતનીય છે. ભગવાન કૃપા કરી અજ્ઞાન દૂર કરે એટલે ભગવાનને જાણી શકાય છે.

એક ચરણમાં પૃથ્વીનું રાજ્ય આવી ગયું. બીજા ચરણથી બ્રહ્મલોક, ત્રીજો પગ મૂકવાની જગ્યા રહી નથી. તે સમયે દૈત્યો વામનજી સાથે યુદ્ધ કરવા તૈયાર થયા છે. અમારા ધણીને છેતરે છે. મારો, મારો. બલિરાજાએ કહ્યું છે. આ સમય પ્રતિકૂળ છે. શાંત રહો નહિતર માર પડશે.

વામનજી કહે છે:—બલિ તેં સંકલ્પ ત્રણ પગ પૃથ્વીનું દાન કરવાનો કર્યો છે. બોલ, ત્રીજું પગલું મારે ક્યાં મૂકવું? સંકલ્પ પ્રમાણે દાન ન આપે તો મનુષ્ય નરકમાં જાય છે. રાજા, તું મને છેતરે છે.

વિચાર કરો કોણ કોને છેતરે છે. દાન લેવા આવ્યા ત્યારે સાત વર્ષના અને પછી દાન લેવા ટાણે વિરાટ પુરુષ થયા છે. ગણેશ પુરાણમાં બલિએ વામન ભગવાનને પૂછ્યું છે; આપે મારી સાથે આવું કપટ કેમ કર્યું? મેં કાંઈ પાપ કર્યું નથી.

બલિરાજા નિષ્પાપ છે. તેથી પ્રભુએ તેની સાથે યુદ્ધ કર્યું નથી. ઈશ્વર નિષ્પાપ છે. ભગવાન કોઈને મારતા નથી. મનુષ્યનું પાપ મનુષ્યને મારે છે.

આપે કપટ કર્યું. મને પાતાળમાં ધકેલી દીધો. તે શું યોગ્ય છે? તેનો નિર્ણય આપ કરો. તે વખતે વામનજીએ ઉત્તર આપ્યો છે, તારા હાથે થોડું પાપ થયું છે. યજ્ઞની શરૂઆતમાં ગણપતિનું પૂજન કરવા આજ્ઞા કરી ત્યારે તેં કહેલું હું ગણપતિની પૂજા નહીં કરું. વિષ્ણુનું પૂજન કરીશ. ગણપતિ પણ વિષ્ણુ છે. તેમ તેં ન માન્યું. આ ભેદદૃષ્ટિ તેં રાખી. જ્યાંસુધી અનન્યભક્તિ સિદ્ધ થઈ નથી ત્યાંસુધી અન્યદેવોમાં પોતાના ઈષ્ટદેવનો અંશ

માની વંદન કરવાના અને ઈષ્ટદેવના ચરણમાં અનન્ય ભક્તિ રાખવી. માટે તેં શાસ્ત્રની મર્યાદા તોડી છે. બલિએ ગણપતિની પૂજા કરી પણ સદ્ભાવથી કરી નહિ. ગણપતિએ મારી પ્રાર્થના કરી એટલે ગણપતિના કહેવાથી આવ્યો છું. મને ગણપતિએ તારા યજ્ઞમાં વિઘ્ન કરવા કહ્યું. તેથી મેં વિઘ્ન કર્યું. ગણપતિ મહારાજ વિઘ્નકર્તા અને વિઘ્નહર્તા છે.

વામનજી કહે છે : તારા રાજ્યમાં મારા બે પગ સમાયા છે. ત્રીજો પણ ક્યાં મૂકું તે મને બતાવ.

બલિરાજા તો વિરાટ રૂપ જોઈ ગભરાયા હતા. તે સમયે વિંધ્યાવલીએ કહ્યું છે. વિંધ્યાવલી એ સત્ત્વગુણ છે. આ સર્વ તમારી ક્રિયાભૂમિ છે. આ શરીર ઉપર પણ જીવન સત્તા નથી, હક્ક નથી. તો સંપત્તિ, સંતતિ ઉપર હક્ક ક્યાંથી હોય ? શરીર પણ માટીમાંથી બનેલું છે. શરીર પણ મારું નહિ તો સંપત્તિ મારી ક્યાંથી હોય ? જીવ સમજે છે કે આ શરીરસંપત્તિ વગેરે મારું છે.

ગીતાજીનો આરંભ ધર્મ શબ્દથી કર્યો છે. **धर्मक्षेत्र**માં પહેલો શબ્દ ધર્મ. ગીતાજીની સમાપ્તિ **मम** શબ્દથી કરી છે. છેલ્લો શબ્દ **मम**. બે વચ્ચે મધ્યમાં ગીતા. **मम** એટલે મારું શું **मम-धर्म** ધર્મ એ જ મારો. ધર્મ એટલે સત્કર્મ. મારે હાથે જેટલું સત્કર્મ કરું એટલું મારું. એકલું સત્કર્મ તારું છે, આ તારું શરીર પણ તારું નથી. જીવની સાથે તેના હાથે જેટલું સત્કર્મ કર્યું હોય તેટલું જ સાથે આવે છે. જેટલું સત્કર્મ કરો તેટલું જ તમારું.

ધૃતરાષ્ટ્રે કહ્યું કે—**मामकाः** । આ મારા પુત્રો. એટલે ભગવાને એના બધાને માર્યા. ધૃતરાષ્ટ્ર બોલ્યો છે **मामकाः पाण्डवा** ।

અને અર્જુને ભગવાનને કહ્યું :—**शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्** કે હું તારો છું. તમારે શરણે આવ્યો છું. તો તેને ભગવાનને અપનાવવો પડ્યો. તેનો રથ હાંકવો પડ્યો.

મનુષ્યને સમજ નથી કે મારું શું છે ? એટલે જ જગતમાં મારામારી થાય છે. મારું શું છે એ મનુષ્ય સમજે તો તેના ઘરમાં મારામારી થાય નહિ. દ્રવ્ય સિવાય બીજું સુખ છે કે નહીં તે મનુષ્ય જાણતો નથી. આત્માનંદ જેવી કોઈ વસ્તુ છે કે નહીં તે મનુષ્ય જાણતો નથી.

તારે હાથે જેટલું સત્કર્મ કરે એટલું જ તારું. આ જીવ કશાનો માલિક નથી. માલિક પ્રભુ છે. જીવ તો માત્ર મુનિમ છે. આ શરીર ઉપર પણ જીવની સત્તા નથી, તો બીજા પદાર્થો ઉપર તો સત્તા ક્યાંથી હોય ? યમરાજનો હુકમ થાય એટલે આ શરીર પણ છોડવું પડે છે. દુનિયાના કાયદા ત્યાં કામ આવતા નથી. ત્યારે હું ઘણા વખતથી આમાં રહું છું તેમ કહેશો તે નહિ ચાલે. આ શરીર પણ તારું નથી. તન અને મનના માલિક પરમાત્મા છે એ ભૂલશો નહિ. કોઈપણ વસ્તુ ઉપર જીવનો અધિકાર નથી. માલિક ભગવાન છે. છતાં જીવ કહે છે મારું. મારું, મારું કહે છે તેને ભગવાન મારે છે. તારું, તારું કહે છે તો ભગવાન તારે છે. તારું, તારું કહે-નારને ભગવાન તારે છે.

વિંધ્યાવલી કહે છે :—નાથ, આ તમારી લીલા છે. નાથ તમને કોઈ દાન આપી શકે નહીં. મારા પતિ અભિમાનથી બોલ્યા છે, મેં દાન આપ્યું છે. તમને કોઇ



દાન આપી શકે નહીં. આપ સર્વસ્વના માલિક છો. વૈષ્ણવ સંપ્રદાયમાં તેથી તો દાનને બદલે ભેટ કહે છે. એટલે ઈશ્વરનું જ ઈશ્વરને અર્પણ કરવાનું છે.

નાથ, મારા પતિદેવની બોલવામાં ભૂલ થઈ ગઈ છે. બલિમાં હજુ સૂક્ષ્મ અભિમાન રહી ગયું છે કે મેં બધું આપ્યું. તે દૂર કરવા વિંધ્યાવલી પોતાના પતિદેવને કહે છે :—ઠાકોરજીને પ્રણામ કરો. ભગવાનને કોણ આપી શકે ? તેનું જ આપેલું આપવાનું છે. આ શરીર હજુ બાકી છે. શરીર માટીમાંથી બનેલું છે. ભગવાનને કહો ત્રીજો પગ મારે માથે પધરાવો.

મસ્તક બુદ્ધિપ્રધાન છે. બુદ્ધિમાં કામ રહેલો છે. ભગવાનનો ચરણ માથે આવે તો તો બુદ્ધિગત કામનો નાશ થાય છે. તન, ધન અને મન ભગવાનને અર્પણ કરે તેના માથે ભગવાન ચરણ પધરાવે છે. મસ્તકમાં સૂક્ષ્મ રીતે કામ રહેલો છે. પરમાત્માનાં ચરણ અથવા હાથ આ મસ્તક ઉપર આવે તો સૂક્ષ્મ કામનો નાશ થાય છે. એટલે ગોપીઓ બોલી છે.

**शिरसि धेहि नः श्रीकरग्रहम्**

ગોપીઓ પણ ગોપગીતમાં એ જ ભાવના કરે છે. અમારા મસ્તક ઉપર આપનો કરકમળ પધરાવો. ગોપી કોણ ?

**गोभिः = इन्द्रियैः भक्तिरसं पिबति सा गोपी ॥**

એક એક ઇન્દ્રિયથી ભગવતરસનું પાન કરે તે ગોપી.

ભગવાનને પ્રાર્થના કરો—તારાં ચરણ મારા મસ્તક ઉપર પધરાવ.

બલિરાજા બોલ્યા છે :—**पदं तृतीयं कुरु शिर्ष्णि मे निजम् ॥**

મારા મસ્તક ઉપર આપનો ત્રીજો પગ પધરાવો.

મસ્તકમાં બુદ્ધિ અને બુદ્ધિમાં કામ સૂક્ષ્મ રીતે રહેલાં હોય છે. તેથી તેના નાશ માટે બલિએ મસ્તક ઉપર ચરણ પધરાવવા કહ્યું. તેથી સકામ બુદ્ધિ નષ્ટ થાય છે.

જીવ અને ઈશ્વરના મિલનમાં વિઘ્ન કરનાર કામ છે.

મને બોલતાં આવડ્યું નહિ, ક્ષમા કરો. મારું કાંઈ નથી. તમારું જ તમને અર્પણ કરું છું. નાથ, અપરાધની ક્ષમા કરો. આપ ખરેખર અમો અસુરોના પરોક્ષ ગુરુ છો. કેમકે અનેક મદાંધ થયેલા અમોને મોટાઈથી પાડી અમારી આંખો ખોલી છે.

એવામાં બલિરાજાના પિતામહ પ્રહ્‌લાદજી ત્યાં આવી પહોંચ્યા. પ્રહ્‌લાદજી ભગવાનને કહે છે, મારા પૌત્ર આ બલિને આપે ઇન્દ્રપદ આપેલું અને તે પાછું લઈ લીધું અને તેને લક્ષ્મીજીથી ભ્રષ્ટ કર્યો તે તો આપે એના ઉપર મહાન અનુગ્રહ કર્યો છે, એમ હું માનું છું.

દાન આપનારમાં અભિમાન ન આવવું જોઈએ. જે વંદન કરે છે એ પ્રભુને બંધનમાં રાખે છે.

શરીર અર્પણ કરવાનું એટલે અહંકાર :—હું પણું—અભિમાન અર્પણ કરવાનું. દાન આપનારો દીન ન બને, તો તે દાન સફળ થતું નથી.

જ્યારે બલિરાજામાં દૈન્ય આવ્યું ત્યારે પરમાત્માનું હૃદય પીગળ્યું છે. બલિરાજાને કહ્યું તેં મને સર્વસ્વનું દાન આપ્યું એટલે હું તારો ઋણી થયો છું.

દૈન્ય આવ્યું એટલે પરમાત્મા ઋણી થયા છે.

સ્વર્ગનું રાજ્ય મેં ઇન્દ્રાદિકને આપ્યું પણ પાતાળનું રાજ્ય તને આપું છું. આજથી હું તારા પ્રત્યેક દ્વારે પહેરો ભરીશ. બલિરાજાના કાનમાં ઈશ્વર, આંખમાં ઈશ્વર છે. બલિરાજા કહે છે, સ્વર્ગના રાજ્ય કરતાં આ સુતળપાતાળનું રાજ્ય સારું છે. અહીં ભગવાનનું સતત સાન્નિધ્ય છે.

આ ચરિત્રમાં થોડું રહસ્ય છે. બલિ એ જીવાત્મા છે. વામન એ પરમાત્મા છે.

બલિરાજાના ગુરુ શુક્રાચાર્ય એટલે કે જે શુક્રની સેવા કરે છે, વીર્યનું રક્ષણ કરે છે, જે સંયમી છે, જેની બ્રહ્મચર્ય વગેરે રક્ષા કરે છે, તેને કોઈ મારી શકતું નથી. બલિરાજાને કોઈ મારી શકે નહિ. વામન ભગવાન પણ બલિરાજાને મારતા નથી. કંસ વગેરેને માર્યા છે, પણ બલિને મારતા નથી. બલિ નિષ્પાપ છે, શુક્રાચાર્યની સેવા કરે છે, તે સાદાચારી છે. ભક્ત શુક્રની સેવા કરી બલિ બને, ત્યારે ભગવાન આંગણે આવે છે. તમે બલિ થશો તો ભગવાન તમારા આંગણે આવશે. બલિ બળવાન છે. બળવાન જ ભગવાનને માર્ગે જઈ શકે છે.

પરંતુ બળવાન કોણ ? જે અંદરના શત્રુઓને મારે તે. કામ, ક્રોધ, લોભ, મદ મત્સરને મારે તે.

જીવાત્મા બલિ ખૂબ બળવાન બને તો પરમાત્મા તમારે ત્યાં આવે છે. શરીરબળ, બુદ્ધિબળ, જ્ઞાનબળ કરતાં પ્રેમબળ સર્વથી શ્રેષ્ઠ છે. પ્રેમબળ આગળ બીજા બધાં બળ ગૌણ છે. બલિ તે જ છે જે એક પરમાત્મા સાથે જ પ્રેમ કરે છે. સર્વ બળ કરતાં પ્રેમ-બળ અતિ શ્રેષ્ઠ હોવાથી પરમાત્મા સાથે પ્રેમ કરો. દ્રવ્યબળ કે જ્ઞાનબળથી પરમાત્માને જીતી શકાય નહિ. પ્રેમબળથી પરમાત્માને જીતી શકાય છે. પરમાત્મા સાથે પ્રેમ કરવો હશે તો જગતના પદાર્થો સાથેનો પ્રેમ છોડવો પડશે. પરમાત્મા સાથે પ્રેમ ત્યારે થાય કે જ્યારે જીવ જગતના પદાર્થો સાથેનો પ્રેમ છોડે છે. પરમાત્મા સાથે પ્રેમ કરશો અને સંયમને વધારશો એટલે તમે બલિ થશો. ત્યારે વામનરૂપે ભગવાન તમારે ત્યાં આવશે. માંગતા ભગવાનને સંકોચ થયો છે તેથી વામન થઈને આવ્યા છે. જીવ પ્રેમભાવ વધારે તો ભગવાન દુર્બળ થઈને આંગણે આવે છે. કોઈ માજી કથા સાંભળવા નીકળ્યાં. તેનો બાળક રડવા માંડે છે. મા બાળકને રમકડાં આપે છે. છતાં બાળક છાનો રહેતો નથી. માજીનાં કપડાં ખેંચે છે. બાળકને રડતો મૂકી માતા કથા સાંભળવા જતી નથી. બાળકના પ્રેમ આગળ માજી દુર્બળ છે. આગળ જતાં છોકરો મોટો થાય છે. છોકરો પરણે એટલે માનો પ્રેમ ભૂલી જાય છે. મોટો થયા પછી છોકરાનો પ્રેમ વિખરાય છે. એટલે હવે છોકરો કથામાં જવા ના કહેશે તો મા તેનું માનશે નહિ. હવે મારા પર તને પહેલાં જેટલો પ્રેમ નથી. બાળક હતો ત્યારે બાળકનો સોળ આની પ્રેમ મામાં હતો. તમે પ્રેમબળ વધારશો, તમે બલિ થશો, તો પરમાત્મા તમારા આંગણે આવશે.

જે સદાચારી અને પવિત્ર જીવન ગાળે છે, તેને ત્યાં ભગવાન ભિક્ષા માંગવા આવે છે.

પરમાત્મા આંગણે આવે ત્યારે ત્રણ વસ્તુઓ માંગે છે. ભગવાન ત્રણ પગલાં પૃથ્વી માંગે છે એટલે કે જીવમાત્ર પરમાત્મા ત્રણ વસ્તુઓ માંગે છે. તન, મન, અને ધન માંગે છે. એ ત્રણ ભગવાનને આપવા જોઈએ. તનથી સેવા કરશો તો શરીરનું અભિમાન દેહાભિમાન ઓછું થશે. તન સેવાથી અહંકાર ઓછો થાય છે. ધનથી સેવા કરશો તો ધન ઉપરની મમતા ઓછી થાય છે, પૈસા ઉપરનો મોહ નષ્ટ થાય છે.



મનથી સેવા કરવાથી થાકનો અનુભવ થતો નથી. તન, મન અને ધન ભગવાનને આપે ત્યારે જ રાસલીલામાં સ્થાન મળે, જીવ બ્રહ્મનું મિલન થાય. માટે એ ત્રણેથી ઈશ્વરની સેવા કરો. સર્વ વસ્તુઓ ભગવાનની છે અને ભગવાનને સમર્પણ કરવાની છે. તેનું જ આપેલું આપવાનું છે.

**त्वदीयं वस्तु गोविन्द तुभ्यमेव समर्पये ।**

તન, મન, ધન, બલિ જેમ ભગવાનને અર્પણ કરે, તેના દ્વારપાળ ભગવાન બને. જે ઠાકોરજીની તન, મન, ધનથી સેવા કરે તેના દ્વારે ભગવાન પહેરો ભરે છે. ઈશ્વરને તન, મન અને ધન અર્પણ કરે છે તેના શરીરની પ્રત્યેક ઇન્દ્રિય દ્વારે ભગવાન નારાયણ બિરાજે છે. તેનું રક્ષણ ભગવાન કરે છે. આ ઇન્દ્રિયો તે શરીરનું એક એક દ્વાર છે. આ એક એક ઇન્દ્રિય ઉપર રામને રાખો તો કામ તેમાં આવી શકશે નહિ.

પરમેશ્વરને જે તન, મન, ધન અર્પણ કરે તેના શરીરનું—તેની દરેક ઇન્દ્રિયોનું ભગવાન રક્ષણ કરે છે. તન, મન, ધનથી ઈશ્વરની સેવા કરો, તો તમારી એક એક ઇન્દ્રિયના દ્વાર પર ભગવાન પહેરો ભરશે.

એના કાનમાં કનૈયો. એની આંખમાં કનૈયો. એના હૈયામાં કનૈયો રહેશે.

ત્રણ પગ પૃથ્વીનો બીજો અર્થ : સત્ત્વ, રજ, તમ એ ત્રણ ગુણો ઈશ્વરને અર્પણ કરો. શરીરથી ભગવત સેવા ખૂબ કરશો તો તમોગુણ ઓછો થશે. ઈશ્વર સેવામાં ધન ખૂબ વાપરશો તો રજોગુણ ઓછો થશે. તન, ધન આપો પણ મન આપશો નહિ તો પરમાત્મા રાજી થશે નહિ. તનથી સેવા થાય પણ મનથી ન થાય તો સેવામાં આનંદ આવતો નથી. મનથી ઈશ્વર સાથે સંબંધ જોડવાનો છે. મનુષ્ય સર્વસ્વ ઈશ્વરને આપતો નથી. મનુષ્ય થોડું રાખીને પછી પરમાત્માને આપે છે એટલે પરમાત્મા પ્રસન્ન થતા નથી.

સત્ત્વગુણનો નાશ કરવા માટે મનને પણ શ્રીકૃષ્ણને અર્પણ કરવાનું છે. મનને પરમાત્માની સેવામાં પરોવી રાખવાનું છે. મન વિષયોમાં અને તન ઠાકોરજી પાસે એ ચાલશે નહીં. સેવામાં આંસુ આવે તો માનજો ઠાકોરજીએ કૃપા કરી છે. સેવા કરતાં થાક ઉતરે છે. ઈશ્વર સાથે સંબંધ થાય તો થાક ઉતરે. જ્ઞાની ઈશ્વર સાથે મનથી સંબંધ જોડે છે, શરીરથી નહીં.

સમર્પણ કરનારો પોતાનું પણ સમર્પણ કરે. દાન આપ્યા પછી બલિરાજા ભગવાનને નમતો નથી એટલે ભગવાનને ગમતો નથી. બલિરાજાને સૂક્ષ્મ અભિમાન હતું. મનમાં થોડી ઠસક હતી કે મેં ઘણું આપી દીધું છે. સમર્પણ કર્યા પછી દૈન્ય–દીનતા આવી નહીં. કરવાનું બધું વિધિપૂર્વક પણ માનવાનું કે મેં કાંઈ કર્યું નથી.

ભગવાનને કહેવાનું, નાથ,

**मंत्रहीनं क्रियाहीनं भक्तिहीनं जनार्दन ।**

હું મંત્રરહિત, ક્રિયારહિત, ભક્તિરહિત છું. મારી કાંઈ ભૂલ થતી હોય તો ક્ષમા કરજો. અને મારા કર્મને પરિપૂર્ણ માનજો.

સત્કર્મ કર્યા પછી દૈન્ય ન આવે તો તે સત્કર્મ ફળતું નથી. કર્મ બાધક થતું નથી પણ કર્મ મેં કર્યું છે એવો અહંકાર કર્મમાં બાધક છે. હું કાંઈ કરું છું, હું જ્ઞાની છું એવો અહંકાર થાય તો પ્રભુ ઉપેક્ષા કરે છે. હૃદયથી નમશો તો ભગવાનને ગમશો.

બલિમાં દૈન્ય આવ્યું એટલે સેવ્ય સેવક બન્યા છે. ભગવાન પહેરો ભરવા તૈયાર થયા છે.

જેની દરેક ઇન્દ્રિય ભગવાનનું રટણ કરે છે તેની દરેક ઇન્દ્રિયમાં આવીને ભગવાન વિરાજે છે. આ છે સૂતળપાતાળના દ્વાર ઉપર વામન ભગવાન પહેરો ભરે છે તેનો અર્થ.

સૂતળપાતાળમાં બલિએ પ્રવેશ કર્યો છે. પ્રત્યેક દરવાજે શંખ, ચક્ર, ગદા, પદ્મધારી શ્રીકૃષ્ણ બિરાજતા હતા. તન, મન, ધનથી સેવા કરનારની આંખમાં શ્રીકૃષ્ણ, કાનમાં શ્રીકૃષ્ણ, પ્રત્યેક ઇન્દ્રિયમાં શ્રીકૃષ્ણ રહે છે.

રાવણ ફરતો ફરતો પાતાળમાં બલિ સાથે લડવા આવ્યો. તેણે વામનને દ્વારે પહેરો ભરતા જોયા. રાવણે કહ્યું :—મારે બલિ સાથે યુદ્ધ કરવું છે. વામનજીએ કહ્યું :—હું તો સેવક છું. પહેલાં મારી સાથે લડ. પછી મારા માલિક સાથે. વામન ભગવાને રાવણની છાતી ઉપર લાત મારી. તે સમુદ્ર કિનારે જઈ પડ્યો. રાવણ એ કામ છે. તમારા ઇન્દ્રિય દ્વારે ભગવાન પહેરો ભરે, તો તેમાં કામ પ્રવેશ કરી શકે નહિ.

વામનજીએ સ્વર્ગનું રાજ્ય ઇન્દ્રને આપ્યું. બલિરાજાને ત્યાં વામન ભગવાન દાન લેવા ગયા, અને દાન લઈ તેને ઘેર પહેરો ભરવો પડ્યો. જે દાન લે તે બંધનમાં પડે છે. તેથી સર્વને આનંદ થયો. એક મહાલક્ષ્મી દુઃખી થયાં. ઘરમાં બધું હતું પણ નારાયણ વગર ચેન પડતું નથી. ક્યારે આવશે? ક્યાં હશે? અકળાઈને નારદજીને પૂછ્યું :—મારા સ્વામી ક્યાં છે? તમે કંઈ જાણો છો? નારદજીએ કહ્યું, મેં સાંભળ્યું છે કે સૂતળપાતાળમાં બલિના દ્વારે પહેરો ભરે છે. બલિ પાસે દાન લેવા ગયા એટલે બંધનમાં પડ્યા છે. સર્વસ્વનું દાન લીધું છે એટલે ઋણમાં પડ્યા છે.

લક્ષ્મીજી સૂતળપાતાળમાં આવ્યાં છે. ઘરમાં ઠાકોરજીને પધરાવશો તો લક્ષ્મીજી પાછળ પાછળ વગર આમંત્રણે આવશે. ભગવાન જ્યાં હોય ત્યાં લક્ષ્મીજી આવે છે.

જેના ઘરના દ્વારે નારાયણ પહેરો ભરે, વિરાજે, તેને ત્યાં લક્ષ્મીજી વગર આમંત્રણે આવે, તો તેમાં શું આશ્ચર્ય! માટે લક્ષ્મીની પાછળ પડો નહિ, પ્રભુની પાછળ પડો. નારાયણની આરાધના કરશો, તો લક્ષ્મી એની મેળે આવશે.

લક્ષ્મીજીએ બ્રાહ્મણ પત્નીનો વેશ લીધો. લક્ષ્મીજીએ બલિરાજાને કહ્યું છે હું તારી ધર્મની બહેન છું. જગતમાં મારે કોઈ ભાઈ નથી. તને કોઈ બહેન નથી. આજથી હું તારી ધર્મની ભગિની. તું મારો ધર્મનો ભાઈ. બલિને આનંદ થયો. બલિરાજાએ પ્રણામ કર્યા. મને એક દુઃખ હતું કે જગતમાં મારે કોઈ બહેન નથી. માતાજીની પધરામણી થઈ ત્યારથી ગામ સુખી થયું છે. બધાને આનંદ હતો. પણ માતાજીને આનંદ ન હતો. મારા નાથ લાકડી લઈ સિપાઈ જેમ પહેરો ભરે છે.

શ્રાવણ મહિનો આવ્યો છે. લક્ષ્મીજીએ પૂર્ણિમાના દિવસે બલિરાજાને કહ્યું છે, આજે હું તારા હાથે રક્ષા બાંધીશ. લક્ષ્મીજીએ રાખી બાંધી, બલિરાજા પ્રણામ કરે છે. મારે બહેનને હવે કંઈક આપવું જોઈએ. બલિરાજાએ માતાજીને કહ્યું તમારી જે ઇચ્છા હોય તે માંગો. જરા પણ સંકોચ રાખશો નહિ.

લક્ષ્મીજીએ કહ્યું :—મને માંગતાં સંકોચ થાય છે.



બલિરાજા કહે :—તમારે ત્યાં ન હોય તે માંગી લેજો.

લક્ષ્મીજીએ કહ્યું :—મારા ઘરમાં બધું છે. એક નથી, તેથી મને ચેન પડતું નથી. મારે બીજું કાંઈ ન જોઈએ. આ તારે ત્યાં જે પહેરો ભરે છે તે જોઈએ. તેને તું મુક્ત કર. બલિરાજા પૂછે છે તે તમારા શું સગા થાય? લક્ષ્મીજીએ જવાબ આપ્યો, એ મારા સર્વસ્વ છે, મારા નારાયણ છે.

ત્યાં નારાયણ ચતુર્ભુજ સ્વરૂપે પ્રગટ થયા છે.

શુકદેવજી વર્ણન કરે છે :—રાજન્, માતા મહાલક્ષ્મી નારાયણ સાથે વૈકુંઠ ધામમાં શ્રાવણ સુદ ૧૫ ના રોજ પધાર્યાં છે. તેથી રામાનુજાચાર્ય પંથના મંદિરોમાં તે દિવસે પાટોત્સવ કરવાનો રિવાજ છે.

આ રીતે લક્ષ્મીજી દાન લઈને બંધનમાં પડેલા પ્રભુને છોડાવે છે.

તેથી તો ભગવાન કહે છે :—

**ब्रह्मन् यमनुगृह्णामि तद्विशो विधुनोम्यहम् ।**
**यन्मदः पुरुषः स्तब्धो लोकं मां चावमन्यते ॥**

ભા. ૮–૨૨–૨૪

બ્રહ્માજી, હું જેના ઉપર કૃપા કરું છું તેનું ધન હરિ લઉં છું, કેમકે ધનને લીધે પુરુષ મદવાળો–અભિમાની બને છે, અને મારું અને લોકોનું અપમાન કરવા લાગે છે.

તેથી પ્રહ્લાદજીએ ભગવાનને કહેલું કે—મારા પૌત્ર બલિને આપે ઇન્દ્રપદ આપ્યું અને ફરીથી તેની પાસેથી ઇન્દ્રપદ લઈ લીધું, સ્વર્ગનું રાજ્ય લઈ લીધું અને તેને લક્ષ્મીજીથી ભ્રષ્ટ કર્યો તે તેમના ઉપર કૃપા કરવાને માટે જ આપે તેમ કર્યું.

આ પરમ પવિત્ર વામન ચરિત્રની કથા સમય અનુસાર યથામતિ કહી સંભળાવી. પિતૃ તિથિના દિવસે આ વામન ચરિત્રનો પાઠ કરવામાં આવે તો પિતૃઓને સદ્ગતિ મળે છે.

હવે શરણાગતિની કથા શરૂ થાય છે. જવું છે રાસલીલામાં. વાસનાનું આવરણ હોય તો શ્રીકૃષ્ણનું મિલન થતું નથી. વાસનાનો નાશ કરવા ચાર ઉપાયો બતાવ્યા છે.

મહાપ્રભુજીએ કહ્યું છે :—ભગવત શરણે છું એવું સતત સ્મરણ રહે એ જ સિદ્ધ પુરુષ છે.

પરીક્ષિત રાજા પ્રશ્ન કરે છે :—રાજન્, કૂર્મ કે મત્સ્યના જે ગુણદોષ છે તે પરમાત્મામાં આવતાં નથી. પરમાત્મા કૂર્મ બને કે મત્સ્ય બને, તો પણ એ સદા ઈશ્વર છે. જીવ જ્યારે પશુનો જન્મ ધારણ કરે, ત્યારે પશુના ધર્મો તેનામાં આવે છે.

સત્યવ્રત મનુમહારાજ કૃતમાલા નદીના કિનારે તપશ્ચર્યા કરતા હતા. ત્રિવેન્દ્રમથી દૂર આ નદી છે. અનેક વર્ષો સુધી તપશ્ચર્યા કરી. એકવાર નદીમાં ઊભા રહી જલતર્પણ કરતા હતા.

ઋષિતર્પણથી બુદ્ધિ શુદ્ધ થાય છે. ભારત દેશ ધર્મપ્રધાન છે. ઋષિઓનું સ્મરણ કરતાં તેમના દિવ્ય સંસ્કારો આપણામાં ઊતરી આવે છે. આજે તો શિક્ષણમાં ધર્મનું

સ્થાન રાખ્યું નથી. જલતર્પણ કરતાં એક વખત મનુમહારાજના હાથમાં માછલો આવ્યો. તેને તેમણે છોડી દીધો.

માછલાએ કહ્યું :—હું તમારા હાથમાં આવ્યો એટલે તમારા શરણે આવ્યો છું. મોટાં માછલાં મને મારી નાંખશે. મારું રક્ષણ કરો. રાજાએ તેને કમંડલમાં રાખ્યું. ત્યાં તે મોટો થયો. માછલો કહે કે મને વિશાળ જગ્યામાં પધરાવો. ત્યાં પણ વિશાળ સ્વરૂપ ધારણ કર્યું છે. સત્યવ્રતને આશ્ચર્ય થયું છે. માછલો સાધારણ નથી. કોઈ મહાન લાગે છે.

માછલો એ વૃત્તિ છે. વૃત્તિ વિશાળ થાય, છતાં તે બ્રહ્માકાર ન થાય ત્યાંસુધી શાંતિ નથી. હુંત્વ એક ઠેકાણે રહી શકે નહિ. હું સર્વમાં છું અને સર્વ મારામાં છે. આવરણનો ભંગ કરવા બ્રહ્માકારવૃત્તિ આવશ્યક છે. આ જીવના હૃદયમાં ઈશ્વર રહેલા છે. છતાં જીવ દુઃખી થાય, તેનું મરણ થાય તો પણ ઈશ્વરને જરાપણ દુઃખ થતું નથી. ભગવાનને તેની પડી નથી.

દીવાના પ્રકાશે ભાગવતનો પાઠ કરો અથવા તે પ્રકાશે કોઈ દુર્જન ચોરી કરે, તોપણ દીવાને તેના પ્રત્યે ભાવ કે કુભાવ નથી. દીવાનો એક જ ધર્મ છે. સર્વને પ્રકાશ આપવાનો. પ્રકાશને કોઈની સાથે સંબંધ નથી.

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**

પરમાત્મા સર્વના હૃદયમાં રહી દીવાની જેમ પ્રકાશ આપે છે. જીવ પાપપુણ્ય કરે તેની અસર સાક્ષી પરમાત્માને થતી નથી. ઈશ્વર ન કહેવાય નિષ્ઠુર અને ન કહેવાય દયાળુ. ઈશ્વરમાં કોઈ ધર્મ નથી. ઈશ્વર આનંદરૂપ છે, સર્વ વ્યાપક છે. આ સ્વરૂપથી આપણને વિશેષ લાભ થતો નથી. બુદ્ધિથી પર પરમાત્મા બેઠા છે. બુદ્ધિમાં પ્રકાશ ઈશ્વર આપે છે. ઈશ્વરને પ્રકાશ આપનાર કોઈ નથી. ઈશ્વર સ્વયં પ્રકાશ છે. ઈશ્વર સિવાય સર્વ પર પ્રકાશિત છે. આ ઈશ્વરનું એક સ્વરૂપ બતાવ્યું કે જે દીવા જેવું છે, જે આપણને પ્રકાશ આપે છે. જ્ઞાની પુરુષો તે સ્વરૂપનો અનુભવ કરવા બ્રહ્માકારવૃત્તિ ધારણ કરે છે. મન સતત ઈશ્વરના આકારનું ચિંતન કરે. વૃત્તિ જ્યારે કૃષ્ણાકાર, બ્રહ્માકાર બને, ત્યારે શાંતિ મળે છે. ઈશ્વર વિના મનોવૃત્તિને જ્યાં રાખો, ત્યાં તેને જગ્યા સાંકડી પડે છે. ઈશ્વર વિના બધું અલ્પ છે. તેથી કોઈપણ વૃત્તિમાં મનોવૃત્તિ શાંત થતી નથી. વૃત્તિ કૃષ્ણાકાર બને અને ભગવત સ્વરૂપ બને, ત્યારે આનંદ થાય છે.

લાકડામાં અગ્નિ છે પણ તેનો ઉપયોગ કરતાં આવડતું નથી. લાકડામાં રહેલા અગ્નિ ઉપર બહારનો લૌકિક અગ્નિ મૂકો, ત્યારે ભડકો થશે. સ્વયંપ્રકાશ પરમાત્મા સર્વના હૃદયમાં રહી માત્ર પ્રકાશ જ આપે છે, બીજું કાંઈ કરતાં નથી. પ્રભુનું સગુણ સ્વરૂપ હૃદયમાં પધરાવો અને તેમાં વૃત્તિ તદાકાર બને છે, ત્યારે જ શાંતિ મળે છે.

મનને માછલાની ઉપમા આપવામાં આવી છે. રાજા, તારું કલ્યાણ કરવા હું આવ્યો છું. મત્સ્યનારાયણે કહ્યું, આજથી સાત દિવસ પછી પ્રલય થવાનો છે. પ્રલયમાં સર્વનો નાશ થશે. મારું સ્મરણ કરો. હું તમારું રક્ષણ કરીશ. મારા શીંગડામાં તારી નાવડી બાંધી દેજે. મનુ મહારાજ પરમાત્માનું ધ્યાન કરતા હતા. પૃથ્વી જલમય થઈ. બ્રહ્માકારવૃત્તિ ત્યારે થાય છે કે જ્યારે કોઈ બ્રહ્મનિષ્ઠ ગુરુ મળે. મત્સ્યનારાયણ ભગવાન એ સદ્‌ગુરુનું સ્વરૂપ છે. આપ મારી નૌકાને સામે પાર લઈ જાવ. હું આપને શરણે આવ્યો છું. ગુરુકૃપા વગર મન ઈશ્વરમાં સ્થિર થતું નથી.



વૃત્તિને બ્રહ્માકાર બનાવો. સત્યવ્રત બનો. સત્યનું પાલન કરો. આ ચરિત્રનું તાત્પર્ય એ છે કે જે સત્યનિષ્ઠ જીવ એ જ સત્યવ્રત મનુ. અને કૃતમાલાના કિનારે રહો એટલે સત્કર્મની પરંપરામાં રહે તો સત્યવ્રત = જીવાત્માની વૃત્તિ બ્રહ્માકાર બને છે ત્યારે મત્સ્યનારાયણ તેના હાથમાં આવે છે. એવા અધિકારી જીવને પરમાત્મા મળે. પ્રલયમાં સર્વનો નાશ થાય, તેમ છતાં સત્યનિષ્ઠનો નાશ ભગવાન થવા દે નહીં. સત્કર્મ કરનાર અને સત્યનિષ્ઠા રાખનાર પ્રલયમાં પણ મરતો નથી. પ્રલયમાં સર્વનો નાશ થયો. પણ જે ભગવાનને શરણે જાય, ભગવાન જેને અપનાવે તેનો વિનાશ થતો નથી. પ્રલયમાં સૌનો નાશ થયો, પણ સત્યવ્રતનો નાશ થયો નહીં. કારણ કે તેણે મત્સ્ય નારાયણ સાથે સંબંધ જોડ્યો હતો. શરીર એ નાવડી છે. પરમાત્માના ચરણ એ શીંગડું છે. આ શરીરને પરમાત્માના ચરણમાં બાંધી રાખો. સમાપ્તિમાં એવા આદિ મત્સ્યનારાયણ ભગવાનને શુકદેવજી વારંવાર પ્રણામ કરે છે.

મહાત્માઓ મત્સ્યનારાયણની સ્તુતિને ગુરુષ્ટકી કહે છે.

આ મત્સ્યનારાયણની કથાનો જે કોઈ પાઠ કરે, તેનાં સર્વ પાતકોનો વિનાશ થાય છે.

મત્સ્યનારાયણ પ્રભુએ વેદને ચોરી જનાર હયગ્રીવ દૈત્યનો સંહાર કર્યો. મનુ મહારાજને મત્સ્યસંહિતાનો ઉપદેશ આપ્યો. એવા પ્રભુને પ્રણામ કરી અષ્ટમ સ્કંધ સમાપ્ત કરવામાં આવ્યો.

## શ્રી રામ-સ્તુતિ

**શ્રી રામચન્દ્ર કૃપાલુ ભજ મન હરણ ભવભય દારુણં,**
**નવકંજ-લોચન, કંજ-મુખ કર કંજ, પદ કંજારુણં.**

**કંદર્પ અગણિત અમિત છવિ, નવનીલ-નીરદ સુંદરં,**
**પટ પીત માનહુ તડિત રુચિ શુચિ નૌમિ જનક સુતાવરં.**

**ભજ દીનબંધુ દિનેશ દાનવ - દૈત્યવંશ - નિકંદનં,**
**રઘુનંદ આનંદકંદ કોશલચંદ દશરથ - નંદનં.**

**શિર મુકુટ કુંડલ તિલક ચારુ ઉદાર અંગ વિભૂષણં,**
**આજાનુભુજ શર-ચાપ-ધર, સંગ્રામ-જિત-ખરદૂષણં,**

**ઇતિ વદતિ તુલસીદાસ શંકર-શેષ-મુનિ-મન-રંજનં,**
**મમ હૃદય કુંજ નિવાસ કુરુ, કામાદિ ખલ-દલ-ગંજનં.**
**સિયાવર રામચંદ્રકી જય**

# સ્કંધ નવમો

પ્રથમ સ્કંધ અધિકાર લીલા. શિષ્યનો અધિકાર બતાવ્યો. અધિકાર સિદ્ધ થાય તેને સંત મળે. મૃત્યુ માથે છે એ સાંભળ્યા પછી રાજાનું જીવન સુધરી ગયું. પરીક્ષિતના વિલાસી જીવનનો અંત આવ્યો. વિલાસી જીવનનો અંત આવે અને ભક્તિ સિદ્ધ થાય એટલે જીવમાં અધિકાર આવે છે.

વૈરાગ્ય ધારણ કરીને જે બહાર નીકળે તે સંત બને છે, અને તેને ત્યાં ગુરુ આપોઆપ પધારે છે. સંતને ત્યાં સંત પધારે. તમે સંત થાવ એટલે સંત મળશે.

બીજા સ્કંધમાં જ્ઞાનલીલા, મનુષ્ય માત્રનું કર્તવ્ય શું? મરણ નજીક આવેલ મનુષ્યનું કર્તવ્ય શું? તે દ્વિતીય સ્કંધમાં બતાવ્યું. આ પ્રશ્નોની ચર્ચા કરી જ્ઞાન આપ્યું.

ત્રીજા ચોથા સ્કંધમાં સર્ગવિસર્ગલીલા. ત્રીજા ચોથા સ્કંધમાં તે જ્ઞાનને ક્રિયાત્મક કરવાનો બોધ આપ્યો. જ્ઞાનને જીવનમાં કેવી રીતે ઉતારવું. જ્ઞાનને ક્રિયાત્મક કેવી રીતે કરવું એ ત્રીજા ચોથા સ્કંધમાં ધ્રુવ વગેરેના દૃષ્ટાંતોથી બતાવ્યું છે. જ્ઞાન શબ્દાત્મક છે ત્યાં સુધી શાંતિ નથી. જ્ઞાન ક્રિયાત્મક બને તો શાંતિ મળશે.

જ્ઞાનને જીવનમાં ઉતારે તેને સ્થિતિ થાય. ગુરુએ બતાવેલું જ્ઞાન જીવનમાં ઉતારે તો તેની સ્થિરતા થાય તે બતાવ્યું પાંચમા સ્કંધમાં.

પાંચમા સ્કંધમાં સ્થિતિલીલા.

સાધન કરે તેના ઉપર પ્રભુ કૃપા કરે તેથી છઠ્ઠા સ્કંધમાં પુષ્ટિ લીલા=અનુગ્રહ લીલા.

મનુષ્ય સ્વરૂપમાં સ્થિર થાય એટલે ઠાકોરજી કૃપા કરે છે. કેટલાક સમજે છે કે ખાઈપીને પુષ્ટ થવું એ પુષ્ટિમાર્ગ છે. ના, ના, આવું નથી. ઠાકોરજીના વિરહમાં મનુષ્યનું જીવન કેવું હોય તે બતાવ્યું છે પુષ્ટિમાર્ગે. સર્વસ્વ ઈશ્વરને અર્પણ કરો. ઇન્દ્રિયોને ભક્તિરસમાં તરબોળ બનાવી દો. તેમ કરો તો જ ઇન્દ્રિયોને પુષ્ટિ મળે.

પુષ્ટિનો ઉપયોગ મનુષ્ય બરાબર ન કરે, અને વાસનાના વેગમાં તે વહી જાય, તો મનુષ્ય પુષ્ટ થતો નથી. ઊલટું તે દુષ્ટ બને છે.

અનુગ્રહ કર્યા પછી પણ મનુષ્ય વાસનાને આધીન થાય તો તે પુષ્ટ બનતો નથી. તેથી અસદ્ વાસનાને દૂર કરવા સંતોના ધર્મો કહ્યા સાતમા સ્કંધમાં. મનુષ્ય પ્રભુની કૃપાનો ઉપયોગ ન કરે તો વાસના થાય, તેનામાં વાસના જાગે.

સાતમા સ્કંધમાં વાસનાલીલા.

મારા સુખ માટે જ વાપરીશ એ અસદ્વાસના. પ્રહ્‌લાદ તેને જે મળ્યું છે તે બીજાને આપે છે. મને જે મળ્યું છે તે પ્રભુનું છે. સુખ ભોગવી બીજાને જે સુખ આપે તે સજ્જન કહેવાય, પણ સંત નહિ. પરંતુ પોતે દુઃખ ભોગવી બીજાને જે સુખ આપે તે સંત.

રાસલીલા એ ભાગવતનું ફળ છે. રાસમાં જવું છે. રાસલીલામાં જો વાસનાને લઈને જાય, તો રાસલીલામાં પ્રવેશ મળે નહિ. પુષ્ટિ પછી વાસના જાગે તો તે અનર્થ કરે છે. પુષ્ટિનો સદ્‌ઉપયોગ કરે તે દેવ અને દુરુપયોગ કરે છે તે દૈત્ય.



પ્રહ્‌લાદ દેવ ગણાયો, કારણ કે તેણે પુષ્ટિનો સદુપયોગ કર્યો. હિરણ્યકશિપુ દૈત્ય ગણાયો કારણ કે તેણે પુષ્ટિનો દુરુપયોગ કર્યો. હિરણ્યકશિપુની અસદ્વાસના, પ્રહ્‌લાદની સદ્વાસના, સામાન્ય મનુષ્યની મિશ્રવાસના.

પરંતુ બધા બુદ્ધિનો સદુપયોગ કરતા નથી.

ઈશ્વરે આપેલાં સમય, સંપત્તિ અને શક્તિનો સદુપયોગ કરે તે દેવ બને છે અને તેનો દુરુપયોગ કરે તે દૈત્ય બને છે.

ઈશ્વર તો જીવ ઉપર કૃપા કરે છે; પણ અજ્ઞાની જીવ તેનો દુરુપયોગ કરે છે, તેથી તે દુષ્ટ બને છે.

સાતમાં સ્કંધમાં વાસનાની કથા કહી.
ચાર ઉપાયો કરે તો વાસનાનો નાશ થાય છે.
તેથી આઠમા સ્કંધમાં તે પછી સંતોના ચાર ધર્મો બતાવ્યા.

(૧) આપત્તિમાં ભગવાનનું સ્મરણ.
દુઃખમાં હરિનું સ્મરણ—ગજેન્દ્ર જેમ.
(૨) સંપત્તિમાં સર્વસ્વનું દાન—બલિરાજા જેમ સંપત્તિમાં સર્વસ્વનું દાન કરવાથી વાસનાનો ક્ષય થાય છે.
(૩) વિપત્તિમાં સ્વવચન પરિપાલન—બલિરાજા જેમ. અને
(૪) સર્વ અવસ્થામાં ભગવત શરણાગતિ—સત્યવ્રત જેમ.

સત્યવ્રત મત્સ્યનારાયણને શરણ જાય છે. વાસનાનો ક્ષય કરવા આ ચાર ઉપાયો બતાવ્યા. એ પ્રમાણે ચાર ઉપાયો દ્વારા વાસનાનો નાશ કરવાનું બતાવ્યું. વાસનાને પ્રભુ માર્ગે વાળે તો એ વાસના જ ભક્તિ બને છે. રાસલીલામાં પ્રભુને મળવું છે પણ વાસનાનું આવરણ હોય તો, તે મિલનમાં આનંદ આવતો નથી. વાસનાનો વિનાશ કરી નિર્વાસન થઈ રાસલીલામાં જવું છે. વાસનાનો ક્ષય થાય તે પછી રાસલીલામાં જીવ—ઈશ્વરનું મિલન થાય. સંયમ સદાચારનો આશરો લે, તો રાસલીલામાં તેને સ્થાન મળે. અષ્ટમ સ્કંધમાં સંતોના ચાર ધર્મો બતાવ્યા તેમ છતાં શુકમુનિને લાગ્યું કે હજુ પરીક્ષિત રાજાના મનમાં થોડી સૂક્ષ્મ વાસના રહી ગઈ છે. જો તે સૂક્ષ્મ વાસના લઈને, જો રાજાના મનમાં સૂક્ષ્મ વાસના રહી ગઈ હશે અને જો તે રાસલીલામાં જશે, તો તેને રાસલીલામાં કામ દેખાશે. હું રાજાને રાસલીલામાં લઈ જઈશ, પરંતુ જો તેના મનમાં કામ રહી જશે, તો તેને તેમાં લૌકિક કામાચાર દેખાશે.

મનમાં કામ હોય તેને સર્વત્ર કામ દેખાય. એક ગૃહસ્થની ૧૮ વર્ષની કન્યા સાસરે જવા નીકળી. દીકરી રડવા લાગી. તેથી બાપ રડવા લાગ્યો. દીકરી પિતાને વંદન કરવા આવી. તેથી બાપે તેને ઉઠાવી છાતી સરસી ચાંપી. નિર્વિકારભાવે પિતાપુત્રી મળે છે. રસ્તે એક ભાઈ જતા હતા તેણે આ દૃશ્ય જોયું. તેના મનમાં કામ હતો. તે આ બંનેનો–પિતાપુત્રીનો સંબંધ જાણતો ન હતો. તેના મનમાં પાપ આવ્યું કે આ બંને દૂરાચાર કરે છે. પિતા–પુત્રીનું મિલન જેટલું શુદ્ધ છે તેના કરતાં લાખગણું શુદ્ધ ગોપી–કૃષ્ણ–જીવ અને ઈશ્વરનું મિલન રાસલીલામાં છે. રાસલીલામાં કામ બિલકુલ નથી. શુકદેવજીના દર્શન માત્રથી અપ્સરાઓના કામનો નાશ થયો છે. અતિશય નિષ્કામ

હોય તે કામની કથા કરી શકે નહિ. શુકદેવજી નિષ્કામ છે. જેના દર્શનમાત્રથી બીજામાં રહેલા કામનો નાશ થાય છે તેવા મહાત્મા આ કથા કરે છે. શ્રીકૃષ્ણ પાસે કામ જઈ શકે જ નહિ. સૂર્ય પાસે અંધકાર જઈ શકે જ નહિ તેમ.

કામ બુદ્ધિમાં હશે તો કૃષ્ણનાં દર્શન થશે નહિ. બુદ્ધિમાં વાસનારૂપી વિષ હશે ત્યાં સુધી તેમાં ઈશ્વરરૂપી રસ ઠરશે નહિ—જામશે નહિ. રાજાની બુદ્ધિને શુદ્ધ કરવા નવમા સ્કંધમાં સૂર્યવંશ અને ચંદ્રવંશના ઈતિહાસ કહ્યા.

નવમા સ્કંધમાં સૂર્યવંશ પ્રકરણ અને ચંદ્રવંશ પ્રકરણ. સૂર્ય બુદ્ધિના માલિક અને ચંદ્ર મનના માલિક. બુદ્ધિની શુદ્ધિ કરવા સૂર્યવંશમાં રામચંદ્રજીનું ચરિત્ર કહ્યું. અને મનની શુદ્ધિ કરવા ચંદ્રવશમાં શ્રીકૃષ્ણનું ચરિત્ર કહ્યું.

રામજીની મર્યાદાનું પાલન કરશો, તો તમારા મનનો રાવણ મરશે. તમારા મનમાંનો કામ મરશે, તો કૃષ્ણ પરમાત્મા આવશે. રામ પછી જ કૃષ્ણ આવે છે. જે રાવણનો કામને મારે તે જ કૃષ્ણલીલાનાં દર્શન કરી શકે.

રામચંદ્રજીના ચરિત્રનું વર્ણન રામાયણમાં વિગતવાર કરેલું છે. તેનું વર્ણન ટૂંકમાં ભાગવતમાં કરવાની કંઈ જરૂર હતી ? હા, હતી. કારણ રામચંદ્રજીની મર્યાદાનું પાલન કરે તેને જ કનૈયો મળે.

મન શુદ્ધ કરવા આ લીલાઓ છે.

નવમા સ્કંધમાં બે પ્રકરણ છેઃ સૂર્યવંશ અને ચંદ્રવંશ. સૂર્યવંશમાં શ્રીરઘુનાથજી પ્રગટ થયા છે. ચંદ્રવંશમાં શ્રીકૃષ્ણ પ્રગટ થયા છે.

સપ્તમસ્કંધમાં વાસનાની કથા આવી. તે વાસનાનો નાશ કરવા અષ્ટમ સ્કંધમાં ચાર ધર્મો બતાવ્યા. સંતોના આ ચાર ધર્મો જીવનમાં ઉતારે તે વાસનાનો વિનાશ કરી શકે છે. વાસનાને વિવેકથી પ્રભુના માર્ગમાં વાળે, તો તે વાસના જ ઉપાસના બને છે. અને મનુષ્યને મુક્તિ અપાવે છે. વાસનાનો વિનાશ થાય ત્યારે નવમા સ્કંધમાં પ્રવેશ મળે. મન બુદ્ધિને શુદ્ધ કરવા માટે નવમો સ્કંધ છે.

ઇન્દ્રિયમાં સ્થુલ વાસના છે. બુદ્ધિમાં રહેલી વાસના સૂક્ષ્મ વાસના છે. સંતોના ધર્મો જીવનમાં ઉતારવાથી સ્થુલ વાસનાનો નાશ થાય છે. પણ મન બુદ્ધિમાં જે સૂક્ષ્મ વાસના રહેલી છે તેનો નાશ થતો નથી.

મનના માલિક દેવ છે ચંદ્ર. બુદ્ધિના માલિક દેવ છે સૂર્ય. આ બંનેની આરાધના કરે તેની બુદ્ધિગત વાસનાનો વિનાશ થાય. વાસનાના પૂર્ણ ક્ષય વગર મોહનો ક્ષય થતો નથી, અને મોહના ક્ષય વગર મુક્તિ મળતી નથી. મનમાંથી સૂક્ષ્મ મળનો નાશ થાય ત્યારે જ મુક્તિ મળે છે.

જ્ઞાની પુરુષો સંસારમાં સાચું સુખ નથી એવો વારંવાર વિચાર કરે છે. શરીર છે ત્યાં સુધી સુખ સગવડની અપેક્ષા રહે છે. પરંતુ અંતે પરિણામે આ દુઃખમય છે. એમ માની તેઓ ભોગ ભોગવે છે. બુદ્ધિગત વાસના સૂર્ય ચંદ્રની ઉપાસના ન કરે, ત્યાં સુધી જતી નથી.

મનમાં પણ બિલકુલ સૂક્ષ્મ મળ ન રહે, તો મન મરી જાય. મન શ્રીકૃષ્ણમાં



મળી જાય. મન મરે તો મુક્તિ મળે. આત્મા તો નિત્ય મુક્ત છે. મનને મુક્ત કરવાનું છે. ઇન્દ્રિયગત વિકાર વાસનાનો નાશ સંતોના ધર્મો આચરણમાં મૂકવાથી થાય છે. જે વિકાર વાસના મન બુદ્ધિમાં સૂક્ષ્મ રૂપે છે, તેનો વિનાશ જલદી થતો નથી. જેનો છેલ્લો જન્મ હોય તેનું જ મન અતિ શુદ્ધ થાય છે. મારું મન શુદ્ધ છે એવી કલ્પના ન કરો. એમ માને તો સાધન તરફ ઉપેક્ષા જાગે છે. સત્કર્મથી સંતોષ ન માનો. ભોજનથી સંતોષ માનો પણ ભજનથી સંતોષ ન માનો.

ઇન્દ્રિયગત વાસનાનો નાશ થયો, પણ મનોગત વાસના રહી ગઈ. ઈશ્વર સાથે એક થવું છે. મનમાં બુદ્ધિમાં રહેલી વાસના કૃષ્ણ મિલનમાં વિઘ્ન કરે છે. આપણું લક્ષ્યબિંદુ શ્રીકૃષ્ણને મળવાનું છે, ઈશ્વર સાથે એક થવાનું છે. ભગવાન સાથે એક થવા માટે ભાગવતની કથા છે.

ભગવાન સાથે તન્મય થવા ભાગવતની કથા છે. કથા સાંભળવી એ પુણ્ય છે. બીજા કર્મોનું ફળ કાળાંતરે મળે છે. ભાગવતની કથા સાંભળવાનું ફળ તુરત મળે છે. ભાગવતની કથાનું ફળ છે સંસારના વિષયનું વિસ્મરણ થાય અને ઈશ્વર સાથે તન્મયતા થાય. અને એ જ સર્વ સાધનનું ફળ છે. કથા કીર્તનમાં તન્મયતા અનાયાસે થાય છે. અનાયાસે જગતને ભૂલી ઈશ્વર સાથે તન્મય થવું એ સર્વ સાધનાનું ફળ છે.

જગતમાં હું રહેવાનો પણ જગત મારા મનમાં ન આવે. સંસારના વિષય મનમાં ન આવે તેને માટે મુક્તિ સુલભ છે. પ્રભુએ જગત ઉત્પન્ન કર્યું છે તે ભજનમાં વિક્ષેપ કરશે નહિ પણ જીવ મનથી જે જગત ઊભું કરે છે તે ભજનમાં વિક્ષેપ કરે છે. મનમાંથી સંસારના સ્વરૂપને કાઢી નાંખો એટલે ત્યાં શ્રીકૃષ્ણ આવશે.

બુદ્ધિગત કામનો નાશ કરવા આ નવમા સ્કંધની કથા છે. એક તેલની બરણી છે. તેમાં ઘણાં વર્ષોથી તેલ રાખો છો. બરણી પાંચ વખત ધોશો, તો બરણી સ્વચ્છ થશે પણ ચિકાસ રહી જશે. હવે આ ચિકાસવાળી બરણીમાં મુરબ્બો નાંખશો, તો મુરબ્બો બગડી જશે. મનુષ્યનું મસ્તક—બુદ્ધિ એ જ બરણી છે. અનેક વર્ષોથી આ બરણીમાં કામવાસનારૂપી તેલ રાખતા આવ્યા છો. બુદ્ધિરૂપી પાત્રમાં શ્રીકૃષ્ણરૂપી રસ રાખવાનો છે. બુદ્ધિમાં કામની સહેજ પણ ચિકાસ હશે તો પ્રેમરસ, ભક્તિરસ તેમાં ઠરશે નહિ. બુદ્ધિ કંચન જેવી નિર્મળ થાય ત્યારે પ્રેમરસ, ભક્તિરસ તેમાં ઠરે છે. પરમાત્મા બુદ્ધિમાં આવે ત્યારે પૂર્ણ શાંતિ મળે છે. બુદ્ધિમાં ઈશ્વરનો અનુભવ ન થાય, ત્યાં સુધી આનંદનો અનુભવ થતો નથી. સંસારન વિષયોનું જ્ઞાન બુદ્ધિમાં આવે ત્યારે વિષયો સુખરૂપ બને છે. પરમાત્માને બુદ્ધિમાં રાખવા છે. ઈશ્વર બુદ્ધિમાં આવે છે, ત્યારે જ ઈશ્વરસ્વરૂપનું જ્ઞાન પૂર્ણ આનંદ આપે છે. જેમ તેલની થોડી ચિકાસથી મુરબ્બો બગડે, તેમ બુદ્ધિમાં વાસનાનો થોડો ચિકાસ અંશ રહી જાય તો બુદ્ધિ સ્થિર અને નિર્વાસન થશે નહિ. તે માટે મનના માલિક ચંદ્રનું અને બુદ્ધિના માલિક દેવ સૂર્યનું આરાધન કરવાનું. ત્રિકાળ સંધ્યા કરો તો બુદ્ધિ વિશુદ્ધ થશે.

વાસનાનો વિનાશ કરવા સંતોના ધર્મો બતાવ્યા તેમ છતાં શુકદેવજીને લાગ્યું કે પરીક્ષિતના મનમાં હજુ સૂક્ષ્મ વાસના રહી ગઈ છે. રાજાને રાસલીલામાં લઈ જવો છે. મરતાં પહેલાં પરમાનંદ આપવો છે. બુદ્ધિમાં કામવાસના હશે તો તેને શ્રીકૃષ્ણનાં દર્શન થશે નહિ તેથી બુદ્ધિમાંની વાસનાનો પૂર્ણ વિનાશ કરવા સૂર્ય—ચંદ્રવંશની કથા કહી.

રામ ન આવે ત્યાંસુધી કૃષ્ણ આવતા નથી. ભાગવતમાં મુખ્ય કથા શ્રીકૃષ્ણની છે. છતાં રામને પધરાવ્યા પછી કૃષ્ણ આવે છે. જેના ઘરમાં રામ ન આવે, તેનો રાવણ=કામ મરતો નથી અને એ મરતો નથી ત્યાંસુધી કૃષ્ણ આવતા નથી. આ રાવણને મારવો છે. રાવણ ત્યારે મરશે જ્યારે રામજીની મર્યાદાનું પાલન કરશો. કોઈપણ સંપ્રદાયમાં માનો, પણ જ્યાંસુધી રામજીની મર્યાદાનું પાલન નહીં કરો, ત્યાંસુધી આનંદ મળતો નથી.

આરંભમાં રામચરિત્રનું વર્ણન કર્યું છે. પછી દશમ સ્કંધની કથા આવશે. ભાગવતની કથા સાંભળનાર વક્તા શ્રોતા રામજીની મર્યાદામાં રહે. મનુષ્યને થોડી સંપત્તિ અધિકાર મળે એટલે મર્યાદાને ભૂલી જાય છે. રામજી ન પધારે ત્યાં સુધી કૃષ્ણ આવતા નથી. રામજીની ઉત્તમ સેવા એ જ છે કે રામજીની મર્યાદાનું પાલન કરો. રામના જેવું તમારું વર્તન રાખો. રામજીનું ભજન કરવું એટલે રામજીની મર્યાદાનું પાલન કરવું. તેમનું એકંદર વર્તન જીવનમાં ઉતારવું.

રામજીને જો પધરાવશો—મર્યાદા પુરુષોત્તમ રામનું અનુકરણ કરશો, તો ભગવાન મળશે. અનુકરણ રામજીની લીલાનું કરવાનું છે. રામજીનું ચરિત્ર સર્વથા અનુકરણીય છે. સર્વ કૃષ્ણલીલાનું અનુકરણ કરવાનું નથી, તેનું શ્રવણ જ થાય. કૃષ્ણનું ચરિત્ર ચિંતનીય છે. કૃષ્ણલીલા ચિંતન કરવા માટે છે, ચિંતન કરી તન્મય થવા માટે છે. રામજી કરે તે કરવાનું, કૃષ્ણ કહે તે કરવાનું. રામ પૂર્ણ પુરુષોત્તમ હોવા છતાં મનુષ્યને આદર્શ બતાવે છે.

રામજીનો માતૃપ્રેમ, પિતૃપ્રેમ, બંધુપ્રેમ, રામજીનું એક પત્નીવ્રત વગેરે સઘળું જીવનમાં ઉતારવા જેવું છે. રામાયણના દરેક પાત્રનું આદર્શ ચરિત્ર છે. દશરથજીનો રામજી પ્રત્યેનો પ્રેમ, સીતાજીનો રામ પ્રત્યેનો પ્રેમ વગેરે માન ઉપજાવે છે.

શ્રીકૃષ્ણ કરે તે આપણાથી ન થાય. શ્રીકૃષ્ણ તો કાલિનાગ ઉપર નાચતા હતા. કાલિય નાગને નાથે છે. શ્રીકૃષ્ણ ટચલી આંગળી ઉપર ગોવર્ધનને ધારે છે. શ્રીકૃષ્ણના ચરિત્રનું અનુકરણ કરવું હોય, તો પૂતના ચરિત્રથી કરજો. ઝેર પી ગયા હતા. ઝેર પચાવ્યા પછી કૃષ્ણચરિત્રનું અનુકરણ કરજો.

રામજીએ ઐશ્વર્ય છુપાવ્યું છે, મનુષ્ય જેવું નાટક કર્યું છે.

સાધકનું વર્તન કેવું હોય તે રામચંદ્રજીએ બતાવ્યું. સાધકનું વર્તન રામના જેવું હોવું જોઈએ. સિદ્ધ પુરૂષનું વર્તન શ્રીકૃષ્ણ જેવું હોઈ શકે.

રઘુનાથનો અવતાર રાક્ષસોને મારવા માટે થયો નથી, પણ મનુષ્યોને માનવ-ધર્મ બતાવવા માટે થયો છે. રામ જીવમાત્રને આ બોધ આપે છે. રામજી એક પણ મર્યાદાનો ભંગ કરતા નથી.

રામજીની લીલા સરળ છે. તેની બાળલીલા પણ સરળ છે. ત્યારે શ્રીકૃષ્ણની લીલા ગહન છે, અટપટી છે.

સરળતાની હદ થઈ છે. એવો સરળ આજસુધી કોઈ થયો નથી. અગ્નિ નારાયણે કહ્યું, માતાજી શુદ્ધ છે. પેલા મૂર્ખ ધોબીએ નિંદા કરી. રામજીને કાને વાત આવી. રામજીએ નિષ્ઠુર થઈ સીતાનો ત્યાગ કર્યો. મારે જગતને આદર્શ બતાવવો છે. રાજાનું



વર્તન કેવું હોવું જોઈએ, કેવું હોઈ શકે તે બતાવવું છે. સીતાએ સ્ત્રીધર્મ બતાવ્યો. મારા પતિ એ મારા પરમેશ્વર છે.

રામજી મર્યાદા પુરુષોત્તમ. કૃષ્ણ એ પુષ્ટિ પુરુષોત્તમ. કૃષ્ણ માખણચોર એટલે કે મૃદુ મનનો ચોર છે. તે સર્વસ્વ માંગે.

રામજીનું નામ પણ સરળ. એની લીલા પણ સરળ. રામજીના નામમાં એક પણ જોડાક્ષર નથી. કૃષ્ણના નામમાં એક પણ સરળ અક્ષર નથી. બધા અક્ષર જોડાક્ષર છે.

રામજી દિવસના બાર વાગે આવે છે. કનૈયો રાત્રે બાર વાગે આવે છે. એક દિવસે આવે છે. બીજો મધ્યરાત્રિએ આવે છે. દશરથજીના રાજમહેલમાં એક આવે છે ત્યારે બીજો કંસના કારાગૃહમાં. રામજીને ઓળખવા સહેલા છે. કૃષ્ણને ઓળખવા કઠણ છે. પરંતુ રામજીની મર્યાદાને જીવનમાં ઉતારવી કઠણ છે.

સૂક્ષ્મ વાસના દૂર કરવા નવમા સ્કંધમાં સંતોનાં ચરિત્રો કહ્યાં.

સૂર્યવંશમાં રામચંદ્રજીનું ચરિત્ર આવશે. રામચંદ્ર એ મર્યાદા અને કૃષ્ણ એ પ્રેમ છે. મર્યાદા અને પ્રેમ જીવનમાં ઉતારશો તો સુખી થશો.

નરસિંહ અવતારની કથાએ ક્રોધનો નાશ કેવી રીતે કરવો તે બતાવ્યું. વામન અવતારની કથાએ લોભનો નાશ કેવી રીતે કરવો તે બતાવ્યું. રામચંદ્રજીના અવતારે કામનો નાશ કેવી રીતે કરવો તે બતાવ્યું. ક્રોધ, લોભ, કામનો નાશ થાય તે પછી કૃષ્ણ ભગવાન પ્રગટે છે.

ભાગવતનું ફળ કૃષ્ણલીલા ચરિત્ર કહેવાનું છે. પરંતુ પહેલા સ્કંધથી કેમ કૃષ્ણ-લીલાનું વર્ણન કરતા નથી? કારણ એ છે કે ક્રોધ, લોભ, કામ વગેરેનો નાશ થાય તે પછી જ પરમાત્મા મળે—કૃષ્ણ મળે.

અષ્ટમ સ્કંધની સમાપ્તિમાં સત્યવ્રત મનુમહારાજની અને મત્સ્યાવતારની કથા કહી.

પરીક્ષિત રાજાએ પૂછયું :—આ સત્યવ્રત મનુમહારાજના વંશની કથા સંભળાવો.

શુકદેવજી વર્ણન કરે છે :—રાજન્, રાજર્ષિ સત્યવ્રત આ કલ્પમાં વૈવસ્વત મનુ થયેલા. વિવસ્વાન્‌ના ઘેર વૈવસ્વત મનુ થયેલા. વૈવસ્વત મનુ સૂર્યવંશના આદિપ્રવર્તક છે. તેનું લગ્ન શ્રદ્ધા નામની સ્રી સાથે થયું. મનુ મહારાજને ઘેર દશ બાળકો થયાં. ઈક્ષ્વાકુ, નૃગ, શર્યાતિ, દિષ્ટિ, કરૂષ, નરિષ્યન્ત, પૃષધ્ર, નભગ અને કવિ.

દિષ્ટના વંશમાં મરુત્ત નામનો ચક્રવર્તી રાજા થયેલો. મરુત્તના ગુરુ હતા બૃહસ્પતિ. તે ઇન્દ્રના પણ ગુરુ હતા. મરુત્ત રાજાને યજ્ઞ કરવાનો હતો. બૃહસ્પતિએ આવવા ના પાડી. કુલગુરુનું પૂજન દરેક કાર્યની પહેલાં થવું જોઈએ. હવે કરવું શું? એકવાર મરુત્તને નારદજી મળ્યા. મરુત્ત કહે મારે યજ્ઞ કરવો છે પણ કરી શકતો નથી. નારદજીએ કહ્યું, બૃહસ્પતિના નાના ભાઈ સંવર્ત્તને બોલાવો. તે પણ ગુરુ સરખા જ ગણાય. યજ્ઞ તો કરો જ.

રાજા કહે:—સંવર્ત્ત યોગી છે. એનો પત્તો પણ નથી.

નારદજીએ કહ્યું :—સંવર્ત્ત યોગીનો પત્તો હું આપીશ, પણ મારું નામ લેશો નહીં.

અનેકવાર જ્ઞાની પુરુષોને સંસારની બીક લાગે છે. સંસારના સ્રીપુરુષોનો સંગ થાય તો બ્રહ્માકારવૃત્તિનો ભંગ થાય છે. સંવર્ત્ત યોગીનો નિયમ છે કે ચોવીસ કલાકમાં રોજ એકવાર કાશી આવે. મહાપુરુષો ભજનમાં નિયમ રાખે છે. સંવર્ત્ત કાશીવિશ્વનાથનાં દર્શન કરવા આવે છે પણ રસ્તામાં કોઈ શબનાં દર્શન થાય તો તેને શિવરૂપ માની તેને વંદન કરી પાછા ફરે છે.

મહાભારતના અનુશાસનપર્વમાં આ કથા વિસ્તારથી આપી છે.

મરુત્ત રાજા રાત્રે શબ લઈ બેઠા છે. પાગલ જેવો માણસ આવ્યો છે. શબને વંદન કર્યું છે. મરુત્ત રાજાને ખાતરી થઈ, આ સંવર્ત્ત યોગી છે. મરુત્તે ચરણ પકડી લીધાં. સંવર્ત્ત કહે છે, હું અજ્ઞાની છું, મને જવા દે.

મરુત્ત કહે :—તમે સંવર્ત્ત છો, મારા ગુરુ છો. બૃહસ્પતિના નાના ભાઈ છો. બૃહસ્પતિ દેવોના ગુરુ થયા પછી મારા ઘેર આવતા નથી. મારે યજ્ઞ કરવાનો છે. કોઈ યજ્ઞ કરાવતું નથી.

સંવર્ત્ત કહે :—હું યજ્ઞ કરાવીશ પણ તારું ઐશ્વર્ય જોઈ બૃહસ્પતિ તને કહેશે કે હું તારો ગુરુ થવા તૈયાર છું. યજ્ઞ કરાવવા તૈયાર છું. પણ તેવા વખતે જે સમયે તું મારો ત્યાગ કરીશ તે સમયે તમને બાળીને ખાક કરીશ.

રાજા કબૂલ થયા. સંવર્ત્તે મરુત્ત રાજાને મંત્રદીક્ષા આપી છે. મરુત્ત રાજાના યજ્ઞમાં સર્વ પાત્રો પણ સોનાનાં છે. બૃહસ્પતિ લલચાયા. મરુત્તને કહેવડાવ્યું કે હું તારો આચાર્ય. હવે તારો યજ્ઞ કરાવવા હું તૈયાર છું. બૃહસ્પતિએ ઇન્દ્રને વાત કરી. ઇન્દ્રે અગ્નિ મારફત કહેવડાવ્યું, બૃહસ્પતિને ગુરુ બનાવો. નહિતર ઇન્દ્ર યજ્ઞમાં વિઘ્ન કરશે. અગ્નિને સંવત્ત કહ્યું છે :—મારી આજ્ઞા વિરુદ્ધ જઈશ તો તને બાળી મૂકીશ.

સંવર્ત્ત યોગી આજ્ઞા કરે તે દેવ ત્યાં આવે છે. તે દેવ પ્રત્યક્ષ હાજર થઈ હવિર્ભાગ ગ્રહણ કરે છે. મરુત્તનો યજ્ઞ જેવો થયો તેવો કોઈનો થયો નથી અને થવાનો નથી. મરુત્તના યજ્ઞનું વર્ણન ઋગ્વેદમાં પણ છે. ભાગવતમાં આ કથાનો સંક્ષેપ કર્યો છે.

મનુપુત્ર નભગને ત્યાં નાભાગ થયા છે. શંકરની કૃપાથી નાભાગને ત્યાં મહાન ભક્ત અંબરીષનો જન્મ થયો છે. અંબરીષ એ મર્યાદા ભક્તિના આચાર્ય છે. કાંકરોલીમાં જે દ્વારકાનાથ બિરાજે છે તે અંબરીષ રાજાના સેવ્ય ઠાકોરજી છે. આ ઠાકોરજી બાવન મણ મરી રોજ આરોગતા. વિચાર કરો કેટલી સામગ્રી થતી હશે.

અંબરીષ શબ્દનો વિચાર કરો. અંબર એટલે આકાશ. ઈશ એટલે ઈશ્વર. આકાશ એ અંદર છે અને બહાર પણ છે. જેના અંદર બહાર સર્વ ઠેકાણે ઈશ્વર છે તે અંબરીષ. જેને ચારે બાજુ પરમાત્મા દેખાય તે અંબરીષ.

જ્ઞાનમાર્ગમાં ઇન્દ્રિયરૂપી દ્વારને બંધ રાખવા પડે છે. ભક્તિમાર્ગમાં એક એક ઇન્દ્રિયને ભગવાનના માર્ગમાં લગાડવી પડે છે. ભક્ત ઇન્દ્રિયોને પરમાત્માના ચરણમાં અર્પણ કરે છે, ઇન્દ્રિયોને પરમાત્મા સાથે પરણાવે છે. ભગવાન હૃષીકેશ છે. ઇન્દ્રિયોના સ્વામી છે.



અંબરીષ રાજા મહાન ભક્ત હતા. તેનું મન કૃષ્ણ ભગવાનનાં ચરણકમળમાં, વાણી ભગવદ્ગુણોનું વર્ણન કરવામાં, હાથો હરિમંદિરને સાફસૂફ કરવામાં, પગ ભગવાનના ક્ષેત્ર આદિની પગપાળા યાત્રા કરવામાં, કાન ભગવાનની ઉત્તમ કથાઓ સાંભળવામાં, બન્ને નેત્રો મુકુંદ ભગવાનની મૂર્તિઓનાં દર્શન કરવામાં વ્યસ્ત રહેતાં. મસ્તકથી તેઓ ભગવાન શ્રીકૃષ્ણને વંદન કર્યા કરતા હતા. ભાગવતસેવામાં શરીરને ઘસાવે છે તેનું દેહાભિમાન ઓછું થાય છે.

ભક્તિમાર્ગમાં ધન મુખ્ય નથી, તન મુખ્ય નથી પણ મન મુખ્ય છે. ભક્તિમાં ધન મુખ્ય થયું ત્યારથી ભક્તિ છિન્નભિન્ન થઈ. તેથી અંબરીષ મહારાજ પ્રથમ કહે છે, મારું મન કૃષ્ણના ચરણયુગલોમાં સદા રહો.

**तस्मात् करुण्य भावेन रक्ष रक्ष परमेश्वर ।**

સેવામાં ધન મુખ્ય નથી, મન મુખ્ય છે. સેવાનો અર્થ છે સેવ્ય. શ્રીકૃષ્ણમાં મનને પરોવી રાખવું. સેવાનો સંબંધ મન સાથે છે. શરીરથી જે ક્રિયા કરો તેને મનનો સહકાર ન મળે તો તે વ્યર્થ છે. અંબરીષની સેવાનો ક્રમ બતાવ્યો છે. સેવાની શરૂઆત મનથી થાય છે. મન સૂક્ષ્મ છે. તે એકી સાથે જગત અને ઈશ્વર સાથે સંબંધ કરી શકે નહિ. મનને મનાવો તો મન માને છે. બીજા કોઈ ઉપદેશ કરશે તો અસર થશે નહીં. તમે પોતે મનને સમજાવશો તો અસર થશે. તમારા મનને બીજો કોણ સમજાવશે ?

અંબરીષ રાજાના ઈષ્ટદેવ દ્વારકાનાથ છે. રાજા હતા છતાં સેવા જાતે કરે છે. ઘરમાં અનેક નોકરો હતા. પણ ઠાકોરજીનો હું દાસ છું. તેની સેવા મારે જાતે કરવી જોઈએ.

દાસ્યભાવ સેવામાં મુખ્ય છે. જે ભોજન કરે તેનું પેટ ભરાય છે. જે ભજન કરે, જે સેવા કરે તેને ફળ મળે છે. ચાર વસ્તુમાં બદલી નહીં ચાલે. ભોજનમાં બદલી નહીં ચાલે, મરણમાં બદલી નહીં ચાલે, પરણવામાં બદલી ચાલતી નથી, ઠાકોરજીની સેવામાં બદલી ચાલતી નથી. અંબરીષ ચક્રવર્તી સાર્વભૌમ રાજા છે. છતાં ભગવાનની સેવા જાતે કરે છે. ઠાકોરજીના મંદિરમાં બુહારીની સેવા જાતે કરે છે. વૈષ્ણવોના ચરણની રજ મંદિરમાં પડેલી હોય. બુહારીથી વૈષ્ણવની ચરણરજ મળે. ભાગવતમાં સ્પષ્ટ લખ્યું છે કે અંબરીષ ભગવાનના દર્શન કરવા જાય ત્યારે ઉઘાડા પગે અને ચાલતા જાય. જે લખ્યું છે તે કહું છું. અંબરીષ રાજા જેવી ભક્તિ તો આપણાથી થાય નહિ પણ તેનું કાંઈક અનુકરણ કરવું જોઈએ.

એકવાર તેઓએ ભગવાન શ્રીકૃષ્ણની આરાધના કરવા માટે એક વર્ષ સુધીનું એકાદશીનું વ્રત કરવાનો નિયમ ગ્રહણ કર્યો.

એકાદશીનું વ્રત સર્વ વ્રતોમાં શ્રેષ્ઠ છે. એકાદશીના બે પ્રકાર છે. નિષેધ વ્રત અને પરિપાલન વ્રત. નિષેધ વ્રત, અનાજ ખાવાથી દોષ ન લાગે તેટલા માટે કરવામાં આવે છે. ભગવાનની આરાધના માટે ભાગવતવ્રત કરે તો સુખી થાય છે. એકાદશીનું વ્રત ત્રણ દિવસનું છે. દશમીના દિવસે એકવાર ભોજન કરવું, બની શકે તો હવિષ્યાન્નનું ભોજન કરવું. દૂધભાત જેવો સાત્ત્વિક આહાર કરવો. દશમીને દિવસે અજીર્ણ થાય તેટલું ખાવું નહિ. એકાદશી બને તો નિર્જળા કરો. તેમ ન બને તો દૂધ ઉપર રહેવું. છેવટે ઋતુનાં ફળ ઉપર રહેવું. ત્યાં સુધી એકાદશીનું ફળ મળે છે, તેથી આગળ જાવ

તો એકાદશીનું ફળ મળતું નથી. વ્રત કરવાનો મક્કમ નિશ્ચય હશે, તો ભગવાન શક્તિ આપશે. અગિયારસ કરવાનો સંકલ્પ કરો તો ભગવાન મદદ કરશે. સત્યનારાયણની કથામાં કઠિયારાની કથા આવે છે. કઠિયારો સંકલ્પ કરે છે, મને આજે પૂરતા પૈસા મળશે તો સત્યનારાયણની કથા કરીશ. પરમાત્માએ તે સંકલ્પ પરિપૂર્ણ કર્યો છે. સત્કર્મમાં પરમાત્મા સહાય કરે છે. લોકો એમ સમજે છે કે એકાદશી આવી એટલે દિવાળી મળવા આવી. એકાદશીના દિવસે ઘરમાં દાળભાત ન કરવા. એકાદશીના દિવસે અન્નનાં દર્શન ન કરવાં. એકાદશીના દિવસે અન્નમાં સર્વ પ્રકારનાં પાપ આવીને વસે છે. અન્ન ખાનારને માથે તે જાય છે. એકાદશીના દિવસે પાનસોપારી પણ ન ખવાય, દિવસે ન સુવાય. રાત્રે એક બે કલાક વધારે કીર્તન કરો. અગિયારસે પંઢરપુરમાં વિઠ્ઠલનાથજી પોઢતા નથી.

પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય અને અગિયારમું મન–આ અગિયાર ઇન્દ્રિયોને પ્રભુમાં પરોવી રાખવી એ એકાદશી. બાકી આજકાલ તો લોકો એકાદશીમાં અગિયાર વિષયરસોને સ્થાન આપે છે અને નાનકડી દિવાળી આવી છે એવું સમજે છે. આવું ન કરો. આવી એકાદશી કરવાથી કાંઈ ફળ મળતું નથી.

ઉપ=સમીપ, વાસ=રહેવું.

પ્રભુની સમીપમાં રહેવું તે ઉપવાસ અને તે એકાદશી ખરી.

બારસને દિવસે એક વખત આહાર કરવો. બારસને દિવસે બ્રાહ્મણનું સન્માન કરી પછી પ્રસાદ ગ્રહણ કરો. દ્વાદશીને દિવસે બે વખત ભોજન કરો તો એકાદશીનો ભંગ થાય છે.

વિધિપૂર્વક એકાદશી કરો. વિધિ પ્રમાણે એકાદશી ન થાય તો પણ મર્યાદા અનુસાર અન્નનો ત્યાગ કરી ફળાહાર ઉપર રહેવું. આરોગ્યની દૃષ્ટિએ પણ આ વ્રત આવશ્યક છે. આજકાલ લોકો ડોકટર ઉપર વિશ્વાસ કરે છે પણ વ્યાસ જેવા ઋષિ-મુનિઓના બોલ ઉપર વિશ્વાસ કરતા નથી. ડોકટર કહે કે ટાઈફોઈડ થયો છે, એકવીસ દિવસ અનાજ લેવાનું નથી. તો લોકો માનશે. એકાદશી ન કરનારને ફરજિયાત આવી સામટી એકાદશીઓ કરવી પડે છે.

અંબરીષ રાજા વિધિપૂર્વક એકાદશી કરે છે. વ્રતના સમાપ્તિના દિવસે યમુનાના કિનારે આવ્યા. યમુનામાં સ્નાન કર્યું. બ્રાહ્મણોની પૂજા કરી જ્યાં તેઓ વ્રતનું પારણું કરવાની તૈયારી કરતા હતા, ત્યાં દુર્વાસા મુનિ અતિથિરૂપે આવ્યા છે. ઠાકોરજીનો ભોગ ધર્યો હતો. અંબરીષ રાજાએ પ્રાર્થના કરી, પધારો પધારો મહારાજ. આપ મારે ત્યાં પ્રસાદ ગ્રહણ કરો. દુર્વાસાએ કહ્યું કે હજી મારું મધ્યાહ્ન કર્મ બાકી છે. આવશ્યક કર્મોથી નિવૃત્ત થઈ હું આવું છું.

ઈશ્વરની ધર્મમર્યાદા તોડવા જેવું પાપ નથી. ઈશ્વરની ધર્મમર્યાદા તોડશો તો ભક્તિ સફળ થશે નહીં. ઈશ્વર સાથે મનુષ્ય તન્મય થાય, દેહભાન ભૂલી જાય ત્યારે ધર્મમર્યાદા છૂટી જાય એ જુદી વાત છે, પરંતુ બુદ્ધિપૂર્વક ધર્મમર્યાદા તોડશો નહિ.

રાજા કહે :—તેરસ પહેલાં પારણા કરવાનું મારું વ્રત છે. દુર્વાસા સંધ્યા પૂજા કરવા ગયા છે. એવા તન્મય થયા છે કે સમયનું ભાન રહ્યું નથી.

અંબરીષ ચિંતામાં છે. બ્રાહ્મણને જમવાનું આમંત્રણ આપ્યું છે. બ્રાહ્મણને



જમાડ્યા પહેલાં જમાય નહિ. હું કાંઈક લઈશ તો તે નિયમનો ભંગ થશે અને તેરસ પહેલાં પારણા ન કરું તો મારા વ્રતનો ભંગ થાય છે. દ્વાદશી પૂરી થવાને થોડી પળ બાકી છે. બ્રાહ્મણોના કહેવાથી રાજાએ જળપાન કરી પારણાં કર્યાં છે.

નિત્યકર્મોથી પરવારી દુર્વાસા આવ્યા છે. દુર્વાસાને આવતાં મોડું થયું. વિચારવા લાગ્યા, રાજાએ વ્રતનો ભંગ કર્યો હશે! ના, ના, રાજા ધર્મિષ્ઠ છે. વ્રતનો ભંગ કરે તેમ નથી. વ્રતનો ભંગ થયો હશે તો રાજા ઉદાસ લાગશે અને વ્રતનો ભંગ થયો નહિ હોય તો રાજા આનંદમાં હશે.

દુર્વાસાઋષિનું રાજા સ્વાગત કરે છે. દુર્વાસાએ અનુમાનથી સમજી લીધું કે રાજાએ પારણું કરી લીધું છે. દુર્વાસાએ કહ્યું :—રાજા, તેં મને આમંત્રણ આપ્યું પણ તેં ભોજન કરી લીધું તે યોગ્ય નથી. મને અતિથિને આમંત્રણ આપી મને જમાડ્યા વગર તેં જમી લીધું. આ તારી વિષ્ણુભક્તિ કેવી ? રાજા કહે :—મેં કેવળ જળપાન કર્યું છે. દુર્વાસાએ ક્રોધમાં કાંઈ સાંભળ્યું નહીં. દુર્વાસના જ્યાં સુધી હશે ત્યાં સુધી ક્રોધ છૂટશે નહિ. કેશમાંથી કૃત્યા ઉત્પન્ન કરી છે. કૃત્યાને કહ્યું, રાજાને માર.

કૃત્યા અંબરીષને મારવા આવી. ત્યાં સુદર્શન ચક્ર આવ્યું. કૃત્યાને મારી નાંખી અને સુદર્શન ચક્ર દુર્વાસા પાછળ તેને મારવા દોડ્યું. દુર્વાસા સર્વલોક ફરી વળ્યા પણ ચક્ર પીછો છોડતું નથી. દુર્વાસાને કોઈ રક્ષણ આપી શક્યું નહીં. દુર્વાસા દોડતાં દોડતાં વૈકુંઠમાં ગયા. નારાયણ કહે :—આવો, આવો, મહારાજ. દુર્વાસા કહે :—શું આવું ? તમારું ચક્ર મારી પાછળ પડેલું છે. મારી રક્ષા કરો. ભગવાન કહે છે :—જે વૈષ્ણવો અનન્યભાવથી મારી નિત્ય સેવા કરે છે. પોતાનું સર્વસ્વ વૈષ્ણવો મને આપે છે તેથી મારું સર્વસ્વ હું વૈષ્ણવોને આપું છું. સુદર્શન ચક્ર હવે અંબરીષની આજ્ઞામાં છે. હું પણ ભક્તપરાધીન છું.

**अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज।**
**साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रियः ॥**

દુર્વાસાજી હું સર્વથા ભક્તોને આધીન છું. મારામાં થોડી પણ સ્વતંત્રતા નથી. મારા સીધા સાદા સરળ ભક્તોએ મારું હૃદય પોતાના હાથમાં રાખ્યું છે. ભક્તજન મને પ્યાર કરે છે, અને હું તેમને.

ભક્તો આગળ હું મારી પોતાની કે લક્ષ્મીની પરવા કરતો નથી. ભક્તો સઘળું છોડીને કેવળ મારા શરણમાં આવે છે, ભક્તો મારે માટે સર્વસ્વને તજે છે. મારા ભકતોને મારા સિવાય બીજા કોઈનો આશરો નથી. તેવા ભકતોને છોડવાનો સંકલ્પ પણ હું કેમ કરી શકું ?

ભક્તોએ મારા હૃદયને વશ કર્યું છે. ભક્તજનો મને પ્રિય છે. મારા ભક્તો મારા સિવાય કોઈ પ્રકારની મુક્તિની ઈચ્છા કરતા નથી. ભક્તો મારું હૃદય અને હું ભક્તોનું હૃદય એમ કહી ભગવાને ભક્તોને બિરદાવ્યા છે.

**ये दारागारपुत्राप्तान् प्राणान् वित्तमिमं परम् ।**
**हित्वा मां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ॥**

ભા. ૯–૪–૬૫

જેઓ પોતાની સ્ત્રી, ઘર, પુત્રો, સ્વજનો, પ્રાણ, ધન, આલોક તથા પરલોક તજીને કેવળ મારે શરણે આવ્યા હોય છે, તેઓને હું કેમ તજી શકું ? ન જ તજી શકું.

**मयि निर्बद्धहृदयाः साधवः समदर्शनाः।**
**वशी कुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा॥**

ભક્તો ભક્તિથી મને વશ કરે છે.

**साधवो हृदयं मह्यं साधूनां हृदयं त्वहम्।**

મારા ભક્તો એ જ મારું હૃદય છે અને ભક્તોનું હૃદય હું છું.

ભગવાન કહે છે :—તપ અને વિદ્યા અતિશય ઉત્તમ છે. પણ તેને વિનય વિવેકનો સાથ ન હોય તો તે વ્યર્થ છે. આપ તપસ્વી છો. તમારી પાસે અનંત શક્તિ છે. પણ તેનો તમે દુરુપયોગ કર્યો. આપ વિચાર કરો. અંબરીષે કાંઈ ભૂલ કરી નથી. કેવળ વ્રતનું પાલન કરવા જળપાન કર્યું છે. આપ ત્યાં જાવ અને અંબરીષ રાજાને વિનંતી કરો. તમે ભક્તરાજ અંબરીષની ક્ષમા માંગો તો આ સુદર્શન ચક્રનો વેગ શાંત થશે.

દુર્વાસા અંબરીષ પાસે આવ્યા. વંદન કરવા જાય છે ત્યાં અંબરીષ કહે છે, ના, ના, મહારાજ, તમે મને વંદન કરો એ મને શોભે નહીં. અંબરીષ સુદર્શન ચક્રને કહે છે :—શાંત થઈ જાવ. શાંત થઈ જાવ. આજદિન સુધી જો મેં કંઈ પણ દાન કર્યું હોય, યજ્ઞ કર્યો હોય, સર્વની સેવા કરી હોય તો તે પુણ્યપ્રતાપે તમારો વેગ શાંત થાય. સુદર્શન ચક્ર શાંત થયું છે.

અંબરીષની કથા પાછળ થોડું રહસ્ય છે. અંબરીષ એ શુદ્ધ ભક્તિનું સ્વરૂપ છે. તેથી ચરિત્રના આરંભમાં એક એક ઇન્દ્રિયની ભક્તિ બતાવી છે. અંબરીષનું ચરિત્ર એ ભક્તિનું ચરિત્ર છે.

ભક્તિમાં દુર્વાસા=દુર્વાસના વિઘ્ન કરવા આવે છે. હું મોટો અને બીજા નાના અને હલકા એ જ દુર્વાસના. હું જ સુખ ભોગવીશ એ જ દુર્વાસના. બીજાને દુઃખ આપવાની દુર્વાસના ભક્તિમાં વિઘ્ન કરવા આવે છે.

ભક્તિમાં અહંભાવ જાગે તો સમજવું કે દુર્વાસના આવી. દુર્વાસનામાંથી અભિમાન જાગે છે, અભિમાનમાંથી ક્રોધ જાગે છે અને ક્રોધમાંથી કૃત્યા, કર્કશવાણી ઉત્પન્ન થાય છે. કર્કશવાણી કૃત્યા ભક્તિને મારવા જાય છે, ત્યાં જ્ઞાનરૂપી સુદર્શન ચક્ર ભક્તની મદદે આવે છે, જ્ઞાન કૃત્યાને મારી નાંખે છે. જો ભક્તિ શુદ્ધ હોય તો તેને કર્કશવાણી કાંઈ કરી શકતી નથી. ભક્તિનું રક્ષણ સુદર્શન ચક્ર એટલે જ્ઞાન કરે છે. સર્વમાં શ્રીકૃષ્ણનું દર્શન એ સુદર્શન. ભક્તિ પાસે કર્કશવાણી આવે છે ત્યારે વૈષ્ણવો તેને સુદર્શનચક્ર=જ્ઞાનથી કાપી નાંખે છે. નિંદાની અસર મન ઉપર થાય એ સાચો વૈષ્ણવ નથી. કર્કશવાણી સહન કરશો તો સુખી થશો. કર્કશવાણી બોલે તે દુઃખી થાય છે.

ભક્તિ શુદ્ધ હશે તો જ્ઞાન અને વૈરાગ્ય દોડતાં આવશે. સુદર્શનચક્ર દોડતું આવેલું તેમ, અને કર્કશ વાણીરૂપી કૃત્યાને મારી નાંખશે.

અંબરીષને દુર્વાસાએ કડવાં વચનો કહ્યાં, તોપણ તેઓ તેના ઉપર ગુસ્સે થતા નથી. જેને રીસ ન આવે તે અંબરીષ. જેના માથે ઠાકોરજી વિરાજે તે અંબરીષ અને દુર્વાસા જ્યારે અંબરીષની પ્રશંસા કરવા લાગ્યા, ત્યારે પણ તે પ્રસન્ન થતા નથી.



કારણ ભક્તો **तुल्यनिंदास्तुतिः** નિંદા સ્તુતિને સમાન સમજે છે. ભક્તને કોઈ કર્કશ-વાણી કહે, તો અંબરીષની જેમ તેને તે વાણી કાંઈ અસર કરી શકતી નથી.

ભક્તિ કરો તો અંબરીષના જેવી. અંબરીષની ભક્તિથી ભગવાનને પણ કહેવું પડયું : **अहं भक्तपराधीनः।**

બધામાં સમભાવ—સમતા રાખે એ જ્ઞાની. બધામાં ઈશ્વર છે એવું જ્ઞાન થવું એ ખરું જ્ઞાન.

ઈશ્વરના સ્વરૂપના જ્ઞાન વગર ભક્તિ આવતી નથી, ભક્તિ દૃઢ થતી નથી એટલે ભક્તિમાં જ્ઞાન જરૂરનું છે.

વિષયમાં વૈરાગ્ય આવ્યા વગર ભક્તિ થતી નથી. ભક્તિ આવે એટલે જ્ઞાન અને વૈરાગ્ય પહેલાં આવે છે. જ્યાં ભક્તિ હોય છે ત્યાં જ્ઞાનરૂપી સુદર્શન ચક્ર રક્ષણ કરે છે.

ભક્તિ સિદ્ધ થઈ એટલે તેને સર્વ શાસ્ત્રોનું જ્ઞાન થઈ ગયું.

નામ મહાત્મ્ય

**नाम लिया उन्होंने जान लिया**
**सकल शास्त्रका भेद।**
**बिना नाम नरके गया**
**पढ़ पढ़ चारों वेद।**

દુર્વાસાને પ્રેમથી જમાડી અંબરીષે ક્ષમા માંગી છે. સાચો વૈષ્ણવ પરદોષ જુએ નહીં. વારંવાર પોતાનો દોષ જુએ છે. દુર્વાસાએ ખૂબ વખાણ કર્યાં. પણ અંબરીષને કાંઈ અભિમાન થતું નથી. જીત મારી નથી. જીત ઈશ્વરની છે. જીત પોતાની માને તેની અવશ્ય હાર થાય છે.

જરા વિચાર કરો, શુકદેવજીને આ રાજાઓની કથા કરવાની શી જરૂર હતી ? પણ અંબરીષ જેવા રાજા શુકદેવજીને પણ ગમે છે. ધન્ય છે અંબરીષને. તે ઘરમાં રહીને સંન્યાસી જેવું જીવન ગાળે છે. હું તો વનમાં જઈને પછી સંન્યાસી જેવું જીવન ગાળું છું.

શુકદેવજીને થયું હું તો લંગોટી છોડીને સંન્યાસી થયો છું. આ અંબરીષ તો રાણીઓ સાથે રાજમહેલમાં રહીને સંન્યાસી જેવો રહ્યો છે. હું તો સર્વ છોડીને પ્રભુ પાછળ પડ્યો છું. ત્યારે અંબરીષ ઘરમાં રહીને દ્વારકાધીશ પાછળ પડ્યો છે. એટલે મારા કરતાં અંબરીષ શ્રેષ્ઠ છે તેથી હું અંબરીષની કથા કરું છું.

જ્ઞાનથી ભગવાન પરતંત્ર થતા નથી, બંધાતા નથી. ભક્તિથી ભગવાન પરતંત્ર થાય છે. જ્ઞાની મહાત્માઓ બ્રહ્માનુભવ કરી શકે છે. પણ ભગવાનને પરતંત્ર બનાવી શકતા નથી, બાંધી શકતા નથી. ભક્તિ મા છે. જ્ઞાન અને વૈરાગ્ય બાળકો છે. જ્યાં શુદ્ધ ભક્તિ છે ત્યાં જ્ઞાન વૈરાગ્ય દોડતા આવે છે.

મનુ મહારાજને ત્યાં ઈક્ષ્વાકુ નામનો પુત્ર થયો. તે વંશમાં માંધાતા થયો. માંધાતા રાજાની ૫૦ કન્યાઓનું લગ્ન સૌભરી ઋષિ સાથે થયું.

સૌભરી તપશ્ચર્યા કરતા હતા. સિદ્ધ થયા હતા. તેથી લોકોની બહુ ભીડ થાય

છે. બહુ જનસંઘ એકત્ર થાય એટલે ભજનમાં ભંગ થાય છે. સૌભરીએ વિચાર્યું, ક્યાં જાઉં ? છેવટે સૌભરી યમુનાજીના ધરામાં પ્રવેશી તપશ્ચર્યા કરે છે. એકવાર વિચાર આવ્યો, પરમાત્માની માયા મને શું અસર કરી શકવાની ? ભગવાને માયા કરી. ઋષિએ માછલા માછલીનો પ્રસંગ જોયો. વારંવાર આ પ્રસંગ જોવાથી આંખમાં કામ આવ્યો. ઋષિને તેવું સુખ ભોગવવાની ઇચ્છા થઈ. તેથી પંચ્યાશી વર્ષની વયે મહારાજને લગ્ન કરવાનો વિચાર થયો. તેઓ માંધાતા રાજા પાસે ગયા. રાજાએ વિચાર્યું, ઋષિને કન્યા આપું તો જે કન્યા આપીશ તે જીવનભર દુઃખી થશે. અને કન્યા ન આપું તો મહારાજ શાપ આપશે. રાજાએ ઋષિને કહ્યું :—આપ રાજમહેલમાં પધારો. જે કન્યા આપને પસંદ કરશે તે તમને આપીશ.

અંગ ગલિતં પલિતં મુણ્ડમ્ દશન વિહીનં જાતં તુણ્ડમ્,
વૃદ્ધો યાતિ ગૃહીત્વા દંડમ્ તદપિ ન મુંચતિ આશા પિણ્ડમ્,
ભજ ગોવિન્દં ભજ ગોવિન્દં ગોવિન્દં ભજ મુઢમતે.

ભગવાન શ્રી શંકરાચાર્યે મનને બોધ આપ્યો છે.

સૌભરી ઋષિને લગ્નની ભાવના જાગી છે. સિદ્ધ હતા. પોતાનું સ્વરૂપ બદલે છે. અતિસુંદર સ્વરૂપ ધારણ કરી રાજમહેલમાં ગયા. ઋષિને પરણવા માટે પચાસ કન્યાઓમાં ઝગડો થવા લાગ્યો. એટલે માંધાતા રાજાએ પચાસે પચાસ કન્યાઓનાં લગ્ન સૌભરી ઋષિ સાથે કર્યાં. સૌભરી ભોગ ભોગવે છે, પરંતુ પાછળથી વિવેકબુદ્ધિ જાગૃત થઈ. ઋષિને પસ્તાવો થયો, મેં આ શું કર્યું ?

સૌભરી ઋષિએ કહ્યું છે :—હું તપસ્વી હતો તે વિલાસી બન્યો. માછલા માછલીનો પ્રસંગ જોવાથી મારી બુદ્ધિ બગડી. જેને સાધન કરવું છે, જેને આ જન્મમાં સાધ્યની પ્રાપ્તિ કરવી છે તે કામસુખ ભોગવનારના સંગનો ત્યાગ કરે. કામસંગ ભોગવનારનો સંગ એ જ કુસંગ. સ્ત્રીસંગીનો સંગ એ જ કુસંગ. આ સ્ત્રી–પુરુષની નિંદા નથી. આ કામની નિંદા છે.

આ થઈ સંગના રંગની કથા. માટે જેને મોક્ષની ઇચ્છા હોય તેને મૈથુનધર્મી સ્ત્રી–પુરુષોનો સંગ કરનારનો સંગ સર્વથા તજવો.

**मुमुक्षुः मिथुनव्रतिनां सङ्ग त्यजेत् ॥**

સાધકે સ્ત્રી તેમજ સ્ત્રીનો સંગ કરનારનો સંગ પણ ન કરવો.

**स्त्रीणां स्त्रीसङ्गिनाम् सङ्ग त्यजेत् ॥**

સૌભરી ઋષિએ જગતને બોધ આપ્યો છે કે કામી અને વિલાસી માનવો વચ્ચે રહી બ્રહ્મજ્ઞાની થવું કઠણ છે. માનવો વચ્ચે રહી માનવી થવું સહેલું છે. સત્સંગ ન મળે તો કાંઈ નહિ પણ કામીનો સંગ ન કરો.

તે પછી સગર નામનો ચક્રવર્તી સમ્રાટ રાજા થયો. તેણે યજ્ઞ કર્યો, યજ્ઞનો ઘોડો છોડવામાં આવ્યો. તે ઘોડો ઇન્દ્ર ચોરી ગયો. સગરના પુત્રો ઘોડાની શોધમાં નીકળ્યા છે. કપિલમુનિના આશ્રમમાં તેઓએ ઘોડો જોયો. તેઓએ માન્યું કપિલ ઘોડાની ચોરી કરી લાવ્યા છે.



આ ચોર છે. તેમને મારો એમ કહેતા જ્યાં તેઓ દોડ્યા ત્યાંજ કપિલ મુનિના તેજોગ્નિમાં બળીને ભસ્મ થયા.

સગરનો પૌત્ર અંશુમાન તેમને શોધવા નીકળ્યા છે. તેમણે કપિલ ભગવાનની સ્તુતિ કરી. કપિલ મુનિએ કહ્યું :—તમારા દાદાના યજ્ઞનો ઘોડો છે તે લઈ જાવ.

અંશુમાને પૂછયું :—મારા કાકાઓનો ઉદ્ધાર થાય તેવો ઉપાય બતાવો. કપિલ મુનિએ કહ્યું કે ગંગાજી પધારે તો ગંગાજળથી તેઓનો ઉદ્ધાર થાય. બીજો કોઈ ઉપાય નથી. ગંગાજીને લાવવા અંશુમાને તપ કર્યું. તેમના પુત્રે દિલીપે તપ કર્યું. દિલીપના પુત્ર ભગીરથે તપ કર્યું. ત્રણચાર જન્મનું તપ એકત્ર થાય ત્યારે જ્ઞાનગંગા એટલે જ્ઞાન મળે છે. ત્રણ પુરુષોનું પુણ્ય ભેગું થયું, ત્યારે ગંગાજી પ્રગટ થયા.

ભગીરથ રાજાએ ભગવાન શંકરની પ્રાર્થના કરી. શિવજી ગંગાનો વેગ ઝીલવા તૈયાર થયા. શિવજી જટા ઉપર ગંગાજીને ઝીલે છે. શિવજીએ જટામાંથી ગંગાજીને બહાર જવાનો રસ્તો આપ્યો. અનેક દેશનો ઉદ્ધાર કરતાં ગંગાજી પાતાળમાં પધાર્યાં. ગંગાજીનો સ્પર્શ થવાથી રાખમાંથી દિવ્ય પુરુષો બહાર આવ્યા છે. સગર પુત્રોને સદ્‌ગતિ મળી.

રાજા, મર્યા પછી ગંગાજલના સ્પર્શથી મુક્તિ મળી તો જીવતાં જે ગંગાપાન કરે તેને સદ્‌ગતિ મળે તો તેમાં શું આશ્ચર્ય !

જીવને શિવ થવું છે. જો તે જ્ઞાન ગંગાને માથે રાખે તો શિવ બને. ગંગા એ જ્ઞાનનું સ્વરૂપ છે. ભગીરથ રાજા લઈ આવ્યા એટલે ગંગાજીનું નામ પડ્યું ભાગીરથી. ગંગાજી નારાયણના ચરણમાંથી બહાર આવ્યાં છે. નારાયણના ચરણમાં ગંગા છે. શિવજીને માથે ગંગા છે.

આગળ ચાલતાં એ જ વંશમાં ખટ્‌વાંગ નામનો રાજા થયો. ખટ્‌વાંગને દેવો તરફથી જાણવા મળ્યું કે અડતાલીસ મિનિટ પછી મરણ આવવાનું છે. તેણે સર્વ છોડી મનને ભગવાનમાં જોડી દીધું. પરમાત્માનું ધ્યાન કરતાં તેણે શરીરનો ત્યાગ કર્યો. તેને સદ્‌ગતિ મળી છે. આમ માત્ર બે ઘડીમાં ખટ્‌વાંગે પોતાનું શ્રેય–આત્મકલ્યાણ સાધી લીધું. ખટ્‌વાંગ પછી થયા દીર્ઘબાહુ અને દીર્ઘબાહુને ત્યાં થયા રઘુ. રઘુ મહાજ્ઞાની અને ઉદાર હતા. છેવટે તેમણે પહેરેલું ધોતિયું છોડી તેનો પણ ત્યાગ કર્યો. તેણે સર્વસ્વનો ત્યાગ કર્યો હતો. તેમની કીર્તિ વધી ગઈ. તેથી સૂર્યવંશનું નામ રઘુવંશ પડ્યું છે. રઘુરાજાએ અનેક યજ્ઞો કર્યા છે.

ભગવાનનો વંશ સાંભળે તેના વંશનો નાશ થતો નથી. રઘુને ત્યાં થયા અજ અને અજને ત્યાં થયા દશરથ. દશરથ રાજા અયોધ્યામાં રાજ કરતા હતા. પૂર્વજન્મમાં તેઓ બ્રાહ્મણ હતા. ગામ બહાર રણછોડરાયનું મંદિર. બ્રાહ્મણનો નિયમ રોજ એક હજાર તુલસીદળ તેઓ ભગવાનને અર્પણ કરતા. વૃદ્ધ થયા છે. ૮૫ વર્ષની ઉંમર થઈ છે. એક વખત તાવ આવ્યો. બ્રાહ્મણ તાવને કહે હું મારા ઠાકોજીની સેવા કરી આવું પછી તું આવજે. તાવનું દુઃખ ભોગવવા તૈયાર છું પણ મારી સેવાનો ક્રમ ન તૂટે. સંકલ્પ કર્યો તેજ ક્ષણે તાવ ઊતરી ગયો. રણછોડરાયના મંદિરમાં તુલસીદલ અર્પણ કરવા આવ્યા. ત્યાં કોઈનો રડવાનો અવાજ સાંભળ્યો. જોયું તો એક પિશાચીની રડતી હતી. પિશાચીનીએ કહ્યું, પૂર્વજન્મમાં મેં બહુ દુરાચાર કર્યો. મારા ધણીને ત્રાસ

આપ્યો. તેથી હું પિશાચ યોનિમાં આવી છું. હવે આપ મારો ઉદ્ધાર કરો. બ્રાહ્મણને દયા આવી. બ્રાહ્મણે રોજના નિયમ પ્રમાણે વિષ્ણુ સહસ્ત્ર પાઠ કરી તુલસીદલ અર્પણ કર્યાં અને પ્રાર્થના કરી—હે પ્રભુ! આ પાપી જીવ દુઃખ ભોગવે છે. આ પાપી જીવનો ઉદ્ધાર થાય. હું મારું સર્વ પુણ્ય તે માટે કૃષ્ણાર્પણ કરું છું. પ્રભુ પ્રસન્ન થયા. ભગવાને કહ્યું:—બીજા જન્મમાં તું દશરથ થઈશ. પિશાચીની કૌશલ્યા થશે. હું તારે ત્યાં પુત્રરૂપે આવીશ. તારું પુણ્ય તેં એક જીવના ઉદ્ધાર માટે વાપર્યું તેથી તે અનંતગણું થયું છે.

બ્રાહ્મણે ત્યાં જ શરીર ત્યાગ કર્યો છે. તે બીજા જન્મમાં દશરથ થયા છે. તેને ત્રણ રાણીઓ હતી: કૌશલ્યા, સુમિત્રા, અને કૈકેયી. કૌશલ્યા ધર્મપત્ની છે. સુમિત્રા કૈકેયી ભોગ પત્નીઓ હતી. છતાં કાંઈ સંતતિ ન હતી. દશરથ વસિષ્ઠ પાસે ગયા. વસિષ્ઠે કહ્યું:—તું પુત્રકામેષ્ટિ યજ્ઞ કર. તારે ત્યાં ચાર પુત્રો થશે. યજ્ઞ કર્યો છે. અગ્નિદેવ ખીર લઈને યજ્ઞકુંડમાંથી બહાર આવ્યા છે. કહ્યું, આ પ્રસાદ તમારી રાણીઓને ખવડાવજો. આપને ત્યાં દિવ્ય બાળકો થશે. વસિષ્ઠે આજ્ઞા કરી. કૌશલ્યા ધર્મપત્નીને પ્રસાદનો અર્ધો ભાગ આપજે પછી જે પ્રસાદ રહે તેના બે ભાગ કરી કૈકયી–સુમિત્રાને આપજે. દશરથે અર્ધો ભાગ કૌશલ્યાને આપ્યો. પછી જે પ્રસાદ રહ્યો તેના બે ભાગ કરી કૈકેયી–સુમિત્રાને આપ્યા છે. તુલસીદાસ મહારાજે માનસમાં કૈકેયીનો ખૂબ બચાવ કર્યો છે. એકનાથ મહારાજે તેને જન્મથી કર્કશા ચિતરી છે. કર્કશાવાણીથી પતિદેવનું અપમાન કરે તે કૈકેયી. કૈકેયીએ દશરથનું અપમાન કર્યું. મને છેલ્લો પ્રસાદ કેમ આપ્યો. આકાશમાં ફરતી સમડી ત્યાં આવી. સમડી પ્રસાદ ઉઠાવી લઈ ગઈ. અંજની દેવી તપશ્ચર્યા કરતા હતાં, ત્યાં સમડી આવી, છાયા આપી. અંજની માના હાથમાં પ્રસાદ આપ્યો. અંજની પ્રસાદ આરોગી ગયાં છે. આથી તેને ત્યાં હનુમાનજીનું પ્રાગટ્ય થયું છે. હનુમાનજી પહેલાં આવે છે. તે પછી કૈકેયીને પશ્ચાતાપ થયો, હું પ્રસાદ વગર રહી. કૌશલ્યાએ પોતાના ભાગમાંથી થોડો પ્રસાદ આપ્યો. સુમિત્રાએ પણ થોડો ભાગ આપ્યો. ત્રણે રાણીઓ પ્રસાદ ગ્રહણ કરે છે.

તમારું ઘર તમે અયોધ્યા જેવું બનાવો. જ્યાં યુદ્ધ ન થાય એ અયોધ્યા. શરીર પણ અયોધ્યા થઈ શકે જ્યારે તે સરયૂના કિનારે રહેશે–ભક્તિના કિનારે રહેશે. ભક્તિના કિનારે રહેશો તો તમારું શરીર અયોધ્યા બનશે.

અયોધ્યા એટલે કલહ વિનાની કાયા. શરીર એ અયોધ્યા છે. તમારા શરીરને અયોધ્યા બનાવજો. પણ તે અયોધ્યા કયારે બને કે જો તે સરયૂનાં–ભક્તિના કિનારે રહે તો. અને આવી નગરીમાં રહેલો જીવાત્મા પછી દશરથ બને છે–જિતેન્દ્રિય બને છે.

માનવ જીવન ક્ષણભંગુર છે, એમ માની મનુષ્ય નિરપેક્ષતા ધારણ કરે, નમ્ર બને.

તમારા ઇન્દ્રિયોરૂપી ઘોડાઓને કાબૂમાં રાખી તમારો શરીરરૂપી રથ સીધો ચાલે, તો પછી રામજી પધારે. તમારી ઇન્દ્રિયોને કાબૂમાં રાખો, જિતેન્દ્રિય બનો.

ઈશ્વરની સલાહ લેજો. મણિરામની સલાહ લેશો નહિ. મન દગાખોર છે.

દશરથ:—દશે ઇન્દ્રિયોરૂપી ઘોડાઓને કાબૂમાં રાખી જેનો રથ રામજી તરફ જાય છે, પ્રભુ તરફ જાય તે દશરથ. આવા દશરથને ત્યાં ભગવાન પુત્રરૂપે આવે છે. દશમુખ રાવણને ત્યાં–વિષયોને હદ ઉપરાંત ભોગવે તેને ત્યાં–ભગવાન કાળરૂપે આવે છે.



દશરથ એ જીવાત્મા છે. આ દશ ઇન્દ્રિયોને જીતી જે જિતેન્દ્રિય બને છે તે દશરથ.

સર્વને રાજી કરે તેને ત્યાં સર્વેશ્વર આવે છે. દશરથ બધી રાણીઓની શી ઇચ્છા છે તે પૂછે છે. સુમિત્રા કહે છે, મારે અલગ રહેવું નથી. મારે કૌશલ્યાની સેવામાં રહેવું છે. દશરથને થયું આનો પુત્ર થશે તે મહાજ્ઞાની થશે.

કૌશલ્યા તો જ્યારથી રામજી પેટમાં આવ્યા છે, ત્યારથી ઈશ્વરનું ધ્યાન કરે છે. સહજ સુમરિન હોત હૈ. કૌશલ્યાના રોમરોમથી પરમાત્માના મંગલમય નામનો જપ થતો હતો.

દશરથે પૂછયું:—મહારાણી તમારી શી ઇચ્છા છે?

કૌશલ્યા બોલ્યા:—ઇચ્છા એ જ દુઃખનું કારણ છે. મારે કોઈ સુખ ભોગવવું નથી. હું તો આનંદરૂપ છું. મને એકલા ધ્યાન કરવા દો.

દશરથજીએ આવી વસિષ્ઠને કહ્યું:—ગુરુજી આ તો આવું બોલે છે.

વસિષ્ઠ કહે છે:—આ શુભ ચિહ્ન છે.

નવમાસ પરિપૂર્ણ થયા છે. રાત્રે દશરથજી સૂતેલા હતા. તેને સુંદર સ્વપ્ન દેખાયું. મારા આંગણે મહાત્મા ઋષિઓ આવ્યા છે. મને ઉઠાડે છે. સ્વપ્નમાં દશરથજીએ સરયૂમાં સ્નાન કર્યું. ઠાકોરજીને પંચામૃતથી અભિષેક કર્યો. સ્વપ્નમાં લક્ષ્મીનારાયણની આરતી ઉતારતા હતા. દશરથ મહારાજ વારંવાર દર્શન કરે છે. મને જોઈ આજે પ્રભુ હસે છે. સ્વપ્નમાં ત્યાં તે જાગ્યા છે. આજે સુંદર સ્વપ્ન દેખાયું. સારું સ્વપ્ન દેખાય તે પછી સુવાય નહિ. વિચાર્યું મારા ગુરુદેવને સ્વપ્નનું નિવેદન કરું. તેઓ વસિષ્ઠ પાસે આવ્યા છે.

વસિષ્ઠે પૂછયું:—પ્રાતઃકાળમાં કેમ આવ્યા? દશરથજીએ કહ્યું સ્વપ્નમાં મેં લક્ષ્મીનારાયણની આરતી ઉતારી. મેં જોયું કે નારાયણમાંથી દિવ્ય તેજ નીકળી કૌશલ્યાના પેટમાં જાય છે.

વસિષ્ઠજી કહે છે, આ સ્વપ્નનું ફળ ઉત્તમ છે. પરમાત્મા નારાયણ તારા ઘેર આવવાના છે તેનું આ સૂચક છે. મને ખાત્રી છે આ સ્વપ્નનું ફળ તને ૨૪ કલાકમાં મળશે. રાજાનો આનંદ સમાતો નથી. મારે ત્યાં ઠાકોરજી આવવાના છે. રાજાએ સરયૂમાં સ્નાન કર્યું છે. દશરથજી ઠાકોરજીની સેવા કરે છે.

આ બાજુ કૌશલ્યા ધ્યાનમાં છે. આજે પરમ પવિત્ર રામનવમીનો દિવસ છે.

**जेहि दिन राम जनम श्रुति गावहिं।**
**तीरथ सकल तहाँ चलि आवहिं॥**

ભગવાન શંકર તો જોષી બની અયોધ્યાની ગલીમાં ભમે છે. શંકરના ઇષ્ટદેવ બાળક રામ છે. પ્રાતઃકાળથી દેવો ગન્ધર્વો પ્રતીક્ષા કરે છે. વૈષ્ણવો અતિ આતુર ન થાય ત્યાંસુધી ભગવાનનો જન્મ થતો નથી.

પરમ પવિત્ર સમય પ્રાપ્ત થયો છે. ચૈત્રમાસ, શુકલ પક્ષ, નવમી તિથિ, દોપહરનો સમય અને,

भए प्रगट कृपाला दीनदयाला कौशल्या हितकारी ।
हरषित महतारी मुनिमन हारी अद्भूत रुप बिचारी ॥
लोचन अभिरामा तनु घनश्यामा निज आयुध भुजचारी ।
भूषन वनमाला नयन बिसाला सोभा सिंधु खरारी ॥
कह दुह कर जोरी अस्तुति तोरी केहि बिधि करौं अनंता ।
माया गुन ग्यानातीत अमाना वेद पुरान भनंता ॥
करुना सुख सागर सब गुन आगर जेहि गावहिं श्रुति संता ।
सो मम हित लागी जन अनुरागी भयउ प्रगट श्रीकंता ॥

दोहा

बिप्र धेनु सुर संत हित लीन्ह मनुज अवतार ।
निज इच्छा निर्मित तनु माया गुन गो पार ॥
सीयावर रामचंद्रकी जय, रघुपति रामचंद्रकी जय ॥

દશરથને ત્યાં સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીહરિ પ્રગટ થયા છે. જે નિર્ગુણ છે તે ભક્તોના પ્રેમવશ આજ સગુણ બન્યા છે.

अगुन अरूप अलख अज जोई । भगत प्रेम-वस सगुन सो होई ॥

જેનું વેદો આવી રીતે વર્ણન કરે છે તે જ શ્રીહરિ ભક્તોનું હિત કરવા દશરથના પુત્ર બનીને આવ્યા છે.

बिनु पद् चलइ सुनइ बिनु काना । करबिनु करम करइ बिधि नाना ॥
आनन रहित सकल रस भोगी । बिनु बानी बक्ता बड जोगी ॥
तन बिनु परस नयन बिनु देखा । ग्रहई घ्रान बिनु बास असेषा ॥
असि सब भाँत अलौकिक करनी । महिमा जासु जाई नहि बरनी ॥
जेहि इमि गावहिं बेद बुध जाहि धरहिं मुनि ध्यान ।
सोई दशरथ सुत भगत हित कोसलपति भगवान ॥

આકાશમાંથી દેવો ગન્ધર્વો પુષ્પવૃષ્ટિ કરે છે. આજે બતાવ્યું મારા ભક્તોનું હું ચારે તરફથી રક્ષણ કરું છું. એટલે ચતુર્ભુજરૂપે પ્રાગટય થયું છે. માતાજીએ સુંદર સ્તુતિ કરી છે, નાથ, મારા માટે તમે બાળક બનો. તમે મા, મા, કહી બોલાવો. માતાજીને ભાન કરાવ્યું હું ઈશ્વર છું. ચતુર્ભુજ સ્વરૂપ અદૃશ્ય થયું. અને બે હાથવાળા બાળક બન્યા છે. દાસીઓને ખબર પડી. કૌશલ્યા માના ગોદમાં સુંદર બાળક બિરાજે છે. કૌશલ્યાએ નવલખો હાર દાસીને આપ્યો છે. મારો રામ સુખી થાય. હું આનંદથી આપું છું. દાસી કહે : મારે કાંઈ જોઈતું નથી. મારે તો રામને રમાડવો છે. દાસીની ગોદમાં રામને આપ્યા છે. આજે તેનો બ્રહ્મ સંબંધ થયો છે. દાસી દોડતી દોડતી દશરથ પાસે આવી છે. મહારાજ, મહારાજ વધાઈ; વધાઈ, લાલો ભયો હૈ. સાક્ષાત્ નારાયણ આવ્યા હોય તેવું લાગે છે. દશરથજી વૃદ્ધ થયા છે. આજે ઘણા વર્ષે પુત્ર આવ્યો છે. પુત્ર સાધારણ નહીં પણ સાક્ષાત્ પરમાત્મા પુત્રરૂપે આવ્યા છે. દશરથજીએ શૃંગાર ધારણ કર્યો છે. દશરથજી આવ્યા છે. પ્રથમ ગણપતિ પૂજન થયું છે. એટલું બધું દાન આપ્યું કે અયોધ્યામાં કોઈ ગરીબ રહ્યા નથી. વશિષ્ઠે વેદમંત્રનો ઉચ્ચાર કરી મનમાં મંત્રનો



અભિષેક કર્યો છે. દશરથજી અંતઃપુરમાં આવ્યા છે. આજે રામલાલાનાં દર્શનથી બધી દાસીઓ દેહભાન ભૂલી છે. દેહભાન નહીં તો લાજ કાઢે કયાંથી? પરમાનંદ થયો છે. દેવો ગન્ધર્વો સૂક્ષ્મરૂપે લાલાનાં દર્શન કરવા ગયા છે.

રામ જન્મોત્સવમાં સઘળાને આનંદ થયો. બધા દેવોને સુખ થયું છે. એક ચંદ્રને દુઃખ થયું છે. રામલાલાનાં દર્શન કરી સૂર્યનારાયણ સ્તબ્ધ બની સ્થિર થયા છે. સૂર્ય નારાયણ આગળ વધતા જ નથી. સૂર્ય અસ્તમાં જાય તો હું તમારા દર્શન કરી શકું. ચંદ્રમાએ રામજીને પ્રાર્થના કરી, આ સૂર્યને આગળ જવાનું કહો ને? મને તે તમારાં દર્શન કરવા દેતો નથી. તેમ કહી ચંદ્ર રડવા લાગ્યો, ત્યારે રામજીએ ચંદ્રને આશ્વાસન આપ્યું. આજથી હું તારું નામ ધારણ કરીશ. ચંદ્ર તો પણ પ્રસન્ન થયા નહીં.

રામજી કહે છે :—તું ધીરજ રાખ. આ વખતે મેં સૂર્યને લાભ આપ્યો છે, પણ ભવિષ્યમાં કૃષ્ણાવતાર ધારણ કરી તને એકલાને જ દર્શન આપીશ. કૃષ્ણાવતારમાં હું રાત્રે બાર વાગે આવીશ. એટલે તને લાભ મળશે. કૃષ્ણ જન્મ વખતે ત્રણ જ જણા જાગે છે વસુદેવ-દેવકી-ચંદ્ર. જે રાત્રે જાગે તેને કનૈયો મળે છે. સૂતો હોય તેને કનૈયો મળતો નથી. જાગવું એટલે ?

जानिअ जीव तबहिं जग जागा ।
जब सब बिसय बिलास बिरागा ॥

ગીતાજીમાં કહ્યું છે.

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ॥
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

સંપૂર્ણ ભૂતપ્રાણીઓને માટે જે રાત્રિ છે-નિત્યશુદ્ધ પરમાનંદને પ્રાપ્ત કરવા તરફ જેઓ દૃષ્ટિ પણ કરતા નથી-તે નિત્યશુદ્ધ પરમાનંદમાં યોગી પુરુષ જાગે છે, તેમાં રમમાણ રહે છે અને જે પ્રાણીઓ નાશવાન ક્ષણભંગુર સાંસારિક સુખોમાં જાગે છે તે સુખો તરફ તત્ત્વને જાણવાવાળા મુનિઓ દૃષ્ટિ પણ કરતા નથી. જ્ઞાની મુનિને માટે તે રાત્રિ સમાન છે. સાંસારિક સુખોમાં રાચનારને માટે પરમાનંદ રાત્રિ સમાન છે. તેવા પુરુષોને પરમાત્માનું જ્ઞાન થતું નથી.

વસુદેવજી—દેવકીની સ્થિતિ જુઓ. સંપત્તિ ગઈ, રાજ્ય ગયું, સંતતિ ગઈ, અપરાધ વગર હાથપગમાં બેડીઓ પડી તેમ છતાં આવાં દુઃખમાં પણ ભગવાનનું સદા સ્મરણ કરે છે. માટે દુઃખમાં પ્રભુના નામનું વિસ્મરણ ન થાય તે જોજો. દુઃખમાં સાવધાન રહી જે ઈશ્વરનું ભજન કરે; તેને ત્યાં ભગવાન આવે છે.

વિદ્યારણ્ય સ્વામીએ કહેલું છે નળ, રામ, જેવાના જીવનમાં દુઃખના પ્રસંગો આવ્યા છે. તો આપણો શું હિસાબ? તેથી દુઃખથી ડરશો નહિ.

વિયોગમાં કથા થાય. સંયોગ થયો એટલે કથા બંધ. જીવને ઈશ્વરનો વિયોગ હોય, ત્યાં સુધી કૃષ્ણકથા. જીવ ઈશ્વરના મિલન પછી કથા કેવી?

ભાગવતમાં દશમાં સ્કંધના ચૌદમા અધ્યાયમાં અને સુદામા ચરિત્ર વખતે શુકદેવજીને પ્રેમને દબાવવો પડ્યો છે. પ્રેમમાં સમાધિ લાગી જાય તો રાજાનું શું થાય?

દશરથજીએ બાલ સ્વરૂપ જોયું હૃદય ભરાયું. દશરથને થયેલા આનંદનું વર્ણન કરવાની શક્તિ સરસ્વતીમાં પણ નથી. રામ-દશરથની ચાર આંખ મળી. રામલાલાએ

ગાલમાં સ્મિત હાસ્ય કર્યું છે. દશરથજી રામજીની જીભ ઉપર મધ ચટાડવા લાગ્યા. દશરથરાજાએ વસિષ્ઠજીને વેદમંત્રો બોલવાનું કહ્યું.

વસિષ્ઠજી કહે :—રામનાં દર્શન કરીને વેદો તો શું, મારું નામ પણ ભૂલાઈ ગયું છે. હું શું મંત્ર બોલું ?

દર્શનમાં નામરૂપ ભુલાય ત્યારે દર્શનનો આનંદ આવે છે, બ્રહ્મદર્શનનો આનંદ આવે છે.

**तत्र वेदाः अवेदा भवन्ति ।**

ઈશ્વરદર્શન થયા પછી વેદો પણ ભૂલાઈ છે. ઈશ્વરનો સાક્ષાત્કાર થયા પછી વેદો પણ ભૂલાઈ છે, વેદો પણ મિથ્યા છે. ઈશ્વરનો સાક્ષાત્કાર થાય તો વેદની પણ જરૂર નથી. ઈશ્વરનો સાક્ષાત્કાર થાય તો વેદો ભૂલાઈ, જગતના નામ રૂપ ભૂલાઈ અને પોતાનું ભાન પણ રહેતું નથી. એટલે વસિષ્ઠજી કહે છે, મારું નામ શું છે તે પણ ભૂલી ગયો છું.

કૌશલ્યાએ બાળકને ગોદમાં લીધો. બહાર આવ્યાં છે. અયોધ્યાની પ્રજા રામલાલાનાં દર્શન કરે છે. કોઈને ભૂખ તરસનું ભાન નથી.

રામ વગર આરામ મળતો નથી. જીવમાત્ર આરામને શોધે છે. જીવમાત્ર શાંતિનો ઉપાસક છે. એવી શાંતિ મળે કે જે શાંતિનો ભંગ ન થાય. રામજીની મર્યાદાનું પાલન કરો, તો જીવનમાં સાચી શાંતિ મળશે. મનુષ્ય રામજીની જીવન મર્યાદાને જીવનમાં ઉતારતો નથી, એટલે સાચી શાંતિ મળતી નથી. ધર્મનું ફળ છે શાંતિ. અધર્મનું ફળ છે અશાંતિ. ધર્મની મર્યાદાનું પાલન ન કરે તેને શાંતિ પ્રાપ્ત થતી નથી. સ્ત્રી સ્ત્રીની મર્યાદામાં રહે અને પુરુષ પુરુષની મર્યાદામાં રહે. માનવ જ્યારે મર્યાદા ઓળંગે છે, ત્યારે અશાંતિ આવે છે. ધર્મમર્યાદા વિનાનાં જ્ઞાન, ભક્તિ કે ત્યાગ સફળ થતા નથી. પહેલાં કરતાં મંદિરમાં અને કથામાં ભીડ વધારે થાય છે. આજકાલ જ્ઞાન અને ભક્તિ વધ્યાં છે એમ લાગે છે પણ કોઈને શાંતિ મળતી નથી. તેનું કારણ એ છે કે કોઈ ધર્મમર્યાદા પાળતા નથી. લોકો આજે ધર્મને ભૂલ્યા છે. ધર્મ વિના શાંતિ નથી. ધર્મની મર્યાદા છોડશો નહિ. તો જ ભક્તિ સફળ થશે. ધર્મમર્યાદા પાળ્યા વગર ભક્તિ, જ્ઞાન નકામા છે. ચંદ્ર, સૂર્ય ધર્મની મર્યાદામાં છે. સમુદ્ર પોતાની મર્યાદા છોડતો નથી. ત્યારે લોકોને જરા પૈસા મળે, અધિકાર વધે, માન મળે એટલે માને છે હું મોટો સાહેબ છું. મને પૂછનાર કોણ ? તને જ્ઞાન આપ્યું છે તે ધર્મની મર્યાદા પાળવા માટે આપ્યું છે, મર્યાદા તોડવા માટે નહિ.

રઘુનાથજી મર્યાદા પુરુષોત્તમ અને સર્વ સદ્‌ગુણોના ભંડાર છે. રામ એ પરમાત્મા હોવા છતાં ધર્મનું, મર્યાદાઓનું ખૂબ પાલન કરે છે.

બધા દિવ્ય સદ્‌ગુણો જેમાં એક થાય છે તે પરમાત્મા છે. લક્ષ્મણજી વિવેકનું, ભરતજી વૈરાગ્યનું અને શત્રુઘ્ન સદ્‌વિચારનું સ્વરૂપ છે. ભરત અને શત્રુઘ્ન એટલે વૈરાગ્ય અને સદ્‌વિચાર જો અયોધ્યામાં ન હોય તો દશરથ કૈકેયીને આધીન થાય. નહિતર નહિ.

ચંદન અને પુષ્પથી રામજીની સેવા કરો એ ઠીક છે, પણ રામજીની આજ્ઞાનું પાલન કરો એ રામજીની ઉત્તમ સેવા છે. સંભવ છે કે રામજીની મર્યાદાઓનું પાલન ન કરો તો રામજી તમારી પ્રાર્થના સાંભળશે નહિ. ભગવાનની ઉત્તમ સેવા એ છે કે ભગવાનની આજ્ઞાઓનું પાલન કરવું. જો તેમ કરવામાં ન આવે તો ઈશ્વર કહે છે કે



મારું કહેલું તું કરતો નથી અને સેવા કરે છે તે યોગ્ય નથી. તારી સેવા હું સ્વીકારતો નથી. રામજીનું ચરિત્ર એટલું પવિત્ર છે કે તેનું સ્મરણ કરતાં આપણે પવિત્ર થઈ જઈએ છીએ. વર્તન રાવણ જેવું રાખે અને રામરામનો જપ કરે તો રામ નામનું ફળ મળતું નથી. વર્તન રામ જેવું રાખો અને રામરામનો જપ કરો તો તાલુમાંથી અમૃત ઝરશે. રામજીની ઉત્તમ સેવા એ છે કે રામજીનો એક એક સદ્‌ગુણ જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરો.

રામચંદ્રજીનો અવતાર રાક્ષસોનો સંહાર કરવા માટે થયો ન હતો, પરંતુ મનુષ્યોને ઉચ્ચ આદર્શ બતાવવા માટે થયો છે. રઘુનાથજી રાક્ષસોને મારવા માટે આવ્યા ન હતા. રઘુનાથજી મનુષ્યોને આદર્શ માનવધર્મ સમજાવવા માટે આવ્યા હતા. રામજીનો અવતાર જગતને માનવધર્મનો ઉપદેશ આપવા માટે છે.

વાલ્મીકિ રામને ઉપમા આપવા ગયા પરંતુ કોઈ ઉપમા ન જડી. રામ જેવા રામ જ છે.

મનુષ્ય માને ગમે તે દેવને, શંકરને, વિષ્ણુને કે કોઈ દેવદેવીને, પરંતુ વર્તન રામજી જેવું રાખે. શંકરનો ભક્ત હોય કે કૃષ્ણનો પણ વર્તન રામ જેવું રાખે. જેનું વર્તન રામ જેવું હશે તેની ભક્તિ સફળ થશે.

કૃષ્ણલીલાઓ અનુકરણ કરવા માટે નથી, પણ તે લીલાઓ શ્રવણ કરી તન્મય થવા માટે છે. ગોકુળલીલામાં પુષ્ટિ છે, દ્વારકાલીલામાં મર્યાદા છે.

રામજીની અમુક લીલા અનુકરણીય અને અમુક લીલા ચિંતનીય એવું નથી. સમગ્ર વર્તન અનુકરણીય છે. રામ સર્વગુણોના ભંડાર છે. પ્રત્યેક સ્ત્રીમાં રામજી માતૃભાવ રાખતા. કોઈ સ્ત્રીને રઘુનાથજી કામભાવથી જોતા ન હતા. મનુષ્ય એક બાજુથી પુણ્ય કરે છે અને બીજી બાજુથી પાપ પણ ચાલુ રાખે છે. સરવાળે કાંઈપણ હાથમાં આવતું નથી.

રામ માતાપિતાની આજ્ઞામાં હંમેશા રહેતા. સ્વતંત્ર–સ્વચ્છંદ રીતે કોઈ દિવસ ન વર્તો. રામ સદા દશરથ કૌશલ્યાને પ્રણામ કરતા. આજકાલના છોકરાઓને માતાપિતાને પ્રણામ કરતાં શરમ આવે છે. ધૂળ પડી તારી વિદ્યામાં જે વિદ્યા તને માબાપને વંદન કરવામાં રોકે છે. બાપની મિલકત લેતા સંકોચ કે શરમ આવતાં નથી અને વંદન કરવામાં સંકોચ થાય છે. માતાપિતા લક્ષ્મીનારાયણ સ્વરૂપ છે. તેમને વંદન કરો.

રઘુનાથજીની ઉદારતાનો, રઘુનાજીની દીનવત્સલતાનો જોટો જગમાં નથી. રામ જેવા રાજા થયા નથી અને થવાના નથી.

**ऐसा को उदार जग माहीं।**
**बिनु सेवा जो द्रवै दीन पर, राम, सरिस कोउ नाहीं ॥**
**जो गति योग विराग जतन करि नहि पावत मुनि ग्यानि ।**
**सो गति देत गीध सबरी कहँ, प्रभु न बहुत जियजानि ॥**
**तुलसीदास सब भाँति सकल सुख जो चाहसि मन मेरो ।**
**तौ भजु राम काम सब पूरन करहिं कृपानिधि तेरो ॥**

રામચરિત્ર દિવ્ય છે. રામજીનું ચરિત્ર સર્વને ડોલાવે છે, તેથી મહાત્માઓ આવું કહે છે. સર્પને કાન કેમ નથી આપ્યા તેનું કારણ જાણો છો ?

સર્પમાં મુખ્ય શેષનાગ. તેની ફણા ઉપર આ ધરતી. રામજીની કથા શ્રવણ કરતાં શેષનાગ ડોલે તો આ ધરતીનો વિનાશ થાય. બ્રહ્માજીએ વિચાર કર્યો આખું

બ્રહ્માંડ શેષજીના માથે છે. તેને કાન હોય અને રામજીથી કથા સાંભળે અને ડોલવા લાગે તો બ્રહ્માંડનો નાશ થાય. તેથી શેષજીને કાન આપ્યા નથી. આ તો કવિની ઉત્પ્રેક્ષા છે.

રામજીમાં સર્વ સદ્ગુણો એકત્ર થયા છે. રામચંદ્રજી એકપત્નીવ્રત પાળે છે. વડીલોનું જેટલું સારું અનુકરણીય લાગ્યું તેટલું જ જીવનમાં ઉતાર્યું છે. રામજીએ દશરથનું બધું રાખ્યું. તેમની એક વસ્તુ રાખી નથી, તેનું બહુ પત્નીવ્રત રાખ્યું નથી.

પુરુષ એક જ સ્ત્રીમાં કામભાવ રાખે અને ધર્માનુકૂલ કામ ભોગવે તો તે ગૃહસ્થ હોવા છતાં બ્રહ્મચારી છે. કામને વ્યાપક થવા દેશો નહીં. તેને એક જગ્યાએ સંકુચિત કરજો. અને આ માટે જ લગ્ન છે. કામભાવને એકમાં સંકુચિત કરી તેનો નાશ કરવો.

નિર્દોષ એક ઈશ્વર છે. સંભવ છે ગુરુમાં કાંઈ દોષ રહી જાય છે. પણ ગુરુના દોષનું અનુકરણ કરવાનું નથી. રામજી આંખ ઊંચી કરી કોઈને જોતા નથી. સીતાજી પણ આંખ ઊંચી કરી પરપુરુષને જોતાં ન હતાં. આ શાસ્ત્રની મર્યાદા છે. આવી ખૂબ મર્યાદા પાળશો તો જીવન સુધરશે. રઘુનાથજી–સીતાજી આ મર્યાદાનું પાલન કરે છે. રામચંદ્રજી એક પત્નીવ્રત પાળે છે. સીતાજી એક પતિવ્રત પાળે છે. ઈશ્વરની ધર્મમર્યાદા પાળે તે મનુષ્ય.

વાલ્મીકિ–રામાયણના સુંદર કાંડમાં કથા આવી છે, હનુમાનજી સીતાજીને મળવા અશોકવનમાં આવ્યા છે. સીતાજીને હનુમાનજી કહે છે, મા, હું જાઉં છું.

સીતાજી કહે છે :—તું આવ્યો તે સારું થયું. તારા ગયા પછી રાક્ષસીઓ મને બહુ ત્રાસ આપશે.

હનુમાનજી કહે છે :—તમે આજ્ઞા આપો, તો તમને રામજી પાસે આજે લઈ જાઉં. તમે મારા ખભે બિરાજો. હું રામદૂત છું. મને કોઈ મારી શકે નહીં.

સીતાજીએ ત્યાં ના પાડી છે. તું મારો દીકરો છે, તું બાળબ્રહ્મચારી છે, પવિત્ર છે પણ તું પુરુષ અને હું સ્ત્રી છું. મારા માટે પરપુરુષનો સ્પર્શ વર્જ્ય છે. પરપુરુષને સ્પર્શ કરવાથી સ્ત્રીના પાતિવ્રત્યનો ભંગ થાય છે. જગતને સ્ત્રીધર્મનો આદર્શ બતાવવા મારો જન્મ છે. હું તારે ખભે બેસીને આવું તો લોકો શું કહે ?

રઘુનાથજી મારા સિવાય કોઈ સ્ત્રીને અડકતા નથી. મનુષ્ય મનથી પણ કોઈ સ્ત્રીને સ્પર્શ ન કરે. મેં રામજી સિવાય કોઈના ચરણનો સ્પર્શ કર્યો નથી.

સ્ત્રી પતિ સિવાય કોઈ સાધુસંતનો પણ ચરણ સ્પર્શ ન કરે. સાધુસંતને દૂરથી વંદન કરે. આ શાસ્ત્રની મર્યાદા છે.

બેટા, તું બાળબ્રહ્મચારી છે. હું તને સ્પર્શ કરું તો ધર્મની મર્યાદા તૂટે.

સીતાજી આદર્શ સ્ત્રીધર્મનું તત્ત્વ જગતને બતાવે છે. આદર્શ સ્ત્રીધર્મ બતાવવા સીતાજી પ્રગટ થયાં છે. રામ સરળ છે પણ સીતાજીની સરળતા અલૌકિક છે.

રામજીનો બંધુપ્રેમ દિવ્ય છે, માતૃપિતૃ ભક્તિ અલૌકિક છે.

વડીલનું દિલ કોઈ દિવસ ન દુભાવવું. રામજીને કૈકેયીએ વનવાસ આપ્યો ત્યારે કૈકેયીને પગે લાગી રામજીએ કહ્યું છેઃ મા, મારો ભરત રાજા થતો હોય તો ચૌદ વર્ષ તો શું હું કાયમને માટે વનમાં રહેવા તૈયાર છું. મા, તારો મારા તરફ પક્ષપાત છે,



ભરત કરતાં તારો પ્રેમ મારામાં વિશેષ છે. ઋષિ મુનિઓનો મને સત્સંગ પ્રાપ્ત થાય તેથી તેં મને વનવાસ આપ્યો છે. વનમાં ઋષિમુનિઓનો સત્સંગ થાય એટલા માટે અમને વનમ મોકલો છો. અમારા કલ્યાણ માટે વનમાં મોકલો છો.

રામકથા સાગર જેવી છે. રામચંદ્રજીની કથા એક કરોડ શ્લોકમાં શિવજીએ વર્ણવી છે. રામજીનો એક એક ગુણ જીવનમાં ઉતારો. તેની એક એક મર્યાદા જીવનમાં ઉતારો. રામનવમીનો ઉત્સવ ત્યારે પરિપૂર્ણ થાય, ત્યારે સફળ થશે કે જ્યારે તેની એક એક મર્યાદાને જીવનમાં ઉતારશો ત્યારે.

શિવજી રોજ રામકથા ઉમાને સંભળાવે છે. હનુમાનજી રોજ રામકથા સાંભળે છે. રામકથાનો એક એક શ્લોક પાપનો નાશ કરે છે.

એક વખત દેવો, ઋષિઓ અને મનુષ્યો શિવજી પાસે રામાયણની માગણી કરવા ગયા. રામાયણના શ્લોક એક કરોડ. તેના ત્રણ ભાગ કરતાં દરેકને ભાગે ૩૩૩૩૩૩૩ શ્લોક આવ્યા. વહેંચણી કરતાં એક શ્લોક વધ્યો. તેના માટે આ ત્રણે જણા ઝઘડો કરવા લાગ્યા. શિવજીને ઝઘડો ગમતો નથી. જ્યાં યુદ્ધ નથી, વેર નથી, સ્વાર્થ નથી, વાસના નથી, વિષમતા નથી એ જ અયોધ્યા છે અને ત્યાં જ રામ અવતાર ધારણ કરીને આવે છે. જ્યારે કૈકેયીના મનમાં વિષમતા, વાસના કે સ્વાર્થ જાગશે ત્યારે રામ અયોધ્યા છોડી જશે. જ્યારે વિષમતા આવે છે ત્યારે રામ પણ અયોધ્યા છોડી દે છે. શિવજીના દરબારમાં બળદ અને સિંહ સાથે બિરાજે છે. બળદ અને સિંહ, ઉંદર અને સર્પ, મોર અને સર્પ વચ્ચે જન્મસિદ્ધ વેર છે. તેમ છતાં શિવજીના દરબારમાં આવ્યા પછી પશુઓ પણ વેર ભૂલી જાય છે. બળદ, સિંહ સાથે રહે છે. ગરુડ અને સર્પને પણ જન્મથી વેર છે છતાં વિષ્ણુ ભગવાન પાસે વેર રહેતું નથી. વેરને ભૂલી જજો.

શિવજીએ કહ્યું, શ્લોક એક છે. લેનાર ત્રણ છે. શ્લોકમાં અક્ષરો હતા બત્રીસ એટલે ૩૨ અક્ષરો રહ્યા એક એકને દશ દશ અક્ષરો આપ્યા. આ પ્રમાણે ત્રીસ અક્ષરો જતાં બાકી રહ્યા બે અક્ષરો. બે અક્ષર વધ્યા. શિવજીએ કહ્યું. આ બે અક્ષરો હું કોઈને આપીશ નહિ. તે મારા કંઠમાં રાખીશ. બે અક્ષરો તે રામનું નામ. તે કોઈને પણ શિવજીએ આપ્યા નહિ. તે પ્રમાણે રામને હંમેશાં હૃદયમાં રાખજો. શિવજી જેમ હૃદયમાં એક રામનું નામ હંમેશ માટે રાખશો તોપણ ઘણું છે.

શ્રીરામ રામ જપતાં સહુ કષ્ટ જાય,<br>
શ્રીરામ રામ ભજતાં શુભ સર્વ થાય.

ભગવાન શંકર રામાયણના આચાર્ય છે. શિવજી જગતને બતાવે છે કે ઝેર પી ગયો પણ રામનામના પ્રતાપથી મને કાંઈ થયું નહિ. જીવનમાં ઝેર પીવાના અનેક પ્રસંગો આવે છે. જ્યારે ઝેર પીવાનો પ્રસંગ આવે ત્યારે પ્રેમથી શ્રીરામ, શ્રીરામ બોલો. રામ, રામ બોલવાથી તાલુમાંથી અમૃત ઝરે છે, તેથી તે ઝેર ત્રાસ આપી શકતું નથી.

શંકરજી રામનું નામ લઈ ઝેર પી ગયા તો ઝેર પણ અમૃત બન્યું છે. સંસારમાં પણ નિંદા, વ્યાધિ વગેરે ઝેર છે. સંસારનું ઝેર બાળવા આવે ત્યારે રામ નામનો જપ કરજો. જ્યારે પ્રતિકુળ પરિસ્થિતિ પેદા થાય ત્યારે પંદર મીનીટ શ્રીરામ, શ્રીરામ એમ જપ કરો. સ્મશાનમાં પણ શિવજીને શાંતિ છે.

**स्मशानेश्वाक्रीडा स्मरहर पिशाचाःसहचरा श्चिताभस्मालेपःस्रगपि नृकरोटीपरिकरः।**
**अमङ्गल्यं शीलं तव भवतु नामैवखिलं तथाऽपि स्मतृणां वरद परमं मङ्गलमसि॥**

ભગવાન શિવ રામ નામામૃતનું નિત્ય પાન કરે છે. તેથી તે શિવ છે. શિવજીએ કહ્યું છે, હું રામજીની કથા કરું છું પણ રામજી કેવા છે તે હજુ હું જાણતો નથી. શિવજીનો આ વિનય છે. જે જાણે છે કે હું કાંઈ જાણતો નથી એમ સમજી જપ કરે છે તેજ કંઈક જાણે છે.

અયોધ્યામાં રઘુનાથજીનું પ્રાગટ્ય થયું છે. લક્ષ્મણ–ભરત–શત્રુઘ્નનું પ્રાગટ્ય થયું છે. ચાર બાળકો કૌશલ્યાના આંગણામાં રમે છે. ધીરે ધીરે રામચંદ્રજી મોટા થાય છે.

રામચંદ્રજીએ રમતગમતમાં પણ નાના ભાઈઓનાં દિલ દુભવ્યાં નથી. રમતમાં પણ તેને કોઈ દિવસ જીત લીધી નથી. તેણે માનેલું કે મારા નાનાભાઈની જીત એ મારી જીત છે. ભાઈઓ સાથે રમે ત્યારે વિચારે, લક્ષ્મણ–ભરતની હાર થાય તો તેઓને દુઃખ થશે. એટલે પોતે હાર સ્વીકારે. રમતમાં પણ રામજીએ ભરતનું દિલ દૂભવ્યું નથી. ભરતની આંખમાં આંસુ આવે તે રામજીથી સહન થતું નથી.

લોકો રામાયણ વાંચે છે પણ મિલકત માટે કે પૈસા માટે સગા ભાઈ ઉપર દાવો કરે છે, કોર્ટે જાય છે. મોટા ભાઈ રામ બને તો નાનો ભાઈ ભરત લક્ષ્મણ જેવો થશે. આજે પણ મોટો ભાઈ રામ બને અને નાનો ભાઈ ભરત બને, તો આજે પણ જગત અયોધ્યા બની જાય, આજે પણ રામરાજ્ય થાય. ભરતને મળેલું રાજ્ય ભરતજીએ છોડી દીધું છે. મોટાભાઈ અયોધ્યામાં નથી એટલે ભરત મહેલમાં રહી તપ કરે છે. ભરતજીની તપશ્ચર્યાના મહાપુરુષોએ બહુ વખાણ કર્યાં છે.

ભારતભૂમિ કર્મભૂમિ છે. આ કર્મભૂમિમાં જેવું કરશો તેવું ફળ મળશે. તમે બીજા માટે જેવો ભાવ રાખો છો તેવો ભાવ બીજા તમરા માટે રાખશે. અભિમાન એ મૂર્ખાઓને ત્રાસ આપતું નથી. પણ જગત જેને માન આપે છે તેવા જ્ઞાનીને અભિમાન પજવે છે. માન પાછળ અભિમાન ઊભું છે. વિષ્ણુ સહસ્રનામમાં ભગવાનને અમાની માનદો કહ્યા છે. ભગવાન માન આપનાર છે. ભરતજી કૈકેયીને કહે છે, મા, મોટાભાઈ સમર્થ છે પણ મને માન આપે છે. રામજીએ બાળલીલામાં પણ મર્યાદાનો ભંગ કર્યો નથી. જેને પોતાના ભાઈમાં ઈશ્વર ન દેખાય તેને કોઈમાં ઈશ્વર દેખાવાનો નથી.

રામજીની બાળલીલા સરળ છે. મા પાસે પણ કાંઈ માંગતા નથી. એવો ભોળો રામ છે. રામજીએ માતાને કોઈ દિવસ પજવ્યાં નથી. કનૈયાએ વિચાર કર્યો રામાવતારમાં મેં બહુ મર્યાદાનું પાલન કર્યું એટલે દુઃખી થયો. હવે કૃષ્ણાવતારમાં મર્યાદાનું પાલન નહીં કરું. કનૈયો માને પણ પજવે છે. મા તું મને છોડીને જઈશ નહીં. કનૈયો તો માતાને કહે છે કે તું ઘરકામ છોડી મને રમાડ્યા કર. યશોદા–બુદ્ધિ ઈશ્વરથી દૂર જાય તો દુઃખી થાય તેથી કનૈયો માતાને કહે છે, તું મને ખોળામાં રાખી રમાડ્યા કર. મને છોડીને જઈશ નહિ. યશોદાને–બુદ્ધિને શ્રીકૃષ્ણ કહે છે કે આખો દિવસ મને જ રમાડજે.

રામચંદ્રજીનો અવતાર–મર્યાદા પુરુષોત્તમનો છે. કૃષ્ણ અવતાર એ પુષ્ટિ પુરુષોત્તમ છે. રામજીની લીલામાં મર્યાદા છે, કૃષ્ણલીલામાં પ્રેમ છે.

કનૈયો કહે છે કે :—રામાવતારમાં બહુ મર્યાદાઓ પાળી, સરળ રહ્યો પણ



જગતે મારી કદર કરી નહિ. એક પત્નીવ્રત પાળ્યું તો પણ જગતે મારી નિંદા કરી. આ કૃષ્ણાવતારમાં મેં મર્યાદાઓ ખીંટીએ મૂકી દીધી છે. હું હવે પુષ્ટિ પુરુષોત્તમ છું. જીવ મારી પાસે આવે તો દરેક જીવને અપનાવવા હું તૈયાર છું. હવે કૃષ્ણાવતારમાં દરવાજા ખુલ્લા છે. જેને આવવું હોય તે આવે.

કનૈયાને બોલવામાં કોઈ પહોંચે નહીં. એક એક ગોપીને શ્રીકૃષ્ણ બાંધે છે. ગોપી શ્રીકૃષ્ણને વિનવે છે, કનૈયા, તેં મને ખરેખર બાંધી દીધી. કનૈયા, તું મને છોડ. કનૈયો તેને જવાબ આપે છે, મને મારી માએ બાંધતા જ શીખવાડ્યું છે, છોડવાનું નહિ. મને બાંધતાં જ આવડે છે, છોડતાં નહિ. જય શ્રીકૃષ્ણ. હું જાઉં છું. કનૈયો જેને બાંધે એટલે કે અપનાવે તેને પછી તે છોડતો નથી.

ઈશ્વર જેને બાંધે, અપનાવે તે જીવ માયામાં તણાય તો પણ ભગવાન તેને બચાવે છે, તેનું રક્ષણ કરે છે.

કૃષ્ણની બાળલીલા જુદી છે. એક ગોપી કનૈયાને માખણ ચોરતાં પકડે છે. કનૈયો કહે :—છોડ તારા પતિના સોગન, તારા બાપના સોગન. ગોપી કહે :—હું તને બાંધીશ. કનૈયાને થાંભલા પાસે ઊભો કરી પેટ પાસેથી દોરીથી બાંધ્યો. ગોપી લાલાને પૂછે છે :– તને કાંઈ ત્રાસ થાય છે? કનૈયો રડવાનો ઢોંગ કરે છે. કહે છે મને બહુ દુઃખ થાય છે. દોરી જરા ઢીલી કર. ગોપી વિચારે છે, લાલાને દોરીથી મક્કમ રીતે બાંધવો ઠીક નથી. મારા લાલાને દુઃખ થાય. ગોપી સહેજ દોરી ઢીલી કરે છે. બંધન ઢીલું થતાં કનૈયો છટકી જાય છે. ગોપીને કહે છે, બે છોકરાની મા થઈ છતાં તને બાંધતા આવડ્યું નહિ.

શ્રીકૃષ્ણ ગોપીને બાંધે છે. મનથી શ્રીકૃષ્ણનો સ્પર્શ કરો તો ત્યાં હૃદય પીગળે છે, ત્યારે પ્રત્યક્ષ શ્રીઅંગનો સ્પર્શ થાય ત્યારે કેટલો આનંદ થતો હશે! ગોપીનો બ્રહ્મસંબંધ થયો. બોલવા લાગી, કનૈયા તેં મને ખરેખર બાંધી દીધી. કનૈયા, મને છોડ છોડ. કનૈયો કહે મને છોડતાં આવડતું નથી. પરમાત્મા જેને બાંધે છે તેને કોઈ દિવસ છોડતો નથી. તે જીવને તે પોતાની પાસે જ રાખે છે. ઈશ્વર જલદી કોઈને બાંધે નહિ, અને એકવાર બાંધે પછી છોડે નહીં. જીવ તો બાંધ્યા પછી પણ છોડે છે. જીવ તો સ્વાર્થથી જ સંબંધ રાખે છે. અને સ્વાર્થ પૂરો થતાં સંબંધ પણ પૂરો થાય છે. પણ ઈશ્વર એકવાર બાંધ્યા પછી છોડતા નથી.

કહેવાનું દિલ થાય છે, કનૈયા હવે તારું પ્રાગટ્ય થાય ત્યારે મને ગોપી બનાવજે.

પ્રેમ માંગશો નહીં. પ્રેમ બીજાને આપજો. સર્વ સાથે પ્રેમ કરનારો સર્વેશ્વરને ગમે છે. વિકાર, વાસના, સ્વાર્થ આવે ત્યારે પ્રેમ ખંડિત થાય છે. બીજાને સુખી કરવાની ભાવના રાખનારો કોઈ દિવસ દુઃખી થતો નથી.

કૃષ્ણલીલામાં શુદ્ધ પ્રેમ છે. રામજીની લીલામાં વિશુદ્ધ મર્યાદા છે. કૃષ્ણને તે જ સમજી શકે જે રામજીની મર્યાદાનું પાલન કરે છે.

લાલો ઊભે તો પણ વાંકો. તેથી તેને બાંકે બિહારી કહે છે. શ્રીકૃષ્ણ વાંકા સાથે વાંકા છે. શ્રીકૃષ્ણ તો—

યોગી સાથે યોગી
ભોગી સાથે ભોગી
બાળક સાથે બાળક
સંન્યાસી સાથે સંન્યાસી છે.

શ્રીકૃષ્ણે જગત અસત્ય છે એમ ત્યારે કહ્યું છે કે જ્યારે સોનાની દ્વારકા ડૂબતી હતી. શુકદેવજી કે જેની લંગોટી પણ છૂટી ગઈ છે તેવા મહાત્મા પણ શ્રીકૃષ્ણ લીલામાં પાગલ બને છે. શ્રીકૃષ્ણની બાળલીલા એવી દિવ્ય છે કે શુકદેવજી જેવા પણ તેનું વર્ણન કરતાં રડે છે, તેમાં પાગલ બને છે. મહાયોગીઓ હસતા નથી એટલે એમને રડવાનો પ્રસંગ આવતો નથી. મહાયોગીઓને પણ કૃષ્ણલીલામાં આનંદ આવે છે. શ્રીકૃષ્ણ ભોગી નથી, યોગી છે.

ભક્તિમાં દુરાગ્રહ ન રાખો. રામજીમાં બે કળા ઓછી છે એમ ન માનો. બન્ને અવતારો પરિપૂર્ણ છે. શ્રીકૃષ્ણ પુષ્ટિનો–પ્રેમનો આનંદ બતાવે છે.

રામચંદ્રજીની બાળલીલા ઓછી છે. તે પછી રામચંદ્રજી વસિષ્ઠ ઋષિના આશ્રમમાં ભણવા ગયા છે. સંસાર એ માયા છે. આ માયામાં આવ્યા પછી ઈશ્વરને પણ ગુરુની જરૂર પડે છે. કોઈ સદ્ગુરુનો અનુગ્રહ ન થાય ત્યાંસુધી મન કાયમના માટે પવિત્ર થતું નથી. સંસારમાં આવ્યા પછી સ્વરૂપ વિસ્મરણ થાય છે. સંસારમાં આવ્યા પછી પરમાત્માને પણ ગુરુની જરૂર પડી છે. શ્રીરામ એ પરમાત્મા છે. તેને માયાનો સ્પર્શ થાય નહીં. છતાં જગતને આદર્શ બતાવવા ગુરુ પાસે વિદ્યાભ્યાસ કરવા ગયા છે અને ગુરુજીની સેવા કરી છે. વિદ્યાભ્યાસ કરીને આવ્યા છે.

રામચંદ્રજી સોળ વર્ષની ઉંમરે જાત્રા કરવા નીકળેલા. જાત્રા કરીને આવ્યા પછી તેને વૈરાગ્ય થયો. તે વૈરાગ્ય દૂર કરવા માટે વસિષ્ઠજીએ યોગવાસિષ્ઠ મહારામાયણમાં આપેલો ઉપદેશ કર્યો. યોગવાસિષ્ઠ રામાયણનું પહેલું પ્રકરણ વૈરાગ્યનું છે. તે તો દરેકે ત્રણ ચાર વખત વાંચવું જ જોઈએ. ભલે બીજું ન વાંચો. વસિષ્ઠજી ઉપદેશ કરે છે:– વૈરાગ્ય અંદર રાખજે. પ્રારબ્ધ ભોગવવું પણ નવું પ્રારબ્ધ ઊભું ન થાય તેની કાળજી રાખવી. વનમાં જશો તો ત્યાં પણ સંસાર સાથે આવવાનો. ઘર બાધક થતું નથી પણ ઘરની એક એક વસ્તુમાં રહેલ આસક્તિ બાધક થાય છે.

રામ, મહેલ છોડો તો પણ ઝુંપડીની જરૂર પડશે. સારાં કપડાં પહેરવાનાં છોડી દો, તો પણ લંગોટીની જરૂર પડશે. સારું ખાવાનું છોડી દો, તો પણ કંદમૂળ તો ખાવા પડશેને. માટે રાજ્ય છોડવાની જરૂર નથી. કામ, ક્રોધ, લોભ, આસક્તિ વગેરે છોડવાનાં છે.

વૈરાગ્ય અંદર હોવું જોઈએ, જગતને બતાવવા માટે નહિ. સાધુ થવાથી જરૂર નથી, સરળ થવાની જરૂર છે.

ભજન માટે ભોજન છે એમ માને તો તેનું ભોજન સાધન છે. કેવળ ભોજન માટે ભોજન બાધક છે.

સુખી થવું હોય તો આ ચાર ક્રિયાપદો યાદ રાખજો: ચાલશે, ભાવશે, ફાવશે, ગમશે. પ્રભુ મને જે સ્થિતિમાં રાખશે તે ચાલશે. થાળીમાં જે આવશે તે ભાવશે.



જ્ઞાની પુરુષો પણ પ્રારબ્ધ ભોગવે છે. રામચંદ્રજીનો વૈરાગ્ય દૂર થયો છે. રઘુનાથજી સોળ વર્ષના થયા છે.

તે વખતે વિશ્વામિત્ર યજ્ઞ કરતા હતા. તેના યજ્ઞમાં મારીચ સુબાહુ વગેરે રાક્ષસો વિઘ્ન કરતા હતા. વિશ્વામિત્રે વિચાર્યું, રાક્ષસોનો નાશ રામજી કરી શકશે. અયોધ્યા જઈ રામ લક્ષ્મણને લઈ આવીશ. દર્શન કરી કૃતાર્થ થઈશ. ભાગવતમાં રામચરિત્રનો આરંભ આ પ્રસંગથી કરવામાં આવ્યો છે. વિશ્વામિત્ર અયોધ્યા આવ્યા. સરયૂગંગામાં સ્નાન કર્યું. તે પછી મહારાજ દશરથના દરબારમાં આવે છે. દશરથજી ઊઠીને ઊભા થયા. વંદન કર્યું અને મુનિનું પૂજન કરે છે. વડીલોના પુણ્યે તમારા જેવા ઋષિ મારા ઘેર પધાર્યા છે. આપની હું શીસેવા કરું? દશરથજીએ આ પ્રમાણે પ્રાર્થના કરી વિશ્વામિત્રે આશીર્વાદ આપ્યા છે. પછી કહ્યું છે.—રાક્ષસો મારા યજ્ઞમાં વિઘ્ન કરે છે. તેથી રામ લક્ષ્મણને મારા યજ્ઞનું રક્ષણ કરવા આપો. વિશ્વામિત્રે રામજીની માગણી કરી તેથી દશરથજી ગભરાયા છે. મારા રામને લઈ જશે.

દશરથજી કહે છે:—આપે યોગ્ય માંગ્યું નથી. આ બાળકો મને વૃદ્ધાવસ્થામાં મળ્યા છે. મને આશા ન હતી, પણ તમારા બધાના આશીર્વાદથી ચાર બાળકો થયા છે. બાળકો મને પ્રિય છે. પણ ચારે બાળકોમાં મારો રામ મને અતિશય પ્રિય છે. રામ વગર મને ચેન પડતું નથી. તેને મારી આંખથી દૂર ન કરો. ગુરુજી તમને શું કહું? રામ મને નિત્ય બે વાર સાષ્ટાંગ પ્રણામ કરે છે. મારી આજ્ઞાનું પાલન કરે છે. વધુ શું કહું? રામ જેવો પુત્ર થયો નથી અને થવાનો નથી. નાના ભાઈઓ ઉપર તેનો અલૌકિક પ્રેમ છે. બહુ ભોળો છે. ખૂબ મર્યાદા પાલન કરે છે.

રામના વખાણ કરતાં હૃદય ભરાયું. જળ વિના માછલો કદાચ જીવે પણ રામ વિના આ દશરથ નહિ જીવે. ગુરુજી તમને સાચું કહું, મારો રામજી મારાથી દૂર જશે તો મારા પ્રાણ ટકશે નહિ. ગુરુજી તમે માંગો તો મારું રાજ્ય આપું, મારા પ્રાણ આપું. રામ સિવાય તમને ગમે તે આપવા તૈયાર છું. પણ

**राम देत नहि बनइ गुँसाई ॥**

મારા રામ વગર હું એક ક્ષણ પણ જીવી નહિ શકું. દશરથ પ્રાણ આપી શકે પણ રામ આપી શકે નહીં.

**देह प्रान तें प्रिय कछु नाहीं। सोउ मुनि देउँ निमिष एक माहीं ॥**

જગતમાં રામ જેવો પુત્ર થયો નથી, દશરથ જેવો પિતા થયો નથી. જ્યારે રામ વનમાં ગયા ત્યારે છેલ્લા શ્વાસ સુધી રામજીનું સ્મરણ કર્યું. દશરથજી વારંવાર કૌશલ્યાને પૂછે, મારો રામ ક્યાં છે? મારો રામ ક્યાં છે? મારા રામ પાસે મને કોઈ લઈ જાવ. રામ વગર હું જીવી શકીશ નહિ. રામ વગર દશરથ જીવ્યા નથી. રામજી ગયા તે સાથે દશરથજીના પ્રાણ પણ ગયા છે. રામાયણનું એક એક પાત્ર દિવ્ય છે. ભરત જેવો ભાઈ થયો નથી. સીતા જેવી સ્ત્રી થઈ નથી. રામજી કરતાં પણ સીતાજીનું હૃદય અતિ કોમળ છે. વાલ્મીકિ એકવાર સીતાજીના ચરિત્રનું વર્ણન કરતાં પીગળી ગયા છે. બોલ્યા છે. રામાયણમાં રામજીનું નહિ પણ સીતાજીનું ચરિત્ર અલૌકિક છે. રામજી સરળ છે. પણ સીતાજીની સરળતા અદ્ભૂત છે. વાલ્મીકિ રામાયણમાં એક પ્રસંગ આવે છે. રાવણ

સાથેનું યુદ્ધ પૂરું થયું છે. હનુમાનજી અશોક વનમાં આવ્યા છે. સર્વ રાક્ષસોનો વિનાશ થયો છે. રામજીનો વિજય થયો છે. સીતાજીએ હનુમાનજીને અનેક આશીર્વાદો આપ્યા છે. કાળ તારો નોકર થઈને રહેશે. અષ્ટમા સિધિઓ તારી સેવામાં ઊભી રહેશે. જ્ઞાની પુરુષોના આચાર્ય શ્રીહનુમાનજી છે.

મનોજવં મારુતતુલ્ય વેગં,
જીતેન્દ્રિયં બુદ્ધિમતાં વરિષ્ઠં,
વાતાત્મજં વાનરયૂથમુખ્યં,
શ્રી રામદૂતં શરણં પ્રપદ્યે.

હનુમાનજીનું વર્ણન કોણ કરી શકે? માતાજીને અતિ આનંદ થયો છે. અનેક આશીર્વાદો આપ્યા છે. પણ હનુમાજીને તૃપ્તિ થઈ નહિ.

હનુમાનજી કહે :—મા, તમે આશીર્વાદ આપો છો પણ મારા મનમાં એક આશીર્વાદ માંગવાની ઇચ્છા છે તે રહી જાય છે.

સીતાજી કહે :—બેટા, જે માંગવું હોય તે માંગ. માંગે તે આપીશ.

હનુમાનજી કહે :—હું પહેલાં લંકામાં આવ્યો હતો. ત્યાં મેં નજરે જોયું છે. આ રાક્ષસીઓ તમને બહુ ત્રાસ આપતી હતી, તમને બિવડાવતી હતી. રાક્ષસોના વિનાશ પ્રભુએ કર્યો છે. પણ આ રાક્ષસીઓ બાકી છે. આ જે રાક્ષસીઓ છે તે રાક્ષસીઓને આપના આશીર્વાદથી હું પીસી નાખું. તમે આજ્ઞા આપો તો તે રાક્ષસીનો હું વિનાશ કરું.

ત્યારે સીતાજી તે વખતે બોલ્યાં :—તું આ શું માંગે છે? તું આવું વરદાન માગે તે યોગ્ય નથી.

હનુમાનજી કહે છે :—આ લોકોએ તમને બહુ ત્રાસ આપ્યો છે. મેં નજરે જોયું છે.

માતાજીએ હનુમાનજીને ઉપદેશ કર્યો :—બેટા, અપકારનો બદલો ઉપકારથી આપે એ સંત. આ રાક્ષસીઓનો કાંઈ દોષ નથી. તેઓ રાવણના કહેવાથી મને ત્રાસ આપતી હતી. રાક્ષસીઓ રાવણની આજ્ઞામાં હતી. આ દુઃખ મારા કર્મનું ફળ છે. રાક્ષસીઓનો તેમાં દોષ નથી. મેં લક્ષ્મણનું અપમાન કરેલું તેનું આ ફળ છે. મને તો થાય છે આ રાક્ષસીઓને વરદાન આપીને હું અત્રેથી અયોધ્યા જાઉં. બેટા, હું તને એવો આશીર્વાદ નહિ આપું.

હનુમાનજી વંદન કરે છે. મા, તમારા સિવાય આવી દયા કોઈ બતાવી શકે નહિ. રાક્ષસો માટે રામ સરળ નથી. પણ રાક્ષસીઓ માટે સીતાજી સરળ છે. અને રાક્ષસીઓને માતાજીએ વરદાન આપ્યું છે. સીતા જેવી દયાળુ કોઈ થઈ નથી. સીતાજી સાક્ષાત્ દયાની મૂર્તિ છે. માતાજીના ગુણો જો યાદ કરીએ તો રામ કરતાં સીતા શ્રેષ્ઠ જણાય છે.

દશરથજીએ કહ્યું છે, મારા રામને મારાથી દૂર ન કરો. ત્યારે વસિષ્ઠજી દશરથજીને સમજાવે છે. દશરથનો વસિષ્ઠમાં પૂર્ણ વિશ્વાસ હતો. તેઓ સદ્ગુરુને આધીન હતા.

વસિષ્ઠજીએ દશરથને કહ્યું :—જન્માક્ષર જોતાં લાગે છે કે આ વર્ષમાં રામના



લગ્નનો યોગ છે. આ વરસમાં કુમારોના લગ્નનો યોગ છે માટે તેઓને મોકલો. સર્વ કુશળ થશે. હું માનું છું વિશ્વામિત્ર જે આવ્યા છે તે રામનાં લગ્ન કરાવવા માટે આવ્યા છે. દશરથજી રામના લગ્નની વાત સાંભળી ખુશ થયા છે.

દશરથજીએ કહ્યું :—શું મારા રામનાં લગ્ન થશે? તો તો કાલને બદલે આજે તેને મોકલું.

રામલક્ષ્મણને સભામાં બોલાવ્યા છે. રામલક્ષ્મણે પ્રણામ કર્યાં. કહ્યું આજ્ઞા આપો.

દશરથજીએ કહ્યું :—આ વિશ્વામિત્રના યજ્ઞનું રક્ષણ કરવાનું છે.

રામજીએ કહ્યું :—આપ આજ્ઞા આપો તે કરીશું. જવા તૈયાર થયા. કૌશલ્યા પાસે આશીર્વાદ લેવા ગયાં. કૌશલ્યાએ કહ્યું, બેટા તમારા પિતા કહે તે કરવાનું.

કૌશલ્યાને નારદજી બધી વાત કહી ગયેલા કે રામચંદ્રજીનાં લગ્ન થવાનાં છે.

રામકૃષ્ણને માખણ મીસરી ભાવે છે. જીવનને મધુર બનાવજો. મીસરી જેવું મીઠું બનાવજો. જીવનમાં મીઠાશ સદ્ગુણથી આવે છે. સર્વને માન આપશો તો તમારું જીવન મીસરી જેવું મધુર થશે. સર્વને માનદાન કરો એ જ ઉત્તમ છે. બીજાને માન આપવાથી અને જીવનમાં સંયમ વધારવાથી જીવન મધુર બને છે, ઉત્તમ બને છે.

જેના જીવનમાં મીઠાશ નથી એ ભગવાનને ગમતો નથી. વિદ્યાદાન, જ્ઞાનદાન અને દ્રવ્યદાન કરતાં માનદાન ચઢિયાતું છે. માનદાન એ શ્રેષ્ઠ દાન છે. એક પૈસાનો પણ ખર્ચ નહિ. સર્વને માન આપો. જે કોઈનું અપમાન કરતો નથી, કર્કશ વાણી બોલતો નથી, તેના જીવનમાં મીસરી જેવી મીઠાશ આવે છે.

કૌશલ્યાએ વિશ્વામિત્રને કહ્યું. મારા રામને માખણ મીસરી ખવડાવજો. તે દુબળો ન થાય.

રામલક્ષ્મણ વિશ્વામિત્ર સાથે પધાર્યા. તે વખતે રામજી કેવા શોભતા હતા:

**अरुन नयन उर बाहु बिसाला। नील जलज तनु स्याम तमाला॥**
**कटि पट पीत कसे बर भाथा। रुचिर चाप सायक दुहुँ हाथा॥**

વિશ્વામિત્ર એટલે વિશ્વના મિત્ર. વિશ્વસ્ય મિત્રમ્ ઇતિ વિશ્વામિત્ર. પાણિનીએ આ પ્રમાણે અર્થ કર્યો છે. વિશ્વામિત્રે આશીર્વાદ આપ્યો. પાણિનીનું વ્યાકરણ અમર થશે. અથવા વિશ્વ જેનું મિત્ર છે તે વિશ્વામિત્ર. જગતનો મિત્ર છે જીવ. મનુષ્ય એટલે કે જીવ વિશ્વનો મિત્ર થાય એટલે શબ્દબ્રહ્મ તેની પાછળ પાછળ આવે છે. અને તેની પાછળ પરબ્રહ્મ પણ આવે છે. તમે જગતમિત્ર થશો એટલે રામ લક્ષ્મણ તમારી પાછળ આવશે. રામ એ પરબ્રહ્મ છે, લક્ષ્મણ શબ્દ બ્રહ્મ છે. શબ્દબ્રહ્મ વગર પરબ્રહ્મ પ્રગટ થાય નહિ.

વિશ્વામિત્રની પાછળ રામ લક્ષ્મણ ચાલે છે. રસ્તામાં ત્રાટકાનો ઉદ્ધાર કર્યો છે. વિશ્વામિત્રે બલા અને અતિબલા વિદ્યા રામ લક્ષ્મણને આપી છે, જેથી ભૂખતરસ ન લાગે.

આશ્રમમાં આવ્યા છે. રઘુનાથજીએ વિશ્વામિત્રને કહ્યું :—ગુરુજી, હવે તમે યજ્ઞ કરો. હું યજ્ઞનું રક્ષણ કરીશ.

જનકપુરી પાસે વિશ્વામિત્ર ઋષિનો સિદ્ધાશ્રમ છે. એ સિદ્ધાશ્રમમાં વિશ્વામિત્ર યજ્ઞ કરે છે.

વિશાળ યજ્ઞમંડપ બનાવ્યો છે. યજ્ઞનું રામ લક્ષ્મણ હાથમાં ધનુષબાણ લઈને રક્ષણ કરે છે. રામજી આજે ઊભા છે.

દ્વારકામાં દ્વારકાનાથજી ઊભા છે.
ડાકોરમાં રણછોડરાય ઊભા છે.
શ્રી નાથજીમાં ગોવર્ધનનાથ ઊભા છે.
પંઢરપુરમાં વિઠ્ઠલનાથ ઊભા છે.

ભગવાન કહે છે :—જીવ જ્યારે મારાં દર્શન કરવા આવે છે ત્યારે ઊભો થઈને હું દર્શન આપું છું. હું જીવને મળવા આતુર છું. જે પ્રેમથી મને મળવા આવે તેને મળવા હું આતુર છું. મારા વૈષ્ણવોને, ભક્તોને મળવા માટે પ્રતીક્ષા કરતો હું ઊભો છું. હું ઊભો રહી ભક્તોની પ્રતીક્ષા કરું છું. મારાથી વિખૂટો પડેલો જીવ ક્યારે મને મળવા આવે. ઈશ્વર તો જીવની સામે અખંડ જોયા કરે છે. પણ જીવ ઈશ્વરની સામે જોતો નથી.

રામ તો જીવને અપનાવવા તૈયાર છે પણ આ અભાગિયો જીવ તેને મળવ ક્યાં આતુર થાય છે.

શ્રીરામ આજાનબાહુ છે. બન્ને હાથ ઘુંટણા સુધી પહોંચે છે. કોઈ કે પૂછયું, પ્રભુ આપે કેમ હાથ આટલા લાંબા રાખ્યા છે? પ્રભુએ જવાબ આપ્યો, મારા ભક્તો મને મળવા આવે છે. તેમાં કોઈ જાડો ભક્ત હોય તોયે તેને બાથમાં સમાવી લેવાય એટલા માટે મેં હાથ લાંબા રાખ્યા છે.

મારા વૈષ્ણવો મને મળવા આવે તેને આલિંગન આપવા મેં હાથ લાંબા રાખ્યા છે.

રામ રીંછને ભેટે છે. રામ વાનરોને ભેટે છે. રામજી સર્વ ઉપર પ્રેમ કરે છે. રામજી ધનુષ્યબાણ હંમેશા સાથે રાખે છે. ધનુષ્યબાણને સજ્જ રાખે છે. ધનુષ્યબાણ વગરના રામનાં દર્શન કોઈ ઠેકાણે નથી. રાજ્યાસન ઉપર બેઠા હોય ત્યારે પણ ધનુષ્યબાણ અને મહેલમાં સીતાજી પાસે બેઠા હોય ત્યારે પણ ધનુષ્યબાણ. ઉપનિષદમાં કહ્યું છે. **प्रणवो हि धनु:** ઉપનિષદ્‌માં ધનુષ્યને ઓમકારની ઉપમા આપી છે. ઓમકાર એટલે જ્ઞાન. જ્ઞાન એજ ધનુષ્ય છે.

ધનુષ્ય એ જ્ઞાનનું સ્વરૂપ છે.

બાણ એ વિવેકનું સ્વરૂપ છે. વિવેક એ બાણ છે. ધનુષ્યબાણને હંમેશાં સજ્જ રાખજો, કારણ કે રાક્ષસ–કામ ક્યારે વિઘ્ન કરવા આવશે તે કહી શકાય નહિ. રાક્ષસો તમારી પીઠ પાછળ પડ્યા છે, તમને મારવા આવે છે, પરંતુ રામની જેમ ધનુષ્ય બાણને સજ્જ રાખજો. જ્ઞાન–વિવેકને સતેજ રાખશો તો રાક્ષસો વિઘ્ન કરી શકશે નહિ. ધનુષ્યબાણ સજ્જ રાખશો તો રાક્ષસો મરશે. રાક્ષસો હજુ જીવતા છે અને ફરે છે. જેની આંખમાં પાપ છે તે રાક્ષસ છે. રાક્ષસો જીવ માત્રની પાછળ છે. કામ, લોભ, મોહ વગેરે રાક્ષસો છે. તે જીવમાત્રને મારે છે. પ્રતિક્ષણે સાવધાન રહે તેને રાક્ષસ મારી શકે નહીં.

રામનું સ્વરૂપ અદ્‌ભુત છે. સુર્પણખા રાક્ષસી હતી તોય રામને જોતાં તેને ઇચ્છા થઈ કે આ મારા પતિ બને. આપણાં હૃદય રાક્ષસો કરતાં કઠોર બન્યાં છે કે રામને પતિ બનાવવાની ઇચ્છા થતી નથી.



શ્રીધરસ્વામીએ રામવિજય લીલા કથામાં લખ્યું છે કે—યજ્ઞના ચારેય દરવાજે રામ લક્ષ્મણ પહેરો ભરતા. રામ–લક્ષ્મણે એટલાં રૂપ ધરેલાં કે રાક્ષસો જે દરવાજે જાય, ત્યાં તેઓને રામ લક્ષ્મણ દેખાય.

વિશ્વામિત્ર યજ્ઞમાં આહુતિ આપે છે પણ નિહાળે છે રામલક્ષ્મણને. યજ્ઞ કરવા બેઠા છે અને નજર રામચંદ્રજી ઉપર છે. શ્રુતિ વર્ણન કરે છે, અગ્નિ એ ઠાકોરજીનું મુખ છે. અગ્નિ મુખથી પરમાત્મા આરોગે છે. અગ્નિની જ્વાળા એ ઠાકોરજીની જીભ છે. બ્રાહ્મણો વેદમંત્રોનો ઉચ્ચાર કરી અગ્નિમાં આહુતિ આપે છે. વિશ્વામિત્ર રામલક્ષ્મણમાં દૃષ્ટિ સ્થિર રાખી યજ્ઞ કરે છે. મનનો મેલ દૂર કરવા યજ્ઞકાર્ય કરવાના હોય છે. યજ્ઞ, સ્વાધ્યાય, તપ, ધ્યાનનું ફળ છે. મનશુદ્ધિ અને મનશુદ્ધિનું ફળ છે પરમાત્માનાં દર્શન. યજ્ઞનું ફળ તો મારા દ્વારે છે અને હું અત્રે ધુમાડો ખાઉં છું.

વિશ્વામિત્રે યજ્ઞનો આરંભ કર્યો છે. રાક્ષસોને ખબર પડી. રાક્ષસો વિઘ્ન કરવા આવ્યા છે. વારંવાર રામજીનાં દર્શન કરતાં મારીચનો સ્વભાવ બદલાય છે. જેનાં દર્શનથી સ્વભાવ બદલાય એ ઈશ્વર. મારીચ વિચારે છે કે હું આ વિશ્વામિત્રના યજ્ઞમાં વિઘ્ન કરું એ યોગ્ય નથી. મારીચ પ્રતીક્ષા કરે છે. આજે કેમ મારા મનમાં દયા આવે છે? આ બાળકોને જોઈ બુદ્ધિ બદલે છે. આજે મારું મન મારા હાથમાં રહેતું નથી. આ બાળકોને મળવાની ઇચ્છા થાય છે. મારીચ રાક્ષસ હતો પણ રામનાં દર્શન કરતાં તેની બુદ્ધિ સુધરી છે. લોકો રામનાં દર્શન કરવા જાય છે, પણ રામજીનાં દર્શન કર્યાં પછી તેઓની બુદ્ધિ સુધરતી નથી. રામનાં દર્શન કર્યા પછી બુદ્ધિ ન સુધરે તો માનવું કે હું રાક્ષસ કરતાં પણ અધમ છું. લોકો રોજ રામાયણ વાંચે, રોજ દેવદર્શન કરે છતાં તેમના જીવનમાં જો સરળતા અને સંયમ ન આવે, તો તે મારીચ કરતાં પણ ગયાં.

રામ એ પરમાત્મા છે. તેના પ્રત્યક્ષ દર્શન કરતાં મારીચની બુદ્ધિ બદલાય તેમાં શું આશ્ચર્ય! પરંતુ રામજીનું નકલી સ્વરૂપ ધારણ કરતાં, નકલી રામનું ચિંતન કરતાં રાવણનો કામ મરે છે.

રામજીને યાદ કરીએ એટલે આખું જગત માતૃવત દેખાય છે.

એકનાથ મહારાજે લખ્યું છે કે રામ–રાવણનું યુદ્ધ થતું હતું ત્યારે કુંભકરણ સૂતેલો હતો. જ્યારે કુંભકરણને જગાડવામાં આવ્યો, ત્યારે તેણે પૂછયું. મને કેમ જગાડ્યો?

રાવણ :—જાનકી માટે યુદ્ધ થાય છે, એટલે જગાડ્યો.

કુંભકર્ણ પૂછે છે :—તારી ઇચ્છા પૂરી થઈ કે કેમ?

રાવણ કહે :—ના.

કુંભકર્ણ રાવણને કહે છે :—તું માયાવી રૂપ ધારણ કરી, રામનું રૂપ ધારણ કરી સીતાજી પાસે જા. તે રામ આવ્યા છે તેમ માનશે. તે છેતરાઈ જશે અને તને વશ થશે.

રાવણ કહે :—આ રામમાં કાંઈ જાદુ જેવું લાગે છે. હું રામનું સ્વરૂપ ધરવા જ્યાં તેમના સ્વરૂપનું ચિંતન કરું છું, ત્યાં મારું મન બદલાય છે. રાક્ષસોને જે સ્વરૂપ ધારણ કરવું હોય તે સ્વરૂપનું ચિંતન કરવું પડે છે. જ્યારે હું માયાવી રીતે રામનું રૂપ ધારણ કરું છું, ત્યારે સીતાજી મને માતારૂપે દેખાય છે. વધુ તને શું કહું? મારા મનમાં પણ કામ રહેતો નથી.

કુંભકર્ણ બોલ્યો છે—રામનું માયાવી રૂપ ધારણ કરવાથી તારો કામ સરે છે. જેના નકલી રૂપનો આટલો પ્રભાવ તો તેના અસલ સ્વરૂપનો કેટલો પ્રભાવ હશે? માટે જરૂર રામ એ ઈશ્વર છે. તું અતિશય કામી હોવા છતાં રામના સ્મરણથી તું નિષ્કામ બને છે. તેથી રામ એ ઈશ્વર છે. તેવા રામ સાથે તું વેર કર નહિ. દેવાધિદેવ ઈશ્વર સાથે વેર કરનારો તું મૂર્ખ છે. હું તને મદદ નહિ કરું. વિભીષણની માફક રામજીના ચરણનો હું આશ્રય કરીશ. ત્યારે રાવણે જવાબ આપ્યો છે, રામ સાથે મારી વિરોધ ભક્તિ છે. એકલો હું ભજન કરું તો મારા એકલાનું કલ્યાણ થશે. પણ વિરોધ કરું તો મારા વંશનું કલ્યાણ થશે. આ રાક્ષસો તામસી છે. તેઓ ધ્યાન, જપ, તપ કરી શકશે નહિ. રામજી સાથે વેર થશે, યુદ્ધ થશે તો તેઓને રામનાં દર્શન થશે. તેઓ રામનાં દર્શન કરશે તો તેમનું કલ્યાણ થશે. આપણા વંશનું કલ્યાણ કરવા મેં રામ સાથે વેર કર્યું છે.

તમે પણ યજ્ઞ કરવા બેસો ત્યારે પ્રત્યેક દ્વાર ઉપર રામલક્ષ્મણને પધરાવજો.

યજ્ઞ કયો? જપ કરવો, કથા સાંભળવી, મનથી નારાયણને મળવું એ બધા યજ્ઞો છે કે જે ગરીબમાં ગરીબ પણ કરી શકે.

બીજા યજ્ઞોમાં ખૂબ ધન જોઈએ, કુલ શ્રેષ્ઠ જોઈએ. વિધુર કે વિધવા યજ્ઞ કરી શકે નહિ. બીજા યજ્ઞમાં પ્રાયશ્ચિત કરવું પડે છે. કેટલાક યજ્ઞ એવા છે કે જે સાધારણ બ્રાહ્મણ પણ કરી શકે નહિ, અગ્નિહોત્રી જ કરી શકે. યજ્ઞ કરવા પાછળ પુષ્કળ ધનનો ખર્ચ કરવો પડે છે. બીજા યજ્ઞ માટે દેશ–કાળની મર્યાદા બતાવી છે. ઉપનિષદમાં એક યજ્ઞ એવો બતાવ્યો છે કે જે કોઈ પણ કરી શકે છે. કોઈપણ જાતિનો હોય, ગમે તે વખત હોય, ગમે તે સ્થળ હોય. આ યજ્ઞ જપયજ્ઞ થઈ શકે છે. તેથી સર્વ યજ્ઞોમાં જપ યજ્ઞ શ્રેષ્ઠ છે. આંખથી દર્શન કરતાં કરતાં, કાનથી સાંભળતા સાંભળતા, મનથી સ્મરણ કરતાં કરતાં જપ કરશો તો સમાધિ લાગી જશે. કૃષ્ણ મિલન એ મહાન યજ્ઞ છે.

આ યજ્ઞમાં શ્રદ્ધા એ પત્ની છે, રાણી છે. આત્મા એ યજમાન છે. શરીર એ યજ્ઞ-ભૂમિ છે અને આ યજ્ઞથી પરમાત્મા વિષ્ણુને પ્રાપ્ત કરવાના છે. પરમાત્માને મળવું એ મહાન યજ્ઞ છે. જીવાત્મા અને પરમાત્માનું મિલન એ મહાયજ્ઞ છે.

યજ્ઞથી ચિત્તશુદ્ધિ થાય છે અને ચિત્તશુદ્ધિનું ફળ છે પરમાત્માની પ્રાપ્તિ. યજ્ઞના ચાર દરવાજા એટલે ઇન્દ્રિયોના ચાર દરવાજા. તે યજ્ઞમાં રાક્ષસો મારીચ સુબાહુ એટલે કે કામ, ક્રોધ, લોભ, વગેરે વિઘ્ન કરવા આવશે. એ મહાયજ્ઞમાં વિષય–મારીચ વિઘ્ન કરે છે. દરવાજા ઉપર રામકૃષ્ણને રાખશો, તો મારીચ–વિષય વિઘ્ન કરી શકશે નહિ.

જ્યારે વિષય–મારીચ યજ્ઞમાં વિઘ્ન કરવા આવે, ત્યારે દરેક ઇન્દ્રિયના દ્વાર ઉપર રામજીને બેસાડો. આંખમાં, મુખમાં, કાનમાં ભગવાનને રાખો. એક એક ઇન્દ્રિયમાં ભગવાનને રાખો. રામચંદ્રજીને ઇન્દ્રિયોનાં દ્વાર ઉપર રાખશો તો મારીચ=વિષયો વિઘ્ન કરી શકશે નહિ. મારીચ જલદી મરતો નથી. તમારી દરેક ઇન્દ્રિય ઉપર રામલક્ષ્મણને જો પધરાવશો, શબ્દબ્રહ્મ અને પરબ્રહ્મને પધરાવશો, તો તમારા યજ્ઞમાં મારીચ વિઘ્ન કરી શકશે નહિ. તમારો જીવનયજ્ઞ નિર્વિઘ્ને પૂર્ણ થશે. માયા મારીચને રામચંદ્રજી વિવેકરૂપી બાણ મારે છે. જેનું માત્ર ચિંતન કરવાથી કામનો નાશ થાય તે ઈશ્વર,



જ્ઞાની મહાત્માઓ ઇન્દ્રિયોના દરવાજા બંધ રાખે છે અને વૈષ્ણવો દરેક દ્વાર ઉપર પરમાત્માને પધરાવે છે. વિષય મારીચ જલદી મરતો નથી. ભાગવતનો રાહુ અને રામાયણનો મારીચ સરખા છે. તે જલદી મરતા નથી.

વિશ્વામિત્રનો યજ્ઞ પૂર્ણ થયો છે. તે વખતે જનકપુરથી કુંકુમપત્રિકા આવી છે કે સીતાજીનો સ્વયંવર છે. રામ, લક્ષ્મણ, વિશ્વામિત્ર જનકપુરી તરફ આવવા નીકળ્યા છે. રસ્તામાં અહલ્યાનો ઉદ્ધાર કર્યો. વિશ્વામિત્રે રઘુનાથજીને આજ્ઞા કરી, આ શિલાને સ્પર્શ કરો. શિલારૂપ આ અહલ્યા છે. અહલ્યાનો ઉદ્ધાર કરો.

રામજી વિચારમાં પડે છે. કારણ સાધક લાકડાની સ્ત્રીને પણ સ્પર્શ ન કરે **न स्पृशेत् दारवीमपि** ॥ આ શ્લોક એકાદશ સ્કંધમાં છે.

રામજી કહે :—હું તેને પ્રણામ કરું છું.

વિશ્વામિત્ર કહે :—પ્રણામ કરવાથી કાંઈ વળે નહિ.

રામજી કહે :—હું ચરણથી સ્પર્શ કરું તો મને પાપ લાગશે.

રામજીને પાપની બીક લાગે છે. આજકાલના લોકો પાપની બીક રાખતાં નથી, જેમ ફાવે તેમ વર્તે છે. હંમેશાં પાપની બીક રાખશો તો કલ્યાણ થશે. પાપની બીક અને ઈશ્વરની બીક રાખશો તે નિર્ભય થશે.

પરસ્ત્રીને હું વંદન કરું પણ પરસ્ત્રીને સ્પર્શ નહીં કરું.

રામજી કોઈ પરસ્ત્રીને અડકતા નહિ તેમ સીતા પણ કોઈ પરપુરુષને અડકતાં નહિ.

આ દેશના લોકોનું જીવન ત્યારથી બગડયું જ્યારથી સહશિક્ષણની શરૂઆત થઈ. છોકર. છોકરીઓ સાથે ભણે તે શું બ્રહ્મચર્ય પાળતા હશે? બ્રહ્મચર્યાશ્રમનો આદર્શ છે કે સ્ત્રી પરપુરુષને અને પુરુષ કોઈ પરસ્ત્રીને સ્પર્શ ન કરે.

મહાપુરુષોએ, કવિઓએ કલ્પના કરી છે, રામજીએ અહલ્યાને ચરણથી સ્પર્શ કર્યો નથી. પણ તે સમયે પવનને કારણે રામજીના ચરણની રજ ઉડીને શિલા ઉપર પડી અને શિલામાંથી અહલ્યા બેઠી થઈ. એકનાથજીએ કહ્યું છે, ચરણની રજ પવનથી ઉડીને પથ્થર ઉપર પડી છે. રામ ચરણની રજમાં એવી શક્તિ છે કે અહલ્યાનો ઉદ્ધાર થયો.

અહલ્યા એ બુદ્ધિ છે. જે બુદ્ધિ કામસુખનો વિચાર કરે તે બુદ્ધિ જડ બને છે. પથ્થર જેવી બને છે. બુદ્ધિ—અહલ્યા વારંવાર કામસુખનું ચિંતન કરતાં–વિષયનું ચિંતન કરતાં કરતાં પથ્થરરૂપ જડ બની ગઈ છે. કોમળ બુદ્ધિ ઈશ્વર પાસે જઈ શકે, જડ–કઠણ બુદ્ધિ નહિ. કોમળ બુદ્ધિ હોય તો પીગળે કૃષ્ણસેવામાં, કૃષ્ણ કીર્તનમાં આનંદ મળતો નથી તેનું કારણ એક જ છે. કામસુખનું ચિંતન કરતાં કરતાં બુદ્ધિ પથ્થર જેવી જડ થઈ છે. ત્યારે જડ બુદ્ધિ સરળ ક્યારે થાય? જ્યારે કોઈ સંત મળે ત્યારે, જ્યારે કોઈ સંતનાં ચરણની રજ પાવન કરે ત્યારે. જડ થયેલી બુદ્ધિ કોઈ સંતના ચરણની રજ મળવાથી કોમળ થશે. આ કઠણ થયેલી પથ્થર જેવી થયેલી બુદ્ધિ ભગવાનની ચરણરજનો સ્પર્શ થાય તો કોમળ બને છે.

બુદ્ધિ–અહલ્યા રામચરણ રજથી શુદ્ધ બને છે. અહલ્યાજી સ્તુતિ કરે છે. મારા પતિએ મને શ્રાપ આપ્યો તે સારું કર્યું. તેથી આપનાં દર્શન થયાં. તે વખતે ગૌતમ ઋષિ આવ્યા. તમે મારી પત્નીને સદ્ગતિ આપી છે. ગૌતમ ઋષિએ આશીર્વાદ આપ્યો છે, તમારા લગ્ન સુંદર કન્યા સાથે થશે.

રામલક્ષ્મણ જનકપુરીમાં આવ્યા છે. વિશ્વામિત્ર રામલક્ષ્મણ સાથે જનકના દરબારમાં આવે છે. કુમારોને જોઈ જનક વિચાર કરે છે, આ ઋષિકુમારો છે કે રાજકુમારો છે. જનક નિશ્ચય કરી શક્યા નહિ. વિશ્વામિત્રને પૂછ્યું, આ બાળકો કોણ છે?

વિશ્વામિત્રે કહ્યું :—તમે જ નિર્ણય કરો. તમે મહાજ્ઞાની છો.

શુકદેવજીના ગુરુ જનક રાજા છે. જનકનું બીજું નામ પડયું છે વિદેહ. દેહમાં હોવા છતાં દેહના ધર્મો જેને સ્પર્શ કરી શકતા નથી તે વિદેહ–તે જીવતે મુક્ત.

ધર્મરાજાએ જ્ઞાનીની વ્યાખ્યા આપેલી છે કે બ્રહ્માનુભવમાં જેને વિષયરસનું ભાન ન રહે તે જ્ઞાની. આસક્તિ અને અભિમાન જીવને બંધન કરનાર છે. જ્ઞાની આ બન્નેને તજે છે.

સઘળી ઇન્દ્રિયો પોતપોતાના અર્થોમાં વર્તી રહી છે એમ માની જ્ઞાનીઓ કોઈ પણ વિષયમાં આસક્ત થતા નથી.

**इन्द्रियाणि इन्द्रियार्थेषु वर्तन्त इति धारयन्।**

તેઓ આ દુનિયામાં સઘળું કાર્ય કરવા છતાં પોતે કાંઈ કરતા નથી એમ ભાવના રાખી સર્વ કાર્ય કરે છે.

જનકરાજાએ ત્રાટક કર્યું. આ પરબ્રહ્મ હોવા જોઈએ. જનક કહે છે, મારી આંખોથી હું બીજાને નિહાળું છું. પણ મારું મન કોઈ તરફ આકર્ષાતું નથી. મારામાં વૈરાગ્ય ભર્યો છે. આ કુમારોને જોઈ મારું મન આકર્ષાય છે. મારા મનનું આકર્ષણ ઈશ્વર સિવાય કોઈ કરી શકે નહિ. તેથી જરૂર આ ઈશ્વર છે. ઈશ્વર વિના મારું મન કોઈ વિષયમાં જાય જ નહિ. મન ઉપર કેટલો વિશ્વાસ!

જનક કહે છે :

**सहज विराग रुप मन मोरा। भये थकित जिमि चंद्रचकोरा॥**

માટે રામ

**ब्रह्म जो निगम नेति कहि गावा।** છે. જનકરાજાએ રામજીને ઓળખી લીધા. બોલ્યા છે :—આ ઋષિકુમાર નથી અને રાજકુમાર પણ નથી. વેદો નેતિ નેતિ કહી જેનું વર્ણન કરે છે; શંકરજી જેનું સદાસર્વદા ચિંતન કરે છે તે આ સાક્ષાત્ પરબ્રહ્મ છે; પરમાત્મા છે.

આ રામ મારા મનને ખેંચે છે. તેથી લાગે છે કે આ ઈશ્વર હોવા જોઈએ. રામ ઈશ્વર ન હોય તો મારા મનનું આકર્ષણ કરી શકે નહિ.

દુષ્યન્ત શકુંતલાનું પ્રથમ મિલન થાય છે. દુષ્યન્ત શકુંતલાને પૂછે છે :—તમે કોણ છો? શકુંતલા જવાબ આપે છે :—હું કણ્વ ઋષિની કન્યા છું. દુષ્યન્ત ત્યારે કહે છે :—તને જોયા પછી મારું મન ચંચળ થાય છે. મારું મન પવિત્ર છે. બ્રાહ્મણની કન્યા મારી મા છે. તને જોઈ મારું મન ચંચળ થાય છે. તેથી તું મારી જાતની કન્યા છે. મારું મન જ પ્રમાણ છે. **प्रमाण अंतःकरणप्रवृत्तयः।** મન ઉપર કેવો વિશ્વાસ!

શકુંતલાએ કહ્યું :—તમે મહાન પવિત્ર લાગો છો. મારા જનક પિતા ક્ષત્રિય છે. કણ્વઋષિ તો મારા પાલક પિતા છે. હું ક્ષત્રિય કન્યા છું.

જનકરાજા કહે છે :—આજ સુધી હું નિરાકાર બ્રહ્મનું ચિંતન કરતો હતો. મારું મન કહે છે નિરાકાર બ્રહ્મનું ચિંતન છોડી આ સગુણ રામનું ચિંતન કર. મને હવે થાય છે, નિરાકાર નહિ હવે આ નરાકારનું ધ્યાન કર. એટલે કહું છું રામ એ ઈશ્વર છે.



વિશ્વામિત્ર કહે :—રાજા, આ તમારી દૃષ્ટિનો ગુણ છે. જ્ઞાનીઓ અભેદભાવથી ચિંતન કરે છે. તમારી વૃત્તિ બ્રહ્માકાર છે એટલે તમને એમ લાગે છે. બાકી આ તો દશરથના કુમારો છે.

જનક મહાજ્ઞાની છે. જનકરાજાનાં વખાણ શ્રીકૃષ્ણે ગીતાજીમાં કરેલાં છે. શ્રીકૃષ્ણે જનકને યાદ કર્યા છે,

**कर्मणैवहिसंसिद्धिमास्थिता जनकादयः।**

જનકરાજાએ કર્મ દ્વારા જ પરમ સિદ્ધિને પ્રાપ્ત કરી હતી. બાકી ગીતામાં કોઈનાં વખાણ નથી.

રામ, લક્ષ્મણ, વિશ્વામિત્ર જનકપુરીની બહાર વાડીમાં રહ્યા છે. સાયંકાળના સમયે સંધ્યોપાસન કરે છે. સંધ્યાનો ભંગ કરતા નથી. વિશ્વામિત્ર સાથે સત્સંગ થયો. રાત્રીના સમયે વિશ્વામિત્રનાં ચરણની સેવા કરવા લાગ્યા. આશીર્વાદ માંગવાથી મળતા નથી. આશીર્વાદ હૃદયમાંથી નીકળે છે. વિશ્વામિત્ર હૃદયથી આશીર્વાદ આપે છે. હૃદયથી આશીર્વાદ આપ્યો કે તમારું કલ્યાણ થાય. લક્ષ્મણ રામજીની ચરણ સેવા કરે છે. લક્ષ્મણે મનમાં વિચાર કર્યો આ ચરણની સેવા આવતી કાલથી મને મળશે કે કેમ? આવતી કાલે મોટાભાઈનાં લગ્ન થશે; ચરણસેવા કરવાનો અધિકાર ભાભીનો થશે. આજે સેવા કરવાનો છેલ્લો દિવસ છે કાલથી મારી સેવા જશે. રામજીની સેવા ન કરું. ત્યાં સુધી મને ચેન પડતું નથી. સેવા અને સ્મરણ વગર ચેન ન પડે તે વૈષ્ણવ. સેવા અને સ્મરણ માટે જ જે જીવે છે તે વૈષ્ણવ છે. મને સેવા નહિ મળે, આ વિચાર મનમાં આવ્યો ત્યારે અતિશય દુઃખ થયું છે. લક્ષ્મણ બહુ અકળાયા છે. તે વખતે લક્ષ્મણનું હૃદય બહુ ભરાયું છે. વ્યાકુળ થયા. આંખમાંથી આંસુ નીકળ્યાં છે. પ્રભુએ જોયું આજે મારો લક્ષ્મણ રડે છે. લક્ષ્મણને પૂછ્યું, લક્ષ્મણ તું કેમ રડે છે? આજે તને શું થયું? લક્ષ્મણ તને મા યાદ આવે છે? લક્ષ્મણ તું રડે છે, ત્યારે મને બહુ દુઃખ થાય છે.

આ રામજીનો આદર્શ પ્રેમ હતો. લક્ષ્મણજી સંકોચને લીધે બોલી શકતા નથી. લક્ષ્મણનો હૃદયપ્રેમ રામજી જાણે છે. લક્ષ્મણને કહ્યું :—લક્ષ્મણ, ભલે મારાં લગ્ન થાય. લગ્ન પછી વામચરણની સેવા સીતા કરશે અને જમણા ચરણની સેવા તું કરજે. લક્ષ્મણ તને જોયા વગર મને નિદ્રા આવતી નથી. ભલે મારું લગ્ન થાય પણ હું તને છોડવાનો નથી. લક્ષ્મણ કદાચ તારી ભાભીને છોડી દઈશ પણ તને હું કદી નહી છોડું.

રામ સર્વના અંતર્યામી છે પણ લક્ષ્મણ રામના અંતર્યામી છે.

રામજીનો બંધુપ્રેમ એવો હતો.

બીજે દિવસે પ્રાતઃકાળ થયો.

લક્ષ્મણ પહેલાં ઊઠયા છે.

સ્ત્રીનો ધર્મ છે કે પતિ શયન ન કરે તે પહેલાં શયન ન થાય. તેના ભોજન પહેલાં ભોજન ન થાય. સેવકનો પણ તે પ્રમાણે ધર્મ છે.

વિશ્વામિત્ર શાલિગ્રામની પૂજા કરતા હતા. પૂજા માટે ફૂલતુળસી લેવા રામ લક્ષ્મણને બગીચામાં મોકલ્યા.

રામલક્ષ્મણ પૂજા માટે બગીચામાં ફૂલ–તુલસી લેવા આવ્યા છે. માળીને કાકા કહીને બોલાવ્યો છે. માળીએ પાછળ જોયું. રામલક્ષ્મણ ઊભા હતા. માળીએ કહ્યું, હું તો

તમારા ઘરનો અધમ નોકર છું. રામજીએ કહ્યું તમે ઘરના નોકર છો, પણ ઉંમરથી મોટા છો. વિનય જોઈ માળી વારંવાર વંદન કરે છે. રામ સર્વને માન આપતા હતા, તેથી રામ વનમાં જાય ત્યારે અયોધ્યાની સમગ્ર પ્રજા રડે તો શું આશ્ચર્ય! રામલક્ષ્મણ તુળસીજીને વંદન કરે છે. નિત્ય તુળસીજીને વંદન કરનારને કોઈ રોગ થતો નથી.

તુળસીજીને પ્રમાણ કર્યા વગર તુળસી તોડશો નહિ. તુળસીજીને નખથી તોડશો નહિ. જ્યારે તોડો ત્યારે પ્રણામ કરીને કહો કે ઠાકોરજીના ચરણારવિંદમાં તમને પધરાવવા માટે તોડવાની આજ્ઞા આપો. તુળસીજી એ રાધાજીનો અવતાર છે. સાયંકાળ પછી તુળસીને સ્પર્શ કરવો નહિ. સ્ત્રીનો ધર્મ છે કે રોજ તુળસીજીની અને પાર્વતીજીની પૂજા કરે તો સૌભાગ્ય અખંડ રહે છે.

તે સમયે સીતાજી ત્યાં પધાર્યાં છે. સીતા રામજીની દૃષ્ટિનું મિલન થયું.

આ કથા તુલસીદાસજી લઈ આવ્યા છે. વાલ્મીકિ રામાયણમાં, ભાવાર્થ રામાયણમાં, આનંદ રામાયણમાં, અધ્યાત્મ રામાયણમાં, કોઈ રામાયણમાં આ કથા નથી.

સીતાજીએ જગદંબાને વંદન કર્યું. માંગ્યું મને રામજી જેવા પતિ મળે. સીતાજી પ્રાર્થના કરે છે.

જય જય ગિરિવર રાજકિશોરી । જય મહેશ મુખચંદ ચકોરી ।
દેવિ પુજ પદ કમલ તુમ્હારે । સુર નર મુનિ સબ હોહિ સુખારે ॥

રામલક્ષ્મણ વિશ્વામિત્ર પાસે આવ્યા છે. કહ્યું જેનો સ્વયંવર થવાનો છે તે રાજકન્યા પણ ત્યાં બગીચામાં આવી હતી. રામજીનો સ્વભાવ સરળ છે. તેનામાં છલકપટ નથી. **सरल स्वभाउ छुअत छल नांहि।**

વિશ્વામિત્રે કહ્યું :—બેટા, હું બધું જાણું છું. એ તો સીતાજી ત્યાં રોજ આવે છે એટલે મેં તને ત્યાં મોકલ્યો હતો. સીતાજી મારા રામને નિહાળે.

સ્વયંવર થયો. જનકજીએ જાહેર કર્યું : મારી દીકરી ત્રણ વરસની હતી ત્યારે આ ધનુષ્યનો ઘોડો બનાવીને રમતી હતી. માટે જે આ ધનુષ્યનો ભંગ કરશે તેને હું મારી કન્યા પરણાવીશ. રાવણ પણ ત્યાં આવેલો. વિના કારણ કલહ કરે તે રાવણ. પોતાની જય પોતે બોલાવે, આત્મપ્રશંસા કરે તે રાવણ. સીતાસ્વયંવરમાં રાવણ પોતાની જય પોતે બોલાવે છે. રાવણ વિનાકારણે સીતા સ્વયંવર વખતે જનકરાજા સાથે ઝઘડો કરવા લાગેલો. ધનુષ્ય ઊંચકવાનો પ્રયત્ન કરી પોતે 'બોલો રાવણકી જય' એમ બોલ્યો. પોતાનાં વખાણ પોતે કરે તે રાવણ.

પાર્વતીએ શિવજીને કહ્યું કે તમારા ચેલા રાવણને બહુ અભિમાન થયું છે. માતા પાર્વતી શિવજીને મનાવે છે. રાવણ ધનુષ્ય ન ઉઠાવી શકે તેવો ઉપાય કરો. ત્રણસો શિવગણ સૂક્ષ્મરૂપે ધનુષ્ય ઉપર ચઢી બેઠા છે કે જેથી કોઈ ધનુષ્ય ઉઠાવી શકે નહિ.

રાવણ ધનુષ્યને ઉઠાવી શકયો નહિ. રાવણની ફજેતી થઈ છે. રાવણની ફજેતીથી બીજા રાજાઓ સાવધાન થયા. રાવણ તો ચાલતો ચાલતો અહીંથી ગયો. તો આપણી શું દશા થાય! ધનુષ્ય ઉઠાવવા હવે કોઈ પ્રયત્ન પણ કરતું નથી. વિશ્વામિત્રજીએ આજ્ઞા કરી એટલે રઘુનાથજી આશીર્વાદ મેળવી ધનુષ્યનો ભંગ કરવા જાય છે.

સીતાજી પ્રાર્થના કરે છે, ધનુષ્ય ફૂલ જેવું હલકું થજો. રામજી શિવધનુષ્યને વંદન કરે છે. ધનુષ્ય ઉઠાવ્યું. લીલામાં નમાવ્યું એટલે ધનુષ્યના બે ટુકડા થયા છે.



વિશ્વામિત્રે આજ્ઞા કરી કે સીતાજી બહાર આવે. અમે રામસીતાનાં દર્શન કરીએ. સીતાજીએ વિજયમાળા લીધી છે. રઘુનાથજી વિચાર કરવા લાગ્યા. માતાપિતાની આજ્ઞા વગર મારે લગ્ન કરવું નથી. સુંદર કન્યા વિજયમાળા પહેરાવવા આવી છે. પણ રામજી માતાપિતાની આજ્ઞા વગર વિજયમાળા પહેરવા તૈયાર નથી. સીતાજી હાર પહેરાવવા પ્રયત્ન કરે છે. જાનકીજી ઠીંગણા છે. બે હાથ ઊંચા કર્યા છે. હાથે પહેરેલી રત્નની બંગડીઓમાં રામજીનું પ્રતિબિંબ દેખાતાં જાનકીજી તન્મય થઈ ગયાં. રામજી માથું નમાવતા નથી. આ જોઈ વિશ્વામિત્ર પાસે આવ્યા છે. રામજીએ કહ્યું :— મારો લક્ષ્મણ કુંવારો છે તેનો વિવાહ પહેલાં કરો. રામ નાનાભાઈને ભૂલતા નથી. વિશ્વામિત્ર કહે છે :—જગત મારા રામજીનાં વખાણ કરે છે તે ઓછાં છે.

જાહેર કરવામાં આવ્યું કે જનકરાજાને ઘેર બીજી કન્યા છે તેનાં લગ્ન લક્ષ્મણ સાથે થશે. રામજીને આનંદ થયો છે. રામજીએ વિજયમાળા ધારણ કરી.

જનકરાજાના સેવકો કુંકુમ-પત્રિકા લઈ અયોધ્યા આવ્યા છે. દશરથજીએ પત્રિકા હાથમાં લીધી. વાંચવા લાગ્યા. વૈદિક વિધિથી લગ્ન માટે આપ આયોધ્યાની પ્રજા સાથે જનકપુરી આવો. દશરથજીને અતિ આનંદ થયો છે. હૃદય ભરાયું છે. સેવકોને નવલખો હાર દશરથજી આપવા લાગ્યા છે. સેવકો કહે હાર અમારાથી લેવાય નહિ. અમે કન્યાપક્ષના છીએ.

પ્રાતઃકાળમાં વસિષ્ઠ વગેરે સાથે દશરથજીએ જનકપુરી આવવા માટે પ્રયાણ કર્યું છે. રસ્તામાં શુભ શુકન થયાં છે. બે બ્રાહ્મણો તેમજ સૌભાગ્યવતી સ્ત્રી માથે બેડું લઈને બાળક સાથે મળ્યાં છે.

જાન જનકપુરી આવી છે. જનક અને દશરથ મળ્યા છે. જનકપુરીમાં સ્વાગત થયું છે. વિશ્વામિત્ર સાથે રામ લક્ષ્મણ આવ્યા. રામ લક્ષ્મણ પિતાજીને પ્રણામ કરે છે.

નારદજીએ લગ્નનું મુહુર્ત આપ્યું છે. માર્ગશીર્ષ માસ, સુદ ૫ અને ગૌરજ સમય.

જાન આવી ધનતેરસે અને ગઈ છે વસંતપંચમી પછી. આ તો રઘુનાથજીનું લગ્ન છે.

રઘુનાથજી લગ્ન કરવા જાય છે ત્યારે કામદેવ ઘોડો થઈને આવ્યો છે. કામને ઘોડો બનાવ્યો છે. કામની છાતી ઉપર ચડીને રામ લગ્ન કરવા જાય છે. સાધારણ માનવ લગ્ન કરવા જાય છે, ત્યારે કામ તેની છાતી ઉપર ચડી બેસે છે. શુકદેવજી વર્ણન કરે છે રાજન્ :—પરમાનંદ થયો છે. ભગવાનને સુવર્ણ સિંહાસને પધરાવ્યા છે.
એક એક બાળકને એક એક કન્યાનું દાન કરવાનું છે. બ્રાહ્મણો મંગલાષ્ટક બોલવા લાગ્યા.

**रामो राजमणिः सदा विजयते रामं रमेशं भजे**
**रामेणा भिहता निशाचरचमू रामाय तस्मै नमः।**
**रामान्नास्ति परायणं परतरं रामस्य दासोऽस्म्यहं**
**रामे चित्तलयः सदा भवतु मे भो राम मामुद्धर ॥**

વિધિપૂર્વક રામ સીતાનું લગ્ન થયું છે. જનક કહે છે :— મેં કન્યાનું દાન કર્યું છે.

રામજી કહે :—**प्रति गृह्णामि ॥** રામજી સરળ છે. કહ્યું છે કે તેનો સ્વીકાર કરું છું.

પછી લક્ષ્મણજીનો વારો આવ્યો. લક્ષ્મણજી કહે અમે ક્ષત્રિયો દાન આપીએ છીએ. અમે દાન લેતા નથી. હું પ્રતિગૃહ્ણામિ નહિ બોલું.

ગોર મહારાજે કહ્યું :—તમારા મોટાભાઈ તો બોલ્યા છે.

લક્ષ્મણજી કહે:—એ તો ભોળા છે. મારે પ્રતિગૃહ્ણામિ બોલવું નથી.

રામજી સમજાવે છે, લક્ષ્મણ બોલવું પડે. લક્ષ્મણ કહેઃ—તમે બીજું કહો તે કરવા તૈયાર છું પણ દાન તરીકે કન્યા નહીં સ્વીકારું. પ્રતિગૃહ્ણામિ નહીં બોલું. વિશ્વામિત્ર સમજાવે છે, આ શબ્દ બોલ્યા વગર લગ્ન પાકું ન કહેવાય. તે પછી લક્ષ્મણજી બોલ્યા છે, પ્રતિગૃહ્ણામિ.

લગ્ન થયું છે. સીતા રામજી જમવા બેસે છે. ભોજનમાં જરા વિનોદ હોય તો વધારે જમાય છે. જનકપુરીની સ્ત્રીઓ વિનોદ કરે છે. આ છોકરા ભાગ્યશાળી છે. નહિતર આવી કન્યાઓ મળે ક્યાંથી? દશરથજીને છોકરાં ક્યાં થતાં હતાં? રાણીઓએ ખીર ખાધી ત્યારે છોકરાં થયાં.

લક્ષ્મણજીથી આ વિનોદ સહન થયો નહિ. કહ્યું: અયોધ્યામાં ખીર ખાવાથી છોકરાં થાય છે પણ જનકપુરી આવ્યા પછી જાણવા મળ્યું કે અત્રે સ્ત્રીઓને એટલી પણ તકલીફ લેવી પડતી નથી. અત્રે તો ધરતીમાંથી કન્યાઓ નીકળે છે.

એકીબેકીની રમત રમાય છે. પતિપત્નીનો સ્વભાવ એક ન થાય ત્યાંસુધી લગ્ન સફળ થતું નથી. તન બે પણ મન એક એનું નામ લગ્ન. લગ્ન પછી પણ પતિપત્ની બે નહિ એક જ છે. ગૃહસ્થાશ્રમ એ અદ્વૈત સિદ્ધ કરવાનું પહેલું પગથિયું છે. સીતાજી પૂછે છે, બોલો એકી કે બેકી. રામજી કહે છે, એકી. સખીઓ હસે છે. કહે છે આજસુધી એકલા હતા પણ હવે તો બેકી થયા. તોય કહે છે કે એકી.

લક્ષ્મણજી કહે છે:—મોટાભાઈએ કહ્યું તે બરાબર છે. મોટાભાઈની ભાષા ગૂઢાર્થ ભરેલી છે. એકી છે તે જ બરાબર છે. લગ્ન થયા પછી પતિપત્ની એક જ છે. તેથી બેકી હોવા છતાં એકી છે. સીતા અને રામ એક જ છે. સીતા રામ એ બે નથી. સીતારામ અભિન્ન છે.

સર્વને આનંદ થયો પણ કોઈને તૃપ્તિ થઈ નહિ. કનક સિંહાસન ઉપર સીતા રામચંદ્રજી બિરાજ્યા છે.

રામચરિત્ર અનંત છે. આ રઘુનાથજીના વિવાહ–પ્રસંગની કથા જે શ્રોતાઓ પ્રેમપૂર્વક શ્રવણ કરશે તેઓનું સદા મંગલ થશે.

રામસીતાજીનું લગ્ન થયું છે. રંગમહોત્સવ થયા પછી ત્યાંથી અયોધ્યા આવવા પ્રયાણ કર્યું છે. આજે ચારે ભાઈઓનાં લગ્ન થયાં છે. ચાર લક્ષ્મીનારાયણો મારે ઘેર આવ્યા છે એમ માની કૌશલ્યાએ પૂજા કરી છે.

સીતાજી સાક્ષાત્ મહાલક્ષ્મી જનકપુરી છોડીને જાય છે. હું જાઉં છું તો આ લોકો શું ખાશે? માતાજીએ ચોખાથી ખોળો ભર્યો છે અને ચોખા વેર્યા છે. આજ પણ મિથિલામાં ચોખા ખૂબ ઉત્પન્ન થાય છે.

અયોધ્યાની પ્રજા સીતારામને નિહાળે છે. અતિશય આનંદ થયો છે. વિશ્વામિત્રનું ખૂબ સન્માન કર્યું. ઘેર આવ્યા પછી દશરથ રાજાએ રાણીઓ રૂબરૂ જનક રાજાનાં ખૂબ વખાણ કર્યાં છે. કન્યાનાં માતાપિતાનાં વખાણ કરશો તો કન્યા રાજી થશે. પ્રેમ તમે કરો એટલે લોકો તમારા સાથે પ્રેમ કરશે. જનકરાજાનાં ખૂબ વખાણ કર્યાં છે. સીતાજી તે સાંભળે છે.

દશરથજી કહે:—આ પારકી કન્યા આપણા ઘેર આવી છે. તેનું રક્ષણ પાંપણો જેમ આંખનું રક્ષણ કરે છે તેમ કરજો.

**बधू लरिकनीं पर घर आईं। राखेहु नयन पलककी नाईं ॥**



સૂતજી સાવધાન કરે છે:—રાજન્ દશરથ રાજાએ એવી આજ્ઞા કરી છે. આનંદના દિવસો જતાં વાર લાગતી નથી. હવે રામચંદ્રજી ૨૭ વર્ષના અને જાનકીજી ૧૮ વર્ષના થયા છે.

એક દિવસ દશરથજી રાજસભામાં વિરાજતા હતા. મુગટ વાંકો હતો. સેવકો દર્પણ લાવ્યા. રાજાએ દર્પણમાં જોયું તો મુગટ વાંકો હતો. વિશેષ જોયું તો કાનના વાળ પણ ધોળા થયા હતા. કાનના વાળ ધોળા દેખાય ત્યારે માનવું અતિવૃદ્ધાવસ્થા આવી છે. દશરથે વિચાર્યું મને આ ધોળા વાળ બોધ આપે છે કે તમે અતિવૃદ્ધ થયા છે. રામને ગાદી ઉપર કેમ બેસાડતા નથી. સીતારામનો રાજ્યાભિષેક થાય અને મારી આંખે હું નિહાળું. આ એક જ ઇચ્છા બાકી છે. મારી સર્વ ઇચ્છાઓ પરમાત્માએ પૂર્ણ કરી છે.

ઇચ્છાઓનો અંત આવતો નથી. પરંતુ ઇચ્છાઓનો ત્યાગ કરી ભગવતભજન કરવું એ ઉત્તમ છે.

પરંતુ દશરથ રાજા કોની આગળ બોલે? દશરથનું રાજ્ય પ્રજાતંત્ર રાજ્ય છે. દશરથ મંત્રી અને મહાજનોની સંમતિ સિવાય રામજીને ગાદી ઉપર બેસાડી શકે નહિ. પ્રજાની પણ ઇચ્છા રામજીને ગાદી ઉપર બેસાડવાની હતી. દશરથ રાજાએ મહાજન અને મંત્રીને બોલાવ્યા. તમારી સર્વની ઇચ્છા હોય, તો આવતી કાલે રામજીનો રાજ્યાભિષેક કરું.

સુમન્ત મંત્રી બોલ્યા છે:—તમે ઘણું જીવો. અમારી પણ એ જ ઇચ્છા હતી. અમે સંકોચને લઈ બોલી શકતા ન હતા.

તે વખતે વસિષ્ઠજી રાજદરબારમાં આવ્યા છે. બધાએ માન આપ્યું છે. વસિષ્ઠજીને પ્રણામ કરી કહ્યું છે:—પ્રજાની ઇચ્છા એવી છે રામચંદ્રજીનો રાજ્યાભિષેક થાય. આપ આજ્ઞા આપો.

વસિષ્ઠજીએ કહ્યું:—રાજા, વિચાર સારો છે.

દશરથજીએ કહ્યું:—મહારાજ સારું મુહૂર્ત આપો.

વસિષ્ઠજીએ વિચાર્યું કે આજે મુહૂર્ત આપું પણ જાણતા હતા કે તે મુહૂર્તમાં રામચંદ્રજી ગાદી ઉપર વિરાજવાના નથી. વસિષ્ઠજીએ કોઈ દિવસ આપ્યો નથી. કહ્યું છે રામજી જે દિવસે ગાદી ઉપર વિરાજે તે દિવસ શ્રેષ્ઠ છે.

વસિષ્ઠજીની ગૂઢાર્થવાણી દશરથજી સમજી શકતા નથી. આવતી કાલનો દિવસ ઉત્તમ છે. આવતી કાલે રાજ્યાભિષેક થાય. રાજાએ કહ્યું, રાજ્યાભિષેક માટે તૈયારી કરો. સુમંત મંત્રીએ કહ્યું, રાજન્ મેં બધી તૈયારી કરી રાખી છે.

દશરથજીએ કહ્યું:—રામનો રાજ્યાભિષેક કરવાનો તે રામને હું નહી કહું. તમે કુલગુરુ છો. તમે રામજીને જઈ કહેજો. વસિષ્ઠ રામચંદ્રજીના મહેલમાં પધાર્યા છે. રામજીએ કહ્યું:—આપે મારે ત્યાં પધારવાની કૃપા કરી મને પાવન કર્યો છે. વસિષ્ઠજી કહે છે:—તમે વિનયની મૂર્તિ છો. તમે આવું બોલો તેમાં શું નવાઈ? આવતી કાલે તમને રાજ્યાભિષેક થવાનો છે. બધાને આનંદ થયો પણ રામજી થોડા ઉદાસ થયા છે. રામજીને ખોટું લાગ્યું. વસિષ્ઠજીને પૂછ્યું:—મને એકલાને ગાદી ઉપર

બેસાડશો ? વસિષ્ઠજી કહે છે :—રાજા તો એક જ હોય. રામજી કહે છે :—ના, ના, અમે ચારેય ભાઈઓનો રાજ્યાભિષેક કરો. મારો લક્ષ્મણ રાજા થાય, મારો ભરત રાજા થાય.

વસિષ્ઠ મંદ હાસ્ય કરે છે. રાજા એક જ હોય. તમને કેવી રીતે સમજાવું ? જે જ્યેષ્ઠ હોય તે રાજા થઈ શકે. તમે જ્યેષ્ઠ છો. સર્વની ઇચ્છા છે તમે સીતા સાથે સિંહાસન ઉપર બિરાજો. આવતી કાલથી રામરાજ્ય થશે.

લક્ષ્મણજી ત્યાં આવ્યા છે. રામજી કહે છે લક્ષ્મણ બાપુજી મને આવતી કાલે રાજા બનાવવાના છે. લક્ષ્મણ હું તો નામનો રાજા છું પણ આ રાજ્ય તારું છે.

રામ એ સર્વના અન્તર્યામી છે. પરંતુ લક્ષ્મણ રામના અન્તર્યામી છે. રામને લક્ષ્મણ બહુ વહાલા લાગે છે. લક્ષ્મણ આ રાજ્યલક્ષ્મી તારી છે. તું કહીશ તે પ્રમાણે હું કરીશ. લક્ષ્મણને આનંદ થયો છે. તેને રાજા થવાની ઇચ્છા નથી. મોટાભાઈ ગાદી ઉપર વિરાજે અને હું ચમર લઈ ઊભો રહીશ. લક્ષ્મણનો બંધુપ્રેમ દિવ્ય છે.

આજે ગામ શણગારવામાં આવ્યું છે. વસિષ્ઠજીની આજ્ઞા પ્રમાણે દશરથજીએ હુકમ કર્યો. હૃદયમાં આનંદ સમાતો નથી. દશરથના જીવનનો આ છેલ્લો દરબાર હતો આ સૂર્યવંશની પવિત્ર ગાદી છે. જે ગાદી ઉપર રઘુરાજા, ભગીરથ, દિલીપ વિરાજતા હતા તે ગાદીને પ્રણામ કર્યા છે. ગાદીને પ્રણામ કર્યા. અત્યાર સુધી હું તારી ગોદમાં બેસતો હતો. હવે આવતી કાલે મારો રામ તારી ગોદમાં બેસશે. મારા રામનું તું રક્ષણ કરજે.

અયોધ્યાના લોકોને ખબર પડી છે. અતિશય આનંદ થયો છે. બધાને આનંદ થયો પણ દેવોને દુઃખ થયું. તેનું એક કારણ હતું. તેઓને થયું આવતી કાલથી રામ ગાદી ઉપર બેસશે તો રાવણને કોણ મારશે ? આ રાક્ષસો બહુ ત્રાસ આપે છે. દેવોએ વિઘ્નેશ્વરી દેવીનું આવાહ્‌ન કર્યું છે. વિઘ્નેશ્વરી દેવી આવ્યાં.

દેવોએ કહ્યું :—અયોધ્યા જઈ રામના રાજ્યાભિષેકમાં વિઘ્ન કર. રામજીને સુખદુઃખ થવાનું નથી. તે તો આનંદરૂપ છે. દશરથ રાજાને સદ્‌ગતિ મળવાની છે.

મહાત્માઓ કહે છે :—કોઈ સર્વ રીતે સુખી થાય તે કાળને પણ ગમતું નથી. દશરથ રાજાના સુખને કાળની નજર લાગી.

કાળ વિઘ્નેશ્વરીમાં પ્રવેશ કરે છે. વિઘ્નેશ્વરીએ વિચાર કર્યો હું ક્યાં જાઉં ? કોના શરીરમાં પ્રવેશ કરું ? વિચાર કરતાં તેની નજર મંથરા ઉપર પડી છે. મંથરાનો જન્મ કૈકય દેશમાં થયો છે. મંથરામાં વિઘ્નેશ્વરી દેવીએ પ્રવેશ કર્યો. મંથરા અયોધ્યાની સજાવટ જોવા લાગી. પૂછ્યું આ શાની તૈયારી થાય છે? લોકોએ કહ્યું તને ખબર નથી ? આવતી કાલે રામનો રાજ્યાભિષેક થવાનો છે.

મહાત્માઓ કહે છે :—કૌશલ્યાની થોડી ભૂલ થઈ હતી. દાસીએ દોડતાં જઈ કૌશલ્યા માને કહ્યું, મા, મા; રામનો રાજ્યાભિષેક થવાનો છે. કૌશલ્યાએ મોતીનો હાર દાસીને આપ્યો છે. દાસીનું સન્માન કર્યું. દાસીને કહ્યું આજે મોતીનો હાર આપું છું. આવતી કાલે રામ રાજા થશે. તને મારા જેવું માન મળશે. મારો રામ તને બે ત્રણ ગામની જાગીર આપશે. રામ તને મારા જેવું માન આપશે. દાસીને અતિ આનંદ થયો. રસ્તામાં મંથરા મળી. મંથરાએ પૂછ્યું કેમ બહુ આનંદમાં છે ? દાસીએ કહ્યું, રામ રાજા થવાના છે. તું જો તો ખરી મને મોતીની માળા મળી છે. આવતી કાલે મને બે



ગામની જાગીર મળશે. હું કૌશલ્યાની દાસી એટલે મને માન મળ્યું છે. પણ તને તો કાંઈ મળ્યું નહિ ને.

વ્યવહારમાં ભૂલ થાય તો સજા થાય છે. પરમાર્થમાં કદાચ મોટી ભૂલ થાય તો પણ પ્રભુ ક્ષમા કરે છે. વહેવાર કઠણ છે. તેમા થોડી ભૂલ થાય તો પણ લોકો ક્ષમા આપતા નથી. જ્યારે પરમાત્મા મોટી ભૂલની પણ ક્ષમા આપે છે. વ્યવહાર કરો ત્યારે બહુ સાવધાન રહેજો. કૌશલ્યાએ ઘરના નોકરોને આપ્યું પણ શૌકયની દાસીઓને કાંઈ આપ્યું નથી. તેમને આપ્યું હોત તો વિઘ્ન આવત નહિ.

કૌશલ્યાએ મંથરાને બોલાવી બે સાડી આપી નહીં તેથી મંથરાએ આ તોફાન કર્યું.

વ્યવહાર કરો પણ વ્યવહારમાં મળી જશો નહીં. જેમ ગૃહસ્થાશ્રમીને વ્યવહાર કરવો પડે છે, તેમ સાધુ મહાત્માને પણ મૂઠી ચણાની જરૂર છે ત્યાં સુધી વ્યવહાર કરવો પડે છે. શરીર છે ત્યાં સુધી વ્યવહાર કરવો પડે છે. વ્યવહાર કરો પણ વ્યવહારમાં મળી જશો નહિ. વ્યવહાર કરતાં આત્મસ્વરૂપનું અનુસંધાન ન રાખે તે પાપ છે. મનમાં સ્થુલ અને સૂક્ષ્મ બે ભેદ છે. મનનો સ્થુલ ભાગ ભલે વ્યવહારમાં હોય પણ મનનો સૂક્ષ્મભાગ પરમાત્મામાં પરોવી રાખજો. પનિહારી પાણીનું બેડું માથે લઈ આવે છે ત્યારે તેનું સ્થુલ મન વાતોમાં હોય છે પણ સૂક્ષ્મ મન બેડામાં હોય છે પરમાર્થ સરળ છે. વ્યવહાર કઠણ છે. વ્યવહાર કરતી વખતે ભગવાનને ભૂલશો નહીં.

બાળકમાં સૂક્ષ્મ રીતે મન રાખીને મા ઘરનાં સઘળા કામકાજ કરે છે, તેમ વ્યવહારમાં સૂક્ષ્મ રીતે મન પરમેશ્વરમાં રાખી વ્યવહાર કરશો તો વ્યવહારમાં સફળતા મળશે.

કૌશલ્યાની દાસીએ મંથરાને મહેણું માર્યું એટલે મંથરાના હૃદયમાં મત્સર ઉભો થયો. મંથરાના હૃદયમાં ઈર્ષાનો અગ્નિ પ્રગટ થયો છે. મંથરા કૈકેયી પાસે આવી છે. સ્રીચરિત્ર કરી મંથરા રડવા લાગી. કૈકેયીએ પૂછ્યું, તું કેમ રડે છે ? લક્ષ્મણજીએ તને કાંઈ સજા તો નથી કરીને ?

મંથરા આંખમાંથી આંસુ સારે છે. કાંઈ બોલતી નથી. કૈકેયીને રામજી પ્રત્યે પ્રેમ છે. રામના કુશળ પૂછે છે. રામ તો આનંદમાં છે ને ? પતિનું કુશળ પહેલું પૂછવું જોઈએ પણ રામજી ઉપર અલૌકિક પ્રેમ છે તેથી રામજીના કુશળ પહેલાં પૂછે છે.

મંથરા કહે છે :-રામજી તો આનંદમાં જ છે. રામ તો આનંદમાં જ હોયને ! રામને તેના પિતા આવતી કાલે રાજ્યાભિષેક કરે છે. કૈકેયી આ સમાચાર સાંભળી મંથરાને હાર આપે છે. કૈકેયીમાં હજુ કલિનો પ્રવેશ થયો નથી. મંથરાએ હાર ફેંકી દીધો છે. કૈકેયીએ પૂછ્યું, સર્વને આનંદ થાય છે. તને આટલું દુઃખ કેમ થાય છે? મૂર્ખી તને ભાન નથી. સૂર્યવંશની રીત છે કે મોટાભાઇ ગાદી ઉપર બેસે. મેં અનેકવાર રામજીની પરીક્ષા કરી છે. રામજીનો કૌશલ્યા કરતાં મારા ઉપર અધિક પ્રેમ છે. કૈકેયી ભોળી છે. કૈકેયીના મનમાં કપટ ત્યારે આવશે જ્યારે તેને મંથરાનો સ્પર્શ થશે. મંથરાએ ધરતી ઉપર પડતું મૂકયું સ્રીચરિત્રનો આરંભ કર્યો. મંથરા કહે, રામ રાજા થાય કે ભરત રાજા થાય. મને શું મળવાનું છે ? હું તો દાસી જ રહેવાની છું. પણ હું જેનું ભલું કરવા જાઉં છું તે મારી વિરુદ્ધ જાય છે. મને તેનું દુઃખ છે. મારો સ્વાર્થ નથી. તારું બગડે છે તે સુધારવા આવી છું. મારો સ્વભાવ જ ખરાબ છે. તે જ સમયે કૈકેયીને દયા આવી. મારા પ્રત્યે પ્રેમ છે. તેથી કહેવા આવી છે. મંથરાની પીઠ ઉપર હાથ ફેરવ્યો તે જ સમયે મંથરામાંના કલિએ કૈકેયીના શરીરમાં પ્રવેશ કર્યો.

પાપીને સ્પર્શ પણ કરવો નહિ. તેથી શાસ્ત્રમાં સ્પર્શ દોષનું બહુ વર્ણન કર્યું છે. કોઈને સ્પર્શ કરશો નહિ.

કૈકેયી કહે :—મંથરા જે ખરું હોય તે કહે તને આટલું દુઃખ શાથી થાય છે?

મંથરા જવાબ આપે છે :—મારે કાંઈ કહેવું નથી. પણ તારું બગડે છે તે મારાથી જોવાતું નથી. હું તારું સુધારવા આવી છું.

કૈકેયી કહે :—તું કહે તે કરવા તૈયાર છું.

મંથરા કહે :—કૈકેયી, તું બહુ ભોળી છે. તને લાગે છે રાજા મારા હાથમાં છે. પણ પુરુષો મનના મેલા અને વાણીના જુઠ્ઠા હોય છે. તે તારું કહ્યું કરતા નથી. કૌશલ્યાનું કહેવું કરે છે. તારો કાંટો દૂર કરવા કૌશલ્યાએ આ ષડયંત્ર રચ્યું છે. પંદર દિવસથી રાજ્યાભિષેકની તૈયારી થાય છે છતાં તને ખબર નથી. દશરથ કપટી છે. કૌશલ્યાનું કહેવું કરે છે અને તારા ઉપર ખોટો પ્રેમ કરે છે. રાજ્યાભિષેકની આટલી ઉતાવળ શી છે? કૌશલ્યાના કહેવાથી ભરતશત્રુઘ્નને મોસાળ મોકલ્યા છે. બધા રાજાઓને આમંત્રણ આપ્યું છે પણ ભરતશત્રુઘ્નને કોઈ યાદ કરતું નથી. તને કાંઈ ખબર પડતી નથી. તું તો ગાદી તકીયા ઉપર સૂઈ રહે છે.

કૈકેયી કહે :—તું કહે તે કરવા તૈયાર છું. તું કહે છે તે સાચું છે. મારું કોઈ નથી.

મંથરા સમજાવે છે—રામનો રાજ્યાભિષેક થયા પછી રામજી તારી સેવા કરશે નહિ. લક્ષ્મણ રામના ખાસ મંત્રી થવાના છે. અને ભરતને કેદખાનામાં રાખશે. પછી તું કૌશલ્યાની દાસી તરીકે અહીં રહી શકીશ, રાણી તરીકે નહિ. મને તેથી દુઃખ થાય છે. રાજા તારા આધીન રહે તે કૌશલ્યાથી જરાય જોવાતું નથી.

કૈકેયી કહે :—હું શું કરી શકું? મને ત્રણ દિવસથી ખરાબ સ્વપ્નાં આવે છે. આ સ્વપ્નાં વિધવા થવાના ચિહ્નરૂપ છે તે કૈકેયીને સમજાતું નથી. કૈકેયી વિચારે છે, મારા ભરતને આટલું દુઃખ પડશે.

મંથરા કહે :—હજુ બાજી તમારા હાથમાં છે. રાજા પાસે થાપણ તરીકે બે વરદાન તમે રાખ્યાં છે, તે વરદાન આજે માગી લો.

કૈકેયી પૂછે છે :—વરદાનમાં શું માગું?

મંથરા કહે :—પ્રથમ વરદાનમાં ભરતજીને રાજ્ય મળે તેવું માંગો, અને બીજા વરદાનમાં ચૌદ વર્ષ સુધી રામનો વનવાસ.

તમે વસ્ત્ર આભૂષણ ફેંકી ક્રોધભવનમાં દાખલ થાવ. કૈકેયી ભોળી છે. પણ કુસંગથી જીવન બગડે છે. કુસંગથી કૈકેયીનું જીવન બગડયું.

મંથરા સમજાવે છે :—યાદ રાખજે, દશરથજી રામને વનમાં કદી નહિ મોકલે. બહુ વિચારીને કામ કરજે. દશરથ રાજા અકળાશે ત્યારે તને કહેશે તું માગે, તે આપીશ, મને રામજીના સોગન.

ભૂપતિ રામ શપથ જબ કરહીં।

દશરથને રામના શપથથી બાંધજે તે પછી તું વરદાન માંગજે, નહિતર દશરથ ફરી જશે.

કૈકેયી ક્રોધભવનમાં દાખલ થાય છે. જઈને ધરતી ઉપર પડે છે. કૈકેયી વીર હતી. મહારાજને પ્રિય હતી. રોજ દરબાર પૂરો થયા પછી મહારાજ કૈકેયી પાસે આવે છે. આજે કૈકેયીના મહેલમાં આવ્યા છે. કૈકેયી દેખાતી નથી. જાણવા મળ્યું રાણી



ક્રોધભવનમાં પડ્યાં છે. ધૈર્ય ધારણ કરી મહારાજે ક્રોધભવનમાં પ્રવેશ કર્યો છે. દશરથ મહારાજ કૈકેયી પાસે બેઠા છે. જ્યાં દશરથજી સ્પર્શ કરવા ગયા ત્યાં કૈકેયીએ કહ્યું છે, ખબરદાર મને જો સ્પર્શ કર્યો છે તો. કૈકેયી તિરસ્કાર કરે છે. દશરથજી કહે છે, કૈકેયી તેં મને એકવાર કહેલું તમે વૃદ્ધ થયા છો તેથી હવે રામને ગાદી ઉપર બેસાડો. મેં તારું કહેવું કર્યું છે. આવતી કાલે રામનો રાજ્યાભિષેક થશે. તને આનંદ થશે. છતાં તું કહે તેમ કરું. હું તારે આધીન છું.

ભરત એ વૈરાગ્યનું સ્વરૂપ છે. શત્રુઘ્ન એ સદ્‌વિચાર છે. આ બંને દશરથ પાસે હોય તો દશરથ કૈકેયીને આધીન ન થાય. આ બંને-દશરથથી દૂર જાય તો દશરથજી કૈકેયીને વશ થાય.

સર્વ પ્રકારે અનુકૂળતા હોવા છતાં જેનું મન કોઈ વિષયોમાં જતું નથી તે વૈરાગ્ય. ભરતનો વૈરાગ્ય દિવ્ય છે.

સંપત્તિ મળે તો પણ સંપત્તિમાં મોહ ન થાય એ જ વૈરાગ્યનું સ્વરૂપ.

ખાવાનું ન મળે અને ઉપવાસ કરે તેનું મહત્ત્વ નથી. પણ ખૂબ મળ્યું હોય તેમ છતાં જે સંયમ રાખે તે વૈરાગી.

ઉપવાસનો અર્થ :—ઈશ્વરનાં ચરણમાં વાસ એ ઉપવાસ. જેને ઈશ્વરનાં ચરણમાં વાસ કરવો છે, એને દેહધર્મનું-ભૂખતરસનું ભાન ભૂલવું પડશે. ભૂખતરસનું ભાન ભુલાય તો ઈશ્વરનાં ચરણમાં વાસ થાય. ભરતજીને ચોવીસ કલાક સાથે રાખજો. ભરતજીને સાથે ન રાખે એ કૈકેયીને આધીન થાય છે, કુબુદ્ધિને આધીન થાય છે.

કૌશલ્યા એ નિષ્કામ બુદ્ધિ છે. સુમિત્રા એ શ્રદ્ધા છે. કૈકેયી એ કુબુદ્ધિ છે.

કૈકેયીનો ક્રોધ ઊતરતો નથી ત્યારે દશરથજી કહે છે, તારે માગવું હોય તે માગ. હું તારે આધીન છું. કૈકેયી, મેં મારા રામજીના સોગન કોઈ દિવસ લીધા નથી. હું આજે રામના સોગન લઈ કહું છું. તું જે માંગીશ તે આપીશ.

દશરથ રામના શપથમાં બંધાયા એટલે કૈકેયી બોલી છે, મારાં બે વરદાન અનામત છે, તે આજે માગવા છે.

દશરથ કહે :—કૈકેયી, બેને બદલે ચાર વરદાન માગ.

કૈકેયી કહે :—માગ્યા પછી ના પાડો તો.

દશરથજી ત્યારે કહે છે :—

**રઘુકુલ રીતિ સદા ચલી આઈ, પ્રાન જાય બરુ વચન ન જાઈ.**

તું માગ, માગ. મારું વચન મિથ્યા નહિ થાય.

કૈકેયી જાણે છે આવતી કાલે રામ વનમાં જવાના છે. હું શી રીતે શણગાર કરું? મારો રામ રાવણને મારે, તે પછી ગાદી ઉપર બેસે તો તેમાં તેની શોભા છે.

સ્વાર્થ અને લોભમાંથી ઝગડો થાય છે. વનવાસ વગર જીવનમાં સુવાસ આવશે નહિ. તપશ્ચર્યા વગર જીવનમાં સુવાસ આવતી નથી. રામજી યુવાવસ્થામાં વનમાં ગયા છે.

રાવણ એ કામ છે. તે સર્વને રડાવનારો છે. સર્વને રડાવે છે તે રાવણ. રાવણ (કામ) જીવ માત્રને રડાવે છે. તેવા રાવણને મારવા તપશ્ચર્યા મારફત જીવનમાં

સાત્ત્વિકતા પ્રાપ્ત કરવી જોઇએ. તેથી કૈકેયીમાં કુબુદ્ધિની પ્રેરણા કરાવી રામ વનવાસ લે છે.

કૈકેયીએ માગ્યું છે:—ભરતનો રાજ્યાભિષેક થાય.

મંથરાએ કૈકેયીને કહી રાખ્યું હતું પહેલો રામનો વનવાસ માંગીશ તો રાજાને મૂર્છા આવશે. કદાચ રાજાના મૃત્યુને લઈ બીજું વરદાન માગવાનું રહી જશે.

દશરથ કહે:—તારી ઇચ્છા હોય તો તારી ઇચ્છાનુસાર ભરતને રાજ્યાભિષેક કરીશું. કૈકેયી, તું બીજું વરદાન માગ.

કૈકેયીએ માગ્યું છે:

**तापस बेष बिसेषि उदासी । चौदह बरिस रामु बनबासी ॥**

બીજું વરદાન સાંભળી દશરથજી નિસ્તેજ થયા. મૂર્છા આવી છે. મૂર્છામાં સીતારામ સીતારામ બોલતા હતા. ભાન આવ્યું ત્યારે દશરથજી કહેવા લાગ્યા:—કૈકેયી તેં બીજું વરદાન બરાબર માગ્યું નથી. તું મારા રામને વનમાં કેમ મોકલે છે? તેણે તારો શું કાંઈ અપરાધ કર્યો છે? રામ જેવા બાળકને હું વનમાં કેવી રીતે મોકલું? તું મારા રામને મારી આંખથી દૂર કરીશ નહિ. રામ વગર હું જીવી શકીશ નહીં.

**जिए मीन बरु बारि बिहीना । मनि बिनु फनिकु जिए दुःख दीना ॥**
**कहउँ सुभाउ न छलु मन माहीं । जीवनु मोर राम बिनु नाहीं ॥**

પાણી વિના માછલી કદાચ ભલે જીવી શકે, મણિ વિના સર્પ દુઃખથી દીન થઈ ભલે જીવી શકે, પરંતુ હું કપટ રાખ્યા સિવાય મારા સ્વભાવથી કહું છું કે રામ વિના મારું જીવવું શક્ય જ નથી. મારું જીવન રામનાં દર્શનને આધીન છે.

હવે હું વધારે જીવવાનો નથી. લોકો તને અને મને શું કહેશે? કૈકેયી, ભરતને રાજ્યાભિષેક કરીશ, પણ રામને અયોધ્યામાં રાખજે. કૈકેયી, મેં તને પૂછ્યા વગર રાજ્યભિષેકની તૈયારી કરી એટલે તું ગુસ્સે થઈ લાગે છે. પણ કૌશલ્યાએ મને કાંઈ કહ્યું નથી.

કૈકેયી કહે:—કૌશલ્યા કેવી છે, રામજી કેવા છે તે હું જાણું છું. વચન નહિ પાળો તો તમારે નરકમાં જવું પડશે. તમારું રઘુકુલ રીતિ ક્યાં ગયું?

કૈકેયીને દશરથ રાજા મનાવે છે, રામને તું વનમાં મોકલીશ નહિ. દશરથ રાજાએ ખૂબ મનાવવા પ્રયત્ન કર્યો છે. પણ કૈકેયી માનતી નથી.

છેવટે દશરથજી કહે છે:— કૈકેયી તારો દોષ નથી. મારો કાળ તારામાં આવ્યો છે. કૈકેયી રામ વગર હું જીવીશ નહિ. તું માની જા. પરંતુ કૈકેયી એકની બે થતી નથી. નિષ્ઠુર બનીને બેઠી છે.

દશરથજીએ કહ્યું:—તારું કાળું મુખ મને બતાવીશ નહિ. મને લાગે છે ભરત કોઈ દિવસ ગાદી ઉપર બેસશે નહિ, ચૌદ વર્ષ પછી રામ ગાદી પર બેસશે, પણ આજ વિધાતા પ્રતિકુળ છે. મારા રામનો રાજ્યાભિષેક જોવા હું જીવીશ નહિ.

દશરથ રાજા સૂર્ય નારાયણને મનાવે છે. આજની રાત પૂરી ન થાય અને મારો રામ વનવાસ ન જાય. હે શિવજી, રામને પ્રેરણા આપો, તે મને છોડીને વનમાં ન જાય.

પ્રાતઃકાલ થયો છે. દશરથજી જાગતા નથી. મંત્રી સુમન્તજી આવ્યા છે. ધૈર્ય



ધારણ કરી સુમન્તજી કૈકેયીના મહેલમાં આવ્યા છે. દશરથજી મુર્છામાં છે. સુમન્ત સમજી ગયા. કૈકેયીએ કાંઈક કપટ કર્યું હોય એમ લાગે છે. કૈકેયીને પૂછ્યું છે, મહારાજ કેમ જાગતા નથી? કૈકેયી ક્રોધમાં બોલી છે મને કંઈ ખબર નથી. આખી રાત રામ, રામ, કરે છે તેથી તેના રામને જઈ પૂછો. સુમન્ત રામજી પાસે આવ્યા છે. કહ્યું છે તમારા પિતા તમને યાદ કરે છે. પ્રભુએ કૈકેયીના મહેલમાં પ્રવેશ કર્યો. કૈકેયીને પૂછ્યું મા, મારા બાપુને શું થયું છે? મને કેમ ખબર ન આપી?

કૈકેયી કહે:—રામ તને શું કહું? તારા પિતાના દુઃખનું કારણ તું છે. મેં વરદાન માગ્યા છે. તે વરદાનના બંધનમાં તારા પિતા આવ્યા છે. બે વરદાનો કહી સંભળાવ્યાં.

રામચંદ્રજી માતાજીને વારંવાર પ્રણામ કરી કહે છે:—તું મારો પક્ષપાત કરે છે. મને ઋષિમુનિઓનો સત્સંગ થાય અને મારું કલ્યાણ થાય તે માટે તમે મને વનમાં મોકલો છો. મા, ભરત કરતાં મારા ઉપર તારો અધિક પ્રેમ છે.

કૈકેયી નિષ્ઠુરતાની હદ છે. રામ આવ્યા છે. રામ શબ્દ સાંભળતા દશરથ રાજાએ આંખો ઉઘાડી. રામ વંદન કરે છે. ત્યારે ઉઠીને આલિંગન આપ્યું છે. રામ મને છોડીને જઈશ નહિ.

રામજી પિતાને સમજાવે છે, આપ તો ધર્મધુરંધર છો. આપને કોણ સમજાવી શકે? ચૌદ વર્ષનો સમય જલદી પૂરો થઈ જશે. અને આપનાં દર્શન કરવા આવીશ. તમારા આશીર્વાદથી વનમાં પણ મારું કલ્યાણ થશે. મને તો આનંદ થાય છે, મારો ભરત રાજા થશે. રામચંદ્રજીએ આશ્વાસન આપ્યું છે. રામજી ત્યાંથી કૌશલ્યાના મહેલમાં આવ્યા છે. માનું હૃદય ભરાઈ આવ્યું. સુંદર આસન ઉપર બેસાડી ઓવારણાં લીધાં.

કૌશલ્યા કહે:—બેટા, તું આવ્યો તો સારું થયું. વસિષ્ઠજી તિલક કરશે. બેટા, આજે દરબારમાં બહુ સમય લાગશે. બેટા, તું ભોજન કરી લે.

રઘુનાથજી ધીર ગંભીર છે. માને કહે છે, મા, પિતાજીએ અયોધ્યાનું રાજ્ય ભરતને આપ્યું છે. મને વનનું રાજ્ય આપ્યું છે.

કૌશલ્યાએ આ બધું સાંભળ્યું. આ વચન હૃદયમાં બાણનાં ઘા સમાન લાગ્યા, એવું દુઃખ થયું કે જેનું વર્ણન ન થઈ શકે.

**कहि न जाइ कछु हृदय बिषादु ।**

પછી ધીરજ ધારણ કરી કૌશલ્યા બોલ્યા છે, બેટા, તું વનમાં જા, અને ભરત રાજા બને તેમાં કાંઈ વાંધો નથી. પણ તારા વિના તારા બાપનું શું થશે? બેટા, આજે તો

**अवध अभागी बनु बडभागी** થયું છે.

બેટા, હું તારી સાથે આવું પણ મારા પતિવ્રતાનો ધર્મ ના પાડે છે, બેટા, વનદેવો વનમાં તારું રક્ષણ કરો.

તે જ સમયે સીતાજી ત્યાં આવ્યાં છે. સાસુજીને વંદન કરી ધરતી ઉપર નજર રાખી ઊભાં છે.

કૌશલ્યા કહે:—બેટા, આ મારી પુત્રવધુ નથી. સાક્ષાત્ લક્ષ્મીજી મારા ઘરમાં આવ્યાં છે. મને એક આશા હતી. આ પ્રેમલતા મોટી થઈ ફળ આપશે.

બેટા, તારે વનમાં જવું હોય તો જા પણ મારી સીતા મારી પાસે રહેશે. મારો દીકરો દુઃખી થાય તો વાંધો નહિ, પણ મારા ઘેર પારકી દીકરી આવી છે તે કોઈ રીતે દુઃખી ન થાય. તેનું તો મારી પલકો જેમ આંખોનું રક્ષણ કરે છે તેમ રક્ષણ કરવું જોઈએ.

**राखहुँ पलक नयन की नाईं**

રામજીએ સીતાને કહ્યું :—તમે ઘરમાં રહેશો તો મારી મા સુખી થશે. સાસુસસરાની સેવા કરવી એ તમારો ધર્મ છે. વનમાં રાક્ષસો હોય છે. વનવાસમાં અનેક પ્રકારનો ત્રાસ છે. વનવાસ મારા માટે માંગ્યો છે. ઘરમાં રહી તમે સર્વની સેવા કરજો.

સીતાજી મનમાં વિચારવા લાગ્યાં. પ્રાણનાથની સાથે શરીર અને પ્રાણ બન્ને જશે કે કેવળ એકલા પ્રાણ જશે.

**की तनु प्राण कि केवल प्राना।**

સીતાજી ધીરજ ધારણ કરી બોલ્યાં :—આપે સુંદર ઉપદેશ આપ્યો. પણ સ્ત્રીનો આધાર કેવળ એક પતિ છે. તમને એવી ખાત્રી હોય કે મારા વિયોગમાં સીતા ચૌદવર્ષ જીવશે તો મને ઘરમાં રહેવા આજ્ઞા આપજો. તમારા વિરહમાં મારા પ્રાણ તો જવાના છે તેથી ભાગ્યશાળી થવાની છું, પણ મારા આ શરીરને ભાગ્યશાળી કરો તો સારું.

વધારે શું કહું ? નાથ, તમે તો અંતર્યામી છો.

રામચંદ્રજીએ વિચાર્યું, વધારે આગ્રહ કરીશ તો પ્રાણ ત્યાગ કરશે. કહ્યું દેવી, હું તમને વનમાં લઈ જઈશ.

કૌશલ્યાએ કહ્યું :—બેટા, એક ક્ષણ સીતાને અળગી મૂકીશ નહિ. તમારી મનોહર જોડીને હું હવે ફરીથી ક્યારે જોઈશ ?

તે સમયે લક્ષ્મણજી ત્યાં આવ્યા છે. રામજીએ લક્ષ્મણને ઉપદેશ કર્યો છે. લક્ષ્મણ તારે સર્વનું રક્ષણ કરવાનું છે. માતાપિતાની સેવા કરવા તારે ઘરમાં રહેવાનું છે.

લક્ષ્મણ કહે :—માતાપિતા તમે છો. આપ મારો ત્યાગ કરશો તો હું કોને શરણે જઈશ ? મારો ત્યાગ ન કરો. જળ વિના માછલી જીવી શકે પણ સીતા રામ વિના લક્ષ્મણ ન જીવી શકે.

રામજી જાણતા હતા લક્ષ્મણ રામસીતા વગર જીવી શકે નહિ. લક્ષ્મણને કહ્યું, તમે મા સુમિત્રાની આજ્ઞા લઈ આવો. લક્ષ્મણજીએ માતાજીને સંક્ષેપમાં કથા કહી સંભળાવી. કૈકેયી તેં અયોધ્યા ઉજ્જડ કરી. સુમિત્રાએ કહ્યું,

**गच्छ तात यथा सुखम्**

લક્ષ્મણ, તને એકેલાને સેવાનો લાભ આપવા રામ વનમાં જાય છે. અનન્યભાવે રામસીતાની સેવા કરજે.

**पुत्रवती जुबती जग सोई। रघुपति भगतु जासु सुत होई॥**

લક્ષ્મણ, મારી તને આજ્ઞા છે. **अवध तहाँ जहाँ राम निवासू।**

ઊર્મિલા ત્યાં આવ્યાં છે. એક શબ્દ બોલ્યાં નથી. મનથી વંદન કર્યાં છે.

સીતા, રામ, લક્ષ્મણ દશરથ પાસે આવ્યા છે. વારંવાર દશરથને સમજાવે છે. પિતાજી, ધીરજ ધારણ કરો. હું વનમાં જાઉં છું. મને આજ્ઞા આપો, આશીર્વાદ આપો.

તે સમયનું વર્ણન કોણ કરી શકે ?



કૈકેયી કહે : મેં તને આજ્ઞા કરી તે તારા પિતાની આજ્ઞા છે. તારા પિતા તને કાંઈ કહી શકશે નહિ.

તે પછી કૈકેયી વલ્કલવસ્રો લાવ્યાં છે. વસિષ્ઠ તે સમયે ત્યાં આવ્યા છે. સીતાએ હાથમાં વલ્કલવસ્ત્ર લીધું તે વસિષ્ઠજીએ ખેંચી લીધું છે. કૈકેયીને ઉદ્દેશી બોલ્યા, તે મારી રાજ્યલક્ષ્મી છે. તેં વનવાસ રામને આપ્યો છે. સીતાને નહિ.

અયોધ્યાની પ્રજા વ્યાકુળ થઈ છે.

રામજીએ કહ્યું :—મારા પિતાની સેવા કરો. જે મારા બાપુજીની સેવા કરશે તે મને વહાલો લાગશે. વસિષ્ઠજી તમારા સૌનું રક્ષણ કરશે.

પ્રજાએ કહ્યું :—જ્યાં રામ જશે ત્યાં અયોધ્યા જશે.

રામ, લક્ષ્મણ સીતાએ વન તરફ જવા પ્રયાણ કર્યું છે. કૈકેયી કહે છે કે ગયો પણ અયોધ્યાને ઉજ્જડ કરતો ગયો. જ્યાં મારું તારું એ ભેદબુદ્ધિ છે ત્યાં ભગવાન બિરાજતા નથી.

દશરથ તે પછી મૂર્છામાંથી જાગ્યા. જાણ્યું કે રામ તો વનમાં ગયા. મારો રામ વનમાં ગયો. હજુ મારા પ્રાણ કેમ જતા નથી,

**अजहु न निकसे प्राण कठोर।**

મંત્રીજી મારો સોનાનો રથ લઈ જાવ. રામને કહેજો ચાલતા વનમાં જશો નહિ. આ રથમાં બેસીને વનમાં જાવ. આ મારી આજ્ઞા છે. બેચાર દિવસ તેઓને વનમાં ફેરવજો. અને પછી બધાને અયોધ્યા લઈ આવજો. રામ ન આવે તો સીતાજીને જરૂર લઈ આવજો.

મંત્રી સુમન્તને આ પ્રમાણે આજ્ઞા કરી છે. મંત્રી રથ લઈ રામજી પાસે આવ્યા. કહ્યું, તમારા પિતાજીની આજ્ઞા છે. મારો રામ ચાલતો વનમાં ન જાય. ગયો પણ પણ અયોધ્યાને ઉજ્જડ કરતો ગયો.

તમસા નદીને કિનારે સર્વ આવ્યા છે. ત્યાં મુકામ કર્યો છે. અયોધ્યાની પ્રજા સૂતેલી છે. મધ્યરાત્રીનો સમય થયો. રામે કહ્યું મંત્રીજી બધા સૂતેલા છે. એવી રીતે રથ ચલાવો કે કોઈ જાગે નહિ. ભગવાન શંકરને પ્રણામ કરી રામચંદ્રજીએ ત્યાંથી પ્રયાણ કર્યું છે.

પ્રાતઃકાળમાં શ્રૃંગવેરપુર પાસે રથ આવ્યો છે.

અત્રે પ્રજાજનો જાગ્યા છે. રામજીને ન જોતાં વિલાપ કરે છે. શ્રૃંગવેરપુરમાં રાજાને ખબર પડી કે સીતારામ પધાર્યા છે. ગુહક ત્યાં આવ્યા છે, પ્રભુએ ગુહકને અપનાવ્યો છે. ગુહકે કહ્યું, રાજ્ય તમારું છે. મારે ત્યાં રહો. ગામમાં પધારો. રામજીએ કહ્યું મારે કોઈ ગામમાં ચૌદ વર્ષ સુધી પ્રવેશ કરવો નથી

એક દિવસ વ્રત કર્યું છે. બીજા દિવસે ફળાહાર કર્યો છે. રામચંદ્રજી મંત્રીને કહે છે, હવે આપ અયોધ્યા પધારો. વિપત્તિના સમયે મહાપુરુષો ધૈર્ય છોડતા નથી. મંત્રીજી પિતાજીને મારા પ્રણામ કહેજો.

સુમન્તજી કહે :—સીતાજીને મોકલો. સીતાજી આવશે તો દશરથજીને કાંઈક અવલંબન મળશે. સીતાજીએ જવાબ આપ્યો છે : મેં જનકપુરી અને અયોધ્યાનો વૈભવ જોયો છે. મારા પતિ જ્યાં હોય ત્યાં મારે રહેવાનું હોય છે.

સુમન્ત ત્યાંથી વિદાય થયા છે. ગુહક રાજાને કહ્યું, વડનું દૂધ મંગાવો. વડનું દૂધ મંગાવ્યું છે. રામજીના વાળ સુંદર હતા. તે દૂધથી વાળની જટા બનાવી છે. રઘુનાથજી તપસ્વી થયા છે. ગુહકથી આ દૃશ્ય જોવાતું નથી. મૂર્છા ખાઈને જમીન ઉપર પડે છે.

ગંગાજીના સામા કિનારે જવાનું હતું. ગંગા કિનારે આવ્યા છે. ત્યાં એક કેવટ હતો. લક્ષ્મણજી તેને બોલાવે છે. અમને સામે પાર લઈ જઈશ ? કેવટ નાવડીમાંથી જ કહે છે, હું તમારો મર્મ જાણું છું. લક્ષ્મણ પૂછે છે :–ભાઈ, તું શું મર્મ જાણે છે ? કેવટ ઉત્તર આપે છે, રામજીના ચરણમાં એવી શક્તિ છે કે તેમની ચરણરજના સ્પર્શથી પથ્થરની ઋષિપત્ની બની જાય છે. ત્યારે મારી નાવડી તો લાકડાની છે. રામજીના ચરણના સ્પર્શથી મારી નાવ ઋષિપત્ની બની જાય તો તો હું મારા કુટુંબનું ભરણપોષણ કેવી રીતે કરું ? તમને મારી નાવડીમાં બેસવાની જરૂર હોય તો રામચંદ્રજી મને એવી આજ્ઞા કરે કે મારા ચરણ પખાળ. હું મારા હાથે રામજીના ચરણ પખાળીશ. રામચંદ્રજીનાં ચરણ ધોઈ તે પછી હું તમને નાવમાં બેસવા દઈશ

કેવટનાં પ્રેમભર્યાં વચનો સાંભળી રઘુનાથજી પ્રસન્ન થયા છે. રઘુનાથજીએ તેને બોલાવ્યો છે. કેવટ લાકડાની કથરોટ લઈ આવ્યો. કહે છે કે મારી ભાવના છે કે મારા હાથે તમારા ચરણ પખાળું.

રામજી મનોમન વિચારે છે કે બે ચરણોના માલિક તો બે તરફ ઊભા છે. આ ત્રીજો જાગ્યો. વસિષ્ઠજીએ નિર્ણય કર્યો હતો. મારો લક્ષ્મણ નિર્વિકાર છે. વામચરણની સેવા સીતાજી કરશે. દક્ષિણ ચરણની સેવા લક્ષ્મણજી કરશે.

આજે કેવટ બંને ચરણોની સેવા માગે છે. કેવટ ગંગાજળ લઈ આવી ધીરે ધીરે ચરણ પખાળે છે. ભાગ્યશાળી છે. પરમાત્માના ચરણ પખાળે છે. કેવટ જોરથી ચરણો ઘસવા લાગ્યો. મારી ઇચ્છા મને પૂર્ણ કરવા દો.

जिन चरननी चरनपादुका भरत रह्यो लव लाओ।
सोंआ चरन केवट धोय लीने तब हरि नाव चलाओ ॥
भज मन रामचरण सुखदायी ॥

આ કેવટ પૂર્વજન્મમાં ક્ષીર સમુદ્રમાં કાચબો હતો. તેને નારાયણની ચરણસેવા કરવી હતી. તેને લક્ષ્મીજી ના પાડે છે અને શેષજી ના પાડે છે. આજે લક્ષ્મીજી સીતા થયા છે અને શેષજી લક્ષ્મણ થયા છે. તે વખતે તમે બન્ને ચરણ સેવા કરવા દેતા ન હતા. આજે તમે બન્ને ઊભા છો. અને હું સેવા કરું છું.

કેવટ રામલક્ષ્મણને ગંગાજીના કિનારે ઉતારે છે. કેવટે સાષ્ટાંગ પ્રણામ કર્યાં છે. રામજીને ઇચ્છા થઈ કેવટને કાંઈક આપું. પણ આજે કેવટને શું આપું ? મારી પાસે કાંઈ નથી. સીતાજી સમજી ગયા. માતાજીએ અંગુઠી ઉતારી રામજીને આપી છે. રઘુનાથજી અંગુઠી કેવટને આપવા જાય છે. તને મજૂરી તરીકે નહિ, સેવા તરીકે આપીએ છીએ.

કેવટે જવાબ આપ્યો છે :-મારી પ્રતિજ્ઞા છે. સાધુસંતને વગર પૈસે સામે પાર ઉતારવા.

રામ કહે :—પ્રસાદ તરીકે લે.



કેવટ બોલ્યો :—પ્રસાદ લેવાનો આ દિવસ નથી. ચૌદ વર્ષનો વનવાસ પૂરો થાય. મારા રામજી ગાદી ઉપર બેસે ત્યારે આ સેવકને પ્રસાદી આપજો.

કેવટ અંગુઠી લેતો નથી ત્યારે લક્ષ્મણજીએ કહ્યું :—તું અંગુઠી લઈ લે. ત્યારે કેવટે જવાબ આપ્યો; અમે બે જાત ભાઈઓ છે તેથી ઉતરાઈ ન લેવાય. લક્ષ્મણજીએ ગુસ્સે થઈ કહ્યું, તારી અને અમારી જાત એક છે ? તું શું બકે છે ? કેવટ કહે છે, તમારી અને મારી જાત એક નહિ પણ મારી અને રામજીની જાત એક છે.

केवट केवटसे उतराइ क्या लेत है ?

ગંગાજીનો કેવટ હું છું અને સંસારસાગરના કેવટ આપ છો. હું લોકોને ગંગા પાર ઉતારૂં છું. આપ લોકોને સંસારસિંધુની પાર ઉતારો છો. આપ કૃપા કરો ત્યારે જીવ સંસારસાગરની પાર ઉતરે છે. નાથ, આ જીવને સંસાર સાગરની પાર ઉતારજો.

जासु नाम सुमिरत एक बार ।
उतरहिं नर भवसिंधु अपारा ॥

કેવટ રાજ્યાભિષેક વખતે આવ્યો નથી. કારણ રામચંદ્રજી વળતી વખતે વિમાનમાં અયોધ્યા આવ્યા છે. પરંતુ રામચંદ્રજીએ યાદ રાખી ગુહકના મારફત કેવટ માટે પ્રસાદ મોકલાવ્યો છે.

ત્યાંથી આગળ ચાલ્યા છે. સીતાજી બહુ વિવેકથી ચાલે છે. આગળ રામ પાછળ સીતા અને સીતાજીની પાછળ લક્ષ્મણ. રામ લક્ષ્મણની વચમાં સીતા કેવા શોભે છે !

ब्रह्म जीव बिच माया जैसी ।

જાણે કે બ્રહ્મ અને જીવની વચમાં જ માયા.

લક્ષ્મણ રામસીતાનાં ચરણ બચાવી ચાલે છે. પગદંડી ઉપર જગ્યા રહેતી નથી. લક્ષ્મણ કાંટા ઉપર ચાલે છે. રામજીથી આ જોવાતું નથી. ગતિ ફેરવી છે. પહેલા લક્ષ્મણ પછી સીતા અને પછી રામ. એ પ્રમાણે ચાલે છે.

રસ્તામાં મુકામ કર્યો છે. ગામના લોકો સીતાજીનાં દર્શન કરવા આવે છે. ગામની સ્ત્રીઓ માતાજીને વારંવાર વંદન કરે છે.

ગામજનો કહે છે :—આવા બાળકોને વનમાં મોકલ્યાં. કૈકેયી તને શરમ ન આવી ?

ગામની સ્ત્રીઓ સીતાજીને પૂછે છે :—આ બે છે તેમાં તમારા કોણ છે ?

સીતાજીએ કહ્યું :—ગોરા ગોરા છે તે મારા દિયર છે. રામજીનો પરિચય આપ્યો નથી, કેવળ આંખથી ઈશારો કરે છે.

શ્રુતિ પણ પરમાત્માનું વર્ણન વિધિથી નહિ પરંતુ નિષેધપૂર્વક વર્ણન કરે છે. ન ઈતિ ન ઈતિ.

રામસીતા દર્ભની પથારીમાં સૂતા છે. લક્ષ્મણ, ગુહક ચોકી કરે છે. ગુહક કૈકેયીનો તિરસ્કાર કરે છે તે વખતે લક્ષ્મણ ગુહક રાજાને ઉપદેશ કરે છે. તેને લક્ષ્મણગીતા કહે છે.

सुखस्य दुखस्य न कोऽपि दाता ।

સુખદુઃખ આપનાર મનુષ્યનું કર્મ છે. મનુષ્યને સુખદુઃખ આપનાર તેનું કર્મ છે. કર્મને આધારે આ સૃષ્ટિ છે. જ્ઞાનિ મહાત્મા તેથી કોઇને દોષ આપતા નથી. રામ સ્વઇચ્છાથી વનમાં આવ્યા છે. સીતારામજીના ચરણારવિંદનું નિત્ય સ્મરણ કરવું એ જ પરમાર્થ છે.

**सखा परम परमारथु एहू । मन क्रम बचन राम पद नेहू ॥**

સુખદુઃખનું કારણ અંદર શોધે તે સંત. જ્ઞાની પુરુષો સુખદુઃખનું કારણ બહાર શોધતા નથી. મનુષ્યને સુખદુઃખ આપનાર આ જગતમાં કોઈ નથી. મને કોઈ સુખદુઃખ આપે છે એ કલ્પના ભ્રામક છે. એવી કલ્પનામાંથી બીજા જીવ પ્રત્યે વેરભાવ જાગશે. સુખદુઃખ વાસ્તવિક રીતે કોઈ આપતું નથી. સુખદુઃખ એ મનની કલ્પના છે. સુખદુઃખ એ કર્મનું કારણ છે. સદાસર્વદા મનને સમજાવો. તને જે સુખદુઃખ થાય છે તે તારાં કર્મનું ફળ છે.

**काहु न कोउ सुखदुःख कर दाता । निज कृत करम भोग सबु भ्राता ॥**

રામ તો પરમાનંદ સ્વરૂપ છે. રામજીનું સ્મરણ કરે તેને દુઃખ થાય નહિ. ઉલટ સુખ થાય છે. તો રામજીને શું દુઃખ થતું હશે ? સુખદુઃખનું કારણ મારું કર્મ છે તેમાં કોઈને દોષ આપવાનો નથી. કૈકેયીના પ્રત્યે રામજીના મનમાં ક્રોધ આવ્યો નહિ. રામજીને કર્મનું બંધન નથી. તેઓ કર્મથી પર છે. રામજી પોતાની ઇચ્છાથી પ્રગટ થાય છે. ત્યારે જીવને જે અવતાર મળે છે તે પોતાના કર્મથી. ઈશ્વર સ્વેચ્છાથી પ્રગટ થાય છે. પરમાત્મા જ્યારે લીલા કરવા આવે છે, ત્યારે કર્મની મર્યાદામાં રહે છે. જગતને એવો આદર્શ બતાવે છે કે હું ઈશ્વર છતાં હું કર્મની મર્યાદા પાળું છું. આ ભગવાનની લીલા છે, રામ કર્મથી પર છે છતાં જગતને બતાવે છે હું કર્મના બંધનમાં છું. રામ સ્વેચ્છાથી પ્રગટ થયા છે. જીવ પોતાના કર્મથી જન્મે છે. રામકથા અનેક ગ્રંથોમાં વર્ણવવામાં આવી છે. કૈકેયીએ રામને વનવાસ આપ્યો. કૌશલ્યા માને અતિદુઃખ થયું છે. રામજીએ માને કહ્યું છે આ મારા કર્મનું ફળ છે. પૂર્વજન્મમાં મેં કૈકેયીને દુઃખ આપ્યું હતું તેનું આ ફળ છે. મેં પરશુરામ અવતારમાં જે કર્યું હતું તે રામાવતારમાં ભોગવવા વખત આવ્યો. પૂર્વ જન્મમાં કૈકેયી રેણુકા હતી. જમદગ્નિ ઋષિની પત્ની અને પરશુરામની મા. એક વખત ચિત્રસેન ગંધર્વ અનેક અપ્સરાઓ સાથે વિહાર કરતો હતો. રેણુકાએ આ જોયું. પરપુરુષનો વિહાર જોતાં મનમાં થોડો વિકાર આવ્યો. આ ગંધર્વ કન્યાને જેવું સુખ મળે છે તેવું સુખ મને મળ્યું નહિ. રેણુકાને આવતા વલંબ થયો. જમદગ્નિ જાણી ગયા કે રેણુકાએ મનથી વ્યભિચાર કર્યો છે. જમદગ્નિને ખોટું લાગ્યું. પરશુરામને કહ્યું તારી મા પાપી છે. તેને મારી નાંખો. પરશુરામને આજ્ઞા કરી છે તેથી તેણે માને મારી નાંખી. રેણુકાનો શિરચ્છેદ કર્યો.

રામજી કૌશલ્યાજીને સમજાવે છે પૂર્વજન્મમાં મેં માને દુઃખ આપ્યું તેથી આ જન્મમાં મને કૈકેયી મા દુઃખ આપે છે. મહાત્માઓ ત્યાં સુધી કહે છે કે રામાવતારમાં વાલીને માર્યો તે જ વાલી કૃષ્ણાવતારમાં પારધી થઈ આવ્યો અને ભગવાનને બાણ મારેલું. કરેલા કર્મનું ફળ ભોગવવું પડે છે.

આખી રાત લક્ષ્મણજી અને ગુહક વચ્ચે વાતો થઈ છે. બ્રાહ્મ મુહૂર્તમાં રામજી સ્નાન કરી શિવપૂજન કરે છે.

જીવનમાં કંઈક નિયમ રાખો. જેના જીવનમાં નિયમ નથી તે પશુ કરતાં પણ અધમ છે. મનુષ્ય જો નિયમ ન રાખે સંયમ ન રાખે તો તે પશુ કરતાં પણ હલકો છે.

રઘુનાથજી આદર્શ બતાવે છે, હું ઈશ્વર છું છતાં શિવપૂજન કરું છું.



ગુહકને ઘેર જવા કહ્યું છે. ગુહક જવા ના પાડે છે. રામજી કહે છે સારું. ચિત્રકુટમાં હું નિવાસ કરું ને પછી તમે ઘેર જજો.

ભગવાન ધીમે ધીમે પ્રયાણ કરે છે. પ્રયાગરાજમાં પધાર્યા છે. ત્યાં ભરદ્વાજ મુનિનો આશ્રમ છે. ત્યાં ભગવાન પધાર્યા છે.

તમે ભરદ્વાજ થશો તો તમારે ત્યાં પરમાત્મા આવશે. દ્વાજને કાનમાં ભરી રાખે તે ભરદ્વાજ. દ્વાજ એટલે ગુરુશિષ્યનો બોધ.

આ જગતની બહુ વાતો સાંભળવાથી સાર નથી. ઉલટ ભક્તિમાં વિક્ષેપ થાય છે. ભરદ્વાજ બહુ બોલતા નથી. તેઓ રામકથા વારંવાર સાંભળતા- તેઓ રામચરણના અતિ અનુરાગી હતા. ભરદ્વાજ મુનિને અતિ આનંદ થયો. રામ સીતા, લક્ષ્મણ ભરદ્વાજ મુનિના આશ્રમમાં આવ્યાં છે. બીજા ઋષિઓને ખબર પડતાં ત્યાં આવ્યા છે. ભરદ્વાજ મુનિ કહે છે, આજ સુધીમાં સાધન કર્યું તેનું ફળ મને મળી ગયું છે. સર્વ સાધનનું ફળ છે ભગવાનનાં દર્શન. ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કર્યા વગર શાંતિ મળતી નથી. ભગવત દર્શન વગર જીવન સફળ થતું નથી. એક રાત્રિ પ્રભુએ ત્યાં મુકામ કર્યો છે. બીજે દિવસે પ્રાતઃકાળે રામચંદ્રજીએ ભરદ્વાજ મુનિને કહ્યું કે આપ ઋષિકુમારોને આજ્ઞા કરો. તેઓ અમને વાલ્મીકિના આશ્રમનો રસ્તો બતાવે. ચાર ઋષિકુમારો સાથે આવે છે. પછી પ્રભુ વાલ્મીકિ ઋષિના આશ્રમમાં આવ્યા છે.

વાલ્મીકિએ રામકથા સમાધિભાષામાં લખી છે. રામજીનું પ્રાગટ્ય થતાં પહેલાં વાલ્મીકિએ રામાયણ લખ્યું છે વાલ્મીકિ આદિ કવિ છે. વાલ્મીકિના મુખમાંથી પહેલો શ્લોક નીકળ્યો. તે પહેલા જગતમાં શ્લોક ન હતો. આ આદિ શ્લોક છે. એક પારધીએ ક્રાંચના જોડામાંથી ક્રૌંચીને બાણ માર્યું. વાલ્મીકિ આ દૃશ્ય જોઈ બહુ વ્યાકુળ થયા અને પારધીને ઠપકો આપ્યો. આ શ્લોકમાંથી બે અર્થ નીકળે છે. એક અર્થ રામજી પરક અને બીજો સાધારણ અર્થ.

વાલ્મીકિના આશ્રમમાં શ્રીરામ, લક્ષ્મણ જાનકીજી પધાર્યાં છે. રામચંદ્રજીએ વાલ્મીકિને કહ્યું :—આપ ત્રિકાળદર્શી છો.

વાલ્મીકિ કહે :—આ તો સત્સંગનું ફળ છે. પહેલાં હું વાલિયો ભીલ હતો. લૂંટફાટનો ધંધો કરતો. કુટુંબ માટે હું પાપ કરતો. નારદજીના સત્સંગથી મારું જીવન સુધર્યું છે. નારદજીએ મને પૂછયું તું કોના માટે પાપ કરે છે ? મેં જવાબ આપ્યો મારા કુટુંબ માટે. નારદજીએ મને કહ્યું તારા આ પાપમાં તારા કુટુંબના સભ્યો ભાગીદાર થશે ? મેં જવાબ આપ્યો કે કેમ નહિ ? નારદજીએ કહ્યું જા, પૂછીને ખાત્રી તો કર. હું ઘેર ગયો. મેં મારી પત્ની અને પુત્રોને પૂછયું, હું જે પાપ કરું છું તેમાં તમે ભાગીદાર છો ને ? એક પછી એકે જવાબ આપ્યો. પાપ કરે તે ભોગવે. અમે ભાગીદાર શાનાં ? મને ધિક્કાર છૂટ્યો, મારો મોહ નષ્ટ થયો. હું ફરીથી નારદજી પાસે આવ્યો. નારદજીને સઘળી વાત કહી. નારદજીએ રામ નામનો મંત્ર આપ્યો. હું પાપીના મુખમાંથી રામ રામને બદલે મરા મરા શબ્દ નીકળવા લાગ્યો. રામ રામનો જપ હું બરાબર કરી શક્યો નહિ. હું ઊલટો જપ કરવા લાગ્યો. છતાં પ્રભુએ મારા ઉપર કૃપા કરી. મારો ઉદ્ધાર થયો. **सोइ जानई जेही देहु जनाई । जानत तुमहि तुम्हइ होइ जाई ।**

જેના ઉપર કૃપા કરી આપ પોતાના સ્વરૂપનું જ્ઞાન કરાવી દો છો તે જ આપને જાણી શકે છે. અને આપને જાણ્યા પછી તે આપનું જ સ્વરૂપ બની જાય છે.

તુલસીદાસજીએ રામાયણમાં પૂર્ણ અદ્વૈતનું વર્ણન કર્યું છે. ભક્ત અને ભગવાનમાં પછી કાંઈ ભેદ રહેતો નથી.

પ્રભુએ વાલ્મીકિઋષિને પૂછયું, અમારે વનમાં નિવાસ કરવો છે. અમારે કયાં રહેવું ? અમને કોઈ સ્થાન બતાવો.

વાલ્મીકિ કહે છે :—આપ કયાં નથી ? આપ જ્યાં ન હોવ તેવું સ્થાન મને બતાવશો ? આપ સર્વ જગ્યાએ છો. અને ખાસ કરીને નીચે જણાવેલાં લક્ષણોવાળા ભક્તોના ઉરમાં આપ વસો છો. આ ચોપાઈઓથી બતાવવામાં આવ્યું છે કે તમે આવા થશો અથવા આવા હશો તો ભગવાન તમારા હૃદયમાં વાસ કરશે.

जिनके श्रवण समुद्र समाना । कथा तुम्हारि सुभग सरिनाना ॥
भरहिं निरंतर होहिं न पूरे । तिनके हिय तुम कहँ गृह रुरे ॥
काम, क्रोध, मद, मान न मोहा । लोभ न छोभ न राग न द्रोहा ॥
जिनके कपट दंभ नहिं माया । तिनके हृदय वसहु रघुराया ॥
सबके प्रिय, सबके हितकारी । दुःख, सुख सरिस प्रशंसा गारी ॥
कहहिं सत्य प्रिय बचन विचारी । जागत, सोवत सरन तुम्हारी ॥
तुमहि छांडि गति दूसरि नाहिं । राम बसहु तिनके उरमांही ॥
जननी सम जानहिं परनारी । धनु पराव विष तें बिषभारी ॥
जे हरषहिं पर संपति देखी । दुखित होहिं पराबिपत्ति बिषेखी ॥
जिन्हहिं राम तुम प्रानप्रियारे । तिन्हके मन शुभसदन तुम्हारे ॥

स्वामि सखा पितुमातु गुरु, जिन्हके सब तुम्ह तात ।
तिन्हके मन मंदिर बसहु, सीय सहित दोउभ्रात ॥

અધ્યાત્મ રામાયણના શ્લોકોનું આ ભાષાંતર કર્યું છે. ભક્તોના ચૌદ લક્ષણો આમાં બતાવ્યાં છે.

વાલ્મીકિ કહે છે :—મહારાજ, તમે કહો છો મને રહેવાની જગ્યા બતાવો. તો આપ કયાં નથી ? નાથ તમે આ લીલા કરો છો. હું આપને સ્થાન બતાવું છું. ચિત્રકુટ પર્વત ઉપર આપ બિરાજો.

શ્રીમદ્ ભાગવત સમાધિ ભાષા છે. તેમ વાલ્મીકિ રામાયણ પણ સમાધિ ભાષા છે.

ચિત્ત એ ચિત્તકુટ છે. અંતઃકરણ પરમાત્મા સ્વરૂપનું સતત ધ્યાન કરે ત્યારે તેને ચિત્ત કહે છે. પરાત્માનું ચિંતન સતત થાય ત્યારે ચિત્ત કહેવાય. ચિંતન કરવું ચિત્તનો ધર્મ છે. નિશ્ચય કરવો એ બુદ્ધિનો ધર્મ છે, સંકલ્પ વિકલ્પ કરવા એ મનનો ધર્મ છે. એક જ અંતઃકરણના આ ભેદો છે. પાપ થાય છે અજ્ઞાનથી. અજ્ઞાન ચિત્તમાં છે અને ચિત્તમાં જો પરમાત્મા આવે તો જીવ કૃતકૃત્ય થાય છે.

લક્ષ્મણ વૈરાગ્ય છે, સીતાજી પરાભક્તિનું સ્વરૂપ છે. રામ એ પરમાત્મા છે. ધારણા કરો ત્યારે ચિત્તમાં પરમાત્મા બિરાજે છે.

રઘુનાથજી મંદાકિનીના કિનારે પધાર્યા છે. અત્રિઋષિનો ત્યાં આશ્રમ છે. અત્રિઋષિ વયોવૃદ્ધ થયા હતા. તેનો ગંગાસ્નાનનો નિયમ હતો. ગંગાસ્નાન માટે જઈ શકે તેમ ન હતું. અનસૂયાએ ગંગાજીને પ્રાર્થના કરી છે, તમે મારા આશ્રમમાંથી પ્રગટ થાવ, અને ગંગાજી ત્યાં પ્રગટ થયાં છે.



તુલસીદાસજીને ચિત્રકુટના ઘાટ પર રઘુનાથજીના દર્શન થયાં છે.

चित्रकूटके घाट पर भई संतनकी भीर ।
तुलसीदास चंदन घसे तिलक करे रघुवीर ॥

આ દુહો હનુમાનજી બોલ્યા છે. તુલસીદાસ રામજીને ઓળખી શકતા નથી. તેથી પોપટ થઈ હનુમાનજી આ દુહો ત્રણ વખત બોલ્યા છે.

જરા વિચાર કરો. પાપનું મૂળ ચિત્માં છે. પાપ થાય છે અજ્ઞાનથી. આ ચિત્માં રઘુનાથજી આવે તો ચિત્ વિશુદ્ધ બને છે.

ગુહક સાથે છે. તે બધી સેવા કરે છે. રઘુનાથજી ચિત્રકુટ આવ્યા છે તે વાતની ભીલ, કિરાત વગેરે લોકોને ખબર પડી છે. લોકો રામચંદ્રજીનાં દર્શન કરવા આવ્યા છે. રામનાં દર્શન કરતાં જડ ચેતન બને છે અને ચેતન જડ બને છે. કુશલ સમાચાર એક એકને પૂછયા. લોકો કહે છે, તમારાં દર્શનથી અમારું કુશળ થયું છે. રામજીનાં દર્શન માત્રથી તેઓનું પાપ છૂટી ગયું. સ્વભાવ બદલાયો. તેઓનું જીવન સુધરી ગયું. તેઓ કહે છે, અહીંના વન, પહાડ, ગુફા, અમારા જોયેલાં છે. આપ કહેશો ત્યાં તમને અમે લઈ જઈશું. અમે તમારા સેવકો છીએ.

રામજી ચિત્રકુટમાં વિરાજ્યા છે. ત્યારથી ચિત્રકુટના ઝાડો ફળફૂલથી નમી ગયાં છે. રોજ ઋષિમુનિઓ ભગવાનનાં દર્શન કરવા આવે છે.

રઘુનાથજીનું ચરિત્ર કોણ વર્ણવી શકે ? તેનો પાર નથી. એક એક અક્ષર મહાપાતકનો નાશ કરનાર છે.

चरितं रघुनाथस्य शतकोटिप्रविस्तरम् ।
एकैकमक्षरं पुंसां महापातकनाशनम् ॥

આ તરફ મંત્રી સુમન્તને અયોધ્યા જવા આજ્ઞા આપી છે. ગુહક ચિત્રકુટથી પાછા આવ્યા ત્યાં સુધી સુમન્ત મંત્રી ગંગા કિનારે રહે છે. અયોધ્યાની પ્રજા પૂછશે તમે રામને કયાં મૂકી આવ્યા ? હું શું જવાબ આપીશ ? મને લાગે છે દશરથ રાજાના પ્રાણ હવે ટકશે નહિ. રામજી જે દિશામાં ગયેલાં તે દિશામાં રથના ઘોડાઓ જોયા કરે છે. ઘોડા પણ સમજે છે કે મારા ધણી અમને છોડીને ગયા છે. ઘોડાઓ ખડ ખાતા નથી. પાણી પણ છોડયું છે. જેના વિયોગમાં પશુઓ વ્યાકુળ થાય તેના માતાપિતાને કેટલું દુઃખ થતું હશે ? તેઓ હવે શી રીતે જીવશે ? ગુહકે આવીને કહ્યું છે :—મંત્રી તમે જ્ઞાની છો. ચાર ભીલોને આજ્ઞા કરી છે. મંત્રીને અયોધ્યા પહોંચાડી આવો. મંત્રીજીએ મધ્યરાત્રીએ અયોધ્યામાં પ્રવેશ કર્યો. વિચાર કર્યો મારે કોઈને મોઢું બતાવવું નથી. હું શું જવાબ આપીશ ? મંત્રી સુમન્ત કૈકેયીના મહેલમાં આવ્યા છે. મહારાજને ન જોતાં બોલવા લાગ્યા, મહારાજ કયાં છે ? મહારાજ કયાં છે ?

એવું બનેલું કે રામજીએ વન તરફ પ્રયાણ કર્યું તે પછી દશરથજી કહે છે, મારે કૈકેયીના મહેલમાં રહેવું નથી. મને કૌશલ્યાના મહેલમાં લઈ જાવ એટલે દશરથજીને કૌશલ્યાના મહેલમાં લઈ જવામાં આવેલા.

રામવિરહમાં જેની આંખમાંથી બે આંસુ ન નીકળે ત્યાંસુધી તેનું મન શુદ્ધ થતું નથી.

દાસી સુમન્તને કૌશલ્યાના મહેલમાં લઈ જાય છે. રામ વિયોગના પાંચ દિવસ

પૂરા થયા છે. દશરથજીના મુખ ઉપર મૃત્યુની છાયા દેખાય છે. મંત્રીએ આવી દંડવત્ પ્રણામ કર્યા છે. દશરથજીએ આંખ ઉઘાડી છે. પૂછયું મારો રામ કયાં? મારો રામ કયાં છે? મારા રામને કયાં મૂકી આવ્યા? સીતાજી પાછાં આવ્યાં કે નહીં? મારો રામ હોય ત્યાં મને લઈ જાવ.

દશરથ વ્યાકુળ થઈને સુમન્તને પૂછે છે, સુમન્તની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં છે.

સુમન્ત કહે :—મહારાજ, આપ જ્ઞાની છો, ધીરજ રાખો. હું રામજીનો સંદેશો લઈને આવ્યો છું. હું કેવો નિર્દય કે રામજીના વિયોગમાં જીવતો પાછો આવ્યો છે. મને કહેલું મારા પિતાજીને મારા પ્રણામ કહેજો. તેમના પ્રતાપથી અમે કુશળ છીએ.

સીતાજીએ મને કહેલું, મંત્રીજી આપ મારા પિતા જેવા છો. હું અયોધ્યા નહિ આવી શકું. મારા પતિ વગર હું જીવી શકીશ નહિ. મારા સસરાજીનાં ચરણમાં મારા પ્રણામ કહેજો.

પછી તો કેવટ નાવિકે સેવા કરી. નિષાદરાજે ઘણી સેવા કરી. હું ત્યાંથી પાછો આવ્યો છું. મારા જેવો નિષ્ઠુર કોણ?

સુમન્તનાં વચનો સાંભળતાં જ રાજા પૃથ્વી ઉપર હે રામ, હે રામ, બોલતાં પડ્યા છે. કૌશલ્યા વ્યાકુળ થયાં છે. છતાં રાજાને ધીરજ આપે છે.

રામવિરહ એ મોટો સાગર છે. તે સાગરની પાર ઊતરવું છે. તમે કર્ણધાર હિંમત હારી જશો તો બધાનું શું થશે?

દશરથજીએ કહ્યું, મારી છાતીમાં દુઃખે છે. મને શ્રવણકુમારના માતપિતાએ શાપ આપ્યો છે. પુત્રવિયોગમાં મારું મરણ થશે. શ્રવણની કથા સંભળાવી છે. દશરથજી વિલાપ કરે છે. મારો રામ હોય ત્યાં મને લઈ જાવ. રામ જેવા લાયક દીકરાને મેં સ્ત્રીના કહેવાથી વનવાસ આપ્યો.

મધ્યરાત્રિનો સમય હતો. રાજાએ રામ રામ કહી દેહનો ત્યાગ કર્યો.

**राम राम कहि राम कहि राम राम कहि राम ।**
**तनु परहरि रघुबर बिरहँ राउ गयउ सुरधाम ॥**

દશરથજીનો વિયોગ સાચો, દશરથનો રામપ્રેમ સાચો કે રામના વિયોગમાં જીવ્યા નથી.

સર્વ વિલાપ કરવા લાગ્યા. વસિષ્ઠજીએ ઉપદેશ આપ્યો. સેવકોને આજ્ઞા કરી તમે કૈકેય દેશમાં જાવ અને ભરતશત્રુઘ્નને એટલું જ કહેજો કે ગુરુજી તમને બોલાવે છે. યુવકો દોડતાં દોડતાં ત્યાં ગયા છે. સેવકોએ કહ્યું, ગુરુ મહારાજ તમને બોલાવે છે. ભરત શત્રુઘ્ન અયોધ્યા આવે છે. રસ્તામાં અનેક પ્રકારનાં અપશુકન થયાં છે. રથ અયોધ્યામાં આવ્યો છે. બજારો બંધ હતા. લોકોએ કાળા વસ્ત્રો પહેર્યાં છે. ભરતજી વિચાર કરતા જાય છે. ભરત આવ્યાનાં સમાચાર સાંભળી કૈકેયી હરખાતી દોડતી આવી છે. ભરતે પૂછયું :—મા, મારા બાપુ કયાં છે?

કૈકેયી કહે :—તને શું કહું? આ બધું રાજ્ય તને મળ્યું છે. તારા પિતાએ પ્રાણનો ત્યાગ કર્યો છે. મારી બાજી તો બગડવાની હતી પણ મંથરાએ મદદ કરી.



મંથરાએ કહ્યું તેથી મેં એવાં વરદાન માગ્યાં કે જેથી વ્યાકૂળ થઈ તારા પિતાએ પ્રાણત્યાગ કર્યો છે.

ભરત પૂછે છે :—તે વખતે મારા રામ ક્યાં હતા?

કૈકેયી જવાબ આપે છે :—રામલક્ષ્મણ વનમાં ગયા છે.

ભરતજીને અતિશય દુઃખ થયું. અતિ ક્રોધમાં કૈકેયીનો તિરસ્કાર કર્યો છે. મારા રામને તેં વનવાસ આપ્યો! વનવાસનું વરદાન માગતાં તારી જીભ નીચે પડી કેમ ન ગઈ? અને મોઢામાં કીડા કેમ ન પડ્યા?

શત્રુઘ્નની નજર મંથરા પર પડી છે. મંથરાને લાત મારી છે.

ભરતશત્રુઘ્ન કૌશલ્યાને મળવા આવે છે. માનું સ્વરૂપ જોયું જતું નથી. ભરતને મૂર્છા આવી છે. ભરતજી મા કૌશલ્યાને વારંવાર પૂછે છે :—મા, રામ કયાં છે? આ સર્વ અનર્થનું મૂળ હું છું. કૈકેયીએ રામને વનમાં મોકલ્યાં તેમાં મારી સંમતિ હોય તો માતૃપિતૃ હત્યા વગેરે પાપોનું ફળ મને મળો.

કૌશલ્યાએ કહ્યું :—બેટા, ધીરજ ધર. શોકનો ત્યાગ કર. રામ તો હસતા હસતા વનમાં ગયા છે. તારા પિતાએ પ્રાણત્યાગ કર્યો. મારું જ નસીબ રૂઠયું. આ અનર્થનું મૂળ હું છું. હજુ મારા પ્રાણ જતા નથી.

પછી પ્રાતઃકાળે સરયૂના કિનારે દશરથના દેહનો અગ્નિસંસ્કાર કર્યો છે.

એવું લખ્યું છે કે દશરથજીએ આજ્ઞા આપેલી કે મારા રામ વનમાં ગયા છે. તેમાં ભરતની સંમતિ હોય, તો મારો અગ્નિ સંસ્કાર તેમના હાથે ન થાય.

કૌશલ્યા, સુમિત્રા રાણીઓને સતી થતાં ભરત રોકે છે.

પંદર દિવસ થયા પછી મોટી શોકસભા ભરી છે. વસિષ્ઠ આદિ ઋષિઓ પધાર્યા છે. પહેલું ભાષણ વસિષ્ઠ મુનિનું થયું છે. દશરથ રાજાનાં ખૂબ વખાણ કર્યાં છે. તે પછી રામજીનાં ગુણોનું વર્ણન કર્યું છે. પિતાજીની આજ્ઞા માથે ચઢાવી રામ વનમાં ગયા છે. ભરત, દશરથજી સ્વર્ગમાં ગયા છે. રામજી વનમાં છે. આવતી કાલે અમે તમને રાજા બનાવીશું.

ભરત રાજા થવા ના પાડે છે. ભરતને અનેક રીતે સમજાવવામાં આવે છે.

વિધાતાની ગતિ અતિ ક્રૂર છે. શોચનીય તો તે છે કે જે બ્રાહ્મણ શરીર મળ્યું હોવા છતાં વેદને જાણતો નથી, જે પોતાનો ધર્મ છોડી વિષય ભોગમાં લીન રહે છે.

એ વૈશ્ય શોચનીય છે કે જે ધન હોવા છતાં દાન કરતો નથી, જે અતિથિ સત્કાર કે ભક્તિ કરતો નથી.

તે ગૃહસ્થનો શોક કરવો જોઈએ કે જે મોહવશ થઈને કર્મમાર્ગનો ત્યાગ કરે છે. તે સંન્યાસીનો શોક કરવો જોઈએ કે જે જ્ઞાનવૈરાગ્ય વગરનો છે, અને જે દુનિયાના પ્રપંચમાં ફસાયેલો છે.

તે સ્ત્રી શોચનીય છે કે જે પતિને છેતરે છે, જે કુટિલ અને કલહપ્રિય છે, અને જે સ્વેચ્છાચારિણી છે.

અને સર્વ રીતે અતિ શોચનીય તો તે કે જે સમય અને સંપત્તિનો દુરુપયોગ

કરે છે, જે બીજાઓનું અનિષ્ટ કરે છે, પોતાના શરીરનું પોષણ કરવામાં જ રત રહે છે, અને જે હરિની ભક્તિ કરતો નથી.

મહારાજ દશરથ માટે શોક કરવાની જરૂર નથી. રામપ્રેમ એમનો સત્ય છે કે રામના વનમાં ગયા પછી તે જીવ્યા નથી. તેમનો આ લોક સુધર્યો છે અને પરલોક પણ સુધર્યો છે.

ભરત, ચૌદ વર્ષ પછી રામચંદ્રજી વનમાંથી આવે તે પછી તારી ઈચ્છા પ્રમાણે તું કરજે. પરંતુ આવતી કાલે અમે તને ગાદી ઉપર બેસાડીશું. અયોધ્યા અનાથ છે. તેને સનાથ કરો.

કૌશલ્યાએ પણ એવી રીતે આજ્ઞા કરી છે.

ભરતજી જવાબ આપે છે. ભરતજીનું ભાષણ અતિદિવ્ય છે. ભરત સભામાં ઊભા છે. સીતારામનું સ્મરણ થતાં આંખમાંથી આંસુ નીકળે છે.

પિતાજી સ્વર્ગમાં અને રામ વનમાં છે. મને રાજ્યાભિષેક કરવાથી શું હું સુખી થઈશ? અયોધ્યાની પ્રજા સુખી થશે? સર્વ અનર્થનું કારણ હું છું. જગતમાં ભરતનો જન્મ ન થયો હોત, તો આ પ્રસંગ બનત નહીં. આ પાપી ભરતનો જન્મ જગતમાં ન થયો હોત તો સારું હતું. આજે મારા પિતા સ્વર્ગમાં પધાર્યા તેનું દુઃખ નથી. મને એક જ દુઃખ થાય છે કે મારા રામ વલ્કલ ધારણ કરી ઉઘાડા પગે વનમાં ફરે છે. રઘુનાથજી વિના સઘળું વ્યર્થ છે. મને ત્યારે શાંતિ મળશે કે જ્યારે હું રામ સીતાનાં દર્શન કરીશ. આ કૈકેયીનો પુત્ર કૈકેયી કરતાં અધમ છે. હું રામજીની સેવા કરું તો મારું જીવન સફળ છે. જે ગાદી ઉપર રાજા ભગીરથ બિરાજતા હતા તે ગાદી ઉપર બેસવા હું લાયક નથી. હું આવતી કાલે રામજીને મળવા જાઉં છું. મને આજ્ઞા આપો. તમે મને આશીર્વાદ આપો કે રામજી અયોધ્યા પધારે. હું તો રામજી પાસે મારા પાપની માફી માંગીશ. રામજી તે ક્ષમા કરશે. રાજ્યના માલીક રામ છે હું તો તેમનો સેવક છું.

સીતા રામનું સ્મરણ કરતાં ભરતજીની આંખમાંથી આંસુ નીકળતાં હતાં. ભરતચરિત્રમાં તુલસીદાસજીને પણ સમાધિ લાગી છે. લોકોને ખાત્રી થઈ કે ભરતજી તો પ્રેમની મૂર્તિ છે. બધાને આનંદ થયો. તમે રામને મળવા જશો અમે પણ તમારી સાથે આવીશુ.

દરબાર પૂરો થયો. લોકો જવાની તૈયારી કરવા લાગ્યા. પુરુષ, સ્ત્રીઓ, બાળકો બધાને રામચંદ્રજીનાં દર્શન કરવા આતુરતા હતી. પ્રાતઃકાળ ક્યારે થશે! અમે ક્યારે જઈશું?

પ્રાતઃકાળમાં આંગણામાં ભીડ થઈ છે. બધાને આશા છે કે આજે રામ સીતા અયોધ્યા આવશે. ભરતજીએ હુકમ કર્યો જેને આવવાની ઈચ્છા હોય તે બધાં ભલે આવે. વસિષ્ઠઋષિ પણ આવ્યા છે. અરુંધતિ સાથે રથમાં વિરાજ્યા છે. આજે કૈકેયીનો કળિ ઉતરી ગયો છે. તે પણ રામનાં દર્શન કરવા તૈયાર થયાં છે. ભરત માટે સુવર્ણનો રથ તૈયાર કર્યો છે પણ ભરત રથમાં બેસતા નથી. લોકો કહે તમે રથમાં નહિ બેસો તો અમે પણ ચાલતા થઈશું. કૌશલ્યા ભરત પાસે આવ્યા છે. બેટા, તું રથમાં નહિ બેસે તો અયોધ્યાની પ્રજા રથમાં બેસશે નહિ. સર્વને કષ્ટ થશે. કૌશલ્યા માએ આજ્ઞા કરી. ભરતજી રથમાં બેઠા છે.

ભરતજી શ્રૃંગવેરપુર પાસે આવ્યા છે. રાજા ગુહક બેઠા હતા. સેવકોએ કહ્યું, રાજા ભરત આવે છે. સાથે ચતુરંગિની સેના છે. ગુહકે વિચાર્યું ભરત રામ લક્ષ્મણ સાથે



યુદ્ધ કરવા જાય છે. નહિતર સાથે સેના લેવાની શું જરૂર હતી? ગુહકના મનમાં કુભાવ આવ્યો. ભીલોને તૈયાર થવા આજ્ઞા આપી છે. સામે કિનારેથી કોઈ આ પાર ન આવે. એક વૃદ્ધે કહ્યું ભરતજી લડવા જતા નથી. રામચંદ્રજીને મનાવવા જાય છે. ગુહક રાજાએ વિચાર કર્યો એકદમ અવિવેક કરી યુદ્ધ કરવું બરાબર નથી. મંત્રી સાથે ગુહક રાજા મળવા આવે છે. આગળ વસિષ્ઠ ઋષિનો રથ હતો. ગુહક રાજાએ સાષ્ટાંગ પ્રણામ કર્યા છે. વસિષ્ઠે પાછળ જોઈ કહ્યું, ભરત, રામજીનો ખાસ સેવક તને મળવા આવ્યો છે.

ભરત વિચારે છે, રામજીનો સેવક મને મળવા આવ્યો. ભરતજીની દ્રષ્ટિ નિર્ગુણ છે.

ગુહક રાજસ, તામસ અને સાત્ત્વિક ત્રણ પ્રકારની ભોજન સામગ્રી ભરતના ભાવની પરીક્ષા કરવા લાવ્યા છે. કંદમૂળ સાત્ત્વિક, મિષ્ટાન્ન રાજસ, માંસમદીરા તામસ. આમાંથી જેના ઉપર ભરતની નજર પહેલી પડશે તે પ્રમાણે ભરતનો ભાવ છે એમ હું સમજીશ. પરંતુ ભરતજીએ તો કોઈના ઉપર નજર કરી જ નહિ. ભરતજી નિર્ગુણ છે. આહાર વિહાર ઉપરથી મનુષ્યના મનની પરીક્ષા થાય છે.

ભરત આવે છે. ભરતના મુખમાંથી રામ, રામ શબ્દ નીકળતો હતો. ગુહકને ખાત્રી થઈ ભરતજી લડવા નહિ મળવા જાય છે. ગુહક રાજાએ સર્વ ભીલોને આજ્ઞા કરી અયોધ્યાની પ્રજાનું સ્વાગત કરો. ભીલ લોકો ફળફળાદિ લઈ આવ્યા.

ભરતજીએ ગંગાજીને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને કહ્યું મા, આજે માગવા આવ્યો છું.

**जोरि पानि बर मागँउ गहु।**
**साय राम पद सहज सनेहू ॥**

મારી આ ભાવના છે. મા, મને એવું વરદાન આપો. મને રામચરણ પ્રેમનું દાન કરો. તે વખતે ગંગાજીમાંથી ધ્વનિ થયો, તમે ચિંતા ન કરો. સર્વનું કલ્યાણ થશે.

અશોકના જે ઝાડ નીચે રામજીએ મુકામ કરેલો તે ઝાડ ગુહક બતાવે છે. ભરતજી વૃક્ષને વંદન કરે છે. દર્ભની પથારી જોઈ. જોતાં ભરતનું હૃદય ભરાયું છે જેના પતિ શ્રીરામ છે એ સીતાજી મારા માટે દુઃખ સહન કરે છે. કૈકેયી, આ બધા દુઃખનું મૂળ હું છું.

આખી રાત બધાએ ત્યાં મુકામ કર્યો છે. પછી તો ભરતજી કહે છે અત્રેથી રામજી ચાલતા ગયા છે. હું હવે રથમાં નહિ બેસું. હું ચાલતો આવીશ. સર્વના રથ આગળ કરો. સર્વના રથ આગળ કર્યા છે. પાછળ ભરત, શત્રુઘ્ન અને ગુહક ચાલે છે. ભરતની દશા દયાજનક છે. ભરત શત્રુઘ્નના ખભા ઉપર હાથ મૂકી હે રામ હે રામ કરતાં ચાલે છે. ધન્ય છે ભરતને. પિતાએ રાજ્ય આપ્યું છે તે લીધું નથી અને મોટાભાઈને મનાવવા જાય છે.

ભરતની દાસ્યભક્તિ છે. ભરત જેવો બડભાગી કોણ છે? ભરતજીને રામજી હંમેશા યાદ કરે છે.

**जग जपु राम राम जपु जेहि ।**

જેનું સ્મરણ ઈશ્વરને થાય તેની ભક્તિ સાચી.

જીવ ઈશ્વરને યાદ કરે તે સ્વાભાવિક–સામાન્ય છે. પરંતુ ઈશ્વર જે જીવને યાદ કરે તેની ભક્તિ સાચી, તે ધન્ય છે.

ભરતજીના પગમાં ફોલ્લા પડ્યા છે. છતાં ભરતજીની પ્રતિજ્ઞા હતી મારે વાહનમાં બેસવું નથી. ભરતજી પ્રયાગ આવ્યા છે. વંદન કરી સાષ્ટાંગ પ્રણામ કર્યા છે. તીર્થરાજ મને કાંઈ જોઈતું નથી. એટલું જ માગું છું.

**अरथ न धरम न काम रूचि गति न चहउँ निरबान**
**जनम जनम रति रामपद यह बरदान न आन ॥**

લોકોએ કહ્યું ભરદ્વાજના આશ્રમમાં જવું પડશે. ભરત કહે છે :—કૈકેયી તેં મારું મુખ કાળું કર્યું. સંતોની પાસે હું કેવી રીતે જાઉં ? તીર્થોનો નિયમ છે, તીર્થમાં જ્યાંસુધી સંતોનો સત્સંગ ન કરો ત્યાંસુધી યાત્રા ફળતી નથી. ભરતજી ભરદ્વાજ મુનિના આશ્રમમાં આવ્યા છે. ભરદ્વાજ મુનિ ભરતને સમજાવે છે, ભરતજી શોક ન કરો. આ તો ઈશ્વરની લીલા છે. ભરતજી તમે ભાગ્યશાળી છો. રામજી તમને રોજ યાદ કરે છે. મારો ભરત મને મળ્યો નહિ. આજે તમે ભ્રાતૃપ્રેમનો આદર્શ બતાવવા રામજીને મનાવવા જાવ છો તે ઉત્તમ છે. સર્વ સાધનનું ફળ રામદર્શન છે. સાધન કરવાથી અમને રામનાં દર્શન થયાં પણ રામજીનાં દર્શનનું ફળ હોય તો તે ભરતજીનાં દર્શન. અમે તારાં દર્શન કરી કૃતાર્થ થયાં છે. રામજીનાં દર્શન થયાં પછી હું વિચારતો હતો કે રામના દર્શનનું ફળ શું મળશે ? મને સમજાયું, રામદર્શનનું ફળ ભરતદર્શન.

ભરતજીએ ત્યાં ભાષણ કર્યું છે. આ સર્વ દુઃખ અને અનર્થનું કારણ આ ભરતનો જન્મ છે. ભરદ્વાજ ઋષિએ ભરતને કહ્યું છે, રાક્ષસોનો વધ કરવા રામચંદ્રજી આ લીલા કરી રહ્યા છે. માટે તું શોક ન કર.

ભરદ્વાજે અણિમાદીક રિદ્ધિ સિદ્ધિઓનું આવ્વાહન કર્યું છે. બધાનું ભવ્ય સ્વાગત કર્યું છે. રામજીનાં દર્શન કરવા જાય તેનું સરસ સ્વાગત થાય તેમાં શું આશ્ચર્ય !

ભરદ્વાજ ભરતના પ્રેમની પરીક્ષા કરવા આવ્યા છે, ભરતનો પ્રેમ કેવો છે ? જોવા નીકળ્યા રાત્રે ભરત શું કરે છે. આવીને જુએ છે તો દર્ભનું આસન બિછાવ્યું છે, દ્રષ્ટિ નાસિકા ઉપર સ્થિર કરી છે અને સીતારામનો જપ કરે છે. અષ્ટમા સિદ્ધિએ કહ્યું છે, તમે આરામ કરો. ભોજન કરો. પરંતુ ભરતજી કહે છે, મને જ્યારે મારા રામ મળશે ત્યારે મને આરામ મળશે.

ભરતનો રામપ્રેમ કોણ વર્ણવી શકે ? તે વાણીના પહોંચની બહારની વસ્તુ છે.

ભરદ્વાજ પ્રાતઃકાળે ફરીથી જોવા આવ્યા છે. આખી રાત ભરતે પથારીને સ્પર્શ કર્યો નથી. ભરતની તપશ્ચર્યા જોતાં ભરદ્વાજનું હૃદય ભરાયું છે. બોલી ઊઠ્યા છે, ભરતનાં દર્શન એ રામદર્શનનું ફળ છે.

ભરદ્વાજે ઘણી સિદ્ધિઓ બતાવી પણ ભરતજી આ સિદ્ધિમાં ફસાતા નથી.

ચક્રવાક અને ચકવી એક ઠેકાણે રહેતા નથી. ચક્રવાક ચકવીને એક પિંજરમાં પૂરી રાખો તોપણ રાતના તેઓનો સંયોગ થતો નથી. તે પ્રમાણે ઋષિની આજ્ઞા એ પિંજરું છે. સિદ્ધિઓ–ભોગ વિલાસની સામગ્રીઓ એ ચકવી છે. ભરત એ ચક્રવાક છે. ભોગવિલાસની સામગ્રીઓને ભરતે મનથી પણ સ્પર્શ કર્યો નથી.

જેને ભક્તિનો રંગ લાગે તેને સંસારના ભોગ રોગ સમાન લાગે છે. સંસારની માયા જ્યાં સુધી મીઠી લાગે છે, ત્યાંસુધી મનુષ્યને ભક્તિનો રંગ લાગતો નથી. ભોગ અને ભક્તિ એક ઠેકાણે રહી શકે નહિ. લોકો સમજે છે, ભક્તિ કરવી સહેલી છે. પરંતુ ભક્તિ કરવી કઠણ છે. એ શિરનું સાટું છે. શિર સાટે નટવરને વરીએ. સંસારના કોઈ વિષયસુખમાં મન ફસાયું હોય તેને ભક્તિનો રંગ લાગે નહિ. સંસારના વિષયસુખનો મનથી પણ ત્યાગ કરે ત્યારે ભક્તિનો રંગ લાગે છે.

કામ = ક એટલે સુખ. આમ એટલે કાચું. કામ એટલે કાચું સુખ. કામ સાચું સુખ નથી. કામને હૃદયમાંથી કાઢો. હૃદય સિંહાસન ઉપર શ્રી ઠાકોરજીને પધરાવો.



એક શેઠ હતો. તેનો પુત્ર વેશ્યાના સંગમાં ફસાયેલો. પિતાએ કહ્યું :— આ તારો કુસંગ છોડી દે, તો તારું વેવિશાળ સારી કન્યા સાથે થાય. પુત્ર કહે છે, પિતાજી પહેલાં મને કોઈ સારી કન્યા મળે તે પછી હું વેશ્યાનો સંગ છોડી દઈશ.

પિતા સમજાવે છે :— વેશ્યાનો સંગ છોડ્યા વગર ખાનદાન ઘરની સારી કન્યા મળે જ ક્યાંથી ?

આ આપણી કથા છે. મનુષ્યને વિષય ભોગ છોડવો નથી અને કહે છે મને ભક્તિમાં આનંદ મળતો નથી. આનંદ ક્યાંથી મળે ? ભોગ બાધક નથી. ભોગાસક્તિ બાધક છે. ભોગવાસનામાં મન ફસાયું તો તે ઈશ્વરથી દૂર જાય છે.

ભરતનો ત્યાગ અતિઉત્તમ છે. અષ્ટસિદ્ધિઓ દાસીઓ થઈને ઊભી છે પરંતુ ભરતજી કોઈના સામું જોવા ઇચ્છતા નથી. વૈરાગ્ય વગર ભક્તિ રડે છે. વૈરાગ્ય ન હોય તો ભક્તિ શા કામની ? ભરતને એક જ ઇચ્છા છે, રામનાં દર્શનની.

**मोहे लागी लगन तेरे दर्शनकी ।**

જ્ઞાન અને વૈરાગ્યને પુષ્ટ કરવા આ ભાગવતની કથા છે.

ભરતને સીતારામ વિના ચેન પડતું નથી. ભોગના અનેક પદાર્થો હતા છતાં ભરતજીનું મન તેમાં જતું નથી. સર્વ ભોગ્ય પદાર્થોની ઉપસ્થિતિ હોવા છતાં જેનું મન તેમાં જતું નથી તે સાચો વૈષ્ણવ છે, તે સાચો ભક્ત છે.

**जनम जनम रति रामपद्र यह वरदान न आन ॥**

ભરતજીએ ત્રિવેણી ગંગા પાસે ભીખ માંગી છે. મારી બીજી કોઈ ઇચ્છા નથી. હું મોક્ષ માગતો નથી. અર્થ, ધર્મ, કામ કાંઈ નહિ. જ્ઞાની પુરુષોને મુક્તિની ઇચ્છા નથી. જે ભક્તિ રસમાં તરબોળ થયો તેને મોક્ષનો આનંદ તુચ્છ લાગે છે. વેદાંત કહે છે આત્મા સદા મુક્ત છે તો તેને મુક્તિ શાની ? ભગવાન મુક્તિ આપે છે પણ ભક્તિ જલદી આપતા નથી.

સાધુઓ ભરતનાં વખાણ કરે છે, અમારા વૈરાગ્ય કરતા ભરતનો વૈરાગ્ય શ્રેષ્ઠ છે. ભરતજી ત્યાંથી આગળ ચાલ્યા છે. દશમે દિવસે રામ ભરતનું મિલન થયું છે. આજે તો સૂર્યનારાયણ અસ્તાચલમાં ગયા છે. સીતારામ સીતારામ કરતાં ભરત ચાલે છે. ચિત્રકૂટના દૂરથી દર્શન કરતાં લોકોએ સાષ્ટાંગ પ્રણામ કર્યા છે. લોકોએ ચિત્રકૂટની તળેટીમાં મુકામ કર્યો છે.

આ બાજુ સીતાજીને સ્વપ્ન આવ્યું, કે ભરતજી આપણને મળવા આવ્યા છે. સાથે અયોધ્યાની પ્રજા છે. પણ સાસુજીનો વેશ અમંગલ હતો. રામજી કહે છે, આ સ્વપ્ન સારું નથી. કાંઈક દુઃખની વાત સાંભળવી પડશે. રામ લક્ષ્મણ બિરાજ્યા છે.

પ્રાતઃકાળ થતાં ભરતે વસિષ્ઠજીની આજ્ઞા માંગી છે. ગુરુજી આજ્ઞા આપો તો હું ઉપર જાઉં. પણ ભરતજી પાછા વ્યાકુળ થયા છે. વિચારે છે. મારું કાળું મુખ હું રામજીને કેવી રીતે બતાવું ? રામજી મને જોઈ ચાલ્યા જશે તો ? ના, ના, મોટાભાઈ આવું નહિ કરે. મને જરૂર અપનાવશે. ભાભી મને મળવા રામજીને ના કહેશે તો ? ના, ના, સીતાજીની હૃદયમાં રામજી વિરાજ્યા છે. તે એવું નહિ કરે. સીતારામ બોલતાં બોલતાં ભરતજી જાય છે.

ભીલ લોકો દોડતાં રામજી પાસે આવ્યા છે. ભીલ લોકોએ કહ્યું, કોઈ ભરત નામનો રાજા આપને મળવા આવે છે. સાથે ચતુરંગિની સેના છે. તેથી આ પશુઓ

ગભરાટમાં દોડે છે. રામજી વિચારમાં પડ્યા એટલે લક્ષ્મણના મનમાં કુભાવ થયો. અને બોલ્યા, ભરતજી જો મળવા આવતા હોય તો સાથે સેના લાવવાની શી જરૂર હતી ? હું જાણું છું ભરત સાધુ છે પણ રાજ્ય મળ્યા પછી તેની બુદ્ધિ બગડી હશે અને પોતાના રાજ્યને નિષ્કંટક કરવા આવ્યા હશે. સત્તા મળે એટલે મનુષ્ય પાગલ બની જાય છે. લક્ષ્મણજીને ક્રોધ આવ્યો. રઘુનાથજીએ લક્ષ્મણને હાથ પકડી બેસાડ્યા છે. રામ કહે છે, લક્ષ્મણ, ભરતને બ્રહ્મલોકનું રાજ્ય મળે તો પણ તેને મદ થાય તેમ નથી. આ જગતમાં ભરત જેવો ભાઈ થયો નથી અને થવાનો નથી.

ભરતજી સીતારામ સીતારામ બોલતા આવે છે. ભરતજીનો પ્રેમ એવો છે કે ચિત્રકૂટના પથ્થરો પણ પીગળી ગયા છે. ભરત જુએ છે, સીતારામ બિરાજ્યા છે. જ્ઞાનની વાર્તા કરે છે. સીતા અને લક્ષ્મણ સેવામાં હાજર છે. ભરતને બીક લાગે છે. હું પાપી ત્યાં કેમ જાઉં ? ધીરજ ધારણ કરી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરતા ગયા છે. ભરતજીએ વંદન કર્યાં તે લક્ષ્મણજીએ જોયું. લક્ષ્મણે રામજીને કહ્યું, ભરતજી તમને પ્રણામ કરે છે. રામજી બોલી ઊઠ્યા મારો ભરત ક્યાં છે ? ક્યાં છે ? ભરતને ઉઠાવી આલિંગન આપ્યું છે. ચિત્રકૂટ ઉપર આ જીવ અને શિવનું મિલન થયું છે.

ચિત્રકૂટમાં ભગવાન લક્ષ્મણ, જાનકી સાથે વિરાજે છે. લક્ષ્મણ એટલે વૈરાગ્ય. સીતાજી એટલે પરાભક્તિ. વૈરાગ્ય અને પરાભક્તિને સાથે લઈ ને ભગવાન ચિત્રકૂટમાં એટલે ચિત્‌માં—અંતરમાં વિરાજે છે. તેને જીવ (ભરત) મળવા જાય છે. એ મિલનનું ચિંતન પણ પાપને બાળે છે. પ્રભુ મિલનની તીવ્ર ઇચ્છા થશે ત્યારે સુખ થશે.

મારો ભરત દુઃખી થયો છે. રામજીના મુખમાંથી એક શબ્દ પણ નીકળતો નથી.

દુઃખ એ આપણા કર્મનું ફળ છે. ગમે તેવું દુઃખ આવે પણ ઠાકોરજીની બાધા ન રખાય. બહુ તો દાઉજીની બાધા રાખવી. હું સુખી થવા ઠાકોરજીને કદી પણ પરિશ્રમ ન આપું. માત્ર ઠાકોરજીનું જ સુખ અહોનિશ મનમાં રાખો.

સાથમાં વસિષ્ઠ અને માતાજી પણ છે. ભરતે સીતાજીને પ્રણામ કર્યા છે. સીતાજીએ આશીર્વાદ આપ્યા. ભરતને ખાત્રી થઈ મારા અપરાધની ક્ષમા કરી છે. વસિષ્ઠને દંડવત પ્રણામ કરી રામચંદ્રજી પ્રથમ ભેટે છે કૈકેયીને. કૈકેયી દુઃખી થાય છે. રામજી કૈકેયીને સમજાવે છે, તમે બિલકુલ દુઃખ ન કરો. આમાં તમારો દોષ નથી. આ વિધિની લીલા છે. પછી રઘુવીર બધી માતાઓને ભેટી સમજાવે છે કે કોઈનો દોષ નથી. સર્વને રામ એક જ સમયે મળ્યા છે. સાસુજીને જોતાં સીતાજી વ્યાકુળ થયાં છે. સીતાનો તાપસીનો વેશ જોતાં કૌશલ્યાનું હૃદય ભરાયું છે. કૌશલ્યાએ દશરથના પ્રાણ ત્યાગની કથા કહી સંભળાવી. રામજી વિલાપ કરે છે. મારા પિતાજીનો મારા ઉપર કેવો પ્રેમ હતો ! રામજીએ પિતાનું શ્રાદ્ધ કર્યું છે.

ભરતને એક જ ચિંતા છે, મારા રામસીતા ઘેર કેવી રીતે આવે ? હું મારા મુખથી કેમ કહું ? વસિષ્ઠજીએ ભરતની પરીક્ષા કરી છે. ભરત તું કહેજે.

ભીલ લોકો અયોધ્યાની પ્રજાનું સ્વાગત કરે છે. લોકો ભેટ આપે છે પણ ભીલ કોળી લોકો કાંઈ લેતા નથી. પંદર દિવસ પહેલાં આપ્યું હોત તો ભીલો ભેટ સોગાત લઈ લેત પણ રામજીનાં દર્શન કર્યાં પછી વૃત્તિ બદલાય છે. રઘુનાથકી નજરિયા જાદુ ભરી હૈ. રઘુનાથજીનાં દર્શનથી અમારું પાપ છૂટી ગયું છે. અમે ચોરી કરતાં, હિંસા



કરતાં વગેરે, અમારી આદત છૂટી ગઈ. રામનાં દર્શન કરતાં ચિત્રકૂટના ભીલ કોળીઓનું જીવન સુધરે છે, અને આપણું જીવન ન સુધરે, તો તેના જેવું પાપ બીજું કયું ? રામજીનાં દર્શન કરતાં સ્વભાવ સુધરે તેમાં આશ્ચર્ય નથી પણ રામજીનું નામ લેતાં પણ સ્વભાવ સુધરે છે.

આ બાજુ પ્રજાજનો વ્યાકુળ છે. રામજી અયોધ્યા ન આવે ત્યાં સુધી કોઈને શાંતિ નથી. ભરત શત્રુઘ્ન તમે વનમાં રહો અને રામ, લક્ષ્મણ અને સીતાને અમે અયોધ્યા લઈ જઈશું.

ભરત બોલ્યા છે :—ગુરુજી તમે મારા મનની વાત કહી. રામજી અયોધ્યા પધારે તો ગુરુજી ચૌદ વર્ષ શું આખી જિંદગી અમે વનમાં રહેવા તૈયાર છીએ. **कानन करउं जनम भरी बासू ।** કૌશલ્યાએ આ સાંભળ્યું. આમાં ફેર શું ? મારો ભરત, મારો રામ બન્ને મારા માટે સરખા છે.

છેવટે વસિષ્ઠજી બોલ્યા છે, લોકો મને બ્રહ્મનિષ્ઠ કહે છે પણ આ ભરતને જોયા પછી મને થાય છે કે આ ભરત મારા કરતાં ડાહ્યો છે. રામ, તે સુખી થાય તેવો ઉપાય કરો.

રામજીએ કહ્યું :—ભરત કાંઈ સંકોચ ન રાખે. ભરત કહે તે પ્રમાણે કરવા હું તૈયાર છું. હું ભરતને નારાજ નહિ કરું.

ભરતજીને થયું છે, મોટાભાઈએ મારાં પાપ માફ કર્યાં છે. કોઈ દિવસ મારું દિલ દુભાવ્યું નથી.

કહે છે :—હું આપનો સેવક છું. આપ આજ્ઞા કરો તે પ્રમાણે કરવા હું તૈયાર છું. રાજ્યાભિષેકની તૈયારી કરીને અમે આવ્યા છીએ. આપને રાજ્યતિલક કરવામાં આવે. અયોધ્યા જઈ આપ સર્વને સનાથ કરો. રામ, લક્ષ્મણ અયોધ્યા જાય. હું અને શત્રુઘ્ન વનવાસ ભોગવીશું. અથવા લક્ષ્મણ, શત્રુઘ્નને અયોધ્યા મોકલો અને મને સેવાનો લાભ આપો. અથવા અમે ત્રણે ભાઈઓ વનમાં રહીએ અને આપ સીતાજી સહિત અયોધ્યા જાવ.

તે જ સમયે ત્યાં જનકરાજાના દૂત આવ્યા છે. રામજી કહે છે એક એક દિવસ જતાં વાર શું લાગશે ? ચૌદ વર્ષ પૂરાં થઈ જશે.

પ્રાતઃકાળમાં જનકરાજા ત્યાં આવ્યા છે. જનક મહારાજાનું સ્વાગત કર્યું છે. પુષ્કળ વાતો થઈ છે. સીતાનો તપસ્વીનો વેશ જોતાં જનકનું હૃદય ભરાયું છે.

કૌશલ્યાએ કહ્યું છે :—આ ભરતને સમજાવો. આ ભરત ચૌદ વર્ષ કેવી રીતે જીવશે ? રામવિરહ તે સહન કરી શકશે નહિ. ભરતને સંતોષ થાય તેવું કરો.

જનક રાજાએ કહ્યું છે :—હું બ્રહ્મજ્ઞાની છું પણ ભરતના પ્રેમ આગળ મારી બુદ્ધિ કાંઈ કામ કરતી નથી.

જનકે તો એટલું જ કહ્યું, હું સીતાજીને મારી સાથે લઈ જઈશ. બેટા, તેં બન્ને કુળનો ઉદ્ધાર કર્યો. પુત્રી, તે બન્ને કુળ પવિત્ર કર્યા.

સીતાજીએ કહ્યું :—મારા પતિનો વનવાસ એ મારો પણ વનવાસ છે. પિતાજી મને બધારે આગ્રહ ન કરો.

તે પછી ત્રીજો દરબાર ભરાયો છે. ભરત આજ્ઞા માંગે છે.

રામજી કહે છે :—ભરત, આજ સુધી મેં તને નારાજ કર્યો નથી, આજે નારાજ કરવો પડશે. પિતાજીની બન્ને આજ્ઞાઓનું પાલન કરવાનું છે. પહેલી આજ્ઞા તારે પાળવાની છે. બીજી આજ્ઞા મારે પાળવાની છે.

ભરતજીએ કહ્યું :—નાથ, હું એકલો કેમ જઈશ ? મને કાંઈ અવલંબન આપો.

રામજીએ ચરણપાદુકા આપી છે. ભરતે માથે ચરણપાદુકા મૂકી. બંધુપ્રેમનો આદર્શ બતાવતા ભરતજી સીતારામ સીતારામ બોલતા બોલતા જાય છે. ભરતજી અયોધ્યા આવ્યા છે. પ્રભુની પાદુકાઓને સિંહાસન ઉપર રાખી છે. સિંહાસન ઉપર ભરતજીએ ચરણપાદુકાની સ્થાપના કરી છે. ભરતજી ગોમુખયાવક વ્રત કરે છે, ગાયને જવ ખવડાવે તે છાણમાં બહાર નીકળ્યા પછી ગોમુત્ર સાથે ઉકાળે. તે પ્રમાણે ઉકાળેલા જવ એક વાર દિવસમાં આરોગે છે. રામજીની તપશ્ચર્યા કરતાં ભરતજીની તપશ્ચર્યા શ્રેષ્ઠ છે. ભરતનો પ્રેમ એવો કે જડ પાદુકા ચેતન બની જાય છે. જેને રામનો વિયોગ છે તેનું જીવન કેવું હોવું જોઈએ તેનો આદર્શ ભરતે જગતને બતાવ્યો છે. આપણને રામનો વિયોગ છે. મનુષ્યનું જીવન ભરતના જેવું હોય તો રામ મળે. ભરતનું ચરિત્ર મનુષ્ય માટે અનુકરણીય છે. રામજીની પાદુકાની આજ્ઞા વગર ભરત કાંઈ કરતા નથી. કોઈપણ મુંઝવણમાં કોઈ જીવની સલાહ લ્યો એ ઠીક છે પણ ભગવાનની સલાહ લો એ અતિ ઉત્તમ છે. સલાહ ઠાકોરજીની લેવી. જીવની સલાહ મોટેભાગે રાગ દ્વેષવાળી હોય છે. તમને કાંઈપણ મુંઝવણ હોય તો ઠાકોરજીનો શૃંગાર કરી, ભોગ ધરી, આરતી કરી પછી શાંતિથી હાથ જોડી નીચેના મહામંત્રનો જપ કરો **कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः** । આ શ્લોક મહામંત્ર છે. આ શ્લોકનો જપ કરો અને ભગવાનનાં ચરણમાં સૂઈ જાવ. ભગવાન સ્વપ્નમાં માર્ગદર્શન આપશે. રામજી પથારી ઉપર સૂતા ત્યારે ભરતજી ભોંય ઉપર સૂવે છે.

રઘુનાથજીએ ચિત્રકૂટનો ત્યાગ કરવા નિશ્ચય કર્યો. અત્રિઋષિના આશ્રમમાં રઘુનાથજી પધાર્યા છે, અનસૂયાએ સીતાજીના પુષ્કળ વખાણ કર્યાં છે. અત્રિઋષિને ત્યાંથી સુતીક્ષ્ણના આશ્રમમાં ગયા છે. આ પ્રસંગ દિવ્ય છે. આ સુતીક્ષ્ણ અગસ્ત્ય ઋષિના શિષ્ય હતા. વિદ્યાભ્યાસ પૂરો થયા પછી સુતીક્ષ્ણે ગુરુજીને કહ્યું, ગુરુદેવ આપ કાંઈક ગુરુદક્ષિણા માંગો. અગસ્ત્યઋષિએ કહ્યું છે :—તારું કલ્યાણ થાય. મેં કાંઈ લેવાની આશાથી વિદ્યાદાન કર્યું નથી. તારી તાકાત હોય તો રામજીનાં દર્શન મને કરાવજે.

સુતીક્ષ્ણે આજે રામજીનાં દર્શન કર્યાં. પછી રામજીને કહે આગળનો રસ્તો હું આપને બતાવીશ.

રામજીએ લક્ષ્મણને કહ્યું :—આ રસ્તો બતાવવા આવતા નથી. પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા આવે છે. સુતીક્ષ્ણ રામજીને અગસ્ત્યના આશ્રમમાં લઈ જાય છે.

ૐકારનો ભાવાર્થ રામનામમાં ભર્યો છે. સુતીક્ષ્ણઋષિ કહે છે :— ગુરુજી આપને સાષ્ટાંગ પ્રણામ કરું છું. આજે તમને રામજીનાં દર્શન કરાવવા આવ્યો છું. અગસ્ત્યઋષિ દોડતા દોડતા આવ્યા છે. અગસ્ત્ય કૃતાર્થ થયા છે.

તે પછી ગોદાવરીના કિનારે પંચવટીમાં મુકામ કર્યો છે. ત્યાં ગોદાવરીના કિનારે આશ્રમ બનાવ્યો છે. પંચવટી એટલે પાંચ પ્રાણ. પાંચ પ્રાણમાં પરમાત્મા વિરાજે છે. સંસારઅરણ્યમાં જે ભટકે તેને શૂર્પણખારૂપી વાસના મળે છે. રામજી શૂર્પણખાને આંખ આપતા નથી. શૂર્પણખા એ મોહનું સ્વરૂપ છે. રાવણની એ બહેન છે. બનીઠની રામ પાસે આવે છે. કહે છે, હું કુંવારી છું. તમને જોતાં મારું મન માને છે. તેથી લગ્ન કરવા આવી છું. સુર્પણખા એ કામવાસના છે.

રામજીએ કહ્યું :—તું જેવી કુંવારી છે તેમ મારો ભાઈ લક્ષ્મણ કુંવારો છે. તું તેમની પાસે જા. હું તો એક પત્નીવ્રત પાળું છું.

શૂર્પણખા ગુસ્સે થઈ છે. આ સીતાજીને લીધે તું ના પાડે છે. શૂર્પણખાએ



પોતાનું વિશાળ રૂપ રાક્ષસીરૂપ ધારણ કર્યું.

વાસના પણ શૂર્પણખા જેમ પહેલાં સુંદર લાગે છે પણ પછી પોતાનું પોત પ્રકાશિત કરે છે, જીવને ફસાવે છે, વાસના આરંભમાં કોમળ લાગે છે પણ વાસના ભયંકર છે. વાસનાની પકડમાંથી જલદી છૂટી શકાતું નથી.

લક્ષ્મણજીએ શૂર્પણખાનાં નાકકાન કાપી નાંખ્યાં. તે રાવણ પાસે ગઈ છે. રાવણે પૂછ્યું, તારી આ દશા કોણે કરી ? શૂર્પણખા કહે છે :—દશરથનાં બે બાળકો રામલક્ષ્મણ પંચવટીમાં રહે છે. તેની સાથે સુંદર સ્ત્રી છે. હું તેને તારા માટે લેવા ગઈ હતી અને મારી આ દશા થઈ છે. રાવણે શૂર્પણખાને આશ્વાસન આપ્યું છે.

આ તરફ રામજીએ સીતાને કહ્યું :—દેવી, હવે લીલા કરવી છે. આપ અગ્નિમાં નિવાસ કરો.

એટલે કહેવામાં આવે છે કે રાવણ જે સીતાને લઈ ગયો તે તો સીતાજીની છાયા છે.

રાવણ મારીચ સાથે પંચવટી પાસેના વનમાં આવ્યો છે. મારીચે કનકમૃગનું રૂપ ધારણ કર્યું. સીતાજીએ તે કપટમૃગને જોયું. તેણે રામજીને કહ્યું, આ અતિસુંદર છે. તેને મારી તેનું ચામડું લઈ આવો. રામજી મૃગને મારવા જાય છે. રામજીએ મારીચને બાણ માર્યું તે હે લક્ષ્મણ કરતો જમીન ઉપર પડ્યો.

આ બાજુ સીતાજીએ હે લક્ષ્મણની બૂમ સાંભળી. સીતાજીના કહેવાથી લક્ષ્મણ રામજીની મદદે જાય છે. તે વખતે રાવણે સીતાજીનું હરણ કર્યું છે. રાવણ સીતાજી પાસે ભિક્ષા માગવા આવ્યો છે. સીતાજીને રથમાં બેસાડી તે આકાશમાર્ગે જવા લાગ્યો. જટાયુએ સીતાજીનાં દુઃખભર્યાં વચનો સાંભળ્યાં. જટાયુ યુદ્ધ કરવા આવ્યા છે. રાવણે તેની બે પાંખ કાપી નાંખી છે. યુદ્ધ વખતે જટાયુએ પૂછ્યું તારું મરણ ક્યાં છે તે બતાવ. રાવણ કહે મારા પગનાં અંગુઠામાં મારું મરણ છે. રાવણ જૂઠું બોલ્યો છે. જટાયુ જ્યાં રાવણના અંગુઠાને કાપવા જાય છે ત્યાં રાવણે જટાયુની પાંખ કાપી નાંખી છે.

લક્ષ્મણ રામજી પાસે આવ્યા એટલે રામજીએ કહ્યું :—સીતાજીનું રક્ષણ કરવા મેં તને આજ્ઞા કરેલી. તું કેમ આવ્યો ?

લક્ષ્મણ કહે છે :—મોટાભાઈ હું તો આવતો ન હતો પણ મારા ભાભીના કહેવાથી આવવું પડ્યું.

લક્ષ્મણને થયું આ રામજીની સેવા કરવી કઠણ છે. રામે કહ્યું છે :—લક્ષ્મણ આવતા જન્મે હું તમારી સેવા કરીશ. બીજા જન્મમાં લક્ષ્મણ થયા છે બળરામ.

રામ લક્ષ્મણ આશ્રમમાં આવ્યા. જુએ છે તો આશ્રમમાં સીતાજી નથી. રઘુનાથજીએ નાટક કર્યું છે. એકનાથજીએ સીતાવિયોગ બહુ સુંદર વર્ણવ્યો છે. હે સીતે સીતે કહેતાં વિલાપ કરવા લાગ્યા. લક્ષ્મણ વારંવાર સમજાવે છે, ધીરજ રાખો. આંખો ઉઘાડો.

રામ કહે છે :—ધરતી મારી સાસુ છે. તેના તરફ જોઉં તો તે મને કહે કે સ્ત્રીનું રક્ષણ કરવાની શક્તિ ન હતી તો પરણ્યો શું કામ ? આકાશ તરફ દ્રષ્ટિ કરી ઉપર જોઉં તો સૂર્ય નારાયણ ઠપકો આપે કે મારા કુળમાં આવો જન્મ્યો કે જે પત્નીનું રક્ષણ કરી શકયો નહિ.

આગળ ચાલતાં જટાયુને પડેલો જોયો. જટાયુએ કહ્યું, રાવણે મારી આ દશા

કરી છે. તે સીતાજીનું હરણ કરી ગયો છે તે દક્ષિણ દિશા તરફ ગયો છે.

રામચંદ્રજીએ કહ્યું :—તમે કહો તો તમારા શરીરને સારું બનાવી દઉં. તમે શરીરને ધારણ કરી રાખો.

જટાયુએ ના પાડી છે. કહ્યું છે મરતી વખતે જેનું નામ મુખમાંથી નીકળે તો અધમ પણ મુક્તિ પામે છે તે આપ મારા નેત્રોનો વિષય બની સામે ઊભા છો. તો હે નાથ, હું કઈ કમીનાની પૂર્તિ માટે આ દેહને રાખું ?

**जाकर नाम मरत मुख आवा। अधमउ मुकुत होइ श्रुति गावा॥**
**सो मम लोचन गोचर आगे। राखहुँ देह नाथ केहि खाँगे॥**

જટાયુ ગીધદેહનો ત્યાગ કરે છે. અને હરિના ધામમાં જાય છે. યોગીઓ પણ જે ગતિ યાચે છે તે ઉત્તમ ગતિ રામજી જટાયુને આપે છે.

માટે તો શિવજી પાર્વતીજીને કહે છે. **सुनहु उमा ते लोग अभागी। हरि तजि होहिं विषय अनुरागी॥** પાર્વતી સાંભળો, તે લોકો ખરેખર અભાગી છે કે જેઓ હરિને છોડી વિષયો સાથે પ્રેમ કરે છે.

ત્યાંથી પ્રભુ શબરીના આશ્રમમાં પધાર્યા છે.

આ શબરી પહેલાનાં જન્મમાં રાજાની રાણી હતી. તેણી ધનથી સેવા કરી શકે પણ તનથી સેવા કરી શકતી નથી. એક વખત પ્રયાગરાજ ગઈ હતી ત્યાં અનેક મહાત્માઓનાં દર્શન કર્યાં, ત્રિવેણીમાં આત્મહત્યા એવી ઇચ્છાથી કરી કે હવેના જન્મમાં મને સાચા સંતનો સત્સંગ થાય. પછીના જન્મમાં ભીલ કન્યા થઈ.

શબરી એ શુદ્ધ પ્રેમલક્ષણા ભક્તિ છે. શબરીનું લગ્ન નક્કી થયું. પિતા મીજબાની માટે બોકડા લાવ્યા છે. શબરીએ વિચાર્યું મારા લગ્નમાં આટલી હિંસા થાય તો મારે લગ્ન જ કરવું નથી. મધ્યરાત્રીએ શબરીએ ઘરનો ત્યાગ કર્યો છે. પંપા સરોવરના કિનારે માતંગ ઋષિના આશ્રમ પાસે તે રહેવા લાગી. માતંગઋષિ એક હાથીને મારે અને આખું વર્ષ તે હાથીનું માંસ ખાઈ ભક્તિ કરે. બીજા ઋષિઓ માતંગઋષિની બહુ નિંદા કરવા લાગ્યા. માતંગઋષિ કહે, હું વર્ષમાં એક જ જીવને મારું છું. તમે અસંખ્ય જીવોને રોજ મારો છો.

શબરીજી ત્યાં આવ્યાં છે. દિવસે ઝાડ ઉપર બેસી રહે. રાત્રે મહાત્માઓની છૂપી રીતે સેવા કરે. સત્કર્મની જાહેરાત કરવાથી પુણ્યનો વિનાશ થાય છે.

સેવા બતાવવા માટે ન કરો, સેવા ભગવાનને રાજી કરવા માટે કરો. શબરી ઋષિઓ જે રસ્તે સ્નાન કરવા જતા તે રસ્તામાં બુહારીની સેવા અંધારામાં ઉઠીને કરતાં. કોઈને ખબર પડતી નથી. માતંગ ઋષિએ શબરીને પૂછ્યું તું કઈ જાતની છે. શબરીએ ખરું કહ્યું કે કિરાતની કન્યા છું.

માતંગઋષિએ વિચાર્યું આ જાતિહીન છે, પણ કર્મહીન નથી. માતંગઋષિએ કહ્યું. બેટા, તું મારા આશ્રમમાં રહેજે. માતંગઋષિએ શબરીને આશ્રમમાં રાખી છે. શબરી શુદ્ધ હતી. છતાં લોકો નિંદા કરવા લાગ્યા. ભીલ કન્યાને આશ્રમમાં રાખી છે. માતંગઋષિએ શબરીને રામમંત્રની દીક્ષા આપી છે. માતંગઋષિ એક સમયે બ્રહ્મલોકમાં જવા તૈયાર થયા છે. શબરીએ પૂછ્યું. પિતાજી તમે ન જાવ. તમે જશો તો મારું શું થશે ? ઋષિએ કહ્યું છે :—મેં તને રામમંત્રની દીક્ષા આપી છે. બેટા, તારા ઘેર એક દિવસ જરૂર શ્રી રામચંદ્રજી આવશે. ક્યારે આવશે તે મને ખબર નથી. હજુ તો તેમનું પ્રાગટ્ય અયોધ્યામાં થયું છે.



જપ, તપ, તીર્થ, દાન વગેરે બધું કરો પણ સંતના અનુગ્રહ વિના ભક્તિ ફળતી નથી.

વૈષ્ણવો આશામાં જીવે છે. એક દિવસ મારા પ્રભુ મને અપનાવશે. ખૂબ ઉત્સાહથી સેવા અને સ્મરણ કરો. મન ન લાગે તો સતત સત્કર્મો કરો,

શબરીને આશા હતી કે મારા રામ મારા ઘેર આવશે. રોજ વનમાંથી સારાં સારાં બોર લઈ આવે. સંધ્યાકાળે રામજી ન આવે ત્યારે બોર આરોગે. હું પાપી છું એટલે મારા ઘેર આવતા નથી. પ્રભુના આવવાની પ્રતીક્ષા કરતાં કરતાં શબરી હવે તો વૃદ્ધ થઈ છે. છતાં ઉત્સાહથી પ્રતીક્ષા કરે છે. મારા ગુરુજીએ કહ્યું છે એટલે જરૂર રામજી આવશે. રામજી માટે રાખેલા ફળ ઋષિકુમારોને આપી દેતાં. ઘટઘટમેં રામ રહા હૈ. બાર વર્ષ ખૂબ તપશ્ચર્યા કરો તો જરૂર સિદ્ધિ મળે છે. આખો દહાડો શબરી રામમંત્રનો જપ કરે છે. સંયમ હતો. જીવન સેવામય હતું. નિષ્ઠા દિવ્ય હતી. આવાના ઘેર રામજી ન પધારે તો કોના ઘેર પધારે ? રામ લક્ષ્મણ પંપાસરોવર પાસે આવે છે. ઋષિમુનિઓ સ્વાગત કરે છે. પધારો પધારો અમારે ત્યાં આવો. રામજી કહે છે મારે તો શબરીના ઘેર જવું છે.

સતત જે મને સર્વમાં શોધે છે તેને શોધતો હું આવું છું. જે મને શોધે તેને શોધતો હું જાઉં છું.

શબરીના આશ્રમમાં રામલક્ષ્મણ પધાર્યા છે. શબરી રામનો મંત્ર જપતાં બેઠી છે. રામજીને જોઈ શબરીએ સુંદર આસન બેસવા માટે આપ્યું છે. કહે છે કે જાતિહીન છું પણ હું આપને શરણે આવી છું.

રામજી કહે છે કે હું બીજા સંબંધમાં માનતો નથી, મારે તો સબસે ઊંચી પ્રેમ સગાઈ.

શબરીએ બોર રાખ્યાં છે. બે પડિયામાં શબરી બોર લાવ્યાં છે. શબરી ચાખી ચાખીને બોર આપે છે. કદાચ બોર ખાટાં ન અપાય જાય. અતિ પ્રેમમાં શબરીને ભાન નથી કે તેણી અજીઠાં ફળ રામજીને ખવડાવી રહી છે. રામજીએ શબરીનાં બોરનાં બહુ વખાણ કર્યાં છે. પ્રેમમાં જ મિઠાશ છે.

પ્રેમને કલંકિત ન કરો. ઈશ્વરને પ્રેમ કરો તો કેવળ ઈશ્વરને માટે જ પ્રેમ કરો.

રામજી શબરીનાં બોર આરોગી ગયા છે. મહાપુરુષોએ વર્ણન કર્યું છે, આ બોરનાં ઠળિયાની દ્રોણાચલ પર્વત ઉપર સંજીવની વનસ્પતિ થઈ છે કે જેણે લક્ષ્મણજીને જીવતદાન આપ્યું છે.

ખૂબ ભજન કરો. સાધુસંતોમાં ખૂબ વિશ્વાસ રાખો. શબરીનું ચરિત્ર માનવમાત્ર માટે આશ્વાસનરૂપ છે. ભગવાન જરૂર મળે છે. શબરીને પૂછ્યું છે, તારી કોઈ ઇચ્છા છે. શબરીએ કહ્યું, પંપા સરોવરનું જળ બગડી ગયું છે તે સુધારો. એક વખત એક ઋષિએ શબરીને લાત મારી હતી. ત્યારથી પંપા સરોવરનું જળ બગડેલું. તે સુધારવાનું રામજીને વિનંતિ કરતાં રામજી કહે છે તે જળને સુધારવા મારી શક્તિ નથી. રામજીએ લોકોને કહ્યું, તમે શબરીનું ચરણતીર્થ તેમાં પધરાવો. શબરીએ જળમાં સ્નાન કર્યું છે. સરોવરનું જળ અતિ મધુર બન્યું છે. રામે શબરીનો ઉદ્ધાર કર્યો. શબરીજી રામજીનાં દર્શન કરતાં કરતાં યોગાગ્નિમાં સમાયા છે.

રઘુનાથજી ત્યાંથી આગળ ચાલ્યા છે. ઋષ્યમૂક પર્વત નજીક આવ્યા કે જ્યાં સુગ્રીવ રહે છે, ત્યાં પ્રથમ હનુમાનજીનું મિલન થાય છે. હનુમાનજીએ પૂછ્યું છે :—આપ

કોણ છો? સુગ્રીવ સાથે મૈત્રી, રામ સુગ્રીવની મૈત્રી હનુમાનજી દ્વારા થાય છે, જીવની ઈશ્વર સાથે મૈત્રી ન થાય ત્યાં સુધી જીવન સફળ થતું નથી, અને એ મૈત્રી હનુમાનજી વગર બ્રહ્મચર્ય વગર થતી નથી.

રામનામ અમૃત કરતાં પણ શ્રેષ્ઠ છે. રામનામ ભવરોગની દવા છે. પરંતુ સંયમ વગર એ દવા ફળતી નથી.

રામનામ તો સબ કહે
દસ રીત કહે ન કોઈ

હનુમાનજી વકીલાત ન કરે ત્યાં સુધી રામચંદ્રજી અપનાવે નહિ.

પરમાત્મા જીવમાત્રના સાચા મિત્ર છે, ઈશ્વર સાથે મૈત્રી કરે તો જીવન સફળ થાય છે. જગતનો મિત્ર બહુ તો આ લોકોમાં સુખ આપશે. પરલોકમાં અને અંતકાળે તે સુખ આપી શકશે નહિ.

જીવ ઈશ્વર સાથે મૈત્રી કરે તો ઈશ્વર તેને ઈશ્વર બનાવે છે. ઈશ્વર જીવને ઈશ્વર બનાવે છે. પરમાત્મા અતિશય ઉદાર છે. ઈશ્વર જીવને આપે છે ત્યારે આપવામાં સંકોચ કરતા નથી. જીવ આપે છે ત્યારે વિચાર કરીને આપે છે. પોતાના માટે થોડુંક રાખી પછી જીવ બીજાને આપે છે. મારા માટે કાંઈક રહેવું જોઈએ તે વિચાર વગર ઈશ્વર આપે છે. પરમાત્મા સાથે મૈત્રી કરો. ઈશ્વર સાથે મૈત્રી તે જ કરી શકશે જે કામની દોસ્તી છોડશે. કામ અને કૃષ્ણ, રામ અને રાવણ સાથે રહી શકે નહિ.

રામજીએ સુગ્રીવ સાથે મૈત્રી કરી. સુગ્રીવને હનુમાને અપનાવેલા છે. તેથી રામજીએ તેને પોતાના મિત્ર માન્યા છે. હનુમાનજી એ બ્રહ્મચર્યનું સ્વરૂપ છે. બ્રહ્મચર્ય સાથે મૈત્રી કરશો, તો જિતેન્દ્રિય થશો, તો પરમાત્મા સાથે મૈત્રી થશે. સંયમ રાખે અને ધર્મમર્યાદા પાળે તો રામરાજ્યની માફક દાક્તર વકીલની જરૂર ન પડે.

હનુમાનજી જેને ન અપનાવે તેને રામ મિત્ર માને નહિ. પરમાત્મા સાથે પ્રેમ ન થાય તો જીવન સુંદર થઈ શકે નહિ. મનુષ્ય પ્રેમ કર્યા વગર રહી શકતો નથી. કોઈ પૈસામાં, કોઈ સ્ત્રીમાં, કોઈ બાળકોમાં પ્રેમ કરે છે. પણ પ્રેમ કરવા લાયક એક પરમાત્મા છે. પરમાત્મા વિના બીજા કોઈ સાથે કરેલો પ્રેમ પરિણામમાં જીવને રડાવે છે.

જગત અપૂર્ણ છે. જીવ પણ અપૂર્ણ છે. જીવ પરિપૂર્ણ ત્યારે બને છે કે જ્યારે તે ઈશ્વર સાથે મૈત્રી કરે છે. પરમાત્મા સાથે મૈત્રી કરનાર જીવને પ્રભુ પૂર્ણ બનાવે છે. ઈશ્વર તેને મળે છે જે ઈશ્વરને પૂર્ણ પ્રેમ આપે છે. ઈશ્વર સાથે પૂર્ણ પ્રેમ કરે છે તેને જ પ્રભુ પોતાનો માને છે. ઈશ્વર સાથે પ્રેમ કરવો હોય તો બીજા સાથેનો પ્રેમ છોડવો પડશે. ધીરે ધીરે લૌકિક સ્નેહ છોડો તો પ્રભુ સાથે પ્રેમ થાય.

હનુમાનજીએ પૂછ્યું, આપ કોણ છો? ત્યારે રામજીએ ઓળખાણ આપી. હનુમાનજીએ સાષ્ટાંગ પ્રણામ કર્યા, સ્તુતિ કરી છે. પછી કહ્યું આ પર્વત પર વાનરરાજા સુગ્રીવ રહે છે, તેની સાથે મિત્રતા કરો. તે આપનો દાસ છે. રામ લક્ષ્મણ સુગ્રીવ પાસે આવ્યા છે. રામજીએ સુગ્રીવને પૂછ્યું છે કે તું કેમ દુઃખી છે?

સુગ્રીવ કહે છે:—મારા ભાઈ વાલીએ મને કાઢી મૂકયો છે. વાલીએ મારું સર્વસ્વ હરી લીધું છે. મારી પત્નીનું પણ અપહરણ કર્યું છે.

મિત્રના દુઃખે દુઃખી થાય એ મિત્ર. વાલી સુગ્રીવનું યુદ્ધ થયું. રઘુનાથજીએ ઝાડ પાછળથી વાલીને તીર માર્યું છે. વાલી બોલ્યો છે:



**अवगुन कवन नाथ मोहि मारा ।** તમે તો ધર્મની રક્ષા કરવા માટે અવતાર ધારણ કર્યો છે. મેં કોઈ અપરાધ કર્યો નથી. હે નાથ, મારા કયા દોષથી તમે મારો વધ કર્યો છે?

ધર્મના રક્ષણ માટે તમારો અવતાર છે. આપે આ અધર્મ કર્યો છે. તે સમયે રામચંદ્રજી બોલ્યા છે:—તું તારા દોષનો વિચાર કરતો નથી અને મને ઠપકો આપે છે.

ભાઈની સ્ત્રી, બહેન, પુત્રની સ્ત્રી અને કન્યા આ ચારે સમાન છે. ભ્રાતૃપત્ની પોતાની કન્યારૂપ હોવા છતાં તેં તેના ઉપર કુભાવ રાખ્યો. ભાઈની સ્ત્રી ઉપર કુભાવ રાખનારો તું મહાપાપી છે. તું પાપીનો ઉદ્ધાર કરવા તને માર્યો છે.

સ્વદોષ દર્શન વગર ઈશ્વર દર્શન થશે નહિ. પરદોષ દર્શન પરમાત્માનાં દર્શનમાં વિઘ્ન કરે છે.

તું તારા પાપનો વિચાર કરતો નથી. તારા જેવા પાપીનો ઉદ્ધાર કરવા તને બાણ માર્યું છે.

વાલી જવાબ આપે છે:—મહારાજ, હું પાપી છું, તો મને બતાવો કે કઈ પોથીમાં લખ્યું છે કે પાપીને તમારાં દર્શન થાય. ઊલટું એમ કહેવામાં આવ્યું છે કે:

**जनम जनम मुनि जतन कराहीं । अंत राम कहि आवत नाहीं ॥**

મુનિગણ જન્મ જન્મોમાં અનેક પ્રકારનાં સાધનો કરતાં રહે છે તો પણ અંત કાળમાં તેમના મુખમાંથી રામ નામ નીકળતું નથી.

હું પુણ્યશાળી છું. તેથી આપનાં દર્શન કરું છું. તમારાં દર્શન થયાં એટલે હવે હું પાપી રહ્યો નથી. તમારાં દર્શનથી પાપનો નાશ થાય છે. તમારાં દર્શન દેવોને દુર્લભ છે. તેમ છતાં અંતકાળે હું તમારાં દર્શન કરું છું. એકનાથ મહારાજે કહ્યું છે કે ભગવાન વાલીને કહે છે:—મારાં દર્શન તને થયાં છે તે તારા પ્રતાપે નહિ. સુગ્રીવ મારા શરણે આવ્યો છે. સુગ્રીવનો તું ભાઈ છે તેથી તારો ઉદ્ધાર કરવા હું આવ્યો છું. તું સુગ્રીવના કુટુંબનો છે તેથી તને દર્શન આપવા આવ્યો છું.

વાલી આ સાંભળીને સુગ્રીવને પ્રણામ કરવા લાગ્યો. તારે લીધે મને રામજીનાં દર્શન થયાં.

સુગ્રીવ જવાબ આપે છે:—અરે! તારા લીધે મને રામજીના દર્શન થયાં છે. જો તમે મને કાઢી મૂકયો ન હોત, તો મને રામજીનાં દર્શન કયાં થવાનાં હતાં.

સુગ્રીવને થયું મારો ભાઈ શરીર છોડે છે. સુગ્રીવ કહે છે, મોટાભાઈ મારા પાપની ક્ષમા કરો.

વેર અને વાસના મરણને બગાડે છે. વેર અને વાસના રાખીને મરે છે તેને સદ્દગતિ મળતી નથી. તમારું કર્તવ્ય પૂરું કરો. નિશ્ચય કરો મારે કોઈની સાથે વેર રાખવું નથી.

પછી રામ રામ બોલતાં વાલીએ પ્રાણનો ત્યાગ કર્યો છે. સુગ્રીવને કિષ્કિન્ધાનું રાજ્ય આપ્યું. રામજીની અનાસક્તિ કેવી છે. રાવણને માર્યા પછી લંકાનું રાજ્ય મળ્યું તેમ છતાં એક પૈસો પણ લીધો નથી. મેં પૈસા માટે રાવણને માર્યો નથી. કંસને શ્રીકૃષ્ણે માર્યા પછી મથુરાનું રાજ્ય મળ્યું તે ઉગ્રસેનને આપ્યું છે. જેવું બોલે છે તેવું જીવનમાં ઉતારીને બોલે છે. યુદ્ધભૂમિના મેદાનમાં એક કલાકમાં છ શાસ્ત્રોનો સાર અર્જુનને સંભળાવી દીધો. ભગવાનનું જ્ઞાન કેવું છે! અર્જુન બોલ્યો છે, આપ કહેશો તે કરીશ. જ્ઞાનની શોભા વ્યાખ્યાનથી નથી પણ ક્રિયાત્મક ભક્તિયોગથી છે. ભગવાને કિષ્કિન્ધાનું

રાજ્ય લીધું નથી. એટલે શંકરજી પાર્વતીજીને કહે છે, રામ સમાન હિત કરવાવાળું જગતમાં કોઈ નથી. દેવતા, મનુષ્ય અને મુનિ સર્વની આ રીત છે કે સ્વાર્થને માટે જ સર્વ પ્રીતિ કરે છે.

**सुर नर मुनि सबकी यह रीती ।**
**स्वारथ लागि करहिं सब प्रीती ॥**

ભગવાન પ્રવર્ષણ પર્વત ઉપર બિરાજ્યા છે. હનુમાનજી વાનર સેના ભેગી કરે છે. હનુમાનજીને રામજીએ પોતાના હાથની મુદ્રિકા આપી કહ્યું, સીતાને મારા બલ તથા વિરહની વાત કહી સમજાવી, તુરત પાછો આવજે. હનુમાનજીએ વાનરો સહિત ત્યાંથી પ્રયાણ કર્યું છે. દક્ષિણ દિશા તરફ ગયા. ત્યાં જાંબવાન પાસે હનુમાનજી આવ્યા છે. તેવામાં સંપાતિએ આવીને ખબર આપી, સીતાજી અશોકવનમાં છે. દરિયો ઓળંગીને જે જશે તેને સીતાજી મળશે. આ દરિયો ઓળંગવો મુશ્કેલ છે. રામનામનું બળ અને સંયમનું બળ ન હોય, તો આ દરિયો ઓળંગી શકાય નહીં.

હનુમાનજીમાં આવેશ આવ્યો. તમે મને કહો તો લંકાને સમુદ્રમાં ડૂબાડી દઉં. જાંબવાન કહે છે :—ધીરજથી કામ કરો, લંકાને ડૂબાડી દેશો તો સીતાજી ડૂબી જશે.

હનુમાનજીએ ત્યાંથી ઉડાણ કર્યું છે. રસ્તામાં સુરસા આવી તેનો નાશ કર્યો છે. હનુમાનજી લંકામાં આવ્યા છે. તે સાયંકાળના સમયે લંકાને ચારે તરફથી નિહાળે છે. લંકાનો અલૌકિક વૈભવ છે. મધ્ય રાત્રિએ હનુમાનજી લંકામાં પ્રવેશ કરે છે તે વખતે લંકિની અટકાવે છે. હનુમાનજી લંકિનીને મારે છે. લંકિનીએ કહ્યું, જોષીએ મને કહેલું છે. તને કોઈ મારે ત્યારે માનજે કે રાવણ મરશે. લંકિની હનુમાનજીને કહે છે, તમે લંકામાં જજો પણ રામને હૃદયમાં રાખીને જજો.

**हृदय राखि कोसलपुर राजा ।**

કારણ રાક્ષસ રાક્ષસીઓનો વિહાર જોતાં કદાચ તમારી આંખમાં વિકાર આવશે. માનવસમાજમાં રહી માનવ થવું સહેલું નથી. એકાંતમાં બેસી બ્રહ્મનું ચિંતન કરવું સહેલું છે. જનસમાજની મધ્યમાં વિલાસી લોકો વચ્ચે રહી નિર્વિકાર રહેવું અતિ મુશ્કેલ છે. ભલે શરીરથી નહિ પણ આંખથી પાપ થઈ જાય છે.

હનુમાનજીને કોણ બોધ આપી શકે ? તે સકળ વિદ્યાના આચાર્ય છે. લંકિનીનો ઉપદેશ સારો છે. હનુમાનજીને લાગ્યું મેં આંખથી આ દ્રશ્ય જોયું. ના, ના, મેં આંખથી ભલે જોયું પણ મનથી ચિંતન કર્યું નથી. હનુમાનજી બાળબ્રહ્મચારી છે.

ત્યાંથી ઇન્દ્રજિતના મહેલમાં આવ્યા. સુલોચનાને જોઈ થયું કે સુલોચના અતિ સુંદર છે. કદાચ આ જ સીતાજી હશે એમ હનુમાનજીએ માન્યું. પણ ના, ના, આ સીતાજી નથી. ખાતરી થઈ.

એકનાથજી મહારાજે સુંદર કાંડ સુંદર લખ્યો છે. હનુમાનજી એ સાક્ષાત્ શિવનું સ્વરૂપ છે. શિવજીએ અવતાર લીધો. પાર્વતીજીએ અવતાર લેવા હઠ કરી. શિવજીએ કહ્યું, ના, મારે બ્રહ્મચારી રહેવું છે. પાર્વતી કહે તમારા વિના હું જીવીશ નહીં. એટલે શિવજી થયા હનુમાન અને પાર્વતી થયા તેનું પૂછડું. આ યોગમાયા દરેકના ઘરમાં જાય છે. હનુમાનજીનું પૂચ્છ વધે છે. રાવણની ખૂબ ફજેતી કરે છે. આખી રાત સૂક્ષ્મ રીતે ભ્રમણ કર્યું પણ સીતાજી કયાંય દેખાતાં નથી. પ્રાતઃસમયે વિભીષણના મહેલમાં આવે છે. જાગતાવેંત વિભીષણે રામનામનું સ્મરણ અને ઉચ્ચારણ કર્યું. રાત્રે સૂતા પહેલાં



અને સવારે ઊઠતી વખતે પ્રભુના નામનું સ્મરણ કરજો. શુભ વિચાર કરજો. હનુમાનજીને થયું, આ રાક્ષસોની દુનિયામાં આ કોણ વૈષ્ણવ હશે ? હનુમાનજીએ બ્રાહ્મણનું રૂપ ધારણ કર્યું અને વિભીષણના મહેલમાં પ્રવેશ કર્યો. વિભીષણે પૂછ્યું, આપ કોણ છો ? રામ તો નથી ને ? સવારે આપનાં દર્શન થયાં તેથી મારું કલ્યાણ થશે. હનુમાનજીએ બધી વાત કહી. પૂછે છે સીતાજી કયાં છે ? વિભીષણે સીતાજી કયાં અને કેવી રીતે મળશે તેની વિગત કહી.

વિભીષણે કહ્યું :—તમારાં દર્શન થયાં તેથી જરૂર હવે મને રામનાં દર્શન થશે. હું તો અધમ છું, પરંતુ તમારા લીધે રામ મને અપનાવશે.

હનુણાનજી અશોકવનમાં આવ્યા છે. સીતાજી સમાધિમાં બેઠા છે. સીતાજી હે રામ હે રામનો જપ કરતા હતા. માતાજીનું શરીર દુર્બળ થયું હતું. માતાજીને મનથી પ્રણામ કર્યાં. જે ઝાડ નીચે બેસી સીતાજી ધ્યાન કરતાં હતાં તે ઝાડ ઉપર બેસી રામકથા કહેવાની શરૂઆત કરી. અનેક વાનરોને સીતાજીને શોધવા મોકલ્યા છે. હું રામદૂત લંકામાં આવ્યો છું. આજે મારું જીવન સફળ થયું. સાક્ષાત્ આદ્યશક્તિ શ્રી સીતાજીને વંદન કરું છું.

સીતાજી પૂછે છે :—આ કોણ બોલે છે ? મને પ્રત્યક્ષ દર્શન કેમ આપતા નથી ?

માતાજી બોલાવે છે એટલે તુરત હનુમાનજીએ ઠેકડો માર્યો છે. સીતાજીને પ્રણામ કર્યા છે. મા, હું રામદૂત છું, તમે મારી માતા છો. સીતાજીને અતિશય દીન થઈને પ્રણામ કર્યા છે, અતિશય આનંદ થયો છે. હનુમાનજીએ રામનો સંદેશો કહ્યો. રામજી તમારી ઉપેક્ષા કરતા નથી. તે જલદી પધારશે.

તે પછી હનુમાનજીએ સીતાજીને કહ્યું :—મા, મને ભૂખ લાગી છે. અત્રે ફળ પુષ્કળ છે, પણ રાક્ષસો પહેરો ભરે છે. સીતાજીએ આજ્ઞા કરી છે કે જે ફળ નીચે પડેલાં હોય તે ખાજે, ફળ તોડતો નહિ. હનુમાને વિચાર્યું ફળ તોડવાની ના પાડી છે, ઝાડ હલાવવાની કયાં ના પાડી છે. હનુમાનજી ઝાડ હલાવી ફળ પાડવા લાગ્યા.

સંતો ભોજન કરે ત્યારે પણ ભજન ચાલુ રાખે છે. અન્નની નિંદા એ પાપ છે.

હનુમાનજીએ દિવ્ય વાનરનું સ્વરૂપ ધારણ કરેલું. પુચ્છને કહ્યું, તારું કામ તું કર. પુચ્છ જાય છે. બધાને મારે છે. રાક્ષસીઓનો સંહાર કર્યો. ઇન્દ્રજિત ત્યાં આવે છે. ઇન્દ્રજિતે બ્રહ્માસ્ત્ર છોડયું. હનુમાનજીએ બ્રહ્માસ્ત્રને માન આપ્યું. ઇન્દ્રજિત હનુમાનજીને રાજ્યસભામાં લઈ આવ્યા. રાવણે પૂછ્યું, એય બંદર કહાંસે આયા હૈ ? હનુમાનજીએ સામો પ્રશ્ન કર્યો, એય દશમુખ તને ઉપદેશ આપવા માટે આવ્યો છું. તેં શિવજીને પ્રસન્ન કર્યા પણ સીતાજીને આવી રીતે ઘરમાં રાખે છે ? તું રામજીને શરણે આવ. રામ તારા સર્વ પાપ માફ કરશે. રાવણ કાંઈ માનતો નથી. રાવણે હુકમ કર્યો છે, આના પુચ્છમાં જ ઘણી શક્તિ છે. તેને બાળી નાંખો. હનુમાનજીએ પુચ્છ વધાર્યું. લંકાના કોઈ કાપડિયાના ઘરમાં કાપડ રહ્યું નથી. સર્વ કાપડ હનુમાનજીના પુચ્છને બાંધવામાં આવ્યું છે. કપડાં બાંધી ઘી તેલ નાખવામાં આવ્યું, અગ્નિ મૂકવામાં આવે છે. હનુમાનજીએ કહ્યું, આ પુચ્છયજ્ઞ થાય છે. તેના યજમાન તમે છો, તમે ફૂંક મારો. રાવણ ફૂંક મારવા ગયો, દાઢી બળવા લાગી. હનુમાનજીએ આખી લંકા બાળી છે.

રાક્ષસીઓ સીતાને કહે છે, તમારી પાસે આવેલા તે પુરુષનું પૂછડું રાક્ષસો બાળે છે. સીતાજી પ્રાર્થના કરે છે, રામ સિવાય મેં અન્ય પુરુષનું ચિંતન કર્યું ન હોય, મેં પતિવ્રતા ધર્મનું પાલન કર્યું હોય તો હે અગ્નિદેવ તમે શિતળ થજો. તમે શાંત થઈ જાવ. અગ્નિદેવ ચંદન જેવા શિતળ થયા છે. લંકા બધી ધગધગ બળે છે. હનુમાનજીને આશ્ચર્ય થયું. સમુદ્ર કિનારે આવી જોયું તો લંકા બળે છે. ખોટું થયું. અશોકવન બળી જશે. પુચ્છને સમુદ્ર સ્નાન કરાવ્યું. અશોકવનમાં આવ્યા. અશોકવનનું એક ઝાડ પણ બળ્યું નથી. સીતાજીને મળ્યા છે. સીતાજીએ હનુમાનજીને આશીષ આપી કે અષ્ટસિદ્ધિ તારી સેવા કરશે. તારો જગતમાં જયજયકાર થશે. આશીષોથી હનુમાનને સંતોષ થયો નહિ. હનુમાનજીએ આશિષમાં રામસેવા માગી છે. હનુમાનજી અમર છે. કાળ હનુમાનનો નોકર છે. હનુમાનજી જવા લાગ્યા તે જ વખતે બ્રહ્માજીએ પત્ર લખી આપ્યો છે. હનુમાનજી સ્વમુખે પોતાના પરાક્રમોનું વર્ણન નહિ કરે તેથી તેના પરાક્રમોનું વર્ણન કરતો પત્ર આપ્યો છે.

હનુમાનજી રામજી પાસે આવ્યા છે. લક્ષ્મણ પત્ર વાંચે છે. રામજી સાંભળે છે. હનુમાનજી કહે છે :—નાથ, આ તમારો પ્રતાપ છે. નાથ, કૃપા કરો મને અભિમાન ન થાય. રામજીને થયું આ હનુમાનજીને શું આપું ? હનુમાનજીને ભેટી પડ્યા છે.

ત્યાંથી વિજ્યાદશમીના દિવસે પ્રયાણ કર્યું છે. સમુદ્ર કિનારે આવ્યા છે. રઘુનાથજીનો નિયમ હતો. રોજ શિવજીની પૂજા કરવી. ત્યાં કોઈ શિવલિંગ મળ્યું નહિ. હનુમાનજીને કાશી શિવલિંગ લેવા મોકલ્યા છે. હનુમાનજીને આવતાં વાર લાગી. રામજીએ રેતીનું શિવલિંગ કરી પૂજા કરી છે, આજ રામેશ્વર. રામેશ્વરનાં દર્શન કરશે તે શરીર છોડીને મારા ધામમાં આવશે.

**जे रामेश्वर दरसनु करहिं ।**
**ते तनु तजि मम लोक सिधरहिं ॥**

- આ બાજુ રાવણે સભા ભરી છે. વિભીષણે કહ્યું છે :—મોટાભાઈ, રામજીને શરણે જાવ. સીતાજીને આપી દો.

રાવણે વિભીષણને લાત મારી છે. ધન્ય છે વિભીષણને કે રાવણે લાત મારી તો પણ ચરણમાં વંદન કર્યાં છે. મોટાભાઈ, તમને યોગ્ય લાગે તેમ કરો. હું તો રઘુનાથજીને શરણે જઈશ.

વિભીષણ જે ક્ષણે લંકામાંથી ગયા તેજ ક્ષણે સર્વ રાક્ષસો આયુષ્ય વગરના થઈ ગયા છે. સાધુપુરુષનું અપમાન સર્વનો નાશ કરે છે.

વિભીષણ વાનર સેના પાસે આવ્યા છે. વિભીષણ વિચારે છે મને શરણે લેશે કે નહિ. રાવણનો ભાઈ માની મારો તિરસ્કાર કરશે તો ? ના, ના, એ અંતર્યામી છે. મારો શુદ્ધ ભાવ છે, મને અપનાવશે. સુગ્રીવે રામજીની પાસે આવી સમાચાર આપ્યા. રાવણનો ભાઈ વિભીષણ આવ્યો છે. રાક્ષસોની આ માયા છે અને તે ભેદ જાણવા આવ્યો હોય તેમ મને લાગે છે. રામજીએ કહ્યું છે તે શું બોલે છે તે કહો.



સુગ્રીવે કહ્યું છે તે તો કહે છે.

**राघवं शरणं गत: ।**

હનુમાનજીએ વકીલાત કરી છે. તેના હૃદયમાં છલકપટ નથી. તે શરણે આવ્યો છે. તેનો સ્વીકાર કરવો જોઈએ.

રામજીએ સુગ્રીવને આજ્ઞા આપી. તમે વિભીષણનું સ્વાગત કરી લઈ આવો. જ્યારે જીવ મારી સન્મુખ થાય છે ત્યારે તેના કરોડો જન્મના પાપ નાશ પામે છે.

જે મનુષ્ય નિર્મળ મનનો હોય છે તે મને પ્રાપ્ત કરે છે. મને કપટ અને છલ છિદ્ર ગમતા નથી.

**निर्मल मन जन सो मोहि पावा ।**
**मोहि कपट छल छिद्र न भावा ॥**

સુગ્રીવ ગયો છે. વિભીષણને લઈ આવ્યો. વિભીષણે કહ્યું :—નાથ, હું શરણે આવ્યો છું. મારા ભાઈએ મને લાત મારી મારો તિરસ્કાર કર્યો છે. રામજી ઊઠીને ઊભા થયા. વિભીષણને કહ્યું છે, તું મને મારા ભાઈ લક્ષ્મણ સમાન પ્રિય લાગે છે. તે જ સમયે વિભીષણને લંકાનું રાજ્ય આપ્યું છે.

વિભીષણે લંકા છોડી ત્યારે તેના મનમાં સંકલ્પ થયેલો કે રાવણના મર્યા પછી લંકાનું રાજ્ય પ્રભુ મને આપશે. તે સંકલ્પ પૂર્ણ કર્યો છે.

સુગ્રીવ તે વખતે બોલ્યો છે :—આપે બહુ ઉતાવળ કરી. આપે આજે વિભીષણને લંકાનું રાજ્ય આપી દીધું. કદાચ રાવણ શરણે આવશે અને સીતાજીને સમર્પણ કરશે, તો પછી રાવણને શું આપશો ?

રઘુનાથજીએ ત્યારે કહ્યું છે :—રામ બોલે છે ત્યારે બહુ વિચાર કરીને બોલે છે. રાવણ જો શરણે આવશે તો રાવણને અયોધ્યાની ગાદી ઉપર બેસાડીશ. પણ આજે તો વિભીષણને લંકાનું રાજ્ય આપ્યું છે.

**विभिषन शरण आयो, करयो लंकाधीश ।**
**यह सुनी रावण शरण अये, तो करहुँ कौसलाधीश ॥**

રાવણ શરણે આવશે તો તેને અયોધ્યાનું રાજ્ય આપીશું. અમે ચારે ભાઈઓ વનમાં રહીશું.

પછી તો સમુદ્ર ઉપર પથ્થરનો પૂલ બાંધ્યો. પથ્થર ઉપર રામ નામ લખવાથી તરે છે. રામનામથી જડ પથ્થર તરે તો મનુષ્ય શું ન તરે ? મનુષ્ય આ ભવસાગર ન તરી જાય ? વિશ્વાસ રાખી શ્રદ્ધાથી રામ નામનો જપ કરો. આ કલિકાળમાં બીજો ઉપાય નથી. પથ્થર પણ રામનામથી તરે છે.

રઘુનાથજીએ લંકામાં પ્રવેશ કર્યો છે. અંગદને વિષ્ટિ કરવા મોકલ્યો છે. અનેક રાક્ષસોને માર્યા છે. લક્ષ્મણે કપટથી ઇન્દ્રજિતનું મસ્તક કાપ્યું છે. સુલોચના સતી થવા તૈયાર થયાં છે. સુલોચનાએ રાવણ પાસે ઇન્દ્રજિતનું મસ્તક માગ્યું. રાવણે કહ્યું કે તેનું મસ્તક તો રામજી પાસે છે. તેની પાસે જા. સુલોચનાએ કહ્યું કે મને શત્રુ પાસે કેમ મોકલો છો ? હું અતિસુંદર છું. હું ત્યાં જઈશ તો કાંઈક અનર્થ થશે. ત્યારે રાવણે તે વખતે રામજીના ખૂબ વખાણ કર્યાં છે. રાવણે કહ્યું છે : રામ તને માતા જેમ માનશે, તારાં વખાણ કરશે. વધુ શું કહું ? હું રામ સાથે વેર રાખું છું. પણ રામ મને શત્રુ માનતા નથી. તું રામને શરણે જા. જરૂર તે તને મસ્તક આપશે. સુલોચના રામજી પાસે

આવ્યાં છે. મારા પતિનો હાથ મારા આંગણામાં આવ્યો અને પત્ર લખી આપ્યો. તેને પૂછવામાં આવ્યું જડ હાથ કેમ લખી શકે ? તું તારા પતિની પ્રાર્થના કર અને આંખો હસશે તો માનશું કે જડ હાથે પત્ર લખ્યો છે.

સુલોચના બહુ મનાવે છે. મસ્તક હસતું નથી. નાથ, તમે નારાજ થયા છો. આ સાંભળી મસ્તક ડોલવા લાગ્યું. સ્મિત હાસ્ય કર્યું. શેષનાગ લક્ષ્મણ થઈને આવ્યા છે.

મસ્તકે સુલોચનાને કહ્યું, તારા પિતાએ મને માર્યો છે. આજે સસરા જમાઈનું યુદ્ધ થતું ન હતું. આજે બે પતિવ્રતાઓનું યુદ્ધ થતું હતું. ઊર્મિલા અને સુલોચનાનું. સુલોચનાની હાર થઈ. સુલોચના લક્ષ્મણજીને કહે છે કે જીત તમારી નથી. પણ જીત તમારા પત્નિ ઊર્મિલાની છે. ઊર્મિલાનું પાતિવ્રત્ય મારા કરતાં ચઢે છે. મારા પતિ રાવણના પક્ષમાં તેથી તે દુર્બળ છે. મારા પતિ કુભાવ રાખનારને મદદ કરતા હતા તેથી મારી હાર અને ઊર્મિલાની જીત થઈ છે. મારા પતિદેવ પરસ્રીનું હરણ કરનાર રાવણને મદદ કરતા હતા તેથી તેની હાર થઈ છે.

સુલોચના સતી થઈ છે. રામજીએ પણ સુલોચનાનાં ખૂબ વખાણ કર્યાં છે.

રામ રાવણનું ભયંકર યુદ્ધ થયું. રાવણની દુંટીમાંનું અમૃત અગ્ન્યાસ્ત્ર દ્વારા સુકવી નાખ્યું. રાવણનો વિનાશ કર્યો. સીતાજીને હનુમાનજીએ વિજયની ખબર આપી છે.

પ્રભુએ લંકાનું રાજ્ય વિભીષણને આપ્યું. પ્રભુએ કાંઈ લીધું નથી. વાનરોનું ખૂબ સન્માન કર્યું છે. પુષ્પક વિમાનમાં રામસીતાએ ત્યાંથી પ્રયાણ કર્યું છે. સીતાજીને બતાવે છે આ જગ્યાએ મેં રામેશ્વરની સ્થાપના કરી હતી.

પ્રયાગરાજ પાસે વિમાન આવ્યું છે. હનુમાનજીને આગળ જવા આજ્ઞા કરી છે. હનુમાનજી ભરત પાસે આવ્યા છે. ભરત રામપાદુકાની પૂજા કરી સીતારામનો જપ કરે છે. હનુમાનજી બોલ્યા છે, ભરત, રામજી પધારે છે. વિમાન અયોધ્યા પાસે આવે છે. વિમાનને જોતાં ભરતને અતિશય આનંદ થયો છે. વિમાનમાંથી ભગવાન ઊતર્યા. ભરતજીને ઊઠાવીને આલિંગન આપ્યું. રામ અને ભરત જ્યારે મળ્યા છે ત્યારે લોકોને ખબર પડતી નથી આમાં રામ કોણ ? ભરત કોણ ? બન્નેનો વર્ણ શ્યામ છે. વલ્કલ સરખા છે. શરીર કૃશ થયાં છે.

વસિષ્ઠ ઋષિ મુહૂર્ત આપે છે. વૈશાખ માસ શુકલ પક્ષ અને સપ્તમિને દિવસે રામનો રાજ્યાભિષેક થયો છે. સીતાજી સાથે કનક સિંહાસન ઉપર રામચંદ્રજી બિરાજ્યા છે. રામરાજ્યમાં કોઈ પણ દરિદ્રી નહિ, રોગી નહિ, લોભી નહિ, કયાંય ઝઘડો નહિ. રામરાજ્યમાં પ્રજા સર્વ રીતે સુખી થઈ છે. રામરાજ્યમાં વકીલો અને ડૉકટરોનો ધંધો ચાલતો ન હતો. રામજીના રાજ્યમાં આ લોકોનો ધંધો ચાલતો ન હતો એટલે આ રાજ્યમાં હાલમાં તેઓનો ધંધો સારો ચાલે છે. રામરાજ્યમાં પ્રજા એકાદશીનું વ્રત કરતી. એકાદશીને દિવસે અન્ન ન જોવાય. એકાદશીને દિવસે અન્નની રસોઈ કરશો નહિ. કથામાંથી કાંઈ નિયમ લેવો જોઈએ. મારે રોજ નિયમથી જપ કરવો છે. મારે એકાદશી કરવી છે. ઠાકોરજીની પૂજા કર્યા વગર કાંઈ લેવું નથી. આવો નિયમ લેશો તો કથાનું ફળ મળશે.

હનુમાનજી રામજીની સેવા કરે છે. હનુમાનજી એવી રીતે સેવા કરે કે કોઈને સેવા કરવાની રહે જ નહિ. સીતાજીના મનમાં થાય કે આ હનુમાન મને કાંઈ સેવા કરવા દેતા જ નથી. સેવ્ય એક હોય અને સેવક અનેક હોય તો કાંઈક વિષમતા આવી જાય છે.



દાસોહમ્ પછી સોહમ થાય છે. જ્ઞાની લોકો પણ પહેલાં દાસ્યભાવ રાખે છે. પછી સોહમ્‌ની ભાવના રાખે છે.

સીતાજીએ રામજીને કહ્યું:—અમે સેવા કરીશું. હનુમાનજીને સેવા કરવા ના પાડો. રામજી કહે છે:—હનુમાનજી માટે કાંઈક સેવા રાખો. આ વાનરે ખુબ સેવા કરી છે. હું તેના ઋણમાં છું. પ્રભુને દુઃખ થયું મારા હનુમાનજીને આ લોકો ઓળખતા નથી.

ભરત, શત્રુઘ્ન, સીતા, હનુમાનજીને સેવા કરવા દેતા નથી. હનુમાનજીનું જીવન રામસેવા માટે હતું. સેવા અને સ્મરણ માટે જે જીવે તે જ સાચો વૈષ્ણવ. વેશથી વૈષ્ણવ થવું એ કઠણ નથી, વૈષ્ણવ કહેવડાવવું કઠણ નથી, પણ હૃદયથી વૈષ્ણવ થવું કઠણ છે.

હનુમાનજી સીતાજીને કહે છે:—માતાજી, તમે નારાજ થયાં છો. મને કેમ સેવા કરવા દેતાં નથી ?

સીતાજીએ કહ્યું:—ગઈ કાલે બધી સેવાની વહેંચણી થઈ ગઈ છે. તારા માટે કાંઈ સેવા રહી નથી.

હનુમાનજીએ કહ્યું:—એક સેવા બાકી છે. મા, રામજીને બગાસું આવે ત્યારે ચપટી કોણ વગાડશે ? બગાસું આવે ત્યારે ચપટી વગાડવાની શાસ્ત્રની મર્યાદા છે. નહિતર આયુષ્ય ઓછું થાય છે.

સીતાજી કહે:—તે સેવા તું કરજે.

આજસુધી દાસ્યભાવે ચરણ જ જોતા હતા. હવે માતાજીના હુકમથી ચરણનાં નહિ મુખારવિંદનાં દર્શન કરે છે.

સીતાજીને રામજી સાથે વાત કરવી હોય, તો પણ વચ્ચે હનુમાનજી. આખો દિવસ વિનોદ કર્યો, રાત્રિ થઈ છે. રામજી પાસે પહેલેથી હનુમાનજી આવ્યા છે.

સીતાજી કહે:—તમે અહીંથી જાવ.

હનુમાનજી જવાબ આપે છે:—માતાજી, તમે મને આ સેવા આપી છે. પ્રભુને ક્યારે બગાસું આવે તે કેમ કહી શકાય. એટલે મારે સતત પાસે રહેવું પડે.

સીતાજી રામજીને કહે છે:—આ તમારા સેવકને આજ્ઞા કરો કે તે બહાર જાય.

રામજી જવાબ આપે છે:—હું હનુમાનજીને કાંઈ કહી શકતો નથી. હનુમાનજીએ મને ઋણી બનાવ્યો છે. તેના એક એક ઉપકારના બદલામાં મારા પ્રાણ આપું તો પણ ઓછું છે.

પ્રભુએ આવું કહ્યું તેમ છતાં સીતાજીએ હનુમાનજીને આજ્ઞા કરી:—તમે બહાર જાવ. હનુમાનજી બહાર આવ્યા છે. વિચારે છે મને એક સેવા આપેલી તે પણ લઈ લીધી. હવે આખી રાત હું બહાર ચપટી વગાડીશ. કદાચ પ્રભુને બગાસું આવશે તો સેવા થઈ જશે.

રામજી વિચારે છે, મને બગાસું આવે એટલે હનુમાન ચપટી વગાડે છે. મારો હનુમાન આખી રાત જાગશે. મારો હનુમાન જાગે અને હું સૂઈ જાઉં તે યોગ્ય નથી.

કીર્તન ભક્તિ ભગવાનને અતિપ્રિય છે.

મારા હનુમાનજી જાગે તો હું કેમ સૂઈ શકું ? મારા હનુમાનને સીતાજીએ બહાર કાઢ્યા છે. રઘુનાથજીએ ગમ્મત કરી. વારંવાર બગાસું ખાય છે. હું પણ હનુમાન જેમ આખી રાત જાગરણ કરીશ.

સીતાજીને ગભરામણ થાય છે. રામચંદ્રજી કાંઈ બોલતા નથી. સીતાજી દોડતાં કૌશલ્યા પાસે ગયાં છે. કૌશલ્યાએ કહ્યું કોઈ રાક્ષસે નજર તો નાંખી નથી ને! વસિષ્ઠજીને બોલાવવામાં આવ્યા છે. વસિષ્ઠજી સમજી ગયા, આજે ભગવાનના કોઈ લાડીલા ભક્તનું અપમાન થયું હોવું જોઈએ. ભક્તના લીધે ભગવાન દુઃખી થાય છે.

વસિષ્ઠજીએ સીતાને પૂછયું:—આજે કાંઈક ગરબડ તો થઈ નથી.

સીતાજી કહે છે:—હનુમાનજી માટે કંઈ સેવા રાખી નહિ તેથી આમ બન્યું છે. હનુમાનજીની સેવા ગઈ ત્યારથી ભોજન પણ બરાબર કર્યું નથી.

હનુમાનજીને ચપટી વગાડવાની સેવા આપ્યાની વાત કહી.

બધા રાજમહેલમાં આવ્યા છે. હનુમાનજી રાજમહેલની અગાશીમાં થૈ થૈ કરતાં રામનામનો જપ કરી રહ્યા છે.

વસિષ્ઠજીએ કહ્યું:—મહારાજ, કીર્તન કરો પણ ચપટી વગાડશો નહીં. ચપટી વગાડશો તો રામજીને બગાસું આવશે.

જગત રામને આધીન છે અને રામજી તમારે આધીન છે.

તો એવા તમે કોણ છો? હનુમાનજી કહે છે, દેહ બુદ્ધિથી હું રામનો દાસ છું. જીવબુદ્ધિથી હું રામજીનો અંશ છું. અને આત્મદૃષ્ટિથી વિચાર કરો તો અમે એક છીએ. મારામાં અને રામમાં ભેદ નથી. ભક્ત અને ભગવાન એક જ છે. બ્રહ્મને જાણનારો બ્રહ્મથી અલગ રહી શકતો નથી. **ब्रह्मविद् ब्रह्मैव भवति ।**

રામાયણની કથા કરુણરસ પ્રધાન છે. બાલકાંડ વગર બધા કાંડોમાં રૂદન છે. રામાયણ બનાવી વાલ્મીકિ વિચારવા લાગ્યા આમાં સઘળે કરુણરસ છે. તેથી પાછળથી તેઓએ આનંદ રામાયણની રચના કરી. તેમાં શોકપૂર્ણ પ્રસંગોનું વર્ણન ન કર્યું. મહાપુરુષોએ તો ત્યાંસુધી કહ્યું છે, હે સીતે! હે દેવી! મા, તું જગતમાં આવી શા માટે? આ જગત તને લાયક ન હતું.

રામજીનું ચરિત્ર દિવ્ય છે. રામચંદ્રજી જેવી મર્યાદા પાળે, માતાપિતાની સેવા કરે, એક પત્નીવ્રત પાળે, ભાઈઓ ઉપર પ્રેમ રાખે વગેરે, રામજીના ગુણો જીવનમાં ઉતારે તો રામ મળે. રામ મળે એટલે આરામ મળે. રામ વગર આરામ મળવાનો નથી.

રામાયણનું એક એક પાત્ર આદર્શ છે:

રામ જેવો પુત્ર થયો નથી.
વસિષ્ઠ જેવો ગુરુ થયો નથી.
દશરથ જેવો પિતા થયો નથી.
કૌશલ્યા જેવી માતા થઈ નથી.
રામ જેવા પતિ થયા નથી.
સીતા જેવી પત્ની થઈ નથી.
ભરત જેવો ભાઈ થયો નથી.
રાવણ જેવો શત્રુ થયો નથી.

ઉચ્ચ પ્રકારનો માતૃપ્રેમ, પિતૃપ્રેમ, પુત્રપ્રેમ, ભ્રાતૃપ્રેમ, પતિપ્રેમ, પત્નીપ્રેમ કેવો હોય વગેરે રામાયણમાં બતાવ્યું છે.



એકનાથજીએ ભાવાર્થરામાયણ લખ્યું છે. રાવણની વિરોધભક્તિ હતી. રાવણે માન્યું એકલો હું જ રામની ભક્તિ કરું તો તો મારો એકલાનો જ ઉદ્ધાર થાય. મારા આ રાક્ષસો કોઈ દિવસ રામનું નામ લેવાના નથી. એટલે જો હું રામજીની સાથે વિરોધ કરું તો આ દરેક રાક્ષસો રામને હાથે તેમની સન્મુખ જોતાં જોતાં મરશે એટલે તેઓ સર્વનો ઉદ્ધાર થશે. એટલે આ સર્વનો ઉદ્ધાર કરવા મેં રામજી સાથે વિરોધ કર્યો છે. એમ રાવણ કુંભકર્ણને કહે છે.

રામાયણ શ્રી રામજીનું નામ સ્વરૂપ છે. રામાયણનો એક એક કાંડ એ રામજીનું અંગ છે.

બાલકાંડ એ ચરણ છે.
અયોધ્યાકાંડ એ સાથળ છે.
અરણ્યકાંડ એ ઉદર છે.
કિષ્કિંધાકાંડ એ હૃદય છે.
સુંદરકાંડ એ કંઠ છે.
લંકા કાંડ એ મુખ છે.
ઉત્તરકાંડ એ શ્રી રામજીનું મસ્તક છે.

રામાયણ શ્રી રામજીનું નામ સ્વરૂપ છે. અને તે રીતે જીવમાત્રનો તે ઉદ્ધાર કરે છે. રામચંદ્રજી આ પૃથ્વી ઊપર પ્રત્યક્ષ બિરાજતા હોય ત્યારે અનેક જીવોનો ઉદ્ધાર કરે છે. પણ જ્યારે તેઓ પ્રત્યક્ષ વિરાજતા ન હોય ત્યારે રામાયણ અનેક જીવોનો ઉદ્ધાર કરે છે. રામજીએ તો અમુક જીવોનો ઉદ્ધાર કરેલો. રામાયણે તો અનેક જીવોને પ્રભુને માર્ગે વાળ્યા છે, અનેક જીવોનું કલ્યાણ કર્યું છે, કરે છે અને કરતું રહેશે. તેથી રામ કરતાં રામાયણ શ્રેષ્ઠ છે એમ કહીએ તો વાંધો નથી.

રામચરિત્ર માર્ગદર્શક છે. રામાયણમાંથી પ્રત્યેક મનુષ્યને બોધ મળે છે. પોતાનું મન કેવું છે તે જાણવું હોય તો રામાયણ વાંચો, રામાયણનું મનન કરો તો તમારું મન રામાયણમાં દેખાશે. મનોમાલિન્યનું દર્પણ રામાયણ છે. જેનો ઘણો સમય નિદ્રા અને આળસમાં જાય તે પોતાને કુંભકર્ણ માને. પરસ્ત્રીનું કામભાવથી સ્મરણચિંતન કરે તે રાવણ છે. રાવણ એટલે કામ. કામ રડાવે છે. કામ જ દુઃખ આપનાર છે. રડાવે તે રાવણ. પરમાનંદમાં રમાડે તે રામ. રામાયણના સાત કાંડ છે. રામાયણના સાતકાંડની કથા ઉપર સંક્ષેપમાં કહી છે. હવે તેનું આધ્યાત્મિક રહસ્ય જોઈએ. રામાયણના સાત કાંડ એ મનુષ્યની ઉન્નતિના સાત પગથિયાં છે.

એકનાથ મહારાજે કહ્યું છે કે એક પછી એક કાંડના નામ મૂકવામાં રહસ્ય છે. પહેલો કાંડ બાલકાંડ છે. બાળક જેવા નિર્દોષ થાઓ તો રામને ગમો. બાળક પ્રભુને પ્રિય લાગે છે કારણ બાળક નિરભિમાન હોય છે. બાળકમાં છલકપટ હોતું નથી. વિદ્યા વધે, પ્રતિષ્ઠા વધે તો પણ તમારું હૃદય બાળક જેવું રાખજો. બાલકાંડ એ નિર્દોષકાંડ છે. રામ કોને મળે? જે બાળક થાય તેને એટલે કે જે બહુ નિર્દોષ બને છે તેને. બાળક જેવા નિર્દોષ અને નિર્વિકાર થવાનો પ્રયત્ન કરો. દોષ મનુષ્યની આંખમાંથી મનમાં આવે છે. તેથી દૃષ્ટિ ઉપર અંકુશ રાખશો તો જીવન નિર્દોષ બનશે દૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિ બને છે, સૃષ્ટિ કોઈને સુખરૂપ અને કોઈને દુઃખરૂપ લાગે છે. સૃષ્ટિમાં સુખ નથી, દુઃખ નથી,

સુખ દુઃખ દષ્ટિમાં છે. તેથી ભગવાન શંકરાચાર્ય સંસારને અનિર્વચનીય માને છે. તેનું વર્ણન થઈ શકતું નથી. બાળક જેવી નિર્દોષ, નિર્વિકાર દષ્ટિ રાખો તો રામના સ્વરૂપને ઓળખી શકો. જીવનમાં સરળતા આવે છે સંયમથી, બ્રહ્મચર્યથી. જીવ માન અને અપમાનને ભૂલી જાય તો જીવનમાં સરળતા આવે. બાળક જેવાં નિર્માન અને નિર્મોહ થયા એટલે તે પછી તમારું શરીર અયોધ્યા બનશે. જ્યાં યુદ્ધ નથી, વેર નથી, તેવી કાયા એ અયોધ્યા છે. એટલે બાલકાંડ પછી અયોધ્યાકાંડ.

અયોધ્યાકાંડ :—અયોધ્યાકાંડ મનુષ્યને નિર્વૈર બનાવે છે. મનુષ્ય નિર્વૈર કયારે બને છે? જ્યારે તે સરયૂના કિનારે-ભકિતના કિનારે ચોવિસ કલાક રહે ત્યારે.

ભકિત એટલે પ્રેમ. તેથી અયોધ્યાકાંડ પ્રેમનું દાન કરે છે. રામનો ભરત પ્રત્યેનો પ્રેમ, રામનો સાવકી માતા તરફનો પ્રેમ વગેરે આ કાંડમાં જોવા મળે છે, રામની નિર્વૈરતા જોવા મળે છે.

આનંદ રામાયણમાં પ્રત્યેક કાંડની જુદી જુદી ફલશ્રુતિ આપી છે. અયોધ્યા-કાંડનો જે પાઠ કરે છે તેનું ઘર અયોધ્યા બને. તેના ઘરમાં ઝઘડો થશે નહિ. યુદ્ધ થશે નહિ. અયોધ્યાકાંડની ગૃહસ્થાશ્રમીઓને બહુ જરૂર છે. કલહનું મૂળ પૈસો અને પ્રતિષ્ઠા હોય છે. અયોધ્યાકાંડનું ફળ છે નિર્વૈરતા.

શાસ્ત્ર તો કહે છે, પહેલાં ઘરના એક એક મનુષ્યમાં ભગવતભાવ રાખવો. ભાઈમાં જેને ભગવાન ન દેખાય તેને મંદિરમાં પણ ભગવાન દેખાવાના નથી. જગતને પરમાત્માએ ઉત્પન્ન કર્યા પછી જગતની પ્રત્યેક વસ્તુમાં ભગવાને પ્રવેશ કર્યો છે.

કૈકેયીએ રઘુનાથજીને કહ્યું કે મેં ભરતને રાજ્ય આપ્યું છે. ત્યારે રામે વનવાસ વખતે કહ્યું છે, મા, મારો ભરત રાજા થતો હોય તો, હું કાયમને માટે વનમાં રહીશ. મારી એક જ ભાવના છે, મારો ભાઈ સુખી થાય.

જેને ભાઈમાં ભગવાન ન દેખાય તેને મંદિરમાં ભગવાન દેખાતા નથી. મૂર્તિમાં રહેલા ભગવાન આપણું ભલું કરવા જલદી આવતા નથી. તેમાં ભગતભાવ સ્થિર કરવાનો છે. પણ બોલતા દેવમાં જે ભાવ ન સિદ્ધ કરી શકે તે મૂર્તિમાં ભાવ સ્થિર કરી શકતો નથી. પ્રભુએ સૃષ્ટિ ઉત્પન્ન કર્યા પછી એક એક પદાર્થમાં પ્રભુએ પ્રવેશ કર્યો. તે પ્રવેશ ન કરે ત્યાં સુધી સૃષ્ટિ નકામી છે. સર્વમાં ઈશ્વર છે, મારા ભાઈબહેનમાં પણ એજ ઈશ્વર છે. રામે અલૌકિક આદર્શ બતાવ્યો કે ભાઈના સુખ માટે રામ હસતા હસતા વનમાં ગયા. ભરતનો રામ પ્રત્યેનો પ્રેમ એવો જ દિવ્ય છે. ભરતજીએ રાજ્ય લેવા ના પાડી છે. મારા મોટાભાઈ જંગલમાં ફરે છે, કંદમૂળ ખાય છે. મારા લીધે મોટાભાઈને દુઃખ થયું છે. ભરતને રાજ્ય જોઈતું નથી. અયોધ્યાકાંડના પાઠથી યુદ્ધનો નાશ થાય છે. જીવનને વિશુદ્ધ પ્રેમમય બનાવો.

અરણ્યકાંડ:–અયોધ્યાકાંડ પછી અરણ્યકાંડ આવે છે. અરણ્યકાંડ નિર્વાસન બનાવે છે. નિર્વૈર થયા પછી વાસના પણ ત્રાસ આપે છે. આ કાંડના પાઠથી મનુષ્ય નિર્વાસન થશે. અરણ્યમાં રહી મનુષ્ય તપ ન કરે ત્યાં સુધી જીવનમાં દિવ્યતા આવતી નથી. રામજીએ રાજા હોવા છતાં સીતાજી સાથે વનમાં રહી તપશ્ચર્યા કરી છે. પહેલાં તપ કરી પછી રામ રાજા થયા છે. પહેલાં તપશ્ચર્યા કરી હશે તો ભોગ ભોગવવામાં તે હંમેશા સાવધ રહેશે.



જેટલા મોટા થયા તે સર્વ અરણ્યમાં રહેતા હતા મહાપ્રભુજીએ ઉઘાડા પગે ભારતની પ્રદક્ષિણા કરી છે. તેઓ બે વસ્ત્રથી વધારે વસ્ત્ર રાખતા ન હતા. જીવનમાં તપશ્ચર્યાની ખૂબ જ જરૂર છે.

વનવાસ વગર જીવનમાં સુવાસ આવશે નહિ. વનવાસ વગર જીવનમાં સાત્વિકતા આવતી નથી. વધારે નહિ તો એક વર્ષમાં એક માસ પવિત્ર નદીના કિનારે વનમાં રહેવું. જ્યાં હું અને મારા ભગવાન, ત્રીજું કોઈ નહિ. ત્રીજો આવે ત્યારે તોફાન થાય છે. વનવાસ મનુષ્યના હૃદયને કોમળ બનાવે છે. વનવાસમાં ખાત્રી થઈ જાય છે કે ઈશ્વર સિવાય મારું કોઇ નથી. અરણ્યકાંડ આપણને નિર્વાસન બનાવે છે.

રામચંદ્રજી ભગવાન છે, છતાં બતાવ્યું છે કે તપ વગર વાસના મરતી નથી. ઉત્તમ સંયમ એ તપ છે. પહેલો સંયમ જીભ ઉપર રાખવાનો હોય છે. વનવાસ દરમ્યાન રામજીએ અનાજનું ભક્ષણ કર્યું નથી. ફળાહારી રહ્યા છે. અન્નમાં રજોગુણ છે. અને રજોગુણમાંથી કામની ઉત્પત્તિ બતાવી છે. સાત્વિક આહાર વગર કોઈ કામને મારી શકે નહિ. રામજી વનમાં રહી કંદમૂળનું સેવન કરી તપ કરે છે. રામજી વનમાં તપ કરે છે ત્યારે કોઈ ધાતુના પાત્રને સ્પર્શ કર્યો નથી. નાળિયેરની કાછલીથી પાણી પીતા હતા. સીતાજી સાથે છે છતાં પૂર્ણ નિર્વિકાર છે. ધીરે ધીરે વાસનાનો કેવી રીતે વિનાશ કરવો તે બતાવ્યું છે અરણ્યકાંડમાં.

વાસના ઉપર વિજય મેળવવો હોય તો જીવન ખૂબ સાત્ત્વિક બનાવવું પડશે અને જીવનમાં તપશ્ચર્યા કરો તો જ રાવણ એટલે કામ મરશે. કામ=રાવણને મારવા અરણ્યવાસ=તપશ્ચર્યા જરૂરી છે. અરણ્યકાંડમાં સૂર્પણખા=મોહ અને શબરી એટલે શુદ્ધ ભકિત મળે છે. સૂર્પણખા એટલે જીવનમાં મોહની સામે ભગવાન જોતા નથી પણ શબરીની સામે-શુદ્ધ ભકિતની સામે જુએ છે. મોહને કાપી નાંખો અને શુદ્ધભકિતને અપનાવો. મનુષ્ય નિર્વૈર બને અને નિર્વાસન થાય, ત્યારે કિષ્કિન્ધાકાંડમાં જીવની ઈશ્વર સાથે મૈત્રી થાય.

કિષ્કિન્ધાકાંડ:–અરણ્યકાંડમાં વાસનાના વિનાશ પછી કિષ્કિન્ધાકાંડમાં સુગ્રીવ રામની મૈત્રી થાય છે. કામની દોસ્તી જ્યાંસુધી મનુષ્ય છોડે નહિ ત્યાંસુધી પ્રભુ સાથે મૈત્રી થતી નથી. સુગ્રીવ અને રામજીના મિલનની કથા આ કાંડમાં છે. કિષ્કિન્ધાકાંડ જીવ ઈશ્વરની મૈત્રી બતાવે છે. સુગ્રીવ એ જીવાત્મા અને રામજી એ પરમાત્મા છે. સુગ્રીવ કામની દોસ્તી છોડે ત્યારે જીવ ઈશ્વરનું મિલન થાય. અરણ્યકાંડમાં કામનો ત્યાગ કર્યો એટલે જીવ ઈશ્વરનું મિલન થયું. બન્નેનું મિલન અને મૈત્રી ત્યારે થાય, જ્યારે હનુમાનજી મધ્યસ્થી બને, જ્યારે હનુમાનજી વકીલાત કરે. જેનો કંઠ સારો એનું નામ સુગ્રીવ. કંઠની શોભા આભૂષણથી નથી. કંઠની શોભા બ્રહ્મચર્ય અને રામનામથી છે. જીવ ઈશ્વરની મૈત્રી બ્રહ્મચર્ય સિવાય થઈ શકે નહિ. હનુમાનજી બ્રહ્મચર્યનું પ્રતીક છે.

સુગ્રીવ :–જેનો કંઠ સારો એની મૈત્રી રામજી સાથે થાય છે પણ એકલા સુગ્રીવથી કાંઈ વળે નહિ. તેને હનુમાન=બ્રહ્મચર્યનું બળ જોઈએ. બ્રહ્મચર્યના બળ વિના ભજનમાં આનંદ આવતો નથી. કારણ એકાગ્રતા થતી નથી. હનુમાન=બ્રહ્મચર્યની મદદ ન મળે તો રામજી સાથે મૈત્રી થતી નથી. સુગ્રીવને રામ અપનાવે છે, તે હનુમાનજીના ઉપકારથી.

સુંદરકાંડ:–જીવ ઈશ્વરની મૈત્રી થઈ એટલે જીવન થયું સુંદર. એટલે તે પછી આવ્યો સુંદરકાંડ. જ્યાંસુધી જીવ પ્રભુ સાથે મૈત્રી કરતો નથી, ત્યાંસુધી જીવન સુધરતું નથી.

કિષ્કિન્ધાકાંડ પછી આવે છે સુંદરકાંડ. સુંદરકાંડ અતિ સુંદર છે. તેમાં રામભકત હનુમાનજીની કથા આવે છે. ભાગવતમાં જેમ દશમ સ્કંધ તેમ રામાયણમાં સુંદરકાંડ છે. સુંદરકાંડમાં હનુમાનજીને સીતાજીનાં દર્શન થાય છે. સીતાજી એ પરાભકિત છે. પણ સીતાજીનાં દર્શન ક્યારે થાય? જેનું જીવન સુંદર થાય તેને પરાભકિતના દર્શન થાય છે. દરિયો ઓળંગીને જે જાય, સંસાર સમુદ્રને જે ઓળંગે તેને સીતાજીનાં એટલે કે પરાભકિતનાં દર્શન થાય છે. પરાભકિત કોને મળે? કે જે દરિયો ઓળંગી જાય તેને. તે ઓળંગે છે એકલા હનુમાનજી. બ્રહ્મચર્ય અને રામનામના પ્રતાપે હનુમાનજીમાં દિવ્ય શકિત છે. હનુમાનજી સિવાય બીજો કોઈ આ દરિયો ઓળંગી શકયો નથી. હનુમાનજીમાં દરિયો ઓળંગવાની શકિત આવી બ્રહ્મચર્ય અને રામનામથી. સમુદ્ર ઓળંગે એટલે પહેલાં રસ્તામાં સુરસા મળે છે. સુરસા ત્રાસ આપશે. સારા સારા રસો એ સુરસા છે, સુરસા હતા નવીન. નવીનરસ લેવા વાળી વાસનામય જીભ એ જ સુરસા. સુરસાને હનુમાનજી મારે છે. જેને સંસાર સાગરરૂપી દરિયો ઓળંગવો છે તેણે જીભને મારવી પડશે, જીભને વશ કરવી પડશે.

જીવનને સુંદર બનાવવું હોય તો જીવનને ભક્તિમય બનાવો. સીતાજી એ પરાભક્તિ છે. પરાભક્તિ છે ત્યાં શોક રહી શકે નહિ. તેથી તેનું નામ અશોકવન. બ્રહ્મદૃષ્ટિ સિદ્ધ થયા પછી ત્યાં શોક રહેતો નથી, તે અશોકવન.

લંકાકાંડ :—જીવન સુંદર થયું, ભક્તિમય થયું, ત્યાર પછી લંકાકાંડમાં રાક્ષસો મરે છે. રાક્ષસો મરે છે એટલે કામ મરે છે. ક્રોધ મરે છે. ભક્તિ મહારાણીનાં દર્શન થયાં એટલે જીવન સુંદર થયું. એટલે લંકાકાંડમાં રાવણ મર્યો એટલે કે કામ મર્યો.

જીવન સુંદર ક્યારે બને કે જીવન ભક્તિમય થાય છે ત્યારે. કામને જે મારે તે કાળને મારી શકે છે. જેને કામ મારે તેને કાળ પણ મારે છે. લંકા શબ્દને ઉલટાવો એટલે થશે કાલ. કાળ સર્વને મારે પણ હનુમાનજી કાળને મારે છે. લંકાને બાળે છે. એટલે કાળને મારે છે. હનુમાનજીને કાળ મારી શકે નહિ, કારણ કે તેઓ બ્રહ્મચર્ય પાળે છે અને પરાભક્તિનાં દર્શન કરે છે.

ઉત્તરકાંડ :—તુલસીદાસજીએ સર્વસ્વ ઉત્તરકાંડમાં ભર્યું છે. ઉત્તરકાંડમાં મુક્તિ મળશે. કાકભુશુંડી અને ગરુડનો સંવાદ વારંવાર વાંચો. રાક્ષસો ન મરે, કામ ન મરે ત્યાં સુધી ઉત્તરકાંડમાં પ્રવેશ મળતો નથી. ઉત્તરકાંડમાં ભકિતની કથા છે. ભક્ત કોણ? ભગવાનથી જે એક પણ ક્ષણ વિભકત ન થાય તે ભકત.

પૂર્વાર્ધમાં રાવણને મારે તેનો ઉત્તરકાંડ સુંદર બને. જીવનનાં યૌવનકાળમાં જે કામને મારે તેથી વૃદ્ધાવસ્થા સુંદર બને છે. વૃદ્ધાવસ્થામાં તે રાજ કરે છે. જીવનના પૂર્વકાંડમાં એટલે યૌવનમાં જો તમે કામને મારવાનો પ્રયત્ન કરો, તો તમારો ઉત્તરાર્ધ—ઉત્તરકાંડ સુધરશે એટલે જીવન સુધારણાનો પ્રયત્ન યૌવનાવસ્થામાંજ કરવો જોઈએ.

આ સાત કાંડોનું નામ આપ્યું સોપાન. માનવ જીવનની ઉન્નતિનાં આ સાત પગથિયાં છે.

રામકથા સાગર જેવી છે. આ સાત કાંડની કથા કહી, તેનું રહસ્ય કહ્યું. રામકથા તો અમૃતકથા છે. પણ આ કથા કર્યા કરીશું તો પછી કનૈયો ક્યારે આવે.



શિવજી જેમ હૃદયમાં એક રામનું નામ રાખશો તો પણ ઘણું છે.

માટે હંમેશા રામનું રટણ કરો. હનુમાનજી કહે છે કે સંસારમાં વિપત્તિ તે જ છે કે જ્યારે તમારા નામનું સ્મરણ ભજન ન થાય.

**कह हनुमंत बिपत्ति प्रभु सोंई।**
**जब तव सुमिरन भजन न होंई॥**

રાવણાદિ રાક્ષસોનો સંહાર કરી રામ અયોધ્યા પરત આવે છે અને તે પછી રામનો રાજ્યાભિષેક થાય છે. રાજ્યાભિષેક પછી અયોધ્યાવાસીઓને રામજી બોધ આપે છે. અયોધ્યાવાસીઓને એટલે માનવસમાજને હંમેશ માટેનો બોધ આપે છે. તેની બે ચોપાઈ બોલી રામકથા પૂરી કરીશ.

**एहि तन कर फल विषय न भाई।**
**स्वर्गहु स्वल्प अंत दुःख दाई॥**
**नरतनु पाइ विषय मनदेहीं।**
**पलटि सुधा ते शठ विष लेहीं॥**

આ માનવશરીર મળ્યું છે, તે વિષયભોગ માટે નહિ. વિષયનું સુખ એક ઘડી પૂરતું સ્વર્ગ જેવું છે અને અંતે તો દુઃખ દુઃખ અને દુઃખમય છે. માનવશરીર પામ્યા છતાં જે મનુષ્ય વિષયો પાછળ જ લાગી રહે છે, તે મનુષ્ય તો અમૃત આપી," તેના બદલામાં વિષ લઈ રહ્યો છે.

માટે આવું ન કરતાં, 'તમે ભાવે ભજી લો ભગવાન, જીવન થોડું રહ્યું.'

ભોગો ભોગવવાથી કદી શાંતિ મળતી નથી. એ ઉપર યયાતિ રાજાનું ચરિત્ર સારો પ્રકાશ પાડે છે. યયાતિનાં લગ્ન શુક્રાચાર્યની પુત્રી દેવયાની સાથે થયેલાં.

એક દિવસ એવું બન્યું કે વૃષપર્વા રાજાની પુત્રી શર્મિષ્ઠા અને શુક્રાચાર્યની પુત્રી દેવયાની બીજી સખીઓ સાથે સ્નાન કરવા ગયેલી. સ્નાન બાદ શર્મિષ્ઠાએ ગુરુપુત્રી દેવયાનીનું વસ્ત્ર ભૂલથી પહેરી લીધું. દેવયાનીએ તેને દુષ્ટ વચનોમાં ઠપકો આપ્યો. એટલે ક્રોધથી ઉશ્કેરાઈ શર્મિષ્ઠાએ દેવયાનીને તેનું વસ્ત્ર પડાવી લઈ કૂવામાં ફેંકી દીધી અને સર્વ સખીઓ ચાલી ગઈ.

રાજા યયાતિ મૃગયા રમવા નીકળેલો. તેણે દેવયાનીને બહાર કાઢી, દેવયાનીએ તેનું પાણિગ્રહણ કરવા માટે રાજાને કહ્યું.

શુક્રાચાર્ય પુત્રીની કથની સાંભળી વૃષપર્વાના નગરમાંથી જવા તૈયાર થયા. વૃષપર્વા તેમને પ્રસન્ન કરવા આવે છે. દેવયાનીએ માંગ્યું કે હું જ્યાં પરણું ત્યાં તારી પુત્રીને દાસી તરીકે મોકલવી. તેથી શર્મિષ્ઠા દાસી તરીકે યયાતિ રાજાને ઘેર ગયેલી.

શુક્રાચાર્યે યયાતિને કહેલું કે શર્મિષ્ઠા સાથે વિષયસુખ ભોગવવું નહિ. યયાતિએ તે વચન પાળ્યું નહિ એટલે શુક્રાચાર્યે તેને વૃદ્ધ બનાવી દીધો. યયાતિએ વૃદ્ધાવસ્થા દૂર કેમ થાય તેનો ઉપાય પૂછ્યો. શુક્રાચાર્યે કહ્યું, કોઈ તારી વૃદ્ધાવસ્થા લઈ તેની યુવાની તને આપે તો તારી વૃદ્ધાવસ્થા દૂર થાય.

યયાતિએ પોતાના પુત્ર પુરુની યુવાની લઈને હજારો વર્ષ સુધી વિષયસુખ ભોગવ્યું છતાં તૃપ્તિ ન થઈ. અંતે તેને વૈરાગ્ય થયો અને તેણે જગતને બોધ આપ્યો.

**न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥**

ભા. ૯-૧૯-૧૪

વિષયો ભોગવવાથી કામવાસના કદાપિ પણ શાંત થતી નથી. પરંતુ અગ્નિમાં ઘીની આહુતિ આપવાથી તે જેમ વધારે ઉગ્ર બને છે તેવી રીતે ભોગ ભોગવવાથી ભોગવાસના અધિકાધિક વધે છે.

મનુષ્ય ઘરડો થાય પણ આ તૃષ્ણા ઘરડી થતી નથી.

**जीर्यतो या न जीर्यते ।**

ભર્તૃહરિએ પણ કહ્યું છે,

ભોગો ભોગવાતા નથી પણ ઊલટ આપણે ભોગવાઈ જઈએ છીએ. તૃષ્ણા જીર્ણ થતી નથી પણ આપણે જીર્ણ થઈ જઈએ છીએ.

**भोगा न भुक्ता वयमेव भुक्ताः**
**तृष्णा न जीर्णा वयमेव जीर्णाः ॥**

ભાગવત એ ગીતાજીનું ભાષ્ય છે. સિદ્ધાંતો ગીતાજીમાં આપ્યા તેના દૃષ્ટાંતો ભાગવતમાં આપ્યા છે.

કામ **महाशनो महापाप्मा** અગ્નિ જેમ ભોગોથી કદી તૃપ્ત ન થવાવાળો મોટો પાપી છે, તેને વેરી જાણવો.

તેમ છતાં કામને-વેરીને બદલે જે લોકો મિત્ર બનાવે છે તેની સ્થિતિ યયાતિ રાજા જેવી થાય છે.

કામ ક્રોધને મિત્ર ન બનાવો, તેને વેરી બનાવો અને વેરી જેમ ત્યજો, ગીતાજીમાં બોલ્યા છે.

**न मे भक्तः प्रणश्यति ।**

તેના ઉદાહરણો પ્રહ્લાદ અંબરીષ વગેરેનાં ભાગવતમાં આપ્યા છે.

હે રાજા! રંતિદેવનું ચરિત્ર પણ અદ્ભુત છે. પોતાને જે મળતું તે તે બીજાને આપતો. રંતિદેવના જીવનનું ધ્યેય હતું હું ભલે દુઃખી થાઉં, દુઃખ ભોગવું પણ બીજા સુખી થાય અને સુખ ભોગવે.

એક દિવસ પોતાના પ્રાણના સંકટે પણ તેણે પોતાની પાસેનું સર્વ અન્ન, પાણી વગેરે બીજાને આપી દીધું અને કહ્યું :—

**न कामयेऽहं गतिमीश्वरात् परामष्टर्द्धियुक्तामपुनर्भवं वा ।**
**आर्तिं प्रपद्येऽखिलदेहभाजामन्तः स्थितो येन भवन्त्यदुःखाः ॥**

ભા. ૯-૨૧-૧૨



હું ઈશ્વર પાસેથી આઠ સિદ્ધિઓવાળી ઉત્તમ ગતિ પણ ઇચ્છતો નથી. અને બીજું શું હું મોક્ષની પણ ઇચ્છા રાખતો નથી. હું તો ફક્ત એટલું જ ઇચ્છું છું કે હું સર્વ પ્રાણીઓનાં હૃદયમાં સ્થિર થઈ જાઉં અને તેઓનાં સર્વ દુઃખો હું જ સહન કરું કે જેથી અન્ય કોઈ પણ પ્રાણીને દુઃખ ન થાય.

બીજાં દુઃખી પ્રાણીઓ દુઃખથી મુકત થાય અને તેઓનાં દુઃખ હું ભોગવું. બસ એ જ મારી ઇચ્છા.

સમાપ્તિમાં યદુરાજના વંશનું વર્ણન કર્યું. યદુરાજાનો વંશ દિવ્ય છે. તે વંશમાં શ્રી કૃષ્ણચંદ્ર પ્રગટ થશે. રાજા, સાવધાન થઈ જા. આ વંશની જે કથા સાંભળશે તેના વંશનો નાશ થશે નહિ. આ હરિવંશ છે.

આગળ જતાં આહુકને બે પુત્ર થયા. દેવક અને ઉગ્રસેન. દેવક રાજાએ સાત કન્યાઓનાં લગ્ન વસુદેવ સાથે કર્યાં, વસુદેવ દેવકીને ત્યાં છ બાળકો થયાં રોહિણીથી સાતમાં બાળક બલરામ થયા. આઠમાં મારા ઇષ્ટદેવ સાક્ષાત શ્રીકૃષ્ણ પ્રગટ થયા છે. પરમાત્મા પૃથ્વી ઉપર આવે છે ત્યારે પરમાત્માને બહુ પરિશ્રમ થાય છે. પણ ધર્મની સ્થાપના કરવા અને અધર્મનો નાશ કરવા ભગવાન અવતાર લે છે. ભગવાન શ્રીકૃષ્ણ ચૌદ વર્ષ મથુરામાં વિરાજ્યા. તે પછી ભગવાન દ્વારકાનાથ થયા છે. પૃથ્વી ઉપરનો ભાર હળવો કરવા કૌરવો-પાંડવોનું યુદ્ધ કરાવ્યું. નવમ સ્કંધની સમાપ્તિમાં સંક્ષેપમાં કૃષ્ણ કથા કહી સંભળાવી.



**હરે રામ હરે રામ રામ રામ હરે હરે,**
**હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.**

# સ્કંધ દશમો ( પૂર્વાર્ધ )

મૈંને મહેંદી રચાઈ રે, કૃષ્ણનામકી
મૈંને બીન્દિયા સજાઈ રે, કૃષ્ણનામકી
મેરી ચુડિયોં પે કૃષ્ણ, મેરી ચુંદડી પે કૃષ્ણ
મૈંને નથની ઘડાઈ રે, કૃષ્ણનામકી—મૈંને
મેરે નયનોં મેં ગોકુલ બ્રીન્દાબન
મેરે પ્રાણોં મેં મોહન મન ભાવન
મેરે હોઠોં પે કૃષ્ણ, મેરે હૃદય મેં કૃષ્ણ
મૈંને જ્યોતિ જગાઈ રે, કૃષ્ણ નામકી—મૈંને
અબ છાયા હૈ કૃષ્ણ અંગ-અંગમેં
મેરા તન-મન રંગા હૈ કૃષ્ણ રંગમેં
મેરા પ્રીતમ હય કૃષ્ણ, મેરા જીવન હય કૃષ્ણ
મૈંને માલા બનાઈ રે, કૃષ્ણ નામકી—મૈંને

'દ્વારકાધીશ' માંથી

હવે દશમ સ્કંધની શરૂઆત થાય છે. ભાગવતનું ફળ દશમ સ્કંધ છે. દશમ સ્કંધમાં શુકદેવજી ખીલ્યા છે. આ શુકદેવજીના ઇષ્ટદેવની કથા છે.

શ્રીમદ્ ભાગવત સાત દિવસમાં મુકિત આપનાર ગ્રંથ છે. અનેક જન્મ સાધન કરતાં પણ મળે નહિ તે અતિ દુર્લભ મુકિત પરિક્ષિત રાજાને સાત દિવસમાં મળે છે.

પરીક્ષિતનો પ્રથમ પ્રશ્ન હતો : જેનું મરણ નજીક આવ્યું હોય તેનું કર્તવ્ય શું ? શુકદેવજી યજ્ઞ કરવાની આજ્ઞા આપે તો સાત દિવસમાં મુકિત થાય નહિ. જીવનમાં છેલ્લા શ્વાસ સુધી કોઈ વિચાર-વિકાર આવે નહિ તેવો ઉપાય કરવાનો હતો. શુકદેવજીએ વિચાર્યું સાત દિવસમાં રાજા કૃષ્ણકથામાં તન્મય થાય તો તેને મુકિત મળે. મુકિત મનને મળે છે, મુકિત આત્માને મળતી નથી. કેટલાક આચાર્યો માને છે કે આત્મા પરમાત્મા એક છે. કેટલાક આચાર્યો તેમને ભિન્ન માને છે. આત્મા અંશ અને પરમાત્મા અંશી છે તેમ તેઓ માને છે.

શંકરસ્વામીનો સિદ્ધાંત છે : જીવ અને ઈશ્વર એક છે. આ જે ભેદ ભાસે છે તે અજ્ઞાનથી ભાસે છે. ભેદ એ ઔપાધિક ભેદ છે. ઉપાધિથી ભેદ ભાસે છે પણ તત્ત્વદૃષ્ટિથી ભેદ નથી.

ભેદના બે પ્રકારો (૧) સ્વતઃ સિદ્ધ ભેદ (૨) ઔપાધિક ભેદ.

ઘોડા અને ગાયનો ભેદ સ્વતઃ સિદ્ધ ભેદ છે. ઘોડો ગાય થઈ શકે નહિ, અને ગાય ઘોડો થઈ શકે નહિ.

ઔપાધિક ભેદ :—જળનું વાસ્તવિક સ્વરૂપ શીતળતા છે. ગરમ જળમાં જે ગરમી ભાસે છે તે ઉપાધિથી ભાસે છે.

વાસ્તવિક રીતે—તત્ત્વદૃષ્ટિથી આત્મા અને પરમાત્મા, જીવ ઈશ્વર એક જ છે પણ ઔપાધિક ભેદ ભાસે છે. જેમકે ઘડામાંનું ઘટાકાશ અને વ્યાપક આકાશ એક જ છે. પરંતુ ઘડાની ઉપાધિથી ભેદ ભાસે છે. ઘડો ફૂટી જાય એટલે ઘટાકાશ મહાકાશને મળે છે. મળે છે શું ? તે તો એક જ છે. વાસ્તવિક રીતે તે મળેલું જ છે.



વ્યાપક ચૈતન્ય એ ઈશ્વર છે. વ્યાપકાધિષ્ઠ ચૈતન્ય એ પરમાત્મા છે. શરીરાધિષ્ઠ ચૈતન્ય એ જીવ છે. અવિદ્યા આવરણયુક્ત ચૈતન્ય એ જીવ છે. અવિદ્યા દૂર થઈ, આવરણ દૂર થયું કે જીવ અને શિવ એક બને છે. જીવ શિવનો ભેદ ઉપાધિથી ભાસે છે. આ વેદાંતનો સિદ્ધાંત છે.

આ જીવ અંશ થઈ શકતો નથી. જો અંશીમાંથી અંશ જુદો પડ્યો તો અંશીના સ્વરૂપમાં ભંગ થશે. ગુલાબના ફૂલમાંથી એક પાંખડી કાઢી લો તો ગુલાબના ફૂલનો ભંગ થયો કહેવાશે. એવી રીતે અંશીથી અંશ જુદો પડે તો અંશીના સ્વરૂપનો ભંગ થાય. તેથી શંકરાચાર્યે કહ્યું છે, જીવ અંશ જેવો છે, પૂર્ણાંશ નથી. ઈશ્વર એવા નથી કે જેના બે ટુકડા થાય. એ વ્યાપક ચૈતન્ય છે, સર્વત્ર છે. જેમ આકાશ સર્વમાં સર્વત્ર છે.

વૈષ્ણવ આચાર્યો માને છે કે જીવ અને ઈશ્વર એક નથી. જીવ ઈશ્વરનો અંશ છે. વૈષ્ણવ આચાર્યો કહે છે, અંશીથી અંશ જુદો પડે તો પણ અંશીનો નાશ થતો નથી. સમુદ્રમાંથી એક બિંદુ પાણી કાઢો તો તેથી સમુદ્રનો નાશ થતો નથી. એવી રીતે અંશ અંશીથી જુદો પડે તેથી અંશીના સ્વરૂપમાં ફેર પડતો નથી. આપણે બધા રાજાના દીકરા છીએ. માયા દાસી છે. દાસીને બચ્ચાને રમાડવાને રાખી છે, પજવવાને નહિ. જો પજવે તો શેઠ દાસીને રજા આપે. પરમાત્મા સાથે ખૂબ પ્રેમ કરો તો માયાનું બંધન છૂટી જશે. ગોકુળલીલાનું એજ રહસ્ય છે.

જેની બુદ્ધિ અતિસૂક્ષ્મ છે તેને વેદાંતનો વિવર્તવાદ ધ્યાનમાં આવશે. જેની બુદ્ધિ લાગણી પ્રધાન છે તેને વૈષ્ણવાચાર્યોનો સિદ્ધાંત ગમશે. શુકદેવજી સાવધાન કરે છે : આ બંને સિદ્ધાંતો દિવ્ય છે.

કોઈપણ રીતે માનો પણ મુક્તિ મળે છે મનને, આત્માને મુક્તિ મળતી નથી. આત્મા નિત્ય મુક્ત છે. જીવને ઈશ્વરરૂપ માનો કે તેનો અંશ માનો તો પણ તે આત્મા મુક્ત છે.

સુખદુઃખ આત્માને થતાં નથી, તે થાય છે મનને, પણ તેનો આરોપ આત્મા ઉપર કરવામાં આવે છે. પરીક્ષિત રાજાને સાત જ દિવસમાં મુક્તિ અપાવવી છે. રાજાનું મન શ્રીકૃષ્ણ સિવાય બીજા કોઈમાં ન જાય તો રાજાને મુક્તિ મળે. મુક્તિ તેને મળે કે જેનુ મન મરે છે. પૂર્વજન્મનું શરીર ભલે મર્યું પણ પૂર્વજન્મનું મન લઈને જીવાત્મા આવ્યો છે. मनःष्ठानीद्रियाणि प्रकृति स्थानि कर्षति। મનને કોઈપણ રીતે મારવું છે. થોડા પાણીમાં માછલો બરાબર રહે નહિ તેમ મરે પણ નહિ. તેમ સંસારના વિષયોનું ચિંતન મન છોડે તો તેનો ઈશ્વરમાં લય થાય. કૃષ્ણ કથામાં ખાસ આકર્ષણ. તે મનને ઈશ્વરમાં લીન કરે છે. મનને સંસારના વિષયો ન આપો પણ કૃષ્ણલીલામાં મુકી દો. દા. ત. કૃષ્ણ ગાયો ચરાવવા નીકળ્યા છે. કનૈયો ગાયોને બોલાવે છે, નવડાવે છે, ખવડાવે છે. આ બધી લીલાનું ચિંતન કરો. મનને પ્રતિકુળમાંથી હટાવો અને અનુકૂળમાં જોડો. તે ઉદ્દેશથી આ કથા કરવામાં આવી છે. આ કથાથી જ્ઞાન અને વૈરાગ્ય વધે છે. આ કથાથી મનુષ્યને પ્રવૃત્તિ છોડવાની ઇચ્છા થાય છે. ભાગવતની કથા જ્ઞાન વૈરાગ્યને વધારનારી છે. ભાગવતની કથા કૃષ્ણપ્રેમને વધારનારી છે. ભાગવતની કથા કૃષ્ણપ્રેમમાં પાગલ બનાવે છે.

પરીક્ષિત રાજાનો સંસારનો મોહ છૂટે અને કૃષ્ણલીલામાં તે તન્મય થાય તો તેના મનનો નિરોધ થાય. શ્રીકૃષ્ણલીલા નિરોધલીલા છે. મનનો નિરોધ કરવાનો છે. જગત વિસ્મરણપૂર્વક ભગવત આસક્તિ એનું જ નામ નિરોધ. ભગવત આસક્તિ એ નિરોધ છે. સંસારના વિષયોનું વિસ્મરણ થાય ત્યારે જ ખરો આનંદ પ્રગટ થાય છે. સંસારનો સંબંધ છૂટે ત્યારે બ્રહ્મસંબંધ થાય છે. જો સંસારના વિષયોમાં ખરો આનંદ હોત તો બધું છોડીને મનુષ્યને નિદ્રા માટે ઇચ્છા જ ન થાય. મનુષ્ય બધું છોડી નિદ્રા લેશે ત્યારે તેને આનંદ મળશે.

કૃષ્ણકથા એવી છે કે તે જગતને ભુલાવે છે. જગતમાં રહેવું છે અને જગતને ભૂલવું છે. સંસાર છોડીને જશો ક્યાં ? જ્યાં જાવ ત્યાં સંસાર સાથે છે. સંસાર છોડીને જવાનું નહિ પણ સંસાર મનમાંથી કાઢી નાંખવાનો અને સંસારમાં રહેવાનું. સંસારને છોડવાનો નથી પણ મનમાંથી સંસારને બહાર કાઢવાનો છે. સંસારમાં રહી સંસારથી અલગ થઈ જવાનું છે. ભાગવતી કથા સંસારને ભુલાવે છે. આ કથામાં ભૂખ તરસ ભુલાય છે.

દશમ સ્કંધની શરૂઆતમાં શુકદેવજીએ રાજાની પરીક્ષા કરી છે. રાજા આજે પાંચ દિવસથી તું એક આસને બેઠો છે. તારે જળપાન કરવું હોય, કાંઈ ખાવું હોય તો ખાઈ લે.

પરીક્ષિતરાજાએ સુંદર જવાબ આપ્યો છે. ભગવન્ અન્નની તો શી વાત કરવી ? મેં તો જળનો પણ ત્યાગ કરી દીધો છે તો પણ તે અસહ્ય ભૂખ–તરસ ( કે જેને કારણે મેં મુનિના ગળામાં મરેલો સાપ નાંખી પાપ કરેલું) મને જરાપણ ત્રાસ આપતાં નથી, કારણ કે તમારા મુખકમળમાંથી નીકળતા શ્રીહરિકથારૂપી અમૃતનું હું પાન કરી રહ્યો છું.

કથાના રસપાનથી હવે મને ભૂખ તરસ લાગતાં નથી. શુકદેવજી આ સાંભળી ખુશ થયા. રાજા છે તો જિજ્ઞાસુ અને લાયક. રાજાએ પરીક્ષા પસાર કરી છે. કથામાં તેની તન્મયતા થયેલી છે.

કથામાં આવી તન્મયતા થવી જોઈએ. કૃષ્ણકથામાં અનાયાસે સંસાર ભુલાય છે. કૃષ્ણકથામાં જગત ભુલાય છે. કૃષ્ણકથા જગતનું વિસ્મરણ કરાવે છે.

કથા કીર્તનમાં કંઈક દેહધર્મ ભુલાય છે. આ કૃષ્ણકથાનો મહિમા છે, કૃષ્ણલીલાનો મહિમા છે. સંસારનું સંપૂર્ણ વિસ્મરણ અને પરમાત્માનું સતત સ્મરણ એ જ મુક્તિ છે. કૃષ્ણલીલા કથાનું વર્ણન કરતાં મન જગતને ભૂલે છે.

કથા તમને તમારા દોષનું ભાન કરાવે છે. કથા સાંભળ્યા પછી મનુષ્ય રડે તો માનજો તેણે કથા સાંભળી. અંબરીષની ભક્તિ કેવી અને ક્યાં મારું જીવન ? હાય ! મારું જીવન વ્યર્થ ગયું, મારું જીવન કૂતરાં બિલાડાં માફક ગયું.

આ કૃષ્ણકથામાં સર્વને આનંદ મળે છે કારણ કે કૃષ્ણકથામાં સર્વરસોનો સમન્વય છે. આ કૃષ્ણકથા બાળકને પણ આનંદ આપે અને સંન્યાસીને પણ આનંદ આપે છે. શ્રીકૃષ્ણ બાળક સાથે બાળક, યુવાન સાથે યુવાન છે. શ્રી કૃષ્ણ જ્ઞાની સાથે જ્ઞાની અને યોગી સાથે યોગી છે.



શ્રીકૃષ્ણ ભોગી છે પણ રોગી નથી. ભોગી હોવા છતાં તેઓ યોગી છે. સાધારણ નિયમ છે કે જે ભોગી છે તે રોગી થવાનો જ. એકાદશ સ્કંધમાં વર્ણન આવે છે કે શ્રી કૃષ્ણ ૧૨૫ વર્ષે સ્વધામમાં પધાર્યા ત્યારે પણ માથાનો એક વાળ પણ ધોળો થયો ન હતો.

મનુષ્યનું મન કોઈ પણ રસમાં ફસાયેલું હોય છે- આ કથામાં હાસ્યરસ છે, વીર રસ છે, શૃંગાર રસ છે, કરૂણ રસ છે, ભયાનક રસ પણ છે. તમામ રસો આમાં ભર્યા છે, કારણ શ્રી કૃષ્ણ પોતે જ રસરૂપ છે. रसो वै सः।

બાળલીલામાં હાસ્યરસ છે, રાસલીલામાં કરૂણરસ છે, તેમજ શૃંગાર રસ છે. ચાણુર, મુષ્ટિક, કંસ વગેરેને મારે છે ત્યારે વીર રસ ઝળકે છે. કોઈ પણ રસમાં રુચિ હોય તોયે આ કથા સર્વને ગમે છે. કૃષ્ણકથામાં વિશેષતા છે કે કોઈ પણ રસમાં રુચિ રાખનારને કૃષ્ણકથામાં આનંદ મળે છે. અને કનૈયો તેને દસમો રસ આપે છે–પ્રેમરસ. સૌથી શ્રેષ્ઠ પ્રેમરસ પણ આ કૃષ્ણકથામાં છલોછલ ભર્યો છે.

અને પ્રેમરસનો સ્વાદ જેણે ચાખ્યો એને જગતના અન્ય સ્વાદ ફિક્કા લાગે છે. મીરાંબાઈનાં શબ્દોમાં કહીએ તો તે કડવા લાગે છે.

સાકર શેરડીનો સ્વાદ તજીને કડવો તે લીમડો ઘોળ મા રે,
રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા રે.

પરંતુ એ રસનો સ્વાદ જાણવો સહેલો નથી. એટલે નરસિંહ મહેતાએ કહ્યું છે :–

એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે, શુક જોગી રે,
કંઈ એક જાણે વ્રજની રે ગોપી, ભણે નરસૈયો ભોગી રે.

જગતના બધા રસ કડવાશથી ભરેલા છે. શૃંગાર રસમાં આરંભમાં મીઠાશ લાગશે પણ અંતે ખાત્રી થશે આમાં મીઠાશ નથી. કોઈ રસમાં મીઠાશ નથી. અતિ મધુર તો પ્રેમરસ છે. પ્રેમ વિના પ્રભુનો સાક્ષાત્કાર થતો નથી. શ્રીકૃષ્ણ પ્રેમરૂપ છે. શ્રીકૃષ્ણ અલૌકિક પ્રેમરસનું દાન કરે છે. પ્રેમરસમાં વાસના નહિ, વિષમતા નહિ, સ્વાર્થ નહિ, હું અને તું નહિ. ગોપી કહે છે કે :

લાલી દેખન મૈં ગઈ,
મૈં ભી હો ગઈ લાલ.

હું શ્રી કૃષ્ણને શોધવા ગઈ તો હું પણું ન રહેતા હું જ કૃષ્ણ બની ગઈ. શ્રીકૃષ્ણ પાસે 'હું પણું' રહેતું નથી.

માનવ જીવનની એ જ વિશેષતા હોવી જોઈએ કે કૃષ્ણપ્રેમમાં પાગલ બનવું. રોજ ઠાકોરજીને પ્રાર્થના કરજો, આપ મારા મનને ખેંચી લેજો. મારામાં એવી શકિત નથી કે હું મારા મનથી તમને ખેંચી શકું. કૃષ્ણમાં હૃદય તરબોળ બને, આંખો આંસુથી ભીંજાયેલી હોય, એવી દશા થાય ત્યારે બ્રહ્મસંબંધ થાય અને જીવ બ્રહ્મરૂપ થશે.

બ્રહ્મસંબંધ સતત ટકાવી રાખજો. સાવધાન રહેવું કે ફરીથી માયા સાથે અમારો સંબંધ ન થાય. પરીક્ષિત જેમ માયા સાથે સંબંધ ન થાય અને બ્રહ્મસંબંધ થાય તો સાત દિવવમાં મુકિત મળે છે. બ્રહ્મચિંતન કરતાં મૃત્યુ પામે તેને સાત દિવસામાં મુકિત મળે તે લક્ષ્યમાં રાખી આ કથા કહી છે.

દશમ સ્કંધ એ શ્રીકૃષ્ણ ભગવાનનું હૃદય છે. પરમાત્મા રસ સ્વરૂપ છે અને તેથી જીવ પણ રસ રૂપ છે. પ્રત્યેક જીવને કોઈ પણ રસમાં રુચિ હોય છે. કોઈ પણ રસમાં રુચિ ધરાવનારે કૃષ્ણકથા આનંદ આપશે. શ્રીકૃષ્ણ એક અતિ દિવ્ય રસ છે.

વિરહમાં કે પ્રેમમાં હૃદય આર્દ્ર બને છે, ત્યારે રસાનુભૂતિ થાય છે. શ્રીકૃષ્ણકથામાં સર્વ પ્રકારનાં જીવોનું આકર્ષણ થાય છે. સાધારણ રીતે જીવોના ચાર ભેદ છે: (૧) પામર (૨) વિષયી (૩) મુમુક્ષુ (૪) મુકત.

પામર જીવ કોને કહે છે? અધર્મથી ધન કમાઈ, અનીતિથી ભોગવે એ પામર જીવ છે. ધર્મથી કમાઈ ઇન્દ્રિયસુખ ભોગવે તે વિષયી જીવ. સંસારબંધનમાંથી છૂટવાની ઇચ્છા રાખનાર તે મુમુક્ષુ. કનક અને કાન્તારૂપ માયાનાં બંધનમાંથી છૂટેલા, પ્રભુમાં તન્મય થયેલા તે મુકત છે. શ્રી મહાપ્રભુજીએ કહ્યું છે રાજસ, તામસ, સાત્ત્વિક એવી કોઈ પણ પ્રકૃતિનો જીવ હોય તેને કૃષ્ણકથામાં આનંદ આવે છે. તેથી મહાપ્રભુજીએ દશમ સ્કંધના ત્રણ વિભાગ કર્યા છે: રાજસ પ્રકરણ, તામસ પ્રકરણ, સાત્ત્વિક પ્રકરણ. શ્રીકૃષ્ણ કથા સર્વને ઉપયોગી તથા આનંદ આપનારી છે. કારણ શ્રીકૃષ્ણ ભોગી છે અને મહાન યોગી પણ છે. શ્રીકૃષ્ણ મહાન યોગી છે તેથી શુકદેવજી જેવા યોગીને તેની કથામાં આનંદ આવે છે. પ્રભુએ ગૃહસ્થાશ્રમ અને સન્યાસનો આદર્શ સમન્વય જગતને બતાવ્યો છે. સોળ હજાર રાણીઓમાં વિરાજેલા શ્રીકૃષ્ણ સંન્યાસીઓની વ્યાસપૂજામાં પણ અગ્રસ્થાને વિરાજે છે.

શ્રીકૃષ્ણ પાસે આવી દિવ્ય કળા છે કે સોળ હજાર રાણીઓમાં પણ અનાસકત-ભાવે રહી સર્વ સાથે પ્રેમ કરે છે. તેનું નિર્દેશન શ્રીકૃષ્ણની છેલ્લી લીલામાં દેખાય છે. શ્રીકૃષ્ણને ૧૬૦૦૦ રાણીઓ છે પણ કોઈનામાં તે આસકત નથી. પતિપત્ની પ્રેમ કરે પણ એકબીજાના શરીરમાં આસકિત ન રાખે. શ્રીકૃષ્ણ સર્વ રાણીઓને પ્રેમ કરે પણ કોઈ રાણીમાં આસકત નથી. આજકાલ પ્રેમ શબ્દને લોકોએ કલંકિત કર્યો છે. જ્યાં વિકાર અને વાસના હોય ત્યાં પ્રેમ નથી, તેને મોહ કહે છે.

શ્રીકૃષ્ણ સ્વધામમાં પધાર્યા ત્યારના તેમના સ્વરૂપનું વર્ણન શુકદેવજીએ કર્યું છે. ૨૫ વર્ષના યુવાનને પણ શરમાવે તેવી દિવ્ય અંગકાંતિ છે. એકસો પચ્ચીસ વર્ષની ઉંમરે પણ એક વાળ ધોળો થયો નથી કે એક પણ દાંત પડયો નથી. એવું દિવ્ય સ્વરૂપ છે. તેથી તેઓ યોગીઓને પણ વહાલા લાગે છે. ખરા મહાયોગીનું આ લક્ષણ છે. યોગીને કોઈ દિવસ રોગ થાય નહિ. અને જે યોગીને રોગ થાય તેના યોગમાં ભૂલ થઈ હોવી જોઈએ. શ્રીકૃષ્ણ યોગીઓને તથા ભોગીઓને વહાલા લાગે છે.

શ્રીકૃષ્ણલીલામાં સર્વ પ્રકારના રસ દેખાય છે. સાધારણ રીતે સાહિત્યશાસ્ત્રમાં નવ રસ માન્યા છે: હાસ્ય, વીર, કરુણ, બીભત્સ વગેરે. શ્રીકૃષ્ણનો હાસ્યવિનોદ અદ્વિતીય છે, શૃંગાર પણ અદ્વિતીય છે. શ્રીકૃષ્ણના વીરરસનું વર્ણન મહાભારતમાં ઠેકઠેકાણે છે. શ્રીકૃષ્ણ પ્રેમસ્વરૂપ હોવાથી પરિપૂર્ણ માધુર્યથી ભરેલા છે. અને તેથી કોઈપણ રસમાંની રુચિને પુષ્ટિ મળી અલૌકિક પ્રેમરસની પ્રાપ્તિ થશે. ધીરે ધીરે લૌકિક આસક્તિનો વિનાશ થતાં અલૌકિક શ્રીકૃષ્ણમાં આસક્તિરૂપ ભક્તિ પ્રાપ્ત કરી જીવન સફળ થશે. શ્રીકૃષ્ણલીલાને નિરોધલીલા મહાપુરુષો કહે છે. મનનો નિરોધ થાય એટલે મુકિત સુલભ. મનનો નિરોધ ઈશ્વરમાંજ થઈ શકે, અન્ય વસ્તુમાં મનનો નિરોધ થતો નથી. કારણ સંસાર જડ છે. મન જડ નથી. સજાતીય સજાતીયમાં મળે છે, જેમકે દૂધમાં ખાંડ મળી જશે. પથ્થરો એકરૂપ થશે નહિ, મળશે નહિ, તેવી રીતે સંસારના જડ પદાર્થોમાં મન એકરૂપ થશે નહિ. મન પૂર્ણ ચેતન નથી, તેમ મન પૂર્ણ જડ નથી. મન અર્ધચેતન અને અર્ધજડ છે.



પરીક્ષિત રાજાના મનને અનાયાસે સંસારના વિષયોથી હટાવી શ્રીકૃષ્ણ સાથે એકરૂપ બનાવી મુક્તિ આપવા માટે આ દશમ સ્કંધ છે.

દશમ સ્કંધ એ ભગવાનનું હૃદય છે. દશમ સ્કંધમાં શ્રીકૃષ્ણલીલા છે. આ લીલા એવી છે કે તેણે ઘણાને પાગલ બનાવ્યા છે.

સનાતન સ્વામી એક મહારાજાના મહામંત્રી હતા. દશમ સ્કંધની કથા સાંભળી તેઓ સાધુ થયા.

શ્રીકૃષ્ણ યોગી હતા અને ભોગી પણ હતા.

આ કથા રાજાઓને આકર્ષે છે અને યોગીઓને પણ આકર્ષે છે.

એનું કારણ શ્રીકૃષ્ણ

**चित्त चैन नहीं, चित्तचोर चुरायो છે.**

ચિત્તની શાંતિને નહીં તે તો ચિત્ત જ ચોરી જાય છે.

એવું અદ્ભુત છે એનું રૂપ,

**धूरि-भरे अति सोभित स्यामजू, तैसी बनी सिर सुन्दर चोटी ।**
**खेलत-खात फिरै अँगना, पगपैजनी बाजतीं, पीरी कछोटी ।**
**वा छबिकों रसखानि बिलोकत, वारत काम-कलानिधि कोटी ।**
**कागके भागको क्या कहीये, हरि हाथसे ले गयो माखन-रोटी ।**

**रागमेघरंजनी ताल झंप (युगलप्रियाजीनुं पद)**

**स्याम स्वरुप वस्यो हियमें, फिर और नहीं जग भावै री ।**
**कहा कहूं को माने मेरी, सिर बीती सो जानैरी ।**
**रसना रसना सब रस फीक, द्रगनि न और रंग लागैरी ।**
**स्रवननि दूजी कथा न भावै, सुरत सदा पियकी जागैरी ।**
**बढ्यो बिरत अनुराग अनोखो, लगन लगी मन नहीं लागैरी ॥**
**जुगल प्रिया के रोम रोम तें, स्याम ध्यान नहिं पल त्यागैरी ।**

એની લટક એવી છે કે એક વખત મનમાં પેસી ગઈ કે પછી ત્યાંથી નીકળતી નથી.

**मुकुट लटक अटकी मन माहीं ।**

**नृत्यत नटवर मदन मनोहर, कुंडल झलक बिथुराई ।**
**नाक बुलाक हलत मुक्ताहल, होठ मटक गति भौंह चलाई ॥**
**ठुमुक ठुमुक पग धरत धरनि पर, बांह उठाइ करत चतुराई ॥**
**झुनुक झुनुक नूपुर झनकारत, तता थेई थेई रीझ रिझाई ॥**
**चरनदास सहजो हिय अंतर, भवन करौ जित रहो सदाई ॥**

પરીક્ષિત રાજાએ આરંભમાં પ્રશ્ન કર્યો છે. સૂર્યવંશ અને ચંદ્રવંશની કથા આપે સંભળાવી. ચંદ્રવંશમાં શ્રીકૃષ્ણની કથા કહી પણ તેમાં બહુ સંક્ષેપ કર્યો.

કૃષ્ણકથામાં યોગીને આનંદ આવે અને ભોગીને પણ આનંદ આવે. શુકદેવજી મહાયોગી છે, બહુ ધ્યાનમાં લંગોટી ક્યારે છૂટી ગઈ તેનું પણ ભાન નથી. તેઓ પણ કૃષ્ણકથામાં પાગલ બન્યા છે.

પરીક્ષિત કહે છે, આપે સર્વનો ત્યાગ કર્યો પણ કૃષ્ણકથાનો ત્યાગ કર્યો નથી. તમે પિતાને કહેલું તમે મારા પિતા નહિ અને હું તમારો પુત્ર નહિ, એવા તમે પિતાનો ત્યાગ કર્યો પણ કૃષ્ણકથાનો ત્યાગ કર્યો નહિ. મહારાજ તમને પણ આ કથા આનંદ આપે છે.

શુકદેવજી જેવા મહાપુરુષે કથા છોડી નથી. મહાપુરુષોને લાગે છે નાક પકડીને બેઠેલા છે ત્યાંસુધી ઠીક છે ગણુ ઊઠ્યા પછી મન કયારે છટકી જાય છે તેની ખબર પડતી નથી. મનને નિર્વિષય બનાવો. મનને કૃષ્ણલીલામાં પરોવો. ચિંતન કરવું હોય તો આ કૃષ્ણલીલાનું ચિંતન કરો. વેદાંત કહે છે, મનને નિર્વિષય બનાવો. પણ આ અઘરું છે. તેથી વૈષ્ણવો કહે છે, મનને પ્રતિકૂળ વિષયોમાંથી હટાવી અનુકૂળ વિષયોમાં જોડી દો. વેદાંતીઓ કહે છે આત્માને બંધન નથી તો મુક્તિ ક્યાંથી ? વૈષ્ણવોને ભગવત સેવામાં એવો આનંદ આવે છે કે તેઓને મુક્તિ મળવા આવે તો પણ જોઈતી નથી.

યોગીઓ જ્યાં આંખ બંધ રાખી સમાધિમાં બેસે ત્યાં સુધી મન સ્થિર રહે છે, પણ યોગમાંથી ઊઠ્યા પછી આંખ ઉઘાડે છે એટલે મન સંસારમાં ચંચળ થાય છે. વિશ્વામિત્રે આંખ બંધ કરી સાઠ હજાર વર્ષ સમાધિ કરી પણ આંખ ઉઘાડ્યા પછી મેનકાથી ફસાયા. અરે ! આંખ ઉઘાડી હોય અને સમાધિ લાગે એ સમાધિ સાચી. આંખ કાન ઉઘાડા હોય અને સમાધિ લાગવી જોઈએ. સાધો સહજ સમાધિ ભલી. સમાધિના બે પ્રકારો બતાવ્યા છેઃ એક જડ અને બીજી ચેતન. જડ સમાધિમાં યોગીઓ મન ઉપર બળાત્કાર કરે છે. મન ઉપર બળાત્કાર કરી તેને પકડીને આવી રીતે જબરજસ્તીથી વશ કરવું એ એટલું ઉત્તમ નથી. કોઈ ઠેકાણે હઠયોગની નિંદા કરી છે. હઠયોગી કદી રોગી બને છે. મન ઉપર બળાત્કાર કરવા કરતાં તેને પ્રેમથી સમજાવીને વશ કરવું એ સારું છે. હઠયોગીને પણ ભક્તિનો સાથ ન હોય તો તે નકામું છે.

મન સજ્જન છે. મનને કોઈ સત્તા નથી. મન આત્માની સત્તાથી કામ કરે છે. આત્મા તેને હુકમ ન કરે ત્યાં સુધી મન કામ કરી શકતું નથી. મનને શાસ્ત્રમાં નપુંસક કહ્યું છે. આત્માની સત્તાથી મન દોડે છે. યોગીઓ બળાત્કારથી મનને પકડી મનને બ્રહ્મરંધ્રમાં સ્થાપે છે. તે વખતે તેમનું શરીર જડ થાય છે. જડ સમાધિમાં શરીરનું ભાન રહેતું નથી. જડ સમાધિ કરતાં ચેતન સમાધિ શ્રેષ્ઠ છે. ગોપીઓની સમાધિ ચેતન સમાધિ છે. ગોપી આંખ બંધ કરીને, કાન બંધ કરીને બેસતી નથી. ગોપી આંખ, કાન ઉઘાડા રાખી કૃષ્ણના ધ્યાનમાં તન્મય બને છે. ગોપી આંખમાં શ્રીકૃષ્ણને, કાનમાં શ્રીકૃષ્ણને રાખે છે. આ જોઈ ઉદ્ધવ ( ઉધો ) સીધો ( સરળ ) બન્યો.

આ ગોપીઓને ઉઘાડી આંખે સમાધિ લાગે છે. તેમની દ્રષ્ટિ જ્યાં જાય ત્યાં તેમને શ્રીકૃષ્ણનાં દર્શન થાય છે. **यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः** સમાધિ આવી સહજ જોઈએ. તેથી ઉદ્ધવજીએ જ્યારે કહ્યું કે તમે નિર્ગુણ નિરાકાર બ્રહ્મનું આરાધન કરો, ત્યારે ગોપીઓ કહે છે અમને તો ઉઘાડી આંખે સર્વત્ર સાકાર બ્રહ્મ શ્રીકૃષ્ણનાં દર્શન થાય છે. તો આ સાકાર બ્રહ્મને છોડીને તારા નિર્વિકાર નિરાકાર ઇશ્વરનું ધ્યાન ચિંતન કોણ કરે ? ઉદ્ધવ, જેને ઉઘાડી આંખે બ્રહ્મ ન દેખાય એ આંખ બંધ કરીને લલાટમાં બ્રહ્મનાં દર્શન કરવા પ્રયત્ન કરે છે. હું તો શ્રીકૃષ્ણનાં દર્શન કરું છું, તેનું ચિંતન કરું છું, તેનું ધ્યાન કરું છું.



આંખ બંધ કર્યા પછી જેને સમાધિ લાગે છે સંભવ છે કે કદાચ આંખ ઉઘાડ્યા પછી તેનું મન સંસારમાં લાગશે.

ગોપીઓ મહાપરમહંસ છે. ગૃહસ્થી હોવા છતાં મહાપરમહંસ છે. ઉત્તમમાં ઉત્તમ પરમહંસ વ્રજભક્તો છે જે સર્વથી અલિપ્ત થઈ કૃષ્ણપ્રેમમાં તન્મય છે. શ્રીકૃષ્ણ પણ મહાન ગૃહસ્થ છે. તેમ મહાન સંન્યાસી પણ છે. ઘરમાં રહીને પણ સંન્યાસી જેવું પવિત્ર જીવન રાખવાનું શ્રીકૃષ્ણ બતાવે છે. શ્રી દ્વારીકાધીશ ૧૩ વાર ભોગ આરોગે છે અને ૧૬૦૦૦ સ્ત્રીઓના સ્વામી છતાં સદા અચ્યુત છે. કદી અજીર્ણ નહિ કે વૃદ્ધ નહિ. વળી દુર્યોધનને અને અર્જુનને સમતાથી જ જોતા અને બંનેને મદદ કરી. યદુવંશનો વિનાશ થયો અને સોનાની દ્વારકાનો પણ વિનાશ થયો પણ શ્રીકૃષ્ણની શાંતિ અચળ છે. આ પરમહંસોની સંહિતા છે.

પરીક્ષિત કહે છે :—મહારાજ, આપ યોગી છો છતાં કૃષ્ણકથા છોડી નથી. કથા મનુષ્યોનો થાક ઉતારે છે. ભગવાનની કથા સાંભળતાં આતુરતા વધે છે. કથા સાંભળતાં તૃપ્તિ થતી નથી.

શિખંડ ખાવાથી તૃપ્તિ થાય છે. સંસારના વિષયો ભોગવ્યા પછી તૃપ્તિ થાય છે, સૂગ પણ આવે છે. પણ તે સૂગ કાયમ માટે ટકતી નથી. સૂગ કાયમ માટે ટકે તો બેડો પાર છે.

મહારાજ, આ કૃષ્ણકથા સાંભળવાની મારી ઇચ્છા છે, તો વિસ્તારપૂર્વક આ કૃષ્ણકથા સંભળાવો. ભગવાનની બાળલીલાઓ તેમ જ બીજી જે જે લીલીઓ ભગવાને કરી હોય તે આપ સંભળાવો. આપનાં ચરણમાં હું વારંવાર વંદન કરું છું.

શુકદેવજી કહે છે :—રાજન્ ! બહુ દિવસ થયા તમે ખાધું નથી, તમે જળપાન કરો. તે પછી કથા કહી સંભળાવું.

પરીક્ષિતે કહ્યું છે :—થોડા દિવસ પહેલાં મારાથી ભૂખદુઃખ સહન થતાં ન હતાં. એક વખત શિકાર કરવા ગયો હતો ત્યારે ભૂખતરસ સહન ન થયાં તેમાં બ્રાહ્મણનું અપમાન કર્યું. પણ આપની પાસેથી કથા સાંભળ્યા પછી મને ભૂખતરસ લાગતાં નથી. આપ કથા સંભળાવો.

શુકદેવજી કહે છે :—કૃષ્ણકથામાં તારો પ્રેમ છે તે જાણી આનંદ થયો છે. રાજા, તારા લીધે મને કૃષ્ણકથા ગંગાનું પાન કરવાનો લાભ મળ્યો. કૃષ્ણકથા ગંગા પ્રગટ થઈ ત્યારથી ભાગીરથી ગંગાજીનું મહત્ત્વ ઓછું થયું છે. ભાગીરથી ગંગામાં સ્નાન કરો તેથી મનનો મેલ ધોવાતો નથી. આ કૃષ્ણકથા મનનો મેલ દૂર કરે છે. કૃષ્ણકથા ગંગા જ્યાં ઇચ્છો ત્યાં પ્રગટ થાય છે. ભાગીરથી ગંગાને કહો કે અમારા સૌરાષ્ટ્રમાં પ્રગટ થાવ, તો થશે ?

રાજાને ધન્યવાદ આપ્યો કે રાજા હું તારો ઉપકાર માનું છું. તારા લીધે મને કૃષ્ણ સ્મરણ થાય છે, કષ્ણનાં દર્શન કરવા મળે છે.

મહાત્માઓ ત્યાં સુધી કહે છે કે નવમા સ્કંધ સુધીની કથા શુકદેવજીએ કરી, અને ત્યાર પછીની દશમ સ્કંધની કથા શ્રીકૃષ્ણે સ્વયં કરી છે. **वैयासकिः स भगवान् ( भवतासह )** ( ૧૦-૧-૧૪ ) શુકદેવે રાધાકૃષ્ણની પ્રાર્થના કરી કે આપ હૃદયમાં વિરાજો તમારી કથા તમે જ કરો.

જ્ઞાની પુરુષો મરણને ટાળવાનો પ્રયત્ન કરતા નથી, મરણને સુધારવાનો પ્રયત્ન કરે છે. મરણને સુધારે છે કૃષ્ણકથા, કૃષ્ણનામ, કૃષ્ણભક્તિ જેનું મરણ સુધરે એને

ફરીથી જન્મ લેવો પડતો નથી.

વેર અને વાસના જીવનને બગાડે છે. તે દૂર થાય તો જીવન સુધરે અને અંતે મરણ સુધરે. વેર અને વાસના મરતાં પહેલાં જ દૂર કરો. નહિ તો મરણ બગડશે. વેરીને વંદન કરો. પછી પણ જો તે વેર ચાલુ રાખે તો તમારા માથે પાપ નથી.

દશમા સ્કંધમાં નિરોધલીલા છે. ઈશ્વરમાં મનનો નિરોધ કરવો, મનનો લય કરવો એ નિરોધ.

શ્રીકૃષ્ણને હૃદયમાં રાખો અથવા શ્રીકૃષ્ણના હૃદયમાં રહો તો મનનો નિરોધ થશે. મનનો નિરોધ એ મુક્તિ છે.

ધરતી ઉપર દૈત્યોનો ત્રાસ વધ્યો. લોકો બહુ દુઃખી થયા. પાપ વધ્યું. ધરતીથી આ સહન થયું નહિ. તે બ્રહ્માજીને શરણે ગઈ. બ્રહ્માદિ દેવો બ્રહ્મલોકમાં નારાયણ પાસે આવ્યા છે અને પુરુષસૂક્તથી પ્રાર્થના કરે છે. નાથ હવે કૃપા કરો, અવતાર ધારણ કરો. બ્રહ્માજીને ભગવાને આજ્ઞા કરી. થોડા સમય પછી વસુદેવ—દેવકીને ઘેર હું પ્રગટ થઈશ. મારી સેવા કરવા તમે દેવો અવતાર ધારણ કરો. બ્રહ્માએ આકાશવાણી સાંભળી. બ્રહ્માએ દેવોને આશ્વાસન આપ્યું.

આ બાજુ વસુદેવ મથુરામાં લગ્ન કરવા આવ્યા છે. વસુદેવ દેવકીનું લગ્ન થયું છે. કંસ જાતે વરવધૂનો રથ હાંકે છે.

કંસ વસુદેવજીને બહુ ત્રાસ આપે તો ભગવાનનું પ્રાગટ્ય જલદી થાય. ભક્તોનાં દુઃખ ભગવાન સહન કરી શકશે નહિ. પાપી દુઃખી થાય તે ભગવાન સાક્ષી રૂપે જુએ છે, સહન કરે છે. પુણ્યશાળી દુઃખી થાય તે ભગવાનથી સહન થતું નથી. તે વખતે આકાશવાણી થઈ છે : દેવકીનો આઠમો પુત્ર તને મારશે. આકાશવાણી સાંભળી કંસે દેવકીનો ચોટલો પકડ્યો. તલવાર લઈ મારવા માટે તૈયાર થયો છે. વસુદેવ કંસને સમજાવે છે, જે જન્મ્યો છે તે મરવાનો છે. માટે જ્ઞાની મહાત્માઓ મરણને ટાળવાનો પ્રયત્ન કરતા નથી પણ મરણને સુધારવાનો પ્રયત્ન કરે છે. મરણને નિવારવાનું અશક્ય છે. શીર્યતે ઈતિ શરીરમ્ શરીરનો નાશ થવાનો છે. તું આ વેર કરીશ નહિ. વેર વાસના કોઈ પણ સુખની વાસના રાખી મરે તેનું મરણ બગડે છે. વેર વાસનાનો ત્યાગ કરી પ્રભુ સ્મરણ કરતાં જે મરે છે તેનું મરણ સુધરે છે. દેવકીને મારીશ તેથી તું અમર થવાનો નથી. વસુદેવે સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો. કહ્યું, દેવકીથી તારું મરણ નથી ને ?

કંસ કહે છે :—ના.

વસુદેવ કહે છે :—તો આ દેવકીને ત્યાં જેટલાં બાળકો થશે તે હું તને આપીશ.

કંસે વિચાર્યું હું સ્ત્રી હત્યાના પાપમાંથી બચીશ. કહ્યું, બહુ સારું.

વસુદેવ શુદ્ધ સત્ત્વગુણનું સ્વરૂપ છે. શુદ્ધ વિશુદ્ધ ચિત્ત એ વસુદેવ છે. દેવકી નિષ્કામ બુદ્ધિ છે. એ બેનું મિલન થાય એટલે ભગવાનનો જન્મ થાય છે.

વસુદેવ દેવકી ઘેર આવ્યા છે. પ્રથમ બાળક થયો. વસુદેવે આવીને તે બાળક કંસરાજા આગળ રાખ્યો છે. કંસનું હૃદય પીગળ્યું છે. આ બાળકને મારવાથી મને વિશેષ લાભ નથી. આઠમાથી મારું મરણ છે. આ તો પહેલો છે. આ બાળકને હું નહીં મારું. સાત બાળકોને તમારા ઘેર રાખજો. મારા કાળ આઠમાને મને આપજો. વસુદેવજી બાળકને લઈ ઘેર આવ્યા.

નારદજીએ વિચાર કર્યો, આ કંસ મામા સુધરી જશે તો પાપ ક્યાંથી કરશે ?



અને મામાનું પાપ નહિ વધે તો ભગવાન અવતાર નહિ લે. કંસનું પાપ વધશે નહિ તો તે જલદી મરશે નહિ. પાપ નહિ કરનારને ભગવાન મારતા નથી.

ઈશ્વર કોઈને મારતા નથી. મનુષ્યને મારે છે તેનું પાપ. બે વસ્તુની બીક હંમેશા રાખજો : પાપની અને ઈશ્વરની. નારદજી કંસ પાસે આવ્યા છે. નારદજીએ કંસને કહ્યું :— તને મારવાનો વિચાર દેવો કરી રહ્યા છે. કંસ, તું ભોળો છે. તેં વસુદેવના બાળકને છોડી દીધો તે ઠીક કર્યું નથી. ગમે તે આઠમો થઈ શકે છે. આઠમાને પહેલો ગણો તો આ આઠમો થશે.

કંસ પૂછે છે :— તો બધાં બાળકને મારી નાંખુ ? નારદજીએ વિચાર્યું હું સંમતિ આપું તો મને પણ થોડું બાળહત્યાનું પાપ લાગશે.

બીજાને પાપમાં પ્રેરણા કરે એ પણ પાપ છે. તેથી નારદજીએ કહ્યું, હું તો તને સાવધાન કરવા આવ્યો છું. તને યોગ્ય લાગે તેમ કરજે. નારાયણ નારાયણ. નારદજી આ પ્રમાણે કંસને ઉશ્કેરે છે કારણ કે કંસનું પાપ વધે તો તેનો અંત નજીક આવે.

કંસ તે પછી વસુદેવ–દેવકીને કેદમાં રાખે છે. વિના અપરાધે વસુદેવ દેવકીને બેડી પડી છતાં માની લીધું કે પ્રભુને ઠીક લાગ્યું છે તેમ કર્યું. ભગવતકૃપા થઈ કે ભગવત સ્મરણ કરવા માટે એકાંત મળ્યું. અતિદુઃખમાં પણ ભગવતકૃપા જ સમજવી.

કંસ એ અભિમાન છે. તે સર્વને–જીવમાત્રને કેદમાં રાખે છે. સઘળા જીવો આ સંસારરૂપી કારાગૃહમાં પુરાયેલા છે. આપણે બધા પણ કેદમાં છીએ. જીવ કામને આધીન છે ત્યાં સુધી તે સ્વતંત્ર નથી. સંસાર એ કારાગૃહ છે. બધાને બંધન છે. વસુદેવ–દેવકી કારાગૃહમાં જાગે છે. આપણે બધાં સૂતાં છીએ. કારાગૃહમાં હોવા છતાં જીવો જાગતા નથી પણ સૂતેલા રહે છે. સંસારમાં જે જાગે છે તેને ભગવાન મળે છે.

**जागत है सो पावत है, जो सोवत है सो खोवत है ।**

ભગવાન માટે જાગે છે, તેને ભગવાન મળે. કબીરદાસજીએ પણ કહ્યું છે :—

સુખિયા સબ સંસાર હૈ, ખાવે અરુ સોવૈ,
દુખિયા દાસ કબીર હૈ, જાગે અરુ રોવૈ.

કબીર તેને માટે જાગ્યા અને રડ્યા એટલે ભગવાન તેને મળ્યા.

મીરાંબાઈ તેને માટે જાગ્યાં અને રડ્યાં એટલે ભગવાન તેને મળ્યા.

કંસે દેવકીનાં છ બાળકોનો વિનાશ કર્યો છે.

માયાનો આશ્રય કર્યા વગર ભગવાન અવતાર ધારણ કરી શકતા નથી. શુદ્ધ બ્રહ્મનો અવતાર થઈ શકતો નથી. ઈશ્વર શુદ્ધ સ્વરૂપે આવે તો જેને જેને તેનાં દર્શન થાય તેને મુક્તિ મળી જાય. દુર્યોધનને દ્વારકાધીશ સ્વરૂપનાં દર્શન થયાં ત્યારે માયાના આવરણ યુક્ત પરમાત્માનાં દર્શન થયાં. નિરાવરણ બ્રહ્મ સાક્ષાત્કાર થાય તેને મુક્તિ મળે છે. માયાવરણ યુક્ત બ્રહ્મનાં દર્શન થાય તેને મુક્તિ મળતી નથી. વિચાર કરો ભગવાનના અવતાર વખતે આપણે પણ કીડી મંકોડા કાંઈક પણ હોઈશું. આપણને પણ કદાચ ભગવાનનાં દર્શન થયાં હશે છતાં આપણને મુક્તિ મળી નથી.

યોગમાયા આવ્યાં છે. યોગમાયા સાતમા ગર્ભને રોહિણીના ઉદરમાં સ્થપાવે છે. રોહિણી સગર્ભા થયાં અને દાઉજી મહારાજ પ્રગટ થયા છે ભાદ્ર સુદ ના રોજ. બળદેવ એ શબ્દબ્રહ્મનું સ્વરૂપ છે. શબ્દ બ્રહ્મ પહેલાં આવે તે પછી પરબ્રહ્મ આવે–શ્રીકૃષ્ણ આવે. દાઉજી ગોકુળમાં આવે તો પરબ્રહ્મ ગોકુળમાં આવે.

દાઉજી આંખ ઉઘાડતા નથી. જ્યાંસુધી મારા શ્રીકૃષ્ણ ન આવે ત્યાંસુધી મારે આંખ ઉઘાડવી નથી. આંખ કોઈને આપવી નથી. પૂર્ણમાસીને યશોદાજી નજર ઉતારવાનું કહે છે. પૂર્ણમાસી કહે છે કે આ તો કોઈનું ધ્યાન કરે છે. આ બાળકના પગલાંથી તારે ઘેર બાળકૃષ્ણ પધારશે.

યશોદા સર્વને રાજી કરતા હતાં. સર્વને યશ આપો અને અપયશ તમારા માથે રાખો તો ઠાકોરજી પ્રસન્ન થશે. જીવ એવો દુષ્ટ છે કે પોતાને માથે યશ રાખે અને અપયશ બીજાને માથે રાખે છે.

**यशोदा=यशो ददाति इति यशोदा।** જે બીજાને યશ આપે, પોતે લે નહિ તે યશોદા.

નંદ=જે સર્વને આનંદ આપે તે નંદ. વાણી, વિચાર, વર્તન, સદાચારથી જે સર્વને આનંદ આપે, તેને ત્યાં ભગવાન આવે છે. નંદબાબાએ સર્વને આનંદ આપ્યો છે. જે સર્વને આનંદ આપે છે, તેને ત્યાં પરમાનંદ આવે છે. સર્વને આનંદ આપનારને પરમાનંદ મળે છે. નંદબાબા સર્વને આનંદ આપતા હતા, તેથી તેમને ત્યાં પરમાનંદ આવવાના છે.

બધા ગોવાળો શાંડિલ્યઋષિ પાસે આવ્યા. બોલ્યા, મહારાજ, કાંઈક કરો કે જેથી નંદજીના ઘેર છોકરો થાય. શાંડિલ્યઋષિના કહેવાથી બધા એકાદશીનું વ્રત કરે છે. એકાદશી મહાન વ્રત છે. એકાદશીના દિવસે પાન-સોપારી ખવાય નહિ, દિવસે સૂવાય નહિ. ફળાહાર પણ થોડો જ કરવાનો. ઘણા તો સાબુદાણા અને સૂરણ પર તુટી પડે છે. એકાદશીને દિવસે સુરણ બટાકા ખાવ તો અન્ન ખાવાનો દોષ નહિ લાગે પણ એકાદશી કરવાનું પુણ્ય નહિ મળે. બારશે શું જમવાનું કરશું તેનો વિચાર એકાદશીએ કરો તો એકાદશીનો ભંગ થશે. એકાદશીને દિવસે ખૂબ ભગવત સ્મરણ કરો. બધાની એક જ ઇચ્છા છે. પરમાત્મા પ્રસન્ન થાય અને નંદબાબાને ત્યાં બાળકનો જન્મ થાય. ભાદ્ર સુદ ૧૧ થી ગોકુળનાં બધા માણસો નિર્જળા એકાદશી વગેરે વ્રતો કરે છે, તપશ્ચર્યા કરે છે. તેથી તે પછી ભગવાન ગોકુળમાં આવે છે.

બાળકો વ્રત કરે છે. બાળકો કહે છે, અમે એકાદશી કરી તેથી કનૈયો આવ્યો. કનૈયો બધાનો છે. તેથી નંદ મહોત્સવમાં આખું ગામ નાચે છે. પ્રત્યેકને એવું લાગે કનૈયો મારો છે. આખું ગામ વ્રત કરે છે.

શુકદેવજી વર્ણન કરે છે :— આ બાજુ દેવકીને આઠમો ગર્ભ રહ્યો. કંસે સેવકોને કહ્યું, સાવધાન રહેજો. મારો કાળ હવે આવશે.

સેવકોએ કહ્યું :— અમે ઊંઘતા નથી. ખડો પહેરો ભરીએ છીએ. બાળક થશે એટલે ખબર આપીશું. કંસ આઠમો આઠમો કરતાં તન્મય થયો છે.

દેવકીના ગર્ભમાં રહેલા નારાયણની દેવો પ્રાર્થના કરે છે. આપ સત્ય સ્વરૂપ છો, ત્રિકાલાબાધિત છો. અમને આપેલું વરદાન સત્ય કરવા આપ પધારવાના છો. અનેક વિદ્વાનોનું પતન થયેલું અમે જોયું છે, પરંતુ તમારી લીલાઓનું સ્મરણ કરે, તમારા નામનો જપ કરે તેનું પતન થતું નથી. નાથ, કૃપા કરો.

દેવોએ દેવકીને આશ્વાસન આપ્યું. નવમાસ પરિપૂર્ણ થયા છે. મન બુદ્ધિ, પંચપ્રાણો વગેરેની શુદ્ધિ થયેલી છે. અને આ સર્વની શુદ્ધિ થાય છે ત્યારે પરમાત્માનાં દર્શન કરવાની આતુરતા થાય છે, ધીરે ધીરે આતુરતા વધે છે અને જીવને ઈશ્વર વિના જરાપણ ચેન પડતું નથી. તેથી જીવ તરફડે છે અને અતિ આતુર બને છે ત્યારે પ્રભુનો અવતાર થાય છે.



ત્યાર પછી જ્યારે પરમ શોભાયમાન અને સર્વગુણ સંપન્ન સમય થયો. ચંદ્ર રોહિણી નક્ષત્રમાં આવ્યો. દિશાઓ સ્વચ્છ થઈ ગઈ, આકાશ નિર્મળ થયું. નદીઓનાં પાણી નિર્મળ થયાં. વનરાઈઓમાં પક્ષીઓ અને ભમરાઓ કલ્લોલ કરવાં લાગ્યાં. શીતળ, સુગંધિ તથા પવિત્ર વાયુ વાવા લાગ્યો. મહાત્મા પુરુષોનાં મન પ્રસન્ન થયાં. સ્વર્ગમાં દુંદુભિઓ વાગવા માંડ્યા. મુનિઓ અને દેવતાઓ આનંદમાં આવી જઈને પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. પરમ પવિત્ર સમય પ્રાપ્ત થયો. શ્રાવણમાસ, કૃષ્ણપક્ષની અષ્ટમીએ મધ્યરાત્રીએ દેવકી વસુદેવ સમક્ષ કમળનયન અદ્ભુત બાળકરૂપે ચતુર્ભુજ નારાયણ ભગવાન પ્રગટ થયા છે. ભગવાને શ્રીહસ્તમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ આયુધો ધારણ કર્યાં છે. ચારે બાજુ પ્રકાશ પડ્યો છે. મારાં ચરણનો આશ્રય કરશે તેના ચારે પુરુષાર્થો હું સિદ્ધ કરી આપીશ; એ બતાવવા માટે ચતુર્ભુજ સ્વરૂપ છે. જે ભકતો અનન્યપણે મારું આરાધન કરે છે તેના ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચારે પુરુષાર્થો હું સિદ્ધ કરી આપું છું. પરમાત્મા વિશેષમાં બોધ આપે છે કે મારા ભકતોનું હું ચારે કોરથી રક્ષણ કરું છું.

સંતતિ, સંપત્તિનો નાશ થયો તોપણ અતિ દીન બની વસુદેવ-દેવકી ઈશ્વરનું આરાધન કરે છે. પ્રભુએ કહ્યું મારા સ્વરૂપનાં દર્શન કરો અને પછી અગિયાર વર્ષ ધ્યાન કરો તે પછી હું તમારી પાસે આવીશ.

ચતુર્ભુજ સ્વરૂપ અદ્રશ્ય થયું અને બે હાથવાળા બાળ કનૈયાલાલ પ્રગટ થયા. બાળ કનૈયાલાલ કી જય.

પ્રત્યક્ષ પ્રભુ પ્રગટ થાય તોપણ ધ્યાન કરવાની જરૂર છે.

જ્ઞાનદીપ પ્રગટ થયા પછી પણ ઇન્દ્રિયરૂપી એકાદ દરવાજો ઉઘાડો રહી જાય, તો તેમાંથી વિષયરૂપી પવન દાખલ થાય છે અને જ્ઞાનદીપ બુઝાય છે. જ્ઞાનમાર્ગમાં ઘણા વિઘ્નો આવે છે. ભક્તિમાર્ગ સહેલો છે. દરેક ઇન્દ્રિયને ભકિતરસમાં તરબોળ કરી દો. પછી વિષયરૂપી પવન તેને અસર કરી શકશે નહિ.

અગિયાર ઇન્દ્રિયો જ્યારે ધ્યાનમાં એકાગ્ર થાય, ત્યારે સાક્ષાત્કાર થાય છે. તેથી ગીતાજીમાં પણ અગિયારમા અધ્યાયમાં અર્જુનને વિશ્વરૂપનાં દર્શન થાય છે.

પ્રભુએ કહ્યું, મને ગોકુળ લઈ જાવ. વસુદેવે ટોપલીમાં બાલકૃષ્ણને મૂકયા છે. પણ જવું કેમ ? કારાગૃહના સર્વ દરવાજા બંધ છે. બંધન તૂટતાં નથી. પરંતુ જ્યાં માથે બાલકૃષ્ણને મૂકયા એટલે સર્વ બંધન તૂટી ગયાં છે. મસ્તકમાં બુદ્ધિ છે. બુદ્ધિમાં ઈશ્વરનો અનુભવ થાય ત્યારે સંસારનું બંધન તૂટે છે. ભગવાનને માથે રાખે તેના મોક્ષના દરવાજા ખુલ્લા થાય તો આ કારાગૃહના દરવાજા ખુલ્લા થાય તેમાં શું આશ્ચર્ય ! કારાગૃહનાં દરવાજા ખૂલ્લા થઈ જાય છે, હાથપગની બેડીઓ તૂટી જાય છે, નદીના પૂર નડતાં નથી. જેને માથે ભગવાન હોય તેના માર્ગમાં વિઘ્ન આવે, તો પણ વિઘ્ન નડે નહિ.

બુદ્ધિમાં પરમાત્મા આવે ત્યારે બંધન તૂટે છે. કેવળ ઘરમાં પરમાત્મા આવે તો બેડી તૂટતી નથી.

જે શ્રીકૃષ્ણને બુદ્ધિમાં પધરાવે છે—વસુદેવ જેમ શ્રીકૃષ્ણને મસ્તક ઉપર રાખે છે તેમ---તો તેનાં સર્વ બંધન તૂટી જાય છે. કારાગૃહના દરવાજાનાં તાળાં તૂટી જાય છે. સંસારના મોહરૂપી દરવાજાનાં તાળાં તૂટી જાય છે. બાકી તો આખો સંસાર આ કારાગૃહમાં સૂતો છે.

ભગવાન માથે વિરાજે એટલે સંસારનાં સર્વ બંધન તૂટી જાય છે. વસુદેવની બેડીઓ તૂટી ગઈ તેમ.

વસુદેવજી કારાગૃહમાંથી બહાર આવ્યા છે, દાઉજી દોડતા આવ્યા છે. શેષનાગરૂપે બાલકૃષ્ણ ઉપર છત્ર ધર્યું છે. યમુનાજીને અતિશય આનંદ થયો. દર્શનથી તૃપ્તિ થઈ નહિ. મારા પ્રાણનાથને મળવું છે. યમુનામાં જળ વધ્યાં છે. પ્રભુએ લીલા કરી. ટોપલામાંથી પગ બહાર કાઢ્યા છે. યમુનાજીએ ચરણ સ્પર્શ કરી કમળની ભેટ અર્પણ કરી. પ્રથમ દર્શન અને પ્રથમ મિલનનો આનંદ યમુનાજીને આપ્યો છે. ધીરે ધીરે જળ ઓછું થયું. વસુદેવ ગોકુળમાં આવ્યા છે. યોગમાયાના આવરણથી ગોકુળમાં સર્વ સૂતા છે. વસુદેવે શ્રીકૃષ્ણને યશોદા પાસે મૂકી દીધા, અને યોગમાયાને લઈને પાછા ફર્યા છે. વસુદેવ વિચારે છે હજુ મારું પ્રારબ્ધ બાકી છે. તેથી પરમાત્માને આપી હું માયાને લઈ જાઉં છું. વસુદેવજી યોગમાયાને ટોપલામાં રાખી કારાગૃહમાં આવ્યા.

બ્રહ્મસંબંધ થયા પછી બેડીઓ તૂટી ગયેલી. પણ માયાના સંબંધથી બંધન આવ્યું છે. વસુદેવ ગોકુળથી માયાને માથે લઈને આવ્યા એટલે બંધન આવ્યું. અને કારાગૃહના દરવાજા બંધ થયા, માયા બંધન કરે છે.

ભગવાનની આજ્ઞાથી વસુદેવે બંધન સ્વીકાર્યું છે. યોગમાયા રડવા લાગી. કંસને ખબર આપવામાં આવી. કંસ દોડતો આવ્યો. કહે, ક્યાં છે મારો કાળ ? તેને મને આપો. કંસ યોગમાયાના બે પગને પકડીને પથ્થર ઉપર પછાડવા ગયો. માયા કોઈના હાથમાં આવતી નથી. આદિ માયાએ કંસના માથા ઉપર લાત મારી. અષ્ટ ભુજા જગદંબા ભદ્રકાળી આકાશમાં પ્રગટ થયાં છે. યોગમાયાએ કહ્યું, તને મારનાર કાળનો જન્મ થઈ ગયો છે. કંસને પશ્ચાત્તાપ થયો. વસુદેવ-દેવકીને કહ્યું, મારા અપરાધની ક્ષમા કરો.

આ બાજુ જન્માષ્ટમીને દિવસે બાર વાગ્યા સુધી નંદજીએ જાગરણ કર્યું છે. શાંડિલ્યના કહેવાથી બધાં સૂતાં છે. ગાઢ નિદ્રામાં બધાં સૂતાં હતાં. બાલકૃષ્ણ જ્યારે નંદજીના ઘરમાં આવ્યા છે તે વખતે નંદબાબા સૂતેલા છે. નંદબાબાને સ્વપ્ન દેખાયું. મોટા મોટા ઋષિઓ મારે આંગણે આવ્યા છે. યશોદાજીએ શૃંગાર કર્યો છે અને યશોદાની ગોદમાં સુંદર બાળક છે. તે બાળકને હું નિહાળું છું, શિવજી બાળકનું દર્શન કરવા આવ્યા છે. નંદબાબા પ્રાતઃકાળે જાગે છે. મનમાં અનેક પ્રકારના વિચારો કરતાં ગૌશાળામાં આવ્યા છે. નંદજી જાતે ગાયોની સેવા કરે છે. જે પ્રેમથી ગાયોની સેવા કરે છે તેના વંશનો વિનાશ થતો નથી. નંદબાબા પ્રાર્થના કરે છે, હે નારાયણ દયા કરો, મારા ઘેર ગાયોની સેવા કરનાર ગોપાળ કૃષ્ણનો જન્મ થાય. તે વખતે બાળકૃષ્ણે લીલા કરી છે. પીળું ઝબલું પહેરી, કપાળમાં કસ્તુરીનું તિલક કરી ઘૂંટણીએ ચાલતાં ચાલતાં બાલકૃષ્ણ ગૌશાળામાં આવ્યા છે. નંદબાબાને બાળકની ઝાંખી ગૌશાળામાં થઈ, ત્યારે નંદજીને લાગ્યું કે જે બાળક મેં સ્વપ્નમાં જોયેલો તેજ બાળક આ છે. બાલકૃષ્ણ નંદબાબાને કહે, બાબા હું તમારી ગાયોને સાચવીશ. હું ગાયોની સેવા કરવા આવ્યો છું. ગૌશાળામાં આવેલા કનૈયાને નંદજી પ્રેમથી નિહાળી રહ્યા છે. અને તેજ સમયે તેજ ક્ષણે નંદબાબા સ્તબ્ધ થઈ ગયા. તેમને દેહનું ભાન રહ્યું નહિ. બાલકૃષ્ણનાં દર્શન કરતાં જ જડ જેવા થઈ ગયા. નંદજીને યાદ આવતું નથી કે હું સૂતો છું કે જાગું છું. સુનંદાને યશોદાની ગોદમાં બાલકૃષ્ણની ઝાંખી થાય છે. બિચારી દોડતી ગઈ ગૌશાળામાં મારા ભાઈને ખબર આપું. બોલી ભૈયા ભૈયા લાલો ભયો હૈ. અતિશય આનંદ થયો છે.



શ્રીકૃષ્ણે કાન વાટે હૃદયમાં પ્રવેશ કર્યો. નંદજીએ યમુનાજીમાં સ્નાન કર્યું છે. આજે જન્મોત્સવ નિમિત્તેનું સ્નાન હતું. નંદજીને સોનાના પાટલે બેસાડયા છે. શાંડિલ્યઋષિ દાન કરવાનું કહે છે. નંદજી પૂછે છે, હું શું આપું ? મારા ઘરમાં જે હોય તે સઘળું લઈ જાવ. નંદબાબા ઉદારતાથી દાન આપે છે. દાનથી ધન શુદ્ધ થાય છે. પહેલાં ગાયોનું દાન આપે છે. અનેક વર્ષો સુધી કપશ્ચર્યા કર્યા છતાં મહાન ઋષિમુનિઓનો કામ જ્યારે ન મર્યો, અભિમાન ન ગયું, ત્યારે ગોકુળમાં તેઓ ગાયો થઈને આવ્યા છે. બ્રહ્મસંબંધ થશે એટલે અમે નિષ્કામ થઈશું. નંદબાબાએ બે લાખ ગાયોનું દાન કર્યું છે.

એક બ્રાહ્મણને દશ હજાર ગાયો દાનમાં મળી છે. ગાયો ઘેર લાવ્યા છે. તેમની જગા નાની હતી. અગાસીમાં, રસોડામાં, કોઠારમાં ગાયો બાંધી છતાં વધી. ઘરવાળીનો સ્વભાવ કર્કશ હતો. તે કહે કે આટલી બધી ગાયો કોઈ આપે પણ તમે લાવ્યા શા માટે ? પત્નીએ પૂછ્યું, તમને આટલી બધી ગાયો આપી કોણે ? બ્રાહ્મણ કહે તું જાણતી નથી ? નંદબાબાને ઘેર છોરો ભયો હૈ, બ્રાહ્મણ બ્રાહ્મણી આનંદમાં નાચે છે.

નંદ ઘેર આનંદ થયો,
જય કનૈયાલાલ કી.

પ્રત્યેકને લાગે છે કનૈયો મારો છે.

ગોપીઓએ યશોદાને ત્યાં પુત્ર જન્મના સમાચાર સાંભળ્યા. ગોપીઓ કૃષ્ણદર્શન માટે દોડે છે, જાણે નવધા ભકિત દોડતી ઈશ્વરને મળવા જાય છે. જ્યારે ગોપીઓ દોડતી પ્રભુને મળવા જાય છે, ત્યારે એક એક અંગો હાલે છે. જાણે સર્વને જ પ્રભુના મિલન માટે ઉતાવળ થઈ હોય એવું લાગે છે. આંખો બોલવા લાગી : મારા જેવી ભાગ્યશાળી કોઈ નથી. કૃષ્ણદર્શનનો આનંદ મને મળશે. હાથ બોલે છે : પ્રભુને ભેટ હું ધરીશ, હું ભાગ્યશાળી. કાન બોલે છે, કનૈયાના પ્રાગટયની વાર્તા મેં કહી તેથી તમે બધા ભાગ્યશાળી છો, હું કનૈયાની વાંસળી સાંભળીશ. તે વખતે હૃદય બોલ્યું કે હૈયું ન પીગળે ત્યાં સુધી આનંદ આવે નહિ. પગ બોલ્યા, હજારો જન્મમાં અનેક સ્ત્રીઓ તથા પૈસા પાછળ હું રખડતો હતો તે આજે પ્રભુ દર્શન માટે દોડું છું. હવે જન્મમરણનાં ત્રાસમાંથી છૂટી જઈશ. પ્રત્યેકને આનંદનો અનુભવ થયો. ગોપીઓની વેણીમાંથી પુષ્પો ખરી જાય છે. પુષ્પો કહે છે : તમે કૃષ્ણદર્શન માટે આતુરતાથી દોડો છો, તમે ભાગ્યશાળી છો, તમારા માથા ઉપર રહેવાને અમે લાયક નથી. એમ વિચારી ફૂલો વેણીમાંથી ખરી પડે છે, કારણ આવી ગોપીઓની ચરણરજ પામી કૃતાર્થ થઈએ.

ગોપીઓ યશોદાની ગોદમાં સર્વાંગ સુંદર બાલકૃષ્ણલાલનો દહીંથી અભિષેક કરવા લાગી. કેટલીક ગરીબ ગોપીઓ હતી તે દહીં દૂધ લઈને આવી છે. તેમને લાલાનું દર્શન થતાં દેહભાન રહ્યું નહિ. તેથી પોતાને જ અભિષેક કરવા લાગી. દરેક ગોપીનાં મનનું આકર્ષણ પ્રભુએ કર્યું છે. હૃદયમાં આનંદ સમાતો નથી. ગોપીઓને સમાધિ લાગી છે. ગોપીઓ જેટલું લઈને આવી હતી તેનાથી દશ ગણું આપવું છે. એકને ચાંદીની થાળી આપી. બીજીને ચંદ્રહાર આપ્યો. યશોદાજીએ વિચાર કર્યો કે ઘરમાં કાંઈ ન રહે તો વાંધો નહિ પણ દરેકનો આશીર્વાદ લેવો છે. ગોપી જે માગે તે આપો. આનંદમાં પાગલ થયેલી ગોપી લાલાનો જય જયકાર કરે છે. એક કહે મને આપવું હોય તો કનૈયો જ આપો, મને બીજું ન જોઈએ. યશોદાએ તેને પાસે બેસાડી લાલાને

ગોપીની ગોદમાં આવ્યો. અતિશય આનંદ થયો. હજારો જન્મોથી વિખુટો પડેલો જીવ આજે ઈશ્વરને મળ્યો છે. જીવ અને ઈશ્વરનું મિલન થતાં જીવ નાચે છે.

ગોપીઓ અંદર પ્રવેશ મેળવી નાચે છે. પુરુષો બહાર રહી ગયા છે. જે ગોપી જેમ નમ્ર બને તેને ઈશ્વરના દરબારમાં પ્રવેશ મળે છે. સ્ત્રી એ નમ્રતાનું—દીનતાનું પ્રતિક છે. પુરુષ એ અહંકાર અભિમાનનું પ્રતિક છે. અહંકારીને ઈશ્વરના દરબારમાં પ્રવેશ મળતો નથી.

સર્વને આનંદ આપનાર નંદને ઘેર પરમાનંદ પ્રગટ થાય છે. સર્વનો આશીર્વાદ મેળવશો, તો સર્વેશ્વર તમારે ઘેર આવશે. સર્વનો આશીર્વાદ મેળવવો કઠણ છે, પણ કોઈનો નિઃસાસો તો ન જ લેશો. કોઈનો નિસાસો ન લેશો, તો પછી તમે પણ નંદ જેવા થશો.

**नंदयन्ति सर्वजनान् स नंदः ।**

વાણી, વિચાર અને વર્તનથી સર્વને આનંદ આપે તે નંદ.

સર્વને માન આપજો. ઉત્તમમાં ઉત્તમ દાન માનદાન છે. જીવ એ શિવસ્વરૂપ છે એમ સમજીને સર્વને માન આપજો.

જ્ઞાનીનું લક્ષણ બતાવ્યું છે કે જેનાથી કોઈને પણ ઉદ્વેગ અને અશાંતિ ન થાય તે જ્ઞાની.

બીજાના વર્તનથી તમારા મનમાં અશાંતિ આવવા દેશો નહિ. નંદબાબા સદા સર્વદા આનંદમાં રહેતા. નંદબાબા સર્વને આનંદ આપતા હતા. આવા નંદને ત્યાં પરમાનંદ આવે છે. સર્વને આનંદ ન આપી શકાય તો કાંઈ નહિ પણ કોઈને દુઃખ ન આપો. કોઈ દુઃખી થાય તેવું ન કરો.

નંદ મહોત્સવ રોજ કરવો જોઈએ. લોકો વર્ષમાં એક જ વાર નંદમહોત્સવ કરે છે. સવારે ૪ થી પા। સુધીમાં નંદમહોત્સવ રોજ કરો. ઉત્=ઈશ્વર અને સર્વ=પ્રાગટ્ય. ઈશ્વરનું પ્રાગટ્ય એ ઉત્સવ. ઉત્સવમાં પૈસા મુખ્ય નથી પ્રેમ મુખ્ય છે.

મંદિરમાં નહિ પરંતુ નંદમહોત્સવ આપણા ઘરમાં કરવો જોઈએ. જીવાત્માનું ઘર એ આપણું શરીર છે.

નંદ મહોત્સવ કરવાનો એટલે શું પેંડા વહેંચવાના? દહીંદૂધ ઉડાડવા? ના, ના. આ તો આનંદનો અતિરેક છે. ઉત્સવ તો હૃદયમાં થાય. ઈશ્વરનું પ્રાગટ્ય ત્યારે થાય છે જ્યારે મનુષ્ય દેહમાં હોવા છતાં તેને દેહનું ભાન ન રહે.

દેહધર્મ ભુલાય ત્યારે ઉત્સવ સફળ થાય છે. પરમાત્માને હૃદયમાં પધરાવો. પરમાત્મા હૃદયમાં પ્રગટ થાય તો ભૂખ, તરસ ભુલાય છે. નંદમહોત્સવ રોજ કરે તેનો આખો દિવસ આનંદમાં જાય છે. ગરીબમાં ગરીબ પણ નંદમહોત્સવ કરી શકે છે. ઉત્સવમાં ધન મુખ્ય નથી. પણ મન મુખ્ય છે.

નંદમહોત્સવની તૈયારી કરવી પડે છે. તમારા શરીરને મથુરા બનાવો, હૃદયને ગોકુળ બનાવો, પછી નંદમહોત્સવ થશે. તો પછી હૃદયગોકુળમાં પરમાત્મા પ્રગટ થાય છે. ગો એટલે ઇન્દ્રિય અને કુલ એટલે ઇન્દ્રિયોનો સમૂહ. ગોકુળ એટલે ઇન્દ્રિયોનો સમૂહ જ્યાં ભેગો થાય છે તે હૃદય.

શરીર એ મથુરા છે, હૃદય એ ગોકુળ છે. નંદ એ જીવ છે. આ શરીરને મથુરા બનાવજો. હૃદય ગોકુળમાં બાળકૃષ્ણને પધરાવજો. મનને આસકિતમાંથી બચાવશો તો



તમારું શરીર મથુરા બનશે અને હૃદય ગોકુળ બનશે. પવિત્ર કાયા એ જ મથુરા છે.

મહાપ્રભુજીએ આજ્ઞા કરી છે. મથુરા અને મધુરા એક જ છે. આ મધથી માનવ શરીરને સાચવે તેનું શરીર મથુરા બને છે. મધ બે જગ્યાએ રાખ્યું છે. કામસુખ અને સંપત્તિમાં મધ છે. આ બે વસ્તુમાં મન ફસાયું છે. આ બે વસ્તુમાંથી મનને હટાવવાનું છે. અનેકવાર મનુષ્ય તનથી કામનો ત્યાગ કરે છે પણ મનથી ત્યાગ કરતો નથી. તનથી ત્યાગ કરે પણ મનથી ત્યાગ ન કરે તો એ દંભ છે. આ બે વસ્તુમાં માયા છે. આ બે વસ્તુથી મનને સાચવજો.

પ્રભુએ બે વસ્તુઓમાં આસક્તિ રાખી છે : સ્ત્રી અને ધન. આ બેમાં આસક્તિ રૂપી મધ રહેલું છે. આ બેથી બચવાનું છે.

સંપત્તિ છે, શક્તિ છે, ભોગો પ્રાપ્ત થયા છે છતાં જેનું મન વિષયોમાં ન જાય એ સંયમ છે. બાકી,

**धातुषु क्षीयमाणेषु शम कस्य न जायते ।**

જુવાનીમાં જે મનને અંકુશમાં રાખે તે ડાહ્યો છે. ઘડપણમાં આંખ બગડી હોય પૂરું દેખાતું ન હોય અને પછી ડોસો સિનેમા જોવાનું છોડે તેમાં શું ધાડ મારી? યૌવનને ભોગવિલાસમાં ન બગાડો.

એક મહાત્મા કહેતા હતા :—કેટલાક લોકોના પૈસા પથરામાં ગયા. વાણિયાના પૈસા પ્રસાદમાં ગયા અને પટેલ લોકોના પૈસા લગ્નોમાં જાય છે.

ભક્તિ સહેલી નથી. પરસ્ત્રી, પર સંપત્તિની આસક્તિ છૂટ્યા વગર ભક્તિનો આરંભ થતો નથી. સવારે બેઠા સેવા કરો એટલે ભકિત થઈ ગઈ તેમ ન સમજો. ભોગબુદ્ધિ છે ત્યાં સુધી ઈશ્વરની ભકિત શી રીતે થશે? ભકિતમાં ભોગ અતિશય બાધક છે. મનને ધીરે ધીરે વિવેક તરફ વાળવું.

દ્રવ્યનું બહુ ચિંતન કરવાથી કાંઈ પૈસો મળતો નથી. દ્રવ્યનું ચિંતન અને કામસુખનું ચિંતન છોડો, તો તમારી કાયા પવિત્ર મથુરા જેવી થશે. આ શરીરને મથુરા બનાવવું હશે તો તેને યમુનાને કિનારે રાખવું પડશે. યમુના એ ભકિતનું સ્વરૂપ છે. યમુના કિનારો તે ભકિતનો કિનારો છે. ભકિતનો કિનારો છોડશો નહિ, યમુનાને છોડશો નહિ. ચોવીસ કલાક ભકિતના કિનારે રહેશો તો, તમારું શરીર જ મથુરા થઈ જશે.

મનમાં મત્સર હશે ત્યાંસુધી શરીર મથુરા થશે નહિ. મત્સર વિદ્વાનને અને ધનિકને બંનેને ત્રાસ આપે છે.

પરમાત્માના રાજ્યમાં અન્યાય નથી. જે થઈ રહ્યું છે તે બરાબર છે. મનુષ્યના રાજ્યમાં પાપ છે. ઈશ્વરના રાજ્યમાં પાપ નથી.

આજકાલ લોકો શરીરથી પાપ કરે છે. તેના કરતાં મનથી વધારે પાપ કરે છે.

આ શરીરને મથુરા બનાવો. ઉપર કહેલા મધથી મનને જે સાચવે છે તેનું શરીર મથુરા બને છે. મધથી મનને સાચવવાનો ઉપાય શો? મથુરા શબ્દને ઊલટાવો તો થશે રાથુમ. થુ વચમાંથી કાઢી નાંખો એટલે રહેશે રામ. જેના મુખમાં હંમેશા રામ રહે છે તેનું શરીર મથુરા બને છે. પરમાત્માનું સતત્ અનુસંધાન હોય તો 'રામ' રહે છે અને ન હોય તો "થુ" રહે છે અને યમદૂતો તેના ઉપર થુ થુ કરે છે.

આપણે તીર્થમાં જઈએ છીએ એ સારી વાત છે. પણ શરીરને તીર્થ જેવું પવિત્ર બનાવો. શરીરને મથુરા બનાવો અને હૃદયને ગોકુલ બનાવો. ગો શબ્દના ઘણાં

અર્થ થાય છે. ગો એટલે ઇન્દ્રિય, ગો એટલે ભક્તિ, ગો એટલે ગાય, ગો એટલે ઉપનિષદ્. ઇન્દ્રિયોને વિષયો તરફ ન જવા દેતાં પ્રભુ તરફ વાળો. કારણ તેના માલિક પ્રભુ છે. ભક્તિ આંખથી અને કાનથી પણ થાય છે. આંખથી ભક્તિ કરો એટલે આંખમાં પ્રભુને રાખી જગતને જુઓ. એવી રીતે જે જોશે તેને જગત કૃષ્ણરૂપ દેખાશે. તુલસીદાસજી અને હનુમાનજીને સીતારામ વગર કાંઈ જ દેખાતું નથી મનથી ભગવદ્ સ્મરણ ચાલુ રાખજો. હૃદય ગોકુળ બનશે એટલે કનૈયો જલદી આવશે. એક એક ઇન્દ્રિયને ભક્તિરસમાં તરબોળ બનાવો. પ્રત્યેક ઇન્દ્રિયથી ભક્તિ કરે છે તેનું હૃદય ગોકુળ બની જાય છે. ઘણાં કાનથી ભક્તિ કરે છે પણ આંખથી કરતાં નથી. ઘણાં આંખથી ભક્તિ કરે છે પણ મનથી કરતા નથી. પ્રત્યેક ઇન્દ્રિયથી શ્રી કૃષ્ણ રસનું પાન કરો, એક એક ઇન્દ્રિયને ભક્તિરસમાં તરબોળ બનાવશો, તો તમારું હૃદય ગોકુળ બનશે અને તો પરમાનંદ પ્રગટ થશે. જે ઇન્દ્રિય ભક્તિ ન કરે તે પાપ કરે છે. **गौभिः पिबति इति गोपी—** પ્રત્યેક ઇન્દ્રિયથી શ્રીકૃષ્ણ રસનું પાન કરે છે તે ગોપી.

જ્ઞાની ઇન્દ્રિયને રોકી પ્રાણને બ્રહ્મરંધ્રમાં સ્થિર કરે છે. જ્ઞાનીઓ લલાટમાં બ્રહ્મજ્યોતિનાં દર્શન કરે છે.

વૈષ્ણવો હૃદયસિંહાસન ઉપર બાળકૃષ્ણને પધરાવે છે. વૈષ્ણવ પરમાત્માનાં દિવ્ય પ્રકાશને હૃદયમા નિહાળે છે. ઠાકોરજીનાં દર્શન કર્યા પછી આંખ બંધ કરી સ્વરૂપને અંદર જુઓ. શ્રીકૃષ્ણના સ્મરણમાં દેહનું કે સંસારનું ભાન ન રહે તો નંદ મહોત્સવ સફળ છે. પરમાત્મા ઋષિકેશ છે. એક એક ઇન્દ્રિયનું લગ્ન શ્રીકૃષ્ણ સાથે કરો.

ભાગવતની ભક્તિમાં દુરાગ્રહ નથી. ફક્ત સ્વરૂપમાં નિષ્ઠા રાખે, સતત એક સ્વરૂપનું મન વારંવાર ચિંતન કરે તો મન ત્યાં ચોંટી જાય છે. તો મનની શક્તિ વધે છે. શરીરથી નહિ પણ મનથી રોજ ગોકુળમાં જાવ. મનથી મથુરામાં જાવ. હૃદયથી મથુરામાં જાવ. શરીર ગમે ત્યાં હોય, મનને વૃંદાવનમાં મોકલો. ભાવના કરો યશોદાની ગોદમાં બાલકૃષ્ણ છે, ગોપીઓ લાલાનાં દર્શન કરવા દોડતી જાય છે. એક એક લીલાનું ચિંતન કરો. વળી ઠાકોરજીનાં દર્શન કર્યા પછી ઠાકોરજીના સ્વરૂપને આંખ બંધ કરી અંદર જુઓ.

જ્ઞાન માર્ગમાં ભેદનો નિષેધ કરવામાં આવે છે. ભક્ત ભક્તિ દ્વારા ભગવાન સાથે એક બને છે, બંનેનું ધ્યેય એક જ છે. ભક્તિમાં આરંભમાં ભેદ છે. પછી ભક્ત અને ભગવાન એક બને છે.

ધ્યાનમાં દર્શનમાં તન્મયતા થાય તો નંદમહોત્સવ થયો. જગતનું ભાન છે ત્યાં સુધી દર્શનમાં સાચો આનંદ મળતો નથી. દેહનું ભાન છે ત્યાંસુધી દેવદર્શન થતું નથી. દર્શનમાં દેહ ભાન ભૂલ્યા વગર સાચો આનંદ મળતો નથી. ધ્યાન વગર ઈશ્વરનો સાક્ષાત્કાર થતો નથી. સવારે કથા આવી કે વસુદેવ દેવકીએ અગિયાર વર્ષ સતત ધ્યાન કરેલું. ધ્યાન કરનારો હું ધ્યાન કરું છું તે પણ ભૂલે છે. જગતને ભૂલે છે. ફક્ત એક ઈશ્વરભાવ બાકી રહે છે. આ જ અદ્વૈત છે.

સંતોના જીવનને જોઈએ તો જણાશે કે સંતોએ બહુ દુઃખ ભોગવ્યું છે. સંતો દુઃખી થાય છે, તો પણ તેના મન ઉપર દુઃખની અસર થતી નથી. નરસિંહ મહેતાના પત્ની મરણ પામ્યાં. મહેતાજીએ લખ્યું : 'ભલુ થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ'



મહેતાજીને એવું તત્ત્વ મળ્યું હતું કે આવા દુઃખના પ્રસંગો તેને અસર કરી શકતા નથી. હૃદયમાં શ્રીકૃષ્ણ હશે તો દુઃખની અસર થશે નહિ.

વૃન્દાવનમાં ઘણા સાધુ નંદ મહોત્સવ રોજ કરે છે. ભાવના કરવાની અને મનથી વૃંદાવન જવાનું. ભાવનાથી નંદ મહોત્સવ કરો. શરીર ગમે ત્યાં હોય પણ ભાવના કરો કે હું નંદબાબાના મહેલમાં છું. હું ત્યાં બુહારીની સેવા કરું છું. લાલાનાં દર્શન કરું છું. યશોદાની ગોદમાં કનૈયો બેઠો છે. ગાયો કૂદાકૂદ કરે છે. ગોપીઓ થૈ થૈ નાચે છે. એવા સ્મરણથી આખો દહાડો આનંદમાં જશે. એક સ્વરૂપનું ધ્યાન કરવાનું ન બને તો કૃષ્ણ લીલાનું કીર્તન કરો. એવું કે દેહભાન પણ ન રહે અને દેશકાળનું પણ ભાન ન રહે. નંદબાબાનું ગોકુળ શુદ્ધ પ્રેમભૂમિ છે. તેમાં સુખ ભોગવવાની નહિ પણ બીજાને સુખી કરવાની ભાવના છે. હું સુખી થાઉ અને બીજાને સુખી ન કરું એવી ભાવના હશે તો સુખ તમારો ત્યાગ કરશે. પરંતુ બીજાને સુખી કરવાની ઇચ્છા કરવાવાળો કોઈ દિવસ દુઃખી થતો નથી.

નંદમહોત્સવ સવારે ચાર વાગે થયો હતો. તે પ્રમાણે સવારે ચાર વાગે નંદ મહોત્સવ કરવાનો. નંદમહોત્સવનો આનંદ બ્રાહ્મમુહૂર્તમાં થયો છે. ધ્યાન ધારણાનો ઉત્તમ સમય સવારના ૪ થી પાા સુધીનો બ્રાહ્મમુહૂર્તનો છે. નંદમહોત્સવ બ્રાહ્મ-મુહૂર્તમાં કરવાનો. પ્રભુ ભજનમાં પ્રાતઃકાળે ખૂબ આનંદ મળે તો આખો દિવસ આનંદ મળે છે. પ્રાતઃકાળમાં વહેલા ઊઠી અર્ધો કલાક ધ્યાન કરો. સવારે પ્રાતઃકાળે ઈશ્વર સાથે એક બનો. બાર વર્ષ નિયમપૂર્વક આ પ્રમાણે કરો તો અનુભવ થશે. પ્રાતઃકાળમાં જપ, ધ્યાન, પ્રાર્થના કર્યા હશે તો આખો દિવસ પરમાત્મા તમને પાપ કરતાં અટકાવશે. પ્રાતઃકાળમાં હૃદય થોડું પીગળી જાય તો આખો દિવસ આનંદમાં જાય છે. વૃન્દાવનનાં ઘણાં સાધુઓ નંદ મહોત્સવના ૧૮ શ્લોકોનો રોજ પાઠ કરે છે. કંઈ ન બને તો આંખો બંધ કરો. આ નંદમહોત્સવનું ધ્યાન કરજો. તેથી મન શુદ્ધ થશે.

આ નંદમહોત્સવની દિવ્ય કથા સંક્ષેપમાં સંભળાવી. નંદમહોત્સવનું તાત્પર્ય બતાવ્યું. નવમીના દિવસે આ મહોત્સવ થયો. શ્રાવણ વદી દ્વાદશીને દિવસે ભગવાન શંકર ગોકુળમાં પધાર્યા છે./

શંકર યોગીશ્વર અને કૃષ્ણ યોગેશ્વર છે. શંકર મહારાજ દ્વાદશીને દિવસે આવ્યા છે. યોગીશ્વર અને યોગેશ્વરનું મિલન થયું છે. ભગવાન શંકર નિવૃત્ત ધર્મનો આદર્શ બતાવે છે. શ્રી કૃષ્ણ પ્રવૃત્તિ ધર્મનો આદર્શ બતાવે છે. એકદમ પ્રવૃત્તિમાં છે છતાં અંદરથી નિવૃત્તિ છે. બધી પ્રવૃત્તિ કરે છે છતાં કોઈ પણ પ્રવૃત્તિમાં આસક્તિ નથી. પ્રવૃત્તિ કરે છે પણ તે પ્રવૃત્તિ નિવૃત્તિ સમાન છે. ભગવાન શંકર કહે છે જેને બ્રહ્માનંદ લેવો છે તેને થોડી નિવૃત્તિ લેવી જ પડશે. ચાહ ન છોડે તે મોહને કેમ છોડશે ? કામને કેમ છોડી શકશે ? ભજનાનંદ જોઈતો હોય તો વિષયાનંદ છોડવો જ પડશે.

શિવજી ગામમાં પણ વધારે વખત રહેતા નથી. સ્મશાનમાં રહે છે. શિવજી કહે છે ધ્યાનાનંદ, ભજનાનંદ લેવો હોય તો થોડી પ્રવૃત્તિ ઓછી કરો.

એક ખેડૂતને બે કન્યાઓ. તેમાંથી એક કુંભારને આપેલી અને બીજી ખેડૂતને આપેલી. પિતા જે કન્યા ખેડૂતને આપેલી તેના ઘેર આવ્યા. કન્યાને પૂછ્યું કેમ બહેન, કેમ છે ? કન્યાએ કહ્યું આ વરસાદ પડતો નથી. વરસાદ પડે તો લીલા લહેર છે. તે પછી કુંભારને આપેલી કન્યાને ઘેર આવ્યા છે. કન્યાને કુશળ સમાચાર પૂછ્યા. તે કન્યાએ

કહ્યું, માટીના વાસણ તૈયાર કર્યાં છે. તેના માટે ભઠ્ઠી ચડાવવી છે. એકવાર વાસણ તૈયાર થઈ જાય તે પછી વરસાદ પડે તો સારું. હું તો પ્રાર્થના કરું છું કે આ વરસાદ ન પડે તો સારું.

આ બાપ દીકરીઓની કથા નથી. જીવ માત્રની પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ બે કન્યાઓ છે. આ બે કન્યાઓ એકી સાથે રહી શકે નહિ. એક દુઃખી થશે ત્યારે બીજી સુખી થશે. નિવૃત્તિનો આનંદ લેવો હોય તો પ્રવૃત્તિનો મનથી ત્યાગ કરો. શરીરમાં શકિત હોય ત્યારે વિવેકથી પ્રવૃત્તિ છોડો અથવા ઓછી કરો. બ્લડપ્રેસર વધે અને ડૉકટર કહે ત્યારે શેઠ શાંતિથી ઘરમાં બેસે તેનો કાંઈ અર્થ નથી. એકદમ પ્રવૃત્તિ છોડો તેમ તો તમને કહેવાય નહિ. પણ પ્રવૃત્તિ ઓછી કરો. પ્રભુ માટે થોડો સમય કાઢો.

વેદાંતનો અધિકાર વિલાસીને નથી. વેદાંતનો અધિકાર વિરકતને છે. વાતો બ્રહ્મજ્ઞાનની કરે અને પ્રેમ પૈસા સાથે કરે, સ્ત્રી સાથે કરે, સંસારના જડ પદાર્થ સાથે કરે, એને કોઈ દિવસ બ્રહ્મજ્ઞાન પચે નહિ. જગત ખોટું છે એમ બોલવામાં લાભ નથી પણ જગત ખોટું છે એમ માની જગતમાં રહેવાનું છે. વ્યવહાર ખોટો છે તેમ માની વ્યવહાર કરો. મનુષ્ય પૈસાને ભૂલતો નથી અને ઈશ્વરને ભૂલી જાય છે તેનું તેને ભાન પણ નથી.

યોગીશ્વર અને યોગેશ્વરનું આ મિલન છે. ભગવાન શંકર શ્રાવણ કૃષ્ણ દ્વાદશીને દિવસે શ્રીકૃષ્ણનાં દર્શન કરવા જાય છે. શંકર એકલા ભગવાનનાં દર્શન કરવા જાય છે. શંકરના ખાસ ગણ શૃંગી અને ભૃંગી છે. શૃંગીભૃંગીએ કહ્યું, મહારાજ અમે તમારી સાથે આવીશું.

ભક્તિમાં સંગ સારો ન હોય તો વિક્ષેપ થાય. ભજન અને દર્શન એકલું કરવું. કારણ કે બીજા સાથે હોય તો બીજાનો રજોગુણ આપણામાં આવે છે. ઘણાં તો દર્શન કરવા જાય છે ત્યારે બીજાને બોલાવતા જાય છે. બીજાને સત્કર્મમાં પ્રેરણા કરવી એ સારું છે પણ બીજા સાથે હોય તો રસ્તામાં બહુ વાતો થાય છે. આ સારું નથી. દર્શન એક ચિત્તે કરો. દર્શન કરી મંદિરના ઓટલે બેસવાનું અને ઠાકોરજીનું જે સ્વરૂપ જોયું હોય તે બીજા દિવસ સુધી આંખમાંથી અને મનમાંથી ખસે નહિ ઘણાંને દર્શન કર્યા પછી પૂછો કે આજે ઠાકોરજીએ શું શૃંગાર કર્યા હતા? કયા વસ્ત્ર પરિધાન કર્યા હતા? તો માથું ખંજવાળશે. તો મંદિરમાં શુ બીજાના કપડાં જોવા આવ્યા હતા. દર્શન કર્યા પછી ઠાકોરજીને ઘેર લઈ જાય એ દર્શન સાચા. ઘણાં દર્શન કરવા જાય છે પછી ઠાકોરજીને કહે છે તમે અહીંયા બેસી રહેજો, હું મારા બંગલામાં જાઉં છું. ઈશ્વર સિવાય કોઈનો પણ સાથ રાખવો નહિ. જીવ દગાખોર છે. જીવ અભિમાની છે. સંતની દૃષ્ટિ પરમાત્માનાં કોઈ સ્વરૂપમાં ઠરેલી જ હોય છે. બાહ્ય દૃષ્ટિ નીચી જ હોય છે. શંકરની દૃષ્ટિ બ્રહ્મમાં જ હતી.

શૃંગી અને ભૃંગીએ કહ્યું, આપની સાથે અમે પણ દર્શન કરવા આવીશું. શંકરે ના પાડી છે. હું એકલો જઈશ. તમે સાથે આવો તો મારાં દર્શન ધ્યાનમાં વિક્ષેપ પડશે. ગણો કહે અમને સાથે લઈ જાવ નહીંતર અમે જાહેર કરીશું કે આ સાધુ નથી પણ શંકર છે.

આજ આયે સદાશિવ ગોકુલમેં. મહાત્માઓ અનેક રીતે આ લીલા વર્ણવે છે. આજસુધી જે નિરંજન હતા તે આજે અપેક્ષાવાળા બન્યા છે.



પ્રભુએ સંપત્તિ આપી હોય તો નિયમ લેજો કે હંમેશા બ્રાહ્મણને ભોજન કરાવીશ. યશોદાજીનો નિયમ હતો, રોજ સાધુ બ્રાહ્મણને ભિક્ષા આપે છે. શિવજી મહારાજ પધાર્યા છે. લોકો કહે છે આ સાધુ શિવજી જેવો લાગે છે. શિવજી સ્વરૂપને છૂપાવે પણ તેજ જાય કયાં?

દાસીએ સિવજી પાસે આવીને કહ્યું, મહારાજ, યશોદાજીએ આ ભિક્ષા મોકલાવી છે, સ્વીકાર કરો અને લાલાને આશીર્વાદ આપો. શિવજી કહે :—મને કોઇ વસ્તુની અપેક્ષા નથી. મારે ભિક્ષા લેવી નથી. મને બાલકૃષ્ણનાં દર્શન કરાવો. દાસીએ યશોદા પાસે આવીને કહ્યું છે :–મહારાજ કહે છે કે હું દૂરથી આવ્યો છું. મારે કાંઈ જોઈતું નથી. મારે લાલાનાં દર્શન કરવાં છે.

સંતની પરીક્ષા જાતિથી કે વેશથી થતી નથી. સંતની પરીક્ષા આંખથી અને મનોવૃત્તિથી થાય છે. બ્રહ્મજ્ઞાન સુલભ છે પણ બ્રહ્મદૃષ્ટિ રાખનાર, પ્રત્યેકમાં બ્રહ્મનાં દર્શન કરનાર સંત દુર્લભ છે.

યશોદાજીએ બારીમાંથી જોયું છે. મહારાજ, આ ભિક્ષા ઓછી લાગતી હોય તો જે માંગો તે આપું. પણ હું લાલાને બહાર નહીં કાઢું. તમારા ગળામાં સર્પ છે. સર્પ જોઈ લાલો બી જાય. લાલાને બીક લાગે.

શિવજી બોલ્યા છે :—મા, તારો કનૈયો કાલ કાલકો, બ્રહ્મ બ્રહ્મકો. કનૈયો કાળનો પણ કાળ છે. તારા બાળકને કોઈ બીક લાગે નહિ. કોઈની નજર પણ લાગે નહિ. તારો બાળક મને ઓળખે છે.

યશોદાજી કહે છે :—મહારાજ, આ તમે શું બોલો છો? મારો લાલો નાનો છે. હઠ કરો નહિ.

શિવજીએ કહ્યું છે, લાલાનાં દર્શન કર્યા વગર હું અહીંથી જવાનો નથી.

આજે પણ નંદબાબાના ગામ પાસે આશેશ્વર મહાદેવનું મંદિર છે. આજે પણ શિવજી લાલાનાં દર્શનની આશાએ બેઠા છે. વ્રજ ચોર્યાસીની પ્રદક્ષિણા જીવનમાં એકાદ વખત તો કરવી જ જોઈએ. તેથી જીવનનું પાપ બળે છે. વ્રજ ચોર્યાસી પરિક્રમા મહાપુણ્ય છે. વ્રજ લીલાભૂમિ છે. ત્યાં બેસી ધ્યાન કરો તો પરમાત્મા જ તે લીલાનું રહસ્ય સમજાવશે.

આ બાજુ બાલકૃષ્ણને ખબર પડી છે કે શંકરજી આવ્યા છે. પણ મા બહાર કાઢતી નથી. બહાર નીકળવા તેઓ જોરથી રડવા લાગ્યા.

દાસીએ યશોદાને કહ્યું :–મા, સાચું કહું, આ પેલો સાધુ બેઠો છે તેના ઓઠ હાલે છે. તેણે કાંઈક મંત્ર માર્યો છે. તેથી લાલો રડે છે. મા, શું કહું? આવો સાધુ જોયો નથી. મા, હું બાલકૃષ્ણને બહાર તેની પાસે લઈ જઈશ. તે લાલાને આશીર્વાદ આપશે.

બાલકૃષ્ણનો શૃંગાર કર્યો છે. યશોદા માએ દાસીને કહ્યું, પેલા મહારાજને કહો લાલાને જોજો પણ એક ટક નજર નહીં રાખતા.

વૃંદાવનમાં બાંકેબિહારીનું સ્વરૂપ એવું દિવ્ય છે. ત્યાં મર્યાદા છે કે ૧–૨ મિનિટે ટેરો આવે. નજરે લાગે નહિ તે ભાવ છે. શ્રીનાથજીનું સ્વરૂપ પણ અદ્‌ભૂત છે.

સ્વરૂપાસકિત ન થાય ત્યાંસુધી ભકિત થતી નથી. લૌકિક નામરૂપમાં જેવી આસકિત છે તેવી પ્રભુના નામ અને રૂપમાં આસકિત થાય એ જ ભકિત છે.

બાંકેબિહારીના મંદિરમાં ટેરો આવે છે. ટેરો એ માયા છે. જીવ ઈશ્વરનાં દર્શન કરે ત્યારે આડો માયાનો ટેરો આવે છે. મંદિરમાં રાધાજીનું સેવ્ય સ્વરૂપ છે. બાંકેબિહારી

બે મિનિટ રાધાજીને અને પછી જગતને દર્શન આપે છે. દર્શનમાં આનંદ ત્યારે આવે કે જ્યારે ચાર આંખો મળે છે.

કનૈયો હસે છે. આ સાધુએ જાદુ કર્યું છે. મહારાજની નજરમાં જાદુ છે. આ સાધારણ સાધુ નથી.

દાસી લાલાને શિવજી પાસે લાવી. શિવજીને દર્શન થયાં. શિવજીએ પ્રણામ કર્યા છે. દર્શનમાં આનંદ થયો પણ તૃપ્તિ થતી નથી. મારે કનૈયાને મળવું છે. આનંદ અદ્વૈતમાં છે. દ્વૈતમાં દુઃખ છે. મારા પ્રભુને મારે મળવું છે. શ્રીકૃષ્ણ સાથે એક થવું છે. જીવ ઈશ્વરથી થોડો પણ જુદો છે ત્યાં સુધી તેને ભય છે.

શિવજીએ વિચાર કર્યો, બાલકૃષ્ણલાલ મારી ગોદમાં આવે તો સારું. શિવજીએ કહ્યું–તમે બાળકનું ભવિષ્ય પૂછો છો પણ તે તમારી ગોદમાં હોય તો તેના હાથની રેખા મને બરાબર દેખાય નહિ. તેથી બાળકને મારી ગોદમાં આપો.

યશોદાજીએ બાલકૃષ્ણને શિવજીની ગોદમાં આપ્યા છે. શિવજીને સમાધિ લાગી છે. અદ્વૈતમાં વાતો હોય નહિ. ભેદમાં વાતો હોય. જ્યાં હરિહર એક થયાં ત્યાં બોલે કોણ ?

શિવજીએ ભવિષ્ય કહી સંભળાવ્યું. મા, તમારા દેખતાં કનૈયો મોટો રાજા થવાનો છે.

શિવજીએ તાંડવ નૃત્ય કર્યું છે. અતિઆનંદમાં જીવ નાચે છે. હાથમાં કેરી આવે અને બાળક નાચે તો હાથમાં કનૈયો આવે તો શું દશા થાય ?

શિવજી મહારાજ નૃત્ય કરતાં તન્મય થયા છે. નંદબાબા ત્યાં આવ્યા છે. ભગવાન શંકરનો જય જયકાર કરે છે.

બાલકૃષ્ણનાં સ્વરૂપને હૃદયમાં ધારણ કરી શિવજી કૈલાસમાં ગયા છે.

ત્રયોદશીના દિવસે નંદજી મથુરા ગયા છે. ચતુર્દશીના દિવસે પૂતના આવી છે. દર વર્ષે નંદબાબા કંસને વાર્ષિક કર આપતા. આ વર્ષે કર આપવાનો સમય થયો. નંદબાબાએ કહ્યું છે, કનૈયાને સાચવજો. પરમાત્માનું સતત અનુસંધાન રાખજો. સર્વના રક્ષકને કોણ સાચવી શકે ? પણ ઠાકોરજીને હૈયામાં રાખ્યા પછી બહુ સાચવવાનું કે કોઈ પણ લૌકિક ભોગ ભોગવવાનો સંકલ્પ મનમાં આવે નહિ. બીજા સંકલ્પ ઉઠે તો ભગવાન હૃદયમાં વિરાજતા નથી.

કનૈયો કાયમ માટે હૃદય ગોકુળમાં રહે તો બેડો પાર છે.

હૃદય (ગોકુળ) માં શ્રીકૃષ્ણ પધારે પછી નંદે (જીવે) બીજે રખડવું ન જોઈએ. નંદબાબા કંસને કર આપવા મથુરા ગયા છે. કંસના દરબારમાં નંદજી આવ્યા. વાર્ષિક કર આપ્યો. સુવર્ણનો થાળ અને પાંચ રત્નોની ભેટ આપી. નંદબાબાએ કહ્યું વૃદ્ધાવસ્થામાં મારા ઘેર દીકરો થયો છે.

કંસ જાણતો નથી કે નંદબાબાનો કનૈયો એ મારો કાળ છે. કંસને આશ્ચર્ય થયું. તેણે વિચાર કર્યો મારે આશીર્વાદ પણ ભેટના પ્રમાણમાં આપવા જોઈએ. ભેટ જોઈ ભેટના પ્રમાણમાં આશીર્વાદ આપે એ કંસ છે. કંસ રાજાએ અનેક પ્રકારનાં આશીર્વાદ આપ્યા છે. તમારો બાળક મોટો રાજા થશે, એનો જય જયકાર થશે, તમારા બાળકનાં શત્રુઓનો જલદી વિનાશ થશે. કંસ પણ કૃષ્ણનો જય જયકાર કરે છે, આશીર્વાદ આપે છે. બહુ સારું થયું. શત્રુ પણ જેને આશીર્વાદ આપે અને વંદન કરે તે ઈશ્વર.

નંદબાબા કહે છે :–વ્રજવાસીઓએ મારા માટે એકાદશીનું વ્રત કર્યું. તેઓએ મારા માટે વ્રત કર્યાં તેથી આ બાળક થયો છે.



નંદબાબા બીજાને યશ આપે છે. ત્યારપછી નંદજી વસુદેવને મળવા જાય છે.

શુકદેવજી વર્ણન કરે છે, રાજન્, નંદબાબાને જોઈ વસુદેવને આનંદ થયો. કુશળ સમાચાર પૂછ્યા છે.

કોઈ મિત્ર મળે ત્યારે તમારા સુખની આનંદની વાત તેને ન કરો પણ મિત્રના સુખદુઃખની વાતો પૂછી તેને દિલાસો આપો.

નંદજી વસુદેવના દુઃખની વાત પૂછે છે. સાંભળ્યું હતું તમારે ત્યાં કન્યાનો જન્મ થયો હતો. કંસ તેને મારવા આવ્યો હતો.

વસુદેવજી કહે છે :– એ સાચી વાત છે. તેમાં કંસનો દોષ નથી. પરંતુ મારા કર્મનો દોષ છે. પણ બાબા તમારે ઘેર બાળક છે તે મારો જ છે.

નંદબાબા ભોળા હતા. નંદબાબાએ પણ કહ્યું : હા, હા, મારા ઘરમાં દીકરો છે તે તમારો જ છે.

વસુદેવ મનમાં વિચાર કરે છે, કનૈયો મારો જ છે. હું જ રાત્રે તમારે ત્યાં મૂકી ગયો છું. પણ નંદબાબા ગૂઢાર્થ ભરેલી વાણી સમજતા નથી.

વસુદેવજીએ કહ્યું :–આ દિવસો તમારા માટે સારા નથી. જલદી ગોકુળમાં જાવ. ત્યાં ઉત્પાત થાય તેમ લાગે છે.

નંદ જીવ ગોકુળ છોડીને જાય ત્યારે રાક્ષસ આવે. કામ, લોભ, ક્રોધ બધા રાક્ષસો છે. નંદ કૃષ્ણને છોડી કંસને ત્યાં જાય છે ત્યારે ગોકુળમાં વિપત્તિ આવે છે, ઉત્પાત થાય છે.

નંદબાબા વિચારે છે, કનૈયા માટે થોડાં રમકડાં લઈશ. કનૈયાને આનંદ થશે.

બહારગામ જાવ ત્યારે ઠાકોરજી માટે કાંઈક ઉત્તમ વસ્તુ જરૂર લાવજો. તમારો પ્રવાસ પણ ભક્તિ બનશે.

પૂતનાવધ :– કંસને યોગમાયાએ આકાશવાણી દ્વારા કહ્યું કે—તારો કાળ તો જન્મી ચૂકયો છે. તેથી કંસ ગભરાયો. તુરતના જન્મેલાં બાળકોને મારી નાંખવા તેણે હુકમ કર્યો અને પૂતનાને ગોકુળ તરફ મોકલી.

પૂતના ચતુર્દશીના દિવસે પ્રાતઃકાળે ગોકુળ આવી છે. પૂતના શબ્દનો જરા વિચાર કરો. પૂત એટલે પવિત્ર. ના એટલે નહિ. જે પવિત્ર નથી તે પૂતના.

પવિત્ર શું નથી ? અજ્ઞાન. માટે પૂતના એટલે અજ્ઞાન, અવિદ્યા. પવિત્ર શું ? જ્ઞાન. કારણ ગીતાજીમાં કહ્યું છે :

**नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**

ભ. ગી. ૪–૩૮

જ્ઞાન સમાન પવિત્ર કરવાવાળું આ સંસારમાં બીજું કશું નથી. જ્ઞાન સમાન પવિત્ર બીજું કાંઈ નથી. જ્ઞાન એટલે પૈસા કમાવવાનું જ્ઞાન નહિ. આત્મસ્વરૂપનું જ્ઞાન એ જ્ઞાન છે.

જ્ઞાન પવિત્ર અને તેથી ઉલટું અજ્ઞાન એ અપવિત્ર. જે પવિત્ર નહિ તે અજ્ઞાન છે. અજ્ઞાનમાંથી વાસના જાગે છે. પૂતના વાસનાનું સ્વરૂપ છે. કેટલાક મહાત્મા પૂતનાનો અર્થ વાસના કરે છે.

પૂતના ચતુર્દશીના દિવસે આવે છે. પૂતના ચતુર્દશીએ કેમ આવી ? કારણ પૂતના ચૌદ ઠેકાણે રહેલી છે તે બતાવવા.

અવિદ્યા-વાસના ચૌદ ઠેકાણે રહે છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર. આ ચૌદ જગ્યાએ પૂતના રહે છે. એટલે પૂતના ચૌદશને દિવસે આવેલી છે.

રામાયણમાં પણ કૈકેયીએ રામનો ચૌદ વર્ષનો વનવાસ કેમ માંગ્યો? કારણ રાવણ-કામ પણ ચૌદ ઠેકાણે રહેલો છે. આ ચૌદ ઠેકાણે રહેલા રાવણ-કામને મારવા રામજી ચૌદ વર્ષ તપશ્ચર્યા કરે તો જ રાવણને મારી શકે. એટલે કૈકેયીએ રામને ચૌદ વર્ષનો વનવાસ આપ્યો છે.

પૂતના-વાસના સર્વ ઠેકાણે રહેલી છે. કાનમાં, આંખમાં પૂતના રહેલી છે.

નીતિ ના પાડે, ધર્મ ના પાડે અને કોઈ સ્ત્રીનું શરીર જુએ, તો માનજો આંખમાં પૂતના આવી છે. પાપદ્રષ્ટિથી કોઈ સ્ત્રીને જુઓ તો આંખમાં પૂતના આવી એમ સમજજો. સ્ત્રીને સ્ત્રીરૂપે ન જુઓ. સ્ત્રીને બ્રહ્મરૂપે જુઓ. આંખમાંથી પાપ મનમાં આવે છે. આંખમાં પૂતના હોય તો કામ મનમાં આવશે. જગતની કોઈ પણ વ્યક્તિને ભગવદ્‌ભાવથી જુઓ તો વાંધો નથી. પણ સાંસારિક ભાવથી, કામભાવથી જુઓ તો માનજો પૂતના આવી.

ધર્મ અને નીતિ ના પાડે એવું ખાવાની ઇચ્છા થાય, ધર્મ અને નીતિ ના પાડે છતાં લૂલીના લાડ લડાવવા ભોજન થાય, તો માનજો જીભમાં પૂતના આવી છે.

બીભત્સ અને શૃંગારી વાતો સાંભળવી કાનને ગમે, તો સમજજો કાનમાં પૂતના આવી.

આ પૂતના એક એક ઇન્દ્રિયમાં રહેલી છે. તે બહુ ત્રાસ આપે છે. આંખમાં પૂતના આવે ત્યારે આંખને બંધ કરજો.

પૂતના સુંદર શૃંગાર ધારણ કરી સુંદર રૂપ ધરીને ગોકુળમાં આવી છે. ત્રણ વર્ષની ઉંમર સુધી બાળકને શિશુ કહેવાય છે. તેને પૂતના મારે છે. પૂતના ત્રણ જ વર્ષની ઉંમરના બાળકને કેમ મારે છે? ચાર અથવા ચાર વર્ષની ઉપરના બાળકને પૂતના કેમ મારતી નથી?

જીવની ચાર અવસ્થાઓ હોય છે.

(૧) જાગૃત (૨) સ્વપ્ન (૩) સુષુપ્તિ અને તુર્યગા. જાગૃત અવસ્થામાં પૂતના આંખ ઉપર બેસે છે. આંખ ચંચળ થાય એટલે મન ચંચળ થાય છે. જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓમાં અજ્ઞાન પજવે છે, મારે છે. એટલે પૂતના ત્રણ વર્ષની ઉંમરના બાળકને મારે છે. આ ત્રણ અવસ્થાઓને છોડી ચોથી તુરીય અવસ્થામાં જીવ બ્રહ્મસંબંધ કરે છે ત્યારે પૂતના ત્રાસ આપતી નથી.

ચોથી તુરીય અવસ્થામાં જે પ્રભુ સાથે એક બને તેને પૂતના મારી શકતી નથી, અજ્ઞાન મારી શકતું નથી.

અથવા પૂતના ત્રણ વર્ષની અંદરના-ત્રણ વર્ષના બાળકને મારે છે તે એ બતાવે છે કે સત્ત્વ, રજ અને તમ આ ત્રણે ગુણોમાં જે ફસાયેલા છે તેને પૂતના મારે છે. માયા ત્રિગુણાત્મક છે. એમાં ફસાયેલાને પૂતના મારે છે. સંસારસુખમાં ફસાયેલાં છે એ સર્વ બાળકો જ છે. તેને પૂતના-અજ્ઞાન મારે છે. પણ સંસારનો મોહ છોડીને જે નિર્ગુણ ઈશ્વરમાં લીન બનેલાં છે, જે ગુણાતીત બનેલાં છે, તેવાં ગુણાતીતને તે મારી શકતી નથી. ગુણાતીત એટલે પ્રકૃતિથી પર થયેલા તે.

પૂતના આવી ત્યારે ગોકુળની ગાયો વનમાં ચરવા ગઈ હતી અને નંદજી મથુરા ગયા હતા. આ હકીકત શું બતાવે છે?



એ બતાવે છે કે તમારી ગાયો એટલે ઇન્દ્રિયો વનમાં એટલે વિષયોમાં ફરે, ઇન્દ્રિયો વિષયો તરફ જશે તો પૂતના-વાસના મનમાં આવશે, અજ્ઞાન તમારા ઉપર સવાર થશે. ઇન્દ્રિયો વિષયોમાં જાય, બહિર્મુખ થાય, ત્યારે વાસના આવે છે. સેવામાં ઇન્દ્રિયોને અંતર્મુખ બનાવી ઇન્દ્રિયોનો નિરોધ કરો, તો પૂતના અજ્ઞાન વિઘ્ન કરી શકશે નહિ.

નંદ એટલે જીવ હૃદયગોકુળ છોડીને મથુરા જાય એટલે કે દેહસુખને પ્રાધાન્ય આપે, દેહદ્રષ્ટિ રાખે, ત્યારે હૃદયમાં-ગોકુળમાં પૂતના આવશે. નંદ જીવ શ્રીકૃષ્ણને છોડી મથુરા જાય એટલે કે મથુરામાં-દેહધર્મમાં જીવ ફસાય તો વાસના આવે છે.

ઘરમાં નંદ નથી હોતા, ત્યારે પૂતના આવે છે.

પવિત્ર શરીર ( મથુરા )માં હૃદય એ ગોકુળ છે. નંદ એ જીવાત્મા છે.

નંદ જીવાત્મા-પરમાત્મા પરમાનંદ શ્રીકૃષ્ણની વિમુખ બને કંસને મળવા જાય એટલે કે કામને-કલહને મળવા જાય અને ગાયો ( ઇન્દ્રિયો ) વનમાં જાય એટલે કે વિષયો તરફ દોડે એટલે અવિદ્યા આવે.

પૂતના શણગાર સજીને આવેલી છે. અજ્ઞાન સઘળા દોષોને લાવે છે.

અવિદ્યા પાંચ દોષોને લાવે છે. અવિદ્યામાંથી પંચદોષ ઉત્પન્ન થાય છે.

(૧) દેહાધ્યાસ (૨) ઇન્દ્રિયાધ્યાસ (૩) પ્રાણાધ્યાસ (૪) અંતઃકરણાધ્યાસ (૫) સ્વરૂપ વિસ્મૃતિ-વિવેકનું ભાન ગુમાવે તે.

પૂતનાનું સ્વરૂપ જોઈ ગોપીઓ, યશોદા વગેરે ભુલાવામાં પડ્યા. વેણી જોઈ દેહાધ્યાસ થયો, રૂપ જોઈ ઇન્દ્રિયાધ્યાસ થયો. એટલે સ્વરૂપની વિસ્મૃતિ થઈ. એટલે કોઈ તેને રોકતું નથી. પૂતના નંદબાબાના ઘરમાં ઘૂસી ગઈ. ભગવાન પૂતનાને જોઈ આંખો મીંચી ગયા. પૂતનાએ બાલકૃષ્ણને ગોદમાં ઉઠાવ્યા. પૂતના ઉપર ઉપરથી સુંદર વ્યવહાર કરતી હતી, પરંતુ તેનું હૃદય ઘણું કુટિલ હતું. પૂતનાએ સ્તન ઉપર ઝેર લગાવેલું હતું. સંસાર સુખ ભોગવવા માટે મનુષ્ય પણ આત્મા ઉપર ઝેરનું આવરણ કરે છે. પૂતનાએ પોતાનો સ્તન કે જેના ઉપર કાલકૂટ વિષ લગાવેલું હતું તે ભગવાનના મુખમાં આપ્યો. ભગવાને બે હાથો વડે તેનું સ્તન પકડ્યું અને તેના પ્રાણ સાથે દૂધ ધાવવા લાગ્યા. પૂતના બૂમ પાડવા લાગી, મને છોડી દે, છોડી દે. ત્યાં તો ભગવાને તેના પ્રાણ ચૂસી લીધા.

મનુષ્ય માત્ર શરીર સૌંદર્ય જોઈને ભાન ભૂલે છે. જેમ વ્રજવાસીઓ પૂતનાનું રૂપ શણગાર જોઈ ભાન ભૂલ્યા અને કોઈ તેને અટકાવતું નથી તેમ.

શ્રી શંકરાચાર્ય શત શ્લોકીમાં કહે છે:-લોકો ચામડીની મીમાંસા કરે છે, પણ કોઈ આત્માની મીમાંસા કરતું નથી. ચામડીનો બહુ વિચાર કરે તેને બીજા જન્મમાં ચમાર બનવું પડે છે. માટે શરીર શણગારવા પાછળ બહુ સમય ન ગુમાવો, બહુ ધ્યાન ન આપો.

જેના હૈયામાં ઝેર છે અને શરીર સુંદર છે તે પૂતના, પૂતના હૈયામાં ઝેર રાખીને આવેલી છે.

જેનું તન સુંદર પણ મન મેલું એનું નામ પૂતના. પૂતના બહારથી બહુ સુંદર લાગે છે પણ અંદરથી મેલી છે. જેના કપડાં બહુ સુંદર અને મન મેલું એનું નામ પૂતના.

જેની આકૃતિ સારી પણ કૃતિ ખરાબ છે એ પૂતના. આકૃતિ સુંદર પણ કૃતિ સુંદર નહિ એ પૂતના. જેનાં કપડાં સુંદર પણ કાળજું મેલું છે તે પૂતના.

ચારિત્ર્યની ખાત્રી કર્યા વગર કોઈના હાથનું પાણી પણ ન પીવાય. ભલે તાંબડી પ્યાલા ચકચકતા હોય. મોટા મોટા સૌન્દર્ય જોઈ ફસાયા છે.

જે મળ્યા એટલે વખાણ કરે અને પાછળથી તે વ્યક્તિની નિંદા કરે એ પૂતના. જે બોલવું હોય તે તે વ્યક્તિની હાજરીમાં બોલવું જોઈએ.

આ પૂતના ઝેર ચોપડીને આવી હતી. આ જીવનો સ્વભાવ છે. જીવ આત્માના સ્વરૂપ ઉપર ઝેરનું આવરણ કરી, અજ્ઞાનનું આવરણ કરી વિષયાનંદ ભોગવે છે.

પૂતનાને જોતાં વ્રજવાસીઓને મોહ થયો છે. જે બહારથી સુંદર દેખાય તે અંદરથી પણ સુંદર છે એવો વિશ્વાસ ન રાખવો. પૂતના દુષ્ટ હતી તેમ છતાં વ્રજવાસીઓ તેનાં કપડાં અને દેહ જોઈ ભાન ભૂલ્યાં છે.

વાસના આવે એટલે સ્વરૂપ વિસ્મૃતિ થાય છે. સ્વરૂપ વિસ્મૃતિ આ પૂતનાથી— અજ્ઞાનથી થાય છે. વ્રજવાસીઓને ઇન્દ્રિયાધ્યાસ થયો પછી સ્વરૂપની વિસ્મૃતિ થઈ. વાસનાનો વિનાશ થાય પછી જ કૃષ્ણમિલન થાય છે. તેથી પહેલાં જ શુકનમાં શ્રીકૃષ્ણ વાસનારૂપી પૂતનાને મારે છે. મનુષ્ય વાસનાનો ગુલામ છે તેથી તેનું પતન થાય છે. અને તે પૂતનાને આધીન બને છે.

વાસનારૂપી પૂતનાને આંખ જ આપવી નહિ. આંખને ઈશ્વરમાં રાખો તો પૂતના વાસના તમારા હૃદયમાં આવશે નહિ.

પૂતનાને કોઈએ રોકી નહિ. પૂતના અંદર આવી છે. પૂતના આવી ત્યારે પ્રભુએ આંખો બંધ કરી છે. ઘણા ભાગે પૂતના આંખમાંથી અંદર આવે છે, અને એક વાર ઘર કરશે પછી તે નીકળશે નહિ. આંખ બગડે એટલે મન બગડે છે. માટે આંખને સાચવજો.

દર્શનમાં આનંદ ત્યારે આવે છે જ્યારે ભગવાન આંખ આપે છે. પૂતના જેવું મલિન હૃદય લઈ દર્શન કરવા જાય તો ભગવાન કહે છે હું આંખ આપતો નથી, હું આંખ બંધ કરું છું.

ભગવાન બોધ આપે છે કે જેના મનમાં પાપ ભર્યું છે એને હું આંખ આપતો નથી, એની સામે હું જોતો નથી. પૂતના આવે છે એટલે આંખ બંધ કરવી, શ્રીકૃષ્ણ ભગવાન પૂતના આવે છે, ત્યારે આંખ બંધ કરે છે.

જેનું મન મેલું છે એની સામે ભગવાન જોતા નથી. ભગવાન કપડાંને જોતાં નથી કાળજાને જુએ છે.

ભગવાનને એટલું જ કહેવાની જરૂર છે, નાથ હું તમારો છું. શરણે આવ્યો છું. પાપી છું. મને ભવસાગર પાર ઉતારો,

**मो सम कौन कुटिल खल कामी ।**
**जिनु तनु दियो ताहि बिसरायो ऐसो निमक हरामी ॥**

અને

**सुर कहे श्याम सुनो, शरण हैं तिहारे,**
**अबकी बार पार करो, नंदके दुलारे ॥**

આ જીવ સુખમાં આ પ્રમાણે કહેતો નથી. જીવ અભિમાની છે. જીવ પાસે કાંઈ નથી છતાં ઠસકથી ચાલે છે.

નહીં વિદ્યા બલ વચન ચાતુરી. ઈશ્વરની કૃપા વિના જીવ પાસે છે શું?

જીવ ભગવાનને શરણે જાય, તો ભગવાન તેના સઘળાં પાપને દૂર કરે, કારણ કે ભગવાને તો નીચેના શબ્દોથી ખાત્રી આપી જ છે.

**सन्मुख होय जीव मोहि जबहीं ।**
**जन्मकोटि अघ नासहु तबहीं ॥**



ગીતામાં કહ્યું છે :—

**न मे भक्तः प्रणश्यति ।**

જે મારો થયો એનો કોઈ વિનાશ કરી શકતો નથી.

શુદ્ધ પ્રેમમાં બીજાને સુખી કરવાની ભાવના હોય છે.

તૈત્તિરીય ઉપનિષદ્‌માં ચાર સૂત્રો આપ્યા છે :

**मातृदेवो भव । पितृदेवो भव**
**आचार्यदेवो भव । अतिथिदेवो भव ।**

પણ એક મહાત્માએ પાંચમું સૂત્ર તેમાં ઉમેર્યું છે.

**परस्परदेवो भव ।**

કાળ બગડ્યો નથી, પરંતુ કાળજું બગડ્યું એટલે કળિ આવ્યો છે.

મનુષ્ય એકબીજાને દેવરૂપ માને તો કળિયુગ સત્ યુગ બની જાય.

× × × ×

**विबुध्य तां बालकमारिकाग्रहं ।**
**चराचरात्माऽऽस निमीलितेक्षणः ॥**

પૂતનાને જોઈ ભગવાને આંખો કેમ બંધ કરી? એનાં અનેક કારણો આ પ્રમાણે મહાત્માઓએ આપ્યાં છે.

(૧) પૂતના છે સ્ત્રીનું ખોળિયું. સ્ત્રી અબળા છે, અવધ્ય છે. પૂતનાને જોઈ શ્રી કૃષ્ણ વિચાર કરવા લાગ્યા, એને માર્યા વગર છૂટકો નથી. સ્ત્રીને મારતાં સંકોચ થાય છે એટલે આંખ બંધ કરી છે. સામે કોઈ વીર પુરુષ આવેલ હોત તો વીરતા બતાવત. આ સ્ત્રીને મારવામાં શું બહાદુરી? આ સ્ત્રીને મારવી પડશે એમ વિચારી સંકોચથી ભગવાને નેત્રો બંધ કર્યાં છે.

(૨) બીજા મહાત્મા કહે છે, મને એ કારણ યોગ્ય લાગતું નથી. પૂતના સ્ત્રીનું ખોળિયું છે પણ રાક્ષસી છે અનેક બાળકોને મારીને આવી છે. તેને મારવામાં સંકોચ રાખવાની જરૂર નથી મને આંખ બંધ કરવાનું કારણ જુદું લાગે છે. ભગવાનની આંખમાં જ્ઞાન વૈરાગ્ય છે. પ્રભુએ વિચાર કર્યો કે હું પૂતનાને આંખ આપું તો એને જ્ઞાન થશે. હું ઈશ્વર છું એવું તેને જ્ઞાન થાય તો પછી જે લીલા કરવી છે તે થશે નહિ. ઐશ્વર્યનું જ્ઞાન લીલામાં બાધક છે.

હું પૂતનાની સામે જોઈશ, તો એને જ્ઞાન થશે કે હું પરમાત્મા છું. તેથી તે મને ધવડાવશે નહિ.

ભગવાન કૃપા કરીને નજર આપે તેને જ્ઞાન મળે છે.

ખુદા નજર દે તો સબ સૂરત ખુદા કી હૈ.

અર્જુનને કહ્યું છે :—અર્જુન, હું જેના ઉપર કૃપા કરું તેને મારા સ્વરૂપનું જ્ઞાન થાય છે. તે મને જાણી શકે છે.

પૂતનાને હું નજર આપું તો એને જ્ઞાન થાય કે આ બાળક નથી પણ કાળના પણ કાળ છે. તેને જ્ઞાન થાય તો આ લીલા થશે નહિ. ઐશ્વર્યનું જ્ઞાન લીલામાં બાધક છે. પૂતના મને બાળક સમજીને મારવા આવી છે, તેને મારા સ્વરૂપનું જ્ઞાન થાય એ યોગ્ય નથી.

ભગવાન જેની સામું જુએ એને જ્ઞાન મળે. માટે કૃષ્ણ ભગવાને આંખો બંધ કરેલી.

(૩) ત્રીજા મહાત્મા કહે છે, ના, ના, આ કારણ મને સાચું લાગતું નથી. પૂતનાને આંખ આપે એટલે તેને જ્ઞાન થાય એ સાચું નથી. દુર્યોધનને કયાં જ્ઞાન થયું હતું ? પૂતના ઝેર લઈને આવી છે ત્યારે લાલાએ વિચાર કર્યો, આને વૈકુંઠમાં લઈ જાઉં કે ગોલોકમાં. પૂતનાને કઈ ગતિ આપવી તે વિચારવા ભગવાને આંખ બંધ કરી છે.

(૪) એક મહાત્મા કહે છે, કોઈ પુણ્ય વગર જીવ ઈશ્વર પાસે આવતો નથી. પૂતનાએ આ જન્મમાં કે પૂર્વ જન્મમાં શું પુણ્ય કર્યું છે તે જોવા શ્રી કૃષ્ણે આંખ બંધ કરી છે. પૂતનાએ આ જન્મમાં કે પૂર્વ જન્મમાં કોઈ પુણ્ય કર્યું છે કે કેમ ? ભગવાને આંખો બંધ કરી તેનું પ્રારબ્ધ જોયું. જેની સાથે બહુ પ્રેમ કરો છો તે મનુષ્ય કોઈ સાધારણ કારણથી અતિ વેર કરશે.

(૫) એક મહાત્માએ કહ્યું, લાલાએ આંખ બંધ કરી તેનું કારણ મને જુદું લાગે છે. કનૈયો વિચારે છે, મેં તો માનેલું કે ગોકુળમાં જઈશ તો લોકો માખણ મીસરી ખૂબ ખવડાવશે. મારો યોગ એવો કે મને કોઈ માખણ મીસરી આપતું નથી. અને ઉલટ આ ઝેર આપવા આવી છે. આ બીકથી લાલાએ આંખ બંધ કરી છે.

(૬) એક મહાત્માએ કહ્યું છે, પરમાત્માને કાંઈ બીક લાગતી હશે ? કનૈયો વિચારે છે, ઝેર પીવાની આદત તો શંકરને છે. મને ઝેર ભાવતું નથી. આંખ બંધ કરી કનૈયાએ શંકર ભગવાનને પ્રાર્થના કરી તમે ઝેર પીવા આવો અને દૂધ હું પીશ. એમ કહી કૃષ્ણ ભગવાન શિવજીનું ધ્યાન કરવા લાગ્યા તેથી આંખો બંધ કરી છે. કોઈ દેવને બોલાવવા હોય તો આંખ બંધ કરી તેનું ધ્યાન કરવું પડે છે.

કનૈયો તે વખતે આંખો બંધ કરી મહાદેવજીને યાદ કરે છે કે તમને ઝેર પીવાની આદત છે તો તમે આવો. કનૈયો શિવજીને આંખ બંધ કરી બોલાવે છે. તે શિવતત્ત્વને બોલાવે છે.

(૭) બીજા મહાત્મા કહે છે, મને આ કારણ યોગ્ય લાગતું નથી. કૃષ્ણને શું ઝેર ન પચે ? એ તો કાળના પણ કાળ છે. આંખો બંધ કરવાનું કારણ મને જુદું લાગે છે. તમને શું કારણ લાગે છે ? મને એમ લાગે છે કે રામકૃષ્ણની આંખમાં ચંદ્ર અને સૂર્ય છે. મહાયોગીઓ બ્રહ્મલોકમાં જાય છે. તેઓ સૂર્યમંડળને ભેદીને જાય છે. શ્રીકૃષ્ણ પૂતનાને મોક્ષ આપવાના છે. સૂર્ય–ચંદ્રને આ ઠીક લાગ્યું નહિ. મારા શ્રીકૃષ્ણને આ પૂતના ઝેર આપવા આવી છે.

લક્ષ્મીનો ઉપભોગ કરવાનો અધિકાર જીવને નથી. જીવ લક્ષ્મીનો ઉપયોગ કરી શકે. ઉપભોગ કરવા જાય તો લક્ષ્મી થપ્પડ મારે છે. માટે સારામાં સારી ચીજો ભગવાનને અર્પણ કરજો. ખાવાથી સંતોષ થતો નથી, તૃપ્તિ થતી નથી. બીજાને ખવડાવવાથી સંતોષ થાય છે. ચંદ્ર–સૂર્ય વિચારે છે વૈષ્ણવે ઠાકોરજીને સુંદરમાં સુંદર વસ્તુ ભેટ આપવી જોઈએ. તેને બદલે આ પૂતના ઝેર લઈને આવી છે. તેઓને થયું ભગવાન પૂતનાને સદ્‌ગતિ ન આપે તો સારું. ભગવાનનું કાર્ય ન ગમ્યું તેની સૂર્ય–ચંદ્ર રૂપ નેત્રોએ પોતાનાં નેત્રારૂપી દ્વાર બંધ કર્યાં.

(૮) એક મહાત્મા કહે છે, મને આંખો બંધ કરવાનું કારણ જુદું લાગે છે. ભગવાન વિચારે છે, આ ઝેર આપનારીને હું મુક્તિ આપવાનો છું. તો આ ગોપ ગોપીઓ જે પ્રેમથી માખણ મીસરી મને આપે છે તેને હવે કઈ ગતિ આપવી ? મારી પાસે મુક્તિ સિવાય બીજી કોઈ શ્રેષ્ઠ વસ્તુ નથી. આ ગોપ ગોપીઓને શી ગતિ આપવી એના વિચારમાં પ્રભુએ આંખ બંધ કરી છે.



આ મહાત્માઓ દશમ સ્કંધમાં પાગલ થયા છે. જીવ ગોસ્વામી લંગોટી પહેરીને ફરતા. અગાઉ તે રાજાના દિવાન હતા. હવે કૃષ્ણપ્રેમમાં પાગલ થયા છે. સનાતન ગોસ્વામી બંગાળના મોટા જમીનદાર હતા. દશમ સ્કંધનો તેમણે એકવાર પાઠ સાંભળ્યો. કૃષ્ણપ્રેમમાં પાગલ થયા. સર્વસ્વનું દાન કરી દીધું અને તાડપત્રીની લંગોટી બાંધી લીલા નિકુંજમાં રાધે કૃષ્ણ, રાધે કૃષ્ણ કરતા ફરતા હતા.

ગઈ કાલે આપણે જોયું કે સૂપર્ણખા રામજી પાસે આવી ત્યારે રામજીએ એને આંખ આપી નથી. રામાયણની સૂર્પણખા અને ભાગવતની પૂતના એક જ છે. સૂર્પણખા પણ વાસના છે.

કનૈયો હજુ છ દિવસનો થયો છે. હજુ રાધાજી આવ્યાં નથી. રામ જન્મમાં તો સીતાજી સાથે હતાં તેથી સીતાજી ઉપર નજર રાખી સૂર્પણખાને જવાબ આપતો હતો. હજુ રાધાજી આવ્યાં નથી એટલે કોના ઉપર નજર રાખું ?

પૂતના આંખમાંથી અંદર આવે છે. સંસારના સુંદર વિષયો જોઈ આંખ તેની પાછળ દોડે છે. જાણે છે કે આ મારું નથી, મને મળવાનું નથી. છતાં પાપ કરે છે. પૂતના આંખ વાટે આવે છે. કામ પહેલાં આંખમાં આવે છે અને તે પછી મનમાં.

પૂતનાએ યશોદાને કહ્યું, હું તમારા બાળકને ધવડાવું તો તે પુષ્ટ થશે. યશોદાએ પારણામાંથી બાલકૃષ્ણને ઉઠાવી પૂતનાની ગોદમાં આપ્યા. માસીબા ખૂબ લાડ કરે છે. કનૈયો જાણે છે આ લાડ કરવા નથી આવી, મારવાના ઈરાદે આવી છે.

પૂતના યશોદાજીને કહે છે:—મા, તમારે ઘરનું કામ હોય તો જાવ.

યશોદા ઘરનું કામ કરવા જાય છે ત્યારે પૂતના કપટથી બાળકૃષ્ણને ધવડાવવા લાગી. કનૈયો બે હાથે સ્તન પકડી ચૂસવા લાગ્યો. પ્રાણ સાથે તે ધાવવા લાગ્યો. ભગવાન પ્રાણને ચૂસવા લાગ્યા. પૂતના વ્યાકુળ થઈ. એટલે પૂતના રડતી રડતી કહેવા લાગી—મૂકી દે, મૂકી દે. મને છોડ. મને છોડ.

**सा मुञ्च मुञ्चालमिति प्रभाषिणी**

ભગવાન કહે છે:—મને પકડવાનું જ મારી માએ શીખવ્યું છે. છોડવાનું મારી માએ શીખવાડયું નથી.

મને પકડતાં જ આવડે છે. કોઈને છોડતાં આવડતું નથી.

હું કોઈને જલદી અપનાવતો નથી; પણ અપનાવ્યા પછી છોડતો નથી.

પૂતના તને હું આજે છોડીશ નહિ, તારો ઉદ્ધાર કરીશ. ભગવાનનાં મારમાં પણ પ્યાર છે.

પરમ આશ્ચર્ય થયું છે. મને છોડ, મને છોડ, એમ બે વાર પૂતના બોલી છે. જાણે કહેતી ન હોય કે આ લોક અને પરલોકમાંથી છોડાવી કનૈયા તારા ધામમાં ગોલોકમાં મને લઈ જા. અથવા અહંતા મમતામાંથી મને છોડાવી મને કૃતાર્થ કર.

પૂતના વ્યાકુળ થઈ. સ્વરૂપાનુસંધાન રહ્યું નહિ. તેણે રાક્ષસી રૂપ ધારણ કર્યું છે. આકાશ માર્ગે કૃષ્ણને લઈ જતી હતી ત્યારે પૂતનાને કંસના બગીચાના ઝાડ ઉપર પાડી. કંસનો એ બગીચો ગોકુળ પાસે છે.

ઝાડ ઉપર તેને પાડી છે. અનેક ઝાડ પાડ્યા છે. અવિદ્યામાંથી ષડ્‌વિકાર ઉત્પન્ન થાય છે. પૂતના પડ્યા પછી ધડાકો થાય છે. રાક્ષસીના વક્ષઃસ્થળ ઉપર બાલકૃષ્ણ વિરાજ્યા છે. ગોપીઓ દોડતી આવી, યશોદાને ઠપકો આપ્યો છે. અમે અનેક બાધાઓ રાખી ત્યારે તારે ત્યાં દીકરો થયો અને તને કદર નથી. યશોદાજીએ ઠપકો માથે

ચડાવ્યો છે. મારું આ પહેલું બાળક છે. મને બાળકના લાલનપાલનની ખબર નથી. હવે તમે કહેશો તેમ કરીશ. ગોપીઓ કહે છે, કોઈ પારકી સ્ત્રીને તમારે બાળક સોંપવું નહિ. ચાલો, જે થવાનું હતું તે થયું. હવે કનૈયાની નજર ઉતારો.

લાલાને ગાયો વહાલી છે. લાલાને ગંગી ગાય બહુ વહાલી. લાલાની ઝાંખી ન થાય ત્યાં સુધી ગંગી ગાય પાણી પીતી નથી. ઘાસ પણ ખાતી નથી. ગોવાળો કંટાળી જાય, યશોદાજી પાસે આવે. મા, લાલાને ગૌશાળામાં લઈ આવો. લાલાને ગૌશાળામાં લઈ આવે ત્યારે લાલાની ઝાંખી કરી ગંગી ગાય ખડ ખાય છે.

પેટમાં કાંઈ ન હોય ત્યારે સાત્ત્વિકભાવ તુરત જાગે છે. ઉપવાસ કરવાથી શરીર હલકું થાય છે, સાત્ત્વિકભાવ જાગે છે. વિધિપૂર્વક ઉપવાસ કરવાથી પાપ બળે છે.

કનૈયાની ખાસ એક ગંગી ગાય હતી તેની પાસે ગોપીઓ કનૈયાને લઈ જાય છે. મોટા મોટા ઋષિઓએ અનેક વર્ષ તપશ્ચર્યા કરી. અનેક વર્ષ તપશ્ચર્યા કર્યા છતાં મનમાંથી અભિમાન ગયું નહિ, કામ ગયો નહિ એટલે તેઓ ગોકુળમાં ગાયો થઈને આવ્યા છે. નિષ્કામ કૃષ્ણને અમારો કામ અર્પણ કરી અમે પણ નિષ્કામ થઈશું.

ગોપીઓએ ગાયનું પૂંછડું હાથમાં લીધું અને ત્રણ વખત પગથી માથા સુધી ફેરવ્યું છે. મારા લાલાને કોઈની નજર લાગી હોય તો તે સર્વ ગંગી ગાયના પૂંછડામાં જાય. ગોપી પ્રેમની ધજા છે. અમારા કનૈયાને કંઈ થવાનું હોય તો તે અમને થાય. આ ગોપીઓનો વિશુદ્ધ પ્રેમ છે. લાલાને રાક્ષસીનો સ્પર્શ થયો એ યોગ્ય નથી. આ તો મોટો ઉત્પાત થવાનો હતો પણ બાળક બચી ગયો.

હવે બાળકને નવરાવો. બાલકૃષ્ણને રાક્ષસીની નજર ન લાગી જાય, તેથી ગોપીઓએ ગાયનું છાણ અને ગૌમૂત્રથી સ્નાન કરાવ્યું છે.

ચોખ્ખું લખ્યું છે: **गोमूत्रेण स्नापयित्वा ।**

બજારમાંથી કાંઈ સાબુ લાવ્યા નથી, ગૌમૂત્રથી સ્નાન કરાવ્યું છે.

જીવન સાદું બનાવો. ગૌમૂત્રમાં પવિત્ર કરવાની શક્તિ છે. ગૌમૂત્રનું પાન અને તેના વડે સ્નાન કરવાથી શરીર નીરોગી થાય છે. ગૌમૂત્રમાં ઘણાં ગુણો છે. આ અમારો પોતાનો અનુભવ છે.

ગૌમૂત્રના પાનથી શરીર શુદ્ધ થાય છે તે તો ખરું પણ મન પણ શુદ્ધ થાય છે. ગાયનું મૂત્ર ૧૦૮ વખત ગાળી પી જાઓ. મનનો મેલ પણ દૂર થશે. મનના પાપ દૂર થશે. મન શુદ્ધ થશે. આ પ્રયોગ છ માહના સુધી કરવાનો છે. ગોમૂત્રના પાનની શરૂઆત કર્યા પહેલાં સ્વભાવ, મન કેવું છે તે લખી રાખજો અને છ માસ ગોમૂત્રના પાન કર્યા પછી જુઓ, સ્વભાવમાં ઘણું પરિવર્તન દેખાશે. સ્વભાવમાં ઘણું પરિવર્તન થશે. મનુષ્યનો સ્વભાવ સુધરતો નથી ત્યાં સુધી તે જ્ઞાન માર્ગમાં કે ભક્તિમાર્ગમાં આગળ વધી શકતો નથી. ગોમૂત્રમાં દિવ્ય શકિત છે, તે તમારા સ્વભાવને સુધારશે. ગાયનું દૂધ બુદ્ધિને નિરોગી બનાવે છે. ગાયનું છાણ ત્વચાની ખોટી ગરમી ખેંચી લે છે અને ચામડીને મુલાયમ બનાવે છે.

મનુષ્યનું જીવન એવું થયું છે કે તેની સંપત્તિ અને સમય ફેશન અને વ્યસન પાછળ જ જાય છે. વ્યસન અને ફેશનમાં જેના પૈસાનો દુરુપયોગ થાય છે એ ભકિતમાર્ગમાં આગળ વધી શકતો નથી.

પ્રથમ ગોમૂત્રથી કનૈયાને નવડાવે છે, પછી ગરમ જળથી બાલકૃષ્ણલાલને નવડાવે છે. કનૈયો આનંદમાં છે. ઋષિરૂપા ગોપીઓ બાલકૃષ્ણને ઘેરીને બેઠેલી છે.



એક કહે કે લાલાની આંખ કેટલી સુંદર છે! બીજી કહે છે, લાલના વાળ કેટલા સુંદર છે! ત્રીજી કહે છે, અલી લાલાનાં ચરણકમળ તો જો, તે કેટલા સુંદર લાગે છે. શ્રીકૃષ્ણના એક એક અંગમાં ગોપીઓ આંખને સ્થિર કરે છે.

આ ઋષિરૂપા ગોપીઓ વેદશાસ્ત્ર સંપન્ન છે. તેઓ સ્તુતિ કરવા લાગી.

અજ ભગવાન તારા મંગળમય ચરણોનું રક્ષણ કરો. યજ્ઞપુરુષ તારા સાથળોનું રક્ષણ કરો, અચ્યુત ભગવાન તારા કેડની રક્ષા કરો, હયગ્રીવ ભગવાન તારા પેટની, કેશવ ભગવાન તારા હૃદયની, ઈશ ભગવાન તારા વક્ષઃસ્થલની, સૂર્ય કંઠની, વિષ્ણુ ભગવાન ભૂજાની, વામન ભગવાન મુખારવિંદની અને ઈશ્વર તારા મસ્તકની રક્ષા કરો.

મારો કનૈયો રમવા માટે જાય ત્યારે ગોવિંદ ભગવાન તેનું રક્ષણ કરો. મારો કનૈયો સૂતો હોય, ત્યારે માધવ ભગવાન તેનું રક્ષણ કરો. મારો કનૈયો ચાલતો હોય ત્યારે વૈકુંઠ ભગવાન તેનું રક્ષણ કરો, તે બેઠો હોય ત્યારે લક્ષ્મીપતિ તેનું રક્ષણ કરો.

છઠ્ઠા અધ્યાયના ૨૨ થી ૨૯ સુધીના શ્લોકો બાલરક્ષાનું સ્તોત્ર છે. આ બાળકોની રક્ષા માટેનો મંત્ર છે. ગોપીઓ જાણતી નથી, કે જે માધવરાયને હું મનાવું છું તે જ માધવરાય કનૈયો છે. ગોપીઓ છેવટે કહે છે, ભગવાન નારાયણનું નામ સદાસર્વદા બાલકૃષ્ણનું રક્ષણ કરે.

સખીઓ બાલકષ્ણનું એવી રીતે રક્ષણ થાય એમ પ્રાર્થના કરે છે. સખીઓ કૃષ્ણના શ્રી અંગ ઉપરથી હાથ ફેરવે છે. પછી યશોદાને કહે છે, મા કનૈયાને હવે ધવડાવો. તે બરાબર ધાવશે તો માનશું કે તેના પેટમાં બીક નથી. બાલકૃષ્ણ સ્તનપાન કરે છે. ગોપીઓને આનંદ થાય છે.

મથુરાથી નંદબાબા ચતુર્દશીના સાયંકાળે ગોકુળમાં આવ્યા છે. પૂતનાના શરીરને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો છે.

શ્રીકૃષ્ણના કાલ્પનિક સ્વરૂપનું ચિંતન કરતાં કરતાં પ્રાણ ત્યાગ કરનાર યોગીને મુક્તિ મળે છે, ત્યારે સાક્ષાત્ પરમાત્માનાં દર્શન કરનારને સદ્‌ગતિ મળે તેમાં શું આશ્ચર્ય ?

આ શ્રીકૃષ્ણ દયાળુ છે. ઝેર આપનારને પણ માતાને આપવા યોગ્ય સદ્‌ગતિ આપી છે. ઝેર આપનારીને પણ યશોદા જેવી સદ્‌ગતિ આપી છે. આ ભગવાન એવા દયાળુ છે. આવો દયાળુ બીજો કોઈ હોઈ શકે ?

આ પૂતના કૃષ્ણમિલનમાં વિઘ્ન કરે છે. ઈશ્વરના છ ગુણો છે. છ દોષવાળી પૂતનાને છ ગુણોવાળા ભગવાન છઠ્ઠે દિવસે મારે છે. પૂતનાના છ દોષ. કામ, ક્રોધ, લાભ મોહ, મદ અને મત્સર. પૂતનામાંથી આ દોષો ઉત્પન્ન થાય છે. ભગવાનના છ ગુણો ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય. ભગવાનના એક એક સદ્‌ગુણને હૃદયમાં મનુષ્ય ઉતારે તો એક એક દોષ દૂર થાય.

ભગવાનનું નામ ધામ ચિન્મય છે. ચિન્મય ધામમાં પ્રવેશ કરવો છે. તે કોણ પ્રવેશ કરી શકે ?

જ્યારે વાસનાનો નાશ થાય, ત્યારે આ ચિન્મય ધામમાં પ્રવેશ મળે છે. ઇન્દ્રિયોને શ્રીકૃષ્ણલીલામાં તરબોળ કરો, પરમાત્માની સન્મુખ કરો. ગોપીઓ ઇન્દ્રિયોથી મને નિહાળે, સાંભળે, મનમાં રાખે તે માટે ગોકુળલીલા છે.

ભાગવતમાં કોઈપણ બાળલીલાની ફળશ્રુતિ કહેલી નથી. એક આ પૂતનાચરિત્રની ફળશ્રુતિ કહી છે. એટલે કે મનુષ્ય એક આ અજ્ઞાનને=કામવાસનાને ઓળખે તો ય ઘણું છે. અજ્ઞાન દૂર થાય તો શ્રીગોવિંદમાં પ્રીતિ થાય છે.

**गोविंदे लभते रतिम् ।**

આ પૂતનામોક્ષ ભગવાનની અદ્ભુત બાળલીલા છે. તેનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ—મનન કરે તો તેને ભગવાન શ્રીકૃષ્ણની પ્રતિ પ્રેમ પ્રાપ્ત થાય છે. આ ચરિત્રનું ચિંતન કરવાની અજ્ઞા કરી છે.

યશોદા = બુદ્ધિ નંદ = જીવ

બુદ્ધિ અને જીવ શ્રીકૃષ્ણ પાસે હોય, તો કાંઈ વિપત્તિ આવે નહીં.

બાળલીલાઓમાં એક રહસ્ય છે કે જ્યારે જ્યારે નંદ અને યશોદા કૃષ્ણથી દૂર જાય છે, ત્યારે ત્યારે ગોકુળ ઉપર સંકટ આવે છે. તે બતાવે છે કે જીવ ઈશ્વરથી દૂર જાય તો દુઃખી થાય. યશોદા એટલે કે બુદ્ધિ શ્રીકૃષ્ણથી દૂર જાય. નંદ એટલે કે જીવ શ્રીકૃષ્ણને ભૂલી જાય ત્યારે આ રાક્ષસો આવે છે. શરીર અને ઇન્દ્રિયો ભલે વ્યવહારના કાર્ય કરે પણ બુદ્ધિ ( યશોદા ) શ્રીકૃષ્ણથી દૂર ન જાય.

આ પૂતના કોણ હતી ? રાજા બલિ અને વિંધ્યાવલીની પુત્રીનું નામ હતું રત્નમાલા.

વામન ભગવાન બલિરાજાના દરબારમાં દાન માંગવા આવે છે. તેનું રૂપ મનોહર છે. યજ્ઞશાળામાં વામન ભગવાનને જોઈને રત્નમાલાના હૃદયમાં પુત્રસ્નેહનો ભાવ ઉદય થયો. વામન ભગવાનનું રૂપ જોઈ રત્નમાલાના મનમાં લાલસા થઈ કે બાળક અતિ સુંદર છે. તે મનમાં ને મનમાં અભિલાષા કરવા લાગી કે જો મને આવો બાળક હોય તો કેવું સારૂં ! તેને હું ધવડાવીને પ્રસન્ન થાઉં.

વાત્સલ્યભાવથી તેને ધવડાવવાની ઇચ્છા થઈ. પાછળથી બાળકનાં કરતુક જોયા એટલે તેને મારી નાખવાની ઇચ્છા થઈ. વાત્સલ્ય ભાવને લઈને પહેલાં ધવડાવવાની ઇચ્છા થઈ. પાછળથી શત્રુભાવ થતાં વામનજીને મારવાની ઇચ્છા થઈ. આ બન્ને ભાવોવાળી રત્નમાલા આ જન્મમાં થઈ છે પૂતના. શ્રીકૃષ્ણલીલા એ નિરોધલીલા છે. જેના મનનો નિરોધ થાય તેને મુક્તિ મળે છે. મનમાં વિરોધ હશે, વાસના હશે ત્યાંસુધી નિરોધ થશે નહિ. કોઈ પણ વસ્તુમાં સૂક્ષ્મ વાસના રહી હશે ત્યાંસુધી નિરોધ થશે નહિ અને ત્યાંસુધી મુક્તિ નથી.

શુકદેવજી વર્ણન કરે છે : રાજન્ , શ્રીકૃષ્ણે શકટભંજન કર્યું ત્યારે શ્રીકૃષ્ણ ૧૦૮ દિવસના હતા.

શકટાસુર વધ :—ગોપીઓને કૃષ્ણનાં દર્શન વિના ચેન પડતું નથી. પ્રાતઃકાળમાં ગોપીઓ યશોદાના ઘેર આવે. યશોદાજી કહે છે અરી બાવરી ગોપી મારો કનૈયો તો સૂતેલો છે. તમે આટલી વહેલી કેમ આવી ? શું તમને કનૈયા વગર ચેન પડતું નથી ? તમે કનૈયાનાં દર્શન કરો પણ જો જો વાતો ન કરશો. વાતો કરશો તો મારો કનૈયો જાગી જશે. એક દિવસ પ્રાતઃકાળે ગોપીઓ આવી છે. ગોપીઓ કનૈયાના વખાણ કરે છે. અરે સખી, કનૈયો સૂતો હોય ત્યારે તેની ઝાંખી સુંદર થાય છે. એક બોલી : લાલાના વાળ કેવા સુંદર છે ! બીજી બોલી : આંગળી કેવી મનોહર છે ! એક બોલી, લાલાના ચરણ સુંદર છે, તેને પખાળવાનું મન થાય છે. એક બોલી લાલાની આંખ સુંદર છે.



ત્યારે એક બોલી મને તો લાલાનો અધરોષ્ઠ બહુ સુંદર લાગે છે. આ ગોપીઓ બોલતી નથી, ભક્તિ બોલે છે. ગોપીઓ ભક્તિમાર્ગના આચાર્યો છે. ભક્તિ કેવી રીતે કરવી તે ગોપીઓ બતાવે છે. તમારે ભક્તિ કરવી હોય તો આ પ્રમાણે પરમાત્માના એક એક અંગનું ચિંતન કરો.

આવી રીતે કૃષ્ણનાં એક એક અંગમાં દૃષ્ટિને સ્થિર કરો એ જ ભકિત છે. સ્વરૂપાસકિત વગર ભકિત ફળતી નથી. ભગવાનનું ચિત્ર અંદર હૃદયમાં ઉતારો અને ભગવાનનું ચિત્ર અંદર ઊતરે છે ત્યારે દર્શનમાં આનંદ આવે છે.

ભગવત સ્વરૂપમાં આસકિત ન વધારો ત્યાં સુધી સંસારની આસકિત છૂટતી નથી.

શ્રીકૃષ્ણે પોતાના સૌન્દર્યથી ગોપીઓની આંખનું આકર્ષણ કર્યું. વાંસળીના મધુરનાદથી કાનનું આકર્ષણ કર્યું. ગોપીઓ મારી જ વાતો કરે. ગોપીઓ મારી જ કથા કરે. કૃષ્ણલીલામાં, કૃષ્ણકથામાં જગતની વિસ્મૃતિ થાય છે. ભગવાન કહે છે જે મારું ખૂબ ભજન કરે છે, જે મારી ખૂબ સેવા કરે છે તેના માટે મને લાગણી થાય છે. બાકી યાદવોનો વિનાશ થયો, ત્યારે ભગવાને આંખમાંથી એક આંસુ પણ પાડ્યું નથી.

તેવામાં લાલાએ પાસું ફેરવ્યું. લાલાએ પાસું ફેરવ્યું એટલે અંગ પરિવર્તન નામનો ઉત્સવ કરવાનો.

પરમાત્માને પધરાવ્યા પછી કાયમ ઉત્સવ કરશો, તો લાલો કાયમને માટે તમારા ઘરમાં રહેશે. શ્રીકૃષ્ણ ઉત્સવપ્રિય છે. ઉત્સવના દિવસે શકિતનો, મનનો, વાણીનો સદુપયોગ કરો. ઉત્સવના દિવસે ભગવાનનું ખૂબ સ્મરણ થવું જોઈએ. ઉત્સવના દિવસે ઈશ્વરસેવામાં દેહભાન ભુલાવું જોઈએ. ઉત્સવનાં દિવસે આંખમાંથી પ્રેમના બે આંસુ ન નીકળે તો ઉત્સવ વ્યર્થ છે. ઉત્સવને દિવસે બ્રાહ્મણનું સન્માન કરો. વેદપાઠી બ્રાહ્મણનું પૂજન કરો. સગાંઓને બોલાવી જમાડવામાં ઉત્સવનું સાફલ્ય નથી. ઉત્સવને દિવસે ગરીબને અન્નદાન કરો. ગરીબનું સન્માન કરવાથી ભગવાન પ્રસન્ન થાય છે. ઉત્સવના દિવસે સાધુ મહારાજને ભોજન કરાવો. પોતે ભોગ ભોગવી રાજી થવા કરતાં બીજાને આપીને રાજી થાવ. ઉત્સવ એટલે,

ઉત્ = ઈશ્વર.
સવ = પ્રાગટ્ય.

ઈશ્વરનું પ્રાગટ્ય હૃદયમાં થાય એ ઉત્સવ. લૂલીના લાડ કરવા માટે ઉત્સવ નથી. ઉત્સવ પરમાત્મા સાથે એક થવા માટે છે, તન્મય થવા માટે છે.

યશોદા માએ અંગપરિવર્તન ઉત્સવ કરવાનો નિર્ણય કર્યો. યશોદાએ વિચાર્યું બ્રાહ્મણોની પૂજા રોજ કરું છું, એ સારું છે. પણ ગોપીઓ અને ગોવાળોના આશીર્વાદથી પુત્ર મળ્યો છે. આજે ગોપીઓ અને ગોવાળોની પૂજા કરવી છે.

યશોદા એમ કહેતાં નથી કે મારે ગરીબોને દાન કરવું છે. જીવ ઈશ્વરનો દીકરો છે, જીવ ઈશ્વરનો અંશ છે. જે ઈશ્વરનો દીકરો છે તેને ગરીબ કહો તો ઈશ્વરને ખોટું નહિ લાગે ? નમ્ર થઈને, દીન થઈને, આંખ નીચી કરીને દાન આપો. આવનારના

હૃદયમાં પણ પરમાત્મા જ વસેલા છે, એમ સમજીને આપો. તેથી યશોદા કહે છે મારે એક એકની પૂજા કરવી છે. એક એકનું સન્માન કરવું છે.

પૂજા કરવી છે અને મદદ કરવી છે તેમાં અંતર છે.

કનૈયાના પ્રાગટ્યના દિવસે યશોદાજી ગોપીઓને ભેટ આપવા લાગેલાં. ગોપીઓએ કહેલું આજ તો અમારે કનૈયાને આપવાનું હોય, લેવાનું નહિ. એટલે તે દિવસે કોઈએ લીધું નથી. લેવાની ઇચ્છા હોય ત્યાં મોહ છે. આપવાની ઇચ્છા હોય ત્યાં પ્રેમ છે.

એટલે યશોદા કહે છે, મારે સર્વની પૂજા કરવી છે. યશોદાએ આખા ગામને આમંત્રણ આપ્યું. નંદજીએ કહ્યું છે, તું બિલકુલ સંકોચ કરતી નહીં. કનૈયો આવ્યો છે ત્યારથી ખબર પડતી નથી કે કોણ મારા ઘરમાં મૂકી જાય છે. લક્ષ્મીજી તો ત્યારે છોડીને જાય છે, જ્યારે લક્ષ્મીજીનો મનુષ્ય દુરુપયોગ કરે છે.

જીવનમાં એક સમય એવો આવે છે કે જ્યારે તમારું ભાગ્ય અનુકૂળ હોય છે. જીવનમાં એક વખત ભાગ્યોદય થાય છે ત્યારે ખૂબ વાપરજો–પ્રેમથી ખૂબ દાન કરજો, સંકોચ રાખશો નહિ. જેટલું આપશો તેનાથી બમણું તમારા ઘરમાં આવશે. અને ભાગ્ય પ્રતિકૂળ થશે ત્યારે સંપત્તિને સાચવવા પ્રયત્ન કરશો તોપણ ઘરમાં કંઈ રહેશે નહિ.

ભાગ્ય પ્રતિકૂળ થતાં ધર્મરાજા યુધિષ્ઠિર પણ દરિદ્ર થયા હતા, દરિદ્રી થઈ વનમાં ફરતા હતા, તો સાધારણ મનુષ્યનો પ્રશ્ન શું ? નળરાજા જેવા દ.રિદ્રી થયા છે. જેટલું હાથે વાપરશો તેટલું સાથે આવશે.

આજે ભાગ્ય અનુકૂળ છે. યશોદાજી ખૂબ દાન કરે છે. આજે સાડીઓનો ઢગલો કર્યો છે, પીતાંબરનો ઢગલો કર્યો છે, કંઠીઓનો ઢગલો કર્યો છે.

યશોદાએ વિચાર કર્યો કે આ કનૈયો સૂઈ જાય તો મારાથી બધાનું સન્માન થઈ શકે. કનૈયો જાગે તો ગોદમાં રાખી બેસવું પડે એટલે નોકરો સન્માન કરે. સર્વ કરતાં માનદાન અતિશ્રેષ્ઠ છે. યશોદા માએ વિચાર કર્યો, કનૈયો જાગતો રહે તો સર્વનું સન્માન કેવી રીતે કરું ?

ગરીબનું, બ્રાહ્મણનું સન્માન થાય છે ત્યારે પરમાત્માને આનંદ થાય છે. ઈશ્વર જેને ધન આપે છે તેની પાસે આશા રાખે છે કે મારા બીજા બાળકોનું તે પોષણ કરે.

લાલાએ આંખો બંધ કરી દીધી. કનૈયો અંદરથી જાગતો હતો. મારા સૂવાથી માને આનંદ મળતો હોય તો હું સૂઈ જાઉં. ભગવાનને નાટક કરતાં બહુ આવડે છે. એટલે તો એનું નામ નટવર પડયું છે. માને બતાવે છે કે હું સૂઈ ગયો છું.

કૃષ્ણ સૂવે છે, જાગે છે એ બાબતમાં શાંકરભ.ષ્યમાં કહ્યું છે :—ઈશ્વર નિષ્ક્રિય છે, પણ જીવ માયાના કારણે તેમાં ક્રિયાનો આરોપ કરે છે. ઈશ્વરમાં ક્રિયા થઈ શકતી નથી. માયાથી ઈશ્વરમાં ક્રિયાનો આરોપ થાય છે.

દૃષ્ટાંત આપવાથી એ હકીકત સ્પષ્ટ થશે :—ગાડી મુંબઈના સ્ટેશને આવે એટલે લોકો કહે છે, મુંબઈ આવ્યું. વિચાર કરવાથી ખબર પડશે, મુંબઈ ગયું નથી અને આવ્યું



નથી. ઈશ્વર ક્રિયા કરતા નથી, લીલા કરે છે. લીલામાં સ્વાર્થ ન હોવાથી તે લીલા આનંદરૂપ થાય છે.

ક્રિયા અને લીલાનો તફાવત યાદ રાખવાનો છે. જેની પાછળ કર્તૃત્વનું અભિમાન છે, સુખી થવાની ભાવના છે તે ક્રિયા, અને જે ક્રિયા પાછળ કર્તૃત્વનું અભિમાન નથી. ફક્ત બીજાને સુખી કરવાની ભાવના છે તે લીલા. જીવની બધી ક્રિયા. ભગવાનની સઘળી લીલા.

યશોદાજી વિચારે છે, આખું ગામ મારે ત્યાં આવવાનું છે. લાલાનું પારણું ઘર બહાર ગાડાની તળે રાખું તો ઘરમાં જગ્યા વધારે થાય. બધી ગોપીઓ આવવાની એટલે જગ્યાના અભાવે યશોદાજીએ કૃષ્ણનું પારણું આંગણામાં ગાડા નીચે રાખ્યું. અને ગાડામાં દહીં દૂધ વગેરે રાખ્યાં.

યશોદા એક એક ગોપીનું સન્માન કરે છે. બાળકને સુંદર કંઠી આપે એટલે માને આનંદ થાય છે. ગોપીઓ હૃદયથી આશીર્વાદ આપે છે. બાળકૃષ્ણ લાલકી જય હો, જય હો.

આવેલા વ્રજવાસીઓનું સન્માન કરતાં યશોદા તન્મય થયાં છે.

આ બાજુ શ્રીકૃષ્ણ જાગ્યા છે. મારી મા કયાં છે ? મારી મા ઉત્સવ મારો કરે છે અને મને અહીં ગાડા નીચે રાખ્યો છે. ઉત્સવને દિવસે ભગવાનને ભૂલી જાવ એ બરાબર નથી. યશોદા આજે શ્રીકૃષ્ણને ભૂલી ગયાં છે. યશોદા શ્રીકૃષ્ણને ભૂલ્યાં એટલે વિપત્તિ આવી.

વ્યવહાર છૂટતો નથી. વ્યવહાર કરવો પડે છે. જ્યાં સુધી કાંઈક અપેક્ષા છે ત્યાં સુધી વ્યવહાર છૂટતો નથી. વ્યવહાર છોડશો નહિ પણ વ્યવહાર સાથે એક થશો નહિ. વ્યવહાર કરવો તે ગુન્હો નથી. પણ વ્યવહારમાં ભગવાનને ભૂલી જવો એ ગુન્હો છે. ધંધો કરવો એ પાપ નથી, પણ ધંધો કરતાં ભગવાનને ભૂલી જવો એ પાપ છે. વેપારી દુકાનમાં ભગવાનની પૂજા કરે છે, પરંતુ ગ્રાહક વસ્તુ લેવા આવે એટલે તુરત તે ભગવાનને ભૂલી જાય છે. ગ્રાહકને તે ઈશ્વરની સન્મુખ છેતરે છે.

પાંચ રૂપિયાની કિંમતની વસ્તુ અથવા માલ પચ્ચીસમાં આપે, છતાં ગ્રાહકને કહે છે, તમે મારા મિત્ર છો એટલે પડતર ભાવે માલ તમને આપું છું. લેનાર સમજે છે ભાઈબંધ છે, એટલે ખોટ ખાઈને પણ મને માલ આપે છે. પણ તે પણ પડતર ભાવનો જે શબ્દ વેપારી બોલે છે તેનો અર્થ તે સમજતો નથી. પડતર ભાવ એટલે તું પડવાનો અને હું તરવાનો. તું પડ અને હું તરું. વેપારી દૃષ્ટિએ પડતર ભાવનો આ અર્થ છે.

લક્ષ્યને લક્ષમાં રાખો અને વ્યવહાર કરો. લક્ષ્ય છે શ્રીકૃષ્ણને મળવાનું. મારે શ્રીકૃષ્ણને મળવું છે.

જ્ઞાની મહાત્મા ઈશ્વરને ભૂલતા નથી અને વ્યવહાર કરે છે.

યશોદા ગોપીઓનું સન્માન કરતાં શ્રીકૃષ્ણને ભૂલ્યા છે. કેટલાક ઉત્સવના દિવસે ઠાકોરજીને ભૂલી જાય છે. અરે ! ઉત્સવ તો ઠાકોરજી સાથે એક થવા માટે છે. વ્યવહારનું કામ કરતાં વારંવાર ઠાકોરજીને નિહાળજો. ઘરનું કાર્ય કરતાં કરતાં વારંવાર પ્રભુને નિહાળો,

સાધારણ કોઈ મહેમાન ઘેર આવ્યા હોય તેને મળ્યા પછી તેને રાજી રાખવા વારંવાર તેની સાથે વાતો કરવી પડે છે, તેવી રીતે ઈશ્વર આપણા ઘેર આવ્યા પછી સતત તેનું ધ્યાન રાખવું જોઈએ.

સેવાની સમાપ્તિ થતી નથી. શરીરની સાથે સેવાની સમાપ્તિ. સેવાની સમાપ્તિ કરે એ વૈષ્ણવ નહીં. સત્કર્મમાં સંતોષ ન માનો.

ગોપીઓનું સન્માન કરતાં યશોદા લાલાને ભૂલી ગયાં છે. લાલાને આ ઠીક ન લાગ્યું. તેને થયું આજે થોડી ગમ્મત કરું. બાલકૃષ્ણ રડે છે. મા સાંભળતી નથી. બાળક રડે એટલે પગ ઊંચા કરે છે. ઉપર નજર કરે તો ગાડા ઉપર રાક્ષસ. શકટાસુર પૂતનાનો ભાઈ છે. પૂતનાનું વેર લેવા આવ્યો છે. કૃષ્ણ મનમાં કહે આ તો કંસમામાનું રમકડું આવ્યું છે. ગાડાને પગની ઠોકર મારી. તે ગાડું ઊંધું પડી ગયું. અને ગાડામાં જે દહીં દૂધ તેમજ દરેક પ્રકારના રસો રાખેલાં તે ઢોળાઇ ગયાં. શકટાસુર પણ ઉથલી ગયો. શકટાસુર મર્યો છે. આ ભાણો એવો છે કે મામાએ મોકલેલા દરેક રમકડાં તોડીફોડી નાંખે છે. બાળકોએ કહ્યું, લાલાએ ઠોકર મારી એટલે ગાડું ઊંધું પડી ગયું.

આ ચરિત્રમાં રહસ્ય છે. તમે પણ ગાડા નીચે શ્રીકૃષ્ણને રાખશો તો તમારું ગાડું ઊંધું પડી જશે. જે વસ્તુ પ્રધાન હોય તેને ગાડાની ઉપર રાખવાની અને જે વસ્તુ ગૌણ હોય તેને નીચે રાખવાની. જેના જીવનમાં પરમાત્મા ગૌણ છે તેનું ગાડું ઊંધું પડે તો તેમાં શું આશ્ચર્ય !

ગૃહસ્થાશ્રમ એ ગાડું છે. પતિપત્ની પૈડાં છે. આ ગાડા ઉપર શ્રીકૃષ્ણને પધરાવો. આ જીવન ગાડાના સારથી શ્રીકૃષ્ણ છે, ઇન્દ્રિયો ઘોડા છે, શરીર રથ છે, પ્રભુને કહો નાથ, તમારે શરણે આવ્યો છું. અર્જુન જેમ મારા શરીર રથ ઉપર સારથિ બની તેને સીધે માર્ગે લઈ જાવ. જેના શરીર રથના સારથી ઇશ્વર બનતા નથી તેના શરીર રથનો સારથિ મન બને છે. મન સારથિ બને તો જીવનરથને ખાડામાં નાંખે છે. તમારા ગાડા ઉપર પરમાત્મા વિરાજતા ન હોય તો આ ઇન્દ્રિયરૂપી ઘોડાઓ તમારા ગાડાને ખાડામાં નાખશે–અર્જુને પોતાના રથ ઉપર પરમાત્માને પધરાવેલા તેથી અર્જુન જે જે ઠેકાણે ગયા ત્યાં તેની જીત થઈ છે.

કેટલાક સમજે છે રજાને દિવસે ખૂબ ખાવાનું અને ખૂબ સૂવાનું. આ તો કુંભકર્ણનો અવતાર કહેવાય. આવું ન કરો. વીર થવાનો વાર રવિવાર છે. રવિવારના દિવસે તેલ મરચું ન ખવાય, ભજિયાં, પાતરાં ન ખવાય. દૂધ ભાત ખાઓ. આજસુધી બહુ ખાધું. રજાના દિવસે બે માળા વધારે ફેરવો. રવિવારને દિવસે બ્રહ્મચર્ય પાળવાનું.

રવિવારના દિવસે એક ભાઈએ કથામાં જવાનું નક્કી કર્યું. તેવામાં બાબો રડવા લાગ્યો. એટલે બબલાની બાએ કહ્યું કે બાબો રડે ત્યારે તમે કથામાં જાવ તે યોગ્ય નથી. બાબાને રડતો મૂકી કથામાં જશો તો શું પુણ્ય મળશે ? મેં પણ કથામાં સાંભળેલું કે કોઈના દિલને દુભાવવું નહિ. બબલીની માનું દિલ કેમ દુભાવાય ? ભાઈએ કથામાં આવવાનું માંડી વાળ્યું. ઘરે રહીને વિષ્ણુસહસ્ર નામનો પાઠ કર્યો હોત તો તો ઠીક હતું. પણ યાદ આવ્યું કે આ છેલ્લું અઠવાડિયું છે. કથા તો કાયમ થવાની છે. અને ભાઈનું ગાડું કથામાં ન આવ્યું પણ ફિલ્મ જોવા ગયું, ખાડામાં ગયું.



પતિ પત્નીનો સંબંધ વિલાસ માટે નથી, પ્રભુ ભજન કરવા માટે છે. ગૃહસ્થના જીવનમાં કામસુખ મુખ્ય નથી, ભાગવત સેવા મુખ્ય છે. મનુષ્યના જીવનમાં ભોગ મુખ્ય નથી, ભગવાન મુખ્ય છે. ગાડું અવળા માર્ગે જાય એટલે ભગવાન તમારું સંસાર ગાડું ઉથલાવે છે. ગાડા ઉપર ભગવાનને પધરાવવા જોઈએ, એને ગાડા નીચે ન રાખવા જોઈએ. યશોદાજીએ અવળું કર્યું. સંસારને—માખણ, દહીં, દૂધ વગેરેને ગાડામાં રાખ્યા અને ભગવાનને ગાડા નીચે રાખ્યા. તેણે સાંસારિક કાર્યને પ્રાધાન્ય આપ્યું અને ભગવાનને ગૌણ સ્થાન આપ્યું, એટલે ગાડું ઊથલ્યું.

તમારા જીવનમાં શ્રીકૃષ્ણ ગૌણ બને અને કામસુખ પ્રધાન બને એટલે અવળે માર્ગે તમારું ગાડું જાય છે એમ સમજજો. તો ભગવાન તમારા સંસારરૂપી ગાડાને ઠોકર મારશે.

ગાડા નીચે શ્રી કૃષ્ણને રાખશો, તો શકટાસુર ગાડા ઉપર ચડી બેસશે.

કામ એ શકટાસુર છે, લોભ એ શકટાસુર છે. દહીં દૂધ એ વિષયોના પ્રતીક રૂપ છે. જેનાં જીવનમાં શ્રી કૃષ્ણ ગૌણ છે તેના ગાડા ઉપર શકટાસુર ચડી બેસે છે.

દાંપત્ય જીવનમાં ધર્મ મુખ્ય છે. પત્નીને કામપત્ની કહેતા નથી ધર્મપત્ની કહીએ છીએ. પૈસો અને કામસુખ પ્રથમ નથી, ધર્મ પ્રથમ છે. પૈસો જ સર્વસ્વ છે એમ સમજવા લાગ્યા ત્યારથી જીવનમાંથી શાંતિ ગઈ છે. પૈસાને મુખ્ય ગણવાથી સદાચાર ગયો. પૈસા કરતાં વધારે સુખ સંયમ અને સદાચારથી મળે છે. ધનને મર્યાદા હશે તો જ શાંતિ આપશે.

ચાર પુરુષાર્થ : ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. પહેલો ધર્મ છે અને છેલ્લો મોક્ષ છે. ધર્મ અને મોક્ષની વચ્ચે અર્થ અને કામ રાખ્યા છે. એટલે કે અર્થ અને કામ, ધર્મ અને મોક્ષની મર્યાદામા રહીને મેળવવા જોઈએ, પ્રાપ્ત કરવા જોઈએ. માનવજીવનમાં અર્થ અને કામ ગૌણ છે. પરંતુ ધર્મ અને મોક્ષ એ પ્રધાન છે. તમારા જીવનમાં ધર્મ અને મોક્ષ ગૌણ બનશે, તો તમારું ગાડું અધોગતિરૂપ ખાડામાં જશે.

જીવનમાં લૌકિક સુખ પ્રધાન બને તો ગાડું ઊથલે. પરંતુ શકટાસુર છાતી ઉપર ચડી ન બેસે તેનો ઉપાય છે. એક સંતના મત પ્રમાણે શકટાસુર લીલા કરી ત્યારે ભગવાન ૧૦૮ દિવસના હતા. તમારી છાતી ઉપર શકટાસુર એટલે કે કામ ક્રોધ, લોભ વગેરે ચડી બેસે ત્યારે ૧૦૮ મણકાની માળા હાથમાં લેવી અને ભગવાનના નામની માળા ફેરવવી.

મનુષ્ય લૌકિક વ્યવહારને પ્રાધાન્ય આપે અને શ્રીકૃષ્ણને જીવનમાં ગૌણ બનાવે એટલે શકટાસુર સંકટ આવે, કામ, ક્રોધ, લોભ વગેરે આવે છે. ગાડા ઉપર શ્રીકૃષ્ણને રાખો, શ્રીકૃષ્ણને જીવનમાં પ્રાધાન્ય આપો તો શકટાસુર કદી નહિ આવે.

કેટલાક કહેશે મહારાજ, યુવાનીમાં કથા સાંભળી નહિ અને આ કામ શકટાસુર હવે ગાડા ઉપરથી નીચે ઊતરતો નથી.

શકટાસુરને શ્રીકૃષ્ણ મારે છે, જ્યારે કામ ક્રોધ, લોભરૂપી શકટાસુર તમારા હૃદય ઉપર ચડી બેસે ત્યારે ૧૦૮ મણકાની માળા હાથમાં રાખી શ્રીમન્નારાયણ, શ્રીમન્નારાયણ કરો.

માળા સાથે મૈત્રી કરો તો શકટાસુર શાંત થશે. માળા સાથે મૈત્રી ન કરો તો

શકટાસુર માથે ચડી બેસશે. કામનો વેગ, ક્રોધનો વેગ સહન કરવો હોય તો પરમાત્માનો આશ્રય કરવો પડશે,

તૃણાવર્તવધ :—એક દિવસ યશોદાજી બાલકૃષ્ણને ખોળામાં બેસાડી રમાડતા હતાં. તૃણાવર્ત દૈત્યને મારવા કૃષ્ણ ભારે બન્યા. યશોદાજીને વજન લાગવા માંડ્યું એટલે યશોદાજી કૃષ્ણને ત્યાં મૂકી ઘરકામમાં લાગ્યાં. તે વખતે તૃણાવર્ત વંટોળિયાનું રૂપ ધરીને આવ્યો. શ્રી કૃષ્ણનું હરણ કરી આકાશમાં ગયો. ભગવાન ભારે બન્યા. તેને પકડ્યો. એટલે તૃણાવર્તના પ્રાણ ઊડી ગયા.

**तृणवत् जीवं आवर्यती स तृणोवर्तः ।**

રજોગુણનું ચક્કર એ તૃણાવર્ત. કામ અને ક્રોધ એ રજોગુણના પુત્ર છે. રજોગુણ મનમાં આવે એટલે મન ચંચળ થાય. તૃણાવર્તરૂપી વાયુ (વંટોળિયા) આવે એટલે મન ચંચળ થાય. બુદ્ધિ ઈશ્વરથી વિમુખ બને એટલે તૃણાવર્ત આવે–રજોગુણ આવે.

રજોગુણ મનને બહુ ચંચળ બનાવે છે.

યશોદાની આંખમાં ધૂળ ભરાઈ, સંસારનું સૌન્દર્ય નિહાળવામાં સુખ લાગે એટલે આંખમાં તૃણાવર્ત બેઠો એમ માનવું અને તે પછી ભગવાન દેખાતા બંધ થાય.

કૃષ્ણ ધીરે ધીરે હવે મોટા થયા. ઘૂંટણીએ ચાલતાં ગૌશાળામાં આવે છે. ગાયો કનૈયાને ઓળખતી. મોટા મોટા ઋષિઓ ગોકુળમાં ગાયો થઈને આવ્યા છે. એક ગાયને ૨–૩ દિવસનો વાછરડો આવેલો હતો. આ પણ નાનકડો એટલે કૃષ્ણ સમજે છે કે આ મારો ભાઈબંધ છે. વાછરડો હમ્મા હમ્મા કરે ત્યારે કૃષ્ણ મૈયા મૈયા કરે છે. કનૈયો વાછરડાને છોડતો નથી. ગાયો આનંદમાં વાછરડાને ભૂલી જાય અને વહાલથી કનૈયાને ચાટે છે. યશોદાને ખાત્રી થઈ કે ગાયોની સેવાના કારણે ગાયોની સેવા કરવા ગાયોની આશિષથી આપણને દીકરો થયો છે. કનૈયો તો ગાયો સાથે રમે. ધકેલગાડી મળે નહિ એટલે ગાયોનું પૂછડું પકડીને જ કનૈયો ઊભો થવા જાય. ત્યારે મા કહે છે અલ્યા કનૈયા તું બહુ જ તોફાન કરે છે. લાલા આ ગાયો તને મારશે. આથી તેનું હુલામણું નામ પાડ્યું વત્સપુચ્છાવલંબનમ્ ।

એક વખત યશોદાજી લાલાને ધવડાવતાં હતાં, તે વખતે તેનું સુંદર મુખ નિહાળે છે. માનો પ્રેમ હોય ત્યારે ભગવાન ખૂબ ધાવે છે. બાળક બહુ ધાવે તો માને ચિંતા થાય છે. વધારે ધાવશે તો અપચો થશે.

વૈષ્ણવના હૃદયમાં બહુ પ્રેમ ન ઉભરાય ત્યાંસુધી પરમાત્માને ભૂખ લાગતી નથી. નાથ, હું તમને શું જમાડી શકું ? તમે જગતને જમાડનાર છો. પરંતુ મેં સામગ્રી તમારા માટે બનાવી છે. નાથ, તેનો સ્વીકાર કરો.

કનૈયો બહુ ધાવે છે. યશોદાને ચિંતા થાય છે. મા, હું બહુ ધાવું છું, પણ તારું દૂધ હું એકલો પીતો નથી. મારા મુખમાં રહેલું સંપૂર્ણ વિશ્વ તેનું પાન કરે છે. તેવામાં કૃષ્ણે બગાસું ખાધું. યશોદાને મુખમાં બ્રહ્માંડનાં દર્શન કરાવ્યાં. કનૈયો કહે છે, મા, તું મને એકલાને ધવડાવતી નથી. તું અનંત જીવોને ધવડાવે છે. તું સમસ્ત બ્રહ્માંડને ધવડાવે છે.

ભગવાને સુદામાને અખુટ સંપત્તિ આપી એટલે યમરાજને દુઃખ થયું. તેણે ભગવાનને કહ્યું સુદામાના નસીબમાં દારિદ્રયનો યોગ છે. તેના ભાગ્યમાં શ્રી ક્ષયઃ લખ્યું



છે. આપે સુદામાને આટલું ઐશ્વર્ય આપ્યું તે યોગ્ય નથી. તેથી કર્મમર્યાદા રહેશે નહિ. અમે કર્મ પ્રમાણે બધાને સુખદુઃખ આપીએ છીએ. ત્યારે પ્રભુએ યમરાજાને કહ્યું છે, હું વેદની કર્મમર્યાદા તોડતો નથી. જે મને જમાડે છે તે સમસ્ત બ્રહ્માંડને જમાડે છે. મૂઠી પૌવા આપી સુદામાએ મને જમાડ્યો છે. જે શ્રીકૃષ્ણને જમાડે તે જગતને જમાડે છે અને તેને નામે તેટલું પુણ્ય જમા થાય છે. ભગવાન કર્મની મર્યાદા તોડતા નથી. યશોદા માને પ્રભુએ કહ્યું, મા, તું મને તૃપ્ત કરતી નથી,સમસ્ત બ્રહ્માંડને તૃપ્ત કરે છે.

તે પછી ગર્ગાચાર્ય નામકરણ સંસ્કારનો વિધિ કરવા આવે છે. સંસ્કારથી મન શુદ્ધ થાય છે. વસ્તુમાં રહેલો દોષ સંસ્કાર કરવાથી દૂર થાય છે.

સોળ સંસ્કાર બતાવ્યા છે. આજકાલ તો બધા સંસ્કાર ભુલાઈ ગયા છે. એક લગ્ન સંસ્કાર બાકી રહ્યો છે. બાળકનો જન્મ થાય એટલે જાતકર્મ સંસ્કાર કરવો પડે. હવે તો દવાખાનાઓમાં જન્મ થાય છે. તેથી જાતકર્મ વિધિ ક્યાંથી થાય ! મધુપ્રાશન વિધિ ક્યાંથી થાય ! આ ડૉકટરો કંઈક પિવડાવતા હશે. તેથી છોકરાઓ ડૉકટર જેવા થાય છે. સંસ્કારનો લોપ થતો જાય છે. એટલે દેશ દુઃખી છે. અન્નપ્રાશન, નામસંસ્કરણ, જનોઈ વગેરે સોળ સંસ્કાર છે. જીવને શુદ્ધ કરવા સંસ્કારની જરૂર છે. આજકાલ ધાર્મિક વિધિને મહત્ત્વ આપવામાં આવતું નથી. કેવળ લૌકિકને મહત્ત્વ આપવામાં આવે છે. ગોર મહારાજને કહેવામાં આવે છે કે મહારાજ પૂજા વહેલી પતાવજો, અમારો વરઘોડો ત્રણ કલાક ગામમાં ફરવાનો છે.

ગર્ગાચાર્યે કહ્યું :—નામકરણ સંસ્કાર કરવો હોય તો પાંચ છ કલાકનો સમય લાગે. બાબા, તમે આખા ગામને બોલાવો અને બધા આવે એટલે પૂજામાં ઉતાવળ કરવી પડે એટલે વિધિ બરાબર ન થાય.

નંદબાબાએ કહ્યું :—મારે ધાર્મિક વિધિ બરાબર કરવો છે. તમે કહો તો હું કોઈને આમંત્રણ ન આપું.

નામ જપ એકાંતમાં જ થાય છે. એકાંત શબ્દોનો અર્થ છે એક ઈશ્વરમાં સર્વનો લય કરવો એ એકાંત. મનને એકાગ્ર કરી નામ જપ કરો.

ગર્ગાચાર્ય જ્યોતિષ શાસ્ત્ર કેવું જાણે છે તેની પરીક્ષા કરવા નક્કી કર્યું છે.

રોહિણીની ગોદમાં શ્રીકૃષ્ણ અને યશોદાની ગોદમાં બળરામને રાખ્યા છે.

ગર્ગાચાર્યે કહ્યું :—બાબા, રોહિણીની ગોદમાં છે તે તમારો પુત્ર છે. તે તો રંગ બદલતો આવ્યો છે. આ વખતે તેણે શ્યામ વર્ણ ધારણ કર્યો છે. તે સર્વનાં મનને આકર્ષી લેશે, તે સર્વને આનંદ આપશે. તેથી તેનું નામ કૃષ્ણ રાખો. આ બાળક મહાજ્ઞાની થશે. તેના જન્માક્ષર બહુ સારા છે. પાંચ ગ્રહો ઉચ્ચક્ષેત્રોમાં પડ્યા છે. જન્મકુંડલીના આઠ ગ્રહો સારા છે પણ એક ગ્રહ ખરાબ પડ્યો છે. રાહુ ખરાબ પડ્યો છે.

નંદબાબા ગભરાય છે. રાહુ ખરાબ પડ્યો છે, એટલે શું થશે ?

ગર્ગાચાર્ય કહે છે :—તેમાં કાંઈ બીવા જેવું નથી. જેના સપ્તમ્ સ્થાનમાં નીચ ક્ષેત્રમાં રાહુ હોય તો તે અનેક સ્ત્રીઓનો ધણી થાય છે.

નંદબાબા કહે છે :—તમારું કહેવું સાચું છે. મને એક બ્રાહ્મણે એવો આશીર્વાદ આપેલો કે તમારા લાલાને સોળહજાર રાણી થશે.

ગર્ગાચાર્ય કહે છે :—બાબા, વધારે શું કહું ? આ કનૈયો નારાયણ જેવો છે, નારાયણ સમાન છે. નારાયણ મારા ઈષ્ટદેવ છે. પ્રેમમાં પક્ષપાત આવી જાય છે. ચાર જણા જમવા બેઠા હતા. પ્રશ્ન થયો આમાં જમાઈ કોણ ? એક કહે પેલો શરમાળ છે તે. જમાઈ લાગે છે. બીજી કહે પેલો અક્કડમાં બેઠો છે તે જમાઈ લાગે છે. ત્રીજી કહે સાસુજી પીરસવા આવશે ત્યારે કહીશ કે કોણ જમાઈ છે. સાસુજી ઘી પીરસવા આવ્યાં. જમાઈનું ભાણું આવ્યું ત્યારે ઘીની વાટકી વધારે નમી છે. નિર્ણય થઈ ગયો કોણ જમાઈ છે.

સનાતન ગોસ્વામી અર્થ કરે છે કે નારાયણ જેવા શ્રીકૃષ્ણ છે એમ કહો તો નારાયણ શ્રેષ્ઠ ઠરે છે. માટે નારાયણ સમાન શ્રીકૃષ્ણ નહીં પણ શ્રીકૃષ્ણ સમાન નારાયણ છે. વૃંદાવનના સાધુઓએ અર્થ કર્યો છે. નારાયણ સમાન નહીં પણ નારાયણ શ્રીકૃષ્ણ જેવા છે.

નારાયણ સમાન કૃષ્ણ છે તેમાં નારાયણ મુખ્ય અને કૃષ્ણ ગૌણ છે. શ્રીકૃષ્ણ સમાન નારાયણ છે તેમાં કૃષ્ણ મુખ્ય અને નારાયણ ગૌણ છે. કૃષ્ણ અને નારાયણમાં કાંઈ ફેર નથી. આ પ્રેમનો મધુર કલહ છે. શ્રીકૃષ્ણ સમાન નારાયણ છે. આવો અર્થ કરીએ તો શ્રીકૃષ્ણ પ્રધાન અને નારાયણ ગૌણ બને છે. નારાયણમાં સાઠ ગુણો છે. જ્યારે મુરલી મનોહર શ્રીકૃષ્ણમાં ચોસઠ ગુણો છે. નારાયણ કરતાં ચાર ગુણો વધારે છે. (૧) રૂપમાધુરી (૨) લીલામાધુરી (૩) વેણુમાધુરી (૪) પ્રિયામાધુરી.

આ ચાર ગુણો શ્રીકૃષ્ણમાં વધારે છે. નારાયણમાં આ ચાર ગુણો નથી.

નારાયણને ચાર હાથ છે તેથી તેઓ થોડા બેડોળ લાગે છે. તેથી આ બે હાથ વાળો કનૈયો શ્રેષ્ઠ છે. વૈકુંઠના નારાયણ રાજા જેમ ઉભા રહે છે. તેથી તેમાં જરા અભિમાન હોય તેમ લાગે છે. નારાયણ તો અક્કડમાં ઉભા રહે છે. અમારી સાથે બોલતા પણ નથી. ત્યારે અમારો કનૈયો અમારી સાથે બોલે છે, અમારી સાથે રમે છે, અમારી સાથે ફરે છે. તેથી મારો કનૈયો શ્રેષ્ઠ છે.

અતિશય આતુરતા થાય એટલે પરમાત્મા દોડતા આવે છે. ગોકુળમાં એક નવી વહુ આવી હતી. તે કનૈયાનાં દર્શન કરવા માટે આતુર બની છે. તેની સાસુ તેને શ્રીકૃષ્ણનાં દર્શન કરવા જવા દેતી ન હતી. આજે તે જળ ભરવા જાય છે. શ્રીકૃષ્ણનું ચિંતન કરતી જાય છે. લાલાના કેશ વાંકડિયા છે, મસ્તક ઉપર મોરપીંછ છે, હોઠ ઉપર મોરલી ધારણ કરી છે, કાનમાં મકરાકૃતિ કુંડળ અને કેડ ઉપર પીતાંબર ધારણ કર્યા છે. આજે તેને દેહનું ભાન નથી. છુમ છુમ કરતો કનૈયો પાછળથી આવે છે. શ્રીકૃષ્ણનાં દર્શન માટે જે આતુર બને છે, તેની પાછળ પાછળ કનૈયો આવે છે. બાલકૃષ્ણે આવીને સાડીનો છેડો પકડ્યો. ગોપી જુએ છે તો કનૈયાએ આવીને સાડી પકડી છે. ત્રણ વર્ષનો કનૈયો છે. ગોપીએ કનૈયાને ઉઠાવી છાતી સરસો ચાંપ્યો.

લાલાએ તેના ગળામાં હાથ નાંખ્યો. કનૈયો સખીને કહે છે :—તું બહુ સુંદર છે. હું તારો ધણી લાગું છું.

કૃષ્ણ બોલવામાં ચતુર છે. કનૈયો તેને કહે છે, રાત્રે રાસમાં આવજે.



કોઈ દેવ એવો છે કે રસ્તે ચાલતી કોઈ સ્ત્રીને કહે કે તું મારી છે ને હું તારો છું.

કનૈયો સર્વનો પિતા છે, સર્વનો પતિ છે, અને સર્વનો બાળક છે.

વિચારો, કોઈ દેવ એવો છે કે જે રસ્તે ચાલતી સ્ત્રીના ગળામાં હાથ નાંખી શકે ? પરસ્ત્રીથી દેવો પણ બીવે છે. વૈકુંઠના નારાયણ મર્યાદા પુરુષોત્તમ છે ત્યારે આ કનૈયો પુષ્ટિ પુરૂષોત્તમ છે.

કનૈયો કરે છે તેવી લીલા મનુષ્ય તો શું દેવો પણ કરી શકે નહિ. શ્રીકૃષ્ણ દેવોના પણ દેવ છે.

એક સખી દહીં, દૂધ, માખણ વેચવા નીકળી છે. કૃષ્ણપ્રેમમાં દેહભાન ભૂલી છે. બોલવું જોઈએ દહીં લો, માખણ લો. પણ માખણ શબ્દ યાદ આવે જ નહિ. તેની બુદ્ધિમાં માધવ હતા, એટલે બોલવા લાગી કોઈ માધવ લ્યો, કોઈ ગોવિંદ લો.

ભોળી રે ભરવાડણ હરિને વેચવા ચાલી, ચૌદ ભુવનના નાથને મટુકીમાં ઘાલી. કૃષ્ણપ્રેમમાં એવી તન્મય થઈ હતી કે એ શું બોલે છે તેનું એને ભાન નથી. લાલાને કાને આ શબ્દ પડ્યો. આ તો જબરી છે, મને વેચવા નીકળી છે.

તે વખતે રસ્તામાં શ્રીકૃષ્ણ પ્રગટ થયા છે, સખીને કહે :—અલી ગોપી ! હું ગોકુળનો રાજા છું. તું મને માખણ આપ.

અતિશય પ્રેમ હોય તો ચીડવવાની ઇચ્છા થાય છે. ગોપીના હૃદયમાં પ્રેમ છે. તે કનૈયાને ચીડવે છે, તું શાનો ગોકુળનો રાજા ? ગોકુળના રાજા તો દાઉદ ભૈયા છે. હું તેને માખણ આપીશ, તને નહિ. ખબર પડતી નથી, નંદબાબા આ કાળા કનૈયાને ક્યાંથી લઈ આવ્યા છે ? નંદબાબા તો ગોરા અને તું તો કાળો છે. આવાન ક્યાંથી લઈ આવ્યા ?

કનૈયાએ ગોપીની સાડી પકડી છે. ગોપી કહેવા લાગી, લાલા મને છોડ, મને છોડ, મારા દહીં દૂધ ઢોળાઈ જશે, મારા સાસુ મને વઢશે.

ગોપીએ ધક્કો મારી સાડી છોડાવી લીધી, અને ચાલવા લાગી. પાછળ જુએ છે તો કનૈયો રિસાયેલો લાગે છે. ગોપી કહેવા લાગી, કનૈયા તને માખણ આપું, મીસરી આપું, મારી ભૂલ થઈ. કનૈયો કહે મારે હવે કાંઈ જોઈતું નથી. ગોપી ચાલવા લાગી ત્યાં કનૈયાએ એક પથ્થર લઈ ગોળી ઉપર માર્યો ગોળી ફોડી નાંખી.

આવી લીલા બીજા કોઈ દેવ કરી શકે નહિ. શ્રીકૃષ્ણ કહે છે હું સર્વનો પતિ છું.

કૃષ્ણ ત્યાંથી ઘેર આવીને ડાહ્યો ડમરો થઈ યશોદાની ગોદમાં છુપાઈ જાય છે. પેલી ગોપી ઘેર આવી છે. યશોદા માને ફરિયાદ કરી. મા, તમે લાલાને બહુ લાડ લડાવો છો. મા, કનૈયાએ મારી ગોળી ફોડી નાંખી. મારા કપડાં બગડ્યા, મારા દહીં દૂધ ઢોળાઈ ગયાં.

લાલો કહે :—મા, આને જવા દે. મને બીક લાગે છે. તે જશે પછી તને સાચી વાત કહીશ.

કૃષ્ણ કહે :—મા, આ ગોપી કંજુસ છે. બે ત્રણ દિવસનું વાસી દહીં લઈને વેચવા જતી હતી. મને થયું આ ગોપી ખરાબ દહીં વેચવા લઈ જાય એ ઠીક નહિ. કોઈ ગરીબ તે દહીં લે અને માંદો પડે તો એટલે મેં ગોળી ફોડી નાંખી. હું તો આરોગ્ય પ્રચારક મંડળનો પ્રમુખ છું.

યશોદાજીએ ગોપીને બોલાવી ઠપકો આપ્યો છે :—અલી ગોપી, તું આવું દહીં વેચવા લઈ જાય છે.

ગોપી હસવા લાગી. આ કનૈયો બોલવામાં ચતુર છે.

ગોળી ફોડે તો પણ કનૈયો વહાલો લાગે છે. કનૈયો રસ્તે જતો હોય તો કોઈની ગોળી પણ ફોડી શકે છે. એવો કોઈ દેવ છે જે રસ્તે જતી સ્ત્રીને પકડે તેની ગોળી ફોડે. બીજા દેવોને બીક લાગે છે કે કોઈ સ્ત્રીને અડકી જવાશે, તો અમને થપ્પડ પડશે. અમારી પૂજા કોઈ નહિ કરે.

શ્રીકૃષ્ણની લીલામાધુરી દિવ્ય છે. એ કોઈ દેવ કરી શકે નહિ.

નારાયણ ભગવાન હાથમાં શંખ રાખે છે. શંખ વગાડનાર દેવ મોટો કે વાંસળી વગાડનાર દેવ મોટો ?

આ બીજા દેવો શસ્ત્રઅસ્ત્ર લઈને બેઠા છે. કોઈનાં હાથમાં સુદર્શન, કોઈના હાથમાં ધનુષ્ય બાણ અને કોઈના હાથમાં ત્રિશૂલ છે. મને લાગે છે કે આ બીજા દેવોને દુનિયાના લોકોની બીક લાગતી હશે; તેથી હાથમાં શસ્ત્રો રાખીને ઊભા છે, મારો કનૈયો શસ્ત્ર રાખતો નથી. લાલાના એક હાથમાં વાંસળી અને બીજા હાથમાં માખણ મીસરી. શસ્ત્ર રાખનાર દેવ શ્રેષ્ઠ કે કનૈયો શ્રેષ્ઠ ? કનૈયો શ્રેષ્ઠ છે.

લાલો રોજ વાંસળી વગાડે છે. લાલાની વાંસળીનો શબ્દ જેના કાનમાં ગયો તેને સંસાર ઉપરથી વૈરાગ્ય આવે છે. જો વાંસળીનો શબ્દ કાને સંભળાય તો રાધે કૃષ્ણ, રાધે કૃષ્ણ કરતાં પાગલ બને છે. શ્રી કૃષ્ણની વેણુ માધુરી દિવ્ય છે. ગોપી કહે છે, મુરલી બજાકે મેરો મન હરિ લિન્હો. બીજી ગોપી પ્રેમભર્યો ઠપકો આપતી કહે છે :—

**मुरहर ! रन्धनसमये मा कुरु मुरलीरवं मधुरम् ।**

હે મુરારે ! ભોજન બનાવવાના સમયે તો કૃપા કરીને આ મધુર મોરલીની તાન ન છેડો. કનૈયા ! તારી મુરલીનો ધ્વનિ સાંભળી મારા ચૂલામાંના સૂકાં લાકડાં રસભીનાં બની રસ બહાવવા લાગે છે. તેથી અગ્નિ બુઝાઈ જાય છે. અગ્નિ બુઝાઈ જાય તો હું રસોઈ કેવી રીતે કરું ?

મારા લાલાની વાંસળી જેના કાનમાં ગઈ તે કાયમનો તેનો ગુલામ બની જાય છે. તેથી સખી મેં માની લીધું છે કે આ કનૈયો સૌથી મોટો છે.

શ્રી કૃષ્ણની રૂપમાધુરીએ અનેકોને આકર્ષ્યાં છે. નિર્ગુણ બ્રહ્મના ઉપાસક મધુસૂદન સ્વામી પણ શ્રી કૃષ્ણની મનોહર રૂપછટા પાછળ પાગલ થયેલાં તેઓએ કહ્યું છે.

**अद्वैतवीथीपथिकैरुपास्याः स्वाराज्यसिंहासन लब्धदीक्षाः ।**
**शठेन केनापि वयं हठेन दासीकृता गोपवधूविटेन ॥**



અદ્વૈતમાર્ગના અનુયાયીઓદ્વારા પૂજનીય તથા સ્વરાજ્યરૂપી સિંહાસન ઉપર પ્રતિષ્ઠિત હોવાનો અધિકાર પ્રાપ્ત કરી ચૂકેલા એવા અમને ગોપીઓની પાછળ ફરવાવાળા કોઈ શઠે જબરજસ્તીથી ( ઇચ્છા ન હોવા છતાં પણ ) પોતાના ચરણોમાં અમને ગુલામ બનાવી દીધા છે.

રસખાની પણ એ રૂપમાધુરી ઉપર પાગલ બન્યા હતા. તેઓએ કહ્યું છે.

**या लकुटी अरु कामरियापर, राज तिहूँ पुरकौ तजि डारौं ।**
**आठहु सिद्धि नवो निधिको सुख, नन्दकी गाय चराइ बिसारौं ॥**

શ્રી કૃષ્ણની રૂપમાધુરી દિવ્ય છે. શ્રી કૃષ્ણ વૈકુંઠના નારાયણ કરતાં પણ મને શ્રેષ્ઠ લાગે છે.

યશોદા ગર્ગાચાર્યને કહે છે :—ભોજનનો સમય થયો છે. મહારાજ, એક વખત આપ ભોજન કરો તે પછી બીજી વાત.

ગર્ગાચાર્ય કહે છે :—મારે કોઈના હાથની કરેલી રસોઈ ચાલે નહિ. મારી રસોઈ હું મારા હાથે બનાવીશ. યમુનામાંથી જળ હું લઈ આવીશ.

ગર્ગાચાર્ય યમુનામાં સ્નાન કરી, પાણી ભરીને આવ્યા છે. ગર્ગાચાર્યના ઇષ્ટદેવ ચતુર્ભુજ દ્વારકાનાથ છે. ગર્ગાચાર્યે કહ્યું છે આજે ઠાકોરજી માટે ખીર બનાવીશ. ખીર બનાવી ભગવાનને અર્પણ કરીશ. પછી પ્રસાદ લઈશ.

કેવળ પોતાને માટે રાંધીને ખાય તે અન્ન ખાતો નથી પણ પાપ ખાય છે. માટે રાંધો તે તમારા ઠાકોરજી માટે રાંધો. સંપત્તિનો સેવામાં ઉપયોગ થાય તો જ તે સફળ છે. પોતાના શરીરમાં પ્રેમ રાખો છો તેથી વિશેષ પ્રેમ ઠાકોરજીમાં રાખો. ગર્ગાચાર્ય ખીર બનાવે છે. યશોદાએ વિચાર કર્યો કે ખીર ભગવાનને અર્પણ કર્યા વગર ગર્ગાચાર્ય ખાશે નહિ. તેથી સોનાની થાળી ખીર ઠંડી કરવા માટે આપી છે. ખીર ઠંડી થયા પછી તુલસીદળ પધરાવ્યું અને બોલવા લાગ્યા,

**सशङ्खचक्रं सकिरीट-कुण्डलं सपीतवस्त्रं सरसीरुहेक्षणम् ।**
**सहारवक्षःस्थल कौस्तुभश्रियं नमामि विष्णुं शिरसा चतुर्भुजम् ॥**

ભગવાન નારાયણનું ધ્યાન કરે છે. હે નારાયણ, હે લક્ષ્મીપતે, હે વૈકુંઠપતે, ખીર આરોગો.

કનૈયો કહે, લક્ષ્મીપતિ, વૈકુંઠનાથ તો હું છું. ગુરુજી તો મને બોલાવે છે એટલે મારે જવું પડશે. લાલો કહે મને યાદ કરે છે, એટલે દોડતા આવ્યા છે. અને ખીર ખાવા લાગ્યા.

બાર માળા થાય ત્યાંસુધી ઠાકોરજીના સન્મુખ થાળ રાખવો. લાલાજીને મનાવવા પડે છે.

ગર્ગાચાર્ય બોલે છે :—ૐ નમો નારાયણ.

કનૈયો કહે છે :—મહારાજ આંખ ઉઘાડશો નહીં.

બાર માળા પૂરી થઈ. ગર્ગાચાર્યે આંખ ઉઘાડી તો નાનકડા બાલકૃષ્ણ ખીર આરોગતા હતા. આ વૈશ્યનો છોકરો મારી ખીરને અડકી ગયો. તેઓ બૂમ મારે છે કે યશોદા, હે યશોદા તારો લાલો મારી ખીર ખાય જાય છે. યશોદા આવે છે. જોયું તો કનૈયાનું મોઢું ખીરથી ખરડાયેલું. કનૈયો અડધી ખીર ખાઈ ગયો હતો.

યશોદા કનૈયાને ધમકાવવા લાગ્યા. ઘરમાં ક્યાં થોડું છે? તું મહારાજની ખીર ખાવા કેમ ગયો?

કનૈયો કહે છે :—મા તું મને બોલે છે પણ હું શું કરું? આ મહારાજ મને બોલાવે છે તેથી ખીર ખાવા આવું છું.

યશોદાજી ગર્ગાચાર્યને પૂછે છે, તમે આને બોલાવેલો?

ગર્ગાચાર્ય કહે છે :—ના, હું વૈકુંઠનાં નારાયણને બોલાવતો હતો.

કનૈયો કહે :—મા, એ વકુંઠનો નારાયણ તો હું જ છું.

યશોદા કહે :—બેટા, આવું ન બોલાય. તું શાનો નારાયણ? વૈકુંઠના નારાયણને ચાર હાથ છે. તારે ક્યાં ચાર હાથ છે?

કનૈયો કહે :—મા, હું ચાર હાથ બનાવું?

યશોદા વિચારે છે આ છોકરો છે ચમત્કારી. અત્યારથી ચાર હાથવાળો થશે તો લોકો માનશે, આ યશોદાનો છોકરો નથી.

યશોદા કહે :—ના, ના, ચાર હાથવાળા નારાયણ કરતાં મારો બે હાથવાળો મુરલીધર અતિ સુંદર છે, અતિ શ્રેષ્ઠ છે, બેટા, તું બે હાથવાળો જ રહેજે.

યશોદાએ ગર્ગાચાર્યને કહ્યું :—નાદાન છોકરો છે, તેને અક્કલ નથી. તમે ફરીથી ખીર બનાવો. ગર્ગાચાર્ય ફરીથી સ્નાન કરવા ગયા છે.

યશોદા લાલાને ગોદમાં લઈ બેઠા છે કનૈયો કહે, મા, મને કોયલ જેવું બોલતાં આવડે છે. એમ કહી કનૈયો કુહુ કુહુ કરવા લાગ્યો, કનૈયો સર્વને આનંદ આપે છે. કનૈયો આંગણામાં આવે એટલે મોર થૈ થૈ નાચે છે. મેઘશ્યામ બાલકૃષ્ણને નિહાળતાં મોરને આનંદ થાય છે. કનૈયો માને કહે છે મા, મને પણ મોર જેમ નાચતાં આવડે છે. મા, હું નાચું? કનૈયો છુમ છુમ કરતો નાચે છે.

મા પૂછે છે બેટા, તને નાચતાં કોણે શીખવ્યું?

કનૈયો કહે છે :—મા, હું તારા પેટમાં હતો ત્યારથી શીખીને આવ્યો છું.

કનૈયો પૂછે છે :—મા, પેલા મોરની પાછળ છે તે કોણ છે?

મા કહે છે :—એને ઢેલ કહેવાય. મા, ઢેલ એટલે શું? મા સમજાવે છે, એ તો પેલા મોરની વહુ છે.

કનૈયો પૂછે છે :—મા, મારી વહુ ક્યાં છે?

કનૈયાલાલ અલૌકિક બાળલીલાનો આનંદ આપે છે.

ગર્ગાચાર્યે ફરીથી ખીર બનાવી ઠંડી પાડી છે. લાલાએ ગમ્મત કરી. આવીને માના ગોદમાં સૂઈ ગયા. યશોદાજી વિચારે છે, લાલો સૂઈ ગયો છે. હવે મહારાજ શાંતિથી જમશે.

ગર્ગાચાર્યે ખીરમાં તુલસી અર્પણ કર્યું. ત્વદીયં વસ્તુ ગોવિન્દ બોલવા લાગ્યા.

નાથ, હું તમારો સેવક છું, જલદી પધારો. હે નારાયણ, હે લક્ષ્મીપતે, જલદી પધારો.



આ સાંભળી કૃષ્ણને જવા ઉતાવળ થઈ છે. યોગમાયાને હુકમ કર્યો, માની આંખમાં જા. યશોદાની આંખ મળી છે. કનૈયો દોડતો દોડતો આવે છે, અને ખીર આરોગવા લાગ્યો. ગર્ગાચાર્યે આ જોયું, અરે! આ વૈશ્યનો છોકરો ફરીથી આવ્યો!

કનૈયાને થયું મહારાજને ક્યાં સુધી ભ્રમમાં રાખું? ચતુર્ભુજ સ્વરૂપ પ્રગટ થયું છે. જેનું તમે આરાધન કરો છો તે નારાયણ હું ગોકુળમાં કનૈયો થઈને આવ્યો છું. તમારી તપશ્ચર્યાનું ફળ આપવા આવ્યો છું.

હવે ગર્ગાચાર્યને થયું, કનૈયો ગોદમાં બેસે તો સારું. દર્શન કરતાં સ્તબ્ધ થયા છે. કનૈયો જલદી આવી ગોદમાં બેસી ગયો. કનૈયો કહે છે, મહારાજ! હવે તમે જમો. ગર્ગાચાર્ય કહે, મારા ઈષ્ટદેવ મને મુખમાં કોળિયો આપે પછી જમું. કનૈયો મુખમાં કોળિયો આપે છે. ગર્ગાચાર્ય વિચારે છે, આજે મારું જીવન સફળ થયું.

આ બાજુ યશોદા જાગ્યા. લાલો ગોદમાં ન મળે. ક્યાં ગયો? ક્યાં ગયો? જુએ છે તો કનૈયો ગર્ગાચાર્યની ગોદમાં બેઠેલો છે.

ગર્ગાચાર્ય કહે છે :—મા, તેં બહુ પુણ્ય કર્યું છે. મારા નારાયણ પુત્રરૂપે તારે ત્યાં આવ્યા છે.

લાલાએ વિચાર કર્યો કે ગર્ગાચાર્ય આવી ગોટાળો કરી ગયા છે. યશોદાનો વાત્સલ્યભાવ છે. વાત્સલ્યભાવમાં ઐશ્વર્ય વિરોધી છે. કનૈયો વિચારે છે, યશોદાજીના મનમાં આ વાત ઠસી જશે તો મને લાડ કરશે નહિ. હું તો પ્રેમનું દાન કરવા અને પ્રેમરસનું પાન કરવા ગોકુળમાં આવ્યો છું. માટે કનૈયાએ વૈષ્ણવી માયાને હુકમ કર્યો, માને મારા સ્વરૂપનું જ્ઞાન ન થાય. યશોદાને ખરા સ્વરૂપનું જ્ઞાન ન થાય તે માટે માયાનું આવરણ કર્યું છે.

આદિમાયા તે રાધિકાજીનું સ્વરૂપ છે. તે કૃષ્ણને મોહ ઉત્પન્ન કરે છે. માયાના ત્રણ પ્રકારો વૈષ્ણવો બતાવે છે.

(૧) સ્વમોહિકા.
(૨) સ્વજનમોહિકા, ઐશ્વર્યનું જ્ઞાન ન થાય એટલા માટે.
(૩) વિમુખજનમોહિતા.

જે આપણને સર્વને ફસાવે છે તે. જે ઈશ્વરના સ્વરૂપને ભૂલાવે છે તે વિમુખજનમોહિકા.

માખણચોરી લીલા :—બાલકૃષ્ણ ધીરેધીરે મોટા થાય છે. બાળકો રમવા આવે છે. કેટલાક ગોવાળના છોકરા દુર્બળ હતા. કનૈયો કહે છે, મધુમંગલ તું બહુ દુબળો છે. તું મારા જેવો તગડો થા.

મધુમંગલ કહે છે :—કનૈયા, અમે ગરીબ છીએ. અમે માખણ ક્યાંથી ખાઈ શકીએ?

કંસનો હુકમ હતો કે બધું માખણ મને કરરૂપે આપવું પડશે. વ્રજવાસીઓ ભોળા હતા. બાળકોને માખણ ન ખવડાવે અને કંસને આપે. કંસ આ માખણ પોતાના પહેલવાનોને ખવડાવે.

કનૈયો બાળમિત્રોને કહે છે :—વ્રજવાસીઓ કરરૂપે માખણ કંસને આપે છે. તે માખણ મથુરા હું નહિ જવા દઉં. ગામનું ગામમાં રહેવું જોઈએ. મધુમંગલ, તું રડ નહીં. હું તને રોજ માખણ ખવડાવીશ.

ઈશ્વર અપેક્ષા રાખે છે, જીવ મારો જેવો થાય. જીવ ઈશ્વર સાથે પ્રેમ કરે એટલે ઈશ્વર એવી આશા રાખે છે.

મિત્રો કહે :—રોજ માખણ આપશે તો તારી મા તને મારશે.

કનૈયો કહે :—ના, ના, હું ઘરનું માખણ નહિ પણ બહારનું કમાવીને ખવડાવીશ.

મિત્રો પૂછે છે :—એટલે શું ચોરી કરવાની ?

કનૈયો કહે :—હા, ચોરી કરવાની. તે માટે આપણે એક મંડળ રચીશું. તેનું નામ રાખશું બાળગોપાળ ચૌર્યવિદ્યા પ્રચારમંડળ.

મિત્રો પૂછે છે :—કનૈયા, ચોરી કરવા જઈએ અને આપણને કોઈ પકડે તો ?

કનૈયો કહે છે :—મારા ગુરુએ મને મંત્ર શિખવાડયો છે. એ મંત્ર બોલીએ તો આપણને ચોરી કરતાં કોઈ જોઈ શકે નહિ. કદાચ પકડાઈએ તો પકડમાંથી છૂટી જઈએ.

મિત્રો પૂછે છે :—લાલા, એ કયો મંત્ર છે ?

કનૈયો કહે છે :—ચોરી કરવા જાવ ત્યારે કફ્લલમ્ કફ્લલમ્ એમ બોલવું. કફલ-ઋષિએ ચૌર્યવિદ્યાનો પ્રચાર કર્યો છે. આ મંત્રના ઋષિ તે છે.

યાદ રાખજો આ મંત્ર કનૈયાએ પોતાના મિત્રોને આપ્યો છે. આપણને આપ્યો નથી. એટલે કયાંય જઈ ચોરી ન કરતા. અત્યારથી ભગવાનની ખૂબ સેવા કરો, કીર્તન કરો અને ભગવાનને પ્રાર્થના કરો કે હવે દ્વાપરયુગમાં જન્મ લો ત્યારે મને ગોકુળમાં ગોપબાળક બનાવજો. તે પછી આપણે ભગવાન સાથે રમીએ, માખણની ચોરી કરીએ તો ચાલે. શરીર સાથે રમનારો પાપ કરે છે. આત્મા સાથે રમનાર પાપ કરી જ શકતો નથી. જે ઈશ્વર સાથે રમે છે, જે ઈશ્વર સાથે પ્રેમ કરે છે, એના હાથે પાપ થતું નથી.

ઈશ્વરની સન્મુખ મનુષ્ય પાપ કરી શકતો નથી, અને કદાચ પાપ થાય તો તેની જવાબદારી ઈશ્વર ઉપર છે.

શંકરાચાર્યે શાંકરભાષ્યમાં કહ્યું છે :—પરમાત્માનો સાક્ષાત્કાર થાય તે પછી તેવા જ્ઞાનીને હાથે પાપ થતું નથી, અને કદાચ થાય તો તેનો દોષ તેમના માથે જતો નથી. પરમાત્માનો સાક્ષાત્કાર જેને થયો નથી તેવા અજ્ઞાની જીવ માટે શાસ્ત્ર છે. શાસ્ત્રની પ્રવૃત્તિ અજ્ઞાની જીવ માટે છે. ચોરી કરવી નહીં એવી આજ્ઞા શાસ્ત્રે કરી છે. પરમાત્મા જેને અપનાવે તેનું આખું જગત છે. તે ચોરી કરતો નથી. અપરોક્ષાનુભૂતિ થયા પછી શાસ્ત્ર રહેતું નથી.

બ્રહ્મસાક્ષાત્કાર થયા પછી શું વિધિ અને શું શાસ્ત્ર ? બધું નકામું બને છે.

તત્વદૃષ્ટિએ જુઓ તો ઈશ્વર સર્વના માલિક છે, એટલે કૃષ્ણ ચોરી કરી શકે નહિ. આ તો દિવ્ય લીલા છે. ગોપીઓને પરમાનંદનું દાન કરવા માટે આ લીલા છે.

શુકદેવજી વર્ણન કરે છે, રાજન્! આજે મંડળની સ્થાપના કરી. હવે મંડળનો



હું અધ્યક્ષ થવાનો. તમારે તો એટલું જ ધ્યાન રાખવાનું કે કઈ ગોપી કયારે ઘરમાંથી બહાર જાય છે અને તે પાછી કયારે આવે છે.

ગોપીઓને ઇચ્છા છે કનૈયો રોજ મારા ઘેર આવે. એ તો લાલાનાં દર્શન કરવા ઠપકો આપવાના બહાને રોજ પ્રાતઃકાળમાં ગોપીઓ યશોદાને ઘેર આવે છે.

ગોપીઓએ યશોદાજીને ફરિયાદ કરી :—હે યશોદા ! તમારો આ કૃષ્ણ ગાયો દોહવાનો વખત થયો નથી હોતો તેમ છતાં વાછરડાંઓને છોડી મૂકે છે. અમારા દહીં, દૂધ, માખણ ચોરી જાય છે. અને તેના મિત્રોને અને વાનરોને ખવડાવી દે છે. જો ઘરમાંથી કંઈ ન મળે તો ગુસ્સે થઈ અમારા બાળકોને રડાવે છે. ગમે ત્યાં છેટે–ઉપર શીકામાં દહીં, દૂધ મૂકીએ તો ત્યાં પણ તે પહોંચી જાય છે. અંધારામાં માખણ વગેરે રાખીએ તો અંધારું તેને અસર કરતું નથી. કૃષ્ણ જ્યાં જાય ત્યાં પ્રકાશ ફેલાય છે. અમે જ્યારે તેને ચોર છે તેમ કહીએ તો અમને કહે છે તું ચોર, તારો બાપ ચોર, તારી મા ચોર, હું તો ઘરનો માલિક છું.

જશોદા તારા કાનકુંવરને, સાદ કરીને વાર રે;
આવડી ધૂમ મચાવે વ્રજમાં, નહીં કોઈ પૂછણહાર રે. જશોદા.
શીકું તોડયું, ગોરસ ઢોળ્યું, ઉઘાડીને બાર રે;
માખણ ખાધું ઢાળી નાંખ્યું, જાન કીધું આ વાર રે. જશોદા.
ખાખાં ખોળાં કરતો હીંડે, બીહે નહીં લગાર રે;
મહી મથવાની ગોળી ફોડી, આ શાં કહીએ લાડ રે. જશોદા.
મારો કાનજી ઘરમાં હુતો, કયારે દીઠો બહાર રે;
દહીં દૂધના માટ ભર્યા છે, બીજે ચાખે ન લગાર રે. જશોદા.
શાને કાજે મળીને આવી, ટોળી વળી દશબાર રે;
નરસૈંયાનો સ્વામી સાચો, જૂઠી વ્રજની નાર રે. જશોદા.

वत्सान् मुञ्चन् क्वचिदसमये ।

ભા. ૧૦–૮–૨૮

वत्सान् मुञ्चन् क्वचिदसमये ।
क्वचिद् असमये वत्सान् जीवान् मुञ्चन् ।

એક સખી કહે છે :—મા, તને શું કહું ? ગાય દોહવાનો સમય થયો ન હોય, તો પણ વાછરડાંઓને કનૈયો છોડી દે છે.

દૂધ દોહવાના સમયે વાછરડાને છોડે એ તો સાધારણ ગોવાળ છે. પણ આ તો ગોવાળનો પણ ગોવાળ છે. સમય ન થયો હોય તેમ છતાં વાછરડાંને છોડે એ શ્રીકૃષ્ણ. કૃષ્ણ તો અસમયે વાછરડાંઓને એટલે જીવોને છોડે છે, મુક્ત કરે છે.

વાછરડાંનો અર્થ થાય છે વિષયાસક્ત જીવ. વત્સ એટલે વિષયાસક્ત જીવ. वत्सान् संसारासक्त जीवान् मुञ्चति.

શાસ્ત્રમાં મુક્તિના બે પ્રકાર વર્ણવવામાં આવ્યા છે : એક ક્રમમુક્તિ અને બીજી સદ્યોમુક્તિ.

સમયે જીવને છોડે કે મુક્ત કરે તે મર્યાદા પુરુષોત્તમ રામ. પણ કનૈયો તો પુષ્ટિપુરુષોત્તમ છે. કનૈયો તો ક્રમે ક્રમે મુક્તિ કરવાને બદલે અસમયે જીવ લાયક ન થયો હોય, તો પણ જીવને મુક્તિ આપે છે. શ્રીકૃષ્ણ જે જીવ ઉપર કૃપા કરે છે તેને ક્રમ પ્રમાણે નહિ, તુરત મુક્તિ આપે છે. આ પુષ્ટિમાર્ગ—કૃપામાર્ગ છે.

ક્રમમુક્તિ એટલે કે શૂદ્રજાતિમાં જન્મ. શૂદ્રજાતિમાં ચોરી અને વ્યભિચાર વગેરે પાપો ન કરે તો અને બધા વર્ણોની સેવા કરે, શૂદ્રના ધર્મનું પાલન કરે તો તે પછી બીજો જન્મ વૈશ્ય જાતિમાં થાય છે. વૈશ્ય જન્મ થયા પછી, તે જન્મમાં નીતિનું બરાબર પાલન કરે તો વૈશ્ય મર્યા પછી ક્ષત્રિય થાય છે. ક્ષત્રિય ધર્મનું બરાબર પાલન કરે એટલે મર્યા પછી બ્રાહ્મણ થાય. બ્રાહ્મણ જન્મમાં તે સદાચારી હોય તો પછીના જન્મે અગ્નિહોત્રી બ્રાહ્મણ થાય છે. તે પછી બ્રહ્મનિષ્ઠ યોગી તરીકે જન્મે. યોગી ઉત્તરો ઉત્તર સદ્‌વર્તન રાખે, યોગાભ્યાસ કરે, બ્રહ્મચિંતન કરે તેને પણ બે ત્રણ જન્મ લેવા પડે છે. ક્રિયમાણ, સંચિત અને પ્રારબ્ધ બધાં કર્મો બળે એટલે જીવ શુદ્ધ થાય છે. તેને મુક્તિ મળે છે. આ ક્રમ મુક્તિનો માર્ગ છે.

પરંતુ સદ્યોમુક્તિમાં કોઈ ક્રમ નથી. ઠાકોરજી જે જીવ ઉપર કૃપા કરે તેને વૈકુંઠમાં લઈ જાય. કોઈ વૈશ્ય ભાગવદ્‌ભક્તિ કરે છે, કૃષ્ણ પ્રસન્ન થાય છે, તો તે વૈશ્યને ઉઠાવીને ભગવાન ગોલોકધામમાં લઈ જાય છે. શ્રીકૃષ્ણ તો દૂધ દોહવાનો સમય ન થયો હોય તોપણ વાછરડાંઓને—જીવોને બંધનમાંથી છોડાવે છે. કૃષ્ણ તો અનુગ્રહ પુષ્ટિ પુરુષોત્તમ છે. જે જીવ ઉપર કૃપા કરે તેને તુરત મુક્ત કરે છે. રાજા ધારે તો કોઈ વ્યક્તિને રાજા બનાવી શકે છે. તો ઠાકોરજી બંધનમાંથી અસમયે પણ મુક્તિ આપે તો તેમાં શું આશ્ચર્ય ! પરમાત્મા પ્રમેયબળથી કોઈ વૈષ્ણવને તુરત મુક્તિ અપાવી શકે છે. શ્રીકૃષ્ણ સદ્યોમુક્તિ આપે છે.

શ્રીકૃષ્ણ પરમાત્મા પુષ્ટિ પુરુષોત્તમ હોવાથી સદ્યોમુક્તિ આપે છે. નહિતર બ્રાહ્મણ થયા વિના, અગ્નિહોત્રી થયા વિના, યોગી થયા વિના, મુક્તિ મળતી નથી. કનૈયાને દયા આવે તો તે જીવ ઉપર કૃપા કરે છે અને તેને ઊંચકીને સીધા વૈકુંઠમાં લઈ જાય છે. ભગવાનની સાધારણ કૃપા તો સર્વ જીવો ઉપર છે પણ પરમાત્મા વિશિષ્ટ કૃપા કોઈ કોઈ જીવ ઉપર કરે છે. પરમાત્માની વારંવાર પ્રાર્થના કરી જીવ સાધન કરતો કરતો થાકી જાય છે અને દીન બને છે ત્યારે તે રડી પડે છે, ત્યારે તેવા જીવ ઉપર ભગવાન વિશિષ્ટ કૃપા કરે છે. અને તે જ જન્મમાં તેને મુક્તિ આપે છે. કૃષ્ણ રાજાધિરાજ છે. તેને પૂછનાર કોણ ? રાજા ધારે તે કરી શકે છે.

જીવ ખૂબ નમ્ર બને અને સાધન કરે તો તે ઇશ્વરને ગમે છે. ઈશ્વર તેના ઉપર કૃપા કરે છે. નિઃસાધન બની જે સાધન કરે છે તે શ્રેષ્ઠ છે. નિઃસાધન બનવું એટલે સાધન બધાં કરો પણ માનો મારા હાથે કાંઈ થતું નથી. નિરાભિમાની બનો. અનેકવાર એવું થાય છે કે મનુષ્ય સાધન કરે એટલે સાધનનું અભિમાન વધવા લાગે છે. એટલે તે પડે છે.



ત્યારપછી યશોદાએ કહ્યું, તમારા ઘેર લાલો તોફાન કરે તો લાલાને ધમકાવજો.

ત્યારે બીજી ગોપી બોલી, મા, લાલાને ધમકાવીએ ? એ તો અમને ધમકાવે છે. મા, ગઈ કાલે મારે ત્યાં તે આવેલો. હું તેને પકડવા ગઈ. તે નાસી ગયો. હું પાછળ દોડી પણ થાકી ગઈ. હું તેને પકડી શકી નહિ. એટલે દૂર ઊભો રહી અંગુઠો બતાવી બોલવા લાગ્યો, હુરિયો, હુરિયો.

એક સખી બોલી, મા, કનૈયો મારા ઘેર આવી માખણની ચોરી કરે છે. યશોદાએ તે ગોપીના કાનમાં કહ્યું, તે વાત કોઈને કહીશ નહિ. આ વાત જાહેર થશે તો લાલાને કન્યા કોણ આપશે ?

ગોપી કહે છે, મા, તને શું કહું ? કનૈયો માંગે તો માંગે તે આપું. પણ આ માંગતો નથી.

યશોદાને થયું કે કનૈયાને ધમકાવું, પણ વિચાર આવ્યો કે ધમકાવું પણ એના પેટમાં બીક દાખલ થઈ જાય તો ?

ગોપીઓની સર્વ ઈન્દ્રિયોને પોતાના તરફ ખેંચી પરમાનંદમાં તરબોળ બનાવી વૈકુંઠના મોક્ષના પરમાનંદનું દાન કરવા માટે શ્રીકૃષ્ણની આ લીલા છે.

જશોદામૈયા કનૈયાને સમજાવે છે કે ઘરનું માખણ કેમ ખાતો નથી ? લાલાએ કહ્યું, મને ઘરનું માખણ ભાવતું નથી. કારણ ઘરનું ખાઉં તો ઘરનું ઓછું થાય. હું તો બહાર જઈ કમાઈને ખાઈને ઘેર આવું છું. ગોપીના માખણમાં વિશેષ મીઠાશ મને લાગે છે.

સખીઓ યશોદાજી પાસે ફરિયાદ કરે છે, મા, કનૈયાને બહુ લાડ લડાવશો નહિ. કનૈયો માખણની ચોરી કરે છે. શુકદેવજી કથા બહુ વિવેકથી કરે છે. શ્રીકૃષ્ણ ચોર છે એમ કહ્યું નથી પણ इति होचुः : વ્રજની ગોપીએ આ પ્રમાણે યશોદાને માખણ ચોરીની લીલા કહેતી હતી એમ કહ્યું છે. માએ પૂછ્યું, કનૈયો ઘરમાં આવે છે તે તમને ખબર પડે છે ? કનૈયો માખણની ચોરી કરે છે એની તમને ખબર પડે છે કે નહિ ?

ગોપીઓ કહે છે કે મા, કનૈયો આવે છે તેની અમને ખબર પડે છે. એ જે દિવસે ઘેર આવવાનો હોય તેની આગલી રાત્રે સ્વપ્નમાં પણ દેખાય છે. મા, હું પથારીમાં પડી અને સ્વપ્નમાં કનૈયો દેખાય, પથારીમાં પડ્યા પછી કનૈયો યાદ આવે છે. વૈષ્ણવો તો સુવે છે ત્યારે પથારીમાં પણ ઠાકોરજીને સાથે રાખીને સૂવે છે. ઠાકોરજીને સાથે રાખવાના એટલે શું ? પથારીમાં પડ્યા પછી હરે કૃષ્ણ હરે કૃષ્ણનો નિદ્રા આવતા સુધી જપ કરવાનો.

પથારીમાં પડ્યા પછી જે વસ્તુ યાદ આવે તોમાનજો કે તેમાં મારું મન ફસાયું છે. કેટલાક પથારીમાં પડ્યા પછી વિચારે છે કે કાલે કોને કોને ત્યાં ઉઘરાણી કરવી. માનજો આનું મન દ્રવ્યમાં ફસાયું છે. લોભીનું મન દ્રવ્યમાં ફસાય છે, કામીનું મન સ્ત્રીમાં.

એક ગોપી બોલી, મા, ગઈ કાલે રાત્રે પથારીમાં પડી ત્યારે મને કનૈયો યાદ આવ્યો. કનૈયો ઘરમાં ન હોવા છતાં એની મૂર્તિ આંખમાંથી ખસતી નથી. લાલાના નામમાં તો અમૃત કરતાં પણ વધારે મીઠાશ છે. મને કૃષ્ણ કૃષ્ણ બોલવાની આદત પડી છે.

મનુષ્યનો સ્વભાવ એવો છે કે પથારીમાં પડયા પછી પૂર્ણ નિવૃત્તિ થાય એટલે અતિશય પ્રિય વિષયનું તેને સ્મરણ થાય છે.

મા, મને બીજું કંઈ યાદ આવતું નથી. કૃષ્ણ કૃષ્ણ બોલતાં તેમજ કનૈયાને નિહાળતાં મને નિદ્રા આવી અને તે મને સ્વપ્નમાં દેખાયો. મને સ્વપ્નમાં દેખાયું કનૈયો મારા ઘેર આવ્યો છે અને મિત્રોને માખણ લૂંટાવે છે.

મન જ્યાં ફસાયું હશે તે સ્વપ્નમાં દેખાશે. સ્વપ્ન ઉપરથી જ મનની પરીક્ષા થાય છે. સાચા વૈષ્ણવનું મન કૃષ્ણમાં જ ફસાયેલું હોય છે. તેથી તેને સ્વપ્નમાં કનૈયો જ દેખાશે. આવું સ્વપ્ન દેખાય તો જ સમજવું કે હું વૈષ્ણવ થયો છું. પ્રભુના પ્રથમ દર્શન અધિકારીને સ્વપ્નમાં થાય છે. આ ગોપીનું મન શ્રીકૃષ્ણમાં ફસાયું છે. મા, પછી તો મને થયું કનૈયો મારા ઘેર જરૂર આવશે. સવારથી હું પાગલ જેવી થઈ. તે આનંદમાં એવી તન્મય થઈ કે સવારે ઊઠીને ચૂલો સળગાવ્યો, ત્યારે ભાન ન હોવાથી લાકડાં સાથે ચૂલામાં વેલણ પણ બાળી નાંખ્યાં.

એક ગોપી બોલી, મારા જેઠ જમવા બેઠા હતા. મારા ઘરના પ્રત્યેકને તમારો કનૈયો વહાલો લાગે છે. હું પીરસતી હતી, તોપણ કનૈયાની મધુર સ્મૃતિમાં મન લીન હતું. મારા જેઠે મને કહ્યું, "મને મુરબ્બો જોઈએ છે." શીંકા પરથી બરણી ઉતારી હું મુરબ્બો પીરસતી હતી, ત્યાં કનૈયો યાદ આવ્યો. કોઈપણ સરસ વસ્તુ દેખાય એટલે લાલાને આપવાની ઇચ્છા થાય છે. આ મુરબ્બો સરસ છે. કનૈયાને બહુ ભાવશે. મા, તને શું કહું મારા પતિ કનૈયા પાછળ પાગલ થયા છે. હવે ધંધો કરવા પણ વધારે જતા નથી. મા, કનૈયો બધાને વહાલો લાગે છે. મનમાં ભાવના જાગી. આ સમયે કનૈયો આવે તો મારા જેઠ એને જમવા બેસાડશે. મારા લાલાને હું મુરબ્બો પીરસીશ. મા, કનૈયો આવે કનૈયો આવે એ વિચારમાં એવી તન્મય થઈ કે એ વિચારની ધારામાં મન છટકી ગયું, મને ભાન રહ્યું નહિ- બરણી શીંકામાં પાછી મૂકવાની હતી. બરણી ધરતી ઉપર રહી અને બરણીના બદલામાં મેં મારા બાળકને શીંકામાં મૂકી દીધું.

એક સખીએ કહ્યું છે, મા, આજે લાલાએ મારી લાજ રાખી છે. કનૈયો કેમ ભુલાય? ઈશ્વર સાથે પ્રેમ કરો તો ભુલાશે નહિ.

અરે સખી! તારા ઘરમાં શું થયું? સખી બોલી છે, મારે ત્યાં મહેમાન આવ્યા હતા. મારા સસરાજી ક્રોધી છે. મા, મને આદત પડી છે કે હરે કૃષ્ણ હરે કૃષ્ણ બોલતાં હું રસોઈ બનાવું છું. મા, રસોઈ કરતી વખતે હું પરમાત્માનું સ્મરણ કરું એટલે રસોઈમાં મારી ભૂલ થાય એટલે મારા સસરાજીએ ટકોર કરી કે મહેમાન જમવાના છે, સાવધાન થઈ સારી રીતે રસોઈ કરજે, અમે ખેતરે જઈ બે વાગે આવીશું. મારા સસરા ખેતરે ગયા. મા, હું રસોઈ બનાવતી હતી. મારા મનમાં એમ થયું ભોક્તા તો પરમાત્મા છે. રસોઈ એ રસરૂપ પ્રભુને માટે જ હોય. હરે કૃષ્ણ મંત્ર બોલતા હું રસોઈ કરતી હતી.

આવી ભાવનાથી રસોઈ કરજો. મનમાં જો ફિલ્મના સંસ્કાર હશે તો કામના પરમાણુંઓ રસોઈમાં પણ આવશે. પવિત્રતાથી રસોઈ કરો તો જમનારનું કલ્યાણ થશે. રસોઈ કરતાં જેવાં પરમાણું મનમાં આવે છે તેવાં રસોઈમાં જાય છે. રોટલીનો લોટ બાંધો ત્યારે હરે કૃષ્ણ, હરે કૃષ્ણ બોલો. રોટલી વણો ત્યારે હરે રામ હરે રામ મંત્રનો જપ કરો. ઘી ચોપડો ત્યારે પણ હરે કૃષ્ણ હરે કૃષ્ણ કરો. આ પ્રમાણે રસોઈ કરશો તો



તેવી રસોઈ જમનારનું કલ્યાણ થશે. આજની માતાજીઓ આ પ્રમાણે કરતાં નથી. રાત્રે ફિલ્મ જોઈ આવ્યા હોય તે ફિલ્મનાં ગીતો રસોઈ કરતાં યાદ આવે છે અને તે ગીતો ગાય છે. એક જગ્યાએ અમે ગયા હતા. બહેન રસોઈ કરતાં હતાં. તેમને ખબર નહિ શાસ્ત્રીજી બહાર આવીને બેઠેલા છે. બહેન રસોઈ કરતાં ફિલ્મનું અમંગળ ગીત ગાતાં હતાં. રાત્રે કોઈ જોઈ આવ્યાં હશે. મને થયું આ બહેનના હાથનું જે જમશે એનું સત્યાનાશ થઈ જશે. એનું મન પવિત્ર નથી. રસોઈ કરતી વખતે આવાં શૃંગારનાં ગીત ગાવાથી રસોઈમાં તે સંસ્કાર જાય છે. માટે ગીત ગાવાં હોય તો કૃષ્ણ ભક્તિનાં ગીત ગાવ.

પ્રેમકી લગની લાગી ઉસકો
કયા મથુરા કયા કાશી રે?
ગોવિંદ કે ગુણ ગાતે ફિરતે, વૃન્દાવનકે વાસી રે.

આજે સાવધાન થઈ રસોઈ કરતી હતી. બધી રસોઈ બનાવી છેલ્લે હું માનભોગ શેકતી હતી. માનભોગ શેકતાં મારા મનમાં વિચાર થયો, મનમોહન કનૈયાને માનભોગ બહુ ભાવે છે. મને થયું કે કનૈયો અત્યારે આવે તો મારા લાલાને હું માનભોગ ખવડાવું. મારું હૈયું હાથમાં રહ્યું નહિ. મા, મને એવો ભાસ થયો કે કનૈયો આંગણામાં આવ્યો છે. હમણાં ઘરમાં આવશે. પછી તો કનૈયો રસોડામાં આવીને ઊભો છે.

માનભોગ શેકયો ત્યારે લાલાનું બહુ સ્મરણ થયું અને કૃષ્ણ સ્મરણમાં મને કાંઈ ભાન રહ્યું નહિ. તન્મયતામાં–માનભોગમાં ખાંડને બદલે મીઠું નાંખી ભોગ ધરી સસરાજી સાથે મહેમાનને જમવાનું પીરસ્યું. માનભોગમાં મીઠું નાંખ્યું હશે પણ તેને કૃષ્ણ નામનો સંપુટ લાગ્યો હતો. મહેમાન તો બહુ રાજી થયાં. આ રસોઈ નથી, અમૃત છે. ખરેખર નામામૃતનો સંપુટ એને અપાયો હતો. ખારાપણું મધુરસમાં ફેરવાયું છે. મારા સસરાજીનો સ્વભાવ ક્રોધી હતો, તેમ છતાં આજે મારા સસરાજીએ મારા ખૂબ વખાણ કર્યાં. આ પુત્રવધુ નથી પણ લક્ષ્મી મારા ઘેર આવી છે. છેલ્લી હું જમવા બેઠી ત્યારે ભૂલ મને સમજાઈ, માનભોગમાં ખાંડને બદલે મીઠું નાંખેલું છે.

મા, કનૈયાએ મારી લાજ રાખી છે.

એક ગોપી બોલી મા, તને શું કહું? આજે દહીં દૂધ વેચવા જતી હતી. મને થયું મારી ગોળીમાં કનૈયો છે. મેં ગોળી નીચે ઉતારી. જોયું તો મને ગોળીમાં કનૈયો દેખાયો. ગોળીમાં મને બાલકૃષ્ણનાં દર્શન થયાં. મને વિચાર થયો મારે કનૈયાને વેચવો નથી. હું એને મારે ઘેર લઈ જઈશ. દહીં દૂધ વેચ્યા વગર ગોળી લઈને હું તન્મયતામાં ઘેર પાછી આવી. મારી ફજેતી થઈ છે. આ બુદ્ધિરૂપી ગોળીમાં જો કનૈયો હશે તો તેને સર્વ જગ્યાએ કનૈયો દેખાશે. ઠાકોરજીને ગોપીઓ બુદ્ધિમાં રાખે છે. બુદ્ધિમાં—મસ્તકમાં સંસારના જડપદાર્થોને રાખો તો તે જડપદાર્થોનું ચિંતન કરશે અને બુદ્ધિમાં શ્રીકૃષ્ણને રાખશો તો માટીની ગોળીમાં પણ શ્રીકૃષ્ણ દેખાશે.

મા, જ્યાં જોઈએ ત્યાં અમને કનૈયો દેખાય છે.

આ ગોપીઓ નાછૂટકે ઘરનું કામ કરે છે ત્યારે પણ શ્રીકૃષ્ણને યાદ કરે છે, અને જ્યારે નિવૃત્ત થાય છે ત્યારે નિવૃત્તિમાં પણ શ્રીકૃષ્ણને યાદ કરે છે. મોટા મોટા યોગીઓ પરમાત્માનું નિત્ય સ્મરણ થાય તેવો પ્રયત્ન કરે છે, ત્યારે વ્રજની આ ગોપીઓ

પરમાત્માને ભૂલવાનો પ્રયત્ન કરે છે તોપણ કનૈયો ભૂલાતો નથી. ગોપીઓનાં પ્રેમ સંન્યાસની આ કથા છે. ગોપીઓના કપડાં ભગવા નથી પણ તેનું મન કૃષ્ણ પ્રેમમાં રંગાયેલુ છે.

આ ગોપીઓના મનની તન્મયતા છે. આ જ નિરોધ છે.

બાલકૃષ્ણની આવી અનેક લીલાઓ જોઈ ગોપીઓ ઘરનાં કામ ભૂલી જતી અને પાગલ બની જતી. ગોપીઓની સ્થિતી આવી હતી. पेक्षन्त्य इज्झित गृहाः । ઘરનાં કામ છોડી લીલાઓ જોતી હતી. मनसोऽनवस्थाम् ।

તેઓનું મન કનૈયાની લીલાઓ જોઈ અસ્થિર તન્મય બની જતું. આ ગોપીઓની તન્મયતા બતાવે છે. કૃષ્ણમાં તન્મયતાને કારણે ગોપીઓ સંસારનાં—વ્યવહારનાં કાર્યો બરાબર કરી શકતી નથી. કૃષ્ણપ્રેમમાં ભાન ભૂલી ન કરવાનું કાર્ય કરી બેસતી. ઈશ્વરને માટે આવી તન્મયતા જોઈએ.

કૃષ્ણલીલામાં-કૃષ્ણકથામાં આવી રીતે જે તન્મય થાય તે મુક્ત થયો. ભાગવત મર્યા પછી નહિ, મર્યા પહેલા મુક્તિ આપે છે. પણ ગોપીઓ જેવી તન્મયતા થવી જોઈએ. ગોપીઓને ઘરનાં કામો કરતાં પણ કનૈયો ભૂલાતો જ નથી.

ભક્તિ માર્ગમાં વ્યવહાર અને પરમાર્થ જુદો હોતો નથી. દરેક કાર્યમાં ઈશ્વરનું અનુસંધાન એ પુષ્ટિ ભક્તિ.

પ્રત્યેક વ્યવહારને પ્રભુમય માને તે ભક્તિ. ગોપીઓ ભક્તિમાર્ગના આચાર્યો છે. દરેક કાર્યમાં ઈશ્વરનું અનુસંધાન રાખવાનું અને આ સિદ્ધાંત આચાર્ય મહાપ્રભુજીએ આગળ ચલાવ્યો છે.

બધા કાર્યથી પરવારી મળેલા સમયમાં ભક્તિ કરવી તે મર્યાદા ભક્તિ.

મહાપ્રભુજીએ સુબોધિનીજીમાં ગોપીઓને પ્રેમ સંન્યાસીઓ કહી છે. ગોપીઓ પાસે હતો કેવળ નિઃસ્વાર્થ પ્રેમ. ગોપીઓનો પ્રેમ સંન્યાસ છે. વસ્ત્ર સંન્યાસ કરતાં પ્રેમ સંન્યાસ ઉત્તમ છે. કૃષ્ણપ્રેમમાં હૃદય પીગળે અને અંદર સંન્યાસ આવે તો સંન્યાસ દીપે. સર્વ કર્મનો ન્યાસ-ત્યાગ એ સંન્યાસ છે. ઈશ્વરને માટે જે જીવે છે તે સંન્યાસી. ગોપીઓ ઈશ્વરને માટે જ જીવતી હતી એટલે ગોપીઓને ઉપમા આપી છે, પ્રેમ સંન્યાસીનીઓ.

જ્ઞાન અને યોગ ઉપર ભક્તિનો આ વિજય બતાવ્યો છે. આગળ જોઈશું કે ભક્તિ ભગવાનને બાંધે છે એટલે કે વશ કરે છે. માખણ ચોરી લીલાનું રહસ્ય. આ મન માખણ જેવું મૃદુ છે. મનની ચોરી એ જ માખણચોરી છે. કૃષ્ણ બીજાના ચિત્તની ચોરી કરે છે. કૃષ્ણ બધાના ચિત્ત ચોરે છે. પણ પકડાતો નથી. ચોરી કરીને પકડાય એ તો સામાન્ય ચોર. પણ આ તો અનોખો ચોર છે, અનોખો જાદુગર છે. ગોપીઓના મનનો નિરોધ કરવાનો હતો. કોઈપણ ઇન્દ્રિયના વિષયોમાં તેણીઓનાં મન ન જાય.

એક એક ગોપી એટલે એક એક ઇન્દ્રિય. સર્વ ઇન્દ્રિયો ઈશ્વરનું સતત ચિંતન કરે તે ઉદ્દેશથી આ બધી લીલાઓ છે.



યશોદાજી ગોપીઓને શીખામણ આપે છે. યશોદાજી ગોપીઓને કહે છે, તમે માખણ ઘરમાં સંતાડી રાખો તો ?

એક ગોપી બોલી :— મા, તમે કોને શિખામણ આપો છો ? હું બહુ ચતુર ગણાઉં.

મા, તને શું કહું ? એક દિવસ મને રસ્તામાં કનૈયો મળ્યો. મારી સામું જોઈ હસવા લાગ્યો. મને કહે આવતી કાલે તારા ઘેર આવીશ. હું તો ઘેર આવી અને સઘળું માખણ મારા પિયેર મૂકી આવી. બીજે દિવસે કનૈયો આવ્યો. ઘરમાં જુએ પણ માખણ ન મળ્યું એટલે લાલો ગુસ્સે થયો. પારણામાં મારો બાબો સૂતો હતો, તેને ચૂંટીઓ ભરી કહ્યું. તારી મા કંજુસ છે. ઘરમાં કાંઈ રાખતી નથી. મા ઘરમાંથી કાંઈ ન મળે તો અમારા સૂતેલાં બાળકોને તે ચૂંટીઓ ખણીને ઉઠાડે છે. અમારાં બાળકોને રડાવે છે.

ભગવાન તમારા ઘેર આવે છે અને ઘરધણી સૂતેલાં હોય તો ભગવાન રડાવે છે. ઈશ્વર કોઈપણ રૂપે આવે છે. તમે તેનું સન્માન ન કરો તો તે રડાવે છે.

ઈશ્વર ઘરમાં આવે અને ઘરધણી સૂતેલા રહે તો તે જગાડે .

ઈશ્વર કયા રૂપે ઘેર આવે તે કહી શકાતું નથી. કોઈવાર તે વૃદ્ધરૂપે, કોઈવાર બ્રાહ્મણ રૂપે આવે છે. માટે ઘરે જે કોઈ આવે તે દરેકનું સન્માન કરજો.

ઈશ્વર અરૂપ છે તે વેદાંતનો સિદ્ધાંત છે અને વૈષ્ણવ સિદ્ધાંતમાં ઈશ્વરનાં અનંત રૂપ છે.

ઈશ્વરનું કોઈ એક જ રૂપ નથી. ઈશ્વર અનેક રૂપો ધરે છે. अनेकरूपरूपाय विष्णवे प्रभविष्णवे । તે અનેક રૂપાધારી છે. તે આકારરહિત અને અનેક આકારવાળો છે. પરમેશ્વર કોઈપણ સ્વરૂપે આવે છે. આ જીવ પ્રમાદ નિદ્રામાં સૂતો છે એટલે તેને આ બધી સમજ પડતી નથી.

યશોદાએ સૂચન કર્યું, તમારા છોકરાંઓને પિયેર મૂકી આવો તો ?

એક ગોપી બોલી, મા, મેં સાંભળ્યું હતું કે લાલો છોકરાંએને રડાવે છે. હું માખણને અને છોકરાંઓને પિયેર મૂકી આવેલી. લાલો ઘેર આવ્યો. લાલાને માખણ મળ્યું નહિ. છોકરાં જોવામાં આવ્યાં નહિ. લાલો મને કહેવા લાગ્યો, જે ઘરમાં મારા માટે કશું નથી એ ઘર સ્મશાનરૂપ છે. જે ઘરમાં ભગવાન માટે કાંઈ નથી તે ઘર સ્મશાન જેવું છે. તે ઘર એક દિવસ જરૂર ઉજ્જડ થશે.

સંપત્તિને મોજશોખમાં વેડફી નાંખે એ રાક્ષસ છે.

ઘરમાં કંઈ નહોતું એટલે લાલો મિત્રોને કહે આ ઘરમાં મારા માટે કાંઈ નથી તેથી આ ઘર સ્મશાન જેવું છે. બેજણા ચૂલા ઉપર બેસો, બે જણા બારણામાં. બધાએ એકી બેકી કરીને ઉઠવાનું.

મા, મારું આખું ઘર બગાડયું છે. મા, કનૈયો આવો છે.

યશોદા કહે :—સખીઓ તમે કહો છો કે લાલાએ તોફાન કર્યું પણ હું જ્યારે તેને પૂછું છું ત્યારે તે ના પાડે છે.

તમે હવે કનૈયાને ચોરી કરતાં જ પકડી લાવો, તો હું તમારી વાત સાચી માનીશ.

તને મોઢું માખણથી ખરડાયેલું હોય તે પ્રમાણે મુદામાલ સાથે તેને પકડી લાવો, તો હું તેને સજા કરીશ,

ગોકુલમાં એક પ્રભાવતી ગોપી હતી. તેણે કહ્યું એમાં શું મોટી વાત છે? હું લાલાને પકડીશ.

પ્રભાવતી ગોપી અભિમાની હતી. તેને મનમાં ઠસક હતી કનૈયાએ મિત્રોને કહ્યું : આજે તો પ્રભાવતી ગોપીના ઘેર જવું છે. પ્રભાવતી ગોપી સંતાઈને બેઠી છે. બાળકો ધીરે ધીરે ઘરમાં દાખલ થાય છે. કફ્લમ કફ્લમ બોલે છે. કનૈયાએ માખણ ઉતાર્યું છે અને બાળકોને ખવડાવે છે. તે પછી વાનરોને માખણ ખવડાવે છે.

કરેલા થોડા ઉપકારને ભગવાન ભૂલતા નથી. રામાવતારમાં આ વાનરોએ મારી ખૂબ સેવા કરી છે. રામાવતારનાં આ મારા ભક્તો છે. તેઓએ ઝાડનાં પાન ખાઈને મારી સેવા કરી છે. તે વખતે હું તપસ્વી હતો એટલે તેમને કાંઈ આપી શક્યો ન હતો. આજે તેઓને ખૂબ માખણ ખવડાવીશ.

અનેકવાર વાનર જેટલો સંયમ રાખે છે તેટલો મનુષ્ય રાખતો નથી. વાનર રામફળ નહિ ખાય. વાનર સીતાફળ નહિ ખાય. એ જાણે છે અમે સીતારામના સેવકો છીએ. વાનર જેટલી મર્યાદાઓ પાળે છે તેટલી મનુષ્યો ન પાળે, તો તે વાનર કરતાં પણ અધમ છે.

લાલાએ માખણ ખાધું છે. એનું પેટ ભરાયું છે. પ્રભાવતી ધીરે ધીરે આવી. મિત્રો કહેવા લાગ્યા, કનૈયા, આવી આવી, ભાગ ભાગ. કનૈયો કહે એ શું કરવાની હતી? ભલે આવે. પ્રભાવતીએ કનૈયાનો હાથ પકડ્યો છે- કનૈયો ઢોંગ કરે છે. પ્રભાવતીને કહે મને છોડી દે, મારી મા મારશે, મને છોડી દે. તારા સસરાના સોગન. ન છોડે તો તારા ધણીના સોગન છે.

પ્રભાવતી કહે છે, આજે તું બરાબર હાથમાં આવ્યો છે. હું તને નહીં છોડું. હું તને યશોદા મા પાસે લઈ જઇશ.

કનૈયો કહે છે : છોડી દે, છોડી દે.

પ્રભાવતીનો છોકરો કનૈયાના મંડળનો સભ્ય હતો. તેને થયું લાલાને યશોદા મારશે. તે પ્રભાવતી પાસે આવ્યો. કહે, મા, લાલાએ ચોરી નથી કરી. મેં આમંત્રણ આપેલું. જે સજા કરવી હોય તે મને કર. પણ મા તું લાલાને છોડી દે. હું હવે ચાર માસ સુધી માખણ નહિ ખાઉં.

પ્રભાવતીને થયું લાલાને છોડી દઉં પણ યશોદાજીને ખાત્રી થતી નથી કે લાલો ચોરી કરે છે. આજે યશોદાને ફક્ત ખાત્રી કરાવવી છે. મા લાલાને ઠપકો આપશે ત્યાં સુધી સાંભળીશ, પણ લાલાને મારવા નહીં દઉં. લાલો મારો પણ છે.

જ્યાં અભિમાન આવે ત્યાં દુર્ગુણ આવે છે. પ્રભાવતીને હતું લાલાને મેં પકડ્યો છે. બીજુ કોઈ પકડી શકે નહિ એટલે તે લાલાને છોડતી નથી. બાળકો રડવા લાગ્યા. કનૈયો મિત્રોને કહે છે ગભરાશો નહિ. હું ગમ્મત કરીશ.

પ્રભાવતી વિચારવા લાગી. આમ તો કનૈયાને કોઈ પકડી શકે નહિ. પણ મેં તેને પકડ્યા છે,



મનુષ્ય સાધના કરે એટલે ઈશ્વર હાથમાં આવે છે. પછી તે સાધનામા નિષ્ઠા ન રહે તો ઈશ્વર છટકી જાય છે.

પ્રભાવતી લાલાનો હાથ પકડી જતી હતી. તેવામાં સામેથી વૃદ્ધ વ્રજવાસી આવતાં પ્રભાવતીએ લાજ કાઢી છે. કનૈયો પ્રભાવતીને કહે મારા હાથમાં દુઃખ થાય છે. તું મારો બીજો હાથ પકડ. પ્રભાવતી બીજો હાથ પકડે છે. તે પછી લાલાએ હાથ ઉપર ચૂંટી ખણી. હાથ બદલાવતાં કનૈયાએ તેના ચેલકાને ઈશારો કર્યો, આવી જા, આ બાજુ. અને તેના ચેલકાને પ્રભાવતીના હાથમાં સોંપી દીધો.

કનૈયો જલદી મા પાસે આવ્યો. માને કહે, મા, એક ગોપી મને મારવા આવવાની છે. પણ મા, મેં કંઈ કર્યું નથી. માએ કહ્યું, તું અંદરના ઓરડામાં બેસ.

પ્રભાવતી ઉમંગમાં બૂમ પાડતી આવી છે. મા, જુઓ જુઓ, તમારો છોકરો હું પકડીને લાવી છું. મેં લાલાને પકડ્યો છે. તમે બહાર જુઓ.

યશોદા કહે :—અલી સખી, મારો કનૈયો તો અંદર છે.

અરે ઈશ્વરને અંદર શોધો. જે અંદર છે તેને બહાર શોધે તે દુઃખી થાય છે. ઇન્દ્રિયરૂપી ગોપી કહે છે, આનંદ બહાર છે. ત્યારે નિષ્કામ બુદ્ધિ યશોદા કહે છે, આનંદ અંદર છે. નિષ્કામ બુદ્ધિ યશોદા ઈશ્વર આનંદને હૃદયમાં–ઘરની અંદર નિહાળે છે, તેથી તેને આનંદ મળે છે. ઇન્દ્રિય આનંદને બહાર શોધે છે, તેથી તેને આનંદ મળતો નથી.

ઈશ્વર એટલે આનંદ. આનંદને બહાર પકડવા જાય તેને આનંદ મળતો નથી. આનંદ બહાર નથી. તે સ્ત્રીમાં નથી, પુરુષમાં નથી, કોઈ પદાર્થમાં નથી. આનંદ અંદર છે. આનંદ આત્માનું સ્વરૂપ છે. આનંદ બહારથી આવતો નથી. આનંદ આત્મામાંથી નીકળે છે. જે આનંદને બહાર સંસારના વિષયોમાં શોધવા જાય છે તેની પ્રભાવતી ગોપી જેવી ફજેતી થાય છે. જે ઈશ્વરને બહાર શોધે છે તેની ફજેતી થાય છે.

સખી, તું જો તો ખરી તું કોને પકડી લાવી છે?

પ્રભાવતી જુએ છે તો પોતાનો ચેલકો.

પ્રભાવતી વિચારમાં પડી ગઈ. મા, રસ્તામાં ગરબડ થઈ હશે. બાકી કનૈયાને જ મેં પકડેલો.

પ્રભાવતી અભિમાની છે. ઘમંડવાળી બુદ્ધિ એ પ્રભાવતી છે. એવી બુદ્ધિ ઈશ્વરને પકડી શકતી નથી. બુદ્ધિ નિષ્કામ બને તો તે ઈશ્વરને પકડી શકે છે. સકામ બુદ્ધિ ઈશ્વરને પકડી શકતી નથી. નિષ્કામ બુદ્ધિ ઈશ્વરને પકડી શકે છે.

ઈશ્વર હાથમાં આવ્યા પછી અભિમાન થાય કે ઈશ્વર મારા હાથમાં છે, તો ઈશ્વર છટકી જશે. પરમાત્મા મળે છે, પણ જો અહંકાર થાય, તો હાથમાં આવેલા પરમાત્મા છટકી જાય છે. સાધકને પરમાત્મા મળે છે એટલે સાધકને થાય છે મને ભગવાન મળ્યા છે, થોડી ઠસક આવે છે. તેથી સાધનામાં ઉપેક્ષા થાય છે. પરિણામે હાથમાં આવેલા ભગવાન છટકી જાય છે. સાધન કરો પણ સાધનનું અભિમાન ન કરો. નિષ્કામ થયેલી બુદ્ધિમાં અહંભાવ આવે છે ત્યારે ઈશ્વર છટકી જાય છે.

ગોપીઓએ યશોદાને કહ્યું :—મા, તમે ગણપતિની બાધા રાખો. ગણપતિ બુદ્ધિસિદ્ધિના માલિક દેવ છે. તે કનૈયાની બુદ્ધિને સુધારશે. યશોદાએ ગણપતિની બાધા રાખી છે.

કનૈયાએ વિચાર્યું કે મારે ગણપતિનો મહિમા વધારવો છે. મંડળના બાળકોને કહ્યું :–આપણે હમણાં કાંઈ પ્રવૃત્તિ કરવી નથી. લાલો બહાર પણ નીકળતો નથી. યશોદા માને છે, ગણપતિ દાદાએ મારા લાલાની બુદ્ધિ સુધારી છે.

એક સમયે ગોવાળિયાઓએ યશોદાજીને ફરિયાદ કરી : કૃષ્ણે માટી ખાધી છે.

કૃષ્ણ કહે :—મા મેં માટી ખાધી નથી. આ બધા જૂઠું કહી રહ્યા છે.

**नाहं भक्षितवानम्ब सर्वे मिथ्याभिशंसिनः ।**

લાલાએ માટી ખાધી નથી, વ્રજરજ ખાધી છે. માતાએ તો પૂછેલું તેં માટી ખાધી છે. એટલે લાલાએ શું ખોટું કહ્યું છે? વ્રજરજ એ માટી નથી. તુલસીજી એ ઝાડ નથી. ગંગાજી એ પાણી નથી.

શ્રી વલ્લભાચાર્યજી કહે છે કે :—જ્ઞાનમાર્ગથી ભગવાન કહે છે કે હું કાંઈ ખાતો નથી. ભક્તિમાર્ગથી વૈષ્ણવોરૂપી ગોવાળો કહે છે, ભગવાને માટી ખાધી. ભક્તો માને છે કે ભગવાન આરોગે છે.

મુખદર્શનને બહાને યશોદાને વિશ્વરૂપનાં દર્શન કરાવ્યાં, પરંતુ ઈશ્વરના સ્વરૂપનું જ્ઞાન લીલામાં વિઘ્ન કરે એટલે શ્રી શુકદેવજી વર્ણન કરે છે.

**वैष्णवीं व्यतनोन्मायां पुत्र स्नेहमयीं विभुः ।**

પોતાની પુત્રસ્નેહવાળી વૈષ્ણવી યોગમાયાનો એના (યશોદાના) હૃદયમાં સંચાર કરી દીધો. એટલે યશોદાને કૃષ્ણના સાચા સ્વરૂપનું ભાન થતું નથી. ફરીથી તેઓ કૃષ્ણને પોતાના પુત્ર માનવા લાગ્યા.

પૂતનાએ અનેક બાળકોને મારેલા. પૂતનાના વધસમયે તે અનેક બાળકો પૂતનાના સ્તન મારફત પ્રભુના પેટમાં આવેલાં. અવિદ્યાના સંસર્ગમાં આવેલાં જીવોનો ઉદ્ધાર સંતના ચરણની રજ વગર થતો નથી. ગોકુળમાં અનેક ઋષિઓ ગાયો થઈ આવેલા. તેમના ચરણની રજ હું પેટમાં ઉતારું એટલે મારા ઉદરમાંના જીવોનો ઉદ્ધાર થશે. તે જીવોનો ઉદ્ધાર કરવા શ્રીકૃષ્ણે માટી ખાધી.

પ્રભુના હૃદયમાં જઈને રહેવું અથવા પરમાત્માને હૃદયમાં રાખવો એ નિરોધ. કૃષ્ણલીલા એ નિરોધલીલા છે. આત્મા નિરાકાર મુક્ત છે, છતાં મનને લીધે તેને બંધન થાય છે.

ભગવાન મર્યા પછી નહીં, પરંતુ મર્યા પહેલાં મુક્તિ આપે છે. પ્રભુપ્રેમમાં હૃદય પીગળે એટલે મુક્તિ છે. પ્રભુપ્રેમમાં સંસાર ભૂલાય એટલે મુક્તિ છે. મન મરે છે એટલે મુક્તિ મળે છે. મન મરે એટલે નિરોધ થાય અને નિરોધ થાય એટલે મુક્તિ મળે. મુક્તિ મર્યા પછી મળતી નથી, મર્યા પહેલાં મળે છે.

જેને જીવતાં મુક્તિ ન મળે તેને મર્યા પછી મુક્તિ મળવી કઠણ છે. શરીર ઇન્દ્રિયોની હયાતીમાં જેને ભજનાનંદ પ્રાપ્ત થાય છે તેને શરીર છોડયા પછી પણ પરમાનંદનો અનુભવ થાય છે.

ભાગવત શાસ્ત્ર એવું નથી કે મર્યા પછી મુક્તિ આપે. મર્યા પછી મુક્તિ મળી છે તેનું પ્રમાણ શું? મહાપુરૂષો તેથી મુક્તિને જીવનમુક્તિ કહે છે.



આ દેહ અને ઇન્દ્રિયોને સંબંધ હોવા છતાં શરીર અને ઇન્દ્રિયોની હયાતીમાં મુક્તિ મળવી જોઈએ. મુક્તિના બે પ્રકારો છે : (૧) વિદેહમુક્તિ અને (૨) કૈવલ્યમુક્તિ.

કમળ જેમ પાણીથી અલિપ્ત રહે છે, કમળમાં જેમ પાણી રહેતું નથી તેમ જ્ઞાની પુરૂષોની અંદર સંસાર રહેતો નથી.

જગત ન દેખાય એટલા માટે જ્ઞાની પુરૂષો આંખ બંધ કરીને બેસે છે. પણ જગત એવું છે કે આંખ બંધ કર્યા પછી પણ દેખાય છે. અંદરનો સંસાર શરૂ થાય છે. બહારનો સંસાર ભકિતમાં વિઘ્ન કરતો નથી પણ જે સંસાર મનમાં છે તે વિઘ્ન કરે છે. મનમાંથી સંસારને કાઢી નાંખો તો લાભ છે.

નાવડી રહે છે જળમાં પણ નાવડીમાં જળ આવે તો તે ડૂબે છે.

જ્ઞાની પુરૂષો સાવધ રહે છે કે બહારનો સંસાર મનમાં આવે નહિ.

સંસાર એ બાધક થતો નથી. વિષયોનું ચિંતન કરતાં વિષયોમાં જે આસકિત ઉત્પન્ન થાય છે તે બાધક થાય છે. સંસાર સુખ આપે છે તે કલ્પના માત્ર બાધક છે.

જ્ઞાની પુરૂષો શરીરને આવશ્યક વસ્તુનો સ્વીકાર કરે છે પણ સંસારનું સુખ એ સાચું સુખ નથી. તે કેવળ ભાસ માત્ર છે એમ સતત ધ્યાન રાખે છે.

દશ્ય પદાર્થમાંથી દૃષ્ટિ હટી જાય અને દ્રષ્ટામાં દૃષ્ટિ સ્થિર થાય છે, ત્યારે આનંદ મળે છે. દશ્યના દ્રષ્ટાને સાક્ષી કહે છે. દશ્ય એ દુઃખરૂપ છે. દ્રષ્ટા માત્ર આનંદરૂપ છે. દશ્યમાંથી દૃષ્ટિ હટાવી દ્રષ્ટામાં સ્થિર કરશો તો આનંદ મળશે.

જગત રહેવાનું, જગતના વિષયો પણ રહેવાના, શરીર રહેવાનું, મન પણ રહેવાનું. જગતને છોડીને કયાં જશો?

અજ્ઞાની જીવ જગતને ભોગદૃષ્ટિથી જુએ છે. જ્ઞાની જગતને ભગવતદૃષ્ટિથી જુએ છે.

લૌકિક નામરૂપમાં આસકિત એ માયા.

અલૌકિક નામરૂપમાં આસકિત એ ભકિત.

ભાવના વગર ભકિતમાર્ગમાં સિદ્ધિ મળતી નથી.

આત્માને મુકત કરવાનો નથી, એ તો મુક્ત જ છે. નિરોધ એટલે પ્રભુના હૈયામાં નિવાસ. વિરોધ અને વાસના નિરોધને પ્રતિબંધ કરે છે. જ્યાં સુધી હૈયામાં વિરોધ હોય ત્યાં સુધી નિરોધ થતો નથી. વિરોધ અને વાસના જીવનમાંથી ઊડી જાય એટલે આપોઆપ નિરોધ થાય.

મુક્તિ કયારે મળે? શરીર મરવાથી મુક્તિ મળતી નથી. મન મરવાથી મુક્તિ મળે છે. મનનો નિરોધ એ મુક્તિ છે.

દશમ સ્કંધમાં નિરોધલીલા છે. સંસારના સર્વ વિષયોમાંથી મન હટી જાય અને ઈશ્વરમાં મળી જાય તો એ મુક્તિ છે.

પરમાત્મા આનંદ સ્વરૂપ છે. મન અર્ધચેતન છે. મન સંસારના વિષયો સાથે એક થતું નથી, કારણ સંસાર જડ છે અને મન અર્ધચેતન. સજાતીયમાં સજાતીય મળે. ઈશ્વર સિવાય મન કોઈના સાથે અભિન્ન થતું નથી, એક થતું નથી.

અતિકામી હોય પણ કામસુખ ભોગવ્યા પછી એનું મન સ્ત્રીમાંથી હઠી જાય છે. ભલે પછી ફરીથી તેની ઇચ્છા જાગૃત થાય, પણ તે જ સમયે તો તેને ઘૃણા થશે.

એવી ઘૃણા કાયમ ટકે તો બેડો પાર છે. વૈરાગ્ય આવે છે પણ તે ટકતો નથી.

વિષય ભોગવ્યા પછી ઘૃણા, વૈરાગ્ય આવે તે નકામું, તે ક્ષણિક છે.

મનુષ્યને વૈરાગ્ય આવે છે. પણ માયા એવી છે કે તે વૈરાગ્યને ટકવા દેતી નથી.

સંસારના જડ પદાર્થ સાથે મન એક થઈ શકતું નથી. ફક્ત ઈશ્વર સાથે જ મન એકાકાર થઈ શકે છે.

કૃષ્ણલીલા એ મનનો નિરોધ (પ્રભુના હૈયામાં નિવાસ) કરવા માટે છે.

પૂર્વજન્મનું શરીર મરી ગયું છે. પણ પૂર્વજન્મનું મન લઈ આ શરીર આવ્યું છે. જીવાત્મા સાથે મન જાય છે. તેથી શરીર કરતાં મનની કાળજી વિશેષ રાખવાની જરૂર છે.

મન તમારી સાથે મર્યા પછી પણ આવે છે. સ્ત્રી, પુત્ર, કુટુંબ, તમારી સાથે આવશે નહિ. તો જે તમારી સાથે આવવાનું છે તેની કાળજી રાખો અને બીજામાંથી આસક્તિ ઓછી કરો.

સંસારની કોઈ વસ્તુ બગડે કે નાશ થાય તો બીજી વસ્તુ મળશે. પણ મન બગડી જાય તો બજારમાં બીજું મન મળશે નહિ. જીવાત્મા શરીર છોડે છે, ત્યારે મન સાથે જાય છે. માટે મનને સાચવજો.

ગીતામાં કહ્યું છે :—

**मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ।**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥**

ગીતા. ૧૫-૭-૯

મારો અંશ જે જીવાત્મા છે તે ત્રિગુણમયી માયામાં સ્થિર થઈને મન સહિત પાંચે ઇન્દ્રિયોનું આકર્ષણ કરે છે. જીવાત્મા મનનો આશ્રય કરીને આ વિષયોને ભોગવે છે. એટલે મન મનુષ્યના મર્યા પછી પણ સાથે જ રહે છે.

શરીર મરે છે પણ મન મરતું નથી. મન ક્યારે મરે? જ્યારે તે મનમોહન સાથે એક થઈ જાય ત્યારે. એટલે જો મન મરે તો મુક્તિ મળે છે.

વિષયોમાં જવાથી મન મરતું નથી; પરંતુ આ જ મન ઈશ્વરનું ચિંતન કરે, ધ્યાન કરે તો તે ઈશ્વરને પ્રાપ્ત કરી શકે છે.

કોઈના ગુરુ થવાની ઇચ્છા ન રાખશો. તમારે ગુરુ થવું હોય તો તમારા મનના ગુરુ થાવ. રામદાસ સ્વામીએ મનને બોધ આપ્યો છે :

મના સજ્જના ભક્તિપંથેચી જાવે,
તરી શ્રીહરિ પાવિજેતો સ્વભાવે.
જની નિંદ્યતે કર્મ સોડોની દ્યાવે,
જની વંદ્યતે સર્વ ભાવે કરાવે.

હે મન! સજ્જન લોકો જે ભક્તિમાર્ગથી જાય છે તે ભક્તિમાર્ગનું તું અનુસરણ કર. ત્યારે જ તને સ્વભાવિકપણે શ્રી હરિ મળશે. સંસારમાં જે નિંદનીય કર્મ છે તે છોડવું જોઈએ અને સંસારમાં જે વંદનીય છે તે સૌ એકાગ્રતાથી કરવું જોઈએ.



મન તું કેમ પાપ કરે છે? મન તું સજ્જન થઈને દુર્જન જેવું કામ કેમ કરે છે? આ લાડુમાં ઝેર છે એમ કોઈ કહે તો તે લાડુ તમે ખાશો નહિ. તેમ મનને સમજાવો આ સંસારના વિષયોમાં ઝેર છે, તું ખાઈશ નહિ. ખાઈશ તો તું દુઃખી થઈશ. સંસારના વિષયસુખમાં દોષદૃષ્ટિ રાખો. શંકરાચાર્ય સ્વામીએ કહ્યું છે :

**भवसुखे दोषानुसंधीयताम् ।**

માટે ગુરુ થવા કરતાં સર્વના શિષ્ય થવું સારું છે. જેના ગુરુ થાવ તે શિષ્ય કાંઈ પાપ કરે, તો તે શિષ્યના પાપની જવાબદારી ગુરુ ઉપર આવે છે.

આત્મા એ મનનો ગુરુ છે, માલિક છે. આત્મા તો મુક્ત છે, મુક્તિ મળે છે મનને.

મન સંસારના વિષયોનું ચિંતન કરે છે અને સંસારમાં ફસાય છે. તે સંસારના વિષયોનું ચિંતન છોડી દે તો મુક્તિ છે.

નિદ્રામાં મન નિર્વિષય બને છે એટલે નિદ્રામાં આનંદનો અનુભવ થાય છે.

નિદ્રા અને સમાધિમાં તફાવત છે. પરંતુ સામ્ય પણ ઘણું છે. સમાધિમાં સર્વ વિષયોમાંથી મન હઠી જાય છે, ચિત્તવૃત્તિનો નિરોધ થાય છે. તેમ નિદ્રા પણ સંસારને ભૂલી જાવ ત્યારે આવે છે. નિદ્રામાં પણ મન સંસારના સર્વ વિષયોમાંથી હટી જાય છે તેથી નિદ્રામાં આનંદ આવે છે, પરંતુ મન નિદ્રામાં સંપૂર્ણ નિર્વિષય થઈ જતું નથી. જો તે મન પૂર્ણ નિર્વિષય થઈ જાય તો તેને સમાધિ કહે છે. નિદ્રાનું સુખ તામસીસુખ છે. નિદ્રામાં હુંપણું—અહમ્ બાકી રહી જાય છે. અહંભાવનો લય થતો નથી. ત્યારે સમાધિમાં અહંભાવનો પણ લય થાય છે અને હું-પણું રહેતું નથી.

શ્રીમદ્ શંકરાચાર્યે શિવ માનસપૂજા સ્તોત્રમાં કહ્યું છે :—

**आत्मा त्वं गिरिजा मतिः सहचराः प्राणाः शरीरं गृहं ।**
**पूजा ते विषयोपभोग रचना निद्रा समाधि स्थितिः ॥**
**सञ्चारः पदयोः प्रदक्षिणविधिः स्तोत्राणि सर्वागिरो ।**
**यद्यत्कर्म करोमि तत्तदखिलं शम्भो तवाराधनम् ॥**

હે શંભુ! તમે મારા આત્મા છો, બુદ્ધિ પાર્વતી છે, પ્રાણ આપણા ગણ (પોઠિયા) છે. શરીર તમારું મંદિર છે. સંપૂર્ણ વિષયભોગોની રચના તમારી પૂજા છે. નિદ્રા સમાધિ છે, મારું હાલવું-ચાલવું તમારી પરિક્રમા છે, તથા સંપૂર્ણ શબ્દ તમારું સ્તોત્ર છે. આ પ્રમાણે હું જે જે કાંઈ કર્મ કરું તે આપની આરાધનારૂપ બનો.

સમાધિમાં જેવો આનંદ મળે છે તેવો નિદ્રામાં મળે છે. નિદ્રામાં અને સમાધિમાં જગત ભુલાય છે. નિદ્રામાં અને સમાધિમાં સામ્ય ઘણું છે, પણ અંતર પણ ઘણું છે.

યોગીઓ આત્મસ્વરૂપમાં મનનો લય કરે છે. મનને કોઈ વિષય ન આપો એટલે તે આત્મસ્વરૂપમાં મળી જાય છે. મનનો આત્મસ્વરૂપમાં લય થઈ જાય એટલે મુક્તિ મળે છે.

વિષયોના ચિંતનથી મન જીવે છે અને વિષયોનો ત્યાગ કરવાથી મન મરી જાય છે. સંસારના વિષયોમાંથી મન હટી જાય એટલે મન શાંત બને છે. દીવામાંનું તેલ જ્યારે

ખૂટી જાય છે ત્યારે દીવો શાંત થાય છે. તેમ મનમા સંસાર ન રહે ત્યારે મન શાંત થાય છે. મનને કોઈ આધાર જોઈએ. મનને પ્રતિકુળ વિષયોમાંથી અનુકુળ વિષયોમાં લઈ જાવ.

નિદ્રામાં સમાધિ જેવો આનંદ મળે છે. પરંતુ નિદ્રાના આનંદને તામસ આનંદ માન્યો છે. નિદ્રામાં સર્વનો વિનાશ થાય છે પણ અહંકારનો વિનાશ થતો નથી. નિદ્રામાં અહંભાવ ભૂલાતો નથી. સમાધિમાં અહંભાવ ભૂલાય છે. સમાધિમાં નામ અને રૂપ ભૂલાય છે.

સમાધિના બે પ્રકાર છે : જડ અને ચેતન.

યોગી મનને બળાત્કારથી વશ કરી પ્રાણને બ્રહ્મરંધ્રમાં સ્થાપન કરે છે. એ જડ સમાધિ છે. તેના કરતાં મન ઉપર બળાત્કાર કર્યા વગર પ્રેમથી (તેને) મનને સમજાવીને તેને વિષયોમાંથી હટાવી લો તો તે ઘણું સારું. એને ચેતનસમાધિ કહે છે.

વિશ્વામિત્રની સમાધિ જડ હતી. ૬૦૦૦૦ વર્ષ તપ કર્યું, છતાં મેનકાને જોઈ તેનું મન લલચાયું હતું.

સમાધિ સહજ હોવી જોઈએ. "સાધો સહજ સમાધિ ભલી" એવી સહજ સમાધિ શ્રીકૃષ્ણલીલામાં છે.

કનૈયાની વાંસળી સાંભળી કૃષ્ણકથાનું શ્રવણ કરતાં, કૃષ્ણકથાનું વર્ણન કરતાં, આંખો ઉઘાડી હોવા છતાં સમાધિ લાગે છે. ગોપીઓએ કદી પણ નાક પકડી સમાધિ લગાવવાનો પ્રયત્ન કર્યો નથી.

તેઓને આપોઆપ સમાધિ લાગતી.

આ ભોગી શરીર યોગાભ્યાસ કરી શકે નહિ. ભોગી યોગી થવા પ્રયત્ન કરે, તો તે યોગી થવાને બદલે રોગી થઈ જાય છે.

યોગનું પહેલું સાધન છે બ્રહ્મચર્ય. જો બ્રહ્મચર્યનું પાલન કર્યા વગર કોઈ યોગ સિદ્ધ કરવા જાય તો તે ખાડામાં પડે છે.

કૃષ્ણકથા એવી છે કે જેથી અનાયાસે જગત ભુલાય છે. જગતમાં રહીને જગતને ભૂલવું છે.

સાત દિવસમાં મુક્તિ આપનાર આ દિવ્ય ગ્રંથ છે. સાત દિવસમાં પરીક્ષિત રાજા જગતને ભૂલી જાય છે અને કૃષ્ણમાં તેનું મન તન્મય થાય છે.

મોટા મોટા જ્ઞાની મહાત્માઓને બીક હતી કે સાત દિવસમાં તે કેવી રીતે મુક્તિ મળે ?

સાત દિવસમાં રાજાનું જ્ઞાન વધે, ભક્તિ વધે, વૈરાગ્ય વધે એટલા માટે આ કૃષ્ણકથા છે. કૃષ્ણકથામાં રાજાની તન્મયતા થાય તો રાજાને મુક્તિ મળે.

યોગી આ જગતને ભૂલવા માટે પ્રાણાયામ કરે છે. મોટા મોટા યોગીઓ આંખ બંધ કરી જગતને ભુલવાનો પ્રયત્ન કરે છે પણ જગત ભૂલાતું નથી. ત્યારે ગોપીઓ જગતને યાદ કરવા માગે તો પણ જગત યાદ આવતું નથી. કૃષ્ણકથામાં પ્રાણાયામની જરૂર રહેતી નથી, અનાયાસે જગત ભુલાય છે.



મનનો નિરોધ ત્યારે થાય કે મનમાં બિલકુલ કોઈના તરફ વિરોધ ન હોય. મનમાં વિરોધ ન રાખો, વાસના ન રાખો. એ નિરોધમાં વિઘ્ન કરે છે. તેના વિનાશથી મનનો નિરોધ થાય છે. નિરોધમાં વિઘ્ન કરનાર વિરોધ અને વાસના છે. જગતના કોઈ જીવ સાથે વિરોધ ન રાખો. જગતના ભોગપદાર્થો ભોગવવાની વાસના ન રાખો. નિરોધ થાય એટલે અનાયાસે જીવને મુક્તિ મળે છે. શ્રીકૃષ્ણલીલામાં અનાયાસે મનનો નિરોધ થાય છે. જગતની વિસ્મૃતિ અને અખંડ ભગવતસ્મૃતિ એ નિરોધ છે. વાસનાની કથા પૂતનાચરિત્રમાં આવી છે. વાસના આંખમાં, કાનમાં હોય છે. માટે આંખને કૃષ્ણની રૂપમાધુરીમાં સ્થિર કરો. કાનને કૃષ્ણકથામાં સ્થિર કરો.

ઘડીભર માની લો કે આ સંસાર સુંદર છે. તો આ સુંદર સંસારને બનાવનારો કેટલો સુંદર હશે તેનો કોઈ દિવસ વિચાર કર્યો છે ? માટે પ્રથમ તેનો વિચાર કરો.

મનુષ્ય સૌંદર્ય જોવા માટે કાશ્મીર વગેરે સ્થળોએ જાય છે પણ ત્યાં જવાની કંઈજ જરૂર નથી, કારણ કે ખરું સૌંદર્ય અંતરમાં–ઈશ્વરમાં છે. તે સૌંદર્ય જોવા પ્રયત્ન કરો.

પરમાત્માના કોઈપણ સ્વરૂપ સાથે તન્મય થાવ તો તમને મુક્તિ મળશે. ભાગવત એમ કહેતું નથી કે ફક્ત શ્રીકૃષ્ણમાં જ તન્મય થાવ, ઈશ્વરના કોઈપણ સ્વરૂપમાં તન્મય થાવ. તમને ગમે તે ઈશ્વરનું સ્વરૂપ તમે અપનાવો. શ્રીશંકરાચાર્યે કહ્યું છે કે એકમાં અનન્ય ભક્તિ રાખો અને અન્યને અંશરૂપ માની તેને વંદન કરો. આ પ્રમાણે બીજામાં અંશાત્મક પ્રેમ રાખો તો પછી ભક્તિમાં રાગ–દ્વેષ આવશે નહિ, તે જ અનન્ય ભક્તિ.

આ સિદ્ધાંત દૃષ્ટાંત આપીએ તો સ્પષ્ટ થશે.

સ્ત્રીનો સોળઆની પ્રેમ પોતાના પતિમાં હોય છે. પણ પતિનાં બીજાં સગાઓમાં તે અંશાત્મક પ્રેમ રાખી તેમની સેવા પણ કરે છે. સ્ત્રી બીજા તરફ પ્રેમ રાખે છે. તેથી કાંઈ તેના પતિ પર જે પ્રેમ છે તે પ્રેમમ કશી ન્યૂનતા આવતી નથી.

શ્રીકૃષ્ણકથા અનાયાસે મુક્તિ આપનારી છે. મુક્તિ આત્માને મળતી નથી. મુક્તિ મનને મળે છે. આત્મા તો હંમેશા મુક્ત જ છે. બંધનવાળું મન જ છે, તેથી મનને મુક્તિ મળે છે. અને તે પછી મુક્ત આત્માનો અનુભવ થાય છે.

આત્માને બંધન નથી તો મુક્તિ ક્યાથી ? મન વારંવાર વિષયોનું ચિંતન કરે છે. તેથી વિષયોમાં મન ફસાય છે. તેથી બંધન મનને આવે છે.

આત્મા પરમાત્માનો અંશ છે. તેથી આત્માનું બંધન કાલ્પનિક છે.

કેટલાક આત્મા પરમાત્માને એક માને છે. કેટલાક આત્માને પરમાત્માનો અંશ માને છે. તેઓ અંશઅંશી ભાવમાં માને છે.

જીવ ઈશ્વરનો અંશ છે. ગીતામાં ભગવાને કહ્યું છે :—

**ममैवांशो जीवलोके ।**

આ શ્લોકની વ્યાખ્યા કરતાં શ્રીમદ્ શંકરાચાર્યે કહ્યું :—**अंश इव** જીવ ઈશ્વરના અંશ જેવો છે, પણ અંશ નથી. જીવ ઈશ્વરનો અંશ ન હોય શકે. ઈશ્વરના ટુકડા થઈ શકે નહિ; પરંતુ આત્મા અને પરમાત્મા એક જ છે. શંકરસ્વામી કહે છે, ઈશ્વરમાંથી અંશ નીકળી શકે જ નહિ.

ઘડામાંનું આકાશ અને વ્યાપક આકાશ–મહાકાશ એક જ છે. પરંતુ ઘડાની ઉપાધિ છે તેથી અંશાઅંશી ભાવ ભાસે છે. તેવી રીતે જીવ–અને પરમાત્મામાં ભેદ નથી.

એક મણ ખાંડમાંથી એક તોલો ખાંડ લઈ લો તો તે એક મણ ખાંડ નહિ રહે. ગુલાબના ફૂલમાંથી કોઈ એક પાંખડી લઈ લો તો તેના સ્વરૂપનો ભંગ થશે. તે અખંડ ફૂલ નહીં કહેવાય. તે જ પ્રમાણે ઈશ્વર નિત્ય છે તેના ટુકડા થઈ શકે નહીં.

ઉપાસના માટે અંશ અને અંશીના ભેદ છે, પણ તે છે તો એક જ. તત્ત્વ દૃષ્ટિથી જીવ ઈશ્વરનો અંશ છે એ બરોબર નથી, પણ ઉપાસનામાં અંશઅંશીનો ભેદ છે. વ્યવહારમાં અંશઅંશીનો ભેદ છે.

બિંદુઓનો સાગર છે, પણ બિંદુ એ સાગર નથી.

જીવ ઈશ્વરરૂપ છે. આ થયો શંકરાચાર્યનો અદ્વૈતવાદ. રામાનુજાચાર્ય વગેરે આચાર્યો માને છે કે આત્મા અંશ છે અને પરમાત્મા અંશી છે. બીજા આચાર્યો કહે છે કે જીવ બદ્ધ દશામાં ઈશ્વરનો અંશ છે અને મુક્ત દશામાં અંશી છે.

અંશઅંશીના ભેદમાં તેઓ માને છે. પણ તેઓ અંશઅંશીને એક જ સમજે છે.

વલ્લભાચાર્યજી વગેરે વૈષ્ણવ આચાર્યો કહે છે:—જીવ અંશ ઈવ નહિ પણ અંશ જ માનો. ઈશ્વર અંશી છે, જીવ અંશ છે. ઈશ્વર સાગર જેવા છે. સિંધુમાંથી એક બિંદુ પાણી બહાર કાઢો તો સિંધુના સ્વરૂપનો ભંગ થશે નહિ. ઈશ્વર સિંધુ જેવા છે. જીવ બિંદુ જેવો છે—જીવ ઈશ્વરનો અંશ છે.

ભક્ત પહેલાં દ્વૈતનો નાશ કરે છે અને અદ્વૈતને પ્રાપ્ત કરે છે. ત્યારબાદ ઈશ્વરની સેવા કરવા ભક્ત કાલ્પનિક દ્વૈત રાખે છે.

આ બંને સિદ્ધાંતો સત્ય છે. ખંડનમંડનની ભાંજગડમાં સાધકે પડવું નહિ.

ગમે તે મતને માનો: જીવ ઈશ્વરરૂપ છે કે જીવ ઇશ્વરનો અંશ છે. જો જીવ ઈશ્વરનો અંશ છે તો માયા તેને કેવી રીતે બાંધી શકે?

માયાને સત્ કે અસત્ કંઈ પણ કહી શકાય નહિ.

સ્વપ્નમાંથી જાગ્યા ન હોઈએ ત્યાં સુધી સ્વપ્ન સત્ય જેવું. સ્વપ્નમાંથી જાગ્યા એટલે સ્વપ્ન અસત્ય છે. માયામાંથી પણ ન જાગો ત્યાંસુધી તે સત્ય જેવી અને જાગો એટલે તે અસત્ય છે. એની તમને જરૂર ખાત્રી થશે.

જીવને માયા રમાડી શકે પણ તેને રડાવી ન શકે. કોઈપણ સિદ્ધાંતાનુસાર જીવાત્માને બંધન થઈ શકતું નથી. તે તો મુક્ત જ છે. મનને જ બંધન છે. મનના બંધનથી, અજ્ઞાનથી આત્મા કલ્પે છે કે મને પણ બંધન થયું છે. જીવ અજ્ઞાનથી સમજે છે કે મને કોઈએ બાંધ્યો છે.

> **ईश्वर अंश जीव अविनाशी । चेतन अमल सहज सुख रासी ।**
> **सो माया बस भयउ गुंसाई बंध्यो कीट मर्कटकी नाईं ॥**

થોડો વિચાર કરો તો ધ્યાનમાં આવશે. લોકો બોલે છે કે મારું મન બગડ્યું, મારું મન ફસાયું. કોઈ કહેતા નથી કે હું બગડ્યો, મારો આત્મા બગડ્યો. આત્મા એ મનનો સાક્ષી છે, દ્રષ્ટા છે. મનમાં સ્વતંત્ર સત્તા નથી. એ આત્માની સત્તા લઈ કામ કરે છે. મન સ્વતંત્ર નથી. મન નપુંસક છે. મન વિષયોમાં ફસાય છે અને સુખદુઃખ મનને થાય છે તે આરોપ આત્મા પોતાનામાં કરે છે.



આ ઉપર તુલસીદાસજીએ વાંદરાનું દૃષ્ટાંત આપ્યું છે.

વાનરોને પકડવા પારધીઓ યુક્તિ કરે છે. જે વનમાં વાનરો હોય તે વનમાં હાંડલીમાં ચણા રાખે છે. વાનર અતિ ઉતાવળથી ચણા લેવા પોતાના બંને હાથો હાડલીમાં નાંખે છે અને ચણાની મૂઠીઓ ભરે છે. મૂઠીમાં ચણા લે એટલે હાથ બહાર ન નીકળે. એટલે વાંદરાને લાગે છે કે તેના હાથ કોઈ ભૂતે અંદરથી પકડ્યા છે. પણ વાસ્તવમાં તેના હાથ કોઈ ભૂતે પકડેલા હોતા નથી. જો તે ચણા હાથમાંથી છોડી દે તો તેના હાથ બહાર નીકળે.

તેવી જ રીતે સંસાર એ હાંડલી છે—માટલી છે. સંસારના વિષયો એ ચણા છે. મન મર્કટ જેવું છે. મન પણ અહંતા મમતારૂપી મૂઠીમાં વિષયોને પકડી રાખે છે. મન બંધનમાં આવે છે. વાનર જેમ આત્મા માને છે કે મને બંધન થયું. અહંતા મમતારૂપી મૂઠીમાં વિષયોને પકડ્યા એટલે તેને છોડવાની ઇચ્છા થતી નથી.

જીવનું બંધન આ વાનર જેવું છે. વાનરનું બંધન અજ્ઞાનમૂલક છે તેમ જીવનું બંધન પણ અજ્ઞાનથી છે. અજ્ઞાનનો નાશ થયો એટલે બંધન રહેતું નથી. અજ્ઞાનની ઉપાધી દૂર થઈ એટલે આત્મા અને પરમાત્મા એક જ છે. માયાએ સંસારરૂપી હાંડલીમાં વિષયોરૂપી ચણા ભર્યા છે. તું સમજીને આ વિષયો—ચણાને ફેંકી દે એટલે તું છૂટો જ છે. કેટલાક ડોસાઓ કહે છે: હવે આ છોકરીનાં લગ્ન થઈ જાય પછી હું છૂટો. છોકરીના ઘેર ભાણો આવ્યો તોપણ ઘર છોડતો નથી. હવે કહે છે હું તો જવા તૈયાર છું પણ આ રસિકભાઈ ના પાડે છે. છોકરાંઓ વિચારે છે ડોસો વૃન્દાવન જશે તો પેન્સનના રૂપિયા આવે છે તે ત્યાં મંગાવશે અને સાધુસંતો પાછળ વાપરી નાંખશે. ડોસો ઘરમાં રહેશે તો પેન્સનના પૈસા ઘરમાં વપરાશે. ડોસો ઘરમાં હશે તો કોઈ વખત નોકર નહિ હશે તો બજારમાંથી શાકભાજી લઈ આવશે. ડોસો ઘરમાં હશે તો બાબાબેબીને રમાડશે, રાત્રે ફરવા જવું હશે તો ઘર સાચવશે. ડોસાને ઘર છોડવું નથી એટલે છોકરાંઓ જવા દેતા નથી એમ કહે છે.

મન વિષયોમાંથી હટી જાય, અને ભગવાનનું ચિંતન કરે એટલે મુક્તિ મળે. દેહાધ્યાસ છૂટી જાય અને વૃત્તિ બ્રહ્માકાર થાય એટલે મુક્તિ.

વિષયોનું ચિંતન કરે એ મન અશુદ્ધ છે. વિષયોનું ચિંતન છોડી દે એ મન શુદ્ધ છે. અનાદિ કાળથી મનને વિષયોનું ચિંતન કરવાની આદત પડી છે. તે જ મન શ્રીકૃષ્ણકથાનું ચિંતન કરે, કાન શ્રીકૃષ્ણકથાનું શ્રવણ કરે, તો વિષયોનું ચિંતન કરવાની આદત છૂટે.

ઇન્દ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણ છે. આંખનું લગ્ન શ્રીકૃષ્ણ સાથે કરવું. સર્વત્ર સર્વમાં શ્રીકૃષ્ણનું દર્શન કરવું. ઇન્દ્રિયરૂપી પ્રત્યેક ગોપી આત્મા સાથે મિલન કરીને સૂવે છે. આ એક એક ઇન્દ્રિયના મળી પંચ વિષયો છે. ઇન્દ્રિય તે વિષયોથી અલગ થાય છે. ત્યારે તે આત્મા સાથે શયન કરે છે. ઇન્દ્રિયોરૂપી ગોપીઓને પ્રભુ સાથે પરણાવો.

ગોકુળની કૃષ્ણલીલાનું તાત્પર્ય છે, ગોપીઓને મરતાં પહેલાં મુક્તિ મળે. શ્રીકૃષ્ણ ગોકુળલીલા કરે છે તેનું કારણ એક જ છે. ગોપીઓને મુક્તિ આપવી છે. મુક્તિ મર્યા પછી નહિ પણ મર્યા પહેલાં. ગોપી ભલે ઘરમાં રહે પણ તેનું મન ઘરમાં

ન રહે, પણ તેનું મન મારામાં રહે. કોઈપણ સાધન કર્યા વગર ધ્યાન, ધારણા કર્યા વગર ગોપીઓના મનનો શ્રીકૃષ્ણમાં નિરોધ થયો છે. ગોપીઓ એ ભક્તિમાર્ગના આચાર્યો છે. મહાપ્રભુએ કહ્યું છે કે હું ગોપીઓનો માર્ગ બતાવું છું. હું નવું કાંઈ કહેતો નથી. લૌકિક રૂપમાં જેવી આસક્તિ છે તેવી ભગવદાસક્તિ થાય છે તો સંસારનું બંધન છૂટી જાય છે.

શ્રીકૃષ્ણનું સૌન્દર્ય એવું છે કે જેને જોયા પછી જગતનું સૌન્દર્ય જોવું ગમતું નથી. શ્રીકૃષ્ણ અતિ સુંદર છે. જગત સુંદર છે એમ માનવાથી કામદૃષ્ટિનો ઉદ્‌ભવ થાય છે.

એક એક ઇન્દ્રિયને યુક્તિથી વિષયોમાંથી હઠાવી પરમાત્મા પોતાની પાસે ખેંચી લે છે. અનાયાસે શ્રીકૃષ્ણકથામાં તન્મયતા થાય છે. જેનું મન મીઠું છે એના ઘરનું જ માખણ કનૈયો આરોગે છે.

ભગવાનને રોજ પ્રાર્થના કરો, નાથ, મારા મનને ખેંચી લો. મારું મન શ્રીકૃષ્ણ વિના જગતના કોઈ જડ પદાર્થમાં ન જાય. મનને ત્યારે શાંતિ મળે છે કે જ્યારે તે ઈશ્વરમાં સ્થિર થાય છે.

વેદાંતીઓ મનને અર્ધચેતન અને અર્ધ જડ માને છે. મન પૂર્ણ જડ નથી. પથ્થર પૂર્ણ જડ છે. સંકલ્પ કરો તો મન હજારો માઈલ દૂર જઈ આવશે. મનનો જ્યારે લય થશે ત્યારે તે ઈશ્વરમાં જ થશે. મનનો લય જડ પદાર્થમાં થવાનો નથી.

સજાતીય વસ્તુ સજાતીયમાં મળે છે દૂધમાં મીસરી ભળે છે તેમ. સજાતીય વિજાતીયમાં મળે નહિ. દૂધમાં પથ્થર નાંખશો તો મળશે નહિ.

સંસારનો પ્રત્યેક પદાર્થ નાશવાન છે. સંસારનો અર્થ છે જે ક્ષણે ક્ષણે સરે છે. મન ઈશ્વરમાં જ મળશે. ઈશ્વર સિવાય કોઈ વસ્તુમાં મન મળતું નથી.

હે નાથ! મારું મન સદા તમારામાં રહે. ઈશ્વરથી મન દૂર જાય એટલે બંધન. ઈશ્વરના ચરણમાં મન રહે એટલી મુક્તિ. ગોપીઓ શ્રીકૃષ્ણમાં મન રાખીને કામ કરતી. ઈશ્વરથી મન દૂર જશે તો બગડશે. ભગવાન લીલા કરે છે તેનું આ જ તાત્પર્ય છે.

આથી સમજાયું હશે કે મનને મુક્ત કરવાનું છે—મનનો નિરોધ કરવાનો છે. મનને ઈશ્વર સાથે મેળવવાનું છે—એકાકાર બનાવવાનું છે.

નિવૃત્તિના સમયે મનમાં જે વિચાર આવે માનવું કે તેમાં મારું મન ફસાયું છે. ગોપીઓને જ્યારે નિવૃત્તિ મળે ત્યારે કૃષ્ણલીલાનું ચિંતન કરે, કૃષ્ણકીર્તન કરે. અણીના સમયે જીવ દગો આપે છે. અણીના સમયે ભગવાન દોડતા આવે છે.

મન સર્વ વિષયો છોડી એક ઈશ્વરમાં લાગી જાય તો તેને મુક્તિ છે. મનને અનાયાસે પ્રભુનું સ્મરણ રહે એટલે આ નિરોધલીલા છે.

દશમ સ્કંધની કૃષ્ણલીલા જગતનું વિસ્મરણ કરાવે છે અને શ્રીકૃષ્ણનું અખંડ સ્મરણ કરાવે છે.

ગોપીઓ જગતને ભૂલે અને કૃષ્ણને એકલાને જ યાદ કરે એને માટે આ કૃષ્ણલીલા છે.

કૃષ્ણલીલામાં મન જોડી દો એટલે જગત ભુલાશે. શરીર ગમે ત્યાં હોય આ મણિરામને (મનને) ગોકુળ–વૃન્દાવનમાં મોકલો.

મરીને જીવે અને જીવીને મરે એ જ ખરો શૂરવીર.



મરીને જીવે એને મુક્તિ મળે. મરણનું મરણ એ જ મુક્તિ છે. ગોપી ઘરનું કામ કરતી પણ શ્રીકૃષ્ણ સાથે તે એવી તન્મય હતી કે તે ન કરવાનું કામ કરી બેસતી એટલે ચૂલામાં લાકડા સાથે રોટલી વણવાનાં વેલણ પણ બાળી મૂકતી.

કાળ ધક્કો મારે અને રડતાં રડતાં ઘર છોડીએ એના કરતાં સાવધાન થઈ સમજપૂર્વક ઘર છોડવું સારું.

બુદ્ધિ પરમાત્માને પકડી શકતી નથી.

**नायमात्मा प्रवचनेन लभ्यो न मैधया न बहुना श्रुतेन।**
**यमैवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूंस्वाम्॥**

પરમાત્મા વેદોનું અધ્યયન કરવાથી મળતો નથી, બુદ્ધિ ચાતુરી કે શાસ્ત્રના બહુ શ્રવણથી પણ તે પ્રાપ્ત થતો નથી પરંતુ આત્મા જે પુરુષ ઉપર કૃપા કરે છે તેને જ તેની પ્રાપ્તિ થાય છે, અથવા જે આત્માને પ્રાપ્ત કરવા માગે છે તેને તે મળે છે.

પરમાત્મા જેને પોતાનો માને છે, અપનાવે છે તેને પરમાત્મા મળે છે.

દામોદર લીલા :—શ્રીકૃષ્ણ પરમાત્મા પરમપ્રેમનું સ્વરૂપ છે. પ્રેમ અને પરમ-પ્રેમમાં તફાવત છે. પુત્ર, પત્ની સાથે સ્નેહ એ પ્રેમ. સર્વ જીવો સાથે નિઃસ્વાર્થ સ્નેહ એ પરમ પ્રેમ. આ જીવ નાલાયક છે. તે આંખથી પાપ કરે છે, મનથી પાપ કરે છે. આ જીવ વારંવાર પાપ કરે છે તો પણ ઈશ્વર તેના ઉપર પ્રેમ કરે છે. ઈશ્વર જીવને પ્રેમ આપે છે અને તમારા પાસે જીવ પાસે ફક્ત એક પ્રેમ જ માંગે છે. જીવ ઉપર પરમાત્મા પ્રેમનો વરસાદ વરસાવે છે અને મનુષ્ય પાસે પ્રેમની અપેક્ષા રાખે છે. પરમાત્મા સાથે જે ખૂબ પ્રેમ કરે તેને પરમાત્મા વશ થાય છે. પરમાત્મા તો લક્ષ્મીપતિ છે. તેને પૈસાથી પ્રસન્ન કરી શકાશે નહિ. શરીરબળ, દ્રવ્યબળ, જ્ઞાનબળ વગેરે સર્વની હાર થાય છે ત્યારે પ્રેમબળની જીત થાય છે. પ્રેમબળ એ સર્વથી શ્રેષ્ઠ છે. પરમાત્માને પ્રસન્ન કરવાનું સાધન પણ પ્રેમ છે. ઘણાં પૂછે છે પરમાત્મા સાથે પ્રેમ કેવી રીતે થાય. જરા વિચાર કરો. ઘરના માણસો સુખ આપે છે એટલે આપણે તેમની સાથે પ્રેમ કરીએ છીએ. તે પ્રમાણે એમ માનો કે પરમાત્માની કૃપાથી હું સુખી છું. વારંવાર એનું સ્મરણ કરો, પ્રભુના નામનો જપ કરો તો પરમાત્મા સાથે પ્રેમ થશે. ભગવતઇચ્છાથી તમારી ઇચ્છા જુદી હશે તો પરમાત્મામાં પ્રેમ થશે નહિ. પોતાની ઇચ્છા છોડી પરમાત્મામાં પોતાનો પ્રેમ જોડી વૈષ્ણવો પરમાત્મા સાથે તન્મય થાય છે. જ્ઞાની મહાત્માઓ પ્રેમથી પરમાત્માને વશ કરે છે. જીવ પૂર્ણપણે ભગવાન ઉપર પ્રેમ કરે તો ભગવાન દુર્બળ બને છે અને તેને વશ થાય છે. એવા પરમ પ્રેમની કથાનું આ દામોદર લીલામાં વર્ણન કરવામાં આવ્યું છે.

**एकदा** શબ્દ ભાગવતમાં જ્યાં જ્યાં વાપર્યો છે ત્યાં કોઈ વિશિષ્ટ પ્રસંગ છે. નવમા અધ્યાયની શરૂઆત **एकदा** શબ્દથી કરી છે.

પરીક્ષિત કહે છે, આ કૃષ્ણકથા સાંભળવાથી તૃપ્તિ થતી નથી. કૃષ્ણકથા વિસ્તારપૂર્વક સંભળાવો.

શુકદેવજી વર્ણન કરે છે, રાજન્, શ્રવણ કરો.

યશોદામાએ વિચાર કર્યો, ગોપીઓએ કનૈયાનું નામ રાખ્યું છે માખણચોર. યશોદાને આ ગમે નહિ. મારા લાલાનું માખણચોર નામ રાખ્યું છે. યશોદા લાલાને

સમજાવે તું ઘરનું કેમ નથી ખાતો? કનૈયો જવાબ આપે છે, હું ઘરનું ખાઉં તો ઘરનું ખૂટી જાય. હું તો બહાર કમાઈને ખાઈશ. વિચાર કરો, સ્વાદ ગોપીના માખણમાં હતો કે ગોપીના પ્રેમમાં. પ્રેમમાં મીઠાશ છે. કોઈ વસ્તુમાં મીઠાશ નથી. વેરી પેંડો આપશે તો ભાવશે નહિ, વૈરી પેંડો આપશે તો ભાવશે.

યશોદાજી વિચાર કરે છે કે ઘરનું કામકાજ નોકરો કરે છે, એટલે લાલાને ઘરનું માખણ ભાવતું નથી. તેથી લાલો બીજાના ઘરનું માખણ ચોરી કરીને ખાય છે. આજે મારે હાથે દધિમંથન કરી માખણ તૈયાર કરી લાલાને ખવડાવીશ. હું જાતે માખણ તૈયાર કરી કનૈયાને ખવડાવીશ. એટલે તેને તૃપ્તિ થશે.

રામાયણમાં લખ્યું છે દશરથ રાજા ચક્રવર્તિ રાજા હતા. નોકરોની કાંઈ ખોટ ન હતી. તેમ છતાં કૌશલ્યા જાતે રસોઈ કરતાં. રસોઈ ઠાકોરજી માટે છે. પાણી બગડે તો વાણી બગડે છે. વાણી બગડે એટલે વીર્ય બગડે છે. વીર્ય બગડે એટલે જીવન બગડે છે. અન્નમાંથી મન બને છે જેના ચારિત્ર્યમાં તમને પૂર્ણ વિશ્વાસ નથી તેને તમારા રસોડામાં આવવા દેશો નહિ. કદાચ રસોડામાં આવે તો તેને અન્નજળને અડકવા દેશો નહિ.

એક સમયે ઘરના નોકરો બીજા કામમાં ગૂંથાયેલા હતા. યશોદામાએ વિચાર કર્યો મારે હાથે દધિમંથન કરી, મારા હાથે માખણ તૈયાર કરી લાલાને ખવડાવીશ. તે પછી લાલો બીજાના ઘરનું ખાશે નહિ. મીઠાશ એ કોઈ વસ્તુમાં નથી. મીઠાશ પ્રેમમાં છે.

યશોદાજી આજે પ્રાતઃકાલે ઊઠ્યા છે. સ્નાન કર્યું છે, પીળું વસ્ત્ર પહેર્યું છે. યશોદાજી આજે દધિમંથન કરે છે. એક મોટી ગોળીમાં દહીં રાખ્યું છે. માતાજી જાતે દહીં વલોવી શ્રીકૃષ્ણને માટે માખણ તૈયાર કરે છે. યશોદાજી દધિમંથન કરે છે કનૈયા માટે, તેથી દધિમંથન એ પણ ભક્તિ છે. તમારો પ્રત્યેક વ્યવહાર ભક્તિમય બનાવો. ઘરમાં વાસીંદુ વાળવું એ પણ ભક્તિ છે. માનો કે આ ઘર ઠાકોરજીનું છે અને ઘરમાં કચરો હશે તો ઠાકોરજી નારાજ થશે. રસોઈ કરવી એ પણ ભક્તિ છે. રસોઈ કરો ત્યારે ભાવના રાખો કે મારા ઠાકોરજી આરોગવાના છે. ઘણી બહેનો પૂછે છે, મહારાજ, અમારું કુટુંબ મોટું છે તેથી આખો દિવસ રસોડામાં જ જાય છે, અમે સેવા–કીર્તન કરી શકતા નથી. હું કહું છું મોટું કુટુંબ ભાગ્યશાળીને મળે છે ઘરના સર્વને ભગવતરૂપ માની તેની સેવા કરો.

સંસાર એ ગોળી છે. સંસારના વિષયો દહીં જેવા છે. વિષયો આરંભમાં મધુર લાગે છે પણ અંતે તેમાં ખટાશ છે. સંસારના વિષયોનું વિવેકથી મથન કરે એને ભક્તિરૂપી માખણ મળે છે. સંસારના વિષયોરૂપી દહીંનું મથન કરી તેમાથી પ્રેમરૂપી જે માખણ મળે છે તે પરમાત્માને અર્પણ કરવાનું. પરમાત્મા પ્રેમ માંગે છે, બીજું કાંઈ નહિ.

યશોદામા એ પુષ્ટિભક્તિનું સ્વરૂપ છે. યશોદામાનાં દર્શન કરો તે પછી કૃષ્ણનાં દર્શન થશે. યશોદાનાં દર્શન કરવાનાં એટલે યશોદા જેવી ભક્તિ કરો. યશોદા એ શુદ્ધ ભક્તિનું સ્વરૂપ છે. અને એવી જ ભક્તિ ભગવાનને બાંધી શકે છે

તે વખતે માતાજી કેવાં શોભતાં હતાં! શુકદેવજી વર્ણન કરતા નથી, પણ માતાજીનાં દર્શન કરી રહ્યા છે.

**क्षौमं वासः पृथुकटितटे बिभ्रती सूत्रनद्धं।**
**पुत्रस्नेहस्नुतकुचयुगं जातकम्पं च सुभ्रूः**



**रज्ज्वाकर्षश्रमभुजचलत्कङ्कणौ कुण्डले च।**
**स्विन्नं वक्त्रं कबर विगलन्मालती निर्ममन्थ॥**

ભા. ૧૦–૯–૩.

સુંદર ભૃકુટીવાળાં યશોદાજી દહીં વલોવતાં હતાં ત્યારે તેમણે રેશમી ચણિયો પહેર્યો હતો અને સૂતરના કંદોરાથી તેને બાંધ્યો હતો. પુત્ર ઉપરના સ્નેહના કારણે સ્તનોમાંથી દૂધ વહી રહ્યું હતું તેમનું આખું શરીર આમતેમ ડોલતું હતું. રવૈયાનું દોરડું ખેંચવાના શ્રમથી હાથ થાકી ગયેલા હતા. હાથનાં કડાં તથા કાનના કુંડળો હાલતાં હતાં. મુખ ઉપર પરસેવાનાં બિંદુઓ ઝળકી રહ્યાં હતાં અને અંબોડામાંથી માલતીનાં પુષ્પો ખરી પડતાં હતાં.

આજે માતાજીની આંખમાં કનૈયો, મુખમાં કનૈયો, મનમાં કનૈયો, હૃદયમાં કનૈયો જ છે. મુખથી કૃષ્ણની બાળલીલાનું ઉચ્ચારણ, મનથી કૃષ્ણનું સ્મરણ અને પરસેવાથી કપડાં પલળી ગયાં હોય તેવી સ્થિતિ શ્રીકૃષ્ણની સેવામાં થવી જોઈએ.

આ ભક્તિની કથા છે. પૈસા માટે પરસેવો પાડનાર ઘણા છે, પણ પરમાત્મા માટે પરસેવો પાડનાર ઓછા છે. ઠાકોરજીની સેવામાં પરસેવો પાડો. ઠાકોરજીની સેવા જાતે કરો. લોકો તો પૈસા માટે શરીર ઘસે છે અને ઠાકોરજી માટેનું ચંદન બીજાને ઘસવા આપે છે.

આ શ્લોકમાં ભક્તિના સ્વરૂપનું નિરૂપણ છે. શરીરથી દધિમંથનરૂપ સેવાકર્મ થઈ રહ્યું છે. હૃદયમાં કૃષ્ણસ્મરણની ધારા ચાલી રહી છે. વાણીમાં બાળચરિત્રના ગાનનું સંગીત છે. ભક્તિના તન, મન અને વચન પોતાના પ્યારાની સેવામાં સંલગ્ન છે.

રેશમી ચણિયો પવિત્રતાનું પ્રતીક છે ચણિયો દોરીથી કશીને બાંધેલો છે એટલે કે જીવનમાં આળસ પ્રમાદ નથી.

વસ્ત્ર એ વાસનાનું સ્વરૂપ છે. સુતરાઉ વસ્ત્ર કરતાં રેશમી વસ્ત્ર મુલાયમ છે. રેશમી વસ્ત્ર મુલાયમ વાસના–સૂક્ષ્મવાસના છે. શરીર રજોગુણથી થયું છે અને રજોગુણના આધારે ટકે છે. સૂક્ષ્મ વાસના ન રહે એટલે શરીર ટકતું નથી. બિલકુલ વાસના ન રહે તો શરીર ટકતું નથી. બિલકુલ વાસના ન રહે તો જીવ ઈશ્વરમાં મળી જાય છે.

સાધારણ માણસની વાસના કરતાં વૈષ્ણવની વાસના દિવ્ય હોય છે. મન પૂર્ણ નિર્વાસન થાય એટલે તે ઈશ્વર સાથે મળી જાય છે. જાતે સુખ ભોગવવાની ઇચ્છા બાધક છે. બીજાને સુખી કરવાની ઇચ્છા વાસના બાધક નથી. આવી ઇચ્છા રાખનારો કોઈ દુઃખી થતો નથી. આ મુલાયમ વાસના છે.

ભક્તિમાર્ગમાં આવ્યા પછી સુખ ભોગવવાની ઇચ્છા ન કરો. બીજાને સુખી કરવાની ઇચ્છા રાખો. જેને સુખ ભોગવવાની ઇચ્છા છે તે ઇન્દ્રિયોનો ગુલામ છે.

ભગવતસેવામાં શરીરનો કસ કાઢો. શરીરમાંથી પસીનો ન નીકળે ત્યાં સુધી સેવા કરો. ઠાકોરજીના ઉપયોગમાં મારું શરીર ન આવે તો શરીર વૃથા છે. તુલસીદલ વગર ઠાકોરજીની સેવા થઈ શકતી નથી. આ શરીર શ્રીકૃષ્ણનું છે અને શ્રીકૃષ્ણ માટે છે. આ શરીર ધર્મનું ક્ષેત્ર છે. ધર્મક્ષેત્રે એટલે વિષ્ણુક્ષેત્રે. આ શરીર ભોગ ભોગવવા માટે નથી.

યશોદા શરીરથી સેવા કરે છે. સેવા શરીરથી કરો પણ મન જો સેવામાં નહિ હોય તો આનંદ મળશે નહિ. સેવા કરતાં હૃદય પીગળવું જોઈએ, આંખ ભીની થવી જોઈએ, સેવા કરતાં આનંદ મળવો જોઈએ. આવા સદ્ભાવથી સેવા કરનાર ઓછાં છે. યશોદા સેવા કરે છે. યશોદાનું મન શ્રીકૃષ્ણમાં છે, આંખો શ્રીકૃષ્ણમાં છે.

દધિમંથન કરતી વખતે યશોદાજી શ્રીકૃષ્ણ તરફ જોયા કરે છે. શ્રીકૃષ્ણ તરફ નજર રાખી દહીં વલોવે છે.

યશોદાજીની જેમ તમે પણ કામ કરતાં કરતાં ઠાકોરજીને નિહાળ્યા કરજો. ગોપીઓના પ્રેમની કથા ગઈ કાલે વર્ણવી હતી. ખાતાં, પીતાં, ઘરકામ કરતાં, ધંધો કરતાં ગોપીઓને કનૈયો જ યાદ આવે છે.

વ્યવહાર છૂટતો નથી, પરંતુ વ્યવહારને છોડવાની જરૂર પણ નથી. વ્યવહાર કરતાં કરતાં પરમાર્થને યાદ રાખો. લક્ષ્યને ભૂલશો નહિ. બધા જ સંતો કાંઈને કાંઈ ધંધો કરતાં હતાં. ધંધો કરવો એ ગુન્હો નથી, પણ તેમાં ભગવાનને ભૂલી જવો એ ગુન્હો છે. પરંતુ આ જગતમાં કોઈ કેવળ સ્ત્રી માટે જીવે છે, કોઈ કેવળ ધન માટે જીવે છે, કોઈ કેવળ પુત્ર માટે જીવે છે. આ ઈષ્ટ નથી પૈસાને બદલે પરમાત્માના સ્વરૂપમાં નજર રાખવાની છે.

લક્ષ્યને લક્ષમાં રાખી કરેલો વ્યવહાર એ ભક્તિ છે. વ્યવહાર શુદ્ધ હોય તો ભક્તિ આવે છે. પરંતુ લક્ષ્યને ભૂલી જઈ વહેવાર કરો તો તે બંધનરૂપ છે. લક્ષ્યને ભૂલશો તો તમારે ચોર્યાસીના ચક્કરમાં ફરવું પડશે. વ્યવહાર કરતાં આંખ શ્રીકૃષ્ણમાં રાખજો એટલે તે વ્યવહાર ભક્તિ બને છે.

યશોદા એ પુષ્ટિભક્તિ છે. પીળું વસ્ત્ર એ વૈષ્ણવી ભક્તિનું પ્રતીક છે. સંસાર ઝોળી છે. તેનું મંથન કરી પ્રેમરૂપી નવનીત કાઢવાનું છે. પરમાત્મા તમારી પાસે બીજું કાંઈ માગતા નથી. ફક્ત પ્રેમ જ માંગે છે.

યશોદાજીની જેમ ગૃહકામ કરતાં કરતાં ઈશ્વરમાં દૃષ્ટિ અને મુખમાં પ્રભુનું નામ રાખો. પુષ્ટિભકિતમાં વ્યવહાર અને ભકિત જુદા નથી. ભકતનો દરેક વ્યવહાર ભકિતમય બને છે. ભકત જે કોઈ કાર્ય કરે છે તે પ્રભુની આજ્ઞા સમજીને કરે છે.

ઘરનું કામ કરતાં પાંચદશ મિનિટ થાય એટલે ઠાકોરજીને નિહાળજો. વ્યવહાર અતિશય શુદ્ધ ન હોય ત્યાં સુધી ભકિત બરાબર થતી નથી. વ્યવહારમાં છલકપટ ન રાખો, અસત્ય ન રાખો.

યશોદા સેવા કરે છે ત્યારે તેની આંખ શ્રીકૃષ્ણ ઉપર છે. શ્રીકૃષ્ણનું સ્મરણ કરતાં માનું હૃદય પીગળ્યું છે. એટલે વક્ષસ્થળનું વસ્ત્ર ભીનું બન્યું છે.

બારમા સ્કંધના બારમા અધ્યાયમાં કહ્યું છે કે ભગવાનના કાનના કુંડલ સાંખ્ય અને યોગ છે. આ યશોદાનો શૃંગાર નથી પણ ભક્તિનો શૃંગાર છે. મહાપ્રભુજીએ પણ કહ્યું છે, યશોદાના કુંડલ એ સાંખ્ય અને યોગ છે. સાંખ્ય અને યોગની મદદ વિના ભકિત થઈ શકતી નથી. સાંખ્ય અને યોગની મદદ મળે તો ભકિત સ્થિર થાય છે. મનુષ્યના ઉપર દુઃખના પ્રસંગ આવે છે ત્યારે તે પ્રભુની ભકિત કરે છે પણ તેમાં સ્થિરતા રહેતી નથી. તેથી યોગ અને સાંખ્ય વિના ભકિત અધૂરી છે. યશોદાનું એક કુંડલ યોગ અને બીજું કુંડલ સાંખ્ય છે. યોગશાસ્ત્ર મનને એકાગ્ર બનાવે છે. યોગ મનને એકાગ્ર બનાવવા માટે ઉપયોગી છે. સાંખ્યશાસ્ત્રનો અભ્યાસ કર્યા વગર આ ચેતન આત્મા જડ શરીરથી જુદો પડશે નહિ. સાંખ્યશાસ્ત્ર મનને શુદ્ધ કરે છે. મનનો મેલ દૂર કરે છે. આ બંનેની જરૂર છે. ખૂબ ભકિત કરવી હોય તો આત્માને શરીરથી જુદો પાડો અને મનને ખૂબ એકાગ્ર કરો. શરીરનો આનંદ એ મારો નથી. જડ શરીરથી ચેતન આત્મા જુદો છે એમ વારંવાર વિચાર કરો.



રોજ તો મંગલગીત ગાય ત્યારે લાલો જાગે છે. આજે ઇચ્છા હતી માખણ તૈયાર થયા પછી કનૈયાને જગાડીશ.

બુદ્ધિ ઈશ્વરથી દૂર ન જાય. બુદ્ધિ–યશોદા વિષયોમાં જાય તો વિષયોમાં ફસાય એટલે કનૈયો માને કહે છે તું મને છોડીને જઈશ નહિ. બુદ્ધિ ઈશ્વરથી દૂર વિષયોમાં જાય તો તે વિપત્તિમાં ફસાય. એ ઈશ્વરને ગમતું નથી. એટલે તો શ્રી કૃષ્ણ યશોદાજીને કાંઈ કામ કરવા દેતા ન હતા.

આજે યશોદાજી દધિમંથનમાં તન્મય થયાં છે. યશોદાજીની વાણીમાં શ્રી કૃષ્ણ છે. હૃદયમાં શ્રી કૃષ્ણ અને મનમાં શ્રી કૃષ્ણ છે. આ યશોદાની કથા નથી. ભકિતની કથા છે.

તન, મન અને વચન એક બન્યાં એટલે કે યશોદાજી મનસા, વાચા અને કર્મણાથી ઈશ્વરની સેવા કરવા લાગ્યાં એટલે કૃષ્ણ આપોઆપ જાગ્યા. રોજ તો શ્રીકૃષ્ણને મંગલગીત ગાઈને જગાડવા પડતા હતા. આજે લાલાને જગાડવાની જરૂર પડી નથી.

અનન્યભકિત કનૈયાને જગાડે છે. તે પ્રમાણે શ્રીકૃષ્ણ આજ આપોઆપ જાગે છે. શ્રીધરસ્વામીએ કહ્યું છે:—કનૈયાને જગાડવો છે. યશોદાના હૃદયમાં કનૈયો જાગે છે. આપણા હૃદયમાં તે સૂતો છે. તેને જગાડવાનો છે.

ઈશ્વરને જગાડવાનો છે. શ્રી કૃષ્ણ તો સર્વવ્યાપક બ્રહ્મ છે. હૃદયમાં શ્રી કૃષ્ણ છે પણ સુપ્ત અવસ્થામાં છે. ઈશ્વર તો દરેકના હૃદયમાં છે ફકત તેને જગાડવાની જ જરૂર છે. યશોદા જેવી ભકિત કરશો તો કનૈયો જાગશે.

શ્રી કૃષ્ણ એટલે આનંદ. આનંદ હૃદયમાં છે. તે આનંદને જગાડવાનો છે. જીવ સંસારના જડ પદાર્થમાં આનંદ શોધવા જાય છે, એટલે આનંદ મળતો નથી. ઈશ્વર સાથે જીવને તન્મય થવાની જરૂર છે, ઈશ્વરને કશાની જરૂર નથી. અંદર સૂતેલા પરમાત્માને જગાડવાના છે. ભગવાન જાગે તો આનંદ.

સાચા વૈષ્ણવના શરીરમાંથી પરસેવો નીકળે ત્યારે જ ઠાકોરજી જાગે છે. વૈષ્ણવ દુઃખી થાય તો લાલાને શાંતિથી નિદ્રા આવતી નથી.

શુદ્ધ પ્રેમને પરિશ્રમનો અનુભવ થતો નથી. યશોદા જેવી જો તમે ભકિત કરશો, તો તમારા હૃદયમાં સૂતેલો કનૈયો તમારી ભકિત જોઈને અવશ્ય જાગશે જ.

યશોદાજીની નિષ્કામ ભકિત જોઈ ભગવાન સકામ બન્યા છે. ભકિતનો ઊભરો આવે તો ભગવાન સકામ **स्तन्यकाम** બને છે.

ઉપનિષદ્‌માં ભગવાનને નિષ્કામ કહ્યા છે. શુકદેવજી ભગવાનને સકામ કહે છે.

**तां स्तन्यकाम आसाद्य मथ्नन्तीं जननीं हरिः ॥**

તે વખતે ભગવાન શ્રીકૃષ્ણ ધાવવાની ઇચ્છાથી દહીં વલોવતી પોતાની માતા પાસે આવ્યા.

ઈશ્વર કંઈ જ ખાતા નથી, પણ ભકતના હૃદયની આ ભાવના છે. ભકતનું હૃદય પ્રેમમાં આર્દ્ર બને, ત્યારે જ ભગવાનને ભૂખ લાગે છે.

વૈષ્ણવનું હૃદય પ્રેમથી ઊભરાય ત્યારે ભગવાનને ભૂખ લાગે છે.ભગવાનને ભૂખ લાગતી નથી, તરસ લાગતી નથી. પણ કોઈ વૈષ્ણવના હૃદયમાં ભાવ જાગે તો કૃષ્ણને ભૂખ લાગે છે.

કનૈયો ઊઠ્યો, મા ક્યાં છે ? ધીરે ધીરે પાછળથી આવ્યો અને માનો સાડીનો છેડો ખેંચ્યો. મા તો એવા તન્મય થયાં છે કે લાલો ક્યારે આવ્યો તેની ખબર નથી. કનૈયો કહે છે, મા, તું કામ છોડી દે, મને ગોદમાં લે. મને ભૂખ લાગી છે.

યશોદા સાધક, દધિમંથન સાધન છે, શ્રીકૃષ્ણ સાધ્ય છે. સાધક સાધન એવી રીતે કરે કે સાધ્ય આપોઆપ આવીને મળે. સાધનામાં તન્મય થયેલાને સાધ્ય આવીને જગાડે છે.

મનુષ્ય ઈશ્વરની બરાબર ખરા હૃદયથી સાધના કરતો નથી, તેથી તેને ભગવાન દેખાતા નથી. કનૈયા પાછળ પડો તો તે કેમ ન મળે? અરે! તે તો જીવને મળવા આતુર જ છે, પણ જીવને ઈશ્વરને મળવાની ઇચ્છા જ થતી નથી. સાધન કરતાં એવી રીતે તન્મય બનો, દેહભાન ભૂલી જાવ કે સાધ્ય તમારી પાછળ આવે. જેમ યશોદાની ભક્તિ જોઈ કનૈયો યશોદા માતાનો પાલવ પકડે છે, તેમ જો તમારી પણ સાધનમાં તન્મયતા થશે તો સાધ્ય જરૂરથી તમારી પાસે આવશે જ. આ જ પુષ્ટિભક્તિ છે.

પોતાના સુખનો વિચાર કરવાનો નહિ. કેવળ ઠાકોરજીના સુખનો જ વિચાર કરવો. આ છે પુષ્ટિમાર્ગ, આ છે પુષ્ટિભક્તિ.

શરીરથી ભક્તિ કરો ત્યારે આંખ પણ શ્રીકૃષ્ણમાં રાખજો, મન પણ શ્રીકૃષ્ણમાં પરોવી રાખો. સર્વ અંગને ભક્તિરસનું દાન કરતાં યશોદા વાણીથી શ્રીકૃષ્ણ કીર્તન કરે છે.

શરીરથી સેવા કરો, વાણીથી કીર્તન કરો, મનને શ્રીકૃષ્ણમાં પરોવી રાખો તો કનૈયો તમારા હૃદયમાં જાગશે.

યશોદા કીર્તન કરતાં તન્મય બન્યાં છે. ઘરનું કામ શ્રીકૃષ્ણનું કીર્તન કરતાં કરતાં કરો. શ્રીકૃષ્ણનું કીર્તન કરતાં આંખો ઉઘાડી હોવા છતાં જગત ભુલાય છે.

યોગીઓ આંખો બંધ કરી બ્રહ્મચિંતન કરી જગતને ભૂલવા પ્રયત્ન કરે છે. છતાં જગત જલદી ભુલાતું નથી.

વાણીથી કીર્તન. આંખથી દર્શન. શરીરથી સેવા કરે છે એટલે યશોદાના હૃદયમાં શ્રીકૃષ્ણ જાગે છે.

પ્રેમથી સ્મરણ કરો તો કૃષ્ણપ્રેમમાં હૃદય પીગળે, એટલે આનંદ મળે છે. આનંદ એ બ્રહ્મનું સ્વરૂપ છે. નિદ્રામાં મનુષ્યને જેવો આનંદ મળે છે. તેવો જાગૃત અવસ્થામાં મળે તો મુક્તિ છે.

કનૈયો ઘૂંટણીએ ચાલતાં મા પાસે આવ્યો. માને કહે, મા મને ભુખ લાગી છે, ખાવા આપ. યશોદાએ જે કામ હાથમાં લીધેલું તે મૂકવાનું મન થતું નથી.

આ જીવ દુષ્ટ છે, છતાં ભગવાન તેને પૈસો આપે છે, પ્રતિષ્ઠા આપે છે. જીવ અધમ છે પણ પરમાત્મા આશા રાખે છે કે હજુ સુધરશે.

કનૈયો રડવા લાગ્યો. માએ કામ મૂકી કનૈયાને ગોદમાં લીધો. કનૈયાને ધવડાવવા લાગ્યાં. દૂધની ધારા છૂટી છે. ભક્તિમાં હૃદય પીગળે એટલે આનંદ થશે. અને આનંદ જ ઈશ્વરનું સ્વરૂપ છે. શું બાળકને ધવડાવવાની કથા શુકદેવજી કહેતા હશે? શ્રીધરસ્વામીએ કહ્યું છે કે આ કથા કેવળ મા બાળકને ધવડાવે છે તેની નથી. આ બ્રહ્મસંબંધની કથા છે. યશોદા એ જીવ છે. કૃષ્ણ એ પરમાત્મા છે. મા અને પુત્રનું મિલન કેવું છે તે બીજો કોઈ જાણી શકે નહિ. યશોદા બાળકને ધવડાવતાં નથી. તેને બ્રહ્મસંબંધ થયો છે. આ અદ્વૈતની કથા છે. યશોદા બાલકૃષ્ણને ગોદમાં લઈ પરમાત્મા સાથે એક થયાં છે.

જીવ અને બ્રહ્મનું આ મિલન છે. જીવ અને બ્રહ્મનું મિલન થાય ત્યારે, સંસારને મનમાં આવવા દેશો નહિ. યશોદા કનૈયાને ધવડાવતા હતાં ત્યારે તેનું મન ચૂલા ઉપરના દૂધ ઉપર જાય છે. ઈશ્વર મિલનનો પ્રસંગ આવે ત્યારે વિષયોને મનમાં આવવા દેશો નહિ. યશોદાનો બ્રહ્મસંબંધ થયો છે. અલૌકિક આનંદ આવવાનો હતો.



સ્તનપાન કરતાં કરતાં આજે કનૈયાને એવી ઇચ્છા થઈ કે ચાલ, પરીક્ષા કરું કે માતાને હું વહાલો છું કે આ સંસાર વહાલો છે, માને સાંસારિક કાર્યમાં વિશેષ પ્રેમ છે કે મારામાં. આજે માની કસોટી કરવી છે.

કસોટી કર્યા વગર પરમાત્મા જીવને અપનાવતા નથી.

બિચાર આના માટે મનુષ્ય કેવું પાપ કરે છે! મનુષ્ય ક્ષુદ્ર પાપ વારંવાર કરે છે. અનેક ક્ષુદ્ર પાપ ભેગાં થાય એટલે મહાપાપ થાય છે. પાપ ન કરો એ જ મહાન પુણ્ય છે.

પરમાત્મા કસોટી કરે છે અને પછી કૃપા કરે છે. કૃષ્ણ કોઈને પણ કસોટી કર્યા વગર અપનાવતા નથી. ઈશ્વર દરેક જીવની પરીક્ષા કરે છે. ઈશ્વર એવી ઇચ્છા રાખે છે કે જીવ મારી સાથે જ વધારે પ્રેમ કરે.

ઈશ્વરનો પટ્ટો ગળામાં રાખ્યો તે પછી ઈશ્વર સિવાય બીજામાં પ્રેમ કરો તે ઈશ્વરને ગમતું નથી. ઈશ્વર અપેક્ષા રાખે છે, આ જીવ મારી સાથે પ્રેમ કરે. પ્રેમ કરવા જેવો એક ઈશ્વર છે. જગતના પદાર્થોમાં કરેલો પ્રેમ એક દિવસ રડાવે છે.

માનો પ્રેમ મારામાં છે કે સંસારમાં? ખોળામાં સૂતો સૂતો કનૈયો વિચારે છે કે અગ્નિને આજ્ઞા કરીશ, તું ચૂલામાં જા. એટલે દૂધને ઊભરો આવશે, એટલે દૂધ ચૂલામાં પડશે. મને છોડશે નહિ તો હું વહાલો અને જો દૂધ ઊતારવા જશે તો સંસાર વહાલો.

મને છોડી દૂધ ઉતારવા જશે, તો માનીશ મારા કરતાં માનો પ્રેમ સંસારના પદાર્થમાં વધારે છે. ઈશ્વર જ્યારે પરીક્ષા કરે છે ત્યારે એક જ પ્રશ્ન હોય છે. જેને મારો પટ્ટો ગળામાં ધારણ કર્યો છે તે વધારે પ્રેમ મારા સાથે કરે છે કે સંસારનાં વિષયો સાથે.

ઘણા ઇચ્છે છે, વ્યવહાર બરાબર થાય તે પછી ભક્તિ કરું. પરંતુ સંસારનો વ્યવહાર બરાબર થયો નથી અને થવાનો નથી.

મહાપુરુષો આજ્ઞા કરી ગયા છે: સર્વ રીતે જગતમાં કોઈ સુખી થતો નથી અને અને થાય તો શાનભાન ભૂલે છે.

સંસારમાં અડચણ રોજ આવે છે પણ મનુષ્ય નિશ્ચય કરે કે હું એક ક્ષણ પણ શ્રીકૃષ્ણ ચિંતન નહીં છોડું. તો પાપ અને પુણ્ય સમાન બને છે. ત્યારે મનુષ્ય જન્મ મળે છે. પાપ ભોગવવું પડે છે તેમ પુણ્ય પણ ભોગવવું પડે છે. કોઈ દુઃખનો પ્રસંગ આવે એટલે શરીરને સમજાવવું કે પાપ ઓછું થયું.

કનૈયાએ અગ્નિદેવને હુકમ કર્યો. અગ્નિએ ચૂલામાં પ્રવેશ કર્યો એટલે દૂધને ઊભરો આવ્યો.

દૂધને ઊભરો કેમ આવ્યો? એમાં બે પાનાં ભર્યાં છે. આ સાધુઓને બીજો 'ધો નથી. સ્વાદ વગરનું અન્ન ચોવીસ કલાકમાં એક વખત આરોગે અને આખો દિવસ રાધેકૃષ્ણનું ચિંતન કરે.

દૂધને ઊભરો આવવાનાં અનેક કારણો મહાત્માઓએ આપ્યાં છે.

(૧) એક મહાત્માએ કહ્યું:—આ દૂધ ઋષિરૂપા ગાયનું દૂધ હતું. ઋષિઓ સાધન અને તપ કરતા થાકી ગયા પણ મનમાંથી કામ ન ગયો. તે બુદ્ધિગત કામનો નાશ કરવા ઋષિઓ ગાયો થઈને આવેલા. દૂધને એવી ઇચ્છા હતી કે હું કનૈયાના

પેટમાં જાઉં. મારો ઉપયોગ શ્રીકૃષ્ણસેવામાં થાય તો મારું કલ્યાણ થાય. જડ પદાર્થને પણ એવી ઇચ્છા થાય છે કે મારો ઉપયોગ કૃષ્ણસેવામાં થાય. કામીના પેટમાં જઈશ તો ભોગવિલાસમાં મારો વિનાશ થશે.

ક્યાંક તમે કનૈયાના પેટમાં—હૃદયમાં જાવ અથવા તમારા પેટમાં—હૃદયમાં કનૈયો આવે તો જ શાંતિ મળશે, ત્યાં વગર શાંતિ નથી. યોગીઓ પરમાત્માના સ્વરૂપમાં મળી જાય છે. વૈષ્ણવો શ્રીકૃષ્ણને પોતાના સ્વરૂપમાં ઉતારે છે. બન્ને માર્ગ એક જ છે.

યશોદાજી લાલાને બહુ ધવડાવશે તો તેને ભૂખ રહેશે નહિ અને મને પીશે નહિ. જો મારો ઉપયોગ કૃષ્ણસેવામાં ન થાય તો મારું જીવવું શા કામનું ? હું અગ્નિમાં પડીને મરી જાઉં એ વિચારે દૂધને ઊભરો આવ્યો.

જીના હૈ ઉસકા ભલા જો ઈન્સાન કે લિયે જીયે,
મરના હૈ ઉસકા ભલા જો અપને લિયે જીયે.

પોતા માટે જીવે એ જીવન નથી. કુટુંબ માટે તો કાગડો પણ જીવે છે. પતરાવડાં જોઈ કાગડો પણ જાતભાઈઓને બોલાવે છે. પરોપકાર માટે જીવે એ જીવ્યો, નહિતર મર્યો. જાતે સુખ ભોગવવાની વાસના ભક્તિમાં બાધક છે, પણ બીજાને સુખી કરવાની ભાવના ભક્તિમાં સાધક છે.

સમયનો નાશ એ સર્વસ્વનો નાશ. દૂધને અપેક્ષા હતી કે મારે શ્રીકૃષ્ણના પેટમાં જવું છે. દૂધને ખાત્રી થઈ કે કનૈયો મને પીવા આવશે નહિ એટલે અગ્નિમાં પડી બળીને મરી જાઉં.

(૨) એક મહાત્મા કહે છે :—દૂધને ઇચ્છા હતી યશોદા લાલાને થોડું ધવડાવે તો લાલાને ભૂખ લાગશે. એટલે મને પીવા આવશે. પણ આ કનૈયો બહુ ધાવે છે. લાલાનું પેટ ભરાઈ જશે તો એના પેટમાં ભૂખ નહિ રહે, તો મને પીવા આવશે નહિ. લાલા તું ઓછું ધાવ, ઓછું ધાવ એમ કહેવા માટે દૂધ કૃષ્ણ તરફ દોડયું અને તેથી ઊભરાયું.

(૩) એક બીજા મહાત્મા કહે છે :—દૂધ યશોદાજીના ઘરનું હતું. યશોદાના ઘરમાં કૃષ્ણકીર્તન, કૃષ્ણકથા થાય, તેનો સત્સંગ દૂધને પણ થયો છે. એક કરોડ જપથી માળામાં દિવ્ય શક્તિ આવે છે તો દૂધમાં દિવ્યતા કેમ ન આવે ? વળી ચૂલા ઉપરનું દૂધ ઋષિરૂપી ગાયનું હતું. દૂધને બાળકૃષ્ણનાં દર્શન થયાં એટલે તેને મળવા તે આતુર થયું. લાલો તો મારી સામે જોતો નથી તેથી અકળાઈને દૂધ ઊભરાઈને લાલાને મળવા ચાલ્યું.

આ લીલા બધાનાં ઘરમાં થાય છે. વિષયસુખનો ઊભરો એ જ દૂધનો ઊભરો છે. દૂધનો ઊભરો એટલે સંસારના ભોગવેલા વિષયોનું સ્મરણ. એવી રીતે ભોગને ભોગવજો કે મનમાં ચોંટી ન જાય. તેનું સ્મરણ ન થાય. ઠાકોરજીની સેવા કરતાં વિષયસુખનું સ્મરણ થાય એ દૂધનો ઊભરો છે. અને એટલે ભક્તિનો નાશ થશે.

ઘરનું કામ કરતાં કોઈ યાદ ન આવે પણ જ્યાં માળા હાથમાં લીધી એટલે સગાં વગેરે યાદ આવે છે. સાધકને કંઈ પ્રાપ્તિ થવા આવે તે જ વખતે ઊભરો એટલે સંસાર યાદ આવે છે. પરીક્ષા કરવા કનૈયો આવું કરાવે છે. બ્રહ્મસંબંધ કરતાં દૂધનો ઊભરો ન આવે તે માટે સાવધાન રહો. મનુષ્ય પ્રભુસ્મરણ કરવા બેસે છે, ત્યારે તેને ભોગવેલા વિષયસુખનું સ્મરણ થાય છે, એટલે ભગવાનનું વિસ્મરણ થાય છે.



સેવા કરતાં જગત યાદ આવે એ ઇષ્ટ નથી. લોકોને ડાકોરના રણછોડરાયજી યાદ આવતા નથી, પણ ડાકોરના ગોટા યાદ આવે છે. ડાકોરમાં ગોટા સુંદર મળે છે એમ કહી લોકો ગોટાને યાદ કરે છે. પણ ડાકોરના શ્યામસુંદરને કોઈ યાદ કરતું નથી.

ઈશ્વરની સેવા કરતાં સંસારના કોઈપણ વિષયસુખનું સ્મરણ થાય એટલે માનજો દૂધમાં ઊભરો આવ્યો છે. સેવામાં હોઇએ ત્યારે આંખ કે મન બીજા કોઈને ન આપો. આંખ નીચી રાખી માત્ર જયશ્રીકૃષ્ણ કરી વાત પતાવો. આંખ આપશો તો મન ચંચળ થશે.

(૪) દશમ સ્કંધમાં ટીકાકારો પાગલ બન્યા છે. એક મહાત્માએ કહ્યું છે કે :—યશોદાજીને દૂધ વહાલું ન હતું. દૂધને માટે તેઓ દોડેલાં નહિ; દૂધ ઊભરાઈ જાય તો નુકશાન થાય તે વિચારથી તેઓ દોડેલાં નહિ. પરંતુ ચૂલા ઉપર જે દૂધ હતું તે ગંગી ગાયનું દૂધ હતું. યશોદાજી વિચાર કરે છે કે લાલો ગંગી ગાયનું જ દૂધ પીએ છે. ગંગી ગાયના દૂધ સિવાય બીજી ગાયનું દૂધ લાલાને ભાવતું જ નથી–લાલો બીજી ગાયનું દૂધ પીતો નથી. તે ગંગી ગાયનું દૂધ ચૂલા ઉપર ઊભરવા આવ્યું હતું. જો તે દૂધ ઊભરાઈ જાય તો લાલો દૂધ માંગશે ત્યારે લાલાને હું શું આપીશ ? એમ વિચારી લાલાને માટે જ યશોદા દોડેલાં છે. દૂધ કનૈયાનું છે અને કનૈયા માટે જ યશોદા દોડેલાં છે. પ્રિય કરતાં પ્રિયની વસ્તુ અતિ પ્રિય લાગે છે.

(૫) એક મહાત્મા કહે છે કે મને દૂધ ઊભરાવવાનું કારણ જુદું જ લાગે છે. તમને શું લાગે છે ? તે મહાત્મા કહે છે કે દૂધે પરમાત્માને યશોદાની ગોદમાં જોયા. ઈશ્વરદર્શન પછી પણ મારે અગ્નિનો તાપ સહન કરવો પડે છે. મારો તાપ ઓછો થતો નથી, મારું દુઃખ ઓછું થતું નથી, તેથી મારા પાપ ઘણાં છે. હું જીવવાને લાયક નથી. તેથી પાપી હું અગ્નિમાં પડીને મરી જાઉં, એમ વિચારી દૂધ ઊભરાયું.

યશોદાજી લાલાને મૂકી ચૂલા ઉપરથી દૂધ ઉતારવા ગયાં.

વ્યવહારનું કાર્ય કરતાં જીવ ઈશ્વરને યાદ કરે છે. પણ જ્યારે ઈશ્વર ગોદમાં આવે છે, ઈશ્વર સાથે સંબંધ થાય છે, ત્યારે જીવ ઈશ્વરને છોડી વ્યવહારનું કાર્ય કરવા જાય છે. બ્રહ્મસંબંધ કરતાં સંસારનું સ્મરણ થાય એ જ દૂધનો ઉભરો છે. કેટલાક માળા કરે છે ત્યારે વિચારે છે કે આજે કયું શાક લાવવું ? કોળું તો બે દિવસ ખાધું, આજે પરવળ લાવીશ. આવા જપમાં જપ પરમાત્માનો નથી થતો પણ પરવળનો થાય છે. કારણ કે મનથી ચિંતન પરવળનું કરે છે.

વિયોગમાં અપેક્ષા જાગે છે એ ગુણદર્શન. સંયોગમાં ઉપેક્ષા જાગે છે એ દોષદર્શન. કનૈયો ગોદમાં આવ્યા પહેલાં યશોદાને કૃષ્ણની અપેક્ષા અને કનૈયો ગોદમાં આવ્યા પછી ઉપેક્ષા–કનૈયાને છોડીને જાય છે.

જીવનો એવો સ્વભાવ છે કે જે વસ્તુ સુલભ હોય તેની ઉપેક્ષા કરે છે. ભગવાનને થયું કે કેટલા વ્રતતપને અંતે હું મળ્યો અને હવે બશેર દૂધને માટે મારો ત્યાગ કરે છે.

આજે યશોદા લાલાને છોડી લૌકિક કામ કરવા ગયાં. કૃષ્ણને લાગ્યું કે માતાજીનો જીવ હજી લૌકિક કામમાં જ છે. મારા કરતાં માને સંસાર વધારે વહાલો લાગે છે. એટલે માને શિખામણ આપવા દહીંની ગોળી ફોડી. લાલાએ પથ્થર ઉપાડી ગોળી ઉપર માર્યો. એક મણ દહીંની ગોળી ફોડી.

શ્રી મહાપ્રભુએ આજ્ઞા કરી છે કે શ્રીકૃષ્ણની સેવા લૌકિક ભાવથી ન કરો. અલૌકિક સેવા છોડી તમારું લૌકિક કાર્ય સુધારવા જશો તો ભગવાન તમારું લૌકિક કાર્ય

વધારે બગાડશે. લૌકિક અને અલૌકિકની ચિંતા પ્રભુને છે. ભગવાનને તમારી ખૂબ કાળજી છે. મનુષ્ય ફોગટ ચિંતા કરીને હૈયું બાળે છે કે મારું શું થશે? હું સમર્થનો છું અને મારો ધણી સમર્થ છે તેમ માની નિશ્ચિત બની ભગવાનનું ચિંતન કરો.

ભગવત્સેવા સ્મરણ કરતાં ઘરમાં કાંઈક નુકશાન થાય તો થવા દેજો. તન ઠાકોરજી પાસે અને મન રસોડામાં એ તે કાંઈ સેવા કહેવાય.

ભગવત્સેવા મૂકીને લૌકિક કામ સુધારવા જશો તો તમારું લૌકિક કામ પણ વધારે બગડશે. એ બતાવવા શ્રીકૃષ્ણે દહીંની ગોળી ફોડી, એટલે કે વિષયાસકિતરૂપી ગોળી ફોડી. યશોદાજીની સંસારાસકિત દૂર કરવા દહીંની ગોળી ફોડી છે. સંસારાસકિત ગયા વગર ભગવતાસકિત થતી નથી.

પરમાત્માનું સ્મરણ અને સેવા છોડી લૌકિક કાર્ય કરવા જશો—સુધારવા જશો તો ભગવાનને ઠીક લાગશે નહિ.

હરિ ઉપર વિશ્વાસ રાખી ઈશ્વરસેવા, ઈશ્વર ભકિત કરવી જોઈએ, કારણ હરિને ભજતાં કોઈ દિવસ તમારી લાજ જવાની નથી જ.

હરિને ભજતાં હજી કોઈની લાજ જતાં નથી જાણી રે;
જેની સુરતા સામળિયા સાથ, વદે વેદ વાણી રે.
વહાલે ઉગાર્યો પ્રહ્લાદ, હિરણા કંસ માર્યો રે;
વિભીષણને આપ્યું રાજ, રાવણ સંહાર્યો રે.
વહાલે નરસિંહ મહેતાને હાર, હાથોહાથ આપ્યો રે,
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી થાપ્યો રે.
વ્હાલે મીરાં તે બાઈનાં ઝેર હળાહળ પીધાં રે,
પાંચાળીના પૂર્યાં ચીર, પાંડવ કામ કીધાં રે.
આવો હરિ ભજવાનો લહાવો, ભજન કોઈ કરશે રે,
કર જોડી કહે પ્રેમળદાસ, ભકતોનાં દુઃખ હરશે રે.

સંસારમાંથી આસકિત ન જાય ત્યાંસુધી ભગવતભકિત સિદ્ધ થતી નથી.
સંસારના વિષયો પ્રત્યે અરુચી આવે તો ઈશ્વર પ્રત્યે રુચિ થશે.

સંસારના વિષય ભોગોથી કોઈ પણ દિવસ તૃપ્તિ મળવાની જ નથી. લોકોને અથાણામાં અને શાકમાં તેલનો રેલો જોઈએ. શાકમાં તેલનો રેલો નીકળે તો જ શાક ભાવે. વિચાર કરો આજ સુધીમાં સેંકડો તેલના ડબ્બાઓ પેટમાં ગયા છે, છતાં તૃપ્તિ થઈ છે? સેંકડો નહિ પણ હજારો મણ અનાજ પેટમાં ગયું છતાં તૃપ્તિ થઈ છે? માટે ઈશ્વરને છોડી તમે લૌકિક કાર્યને મહત્વ આપશો નહીં. જો તમે એવા કાર્યને મહત્વ આપશો, તો ભગવાન તમારું લૌકિક કાર્ય વધારે બગાડશે.

તે વખતે બાળમિત્રો આવ્યા છે. મિત્રો પૂછે છે લાલા, આજે કોને ઘેર જઈશું? કનૈયો કહે છે આજે મારા જ ઘરનું માખણ ખાઈશું. આજે ભગવાન બધાંને પોતાના ઘરનું માખણ આપે છે, અને ખવડાવે છે.

પરમાત્મા કરેલા ઉપકારોને ભૂલતા નથી. રામાવતારમાં વાનરોએ કરેલા ઉપકારો યાદ કરી શ્રીકૃષ્ણ વાનરોને પણ માખણ ખવડાવે છે.



યશોદા માતા પાછાં આવી જુએ છે તો દહીંની ગોળી ફોડેલી છે. દહીં ઢોળાયું છે. આ લાલાનું કામ છે. લાલાએ રીસમાં ગોળી ફોડી છે. પણ લાલો છે કયાં? છે કયાં? જુએ છે તો કનૈયો શીકા ઉપરથી માખણ લઈ બધાને માખણ ખવડાવે છે. વાનરોને માખણ ખવડાવે છે.

વાનર એટલે મન. મન વાનર જેવું ચંચળ છે પણ શ્રીરામ અને શ્રીકૃષ્ણ આગળ તો તે હાથ જોડીને ઊભું રહે છે. રામ અને શ્રીકૃષ્ણ વગર વાનર મન કોઈ જગ્યાએ સ્થિર થતું નથી. વાનર ફળ ખાય છે; વસ્ત્રો પહેરતાં નથી. વાનર સાધુ જેવા છે. કનૈયો વાનરોને માખણ ખવડાવે છે.

માતાજી લાલાને માખણની ચોરી કરતાં જુએ છે. યશોદાને આશ્ચર્ય થયું. લાલાને ચોરી કરવાની આદત પડી છે ગોપીઓ કહેતી હતી તે વાત સાચી છે. લાલાને આજે પકડીશ. જે ખાયણી ઉપર ઊભો રહીને લાલો ચોરી કરે છે તેની સાથે હું તેને બાંધીશ. યશોદાજીએ હાથમાં લાકડી લીધી છે. માતા યશોદા હાથમાં લાકડી લઈને કૃષ્ણને પકડવા દોડયાં છે.

મિત્રો કહે છે લાલા, મા આવી, મા આવી, કનૈયો દોડે છે. આગળ કૃષ્ણ અને પાછળ માતા યશોદા છે જે ઈશ્વરને યોગીઓ પકડી શકતા નથી તે કનૈયાને પકડવા યશોદાજી દોડે છે. શ્રીકૃષ્ણ હાથમાં આવતા નથી. માતાજી દોડતાં થાકી ગયાં છે.

શ્રીકૃષ્ણ હાથમાં કેમ આવતા નથી? શ્રીધરસ્વામી કહે:—યશોદાજી ભૂલ છે. દોડતી વખતે કૃષ્ણના ચરણમાં અને મુખારવિંદમાં યશોદા નજર રાખતા નથી. યશોદા પાછળથી આવે છે. કનૈયાની પાછળ દોડે છે. શ્રીકૃષ્ણની પીઠ ઉપર નજર રાખે છે. લાલાની પીઠ જોઈને દોડે તેના હાથમાં લાલો આવતો નથી. કારણ લાલાની પીઠમાં અધર્મ છે. તૃતીય સ્કંધમાં કહ્યું છે અધર્મ શ્રીકૃષ્ણની પીઠમાંથી ઉત્પન્ન થયો છે. અધર્મના સન્મુખ દોડે તો ભગવાન હાથમાં આવે નહીં.

ભક્તિ પણ ધર્મની મર્યાદામાં રહીને કરો. ભક્તિ ધર્માનુકૂલ હોવી જોઈએ. ભક્તિમાં અધર્મ આવે તો ભક્તિ બગડે. જેની જે ફરજ પરમાત્માએ નક્કી કરી છે તે બરાબર બજાવો. જે પોતાનો ધર્મ છોડે છે તેની ભક્તિ સફળ થતી નથી. તમારો ધર્મ પાળ્યા વગર તમે ભક્તિ કરો તો તે સફળ થશે નહિ. બ્રાહ્મણ સંધ્યા કર્યા વગર સેવા કરવા જાય તો ભગવાન તેની સેવા સ્વીકારશે? બ્રાહ્મણ સંધ્યા છોડે અને કૃષ્ણની સેવા કરવા જાય, તો ભગવાન તેની સેવા ગ્રહણ કરતા નથી. ઘરમાં પાતદેવ માંદા છે. પતિએ કહ્યું કે આજે મારી તબીયત સારી નથી માટે મંદીરમાં જશો નહિ. પત્ની દુરાગ્રહી હતા એટલે પતિની આજ્ઞા વગર મંદિરમાં દર્શન કરવા ગયા. આવી સ્ત્રીની ભક્તિ ફળશે? નહિ જ.

પ્રભુ કહે છે મને ધર્મ બહુ પ્રિય છે. ભગવાનની ભક્તિ પણ ધર્મની એકેએક મર્યાદા પાળીને કરવી જોઈએ.

યશોદા લાલાને પકડી શકતાં નથી કારણ ભક્તિ (યશોદા) અધર્મ તરફ દોડે છે.

એક મહાત્મા કહે છે, મને કારણ જુદું લાગે છે. યશોદાના, હાથમાં લાકડી હતી. લાલો કહે છે લાકડી લઈ કોઈ મને પકડવા આવે તે મને ગમતું નથી. લાકડી લઈ કોઈ મને પકડવા આવે તો લાલાને બીક લાગે છે. લાકડી એ અભિમાન છે. પુષ્ટિ

સંપ્રદાયમાં બાલકૃષ્ણની સેવા કરવાની છે. લાકડી લઈને કોઈ લાલા પાસે જાય તો લાલાને બીક લાગે કે આ મને મારવા તો આવ્યો નથી ? કનૈયો કહે છે જ્યારે મારા દર્શન કરવા આવો ત્યારે હુંપણું (અભિમાન) છોડીને આવો.

શ્રી વલ્લભાચાર્યજીએ કહ્યું છે કે ભક્ત અભિમાનથી ભગવાનને પકડવા જાય, તો ભગવાન પકડાતા નથી. બુદ્ધિ–ભક્તિ–યશોદાજી લાકડી લઈને એટલે કે અભિમાનથી કનૈયાને પકડવા જાય છે. એટલે શ્રીકૃષ્ણ પકડાતા નથી. સત્કર્મ કર્યા પછી અંદરનું અભિમાન વધતું હોય તો એ સત્કર્મ શા કામનું ? ભગવાન સર્વ દોષની, અપરાધની ક્ષમા કરે છે. પણ અભિમાનની ક્ષમા કરતા નથી. અભિમાન થાય તો ભગવાન ઉપેક્ષા કરે છે. અભિમાન કરવા જેવું આપણી પાસે કશું નથી. તું શાનો અભિમાન કરે છે. રાય રંક બને છે અને રંક રાય બને છે. લાખની રાખ થતાં વાર લાગતી નથી. બધો વૈભવ છે પણ અચ્યુતમ્ કેશવમ્ થતાં વાર લાગતી નથી. આમાં તું શાનું અભિમાન કરે છે.

યશોદા દોડતાં થાકી ગયાં. કનૈયો હાથમાં આવતો નથી. ખૂબ થાકી ગયાં એટલે લાકડીનું વજન સહન થતું નથી. યશોદાએ લાકડી ફેંકી દીધી. લાલાને એટલું જ જોઈતું હતું. મા લાકડી–અભિમાન ફેંકી દે. માએ લાકડી ફેંકી દીધી એટલે કનૈયો ઊભો રહી ગયો અને સામો દોડતો આવવા લાગ્યો. યશોદા શ્રીકૃષ્ણ સન્મુખ જુએ છે એટલે લાલો પકડાય છે. લાલાનું મુખ જોઈને દોડે, તો જ લાલો પકડાય કારણ કે લાલાના મુખમાં ધર્મ છે.

**त्यक्त्वा यष्टिं ।**

યશોદાજીએ લાકડી ફેંકી દીધી. અભિમાન દૂર કર્યું, નિઃસાધન બન્યાં એટલે શ્રીકૃષ્ણ ભગવાન પકડાયા. તે બતાવે છે કે ભક્તિમાં દૈન્યભાવ જોઈએ. વ્યવહારમાં પણ દૈન્યભાવ જોઈએ. જીવ અહંતા–મમતા ન છોડે ત્યાંસુધી ભગવાન મળતા નથી. જીવ "હું પણું" અભિમાન ન છોડે ત્યાં સુધી ભગવતદર્શન થતું નથી, જ્યાંસુધી હું છે ત્યાંસુધી ભગવાન મળતા નથી. જ્યાં હું છે ત્યાં હરિ નથી અને જ્યાં હરિ છે ત્યાં હું નથી. કનૈયો રડવા લાગે છે. માએ કહ્યું તું ખોટું રડે છે. હું તને જાણું છું.

બાળકોને દુઃખ થયું, મંડળના અધ્યક્ષ પકડાયા છે. બાળકો યશોદા પાસે આવે છે. બાળકોએ કહ્યું, મા લાલાને બાંધીશ નહિ. લાલાએ ચોરી કરી પોતે કાંઈ ખાધું નથી. મા, બધું માખણ અમને ખવડાવ્યું છે. મા, અમારો કનૈયો બહુ કોમળ છે. તું લાલાને બાંધીશ નહિ. યશોદાનું હૃદય પીગળ્યું છે. યશોદાને વિચાર થયો આને બાંધું એ ઠીક નથી. કનૈયો બધાને વહાલો છે, પણ હું શું કરું ? લાલાને ચોરી કરવાની આદત પડી છે તે આદત છોડાવવી છે. લાલાને બે કલાક બાંધીશ અને પછી છોડી દઈશ.

યશોદાએ નિશ્ચય કર્યો આજે તો લાલાને બાંધીશ. યશોદા બાળકોને ધમકાવે છે. માને ક્રોધ આવ્યો છે. બાળકોને ડર લાગ્યો, યશોદા લાલાને મારશે. બાળકો વીનવે છે. મા, લાલાને બાંધીશ નહિ.

યશોદા કનૈયાને ખાંડણિયા પાસે લાવ્યાં છે. બાળકો ઘેર ગયાં. ગોપીઓને ખબર આપી. ગોપીઓ દોડતી આવી છે. બોલી, મા છોકરો ન હતો ત્યારે તું રડતી હતી. અને આજે લાલાને બાંધવા તૈયાર થઈ છે ? મા, હું ગરીબ છું. લાલો રોજ મારા ઘેર આવીને ગોળી ફોડે છે છતાં મને તેને બાંધવાનો વિચાર પણ આવતો નથી. મા, હું ગરીબ છું. છતાં તને જોઈએ તો પાંચ ગોળી દહીં આપીશ. પણ કનૈયાને છોડી દે. એક



ગોળીના માટે મારા લાલાને બાંધે છે. એને શું કહું ? શુકદેવજીને પણ આ ગમ્યું નહિ. એટલે યશોદાજીને માટે અત્રે ગોવાલણ શબ્દ વાપર્યો છે. એક ગોળી ફોડી તેમાં શું થયું ? મા, લાલાને બાંધીશ નહિ. યશોદાએ ગોપીઓને ઠપકો આપ્યો, છોકરો મારો છે. આજે પંચાયન કરો.

શુકદેવજી વર્ણન કરે છે :—રાજન્ ! કાળના પણ કાળ શ્રીકૃષ્ણ આજે યશોદાથી ડરે છે. કૃષ્ણ થરથર કાંપે છે.

યશોદાજી બાલકૃષ્ણને ખાંડણિયા સાથે દોરડાથી બાંધવા લાગ્યાં, પણ જે દોરીથી બાંધવા જાય તે દોરી બે આંગળ ઓછી પડે છે. બીજી દોરી જોડી તે પણ બે આંગળ ઓછી થાય. ત્રીજી જોડી તે પણ બે આંગળ ઓછી.

**तदपि द्व्यङ्गुलं न्यूनं यद् यदादत्त बन्धनम् ॥**

ભા. ૧૦–૯–૧૬

આ પ્રમાણે તેઓ જેમ જેમ દોરી લાવે અને જોડતી જાય તેમ દોરીઓ જોડવા છતાં પણ તે સર્વ બે બે આંગળ ટૂંકી પડતી જાય.

કેટલાક મહાત્માઓ કહે કે દોરીને શ્રીકૃષ્ણનો સ્પર્શ થયો એટલે દોરીનો સ્વભાવ બદલાયો છે. યજ્ઞ કરવાથી સ્વભાવ સુધરતો નથી, તીર્થયાત્રા કરવાથી સ્વભાવ સુધરતો નથી, બ્રાહ્મણોને જમાડવાથી સ્વભાવ સુધરતો નથી. જે મનથી પ્રભુનું ધ્યાન કરે છે, જે મનથી પરમાત્માને મળે છે તેનો સ્વભાવ સુધરે છે. ભગવત સ્પર્શ વગર સ્વભાવ બદલાતો નથી. બ્રહ્મસ્પર્શ થયા પછી બંધન શાનું ? દોરીએ બાંધવાનો સ્વભાવ છોડી દીધો છે. આ દોરીઓને કૃષ્ણની દયા આવી છે. વૈષ્ણવો કહે છે કે દોરીમાં ઐશ્વર્યશકિતએ પ્રવેશ કર્યો છે. ઈશ્વર જ્યાં જાય ત્યાં ઐશ્વર્ય સાથે આવે છે. ઐશ્વર્ય શકિતને દુઃખ થાય છે કે એક સાધારણ ગોવાલણ પ્રભુને બાંધે છે. ગોપીઓ યશોદાજીને કહે છે, મા ગમે તેમ કર. આ લાલાના ભાગ્યમાં બંધન લખ્યું નથી. તે તો અમને સંસારના બંધનમાંથી છોડાવવા આવ્યો છે.

ઐશ્વર્યશકિત તો પરમાત્માને સ્વામી માને છે. વાત્સલ્યભકિત કહે છે, હું પરમાત્માને બાંધીશ. ઐશ્વર્યશકિત કહે છે કે હું મારા પતિને બાંધવા નહીં દઉં. ઐશ્વર્ય-શકિત અને વાત્સલ્યશકિતનો આ મધુર ઝગડો છે. પ્રભુએ ઐશ્વર્યશકિતને હુકમ કર્યો કે ગોકુળમાં હું ઈશ્વર નથી. ગોકુળમાં હું યશોદાનો બાળક છું. હું દ્વારકા આવીશ ત્યારે તારો ધણી થઈને આવીશ. અત્રે તો હું યશોદાનો દીકરો છું. ઐશ્વર્યશકિતને હુકમ કર્યો કે તું જા અહીંથી. માને બાંધવાની ઇચ્છા છે તો મા ભલે બાંધે. ગોકુળમાં પ્રેમ પ્રધાન છે. દ્વારકામાં ઐશ્વર્યશકિત પ્રધાન છે. વ્રજમાં તારે આવવાની જરૂર નથી.

ગોકુળલીલામાં વાત્સલ્યભાવ પ્રધાન છે. પૌગંડલીલામાં સખ્યભાવ પ્રધાન છે. ગોપીઓ સાથેની લીલામાં માધુર્યભાવ પ્રધાન છે. ઐશ્વર્યશકિતને કહ્યું, તું દ્વારકા જા. ઐશ્વર્યશકિતએ દોરડામાંથી વિદાય લીધી છે.

ઘરનાં બધાં દોરડાં ખલાસ થયાં. હવે શું થાય ? કૃષ્ણ તો બંધાતા નથી. યશોદાજી આશ્ચર્ય પામ્યાં. આ જોઈને ગોપીઓ હસવા લાગી. જાણે કહેતી ન હોય કે ભગવાન એમ કાંઈ બંધાતા હશે ?

ભગવાન કહે છે–મારા અને તમારા વચ્ચે બે જ આંગળનું અંતર છે. અહંતા અને મમતારૂપી બે આંગળાનું અંતર છે. જેનામાં અહંતા અને મમતા હોય તે મને કદી પણ બાંધી શકે નહીં.

અહંતા-મમતા હોય તો ભગવાન કહે છે તારા અને મારા વચ્ચે બે આંગળ અંતર રહે છે. મને કોઇ બાંધી શકતું નથી.

ત્રિગુણાત્મક માયાદોરી પરમાત્માને બાંધી શકતી નથી. ભગવાન તો પ્રેમરૂપી દોરીથી બંધાય છે-જાતે પોતાની મરજીથી બંધાય છે.

શ્રીકૃષ્ણે જોયું કે માતાજી પરિશ્રમથી ખૂબ જ થાકી ગયાં છે અને પરસેવાથી રેબઝેબ થઈ ગયાં છે. માતાનો પરિશ્રમ જોઈ ભગવાનથી ન રહેવાયું. તેથી કૃપા કરી પોતે જાતે માતાનાં બંધનમાં બંધાઈ ગયા. ભગવાન કહે છે :—હું કૃપા કરું તો જ બંધાઉં.

**दृष्ट्वा परिश्रमं कृष्णः कृपयाऽऽसीत् स्वबन्धने ॥**

ભગવાન કહે છે :—હું લૌકિક દોરડાથી બંધાતો નથી. હું પ્રેમની દોરીથી જ બંધાઉં છું. લૌકિક બંધનથી ભગવાન બંધાતા નથી.

ભક્તોનો પ્રેમ જ મને બાંધી શકે, બીજું કોઈ નહિ.

ઈશ્વર કૃપા ન કરે ત્યાં સુધી આ જીવ ઈશ્વરને બાંધી શકે નહિ.

કૃષ્ણ જાતે બંધાયા. જીવ તો સ્વાર્થને લીધે બંધનનો સ્વીકાર કરે છે ત્યારે આજે પરમાત્મા નિસ્પૃહિ હોવા છતાં બંધનનો સ્વીકાર કરે છે, ભગવાન જ્યારે બંધાય ત્યારે જીવ બંધનમાંથી છૂટે અને તેનો ઉદ્ધાર થાય.

શુદ્ધ પ્રેમ લક્ષણાભકિત ભગવાનને બાંધે છે. જ્ઞાન અને યોગ ભગવાનને નહીં બાંધી શકે.

ઈશ્વર જ્યાં સુધી પ્રેમદોરીથી બંધાતા નથી ત્યાં સુધી માયામાંથી છૂટી શકાતું નથી. એ બતાવવા દામોદર લીલા છે. દોરડા વડે પેટ આગળથી બંધાયા એટલે કૃષ્ણનું નામ પડયું દામોદર. બોલો દામોદર ભગવાનની જય.

પરમાત્માને જ્યાં સુધી પ્રેમથી ન બાંધો ત્યાં સુધી સંસારનું બંધન રહે છે.

ઈશ્વરને બાંધશો તો તમે જન્મમરણનાં બંધનમાંથી છૂટી જશો. ઈશ્વરને બાંધે એ બંધનમાંથી છૂટે.

ઈશ્વર મોટા કેમ? ઈશ્વર સર્વથી શ્રેષ્ઠ કેમ? કારણ ઈશ્વર પોતાનો કોઈ આગ્રહ રાખતા નથી. જીવ પોતાનો આગ્રહ છોડતો નથી. ઈશ્વર પોતાનો આગ્રહ છોડે છે. ઈશ્વર અનાગ્રહી છે. જીવ દુરાગ્રહી છે. જીવ પોતાનો કક્કો છોડતો નથી. જીવ માત્રનો સ્વભાવ દુરાગ્રહી છે. જીવ અનાગ્રહી બને ત્યારે ઈશ્વરનો બને છે.

ભગવાન ભકતોના આગ્રહ આગળ પોતાનો આગ્રહ છોડે છે. તે ભકતના આગ્રહને માન આપે છે. ત્યારે જીવ કદાપિ પોતાનો આગ્રહ છોડતો નથી. માતાનો પરિશ્રમ જોઈ કનૈયો જાતે બંધાયો. આ રીતે કૃષ્ણે પોતે ભકતાધીન છે એમ સ્પષ્ટ બતાવ્યું. ઈશ્વરે પોતાનો આગ્રહ છોડી દીધો છે.

ભીષ્મ પિતામહની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા શ્રીકૃષ્ણે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરી શસ્ત્ર ધારણ કર્યું હતું. ભગવાન શ્રીકૃષ્ણ હાથમાં ચક્ર લઈ ભીષ્મપિતાને મારવા દોડયા. આ જોઈ ભીષ્મપિતાએ પોતાનાં ધનુષ્ય બાણ ફેંકી દીધાં, અને બોલ્યા કે, વાહ મારા પ્રભુ, મારી પ્રતિજ્ઞાને સત્ય કરવા તમે તમારી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો.

પણ પૂર્ણ પ્રેમ વગર પરમાત્મા બંધાય નહિ. મનુષ્યનો પ્રેમ ખંડિત છે, વિખરાયેલો છે. થોડો સ્નેહ તે ઘરમાં કરે છે, થોડો સ્નેહ તે ધનમાં અને થોડો ધણિયાણીમાં, થોડો સ્નેહ સંતાનોમાં અને થોડો પ્રેમ કપડામાં. આ અનેક ઠેકાણે વિખરાયેલો પ્રેમ ત્યાંથી ઉઠાવે અને ભેગો કરી ઠાકોરજીને અર્પણ કરે, તો ઠાકોરજી બંધાય છે. પ્રભુએ બતાવ્યું કે અન્યમાં આવી મમતા હશે તો તારા અને મારા વચ્ચે બે આગળનુ અંતર રહેશે. તું મને મળી શકીશ નહિ.



શ્રીકૃષ્ણને યશોદા ઉપર દયા આવી. બાલકૃષ્ણે વિચાર્યું, મા મને બાંધવાથી રાજી થતી હોય, મારા બંધાવાથી માને આનંદ મળતો હોય; તો મને બંધાવવામાં શું વાંધો છે? બાલકૃષ્ણ બંધાયા છે. યશોદાની ઇચ્છા છે તે પૂરી થાય છે.

પરમાત્માને કોણ બાંધી શકે? જ્ઞાની પુરુષો અને ભક્તો ભગવાનને પ્રેમના બંધનથી બાંધી શકે છે. બિલ્વમંગળ જેવા તેમને હૃદયમાં બાંધે છે.

બિલ્વમંગળ રસ્તા ઉપર ચાલતા જતા હતા. ચાલતાં ચાલતાં તેઓ રસ્તામાં એક ખાડામાં પડી ગયા. શ્રીકૃષ્ણ ગોપ બાળકનું રૂપ ધરીને આવ્યા. બિલ્વમંગળનો હાથ પકડીને તેને બહાર કાઢે છે. શ્રીકૃષ્ણના કોમળ હસ્તના સ્પર્શથી બિલ્વમંગળને લાગ્યું કે આ સાક્ષાત્ ભગવાન હોવા જોઈએ. સૂરદાસ તેમને પૂછે છે :—તમે કોણ છો? શ્રીકૃષ્ણે જવાબ આપ્યો :—હું તો એક ગોવાળનો છોકરો છું. એમ કહી ભગવાન નાસી જાય છે. બિલ્વમંગળ કહે છે :—મારો હાથ છોડીને તમે જાવ છો પણ મારું હૃદય છોડીને જાવ ત્યારે ખરા. મેં તમને મારા હૃદયમાં બાંધ્યા છે. તમે હૃદયમાંથી નાસી જાવ ત્યારે ખરા.

હાથ છૂડાકે જાત હો, નિર્બલ જાનકે મોહિ,
જાઓગે જબ હૃદયસે, સબલ કહુંગો તોહી.

દામોદરલીલાનાં વર્ણનમાં મહાપ્રભુજી પાગલ બન્યા છે. તેઓ લખે છે કે જ્ઞાન અને તપ ઉપર ભક્તિનો આ વિજય છે.

શ્રીકૃષ્ણના મથુરાગમન વખતે જ્યારે યશોદાજી શ્રીકૃષ્ણને વીનવે છે અને કહે છે કે બેટા મેં તને દોરડા વડે બાંધેલો તે તું ભૂલી જજે. તને બાંધ્યો એ મારી ભૂલ થઈ. તું એ મનમાં રાખીશ નહિ. ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે :—મા હું બધું ભૂલી જઈશ, પણ તેં મને દોરડા વડે બાંધેલો તે ભૂલીશ નહિ. હંમેશ યાદ રાખીશ. મા, પ્રેમરૂપી દોરીથી, પ્રેમથી તેં મને બાંધ્યો છે. મા હું દ્વારકાનાથ થઈશ, છપ્પન કોટિ યાદવોનો રાજા થઈશ, સોળ હજાર રાણીઓનો પતિ થઈશ. પણ મા તારા વડે બંધાયેલો તો હું તારો જ છું. તેં મને બાંધ્યો, તારા વગર મને કોણ બાંધી શકે? હું બીજા કોઈથી બંધાયો નથી, બીજા કોઈએ મને બાંધ્યો નથી. હું રૂક્ષ્મણીનો નહિ, સોળ હજાર રાણીઓનો નહિ, કોઈનો નહિ, પણ હું તારો જ છું. તારો બંધાયેલો છું. તારા પ્રેમના બંધનને હું યાદ કરીશ અને યાદ રાખીશ. મા, તારા પ્રેમને હું કદી નહિ ભૂલું.

આ ચરિત્રમાં યશોદાનો વિજય છે. જ્ઞાન-તપશ્ચર્યા ઉપર આ ભક્તિનો વિજય છે. જ્ઞાનીઓ તપના પ્રતાપે પરમાત્માનાં દર્શન કરી શકે પણ પરમાત્માને બાંધી શકે નહિ. તપસ્વીઓ ભગવાનને ઓળખી શકે, પરંતુ તેને બાંધી શકે નહિ. વિશુદ્ધ ભક્તિ જ ભગવાનને બાંધી શકે. તેથી તો ભગવાન કહે છે :—હું મુકિત આપું છું, અનન્ય ભક્તિ નહિ. ભકિત આપું તો મારે બંધાવું પડે.

ભકત દામાજી કર ન ભરી શકયા, તેથી દામાજીને યવન સરદારો પકડીને લઈ જતા હતા. રસ્તામાં તેણે વિનંતી કરી કે મને એકવાર પંઢરપુરનાં વિઠ્ઠલનાથનાં દર્શન કરાવો, પછી મને લઈ જાવ. સરદારો તેને પંઢરપુરમાં લાવ્યા. ભકત દામાજીની દશા જોઈ વિઠ્ઠલનાથનું હૃદય પીગળી ગયું. તેને થયું મારો દામો બંધાયો છે.

પંઢરપુરના વિઠ્ઠલનાથજીએ ઢેડનું રૂપ લીધું અને દરબારમાં ગયા, અને ત્યાં જઈને કહ્યું, મારું નામ વિઠું ચમાર. હું દામાજી ઉપરનું દરેક લહેણું ચૂકવવા આવ્યો છું. અને બધું લેણું ચૂકવી દામાજીને છોડાવ્યો.

ભગવાને દામાજીને ભક્તિ આપેલી તેથી દામાજીને માટે ઢેડ બનવું પડ્યું.

લાલાને બાંધી યશોદા રસોડામાં ગયાં છે. યશોદાનું શરીર રસોડામાં પણ મન શ્રીકૃષ્ણમાં છે. તેને થાય છે કનૈયાને બાંધ્યો તે ઠીક નથી, પણ કરું શું? તેને ચોરી કરવાની આદત પડી છે, તે છોડાવવી છે.

આજે કોઈ બાળક ઘેર ગયાં નથી. કનૈયા અમારે લીધે તારે બંધાવું પડ્યું. લાલા તને દુઃખ થાય છે? કનૈયો કહે છે મને કાંઈ દુઃખ થતું નથી. હું તો ગમ્મત કરું છું. લાલાને થયું હું બાળમિત્રોને કહીશ કે પરિશ્રમ થાય છે તો બાળકો દુઃખી થશે, એટલે કહ્યું છે મને કંઈ દુઃખ થતું નથી.

વૈષ્ણવ સાવધાન રહે છે કે મારા ઠાકોરજીને કાંઈ પરિશ્રમ ન થાય, તેમ પરમાત્મા સાવધાન રહે છે કે મારા વૈષ્ણવોને કાંઈ પરિશ્રમ થાય નહિ.

શ્રીકૃષ્ણે વિચાર્યું કે આજે બળદગાડાની લીલા કરવી છે. હું બળદ થઈશ. ખાંડણિયું થશે ગાડું. આ ખાંડણિયાને બળદગાડાની જેમ હું ખેંચીશ. કનૈયો ખાંડણિયાને ખેંચવા લાગ્યો.

દામોદર ભગવાને વિચાર કર્યો, હું બંધનમાં આવીશ પણ અનેક જીવોને બંધનમાંથી છોડાવીશ.

યશોદા એ પુષ્ટિભક્તિ છે. પુષ્ટિભક્તિથી ભગવાનને બાંધવા છે. ભગવાન બંધાય છે ત્યારે જીવને મુક્તિ મળે છે. ઈશ્વરને પ્રેમથી ન બાંધો ત્યાં સુધી તમારું માયાનું બંધન છૂટશે નહિ. ઇશ્વરને પ્રેમથી બાંધો.

નવમા અધ્યાયમાં બંધનલીલા એટલે પછી દશમા અધ્યાયમાં મોક્ષલીલા. એટલે કે તે પછી યમલાર્જુનના મોક્ષની કથા આવી.

શ્રીકૃષ્ણ ખાંડણિયાને ખેંચતાં ખેંચતાં પેલા બે યમલાર્જુનના ઝાડ પાસે આવ્યા. અને બે વૃક્ષોની વચ્ચે થઈને નીકળ્યા. ખાંડણિયો આડો પડી ગયો. પેટ ઉપર બાંધેલા દોરડાથી ખાંડણિયો ખેંચ્યો એટલે તે વૃક્ષો પડી ગયાં અને તેમાંથી બે તેજસ્વી પુરુષો બહાર આવ્યા.

આ બે વૃક્ષો અગાઉના જન્મમાં કુબેરના નળકૂબર તથા મણિગ્રીવ નામના પુત્રો હતા. તેઓ યક્ષ હતા. લક્ષ્મીયુક્ત હતા પણ નારદજીએ શાપ આપવાથી તેઓને વૃક્ષોનો અવતાર મળેલો.

પરીક્ષિત રાજાએ પ્રશ્ન કર્યો :—નારદજીએ તેઓને શાપ શા માટે આપ્યો? તેની કથા વિસ્તારપૂર્વક કહો.

શુકદેવજી વર્ણન કરે છે :—રાજન્! શ્રવણ કરો. નારદજીએ ક્રોધ કરીને નહિ પણ કૃપા કરીને શાપ આપ્યો છે.

નળકૂબર અને મણિગ્રીવ કુબેરના પુત્રો છે. બાપની સંપત્તિ મળી છે. સંપત્તિનો અતિરેક થાય છે ત્યારે ત્રણ દુર્ગુણો આવે : જુગાર, વ્યભિચાર અને માંસમદિરા. અતિ સંપત્તિ અને સન્મતિ સાથે રહી શકતા નથી. સંપત્તિના અતિરેકમાં સદ્વર્તન રહેતું નથી. સંપત્તિનો અતિરેક થાય છે, ત્યારે લોકો તામસ આહાર કરે છે, લોકોને મદિરા માંસનું વ્યસન થાય છે, સ્ત્રીઓનું વ્યસન થાય છે.

પતિપત્નીનો સંબંધ કામસુખ માટે નથી. સાચી પત્ની પતિને પાપ કરતા અટકાવે.

નળકૂબર, મણિગ્રીવ સંપત્તિના અતિરેકમાં ભાન ભૂલ્યા છે. ખૂબ મદિરાપાન કર્યું છે. ગંગાકિનારે આવ્યા. ગંગાના પવિત્ર જળમાં યુવાન સ્ત્રીઓ સાથે નગ્ન થઈને સ્નાન કરવા લાગ્યા. સ્ત્રીઓ સાથે જળવિહાર કરે છે.



તીર્થમાં વિલાસી જાય તો તે તીર્થની મર્યાદાનો ભંગ કરે છે. મહાપ્રભુજીએ દુઃખથી કહ્યું છે, તીર્થમાં વિલાસી લોકો રહેવા આવવા લાગ્યા એટલે તીર્થમાંથી દેવો પલાયન થઈ ગયા. માટે તો :

**गंगादितीर्थवर्येषु दुष्टैरेवावृतेष्विह ।**
**तिरोहिताधिदैवेषु कृष्ण एव गतिर्मम् ॥**

દેવર્ષિ નારદજી ત્યાંથી પસાર થાય છે. નારદજીએ આ દશ્ય જોયું. નારદજીને જોયા છતાં નળકૂબર અને મણિગ્રીવે વસ્ત્રો પહેર્યાં નહીં. નારદજીને દુઃખ થયું, કેવું સુંદર શરીર મળ્યું છે! છતાં તેઓ તેનો કેવો દુરુપયોગ કરી રહ્યા છે. માનવ શરીર મુકુંદની સેવા કરવા માટે છે. આ શરીર ભગવાનનું છે.

નારદજી કહે છે :—આ શરીરની અંતે શું ગતિ થાય છે? પશુપક્ષી ખાઈ જાય અથવા તે રાખનો ઢગલો બને. આનો વિચાર કોઈ કરતું નથી.

લક્ષ્મીના મદમાં આ નાશવંત શરીરને લોકો અજરઅમર માનવા લાગે છે અને બીજા પ્રાણીઓનો દ્રોહ કરે છે.

મને કોઈ કહેશો આ શરીર કોનું છે? આ શરીર ઉપર હક્ક કોનો છે? આ શરીર શું પિતાનું? માતાનું છે? કે આપણું પોતાનું છે?

પિતા કહે છે કે :—મારા વીર્યથી ઉત્પન્ન થયું છે માટે શરીર મારું છે.

માતા કહે છે કે :—મારા પેટમાંથી જન્મેલું હોવાથી તે મારું છે.

પત્ની કહે છે કે :—આને માટે હું મારા માતાપિતાને છોડીને આવી છું એટલે તેના ઉપર મારો હક્ક છે. તેની સાથે મારાં લગ્ન થયાં છે. આ મારું અર્ધું અંગ બન્યું એટલે મારું છે.

અગ્નિ કહે છે કે :—જો આ શરીર ઉપર મા-બાપ-પત્નીનો હક્ક હોય તો પ્રાણ ગયા પછી શા માટે તેને ઘરમાં રાખતા નથી. તે શરીર ઉપર મારો હક્ક હોવાથી સ્મશાનમાં લાવીને મને અર્પણ કરવામાં આવે છે. તે શરીર ઉપર તો મારો હક્ક છે.

શિયાળ કૂતરા કહે છે કે :—જ્યાં અગ્નિસંસ્કાર થતો નથી ત્યાં તે અમને ખાવા મળી જાય છે એટલે શરીર અમારું છે.

આ પ્રમાણે સર્વ પોતપોતાનો હક્ક આ શરીર ઉપર બતાવે છે. આ શરીર ઉપર કોનો હક્ક છે તે સમજ પડતી નથી. ત્યાં પ્રભુએ છેલ્લો નિર્ણય આપ્યો કે આ શરીર કોઈનું નથી. મેં તે જીવને આપ્યું છે.

ભગવાન કહે છે :—આ શરીર મારું છે. મેં કૃપા કરીને આપ્યું છે.

**देवदत्तमिमं लब्ध्वा नृलोकमजितेन्द्रियः ।**
**यो नाद्रियेत त्वत्पादौ स शोच्यो ह्यात्मवञ्चकः ॥**

ભા. ૧૦-૬૩-૪૧

સંસારના માનવીઓને આ મનુષ્યશરીર આપે અત્યંત કૃપા કરીને આપેલું છે. જે મનુષ્યો એને પ્રાપ્ત કરીને પોતાની ઇન્દ્રિયોને વશમાં રાખતા નથી અને આપના ચરણનું શરણ લેતા નથી તે મનુષ્યનું જીવન અતિ શોચનીય છે. તેઓ પોતે પોતાની જાતને દગો દઈ રહ્યા છે. આ શરીર સંસારના વિષયભોગો ભોગવવા માટે આપ્યું નથી કે મળ્યું નથી.

શ્રી રામચરિત માનસમાં પણ કહેલું છે કે :

**आकर चारि लच्छ चौरासी। जोनि भ्रमत यह जिव अविनाशी ॥**
**कबहुँक करि करुना नर देही। देत ईस बिनु हेतु सनेही ॥**
**नर तनु भव बारिधि कहुँ बेरो। सन्मुख मरुत अनुग्रह मेरो ॥**
**जो न तरै भवसागर नर समाज अस पाइ।**
**सो कृत निंदक मंदमति आत्माहन गति जाइ ॥**

ચલણની રૂપિયા સોની નોટ ફાટી ગયેલી હોય, તેના ઉપર તેલના ડાઘા પડ્યા હોય, પણ જો નોટનો નંબર દેખાતો હોય, તો તે નોટને કોઈ ફેંકી દેતું નથી. તેમ આ શરીર ફાટેલું છે, ગંદુ છે, પણ આ શરીર ઉપરનો નંબર સારો છે. આ શરીરથી ભગવાનનું ભજન થાય છે. ભગવાનના નામ જપનો આનંદ તો આ મનુષ્યને જ મળે છે. કૂતરાં બિલાડાં કાંઈ 'રઘુપતિ રાઘવ રાજારામ પતિતપાવન સીતારામ' બોલી શકવાના નથી. પશુઓને પોતાના સ્વરૂપની પણ ખબર નથી, તે પોતાના સ્વરૂપને જાણતા નથી, તો ભગવાનને ક્યાંથી જાણી શકે. મનુષ્ય જ ભગવાનને જાણી-પામી શકે છે.

આ અનિત્ય એવા શરીરથી નિત્ય એવા પરમેશ્વરને પ્રાપ્ત કરી શકાય છે.

આ શરીર પરમાત્માનાં કાર્ય માટે છે. પ્રભુએ કૃપા કરીને આપ્યું છે. મદમાં અંધ થયેલા લોકોને કાંઈ ભાન નથી. નારદજીને દયા આવી. આ લોકોને સન્માર્ગે વાળું. તેઓને શાપ આપ્યો. આ શરીરનો ઉપયોગ કેવળ ભોગવિલાસમાં કરે તેને બીજા જન્મમાં ઝાડ થવું પડે છે. એવી રીતે ભોગ ન ભોગવો કે શરીર રોગી થાય. ભોગ ઇન્દ્રિયોને રોગી કરવા માટે નથી પરંતુ ઇન્દ્રિયોને સાજી રાખવા માટે છે.

કેવળ ભોગવિલાસમાં જ સંપત્તિ અને સમયનો ઉપયોગ કરે તો તેને ઝાડનો અવતાર મળે છે. પાપીને ઝાડનો અવતાર મળે છે. ઝાડ એ ભોગયોનિ છે. વૃક્ષ એ જડ નથી. તે પાપયોનિ છે. છ ઋતુના તેને માર સહન કરવા પડે છે.

આ બન્ને યક્ષો મદથી આંધળા, સ્ત્રીલંપટ અને અજિતેન્દ્રિય બન્યા છે. માટે તેઓ સ્થાવરપણું પામવાને યોગ્ય છે. માટે તેવા ભોગીઓને ઝાડ તરીકે જન્મ મળો એમ નારદજીએ તેમને શાપ આપ્યો.

શાપ સાંભળી નળકૂબર અને મણિગ્રીવને પશ્ચાત્તાપ થયો, દુઃખ થયું. તેઓ નારદજીને શરણે આવ્યા છે, ક્ષમા કરો, ભગવન્ ક્ષમા કરો.

નારદજીએ કૃપા કરી તેને ગોકુળમાં ઝાડનો અવતાર આપ્યો છે. નંદબાબાના ઘરના આંગણામાં તમને ઝાડનો અવતાર મળશે. તમને શ્રીકૃષ્ણના ચરણનો સ્પર્શ થશે એટલે મુક્તિ મળશે.

આ શાપ આપ્યો કે આશીર્વાદ? ઉદ્ધવ જેવા મહાપુરુષો વૃંદાવનમાં ઝાડ લતાનો અવતાર માંગે છે.

વિષયભોગમાં રચ્યાપચ્યા રહે તેને બીજા જન્મમાં ઝાડ થવું પડે. નારદજીએ શાપ તો આપ્યો પણ સંતોનો શાપ કે ક્રોધ હંમેશા આશીર્વાદરૂપ હોય છે. એટલે તેમને ગોકુળમાં વૃક્ષોનો અવતાર મળ્યો છે કે જે અવતાર માટે મહાન ઋષિઓ પણ ઝંખના કરે છે. ઉદ્ધવજીએ પણ ઇચ્છા કરી છે કે :

**आसामहो चरणरेणुजुषामहं स्यां वृन्दावने किमपि गुल्मलतौषधीनाम्।**
**या दुस्त्यजं स्वजनमार्यपथं च हित्वा भेजुर्मुकुन्दपदवीं श्रुतिभिर्विमृग्याम् ॥**

ભા. ૧૦-૪૭-૬૧



અહો! ત્યજવા મુશ્કેલ એવાં સ્વજનોને અને આર્યમાર્ગને છોડીને વેદોને પણ શોધવા યોગ્ય શ્રી ભગવાનની પદવીને આ ગોપીઓ પામી છે. તેવી આ ગોપીઓની ચરણરજને સેવતાં વૃન્દાવનનાં વૃક્ષોનાં ઝુંડો, લતાઓ કે ઔષધિઓમાંથી કોઈપણ જાતમાં હું જન્મું એવી મારી પ્રાર્થના છે.

કૃષ્ણનાં ચરણનો સ્પર્શ થતાં તે ઝાડમાંથી બે સિદ્ધ પુરુષો બહાર આવ્યા છે.

નળકૂબર-મણિગ્રીવ રૂપ તે બે વૃક્ષોનો ઉદ્ધાર કર્યો. નળકૂબર અને મણિગ્રીવ ભગવાનની સ્તુતિ કરે છે. આ પ્રાર્થના આપણે પણ રોજ કરવી જોઈએ.

**वाणी गुणानुकथने श्रवणौ कथायां हस्तौ च कर्मसु मनस्तव पादयोर्नः।**
**स्मृत्यां शिरस्तव निवासजगत्प्रणामे दृष्टिः सतां दर्शनेऽस्तु भवत्तनूनाम् ॥**

ભા. ૧૦-૧૦-૩૮

હે ભગવાન! અમે તમારી પાસે કંઈ જ માંગતા નથી, અમારી વાણી ફક્ત આપના ગુણાનુવાદ ગાવામાં રચીપચી રહે, અમારા કાન આપની કથા સાંભળવામાં તલ્લીન રહે. અમારા હાથ આપના સેવાકાર્યમાં અને અમારું મન આપનાં ચરણોનું સ્મરણ કરવામાં, અમારું મસ્તક આપના નિવાસરૂપ જગતને પ્રણામ કરવામાં અને અમારી દૃષ્ટિ આપની મૂર્તિરૂપ સંત પુરુષોનું દર્શન કરવામાં લાગી રહો—તત્પર રહો. હે નાથ! આટલી અમારા પર કૃપા કરો.

અમારી વાણી શ્રીકૃષ્ણનું કીર્તન કરે, આંખ હંમેશા શ્રીષ્ણનાં દર્શન કરે, મન શ્રીષ્ણનું ધ્યાન કરે. એક એક ઇન્દ્રિયને ભક્તિરસનું દાન કરો તો ઇન્દ્રિયોને શાંતિ મળશે. નળકૂબર, મણિગ્રીવ એક એક ઇન્દ્રિય માટે ભક્તિરસની માંગણી કરે છે. નળકૂબર-મણિગ્રીવ સ્તુતિ કરી ગોલોક ધામમાં ગયા છે.

ગોલોક ધામમાં નિત્ય શ્રીકષ્ણલીલા થાય છે. આ બન્ને સ્નિગ્ધ અને મધુકંઠ થયા છે. સ્નિગ્ધ અને મધુકંઠ ગોલોકમાં રોજ કૃષ્ણ કીર્તન કરે છે. સ્નિગ્ધ મધુકંઠ બોલ્યા છે અક્રુર આવ્યો અને શ્રીકૃષ્ણને મથુરા લઈ જાય છે. આ સાંભળી માતાજી વ્યાકુલ બન્યા છે. સ્નિગ્ધ મધુકંઠ કહે છે, મા, આ તો પૃથ્વી ઉપરની લીલા છે. શ્રીકૃષ્ણ તો તમારી ગોદમાં બિરાજેલા છે.

અત્યાર સુધી બે ઝાડ પડ્યાં નથી. યોગમાયાએ ઝાડને પકડી રાખ્યાં છે. આ નળકૂબર મણિગ્રીવ ગોલોક ધામમાં ગયા એટલે બે ઝાડ પડી ગયાં છે. ઝાડ પડવાનો અવાજ ગોપીઓએ સાંભળ્યો. ગોપીઓ દોડતી ત્યાં આવી છે. આ મોટા ઝાડ કેવી રીતે પડ્યાં? નારાયણની દયા થઈ. અમારો કનૈયો બચી ગયો.

નંદબાબા દોડતા આવ્યા છે. જોયું કે કનૈયો ખાંડણિયા સાથે બંધયો છે. આને કોણે બાંધ્યો? આને કોઈ છોડતું નથી. નંદબાબા દોડતા આવ્યા છે અને લાલાને છોડ્યો છે. નંદબાબા કનૈયાને કહે છે, બેટા તારી માએ તને બાંધ્યો હતો? બેટા માએ બાધ્યો પણ મેં તો તને છોડાવ્યો છે. બેટા, તું કોનો દીકરો? કનૈયો કહે છે, આજ સુધી માનો હતો પણ આજથી તમારો દીકરો છું.

નંદબાબાને ઇચ્છા હતી કે એકવાર કનૈયો કહે કે બાબા હું તમારો દીકરો છું. આજે તે ઇચ્છા પૂર્ણ કરી છે.

નંદબાબાએ યશોદાને ઠપકો આપ્યો છે. તને વિવેક નથી. લાલાને કેમ બાંધ્યો? યશોદા વિચારે છે મને જ બધા ઠપકો આપે છે. યશોદા જવાબ આપે છે, મારે ક્યાં

ઇચ્છા હતી, પણ તેને ચોરી કરવાની આદત પડી છે. તે છોડાવવી છે. મેં બાંધ્યો છે તે પ્રેમથી બાંધ્યો છે.

યશોદા લાલાને બોલાવે છે, બેટા, અહીં આવ, અહીં આવ. કનૈયો જવાબ આપે છે, હું નહીં આવું, હું તો બાબાનો દીકરો છું.

યશોદા વિચારે છે: ગોપીઓ રડતી હતી, બાળકો રડતાં હતાં, છતાં મેં નિષ્ઠુર થઈ લાલાને બાંધ્યો. મેં લાલાને બાંધ્યો તે યોગ્ય નથી કર્યું. યશોદા લાલાને બોલાવે છે. શ્રીકૃષ્ણ જતા નથી. મારો કનૈયો રિસાયો. લાલો ક્યારે ગોદમાં આવશે. મા રડે છે, લાલાએ તે જોયું.

વૈષ્ણવ રડે છે તે પરમાત્માથી સહન થતું નથી. શ્રીકૃષ્ણ પ્રેમ કરે છે તેવો પ્રેમ કોઈ કરી શકે નહિ.

શ્રીકૃષ્ણને માટે એકાંતમાં જે રડે છે તેને કનૈયો આવીને મળે છે. હસનારને કનૈયો મળતો નથી. યશોદાજી રડવા લાગ્યાં. શ્રીકૃષ્ણથી આ સહન થયું નહીં. કનૈયો દોડતો આવ્યો. માની ગોદમાં બેઠો છે. પિતાંબરથી માનાં આંસુ લૂછે છે. માએ પ્યાર કર્યો છે. છોકરો કેવો ડાહ્યો છે! માતાજી લાલાને સમજાવે છે, બેટા, મેં તને બાંધ્યો તે મેં ભૂલ કરી છે. બેટા, મેં તને બાંધ્યો તે મનમાં રાખીશ નહિ. તું ભૂલી જા.

કનૈયો માને કહે છે:—મા હું ભૂલીશ પણ તેં મને બાંધ્યો તે ભૂલીશ નહિ. મા, થોડા સમય પછી હું દ્વારકાનો રાજા થઈશ. મા, પણ હું બરાબર યાદ રાખીશ, યશોદા માએ મને બાંધ્યો છે. મા, હું તને છોડીને જઈશ પણ તારો પ્રેમ ભૂલવાનો નહિ. તારું પ્રેમબંધન કનૈયો કદી ભૂલીશે નહિ. મા, હું રૂક્ષ્મણિનો નહિ, કોઈનો નહિ, પણ તારો બંધાયેલો છું.

આ ગોકુળની મુખ્ય લીલા છે. જ્ઞાની ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકે પણ પરમાત્માને બાંધવાની શક્તિ જ્ઞાનિમાં નથી. ભક્તિ જ ભગવાનને બાંધી શકે છે. જ્ઞાની બ્રહ્મનું ચિંતન કરતાં કરતાં બ્રહ્મમય થઈ શકે છે. પણ અનન્ય ભક્તિ જ ભગવાનને બાંધી શકે છે. તપ કરતાં, જ્ઞાન કરતાં પ્રેમલક્ષણા ભક્તિ જ શ્રેષ્ઠ છે. જ્ઞાન અને તપ ભગવાનને બાંધી શકે નહિ. જ્ઞાનિઓ બ્રહ્મરૂપ થઈ શકે છે, તપસ્વીઓ બ્રહ્મચિંતન કરી શકે છે, પણ પ્રેમલક્ષણા ભક્તિ જ ભગવાનને બાંધી શકે છે.

જીવમાત્ર ઉપર પરમાત્મા પ્રેમનો વરસાદ વરસાવે છે. પણ આ જીવ એવો દુષ્ટ છે કે તે પ્રભુ સાથે પ્રેમ કરતો નથી. પ્રભુમાં પ્રેમ જગાડવા માટે પ્રભુના ઉપકારોનું વારંવાર સ્મરણ કરો. હું પરમાત્માનો ઋણી છું. આજથી એવી ભાવના કરો કે ઠાકોરજીને લીધે હું સુખી છું. પ્રભુની કૃપાથી હું સુખી થયો છું. એવો વારંવાર વિચાર કરશો તો પ્રભુમાં પ્રેમ જાગશે. પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ માનશો તો પ્રભુમાં પ્રેમ જાગશે. પરમાત્મા બીજું કાંઈ માગતા નથી. જીવ પ્રેમ મને આપે. પ્રભુ સાથે પ્રેમ કરવો હોય તો બે વસ્તુઓ હંમેશ ધ્યાનમાં રાખજો. પ્રભુ પાસે કાંઈ માગશો નહિ અને પ્રભુએ કરેલા ઉપકારો ભૂલશો નહિ. મનુષ્યનો પ્રેમ વિખરાયેલો છે. પૈસામાં, ઘરમાં, ધંધામાં, કપડામાં વગેરેમાં મનુષ્યનો પ્રેમ વિખરાયેલો છે. એટલે પરમાત્મા પ્રસન્ન થતા નથી. મારા દર્શન કરતાં કોટની અસ્ત્રી ન ચૂંથાય તેનું ધ્યાન રાખે છે. ભગવાન સમજે છે, મારા કરતાં તને તારો કોટ વધારે વહાલો છે. કપડાં બગડે તો બજારમાં બીજાં મળે છે, પણ કાળજું બગડે તો બજારમાં બીજું કાળજું મળતું નથી. પ્રેમદોરીથી



જ્ઞાની પુરુષો પરમાત્માને બાંધે છે. બીજા કોઈ બળથી જીવ પ્રભુને બાંધી શકે નહિ. ફક્ત પ્રેમદોરીથી જ બાંધી શકે.

ભાગવતમાં નવ પ્રકારના રસ છે: હાસ્યરસ, શૃંગારરસ, વીરરસ, કરુણરસ વગેરે રસો છે, અને દસમો રસ ભક્તિરસ પણ તેમાં છલોછલ ભર્યો છે.

ભક્તિરસ બીજા નવેનવ રસોથી ઉત્તમ છે કારણ કે અન્ય સર્વ રસમાં કડવાશ છે. રામચરિત માનસમાં રામજીએ કહ્યું છે કે ભક્તિ જ મને પીગળાવી શકે છે. ભક્તિને કોઈ પણ જાતના અવલંબનની જરૂર પડતી નથી. તે સ્વતંત્ર છે. ઊલટું તેને આધીન જ્ઞાન વિજ્ઞાન છે.

**जाते बेगिद्रवउं मैं भाई । सो मम भगति भगत सुखदाई ॥**
**सो सुतंत्र अवलंबन न आना । तेहि आधीन ग्यान-बिग्याना ॥**

—રામચરિત માનસ

આવો છે ભક્તિનો મહિમા. જ્ઞાનીઓને કાંઈક માયાના આવરણ સાથે બ્રહ્મનાં દર્શન થાય છે. જ્ઞાનીને કીર્તિ વગેરેની ઝંખના થયા કરે છે.

આવરણ વગરના નિરાવરણ બ્રહ્મનો સાક્ષાત્કાર એકલી ગોપીઓને જ થયો છે. જીવ નિર્દોષ ન થાય ત્યાં સુધી તેને ઈશ્વરનાં દર્શન થતાં નથી.

અંદરના વિકારો જવા જોઈએ. સાધુ થવાની જરૂર નથી, પણ સરળ થવાની જ જરૂર છે.

ઝાડનો ઉદ્ધાર થયો પણ ખાંડણિયાનો ઉદ્ધાર કેમ ન થયો?

બંને વૃક્ષની વચ્ચે થઈને શ્રીકૃષ્ણ બીજી બાજુ નીકળ્યા હતા. ખાંડણિયો વાંકો થઇ ને ત્યાં જ અટકી ગયેલો. પ્રભુએ ઝાડની અંદર પ્રવેશ કર્યો એટલે ઝાડનો ઉદ્ધાર થયો. ભગવાન જેના અંતર્દેશમાં પ્રવેશ કરે તેનો ઉદ્ધાર થાય. એ જ રીતે પ્રભુ આપણા હૃદયમાં આવે તો જ આપણો ઉદ્ધાર થાય.

દામોદરલીલામાં શ્રીકૃષ્ણે જગતને બતાવ્યું કે મને જ્યારે જીવ બાંધે છે ત્યારે તેને બંધનમાંથી હું છોડાવું છું.

શુકદેવજી વર્ણન કરે છે, રાજન્! અનેક વાર ગોપીઓ યશોદા મા પાસે આવે. મા, મારા ઘેર કનૈયાને મોકલોને. ગોપી કનૈયાને પૂછે, લાલા મારા ઘેર આવીશ? કનૈયો પૂછે હું તારા ઘેર આવું તો તું મને શું આપીશ? ગોપી કહે:-માખણ. કનૈયો પૂછે, કેટલું માખણ આપીશ? ગોપી સામું પૂછે કનૈયા તને કેટલું માખણ જોઈએ? કનૈયો બે હાથ વડે બતાવે આટલું. ગોપી પૂછે કનૈયા તેટલું માખણ તું ખાઈ શકીશ?

કનૈયો કહે:—હું જે માગું છું તે મારા મિત્રો માટે. મારે કાંઈ ખાવું નથી. મારે તો ખવડાવવું છે.

ઈશ્વર ખવડાવીને રાજી થાય છે. ખાનાર કરતાં પ્રેમથી બીજાને ખવડાવનારને હજારગણો આનંદ મળે છે.

માખણ જેવું જેનું મન કોમળ થયેલું હોય અને સાકર જેવી મીઠાશ મધુરતા જેના જીવનમાં આવે, તેને ઘેર કનૈયો આવે છે. ગોપી વિચારે છે માખણ આપીશ. માખણ લઈ ચાલ્યો જશે, એટલે કનૈયાને કહે છે, મફત માખણ નહિ મળે. તારે મારા ઘરનું કામ કરવું પડશે. કનૈયો પૂછે છે કે હું શું કામ કરું? ગોપી કહે છે જા, પેલો

પાટલો લઈ આવ. પાટલો ભારે હતો પણ માખણ મળશે એટલે બાળકોને ખવડાવીશ. કનૈયો પાટલો ઊંચકીને આવે છે. પાટલો ભારે હતો, તે હાથમાંથી પડી ગયો. લાલાનું પીતામ્બર છૂટી ગયું.

વેદાંતીઓને બ્રહ્મજ્ઞાન થયા પછી અવિદ્યાનો અંશ બાકી રહે છે. કારણ કે પ્રારબ્ધ ભોગવવાનું બાકી છે. અજ્ઞાનનો પૂર્ણ નાશ થઈ જાય તો પ્રારબ્ધ કોણ ભોગવે? બ્રહ્મજ્ઞાનથી પ્રારબ્ધકર્મનો નાશ થતો નથી. બ્રહ્મજ્ઞાનથી ક્રિયમાણ અને સંચિત કર્મો બળે છે. આ શરીરનું પ્રારબ્ધ છે ત્યાં સુધી અવિદ્યાનો લેશ રહી જાય છે. પ્રારબ્ધ ભોગવ્યા પછી તેનો નાશ થાય છે. જ્ઞાનીને બ્રહ્મ સાક્ષાત્કાર થાય છે પણ અવિદ્યાનો લેશ અંશ રહી જાય છે એટલે કાંઈક આવરણ સાથે સાક્ષાત્કાર થાય છે. ત્યારે આ વ્રજભક્તોને નિરાવરણ શ્રીકૃષ્ણનાં દર્શન થાય છે.

દુર્યોધનને ભગવાનનાં દર્શન થયાં હતાં પણ તે માયાના આવરણ સાથે થયાં હતાં. એટલે તેનો ઉદ્ધાર ન થયો.

પાટલો લાવી કનૈયો માખણ માંગે એટલે ગોપી કહે તું થોડું નાચ. તે પછી તને માખણ આપું. કનૈયો માખણના લોભે ગોપી પાસે નાચે છે. જગતને નચાવનાર નટવર કનૈયો પ્રેમને વશ થઈ આજે નાચે છે.

પ્રેમના બંધનથી જગતને નચાવનાર આજે જાતે નાચે છે. રસખાનિએ પણ કહ્યું છે કે :—

**शेष, महेश, गणेश, दिनेश सुरेसहु जाहि निरन्तर गावैं ।**
**जाहि, अनादि अनन्त अखण्ड, अछेद अभेद सुबेद बतावैं ॥**
**नारदशे शुक व्यास रटैं, पचिहारे तउ पुनी पार न पावैं ।**
**ताहि अहिरकी छोहरियां छछियाँ भरी छाचपै नाच्र नचावैं ॥**

ગોપીઓના પ્રેમમાં બંધાયેલા કૃષ્ણ ગોપીઓનાં ઘરનાં કામો કરે છે. ગોપીઓનાં માથા ઉપર બેડું ચડાવે, પાટલા લઈ આવે, ગોપીઓને આનંદ આપવા નાચે.

વ્રજની આ લીલામાં પ્રેમનો ભાવ છે. તેમાં જ્ઞાન વૈરાગ્ય વિશેષ નથી.

તે પછી માલણનો પ્રસંગ આવે છે. વ્રજમાં સુખિયા નામની માલણ રહેતી હતી. તે રોજ કૃષ્ણકથા સાંભળે. તેની ભક્તિ વ્યસનરૂપ થઈ હતી.

તુકારામને એવી વ્યસનરૂપ ભક્તિ સિદ્ધ થઈ હતી. તુકારામે કહ્યું છે :—

**પડલે ઇન્દ્રિયા સકળા વળણ**

સઘળી ઇન્દ્રિયોને એવી ટેવ પડી ગઈ છે કે તે ઈશ્વરભજન કર્યા વગર રહી શકતી નથી.

માલણનો પ્રેમ ધીરે ધીરે વધવા લાગ્યો. શ્રવણભક્તિનું તેને વ્યસન પડયું છે. ભક્તિનું વ્યસન સિદ્ધ કરો. બીજું કોઈ વ્યસન ભક્તિમાં વિઘ્ન કરે છે. વ્યસન કરવું હોય તો ભક્તિનું જ કરો. વિદ્યા વ્યસનમ્ અથવા હરિપાદસેવનમ્ વ્યસનમ્. સેવા અને સ્મરણનું વ્યસન હોય તે જ સાચો વૈષ્ણવ. કાનમાંથી કનૈયો હૃદયમાં આવે છે. વારંવાર કૃષ્ણકથા સાંભળો તો દર્શનની ઉત્કંઠા થાય છે.

લાલાને જોવા માટે સુખિયા માલણ આવે છે. પરંતુ અધિકાર વગર ઈશ્વર દર્શન આપતા નથી. સુખની ઇચ્છા હશે, બીજી કોઈ ઇચ્છા હશે તો ભગવાન મળતા નથી. જીવ જ્યારે પૂર્ણ નિષ્કામ અને નિર્વાસન બને, ત્યારે ભગવાન તેને દર્શન આપે છે. ઈશ્વર સિવાય બીજી સૂક્ષ્મ વાસના પણ હશે, ત્યાં સુધી ઈશ્વર દર્શન આપતા નથી.



સુખિયા માલણ રોજ નંદબાબાના ઘર પાસે આવીને ઊભી રહે પણ કનૈયો બહાર આવતો નથી. માલણ ભૂદેવ પાસે ગઈ. જઈને પૂછ્યું, મને કૃષ્ણ દર્શનની લાલસા છે. મને ઉપાય બતાવો કે મને શ્રીકૃષ્ણનાં દર્શન થાય. ભૂદેવને આનંદ થયો. લાયક જીવ છે. ભૂદેવે કહ્યું, ઘરમાં બાલકૃષ્ણની સેવા રાખજે. સેવાસ્મરણથી કનૈયો પ્રસન્ન થશે. સેવાસ્મરણ ઈશ્વરને વશ કરવાનું સાધન છે. સેવાસ્મરણનો આગ્રહ રાખો. ભગવત દર્શનનો આગ્રહ ન રાખો. જીવ લાયક થાય એટલે ભગવાન દર્શન આપે છે. ઘણાં સાધુઓ લાલાનાં દર્શન કરવા આવે છે. સાધુઓની મોટી મોટી દાઢીઓ જોઈ કનૈયો વિચારે છે કે આ સાધુ મહારાજની જેટલી દાઢી બહાર મોટી છે તેટલી અંદર છે. અંદરના કામવિકારો હજુ ગયા નથી. યશોદા મા કોઈ વખત પરાણે કનૈયાને બહાર ખેંચી લાવે તો કનૈયો માની સાડીમાં મોં છૂપાવી દેય અને સાધુને પીઠ બતાવે. આ હજુ લાયક થયો નથી. એ તો તનકી પણ જાણે અને મનકી પણ જાણે. લાયક થયા વગર ઈશ્વર દર્શન આપતા નથી. માલણે કહ્યું, હું સેવા રાખી શકું તેમ નથી. અમે ગરીબ છીએ. ભૂદેવે કહ્યું, તો તું ૨૧૦૦૦ માળા રોજ ગણજે. કંઈક સાધન તો કરવું જ પડશે. સાધન વગર ઈશ્વરને દયા આવતી નથી. સાધન કરતાં દીન થઈ જીવ રડી પડે, ત્યારે ઈશ્વરને દયા આવે છે.

કથા સાંભળ્યા પછી કાંઇક નિયમ લેજો. કથા માર્ગદર્શન આપે છે. કથા સાંભળ્યા પછી કાંઈક પણ સાધન કરો.

માલણને અનેક સાધનો બતાવ્યાં પણ માલણ ના પાડે છે. છેવટે બ્રાહ્મણે કહ્યું, તારાથી કાંઈ ન થાય તો છેવટે નંદબાબાના રાજમહેલને રોજ ૧૦૮ પ્રદક્ષિણા કરજે.

પ્રણામ સાષ્ટાંગ અને પ્રદક્ષિણા ચતુરંગ કરવાની હોય છે. પ્રભુના નામનો જપ કરતાં કરતાં પ્રદક્ષિણા કરો. હાથ જોડીને વંદન કરતાં કરતાં અને મુખથી કીર્તન કરતાં કરતાં ધીમે ધીમે પરિક્રમા કરો. ઘણાં લોકો જાણે પાછળ ભૂત પડયું હોય તેવી રીતે મંદિરમાં પ્રદક્ષિણા કરતી વખતે દોડે છે. આવું ન કરો.

ત્રણ વર્ષ સુધી આ પ્રદક્ષિણાનો નિયમ રાખજે. કનૈયાને દયા આવશે. માલણ આ પ્રમાણે પ્રદક્ષિણા કરવા લાગી.

રાજન્! ૧૦૮ પ્રદક્ષિણા રોજ કરે છે. રોજનો નિયમ છે.

મનુષ્ય ઘણેભાગે વ્યવહારના કામ નિયમસર કરે છે. તેમાં ભોજન તો તેને સમયસર જ જોઈએ. મનુષ્ય ભોજનમાં નિયમ રાખે છે, પણ ભજનમાં તે નિયમ રાખતો નથી.

ભજન કર્યા વગર ખાય તે પાપ ખાય છે. મનુષ્ય જેટલી કાળજી કપડાંની કરે છે તેટલી કાળજી જો તે પોતાના કાળજાની રાખે, તો તેનું મન મલિન થાય નહીં, બગડે નહીં.

સત્કર્મમાં નિયમ રાખો. સંત એ કે જે સત્કર્મમાં નિયમ રાખે. નિયમ રાખે તો ઠાકોરજી પરીક્ષા કરે છે કે નિયમમાં તેની કેવી નિષ્ઠા છે.

માલણ રોજ પરમાત્માને મનાવે છે. નાથ, મને દર્શન આપો. ત્રણ વર્ષ પૂરાં થયાં છે. આજે કૃષ્ણ વિરહ તેનાથી સહન થતો નથી. આજે મન શુદ્ધ થયું છે. માલણ વિચાર કરે છે, આજે નિશ્ચય કરીને આવી છું. કનૈયાનાં દર્શન ન થાય તો ઘેર જવું જ નથી. દર્શન કર્યા વગર નંદબાબાનું આંગણું છોડીશ નાહ.

પ્રભુના વિયોગાગ્નિમાં જીવ જ્યારે તરફડે છે, ત્યારે ભગવાન મળે છે.

માલણ પ્રદક્ષિણા ફરે છે. માથે ફળની ટોપલી છે. પરમાત્માને શબરીનાં બોર યાદ આવ્યાં. માલણ દર્શન માટે આતુર છે, તેને મારે દર્શન આપવાં છે. કનૈયાની કેડ ઉપર સોનાનો કંદોરો છે, હાથમાં બાજુબંધ, ગળામાં કંઠી, પગમાં નુપૂર, મસ્તક ઉપર મોરપીંછ છે. સુંદર બાલસ્વરૂપ છે. છુમ છુમ કરતો કનૈયો બહાર આવ્યો છે. માલણના સન્મુખ આવ્યો છે. કૃષ્ણે માલણની આતુરતા, વ્યાકુળતા જોઈ તેને દર્શન આપ્યાં. કનૈયો ફળ લેવા આવ્યો. બે હાથ આગળ કરી માલણને કહે ફળ આપો. માલણ કહે મારે આજે કનૈયા સાથે વાત કરવી છે. તમારા દુઃખની કથા એકાંતમાં કનૈયાને કહેજો. કનૈયો તમને સુખી કરશે. દુઃખની કથા કનૈયા સિવાય બીજાને કહેશો નહિ. માલણે વિચાર્યું ફળ આપી દઈશ તો તુરત ફળ લઈ ચાલ્યો જશે. માલણે કનૈયાને કહ્યું, લાલા હું ફળ આપવા આવી નથી, ફળ વેચવા આવી છું. માલણે ફળના બદલામાં અનાજની માંગણી કરી. પણ તેને દુઃખ થયું છે. મેં કનૈયા પાસે અનાજની માંગણી કરી? માલણને છોકરો ન હતો. વિચારે છે મારા ઘરે છોકરો થશે? હું પાપી છું, પણ કનૈયો પ્રેમાળ છે. કનૈયો મારી ગોદમાં આવશે? હું પ્યાર કરું, મને મા કહીને બોલાવશે.

બાલકૃષ્ણ ઘરમાં ગયા છે. બે મૂઠીમાં ચોખા ભર્યા છે. દોડતો આવ્યો અને માલણની ટોપલીમાં ચોખા પધરાવ્યા. હવે મને ફળ આપો. માલણ કહે છે બેટા, મારા દુઃખની કથા તને હવે સંભળાવું. તું મારી ગોદમાં નહિ બેસે? તેની ઇચ્છા પરિપૂર્ણ થઈ. તેનો બ્રહ્મસંબંધ થયો. હજારો જન્મથી વિખૂટો થયેલો જીવ ઈશ્વરને મળ્યો. પ્રેમમાં તૃપ્તિ થઈ નથી. કનૈયો કહે છે હું બધાનો બાળક છું, પિતા છું, માતા છું. ઈશ્વર સાથે જેવો પ્રેમ કરશો તેવો તે આપશે. કનૈયો કહે છે મા, મને ફળ આપ. અતિશય આનંદ થયો છે. લાલાને ઉત્તમમાં ઉત્તમ ફળ આપ્યાં છે. ફળ હાથમાં આવ્યા પછી કનૈયો દોડતો ઘરમાં જાય છે.

માલણ પરમાત્માને મનાવે છે. મારી નજર કનૈયાને ન લાગે. મારા શ્રીકૃષ્ણને ત્રાસ ન થાય. મસ્તક ઉપર ફળની ટોપલી છે. ઘેર આવ્યા પછી માલણે ટોપલીમાં જોયું ટોપલી રત્નોથી ભરી દીધેલી હતી. માલણને આશ્ચર્ય થયું છે. મારું અનેક જન્મનું દારિદ્રય દૂર થયું છે. ઈશ્વરને ફળ અર્પણ કરશો તો ઈશ્વર તમને રત્નો આપશે. પરમાત્મા આપે છે ત્યારે પાછું વળીને જોતા નથી. મનુષ્ય વિવેક અને સંકોચથી આપે છે, પ્રભુ અનંતગણું આપે છે.

જે પોતાના સત્કર્મોના ફળ ભગવાનને અર્પણ કરે છે તેની ટોપલી ભગવાન હંમેશા દિવ્ય રત્નોથી ભરી દે છે. તેને ભગવાન બ્રહ્મવિદ્યારૂપી દિવ્ય રત્નો આપે છે. માલણની ટોપલી રત્નોથી છલકાવી દીધેલી તેમ. માલણ એ જીવ છે. જીવ પાસે પરમાત્મા સત્કર્મનું ફળ–પુણ્ય માગે છે. અને જો તમે તેને સત્કર્મનું ફળ અર્પણ કરશો, તો તે તમને અનેકગણું કરીને આપશે.

કારણ :—

કોઈનો ભાર ન રાખે મુરારી,
આપે વ્યાજ સીખે ગર્થ વાળી.

માટે :—



**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यतपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥**

ગીતા. ૯–૨૭

હે અર્જુન! તું જે કાંઈ કર્મ કરે, જે કાંઈ ખાય, જે કાંઈ હવન કરે, જે કાંઈ દાન કરે, જે કાંઈ તપ કરે તે સઘળું તું મને અર્પણ કર. તો તું **माम् उपैष्यसि** મને પ્રાપ્ત કરીશ. તેથી સર્વ કર્મો ભગવાનને અર્પણ કરો.

કરેલા કર્મનું પુણ્ય એ જ ફળ. કર્મનું પુણ્યરૂપી ફળ. કૃષ્ણાર્પણ કરેલા કર્મનું ફળ ભોગવવા ઇચ્છા ન રાખો. જે કર્મનું ફળ ભગવાનને અર્પણ કરે છે તેની બુદ્ધિરૂપી ટોપલી બ્રહ્મજ્ઞાનથી ભરાઈ જાય છે.

કનૈયો બધાંને ફળ આપે છે. આ ભગવાનની ગોકુળલીલા છે. ગોકુળલીલા અહીં પરિપૂર્ણ થાય છે.

બાળલીલા સાંભળવાથી ભગવાનમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. કિશોરલીલા સાંભળવાથી ભક્તિ. બાળલીલા પૂર્ણ થઈ. હવે વૃન્દાવનલીલા શરૂ થાય છે.

માલણના ચરિત્રમાં કર્મનો સિદ્ધાંત વર્ણવ્યો. ભારતભૂમિ એ કર્મભૂમિ છે. જેવું કર્મ મનુષ્ય કરે છે તેવું તેને ફળ મળે છે. ઈતર દેશો ભોગભૂમિ છે. પ્રત્યેક કર્મ પરમાત્માની આજ્ઞા સમજીને કરો. ભક્તિ અને કર્મમાં અંતર નથી. પ્રભુને પ્રસન્ન કરવા માટે જે કર્મ કરે તે કર્મ જ ભક્તિ બને છે. કર્મમાં ફલેચ્છા એ જ કર્મમાં કપટ છે. ફળની ઇચ્છા રાખ્યા વગર કર્મ કરે તે કર્મ જ ભક્તિ છે. પ્રત્યેક કર્મ ઈશ્વરના માટે કરે છે તેનું પ્રત્યેક કર્મ ભગવાનની ભક્તિ બને છે. મનુષ્ય કર્મ કરે ત્યારે એવી નિષ્ઠા રાખે કે હું ભગવાનને માટે કર્મ કરું છું. મનુષ્ય કર્મ કરતી વખતે મન ઈશ્વર સાથે જોડી રાખે, તો તેની પ્રત્યેક ક્રિયા એ ભક્તિ છે. વ્યવહારને અતિ શુદ્ધ રાખો તો પ્રત્યેક વ્યવહાર ભક્તિ થશે. મનુષ્ય જ્યારે પાપ કરે છે, ત્યારે ઈશ્વરને ભૂલી જાય છે. ઈશ્વર સર્વવ્યાપક અને સર્વત્ર છે એમ માનો તો તમારાથી પાપ થશે નહિ. વ્યવહાર અને ભકિતમાં બહુ અંતર નથી. ઈશ્વરની ભાવના રાખીને કરેલો વ્યવહાર ભકિત છે. શરીર છે ત્યાં સુધી વ્યવહાર કરવાની જરૂર પડે છે. પ્રત્યેક કૃતિને ભકિતમય બનાવો. ભોજન કરતી વખતે ભાવના કરો મારા નારાયણ આરોગે છે. આવું અનુસંધાન રહે તો ભોજન એ પણ ભકિત છે. વ્યવહારને ભકિતમય અને જ્ઞાનમય બનાવો. પ્રત્યેક ક્રિયા કરો ત્યારે ઈશ્વરથી દૂર ન જાઓ. પ્રત્યેક ક્રિયા કરો ત્યારે ઈશ્વરભાવથી, સમાનભાવથી ક્રિયા કરો. કર્મહીન બેસશો નહિ. જે નવરો બેસે છે તેના હાથે પાપ થવાની સંભવના છે. ધંધો કરવો વગેરે આદત વર્ષોથી પડી છે. તેથી મનુષ્ય જો એકદમ પ્રવૃત્તિનો ત્યાગ કરશે, તો સંભવ છે કે આખો દિવસ તેને હાથે ભજન નહિ થાય. તે પાપ કરશે.

મનુષ્ય જ્યારે નવરો પડે છે, ત્યારે તેનાં મનમાં પાપ અને વિકારે આવે છે. સતત સત્કાર્ય કરો. પૈસા માટે ધંધો કરવો જ પડે છે. મહેનત કરો પણ નોકરી ધંધો કરતાં ઈશ્વરને ભૂલશો નહિ. પ્રત્યેક કલાકના આરંભમાં પાંચ મિનિટ ઈશ્વરનું ધ્યાન કરો તો આખો કલાક તમારાથી પાપ થશે નહિ. ઈશ્વરે જે સ્થિતિમાં રાખ્યા છે તેમાં આનંદ માનો. તમારો જે વ્યવહાર છે તેમાં ઈશ્વરનું અનુસંધાન રાખો. પ્રત્યેક કાર્ય ઈશ્વરની આજ્ઞા માનીને કરો. કર્મ કરો પણ તે કર્મના ફળને ભોગવવાની ઇચ્છા ન કરો. ફળ કેટલું અને ક્યારે આપવું તે ભગવાનના હાથની વાત છે.

કર્મ કરો ત્યારે સદ્ભાવ રાખો. જેવો ધ્વનિ તેવો પ્રતિધ્વનિ. તમારા આત્માને પ્રતિકુળ લાગે તેવું વર્તન બીજા તરફ ન કરો. તમે કોઈ જીવ પ્રત્યે કુભાવ રાખશો, તો તે જીવ તમારા પ્રત્યે કુભાવ રાખશે.

કર્મ ત્યાં સુધી કરો કે શરીરને બહુ થાક લાગે. શરીરને બહુ થાક ન લાગે તો પથારીમાં પડ્યા પછી મનમાં પાપ આવે છે. પથારીમાં પડ્યા પછી નિદ્રા ન આવે તો પાપ કરવાની ઇચ્છા થાય છે. સત્કર્મ કરતાં ખૂબ થાક લાગશે તો સત્કર્મ કરતાં નિદ્રા આવશે. અને ત્યારે એ નિદ્રા પણ ભક્તિ બનશે.

કર્મનું ફળ ઈશ્વરને અર્પણ કરો તો ઈશ્વર અનંતગણું કરીને આપશે. અનુભવ ન થાય એનો અર્થ એ નથી કે સિદ્ધાંત ખોટો છે. અનુભવ ન થાય તો માનજો મારામાં મારા કર્મમાં કાંઈક ખામી છે. પૂર્વજન્મના સંસ્કાર અને વાસના બળી જશે એટલે કર્મમાં આનંદ આવશે. કર્મનું ફળ ક્યારે મળશે તે કહી શકાય નહિ. કર્મનું ફળ ઈશ્વરને અર્પણ કરો. ગઈ કાલે માલણની કથા આવી. માલણે સર્વ કર્મ શ્રીકૃષ્ણને અર્પણ કર્યાં એટલે તેની ટોપલી ભગવાને રત્નોથી ભરી દીધી. ટોપલી એટલે બુદ્ધિ.

ઠાકોરજી મંદિરમાં નહીં પણ આપણી બુદ્ધિમાં આવીને વિરાજે તે જરૂરનું છે કે જે બુદ્ધિમાં વિષયો ભર્યા છે. ઠાકોરજી મંદિરમાં બિરાજે તેથી શાંતિ નહિ મળે. પણ તે આપણી બુદ્ધિમાં બિરાજે તો જ શાંતિ થાય. જેવી રીતે સંસારના વિષયો બુદ્ધિમાં રાખો છો તેવી રીતે બુદ્ધિમાં ભગવાનને રાખો તો જીવન કૃતાર્થ થાય.

ગોકુળલીલા પૂરી થાય છે. બાલકૃષ્ણ પાંચ વર્ષના થયા છે, બાલકૃષ્ણને વૃંદાવન જવાની ઇચ્છા છે.

ગોકુળમાં થતાં ઉત્પાતો જોઈ ઉપનંદ કાકાએ સૂચન કર્યું કે આપણે બાળકોને લઈ બીજે સ્થળે રહેવા જઈએ. અત્રેથી થોડે દૂર વૃન્દાવન નામનું વન છે. **वनं वृन्दावनं नाम** । તે રહેવાને યોગ્ય છે. આ સૂચન સર્વને ગમ્યું. રામકૃષ્ણને આનંદ થયો. રમવાની બહુ મજા આવશે. રામકૃષ્ણ સાથે બધા વૃંદાવનમાં રહેવા આવ્યા છે.

વૃંદા એટલે ભક્તિ. વૃંદાવન એટલે ભક્તિનું વન. બાળક પાંચ વર્ષનો થાય એટલે તેને ગોકુળમાંથી (ગમે તેવા લાડમાંથી) વૃંદાવનમાં લઈ જાવ, એટલે કે તેને ભક્તિના વનમાં લઈ જાવ. બાળકને પાંચ વર્ષ પૂરા થયાં પછી બાળક સાથે લાડ કરશો નહિ.

બાળકમાં ધર્મના સંસ્કારો દૃઢ કરવા તેને નાનપણમાં ધર્મનું શિક્ષણ આપવાનું શરૂ કરો. એકાદશીના દિવસે બાળકને અન્ન ન આપો. જે માબાપ બાળકને સારા સંસ્કાર ન આપે તે માબાપ બાળકના વેરી છે. જે માબાપ બાળકને ધર્મનું શિક્ષણ ન આપે, ભક્તિનું શિક્ષણ ન આપે તે માબાપ બાળકના વેરી છે.

બાળકના મનમાં વિચાર જલદી ઠસી જાય છે. બાળકનું હૃદય કોમળ હોય છે. તેને જે બાજુ વાળશો તે બાજુ વળશે. માટે બાલ્યાવસ્થામાં બાળકોને સારા સંસ્કાર આપો, તો જુવાનીમાં તે બગડશે નહીં. એ સારા સંસ્કાર એનું રક્ષણ કરશે.

કૃષ્ણને ઉપનંદકાકા વનમાં લઈ જાય છે. જેને જ્ઞાની વયોવૃદ્ધ સંતોનો સંગ હોય તેને પતનની બીક રહેતી નથી. એકલો ચાલવા જાય તો પડવાની બીક રહે છે. કોઈનો હાથ પકડીને ચાલો તો પડવાની બીક રહેશે નહિ. ઈશ્વરનો હાથ પકડીને ચાલો તો પડવાની બીક રહેશે નહિ.



વૃંદાવનમાં એકલા ન જવું. બીજાને પણ સત્કર્મમાં પ્રેરણા આપવી જોઈએ. માટે તો ગોપગોપીઓ સાથે વૃંદાવનમાં ગયા. વૃંદાવનમાં ગોવર્ધન પર્વત અને યમુનાના કિનારાઓ જોઈ રામકૃષ્ણને ઘણો આનંદ થયો. વૃંદાવનમાં આવ્યા પછી ભગવાન વત્સપાલ થયા છે. બાળમિત્રો સાથે તેઓ વાછરડાંઓ ચરાવતા. યમુનાના કિનારે બાળકો સાથે અનેક પ્રકારની રમતો રમે છે. આ રમતો દિવ્ય છે.

અગિયારમા અધ્યાયમાં ભગવાન વત્સપાલ બને છે, અને પંદરમાં અધ્યાયમાં ભગવાન ગોપાળ બને છે. ગાયોને ચરાવવા લઈ જાય છે.

કોઈ કોઈ વેળા ભગવાન બંસી પણ વગાડતા અને જુદા જુદા પ્રકારની રમતોથી ગોપ બાળકોને આનંદ આપતા.

જીવમાત્રને શ્રીકૃષ્ણ બંસીના ધ્વનિથી બોલાવે છે પણ મોહક વિષયોમાં ફસાયેલા જીવને એ સાદ સંભળાતો નથી.

ભક્તિના કિનારે એટલે ભક્તિમાં બે વિઘ્નો આવે છે.

વત્સાસુર=અજ્ઞાન, અંધ શ્રદ્ધા.

બકાસુર=દંભ.

જમુનાજીના કિનારે=ભક્તિના કિનારે.

આ બગલામય દંભ આવે છે. બગલો એ દંભનું પ્રતીક છે. બગભગત ઘણાં જેમ બને છે તે મુજબ.

ભક્તિના કિનારે જ દંભ આવે છે. ભક્તિમાં કોઈને છેતરશો નહિ. દંભ સમાન કોઈ પાપ નથી. બીજા પાપ માટે પ્રાયશ્ચિત છે, પણ દંભનું પ્રાયશ્ચિત નથી. જેનો સ્વાંગ ઉપરથી સારો છે, પણ જેની કરણી મેલી છે તે બકાસુર.

બગલાની ચાંચ છે લોભ. કીર્તિનો લોભ હોય અને ધનનો લોભ હોય ત્યાં દંભ આવે છે જ.

યમુના-કિનારે=ભક્તિના કિનારે દંભ આવે તો ભક્તિ બગડે.

ભગવાને વત્સાસુર અને બકાસુરનો વધ કર્યો. એક સમયે શ્રીહરિ ગોપબાળકો સાથે વાછરડાંઓ ચરાવવા વનમાં આવ્યા. વનમાં તેઓ જાતજાતની રમતો રમવા લાગ્યા.

આ ગોપબાળકોના ભાગ્યનું કોણ વર્ણન કરી શકે? જેનાં દર્શન યોગીઓને પણ દુર્લભ છે, તે પરબ્રહ્મની સાથે તેઓ રમી રહ્યાં છે. તેવામાં અઘાસુર ત્યાં આવ્યો. અઘાસુરને કંસે મોકલ્યો હતો. બકાસુર અને પૂતનાનો તે નાનો ભાઈ હતો.

અજ્ઞાન અને દંભ હોય ત્યાં પાપ આવે જ.

અઘાસુર મોટા અજગરનું રૂપ લઈને આવ્યો અને સર્વ ગોપબાળકોને ગળી જવાની ઇચ્છાથી માર્ગમાં તે સૂતો છે. અઘાસુર અજગરના મુખને આ કોઈ પર્વતની ગુફા છે એમ માની બાળકો તેમાં પ્રવેશ કરવા તૈયાર થયા છે. કનૈયા તું સાથે આવે તો અમને બીક લાગતી નથી. લોકો આજકાલ પૈસાને સાથે રાખે છે પણ પરમાત્માને સાથે રાખતા નથી. એકલા ક્યાંય ન જશો. ઠાકોરજીને સાથે રાખજો. ઠાકોરજીને સાથે રાખવાના એટલે ભગવાનની મૂર્તિને સાથે લઈને ફરવાનું? ના. ના. તો તો ઠાકોરજીને પરિશ્રમ થાય. ઠાકોરજીના સાન્નિધ્યનો સતત અનુભવ કરો. મનથી પરમાત્માનું સતત સ્મરણ કરો. બાળકોને નિષ્ઠા છે કે અમારો કનૈયો સાથે હોય તો વાંધો નથી. કૃષ્ણના

મુખ સામે જોતાં, હસતાં અને તાળીઓ પાડતાં ગોપબાળકો અજગરના મુખમાં પેસી ગયાં. ગોપબાળકોને બચાવવા ભગવાને પણ અઘાસુરના પેટમાં પ્રવેશ કર્યો.

અઘાસુરના પેટમાં પ્રવેશ કર્યો ત્યારે બાળકો તાળી પાડતાં ગયાં છે. ભાગવતમાં સમાધિભાષા મુખ્ય છે. લૌકિક અને પરમત ભાષા ગૌણ છે. એટલે ભાગવતનો અર્થ જેને સમાધિનો અભ્યાસ છે તે સમજી શકશે. વિલાસીને ભાગવતનો અર્થ સમજવો મુશ્કેલ છે. તાળી એ નાદબ્રહ્મ છે. નાદબ્રહ્મ અને નામબ્રહ્મ એક થાય, ત્યારે પરબ્રહ્મ પ્રગટ થાય.

અંદર જઈ ભગવાને વિશાળરૂપ ધારણ કર્યું એટલે અઘાસુરના પ્રાણ બ્રહ્મરંધ્રમાંથી બહાર નીકળ્યા અને બાળકો તેમ જ વાછરડાંઓ બહાર આવ્યાં.

અઘાસુરનો અર્થ જોઈએ. અઘ એટલે પાપ. અઘાસુર એ પાપનું સ્વરૂપ છે. પાપમાં, પાપ સાથે જે રમે છે તે અઘાસુર. પાપ કરવામાં જે સુખ માને તે અઘાસુર. કેટલીકવાર જોવામાં આવે છે કે પાપી સુખ ભોગવતો હોય છે. પણ આ તેના પૂર્વ-જન્મના કોઈ પુણ્યનું ફળ છે એમ માનવું. બાકી પાપનું પરિણામ દુ:ખ જ છે. પાપ કરનારો કોઈ દિવસ સુખી થયો નથી અને સુખી થવાનો નથી. કોઈ પુણ્યશાળી જીવ દુ:ખી દેખાય તો સમજવું કે તે તેના અગાઉના જન્મના કોઈ પાપનું ફળ ભોગવે છે. પુણ્યનું ફળ દુ:ખ નથી.

મનુષ્યને એક વખત હું પાપ કરી રહ્યો છું તેનું ભાન થાય છે પણ તે પાપને છોડી શકતો નથી. પાપના પંજામાંથી છૂટવું કઠણ છે. અતિશય પુણ્યનું જોર વધતું નથી ત્યાં સુધી પાપની આદત છૂટતી નથી. પાપની આદત બહુ ખરાબ છે. પાપને મનમાં ઘર કરવા દેશો નહિ. મનુષ્ય શરીર કરતાં જીભથી વધારે પાપ કરે છે. કેટલાક જીભ કરતાં આંખથી વધારે પાપ કરે છે. આંખ કરતાં પણ ઘણાં મનથી વધારે પાપ કરે છે. જ્યાં સુધી ઇન્દ્રિયોને પાપ કરવાની આદત છે, ત્યાંસુધી તેને ભક્તિરસ મળશે નહિ. ઇન્દ્રિયોમાં ભક્તિરસ ભરવો હોય, તો ઇન્દ્રિયોને નિષ્પાપ કરો. પાણીથી ભરેલા લોટામાં દૂધ ભરવું હશે તો પાણીને બહાર કાઢી નાખવું જ પડશે.

ઈન્દ્રિયોમાં આત્મા એટલો મળી જાય છે કે ઈન્દ્રિયો પાપ કરે છે તે તે જુએ છે પણ તેને રોકતો નથી.

મનમાં પાપનો વિચાર આવે તે જ ક્ષણે તેને કાપી નાંખો. જેના પેટમાં પાપ આવ્યું તેને પાપ છોડશે નહિ. કદાચ પાપ થઈ જાય તો પ્રભુ પાસે રડી પડો, પ્રભુ મારા પાપની ક્ષમા કરો.

અઘાસુર અજગરરૂપે આવેલો. મનુષ્ય સાવચેત ન રહે તો પાપ તેને ગળી જાય છે.

પારકી પંચાત જેવું પાપ નથી. મનુષ્ય પોતાનું જ સુધારે છે. બીજાનું બગડતું હોય, તો તેની મનુષ્ય દરકાર કરતો નથી.

પાપની એક વખત આદત પડી પછી તે છૂટશે નહિ. મનુષ્ય પાપમાંથી છૂટતો નથી. પાપ શરીરમાં પ્રવેશ કરશે, તો પછી તમને છોડશે નહિ. જેના મનમાં, ઘરમાં પાપ છે ત્યાં પરમાત્મા આવતા નથી.

અજગરના મુખમાં પેઠેલાં ગોપબાળકો જાતે બહાર નીકળી શકતાં નથી. શ્રીકૃષ્ણ તેઓને બહાર કાઢે છે. અજગરના મુખમાં ગયેલો કોઈ જાતે બહાર નીકળી શકે નહીં. અજગરના મુખમાં ગયેલાને બહારનો માણસ બહાર ખેંચી શકે. પાપમાંથી ભગવાન બચાવી શકે.



પાપ અને સાપ સરખાં જ છે. સાપ કરડે કે તરત જ જે અંગ ઉપર સાપ કરડયો હોય તે આંગળી અથવા અંગને કાપી નાખવામાં આવે, તો ઝેર શરીરમાં પ્રસરતું નથી અને બચી જવાય છે. તે જ પ્રમાણે પાપનો વિચાર મનમાં આવે તે જ ક્ષણે તેને કાપી નાંખો, તો પાપમાંથી બચી જવાય છે. તો જ પાપ જશે. જો પાપ થોડો વખત પણ મનમાં ઘર કરશે તો પછી તેને અટકાવવું મુશ્કેલ થઈ પડશે.

પાપનો વિચાર કરવાથી તે દૃઢ થશે. પાપ ધરતીથી આકાશસુધી વ્યાપેલું છે. અઘાસુરનો એક હોઠ ધરતી પર અને બીજો હોઠ આકાશને અડકતો હતો તેમ.

મન સાથે છે એટલે વનમાં પણ એટલે કે જ્યાં પણ જશો ત્યાં, પાપ કરવાના પ્રસંગો આવશે જ.

વાસનામાં ખેંચાયેલો જીવ અંતરાત્મા ના પાડે, તો પણ પાપ કરે છે. અનેકવાર વાસનાના વેગમાં જ્ઞાન વહી જાય છે, ત્યારે પાપ થઈ જાય છે. પાપના પેટમાં=અજગરના મુખમાં=જાય તે બહાર આવી શકતા નથી. પાપ લલચાવનારું હોય છે. અમુક વખતે પાપ કરવાનો પ્રસંગ આવે, પાપ કર્યા વગર ન જ રહેવાય, પાપ કર્યા વગર છૂટકો કે ઉપાય ન જ હોય ત્યારે પાપ કરતી વખતે ભગવાનને સાથે રાખીને જ પાપ કરવાનું. પાપ કરવાનું નથી કહેતો. જોજો અર્થનો અનર્થ કરતા નહિ. જીવનમાં ક્યારેક એવા પ્રસંગો આવશે કે તમારે પાપ કરવું નથી છતાં પાપ થઈ જશે. તેવા સમયે પરમાત્માનું સ્મરણ કરતાં કરતાં પાપ કરવાનું.

પાપને કાપી નાંખશો તો પાપનો નાશ થશે. પાપને હૈયામાં રાખશો તો તેનો નાશ થશે નહિ.

કોઈપણ ક્રિયા શબ્દોચ્ચાર વગર થતી નથી. કદાચિત જીભથી નહીં તો મનથી તો ઉચ્ચાર થાય જ છે. પાપ કરતાં બે મિનિટ પહેલાં તે પાપનો જીભથી અથવા મનથી ઉચ્ચાર થાય છે, તે જ ક્ષણે તેને કાપી નાંખો. પહેલાં વિચાર બગડે છે, પછી વાણી બગડે છે અને પછી વર્તન બગડે છે. પાપ પહેલાં મનમાં આવે છે, તે પછી વાણીમાં અને પછી વર્તનમાં આવે છે. પાપ મનમાં આવે ત્યારે મનને ધિક્કારો, તમારા તનને તમે સજા કરો પાપ મનમાં આવે ત્યારે સ્નાન કરો, ઠંડા જળથી અને પછી પરમાત્માનું કીર્તન કરો, પ્રાર્થના કરો. નાથ, આ કામ મને પજવે છે, આ ક્રોધ મને છોડતો નથી, આ લોભ મને વશ કરે છે. નાથ કૃપા કરો. સાચા હૃદયથી પ્રાર્થના કરશો તો પ્રભુ રક્ષણ કરશે.

સંતો સતત પ્રભુના નામનો ઉચ્ચાર કરે છે તેથી તેનાથી પાપ થતું નથી.

અઘાસુરના પેટમાં જવાની ઇચ્છા હોય તો ભલે જાવ, પણ તાળી પાડતાં જાવ.

બધા સમજે છે કે અસત્ય બોલવું એ પાપ છે, કોઈને દુભાવવું એ પાપ છે. પણ પાપ થઈ જાય છે. પહેલો સિદ્ધાંત મુખ્ય છે, કે પાપને કાપી જ નાખો. પાપ મારે હાથે થવાનું જ છે એમ લાગે એટલે, મારું મન હવે હાથમાંથી છટકી જાય છે અને મનથી, શરીરથી પાપ થવાનું છે એમ લાગે ત્યારે ભગવાનના નામનું કીર્તન કરો. પરમાત્માને સાથે રાખી પાપ કરે તેની પાપની વાસના છૂટે છે. પાપની આદત છોડવાનો આ જ એક ઉપાય છે, ભગવાનની પ્રાર્થના કરવાનો. નાથ મારી આ પાપની વાસનાનો

વિનાશ કરો. બાળકો તાળી પાડતાં એટલે કીર્તન કરતાં અઘાસુરના પેટમાં ગયાં છે. પાપ કરો ત્યારે પરમાત્માને સાથે રાખો. મેં પાપ કર્યું પણ આપ સાથે હતા. એટલે મને સજા કરો અને ક્ષમા પણ કરો.

મનુષ્યને ખબર પડે છે હું કામી છું, ક્રોધી છું.

સમજીને પાપ કરે એ અઘાસુર. પાપમાં જે સુખ માને, પાપમાં જે રમે એ અઘાસુર.

પાપ કર્યા વગર ન જ રહેવાય તો શ્રીકૃષ્ણને–પરમાત્માને સાથે રાખીને પાપ કરજો. તો ભગવાન તમને બચાવશે. આ બીજો સિદ્ધાંત કનિષ્ટ છે.

ઉત્તમ સિદ્ધાંત તો એ જ છે કે કદાપિ પાપ ન કરવું અને પાપના વિચાર પણ ન કરવા.

ભોગવ્યા વિના જેનો નાશ થતો નથી એ પાપ. પુણ્યનો ભોગવ્યા વગર નાશ થઈ શકે છે. પુણ્ય ભોગવવા પણ જન્મ લેવો પડે છે. તેથી તો ઋષિઓને છેવટે પુણ્યને પણ શ્રીકૃષ્ણાર્પણ કરવું પડે છે. પુણ્ય કૃષ્ણાર્પણ થઈ શકે છે પણ પાપ તો ભોગવ્યેજ છુટકો.

**प्रारब्ध कर्मणाम् भोगादेव क्षयः ।**

કોઈ મહાપુરુષ, સંતપુરુષ કૃપા કરે, તો જ પાપની વાસના છૂટે છે.

અંતરાત્માની પાપ કરવાની ઇચ્છા ન જ હોય તેમ છતાં પાપ થઈ જાય છે. ગીતામાં પણ અર્જુનનો આજ પ્રશ્ન છે. આ સનાતન પ્રશ્ન છે. ભગવાનને તે પૂછે છે:

**अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।**
**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥**

મનુષ્યને ઇચ્છા ન હોય તેમ છતાં કોના વડે તે પાપમાં પ્રવૃત્ત થાય છે અને પાપ કરે છે? પાપ કરવાની ઇચ્છા ન હોવા છતાં તેને પાપ કેમ કરવું પડે છે?

ભગવાન સમજાવે છે.

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**

રજોગુણમાંથી ઉત્પન્ન થયેલા કામ અને ક્રોધ એ પુરુષના મોટા શત્રુઓ છે. તે તેને પાપ કરવા તરફ ઘસડી જાય છે.

માટે સત્ત્વગુણ વધારી રજોગુણ ઓછો કરો.

ભાગવતમાં સમાધિભાષા પ્રધાન છે, લૌકિક ભાષા ગૌણ છે.

તાળી પાડતાં વ્રજવાસી બાળકોનો પહેલાં નાદબ્રહ્મમાં લય થાય છે અને પછી પરબ્રહ્મમાં મનનો લય થાય છે.

રોજની લીલા કથા રોજ બાળકો માતાને સંભળાવતા હતા પણ આ અઘાસુર વધની કથા એક વર્ષ પછી બાળકો માતાને સંભળાવે છે.

અઘાસુરનો વધ ભગવાને પાંચ વર્ષની ઉંમરે કરેલો. તેમ છતાં આ અઘાસુર વધની કથા ગોપબાળકોએ પોતાની માતાઓને ભગવાનના છઠ્ઠે વર્ષે કહી. એટલે કે એક વર્ષ પછી કહી.

પરીક્ષિત રાજા પૂછે છે:—અઘાસુર વધની કથા બાળકોએ પોતાની માતાને એક વર્ષ પછી કેમ કહી? તેનું કારણ શું? આ કથા વિસ્તારથી કહો.

પરીક્ષિતે આ પ્રમાણે પ્રશ્ન કર્યો એટલે શુકદેવજીને ભગવાનની આ અદ્ભુત રહસ્યમય લીલાનું સ્મરણ થયું. શુકદેવજીને પણ સમાધિ લાગી છે. થોડીવાર પછી



મહાકાષ્ટે ધીમે ધીમે ફરી બાહ્ય દૃષ્ટિ પ્રાપ્ત થતાં શુકદેવજીએ રાજાને કહ્યું:—શ્રવણ કરો રાજન્! તેનું કારણ એવું છે કે બ્રહ્મા ગોપબાળકોનું અપહરણ કરી ગયેલા. અને એક વર્ષ પછી ગોપબાળકો બ્રહ્મલોકમાંથી પાછાં આવ્યાં. તેથી તેઓએ આ કથા પોતાની માતાઓને એક વર્ષ પછી કહી.

શુકદેવજી તેરમા ચૌદમા અધ્યાયમાં વિસ્તારથી આ કારણ સમજાવે છે.

ચાર પ્રકારે ભગવાન રાસ રમે છે. પરમાત્માનું નામ છે રસ. રસો વૈ સઃ પરમાત્મા દિવ્ય રસ સ્વરૂપ છે. તેની સાથે મિલન એ રાસ. રાસ એટલે બ્રહ્મમિલન, બ્રહ્મસંબંધ. રાસ એટલે કૃષ્ણ સંબંધ.

ગોકુળની ગાયોની ઇચ્છા હતી, અમારે ઈશ્વર સાથે એક થવું છે. જીવ ઈશ્વર સાથે એક બને તો કૃતાર્થ થાય.

ગાયોની ઇચ્છા હતી અમારે પ્રભુ સાથે એક થવું છે. આ કેવી રીતે બને? કૃષ્ણ વાછરડા બની અમને ધાવે. ગાયને વાછરડો ધાવે છે આ અદ્વૈત કેવું છે તે બીજો કોઈ જાણી શકે નહિ. એ ગાય જાણે અને વાછરડા જાણે. ગાયોની ઇચ્છા હતી કનૈયો વાછરડો બની અમને ધાવે. અમે તને ચાટીએ, અમારો બ્રહ્મસંબંધ થાય. આ અધ્યાયમાં ગાયો સાથે રાસ છે.

ગોકુળમાં વૃદ્ધા ગોપીઓ હતી. તેની ઇચ્છા હતી અમે કનૈયાને રમાડીએ. આ ગોપીઓ મનથી શ્રીકૃષ્ણને મળતી. માનસિક મિલનમાં આનંદ છે. પણ પ્રત્યક્ષ મિલનની ઉત્કંઠા આ ગોપીઓને થાય છે. આ અધ્યાયમાં આ વૃદ્ધા ગોપીઓ સાથે રાસ છે.

અઘાસુરના પેટમાંથી વાછરડાઓ અને બાળકો બહાર આવ્યાં છે. બાળકો કનૈયાને કહે કનૈયા અમને ભૂખ લાગી છે. અમારે જમવું છે. શ્રીકૃષ્ણ ભગવાન પણ મિત્રોને કહેવા લાગ્યા, આ કિનારો સુંદર છે. આપણને ભૂખ લાગી છે. ચાલો આપણે યમુના કિનારે પંગત પાડીએ. આપણે અહીં ભોજન કરીએ અને વાછરડાં ભલે નિરાંતે ચરે.

બાળકો સાથે ભોજન કરવા બેઠા છે, તે સમયે ભગવાન શ્રીકૃષ્ણની ચારે બાજુએ બાળકો એક બીજાને અડીને બેઠાં છે. પદ્મવ્યુહથી બાળકો સાથે ભોજન કરવા બેઠાં છે. પદ્મવ્યુહ–ચક્રવ્યુહની રચના યુદ્ધમાં થાય છે. આ સમાધિ ભાષા છે. કમળની પાંખડીઓ એક બીજાને અડકેલી રહે છે, કમળની મધ્યમાં કમળનો ગાભો હોય છે. નાની પાંખડીઓ આ ગાભા પાસે હોય છે. મોટી પાંખડીઓ આ નાની પાંખડીઓને અડકેલી હોય છે. પ્રત્યેક બાળકને ઇચ્છા છે મારે શ્રીકૃષ્ણને સ્પર્શ કરીને બેસવું છે. કનૈયાને મારા ઘરની સામગ્રી આરોગાવીશ. કનૈયાના મુખમાં મારે કોળીઓ મૂકવો છે. દૂર બેસે તો તે કેમ થઈ શકે? કમળના ગાભા જેમ મધ્યમાં શ્રીકૃષ્ણ છે. પરમાત્માએ દરેક બાળકને એવો અનુભવ આપ્યો કે હું તારી પાસે જ છું.

રાસલીલામાં પ્રત્યેક ગોપીને અનુભવ કરાવ્યો કે હું તારી પાસે જ છું. તે જ પ્રમાણે ગોપબાળકોને પદ્મવ્યૂહની રચના કરી અનુભવ આપ્યો કે હું તારી જ પાસે બેઠેલો છું. ઈશ્વર દૂર જાય તો આનંદ મળતો નથી. પ્રત્યેક ગોપાબાળકને સ્પર્શનો આનંદ આપ્યો છે. બ્રહ્મસ્પર્શ વગર આનંદ નથી.

પ્રેમમાં એવી શક્તિ છે કે નિરાકાર સાકાર બને છે. નિષ્કામ ઈશ્વર પણ સકામ બને છે. જીવ ઈશ્વરનો મિત્ર છે. કનૈયો મિત્રને સમજાવે છે: બીજાને આપીને તમે ખાવ.

એકલા ખાનારને બિલાડીનો અવતાર મળે છે. એકલા છાનામાના ખાવું એ પશુધર્મ છે. એકલા કદી ન ખાઓ.

ઈશ્વર સર્વને એક સરખો આનંદ આપે છે. મનુષ્ય વિષમતાથી આપે છે. આપવામાં વિષમતા રાખે છે. જીવ જોઈને વિષમતા આપે છે. પરમેશ્વર જોયા વગર આપે છે. ઈશ્વર જીવને લાયક સમજીને આપે છે ત્યારે જીવનો લોભ છૂટે છે, જીવનો મોહ છૂટે છે. અરે! ઈશ્વર આપવા બેસે છે ત્યારે બે હાથવાળો લેતાં થાકી જાય છે.

**यज्ञभुग** :—ઈશ્વર યજ્ઞનો ભોક્તા છે. યજ્ઞમાં આવાહન કરવા છતાં પણ ઘણી વાર પરમેશ્વર ભોજન કરતા નથી, ત્યારે આજે સાક્ષાત્ પરમાત્મા શ્રીકૃષ્ણ બાળકો સાથે ભોજન કરે છે. પરમાત્માને વશ કરવાનું સાધન પ્રેમ છે. ઉત્તમમાં ઉત્તમ વસ્તુ ભગવાનને આપવી, એ જ ભક્તિ છે. એ જ શુદ્ધ ભાવ છે.

ગોપબાળક કનૈયાને કહે છે :—લાલા આ જલેબી હું તારા માટે લાવ્યો છું. કનૈયો જવાબ આપે છે, હું એકલો નહિ ખાઉં. થોડું થોડું સર્વને આપ. થોડું હોય તો પણ થોડો ભાગ બીજાને માટે કાઢી રાખવો.

બીજો કહે કનૈયા મારી માએ તારા માટે બરફી બનાવી છે. ત્રીજો કહે છે કનૈયા મારી માએ તારા માટે દહીંવડાં બનાવ્યાં છે. શ્રીકૃષ્ણ ભોજનમાં વિનોદ કરે છે. ભોજનમાં વિનોદ થાય તો વિશેષ આનંદ આવે છે. કનૈયો કહે આની મા પણ દહીંવડા જેવી જાડી અને બાપ સુદામા જેવો દુર્બળ છે. સર્વ બાળકો હસે છે.

આ પ્રમાણે ગમ્મત કરતાં બધાં બાળકોને શ્રીકૃષ્ણ જમાડે છે અને બાળકોની સાથે બેસીને જમે છે. જીવ જ્યારે સર્વસ્વ છોડી પરમાત્મા સાથે પ્રેમ કરે છે, પોતાનું અભિમાન છોડે છે, જીવ જ્યારે જીવપણું ભૂલે છે, ત્યારે ઈશ્વર પણ ઈશ્વરપણું ભૂલી જાય છે અને જીવની સાથે રમે છે. જીવ અભિમાનમાં હુંપણું રાખે, જીવ માને કે હું શાસ્ત્રી, હું પંડિત, હું જ્ઞાની તો ભગવાન તેને કહે છે હું તારો દાદો લાગું છું. તને મારી નથી પડી તો મારે તારી શું પડી છે? પરમાત્માને પ્રસન્ન કરવા હોય તો તેની પાસે બાળક જેવા બનીને જાવ. આ ભોજન વખતે ભગવાન કેવા શોભતા હતા.

**बिभ्रद् वेणुं जठरपटयोः शृङ्गवेत्रे च कक्षे,**
**वामे पाणौ मसृणकवलं तत्फलान्यङ्गुलीषु।**
**तिष्ठन् मध्ये स्वपरिसुहृदो हासयन् नर्मभिःस्वैः**
**स्वर्गे लोके मिषति बुभुजे यज्ञभुग बालकेलिः ॥**

ભા. ૧૦–૧૩–૧૧

એ વખતે શ્રીકૃષ્ણની છટા સર્વથી નિરાળી હતી. તેઓએ કમરની ભેટમાં વાંસળી ખોસેલી હતી. સીંગ અને લાકડી બગલમાં દબાવ્યા હતાં. ડાબા હાથમાં ઘીવાળો દહીં ભાતનો મધુર કોળિયો હતો. અને આંગળીઓમાં ખાવાલાયક ફળોના અથાણાં દબાવી રાખ્યાં હતાં. ગોપબાળકો તેની ચારે તરફ ઘેરીને બેઠાં હતાં. અને તેઓ જાતે સર્વની વચમાં બેસીને પોતાની વિનોદભરી વાતોથી પોતાના સાથી ગોપબાળકોની સાથે બેસીને આ પ્રકારે બાળલીલા કરતા કરતા ભોજન કરી રહ્યા હતા, અને સ્વર્ગના દેવતાઓ આશ્ચર્યચકિત થઈને આ અદ્‌ભુત લીલા જોઈ રહ્યા હતા.

મનથી આ લીલાનાં દર્શન કરો. વૃન્દાવન છે. આ યમુનાનો કિનારો છે. વૃક્ષો ફળથી નમી ગયા છે. ભગવાન ગ્વાલમિત્રો સાથે ભોજન કરવા બેઠા છે. આવી ભાવના



તો કરો. ભાવનાથી ભક્તિ ફળે છે. વૈષ્ણવો મનથી વૃન્દાવનમાં રહે છે. તમારું તન ગમે ત્યાં હોય પણ મનથી ઠાકોરજીનાં ચરણમાં રહેજો.

ખાવું એ પાપ નથી. ભગવાને અન્ન ખાવા માટે બનાવ્યું છે. ખાવું એ પાપ નથી પણ ભગવાનને ભૂલી જઈને ખાય, ભગવતાર્પણ કર્યા વગર ખાય એ પાપ છે. એકાદશી હોય તો ઘણા કહે છે મારે આજે ઉપવાસ છે, હું કાંઈ લેતો નથી. પછી કોઈ આગળ પાછળ જાય એટલે ફાકડા મારે છે. ખાવું એ પાપ નથી. બીજાને છેતરવું એ પાપ છે.

આ પહેલાં અઘાસુરને ભગવાને મોક્ષ આપ્યો તેથી બ્રહ્માજી વિસ્મય પામેલા. ભગવાનનું તે કાર્ય બ્રહ્માજીને ન ગમ્યું. તેથી બ્રહ્મા જોવા આવ્યા કે આ કનૈયો છે કોણ? બ્રહ્માજી જ્યારે આવ્યા, ત્યારે ઉપર કહ્યા મુજબ શ્રીકૃષ્ણ ગોપબાળકો સાથે ભોજન કરી રહ્યા હતા.

આ વ્રજબાળકોમાં એક બ્રાહ્મણનો છોકરો પણ આવતો હતો. તેનું નામ મધુમંગલ. મધુમંગલ શાંડિલ્યઋષિના પુત્ર છે. શ્રીકૃષ્ણ મધુમંગલને કહે છે કે તું રોજ અમારા ઘરનું ખાય છે પણ તારા ઘરનું કોઈ દિવસ મને ખવડાવતો નથી. પવિત્ર બ્રાહ્મણના ઘરનું ખાવાથી બુદ્ધિ પવિત્ર થાય છે. એટલે શ્રીકૃષ્ણે મધુમંગલના ઘરનું ખાવાની ઇચ્છા કરી.

યશોદાજીએ શાંડિલ્યઋષિને કહેલું તમારા બાળકને રોજ મારા ઘેર જમવા મોકલો. મધુમંગલ રોજ જમવા આવે છે. યશોદાજી તેને ખૂબ માન આપે છે.

આજે કનૈયો મધુમંગલની પાછળ પડ્યો. તું રોજ અમારા ઘરનું ખાય છે. મને કોઈ દિવસ તારા ઘરનું ખવડાવતો નથી. મારે આજે તારા ઘરનું ખાવું છે.

મધુમંગલ દોડતો મા પાસે આવ્યો છે. માનું નામ પૂર્ણમાસી. મધુમંગલ માને કહે છે આજે લાલાને આપણા ઘરનું ખાવું છે. જે બનાવ્યું હોય તે આપ.

પૂર્ણમાસીને આનંદ થયો પણ ઘરમાં કાંઈ રસોઈ બનાવી નથી. શાંડિલ્યઋષિ સવારમાં બ્રાહ્મમુહૂર્તમાં ઊઠતા પણ રાત્રે આઠ વાગે તેનું નિત્યકર્મ પૂરું થાય. પ્રાતઃ સંધ્યા ગાયત્રીની ચોવીસ માળા; પંચયાતન દેવની પૂજા, પંચદેવોને અભિષેક ત્યાં વિશ્વદેવ, યજ્ઞ હોમ. તે પછી મધ્યાન્હ સંધ્યા તે પછી વિષ્ણુ સહસ્રનો પાઠ, ભાગવતનો પાઠ, તે પછી એકવીસ હજાર ભગવાનના નામ જપ. ત્યાં તો સાંજ પડી જાય. જમવાનો સમય જ ક્યાંથી મળે? એવા તપસ્વી બ્રાહ્મણ કે ખાવાની ફુરસદ નથી. એટલે રાત્રે એકવાર ફળાહાર કરતા.

એકવાર ભજનમાં આનંદ મળી જાય તો પછી સંસારનો આનંદ ફીકો લાગે છે. આ જીવને ભજનમાં આનંદ મળતો નથી. એટલે તે બીજા વિષયોમાં આનંદ શોધવા જાવ છે.

બ્રાહ્મણનો અવતાર તપ માટે છે. બ્રાહ્મણ વિલાસમાં પડે એ ભગવાનને ગમતું નથી. વૈશ્ય અને ક્ષત્રિય વિલાસમાં પડે તો થોડુંયે ક્ષમ્ય છે. બ્રાહ્મણ માટે તે ક્ષમ્ય નથી. બ્રાહ્મણ મરતાં સુધી ભોગ ભોગવવાની ઇચ્છા ન રાખે તો મર્યા પછી ભગવાન તેને દિવ્ય આનંદ આપે છે. શાંડિલ્યઋષિ અને તેમનાં પત્ની તપસ્વી હતાં.

પતિ ભોજન ન કરે એટલે પતિવ્રતા સ્ત્રીનો ધર્મ છે કે ભોજન ન કરવું. એટલે પૂર્ણમાસી પણ ફળાહારથી ચલાવી લે. ઘરમાં એક છોકરો હતો તે નંદબાબાને ઘેર જમવા જાય એટલે ઘરમાં કાંઈ રસોઈ કરતા નથી.

પતિમાં ઈશ્વરની ભાવના નહિ રાખો તો મૂર્તિમાં ઈશ્વરનો ભાવ થશે નહિ. મારા પતિ ઉપવાસી છે, ફળાહારી છે એટલે પૂર્ણમાસી પણ ઘરમાં રસોઈ બનાવતાં નથી.

જીવનમાં જરૂરિયાત જેમ જેમ ઓછી કરશો તેમ પાપ ઘટશે. ભોગ વધશે તો પાપ વધશે. ભોગ ઘટશે તો પાપ ઘટશે. આદત અને હાજતને વધારશો નહિ તો સુખી થશો. આ 'જોઈએ'નો અંત આવતો નથી. નક્કી કરો મારે બીજું કાંઈ જોઈતુ નથી. મારે મારા ભગવાન જોઈએ છે.

પૂર્ણમાસી મધુમંગલને કહે છે, બેટા, ઘરમાં કંઈ નથી, કનૈયો માગે છે અને આ ગરીબ બ્રાહ્મણીના ઘરમાં કાંઈ નથી. કનૈયાને માટે હું શું આપું? તપસ્વી હતા, સંગ્રહ કરતા ન હતા. પવિત્ર બ્રાહ્મણ કોઈ વસ્તુનો સંગ્રહ ન કરે. ઘરમાં કાંઈ નથી. મધુમંગલ કહે છે મા, મને કંઈક આપ. પૂર્ણમાસી ઘરમાં કાંઈક હોય તો તે શોધવા લાગ્યા. ઘરમાંથી થોડી છાશ મળી. કનૈયો પ્રેમનો ભૂખ્યો છે. છાશ ખાટી હશે તો લાલાને ત્રાસ થશે. છાશમાં ખાંડ નાંખી વઘાર કર્યો. તે છાશ મટકીમાં ભરીને આપી. લાલાને કહેજે, મારી માએ આ છાશ આપી છે.

પરમાત્મા કોઈ દિવસ જોતા નથી કે મારા માટે શું લાવ્યો છે, પણ જુએ છે કે કેવા ભાવથી લાવ્યો છે. વસ્તુને જુએ એ જીવ અને કેવળ ભાવને જુએ તે ઈશ્વર. મધુમંગલ છાશ લઈને આવ્યો છે, પણ તે છાશ શ્રીકૃષ્ણને આપતાં તેને સંકોચ થયો. બીજાં બાળકો સુંદર સુંદર મીઠાઈઓ લાવ્યા છે. લાલાને છાશ આપું તે ઠીક નહિ. આ છાશ કનૈયાને આપવા જેવી નથી. સારામાં સારી વસ્તુ ભગવાનને આપો. કનૈયાને છાશ આપીશ તો મારે આખો જન્મ છાશ પીવી પડશે. છાશ ખાટી હશે તો કનૈયો મશ્કરી કરશે, તારા ઘરની છાશ ખાટી, તારી મા ખાટી. એટલે મધુમંગલ તે છાશ પોતે જ પી જવા લાગ્યો. શ્રીકૃષ્ણની નજર મધુમંગલ પર પડી. એય મધુમંગલ! તારી બાએ છાશ મારા માટે આપી છે. તું એકલો એકલો છાશ પી જાય છે. છાશ મને આપ, મને આપ. પૂર્ણમાસીએ છાશ પ્રેમથી આપેલી છે. પણ મધુમંગલ સાંભળતો નથી. છાશ આપતો નથી. હું નહીં આપું. મધુમંગલ ઉતાવળથી છાશ પીવા લાગ્યો. કનૈયો દોડતો આવ્યો છે. મધુમંગલે હાંડલી ખાલી કરી પણ મોઢામાંથી છાશનો રેલો નીકળ્યો. કનૈયો તેનું મોઢું ચાટવા લાગ્યો. ભગવાન શ્રીકૃષ્ણ મધુમંગલનું મોઢું ચાટતા હતા તે જ વખતે બ્રહ્માજી આકાશમાં આવ્યા.

કનૈયો તો મધુમંગલને કહે છે, તારી એંઠી છાશ મળે તો મારી બુદ્ધિ સુધરે. તારા પિતા બ્રાહ્મણ છે, તપસ્વી છે.

શ્રીકૃષ્ણ બાળક સાથે બાળક છે, યોગી સાથે યોગી. જ્ઞાની સાથે જ્ઞાની અને ભોગી સાથે ભોગી છે. બાળક આગળ બ્રહ્મજ્ઞાનની વાતો કરે કે બ્રહ્મ સત્ય હૈ જગત મિથ્યા હૈ તો તેઓ કાંઈ સમજે નહીં. બાળકોને આવી વાત ગમે નહિ. એટલે માખણના નિમિત્તથી ભગવાન ગોપબાળકોનું મન હરે છે. તેમના મિત્ર બને છે અને અનાયાસે તેઓને બ્રહ્માનુભવ કરાવે છે.

શ્રીકૃષ્ણને મધુમંગલના મોઢા પરની છાશ ચાટતા જોઈ બ્રહ્માજીને આશ્ચર્ય થયું કે આ ભગવાન છે કે કોણ છે? લોકો માને છે શ્રીકૃષ્ણ ઈશ્વર છે. પણ આ તો ગોપાળબકોનાં મોઢાં ચાટે છે. આ કંઈ ઈશ્વર હોઈ શકે? બ્રહ્માને શંકા થાય છે.



આ જ બ્રહ્મા ક્ષીરસાગરમાં ભગવાનને અવતાર લેવાનું કહેવા ગયા હતા. પ્રભુ દેવકીજીના ગર્ભમાં આવ્યા ત્યારે આ જ બ્રહ્માજી ગર્ભસ્તુતિ કરવા ગયા હતા. આવા બ્રહ્માજી પણ શ્રીકૃષ્ણની સગુણ લીલા જોઈ મોહમાં પડ્યા છે.

સગુણ બ્રહ્મની અટપટી લીલા જોતાં બ્રહ્માને મોહ થાય તો આજના વિષયી લોકોને મોહ થાય તો તેમાં શું આશ્ચર્ય?

બ્રહ્માને શંકા થાય એ સ્વાભાવિક છે. નિર્ગુણ બ્રહ્મનો પાર પામવો એ શક્ય છે પણ સગુણ બ્રહ્મની લીલાનો પાર પામવો એ મુશ્કેલ છે.

તેથી જ તો તુલસીદાસજીએ પણ લખ્યું છે કે નિર્ગુણ બ્રહ્મને જાણવા સહેલ છે. પણ સગુણ બ્રહ્મને જાણવા મુશ્કેલ છે.

**निरगुन रुप सुलभ अति सोई सगुन न जाने कोई।**

બ્રહ્માજી જેવા પણ આ લીલામાં ભૂલા પડે છે તો સામાન્ય જીવની શું સ્થિતિ? સામાન્ય જીવોને શું કહેવું?

બ્રહ્માજીએ વિચાર્યું કે કૃષ્ણ ઈશ્વર છે કે સાધારણ દેવ છે, તેની આજે પરીક્ષા કરું. મારા જેવી સૃષ્ટિ બનાવતા આવડશે તો માનીશ કે આ કૃષ્ણ ઈશ્વર છે.

મારી પરીક્ષામાં શ્રીકૃષ્ણ પાસ થશે તો માનીશ શ્રીકૃષ્ણ ઈશ્વર છે.

બ્રહ્માજી વાછરડાંઓને માયાથી ઉઠાવી બ્રહ્મલોકમાં લઈ ગયા છે.

ભોજન ચાલતું હતું તે વખતે ગોપબાળકોને વાછરડાં યાદ આવ્યાં. જુએ તો વાછરડાં ન મળે. ચરતાં દૂર ચાલી ગયેલાં.

બાળકો કનૈયાને કહે છે :—કનૈયા આપણાં વાછરડાં દેખાતાં નથી. કૃષ્ણે કહ્યું, તમે ભોજન કરો. હું વાછરડાંને લઈ આવીશ. કૃષ્ણ વાછરડાંઓને શોધવા જાય છે. તે જ વખતે બ્રહ્મા બાળકોને ઉઠાવી બ્રહ્મલોકમાં લઈ જાય છે.

આ કથા પાછળ બીજું પણ થોડુંક રહસ્ય છે. ભગવાન સામે દૃષ્ટિ રાખી, શ્રીકૃષ્ણમાં દૃષ્ટિ રાખી બાળકો ભોજન કરતાં હતાં ત્યાં સુધી આનંદ હતો. પરંતુ તેઓ વાછરડાંની ચિંતા કરવા લાગ્યાં, તેઓની વાછરડાં તરફ દૃષ્ટિ ગઈ, વિષયો તરફ દૃષ્ટિ ગઈ કે બ્રહ્માએ તેઓને ઊંચકીને બ્રહ્મલોકમાં મૂક્યા. ગોપબાળકો કાળને આધીન થયાં, બ્રહ્માની માયાને આધીન થયાં. બ્રહ્મા એ કાળનું રૂપ છે. સંસારના વિષયોમાં નજર જાય એટલે કાળ=બ્રહ્મા જીવને પકડે છે.

બાળકો શ્રીકૃષ્ણમાં નજર રાખી ભોજન કરે તો બ્રહ્મા પકડી શકે નહિ. પણ જ્યારે વાછરડાં તરફ દૃષ્ટિ ગઈ એટલે બ્રહ્માએ–કાળે પકડ્યા છે.

ભોજન કરો ત્યારે પણ દૃષ્ટિ ભગવાનમાં રાખો તો ભોજન પણ ભજન છે.

ભોજન બહુ સ્વાદવાળું ન હોવું જોઈએ. ભોજન બહુ સ્વાદવાળું હશે તો વધારે ખવાય છે. જેને ભજન કરવું છે, પરમાત્માનો સાક્ષાત્કાર કરવો છે તે વધારે ખાય તો તેને આળસ આવે છે. એટલે ભજન છૂટે છે. સ્વાદ વગરનું ભોજન હશે તો ભૂખ હશે તેટલું ખવાશે. ભોજન કર્યા વગર શરીર ટકતું નથી. ભોજન એ ભજનનું સાધન છે. ભોજન કરવું એ પાપ નથી. પણ ભોજન સાથે તન્મય થવું એ પાપ છે.

બાળકોની દૃષ્ટિ શ્રીકૃષ્ણમાંથી હટી ગઈ અને વાછરડાં તરફ ગઇ, ત્યારે બ્રહ્માએ તેઓને પકડ્યા છે. શ્રીકૃષ્ણે વાછરડાં શોધ્યાં પણ વાછરડાં ન મળ્યાં. એટલે પાછા શ્રીકૃષ્ણ આવીને જુએ તો અત્રે બાળકો પણ ન મળે. શ્રીકૃષ્ણ સમજી ગયા. આ ડોસો

મારી પાછળ પડ્યો છે. પણ બ્રહ્માને ખબર નથી, હું તેનો દાદો લાગું છું. કોઈ ઠેકાણે વિષ્ણુને બ્રહ્માના પિતા કહ્યા છે. અને કોઈ ઠેકાણે દાદા કહ્યા છે.

દેવી ભાગવતનાં નવમા સ્કંધમાં સૃષ્ટિની ઉત્પત્તિની કથા છે. સૃષ્ટિની ઉત્પત્તિ વિષે સર્વ શાસ્ત્રો સંમત નથી. સૃષ્ટિની ઉત્પત્તિના ક્રમમાં બધાં શાસ્ત્રોમાં ભેદ છે. જગતનો બહુ વિચાર મહાત્માઓએ કર્યો નથી, પણ ઈશ્વરના સ્વરૂપ વિષે સર્વ મહાત્માઓ એક છે. ઈશ્વરના સ્વરૂપ વિષે મતભેદ નથી.

વૈકુંઠધામમાં લક્ષ્મીનારાયણ બિરાજ્યા હતા. તેની દૂંટીમાંથી કમળ ઉત્પન્ન થયું અને તે કમળમાંથી બ્રહ્મા થયા.

પરંતુ ભગવાન તો કર્તુમ્ અકર્તુમ્ અને અન્યથાકર્તુમ્ સમર્થ છે. કૃષ્ણની આ ઇચ્છાસૃષ્ટિ છે. કનૈયાએ જેટલાં ગોપબાળકો અને વાછરડાંઓ હતાં તેટલા સ્વરૂપ ધારણ કર્યાં. શ્રીકૃષ્ણ પોતાના સ્વરૂપ સાથે રમે છે. જ્ઞાનીઓ શરીર સાથે રમતા નથી, આત્મા સાથે રમે છે. એક ભોગાર્થ સૃષ્ટિ છે એ જીવ સૃષ્ટિ કહેવાય છે. ઈશ સૃષ્ટિ એ પાંચભૌતિક વગરની સૃષ્ટિ, ભગવાનની લીલા સૃષ્ટિ. કેવળ બીજાને આનંદ આપવાની દૃષ્ટિથી કરવામાં આવે તે લીલા સૃષ્ટિ. બ્રહ્મા પંચમહાભૂતની મદદથી જગતની સૃષ્ટિ કરે છે પણ ભગવાન કહે છે હું પંચમહાભૂતની મદદ વગર સૃષ્ટિ ઉત્પન્ન કરું છું.

પરમાત્મા સંકલ્પ કરે ત્યારે સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. હું પંચમહાભૂતને ઉત્પન્ન કરૂં છું. ત્યારે તેના આધારે તમે (બ્રહ્મા) જગત ઉત્પન્ન કરો છો. પણ મને પંચ-મહાભૂતની જરૂર પડતી નથી. હું કેવળ સંકલ્પથી સૃષ્ટિ ઉત્પન્ન કરું છું.

દ્રૌપદીની સાડી ક્યાં મિલમાં બનેલી હતી? તે સંકલ્પથી ઉત્પન્ન થઈ હતી. શ્રી કૃષ્ણ જ સાડીરૂપે થયા હતા. જેને ઈશ્વર ઢાંકે તેને કોણ ઉઘાડો પાડી શકે? આ તો શ્રીકૃષ્ણનો સંકલ્પ હતો. શ્રીકૃષ્ણની લીલા હતી.

ગોપબાળકોની કામળી શ્રીકૃષ્ણ, લાકડી શ્રીકૃષ્ણ, અનેક પ્રકારે અનેક રૂપો ધર્યાં છે.

વૈષ્ણવો બ્રહ્મ પરિણામવાદમાં માને છે, વેદાંતીઓ વિવર્તવાદમાં માને છે. જગતગુરુ શંકરાચાર્યનો વિવર્તવાદ છે, આ જગત મિથ્યા છે, અસત્ય છે. અધિષ્ઠાતા સત્ય હોવાથી આ જગત સત્યરૂપ ભાસે છે. વાસ્તવિક રીતે ઈશ્વર એક જ છે. એકજ પરમાત્મા અનેક સ્વરૂપો ધારણ કરે છે. પણ તે સ્વરૂપો સત્ય નથી. અવિદ્યાથી જગત સત્યરૂપ ભાસે છે. ફીલ્મ જોવા જશો તો પડદા ઉપર દેખાશે, હનુમાન લંકા બાળે છે, મોટા મોટા મકાન બાળે છે. પણ પડદાનો એક ધાગો પણ બળતો નથી. આ ચિત્ર સત્ય નથી. પડદો સત્ય છે. અધિષ્ઠાન સત્ય છે. બ્રહ્મસ્વરૂપ પડદા જેવું છે. માયાથી આ બધું ભાસે છે.

શ્રી મહાપ્રભુજી કહે છે, બ્રહ્મ નિર્વિકાર રહીને પણ બ્રહ્મનું પરિણામ થાય છે. આ બંને સિદ્ધાંતો સત્ય છે. શ્રીકૃષ્ણ જ લાકડી છે. શ્રીકૃષ્ણ સત્ય છે અને લાકડી શ્રીકૃષ્ણથી ભાસે છે. બ્રહ્મ નિર્વિકાર રહીને વિકારવાળું થાય છે.

ગાયોને ઇચ્છા હતી મારે પરમાત્માને મળવું છે. આથી વાછરડાનું સ્વરૂપ શ્રીકૃષ્ણે ધારણ કર્યું છે. ખરા વાછરડાં બ્રહ્મલોકમાં હતાં. જે વાછરડાઓએ સ્તનપાન છોડ્યું હતું તે પણ આજે ગાયોને ધાવવા લાગ્યાં છે. અને ગાયો પણ આ મોટા વાછરડાંઓને પ્રેમથી ધવડાવે છે. આ જોઈ બલરામને આશ્ચર્ય થયું. અંતર્મુખ દૃષ્ટિ કરી જોયું તો ત્યાં એક એક વાછરડામાં શ્રીકૃષ્ણ છે.



વૃદ્ધા ગોપીઓ જેને શ્રીકૃષ્ણને મળવાની ઇચ્છા છે તેઓ આજે બાળકોને ઉઠાવી આલિંગન આપે છે, કારણ ગોપબાળકના વેશમાં શ્રીકૃષ્ણ છે. કૃષ્ણ લીલા કરે છે.

ગોપીઓ પરકીયા હતી તેમ માન્યું નથી. પરકીયા ભાવ માન્યો છે. શ્રીકૃષ્ણ સર્વના પતિ છે. એટલે ગોપીઓના પણ તે પતિ છે. એટલે રાસમાં કોઈ ગોપી પરકીયા ન હતી.

કોઈ સંતપુરુષે કહ્યું છે:—વ્રજમાં, ગોકુલમાં કોઈ પરકિયા ગોપી હતી જ નહીં કારણ કે પ્રભુ જ્યારે આ વત્સલીલા કરતા હતા ત્યારે શાંડિલ્યઋષિએ આજ્ઞા કરી કે આ વર્ષે કે જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે ગોપબાળકોનાં રૂપ ધારણ કરેલાં છે તે સમય ઉત્તમ છે. માટે દરેક પોતાની કન્યાઓનાં લગ્ન આ જ વર્ષમાં કરી નાંખો. દરેકે પોતાની કન્યાઓનાં લગ્ન આ ગોપબાળકો સાથે કરી નાંખ્યાં. એટલે સર્વનાં લગ્ન પરમાત્માની સાથે થયાં, એટલે કે પોતાના સ્વરૂપ સાથેની આ લીલા છે. એટલે રાસ-લીલામાં બીજી પરકીયા ગોપીઓ સાથે ક્યાં રાસ થયો? શ્રીકૃષ્ણ માટે પરદારા હોય શકે નહિ. કારણ શ્રીકૃષ્ણ સર્વેશ્વર છે. સર્વના પતિ છે.

ભગવાન શ્રીકૃષ્ણે વાછરડાં અને બાળકોનાં રૂપ ધર્યાં અને ગાયોને બ્રહ્મસંબંધનો લાભ આપ્યો અને વૃદ્ધા ગોપીઓને બ્રહ્મસંબંધ કરાવ્યો. બ્રહ્મસંબંધરૂપી બ્રહ્માનંદ સર્વને કરાવ્યો.

પ્રસિદ્ધ વેદવાક્ય **सर्वं विष्णुमयं जगत्** ને આજ શ્રીકૃષ્ણે પ્રત્યક્ષ ચરિતાર્થ કર્યું. આજે તો નરસિંહ મહેતાએ ગાયું છે તેમ 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે' થયું.

**सर्वं विष्णुमयं गिरोऽङ्गवदजः सर्वस्वरूपो बभौ।**

ભા. ૧૦–૧૩–૧૯

એ સમયે આ સંપૂર્ણ જગત વિષ્ણુરૂપ છે એ વેદવાણી માનો મૂર્તિમંત બનીને પ્રગટ થઈ છે.

નિજ ઇચ્છાનિર્મિત તનુ એ ઈશ્વર અને કર્મનિર્મિત તનુ એ જીવ. એક વર્ષ સુધી ભગવાને એ પ્રમાણે લીલા કરી.

વ્રજવાસીઓ રાસલીલાના ચાર પ્રકાર બતાવે છે. ભાગવતમાં ચાર રાસલીલાઓ છે:

(૧) વેણુગીતમાં–કુમારિકા ગોપીઓ સાથે રાસ.
(૨) યજ્ઞપત્નીઓના પ્રસંગમાં–વિવાહિતા ગોપીઓ સાથે રાસ.
(૩) ગોવર્ધનલીલામાં–વૃદ્ધ ગોપીઓ સાથે રાસ.
(૪) રાસલીલામાં–સંન્યાસીની (યોગીઓ રૂપ) ગોપીઓ સાથે રાસ રમે છે.

ગોપીઓ સાથે આ પ્રમાણે ચાર પ્રકારના રાસ છે, પરંતુ મુખ્ય રાસલીલાઓ નીચે મુજબ છે:

(૧) ગોપબાળકો સાથે–ગોવાળ મિત્રો સાથે.
(૨) ગાયો સાથે.
(૩) ગોપ યુવતીઓ–ગોપીઓ સાથે.

ઉપરના ત્રણ પ્રકારના રાસ મુખ્ય છે. પરંતુ રાસ એટલે શું તે જોઈએ. રાસ=પરમાત્મા એ રસ સ્વરૂપ છે. **रसो वै सः** એ રસરૂપ ઈશ્વર સાથે તાદાત્મ્ય એ જ રાસ. જીવનું પરમાત્મા સાથેનું મિલન એ રાસ છે. રસાત્મક ઈશ્વર સાથે અભિન્ન ભાવ થવો એ જ રાસ. રસ સ્વરૂપ ઈશ્વર સાથે સંબંધ થાય એ જ રાસ.

એવો કયો જીવ છે જેને ઈશ્વર સાથે મળવાની ઇચ્છા ન થાય ?

આ લીલામાં દરેકને મુગ્ધ કરી રસની લ્હાણી કરી છે. સર્વને આનંદ થાય છે. આનંદનો આવિર્ભાવ થાય છે.

ભાગવતના ટીકાકાર વિશ્વનાથ ચક્રવર્તિ અધ્યાય ૧૩-૧૪ની લીલામાં તન્મય થયા છે. તેઓ કહે છે, આ સર્વોદય લીલા છે, આ લીલામાં પ્રભુએ સર્વને એક સરખો આનંદ આપ્યો છે.

શ્રીકૃષ્ણે જ્યારે ગોપબાળકો અને વાછરડાંનાં રૂપ ધારણ કર્યાં, ત્યારે ગોપીઓને પોતાના પુત્રો ઉપર પહેલાં કરતાં અધિક વહાલ થાય છે. ગાયો પણ પોતાના વાછરડાંઓ ઉપર અધિક વહાલ વરસાવે છે. ગાય વાછરડાંઓને ધવરાવે છે, ચાટે છે પણ તૃપ્તિ થતી જ નથી. બ્રહ્માનંદમાં તૃપ્તિ થાય જ શી રીતે ?

બ્રહ્માજી વૃન્દાવનમાં ફરીથી જોવા આવ્યા કે વાછરડાં અને ગોપબાળકો વિના ત્યાં શું પરિસ્થિતિ બની છે. બ્રહ્મા ફરીથી આકાશમાં આવ્યા છે. તેમણે પૂર્વવત બધું ચાલતું જોયું. એ જ ગોપબાળકો અને એ જ વાછરડાંઓ. શ્રીકૃષ્ણ બધાં વાછરડાં અને બાળકો સાથે રમતા હતા. તે જોઈ બ્રહ્માજી વિચારમાં પડી ગયા કે આ ખરા કે તે ખરાં ? **इत एते ऽत्र सत्याः के ।**

એટલે કે હું જે બ્રહ્મલોકમાં મૂકી આવ્યો છું તે સાચા કે આ મને દેખાય છે તે સાચા. એક ઓછો નથી કે એકેયના સ્વરૂપમાં ફેર નથી. બ્રહ્મા વિચારવા લાગ્યા આમાં સાચા કયા અને ખોટા કયા ?

જ્ઞાની પુરુષો પોતાના આત્મસ્વરૂપમાં જ રમે છે. જે બીજા સાથે રમે છે તે દુઃખી થાય છે. ભગવાન પોતે જ પોતાના સ્વરૂપ સાથે રમે છે. શ્રીકૃષ્ણ પોતે પોતાની સાથે રમે છે. શ્રીકૃષ્ણ યોગેશ્વર છે.

કૃષ્ણને લીલા કરવાની ઇચ્છા થઈ. બ્રહ્માનું સ્વરૂપ ધારણ કરી બ્રહ્મા થઈ બેઠા છે. નોકરોને કહ્યું કે હાલ એક નકલી બ્રહ્મા બધે ફરે છે તે અહીં આવે તો તેને મારજો. ડોસો વિચાર કરે છે આ ખરા કે તે ખરા, વિચાર કરતા બ્રહ્મલોકમાં આવ્યા. સેવકો બ્રહ્માને મારવા લાગ્યા. આ ભૂત જેવો બ્રહ્મા છે. અમારો ખરો બ્રહ્મા તો અંદર બેઠો છે.

બ્રહ્માજીએ આંખ બંધ કરી જોયું. ગાદી ઉપર શ્રીકૃષ્ણલાલકી જય.

બ્રાહ્મજીએ વિચારપૂર્વક જોયું તો સર્વ ગોપબાળકો અને સર્વ વાછરડાંઓમાં તેમને શ્રીકૃષ્ણનાં દર્શન થયાં, પરબ્રહ્મનાં દર્શન થયાં.

બ્રહ્માજીને પોતાની ભૂલ સમજાઈ. મારા બાલકૃષ્ણની પરીક્ષા કરવા જતાં બ્રહ્માની પોતાની જ પરીક્ષા થઈ ગઈ. અને તેમને કૃષ્ણમાં નારાયણ રૂપનાં દર્શન થયાં. મારા નારાયણ એ જ શ્રીકૃષ્ણ બન્યાં છે. આ જોઈ બ્રહ્માજી સ્તુતિ કરવા લાગ્યા. બ્રહ્માની સ્તુતિ અદ્‌ભુત છે. બ્રહ્માની સ્તુતિમાં ચાર વેદો શ્રીવ્યાસજીએ એકત્ર કર્યા છે.

**नौमीडय तेऽभ्रवपुषे तडिदम्बराय**
**गुञ्जावतंसपरिपिच्छलसन्मुखाय ।**
**वन्यस्रजे कवलवेत्रविषाणवेणु**
**लक्ष्मश्रिये मृदुपदे पशुपाङ्गजाय ॥**



આપનું સ્વરૂપ વર્ષાકાલીન મેઘના સમાન શ્યામ છે. તેના પર પીતાંબર વીજળીની જેમ તગતગતું શોભી રહ્યું છે. કાનમાં ચણોઠીનાં કુંડળ છે અને માથા પર મોરપીંછનો મુગટ છે. આથી આપના મુખની અનોખી છટા બની છે. વક્ષઃસ્થળ ઉપર વનમાળા લટકી રહી છે અને હાથમાં દહીંભાતનો કોળિયો, બગલમાં છડી અને સીંગ તથા કમ્મર ઉપર બાંધેલી ભેટમાં વાંસળી શોભી રહી છે. આપના કમળથી પણ કોમળ ચરણો અને આ ગોપબાળકનો મધુર વેશ એવા આપ પરમાત્માને હું વંદન કરું છું.

મેઘ જેવા શ્રીકૃષ્ણ શ્યામ છે. મેઘનો અને શ્રીકૃષ્ણનો રંગ એક છે. પરમાત્માએ મેઘ જેવો વર્ણ ધારણ કર્યો છે કારણ કે મેઘ એ સંત છે. મેઘ ખારું પાણી પી જાય છે અને લોકોને મધુર પાણી આપે છે. ખારું પાણી એ દુઃખનું સ્વરૂપ છે. મધુર પાણી એ સુખનું સ્વરૂપ છે. અતિશય દુઃખ સહન કરી બીજાને સુખ આપે એ સંત. જાતે સુખ ભોગવી બીજાને સુખ આપે તે સજ્જન કહેવાય, પણ સંત નહિ. સંત તો જાતે દુઃખ ભોગવીને બીજાને સુખ આપે છે.

તેઓના ગળામાં ગુંજા માળા છે. યશોદા મા મોતીની કંઠી પહેરાવે તે કનૈયો બીજા બાળકોને આપી દે. ગુંજાની માળા ગળામાં ધારણ કરી ઘરે આવે. માને કહે મા, આ કંઠી હું લાવ્યો છું. યશોદા મા પૂછે છે પણ મોતીની કંઠી ક્યાં ગઈ? કનૈયો જવાબ આપે છે, મોતીની કંઠી આપી દીધી. લાલાને ગુંજામાળા અતિશય પ્રિય છે. એટલે તો શૃંગારની સમાપ્તિ ગુંજા માળામાં થાય છે.

થોડું આપો છતાં ઘણું માને એનું નામ ઈશ્વર. ઘણું આપો તેમ છતાં ઓછું માને એ જીવ. થોડું પ્રભુને પ્રેમથી અર્પણ કરો.

કનૈયાના મસ્તક ઉપર મોરપીંછ છે. કામસુખનો જે ત્યાગ કરે છે તે ઠાકોરજીને ગમે છે. પરમાત્મા તેને માથે રાખે છે. લૌકિક કામસુખનો ત્યાગ કરશો તો ભગવાન મસ્તક ઉપર તમને પધરાવશે. મોર શારીરિક સંબંધથી પ્રજોત્પત્તિ કરતા નથી. તેથી ભગવાન શ્રીકૃષ્ણ મોરનાં પીંછાને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે.

બ્રહ્માજી પરમાત્માની સ્તુતિ કરે છે. આ જે તમારું સ્વરૂપ છે તે ઇચ્છાથી થયેલ છે, તે પંચમહાભૂતોથી બનેલું નથી. પરમાત્માનું સ્વરૂપ અપ્રાકૃત અલૌકિકિ છે. જીવને જે શરીર મળે છે તે તેના પૂર્વજન્મના પ્રારબ્ધ કર્મ પ્રમાણે મળે છે. મનુષ્યને શરીર મળે છે તે તેના કર્મથી તેને મળે છે. પરમાત્મા કર્મથી નહિ પણ સ્વેચ્છાથી શરીર ધારણ કરે છે. પરમાત્મા સ્વેચ્છાથી કે ભક્તોની ઇચ્છાથી પ્રગટ થાય છે. જે નિરાકાર આનંદ હતો તે જ નરાકાર સ્વરૂપે પ્રગટ થયો છે. આનંદ જ શ્રીકૃષ્ણરૂપે પ્રગટ થયો છે. તેથી શ્રીકૃષ્ણ આનંદરૂપ છે, આખું સ્વરૂપ આનંદરૂપ છે. પરમાત્માનું મુખ, ચરણ, હાથ આનંદરૂપ છે. એટલે પરમાત્માનું સ્વરૂપ અલૌકિક, અપ્રાકૃત છે.

ભગવાન કૃષ્ણની બ્રહ્માજીએ જે પરીક્ષા કરી તે બદલ તેઓ પરમાત્માની માફી માગે છે.

પોતાના ગર્ભમાંનો બાળક પોતાને પેટમાં લાત મારે તો શું માતા પોતાના બાળક પર ગુસ્સે થશે ? ગુસ્સે થવાને બદલે માતા તેનાથી આનંદ પામે છે. તે ન્યાયે મારો કંઈ અપરાધ થયો હોય તો મને ક્ષમા કરજો. એમ બ્રહ્માજી પ્રાર્થના કરે છે.

**उत्क्षेपणं गर्भगतस्य पादयोः किं कल्पते मातुरधोक्षजागसे ।**

બ્રહ્માજી કહે છે કે મારું શરીર પંચતત્વોનું બનેલું છે. પરંતુ તમારું શરીર

પંચતત્વોનું બનેલું નથી. તે તો કેવળ આનંદ સ્વરૂપ છે. ભગવાન આનંદમય છે.

ખાંડનાં રમકડાં ખાંડમય હોય છે. તે હાથી નથી કે ઘોડા નથી. ખાંડના હાથીના બે પગ તોડીને ચામાં નાંખો તો તે ચા થઈ જાય. રમકડાંનો ખાંડનો હાથી ખાંડમય હોય છે તેમ નિર્ગુણમાંથી સગુણરૂપ થયેલા પરમાત્મા પણ આનંદરૂપ છે. ભગવાન શ્રીકૃષ્ણનું શરીર પૂર્ણ આનંદમય છે. શ્રીકૃષ્ણથી આનંદ જુદો નથી.

નિરાકાર આકાર ગ્રહણ કરે તોપણ સ્વરૂપ તે જ રહે છે :

અહો ! વ્રજની ગાયો તથા સ્ત્રીઓ ઘણી ધન્યવાદને પાત્ર છે કે જેઓનાં દૂધ અને ધાવણરૂપી અમૃતને હે પ્રભો ! આપે વાછરડાં તથા છોકરાંરૂપ થઈને અત્યંત હર્ષપૂર્વક પીધાં-આપ કે જેને તૃપ્ત કરવા યજ્ઞો પણ હજી સમર્થ થયા નથી.

ગોકુળ વૃન્દાવનમાં હરકોઈ જન્મે તે મહાભાગ્યશાળી છે. હે કૃષ્ણ ! જ્યાં સુધી મનુષ્યો આપના ભક્ત બનતા નથી ત્યાં સુધી જ તેઓને રાગ, દ્વેષ, વગેરે ચોરરુપે, ઘર કેદખાનું અને મોહ પગની બેડી જેવા છે. પરંતુ ભકત બન્યા પછી તો તે રાગ વગેરે જ મોક્ષ આપનાર થાય છે. સર્વ પ્રાણીઓનો આત્મા શ્રીકૃષ્ણ જ છે. આ કૃષ્ણથી સારુંયે જગત વ્યાપ્ત છે.

જે મનુષ્યો મુરારિ ભગવાનનાં ચરણ પલ્લવરુપ વહાણનો આશ્રય કરે છે તેઓને માટે આ સંસારસમુદ્ર વાછરડાંનાં પગલાં જેટલો ઊંડો છે એટલે કે તેઓને માટે સંસારસમુદ્ર બિલકુલ ઊંડો નથી. તેઓ વિના પ્રયાસે સંસારસાગર તરી જાય છે.

ભકિત વગર કેવળ જ્ઞાન મેળવવા પ્રયત્ન કરે, તો તે ફોતરાં ખાંડવા જેવું છે, તેમાં કાંઈ ફળ મળે નહિ. ભકિત જ મોક્ષ અપાવનારી છે.

બ્રહ્માજી વંદન કરી, સ્તુતિ કરી ક્ષમા માંગે છે. બ્રહ્માજીએ ભોજનમાં ભંગ કરેલો એટલે સ્તુતિ પુરી થઈ તોપણ બ્રહ્મા સાથે ભગવાન બોલ્યા નથી. કોઈના ભોજનમાં ભંગ અને નિંદ્રામાં ભંગ એ પાપ છે.

બ્રહ્મલોકમાં બાળકો સૂતેલાં. તેઓ એક વર્ષ પછી જાગ્યાં એટલે તેઓને થયું આ લીલા આજે થઈ છે.

એક વર્ષ આ પ્રમાણે આ લીલા ચાલી એટલે અઘાસુરવધની કથા એક વર્ષ પછી ગોપબાળકોએ પોતાની માતાઓને કહેલી.

કેટલાક મહાત્માઓ આને બ્રહ્મા મોહનિવારણ લીલા કહે છે. ત્યારે શ્રીધર સ્વામીએ આ લીલાનું નામ સર્વોદય લીલા રાખ્યું છે. જે આનંદ નંદ યશોદાને આપ્યો તેવો આનંદ ગાયોને, વાછરડાંઓને, ગોપીઓને, ગોપબાળકોને આપ્યો. માટે આ સર્વોદય લીલા છે.

સાધન કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે, અને પછી ઈશ્વર પ્રાપ્તિ થાય છે. શ્રીકૃષ્ણ એ પરમાત્માનું પૂર્ણ સ્વરૂપ છે. તેથી દરેક શકિતઓનું પ્રાગટ્ય થયું છે.

બીજા અવતારો એ અંશાવતારો છે પણ રામ અને કૃષ્ણ અવતારો એ પરિપૂર્ણ અવતારો છે.

નૃસિંહ અવતારમાં માત્ર ક્રિયાશકિત જ પ્રગટ કરેલી. તે અવતારમાં જ્ઞાનશકિત ગુપ્ત છે. ઈતર અવતારોમાં પણ એક એક શકિતનો આવિર્ભાવ દેખાય છે અને બીજી શકિતઓ ગુપ્ત છે.

શ્રીકૃષ્ણે એક એક લીલામાં એક એક દેવનો પરાભવ કર્યો છે. વત્સલીલામાં બ્રહ્માનું અભિમાન ઉતાર્યું, બ્રહ્માનો પરાભવ કર્યો. ગોવર્ધનલીલામાં ઇન્દ્રનું અભિમાન ઉતારી તેનો પરાભવ કર્યો. રાસલીલામાં કામનું અભિમાન ઉતાર્યું, કામનો પરાભવ કર્યો.



એક દિવસ કનૈયો માને કહે મા, હું મોટો થયો. મા, હવે હું ગાયોને ચરાવવા લઈ જાઉં ? યશોદા લાલાને સમજાવે—બેટા, તું હજુ નાનો છે. જરા મોટો થા એટલે તને ગોપાળ બનાવીશ. સારું મુહૂર્ત જોઈ ગોપાળ બનાવીશ. તે જ વખતે શાંડિલ્યઋષિ ત્યાં આવ્યા છે. યશોદાએ શાંડિલ્યઋષિને પૂછ્યું, લાલાના જન્માક્ષર જોઈ તેને ગોપાળ બનાવવાનું મુહૂર્ત જોઈ આપો. કાર્તિકમાસ શુકલ પક્ષ અષ્ટમી તિથિ ગોપાળાષ્ટમીને દિવસે કનૈયો ગોપાળ થાય છે. કનૈયાને તે દિવસે બહુ ઉતાવળ થઈ. લાલાને ઊંઘ આવતી નથી.

મા, હું ગાયોની પૂજા કરીશ. મા, મને ગાયો બહુ વહાલી લાગે છે.

પ્રાતઃકાળમાં સ્નાન થયું છે. શાંડિલ્યઋષિ આવ્યા છે. કનૈયા ગાયોની પૂજા કરે છે. ગાયોને આજે ઘણો આનંદ થયો છે. અમારા માલિક આજે અમારી પૂજા કરે છે. ગાયોને ફુલની માળા પહેરાવી મિઠાઈ ખવડાવી. ગાયોએ આશીર્વાદ આપ્યા છે અમારા લાલાનો જયજયકાર થાય.

પ્રભુએ સંપત્તિ આપી હોય તો ગાય રાખજો. આજના સંપત્તિવાન ગાય રાખતા નથી. ઘરમાં કૂતરો રાખે છે. ફરવા જાય ત્યારે પણ મોટરમાં કૂતરાને સાથે લઈ જાય છે. આપણાંથી તો બીજું શું કહેવાય ! આ બીજા જન્મની તૈયારી છે. કૂતરા સાથે અતિસ્નેહ કરે તો તેમાં વાસના રહી જાય. અને બીજો જન્મ કૂતરાનો મળે. કૂતરાનો તિરસ્કાર ન કરશો. કૂતરો આંગણે આવે તો તેને રોટલો નાંખો પણ તેના ઉપર અતિશય પ્રેમ ન કરો.

ગાયોમાં સર્વ દેવોનો નિવાસ છે. ગાયની સેવા કરવાથી અપમૃત્યુ ટળે છે. ગાયની પૂજા એટલે ગાયને ખૂબ ખવડાવો. કંકુનો ચાંદલો કરવાથી કાંઈ ગાયનું પેટ ન ભરાય. ગાય એ વ્રજભકત છે. એકનાથી ભાગવતમાં એકનાથ મહારાજે વિનોદ કર્યો છે.

રામજીએ શું નથી કર્યું ? રાક્ષસોને માર્યા, અનેક યજ્ઞો કર્યા, પ્રજાને સુખી કરી. રામાવતારમાં રામે બધું કર્યું પરંતુ રામજી રાજાધિરાજ હતા એટલે ગાયોની પૂજા, ગાયોની સેવા તેમને કોઈ કરવા દે નહીં. રામજીને ગાયોની પૂજા કોઈએ કરવા દીધી નહીં. એટલે ગાયની સેવા કરવાની વાસના રહી ગઈ. એટલે રામજી કૃષ્ણરૂપે ગાયોની સેવા કરવા આવ્યા છે. રામકૃષ્ણ એક જ છે.

પ્રાતઃકાળમાં બ્રાહ્મણો આવ્યા છે. ગણપતિનું પૂજન કર્યું. કૃષ્ણ કહે છે હું પૂર્ણ પુરુષોત્તમ છું. પણ ધર્મની એકે એક મર્યાદા પાળું છું. ગાયોનું પૂજન થયું છે. ગાયોને પ્રદક્ષિણા ફરે છે. હવે શ્રીકૃષ્ણ પૌગંડ અવસ્થામાં આવ્યા છે. સાત વર્ષના થયા છે. શાંડિલ્યઋષિએ કહ્યું એટલે માને સાષ્ટાંગ પ્રણામ કર્યા છે. યશોદાની આંખમાંથી હર્ષનાં આંસુ નીકળ્યાં છે. કનૈયો પૂછે છે, મા, તું કેમ રડે છે. યશોદા કહે છેઃ—બેટા, તું સવારે ગાયો ચરાવવા જઈશ અને સાંજે ઘેર આવીશ. આટલો સમય તારાં મનોહર મુખડાનાં દર્શન નહીં થાય. તને જોયા વગર એક ક્ષણ ચેન પડતું નથી.

જીવની એવી દશા થાય કે એક ક્ષણ પણ ઈશ્વર વિના ચેન ન પડે ત્યારે ઈશ્વર ગોદમાં આવે છે.

યશોદા મા લાલા માટે પગરખાં લાવ્યાં છે પણ શ્રીકૃષ્ણ પગરખાં પહેરવા ના પાડે છે. માને કહે છે, મા હું ગોપાળ છું. ગોપાળ એટલે ગાયોનો નોકર. મારી ગાયો પગમાં જોડા ન પહેરે તો આ તેનો નોકર પગમાં જોડા કેવી રીતે પહેરી શકે ?

યશોદા બોલ્યાં, બેટા, ગાયો તો પશુ છે. કનૈયો તુરત બોલ્યો, મા આવું બોલીશ

નહિ. મા, ગાયો પશુ નથી. ગાય સર્વની મા છે. ગાયોમાં સર્વ દેવોનો વાસ છે. મા, હું ગાયોનો સેવક છું.

ગોકુળમાં હતા ત્યાં સુધી શ્રીકૃષ્ણે ચાર પ્રતિજ્ઞાઓ પાળી છે.

(૧) સીવેલાં કપડાં પહેર્યાં નથી. ગોપબાળકો ગરીબ હતાં. મારા મિત્રોને સારાં કપડાં પહેરાવીશ અને પછી હું સીવેલાં કપડાં પહેરીશ.

(૨) ગોકુળમાં બિરાજ્યા હતા ત્યાં સુધી હાથમાં અસ્ત્રશસ્ત્ર લીધું નથી. એક હાથમાં માખણ મીસરી અને બીજા હાથમાં બંસી.

કનૈયો ગોકુળમાં વાંસળીથી ઘાયલ કરે છે.

(૩) માથાના વાળ ઉતાર્યા નથી. ગોકુળનો કનૈયો અનેરો છે, પ્રેમની મૂર્તિ છે.

(૪) ગોકુળમાં પગરખાં પહેર્યાં નથી.

હું ગાયોનો નોકર છું. શ્રીકૃષ્ણ જેવી ગાયોની સેવા કરે છે તેવી કોઈએ કરી નથી અને કરશે નહિ. ગાયોને ખવડાવ્યા વગર કનૈયાએ ખાધું નથી, ગાયોને પાણી પિવડાવ્યા વગર પાણી પીધું નથી, તો પછી આ ગાયો શ્રીકૃષ્ણ મથુરા જાય ત્યારે રડે તેમાં શું આશ્ચર્ય ? આ ગાયો પશુ હોવા છતાં શ્રીકૃષ્ણને મળવા આતુર છે.

કનૈયો પોતાના પીતામ્બરથી ગાયોને સાફ કરે છે. મા બરફી ખાવા આપે તે ગંગી ગાયને ખવડાવી દે. મા પૂછે તો માને કહે, મા, ગાયો મને ખૂબ વહાલી લાગે છે. તે ખાય એટલે મને આનંદ મળે છે.

ધેનુકાસુર વધઃ–ત્યારબાદ શ્રીકૃષ્ણ વૃંદાવનમાં બાળકો સાથે અનેક પ્રકારની રમતો રમે છે. એક દિવસ શ્રીદામા અને બીજા ગોવાળિયાઓએ ફરિયાદ કરી કે તાલવનમાં પુષ્કળ ફળો છે. પણ ધેનુકાસુર રાક્ષસ તે ફળ કોઈને લેવા દેતો નથી.

તાલવનમાં ધેનુકાસુર રહેતો હતો. રાક્ષસ ગધેડારૂપે રહેતો હતો.

પ્રહ્લાદને વચન આપેલું કે તારા વંશમાંના કોઈને હું નહિ મારું તેથી શ્રીકૃષ્ણ તેને મારતા નથી. બળભદ્ર ધેનુકાસુરને મારે છે.

વનમાંનાં ફળો સડી જાય પણ કોઈને આપે નહીં તે ધેનુકાસુર. પોતાની પાસે ઘણું હોય પણ બીજાને આપે નહિ તે ધેનુકાસુર, તે ગધેડો. અતિસંગ્રહ કરે તે ધેનુકાસુર. દેહને સર્વસ્વ માને એ ધેનુકાસુર.

ધેનુકાસુર તાલવનનો માલિક ન હતો પણ ઘણાં વર્ષથી ત્યાં રહેતો હતો અને તેણે જબરજસ્તીથી તાલવનને પચાવી પાડેલું. કેટલાક લોકો પણ જાહેર સંસ્થાનો વીશ પચીસ વર્ષ વહીવટ કરે છે અને પછી તેના માલિક જ બની જાય છે. કેટલાક તો એમાંથી ઓહિયાં પણ કરી જાય છે. સંસ્થાનું અગર તો સમાજનું પચાવે તે બીજા જન્મમાં ગધેડો થાય છે.

ધેનુકાસુર એ દેહાધ્યાસ છે. દેહાધ્યાસ અવિદ્યાને લીધે આવે છે. અવિદ્યાને લીધે જીવ સંસારમાં બંધાય છે. અવિદ્યા જીવને સંસારના બંધનમાં નાંખે છે. તેના લીધે જીવમાં સાંસારિક પદાર્થોમાં મમતા અથવા રાગદ્વેષ થાય છે. અવિદ્યા જ્યાં સુધી નાશ પામતી નથી ત્યાં સુધી સંસાર છૂટતો નથી. અવિદ્યા જીવને પાંચ રીતે બાંધે છે : (૧) સ્વરૂપ વિસ્મૃતિ (૨) દેહાધ્યાસ (૩) ઇન્દ્રિયાધ્યાસ (૪) પ્રાણાધ્યાસ અને (૫) અંતઃકરણાધ્યાસ–દેહાધ્યાસનો ભાવ આવો છે કે હું મોટો છું. હું સ્વરૂપવાન છું, હું વિદ્યાવાન છું, હું સંપત્તિવાન છું. એવું દેહનું અભિમાન થાય છે. આવા દેહના અભિમાનવાળા પોતાને બીજા કરતાં બળવાન અને બહુ મોટા માને છે. તેવા લોકો અભિમાનમાં



બીજાઓનું અપમાન કરે છે, પીડા કરે છે. આવા દેહાધ્યાસને બળભદ્રે માર્યો. ભગવાનની આધિદૈવિક શકિતથી દેહાધ્યાસનો નાશ થઈ શકે.

કાલિયનાગ દમન :—પ્રભુએ નિશ્ચય કર્યો. હું કાલિયનાગનો ઉદ્ધાર કરીશ. બાળકોને લઈ કાલિયનાગ જે ધરામાં રહેતો હતો ત્યાં આવીને રમવા લાગ્યા. દડો ધરામાં પડ્યો. બાળમિત્રો કહે :—કનૈયા આ ધરામાં નાગ રહે છે. આ ધરાનું પાણી કોઈ પીતું નથી.

ભગવાને ધરામાં કૂદકો માર્યો. કાલિયનાગ આવ્યો. કાલિયનાગ કરડવા લાગ્યો. જેમ જેમ કરડે તેમ તેમ ઝેર પણ અમૃત બને છે. શ્રીકૃષ્ણે એક હાથમાં પૂછડું અને બીજા હાથમાં ફણાઓ પકડી. શ્રીકૃષ્ણ કાલિયનાગની ફણા ઉપર આરૂઢ થયા છે.

બાળકો એકદમ ગભરાવા લાગ્યાં. કનૈયો બાળકોને કહે છે, તમે ડરશો નહિ. ભગવાન ફણા ઉપર નૃત્ય કરવા લાગ્યા. તે પછી વજન વધાર્યું. એટલે કાલિયનાગ વ્યાકુળ થયો. તે લોહી ઓકવા લાગ્યો. નાગપત્નીઓ ભગવાનને શરણે આવી અને સ્તુતિ કરવા લાગી. આપે જે અમારા પતિને સજા કરી છે તે યોગ્ય છે કારણ કે આપે કરેલી શિક્ષા દુર્જનોનાં પાપોનો નાશ કરે છે. આપ તો કર્મફળ પ્રમાણે બધાને શિક્ષા કરો છો.

રાવણવધ પછી મંદોદરી પણ આજ પ્રમાણે રામચંદ્રજીની સ્તુતિ કરે છે.

મંદોદરી કહે :—મારા પતિનાં કર્મો જ તેની આ દશા માટે જવાબદાર છે. તેનાં કર્મોએ તેની આ દશા કરી છે. તેનો નાશ થયો તેમાં આપનો કાંઈ દોષ નથી.

ખરી રીતે જોઈએ તો અમારો પતિ દુષ્ટ નથી પણ શ્રેષ્ઠ છે. કારણ કે આપે તેના મસ્તક ઉપર ચરણો પધરાવ્યાં છે.

શ્રીકૃષ્ણ કાલિયનાગને કહે છે, તારા લીધે આ યમુનાના ધરાનું જળ વિષમય થયેલું છે. તું આ સ્થાન છોડીને જલદી ચાલ્યો જા. કાલિયનાગ કહે છે, નાથ હું જવા તૈયાર છું પણ મને ગરુડજીનો બહુ ડર લાગે છે. ભગવાન કહે છે, હવે મારા મંગલમય ચરણનો તને સ્પર્શ થયો છે એટલે ગરુડજી તને મારશે નહિ.

કાલિયનાગ ગરુડના ભયથી આ ધરામાં આવેલો.

કાલિયનાગને અમુક જ ફણાઓ હતી. આપણને અનેક ફણા છે. મનુષ્ય સંકલ્પ વિકલ્પ કરે છે તે બધી ફણાઓ છે. પ્રાર્થના કરો નાથ, મારા મનને નાથો. મારા મન ઉપર તમારાં ચરણને પધરાવો.

કાલિયનાગમાં ઝેર હતું તેમ આપણી એક એક ઇન્દ્રિયમાં ઝેર ભર્યું છે. એકને જુઓ તો તે આંખમાં ખૂંચે છે અને એક આંખમાં ઠરે છે. આ ઝેર છે. ઇન્દ્રિયમાં વાસના રૂપી ઝેર હોય ત્યાં ભકિત થતી નથી. ઇન્દ્રિયોને મારશો નહિ. તેનું ઝેર સત્સંગથી ઓછું કરજો.

કથામાં થોડું રહસ્ય છે.

કાલિયનાગ એ ઇન્દ્રિયાધ્યાસ છે.

યમુનામાં=ભકિતમાં ઇન્દ્રિયાધ્યાસ આવે તો તે શુદ્ધ ભકિત કરી શકતો નથી. ભોગ અને ભકિતને વેર છે.

ભકિતના બહાને જે ઇન્દ્રિયોના લાડ કરે છે એ કાલિયનાગ.

વિષયોનો મનથી પણ ત્યાગ કરો. તો ભક્તિ સિદ્ધ થાય. ભોગ અને ભક્તિને વેર છે.

ભક્તિમાં વિલાસિતા–વિલાસિપણું–વિષધર આવે તો ભક્તિનો નાશ થાય છે. ભક્તિમાર્ગના આચાર્યો વલ્લભાચાર્યજી, રામાનુજાચાર્યજી અને ચૈતન્ય મહાપ્રભુજી વગેરેમાં પરિપૂર્ણ વૈરાગ્ય હતો. પૂર્ણ વૈરાગ્ય વગર ભક્તિ થઈ શકતી નથી. ભક્તિ જ્ઞાન વૈરાગ્યની જનની છે. આચાર્યો એક એક વસ્ત્રભેર જગતમાં ફરતાં. આ ભક્તિમાર્ગમાં પાછળથી કાલિયનાગો–વિલાસી લોકો દાખલ થઈ ગયા ત્યારથી ભક્તિમાર્ગ બગડ્યો છે, બદનામ થયો છે. સેવા કરવી કઠણ છે. સંસારસુખનો જે મનથી ત્યાગ કરે તે દેવસેવા કે દેશસેવા કરી શકે છે. મહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે ઈશ્વરમાં – પ્રભુ સેવામાં અનુરાગ રાખો અને શરીરનાં ભોગોમાં વૈરાગ્ય રાખો તો જ સેવામાં–ભક્તિમાર્ગમાં આગળ વધી શકાશે. દેવસેવા અને દેશસેવામાં ઇન્દ્રિયોના લાડ ન થાય. ઇન્દ્રિયોના ગુલામ છે તે ઠાકોરજીની સેવા કરી શકે નહિ....

દરેક ઇન્દ્રિયમાં વાસનારૂપી ઝેર ભરેલું છે. બીજા બધા દૈત્યોને માર્યા પણ ભગવાન કાલિયનાગને મારતા નથી. કાલિયનાગને માર્યો નથી પણ નાથ્યો છે.

ઇન્દ્રિયોને મારશો નહીં પણ તેને સમજાવીને વિવેકથી વશ કરજો અને તેનું દમન કરજો. ઇન્દ્રિયોને રમણકદ્વીપમાં મોકલો એટલે કે સત્સંગ મંડળમાં મોકલો એટલે દરેક ઇન્દ્રિયને ભક્તિરસની પ્રાપ્તિ થશે, ઇન્દ્રિયોની શુદ્ધિ થશે.

ઇન્દ્રિયોમાંથી ઝેર કાઢીને તેને સત્સંગ મંડળમાં જોડવી. કાલિયનાગમાંથી જેમ ઝેર કાઢીને રમણકદ્વીપમાં મોકલ્યો તેમ. ઇન્દ્રિયોને શુદ્ધ કર્યા પછી તે ભક્તિરસનો રસ માણી શકશે.

ભોગથી ઇન્દ્રિયોનો ક્ષય થાય છે. ભક્તિથી ઇન્દ્રિયોનું રમણ થાય છે, ઇન્દ્રિયોનું પોષણ થાય છે.

યોગીઓને જે આનંદ સમાધિમાં મળે છે તેવો આનંદ વૈષ્ણવોને કૃષ્ણકીર્તનમાં મળે છે. કીર્તન કરો ત્યારે કનૈયાને નજર સમક્ષ રાખીને તેનું સ્મરણ કરતાં કરતાં કીર્તન કરો.

વાણી કીર્તન કરે, મન સ્મરણ કરે અને આંખો દર્શન કરે તો જપ સફળ થશે.

ઇન્દ્રિયોમાં વાસના રૂપી ઝેર ભર્યું હશે ત્યાં સુધી ભક્તિ પ્રાપ્ત થતી નથી.

ઇન્દ્રિયાધ્યાસ આવે તો ભક્તિ બગડે.

ઇન્દ્રિયોને રમણકદ્વીપમાં મોકલો એટલે ઝેર ધીરે ધીરે બહાર નીકળશે. એટલે ઇન્દ્રિયોને ભક્તિરસ મળશે.

ઇન્દ્રિયોને ભોગથી નહિ પણ ભક્તિરસથી પોષજો. તેથી ઇન્દ્રિયોમાં રહેલું ઝેર નીકળી જશે. ઇન્દ્રિયોને મારશો નહિ. ઇન્દ્રિયોને રમણકદ્વીપમાં મોકલો. ભક્તિદ્વારા ઇન્દ્રિયોને રમણ કરાવજો.

ભક્તિમાર્ગને તેથી ઉત્તમ માન્યો છે. ભક્તિમાર્ગમાં ઇન્દ્રિયરૂપી ફુલ પ્રભુને અર્પણ કરવાનું છે. જ્ઞાનમાર્ગમાં ઇન્દ્રિયો સાથે ઝગડો કરવો પડે છે. ઇન્દ્રિયોને મારવી પડે છે. ઇન્દ્રિયોને મારશો નહિ. ઇન્દ્રિયોને સમજાવી પ્રભુના માર્ગમાં વાળજો.

દાવાગ્નિ પાન :—બે વાર પ્રભુએ દાવાગ્નિનું પાન કર્યું છે.

દાવાનળ પી જઈ શ્રીકૃષ્ણે સ્વજનોની રક્ષા કરી. શ્રીકૃષ્ણ યમુનાના ધરામાંથી બહાર આવ્યા. બધા હર્ષ પામ્યાં. અને તે રાત્રી તેઓએ યમુનાના તીર પર જ



ગાળી. તે વખતે વનમાં દાવાનળ સળગ્યો. વ્રજવાસીઓ દાવાનળથી ઘેરાઈ ગયા. શ્રીકૃષ્ણે દાવાનળ પી જઈ તેનું રક્ષણ કર્યું.

એક દિવસ ગોપબાળકો ખેલકૂદમાં લાગી ગયાં. ગાયો ચરતી દૂર નીકળી ગઈ. તેઓ ગાયોની શોધમાં નીકળ્યાં. ત્યાં ગાયો અને ગોપબાળકો દાવાગ્નિથી ઘેરાઈ ગયાં. ગોપબાળકો કહે, આ દાવાનળથી અમે સળગી જઈશું. કનૈયા અમને બચાવ, બચાવ. લાલાએ ગોપબાળકોને કહ્યું, તમે આંખ બંધ કરો. એટલે હું મારો મંત્ર જપીશ. બાળકોએ આંખો બંધ કરી છે. પ્રભુને મંત્ર જપવો ન હતો પણ વિરાટ સ્વરૂપ ધારણ કરવું હતું. કૃષ્ણે વિરાટ સ્વરૂપ ધારણ કર્યું અને દાવાગ્નિ પી ગયા.

તમને દાવાગ્નિ બાળે ત્યારે આંખ બંધ કરજો. પ્રતિકૂળ પરિસ્થિતિમાં લોકો હૈયું બાળે છે. એ જ દાવાગ્નિ છે. છોકરો કહ્યું ન કરે ત્યારે હૈયું બાળે છે. દાવાગ્નિ બાળે ત્યારે ઈશ્વર જીવને આશ્વાસન આપે છે, તું શા માટે ગભરાય છે? હું તારી સાથે છું.

વિરાટ સ્વરૂપ ધારણ કરી દાવાગ્નિને ભગવાન પી ગયા. સંસાર એ દાવાગ્નિ છે. ચારે બાજુથી તે જીવને બાળે છે. એ ચારે તરફથી સળગે છે. દુઃખ એ દાવાગ્નિ છે. સાહેબ ઓફીસેથી ઘેર આવ્યા. ઘેર સાસુ વહુનો ઝઘડો ચાલે છે. આમાં લાડિનો પક્ષ લઉં કે માનો પક્ષ લઉં. શું કરું? દરેકને દુઃખરૂપી અગ્નિ બાળે છે, ત્યારે ગોપબાળકો અને વ્રજવાસીઓ જેમ આંખ બંધ રાખવી અને ભગવાનના નામનું ચિંતન કરવું. એટલે પ્રભુ એ દુઃખને પી જશે, દુઃખને દૂર કરશે.

આ સંસારરૂપી દાવાનળ–દાવાગ્નિ બાળવા આવે ત્યારે આંખો બંધ રાખી ભગવાન શ્રીકૃષ્ણનું ધ્યાન ધરો. ભગવાનના નામનો જપ કરતાં તેમાં તન્મયતા થાય એટલે સંસારનો દાવાગ્નિ દૂર થાય.

**પ્રલંબાસુર વધ :–** શબ્દબ્રહ્મનું ચિંતન કરો એટલે અંતઃકરણની વાસનાનો ધીરે ધીરે ક્ષય થશે. પ્રલંબાસુર એટલે અંતઃકરણની લાંબી લાંબી વાસનાઓ. આ વાસનાઓથી જીવ ઈશ્વરનું મિલન થતું નથી કારણ કે ઇન્દ્રિયોમાં ઝેર ભર્યું છે.

રાસલીલામાં જવું છે, એટલે કે દરેક દુર્ગુણને દૂર કરવા છે. જીવના દરેક દુર્ગુણનો નાશ થાય અને તે શુદ્ધ થાય તો પછી તેને રાસલીલામાં સ્થાન મળે–પ્રવેશ મળે.

વેણુ ગીત :—સોહામણી શરદ ઋતુ આવી. વૃન્દાવનની શોભા અનેરી બની છે. મંદમંદ સુગંધી પવન વાતો હતો. એવા વૃન્દાવનમાં ગાયો અને ગોવાળો સાથે ભગવાને પ્રવેશ કર્યો. કૃષ્ણ ગાયોને ચારતાં વાંસળી વગાડવા લાગ્યા. ગોપીઓ આ વાંસળી સાંભળે છે.

કનૈયાની વાંસળી સાંભળી ગોપીઓ જે વર્ણન કરે છે તેને વેણુગીત કહે છે.

વાંસળી એ નાદબ્રહ્મની ઉપાસના છે. વાંસળી જ્યાં સુધી ન સંભળાય ત્યાં સુધી કૃષ્ણનાં દર્શન થતાં નથી.

વેણુનાદ એટલે :—વ=વિષયાનંદ, ઈ=બ્રહ્માનંદ.

વિષયાનંદ અને બ્રહ્માનંદ જે આનંદની આગળ તુચ્છ છે તે વેણુ–શ્રવણાનંદ. આ નાદબ્રહ્મ આગળ તે આનંદ તુચ્છ છે.

ગોપીઓ ઘરમાં વાંસળી સાંભળે છે. તેમની દૃષ્ટિ દૂર સુધી જોઈ શકે છે. ગોપીઓની દૃષ્ટિ સૂક્ષ્મ થઈ એટલે તે ભગવાનની લીલા દૂરથી પણ જોઈ શકે છે. ગોપીઓને દૂરદર્શન અને દૂરશ્રવણ એ બે સિદ્ધિઓ પ્રાપ્ત થઈ હતી.

વેણુગીતમાં પ્રત્યેક શ્લોક બોલનારી ગોપી ભિન્ન ભિન્ન છે.

શ્રીધરસ્વામીએ લખ્યું છે કે વેણુગીતમાં દરેક શ્લોક બોલનારી ગોપી જુદી જુદી છે. એટલે એકબીજા શ્લોક વચ્ચે સંબંધ નથી.

ગોપીઓ આપસઆપસમાં બોલવા લાગી :—અરે સખી, આંખોવાળાના જીવનની અને આંખોની અમે તો એટલી જ સફળતા માની છે, તે એ કે જ્યારે શ્યામ સુંદર શ્રીકૃષ્ણ અને ગૌરસુંદર બળરામ ગોપબાળકોની સાથે ગાયોને હાંકી વનમાં લઈ જઈ રહ્યા હોય અથવા વ્રજમાં પરત આવી રહ્યા હોય, તેઓએ પોતાના ઓષ્ઠ પર મુરલી ધારણ કરી હોય અને પ્રેમભરી તીરછી ચીતવનથી અમારી સામે તેઓ જોઈ રહ્યા હોય અને તે સમયે આપણે તેના મુખની માધુરીનું પાન કરતી હોય.

કૃષ્ણ–બળરામ ઉત્તમ નટોની સમાન અત્યંત શોભે છે.

આવા શ્રીકૃષ્ણનાં જેઓએ દર્શન કર્યાં છે તેઓને જ આંખનું ફળ પ્રાપ્ત થયું છે. તે સિવાય નેત્રોનું ફળ બીજું કાંઈ ન હોઈ શકે. નેત્રોની સફળતા શ્રીકૃષ્ણનાં દર્શનથી, તેમ તમામ ઇન્દ્રિયો શ્રીકૃષ્ણના કામકાજમાં જોડાય, ત્યારે દેહની સફળતા સમજવી.

અરે સખી! કનૈયો વાંસળી વગાડે છે. તું સાંભળ. આ વાંસળી નથી, એ કૃષ્ણની પટરાણી છે. અલી સખી, તને શું કહું? મેં સાંભળ્યું છે કે જ્યારે જમવા બેસે છે ત્યારે પણ વાંસળીને કેડમાં ખોંસી રાખે છે. રાતે શ્રીકૃષ્ણ સૂએ છે, ત્યારે પણ પથારીમાં વાંસળીને સાથે રાખીને સૂએ છે. તેથી આ વાંસળી પટરાણી છે.

પ્રભુનો અધરઓષ્ટ એ વાંસળીનો તકિયો છે. હાથ એ ગદી, આંખો તે દાસીઓ, પાંપણો તે પંખો છે, નાકની વાળી તે છત્ર છે. આ વાંસળી પરમાત્મા સાથે પરણી છે, તેથી તેને નિત્ય સંયોગ પ્રાપ્ત થયો છે.

આ વાંસળીએ ન જાણે પૂર્વજન્મમાં એવી તે શું તપશ્ચર્યા કરી છે કે આ વેણુ અતિ ભાગ્યશાળી છે. કૃષ્ણના અધરામૃતનું તે નિત્ય પાન કરે છે.

એક ગોપીએ વાંસળીને પૂછ્યું, અરી સખી તેં એવું શું પુણ્ય કર્યું છે કે ભગવાને તને અપનાવી છે.

વાંસળી કહે, મેં બહુ તપશ્ચર્યા કરી છે. મારું હૈયું પોલું છે. હું પેટમાં કંઈ જ રાખતી નથી.

વાંસળી પેટમાં કંઈ રાખતી નથી તેથી તે ભગવાન શ્રીકૃષ્ણની પ્રિય બની છે. એથી ઊલટું લોકો તો વેરઝેર પેટમાં સંગ્રહી રાખે છે. વેરઝેરનો હૃદયમાં સંગ્રહ કરશો નહિ. જે વાંસળી જેવા બને છે તે ભગવાનને ગમે છે.

મારામાં એક બે નહિ ઘણાં ગુણો છે. મેં ઘણું સહન કર્યું છે. મારા ઉપર છ ઋતુઓના માર પડ્યા છે. લોકોએ મને કોતરી પણ હું બોલી નહિ. વાંસળી બહુ ગમ ખાય છે તેથી તે ભગવાનને બહુ ગમે છે. જે બહુ ગમ ખાય તે ભગવાનને બહુ ગમે છે.

ગમે તેટલા દુઃખના પ્રસંગો આવે તોપણ ધીરજ ગુમાવશો નહિ. કમ ખાય એનું શરીર નીરોગી રહે છે. ગમ ખાય તેનું મન નીરોગી રહે છે.

વાંસળી કહે છે કે મારા ધણીને જે બોલાવવું હોય તે હું બોલું છું. વાંસળીની માફક ભગવાનની ઇચ્છા અનુસાર જ બોલવું. ગપ્પા મારનારને વિવેક રહેતો નથી. તે પોતાનું સત્યાનાશ વાળે છે તેમ સામાનું. મારા ધણીને જે સૂર કાઢવા હોય તે કાઢે. આપણા સર્વના ધણી છે શ્રીકૃષ્ણ. મારા ધણીની



આજ્ઞા કે ઇચ્છા વિના હું બોલતી નથી. તેથી હું બોલું છું ત્યારે સાંભળનારો ડોલે છે નાગ ડોલે છે અને કસ્તુરીમૃગ પણ ડોલે છે. નાગ દુર્જન, કસ્તુરીમૃગ સજ્જન. સજ્જન દુર્જનને આનંદ થાય તેવું મધુર હું બોલું છું.

વાંસળીએ ખૂબ સહન કર્યું છે એટલે ભગવાનની સન્મુખ થઈ છે. સમજીને દુઃખ સહન કરે તેનું પાપ બળે છે. નીશ્ચય કરો મારે મધુર બોલવું છે. કોઈનું દીલ દુભાય તેવું બોલશો જ નહિ. લાકડીનો માર ભૂલાય પણ શબ્દનો માર ભૂલાતો નથી. ટકોર કરવી પડે તો પ્રેમથી કરવી.

વાંસળીમાં એક ગુણ એવો છે કે તે જ્યારે એકલી હોય ત્યારે બોલતી નથી. તમે ઈશ્વરનું ધ્યાન કરો ત્યારે બોલશો નહિ. શરીરથી ઘણા સાવધાન થાય છે. મુખથી બોલતા નથી પણ મનથી ઘણા બોલે છે. મૌનનો અર્થ છે મનથી પણ ન બોલવું. મનથી ન બોલે તે ઉત્તમ મૌન.

વાંસળી મહારાણી બોલ્યા પછી કાંઈ રાખતી નથી.

એક સખી બોલી :—અરી સખી તું જો તો ખરી આ વાંસળીનો અવાજ સાંભળી આ વૃક્ષોમાંથી મદની ધારાઓ વહે છે.

કનૈયો વાંસળી વગાડે છે તેથી વૃક્ષોને આનંદ થાય છે. અમારી ન્યાતની દીકરી પરમાત્માની સાથે પરણી છે. તેથી અમને બહુ આનંદ થાય છે.

**ऽश्रुमुमुचुस्तरवो यथाऽऽर्याः।**

કોઈ મહાત્મા કહે છે :—તરુઓનાં આંસુ એ હર્ષનાં આંસુ છે. વૃક્ષોને લાગ્યું કે અમારી ન્યાતની કન્યા કૃષ્ણ ભગવાનની પટરાણી બની છે. તેથી આજે ખુશી થવા જેવું છે એમ માની વૃક્ષો હર્ષનાં આંસુ બહાવવા લાગ્યાં.

કોઈ સંત પુરુષ કહે છે :—મને લાગે છે આ વૃક્ષો દુઃખથી રડે છે. એ દુઃખનાં આંસુ છે. દુઃખ શાથી? વૃક્ષોએ વિચાર્યું કે વાંસનું મુખ્ય કામ ઘરને છાજવાનું છે. ઘરને છાજવાનું પરોપકારનુ કામ મૂકીને તેણે એટલે કે વાંસળીએ તો ઘણા લોકોના ઘરને ઉજ્જડ કરવાનું શરૂ કર્યું છે. લાલાની વાંસળી જેના કાન ઉપર પડી તેને પછી ઘર ગમતું નથી. રાધેકૃષ્ણ, રાધેકૃષ્ણ કરતો કૃષ્ણ મિલન માટે તે તરફડે છે અને ઘર છોડે છે. આ અમારી ન્યાતની કન્યાએ બીજાનાં ઘરોને ઉજ્જડ કરવાનું શરૂ કરી દીધું છે, એમ વિચારી વૃક્ષો શોકનાં આંસુ બહાવવા લાગ્યાં. શોકાતુર બની વૃક્ષો રડવાં લાગ્યાં.

બીજા કોઈ મહાત્મા કહે છે :—વાંસ તો કોઈ ડૂબતાને બચાવે છે, તારે છે. ત્યારે આ વાંસળી તો બધાને ડૂબાડે છે, ( આનંદરસમાં ડૂબાડે છે. ) તેથી વૃક્ષો દુઃખી થઈને રડવાં લાગ્યાં.

**धन्याः... हरिण्य... आकर्ण्य वेणुरणितं सहकृष्णसाराः।**

એક ગોપી બોલી, અલી સખી, તું જો તો ખરી મારો કનૈયો વાંસળી વગાડે છે ત્યારે હરિણીઓ પાગલ થઈ દોડતી આવે છે. એવી રીતે તેઓ કનૈયાની ઝાંખી કરે છે કે આંખની પાંપણો હાલતી નથી, ગોપીઓની દૃષ્ટિ કેટલી સૂક્ષ્મ છે. પાંપણો હાલતી નથી તે ઘરમાંથી જુએ છે. હરિણીઓ એકલી જતી નથી, પણ પોતાના પતિઓને પણ પરમાત્મા સન્મુખ લઈ જાય છે. હરિણીઓ ચતુર છે. તેમના પતિઓ તેને સાથ આપે છે. અરી સખી મારા મનની એક ખાસ વાત તને કહું છું. આ હરિણીઓને તેમના પતિ અનુકૂળ છે, ત્યારે મારા પતિ મને પ્રભુસેવામાં પ્રતિકૂળ છે. અરી સખી, તને શું

કહું ? મારા કરતાં વૃન્દાવનની આ હરિણીઓને ધન્ય છે, તેઓ ભાગ્યશાળી છે. હરિણીઓ લાલાની પૂજા કરવા માંગે છે. પાસે કાંઈ નથી પણ પોતાની આંખરૂપી કમળથી પૂજા કરે છે. હરિણીઓ ભેટ કેવી રીતે આપી શકે તેથી પોતાના આંખરૂપી કમળની ભેટ શ્રીકૃષ્ણને આપે છે. પતિ-પત્ની એક થઈ ઈશ્વર ભજન કરે તો પરમાત્મા જલદી પ્રસન્ન થાય છે.

**સદ્ધકૃષ્ણસારા** :—પતિને પરમાત્મા પાસે લઈ જાય, સત્સંગમાં લઈ જાય તે હરણી સાચી એટલે કે તે પત્ની સાચી.

પતિને પરમાત્માના માર્ગે વાળે, પતિના હાથે સત્કર્મ કરાવે તેજ પત્ની છે. પતિને કેવળ ભોગવિલાસમાં ફસાવે તે પત્ની પતિની શત્રુ છે.

એક ધ્વનિ એવો પણ નીકળે છે કે કૃષ્ણસેવામાં હરિણીઓના પતિ હરિણીઓને સાથ આપે છે. ત્યારે અમે ગોપીઓના પતિ અમને સાથ આપતા નથી. ઉલટ અમારા પતિ અમારી કૃષ્ણસેવામાં, શ્રીકૃષ્ણકીર્તનમાં કોઈ કોઈ વાર વિઘ્ન કરે છે. હરિણીઓને એના પતિઓ સાથ આપે છે, તેથી તે હરિણીઓ ધન્ય છે.

વૃન્દાવનની હરિણીઓ મારા કરતાં શ્રેષ્ઠ છે. કારણ તેને તેના પતિ ભજનમાં સાથ આપે છે. ત્યારે મારા પતિ મને કોઈ વખત ભજનમાં સાથ આપતા નથી.

એક બોલી :—અરે સખી, શું કહું ? બંસીનાદ સાંભળી ગાયો ઘાસ ખાવાનું છોડી દે છે. ગૌમાતાઓ એ નાદ સાંભળી પોતાના કાનરૂપી પડિયાદ્વારા તે બંસીના મધુર નાદનું પાન કરે છે. કાન ઊભા કરી અમૃત પીતી હોય તેવી એ ગૌમાતાઓ દેખાય છે. ભગવાનની પ્રેમમયી બંસીનો નાદ સાંભળી ગાયો આનંદમાં ભરપૂર થઈ આંખમાંથી પ્રેમાશ્રુઓ પાડી મોઢામાં ઘાસનો કોળિયો લીધો હોય તે ચાવવાનું ભૂલી જાય છે. વાછરડાં ધાવવાનું છોડી દે છે. કનૈયો વાંસળી વગાડે છે, ત્યારે પશુઓ, પક્ષીઓ એક ધ્યાનથી શાંતિથી વાંસળી સાંભળે છે. આ વૃન્દાવનનાં વૃક્ષો-પક્ષીઓ દિવ્ય છે.

અરી સખી, મારો કનૈયો જ્યારે વાંસળી વગાડે, ત્યારે વૃન્દાવનના પક્ષીઓ કાંઈ અવાજ કરતાં નથી. મોટા મોટા ઋષિઓ પક્ષીઓ થઈ વૃન્દાવનમાં આવ્યાં છે. લીલાનિકુંજમાં તેઓ રાધેકૃષ્ણ, રાધેકૃષ્ણ બોલતા ફરે છે. ઘણા પક્ષીઓ તરસ લાગે તોપણ જ્યારે રાધેકૃષ્ણ કોઈ બોલે ત્યારે જ પાણી પીવા જાય છે. તેમને થાય છે પાણી પીવા જાઉં અને રાધેકૃષ્ણ ઉચ્ચાર થાય. ગંગાને કિનારે મૌન રાખવાની તેમને ટેવ પડી છે. તેથી મૌન રાખીને તેઓ લાલાની વાંસળી સાંભળે છે. અરે સખી કેટલાક પક્ષીઓ તો એવા છે કે તે ઝાડ ઉપરથી નીચે ઉતરતા નથી. જમુનાજીનું જળપાન કરવા પણ જતાં નથી. જળપાન કરવા જઈએ તેટલો સમય શ્રીકૃષ્ણનો વિરહ થશે. હે સખી ! આ વૃન્દાવનમાં ઝાડ ઉપર બેઠેલા પક્ષીઓ તે પક્ષીઓ નથી પણ પૂર્વના કોઈ મુનિઓ છે. માટે ભગવાનની બંસીનો નાદ શ્રવણ કરી ચૂપચાપ મૌન સેવી આત્માને આનંદ આપે છે. ધન્ય છે એ પક્ષીઓને.

તે વખતે યશોદા મા ત્યાં આવે છે. તે કહે છે, રોજ કહું છું કનૈયા જોડા પહેરીને વનમાં જા. છતાં તે જોડા પહેરતો નથી. ત્યારે એક ગોપી બોલી, મા, તમે ચિંતા કરશો નહિ. કનૈયાનો એક મિત્ર એવો છે જે કનૈયાને માથે છત્રી રાખી ચાલે છે.

અરે સખી એવો એનો કોણ મિત્ર છે ? ગોપીઓ કહે, આ મેઘરાજ શ્રીકૃષ્ણનો ખાસ મિત્ર છે. તેની સેવા કરે છે. કનૈયો જ્યાં જાય ત્યાં તે છાયા કરે છે. કનૈયાની લીલા જુદી છે. કનૈયાને તાપ લાગે તો ઝરમર ઝરમર વરસાદ આવે છે.

પણ ધરતી ઉપર ચાલવાનું એટલે તેને કષ્ટ થતું હશેને ? ના, ના, ગિરિરાજ મહારાજ માખણ જેવા કોમળ થાય છે. કનૈયાના ચરણસ્પર્શથી ગિરિરાજ કોમળ



બને છે. હરિદાસોમાં ગિરિરાજ શ્રેષ્ઠ છે. ગાયોને ખડ આપે છે. ગિરિરાજ કનૈયાની તો સેવા કરે પણ ગાયોની વૈષ્ણવોની પણ સેવા કરે છે. તેથી શ્રીકૃષ્ણને બહુ પ્રિય લાગે છે. ઠાકોરજીની સેવા કરે એ વૈષ્ણવ છે. પણ જે ગાયોની સેવા કરે, ગરીબોની સેવા કરે, વૈષ્ણવોની સેવા કરે એ મહાવૈષ્ણવ છે.

પરમાત્માના ચરણનો સ્પર્શ થાય છે. તેથી ગિરિરાજજીને રોમાંચ થાય છે. મા, ગિરિરાજ ઉપર ખાડા થાય છે પણ ખાડા પૂરવાની દવા પણ કનૈયા પાસે છે. કનૈયો એવી વાંસળી વગાડે છે કે તેના આનંદમાં ગિરિરાજ ફૂલી જાય છે એટલે ખાડા પૂરાઈ જાય છે,

એક સખી બોલી :—અલી સખી, તું જો તો ખરી આ કનૈયો હવે ટેર કદમ ઉપર ચઢયો છે. કનૈયો કદંમના ઝાડ ઉપર ઊભો રહી ગાયોને બોલાવે છે. વાંસળીમાંથી એક એક ગાયનું નામ લે છે. હે ગંગે, હે ગોદાવરી, હે યમુને. મા, તને શું કહીએ ? ગાયોને આનંદ થાય છે. જે ગાયનું નામ લે તે ગાય દોડતી જાય છે. અરે સખી, તું જો તો ખરી આ ગાયો લાલાને મળવા હુંભ હુંભ કરતી જાય છે. ગાયો કદમના ઝાડને ઘેરીને ઊભી છે. અને મારા લાલાની સુંદર ઝાંખી કરે છે. કેવું મનોહર દૃશ્ય છે ! અરી, સખી, મારી એક ખાનગી વાત તને કહું તે સાંભળ. લાલાની આ પ્રમાણે હું ઝાંખી કરું છું ત્યારે હું પણ બાવરી બની લાલાને મળવા દોડતી દોડતી જાઉં છું. જ્યારે લોકલજ્જાનું મને ભાન થાય છે, હું સ્ત્રી છું તેનું મને ભાન થાય છે ત્યારે હું રસ્તામાં બેસી જાઉં છું. હાય હું કયાં દોડી આવી ?

આ જ ગોપી રાસલીલામાં સ્ત્રીત્વ અને પુરુષત્વનું ભાન ભૂલી જશે, ત્યારે તેને રાસલીલામાં પ્રવેશ મળશે. હજુ લોકલજ્જાનું દેહાધ્યાસનું તેને સુક્ષ્મ ભાન છે. દેહાધ્યાસ જશે ત્યારે રાસલીલામાં પ્રવેશ મળશે. દેહાધ્યાસ જાય છે ત્યારે ગોપીભાવ પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણ ગાયોને બોલાવે છે, ત્યારે નદીઓને ભ્રાંતિ થાય છે કે કનૈયો અમને બોલાવે છે. તે નદીઓને પણ થાય છે મારા શ્રીકૃષ્ણ મને બોલાવે છે. પણ બિચારી જઈ શકતી નથી. તેથી પોતાના તરંગરૂપી હાથમાં કમળ પુષ્પો લઈ જે દિશામાંથી વેણુનાદ આવે છે, તે દિશામાં કમળ ફેંકે છે અને ભગવાનનું સ્વાગત કરે છે.

જડ અને ચેતન સર્વ બંસીનાદથી મોહિત થાય છે.

મુરલીના મધુર ધ્વનિથી સમસ્ત સૃષ્ટિ આજે આનંદમાં મગ્ન બની છે. શ્યામની એ મધુરી બંસીના સીતમની શું વાત કહેવી ? બ્રહ્માનંદ કહે છે :-

અયે શ્યામ તેરી બંસરીએ, કયા સિતમ કિયા ?

તનકી રહી ન હોશ, મેરે મનકો હર લિયા—અય શ્યામ.......
બંસીકી મધુર ટેર સુની; પ્રેમ રસ ભરી;
વ્રજનાર લોક લાજ, કામ કાજ તજ દિયા—અય શ્યામ.......
નભમેં ચડે વિમાન ખડે, દેવ ગણ સુને,
મુનિયોંકા છુટ્યા ધ્યાન, પ્રેમ ભક્તિરસ પિયા—અય શ્યામ.......
પશુઓને તજ્યા ઘાસ, પક્ષી મૌન હો રહે,
યમુનાકા રૂકાં નીર, પવન ધીર હો ગયા—અય શ્યામ.......
એસી બજાઈ બંસરી, સબ લોક વશ કિયા,
બ્રહ્માનંદ દરસ દિજીએ, અબી દેર કયોં કિયા—અય શ્યામ.....

નાદબ્રહ્મની અને નામબ્રહ્મની એક્તા થાય, તેઓ એકત્ર થાય, ત્યારે રાસલીલા થાય.

વેણુગીત એ નાદબ્રહ્મની ઉપાસના છે. નામમાં મનનો લય ન થાય ત્યાં સુધી **નાદબ્રહ્મ** થતો નથી.

ગોપીઓમાં કેટલી તન્મયતા થઈ હશે. વનમાંનો વેણુનાદ તેઓ પોતાના ઘરમાં પણ સાંભળે છે. દ્દષ્ટા, દર્શન અને દશ્ય એક થાય ત્યારે દર્શનમાં એકાગ્રતા થાય છે, તન્મયતા આવે છે.

ઈશ્વર તો રોજ વાંસળી વગાડી જીવને પોતાની તરફ બોલાવે છે, પણ આ જીવ તે વાંસળીનો નાદ સાંભળતો નથી.

વૃન્દાવનની વાતો કરતાં કરતાં, ભગવાન શ્રીકૃષ્ણની કથા કરતાં કરતાં ગોપીઓને અનાયાસે સમાધિ લાગી ગઈ છે.

**वर्णयन्त्यो मिथो गोप्यः क्रीडास्तन्मयतां ययु**

ભા. ૧૦–૨૧–૨૦

કૃષ્ણની આ ક્રીડાઓનું વર્ણન કરતી ગોપીઓ શ્રીકૃષ્ણમય થતી હતી.

ગોપીઓ પ્રતિદિન આપસઆપસમાં ભગવાનની લીલાઓનું વર્ણન કરતી અને તેમાં તન્મય થઈ જતી. ભગવાનની લીલા ગોપીઓનાં હ્રદયમાં સ્ફુરવા લાગતી. ધ્યાન ધારણા વગેરેની કાંઈ જરૂર પડતી નથી.

યોગીઓ નાક પકડીને પ્રાણાયામ કરી બ્રહ્મનાં દર્શન કરવા મથે છે. તેમ છતાં તેઓને બ્રહ્મનાં દર્શન થતાં નથી. તે બ્રહ્મનાં દર્શન ગોપીઓ વિના પ્રયાસે કરે છે.

યોગીઓને પ્રાણયામ, પ્રત્યાહાર કરતાં જે આનંદ મળે છે તે ગોપીઓને વિના પ્રયાસે મળે છે. પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણામાં યોગીઓને ઘણું કષ્ટ પડે છે. પરંતુ ગોપીઓને તેવું કષ્ટ પડતું નથી. એક એક ઇન્દ્રિયને ભક્તિરસનું દાન કરતી ગોપીઓ શ્રીકૃષ્ણમાં તન્મય બની છે. અનાયાસે આ લીલામાં ગોપીઓને નિરોધ થાય છે. જે આનંદ યોગીઓને બ્રહ્માનંદમાં મળે છે, તે આનંદ ગોપીઓને અનાયાસે મળે છે.

ગોપીઓની સમાધિ દિવ્ય છે. ગોપીઓ પ્રેમસંન્યાસીઓ છે. ગોપીઓએ શ્રીકૃષ્ણ માટે સંસારના સુખોનો ત્યાગ કર્યો છે. શુકદેવજી જેવા પણ આ ગોપીઓની કથા કરે છે. શુકદેવજીને લાગે છે હું વસ્ત્ર ત્યાગીને, છોડીને સંન્યાસી બન્યો છું. અને આ ગોપીઓ સાડીઓ પહેરીને સંન્યાસીની બની છે. શુકદેવજી આ ગોપીઓની લીલાનું વર્ણન કરતાં પાગલ બન્યા છે. આ ગોપીઓની કથા નથી, જ્ઞાનીઓની કથા છે, યોગીઓની કથા છે.

જ્ઞાન અને ભક્તિને વધારશો તો રાસલીલામાં પ્રવેશ મળશે. જ્ઞાન અને ભક્તિને વધારવા શું કરવાનું? આ વ્રજવાસીઓ ગોવર્ધનનાથ ઉપર ગયા છે. તમે પણ વર્ષમાં એકાદ મહીનો પવિત્ર તીર્થમાં જાવ. પ્રવૃત્તિ થોડી ઓછી કરો અને થોડી નિવૃત્તિ લો. વર્ષમાં અગિયાર મહિના તમારો ધંધો કરો અને એક માસ નર્મદા કિનારે રહી જપ-ધ્યાન–કીર્તન કરો. દર વર્ષે એક મહિનો ઠાકોરજી માટે નિવૃત્તિ લઈ તીર્થમાં નિવાસ કરવો. આખું વર્ષ ઘરમાં રહેશો નહિ. ગૃહસ્થના ઘરમાં પાપ થાય છે. ગૃહસ્થનું ઘર ભોગભૂમિ છે. જ્યાં મમતા હોય ત્યાં વિષમતા આવે છે. જ્યાં વિષમતા હોય ત્યાં પાપ આવે છે. પંદરસો વિષ્ણુસહસ્ત્ર નામના પાઠ કરવાથી એક વિષ્ણુયાગ કર્યાનું પુણ્ય મળે છે. પવિત્ર



તીર્થમાં વિષ્ણુસહસ્ત્ર નામનો પાઠ કરો. સંસારની પ્રવૃત્તિમાં રહીને ભક્તિ થઈ શકતી નથી. ઘરમાં રહીને, સતત પ્રવૃત્તિમાં રહીને સતત ભક્તિ કરવી કઠણ છે. આ તો કોઈ ગંગા કિનારે જવાના નથી એટલે કહીએ છીએ કે ઘરમાં રહીને ભક્તિ કરજો. બાકી ઘરમાં ભગવાનની ભક્તિ થાય છે અને સાથોસાથ બાબા બેબીની પણ ભક્તિ થાય છે. એટલે ભકિત ફળતી નથી.

રાસલીલા એ ભાગવતનું ફળ છે. રાસલીલામાં સ્ત્રી અને પુરુષનું મિલન નથી પણ પૂર્ણ પુરુષોત્તમ સાથે શુદ્ધ જીવનું આ મિલન છે.

એક એક ઇન્દ્રિયથી ભકિતરસનું પાન કરતાં સ્ત્રીત્વ અને પુરુષત્વ ભૂલે છે તે ગોપી. હું પુરુષ છું, હું સ્ત્રી છું તે યાદ આવે ત્યાં સુધી ગોપીભાવ જાગતો નથી. ગોપીભાવ એ સર્વોચ્ચ ભાવ છે. તે ભાવમાં સ્ત્રીત્વ અને પુરુષત્વનું વિસ્મરણ છે. તન્મય એવા બનો કે દેહભાન રહે નહિ. સ્ત્રીત્વ અને પુરુષત્વનું સ્મરણ બુદ્ધિમાં હશે ત્યાંસુધી કામ દેહમાં રહેલો છે. જ્યારે તે ભુલાય, ત્યારે ગોપીભાવ થાય છે. પરમાત્માનું સ્મરણ કરતાં એવું ભાન ભૂલો કે સ્ત્રીત્વ અને પુરુષત્વનું સ્મરણ રહે નહિ. સ્ત્રીત્વ અને પુરુષત્વનું ભાન ભૂલાય એટલે ગોપીભાવની પ્રાપ્તિ થાય છે.

જ્ઞાનમાર્ગમાં ભેદનો નિષેધ કરવાનો છે. ભકિત માર્ગમાં ભેદનો નાશ કરી અભેદ સિદ્ધ કરવામાં આવે છે. ભકત ભકિતથી ભેદનો નાશ કરી શ્રીકૃષ્ણ સાથે એક બને છે. જ્ઞાનીઓ કહે છે જે ભેદ ભાસે છે, તે અજ્ઞાનથી ભાસે છે.

રાસલીલા ભાગવતનું મુખ્ય ફળ છે. પ્રથમ પૂતના એટલે વાસનાનો ક્ષય થાય–નાશ થાય તો જીવન સુધરે. તૃણાવર્તનો નાશ થાય–રજોગુણનો નાશ થાય એટલે જીવનમાં ખૂબ સાત્ત્વિકતા આવે એટલે વાસના મરે.

એક એક ઇન્દ્રિયને ભકિત રસથી પુષ્ટિ મળે છે. છેવટે દાવાગ્નિ શાંત થાય એટલે વેણુગીત સંભળાય. આ બધી રાસમાં જવાની તૈયારી છે. ઈશ્વરનું પ્રત્યક્ષ સ્વરૂપ નાદબ્રહ્મમાં તન્મયતા સિદ્ધ થાય એટલે પરબ્રહ્મ મળે છે.

વેણુગીતમાં બ્રહ્મચારિણી ગોપીઓ સાથે રાસ છે. યજ્ઞ પત્નીઓના પ્રસંગમાં વિવહિતા ગોપીઓ સાથે રાસ છે. ગોવર્ધનલીલામાં વાનપ્રસ્થ ગોપીઓ સાથે રાસ થશે.

વેણુનાદમાં **નાદબ્રહ્મની** ઉપાસના કરતાં ગોપીઓ તન્મય થઈ. ગોપીઓએ કાત્યાયની વ્રત કરતાં તેઓને દિવ્ય વસ્ત્રોનું શ્રીકૃષ્ણે દાન કર્યું.

એક વખત ગોપબાળકોએ કહ્યું, કનૈયા અમને ભૂખ લાગી છે. ગોપબાળકોને બ્રાહ્મણો યજ્ઞ કરતા હતા ત્યાં મોકલ્યાં. બ્રાહ્મણોએ કંઈ ખાવા ન આપ્યું. અન્નની કોઈ ને ના કહેશો નહિ. અન્નદાન ઉત્તમ દાન છે. ભગવાન કોઈ ગરીબના મુખથી જમે છે, બ્રાહ્મણોના મુખથી જમે છે. પણ બ્રાહ્મણોની પત્નીઓ કનૈયાને ઓળખતી હતી. તેઓ ભોજન સામગ્રી લઈ આવી. યજ્ઞપત્નીઓના ઉદ્ધારની કથા ટૂંકમાં કહી.

**ગોવર્ધન લીલા :—**હવે ગોવર્ધનલીલાનો આરંભ થાય છે. ગોવર્ધનલીલા પછી રાસલીલા આવે છે. ગો એટલે ભકિત, ગો એટલે જ્ઞાન. જ્ઞાન અને ભકિતને વધારનારી લીલા એ ગોવર્ધનલીલા. ગોવર્ધનલીલામાં જ્ઞાન અને ભકિત વધારવાના ઉપાયો બતાવ્યા છે. જ્ઞાન અને ભકિત વધે તેનો દેહાધ્યાસ છૂટે છે. જેનો દેહાધ્યાસ છૂટે તેને રાસલીલામાં પ્રવેશ મળે છે. જ્ઞાન અને ભકિત વધારવા શું કરવાનું? જ્ઞાન અને ભકિતને વધારવા ઘર છોડવું પડશે. ગોપ–ગોપીઓ ઘર છોડી ગિરિરાજમાં ગયા છે. ઘરમાં વિષમતા

આવે છે. મનુષ્યનું ઘર ભોગ ભૂમિ છે. ભોગભૂમિમાં ભકિત વધે નહિ. સાત્વિક ભૂમિમાં ભકિત વધે. સાધારણ ગૃહસ્થના ઘરમાં વાસનાના પરમાણુઓ ફરે છે. તેથી બારેમાસ ઘરમાં રહીને મનુષ્ય ભકિત વધારી શકે નહિ. ગૃહસ્થાશ્રમનું વાતાવરણ જ્ઞાન ભકિતમાં વિઘ્ન કરનારું છે. તેથી વર્ષમાં એકાદ વખત કોઈ પવિત્ર તીર્થસ્થળમાં જાવ. તીર્થમાં રહો અને ધ્યાન કરો એ સારું છે પરંતુ ઘરને તીર્થ જેવું બનાવો એ ઉત્તમ છે. પ્રવૃત્તિ થોડી ઓછી કરી નિવૃત્તિ લો. પ્રવૃત્તિ છોડો એમ તો ન કહેવાય. પણ પ્રવૃત્તિ થોડી ઓછી કરો. પ્રભુએ ભાજી ભાખરી જેટલું આપ્યું હોય તો તેમાં સંતોષ માનજો. અતિપ્રવૃત્તિ વધારવી નહિ. નિવૃત્તિમાં નિવૃત્તિનો આનંદ આવવો જોઈએ. નિવૃત્તિમાં આનંદ ન મળે તો જીવ પ્રવૃત્તિનું ચિંતન કરે છે. નિશ્ચય કરો નિવૃત્તિનો આનંદ ન મળે તો પણ મારે પ્રવૃત્તિનો વિષયાનંદ ભોગવવો નથી. નિવૃત્તિનો ભજનાનંદ મેળવવો હોય તો પ્રવૃત્તિનો લૌકિક સુખનો વિષયાનંદ છોડવો જ પડશે. જાજરુમાં અત્તરની સુગંધ આવે નહિ તે પ્રમાણે પ્રવૃત્તિમાં આનંદ મળે જ નહિ. પ્રવૃત્તિધર્મ છોડ્યા વિના ભકિતનો ઉદય થતો નથી.

ગો એટલે ઇન્દ્રિયો એવો અર્થ પણ થાય છે. ઇન્દ્રિયોની વૃદ્ધિ ત્યાગથી થાય છે. ભોગથી નહિ. ભોગમાં ઇન્દ્રિયો ઘસાય છે. ભોગના માર્ગમાંથી હટાવી ભકિતમાર્ગ તરફ ઇન્દ્રિયોને વાળજો. પરંતુ તે વખતે ઇન્દ્ર બહુ વરસાદ પાડે છે. ઇન્દ્રાદિ દેવો વાસનાનો વરસાદ વરસાવે છે. જ્ઞાન ભકિત વધારવાનો મનુષ્યનો પ્રયત્ન ઇન્દ્રાદિ દેવોથી પણ સહન થતો નથી. પ્રવૃત્તિમાર્ગ છોડી નિવૃત્તિમાં બેસો ત્યારે આ વિષયો વાસનાનો વરસાદ વરસાવે છે. એટલે નિવૃત્તિ લીધા પછી જીવને નિવૃત્તિનો આનંદ મળતો નથી. તેથી તે ગભરાય છે. ઇન્દ્ર એ ઇન્દ્રિયોના અધિપતિ દેવ છે. એટલે જીવ જ્યારે નિવૃત્તિ લઈ પ્રભુ ભજનમાં બેસે છે ત્યારે તે વિઘ્ન કરે છે. ઉપનિષદમાં વર્ણન આવે છે કે જે કોઈ સતત બ્રહ્મચિંતન કરે તેના ચિંતનમાં ઇન્દ્ર વિઘ્ન કરે છે. આ ધ્યાનમાં આગળ વધશે તો અમારા માથા ઉપર પગ મૂકીને જશે. એટલે મનુષ્યના ધ્યાનમાં, સત્કર્મમાં બીજા મનુષ્યો વિઘ્નો કરે છે તેટલું નથી. પણ સ્વર્ગના દેવો પણ પરમાત્માના ધ્યાનમાં વિઘ્ન કરે છે. જીવ સતત પરમાત્માનું ધ્યાન કરે તો સ્વર્ગના દેવો કરતાં પણ તે શ્રેષ્ઠ બને છે. તેથી દેવો વિઘ્ન કરે છે. તે વખતે મારા ગોવર્ધનનાથનો આશ્રય લેજો.

ગોવર્ધનલીલામાં ગમ્મત છે. ગોવર્ધનલીલા રાસલીલાનો ઉપોદ્ઘાત છે. ગોવર્ધનલીલામાં પૂજ્ય અને પૂજક એક બને છે, પૂજા કરનાર શ્રીકૃષ્ણ છે. જેની પૂજા થાય છે તે પણ શ્રીકૃષ્ણ. ભગવાન પોતે ગિરિરાજમાં પ્રવેશ કરે છે. પૂજ્ય અને પૂજક એક ન બને ત્યાં સુધી આનંદ આવતો નથી. આ અદ્વૈતનું પહેલું પગથિયું છે. રાસલીલા એ ફળ છે. ગોવર્ધનલીલા જ્ઞાન અને ભકિતને વધારનારી લીલા છે. જ્ઞાન અને ભકિત વધે છે, ત્યારે રાસલીલામાં પ્રવેશ મળે છે. અને જ્ઞાન અને ભકિત વધે છે ત્યારે ઇન્દ્રિયો વાસનાનો વરસાદ વરસાવે છે. ત્યારે ખૂબ સંભાળવાનું છે.

પૂજ્ય અને પૂજક, સેવ્ય અને સેવક એક બને ત્યારે બરાબર સેવા થઈ શકે. પરમાત્મા સમાન પવિત્ર થયા વિના પ્રભુપૂજાનો અધિકાર મળતો નથી. તેથી શાસ્ત્રોમાં અંગન્યાસ, કરન્યાસ કરવાનો વિધિ છે. દિવાળીના દિવસે ગોવર્ધન પૂજા કરવાનો વિધિ છે, કારણ પાછલાં બધાં દુઃખો ભૂલ્યા વિના વેર જતું નથી. વિરોધ ન જાય, ત્યાંસુધી પૂજા થતી નથી. ગોવર્ધન પૂજા વખતે ભગવાન શ્રીકૃષ્ણની ઉંમર સાત વર્ષની હતી.

પૂજ્ય અને પૂજક એક થયા પછી રાસફળ મળે. એટલે જ ગોવર્ધનલીલા પછી રાસલીલા આવે છે.



દર વર્ષે નંદબાબા ઇન્દ્રનો યજ્ઞ કરતા. ઇન્દ્રના યજ્ઞની તૈયારી થવા લાગી. કનૈયો પૂછે છે, બાબા આ શાની તૈયારી થાય છે? આ યજ્ઞ કરવાનું ફળ શું છે? અને કયા દેવને ઉદ્દેશીને આ યજ્ઞ કરાય છે?

નંદબાબા સમજાવે છે :— ઇન્દ્ર વરસાદ વરસાવે છે. ઇન્દ્ર વરસાદ વરસાવે તો ગાયો માટે ખડ થાય, આપણા માટે અનાજ થાય. તેના વડે સર્વ પ્રાણીઓ જીવે છે. ઇન્દ્ર એ આપણા માટે ઈશ્વર છે. ઇન્દ્રને રાજી કરવા આ યજ્ઞ કરીએ છીએ.

શ્રીકૃષ્ણ કોઈ દેવનું અપમાન કરતા નથી. ઇન્દ્રની પૂજા છોડો એમ કહ્યું નથી. તેમણે કહ્યું, ઇન્દ્રનો યજ્ઞ કરો એ ઠીક છે પણ તમે ઇન્દ્રને ઈશ્વર માનો તે બરાબર નથી. કોઈ પણ સો યજ્ઞ કરે તે ઇન્દ્ર થઈ શકે છે. ઇન્દ્રનો ઇન્દ્ર કોણ છે તે તમે જાણતા નથી.

નંદબાબા પૂછે છે :—કનૈયા ઇન્દ્રનો ઇન્દ્ર કોણ છે?

કનૈયો કહે છે :—આ મારો ગોવર્ધનનાથ ઇન્દ્રનો પણ ઇન્દ્ર છે. ચાર દિશાના ચાર દેવ છે. પૂર્વમા જગન્નાથજી, દક્ષિણમાં રામેશ્વર, પશ્ચિમમાં દ્વારકાનાથ અને ઉત્તરમાં બદ્રિનાથ છે. આ પ્રમાણે ચાર દિશાના ચાર નાથ પણ વચમાં મારો ગોવર્ધનનાથ બેઠો છે. મારો ગોવર્ધનનાથ સર્વના માલિક એટલે મધ્યમાં બેઠેલો છે. તે સર્વથી શ્રેષ્ઠ છે. બાબા, તમે આની પૂજા કરો.

બાબા, એક વાત પૂછું? તમે ઘણા વર્ષથી ઇન્દ્રનું પૂજન કરો છો, પણ તમને એના દર્શન થયાં છે?

નંદબાબાએ ના પાડી. કહે છે કે મેં ઇન્દ્રદેવને જોયા નથી.

શ્રીકૃષ્ણ કહે છે :—ઘણા વખતથી ઇન્દ્રની પૂજા કરો છો પણ ઇન્દ્ર દર્શન આપતો નથી. તેથી લાગે છે કે ઇન્દ્રમાં કાંઈક અભિમાન છે. જે દેવને તમે જોયા નથી તે દેવની તમે પૂજા કરો છો? પણ પિતાજી આપણો આ ગોવધર્ન પર્વત છે તે તો આપણા પ્રત્યક્ષ દેવ છે. બાબા, તમને આ પહાડ દેખાય છે તે તો મારો ગોવર્ધન-નાથનું આધિભૌતિક સ્વરૂપ છે. તેમનું આધિદૈવિક સ્વરૂપ જુદું છે. મારો ગોવર્ધનનાથ સૂક્ષ્મ રીતે આમાં બિરાજેલો છે. ગોવર્ધનનાથ આપણાં બધાનું રક્ષણ કરે છે- બાબા, ગોવર્ધનનાથે મને ઘણીવાર દર્શન આપ્યાં છે. મારો ગોવર્ધનનાથ તો જીવતી જાગતી જ્યોત છે. બાબા, તમે ગોવર્ધનની પૂજા કરો. મારા ગોવર્ધનનાથ બધાંને દર્શન આપશે.

આજે ઇન્દ્રનો ગર્વ ઉતારવાનો શ્રીકૃષ્ણે નિશ્ચય કરેલો. તેથી શ્રીકૃષ્ણ બધાને સમજાવે છે કે આ વર્ષે ઇન્દ્રદેવની પૂજા કરવાને બદલે મારા ગોવર્ધનનાથની પૂજા કરીએ.

નંદબાબા કહે :—અમો કાંઇ ગોવર્ધનનાથની પૂજાવિધિ જાણતા નથી. તો પૂજા શી રીતે કરીશું? કનૈયો જવાબ આપે છે :—બાબા, હું તે પૂજા વિધિ જાણું છું. તમે ચિંતા ન કરો. ગોવર્ધનનાથની પૂજા કરવા તૈયાર થાય છે.

કનૈયો કહે :—બાબા, મારે ગરીબોને ખવડાવવું છે. તે માટે અન્નકૂટ કરવો છે. ગરીબ, ગાય અને બ્રાહ્મણ આ ત્રણમાં ઈશ્વરની પૂજા થાય છે. ગોવર્ધનલીલામાં ગાયોનો વરઘોડો કાઢ્યો છે.

શ્રીકૃષ્ણ દરેકને પોતપોતાને ઘેરથી ભાત ભાતની સામગ્રી લાવવા કહે છે. દરેકના ઘેરથી અન્ન મંગાવ્યું. જેના ઘરની સામગ્રી નહિ આવે તેને ઘેર અન્નપૂર્ણા પધારશે નહિ.

નંદબાબા પૂછે છે :—કનૈયા, તારો ઠાકોર આરોગશે તે અમને દેખાશે?

કનૈયો જવાબ આપે છે :—હા, બાબા, ઠાકોરજી આરોગશે તે સર્વને દેખાશે.

વ્રજવાસીઓને અતિશય આનંદ થયો. કનૈયાએ કહેલું બેસતા વર્ષે મારે ગોવર્ધનનાથની પૂજા કરવી છે. વ્રજવાસીઓ બધા ગોવર્ધનનાથ પાસે આવ્યા. જુદા જુદા પ્રનારની સામગ્રીઓ ગાડાંઓમાં ભરીને સાથે લાવ્યા છે. સર્વ બ્રાહ્મણોને આમંત્રણ આપ્યું છે. કનૈયો કહે છે, મહારાજ તમે વેદ મંત્રો બોલો. હું મારા ગોવર્ધનનાથને નવડાવીશ. મારે અભિષેક કરવો છે. આજે ભગવાન શ્રીકૃષ્ણ પૂજા કરે છે. પ્રથમ ગોવર્ધનનાથનો અભિષેક કરવા કહે છે. તે માટે ગોપબાળકોને જમુનાનું જળ લાવવાનું કહે છે. પવિત્ર જમુનાજળથી ગોવર્ધનનાથને નવડાવે છે. ગોપબાળકો થોડું જળ લાવી થાકી જાય છે. તેઓ કનૈયાને કહે છે :—કનૈયા, જમુનાજી દૂર છે. તારો દેવ તો મોટો છે. તારો દેવ લાંબો છે. એને નવડાવવા ઘણું પાણી જોઈશે. અમે તેને ક્યારે નવડાવી લઈશું.

કૃષ્ણ ગોપબાળકોને કહે છેઃ—મારો ગોવર્ધનનાથ બહુ જ દયાળુ છે. હમણાં જ તેમાંથી નદીનો પ્રવાહ નીકળશે. એટલે આપણે જળથી અભિષેક કરી લઈશું.

કનૈયો ગોવર્ધનનાથને પ્રાર્થના કરે છે :—હે ગોવર્ધન નાથ, મારા મિત્રો થાકી ગયા છે. તમારા ચરણોમાં ગંગા–જમુના સર્વ રહેલાં છે. કૃપા કરો, કોઈને પ્રગટ કરો. તે જ સમયે ગિરિરાજમાંથી ગંગાજી પ્રગટ થયાં છે, જેને લોકો માનસી ગંગા કહે છે.

બાળકો બોલવા લાગ્યા, કનૈયા આ તો નદી નીકળે છે, કનૈયો સમજાવે છે કે આ સામાન્ય નદી નથી. આ તો ગંગાજી છે. ગોવર્ધનનાથનો અભિષેક થયો છે. તે પછી કનૈયો ગિરિરાજનો શણગાર કરે છે. વ્રજવાસીઓ કહે છે, કનૈયા, તારો ઠાકોર અમને જોઈને હસે છે. કનૈયા, અભિષેકના દર્શનમાં બહુ આનંદ આવે છે.

વ્રજવાસીઓ તે પછી ચંદનની અર્ચા લાવ્યા છે. કનૈયો કહે છે, આ શિયાળાનો દિવસ છે. ચંદનની અર્ચા કરો તો મારા ભગવાનને પરિશ્રમ થાય. બાળકો કહે, તો કંકુનું તિલક કરીએ ?

કનૈયો કહે, કંકુનું તિતલ કરો તો ચાલે, પણ નાકમાં કંકુ જાય અને ઠાકોરજીને છીંક આવે. સેવા કરો ત્યારે આ જડ મુર્તિ છે એમ ન માનો. આ સાક્ષાત પરમાત્મા છે તેમ માનો. તમે તમારા દેહમાં જેવો પ્રેમ રાખો છો તેવો ભાગવત ભક્તિમાં રાખો.

પ્રભુએ ગમ્મત કરી છે. એક સ્વરૂપ રાખ્યું છે નંદબાબા પાસે અને એક સ્વરૂપે ગિરિરાજમાં પ્રવેશ કર્યો છે.

બધા કહેવા લાગ્યા, કનૈયા આ તો શ્વાસ નીકળે છે.

મારા ભગવાનનાં ત્રણ સ્વરૂપો છે. આ ભૌતિક સ્વરૂપ છે. આધ્યાત્મિક સ્વરૂપે તે સર્વમાં રહેલા છે. આધિદૈવીક સ્વરૂપ અતિશય સુંદર છે.

આજે ઠાકોરજીને દહીંનું તિલક કરવાની ઇચ્છા છે. દહીંનું તિલક કરો એટલે નાકમાં કે મોંઢામાં રેલો જાય તો વાંધો નહીં. તે પ્રમાણે દહીંનું તિલક કરવામાં આવ્યું છે.

કનૈયા, હવે ઠાકોરજીને ચોખાથી વધાવીએ. કનૈયો કહે છે :—ના, ના, ચોખા મારા ઠાકોરજીને વાગે. તો કનૈયા શું કરીએ ?

કનૈયો કહે છે :—મારા ઠાકોરજીને મોતીથી વધાવો. પ્રેમથી મારા ઠાકોરજીને મોતીથી વધાવો, તો તમારા ઘરમાં આવા મોતીની કોઠીઓ ભરાશે.

એક સ્વરૂપે ચતુર્ભુજ સ્વરૂપે પ્રગટ થયા. આ મારું આધિભૌતિક સ્વરૂપ છે.

કનૈયો પોતે જ પોતાને પ્રણામ કરે છે. કનૈયો કહે છે, બાબા, આ સાક્ષાત્ પરમાત્મા છે.



બધા પૂછે છે, કનૈયા હવે શું કરવાનું ? કનૈયો કહે છે :—મારા ઠાકોરજીને ભૂખ લાગી છે માટે સામગ્રી લાવો. ભગવાનને ભોગ ધરાવ્યા વગર ખાશો નહિ. ભગવાનને તમે ભોગ ન ધરાવો તો તેથી ભગવાન કાંઈ ભૂખ્યા રહેવાના નથી પણ તમને કોઈ દિવસ ભૂખ્યા રહેવાનો પ્રસંગ જરૂર આવશે. આ જન્મમા નહિ તો બીજા જન્મમાં.

બધા પૂછે છે :—હે કનૈયા ! તારા ગોવર્ધનનાથને ભૂખ પણ લાગે છે ? શું તે સાચેસાચ ખાશે ?

કનૈયો કહે છે :–હા, મારો નાથ, તો જીવતી જાગતી જ્યોત છે. તે પ્રત્યક્ષ આરોગશે.

બધી સામગ્રી કિલ્લાના આકારમાં ગોઠવી છે. તુલસીદલ અર્પણ કર્યું.

હે ગોવર્ધનનાથ, તમને કોણ જમાડી શકે ? તમે તો જગતને જમાડો છો. અમારી ભાવના છે આપ આરોગો અને અમે નિહાળીએ.

ઠાકોરજીએ હાથ લંબાવ્યો અને એક એક છાબડી ઉઠાવીને સામગ્રી ખાવા લાગ્યા. ગોપ બાળકો બોલી ઊઠ્યાં :—લાલા યહ તો ખા રહ્યો હૈ, ખા રહ્યો હૈ.

સર્વ બોલી ઉઠ્યા, કનૈયાના ઠાકોરજી તો જીવતી જાગતી જ્યોત છે.

ગોવર્ધનનાથને ઘણી સામગ્રી આરોગતા જોઈ ગોપબાળકો બોલી ઊઠ્યાં :—લાલા, આ તો બધું ખાવા લાગ્યા. તારો ઠાકોર ઘણા વખતથી ભૂખ્યો લાગે છે. આપણાં માટે તે કાંઈ રાખશે કે નહીં ? કનૈયા તું તો અમને આપ્યા વગર ખાતો નથી અને આ તો એકલો ખાવા લાગ્યો. કનૈયા અમને પ્રસાદ મળશે કે નહિ. કનૈયો સમજાવે છે :—ગભરાશો નહીં. મારા ઠાકોરજી જેટલું આરોગશે તેટલું પાછું આપશે. મારા ગોવર્ધનનાથ પાસે લક્ષ્મીજી પણ આવીને ઊભાં રહ્યાં છે. મારા ઠાકોરજી જેના ઘરનું આરોગે તેના ઘરમાં મહાલક્ષ્મીજી કૃપા કરે છે.

ગોવર્ધનનાથનું પૂજન થયું. આરતી ઉતારી. વ્રજવાસીઓ જમવા બેઠા છે. નાનકડો કનૈયો એક એકને પીરસવા નીકળે છે. કનૈયો આગ્રહ કરીને ખવડાવે છે.

ગોપબાળકો કહે છે :—કનૈયા આજે તો એવું થયું છે, સામગ્રી એવી સુંદર બની છે કે એક પેટને બદલે ત્રણ પેટ થઈ જાય તો સારું.

કનૈયો કહે છે, પ્રેમથી જમો પણ પતરાવડામાં છાંડશો નહિ. અન્ન બ્રહ્મ છે. જે ઉચ્છિષ્ટ ખાશે તે તમારું પુણ્ય લઈ જશે. પ્રસાદનું અપમાન કરશો તો મારો ગોવર્ધનનાથ મારશે.

કોઈ દિવસ અન્નનો અનાદર ન કરો. ભિખારીને પણ ઉચ્છિષ્ટ આપવું નહીં. ભિખારી થયો તેથી શું ? એ પણ ઈશ્વરનો અંશ છે. સર્વને પ્રસાદ આપ્યો. રાત્રે ગિરિરાજની તળેટીમાં મુકામ કર્યો છે.

આ બાજુ નારદજી ઈન્દ્ર પાસે આવ્યા છે. નારદજી ઈન્દ્રને કહે છે, આ ગોવાળોએ તારું અપમાન કર્યું છે. તારી પૂજાને બદલે ગોવર્ધનનાથની પૂજા કરી છે.

ઈન્દ્ર કોપાયમાન થાય છે. બાર મેઘોને હુકમ કર્યો. વ્રજ ઉપર જઈ વરસો. એક સામાન્ય ગોવાળના પુત્રે મારું આવું અપમાન કર્યું. માટે જાઓ તેઓનો નાશ કરો.

કાર્તિક મહિનો હતો. વ્રજ ઉપર બાર મેઘો તૂટી પડ્યા. સર્વ કહે કાર્તિક મહિનામાં આવો વરસાદ વરસતો નથી. સર્વ ગભરાયા. નંદજી વ્યાકુલ થયા છે.

કનૈયો કહે છે : મારો ગોવર્ધનનાથ આપણાં સર્વનું રક્ષણ કરશે. ગોવર્ધન-નાથમાં વિશ્વાસ રાખો. ગોવર્ધનનાથે સ્વપ્નમાં મને દર્શન આપેલાં. મને કહેલું, તમે મારી પૂજા કરી તેથી હું પ્રસન્ન થયો છું. ગોકુળ ઉપર સાત દિવસ સુધી વરસાદ

વરસશે, ત્યારે તમે મારી પાસે આવજો. હું તમારા સર્વનું રક્ષણ કરીશ. હું હલકો થઈશ અને તારી આંગળી ઉપર ઊભો રહીશ.

લાલા, એમ છે! તો તો જલદી ગોવર્ધનનાથને ઉઠાવ.

કનૈયો કહે છે :—હું શું ઉપાડી શકું ? તમે બધા ટેકો આપો.

ગોવર્ધનનાથ ફૂલ જેવા હલકા બની ગયા છે. ગોવર્ધનનાથ કનૈયાની ટચલી આંગળી ઉપર ઊભા રહ્યા છે. શ્રીકૃષ્ણે ટચલી આંગળી ઉપર ગિરિરાજ ધારણ કર્યો છે. બોલો ગિરિરાજધરણ કી જય. વ્રજવાસીઓ ગિરિરાજનાં દર્શન કરે છે. દર્શનમાં તૃપ્તિ થતી નથી. પરમ આશ્ચર્ય થયું છે. સાત દિવસ મૂશળધાર વરસાદ પડ્યો છે.

કેટલાક ગોવાળો ભોળા હતા. તે વિચાર કરવા લાગ્યા. કનૈયાની આંગળી ઉપર ક્યાં સુધી ગિરિરાજ રહેશે, એટલે તેઓએ પોતાની લાકડીઓનો ટેકો આપ્યો છે. કનૈયા, અમારી લાકડી ઉપર ગોવર્ધનનાથ ઊભા છે. તું તારો હાથ લઈ લે.

કનૈયો કહે છે :—ગોવર્ધનનાથ તમારી લાકડી ઉપર ઊભા છે ? હું મારો હાથ લઈ લઉં ? હાથ સહેજ નીચો કર્યો તો વજન સહન થતું નથી. બોલવા લાગ્યા, અરે પડ્યો, અરે પડ્યો! કનૈયા તું જલદી આને ઉપાડી લે.

ટેકો લેવો તો ઈશ્વરનો જ લેવો. બીજા કોઈનો નહિ. જેને જે જોઈએ તે ગોવર્ધનનાથ આપે છે. અલૌકિક દિવ્ય શક્તિ બતાવી. કનૈયાએ વાંસળી હાથમાં લીધી. વાંસળી વગાડવા લાગ્યા. ગોવર્ધનનાથ ડોલવા લાગ્યા. અતિશય આનંદ થયો છે.

ગિરિરાજધરણનું સ્વરૂપ જ એવું દિવ્ય છે કે વ્રજવાસીઓ સાત દિવસ સુધી દેહધર્મને ભૂલી ગયાં છે, ભૂખ તરસ લાગતી નથી.

આ પ્રમાણે સાત દિવસ સુધી ગોવર્ધન પર્વત નીચે સઘળાં વ્રજવાસીઓ તથા ગાયોનું ભગવાન શ્રીકૃષ્ણે રક્ષણ કર્યું. ઇન્દ્રને શ્રીકૃષ્ણના સાચા સ્વરૂપનું ભાન થયું. આ તો સાક્ષાત્ પરમાત્મા છે. તેનું અભિમાન ઓગળી ગયું. ઇન્દ્ર પ્રાર્થના કરે છે, મારી ભૂલ થઈ, ક્ષમા કરો. મેઘોને હુકમ કર્યો, બંધ થાવ, બંધ થાવ. વ્રજવાસીઓ બધાં બહાર આવ્યાં અને વ્રજમાં ગયાં. ઇન્દ્ર શ્રીકૃષ્ણનો દુધથી અભિષેક કરે છે, તે દુધ ભેગું થયું તે કુંડનું નામ સુરભીકુંડ.

આજે કેટલાકને ખાતરી થઈ કે આ કનૈયો બાળક નથી, ઈશ્વર છે. વ્રજવાસીઓ ઘેર આવ્યાં છે. સભા થઈ છે. સાત વર્ષનો બાળક ક્યાં ? અને આ પહાડ ક્યાં ? લોકોને શંકા થવા લાગી કે આ નંદજીનો છોકરો છે કે કોઈનો લઈ આવ્યા છે ? નિર્ણય કર્યો કે નંદબાબાને બોલાવીને પૂછો.

એક વૃદ્ધ વ્રજવાસી કહે, અરે તમને આજે શંકા થઈ ? મને તો કનૈયાના જન્મથી શંકા જાય છે. નંદ યશોદા ગોરા અને આ તો કાળો છે. બોલાવો નંદબાબાને, નંદબાબા આવ્યા છે. બોલો આ છોકરો કોનો છે ? નંદબાબા કહે છે, તમે શંકા ન કરો. કનૈયો મારો પુત્ર છે. ગર્ગાચાર્યે કહેલું કે કનૈયામાં નારાયણ જેવા ગુણો છે.

યશોદાએ આ સાંભળ્યું. યશોદા કનૈયાને પૂછે છે, કનૈયા તું કોનો ? કનૈયો જવાબ આપે છે, મા, હું તારો છું.

યશોદા કહે છે :—લોકોને શંકા થાય છે કે યશોદા–નંદ ગોરાં અને તું કાળો કેમ ? કનૈયો માતા યશોદાજીને કહે છે :—મા, મારા જન્મ વખતે તો હું ગોરો જ હતો. પણ તેં ભૂલ કરી તેથી કાળો થયો છું.



મારા જન્મ વખતે અંધારું હતું. મારો જન્મ થયો ત્યારે બધા સૂતેલા હતા. તું પણ સૂઈ ગયેલી હતી. હું આખી રાત અંધારામાં આળોટ્યા કર્યો. તેથી અંધારૂં મને વળગી ગયું તેથી મા હું કાળો થયો.

યશોદા કનૈયાની વાત સાચી માને છે. બાર વાગ્યા સુધી હું જાગતી હતી. પછી શું થયું તેની મને ખબર નથી. યશોદા ભોળાં છે. માને છે કે મેં ભૂલ કરી એટલે કનૈયો કાળો થયો.

એકનાથ મહારાજે કારણ જુદું બતાવ્યું છે. મનુષ્યનું કાળજું કાળું છે, કામનો રંગ કાળો છે. મનુષ્યના કાળજામાં કામ છે તેથી તે કાળું છે. જે વારંવાર શ્રીકૃષ્ણકીર્તન કરે, સતત ધ્યાન, ધારણા, સ્મરણ કરે, ઈશ્વરનું ચિંતન કરે તેના કાળજાની કાળાશ કનૈયો ખેંચી લે છે અને વૈષ્ણવોનું કાળજું ઉજ્જવળ બનાવે છે. એટલે કનૈયો કાળો થયો છે.

ભક્તોના કાળજાની કાળાશ તે ખેંચી લે છે, ભક્તોની કામવાસના તે ખેંચી લે છે તેથી તે કાળો થયો છે.

વિષયોનું ચિંતન કરે એનું કાળજું કાળું થાય છે. કનૈયો કહે છે, મારા ભક્તોના હૃદયને હું ઉજળું કરું છું.

ગોપીઓમાં ચર્ચા થાય છે કે કૃષ્ણ કાળા કેમ ? તે ગોપીઓની આંખમાં રહ્યો છે, તે ગોપીઓની આંખમાં નિત્ય વસે છે. અમે આંખમાં મેસ આંજીએ છીએ એટલે અમે ગોપીઓની આંખની મેસ લાગી જવાથી કનૈયો કાળો થયો છે.

મહાભારતના ઉદ્યોગપર્વમાં કથા છે દુર્યોધન કૃષ્ણને કહે છે, વિષ્ટિ કરવા આવ્યા છો ? હજુ બેમાંથી તમારો બાપ કોણ છે તે નક્કી નથી. જો નંદ યશોદા તમારા માતા-પિતા હોય તો નંદ યશોદા ગોરા અને તમે કાળા કેમ ?

શ્રીકૃષ્ણે ત્યારે કહ્યું છે :—હું કૌરવોના કાળ તરીકે જન્મ્યો છું તેથી કાળો થઈને આવ્યો છું.

દુર્યોધનને જવાબ જુદો આપ્યો છે. ત્યારે રાધાજીને તે જુદું જ કારણ આપે છે. એક દિવસ લીલાનિકુંજમાં રાધાકૃષ્ણ રમતાં હતાં. રાધાજીએ પ્યાર કર્યો. નાથ, તમે સુંદર છો પણ સહેજ કાળા લાગો છે. તમે કાળા કેમ થયા ?

શ્રીકૃષ્ણ રાધાજીને કહે છે :—હું તો ગોરો હતો પણ તારી શોભા વધારવા હું કાળો થયો છું. રાધાજીનું સૌન્દર્ય વધે, લોકો રાધાજીના વખાણ કરે એટલે કાળો થયો છું. તારી શોભા વધારવા હું શ્યામ થયો છું આપણે બંને ગોરા હોત તો તારી કિંમત કરત કોણ ?

ઇન્દ્ર ગભરાયો. ઇન્દ્રાદિક દેવો શ્રીકૃષ્ણની પૂજા કરવા આવ્યા. અમે આપના સ્વરૂપને ઓળખી શક્યા નહિ, ક્ષમા કરો. સુરભિએ કનૈયાનો અભિષેક કર્યો છે, ક્ષમા માંગી છે.

ગોવર્ધનલીલાનું રહસ્ય :—પહેલા ગોવર્ધનલીલા આવે છે અને પછી રાસલીલા. જ્ઞાન અને ભક્તિ વધારનારી લીલા એ ગોવર્ધનલીલા. જ્ઞાન અને ભક્તિ ક્યારે વધે ? જ્યારે આપણને ઈશ્વરના વ્યાપક સ્વરૂપનો અનુભવ થાય ત્યારે. ગોવર્ધનલીલામાં સર્વને પ્રસાદ આપ્યો છે, પશુ–પક્ષીઓને પણ પ્રસાદ આપ્યો.

ઈશ્વરના સ્વરૂપમાં જગત રહ્યું છે અને જગતના સર્વ પદાર્થોમાં ઈશ્વર રહેલો છે **शिवः केवलोऽहम् ।** એ તો વેદાંતની ટોચ છે, પરંતુ આરંભમાં તો સર્વમાં ઈશ્વરને નિહાળો.

ઉપાસનાના બે ભેદ છે: (૧) વ્યક્ત ઉપાસના. (૨) અવ્યક્ત ઉપાસના. પ્રત્યેકમાં ઈશ્વરને જોશો તો વાસના જાગશે નહિ.

સુંદર સ્ત્રીને જુઓ ત્યારે તેમાં માતાની ભાવના કરો તો પછી તમારામાં તે સ્ત્રી પ્રત્યે કામ જાગશે? નહિ જ. તેમ સર્વમાં શ્રીકૃષ્ણને નિહાળો.

પહાડ–જડમાં પણ ચેતનની ભાવના કરવાની, જડ–ચેતન દરેકમાં ઈશ્વર રહેલા છે તેમ માનો એમ બતાવવાનું આ ગોવર્ધનલીલાનું મુખ્ય પ્રયોજન છે.

ઇન્દ્રિયો જ્યારે જ્ઞાન તરફ વળે છે, ભક્તિ તરફ વળે છે, ત્યારે વાસનાઓ વિષયરૂપી વરસાદ વરસાવે છે. વાસનાનો વરસાદ વેગથી આવે છે. ઇન્દ્રે પણ ધોધમાર વરસાદ વરસાવ્યો. દૂધને એકદમ ઊભરો આવે ત્યારે તેમાં થોડું પાણી નાંખો તો તે શાંત થાય છે. વાસનાનો વેગ સહન કરવા શ્રીકૃષ્ણનો આશ્રય કરો. નામ સેવા અને સ્વરૂપ સેવાનો આશ્રય કરો. ભગવતાશ્રય કરવાથી વાસનાનો વેગ સહન કરવાની શક્તિ આવે છે.

ભગવાને ટચલી આંગળી ઉપર ગોવર્ધન ધારણ કરેલો. ટચલી આંગળી એ સત્ત્વગુણનું પ્રતીક છે. ઇન્દ્રિયા વાસનાનો વરસાદ પાડે ત્યારે સત્ત્વગુણનો આશ્રય કરો. સદ્‌ગ્રંથોનું સેવન કરો. સદ્‌ગ્રંથના અને મહાત્માઓના સત્સંગમાં રહેશો તો વાસનાનો વરસાદ સહન કરવાની શક્તિ આવશે.

જીવ લાકડીનો ટેકો ભલે રાખે પણ ઠાકોરજીનો આધાર હોય તો જીવન સફળ થાય છે. સંસાર ગોવર્ધન એ ઠાકોરજીના આધારે છે. ભગવાનનો આધાર છે તેથી લીલા લહેર છે. ઠાકોરજીની કૃપા નહિ હોય તો લાખની રાખ થતાં વાર લાગશે નહિ.

દુઃખમાં, વિપતિમાં ટેકો તો એક માત્ર ભગવાનનો લેવો અને રાખવો. દુઃખ આવે ત્યારે ભગવાનનાં ચરણનું શરણ લેવું. ગોવાળિયાઓએ ગોવર્ધનનાથનો આશરો લીધેલો તેમ.

શરણે જવાથી ભગવાન જરૂર આપણને મદદ કરશે, દુઃખમાંથી બચાવશે અને આપણું રક્ષણ કરશે. વ્રજભક્તો પણ અન્ય દેવતાઓનું શરણ મૂકી દૃઢ રીતે શ્રીકૃષ્ણના શરણમાં ગયા, ત્યારે ભગવાને તે સઘળા વ્રજભક્તોનાં સુખદુઃખનો ભાર પોતાના માથે ઉપાડી લીધો. આ ભાવ ગિરિરાયધરણની લીલામાં છે. ગીતામાં પણ ભગવાને કહ્યું છે, હે અર્જુન, - અનન્યપ્રેમથી જે મારું ભજન કરે છે સર્વ સમર્પણ કરી મારી ભક્તિ કરે છે, તેવા શરણે આવેલાં જીવોને સંસારનાં ભૌતિક દુઃખોમાંથી છોડાવવા તેઓની જવાબદારી હું મારા માથે લઈ લઉં છું. તેઓનું યોગક્ષેમ હું વહન કરું છું.

જ્ઞાન અને ભક્તિ વધે તો પછી જીવને રાસલીલામા પ્રવેશ મળે. જ્ઞાન અને ભક્તિને વધારવા પ્રયત્ન કરશો, ત્યારે ઇન્દ્રિયો વાસનાઓનો વરસાદ વરસાવશે. જેમ ઇન્દ્રે વરસાદ વરસાવ્યો હતો તેમ.

સર્વે પ્રયત્નો કર્યા પછી છેવટે તો ઈશ્વરની કૃપા જ માંગવી પડે છે. ગોવર્ધન-લીલામાં અદ્‌ભુત તત્ત્વ રહેલું છે. તેમાં પૂજ્ય અને પૂજક એક બને છે. સેવક અને સેવ્ય એક બને છે.

કહ્યું છે ને કે :—**शिवो भूत्वा शिवं यजेत्।**

શિવ બનીને શિવનું પૂજન કરો. ઈશ્વર જેવા બનવું; ઈશ્વર સાથે એક થવું એટલે શું? ઠાકોરજીની ઇચ્છામાં તમારી ઇચ્છા મેળવી દેજો. ભગવત ઇચ્છામાં જીવ જ્યારે



પોતાની ઇચ્છા મેળવી દે છે, ત્યારે જીવ ઈશ્વર સાથે એક થાય છે, ત્યારે જીવ ભક્તિમાર્ગમાં આગળ વધે છે. સતત બ્રહ્મસંબંધ કરો તો તમે બ્રહ્મરૂપ થશો. આજે પૂજા કરનાર શ્રીકૃષ્ણ છે અને જેની પૂજા થાય છે તે ગોવર્ધન પર્વતમાં પણ શ્રીકૃષ્ણ બિરાજેલા છે.

ભક્ત અને ભગવાન એક બને છે. ગોવર્ધનલીલામાં સેવક અને સેવ્યનો અભેદ બતાવ્યો છે.

જીવ અને ઈશ્વર એક બને તો પછી રાસલીલામાં પ્રવેશ મળે છે. કનૈયો ગોવર્ધનનાથને વંદન કરે છે. એટલે પોતપોતાની જાતને જ વંદન કરે છે. આ સો અહમ્ (સોઽહમ્) ભાવ છે.

ચાલો આપણે પણ એ ગિરિરાજધારીને વંદન કરીએ અને તેની સ્તુતિ કરીએ.

**भक्ताभिलाषा चरितानुसारी दुग्धादि चौर्येण यशोविसारी।**
**कुमारतानन्दित घोषनारी, मम प्रभुः श्रीगिरिराजधारी॥**

ભક્તની ઇચ્છા પ્રમાણે વર્તનારા, બાળલીલામાં દૂધ વગેરેની ચોરી કરી યશનો વિસ્તાર કરનારા, વ્રજવનિતાઓને આનંદ પમાડનારા, એવા ગિરિરાજધારી શ્રીકૃષ્ણ મારા પ્રભુ છે.

વૃંદાવને ગોધન વૃન્દચારી
મમ પ્રભુઃ શ્રીગિરિરાજધારી.

ગોવર્ધનલીલાથી ગોપીઓને ખાત્રી થઈ કે કનૈયો એ ઈશ્વર છે. તેથી તેમની સાથે એકાકાર થવાની ભાવના જાગૃત થઈ અને તે થઈ રાસલીલા.

ભક્તિરસમાં ઇન્દ્રિયોને તરબોળ કરી દો એટલે રાસલીલામાં પ્રવેશ મળશે.

દેવોના દેવ શ્રીકૃષ્ણ છે એમ બતાવવા બ્રહ્મા, ઇન્દ્ર, વરુણ વગેરે દેવોનો પરાભવ કર્યો છે. બ્રહ્માજીને અભિમાન હતું, જગતને હું જ ઉત્પન્ન કરું છું. ભગવાને અનેક સ્વરૂપો ધારણ કરી પોતે જ પોતાના સ્વરૂપ સાથે રમવા લાગ્યા બ્રહ્માજીનું અભિમાન દૂર થયું. ઇન્દ્રને અભિમાન હતું. હું સ્વર્ગનો રાજા છું, હું મોટો રાજા છું. ઇન્દ્રનું અભિમાન ગોવર્ધનલીલામાં દૂર કર્યું. ઇન્દ્રને ખાત્રી થઈ સ્વર્ગની ગાદી ઉપર મને બેસાડનાર શ્રીકૃષ્ણ છે. શ્રીકૃષ્ણ અવતાર નથી, પણ અવતારી પૂર્ણ પુરુષોત્તમ છે.

૨૮મા અધ્યાયમાં વરુણદેવના પરાભવની કથા છે. ૨૯મા અધ્યાયથી રાસ પંચાધ્યાયીની કથા શરૂ થાય છે. રાસલીલા પહેલ વરુણદેવના પરાજયની કથા આવે છે. તે અગત્યની છે.

આ વ્રજવાસીઓ ગાયોની સેવા કરતા, એકાદશી કરતા, કૃષ્ણકીર્તન કરતા એટલે શ્રીકૃષ્ણનું મથુરાથી પ્રાગટ્ય થયું. ત્યાંથી ગોકુળ આવ્યા. આ વ્રજવાસીઓ ભોળા હતા. બહુ ભણેલા ન હતા. તઓ યોગવિદ્યા પણ જાણતા ન હતા. તેમ છતાં તેમને ભગવાન મળ્યા છે. ભોળાને ભગવાન મળે છે.

વ્રજવાસીઓ એકાદશીનું વ્રત વિધિપૂર્વક કરતા એટલે કૃષ્ણે ખરો આનંદ વ્રજવાસીઓને આપ્યો છે. એકાદશી વિધિપૂર્વક કરવાની. શાસ્ત્રમાં એવી આજ્ઞા છે કે એકાદશીના દિવસે આખી રાત જાગરણ કરવું અને કૃષ્ણકીર્તન કરવું. વધારે નહિ તો બાર વાગ્યા સુધી તો કૃષ્ણકીર્તન જરૂર કરો. પરમાત્માનાં ચરણમાં રહેવું એ એકાદશી. શરીરથી નહિ પણ મનથી પરમાત્માનાં ચરણમાં રહેજો. એકાદશીના દિવસે તમારા મનને શ્રીકૃષ્ણ વિના બીજા કોઈ વિષયોમાં જવા દેશો નહિ. વ્રજવાસીઓ એકાદશીને દિવસે

જાગરણ કરતા. નંદજી મધ્યરાત્રીએ અજાણતાં યમુનામાં સ્નાન કરવા ગયા છે. રાત્રીના અગિયારથી સાડાત્રણ સુધીના કાળને નિષિદ્ધ કાળ માન્યો છે. તેમાં સ્નાન કે ભોજન થાય નહિ. આજકાલ લોકો રસોઈ બનાવીને ફિલ્મ જોવા જાય છે અને રાત્રે આવીને ખાય છે. આપણાથી વધારે કહેવાય નહિ, પણ બીજા જન્મમાં રાક્ષસ થવાની આ તૈયારી છે. રાત્રે અગિયાર પછી તો રાક્ષસો જમે છે. રાત્રે અગિયાર વાગ્યા પછી તીર્થમાં રાક્ષસોનો પ્રવેશ થાય છે તેથી સ્નાન કરવાની મનાઈ કરી છે. નંદજીને ખબર નહીં આ મધ્યરાત્રી છે. તેઓએ માનેલું પ્રાતઃકાળ થઈ ગયો છે. તેઓએ જળમાં ડૂબકી મારી. આસુરી સમયે સ્નાન કરવાથી જળના દેવ વરુણનું અપમાન થયું. તેથી વરુણદેવના સેવકો જે ત્યાં હતા તે નંદજીને પકડે છે. નંદજીને પકડીને વરુણલોકમાં લઈ જાય છે. શ્રીકૃષ્ણ વરુણલોકમાં જઈ ને નંદજીને છોડાવી લાવ્યા.

આ કથાનું રહસ્ય :—આ કથા પછી રાસલીલાનું વર્ણન શરૂ થાય છે. રાસલીલા પહેલાં વરુણદેવના પરાજયની કથા કહી છે.

વરુણદેવ જીભના માલિક છે. તેમના દૂતો એટલે ષડ્રસો. રસ ઉપર–જીભ ઉપર જ્યાં સુધી કાબૂ ન મેળવો, ત્યાં સુધી રાસમાં પ્રવેશ મેળવી શકાતો નથી. એ ષડ્રસ ઉપર વિજય મળે, તો રાસરસ મળે.

નંદ એ જીવાત્મા છે. નંદ એટલે કે જીવ જ્યારે ભક્તિરૂપી યમુનામાં સ્નાન કરવા જાય છે ત્યારે વરુણના સેવકો–આ ષડ્રસો એ વરુણના સેવકો–તેને પજવે છે.

લૌકિક રસને જીવ આધીન હોય, ત્યાંસુધી તેને અલૌકિક રસ મળતો નથી. આ ષડ્રસને આધીન જે થયો તેને ભક્તિરસ, પ્રેમરસ મળતો નથી. ષડ્રસને આધીન જીવ થાય, તો ભક્તિરસ મળતો નથી.

આનંદ એ કોઈ વસ્તુમાં નથી. આનંદ મનની એકાગ્રતામાં છે. આનંદ ઈશ્વર સાથે તન્મય થવામાં છે. આ ષડ્રસ ઉપર વિજય મેળવવો હોય, તો ભક્તિરસની પ્રાપ્તિ કરવી જોઈએ. આ ષડ્રસ ઉપર વિજય મેળવે તેને ભક્તિરસ, પ્રેમરસ મળે છે. ભક્તિ કરવી સહેલી નથી. ભગવાનની ભક્તિ જેને કરવી છે તેને મનને મારવું પડે છે, તેને જીભના રસ ઉપર કાબૂ મેળવવો પડે છે. જે લૂલીનો ગુલામ છે તે ભગવાનની ભક્તિ કરી શકતો નથી. મહાપ્રભુએ સુબોધિનીજીમાં કહ્યું છે કે ઠાકોરજીની સેવામાં અનુરાગ રાખવો પણ શરીરભોગમા વૈરાગ્ય રાખવો. લૂલી જે માગે તે આપવાથી શાંતિ મળતી નથી. જીવને સમજાવવાથી શાંતી મળે છે. આજ સુધી કેટલું ખાધું ? મનુષ્યની જિંદગીનો મોટો સમય આ લૂલીના લાડ કરવામાં જાય છે. કાળ સમીપ છે, મૃત્યુ માથે છે, તેનો વિચાર કરો.

**ચીરહરણ લોલા અને રાસલીલા :**–ગોપીઓના બે ભેદ બતાવ્યા છે : નિત્યસિદ્ધા તથા સાધનસિદ્ધા. સાધનસિદ્ધાના અનેક ભેદ છે : શ્રુતિરૂપા, ઋષિરૂપા, સંકિર્ણરૂપા અન્યપૂર્વા, અનન્યપૂર્વા એવા અનેક ભેદ છે. શ્રુતિઓ ઈશ્વરનું વર્ણન કરતી થાકી ગઈ, પરંતુ પરમાત્માનો અનુભવ થયો નહિ. કારણ ઈશ્વર કેવળ વાણીનો વિષય નથી. જે વેદાભિમાની દેવો બ્રહ્મસંબંધ સિદ્ધ કરી, બ્રહ્મસાક્ષાત્કાર કરવા માટે ગોકુલમાં પ્રગટ થયા તે શ્રુતિરૂપા. ઋષિઓ તપસ્વી હોવા છતાં બુદ્ધિમાંથી કામ ગયો નહિ. ઋષિઓને ઈશ્વરનો અનુભવ થતો નથી. દર્શન અને અનુભવમાં ફેર છે. દર્શનમાં દ્રષ્ટા અને દ્રશ્યનો ભેદ છે. અનુભવમાં દ્રષ્ટા અને દ્રશ્ય એક બને છે. તેમાં પૂર્ણ અદ્વૈત છે. તેથી બ્રહ્મસંબંધ



દ્વારા બુદ્ધિગત કામનો નાશ કરી બ્રહ્માત્મકરૂપ મુક્તિનો અનુભવ કરવા ઋષિઓ ગોપી થઈ ને આવેલા તે ઋષિરૂપા.

સંકીર્ણમંડળમાં પ્રભુના મનોહર સ્વરૂપને નિહાળતાં જે સ્ત્રીઓને કામભાવ જાગૃત થયો તે બધી ગોપીઓ તરીકે પ્રગટ થયેલી, દાખલા તરીકે સુર્પણખા.

અન્યપૂર્વા :—સંસારમાં જન્મ્યા પછી કોઈ સ્ત્રી, પુરૂષ સાથે લગ્ન કરી સંસારસુખ ભોગવી પછી સંસારસુખમાં સૂગ આવે અને પ્રભુ પ્રત્યે પ્રેમભાવ જાગે તે અન્યપૂર્વા ગોપીઓ, દાખલા તરીકે તુલસીદાસ. તુલસીદાસ મહારાજ સંસારસુખ ભોગવ્યા પછી એક વખત મધ્યરાત્રિના સમયે પિયર ગયેલી પત્નીને મળવા ગયા હતા, ત્યારે પત્નીની ટકોરથી સાવધાન થયા.

એક જ વસ્તુમાં જો આસક્તિ હોય અને તે આસક્તિને જો પ્રભુમાં પલટાવી દેવામાં આવે તો તે વસ્તુની આસક્તિ છૂટી જાય છે. અનેક વસ્તુઓમાં આસક્તિ હોય તો આ શક્ય નથી. તુલસીદાસજી માત્ર સ્વપત્નીમાં જ આસક્ત હતા. એમને મન પરસ્ત્રી માતા સમાન હતી. તેથી જ્યારે પત્નીએ ટકોર કરી કે તુરત તેમની આસક્તિ પ્રભુમાં પરિવર્તિત થઈ ગઈ. કામાસક્તિ પ્રભુ આસકિતમાં પરિવર્તિત થઈ ગઈ. કેટલાકને રોજ થપ્પડ પડે છે તોપણ સુધરતા નથી.

અનન્યપૂર્વા :—જન્મસિદ્ધ પૂર્ણ વૈરાગ્યવાળા શુકદેવ–મીરાં વગેરે........

ચીરહરણલીલા :—એક વખત વ્રજની કુમારિકાઓ યમુનાને કિનારે વસ્ત્રો મૂકી નગ્નપણે જળમાં સ્નાન કરવા લાગી. તે સમયે શ્રીકૃષ્ણ ત્યાં આવ્યા. અને તેઓના વસ્ત્ર લઈ નજીકના કદંબના ઝાડ ઉપર ચઢી ગયા. અને કુમારિકાઓને કહ્યું કે અત્રે આવીને તમે તમારાં વસ્ત્રો લઈ જાવ.

કૃષ્ણે તેઓને કહ્યું :—જળમાં નગ્નપણે નહાઈને તમે જળના દેવનો અપરાધ કર્યો છે. એટલે બે હાથ જોડી નમસ્કાર કરી તમારાં વસ્ત્રો લઈ લો.

વ્રજ કુમારિકાઓએ તેમ કર્યું. શ્રીકૃષ્ણે વસ્ત્રો પાછાં આપ્યાં.

આ લીલાનું રહસ્ય :—શરીરનું ભાન ભૂલશો તો પ્રભુ પાસે જઈ શકાશે.

'હું સ્ત્રી છું' એવી ભાવના કુમારિકાઓના મનમાં રહી તે 'હું'પણાનું સૂચક છે. તે અહંકાર સૂચવે છે, તે હુંપણાનો–અહંકારનો ત્યાગ કરવા શ્રીકૃષ્ણ તેમને કહે છે. અહંકારનો પડદો દૂર કરી સર્વસ્વ પ્રભુને અર્પણ કરવાનો આમાં ઉદ્દેશ છે. પોતાની જાતને પણ ભૂલી મારી પાસે આવો એમ ભગવાન કહે છે. સંસ્કારશૂન્ય સંસારશૂન્ય નિરાવરણ થઈને મારી પાસે આવો. દ્વૈતનો પડદો દૂર કરશો, તો ભગવાન મળશે.

શરીરને જેમ વસ્ત્ર ઢાંકે છે તેમ આત્માને વાસના ઢાંકે છે. ભગવાન તમારી પાસે છે તેમ છતાં દેખાતા નથી. વાસનાનો પડદો દૂર થાય એટલે મળેલા ભગવાન જ મળે છે. ગુરુ આ વાસનાનો પડદો દૂર કરી આપે છે. આત્મા અને પરમાત્મા વચ્ચે આ વાસનાનો પડદો છે એટલે ભગવાનનો અનુભવ થતો નથી. આ અજ્ઞાનના પડદાને લીધે પરમાત્મા દેખાતા નથી. આત્મા આપણી અંદર છે પણ તે વાસનાના પડદામાં ઢંકાયેલો છે. તે વાંસનાના આવરણને દૂર કરીને પ્રભુને મળવા જવાનું છે. આ આવરણને દૂર કરશો તો ભગવાન મળશે. બુદ્ધિગતવાસના સિદ્ધ સદ્ગુરુ કૃપા કરે અથવા પરમાત્મા કૃપા કરે તો જ દૂર થાય છે. બુદ્ધિમાં સુતેલો કામ કૃષ્ણમિલનમાં વિઘ્ન કરે છે.

વૃત્તિઓના આવરણનું નષ્ટ થઈ જવું એ ચીરહરણલીલા. અને તે પછી જીવનું આત્મામાં રમણ–મિલન એ રાસ. એટલે તો ચીરહરણલીલા પછી રાસલીલા આવે છે.

કામવાસના જાય એટલે ઈશ્વર સાથે અદ્વૈત પ્રાપ્ત થાય. લૌકિક વસ્ત્રોની ચોરી નથી, પરંતુ બુદ્ધિગત કામવાસનાની ચોરી છે.

શું કૃષ્ણને ગોપીઓને નગ્ન જોવાની ઈચ્છા હતી? વિચારો, શ્રીકૃષ્ણ વ્યાપક હોવાથી જળમાં પણ શ્રીકૃષ્ણ છે. એટલે ગોપીઓને કૃષ્ણ મળેલા છે. પણ વાસનાનું, અજ્ઞાનનું આવરણ હોવાથી શ્રીકૃષ્ણનો તેમને અનુભવ થતો નથી. બુદ્ધિગત વાસનાનું વસ્ત્ર પ્રભુ કૃપા કરીને દૂર કરે છે. અને પ્રભુ કૃપા ક્યારે કરે? જ્યારે પ્રભુના બનીએ ત્યારે.

ભગવાન કહે છે :—

**न मय्यावेशितधियां कामः कामाय कल्पते ।**
**मर्जिताः क्वथिता धानाः प्रायो बीजाय नेष्यते ॥**

જેણે પોતાની બુદ્ધિને મારામય કરી હોય (મારામાં જ સ્થાપી હોય) તેઓનો વિષયભોગનો સંકલ્પ સાંસારિક વિષયભોગ માટે થતો જ નથી. પણ તે સંકલ્પ મોક્ષદાયી જ થાય છે. કારણ કે ભૂંજેલા ધાન્યનું બી નષ્ટ થઈ જાય છે અને તેથી તે ફરીથી અંકુરિત થતું નથી, તેવી રીતે જેમની બુદ્ધિમાંથી વાસનારૂપી અંકુર નષ્ટ થયો તેમની બુદ્ધિમાં કામવાસના રહેતી નથી, તેમની બુદ્ધિમાં કામવાસના અંકુરિત થતી નથી, સ્ફુરતી નથી.

ગોપીઓને પ્રભુએ કહ્યું છે : હે વ્રજકુમારિકાઓ! તમારામાં કામવાસના રહી નથી. તમારા હૃદયનો શુદ્ધભાવ હું જાણું છું. પણ તમારે હજુ મારું ધ્યાન કરવાનું છે. મનનો સૂક્ષ્મ મળ આ ધ્યાનથી દૂર થશે અને પછી તમે મને મળશો. તમે શરદઋતુની રાત્રીએ મારી સાથે રમશો.

શરદઋતુની રાત્રી નિર્મળ હોય છે. તમે નિર્મળ થશો, સર્વ પ્રકારે શુદ્ધ થશો તો તમે ઈશ્વર સાથે રમી શકશો ત્યારે જીવનું ઈશ્વર સાથે મિલન થશે.

જીવનું ઈશ્વર સાથે મિલન ક્યારે થાય—રાસ ક્યારે થાય તે જોઈએ. પહેલાં પૂતના વધ—અવિદ્યાનો નાશ થવો જોઈએ.

અવિદ્યાનો નાશ થાય, અવિદ્યા જાય એટલે સંસારનું ગાડું સુધરે છે. એ બતાવવા શકટાસુરનો વધ કર્યો. એટલે શકટાસુરના વધની કથા આવી.

સંસારનું ગાડું સુધર્યું એટલે તૃણાવર્ત મર્યો. એટલે કે રજોગુણનો નાશ થયો અને સત્ત્વગુણ વધ્યો.

રજોગુણ મર્યો એટલે માખણચોરીની લીલા આવી. શ્રીકૃષ્ણે મનની ચોરી કરી એટલે જીવન સાત્ત્વિક બન્યું.

જીવન સાત્ત્વિક બને તો સંસારની આસક્તિ નષ્ટ થાય. એટલે તે બતાવવા દહીંની ગોળી ફોડી એટલે કે સંસારની આસક્તિ ગઈ.

સંસારની આસક્તિ જાય એટલે પ્રભુ બંધાય. તેથી તે પછી આવી દામોદરલીલા.

અને પ્રભુ બંધાયા એટલે દંભ મર્યો, પાપ તાપ દૂર થયાં. એટલે આવી બકાસુરવધની કથા. તે પછી આવી અઘાસુરવધની કથા.

અને સંસારનો તાપ નાશ થયો. સંસારદાવાગ્નિ શાંત થયો. એટલે ઇન્દ્રિયોની શુદ્ધિ થઈ, અને અંતઃકરણની વાસનાનો ક્ષય થયો. તે બતાવવા નાગદમનલીલા અને પ્રલંબાસુરવધની કથા આવી.

જીવ ઈશ્વરને મળવા લાયક થતો ગયો એટલે તેને વેણુગીતની વાંસળી સંભળાઈ.



વેણુગીત એટલે નાદબ્રહ્મની ઉપાસના થઈ. એટલે તે પછી આવી ગોવર્ધનલીલા. ગો—ઇન્દ્રિયો.

ઇન્દ્રિયોનું વર્ધન તે ગોવર્ધનલીલા. ઇન્દ્રિયોનું વર્ધન થયું એટલે કે ઇન્દ્રિયો પુષ્ટ બની. ઇન્દ્રિયોની પુષ્ટિ એટલે કે વૃદ્ધિ ભક્તિરસથી થાય છે. જો ઇન્દ્રિયો પુષ્ટ થાય તો ષડ્રસનો પરાભવ થાય. એટલે તે પછી થયો વરુણદેવનો પરાભવ.

ષડરસનો પરાભવ થયો, જીવ શુદ્ધ થયો, કોઈ વાસનાનું આવરણ ન રહ્યું એટલે ચીરહરણલીલા થઈ અને તે પછી રાસલીલા થઈ, જીવ અને બ્રહ્મની એકતા થઈ, એકત્વ થયું.

ચીરહરણલીલા પ્રથમ થઈ એટલે બાહ્યાવરણ બધી ઉપાધિઓનો નાશ ન થઈ જાય, ત્યાં સુધી રાસલીલા થતી નથી.

ચીરહરણ ન થાય ત્યાં સુધી રાસલીલા ન થાય. એટલે પહેલાં ચીરહરણની કથા કહી. શરીરને વસ્ત્ર ઢાંકે છે તેમ આ વાસના પરમાત્માને ઢાંકી રાખે છે. વાસનારૂપી પડદો દૂર ન થાય, ત્યાં સુધી જીવ અને શિવનું—ઈશ્વરનું મિલન થતું નથી.

વસ્ત્રહરણદ્વારા બુદ્ધિગત કામની ચોરી કરે છે. વસ્ત્રો સ્નાન કરવા છતાં જળથી ભીંજાતાં નથી. એ બતાવે છે કે તે કાંઈ સામાન્ય વસ્ત્ર ન હતા.

વાસનારૂપી વસ્ત્ર જીવ અને પરમાત્માનું મિલન થતું અટકાવે છે. ઇન્દ્રિયો વગેરેમાંથી કામને કાઢવો સહેલો છે પણ બુદ્ધિગત કામને કાઢવો મુશ્કેલ છે.

પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય છે. પ્રકૃતિ ઉપર વિજય મેળવવો ઘણો મુશ્કેલ છે.

યોગીના શરીરમાંથી કામ જાય છે, પણ બુદ્ધિમાંથી કામ જતો નથી. વૃદ્ધાવસ્થામાં ઇન્દ્રિયો શિથિલ થતાં કામ ઇન્દ્રિયોમાંથી જાય છે, પરંતુ કામ બુદ્ધિમાંથી નીકળતો નથી.

ઋષિઓ પણ કામથી હારેલા. તેઓને લાગ્યું કે કામને મારવો કઠણ છે, તેથી તે ઋષિઓ આજે ગોપીઓ થઈને આવેલા છે. ઋષિઓએ નિશ્ચય કર્યો, આ કામભાવ હવે શ્રીકૃષ્ણને અર્પણ કરીશું અને નિષ્કામ થઈશું.

રાસલીલા :—મહાપ્રભુજીની આજ્ઞા છે કે દશમ સ્કંધ એ ગોવર્ધનનાથનું હૃદય છે અને રાસલીલા પ્રાણ છે. હૃદયમાં પંચપ્રાણ રહેલા હોય છે. શ્રીમદ્ ભાગવતના પંચપ્રાણ આ રાસ પંચાધ્યાયી છે. રાસ પંચાધ્યાયીના પાંચ અધ્યાય છે. રાસ પંચાધ્યાયીને ફળ પ્રકરણ કહે છે. શ્રીધરસ્વામીએ કહ્યું છે કે રાસલીલા એ નિવૃત્ત ધર્મનું પરમફળ છે.

આ રાસલીલાની કથા કહેતાં શુકદેવજીને સંકોચ થયો છે. સમાજમાં આ રાસલીલાની કથાના કેટલાક અધિકારી છે અને કેટલાક અનધિકારી છે. આ કથા કરું કે નહિ? જે અનધિકારી હશે તેને આ લીલામાં કામ દેખાશે. શ્રી રાધાજી શુકદેવજીના ગુરુ છે. રાધાજીએ શુકદેવજીને બ્રહ્મસંબંધ કરાવ્યો છે. શ્રી રાધાજીની કૃપા વગર રાસનું મહત્ત્વ સમજવું કઠીન છે. આ રાસલીલાનું તત્ત્વ ગૂઢ છે, તેને સમજવું મુશ્કેલ છે.

શુકદેવજી અગાઉના જન્મમાં પોપટ હતા. લીલા નિકુંજમાં હે રાધે, હે રાધે, નિત્ય બોલે છે. શ્રી રાધાજી દયાની મૂર્તિ છે. શુકદેવજી અખંડ રાધાજીના નામનું કીર્તન કરે. રાધાજીને દયા આવી. એક દિવસ રાધાજી ત્યાં પધાર્યાં છે. આ કોણ મારા નામનો જપ કરે છે? ત્યાં પોપટ ઉપર દૃષ્ટિ પડી. પોપટ જપ કરે છે. પોપટને બોલાવ્યો. પોપટને હથેલી ઉપર રાખ્યો છે. પોપટને કહે,'વત્સ કૃષ્ણ' વદ કૃષ્ણ' વદ. રાધેતિ મા વદ,

બેટા, કૃષ્ણ કહો, કૃષ્ણ કહો. તું મારું નામ લે છે. પણ તારા સાચા પિતા શ્રીકૃષ્ણ છે. માટે કૃષ્ણ, કૃષ્ણ બોલ. રાધાજી પોપટને આ પ્રમાણે મંત્રદીક્ષા આપતા હતાં તે વખતે શ્રીકૃષ્ણ પધાર્યા છે.

શ્રી રાધાજી આદ્યશક્તિ છે, સંયોજીકા શક્તિ છે, આહ્‌લાદિકા શક્તિ છે. જગતના વિખૂટા પડેલાં જીવોને શ્રીકૃષ્ણ સાથે મિલન કરાવી આપનારી શક્તિ તે રાધાશક્તિ છે. વ્રજની અધીશ્વરી દેવી શ્રી રાધિકાજી છે. તેથી વૃન્દાવનના મહાત્માઓ રાધે રાધેનો જપ કરે છે. રાધાજીની કૃપા થાય તો તે જીવને ભગવાનનાં દર્શન કરાવે છે. તે કૃપા કરે છે ત્યારે પ્રભુ પાસે જીવને લઈ જાય છે.

આ પ્રમાણે શુકદેવજી પૂર્વજન્મમાં પોપટ હતા. માટે ભાગવતમાં શુકદેવજી ઉવાચને બદલે શ્રી શુક ઉવાચ એમ લખ્યું છે. શ્રી શબ્દનો અર્થ થાય છે. રાધા. શ્રી શુક એ ગુરુ શિષ્યનું નામ છે. ભાગવતમાં કોઈના નામ સાથે શ્રી વિશેષણ લખવામાં આવેલ નથી. બ્રહ્મા ઉવાચ, સનતકુમાર ઉવાચ, વ્યાસ ઉવાચ એમ લખ્યું છે. વ્યાસજીના નામ સાથે પણ શ્રી વિશેષણ વાપર્યું નથી. ફક્ત શુકદેવજી અને ભગવાનને શ્રી વિશેષણ આપવામાં આવ્યું છે. શુકદેવજી શ્રીજીના રાધાજીના કૃપાપાત્ર છે, શિષ્ય છે તેથી તેમને શ્રી વિશેષણ આપવામાં આવ્યું છે. ભગવાન રાધાજીના અધીશ્વર છે એટલે ભગવાન સાથે શ્રી વિશેષણ આવ્યું છે.

રાધાજી શ્રીકૃષ્ણને કહે છે, આ પોપટ મને ખૂબ ગમે છે. રાધાજીએ શ્રીકૃષ્ણના હાથમાં પોપટ આપ્યો છે.

અંતરંગમાં રાધાજી શુકદેવજીના ગુરુ છે. પરમાત્મા સાથે સંબંધ જોડી આપે એ મહાપ્રભુ. તેનું નામ પ્રગટરૂપે લેવાય નહિ. ભાગવતમાં શ્રી રાધાજીનું નામ પ્રગટરૂપે શુકદેવજીએ લીધું નથી. રાધાજીનું નામ જેમ ભાગવતમાં આવતું નથી તેમ કોઈ ગોપીનું નામ પણ પ્રગટરૂપે આપવામાં આવ્યું નથી. શુકદેવજી કથા બહુ વિવેકથી કરે છે. ગોપી પ્રેમની વાત બહુ જાહેર કરવાની નથી. રાજા પરીક્ષિતને સાત દિવસમાં મોક્ષ અપાવવો છે. રાધે રાધે બોલે તો ગુરુનું નામ લેતાં શુકદેવજીને સમાધિ લાગે. તો રાજાનું શું થાય ? કથા વિયોગમાં થાય છે. પૂર્ણ સંયોગમાં વાતો થતી નથી.

આ અંતરંગ લીલા છે. આમાં કામની ગંધ નથી. અગિયાર વર્ષના બાળકમાં કામભાવ જાગે નહિ. એક પતિની અનેક પત્નીઓ હોય તો તેમાં માંહોમાંહે મત્સર હોય પણ આ ગોપીઓમાં મત્સર ન હતો. આ સાધારણ સ્ત્રી પુરુષનું મિલન નથી. અને જો હોય તો શુકદેવજી આવી કથા કરે નહિ. શુકદેવજી મહાયોગી છે. ગોપી નામની કોઈ સ્ત્રી છે એવી કલ્પના ન કરો. ગોપી એ શુદ્ધ જીવ છે. ગોપી એ હૃદયનો શુદ્ધ ભાવ છે, પ્રેમભાવ છે. પ્રત્યેક ઇન્દ્રિયથી ભક્તિરસનું પાન કરતાં જે દેહભાન ભૂલ્યો છે તેવો વિશુદ્ધ જીવ એ ગોપી છે.

સાધારણ જીવ આ ગોપીની કથા કરવા લાયક નથી. અને સાધારણ જીવ આ કથા સાંભળવાનો અધિકારી નથી.

નિત્યસિદ્ધા અને સાધનસિદ્ધા ગોપીઓના ભેદ અગાઉ બતાવ્યા છે.

કેટલાક જ્ઞાનીઓને બ્રહ્મરૂપ થવું છે. કેટલીક ગોપીઓને ઈશ્વર સાથે એક થવું નથી. એક થાય તો ઈશ્વરના રસાસ્વાદનો અનુભવ કરી શકે નહિ. જીવ ઈશ્વર સાથે એક થાય તો ઈશ્વરના રસાત્મક સ્વરૂપનો તે અનુભવ કરી શકતો નથી.



ઈશ્વર રસરૂપ હોવાથી જ્ઞાની પુરુષો તે રસમાં ડૂબી જાય છે. પણ તે રસાત્મક સ્વરૂપનો અનુભવ તો જ કરી શકાય કે જો જીવ ઈશ્વરથી સહેજ અલગ રહે. ઈશ્વરથી અલગ રહે તો જ રસાનુભવ કરી શકાય.

નિત્યસિદ્ધા ગોપીઓ તે છે જે કનૈયા સાથે આવેલી છે.

સાધનસિદ્ધા ગોપીઓના અનેક ભેદ છે.

(૧) શ્રુતિરૂપા :—વેદના મંત્રો ગોપીઓ થઈને આવેલા છે. વેદોએ ઈશ્વરનું વર્ણન પુષ્કળ કર્યું પણ ઈશ્વરનો અનુભવ ન થયો. ઈશ્વર કેવળ વાણીનો વિષય નથી. તે માટે ધ્યાન કરવાની જરૂર છે. સંસારનું વિસ્મરણ ન થાય ત્યાં સુધી ઈશ્વરનો સાક્ષાત્કાર થતો નથી આ વેદાભિમાની દેવો ગોકુળમાં ગોપીઓ થઈને આવ્યા છે.

(૨) ઋષિરૂપા ગોપીઓ :—જીવનો મોટામાં મોટો શત્રુ કામ છે. ઋષિઓએ કામને મારવા ઘણો પ્રયત્ન કર્યો પણ આ કામ મર્યો નહિ. તપ કરવાથી શરીર અને ઇન્દ્રિયોમાંથી કામ જાય છે પણ બુદ્ધિમાંથી કામ જતો નથી. એ કામને હવે શ્રીકૃષ્ણને અર્પણ કરવો છે. બ્રહ્મસંબંધ થયા વિના બુદ્ધિમાંથી કામ જતો નથી.

વિશ્વામિત્ર, પરાશર, કામાધીન થયા છે સૂર્યને ઢાંકવાની જે મુનિમાં શક્તિ હતી તેઓ કામનો વશ કરી શક્યા નથી. આ કામને મારે તો શ્રીકૃષ્ણ દૂર નથી. સાત્ત્વિક ભોજન વિના કામ મરતો નથી. કામ અનંગ છે. તે જીવને મારે છે, આત્મશક્તિનો ક્ષય કરે છે. કામ મર્યો નહીં એટલે કંટાળી ગયેલા ઋષિઓ ગોપી થઈને આવેલા છે. કામ હવે શ્રીકૃષ્ણને અર્પણ કરીશું. નિષ્કામ શ્રીકૃષ્ણને અર્પણ કરેલા કામથી અમે પણ નિષ્કામ થઈશું. શ્રીકૃષ્ણને કામ સ્પર્શ કરી શકે નહિ. શ્રીકૃષ્ણનું ચિંતન કરનારને કામ અસર કરી શકે નહિ, તો શ્રીકૃષ્ણને કામ શું અસર કરી શકે ?

ગર્ગસંહિતામાં એક કથા આવી છે. શ્રાવણ માસમાં એક વખત દુર્વાસા મુનિ ગોકુળમાં આવ્યા. તેથી રાસમાં આવતા વિલંબ થયો. ગોપીઓએ વિલંબ થવાનું કારણ પૂછ્યું. શ્રીકૃષ્ણ કહે, મારા ગુરુ આવ્યા છે. તેમના દર્શન કરવા હું ગયો હતો. તેથી આવવામાં વિલંબ થયો. ગોપીઓ પૂછે છે :—તમારા ગુરુ ? કૃષ્ણ કહે છે :—હા, મારા પણ ગુરુ છે. દુર્વાસા મુનિ મારા બ્રહ્મવિદ્યાના ગુરુ છે.

ગોપીઓને આનંદ થયો. ગોપીઓએ વિચાર્યું ભગવાનના ગુરુ હશે તે કેવા મહાન હશે ? આપણે કૃષ્ણના ગુરુને જમાડીશું. ગોપીઓએ કહ્યું, તમારા ગુરુને અમારે જમાડવા છે. શ્રીકૃષ્ણ કહે મારા ગુરુ ભૂખ લાગે ત્યારે એક વખત કેવળ દરોનો રસ પીએ છે, જમતા નથી. તમારો પ્રેમ શુદ્ધ હશે તો આરોગશે. ગોપીઓએ અનેક પ્રકારની સામગ્રી બનાવી છે. સામે કિનારે દુર્વાસાનો આશ્રમ છે. યમુનાજીમાં પુર આવેલું હતું. ગોપીઓ વિચારમાં પડી. યમુના પાર કરી જઈશું શી રીતે ? શ્રીકૃષ્ણ તેઓને કહે છે :—જાવ યમુનાને જઈ કહેજો શ્રીકૃષ્ણ બાલબ્રહ્મચારી હોય તો રસ્તો આપજે.

અધિકારી ગોપીઓને ખાત્રી હતી કે ભગવાન ક્રીડા કરે છે તે બીજાને પરમાનંદ આપવા.

ગોપીઓ યમુના પાસે આવી અને કહ્યું, હે યમુના મહારાણી, અમારા કૃષ્ણ બાલબ્રહ્મચારી હોય તો અમને રસ્તો આપો. એટલે યમુનાજીએ રસ્તો આપ્યો. દુર્વાસાના આશ્રમમાં ગોપીઓ આવી છે. આ સામગ્રી આરોગો. દુર્વાસાને બહુ આગ્રહ કર્યો. દુર્વાસા કહે :—મને ખાવાની ઇચ્છા નથી પણ તમારે મને ખવડાવવું હોય તો મારા મુખમાં કોળિયો મૂકજો.

ગોપીઓ આપે છે તે બધું પેટમાં જાય છે. કંઈ પણ રહ્યું નહિ. મહારાજને છોકરાછૈયાં નહિ એટલે કોઈ છૈયાં યાદ આવ્યા નહિ. ગોપીઓ પૂછે છે, કેમ બાપજી આજે ભોજન બરાબર કર્યું ને? દુર્વાસા જવાબ આપે છે, ના, ના, હું તો નિત્ય ઉપવાસી છું. હું ખોટું બોલતો નથી. ખાત્રી કરજો, તમે યમુનાજીને કહેજો, દુર્વાસા નિત્ય ઉપવાસી હોય તો માર્ગ આપશો. ગોપીઓએ તેમ કહ્યું, યમુનાજીએ માર્ગ આપ્યો છે.

ગોપીઓ આ વાત શ્રીકૃષ્ણને કહે છે. જેવા ચેલા તેવા ગુરુ. આટલી રાણીઓ હોવા છતાં તમે બાલબ્રહ્મચારી અને પેલા દુર્વાસા આટલું બધું જમી ગયા, અમારી સમક્ષ કેટલુંય ભોજન આરોગી ગયા તેમ છતાં પણ ઉપવાસી. આ કેવા ઉપવાસી! આ તે કેવા બ્રહ્મચારી!

દુર્વાસાને કોઈપણ પ્રકારની વાસના નથી. દુર્વાસા આટલું જમી ગયા પણ સ્વાદ લીધો નથી. ખાનાર નારાયણ છે અને ખવડાવનાર નારાયણ છે. દુર્વાસાની આ બ્રહ્મ ઉપાસના છે. જમાડનાર બ્રહ્મ અને જમનાર પણ બ્રહ્મ છે. એટલે દુર્વાસા કહે છે કે હું ઉપવાસી છું તે સત્ય છે.

કૃષ્ણને કે દુર્વાસાને તે તે વસ્તુમાં આસક્તિ ન હતી, વાસના ન હતી. તેઓ ભોગો ભોગવ્યા છતાં નિષ્કામ હતા. ગૃહસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમનો સમન્વય શ્રીકૃષ્ણે કરી બતાવ્યો છે. શ્રીકૃષ્ણ નિષ્કામ છે. નિષ્કામ શ્રીકૃષ્ણનું ધ્યાન સતત કરે તે મનુષ્ય નિષ્કામ બને છે. ચીરહરણલીલામાં ઋષિરૂપા ગોપીઓ છે. પાંચ–છ વર્ષની કન્યાને કુમારી કહે છે. આ કુમારિકાઓને ઇચ્છા છે કે શ્રીકૃષ્ણ અમારા પતિ થાય. ભાષા લૌકિક છે પણ આમાં સિદ્ધાંત અલૌકિક છે. જીવ ઈશ્વરના મિલનમાં કાંઈક આવરણ હોય તો મિલન બરાબર થતું નથી.

શ્રીકૃષ્ણે સખીઓને કહ્યું હતું, યોગ્ય સમયે હું તમને મળીશ. રાસમાં ધ્યાન રાખવ નું કે ગોપીઓનાં દેહ સાથેનું આ મિલન નથી. પાંચભૌતિક શરીર ગોપીએ છોડી દીધું છે. આ ગોપીઓનું શરીર અપાકૃત ચીતન્મય આનંદરૂપ છે. પંચમહાભુતના શરીરને પરમાત્મા સ્પર્શ પણ કરતા નથી. ભાગવતમાં સ્પષ્ટ લખ્યું છે કે પાંચભૌતિક શરીર છોડયા પછી આ લીલા થઈ છે કોઈને શંકા થાય ગોપીએનું પાંચભૌતિક શરીર ક્યાં છે? શ્રીકૃષ્ણનો વિયોગ એ અગ્નિ છે. પતિનો વિરહ પતિવ્રત સ્રીને બાળે છે તેમ પરમાત્માનો વિરહ આ જીવને બાળે છે. પ્રભુના વિરહમાં જીવ સંસાર સાથે રમે એ પાપ છે. ગોપીઓ કૃષ્ણવિરહ અગ્નિમાં પાંચભૌતિક શરીરને બાળે છે. વિરહાગ્નિમાં ગોપીઓનું પાંચભૌતિક શરીર બળી ગયું છે અને શ્રીકૃષ્ણના જેવું અપ્રાકૃત રસાત્મક શરીર તેઓને પ્રાપ્ત થયું છે. પાંચભૌતિક શરીર સાથે પરમાત્માનું મિલન થઈ શકે નહિ.

ગોપીને ભગવાનનો વિરહ બાળે છે. આપણી એ કરુણતા છે કે આ જીવ ભગવાનના વિરહમાં સંસારસુખમાં રમે છે. સંસારના સર્વ ભોગ રોગ સમાન છે. મારે પરમાનંદરૂપ પરમાત્માને મળવું છે. શ્રીકૃષ્ણનાં દર્શનથી એને હવે તૃપ્તિ નથી. દર્શનમાં દ્વૈત છે. ગોપીઓને પરમાત્મા સાથે હવે એક થવું છે.

ગોવર્ધનલીલામાં શ્રીકૃષ્ણનાં દર્શન થયાં ત્યારથી ગોપીઓમાં પ્રેમનું બીજારોપણ થયું હતું. તે પછી કનૈયાની વાંસળી સાંભળે છે. પ્રેમનો આરંભ દ્વૈતથી થાય છે. પ્રેયસી અને પ્રિયતમ જુદા હોય છે. પણ અદ્વૈત આવે છે. પ્રેમ દહાડે દહાડે વધે છે, ત્યારે પ્રિયતમ સાથે એક થવાની ઇચ્છા થાય છે, અદ્વૈતની ઇચ્છા થાય છે. હું મટીને તું



થવું એ પ્રેમ. અનેકવાર સાસુ ગોપીને જવા દેતાં નહીં. ગોપી વ્યાકુળ થાય એટલે કનૈયો ત્યાં રસોડાંમાં પ્રગટ થાય છે. જીવ અતિ આતુર થાય ત્યારે ઈશ્વર મળે છે. ગોપીઓનો પ્રેમ ધીરે ધીરે વધે છે. મારે શ્રીકૃષ્ણને મળવું છે. મારે શ્રીકૃષ્ણ સાથે એક થવું છે. હવે એક ક્ષણ વિરહ ન થાય. ગોપીઓનો પ્રેમ ધીરે ધીરે વધતો હતો. કૃષ્ણ-વિરહમાં ગોપીઓને હવે મૂર્છા આવે છે. હવે કોઈ વાસના રહી નથી. જીવ અતિશય શુદ્ધ થયો છે. શુદ્ધ થયેલો જીવ ઈશ્વરને મળવા આતુર થયો. ત્યાર પછી રાસલીલા થાય છે. પોતાના બાળમિત્રોને શ્રીકૃષ્ણે કહી રાખ્યું હતું કે કોઈને મૂર્છા આવે તો મને બોલાવજો. મને મૂર્છા ઉતારવાનો મંત્ર આવડે છે. એના પ્રાણ અને મન મારામાં છે. આથી કોઈ ગોપીને મૂર્છા આવે તો કનૈયાને બોલાવવામાં આવે છે. શ્રીકૃષ્ણ સમજી ગયા આ ગોપીઓનો પ્રેમ ધીરે ધીરે વધે છે. કનૈયો ગોપીના માથે હાથ ફેરવે અને કાનમાં કહે, શરદપૂર્ણિમાની રાત્રે તને મળીશ. ધીરજ રાખ અને સતત મારું ધ્યાન કર.

વૈષ્ણવ તો પ્રેમીને મળવાની આશામાં જ જીવે છે. કનૈયો જરૂર મળશે.

ગોકુળની બધી ગોપીઓ રાસમાં ગઈ નથી. જેનો અધિકાર સિદ્ધ થયો હતો, જેનો છેલ્લો જન્મ હતો તે ગોપીઓ રાસલીલામાં ગઈ.

યુવાનીમાં ભક્તિનો રંગ લાવવો જોઈએ. વૃદ્ધાવસ્થામાં ભક્તિનો રંગ લાગે એ ઠીક છે, ઉત્તમ નથી. વૃદ્ધાવસ્થામાં જેને ભક્તિનો રંગ ન લાગે તો યુવાવસ્થામાં ભોગવેલા કામસુખોનું તેને સ્મરણ થાય છે. વૃદ્ધાવસ્થામાં અંદરથી ભક્તિનો રંગ ન લાગે તો પારકી પંચાત કરવાની ઇચ્છા થાય છે. પારકી પંચાત જેવું પાપ નથી. બે ડોસીઓ ભેગી થાય ત્યારે વાતો કરે છે, તારા ઘેર આજે શું બનાવેલું? મારા ઘેર આ કરેલું. તારી વહુ કેવી છે? મારી વહુ તો આવી છે. પેલીને પરણે પાંચ વર્ષ થઈ ગયા હજુ પારણું બંધાયું નથી. ભક્તિનો રંગ ન લાગે તેની આવી દશા થાય છે. વાળ ધોળા થયા પછી ખૂબ માળા ન કરે તેનું કાળજું વધારે કાળું થાય છે. વાળ ધોળા થાય ત્યારે પણ કાળજું ધોળું ન થાય એ દુઃખદ છે.

ગોકુળમાં એક વૃદ્ધ ગોપી હતી. તે બેઠી વિચાર કરે છે, આ ગરબડ જેવું લાગે છે. આ છોકરીઓને મૂર્છા આવે છે. અને કનૈયો કાનમાં કાંઈક મંત્ર આપે છે. મારે આ મંત્ર જાણવો છે. હું કપટ કરી આ મંત્ર જાણી લઈશ. ઘરના માણસોને કહી રાખ્યું કે મને મૂર્છા આવે ત્યારે કનૈયાને બોલાવજો. ડોસીએ નખરો કર્યો. ઘરનું કામ કરતાં એકદમ પડી ગઈ. વહુને દુઃખ થયું તે શ્રીકૃષ્ણ પાસે ગઈ. નાથ, પધારો, મારી સાસુજીને મૂર્છા આવી છે. ગોપી ભોળી હતી. ડોસીનું કપટ જાણતી નથી.

કનૈયો તેને કહે છે, પણ જેના વાળ ધોળા થયા હોય તેના ઉપર મારો મંત્ર કામ કરતો નથી. તો મને કહે, ડોસીના વાળ ધોળા છે કે કાળા. ગોપી જવાબ આપે છે વાળ છે તો ધોળા. કનૈયો કહે છે તો બીજાને બોલાવો. હું નહિ આવું. ગોપી કહે કનૈયા તારે આવવું જ પડશે. પ્રેમ હતો એટલે કનૈયો કેમ ના પાડી શકે? કનૈયો આવ્યો છે. ડોસીને જોઈને કહ્યું આ ડોસીને મૂર્છા આવી નથી પણ ભૂત વળગ્યું છે. પણ તમે ફિકર કરો નહિ. મને ભૂત ઉતારતાં પણ આવડે છે. લાકડી લઈ આવો. ડોસી વિચારે છે આ નખરો ભારે પડશે. હવે માર પડશે. આ કનૈયો મારશે. કનૈયાએ લાકડી વતી એક બે ફટકા જોરથી માર્યા. ડોસીથી સહન ન થયું, બોલવા લાગી, મને મારો નહિ મને મૂર્છા આવી નથી. મેં ઢોંગ કરેલો. કનૈયો કહે ભૂત એમ જ બોલે.

તમે ગભરાવ નહિ. ડોસીને માર પડ્યો છે. ડોસી બોલે છે મેં ઢોંગ કર્યો છે. મને વધારે મારશો નહિ. પણ કોણ સાંભળે?

થોડો વિચાર કરો. મનુષ્યનો વેષ વૈષ્ણવનો છે અને અંદરથી મનમાં કામ, ક્રોધ ભર્યા છે. મનુષ્ય અંદરથી કંચન અને કામીનીમાં ફસાયેલો રહે છે અને બહારથી ભક્ત હોવાનો ડોળ કરે છે. ઢોંગ એ ભૂત છે. અભિમાન એ ભૂત છે. મનુષ્યની આકૃતિ સારી લાગે છે પણ તેની કૃતિ જોતાં ઘૃણા થાય છે.

આ ડોસીની જેમ દંભ ન કરો. દંભ એ જ ભૂત છે. ભક્તિ બીજાને બતાવવા માટે નથી. ભકિત તો પરમેશ્વરને રાજી કરવા માટે છે. કેટલાક ભકિત અને જ્ઞાનનો ડોળ કરે છે તેટલા એ અંદરથી રંગાયેલા હોતા નથી. ઘણા બહારથી દેખાવ કરે છે કે હું મોટો ભકત છું. પણ અંદરથી કેટલું પ્રભુનું અનુસંધાન છે તે તો એ જાણે! પણ કૃષ્ણ અંતર્યામી છે. અંતર્યામીને કોઈ છેતરી શકે નહિ.

રાસલીલામાં ત્રણ સિદ્ધાંત યદ રાખો:

(૧) રાસલીલામાં ગોપીના શરીર સાથે સંબંધ નથી.
(૨) આમાં લૌકિક કામ નથી.
(૩) આ સ્ત્રી-પુરુષનું મિલન નથી. આ જીવ ઈશ્વરનું મિલન છે.

શુદ્ધ જીવનો બ્રહ્મ સાથે વિલાસ તે જ રાસ. શુદ્ધ જીવ એટલે માયાના આવરણ-રહિત એવો જીવ. આ જીવ અને બ્રહ્મનું મિલન છે. શુકદેવજીએ કહ્યું છે કે આ લીલાનું અનુકરણ કરશો નહિ. આ લીલા ચિંતનીય છે, અનુકરણીય નથી. એ તો સર્વ વિદિત છે કે શૃંગારરસ અને કરુણરસ એકતાનતાં કરવા માટેના પ્રધાનરસ છે. પતિના વિયોગમાં જેવી રીતે પત્નીના પ્રાણ ઝૂરે છે તે પ્રમાણે ઈશ્વરનાં વિયોગમાં જીવના પ્રાણ કેવી રીતે ઝુરે છે એ બતાવવાનો રાસલીલાનો હેતુ છે. ઠાકોરજીના વિરહમાં જેની કાયા તપ્ત થઈ નથી, તેને ભગવાન મળતા નથી. એ આતુરતા બતાવવા સ્ત્રી પુરુષનાં દૃષ્ટાંતનો આશરો લીધો છે. શૃંગારરસનો આશરો લીધો છે. રાસમાં આત્મા પરમાત્માનું નિર્વિકાર મિલન છે. આ શ્રીકૃષ્ણની આ કામવિજય લીલા છે.

ભગવાને ગોપીઓને કહ્યું હતું, શરદઋતુની રાત્રે હું તમને બોલાવીશ. તે શરદઋતુની રાત્રી આવી પહોંચી.

**भगवानपि ता रात्रीः शरदोत्फुल्लमल्लिकाः ।**

રાસલીલા એ કામલીલાની કથા નથી. રાસલીલા એ તો કામવિજય લીલા છે. રાસલીલામાં કામની ગંધ સરખી પણ નથી. શ્રીકૃષ્ણ પાસે કામ જઈ જ ન શકે.

આ ક્રિયા ભલે લૌકિક જેવી લાગે પણ આમાં કામવિકાર નથી. શ્રીધરસ્વામી રાસલીલાને કામવિજયલીલા કહે છે.

**ब्रह्मादि जय संरुढ दर्प कंदर्प दर्पहा । जयति श्रीपतिर्गोपी रासमण्डल मण्डितः ॥**

શ્રીકૃષ્ણ સર્વ દેવોમાં શ્રેષ્ઠ છે. શ્રીકૃષ્ણ એ કોઈ દેવ નથી પણ સાક્ષાત્ પરમાત્મા છે. અને તે પરમાત્માએ પોતાની લીલાઓમાં સિદ્ધ કર્યું. એક એક દેવોનો પરાભવ આ લીલાઓમાં શ્રીકૃષ્ણ કરે છે. બ્રહ્માનો ગર્વ વત્સલીલામાં ઉતાર્યો છે. બ્રહ્માને કહ્યું છે. પંચમહાભૂતને આધારે તમે જગત નિર્માણ કરો છો ત્યારે હું સંકલ્પમાત્રથી જગત ઉત્પન્ન કરું છું. ભગવાનને સૃષ્ટિ બનાવવામાં કોઈ વસ્તુની જરૂર પડતી નથી. કેવળ સંકલ્પ કરે છે. એક વખત સંકલ્પ કર્યો અને અનેક વાછરડાં ગોપબાળકોનાં સ્વરૂપો



ધારણ કર્યાં. તે પછી અગ્નિનો ગર્વ ઉતાર્યો. ગોવર્ધનલીલામાં ઇન્દ્રનું અભિમાન ઉતાર્યું છે. વરૂણદેવનો પરાભવ કર્યો.

આ પ્રમાણે બ્રહ્માદિક દેવોની હારથી કન્દર્પને-કામને ગર્વ થયો. મોટામાં મોટો દેવ તો હું જ છું. મોટામાં મોટો દેવ કામદેવ શ્રીકૃષ્ણ પાસે આવ્યો છે. નાથ, તમારી અને મારી કુસ્તી થાય. સંસ્કૃત ભાષામાં કામનું નામ છે માર. તે બધાને મારે છે. શ્રીકૃષ્ણે કામદેવને કહ્યું, શિવજીએ તને બાળીને ખાક કર્યો હતો તે ભૂલી ગયો. કામદેવ કહે છે કે શિવજીએ મને બાળ્યો હતો એ વાત સાચી પણ તેમાં મારી ભૂલ થયેલી. સમાધિમાં બેઠા બેઠા મને બાળે તેમાં શું આશ્ચર્ય? શિવજી સમાધિમાં સાવધાન હતા, તેજોમય બ્રહ્મનું ચિંતન કરતા હતા, ત્યારે હું તેમને મારવા ગયેલો અને બળીને ભસ્મ થયો. મેં સમયનો વિચાર કરેલો નહિ તેથી મારી હાર થઈ. સમાધિમાં મને મારે તેમાં વિશેષ આશ્ચર્ય નથી.

પ્રભુએ કામને કહ્યું :—રામાવતારમાં પણ તારી હાર થયેલી.

કામદેવ કહે છે :—રામાવતારમાં આપ ખૂબ મર્યાદામાં રહેતા હતા. ખૂબ મર્યાદા પાળી તમે મારો પરાભવ કર્યો છે. મર્યાદાનું પાલન કરે તો સાધારણ જીવ પણ કામને મારી શકે છે. આંખ ઊંચી કરી રામ કોઈ સ્ત્રી સામે જોતા ન હતા.

ગૃહસ્થાશ્રમરૂપી કિલ્લામાં રહી આપે મને માર્યો છે. રામાવતારમાં તો આપ એક પત્નીવ્રત પાળતા હતા. તે એક પત્નીવ્રતરૂપી અખાડામાં મારી હાર થઈ. તે એકપત્ની-વ્રતરૂપી અખાડામાં તમે મને મારેલો તમાં શું આશ્ચર્ય! રામજી ધનુષ્યબાણને હંમેશાં સજ્જ રાખે છે. દંડકારણ્યમાં અને સીતાજી સાથે સુવર્ણસિંહાસન ઉપર બિરાજે છે. ત્યારે પણ ધનુષ્ય બાણ હાથમાં રાખે છે. ધનુષ્ય એ જ્ઞાનનું સ્વરૂપ છે અને બાણ એ વિવેકનું સ્વરૂપ છે. જ્ઞાન અને વિવેકને હંમેશા સજ્જ રાખજો, નહિતર રાવણ કામ સાથે ચઢી બેસશે. શ્રીકૃષ્ણ કામને કહે છે :—બોલ, તો હવે તારી શી ઈચ્છા છે?

કામદેવ કહે છે :—મર્યાદામાં રહી આપે મને હરાવ્યો પણ મારા મનમાં વસવસો રહી ગયો છે. હવે આ કૃષ્ણાવતારમાં કોઈ મર્યાદા ન રાખો. સર્વ પ્રકારની મર્યાદા છોડી વૃંદાવનમાં અનેક સ્ત્રીઓ સાથે આપ વિહાર કરો અને હું તમને બાણ મારું. તેમ છતાં જો તમે નિર્વિકાર રહો તો તમારી જીત, અને કામાધીન બનો તો મારી જીત. આપ નિર્વિકાર રહો તો તમે ઈશ્વર, અને મને કામને આધીન બનો તો પછી હું ઈશ્વર.

કૃષ્ણાવતારમાં શ્રીકૃષ્ણ પુષ્ટિ પુરુષોત્તમ છે. રામાવતારમાં શરીરથી તો નહીં પણ મનથી પણ કોઈને સ્પર્શ કર્યો નથી. મનથી કોઈને સ્પર્શ કરે એ પણ પાપ છે. કામદેવે કહ્યું હતું, તમે મર્યાદા રાખતા નહિ, મર્યાદા તો સાધારણ જીવ માટે છે, ઈશ્વરને મર્યાદામાં રહેવાની જરૂર નથી. આપ ઈશ્વર છો. શરદઋતુની પૂર્ણિમાની રાત્રિ હોય અને સ્ત્રીઓ વચ્ચે આપ વિહાર કરો. હું બાણ મારું, ત્યારે જો તમે મને જીતો તો તમારી જીત સાચી.

કામે માનેલું કે શ્રીકૃષ્ણને હરાવવા સહેલ છે. કારણ શ્રીકૃષ્ણ તો ગોપીઓ સાથે, સ્ત્રીઓ સાથે મુક્તપણે સંચરે છે, તેથી હું તેને હરાવીશ.

શ્રીકૃષ્ણ કામને કહે છે :—તારી ઇચ્છા છે તો હું તે પ્રમાણે કરીશ.

રાસલીલાનું મંગલાચરણ કરતાં શ્રીધરસ્વામીએ કહ્યું છે :—બ્રહ્માદિક દેવોનો પરાભવ થવાથી કામને દર્પ થયો અને તે યુદ્ધ કરવા આવ્યો અને ભગવાને તેનો પરાભવ કર્યો. આ લીલા કામનો પરાભવ કરવા માટે છે. શ્રીકૃષ્ણ ગોપીઓ સાથે રમતા હતા પણ શ્રીકૃષ્ણના મનમાં વિકાર નથી.

જંગલમાં ઝાડની નીચે બેસીને સંયમ પાળે, કામને મારે તેમાં આશ્ચર્ય નથી. અનેક સ્ત્રીઓમાં માતૃભાવ રાખે અને કામને મારે તેમાં આશ્ચર્ય નથી. પણ શ્રીકૃષ્ણે આજે અનેક સ્ત્રીઓ વચ્ચે રહી કામને માર્યો. અનેક સ્ત્રીઓ સાથે રહી ભગવાન સંયમ પાળે છે. કામનો પરાભવ થયો. કામે ધનુષ્યબાણ ફેંકી દીધાં. શ્રીકૃષ્ણનું નામ પડ્યું મદનમોહન. કૃષ્ણ યોગયોગેશ્વર છે.

હવે કામનો ગર્વ ઉતારવાનો વારો આવ્યો. કામનો ગર્વ ઉતાર્યો છે રાસલીલામાં.

કામને આ પ્રમાણે ગર્વ થાય એ સ્વાભાવીક છે. કારણ કે કામ લગભગ દરેકને હરાવે છે.

દેવી ભાગવતમાં વ્યાસજીએ પોતાની કથા કરેલી છે. એકવાર હું પણ કામાધીન થયેલો.

પરાશર ઋષિએ ૬૦૦૦૦ વર્ષ તપશ્ચર્યા કરી. એક વખત તેઓ યમુના પાર કરી રહ્યા હતા. નાવ માછીકન્યા મત્સ્યગન્ધા ચલાવી રહી હતી. મત્સ્યગન્ધાને જોઈ પરાશર કામાધીન બન્યા. તપનો ભંગ થયો. પરાશરે મત્સ્યગન્ધાનો હાથ પકડ્યો. માછીકન્યા કહે છે, ક્યા હું એક શૂદ્ર માછીકન્યા અને ક્યાં આપ પવિત્ર બ્રાહ્મણ? પણ કહ્યું છે ને કે કામ ન જુવે જાતકજાત. પરાશરે અયોગ્ય માંગણી કરી. મત્સ્યગન્ધાએ કહ્યું આ દિવસનો સમય છે. સર્વની હાજરી છે. તમને અને મને લોકો જુએ છે. દિવસમાં આવું કાર્ય કરવું શાસ્ત્ર નિષિદ્ધ છે. પરાશરે પોતાના તપોબળથી અંધકારનું એક વાદળ ઊભું કરી દીધું.

પરાશર સૂર્યને ઢાંકી શક્યા. તેનામાં સૂર્યને ઢાંકવાની શક્તિ હતી, પરંતુ તેઓ કામને ન દબાવી શક્યા, ન રોકી શક્યા. કામને જીતવો દુષ્કર છે. કામનો માર ખાય, કામને આધીન થાય તે જીવ. કામને મારે, તેને સ્વાધીન કરે છે તે ઈશ્વર.

આ રાસલીલાનું ચિંતન કરવાથી કામવિકાર થવાને બદલે ઊલટો કામવિકારનો નાશ થાય છે. રાસલીલામાં જીવ અને ઈશ્વરનું મિલન બતાવેલું છે. એ જીવ અને ઈશ્વરનું મિલન ઘણું ઉચ્ચ છે. પ્રેમનો આરંભ દ્વૈતમાં થાય છે પણ સમાપ્તિ અદ્વૈતમાં થાય છે.

શ્રી મહાપ્રભુજીએ કહ્યું છે કે :—રાસલીલા એ ભાગવતનું ફળ છે. તેઓ રાસલીલાને ભાગવતનું ફળપ્રકરણ માને છે. જીવ અને ઈશ્વરનું મિલન એ ફળ છે.

ભાગવતનો ઉદ્દેશ જીવ અને ઈશ્વરનું મિલન બતાવવાનો અને કરવાનો છે. રાસલીલા પ્રસંગમાં શુકદેવજીએ કોઈ ગોપીનું નામ લખ્યું નથી. **काश्चित्, अन्या, अपरा** વગેરે શબ્દો વાપર્યા છે. તેથી તો શ્રીધરસ્વામી કહે છે કે :—જીવ માત્રને પ્રભુનું આ આવાહ્‌ન છે. જીવમાત્રને ભગવાન વાંસળી વગાડી બોલાવે છે કે તારો સાચો પતિ હું છું.

શ્રીધરસ્વામીએ કહ્યું છે :—રાસલીલાના અધ્યાય પાંચ છે. પાંચ અધ્યાય એ પાંચ પ્રાણોના સૂચક છે. આ પાંચ પ્રાણોનું ઈશ્વર સાથે રમણ એ રાસ.

કામવિજય માટે આ રાસ પંચાધ્યાયી છે. જે શસ્ત્રથી ઘાયલ થતો નથી, તે કામનાં પુષ્પના બાણથી ઘાયલ થાય છે કામને જે મારી શકે તે કાળને મારી શકે.

ઘણા મહાત્માઓ કામ ઉપર વિજય પ્રાપ્ત કરવા કેવળ દૂધ ભાત ઉપર રહી રાત્રિના બીજા પ્રહરે આ રાસલીલાનો પાઠ કરે છે. ચિંતન કરે છે. હું વૃંદાવનમાં છું. મંડળની મધ્યમાં રાધાકૃષ્ણ છે. કૃષ્ણનાં હાથમાં વાંસળી છે. રાધાજીને ખભે શ્રીકૃષ્ણનો



એક હાથ છે. એક એક રાધા સાથે એક એક કૃષ્ણ છે. આ લીલાનું ચિંતન કરશો તો પણ કામનો વિનાશ થશે.

કામ પજવે છે વિશેષ રાત્રીના બીજા પ્રહરે, તેથી તે સમયે સ્નાન કરી પવિત્ર થઈ આ લીલાનું ચિંતન કરવું. તમારો કામ મરશે.

રાસલીલા અનુકરણીય નથી, પણ ચિંતનીય છે. રાસલીલાનું ચિંતન કરવાથી કામનો નાશ થાય છે.

વેણુગીતની વાંસળી સર્વને પશુ, પક્ષી, નદી, વગેરેને સંભળાય, પરંતુ રાસલીલાની વાંસળી જે જીવ ઈશ્વરમિલન માટે આતુર છે તેવી ગોપીઓને જ સંભળાય. રાસલીલાની વાંસળી જુદી છે. તે અધિકારી ગોપી–અધિકારી જીવ જ સાંભળી શકે.

**निशम्य गीतं तदनङ्गवर्धनं व्रजस्त्रियः कृष्णगृहीतमानसाः।**

શ્રીકૃષ્ણ વડે જેઓનું ચિત્ત હરાયેલું હતું તેવી વ્રજની સ્ત્રીઓ આ વાંસળી સાંભળીને આતુરતાપૂર્વક શ્રીકૃષ્ણને મળવા માટે દોડવા લાગી. ગોપીઓ પોતાના સાંસારિક કામોને પડતાં મૂકીને મળવા માટે દોડે છે આજે પ્રભુમિલનની એમને એટલી આતુરતા હતી કે તેને પોતાના દેહનું ભાન નથી. તે બીજી ગોપીને પણ બોલાવવા ઊભી રહી નથી કે બોલાવતી નથી

જે જે ગોપીનું નામ દઈ વાંસળીમાં બોલાવે તે તે ગોપી આ વાંસળી સાંભળે છે.

ગોપીઓની આતુરતા કેવી છે તે જોઈએ.

**दुहन्त्योऽभिययुः काश्चिद् दोहं हित्वा समुत्सुकाः।**

વાંસળીનો અવાજ સાંભળીને જે ગોપીઓ ગાયો દોહતી હતી, તેઓ અત્યન્ત ઉત્સુકતાવશ ગાયો દોહવાનું છોડીને દોડવા લાગી.

તેઓની તન્મયતા કેવી હતી ?

**व्यत्यस्तवस्त्राभरणाः काश्चित् कृष्णान्तिकं ययुः।**

કેટલીક વસ્ત્રો તથા અલંકારો આડાંઅવળાં પહેરી કૃષ્ણની પાસે પહોંચવા માટે જવા લાગી. દેહાધ્યાસ જાય ત્યારે આવી સ્થિતિ થાય છે.

એક ગોપી શૃંગાર કરતી હતી ત્યાં કનૈયાની વાંસળીનો અવાજ તેણે સાંભળ્યો. તે સુધબુધ ભૂલી, ચંદ્રહાર ગળામાં પહેરવાને બદલે હાથમાં પહેરી લીધો.

એક તો ઘરમાં લીંપવાનું કામ કરતી હતી, અને તેના હાથ છાણથી ખરડાયેલા હતા. તે હાથ ધોયા વગર કૃષ્ણને મળવા દોડવા લાગી.

રાસલીલામાં જો લૌકિક કામની વાત હોય તો ગોપી શૃંગાર કરી દર્પણમાં જોઈ હવે હું સુંદર લાગું છું તેની ખાત્રી કરી શ્રીકૃષ્ણ પાસે જાય, પરંતુ શુકદેવજીએ વર્ણન કરેલું છે :

**लिम्पन्त्यः प्रमृजन्त्योऽन्याः।**

કેટલીક લીંપતી હતી તે લીંપવાનું કામ પડતું મૂકીને દોડી. હાથો છાણથી ખરડાયેલા હતા. તે પણ હાથ ધોયા વગર તેવી ને તેવી જ સ્થિતિમાં કૃષ્ણને મળવા દોડી. ગોપીઓ છાણ વડે ખરડાયેલા હાથ ધોયા વગર શ્રીકૃષ્ણ પાસે જાય છે. આ બતાવે છે કે આ લૌકિક કામની વાત નથી.

ઈશ્વરને મળવા માટે આવી આતુરતા જોઈએ. કેવી આતુરતા તે ઉપર દૃષ્ટાંત જોઈએ. રામકૃષ્ણ પરમહંસ આ દૃષ્ટાંત હંમેશા આપતા.

એક શિષ્યે પોતાના ગુરુને પૂછ્યું—ઈશ્વરને માટે કેવી જિજ્ઞાસા જોઈએ ? ઈશ્વરને પ્રાપ્ત કરવા કેવી વ્યાકુળતા જોઈએ ?

ગુરુએ કહ્યું, એ શબ્દનો વિષય નથી. શબ્દથી તેનું વર્ણન થઈ શકે નહિ. એ અનુભવનો વિષય છે, અનુભવથી એ સમજાય. રામબાણ વાગ્યા હોય તે જાણે. હું કોઈ પ્રસંગ મળશે ત્યારે તને આ વાત સમજાવીશ.

એક દિવસ ગુરુ શિષ્ય નદીએ સ્નાન કરવા ગયા. શિષ્યે જેવી જળમાં ડૂબકી મારી એટલે ગુરુએ તેનું મસ્તક જળમાં પકડીને અંદર દબાવી દીધું. શ્વાસ વગર શિષ્યનો જીવ મૂંઝાવા લાગ્યો. તે તરફડિયા મારવા લાગ્યો. એકદમ વ્યાકુળ થઈ તે ખૂબ તરફડિયાં મારવા લાગ્યો. એટલે ગુરુએ તેને છોડ્યો. શિષ્ય બહાર નીકળ્યો એટલે ગુરુએ પૂછ્યું-કેમ પ્રાણવાયુ હવા વગર તારા પ્રાણ કેવા અકળાતા હતા. શિષ્ય કહે : પ્રાણ અકળાવવાની વાત જવા દો. મને તો લાગ્યું કે હમણાં જ મારા પ્રાણ હવા વગર છૂટી જશે. ગુરુએ કહ્યું કે હવે તને સમજાયુંને ઈશ્વરને માટે પણ આવો જ તરફડાટ, આવી જ વ્યાકુળતા, આવો જ તલસાટ થવો જોઈએ. તો તે મળે અને દર્શન આપે. આતુરતા વગર ઈશ્વર મળતા નથી.

મીરાંબાઈએ કહ્યું છે તેમ :—તુમ દેખ્યા બીન કલ ન પડત હૈ તડપ તડપ જીવ જાસી.

આ સાધારણ સ્ત્રીની કથા નથી. આ દેહભાન ભૂલેલી સ્ત્રીની કથા છે. દેહાધ્યાસ નષ્ટ થયા પછી પ્રભુની ચિન્મયી લીલામાં પ્રવેશ મળે છે.

ગોપીઓને સગાંસંબંધીઓ અટકાવવા લાગ્યાં. પણ તેઓ અટકી નહિ. કારણ કે તેઓનું મન મનમોહને હરી લીધું હતું.

સૂરદાસના શબ્દોમાં કહીએ તો :

**मोहन्न मन मोही लियो ललित बेनु बजाई री ।**
**मुरली धुनि श्रवन सुनत बिबस भई माई री ॥**
**लोक लाज, कुलकी मरजादा बिसराई री ।**
**घर घर उपहास सुनत नेकुना लजाई री ॥**
**जप तप बेद अरु पुरान, कछु ना सुहाई री ।**
**सूरदास प्रभुकी लीला निगम नेति गाई री ॥**

ગોપી એ હૃદયનો શુદ્ધ ભાવ છે.

**गोभिः इन्द्रियैः भक्तिरसम् पिबति इति गोपी ॥**

ઇન્દ્રિયો દ્વારા ભક્તિરસનુ પાન કરે તે ગોપી.

ઘરમાં રહી ભક્તિ કરવી કઠણ છે. પોતાની સ્ત્રીમાં પણ માતૃભાવ રાખતાં આવડે, તો ઘરમાં રહીને ભક્તિ થાય. ભક્તિમાં તન્મયતા આવે છે. પછી હું પુરુષ છું કે સ્ત્રી છું તેનું પણ ભાન રહેતું નથી.

દર્શન કરતાં સ્ત્રીત્વ અને પુરુષત્વનું ભાન ભૂલે એ ગોપી છે. સ્ત્રીત્વ અને પુરુષત્વનું ભાન જ્યાં સુધી છે ત્યાં સુધી કામ મનમાંથી જતો નથી. આ ગોપીઓ કોણ હતી ? ઋષિમુનિઓ બ્રહ્મચિંતન કરતાં થાકી ગયા પણ મનમાંથી કામ ન ગયો તેથી તે કામ ઈશ્વરને અર્પણ કરવા બધા ઋષિઓ વ્રજમાં ગોપીઓ થઈને આવેલા. ગોપીઓમાં કેટલીક સાધનસિદ્ધા ગોપીઓ હતી, કેટલીક ઋષિરૂપા ગોપીઓ હતી, કેટલીક શ્રુતિરૂપા ગોપીઓ હતી, કેટલીક સ્વયંસિદ્ધા હતી, ત્યારે કેટલીક અન્યપૂર્વા અને કેટલીક અનન્યપૂર્વા ગોપીઓ હતી. અનન્યપૂર્વા ગોપીઓ-સંસારનો ભોગ ભોગવ્યા વિના જેને વૈરાગ્ય આવ્યું છે તેવી.



કેવળ ઝાડનાં પાદડાં ખાનાર ઋષિઓને કામ ત્રાસ આપે તો લૂલીના લાડ લડાવનારાઓનું શું થતું હશે ?

ઋષિઓ તપશ્ચર્યા કરી, યોગ સાધના કરી કંટાળી ગયેલા તેથી પોતાનો કામ શ્રીકૃષ્ણને અર્પણ કરવા ગોપીઓ થઈને આવેલા. ઈશ્વરને અર્પણ કરેલો કામ નિષ્કામ બને છે. પરાશર મુનિ સૂર્યને ઢાંકી શક્યા, પણ કામને ન દબાવી શક્યા.

મનુષ્યનો મોટામાં મોટો શત્રુ કામ છે. તેમાંથી બીજા દુર્ગુણો ઉત્પન્ન થાય છે.

**कामात् क्रोधोऽभिजायते । क्रोधात् भवति संमोहः ।**

અને છેવટે તેનું પરિણામ બુદ્ધિનાશમાં આવે છે. ઈશ્વરને જો કામ અર્પણ થાય તો તે તેમાં મળી જાય. ઈશ્વરમાં મળી ગયેલા કામનું બીજ રહેતું નથી. એટલે ફરીથી તે અંકુરિત થઈ શકતો નથી.

સંસારનાં સર્વ સાંસારિક સુખોનો મનથી ત્યાગ કરી ઈશ્વરને માટે વ્યાકુળતાથી ગોપીઓની જેમ જે નીકળી પડે છે તે ધન્ય. તેથી તો ભગવાન ગોપીઓનું સ્વાગત કરે છે અને કહે છે, મહાભાગ્યશાળી સ્ત્રીઓ આવો.

**स्वागतं वो महाभागाः ।**

ભાગવતકાર ગોપીઓને મહાભાગ્યશાળી એમ સંબોધન કરે છે. નારદજી ભક્તિસૂત્રમાં ગોપીઓનું દૃષ્ટાંત આપે છે.

**यथा व्रजगोपिकानाम्**

આ બતાવે છે ગોપીઓ કોઈ સામાન્ય રખડતી સ્ત્રીઓ નથી. તેઓ મહાન ભગવતભક્તો છે.

ભગવાને એક એક ગોપીને કહ્યું :—ગોપીઓ તમે મહાભાગ્યશાળી છો.

ભગવાને ગોપીઓને બહુ મોટું સંબોધન કર્યું છે. ગોપીઓને મહાભાગાઃ સંબોધન આપ્યું છે. મોટરમાં ફરે કે વિમાનમાં ફરે તે ભાગ્યશાળી નથી. બંગલામાં રહેનારો પણ ભાગ્યશાળી શાનો ? જેને માથે કાળ છે, મૃત્યુ છે એ ભાગ્યશાળી શાનાં ? જેને કાળની બીક લાગતી નથી એ ભાગ્યશાળી છે. સંસારના સર્વ વિષયો છોડી પ્રભુપ્રેમ માટે દોડે એ જ ભાગ્યશાળી. પરમાત્માના પ્રેમમાં પાગલ થઈ પરમાત્માને મળવા દોડે છે એ ભાગ્યશાળી છે. મહાભાગ્યશાળી કોણ ? જે મનુષ્ય ઈશ્વરને મળવા માટે અતિ વ્યાકુળ થયો હોય તે. અને તેથી જ આ બંસીનાદ અધિકારી જીવોને ( અધિકારી ગોપીઓને )જ સંભળાયો, બીજાને નહિ. બંસીનો વેણુનાદ સર્વને સંભળાયો હતો. આ સંસારના વિષયો ભોગવ્યા છતાં કોઈ દિવસ તૃપ્તિ થતી નથી. હવે નિશ્ચય કરો, મારે એક ઈશ્વરને જ મળવું છે. સંસારસુખ એ મહાદુઃખ છે એની જેને ખાત્રી થઈ છે, એ સુખને જેણે છોડયું છે, તેને ભગવાન અપનાવે છે.

પ્રભુપ્રેમમાં જે પાગલ બને તે ભાગ્યશાળી છે. પરમાત્મા આવા જીવનું સ્વાગત કરે છે. શ્રીકૃષ્ણ ગોપીઓને પૂછે છે, કેમ દોડતા આવ્યાં છો ? વ્રજ ઉપર કાંઈ આફત તો આવી નથીને ? બતાવો તમને પ્રસન્ન કરવા માટે હું કયું કામ કરું ? વ્રજમાં સર્વ કુશળ છે ને ? રાતનો સમય છે. રાતના સમયે ઘોર જંગલમાં સ્ત્રીઓએ ન રહેવું જોઈએ. તમે વૃંદાવનની શોભા જોવા આવ્યાં છો ? આ રળિયામણી રાત્રી છે. તમે શું રાત્રીની શોભા

જોવા આવ્યાં છો ? તમે વૃંદાવનની શોભા નિહાળો. આ શોભા જોઈ તમે ઘેર જાવ. તમારા પતિ–પુત્રો તમારી રાહ જોતા હશે તમે વ્રજમાં જાઓ. તમારા પતિઓની સેવા કરો, તમારા સંતાનોનું પાલન પોષણ કરો. અંતર્મુખ દૃષ્ટિ કરી જીવ ભગવાનનું ધ્યાન કરે છે ત્યારે ભગવાન કહે છે તું મારી પાસે શું કામ આવે છે. તું સંસારમાં જ રત રહે. તે તને સુખ આપશે. મારી પાસે સુખ નથી. હું સુખ આપતો નથી. હું તો આનંદ આપું છુ. તમારા પતિ–બાંધવો તમારી રાહ જોતા હશે. તમારા પતિ તમને સુખ આપશે. તમે પાછા જાવ.

એક અર્થ નીકળે છે કે તમે ઘેર જાવ. બીજો અર્થ નીકળે છે કે જે જીવ મારા સ્વરૂપમાં મળી જાય તે પછી ઘેર જઈ શકતો નથી. પરમાત્માને મળવા માટે જીવ જાય છે ત્યારે તેને એકદમ પરમાત્મા મળતા નથી. તેને એવો ભાસ થાય છે કે પરમાત્મા તેને કહે છે તું સંસારસુખ છોડીને આવ્યો શા માટે ? જા, સંસારમાં જ સુખ છે.

ભગવાનની ઇચ્છા એવી નથી કે ગોપીઓ ઘેર જાય. પણ તેઓ જોવા માગે છે કે ગોપીઓને મારા પર પરિપૂર્ણ પ્રેમ છે કે નહિ ? એટલે તેઓ ગોપીઓની પરીક્ષા કરવા કહે છે, તારા ઘરમાં તને સુખ મળશે. તારા પતિ તને સુખ આપશે.

ભગવાન ગોપીઓને આદર્શ સ્ત્રીધર્મ બતાવે છે. પતિની સેવા કરવી એ સ્ત્રીનો ધર્મ છે. પતિમાં ઈશ્વરભાવ ન રાખે તેનો આલોક અને પરલોક બન્ને બગડે છે.

કલિયુગમાં શૂદ્રોને અને સ્ત્રીઓને જલદી મુક્તિ મળશે. શૂદ્રો આચારવિચાર ન પાળે અને કેવળ રામ રામ કરે તો ચાલે. પણ બ્રાહ્મણ આચાર વિચાર ન પાળે તો તેનું પતન થાય છે, બ્રાહ્મણના માથે વધારે જવાબદારી છે. ઘરની એક એક વ્યક્તિની સેવા કરતાં સ્ત્રી ઈશ્વરનું સ્મરણ કરે તો તેને મંદિરમાં જવાની જરૂર નથી. યોગીઓને જે મુક્તિ મળે છે તેવી મુક્તિ તેમને અનાયાસે મળે છે. પતિવ્રતા સ્ત્રી ઈશ્વરને પણ બાળક બનાવી શકે છે, અનસૂયાની જેમ.

પ્રભુની સન્મુખ આવેલી ગોપીઓને પરમાત્માએ ધર્મોપદેશ કર્યો. સ્રીને બહાર બહુ ફરવાની જરૂર નથી. સ્ત્રી જો બહાર ભટકે તો તે સ્વેચ્છાચારી બને છે અને તેનું પતન થાય છે. જે સ્ત્રી ઘરમાં રહી ગૃહિણીધર્મ બજાવે છે, તેને પવિત્ર રહેવાની અનુકૂળતા રહે છે. સ્ત્રી પતિમાં તથા પતિનાં સંબંધીઓમાં ઈશ્વરની ભાવના રાખી સર્વને માટે તન. મન, ઘસાવે અને પરમાત્માનું સ્મરણ કરે, તો સંન્યાસીઓ તેમજ યોગીઓને જે સદ્‌ગતિ મળે તે અનાયાસે સ્ત્રીને પ્રાપ્ત થાય છે. પતિમાં ઈશ્વરની ભાવના રાખી વિયોગમાં સ્મરણ અને ધ્યાન કરતાં ચિત્તની જેવી એકાગ્રતા થાય છે, તેવી સંયોગમાં થવી કઠણ છે. તેથી ઘેર જાઓ. હું તમને દૃષ્ટાંત આપું છું. અનસૂયા માતાએ અલૌકિક પતિસેવાના બળથી ત્રિદેવોને પણ બાળકો બનાવ્યાં હતાં. એવો પતિવ્રતા ધર્મ બહુ મોટો છે. હું તમને દૃષ્ટાંત આપું છું. એક પતિવ્રતા સ્ત્રી હતી. પતિની ખૂબ સેવા કરે છે. એક દિવસ પતિ બહાર ગામથી આવ્યા છે. રાત પડી છે. પતિ અત્યંત થાકી ગયા હતા. પથારી પાથરતાં પતિદેવ પોતાની પત્નીના ખોળામાં માથું રાખી સૂઈ ગયા. તે વખતે સ્ત્રીનો દોઢ બે વર્ષનો બાળક ખાટલામાં સૂતો હતો. શિયાળાનાં દિવસો હતા. છોકરાને શરદી ન થાય એટલે ખાટલા નીચે અગ્નિ રાખેલો. છોકરો આળોટતો હતો. સ્ત્રીએ જોયું કે છોકરો આળોટતો આળોટતો હમણાં અગ્નિમાં પડશે. પણ હું તેને ઉઠાવવા કેમ જાઉં ? તેમ કરું તો પતિદેવની ઊંઘમાં ખલેલ પડશે.



તેઓ જાગી જશે. તેણે નિશ્ચય કર્યો પતિદેવને ત્રાસ આપી હું પુત્રને ઉઠાવવા નહીં જાઉં. ઈશ્વરસ્મરણ કરતાં તે પતિસેવા કરે છે. છોકરો અગ્નિમાં પડયો. પરંતુ અગ્નિને બીક લાગી કે આવી પતિવ્રતા સ્ત્રીના પુત્રને બાળીશ તો મને શાપ આપશે. આજે અગ્નિ ચંદન જેવો શીતળ બને છે. પુત્રને કાંઈ આંચ આવતી નથી. અગ્નિ જગતને બાળે છે. પણ પતિવ્રતા સ્ત્રી તો અગ્નિને પણ બાળે છે. મહાપતિવ્રતા સ્ત્રીથી તો અગ્નિ પણ ગભરાય છે. આવો શ્રેષ્ઠ પતિવ્રતા ધર્મ છે. તેને છોડી તમે મારી પાસે કેમ આવો છો ? ઘરમાં રહેવાથી જ તમારું કલ્યાણ થશે.

મારા સંયોગ કરતાં મારા વિયોગમાં અનેકગણું સુખ મળે છે. વિયોગમાં મારું ધ્યાન બરાબર થશે. વિયોગમાં પ્રેમ પુષ્ટ બને છે. વિયોગમાં ગુણ દેખાય છે. સંયોગમાં દોષ દેખાય છે. તમારો પ્રેમ શુદ્ધ હશે, તો મારું ધ્યાન કરતાં તમે મારા સ્વરૂપને પ્રાપ્ત થશો. માટે તમે તમારા પતિને છોડીને આવ્યા તે યોગ્ય નથી.

સાધક જ્યારે ધ્યાનનો આરંભ કરે છે, ત્યારે મન ચંચળ હોવાથી તેને ઈશ્વર-દર્શન થતું નથી, પણ અંધારું દેખાય છે. તે નિરાશ ન થાય અને પ્રયત્ન ચાલુ રાખશે, તો તે અંધારામાંથી પ્રકાશ નીકળશે.

ભગવાન ગોપીઓને ઘેર જવાની આજ્ઞા કરે છે. ગોપીઓને દુઃખ થયું છે. ઈશ્વર આજ નિષ્ઠુર થયા છે. ગોપીઓ ભગવાનને સામો જવાબ આપે છે. પ્રભુએ ગોપીઓને દેહધર્મનો ઉપદેશ કર્યો છે. પતિ એ તો દેહનો પતિ છે. આ શરીરનો કોઈ પતિ હશે, શરીરનો કોઈ પિતા હશે પણ આત્માનો કોઈ પતિ નથી, આત્માનો કોઈ પિતા નથી. આત્માનો ધર્મ તો પરમાત્માને મળવાનો છે. ગોપીઓ પ્રભુને આત્મધર્મનો ઉપદેશ આપે છે. સખીઓ બોલે છે, નાથ, આવું નિષ્ઠુર જેવું ન બોલો. આપે ગીતામાં કહ્યું છે કે જે ભાવે જીવ મને ભજે છે તે ભાવે તેને હું ભજું છું. તો હવે અમને ઘેર જવા કેમ કહો છો ?

આપ પતિત પાવન છો, દયાના સાગર છો, એવા વિશ્વાસથી આપના ચરણનો આશ્રય કર્યો છે. આપ નિષ્ઠુર જેવું કેમ બોલો છો ? સંસારના સર્વ વિષયોનો મનથી ત્યાગ કરી કેવળ આપનાં ચરણોનો દૃઢ આશ્રય કર્યો છે. સર્વ વિષયોનો મનથી પણ ત્યાગ કરીને આવે તે ગોપી.

सन्त्यज्य सर्वविषयांस्तवपादमूलम् ।

ભા. ૧૦–૨૯–૩૧.

**त्यक्त्वा** શબ્દ શરીરથી વિષયોનો ત્યાગ બતાવવા વપરાય છે. આ શબ્દ સાધારણ ત્યાગ માટે વપરાય છે. **सन्त्यज्य** શબ્દ મનથી વિષયોનો ત્યાગ બતાવવા વપરાય છે. અસાધારણ સાચો ત્યાગ બતાવવા વપરાય છે. અમે સર્વ વિષયો છોડી કેવળ તમારા ચરણોમાં પ્રેમ કરીએ છીએ. તમારા માટે અમે મનથી સર્વ વિષયસુખનો ત્યાગ કર્યો છે.

સંસારના સર્વ વિષયોનો અમે વિવેકથી ત્યાગ કર્યો છે. સર્વનો ત્યાગ કરી કેવળ આપને મળવા આવ્યા છે. અમારો પરિત્યાગ ન કરો. આપ અમારી ઉપેક્ષા ન કરો. અમારાં મનમાં તમારા વિના બીજું કાંઈ નથી.

જેના મનમાં કૃષ્ણ વિના બીજું કાંઈ નથી એ જ ગોપી છે.

સખીઓ પરમાત્માને મનાવે છે. આ સંસારના વિષયોનો મનથી ત્યાગ ન કરે ત્યાં સુધી ભક્તિ થતી નથી. કહ્યું છે સચ્ચા ત્યાગ કબીરકા, મનસે દિયા ઉતાર. મનુષ્ય

બહારથી ત્યાગ કરે છે પણ મનથી તે ત્યાગ કરતો નથી. તેથી તે ભક્તિ બરાબર કરી શકતો નથી. શરીરથી ત્યાગ કરે પણ મનથી ત્યાગ ન કરે તો એ દંભ છે. મનથી ત્યાગ કરે એ સાચો ત્યાગ. તમારું મન કેવું છે, તમારું મન ક્યાં છે તે મહત્ત્વનું છે. તમારું તન ગમે ત્યાં જાય પણ મન ઇશ્વરથી દૂર ન જાય.

આ ઉપર વૃત્ત, અવૃત્ત નામના બે બ્રાહ્મણ સાધુઓનું દૃષ્ટાંત છે. વૃત્ત અને અવૃત્ત નામના બે બ્રાહ્મણ જાત્રા કરવા નીકળ્યા છે. પ્રયાગરાજ જવાનું છે. પ્રયાગમાં વેણી માધવનું મંદિર છે. આજે જન્માષ્ટમી છે. આજે વેણી માધવનાં દર્શન કરવાં છે રસ્તે ચાલતાં ચાલતાં રાત પડવા આવી છે. થાકી ગયા છે. પ્રયાગરાજ હજુ થોડું દૂર છે. તેવામાં રસ્તામાં એક વેશ્યાનું ઘર આવ્યું. અવૃતે કહ્યું વરસાદ બહુ પડે છે. અંધારું છે. રસ્તો દેખાતો નથી. હું તો અંહીં જ મુકામ કરવાનો. મારાથી ચલાય તેમ નથી. તારે આગળ જવું હોય તો જા.

વૃતે એમ માન્યું આની દાનત બગડી છે. તે ભલે અહીં રહે. હું તો આગળ જઈશ. અવૃતે તો ત્યાં જ વેશ્યાના ઘરમાં મુકામ કર્યો છે. વૃત આગળ ચાલ્યો. પ્રયાગ પહોંચી ગયો અને તેણે પ્રયાગરાજના મંદિરમાં મુકામ કર્યો છે.

અવૃત્ત કે જેણે વેશ્યાના ઘરમાં મુકામ કરેલો તે પસ્તાવો કરવા લાગ્યો, ધિક્કાર છે મને. જન્માષ્ટમીના દિવસે હું વેશ્યાના ઘરમાં બેઠો છું. હું કેટલો બધો અભાગી છું કે હું અત્રે વેશ્યાના ઘરમાં રાત રહ્યો છું. મારો મિત્ર કેટલો ભાગ્યશાળી છે! તે અત્યારે પ્રભુનાં દર્શન કરતો હશે, પ્રભુનું મુખારવિંદ નિહાળતો હશે. મંદિરમાં મોટો ઉત્સવ થતો હશે. વૈષ્ણવો દર્શન કરવા આવ્યા હશે. રાધાકૃષ્ણની ઝાંખી કરતાં હશે. અવૃત તન્મય થયો છે. રાધાકૃષ્ણની ઝાંખી કરે છે. તે બેઠો છે વેશ્યાના ઘરમાં પણ તેનું મન છે માધવજીમાં.

આ પ્રમાણે વેશ્યાના ઘરમાં બેઠો છે તે સતત રાધામાધવનું ધ્યાન કરે છે ત્યારે હવે વૃત કે જે મંદિરમાં પહોંચ્યો છે તેની દશા જોઈએ. વૃતનું ધ્યાન ઈશ્વરમાં લાગતું નથી. ચિત્ત ઈશ્વરમાં ચોંટતું નથી. તે તનથી મંદિરમાં હતો પણ તેનું મન મંદિરમાં ન હતું તે વિચારવા લાગ્યો, વેશ્યા હતી તો અતિ સુંદર. હું પણ ત્યાં રહ્યો હોત તો ખોટું ન હતું. મારો મિત્ર ભાગ્યશાળી છે. તે અત્યારે વેશ્યા સાથે મોજ કરતો હશે. હું નકામો મહાકષ્ટ વેઠી અત્રે આવ્યો. આ પ્રમાણે મંદિરમાં તે વેશ્યાનું ચિંતન કરે છે. બેઠો છે માધવજીના મંદિરમાં પણ તેનું મન છે વેશ્યામાં. તે ઈશ્વરના મંદિરમાં વેશ્યાનું ચિંતન કરવા લાગ્યો.

કહેવાની જરૂર નથી પહેલાને (અવૃતને) મુક્તિ મળી. અને બીજાને અધોગતિ. વેશ્યાના ઘરમાં હતો તેને લેવા માટે વિમાન આવ્યું. તે ભલે હતો વેશ્યાના ઘરમાં પણ તેનું મન હતું માધવરાયમાં.

પહેલો વેશ્યાના ઘેર ભગવાનનું ચિંતન કરતાં કરતાં વિષ્ણુલોકને પામ્યો, ત્યારે બીજો મંદિરમાં હતો પણ મંદિરમાં વેશ્યાનું ચિંતન કરતાં કરતાં તે નરકમાં ગયો.

દેહશુદ્ધિ નહિ મનશુદ્ધિ જરૂરની છે ગોપીઓ કહે છે, પતિ પાસે તો તે સ્ત્રી જાય છે કે જેના મનમાં કાંઈ વિકાર વાસના હોય. જેના મનમાં વિકાર વાસના નથી તે જ પ્રભુ પાસે આવે છે. અમારા મનમાં કોઈ વિકાર વાસના નથી. ભગવાન ગોપીઓને પૂછે છે :–તમારા મનમાં કોઈ વિકાર નથી તેનું પ્રમાણ શું? પ્રમાણ આપો. ગોપીઓ કહે છે :–નાથ, તમે જ પ્રમાણ છો, તમે અંદર બેઠા છો.



**को देवो यो मनः साक्षी।**

જે મનને સાક્ષીરૂપે નિહાળે છે તે ઈશ્વર. મનમાંના ભાવકુભાવને નિહાળે તે ઈશ્વર છે. અમારામાં કોઈ વિકાર બિકાર હોય તે આપથી અજાણ ન હોય. આપ **किल बन्धुरात्मा** છો. અમારા મનમાં કોઈ વિકાર નથી. હવે એક જ ઇચ્છા છે તમને મળવું છે.

ઈશ્વર પરિપૂર્ણ વૈરાગ્ય, પરિપૂર્ણ પ્રેમ–ભક્તિ, પરિપૂર્ણ જ્ઞાન માગે છે.

આપે અમને પતિસેવા કરવાની આજ્ઞા કરી છે તે સાચે છે. આપે પતિવ્રતાનો ધર્મ સમજાવ્યો. શરીરનો પતિ ઘરમાં છે પણ આત્માના સાચા પતિ આપ છો. આપે કહ્યું કે પતિમાં ઈશ્વરની ભાવના રાખી પતિની સેવા કરો. પતિમાં ઈશ્વરની ભાવના તે રાખે કે જેને ઈશ્વર ન દેખાય. આપના પ્રત્યક્ષ દર્શન કર્યા પછી અન્યમાં તમારી ભાવના કરવાની જરૂર રહેતી નથી. ભાવના સદા વિયોગમાં હોય, સંયોગમાં નહિ. જ્યારે પરમાત્માનાં પ્રત્યક્ષ દર્શન ન થાય ત્યારે મૂર્તિમાં ભગવાનની ભાવના કરવી પડે છે. તમારાં દર્શન થયા પછી હવે તમને છોડી બીજા શામાં ભાવના કરીએ? અને નાથ, પતિ એટલે કોણ? **पाति इति पतिः।** મૃત્યુના ભયથી રક્ષણ કરે એ જ પતિ છે. મૃત્યુના ત્રાસથી છોડાવે એ જ પતિ છે. તે તો આપ પરમાત્મા જ છો. જીવમાત્રના સાચા પતિ ઈશ્વર તે આપ છો. આપના વિના એવો બીજો કોઈ પણ નથી. તેથી સમજીને આપનાં ચરણનો આશ્રય કર્યો છે.

નાથ, એક પ્રશ્ન પૂછીએ? પ્રભુ કહે પૂછો.

ગોપીઓ પૂછે છે :—તમે પતિવ્રતા સ્ત્રીનો ધર્મ બતાવ્યો. પણ તે ધર્મનું પાલન કરવાથી શું ફળ મળે છે?

કૃષ્ણ કહે છે :—તેનું મન શુદ્ધ થાય છે.

ગોપીઓ પૂછે છે :—જેનું મન શુદ્ધ થાય તેને શું મળે છે?

કૃષ્ણ કહે છે :—તેને પરમાત્મા મળે છે.

ધર્મનું પાલન ચિત્તશુદ્ધિ માટે છે. ચિત્તશુદ્ધિનું ફળ છે પ્રભુમિલન.

ગોપીઓ કહે છે :—તમે તો અમને મળેલા છો. પછી એ ચક્કરમાં અમે શા માટે ફસાઈએ? ધર્મનું પાલન કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે. અને ચિત્તશુદ્ધિ થયા પછી ઈશ્વર મળે છે. તમે ઈશ્વર અમને મળ્યા છો. સાચા પતિ આપ છો. આપ અમારો ત્યાગ ન કરો.

કૃષ્ણ કહે છે :—મેં તમને પતિવ્રતા સ્ત્રીનો દાખલો આપ્યો કે ઘરમાં રહી તેણે કેવી સિદ્ધિ પ્રાપ્ત કરેલી. તમે પણ તેવી સિદ્ધિ પ્રાપ્ત કરો.

પુરુષ કરતાં સ્ત્રીને સિદ્ધિ સુલભ છે. ઘરમાં રહીને ઘરના પ્રત્યેક જીવને ઈશ્વરરૂપે માની શરીર ઘસી નાંખે. શાસ્ત્રમાં તો ત્યાંસુધી લખ્યું છે કે પૈસો કમાતાં પુરુષ જે કાંઈ પાપ કરે છે તેમાં સ્ત્રીનો ભાગ નથી હોતો. પણ પતિ જે કાંઈ પુણ્ય કરે છે તેમાં પત્નીને ભાગ મળે છે. પણ કેવી સ્ત્રીને પુણ્યમાં ભાગ મળે છે. જે સ્ત્રી પતિને પરમાત્મા ગણી તેની સેવા કરે છે તેને પતિના પુણ્યમાં ભાગ મળે છે. સ્ત્રીધર્મ શ્રેષ્ઠ છે. સ્ત્રી પોતાનાં બાળકોને ધર્મનું શિક્ષણ આપે એ જ એની મોટામાં મોટી સેવા છે. પતિની સેવાથી ચિત્તશુદ્ધિ અને ચિત્તશુદ્ધિથી પરમાત્માની પ્રાપ્તિ થાય છે.

ગોપીઓ કહે છે :—નાથ, કથા કરતાં તમને જ આવડે છે એવું નથી. અમને પણ કથા કરતાં આવડે છે. અગાઉના જન્મમાં અમે બધું અનુભવી ચૂક્યા છીએ. કથા કરી

કરીને થાકયા, પ્રવચનો ખૂબ કર્યા, પણ તમારો અનુભવ ન થયો એટલે અમે ઋષિઓ ગોપીઓ થઈ ગોકુળમાં આવ્યા છે. હવે અમારી કથા આપ સાંભળો. એક પતિવ્રતા સ્ત્રી હતી. તેણે પતિને કહ્યું, તમારો મને વિયોગ ન થાય. મારાથી વિયોગ સહન થશે નહિ. એક વખત એવું થયું તેના પતિને પરદેશ જવાનું થયું. પત્નીએ પતિને કહ્યું :— મને સાથે લઈ જાવ. મને બિલકુલ અલગ ન કરો.

પતિએ કહ્યું :—દેવી, એ શકય નથી. મારે ધંધાના કામ અંગે જવાનું છે. પરંતુ હું તને એક ઉપાય બતાવું છું. તેથી તને મારો વિયોગ નહિ લાગે. ઘરમાં મારો ફોટો છે. તે ચિત્રમાં મારી ભાવના દૃઢ કર. માન કે હું ઘરમાં જ છું. જયારે જયારે મારું સ્મરણ થાય, ત્યારે ત્યારે ચિત્રની પૂજા કરજે અને માનજે કે હું ઘરમાં જ છું.

તેના પતિ પરદેશ જાય છે. પતિ પરદેશમાં હોય ત્યારે પતિવ્રતા સ્ત્રી પતિના ચિત્રમાં પતિની ભાવના રાખી પ્રેમમાં તન્મય બને છે. પતિવ્રતા સ્ત્રી રોજ ચિત્રની પૂજા કરે છે. બે મહિના પછી તેના પતિદેવ ઘેર આવ્યા. તે ચિત્રમાં તન્મય થઈ હતી. પતિ આવ્યા. તે હવે ચિત્રમાં પતિની ભાવના કરશે કે દોડતી જઈ ને દ્વાર ઉઘાડશે ? જવાબ આપો.

પ્રભુએ કહ્યું છે :—તે દોડતી જઈને પતિને મળશે. તેમાં શું પૂછવાનું હતું ?

ગોપીઓ કહે છે :—નાથ, તમારા મોઢે ન્યાય થઈ ગયો. ઘરના પતિઓ કાગળના ચિત્ર જેવા છે. પતિ પરમાત્મા મળ્યા પછી લૌકિક પતિ એ ચિત્ર જેવો છે. તેથી હવે કોઈના સામે જોવાની ઈચ્છા નથી. આપ ઈશ્વર મળ્યા, જીવ ઉપર નિસ્વાર્થ પ્રેમ કરનાર સાચા પતિ મળ્યા તે પછી લૌકિક પતિની સેવા કરવાની હોય નહિ તમારા દર્શન થયાં પછી લૌકિક પતિમાં શું ભાવના રાખવી ? તે શા કામનો ? લૌકિક પ્રેમમાં હંમેશા સ્વાર્થ અને કપટ હોય છે.

ઘેર જઈને એમ કહેતા નહિ કે લૌકિક પતિ કાગળિયા જેવા છે. જયાંસુધી પરમાત્માનાં પ્રત્યક્ષ દર્શન ન થાય ત્યાંસુધી પતિમાં પરમેશ્વરની ભાવના કરવાની. જયારે પરમાત્માનાં પ્રત્યક્ષ દર્શન થાય ત્યારે પતિમાં પરમેશ્વરની ભાવના ન રાખો તો ચાલે.

પ્રત્યક્ષ જેને પરમાત્મા ન દેખાય તે પતિમાં પરમાત્માની ભાવના રાખે ઈશ્વર પ્રત્યક્ષ દેખાય પછી તેને કોઈ વસ્તુમાં ઈશ્વરની ભાવના કરવાની હોય નહિ. ભાવના એ સંયોગમાં કરવાની હોતી નથી. ભાવના વિયોગમા થાય.

ગોપીઓ કહે છે :—નાથ, અમે સર્વનો ત્યાગ એટલે સ્ત્રીત્વનો પણ ત્યાગ કરીને આવ્યા છે. જે સ્ત્રી નથી, જે પુરૂષ નથી, જે શુદ્ધ ચેતન આત્મા છે તેને ધર્મ કયો ? તેને સ્ત્રીધર્મનું પાલન કરવાની જરુર નથી નાથ, જે સ્ત્રી હોય તે સ્ત્રીધર્મનું પાલન કરે. હું તો શુદ્ધ ચેતન આત્મા છું. આત્માનો ધર્મ છે પરમાત્માને મળવું. પરમ ત્મા ન મળે ત્યાં સુધી ધર્મ પાળવાનો, ધર્મ પાળવાથી મન શુદ્ધ થાય છે. ધર્મ પાળવાથી પાપ બળે છે. મન શુદ્ધ થાય, પાપ બળે એટલે પરમાત્માનાં દર્શન થાય છે, પરમાત્મા મળે છે. ત્યારે તમે તો અમને મળેલા છે. આપ પ્રત્યક્ષ પરમાત્મા મળ્યા છે. સાચા પતિ મળ્યા છે હવે સ્ત્રીધર્મ પાળવાની જરૂર નથી કે હવે ઈતરમાં ભાવના કરવાની રહી નથી. આપનાં દર્શન થતાં ન હતા, ત્યાંસુધી બીજામાં અમે તમારી ભાવના કરતાં હતાં. હવે તમને છોડીને ધર્મને વળગવા કયાં જઈએ ? તમે સાધ્ય છો, ધર્મ તો સાધન છે. અમે સ્વ–ધર્મનું પાલન કર્યું એટલે તો તમારો સાક્ષાત્કાર થયો છે. આપના ચરણની વગર મૂલ્યની અમે દાસીઓ છીએ. નાથ, નિષ્ઠુર ન બનો, અમારો ત્યાગ ન કરો.



ભગવાન કહે છે :—જો હું તમારો સાચો પતિ હોઉં તો મારું કહ્યું તમારે માનવું પડે ને ? હું તમને કહું છું કે તમે ઘેર જઈ તમારા પતિની સેવા કરો. હું તમારો સાચો પતિ તમને ઘેર જવા કહું છું. એટલે તમે પાછા જાવ. લૌકિક પતિ સ્વાર્થી હોવા છતાં મારી આજ્ઞા છે કે લૌકિક પતિની જ તમે સેવા કરો.

ગોપીઓ કહે છે :—અમે હજારો જન્મોમાં રખડી રખડીને થાકી ગયા છીએ. હવે જયારે આપ ઈશ્વર મળ્યા છો ત્યારે હવે અમે જવાના નથી. અમે પાછા જઈ શકીએ તેમ નથી. છતાં આપ કહો છો તો અમે ઘેર જવા તૈયાર છીએ. પરંતુ લૌકિક પતિની સેવા કરવા માટે મનની તો જરૂર પડે ને ? તે તો આપે ચોરી લીધું છે. તે અમારું મન અમને પાછું આપો. આપ અમારું મન ચોરીને બેઠા છો. તે અમારું મન અમને પાછું આપો તો ઘેર જઈએ અને આપ કહો છો તેમ લૌકિક પતિની સેવા કરીએ.

અમારા ચિત્ત ચોરી લીધા છે તે આપો તો પાછા જઈએ.

જે પોતાનું મન ઈશ્વરને આપે છે તેનું મન ઈશ્વરમાં મળી જાય છે. ઈશ્વર પણ તે મન પાછું આપી શકતા નથી. પ્રભુએ કહ્યું કે :—જેનું ચિત્ત હું ચોરું છું તેનું ચિત્ત મારામાં મળી જાય છે. એટલે તે હું પાછું આપી શકતો નથી. તમારું મન મારામાં મળી ગયું છે તે પાછું આપી શકાય તેમ નથી.

સાકર દૂધમાં મળી ગયા પછી અલગ કરી શકાતી નથી. તેવી રીતે જેનું મન શ્રીકૃષ્ણનું ચિંતન કરે છે તેનું ચિત્ત કૃષ્ણમાં મળી જાય છે. પછી તે મનને ઈશ્વરથી અલગ કરી શકાતું નથી. તે મન ઈશ્વરથી અલગ રહી શકતું નથી.

ભગવાન કહે છે :—તમારું મન મારામાં કયાં મળી ગયું છે તેનો પત્તો મને પણ નથી. તો તે પાછું કયાંથી આપી શકું ? તમારું મન હું પાછું આપી શકું તેમ નથી, મન અમને પાછું આપતાં આવડતું નથી.

ગોપીઓ કહે છે :—તો મન વગર કેવી રીતે પાછું જવાય. તમે મન પાછું આપી શકતા નથી. તો અમે અહીંથી જઈ શકતા નથી.

पादौ पदं न चलतस्तव पादमूलाद्
याम: कथं व्रजमथो करवाम किं वा ।

અમારા પગ તમારાં ચરણકમળો છોડીને એક પગલું પણ પાછા હટવા માટે તૈયાર નથી, તો પછી અમે વ્રજમાં જઈએ કેવી રીતે ? અને કદાચ ત્યાં જઈએ તો ત્યાં જઈને મન વગર કરીએ પણ શું ?

સખીઓ બોલી :—નાથ, હજારો જન્મથી ભટકતાં ભટકતાં અમે હવે થાકી ગયા છીએ. હવે અમારે સંસારમાં ભટકવા જવું નથી. અમારા પગ પાછા જવાની ના પાડે છે.

પ્રભુએ કહ્યું :—ચાલ્યા વિના જ મારી યોગશક્તિથી તમને બધાને તમારા ઘેર મૂકી દઉં તો ?

ગોપીઓએ કહ્યું :—આપ શરીરને ઘેર મૂકી દેશો, પરંતુ મન તો પાછું આવવાનું નથી. તો ઘેર જઈને અમે શું કરીશું ?

અમારું મન તમારામાં મળી ગયું છે. અમારે પણ હવે તમારામાં મળી જવું છે. તમારા સ્વરૂપમાં મળી જવું છે. મન જ્યાં મળી ગયું ત્યાં જીવાત્મા પણ મળી જાય છે. મન જ્યારે મળશે ત્યારે ઈશ્વરમાં જ મળશે. સંસારના જડપદાર્થમાં મનનો લય થતો નથી. મન અને સંસાર સજાતીય નથી. મન અને ઈશ્વર સજાતીય છે. સજાતીયમાં

સજાતીય મળે. મન પૂર્ણ જડ નથી. તે ચેતન છે. તેથી તે ચેતન મન, ચેતન પરમાત્મામાં મળી શકે છે. મન ઈશ્વરમાં જ સ્થિર થાય છે. તેથી જ્ઞાની પુરુષ મન ઈશ્વરને જ આપે છે. કોઈ સ્ત્રીને મન આપશો નહિ, કોઈ પુરુષને મન આપશો નહિ. મન આપવા લાયક કોઈ નથી. મન આપવા લાયક એક પરમાત્મા શ્રીકૃષ્ણ છે. મન જ્યાં મળી જાય, આત્મા પણ ત્યાં જ મળી જાય છે.

નાથ, અમારું મન તમારામાં મળી ગયું છે. તમને છોડીને જવાની ઇચ્છા નથી. અમે તમારા માટે જ જીવીએ છીએ.

પ્રભુજીએ કહ્યું :—હું તમારો પ્રેમ જાણું છું પણ તમે આજે તો ઘરે જાવ.

ગોપીઓ કહે છે :—નાથ, અમે નહિ જઈ શકીએ. અમારા પ્રાણ જશે.

ત્યારે પ્રભુ નિરુત્તર થયા. ગોપીઓને કહ્યું :—તમારી શી ઇચ્છા છે? હું તમારું શું સ્વાગત કરું?

ગોપીઓ બોલી :—નાથ, અમને બીજી કાંઈ ઇચ્છા નથી. ફક્ત તમારા અધરામૃતનું દાન કરો કે ફરીથી તમારો વિયોગ ન થાય નિત્ય સંયોગનું દાન અમને કરો.

ગોપીઓએ અધરામૃતની માંગણી કરી છે. આરંભમાં જ કહ્યું છે ભાગવતમાં સમાધિભાષા પ્રધાન છે. તેથી અધરામૃતનો અર્થ લૌકિક કરવો તે યોગ્ય નથી.

**પૃથ્વીનું નામ છે ધરા.**

**धरति इति धरा।**

**धरायाः अमृतं धरामृतं।**

**धरामृतं न भवति इति अधरामृतं।**

અધરામૃત એટલે :—પૃથ્વીને ધરા કહે છે, કારણ કે તે સર્વનું ધારણ પોષણ કરે છે. તેથી પૃથ્વી ઉપરનું અમૃત તે ધરામૃત અને પૃથ્વી ઉપરનું નહિ એવું અમૃત તે અધરામૃત. અધરામૃત એટલે પ્રેમામૃત—અધરામૃત એટલે જ્ઞાનામૃત. જે અમૃતનો કદી નાશ થતો નથી તે જ્ઞાનામૃત.

અધરામૃતનું દાન કરો એટલે કે હે નાથ ! અમને એવું જ્ઞાન આપો કે આપ ઈશ્વરથી હું અલગ છું એવું જ્ઞાન જ ન રહે. તમારી સાથે એક બનું એવું અમૃત આપો. એવું જ્ઞાનામૃત આપો કે એક ક્ષણ તમારાથી અલગ ન થાઉં.

જ્ઞાનામૃત—અધરામૃત મળ્યું નથી. ત્યાં સુધી હૃદયમાં રહેલો અગ્નિ બાળે છે. તેથી એવું જ્ઞાન આપો કે સર્વમાં આપનાં દર્શન થાય.

પ્રત્યેકમાં ઈશ્વરની ભાવના રાખી વ્યવહાર કરો અને રાખો તો જગત ગોકુળ બની જશે, જગત વૈકુંઠ બની જશે. परस्पर देवो भव।

ગોપીને કોઈ સુખ ભોગવવાની ઇચ્છા નથી. ઉલટ તે તો સર્વ લૌકિક સુખનો ત્યાગ કરીને આવી છે, એટલે તેઓ લૌકિક અમૃત માંગતી નથી. તે અલૌકિક અમૃત માંગે છે.

નાથ, એવા જ્ઞાનામૃતની માગણી કરું છું કે તમારો અને મારો વિયોગ ન થાય, તમારો અને મારો નિત્ય સંયોગ રહે, તમારાથી હું અલગ ન થાઉં. નાથ, તમારાથી જુદા થઈએ છીએ તો માયા અમને વળગે છે. ગોપીને કોઈ લૌકિક સુખની ઇચ્છા નથી. નિત્ય સંયોગરૂપ અધરામૃત તેઓ માગે છે કે જેથી વિયોગ ન થાય.

આપ એવું જ્ઞાનામૃત આપો કે તમારા સ્વરૂપ સાથે નિત્ય સંયોગનો અનુભવ કરતાં વિયોગનું એક ક્ષણ પણ ભાન ન થાય. કારણ કે તમારો વિયોગ એ જ મહાન દુઃખ છે. તમારો સંયોગ એ જ સુખ છે.



એવા અધરામૃતનું દાન કરો. પ્રભુએ કહ્યું :—તમે આવું અધરામૃત માંગો છો? એવું નિત્ય સંયોગરૂપ અધરામૃત આપવું કે ન આપવું તે મારી ઇચ્છાની વાત છે. નિત્ય સંયોગાત્મક પ્રેમામૃતનું તમને દાન કરવાની મારી ઇચ્છા નથી. તમને અધરામૃતનું દાન ન કરું તો? ત્યારે સખીઓએ કહ્યું :—વધારે રોફ ન કરો. છેલ્લો ઉપાય અમારા હાથમાં છે. અમે જે તમને મનાવીએ છીએ તે અમારા માટે નહિ, પરંતુ તમારી કીર્તિને કલંક ન લાગે તેટલા માટે જ. નાથ, તમારી કીર્તિ વધે એટલે તમને મનાવીએ છીએ. તમે નિત્યસંયોગરૂપી અધરામૃત આપો તો તમારી પ્રતિષ્ઠા વધશે નહિતર વિરહાગ્નિમાં અમે શરીરનો ત્યાગ કરીશું?

અમે સાંભળ્યું છે મરણ વખતે જેનું ચિંતન કરવામાં આવે તે તેને મળે છે. શાસ્ત્રમાં લખ્યું છે કે અંતકાળે જેનું ચિંતન કરતાં જીવ શરીર છોડે છે તેમય તે થાય છે. અમારા મનમાં તમારા સિવાય કાંઈ નથી અમને તો ખાતરી જ છે કે છેલ્લા શ્વાસ સુધી તમારું સ્મરણ ચિંતન કરતાં કરતાં પ્રાણ ત્યાગ કરીશું. એટલે તમારી પ્રાપ્તિ તો થવાની જ છે. તમારા વિરહમાં અમે મરીશું. એટલે તમે તો મળવાના જ. તમે જશો ક્યાં? પરંતુ તે જોઈ જગત શું કહેશે? લોકો કહેશે શ્રીકૃષ્ણ નિષ્ઠુર હતા. ગોપીઓએ આટલો ત્યાગ કર્યો તેમ છતાં તેના ઉપર પ્રભુએ કૃપા ન કરી. લોકો કહેશે છેવટે શ્રીકૃષ્ણનું સ્મરણ કરતાં કરતાં ગોપીઓએ શરીરનો ત્યાગ કર્યો. ગોપીઓનો પ્રેમ સાચો હતો પણ શ્રીકૃષ્ણ નિષ્ઠુર હતા. ગોપીઓના પ્રાણ ગયા પછી તેને પરમાત્મા મળ્યા.

નાથ, અમે પ્રાણ ત્યાગ કરીશું. નાથ, અમારી એક જ ઇચ્છા છે મારા શ્રીકૃષ્ણની અપકીર્તિ ન થાય. એટલે તમારી આબરૂ માટે અમે તમને મનાવીએ છીએ.

ઈશ્વર સર્વવ્યાપક છે. તમે સર્વત્ર છો, એટલે તમારી પ્રાપ્તિ થવાની છે. જ્ઞાનમાર્ગમાં પ્રાપ્તની પ્રાપ્તિ છે. પણ મર્યા પછી તમારી પ્રાપ્તિ થાય તો તેમાં તમારી અપકીર્તિ થશે.

ગોપીઓના આ વચનોથી ઈશ્વરની પણ હાર થઈ છે. તથી મહાપ્રભુજીએ ગોપીઓનાં આ વચનોનો જય જયકાર ગાયો છે.

**तासां वाचो जयन्ति हि।**

ભગવાનની કોઈ ઠેકાણે હાર થઈ નથી પણ ગોપીઓ સાથે વાત કરવામાં ભગવાનની હાર અને ગોપીઓની જીત થઈ છે.

આ જીવ અને ઈશ્વર વચ્ચેનો સંવાદ છે. જીવની કસોટી કર્યા પછી ઈશ્વર જીવને અપનાવે છે. ગોપીઓની સર્વ રીતે પરીક્ષા કર્યા પછી જ તેઓને શ્રીકૃષ્ણે દિવ્યરસનું—અદ્વૈતરસનું પાન કરાવ્યું છે.

ભગવાને વિચાર્યું કે ગોપીઓનો પ્રેમ સાચો છે. આજે હું તેઓને ત્યાગ કરીશ. તો તેઓ પ્રાણ ત્યાગ કરશે. પ્રભુને ખાત્રી થઈ કે આ જીવ શુદ્ધ ભાવથી મને મળવા આવ્યો છે એટલે ભગવાને તેને અપનાવ્યો.

છેવટે પરમાત્માની હાર થઈ અને સખીઓની જીત થઈ. તેથી પ્રભુએ અનેક સ્વરૂપો ધારણ કર્યાં. પ્રભુએ જેટલી ગોપીઓ છે તેટલાં સ્વરૂપ ધારણ કર્યાં છે. પ્રત્યેક ગોપી પાસે એક એક સ્વરૂપને રાખી રાસનો આરંભ કર્યો. અષ્ટ સખીઓ સેવામાં હાજર છે. હજારો જન્મથી વિખૂટો પડેલો જીવ પ્રભુની સન્મુખ આવ્યો. ગોપી કૃષ્ણની સન્મુખ આવી. પ્રભુએ છાતી સાથે મેળવી આલિંગન આપ્યું. ગોપીઓને પરમાનંદનું દાન કર્યું. જીવ ઈશ્વરનું મિલન થયું. જીવ ઈશ્વર એક બન્યા છે. જીવ ઈશ્વરનું મિલન થતાં પરસ્પરને અતિશય આનંદ થયો. ગોપી કૃષ્ણમય ભગવાનમય થઈ છે. ગોપીઓનાં હાથમાં બે હાથ આપ્યા છે અને નૃત્ય કરે છે. ગોપીઓ કૃષ્ણ સાથે આનંદથી નાચવા લાગી.

આ જીવ અને બ્રહ્મનું મિલન છે. એવી રીતે પરમ અદ્વૈતરૂપ ફળનું આ વર્ણન છે. અદ્વૈત સિદ્ધાંતના આચાર્ય શુકદેવજીએ રાસલીલામાં અદ્વૈતનું વર્ણન કર્યું છે.

રાસમાં સંગીત, સાહિત્ય, નૃત્યનો સમન્વય હોય છે. રાજા, આ રાસલીલામાં કામની ગંધ નથી, રાસલીલા ખુલ્લા મેદાનમાં થયેલી છે. અને દેવો, ગંધર્વો, નારદ, બ્રહ્માજી વગેરે રાસલીલા જોવા આવ્યા છે. રાસલીલાનાં દર્શન કરવા આકાશમાં આવ્યા છે. રાસલીલાનાં દર્શન કરતાં બ્રહ્માજી વિચાર કરવા લાગ્યા કે શ્રી કૃષ્ણ અને ગોપીઓ નિષ્કામ છે. ગોપીઓને દેહભાન નથી. છતાં એવી રીતે લીલા કરવાથી મર્યાદાનો ભંગ થાય છે. કૃષ્ણાવતાર ધર્મમર્યાદા માટે છે. શ્રીકૃષ્ણ આ પ્રમાણે પરસ્ત્રીઓ સાથે રમે તો ધર્મની મર્યાદાનો ભંગ થાય છે. બ્રહ્માજી રજોગુણના અધિષ્ઠાતા દેવ છે. જેની આંખમાં રજોગુણ હોય તે જ્યાં દોષ ન હોય ત્યાં પણ દોષ શોધી કાઢે છે. બ્રહ્માના મનમાં શંકા આવી છે.

પ્રભુએ વિચાર કર્યો, એ ડોસાને ધર્મ મેં શીખવ્યો છે અને તે મને ધર્મ શીખવાડવા આવ્યો છે બ્રહ્માને ખબર નથી આ ધર્મ નથી, આ તો ધર્મનું ફળ છે. આ તો ધર્મી મળવા છતાં હજુ ધર્મને જ પકડી રાખે છે.

પ્રભુએ તે સમયે ગમ્મત કરી. પ્રભુએ પ્રત્યેક ગોપીને પોતાના સ્વરૂપનું દાન કરી કૃષ્ણરૂપ બનાવી. બ્રહ્મા જુએ છે તો સર્વ કૃષ્ણ જ છે. શ્રીકૃષ્ણ જ પોતાના સ્વરૂપ સાથે રમે છે. હવે ગોપી ગોપી રહી નથી. બધાં પિતાંબરધારી કૃષ્ણ જ રમે છે. રેમે રમેશો।

તેથી બ્રહ્મને ખાતરી થઈ કે આ તો સ્ત્રી-પુરુષનું મિલન નથી. પછી બ્રહ્માને દેખાયું કે શ્રીકૃષ્ણ પણ ગોપીરૂપ થયા છે. બ્રહ્માજીએ પ્રણામ કર્યા છે. રાસવિહારી લાલ કી જય. આમાં ધર્મનો ભંગ નથી. આ તો ધર્મનું ફળ છે.

આ વિજાતીય તત્ત્વનું રમણ નથી. આ કોઈ ગોપીમાં સ્ત્રીત્વ નથી. હવે અંશ અંશીમાં મળ્યો છે. બધાં શ્રીકૃષ્ણનાં જ સ્વરૂપો છે. આજે ગોપી બ્રહ્મરૂપ થઈ છે. ગોપી શ્રીકૃષ્ણરૂપ થઈ છે. બ્રહ્માજી કહે મારી ભૂલ થઈ મને માફ કરો. જીવ બ્રહ્મરૂપ થયો પછી તેનામાં જીવપણું રહ્યું ક્યાં ? બ્રહ્માજીને ખાત્રી થઈ એટલે ફરીથી એક એક ગોપી પાસે એક એક કૃષ્ણનું સ્વરૂપ પ્રગટ થયું છે. બ્રહ્મા વિસ્મયમાં પડ્યા છે.

પ્રભુએ જેટલી ગોપીઓ હતી તેટલાં સ્વરૂપો ધારણ કરી સખીઓને સર્વ પ્રકારે આનંદનું દાન કર્યું.

રાજા, આમાં કામની ગંધ હોત તો આ લીલા કોઈ ઓરડામાં કરી હોત અને ઓરડાના દરવાજા બંધ કર્યા હોત. આ તો ખુલ્લા મેદાનમાં લીલા થઈ છે.

જો આમાં લૌકિક કામાચાર હોત તો દેવલોકો આકાશમાં આ રાસલીલા જોવા ન આવત. માટે આમાં લૌકિક કામાચાર નથી.

વ્રજમાં રાસલીલા રમાય છે. વ્રજમાં એવો નિયમ છે કે અગિયાર વર્ષથી નાની ઉંમરના બાળકોને રાસલીલામાં લે છે. કારણ કે અગિયાર વર્ષની ઉંમર પછી શરીરમાં કામવિકાર શરૂ થાય છે એટલે અગિયાર વર્ષની ઉંમર પછી રાસમાં લેતા નથી.

શરીરમાં શક્તિ વધે ત્યારે કામ વધે. જ્યારે મનમાં કામ જાગે ત્યારે રાસવિહારી શ્રીકૃષ્ણનું ધ્યાન કરો. તેથી તમારો કામ મરશે. ઈશ્વરનું ધ્યાન ખૂબ કરશો તો કામ મરશે. આ સિવાય કામને મારવાનું બીજું સાધન રહ્યું નથી.

ગોપીઓ, શ્રીકૃષ્ણ તેઓને માથે હાથ મૂકે તેવી ઇચ્છા કરે છે એટલે કે ઈશ્વરની કૃપાની માંગણી કરે છે. કામનો નાશ કરવાની માંગણી કરે છે.



ઈશ્વરની કૃપા થાય એટલે લૌકિક કામનો નાશ થાય છે, રતિપતિ કામનો નાશ થાય છે.

**तन्नो निधेहि करपङ्कजमार्तबन्धो शिरस्सु च किङ्करीणाम्।**

તે બતાવે છે કે આ લૌકિક કામની વાત નથી.

પુરુષત્વ એ અભિમાન, અહંમનું સૂચક છે. ઈશ્વરના ઘરમાં પુરુષને એટલે કે અભિમાનીને સ્થાન મળતું નથી. ગોપી બનીને નમ્ર બનીને જે જાય છે તેને ત્યાં પ્રવેશ મળે છે. ગોપી-ગાય-જેમ-દીન બનીને જે જાય છે તેને પ્રવેશ મળે છે.

નારદજીને દુઃખ થયું છે, હું પુરુષ થયો. સ્ત્રી થઈને આવ્યો હોત તો રાસ રસનું દાન મળત. નારદજીને ખબર નથી.

પુરુષ એક પુરુષોત્તમ
ઓર સબ વ્રજનારી હૈ

તે વખતે રાધાજીની નજર નારદજીના મ્લાન મુખ ઉપર પડી. વૃન્દાવનના અધીશ્વરી દેવી રાધાજી છે. વૃન્દાવનમાં આવેલો કોઈ જીવ દુઃખી ન થાય, કોઈ ન રડે તેની રાધાજી કાળજી રાખે છે. રાધાજીએ નારદજીને પૂછ્યું, તમારી શી ઇચ્છા છે?

નારદજી કહે છે :—ગોપીઓ જેવો આનંદ મને મળે. મારે શ્રીકૃષ્ણ સાથે રમવું છે.

રાધાજીએ કહ્યું :—રાધાકુંડમાં તું સ્નાન કર. તને રાસલીલામાં પ્રવેશ મળશે.

નારદજીએ રાધાકુંડમાં સ્નાન કર્યું, એટલે નારદ નારદી બની છે. નારદજીએ વિચાર્યું કે પરમાત્મા મળતા હોય તો સાડી પહેરવામાં શું વાંધો છે? સાડી પહેરવામાં મારા બાપનું શું જાય છે? આજસુધી અભિમાનમાં જ હું મરી ગયો. હું પુરુષ, હું કીર્તનકાર.

ગોપીઓ જેમ સ્ત્રીત્વ છોડી દીધું તેમ નારદજીએ પુરુષત્વ છોડી દીધું. સંસારના ધર્મ છોડી પ્રભુને માર્ગે જવું એ જીવનો ધર્મ છે. ઈશ્વર મિલનમાં પુરુષત્વ-અભિમાન બાધક છે. હું સ્ત્રી છું, હું પુરુષ છું, તેવો ખ્યાલ છે ત્યાં સુધી પરમાત્મા પાસે જીવ જઈ શકતો નથી. ગોપી બનો. દીન બનો. અભિમાનીને રાસલીલામાં પ્રવેશ મળતો નથી. ભગવાનને મળવા ગાય-ગોપી બનીને જાવ. મુખ્યત્વે પુરુષ અહંભાવનું પ્રતીક છે અને સ્ત્રી નમ્રતાનું પ્રતિક છે, દીનતાનુ પ્રતીક છે.

નારદજીને અભિમાન હતું કે હું કીર્તનકાર છું, ભણેલો છું, હું જ્ઞાની છું. જ્યારે નારદજીનો જ્ઞાનાતિમદ ઊતરી ગયો, જ્યારે તેઓ દીન બન્યા, અભિમાનનો ત્યાગ કર્યો ત્યારે રાસલીલામાં તેમને પ્રવેશ મળ્યો.

નારદ પણ ગોપી બનીને રાસમંડળમાં આવ્યા છે. જે દીન બનીને જાય, તેને રાસમંડળમા પ્રવેશ મળે, તેને ઈશ્વર અપનાવે, એટલે તે ઈશ્વર સાથે રમી શકે.

ગોપીઓને શ્રીકૃષ્ણ પ્રત્યે પ્રેમ હતો, મોહ ન હતો. શરીરનું ચિંતન કરવાથી મોહ થાય છે. આત્માનું ચિંતન કરવાથી પ્રેમ થાય છે.

મોહ અને પ્રેમનો તફાવત અન્યત્ર બતાવ્યો છે. પ્રેમમાં અત્યંત ધીરજ હોય છે. કેવી ધીરજ? રૂક્ષ્મણીએ પોતાના પત્રમાં બતાવેલી છે તેવી. રૂક્ષ્મણીએ પોતાના શ્રીકૃષ્ણ ઉપરના પત્રમાં લખ્યું છે કે ભલે અનેક જન્મો લેવા પડે, વરીશ તો શ્રીકૃષ્ણને જ.

**यर्ह्यम्बुजाक्ष न लभेय भवत्प्रसादं**
**जह्यामसून् व्रतकृशाञ्छतजन्मभिः स्यात्**

ભા. ૧૦-૫૨-૪૩.

ભાગવત એ ગોવર્ધનનાથજીનું વાઙ્મય સ્વરૂપ છે.

નામ સાથે સંબંધ ન થાય ત્યાં સુધી નામી પરમાત્મા સાથે સંબંધ થતો નથી. પહેલો શબ્દ સંબંધ.

ભાગવત એ પરમાત્માનું પ્રત્યક્ષ નામ સ્વરૂપ છે. જે ભગવાન સાથે સંબંધ જોડી આપે છે.

દશમ સ્કંધ એ ભાગવતનું હૃદય છે. માનવજીવનનું છેલ્લું લક્ષ્ય છે રાસલીલા, જીવ ઈશ્વરનું મિલન. જીવ ઈશ્વર સાથે એક ન થાય ત્યાં સુધી શાંતિ નથી. જીવ ઈશ્વર સાથે એક થયો એટલે મુક્ત થયો.

પરમાત્મા સાથે મૈત્રી કરો, તો ભગવાન તમને પણ ભગવાન બનાવશે. સુદામાનો દાખલો પ્રત્યક્ષ છે.

આ જીવ કાંઈ સાધન કરતો નથી. તેથી તેને અનુભવ થતો નથી. સાધન કરશો તો અનુભવ મળશે.

કેવળ ચિત્તશુદ્ધિ માટે સત્કર્મ કરવાનું છે. સત્કર્મ માટે આ ક્ષણથી શરૂઆત કરો. તે માટે મુહૂર્ત જોવાની જરૂર નથી.

વાતો અને વિચારમાં સમયને ગુમાવશો નહિ. તેમાં જ જો સમયને ગુમાવશો તો આચારમાં ક્યારે ઉતારશો ?

આજદિન સુધી પૈસા પાછળ બહુ પડ્યા. હવે થોડા ભગવાન પાછળ પડો.

આજની અશાંતિનું કારણ જીવ ઈશ્વરને ભૂલ્યો છે તે છે. મનુષ્ય મોટો રાજા થાય કે સ્વર્ગનો દેવ થાય તેથી પણ શાંતિ મળતી નથી. રાયને શાંતિ નહિ, રંકને શાંતિ નહિ, મૂર્ખને શાંતિ નહિ, વિદ્વાનને શાંતિ નહિ. શાંતિ ત્યારે મળે છે કે જીવ જ્યારે ઈશ્વરને મળે છે.

ભગવાન આનંદ સ્વરૂપ છે. ભગવાનને આનંદની જરૂર નથી. ગોપીઓને આનંદનું દાન કરવા ભગવાને આ લીલા કરી છે. ગોપીઓને પરમાનંદનું દાન કર્યું. જીવ અને ઈશ્વરનું મિલન થયું. પરમાત્મા સાથે મિલન થયા પછી પણ સાધકે સાધન ચાલુ રાખવું પડે છે. સાધન કરતાં અનેક સિદ્ધિઓ મળશે, પરમાત્મા પણ મળશે, પણ સાધન છોડશો નહિ.

જીવનના છેલ્લા શ્વાસ સુધી મન ઉપર વિશ્વાસ રાખવા જેવું નથી. મન દગાખોર છે. ભગવાન કદાચ તમને કહે કે મારા નામનો જપ કરવાની જરૂર નથી, મારી સેવા કરવાની જરૂર નથી તો ભગવાનને કહેજો નાથ, આપની આજ્ઞા મુજબ હું બધું કરીશ પણ આ મારાથી નહિ થઈ શકે.

સેવાની સમાપ્તિ ન કરો. જે દિવસે જીવનની સમાપ્તિ, તે દિવસે સેવાની સમાપ્તિ. જીવનના છેલ્લા દિવસ સુધી સેવા બરાબર કરવાની છે. જીવનના છેલ્લા દિવસ સુધી રોજના નિયમ પ્રમાણે જપ કરું, સેવા કરું, કીર્તન કરું, તે પછી કાળને આવવું હોય તો ભલે આવે.

મનુષ્ય સાધન કરે છે. સાધન કરતાં થોડી સિદ્ધિ મળે છે. જે બોલે છે તે સાચું થાય છે. સિદ્ધિ મળે એટલે પ્રસિદ્ધિ મળે છે. પ્રસિદ્ધિ મળે એટલે લોકો પાછળ પડે છે. એટલે અભિમાન આવે છે. અભિમાન આવે એટલે તેનું પતન થાય છે. સિદ્ધિ મળી, પ્રસિદ્ધિ વધી, જરા ડગ્યા એટલે પતન થયું. કેટલીક વાર સાધુઓને બગાડનાર તેમના ચેલા હોય છે. ચેલાઓની જમાત, બાપજી બાપજી કરે એટલે સાધુને થાય કે હું કાંઈક છું. હુંપણું આવ્યું એટલે સાધનામાં ઉપેક્ષા આવી. સાધુ માને છે કે સેવા થાય તો ઠીક છે. હું તો મનથી સેવા કરું છું. હું સિદ્ધ છું. એવું ન કરો. તુકારામ મહારાજ જેવું રાખો.



આધી કેલા સત્સંગ
તુકા ઝાલા પાંડુરંગ,
ત્યાંચે ભજન રાહી ના;
મૂળ સ્વભાવ જાઈના.

મારા પ્રભુએ મને અપનાવ્યો છે. જ્યારે પ્રેમ વધે છે એટલે અનુભવ થાય છે ઠાકોરજી મારા છે. તે પછી આગળ વધે છે એટલે થાય છે હું અને મારા ભગવાન એક જ છે. હવે હું અને પાંડુરંગ એક છે પણ મને ભજન કરવાની એવી આદત પડી છે કે તે જતી જ નથી.

ઈશ્વરનાં દર્શન પછી પણ જપ વગેરે સાધન છોડશો નહિ. સાધન છોડે છે તેને માયા ત્રાસ આપે છે.

સાધ્યની પ્રાપ્તિ થઈ એટલે પછી કેટલાકને સાધન પ્રત્યે ઉપેક્ષા થાય છે. આમ ન બનવા પામે તેની કાળજી રાખજો. સાધનમાં શિથિલતા આવશે તો મણિરામ ગરબડ કરશે.

બળવાન હાથીને પણ અંકુશની જરૂર છે. મન પણ તે જ રીતે બળવાન છે. તેને અંકુશમાં રાખવાની જરૂર છે. મનને અંકુશમાં રાખવા માટેનું સાધન છે ભજન.

ભક્તિમાં દૈન્યભાવ જરૂરનો છે. સર્વ સાધન કરે પણ જેને સાધનનું અભિમાન નથી તે દૈન્યભાવ.

ચમત્કાર પછી નમસ્કાર સૌ કરે, પણ તું ચમત્કાર વગર નમસ્કાર કર. એમાં તારી સૌજન્યતા છે. એ જ ભક્તિ છે. ભક્તિમાં પહેલાં શ્રદ્ધા રાખો. પછી અનુભવ થશે અને જ્ઞાન મળશે એટલે તે ભક્તિ દૃઢ થશે.

ગોપીઓને અભિમાન થયું છે. ગોપીઓ બોલી છે, અમે સર્વ વિષયો છોડીને આવી છીએ. ગોપીઓમાં તે અભિમાન આવ્યું ક્યાંથી ? અભિમાન બહાર ન હતું, અંદર જ હતું. આ વિકારો અંદર સૂક્ષ્મ રીતે રહેલા હોય છે. મનુષ્ય માને છે હું શુદ્ધ થયો છું પણ સર્વ રીતે શુદ્ધ થવું અઘરું છે.

સાધકે સાવધાન રહેવાની બહુ જરૂર છે. જેને બહુ માન મળે તેનામાં અભિમાન આવે છે. ગોપીઓને અભિમાન થયું કે શ્રીકૃષ્ણ ભગવાને તેઓને માન આપ્યું અને તેઓને અપનાવી. ગોપીઓને લાગ્યું કે ભગવાન ઉપર ઉપરથી ના પાડતા હતા. બાકી અમારા સ્વરૂપમાં તે આસક્ત છે. ગોપીઓમાં આવો લૌકિક ભાવ જાગ્યો, આવું અભિમાન થયું તે સમયે પરમાત્મા ત્યાંથી અંતર્ધાન થયા છે. ગોપીઓનું આ અભિમાન દૂર કરવા શ્રીકૃષ્ણ ત્યાંથી અદૃશ્ય થયા

ભગવાન અંતર્ધાન થાય છે એટલે શું ? ભગવાન વ્યાપક છે. સર્વત્ર છે. તે અંતર્ધાન થઈ શકે નહિ. અંતર્ધાન થયા એનો અર્થ એટલો જ છે કે અભિમાનરૂપી પડદો આંખ ઉપર આવ્યો એટલે ભગવાન દેખાતા નથી. ગોપીને એટલે જીવને અભિમાન થયું તેથી સખીઓને શ્રીકૃષ્ણ દેખાતા નથી.

વ્રજવાસીઓ એવો ભાવ બતાવે છે કે ભગવાને તે સમયે પીતાંબરથી લાજ કાઢી છે. ગોપીઓ માને છે આ તો અમારામાંની એક છે.

પરમાત્મા તો વ્યાપક છે. ગોપીઓ શ્રીકૃષ્ણને બહાર શોધે છે, પણ મંડળમાં શોધતી નથી. ભગવાનને હૃદયમાં જ શોધવાનો છે. એ તો સર્વવ્યાપક છે.

પણ અજ્ઞાનને લીધે જીવને સૂઝતું નથી.

દશ પંડિતો વિદ્યાભ્યાસ કરવા ગયેલા. રસ્તામાં એક નદી આવી, નદી ઓળંગીને બધા બીજે પાર આવ્યા. પાછા ફરતાં તેઓને લાગ્યું આપણામાંનો કોઈ રહી ગયો તો

નથી ને? એટલે તે માટે તેઓએ ગણત્રી શરૂ કરી. એક પછી એક પંડિત સંખ્યા ગણે પણ પોતાને તેમાં ગણે નહિ. એટલે સંખ્યા નવની જ થાય. ગણનારો પોતાને ગણતો નથી, એટલે દશની સંખ્યા પૂરી થતી નથી.

પોતામાંનો એક તણાઈ ગયો, ઓછો થયો, એમ માની પંડિતો રડવા લાગ્યા.

એક મહાત્મા ત્યાંથી પસાર થયા, પંડિતોને રડવાનું કારણ પૂછ્યું પંડિતોએ પોતાની મૂંઝવણ રજૂ કરી. મહાત્માએ દશની સંખ્યા પૂરી કરી બતાવી.

અજ્ઞાનને લીધે જીવ પોતાને ગણતો નથી. જ્ઞાનીએ પૂરા દશ ગણી બતાવ્યા. સંખ્યા પૂરી દશ તો હતી જ, પણ અજ્ઞાનને લીધે દશ જણા ગણાતા ન હતા. એટલે કે અજ્ઞાનને લીધે જે દેખાતું નથી તે જ્ઞાનથી દેખાવા લાગે છે.

આ પ્રસંગ સૂચવે છે કે પરમાત્માનો સાક્ષાત્કાર થયા પછી સાવધ રહેજો. મનુષ્ય સાધન કરે અને ભજન કરે એટલે તેને સાક્ષાત્કારનો અનુભવ થાય છે.

ઘણી વાર જ્ઞાનીઓ પણ સાક્ષાત્કાર પછી ભાન ભૂલ્યા છે. કારણ સિદ્ધિઓ મળે એટલે પ્રતિષ્ઠા વધે એટલે મનુષ્ય સાધન છોડે છે. સાધન છોડે તો માનવી ઈશ્વરથી વિમુખ થશે.

પરમાત્માની અનુભૂતિ થયા પછી માનવી સાધન છોડે તો તે પડે છે.

પુંડલીકનું ચરિત્ર :—પુંડલીકની માતાપિતા પ્રત્યેની ભક્તિ જોઈ, તેને માતાપિતાની અવિરત સેવા કરતો જોઈ, દ્વારકાનાથને પણ તેનાં દર્શન કરવાની ઈચ્છા થઈ. દ્વારકાનાથ દ્વારકાથી પંઢરપુર આવ્યા.

માતાપિતા કુષ્ઠરોગથી પિડાતા હતા. પુંડલીક તો પણ તેઓની સેવા કરે છે. વૃદ્ધાવસ્થાને કારણે તેઓના સ્વભાવ ચિડિયલ થઈ ગયેલા. પુંડલીક સેવા કરે છે. તો પણ માતાપિતા તેનું અપમાન કરે. છતાં પણ પુંડલીક નમ્રતાથી સેવા કરે છે. સેવા છોડતા નથી.

પુંડલીકની તપશ્ચર્યા એટલી વધી કે દ્વારકાનાથને તેનાં દર્શન કરવાની ઈચ્છા થઈ. ભગવાન પુંડલીકની ઝૂંપડીના દ્વાર પાસે આવ્યા.

ભગવાન કહે :—પુંડલીક હું સાક્ષાત્ ભગવાન તને દર્શન આપવા આવ્યો છું. તારી માતાપિતાની સેવાથી હું પ્રસન્ન થયો છું.

પુંડલીક ભગવાનને કહે છે :—હું મારા માતાપિતાની સેવામાં હાલ રોકાયેલો છું ઝૂંપડીમાં તો જગ્યા નથી. આપ બહાર ઊભા રહો. હું મારા માતાપિતાની સેવા કરીને તે પછી બહાર મળવા આવીશ.

પુંડલીકે વિચાર કર્યો કે મને ભગવાન મળ્યા તે માતાપિતાની સેવાથી મળ્યા. એટલે કોણ શ્રેષ્ઠ? માતાપિતા કે ભગવાન. માતાપિતા શ્રેષ્ઠ, કે જેની સેવાથી મળ્યા. ભગવાન મળ્યા.

પુંડલીકે વિચાર્યું : સાધન હાથમાં છે તો સાધ્ય કયાં જવાનું છે? સુખ સંપત્તિ મળે તો પણ ભગવાનનું ભજન છોડશો નહિ.

ભક્ત ભગવાનને કહી શકે છે, બહાર ઊભા રહો.

ભગવાનને ઊભા રહેવા પુંડલીકે એક ઇંટ ફેંકી બહાર ભગવાન એક ઇંટ ઉપર ઊભા રહ્યા. પુંડલીકને આવતાં વાર થતાં ભગવાન થાકયા અને કેડ ઉપર હાથ રાખ્યા. તે સૂચવે છે કે કેડપૂર જળમાં કોઈ ડૂબે નહિ. જે મારા ચરણનો આશ્રય કરે તેને માટે સંસાર આટલો જ ઊંડો છે, કેડ સમાણો ઊંડો છે. બાકી તો ઘણા આ સંસારસાગરમાં ડૂબી ગયા છે. તેઓનો પત્તો પણ નથી.



પુંડલીક માતાપિતાની સેવા કરીને પછી બહાર આવે છે. પુંડલીકને પ્રત્યક્ષ પરમાત્મા મળ્યા, તો પણ માતાપિતાની સેવા છોડીને ભગવાનને મળવા ગયા નથી.

સાધન છૂટશે તો તો ભગવાન અંતર્ધાન થશે, અદૃશ્ય થશે. પુંડલીકની જેમ સાધ્ય મળે, તો પણ સાધન છોડશો નહિ.

રાસમાં ગોપીઓને અભિમાન થયું, તેથી ભગવાન અદૃશ્ય થયા.

અભિમાન જાગે ત્યારે જ સાધનમાં ઉપેક્ષા જાગે છે.

ગોપીઓએ માન્યું કે કૃષ્ણ તો ઉપર ઉપરથી ના પાડતા હતા. બાકી અમારા સૌન્દર્યમાં તેઓ આસક્ત છે.

ભગવાન અંતર્ધાન થયા એટલે કે ત્યાં જ હતા, પણ ગોપીઓને દેખાતા નથી. અંતર્ધાન થયા એટલે શ્રીકૃષ્ણે ગોપીઓના હૃદયમાં પ્રવેશ કર્યો. ગોપી હૃદયમાં શોધવાને બદલે શ્રીકૃષ્ણને બહાર શોધવા લાગી એટલે કૃષ્ણ ન દેખાયા.

જવું અને આવવું એ ક્રિયા ઈશ્વરને થઈ શકતી નથી, કારણ કે તે તો સર્વવ્યાપક છે.

ઈશ્વર તમારી પાસે છે, પણ વાસના તેના સ્વરૂપને ઢાંકે છે.

ઇશ્વર સર્વના હૃદયમાં છે, છતાં તે કેમ દેખાતા નથી ?

જીવ ભગવાન સન્મુખ ન આવે ત્યાં સુધી ભગવાન તેની સુધ લેતા નથી. ભગવાન કહે છે :—હું તો જીવને અપનાવવા તૈયાર છું, પણ તે મારી સન્મુખ, મારી પાસે આવે ત્યારે હું તેને અપનાવુંને !

ગોપીઓ શ્રીકૃષ્ણને બહાર શોધે છે, મંડળમાં શોધતી નથી. જીવ પણ આનંદ બહાર શોધે છે, અંદર નહિ.

સ્ત્રીથી, કપડાંથી, ધનથી આનંદ મળે તો તેના વિયોગથી તમને દુઃખ થશે. તમારો આનંદ કોઈને આધીન ન હોવો જોઈએ. જો તે કોઈને આધીન હશે, તો તે દુઃખ આપશે જ.

અંતર્મુખ દૃષ્ટિ કરી પરમાત્માને હૃદયમાં નિહાળો. ફક્ત એક ભગવાન જ આનંદરૂપ છે.

બાકી આ જગત તો દુઃખરૂપ છે. ગીતામાં આ સંસારને अनित्यम् असुखम् કહ્યો છે.

વિયોગમાં—ધ્યાનમાં તન્મયતા થાય છે. તન્મયતા થયા પછી એક જ સ્વરૂપ દેખાય છે.

વિયોગ એટલે વિશિષ્ટ યોગ. બહિરંગમાં વિયોગ અને અંતરંગમાં સંયોગ.

ગોપીનું મન શ્રીકૃષ્ણમાં છે. વૃત્તિ કૃષ્ણાકાર હોવાથી અંતરંગમાં સંયોગ છે, બહિરંગમાં વિયોગ છે. ગોપીઓ એક એક વસ્તુમાં ભગવાનને શોધે છે. સખીઓ શ્રીકૃષ્ણને શોધવા નીકળે છે. ગોપીઓને થાય છે આ ઝાડમાં શ્રીકૃષ્ણ છે. ઝાડને પૂછે છે, મારા શ્યામસુંદર કયાં છે તે જાણો છો ? જાણતાં હોય તો કહો.

વિયોગમાં તન્મયતા થઈ છે એટલે ગોપીઓને ભાન નથી કે આ ઝાડ છે તે બોલી શકે નહિ. પછી વ્યાકુળ થયેલી ગોપીઓ શ્રીકૃષ્ણની લીલાઓનું અનુકરણ કરે છે.

લાલી દેખન મૈં ગઈ,
મૈં ભી હો ગઈ લાલ.

અરે સખી હું જ કૃષ્ણ છું. આ ધ્યાનની પરાકાષ્ઠા છે, ધ્યાનનું ફળ છે. ધ્યાન કરતાં કરતાં સંસારનું વિસ્મરણ થાય છે. ધ્યાનમાં તન્મયતા થયા પછી 'હું પણું' ભુલાય છે. તે પછી ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એક બને છે. તે જ મુક્તિ છે.

ગોપીઓ શ્રીકૃષ્ણનું ચિંતન કરતાં બોલી છે, અલી સખી હું જ કૃષ્ણ છું.

**कृष्णोऽहम् पश्यत गतिं॥**

હું કૃષ્ણ છું.

પહેલાં ગોપીઓએ શ્રીકૃષ્ણને કહેલું કે અમે તમારી દાસીઓ છીએ. પહેલા **दासोऽहम्** હતું હવે **कृष्णोऽहम्** થયું.

ધ્યાનમાં તન્મયતા થઈ એટલે ગોપીઓને સર્વમાં શ્રીકૃષ્ણ દેખાઈ છે.

દરેક દેવોએ પશુઓને પોતાના વાહન કેમ બનાવ્યા છે? મનુષ્યને પશુ–પક્ષીમાં પણ ઈશ્વર ભાવના થાય–પશુપક્ષીમાં પણ ઈશ્વર ભાવના કરવાની સમજ પડે એટલા માટે.

પહેલાં તો દરેકમાં ઈશ્વરની ભાવના કરવાની.

**मैं सेवक सचराचर रुप स्वामी भगवन्।**

સર્વમાં ઈશ્વરનો અનુભવ કરનાર પોતે પણ ઈશ્વરમય બને છે.

તે ગોપીના મુખ ઉપર શ્રીકૃષ્ણના જેવું તેજ આવ્યું છે. જીવ જેનું સતત ધ્યાન કરે છે તેની આકૃતિ તેના મુખ ઉપર પડે છે.

એક ગોપી બની છે બાલકૃષ્ણ. કહે છે હું કાલિયનાગને નાથીશ.

બીજી ગોપી બની છે કાલિયનાગ.

પહેલી ગોપી બીજી ગોપીના માથા ઉપર ચડી છે. માથા ઉપર ઊભી ઊભી કહે છે, એય કાલિય, તું અહીંથી ચાલ્યો જા. મેં દુષ્ટોનું દમન કરવા માટે જન્મ લીધો છે.

વિચારો, માથા ઉપર ઊભવું કેટલું કઠણ છે.

આ રાસની કથા છે. સાધારણ વક્તા શ્રોતા આ કથા સાંભળવાના અધિકારી નથી. શુકદેવજીનાં કેવળ દર્શનમાત્રથી અપ્સરાઓના કામનો નાશ થયો છે. અપ્સરામાં શુકદેવજીને સ્ત્રીત્વ દેખાયું નહિ. તેમાં બ્રહ્મનાં દર્શન થયાં. બ્રહ્મજ્ઞાની સુલભ છે પણ બ્રહ્મદૃષ્ટિ રાખનાર મહાત્મા સુલભ નથી. જેની દૃષ્ટિથી કામનો નાશ થતો હતો તે મહાપુરુષ આ કથા કરવા બેઠો છે. જેની લંગોટી પણ છૂટી ગઈ છે તેવા મહાયોગી આ કથા કરે છે.

ગોપીઓ ભગવતરૂપ બની છે. રાધાકૃષ્ણ એક જ છે. રાધા કૃષ્ણથી અભિન્ન છે. જેમ સૂર્ય અને સૂર્યની પ્રભા એક જ છે તેમ. રાધા કૃષ્ણથી ભિન્ન થાય નહિ. આ તો લીલા કરી છે.

અંતર્ધાન થતી વખતે શ્રીકૃષ્ણે રાધાજીને સાથમાં લીધાં છે. આગળ ચાલતાં રાધાજીએ કૃષ્ણને કહ્યું છે કે હું થાકી ગઈ છું. મારાથી આગળ ચલાય તેમ નથી. તમને મારી ગરજ હોય તો મને તમારા ખભા ઉપર ચઢાવીને લઇ જાવ. કૃષ્ણે જવાબ આપ્યો, તમે મારા ખભા ઉપર ચઢો. રાધાજી ખભા ઉપર ચઢ્યાં ત્યાં શ્રીકૃષ્ણ અંતર્ધાન થયા. રાધાજી ઝાડની ડાળી ઉપર લટકી ગયાં. ભાગવતમાં તો લખ્યું કે રાધાજીને અભિમાન થયું છે. પણ રાધાજીને અભિમાન ક્યાંથી થાય? આ તો લીલા છે. જીવને અભિમાન થાય છે.

અભિમાન આવે એટલે જીવ તેવી રીતે લટકે છે. મનુષ્યનો શત્રુ અભિમાન છે. અભિમાનમાંથી બીજા દુર્ગુણો આવે છે. અભિમાનને લીધે જીવ દુઃખી થાય છે. દૈન્ય આવવું કઠણ છે. મનુષ્ય જ્યારે અભિમાનમાં રહે છે ત્યારે જો કોઈ કર્કશ શબ્દ બોલે, તો તેની અસર મન ઉપર થાય છે. ઈશ્વરનાં ચરણમાં સતત રહો કે જેથી આવા વિકાર થાય નહિ.



રાધાજીને શ્રીકૃષ્ણે બહુમાન આપેલું. પોતાની સાથે લઈ ગયેલા. પરંતુ જેને બહુમાન મળે તેને અભિમાન થાય છે. જીવને બહુમાન કે બહુ ધન મળ્યા પછી ઘણીવાર તેને અભિમાન થાય છે. માન, ધન મળે ત્યારે નમ્ર બનજો.

કૃષ્ણના અંતર્ધાન થવાથી રાધાજી રોયાં, પસ્તાવા લાગ્યાં, હે નાથ! પ્યારે! મને દર્શન આપો.

પ્યારે દર્શન દિજ્યો આય, તુમ બીન રહ્યો ન જાય,  
જળબિન કમળ,ચંદબિન રજની, ઐસે તુમ દેખ્યા બિન સજની,  
આકુળ વ્યાકુળ ફિરું રૈન દિન, બિરહ કલેજો ખાય  
દિવસ ન ભૂખ, નીંદ નહિ રૈના, મુખસું કહત ન આવે બૈના,  
કયા કહું કુછ કહત ન આવે, મિલકર તપન બુઝાય.  
કયું તરસાવો અંતરજામી, આઈ મિલો કિરપાકર સ્વામી,  
મીરાં દાસી જનમ જનમકી, પડી તુમ્હારે પાય.

રાધાજી ગાતાં અને રોતાં બેભાન બન્યાં છે. કૃષ્ણને શોધતી શોધતી ગોપીઓ રાધાજી પાસે આવી છે. રાધાજીને જગાડયાં. બધી સખીઓ ભગવાન જ્યાંથી અદૃશ્ય થયા હતા ત્યાં આવી છે.

જ્ઞાનમાર્ગમાં ધ્યાન પ્રધાન છે. ભક્તિમાર્ગમાં ભગવાનનાં ગુણગાન પ્રધાન છે. ભગવાનનું ભજન પ્રધાન છે. ભગવત ગુણગાન કરો. સ્વદોષનું વર્ણન કરો અને ભગવદ્-ગુણના વખાણ કરો એટલે ભગવાનને તમારી દયા આવશે.

માધવ ગાનપ્રિય છે. એક વખત વૈષ્ણવોએ જોયું કે જગન્નાથજીને રોજ નવાં નવાં વસ્ત્રો પહેરાવીએ છીએ ને ફાટી જાય છે. ભક્તોએ તેનું કારણ ઠાકોરજીને પૂછયું. જગન્નાથજી કહે એક કન્યા ગીત ગોવિંદનો પાઠ કરતી નિત્ય ભમે છે. તે સાંભળવા વનમાં તેની પાછળ પાછળ ભમવાથી કાંટા ઝાંખરામાં મારાં વસ્ત્રો ભરાતાં તે ફાટી જાય છે. ભગવાને ભાગવતમાં કહ્યું છે, હું મારા નિષ્કામ ભક્તોની પાછળ પાછળ ભમું છું કે જેથી મારા ભક્તોની રજ ઊડતી ઊડતી મારા ઉપર પડે.

વિરહમાં વ્યાકુળ થયેલી ગોપીઓ શ્રીકૃષ્ણની ભાવના કરતી શ્રીકૃષ્ણનાં જ ગુણગાન ગાવા લાગી. આ ગાન તે ગોપીગીત. ગોપીઓએ વિચાર્યું, જમુનાને કિનારે જઈ શ્રીકૃષ્ણની સ્તુતિ કરીશું તો ભગવાન પ્રગટ થશે.

ગોપીગીતનો ઘણા વૈષ્ણવો પાઠ કરે છે, પણ ગોપી થઈને ગોપીગીતનો પાઠ કરવો જોઈએ.

જે જીવ ઈશ્વરમિલન માટે અતિ વ્યાકુળ બને છે તેને જગતમાં ક્યાંય ચેન પડતું નથી. અતિ આર્ત સ્વરે ભગવાનને પોકારો, ભગવાનની સ્તુતિ કરો, તો ભગવાન મળે છે. અતિ આર્દ્ર બનીને ગોપીગીતનો પાઠ કરવો જોઈએ.

ત્રણ વાર હંમેશા સ્તુતિ કરવી. ગોવિંદ દામોદર સ્તોત્રમાં કહ્યું છે તેમ સુખાવસાને દુઃખાવસાને અને દેહાવસાને સ્તુતિ કરો. સુખમાં ભગવાનની સ્તુતિ કરો અને દુઃખમાં ભગવાનની સ્તુતિ કરો. દુઃખના પ્રસંગમાં વિચારો કે મારા પાપ તો પહાડ જેવા છે. મારા પાપના પ્રમાણમાં ભગવાને ઓછી સજા કરી છે. ગોપીગીતમાં ઇંદિરા છંદ છે. ઇંદિરા એટલે લક્ષ્મી. ગોપીઓ લક્ષ્મી છે એટલે ઇંદિરા છંદ ગોપીગીતમાં છે.

સખીઓ પરમાત્માની સ્તુતિ કરે છે. કનૈયા તારે લીધે અમારી અને અમારા વ્રજની શોભા વધી છે. અમારી શોભા તારે લીધે છે. અમારી વ્રજભૂમ આવી સુંદર ન હતી, પણ નાથ, તમારું પ્રાગટ્ય થયું ત્યારથી વ્રજની શોભા વધી છે.

**जयति ते ऽधिकं जन्मना व्रजः**

માનવ શરીર એ જ વ્રજ છે. શરીર વ્રજમાં પ્રભુ પ્રગટ થાય તો તેની શોભા વધે છે. આ શરીર વ્રજમાં ઠાકોરજી બિરાજે છે તો તેની કિંમત વધી જાય છે. તેનો જયજયકાર થાય છે. વ્રજ શબ્દનો અર્થ થાય છે

**व्रजति भगवत् समीपं स व्रजः।**
**ते जन्मना व्रजः ऽधिकं जयति॥**

જે ભગવાન પાસે લઈ જાય, જે આપણને ભગવાનની પાસે લઈ જવામાં મદદ કરે તેવું આ શરીર વ્રજ છે.

આ શરીરની શોભા દાગીના વગેરે સાધનોથી વધતી નથી. શરીરની શોભા વધે છે. ભગવત્ ભક્તિથી. નાથ, તમારા લીધે અમારી શોભા છે.

નાથ, તમારું પ્રાગટ્ય થયું ત્યારથી આ મારા વ્રજની શોભા-શરીરની શોભા વધી છે.

શરીર સિંહાસન ઉપર કામ, ક્રોધ, લોભ, મદ, મોહ, મત્સર હશે નહિ, ત્યારે પરમાત્મા દોડતા આવે છે. તુકારામ, મીરાંબાઈનો જયજયકાર થાય છે કારણ તેના શરીર વ્રજમાં શ્રીકૃષ્ણ વિરાજતા હતા. નરસિંહ મહેતા વ્રજમાં ગયા ન હતા. પણ તેમણે પોતાના શરીરને વ્રજ બનાવ્યું હતું.

મોટા રાજાઓને જગત ભૂલ્યું છે અને ભૂલે છે પણ શંકરાચાર્ય, વલ્લભાચાર્ય મીરાંબાઈ, તુકારામને કોઈ ભૂલશે નહિ. આ મહાપુરુષો પોતાના હૃદયગોકુળમાં શ્રીકૃષ્ણને રાખતા. જગતગુરુ શંકરાચાર્ય જેવો જ્ઞાની થયો નથી. તેમ છતાં તેનાં હૃદયગોકુળમાં હંમેશા શ્રીકૃષ્ણ વિરાજતા હતા.

**जयति ते ऽधिकं जन्मना व्रजः श्रयत इन्दिरा शश्वदत्र हि।**
**दयित दृश्यतां दिक्षु तावकास्त्वयि धृतासवस्त्वां विचिन्वते॥**
**शरदुदाशये साधुजातसत्सरसिजोदर श्रीमुषा दृशा।**
**सुरतनाथ ते ऽशुल्कदासिका वरद निघ्नतो नेह किं वधः॥**

કનૈયા, અમે કેવળ તારા માટે જીવીએ છીએ.તારા વિના કાળ અમને પીડા આપે છે.

નાથ, તમને અમારી ગરજ નથી પણ શરણે આવેલા જીવનું રક્ષણ કરવું એ તમારી શું ફરજ નથી ?

શરણાગત જીવની ઉપેક્ષા ન કરે એ ભગવાન. જીવ ઈશ્વરને શરણે જાય એ જીવનો ધર્મ છે. શરણે આવેલા જીવને અપનાવવો એ ઈશ્વરનો ધર્મ છે. નાથ અમારી ઉપેક્ષા ન કરો. સર્વમાં અમે તને જ શોધીએ છીએ. **त्वां विचिन्वते।**

ભગવત્ભક્ત સર્વમાં એક ઈશ્વરને જ શોધે છે. **त्वाम् श्रीकृष्णं सर्वत्र विचिन्वते।**

સર્વમાં અમે તમને શોધીએ છીએ. બીજું કાંઈ શોધતા નથી સર્વમાં ઈશ્વરને શોધે તે ગોપી.

હે નાથ! અમે તમારી દાસીઓ છીએ. અમે તમારી છીએ. **दिक्षु तावकाः** તો અમને દર્શન આપો.



પહેલા શ્લોકમાં પ્રભુના ગુણગાનનું કથન છે માટે કીર્તન ભક્તિ, પ્રભુના દર્શનની અપેક્ષા છે માટે દર્શનભક્તિ અને પ્રભુને માટે તેમણે પ્રાણ ધારેલો હોવાથી આત્મનિવેદન પણ છે. 'દયિત'થી સખ્ય, 'આપની' શબ્દથી દાસ્ય, વગેરે સાધનરૂપા ભક્તિના ભેદો સૂચવ્યાં છે.

અજામિલ જેવા પાપી ઉપર આપે કૃપા કરી છે, તો હે કનૈયા! તું અમારા ઉપર કૃપા નહિ કરે? અમને દર્શન નહિ આપે?

નાથ, તમારું ચિંતન કરતાં તમારા માટે આ અંધારી રાત્રે અમે અબળાઓ આ જંગલમાં ભટકીએ છીએ અને તમે અમારી ઉપેક્ષા કરો તે ઠીક નથી.

હે નાથ! અમે તારી પાસે કાંઈ માંગતા નથી. હે નાથ! અમે તો તારી અશુલ્કદાસીકા છીએ (**बिना मोलकी चेरी**) અમને કાંઈ આશા નથી. અમે તારી પાસે કાંઈ માગવા આવ્યા નથી. અમારી ભક્તિ નિષ્કામ છે.

**ते ऽशुल्क दासिका।**

પોતાની જાતને અશુલ્કદાસિકા કહીને અત્યંત તિરસ્કાર કરે છે. પણ એમાં ગોપીઓનું દૈન્ય જ મુખ્યત્વે જણાય છે.

તારાં નેત્રોથી અમે ઘાયલ થયા છીએ. નેત્રબાણથી કરેલો વધ એ વધ નથી શું? શસ્ત્રથી કરેલા વધને જ શું વધ કહેવાય?

નાથ, હું સમજી ગઈ. તમે દયાળુ નથી, તમે તો નિષ્ઠુર છો. યશોદાજી તો ભોળાં છે. તમે ભોળા નથી. યશોદાજીનો એક પણ ગુણ તમારામાં આવ્યો નથી. એટલે તમે અમને વિરહમાં મારો તેમાં શું આશ્ચર્ય?

એક ગોપી બોલી છે, લાલા તું કેવો છે તે હું જાણું છું. તું માખણચોર છે. કનૈયા તું ચોર છે. તું અમારા મનની ચોરી કરીને બેઠો છે, અને કહે છે કે અહીંથી જાવ.

કનૈયો કહેઃ—હું ચોર છું તો મને કેમ બોલાવો છો? તમે એક બાજુ મને બોલાવો છો અને વળી એમ પણ કહો છો કે હું ચોર છું! હું ચોર હોઉં તો ચોરને તે કોઈ બોલાવતું હશે?

ગોપીઓ કહે છે:—તને બોલાવીએ છીએ તે ચોરી કરવા માટે જ. કનૈયા તને ચોરી કરવા બોલાવું છું. કનૈયા તું ચોરી કરે તેમાં શું આશ્ચર્ય? પરંતુ આ તારી આંખને પણ ચોરી કરવાની આદત પડી છે.

**विषजलाप्ययाद् व्यालराक्षसाद् वर्षमारुताद् वैद्युतानलात्।**
**वृषमयात्मजाद् विश्वतोभयादृषभ ते वयं रक्षिता मुहुः॥**

ભા. ૧૦—૩૧—૩

યમુનાજીના વિષમય થયેલા જળથી થવાના મૃત્યુથી, અજગરના રૂપમાં ખાઈ જવાવાળા અઘાસુરથી, ઈન્દ્રની વર્ષાથી, વીજળીથી, તુફાનથી, દાવાનળથી, વૃષભાસુર અને વ્યોમાસુર વગેરેથી તેમજ જુદા જુદા પ્રસંગો પર સર્વ પ્રકારના ભયોથી તમે વારંવાર અમારું રક્ષણ કર્યું છે.

તો હે કનૈયા, આજે તું કેમ નિષ્ઠુર થયો છે? અમને જો મારવા જ હતા તો આટઆટલી આફતોથી અમારું રક્ષણ કર્યું જ શા માટે?

હે કનૈયા! આજે તું અમારું રક્ષણ નહીં કરે? આજે અમારા ઉપર કૃપા નહિ કરે?

કાલિયનાગ, અઘાસુર, બકાસુર વગેરેના ત્રાસથી અમારું રક્ષણ કર્યું અને હવે તું અમને મારે એ તને શોભે નહિ. આ શ્રીકૃષ્ણવિરહ એ જ મોટો રાક્ષસ છે. તે અમને રડાવે છે. કનૈયા, તું જલદી દર્શન આપ. કાલિયનાગનું ઝેર સારું પણ આ તારા વિયોગનું ઝેર અસહ્ય છે. તે અમારાથી સહન થાય તેમ નથી. કાલિયનાગના ઝેર કરતાં આ તારો વિરહ અમને બહુ બાળે છે.

તેં અગાઉ એક વખત અમને મળવાની કૃપા કરી. જો અમને મારવાની ઇચ્છા હતી તો અમને પ્રેમનું દાન શા માટે કર્યું ? અમને પ્રેમનું દાન કેમ આપ્યું ? ત્યારે એક સખી બોલી છે :—કનૈયા, તું હવે કૃપા નહિ કરે તો લોકોને હું જાણ કરી દઈશ કે તું નંદયશોદાનો પુત્ર નથી. કનૈયા હું જાણું છું કે તું કોણ છે.

કનૈયો પૂછે છે :—તમે જાણો છો કે હું કોણ છું ?

તે સખી બોલી છે,

**न खलु गोपिकानन्दनो भवानखिलदेहिनामन्तरात्मदृक्।**

**विखनसार्थितो विश्वगुप्तये सख उदेयिवान् सात्त्वतांकुले॥**

ગોપીઓ એ જ્ઞાની ભક્ત છે. તેઓ કનૈયાને ઓળખે છે. નાથ, અમે તમને ઓળખીએ છીએ અને ઓળખીને તમારી સાથે પ્રેમ કરીએ છીએ.

ગોપીઓ કહે છે :—આપ સર્વના અંતરમાં અંતર્યામી રૂપે રહેલા નારાયણ છો. સમસ્ત શરીરધારીઓના હૃદયમાં રહેવાવાળા તેઓના સાક્ષી છો.

કનૈયો પૂછે છે :—તમારી ઇચ્છા શી છે તે તો કહો ?

ત્યારે એક ગોપી બોલી :—હે કાન્ત, હે પ્યારે, તમારા વરદ હસ્તમાં એવી શક્તિ છે કે તે અમારા અભિમાનને દૂર કરશે. તમારા મંગલમય હસ્તને અમારા મસ્તક ઉપર પધરાવો.

આ આખા પાંચમાં શ્લોકનું તારતમ્ય શરણ ભક્તિમાં છે. આની પહેલાંના શ્લોકમાં ભગવાનના માહાત્મ્યનું જ્ઞાન તેમને સ્ફુર્યું હતું. ભગવાન મહાન છે, તે સર્વ કરવાને સમર્થ છે અને તેનો પ્રભાવ અપ્રતિમ છે. એવી પ્રતીતિ થતાં હૃદય પ્રભુનું શરણ યાચે તે સ્વાભાવિક છે. શરણભાવથી જીવ પ્રભુને વધારે ઓળખતો થાય છે. કારણ કે ત્યાં વિના સેવાદિ બની શકતા નથી. પ્રભુપ્રેમના માર્ગમાં ગોપીજન આગળ વધે છે. સર્વ ભયમાંથી મુક્ત થવા તેઓ અહીં શરણની યાચના કરે છે.

ત્યારે પ્રભુએ કહ્યું :—તમારું મંડળ મોટું છે. હું કેટલા ઉપર હાથ પધરાવું ? તેમાં બહુ સમય જોઈશે. એટલે તમારા ઉપર કૃપા કરીશ, પરંતુ બીજા ભક્તોનું કામ કર્યા પછી કૃપા કરું તો ? બીજા ભક્તોનું કામ પતાવીને પછી આવું તો ? ત્યારે એક ગોપી બોલી —કનૈયા બીજા ભક્તોનું કામ તું પછી કરજે. અમે તમારી છીએ, તું અમારો છે. તમારા ઉપર અમારો હક્ક છે. તું **व्रजजनार्तिहन्** છે. વ્રજવાસીઓની પીડાનો નાશ કરનાર છે. બીજા ભક્તો વ્રજભક્તો નથી. અમે વ્રજભકતો છીએ. કનૈયા તું અને હું એક ગામના વતની છીએ. એટલે તારા ઉપર અમારો પહેલો હક્ક નહિ ? તારા ઉપર અમારો પહેલો હક્ક છે. તારો અવતાર અમ વ્રજવાસીઓનો ઉદ્ધાર કરવા માટે થયો છે.



વ્રજભક્ત કોણ ? વ્રજભક્તો એટલે ગોકુળ મથુરામાં રહેનારજ ? ના, ના. જે નિઃસાધન ભક્ત છે તે વ્રજભક્ત. સાધન કરો પણ સાધનમાં તૃપ્તિનો અનુભવ ન કરો એ નિઃસાધનતા છે. એવી રીતે ભક્તિ કરે એ જ વ્રજભક્ત છે. નાથ, અમારા પાપ તો પહાડ જેવા છે અને સાધન તો અલ્પ છે. સાધનથી બધા પાપ કેમ બળે ? ભગવતકૃપાથી જ બધા પાપ બળે. આવી દીનતા આવવી જોઈએ. સર્વ પ્રકારનાં સાધન કરે અને તેમ છતાં પોતાને નિઃસાધન માને તે વ્રજભક્ત. જેનું હૃદય દીન છે એ જ વ્રજભક્ત છે. સાધન બધાં કરે છતાં કહે કે—અમારાથી કંઈ થઈ શક્યું નથી.

કનૈયા ! તારા બીજા ભક્તો કાંઈક ને કાંઈક સાધન કરતા હશે : કોઈ યોગી હશે. કોઈ જ્ઞાની હશે, કોઈ કર્મનીષ્ઠ હશે. બીજાને સાધનોનું અવલંબન છે, અમને કાંઈ અવલંબન નથી. બીજા કોઈ ભક્તને સાધનનો આધાર છે. ત્યારે આ વ્રજની ગોપીને તમારો એકનો જ આધાર છે. અમે તો કેવળ તારે જ આસરે છીએ. અમે તો ગામડામાં રહેનારી અભણ ગોપીઓ છીએ. અમે નિરાધાર છીએ. તમે જ અમારા આધાર છો.

જીવ નિરાધાર થતો નથી, એટલે તેને સર્વના આધારરૂપ ભગવાન મળતા નથી. ગોપીઓ ધ્યાન વગેરે સઘળું કરે છે. તેમ છતાં માને છે :—અમારાથી કાંઈ થતું નથી. આવી ભાવના જે રાખે તે વ્રજભક્ત. જીવ નિરાધાર થતો નથી. સાધનની ઠસક રાખે છે.

કનૈયા, તારું ધ્યાન કેવી રીતે કરવું તે અમે જાણતા નથી. અમે યોગ સાધન કાંઈ જાણતા નથી.

ગામડામાં રહેનારી અમે અબલા ગોપી તારા શરણે આવ્યા છીએ. અમે નિઃસાધન ભક્ત છીએ. નિઃસાધન ભક્તોનો તારા ઉપર પહેલો હક્ક છે.

સર્વ સાધન કરે તેમ છતાં જેને સાધનનું અભિમાન સ્પર્શ કરતું નથી તે નિઃસાધન ભક્ત.

સત્કર્મ કર્યા પછી, સાધન કર્યા પછી અભિમાન વધે છે, એટલે દરેક સત્કર્મની પૂર્ણાહુતિ વખતે મંત્ર બોલવાનો હોય છે.

**मंत्रहीनं क्रियाहीनं।**

સાધન કરો પણ હૃદયથી દીન બનો. મનુષ્ય હૃદયથી દીન બનતો નથી, તેથી તે કૃષ્ણને ગમતો નથી. હું નિરાભિમાની છું એમ બોલવું એ પણ અભિમાન છે. હૃદયથી દૈન્ય તો ત્યારે આવે છે કે જ્યારે જ્યાં નજર જાય ત્યાં ભગવતભાવ જાગે છે.

વ્રજભક્તો માટે તારો અવતાર છે. તો તારું તે પરમ સુંદર સાંવલું સાંવલું મુખકમળ અમને દેખાડ.

**जलरुहाननं चारु दर्शय।**

મારાં દર્શન થયા પછી તમારી ઇચ્છા શી છે ?

આ અંતરંગમાં સંયોગ અને બહિરંગમાં વિયોગ છે. એટલે શ્રીકૃષ્ણ પ્રત્યક્ષ પૂછતા હોય તેમ લાગે છે.

ગોપીઓ બોલી :—હે કામ વિનાશક ! અમારી સર્વ કામનાઓનો વિનાશ કરવાની શક્તિ તમારા હાથમાં છે.

**नः कृन्धि हृच्छयम्।**

અમારા કામનો નાશ કરો. ગોપીઓ કામસુખની ઇચ્છા નથી કરતી, પરંતુ કામસુખનો વિનાશ ઇચ્છે છે.

સંત-ગુરુના હાથમાં કામનો વિનાશ કરવાની શક્તિ હોય છે.

તારો હાથ મસ્તક ઉપર આવશે એટલે અમારી બુદ્ધિમાંથી કામવાસના દૂર થશે.

એક ગોપીએ કહ્યું —તમારા ચરણને હૃદયમાં અને હાથ મસ્તક ઉપર પધરાવો.

પ્રભુએ કહ્યું :—મારા ચરણ એવાં સુલભ છે કે દરેકનાં હૃદયમાં હું મૂકવા જાઉં?

ગોપીઓ કહે છે :—હે કનૈયા ! ગાયોને તારાં ચરણ સુલભ છે, તો શું અમને નહિ?

અમે ગાય કરતાં પણ દીન બનીને તારી પાસે આવ્યાં છીએ. તારા ચરણ તો **तृणचरानुगं** છે. ઘાસ ચરતી ગાયોની પાછળ ભમનારાં છે. તમારાં ચરણ ગાયને સુલભ છે કારણ કે તમે ગાય પાછળ ફરો છો. એટલે તમારાં ચરણનાં દર્શન કરતાં કરતાં ગાયો ચાલે છે. ગાયોને તારાં ચરણ સુલભ અને ગાય કરતાં દીન બનેલી ગોપીને તારાં ચરણ દુર્લભ?

ભગવાન કહે છે-ગાયોને મારા ચરણ સુલભ છે એટલે શું મને ગોવાળ સમજો છો?

ગોપીઓ કહે છે-ના, ના. અમે તમને ઓળખીએ છીએ. તમે **श्रीनिकेतनम्** છો. તમારાં ચરણ લક્ષ્મીજીના રહેવાનાં સ્થાનરૂપ છે. એટલે કે આપ લક્ષ્મીપતિ છો. તમારા ચરણ તો લક્ષ્મીજી ગોદમાં રાખીને નિત્ય સેવે છે.

શ્રી કૃષ્ણ કહે :—હું મારાં ચરણ તમારા હૃદયમાં પધરાવવા તૈયાર છું, પણ મને ડર લાગે છે. તમારા હૃદયમાં અભિમાન છે, અભિમાન રૂપી ઝેર છે. ત્યાં મારાં ચરણ કેમ પધરાવું ? તે અભિમાનરૂપી ઝેર મને વળગી જાય તો ? એટલે મારાં ચરણ પધરાવતો નથી.

ગોપીઓ બોલી :—તમે અમને બનાવો છો ? આપ તો **फणि फणार्पितं** છો. તમે તો ઝેરી કાલિયનાગની ફણા ઉપર નાચનાર છો. કાલિયનાગના ફણા ઉપર આરૂઢ થયા ત્યારે તેનું ઝેર તમને વળગ્યું નહીં તો અમારા હૃદયમાં રહેલું અભિમાનરૂપી ઝેર તમને શું વળગવાનું હતું ? હવે બહાનાં બતાવો છો. ભલે માની લો કે અમારા હૃદયમાં ઝેર છે, પણ ઝેરને પણ અમૃત કરવાની શક્તિ તમારાં ચરણમાં છે. તમારાં ચરણ અમારા હૃદયના અભિમાનરૂપી ઝેરને પણ અમૃત બનાવશે. તમારાં ચરણ અમારા હૃદયમાં સ્થાપો એટલે અમારું અભિમાન અમૃત બની જાય.

તમારાં ચરણ, અભિમાન તો શું પણ નમન કરનારનાં સર્વ પાપોનો નાશ કરનાર છે.

**प्रणतदेहिनां पापकर्शनं**

ગોપીઓ વીનવે છે :—હે નાથ ! તમારાં અધરામૃતનાં પાન વડે અમને જિવાડો.

**ऽधरसीधुना ऽऽप्याययस्व**

શ્રીકૃષ્ણ કહે છે :—તમે તો જીવી રહ્યા છો અને જિવાડો એવી માંગણી કરો છો ? તમે અમને જિવાડો વગેરે જુઠા વચનો બોલી રહ્યા છો. તમારા પ્રેમમાં મને કાંઈક કપટ જેવું લાગે છે. અમે તો સાંભળ્યું છે કે દશરથજીએ રામજીના વિયોગમાં પ્રાણત્યાગ કર્યો હતો.

**राम राम कहि राम कहि राम कहि राम ।**
**तनु परिहरि रघुवर बिरहँ राउ गयउ सुरधाम ॥**

રામનો વિયોગ થતાં તુરત જ દશરથજીએ પ્રાણ ત્યાગ કર્યો.

દશરથનો પ્રેમ સાચો હતો. રામના વિયોગમાં તેના પ્રાણ ગયા હતા. દશરથજી રામના વિયોગમાં જીવ્યા નથી. આનું નામ સાચો પ્રેમ.



મારા વિયોગમાં તમો જીવો છો. મારી વાતો કરો છો. તમારો પ્રેમ બરાબર નથી. એટલે મને લાગે છે કે તમારો પ્રેમ સાચો નથી. જો તમારો પ્રેમ સાચો હોત તો તમે પણ દશરથજી જેમ મારા વિયોગમાં પ્રાણ ત્યાગ કર્યો હોત !

તમારો પ્રેમ સાચો હોય તો મારા વિયોગમાં તમારા પ્રાણ કેમ ગયા નહિ ?

આ સાંભળી ગોપીઓ આર્તસ્વરે ગાવા લાગી :

**तव कथामृतं तप्तजीवनं**
**कविभिरीडितं कल्मषापहम् ।**
**श्रवणमङ्गलं श्रीमदाततं**
**भुविगृणन्ति ते भुरिदा जनाः ॥**

ભા. ૧૦-૩૧-૯

એક ગોપી બોલી :—નાથ આપ એવું બોલો છો ? અમારા પ્રાણ તો ક્યારના જવાના હતા, પણ તમારી કથામૃતનું અમે પાન કરીએ છીએ. એટલે તે લોભે અમારા પ્રાણ જતા નથી. અમારા પ્રાણ તો જવાના હતા, પણ તમારા નામામૃત અને કથામૃત અમારા પ્રાણને ટકાવે છે. તમારી કથા અમારા પ્રાણ જતાં અટકાવે છે. નાથ, તમારી વાત મને યાદ આવે છે. તમે વચન આપેલું ને કે હું તમને મળીશ. અમને તે આશા છે. તેથી અમારા પ્રાણ જતા નથી. વૈષ્ણવ આશાથી જીવે છે. જીવનના છેલ્લા શ્વાસ સુધી આશા રાખે છે કે મને પરમાત્મા મળશે.

પ્રભુ ! તમારી લીલાકથા અમૃતસ્વરૂપ છે. કથામૃત પાપનો નાશ કરે છે. તમારી કથા કેવળ સાંભળવાથી જ લાભ થાય છે. એનું શ્રવણ જ મંગલ છે. યજ્ઞની કથા સાંભળવાથી આનંદ થતો નથી. ભગવાનની કથા સાંભળવાથી આનંદ થાય છે. વિરહથી દુઃખી થયેલા લોકો માટે તો તે જીવનરૂપ છે, જીવન સર્વસ્વ છે. મોટામોટા જ્ઞાની મહાત્માઓએ ભક્ત કવિઓએ એનાં ગાન કર્યાં છે. તે કથા સારાએ પાપ-તાપ તો મિટાવે છે, પણ સાથોસાથ સાંભળવા માત્રથી પરમ કલ્યાણ કરે છે. તે અતિસુંદર, અતિમધુર અને શાંતિદાયક છે. સ્વર્ગનું અમૃત તો પુણ્યને બાળે છે. ત્યારે તમારી કથા તો પાપોને બાળનારી છે. જેઓ તમારી આ લીલાકથાનું ગાન કરે છે, તેઓ જ ખરી રીતે આ લોકમાં મોટામાં મોટા દાની છે.

રામજીએ જ્યારે હનુમાનજીને પૂછ્યુ કે હે તાત, કહો, જાનકીજી મારા વિરહમાં કેવા પ્રકારે રહે છે અને પોતાના પ્રાણની રક્ષા કરે છે ? અર્થાત્ આ બંને વાતો અસંભવ છે. ત્યારે હનુમાનજીએ કહ્યું છે :

**नाम पाहरु दिवस निसि ध्यान तुम्हार कपाट ॥**
**लोचन निज पद जंत्रित जाहिं प्रान केहि बाट ॥**

તમારું નામ રાત દિવસ પહેરો દેવાવાળું રક્ષક છે, અને તમારું ધ્યાન એ બારણાં છે. અને નેત્રો પોતાનાં ચરણોમાં લગાડેલાં રાખે છે તો પ્રાણ હવે કયા માર્ગથી બહાર નીકળી શકે ? આપ પૂછો છો કે તે કેવી રીતે જીવે છે ? વિયોગ વિરહમાં તેના પ્રાણ નીકળી ગયા હોત પણ પ્રાણને નીકળવાનો રસ્તો મળતો નથી. તમારું નામ અને ધ્યાન છૂટે તો તરત જ તેના પ્રાણ નીકળી જાય, પણ તમારામાં એનો એવો પ્રેમ છે કે તમારું નામ અને ધ્યાન છૂટતું નથી. તેનો વિયોગ થતો નથી, એટલે પ્રાણ

નીકળી શકતા નથી. એટલે તેના પ્રાણનું રક્ષણ થાય છે. આથી બતાવ્યું છે કે જાનકીજીનાં મન, વચન અને કર્મ ત્રણે આપમાં લાગેલાં રહે છે. તમારું નામ અને ધ્યાન તેના પ્રાણ ટકાવે છે.

પ્રભુનું કથારૂપી અમૃત વિરહદશામાંથી પ્રાણને જતાં અટકાવે છે. ભગવાનની કથા પણ ભગવાનની માફક છ ગુણથી યુક્ત છે. તે મોક્ષની આપનારી છે અને પરમાનંદરૂપ છે. તે અમૃત જ છે. તે તપેલાનું જીવન છે. સંસારના તાપથી પીડિત થયેલાંના દુઃખનું નિવારણ જ્ઞાન અને વૈરાગ્ય કરે છે. વળી જ્ઞાનીઓ કથામૃતની સ્તુતિ કરે છે. તે પાપને દૂર કરનાર છે; આથી વીર્યધર્મનું સૂચન થાય છે. શ્રવણને કલ્યાણકારક છે આથી કથામૃતમાં યશ ધર્મ છે. તે લક્ષ્મી યુક્ત છે. તે સર્વત્ર વ્યાપે છે; આમાં ઐશ્વર્ય ગુણ છે. ભગવાનમાં ઐશ્વર્ય, વીર્ય, યશ, જ્ઞાન, વૈરાગ્ય અને શ્રી એ છ ગુણો છે. તેમ કથામૃતમાં આ છ ગુણો છે.

અન્નદાન, વસ્ત્રદાન એ ઉત્તમ છે પણ કથાદાન સર્વથી શ્રેષ્ઠ છે. કાંઈપણ આશા વગર તમારી કથા કરે એ ઉત્તમ ભક્ત છે. જ્ઞાનદાનથી જીવન સુધરે છે. જીવને કાયમની શાંતિ મળે છે.

કનૈયા તારા માટે અમે સર્વસ્વનો ત્યાગ કરીને આવ્યા છીએ. નાથ, તારા માટે અમે લોકલજ્જાનો પણ ત્યાગ કર્યો છે. અને તું આજે નિષ્ઠુર થયો છે.

ભાઈ છોડ્યા, બંધુ છોડ્યા, છોડ્યા સગા સોઈ.
મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ.

**पति सुतान्वय भ्रातृबान्धवान ति विलङ्घ्य तेऽन्त्यच्युता गताः। गतिविदस्तवोद्गीतमोहिताः**

આ શ્લોકમાં ગોપીઓનો સંન્યાસ પ્રગટ થયો છે.

અમારું ચિત્ત હવે બીજા કશામાં એક ક્ષણ પણ ચોંટતું નથી.
કોઈ વસ્તુમાં ક્ષણ ચિત્ત નવ ચોંટે, અલબેલો આવી બેઠો હૈયે જીરે.
દયાના પ્રિતમજીને એટલું જઈ કેજો, કયાં સુધી આવા દુઃખ સહીએ જીરે.
માટે અમને દર્શન આપો.
મુજે દો દર્શન ગિરિધારી, તોરી સાવરી સુરત પર વારી રે.
આ વિરહ વેદના અસહ્ય છે. મીરાંબાઈએ તે નીચેના શબ્દોમાં પ્રગટ કરી છે.

**ऐसी लगन लगाय कहाँ तुँ जासी, कहाँ तु जासी ऐसी लगन लगाय ।**
**तुम देखे बिन कल न पडत हैं, तडफ तडफ जीव जासी ॥**

ગોપીઓની કૃષ્ણદર્શન લાલસા કેવી છે?

ગોપીઓ આંખની પાંપણો બનાવનાર બ્રહ્માને પણ શાપ આપે છે, આ પાંપણો પણ તમારાં દર્શનમાં વિઘ્નકર્તા છે. નાથ, તમારાં દર્શન કરતાં આ પાંપણો હાલે છે. તેથી ક્ષણ માટે તારાં દર્શન થતાં નથી. એક પળ માટે પણ તારાં દર્શન થતાં આ પાંપણ અમને અટકાવે છે તે અમારાથી સહન થતું નથી. નાથ, એક ક્ષણનો પણ તારો વિયોગ અમારાથી સહન થતો નથી. આંખની આ પાંપણો બનાવનાર બ્રહ્મા જડ છે. આંખને પાંપણો ન હોત તો અમે નિરંતર તારાં દર્શન કરી શકત.

**कुटिल कुन्तलं श्रीमुखं च ते जड उदीक्षतां पक्ष्मकृद् दृशाम ।**



નાથ, તારાં દર્શન માટે કયાં સુધી રાહ જોવડાવીશ? તને શોધી શોધીને તો હવે અમારી આંખો પણ દુઃખવા આવી છે. નાથ, જ્યારથી આપ અમને છોડીને ગયા છો, ત્યારથી કોઈ દિવસ શાંતિ મળી નથી.

**दरस बिन दूखन लागे नैंन ।**
**जब तैं तुम बिछूरे पिव प्यारे, कबहु न पायो चैन ।**
**शब्द सुनत मेरी छतियाँ कांपै, मीठे लागें बैंन ।**
**एक टकटकी पंथ निहारूँ भई छमासि रैन ॥**
**विरह बिथा कासों कहु सजनी, बह गई करवन ऐन ।**
**मीरां के प्रभु कब रे मिलोगे दुःख मेटन सुख दैन ॥**

તો દુઃખ હરનારા અને સુખ આપનારા કયારે તમે મળશો? કયારે દર્શન આપશો?

વિરહ વેદના સહન થતી નથી એટલે ગોપીઓ રડવા લાગી. એકલા ગીતથી કાંઈપણ વળ્યું નહિ. એકલા ભગવાનના ગુણગાન ગાવાથી પણ ભગવાન પ્રગટ થતા નથી. પરંતુ તેને માટે રડો ત્યારે તે પ્રગટ થાય છે, દર્શન આપે છે.

શ્રીકૃષ્ણ માટે ગોપીઓ જ્યારે રડવા લાગી, ત્યારે પરમાત્મા પ્રગટ થયા.

**रुरुदुः सुस्वरं राजन् कृष्णदर्शनलालसाः**

કૃષ્ણદર્શનની ઇચ્છાવાળી તે ગોપીઓ ઊંચા સ્વરે રડવા લાગી. પરમાત્માને માટે સાધન કરતો જીવ થાકી જાય ત્યારે રડે છે. અને ત્યારે પ્રભુ દયા કરી પ્રગટ થાય છે.

તમે પણ ગોપીઓ જેમ જ્યારે તેને માટે રડશો ત્યારે તે પ્રગટ થશે, પ્રાપ્ત થશે.

રામકૃષ્ણ પરમહંસ કહેતા :—સ્ત્રી, પુત્ર, આદિના મૃત્યુના પ્રસંગે અને દ્રવ્યની પ્રાપ્તિ માટે લોકો આંસુઓની ધારાઓ વહેવડાવે છે; પરંતુ ઈશ્વરનાં દર્શન મને નથી થયાં એમ વિચારી ભગવાન માટે એક આંસુનું ટીપું કોઈ પાડે છે?

પોતાનો અનુભવ વર્ણવતાં કહે છે, "સંધ્યા સમયે પણ જ્યારે મને માનાં દર્શન ન થયાં, ત્યારે હું મોટેથી રડી ઊઠતો. મા, તારાં દર્શન વિના આજનો દિવસ પણ ચાલ્યો ગયો. હું રડતો રડતો જમીન પર પડતો—મા આજે પણ તેં દર્શન આપ્યાં નહિ. છેવટે દર્શન થયાં. એને માટે અતિ વ્યાકુળ થઈને આંખોમાંથી આંસુઓની ધારાઓ વહેવડાવો. તે જરૂર દર્શન આપશે."

પછી ગોપીઓનું આક્રંદ જોઈ ભગવાનથી ન રહેવાયું. ગોપીઓ રડે તે મારાથી સહન ન થાય. ગોપીઓ અભિમાન દૂર કરી દીન બની એટલે પરમાત્મા પ્રગટ થયા છે. ભક્ત ભગવાન માટે રડે, આક્રંદ કરે એટલે ભગવાનનાં દર્શન થાય છે. તમે પણ જ્યારે તેને માટે રડશો ત્યારે તે પ્રગટ થશે, તે પ્રાપ્ત થશે. અને ભગવાને ગોપીઓને કહેલું કે હવે હું તમને છોડીને જઈશ નહીં. એમ ભગવાન તમને કહેશે–હવે તને છોડીને જઈશ નહીં.

**वृन्दावनं परित्यज्य पादमेकं न गच्छति ।**

દશમ સ્કંધના અધ્યાય ૩૧ ને લોકો ગોપીગીત કહે છે. ગોપીગીતમાં ૧૯ પ્રકારની જુદી જુદી ગોપીઓ ગીત ગાય છે. તેના પ્રકારો વલ્લભાચાર્ય મહાપ્રભુએ બતાવ્યા છે. પહેલો શ્લોક બોલનાર પહેલી ગોપી સાત્ત્વિક રાજસૂ છે. તે ભગવાનનાં વખાણ કરે છે. બીજો શ્લોક બોલનાર બીજી ગોપી સાત્ત્વિક તામસી છે. એટલે તે શ્રીકૃષ્ણને સહેજ ઠપકો આપે છે.

બીજા શ્લોકમાં તામસ ગોપી બોલે છે. તેથી તે શ્રીકૃષ્ણને નિષ્ઠુર કહે છે. ત્રીજો શ્લોક બોલનારી ત્રીજી ગોપી સાત્ત્વિક છે, તેથી તે ભગવાનના ઉપકારોને યાદ કરે છે અને તેનું વર્ણન કરે છે.

ચોથો શ્લોક બોલનારી ચોથી ગોપી શ્રુતિરૂપા નિર્ગુણ ગોપી છે. તેથી તે કહે છે:
સમસ્ત દેહધારીઓનાં હૃદયમાં રહેવાવાળા આપ સાક્ષી છો, અંતર્યામી છો.

પાંચમો શ્લોક બોલનારી ગોપી અનન્યપૂર્વા સાત્ત્વિક ગોપી છે. તેથી તે ભગવાનની કૃપા યાચે છે. તમારો હાથ અમારા મસ્તકે પધરાવો.

છઠ્ઠો શ્લોક બોલનારી ગોપી અનન્યપૂર્વા સાત્ત્વિક તામસી ગોપી છે. તેથી તે ગોપી કનૈયા ઉપર પોતાના હક્ક બતાવે છે. તે ધૃષ્ટતાથી પ્રાર્થના કરે છે. ગોપીગીતનો ઉપસંહાર કરતાં મહાપ્રભુ શ્રી વલ્લભાચાર્યજીએ સુબોધિનીમાં કહ્યું છે.

**न हि साधनसम्पत्या हरिस्तुष्यति कस्यचित् ।**
**भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधनम् ॥**

સાધન સંપત્તિથી ભગવાન કદાપિ સંતુષ્ઠ થતા નથી, પ્રસન્ન થતા નથી ભકતોની દીનતા એ એક જ વસ્તુ ભગવાનને પ્રસન્ન કરવાનું સાધન છે. પ્રલાપ અને ગાન નીષ્ફળ નીવડયાં એટલે ગોપીઓમાં દૈન્ય આવ્યું અને તેને પરિણામે તેઓ રડી પડેલાં.

ગોપીગીત સાંભળી શ્રીકૃષ્ણ પ્રગટ થયા એટલે વૈષ્ણવો આ ગોપીગીતનો પાઠ કરે છે. પરંતુ કેટલાક સંપ્રદાયમાં મર્યાદા કરી છે કે ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન થાય, ત્યારે ગોપીગીત ન ગવાય. ગોપીગીત વિયોગનું ગીત છે. જ્યારે ભગવાનનાં દર્શન ન થાય, ત્યારે જ ગોપીગીત ગવાય.

બહુ અકળાય છે ત્યારે ગોપી બોલી છે, તમે કપટી છો. આપણાથી આવું બોલાય નહીં. ગોપીઓ બોલી શકે.

ભગવાનને દયા આવી નહિ. તેઓ પ્રગટ થયા નહિ એટલે ભગવત વિરહમાં પ્રાણ તરફડે છે. આજ લોક લજ્જાનો ત્યાગ કર્યો અને હે ગોવિંદ, હે દામોદર, હે માધવ, કહેતાં ગોપીઓ રુદન કરવા લાગી.

પરમાત્મા પૂરો પ્રેમ માંગે છે. પાગલ થયા વિના પરમાત્મા મળતા નથી. કામાંધ પુરુષ કામમાં પાગલ બને છે. લોભી ધન માટે પાગલ બને છે અને ભક્ત ભગવાન માટે પાગલ બને છે. જીવ સંસારના જડ પદાર્થ સાથે પ્રેમ કરે છે, ત્યાંસુધી ઈશ્વરને તેની દયા આવતી નથી. પરમાત્માને પ્રસન્ન કરવાનું સાધન એ જ કે એકાંતમાં ભગવત વિરહથી વ્યાકુળ થઈ ભગવાન માટે જીવ આંસુ પાડે.

કૃષ્ણ પ્રગટ થયા છે. ગોપીઓને આનંદ થયો છે. ગોપીઓ પ્રભુને **પૂછે છે**: કેટલાક પ્રેમ કરનાર સાથે પ્રેમ કરે છે. કેટલાક પ્રેમ ન કરનાર સાથે પણ પ્રેમ કરે છે. કેટલાક પ્રેમ કરો કે ન કરો તોપણ તે પ્રેમ કરતાં જ નથી.

પ્રેમ કરનાર સાથે પ્રેમ કરનાર સંસારના સ્વાર્થી જીવો છે.

બાળક પ્રેમ ન કરે તોપણ માતાપિતા બાળક ઉપર પ્રેમ કરે છે. બાળક તિરસ્કાર કરે, તોપણ માતાપિતા તેના ઉપર પ્રેમ કરશે.

અવધૂત કોટિના મહાત્માઓ સતત બ્રહ્માકારવૃત્તિ રાખે છે. એટલે તેઓ ઈશ્વર સિવાય કોઈના પર પ્રેમ કરતા જ નથી.



તો તમે કયા વર્ગમાં આવો છો તે કહો. કૃષ્ણ જવાબ આપે છે, હું ત્રણે પ્રકારોથી પર છું. સખીઓ, તમારા પ્રેમને હું જાણું છું મારા વિયોગમાં તમને દુઃખ થયું પણ તે વિયોગ તમને વિશિષ્ટ યોગનું દાન કરવા માટે આપેલો.

વિયોગમાં લક્ષ્ય સાથે સંયોગ કરતાં પણ વધારે એકતાનતા થાય છે, તેથી વિયોગ એ વિશિષ્ટ પ્રકારનો યોગ છે. આ વિશિષ્ટ પ્રકારના યોગનું ગોપીઓને દાન કરવા શ્રીકૃષ્ણ અદૃશ્ય થયા હતા. અને તે બહાને તેઓનાં મન પોતાનામાં વધારે એકાકાર બનાવ્યાં. આ વિયોગમાં ગોપીઓ એવી તન્મય થયેલી હતી કે અંતરંગમાં તેઓને સંયોગ દેખાય છે. એટલે ગોપીગીતમાં બહિરંગમાં વિયોગ છે પણ અંતરંગમાં સંયોગ છે.

આ વિયોગમાં તમારાં કરતાં મને વધુ દુઃખ થયું કે મને મળવા આવેલો જીવ ફરીથી સંસારમાં ફસાયો, ફરીથી સંસારમાં ભટકવા ગયો.

આ વિયોગમાં તમારાં કરતાં હું વધારે દુઃખી થયો છું. તમારું મંડળ મોટું હતું. તમે એક બીજાને આશ્વાસન આપતા હતા. મારા વિયોગમાં લલિતા રડતી હતી ત્યારે લલિતાને વિશાખા મનાવવા ગઈ હતી અને સાંત્વના આપતી હતી અને વિશાખા રડે ત્યારે ચંદ્રાવલી તેને સાંત્વના આપતી હતી.

મારા વિયોગમાં મારી વાતો કરતા તમે સમય પસાર કરતા હતા ત્યારે તમારા વિયોગમાં હું એકલો હતો. હું એકલો રડતો હતો. મારું દુઃખ વિશેષ હતું. મને સાંત્વના આપનાર કોઈ ન હતું.

ગોપીઓ તમે મારી છો પણ તમને અભિમાન થયેલું. તેથી તમારું અભિમાન દૂર કરવા અને તમારું ધ્યાન ફક્ત મારામાં જ કેન્દ્રિત કરવા મારે આ પગલું ભરવું પડયું. સખીઓ, મારા પ્રત્યે કુભાવ ન રાખો દેવોનું આયુષ્ય લઈ તમારી સેવા કરું તોપણ તમારા પ્રેમનો બદલો હું આપી શકું તેમ નથી. હવે તમને છોડીને નહીં જાઉં.

જીવ માત્ર ગોપી છે. વિશુદ્ધ થઈ દીન બની તે પ્રભુ પાસે જાય તો પ્રભુ મળે.

શ્રીકૃષ્ણ ગોપીઓને કહે છે:—હું જન્મોજન્મનો તમારો ઋણી છું. મારાથી એ ઋણ ચુકવાય તેમ નથી.

હે મારી ગોપીઓ! તમે મારે માટે ઘર ગૃહસ્થની બેડીઓને તોડી નાખી છે કે જેને મોટા મોટા યોગીઓ પણ જલદી તોડી શકતા નથી. મારું તમારી સાથેનું આ મિલન સર્વથા નિર્મળ અને સર્વથા નિર્દોષ છે. જો હું અમર શરીરથી–અમર જીવનથી અનંત કાળ જીધી તમારાં પ્રેમ, સેવા અને ત્યાગનો બદલો ચૂકવવા માંગુ, તો પણ ચૂકવી શકું તેમ નથી. હું જન્મોજન્મ સુધીનો તમારો ઋણી છું. તમે તમારા સૌમ્ય–ભલા સ્વભાવથી—પ્રેમથી મને આ ઋણમાંથી મુક્ત કરી શકો છો; પરંતુ હું તો તમારો ઋણી છું જ.

**न पारयेऽहं निरवद्यसंयुजां स्वसाधुकृत्यं विबुधायुषापि वः ।**
**या माभजन् दुर्जरगेहश्रृङ्खलाः संवृश्च्य तद् वः प्रतियातु साधुना ॥**

ભા. ૧૦–૩૨–૩૨.

ભગવાન રામાવતારમાં હનુમાનજીના ઋણી રહ્યા છે; અને કૃષ્ણાવતારમાં ગોપીઓના ઋણમાં રહ્યા છે. હનુમાનજીને રામચંદ્રજીએ કહ્યું છે:

**प्रति उपकार करौ का तोरा ।**
**सन्मुख हो न सकत मन मोरा ॥**

ભગવાનને તમારા ઋણી બનાવો. તેમની પાસે કાંઇ માંગશો નહિ, એટલે તે ઋણી બનશે.

ગોપીઓના ઋણમાં છે એટલે તો કહ્યું કે વૃન્દાવન તજીને હું જઈશ નહિ.

**वृन्दावनं परित्यज्य पादमेकम् न गच्छति ।**

દ્વારકાલીલામાં મર્યાદા છે, પણ ગોકુળલીલામાં પ્રેમ છે.

ગોપીઓને પરમાનંદનું દાન આપ્યું છે. ગોપીઓ કૃતાર્થ થઈ છે.

શ્રીકૃષ્ણ રસ સ્વરૂપ છે. પંચભૌતિક શરીર સાથેનું આ મિલન નથી. તે તો વિયોગ અગ્નિમાં બળી ગયું હતું. આ તો આત્માનું રસાત્મા સાથેનું આ મિલન છે. ગોપીઓ ઇશ્વરનાં મિલન માટે તરફડતી હતી. વિયોગમાં પ્રાણ તરફડે એટલે જીવનું ઇશ્વર સાથે મિલન થાય. પરમાત્માનો વિયોગ એ જ મોટામાં મોટો રોગ છે. શ્રીકૃષ્ણનો વિરહ એ જ મહાન દુઃખ છે. પ્રભુના વિરહમાં જીવ સંસાર સાથે રમે છે એના જેવું બીજું પાપ કયું ? પરંતુ વિષ્ઠાના કીડાને વિષ્ઠામાંથી બહાર કાઢો તો તે ફરીથી વિષ્ઠામાં જશે. તેને વિષ્ઠામાં જ આનંદ દેખાય છે. આ જીવ ભોગી છે એટલે દુઃખી છે.

રાસલીલામાં અદ્વૈત છે. ઈશ્વર માટે જીવ જ્યાં સુધી વ્યાકુળ થતો નથી ત્યાં સુધી ઈશ્વર મળતા નથી.

યોગ એટલે જીવ ઇશ્વરનો સંયોગ. રાસલીલા મહાયોગ છે.

વિયોગઅગ્નિમાં ગોપીઓનું પાંચભૌતિક શરીર બળે છે. તેઓ રસસ્વરૂપ ઈશ્વરનું ચિંતન કરે છે. વિયોગઅગ્નિમાં શરીર બળી જાય તો જીવ ઈશ્વરનું મિલન થાય. આ શરીર અતિ મલિન છે. તેની સાથે ઈશ્વર મળતા નથી. ભકતોનું શરીર સતત ભજન કરવાથી દિવ્ય બને છે. તેથી તેઓ ઈશ્વરને પ્રાપ્ત કરી શકે છે.

આ લીલામાં પ્રેમ છે, મોહ નથી. પ્રેમ અંતરંગ છે, ત્યારે મોહ બહિરંગ. મોહ ભોગ માંગે છે, પ્રેમ ત્યાગ માંગે છે. મોહ સંયોગમાં પુષ્ટ થાય છે. પ્રેમ વિયોગમાં પુષ્ટ થાય છે. કારણ કે વિયોગમાં પ્રિયનું સતત સ્મરણ રહે છે. વિયોગ એ વિશિષ્ટ પ્રકારનો યોગ છે. શ્રીકૃષ્ણે આ વિશિષ્ટ યોગનું દાન ગોપીઓને રાસલીલામાં કર્યું છે.

રાસલીલામાં લૌકિક કામાચાર હોઈ શકે ? તે વખતે ભગવાનની ઉંમર અગિયાર વર્ષની હતી. અગિયાર વર્ષની ઉંમરના બાળકમાં કામનો ઊગમ સરખો પણ ન હોઈ શકે. અગિયાર વર્ષના આવા બાળકમાં કામવાસના કેવી રીતે સંભવે ?

ભાગવતના કથાકાર શ્રી સુકદેવજી મહાપરમહંસ છે. બ્રહ્મનિષ્ટ મુનિ છે. તે લૌકિક કામની વાત કરે જ નહિ. અને ભાગવતનો શ્રોતા છે પરીક્ષિત, જે મૃત્યુકાંઠે બેસીને આ કથા સાંભળે છે. તેને લૌકિક કામની વાતો સંભળાવવાનું પ્રયોજન હોય જ નહિ. જેનું મરણ થવાનું છે, જેનું મરણ સમિપ છે તેમને લૌકિક કામની વાતો સંભળાવવાની હોય જ નહિ.

રાસલીલામાં કૃષ્ણ અને ગોપીઓનો શરીર સંબંધ બિલકુલ થતો નથી. શ્રીકૃષ્ણનું ગોપીઓના શરીર સાથેનું આ મિલન નથી. ગોપીઓનું પંચભૌતિક શરીર તો તેઓના ઘરમાં હતું.



**व्रजोकसः स्वान स्वान् दारान्**
**स्वपार्श्वस्थान् मन्यमानाः कृष्णाय न असूयन**

ભા. ૧૦–૩૩–૩૮.

હે રાજન્ ! પેલી તરફ વ્રજવાસી ગોવાળિયાઓ ભગવાનની માયાથી મોહ પામી પોતપોતાની સ્ત્રીઓને પોતપોતાની પાસે જ રહેલી માનતા, તેથી તેઓ શ્રીકૃષ્ણને દોષબુદ્ધિથી જોતા ન હતા. તેઓને શ્રીકૃષ્ણ પ્રત્યે દ્વેષ ઉત્પન્ન ન થયો.

ગોપીઓના આધ્યાત્મિક શરીર સૂક્ષ્મ શરીરનું ઈશ્વર સાથેનું આ મિલન હતું. સૂક્ષ્મ શરીર સત્તર તત્ત્વોનું બનેલું છે. પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ પ્રાણ અને મન, બુદ્ધિ. આ મન મરે છે ત્યારે સૂક્ષ્મ શરીર મરે છે. આ મન મરે છે ત્યારે ભકિતરસ મળે છે. શુકદેવજીએ સ્પષ્ટ કહ્યું છે કે ગોપીઓનો પાંચ ભૌતિક દેહ પડ્યા પછી આ રાસલીલા થઈ છે. આ તો જીવનું મનથી પરમાત્મા સાથેનું મિલન હતું.

કારણ ગોપીઓનું વિશેષણ જુઓ :

**व्रजस्त्रियः कृष्णगृहीतमानसाः**

અત્રે મન શબ્દ વાપર્યો છે. શરીર શબ્દ વાપર્યો નથી. જેનું મન શ્રીકૃષ્ણે હરિ લીધું છે તેવી ગોપીઓ.

આ લીલાનું ચિંતન કરવાથી કામવિકારનો નાશ થાય છે. જુઓ ભાગવત દશમ સ્કંધ અધ્યાય ૩૩ નો શ્લોક નં. ૪૦ મો.

**भक्ति परां भगवति प्रतिलभ्य काम ।**
**हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥**

ભા. ૧૦–૩૩–૪૦.

જે ધીર મનુષ્ય વ્રજવાસીસ્ત્રીઓ સાથેની ભગવાનની આ ક્રીડાને શ્રદ્ધાયુકત થઈ સાંભળે અથવા વર્ણવે છે તે ભગવાન વિષે પરમભકિત પામી તત્કાળ હૃદયના રોગરૂપી કામદેવને તજે છે.

આરંભમાં ગોપીઓએ કહ્યું છે કે :—અમે સર્વ વિષયોનો ત્યાગ કરીને આવ્યા છે. અમે સ્ત્રીત્વનો પણ ત્યાગ કરીને આવ્યા છે. અંતમાં ગોપીઓનું વાકય છે અમારા હૃદયમાં જો કાંઈ કામ હોય તો તેને કાપી નાંખજો. ભાગવતમાં ગોપીઓના આવા કામ સંબંધના બોલ ઘણાને ખટકે છે. આ તો આવું બોલે છે. પણ ગોપીઓએ આરંભમાં શું કહ્યું છે અને અંતે શું કહે છે તે ધ્યાનમાં રાખો તો પછી આવા વિચાર થશે નહિ.

રાસલીલાનું શ્રદ્ધાની સાથે શ્રવણ અને વર્ણન કરવાથી ભગવાનનાં ચરણોમાં પરાભક્તિ પ્રાપ્ત થાય છે અને તે બહુ જલદીથી પોતાના હૃદયના રોગથી—કામ વિકારથી છુટકારો મેળવે છે. તેમનો કામભાવ હંમેશને માટે નષ્ટ થઈ જાય છે.

રાસલીલાના પહેલા અધ્યાયમાં પરમાત્માનું આત્મા સાથે રમણ છે, બીજા અધ્યાયમાં હૃદય સાથે રમણ છે. ત્રીજા અધ્યાયમાં વાણી સાથે રમણ છે, તે ગોપીગીત. ચોથા અધ્યાયમાં પ્રાણ સાથે અને પાંચમા અધ્યાયમાં બુદ્ધિ સાથે રમણ છે. આ પ્રમાણેનું સર્વાંગ સાથેનું આ રમણ છે.

રાસલીલામાં પરીક્ષિત રાજાએ પ્રશ્નો ઉઠાવ્યા છે. ભાગવતકારને લાગેલું કે લોકો આવી શંકાઓ કરશે જ તેથી અગાઉથી સ્પષ્ટતા કરી મૂકેલી છે. પહેલી વખત પરીક્ષિત રાજા પ્રશ્ન પૂછે છે.

ગોપીઓ તો શ્રીકૃષ્ણને કેવળ પોતાના પરમ પ્રિયતમ માનતી હતી. અને તેઓનો તેનામાં બ્રહ્મભાવ ન હતો. આથી તેઓ પ્રાકૃત ગુણોમાં આસક્ત હતી. તો ગુણોના પ્રવાહરૂપ આ સંસારથી તેઓની નિવૃત્તિ કેવી રીતે થઈ?

શુકદેવમુનિ કહે છે—જીવ ઈશ્વરનું ચિંતન કરતાં કરતાં ઈશ્વરરૂપ બની જાય છે.

શિશુપાલ દ્વેષભાવથી ક્રોધમાં ભગવાનનું ચિંતન કરતો કરતો પ્રાકૃત શરીરનો ત્યાગ કરી અપ્રાકૃત શરીર ધારણ કરી ભગવાનનો પાર્ષદ બની ગયેલો. ત્યારે ગોપીઓ કૃષ્ણમય બની જાય તેમાં શી નવાઈ?

હે રાજા! રાસમાં ગોપીઓનાં શરીર સાથેનું શ્રીકૃષ્ણનું આ રમણ નહોતું. હે રાજન્! ગોપીઓનાં પંચભૌતિક શરીર તો તેઓના ઘરમાં હતાં. રાજા, આ તો ગોપીઓના આધિદૈવિક આધ્યાત્મિક સ્વરૂપનું પરમાત્મા સાથેનું આ મિલન છે. મનથી ઈશ્વરને મળવાનું છે. શરીર ભલે ગમે ત્યાં હોય.

શરીર ગમે ત્યાં હોય મનની ભાવના જ જરૂરની છે, અગત્યની છે. આ ઉપર વૃત્ત અને અવૃત્ત નામના બે બ્રાહ્મણોનું દૃષ્ટાંત અગાઉ આપેલું જ છે.

બીજો પ્રશ્ન અધ્યાય ૩૩માં છે. રાજા પૂછે છે:—ભગવાન તો પૂર્ણકામ છે. તેણે આવું નિંદનીય કૃત્ય કેમ કર્યું?

શુકદેવમુનિ કહે છે:–હે રાજા તું શું સમજ્યો? રાજા, તારા મનમાં આ પાપ ક્યાંથી આવ્યું? આ સ્ત્રી–પુરુષનું મિલન નથી. આ તો જીવ અને ઈશ્વરનું મિલન હતું.

આ રાસ તો છ માસ ચાલેલો–ગોપીઓ છ માસ સુધી વ્રજમાં ઘેર ન આવી હોય તો કેટલી ગરબડ થઈ જાય તેનો વિચાર કર્યો? તે સ્પષ્ટ બતાવે છે કે આ જીવ ઈશ્વરનું આધ્યાત્મિક મિલન છે. બ્રહ્મનો બ્રહ્મ સાથે વિલાસ એ જ રાસ. પણ પરમાત્માની લીલાનું રહસ્ય જલદી સમજાતું નથી.

કૃષ્ણ તો ગોપીઓના અને ગોપીઓના પતિઓમાં અરે દરેક શરીરધારીઓના અંતઃકરણમાં આત્મારૂપે વિરાજી રહ્યા છે. તે ઈશ્વર છે. તે તો દરેકના સાક્ષી અને પરમપતિ છે.

ભગવાન શ્રીકૃષ્ણ આત્મા છે. આત્માકાર વૃત્તિ તે રાધિકાજી અને બાકીની આત્માભિમુખ વૃત્તિઓ તે ગોપીઓ.

જેમ નાનો બાળક નિર્વિકારભાવે અરીસામાં પોતાના પ્રતિબિંબ સાથે ખેલે છે. તેવી રીતે આ આત્માનું આત્મા સાથે રમણ છે.

**रेमे रमेशो व्रजसुन्दरीभिर्यथार्भकः स्वप्रतिबिंबविभ्रमः ॥**

આ રાસલીલાનું ચિંતન મનન કરવાથી બુદ્ધિ સ્થિર થાય છે. બુદ્ધિ ચંચળ છે. પાંચ વિષયો તેને પતિ કરવા માંગે છે પરંતુ બુદ્ધિ એક ઈશ્વરને જ અર્પણ કરવી. જીવનો સાચો પતિ એક ઈશ્વર છે.

ગીતામાં ભગવાને કહ્યું છે, અર્જુન તું તારું ડહાપણ કરીશ નહીં. તારી બુદ્ધિ તું મને આપ, મને અર્પણ કર.

કામ અદૃશ્ય છે. આ અદૃશ્ય કામને મારવો છે. કામ દેખાતો નથી, પણ તે સૌને મારે છે. કામ મર્યો તો આ કનૈયો દૂર નથી.



ક્રોધ જાય છે, લોભ જાય છે; પણ કામ જતો નથી. ઘણાખરા અનર્થો કામમાંથી થયા છે. કામ મરે એટલે તેના માટે સંસાર રહેતો જ નથી. તે મુક્ત છે.

કામને જીતવો હોય તો કેવળ દૂધ, ભાત ઉપર રહેવું. રાત્રે ગોપાલજીની પૂજા કરવી અને રાસલીલાનો પાઠ કરવો.

રાત્રીના બીજા પ્રહરે કામ ત્રાસ આપે છે. તેથી રાત્રે બાર વાગે શ્રીકૃષ્ણનું સ્મરણ કરો, તેની પૂજા કરો તો કામ મરશે.

તેથી કોઈ ભક્તોએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે તમે રાત્રે કેમ જન્મ લીધો?

ભગવાને કહ્યું:—મારો ભક્ત રાત્રે બાર વાગે મારું પૂજન કરે, મારું સ્મરણ કરે તો તે કામને આધીન થાય નહિ. એટલે હું રાત્રે જન્મ લઉં છું.

ભાગવત એ ભવરોગની દવા છે. પણ સઘળા વ્રતો પાળવા જોઈએ. મહાપુરુષો વેદશાસ્ત્રની મર્યાદા તોડતા નથી. શ્રીકૃષ્ણ હંમેશા ચાર વાગે બ્રાહ્મ મુહુર્તમાં ઊઠતા.

વલ્લભાચાર્ય મહાપ્રભુજી હંમેશા ત્રિકાળ સંધ્યા કરતા હતા. મહાપ્રભુજી એક દિવસ જગન્નાથજીના મંદિરમાં ગયેલા. એકાદશીનું વ્રત હતું. હાથમાં સુખડીનો પ્રસાદ મંદિરમાંથી આવ્યો.

શું કરવું? પ્રસાદ આરોગે તો એકાદશીના વ્રતનો ભંગ થાય, અને ન આરોગે તો પ્રભુના પ્રસાદનું અપમાન થાય.

ભગવાનના પ્રસાદનું અપમાન ન થાય અને એકાદશીનું વ્રત ન તોડાય તેથી આખી રાત તેઓએ હાથમાં પ્રસાદ રાખી પ્રસાદનાં વખાણ કર્યાં. અને બારસ થઈ, અગિયારસનો દિવસ પૂરો થયો એટલે પ્રસાદ આરોગી ગયા.

શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજીએ કહ્યું છે કે વિષયસુખમાં ફસાયેલા માટે આ પુષ્ટિમાર્ગ નથી.

**विषयाक्रान्तचित्तानाम् नावेशः सर्वथा हरेः ।**

ગોકુળમાં શ્રીકૃષ્ણ ચાર વ્રતોનું, ચાર પ્રતિજ્ઞાઓનું પાલન કરે છે.

૧. ગોકુળમાં હતા ત્યાં સુધી પગમાં જોડા પહેરેલાં નહિ. મારી ગાયો ખુલ્લા પગે ફરે છે, તો મારાથી જોડા કેમ પહેરાય?

૨. સીવેલાં કપડાં પહેરેલા નહિ. બીજા ગોપબાળકોને સારાં કપડાં પહેરવા ન મળે તો પોતાનાથી કેમ સીવેલાં કપડાં પહેરાય? મારા મિત્રોને કપડાં પહેરવા મળતાં નથી, તો હું કેમ કપડાં પહેરું? તેથી મથુરામાં ગયેલા ત્યારે બીજા ગોપમિત્રોને કપડાં પહેરાવ્યાં પછી પોતે કપડાં પહેરે છે.

૩. હાથમાં અસ્ત્ર શસ્ત્ર લીધું નથી. ફક્ત પ્રેમની બંસી બજાવે છે. ફક્ત બંસી જ ધારણ કરે છે.

૪. ગોકુળમાં રહ્યા ત્યાં સુધી માથાના કેશ ઉતરાવેલા નહિ.

ગોકુળની પ્રભુની લીલા–ગોકુળ લીલા–વૃન્દાવનની લીલા આ પ્રમાણે શુદ્ધ પ્રેમની લીલા છે. વૃંદાવનમાં ફક્ત વાંસળી વગાડે છે. શુદ્ધ પ્રેમની બંસી બજાવે છે.

તેથી ઘણા મહાત્માઓ કહે છે કે અમને રાસલીલા સુધી જ ભાગવતની કથા કહો, સંભળાવો. મથુરાની લીલા રાજસલીલા છે, તેમાં યુદ્ધ, વધ અને લગ્નની વાતો છે. દ્વારકા–મથુરામાં શ્રીકૃષ્ણ શંખ વગાડે છે, મધુરી બંસી નહીં.

વેદમાં ભોગપરક મંત્રો છે, પરંતુ વેદનું તાત્પર્ય ત્યાગમાં જ છે. ઈશ્વર સાથે તન્મય થવું એ વેદનું પણ તાત્પર્ય છે.

વેદાંત એ અનુભવનો વિષય છે, કેવળ વાણીનો વિષય નથી.

રૂપિયા પાંચની નોટ ખીસ્સામાંથી પડી જાય પછી સમજાશે કે બ્રહ્મ સત્ય છે કે નોટ સત્ય છે. કેવળ વેદાંતનાં વાક્યો પોપટ જેમ મુખેથી બોલનારો નોટની ચિંતા કરશે. પાંચ રૂપિયાની નોટ ખોટી છે એમ ન માનો પરંતુ પાંચની નોટમાં આસક્તિ ન રાખી વ્યવહાર કરવો. ખોટો રૂપિયો ખીસ્સામાંથી પડી જાય તો હસવાનું કે રડવાનું ? હસવાનું.

આ પ્રમાણે વેદાંતના સિદ્ધાંતો અનુભવવા મુશ્કેલ છે. ત્યારે ગોપીઓએ સરળ માર્ગ બતાવ્યો છે, પ્રેમ ભક્તિનો. અને લોકોને પ્રેમલક્ષણા ભક્તિનો પાઠ પઢાવવો એ કૃષ્ણાવતારનું પ્રયોજન છે.

રોજ રાત્રે આ રાસલીલાનું ચિંતન કરો. મોટા મોટા મહાત્માઓ કામનો નાશ કરવા રાત્રે સ્નાન કરી, ગોપાલજીનું પૂજન કરી આ રાસ પંચાધ્યાયીનો પાઠ કરે છે. રાજા, આ લીલા ચિંતનીય છે, અનુકરણીય નથી. આ લીલાથી ભગવાને કામનો પરાભવ કર્યો છે. તેથી આ લીલાનું ચિંતન કરવાથી કામનો નાશ થાય છે. કામ એ મોટામાં મોટો હૃદ્રોગ છે, હૃદયનો રોગ છે. કામ હૃદય ઉપર હુમલો કરે છે. કામમાંથી ક્રોધનો જન્મ થાય છે. કામનો વિનાશ થાય તો શ્રીકૃષ્ણ દૂર નથી.

રાત્રે સૂતા પહેલા સ્નાન કરો. ગૃહસ્થની ગાદી શુદ્ધ હોતી નથી. પવિત્ર કામળા ઉપર શયન કરે, રાસલીલાનો પાઠ કરે, તો કામ મરે છે.

જે વક્તા શ્રોતા આ રાસલીલાનું શ્રવણ મનન કરે તેના કામનો નાશ થાય છે.

રાસલીલા પછી સુદર્શન વિદ્યાધરની કથા આવે છે. રાસલીલા પછી શા માટે આ કથા આપી ?

સૌન્દર્યનું અભિમાન ન કરશો. સુદર્શનને પોતાના સૌન્દર્યનું અભિમાન હતું. સત્કર્મ દીનતા લાવવા માટે છે. પ્રભુને દીનતા ગમે છે. મનુષ્ય ખરેખર દીન બનતો નથી, ત્યાં સુધી તે ઈશ્વરને ગમતો નથી. કોઈપણ જીવને હલકો ગણે તેની ભગવત ભક્તિ સિદ્ધ થતી નથી. જ્યાં નજર જાય, ત્યાં ઈશ્વરનું દર્શન થાય એ દીનતા. પ્રભુને પ્રસન્ન કરવાનું સાધન દીનતા છે.

રાવણે કાંઈ તપશ્ચર્યા ઓછી ન કરી હતી. પરંતુ તેની પાછળ ભોગલાલસા હતી, દીનતા ન હતી.

હું નિરાભિમાની છું એવું જે સમજે તેમાં પણ સૂક્ષ્મ અભિમાન છે.

૩૪મા અધ્યાયમાં સુદર્શન વિદ્યાધરની કથા છે.

શિવરાત્રીનું પર્વ હતું. નંદબાબા અંબિકાવનની યાત્રાએ ગયા છે. બ્રાહ્મણોને પુષ્કળ દાન આપ્યું. રાતના સમયે બધાએ સરસ્વતીના કિનારે મુકામ કર્યો છે. અંબિકાવનમાં એક અજગર રહેતો હતો તે ત્યાં આવ્યો અને નંદબાબાને ગળવા લાગ્યો. શ્રીકૃષ્ણનાં ચરણના સ્પર્શથી અજગર મરી ગયો અને તેમાંથી એક દેવપુરુષ બહાર નીકળ્યો.

ભગવાન જાણતા હતા છતાં પૂછ્યું છે, આપ કોણ છો ?



તે પુરુષ કહે છે કે પૂર્વે હું સુદર્શન નામનો વિદ્યાધર હતો. સુદર્શન કહે છે હું બહુ સુંદર હતો. મને મારા રૂપનું અભિમાન હતું. કોઈને કદરૂપા જોઈને હું હસતો હતો. એક વાર મેં એક કાળા કૂબડા ઋષિને જોયા. તેનું નામ અંગિરા ઋષિ હતું. તેને જોતાં મને હસવું આવ્યું. હું હસ્યો તેથી તેણે મને શાપ આપ્યો. તેઓ મને કહે :– તું મારી આકૃતિને જોઈને હસે છે, પણ મેં સત્સંગ કરી મારી કૃતિને સુધારી છે. શરીર સુંદર છે તેવો વિચાર કરશો નહિ. શરીરમાં કાંઈ સુંદર નથી. શરીરમાં હાડકાં, રૂધિર અને માંસ ભરેલાં છે. રસ્તામાં પડેલાં હાડકાંને મનુષ્ય પગથી પણ સ્પર્શ કરતા નથી. તે મળમૂત્ર અને હાડકાં આ શરીરમાં ભરેલાં છે.

કોઇની આકૃતિને જોશો નહિ. ચામડીનું ચિંતન કરવું એ પાપ છે. મહાત્માઓ કોઇની આકૃતિને જોતા નથી. કૃતિને જુએ છે. આકાર જોવાથી મનમાં વિકાર ઉત્પન્ન થાય છે. માટે કોઈ વ્યક્તિનો આકાર-તેનું રૂપ ન જોશો.

સંસારના સૌન્દર્યનું ચિંતન કરવાથી મન ચંચળ થાય છે. પરમાત્માનાં સૌન્દર્યનો વિચાર કરવાથી મન શાંત થાય છે.

સંસાર સુંદર છે એવી કલ્પનાથી પાપ શરૂ થાય છે. અને ઈશ્વર સુંદર છે એવી કલ્પનામાંથી ભક્તિ શરૂ થાય છે. જ્ઞાનીની દૃષ્ટિએ સંસાર સુંદર નથી.

અંગિરા ઋષિ વિદ્યાધરને કહે છે :—મારું શરીર કાળું છે પણ મન ઊજળું છે. તારું શરીર ઊજળું છે પણ મન કાળું છે. તું મારી આકૃતિ જોઇને હસે છે. જા તું અજગર થઈશ.

સત્કર્મ કર્યા પછી રાત્રે નંદબાબા સૂતેલા હતા, ત્યારે અજગર ગળવા લાગેલો. આ બતાવે છે કે સત્કર્મ કર્યાપછી જાગૃત રહેવાની જરૂર છે. સત્કર્મ કર્યા પછી લોકો વખાણ કરે છે એટલે અભિમાનરૂપી અજગર ગળવા લાગે છે. ન મમ બોલે છે સર્વ પણ તેને આચરણમાં મૂકે છે કેટલા ? રાત્રે જાગશો એટલે કે મેં કર્યું નથી એમ માનશો, તો અભિમાનરૂપી અજગર ગળી શકશે નહિ. સત્કર્મ કર્યા પછી કહેજો ઠાકોરજીએ કૃપા કરી મને નિમિત્ત બનાવ્યો. મારે હાથે કર્મ કરાવ્યું.

ત્યારપછી શંખચૂડનો વધ કર્યો.

ગોપીઓ રાત્રે શ્રીકૃષ્ણ સાથે રાસ રમે છે, પણ દિવસે પણ શ્રીકૃષ્ણલીલાનું ચિંતન કરતાં તેઓ તન્મય બને છે. યુગલગીત અને વેણુગીતના ભાવ ઘણાં સમાન છે.

મનુષ્ય જ્યારે નવરો બેસે છે ત્યારે તેના મનમાં પાપ આવે છે. રાત્રે ખૂબ સત્કર્મ, જપ વગેરે કરો. નિવૃત્તિના સમયે મન કામસુખ, દ્રવ્યસુખનું ચિંતન કરે છે.

આ મન વાનર જેવું ચંચળ છે. એકલું પડે એટલે કુદાકૂદ કરે છે. આ મન જો નવરું રહે તો તે બાબરા ભૂત જેવું છે. તેને કોઇ કામ ન મળે તો તે ખોટા વિચારો કરશે. માટે મનને જરાપણ નવરું રહેવા ન દો. સતત ભગવત્ સ્મરણ અને સત્કાર્ય કરો. દરેક ઇન્દ્રિયથી ભક્તિ કરો. કાનથી ભક્તિ કરો, આંખથી ભક્તિ કરો. જીભથી ભક્તિ કરો, મનથી ભક્તિ કરો.

એક બ્રાહ્મણ હતો. તેની પત્નીનું મરણ થયું. બ્રાહ્મણ દુઃખી થયો. ઘરમાં નાનાં છોકરાંઓ. બીજું કોઇ સંભાળ લેનાર ઘરમાં ન મળે. તે કંટાળી ગયો. તેણે તેના મિત્રને આ વાત કરી. મિત્રે કહ્યું કે હું તને એક મંત્ર આપું છું. તેથી ભૂત પ્રસન્ન થશે. ભૂત તારાં સઘળાં કામ કરશે. બ્રાહ્મણે તે પ્રમાણે કર્યું. ભૂત પ્રસન્ન થયું તેણે

કહ્યું કે હું તારું સઘળું કામ કરીશ પણ હું એક ક્ષણ પણ નવરો નહિ બેસું. જો તમે મને કામ નહિ આપો તો હું તમને ખાઈ જઈશ. ભૂતનું કામ ભૂત જેવું. પાંચ દશ મિનિટમાં સઘળું કામ પતાવી દે. ભૂત બ્રાહ્મણને કહે મને બીજું કામ બતાવ નહિતર હું તને ખાઇ જઇશ. બ્રાહ્મણ વિચારે છે આ ભૂત જબરો છે. આ તો મને ખાઈ જવાની વાત કરે છે. બ્રાહ્મણે પોતાના મિત્રને આ વાત કરી. મિત્રે કહ્યું તારા આંગણામાં એક થાંભલો ખોડ. ભૂતને કહેવું કે હું કામ માટે બોલાવું ત્યારે આવવું અને બાકીનો સમય આ થાંભલા ઉપર તારે ચડઉતર કરવી. બ્રાહ્મણે તેમ કર્યું. ભૂત સમજી ગયું. આને કોઇ ગુરુ મળ્યો છે. તે શાંત થઇ ગયું. મનને પણ જો કામ ન આપો તો તે તમને ખાવા દોડશે. રાત્રે ખૂબ નિદ્રા ન આવે ત્યાં સુધી પથારીમાં પડશો નહિ.

મન ચંચળ થયું છે એમ જેને દેખાય તેને આત્મદર્શન થયું તેમ માનવું. કારણ

**एको देवो मन: साक्षी ।**

ગોપીઓ આખો દિવસ ઘરનું કામકાજ કરે છે અને રાત્રે સઘળી ભેગી મળી કૃષ્ણલીલાનું ચિંતન કરે છે. ધ્યાન એકલા કરો પણ કીર્તન ઘરના બધા માણસો ભેગા થઇને કરો. લોકો આજે ઘરને સ્વચ્છ રાખે છે પણ પવિત્ર રાખતા નથી. રાત્રે સૂતા પહેલાં ઘરમાં બધા ભેગા મળી ઓછામાં ઓછું અર્ધો કલાક કીર્તન કરો. તમારું ઘર પવિત્ર થશે. કથા એ કીર્તન ભકિત છે. કીર્તનના ત્રણ પ્રકાર છે. નામ સંકીર્તન, ગુણ સંકીર્તન, લીલા સંકીર્તન. ઘરમાં કીર્તન રોજ થવું જ જોઇએ.

અલી સખી, તું જાણતી નથી, મારો કનૈયો ચાર પ્રકારે વાંસળી વગાડે છે. જ્યારે તે ડાબા ગાલ ઉપર વાંસળી રાખી વાંસળી વગાડે છે ત્યારે ગોપીઓ તન્મય થાય છે. જ્યારે તે આકાશ તરફ ઉપર નજર રાખી વાંસળી વગાડે છે, ત્યારે સ્વર્ગના દેવો તન્મય બને છે. પાતાળ તરફ નજર રાખી કનૈયો વાંસળી વગાડે છે, ત્યારે પાતાળની નાગકન્યા ડોલે છે.

દિવસમાં કૃષ્ણલીલાનું વર્ણન અને કૃષ્ણકીર્તન કરી ગોપીઓ બ્રહ્મસંબંધ રાખે છે. બ્રહ્મસંબંધ કાયમને માટે ટકાવવો છે. બ્રહ્મસંબંધ સતત કરો. કાળજી રાખો એક ક્ષણ પણ સંસારની જડ વસ્તુ સાથે સંબંધ ન થાય.

**અક્રૂરાગમન :**—એક વખત નારદજી કંસ રાજાને ઘેર ગયા. કંસ પાસે જઇને કહ્યું, આ વસુદેવે તને દગો કર્યો છે. તું ભોળો છે, તને ખબર નથી, વસુદેવે તારી સાથે કપટ કર્યું છે. દેવકીનો આઠમો પુત્ર નંદજીને ત્યાં મૂકી આવ્યા અને યશોદાની પુત્રીને લઈ આવ્યા. શ્રીકૃષ્ણ દેવકીના પુત્ર છે અને બળરામ રોહિણીના પુત્ર છે. તેઓએ તારા ઘણા સેવકોને મારી નાંખ્યા છે. કંસને ક્રોધ આવ્યો. વસુદેવને મારવા તૈયાર થયો. વેર વધારે તે વૈષ્ણવ નહિ. નારદજીને સળગાવતા આવડે તેમ ઓલવતાં પણ આવડે છે. આપણને કેવળ સળગાવતાં જ આવડે છે. નારદજી કંસને સમજાવે છે: વસુદેવને મારવાનો કંઈ અર્થ નથી, તારો કાળ શ્રીકૃષ્ણ છે. તું વસુદેવને મારી નાંખે તો શ્રીકૃષ્ણ ત્યાંથી નાસી જાય તો? માટે તારા કાળને મારવા તું પ્રયત્ન કર.

કંસ રાજા વિચાર કરવા લાગ્યા. મારા કાળને મારે કેવી રીતે મારવો? ગોર મહારાજે કહ્યું તમે ધનુષ્ય યજ્ઞ કરો. તેથી યજમાનનું આયુષ્ય વધે છે અને તેના શત્રુઓ મરે છે. પરંતુ પાંચ દિવસનાં યજ્ઞમાં વિઘ્ન થાય, તો યજમાન મરે છે. તે વખતે કંસના મોટા મલ્લો ત્યાં આવ્યા છે. મલ્લોએ કહ્યું કે એ બાળક તમને શું મારવાનો હતો? તમારા કાળને અમે મારીશું. તેને અત્રે બોલાવો.



કંસે વિચાર્યું યજ્ઞના નિમિત્તથી હું નંદબાબાને આમંત્રણ આપીશ. સાથે રામ-કૃષ્ણને લાવવાનું કહીશ. ષડ્યંત્ર રચ્યું છે. કંસે મલ્લોને કહ્યું તેઓ અત્રે આવે ત્યારે તેઓને મારી નાંખજો. તેઓ મારા શત્રુ છે. તેઓને હાથે મારું મરણ છે.

કાળ સમીપ આવે, મૃત્યુની છાયા પડે એટલે સ્વભાવ અને બુદ્ધિ એકદમ બદલાય છે. પુણ્યશાળી અતિ પુણ્ય કરે છે. પાપીનો સ્વભાવ અતિ ક્રોધી બને છે.

પણ રામકૃષ્ણને બોલાવવાનું કામ સોંપવું કોને? છેવટે અક્રૂર ઉપર નજર પડી. અક્રૂરથી વિશ્વાસઘાત નહિ થાય.

જે ક્રૂર છે તે કૃષ્ણને લાવી શકે નહિ. કામસુખનું ચિંતન કરનાર મન ક્રૂર છે. અક્રૂર થાય તે ભગવાનને ઘેર લઈ આવે. અક્રૂર શ્રીકૃષ્ણને ગોકુળથી મથુરા લઈ આવેલા તેમ. અક્રૂર કોણ? જે ક્રૂર નથી તે અક્રૂર.

કંસે અક્રૂરને બોલાવ્યા અને કહ્યું કાકા, મારું એક કામ કરો. નારદજીએ કહ્યું છે દેવકીનો આઠમો શ્રીકૃષ્ણ એ મારો કાળ છે. મારા કાળને મારવા હું પ્રયત્ન કરું છું. તમે નંદબાબાને ધનુષ્ય યજ્ઞમાં આવવાનું આમંત્રણ આપવા જાવ. સાથે રામકૃષ્ણને અત્રે લઈ આવો. કાકા આ વાત કોઈને કહેશો નહિ, મારું આટલું કામ કરો.

કંસ મૃત્યુને બોલાવે છે. મનુષ્ય મૃત્યુને બોલાવે છે, ત્યારે તે આવે છે. કંસને મરવાની ઉતાવળ છે. તે પોતાના કાળને બોલાવે છે. વધારે જીવવાની કે જલદી મરવાની ઇચ્છા રાખવી નહિ. ક્યારે મરીશ તેનો વિચાર કરશો નહિ. મારું જીવન કેવું છે તેનો વિચાર કરો.

આ ઉપર વ્યાસના શિષ્ય દાસની કથા છે. વ્યાસજીનો એક ચેલો હતો. તેનું નામ દાસ. તેણે વ્યાસજીની બહુ સેવા કરેલી. એક દિવસ તેણે વ્યાસજીને પૂછ્યું કે હું ક્યારે મરીશ તે મારે જાણવું છે. વ્યાસ ભગવાને કહ્યું એ પ્રશ્ન રહેવા દે. તારે એ જાણવાની શી જરૂર છે? દાસે અતિ આગ્રહ કર્યો ત્યારે વ્યાસે કહ્યું તારી ઇચ્છા છે તો આપણે તે વાત યમરાજને પૂછીશું. વ્યાસ અને દાસ યમરાજ પાસે ગયા. યમરાજને પૂછ્યું આ દાસનું મૃત્યુ ક્યારે છે તે કહો. યમરાજ કહે તે હું જાણનો નથી. તે મારા મંત્રી મૃત્યુદેવ જાણતા હશે. ચાલો તેની પાસે જઇએ. વ્યાસ, દાસ અને યમરાજ મૃત્યુદેવ પાસે આવ્યા છે. મૃત્સુદેવને પૂછ્યું આ દાસનું મૃત્યુ ક્યારે છે? મૃત્યુદેવે કહ્યું એ તો હું જાણતો નથી. તે વાતની તો પ્રારબ્ધદેવને ખબર પડે. તેથી વિધાતાના ઘેર તેઓ ચારે જણા આવ્યા છે. વિધાતાએ કહ્યું મેં દાસના પ્રારબ્ધમાં લખેલું હતું કે જ્યારે વ્યાસજી, દાસ, યમ અને મૃત્યુ એ ચારે મારા ઘેર આવશે ત્યારે તે મરશે. વ્યાસજી, એ તમારો ચેલો એટલે તે ન મરે તેટલા માટે મેં આવું લખ્યું હતું. દાસના મૃત્યુને હવે બે મિનિટ બાકી છે. માટે મૃત્યુ ક્યારે થવાનું છે તે ન વિચારો. આ શરીરનું ક્ષણે ક્ષણે મૃત્યુ થાય છે. બહુ જીવવાનો વિચાર ન કરો. અને મરવાનો વિચાર પણ ન કરો. તે બન્ને વિચારો બાધક છે. એટલો જ વિચાર રાખો મારે હાથે પાપ ન થાય, પરોપકાર અને પુણ્યકાર્યમાં મારું જીવન વ્યતીત થાય.

કંસે અક્રૂરજીને કહ્યું આપ આવતી કાલે ગોકુળમાં પધારો. રામકૃષ્ણને લઈ આવો. અને મારી ગુપ્ત વાત કોઇને કહેશો નહિ. અક્રૂરજીએ કહ્યું આપની આજ્ઞા છે, તો આવતીકાલે હું ગોકુળ જઈશ.....

કંસ રાજાનો સમય થયો એટલે તેને મરવાની ઇચ્છા થઇ. તે શ્રીકૃષ્ણને આમંત્રણ આપે છે.

અક્રૂર કાકા ઘેર આવ્યા છે. અક્રૂરકાકાને આજે ઊંઘ આવતી નથી. આજની રાત ક્યારે પૂરી થશે? આવતી કાલે મારે ગોકુલમાં જવાનું છે. અક્રૂર કૃષ્ણદર્શન માટે વ્યાકુળ થયા છે.

**मुझे लागी लगन मुझे लागी लगन**
**मुझे लागी लगन तेरे दर्शनकी ॥ टेक ॥**
**जैसे बनमें पपिया मनमें**
**आश करे नित बरसनकी ॥ १ ॥**
**गले बनमाला मुकुट विशाला**
**पोतबसन सुन्दर तनकी ॥ २ ॥**
**मणिकटिऊपर चरणन नूपुर**
**करमें गदा सुदर्शनकी ॥ ३ ॥**
**ब्रह्मानंद प्यास मनमाही**
**चरणकमल युग परसनकी ॥ ४ ॥**

પ્રાતઃકાળ થયો છે. અક્રૂરજી સંધ્યાદીક કર્મથી પરવાર્યા છે. કંસનો સોનાનો રથ આવ્યો છે. કંસના ખાસ સોનાના રથમાં અક્રૂર ગોકુળ જવા નીકળ્યા છે. રસ્તે જતાં જતાં અક્રૂર ભગવાનના જ વિચારે કરે છે. હું ભાગ્યશાળી કે આજે મને ભગવાનનાં દર્શન થશે. હું અધમ છું, પાપી છું, નાલાયક છું, પણ શરણાગત છું. મારા ભગવાન મને નહિ અપનાવે? મને પરમાત્મા અપનાવશે. આજે મારો જન્મ સફળ થશે.

રસ્તામાં પણ ભગવાનનું ચિંતન કરતાં કરતાં જ ચાલો. પદે પદે શ્રીકૃષ્ણનું ચિંતન કરજો. પરમાત્મા પ્રસન્ન થશે, અક્રૂરની જેમ. ત્યારે લોકો તો રસ્તે ચાલતા કોઇના કપડાં, કોઇની મોટર, કોઈના મુખ નિહાળે છે. કોઇની મોટર કે કોઈના મુખ જોવાથી તમારો શું દી વળવાનો હતો? સંસારનાં ખોટા વિચારો કરવાથી મન બગડે છે. મન બગડ્યા પછી તે જલ્દી સુધરતું નથી. તેના કરતાં ભગવાનનું સ્મરણ કરતાં કરતાં ચાલો. એક એક પગલે પ્રદક્ષિણાનું પુણ્ય મળશે. ચાલવું કેવી રીતે તે બતાવ્યું છે અક્રૂરે.

અક્રૂર કાકા રસ્તે ચાલે છે, ત્યારે ભગવાનને રિઝાવતા ચાલે છે. રસ્તે ચાલો ત્યારે ભગવત સ્મરણ કરતાં ચાલો. રસ્તે ચાલતાં જે ભજન ન કરે તે પછી આંખથી અને મનથી પાપ કરે છે.

પાપી તો રસ્તે ચાલતાં પણ પાપ કરે છે અને પુણ્યશાળી રસ્તે ચાલતાં પણ સત્કર્મ કરે છે. આ બધા રસ્તાઓ, મોટર ગાડીઓ, મકાનો રોજનાં છે. રસ્તે ચાલતાં કોઇને જોશો નહિ.

ભાગવતની કથા સાંભળે તેનો સંબંધ ભગવાન સાથે થાય છે.

રસ્તે ચાલતાં અક્રૂરજી પરમાત્માનું સ્મરણ કરે છે. અક્રૂરજી વિચારે છે મારો ભાગ્યોદય થયો છે. મારા જેવા કામીને શ્રીકૃષ્ણનાં દર્શન થાય નહિ પણ શ્રીકૃષ્ણે મને અપનાવ્યો છે તેથી કંસે મને મોકલ્યો છે. મને લાગે છે સાયંકાળે મને ગૌશાળામાં શ્રીકૃષ્ણનાં દર્શન થશે. ભગવાન ગૌશાળામાં હશે. તેના ગોપાળમિત્રો પણ ત્યાં હશે. દાઉદાદાને પ્રથમ વંદન કર્યા



પછી હું મારા શ્રીકૃષ્ણને કહીશ, હજારો જન્મથી વિખૂટો પડેલો જીવ તમારા શરણે આવ્યો છે. આ જીવને નાથ અપનાવો. આ અધમ જીવ તમારે શરણે આવ્યો છે. એકવાર કહી દો કે હું તમારો છું. ભગવાનની દૃષ્ટિ મારા ઉપર પડશે. મારા ભગવાનની દૃષ્ટિ પ્રેમભીની છે. સ્નેહાળ નેત્રોથી કનૈયો મને નિહાળશે એટલે હું પવિત્ર થઈશ. હું વંદન કરીશ ત્યારે ભગવાનની દૃષ્ટિ મારા ઉપર પડશે. ભગવાન મારી સન્મુખ જોશે અને પોતાનો વરદ હસ્ત મારા મસ્તક ઉપર પધરાવશે. અક્રૂર વિચારમાં–ધ્યાનમાં એવા તન્મય થયા છે કે જાણે ગોકુળ પહોંચી ગયા છે અને શ્રીકૃષ્ણ પોતાનો હાથ તેના મસ્તક ઉપર મૂકે છે એમ વિચારી પોતાનો જ હાથ અક્રૂરકાકાએ પોતાના મસ્તક ઉપર મૂક્યો છે. ચિંતનમાં આવી એકાગ્રતા થાય ત્યારે ભગવાન મળે છે.

મનુષ્ય આવા પવિત્ર વિચારો કરે તો જીવન સફળ થાય. મારી પાસે આટલું છે. બે વર્ષ આવી રીતે સારો ધંધો ચાલશે તો મોટર પણ લાવીશ. કેવળ સુખ ભોગવવાના આવા વિચારો કરવાથી આત્મશકિતનો નાશ થાય છે. પવિત્ર વિચારો કરશો તો જીવન સુધરશે. જીવ ધારે તે થતું નથી. ઈશ્વર ધારે તે થાય છે. ધાર્યું ધણીનું થાય. પરંતુ પવિત્ર વિચાર કરવાથી હૃદય પવિત્ર બને છે. હૃદય પ્રેમથી પવિત્ર બને છે,

આત્મામાં જે શકિત છે તે પરમાત્માની છે. તેથી આત્મા અને પરમાત્મા એક છે. પવિત્ર વિચારેથી હૃદય પવિત્ર અને શુદ્ધ બને છે. તેથી તો કહ્યું છે:

**तन्मे मनः शिवसंकल्पमस्तु।**

મારું મન હંમેશાં શુભ સંકલ્પ કરો. સંકલ્પ શુભ કરો. કોઈનું બૂરું ન વાંચ્છો.

અક્રૂરના બધા શુભ–પવિત્ર વિચારો ભગવાને પૂર્ણ કર્યા છે. શુભ વિચારો ભગવાન પૂર્ણ કરે છે.

વેદાંત કહે છે, સંકલ્પ કરવા નહિ. સંકલ્પ રહિત થવું કઠણ છે. તેથી વૈષ્ણવ આચાર્યો કહે છે, સંકલ્પ કરો તો તે ભગવાનના માટે જ કરો.

અક્રૂર વિચારે છે મારા ભગવાન મને નામથી નહીં બોલાવે? જો કે હું પાપી છું અને લાયક નથી પણ ઉંમરમાં હું વૃદ્ધ છું. તેમજ હું વસુદેવનો મિત્ર અને પિત્રાઈ ભાઈ થાઉં છું, તેથી કૃષ્ણ મને કાકા, કાકા કહીને બોલાવશે.

કાકા ઊભા થાવ, ઊઠો, એમ કહેશે ત્યારે જ હું ઊભો થઈશ. કાકા ન કહે ત્યાં સુધી હું નહિ ઊઠું. કૃષ્ણ મને કાકા કહેશે એટલે મારો જન્મ સફળ થશે.

ભગવાન જેને માન ન આપે, તેનું જીવન વૃથા છે. જીવમાત્રને માનની ભૂખ છે. જીવ જેને માન આપે છે, તેની માનની ભૂખ શાંત થાય છે. મારા માટે જગત શું બોલે છે તે જાણવાની ઇચ્છા ન કરો. જગતમાં આપણા માટે સારું બોલે છે તો સદ્ભાવ જાગે છે અને ખરાબ બોલે છે તો ખરાબ બોલનાર પ્રત્યે કુભાવ આવે છે. મારા માટે મારા ભગવાન શું કહેતા હશે તે રોજ વિચારો. આપણાં માટે ભગવાન આશા રાખે છે. પંદર દિવસની કથા સાંભળી છે. હવે તે પાપ છોડશે.

ઈશ્વર સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ જોડો. સંબંધ વગર સામાન્ય મનુષ્યને પણ લાગણી થતી નથી. સંબંધ વગર સ્નેહ થતો નથી. સંબંધ વગર ઈશ્વરને જીવની લાગણી થતી નથી. ભગવાનને પિતા માનો, સખા માનો, સ્વામી માનો, પણ કાંઈક સંબંધ જોડો. જો કે પ્રભુ આપણા સર્વસ્વ છે, પરંતુ કોઈક પ્રકારનો સંબંધ જોડ્યો હોય તો સારું. પરમાત્મા સાથે સંબંધ જોડવાની જરૂર છે. તુલસીદાસજી કહેતા હું મારા રામજીનો સેવક છું.

ब्रह्म तू हौं जीव, तू ठाकुर हौं चेरो।
तात, मात, गुरु, सखा तू, सब विधिहितू मेरो ॥
तोहिं मोहिं नाते अनेक मानिये जो भावै।
ज्यों त्यों तुलसी कृपालु चरन-सरन पावै ॥

વૃંદાવનમાં એક સંત રહેતા હતા. તેમને સંતાન ન હતું. મહાત્માએ વિચાર્યું. જ્યાં સુધી યોગાભ્યાસ કરીએ છીએ ત્યાંસુધી મન સ્થિર રહે છે. પણ જ્યાં પ્રાણાયામ પુરો થયો કે મન કુદાકુદ કરે છે. યોગાભ્યાસ પુરો થાય કે મન ચંચળ થાય છે. તેણે સંસારને ભૂલવા એક યુકિત કરી. તેણે કનૈયાંને બાળક માનવાની શરૂઆત કરી. કનૈયો મારો બાળક છે. હું નંદ છું. કનૈયો મારી ગોદમાં બેઠો છે. કનૈયો મારી દાઢી ખેંચે છે. કૃષ્ણને પુત્ર માની આનંદ માને, કૃષ્ણ ઉપર તેનો વાત્સલ્યભાવ છે.

સંસારનો વિષયાવેશ ઉતરી જાય, ત્યારે ભગવાન ઉપર ભાવ જાગશે. પુત્ર સુખ થોડું આપે છે, દુઃખ ઘણું આપે છે.

આ મહાત્મા પરમાત્મા સાથે આવો સંબંધ જોડી સંસારને ભૂલી ગયા છે. પરમાત્મા સાથે તન્મય થયા છે. કૃષ્ણને પુત્ર માની લાડ કરવા લાગ્યા છે. મહાત્મા વિચારે કનૈયો મારી પાસે કેરી માંગે છે. બાબા મને કેરી આપો. મહાત્મા મનથી કનૈયાને કેરી આપે છે. મહાત્મા આ પ્રમાણે કેવળ મનથી ભગવાનને સર્વ વસ્તુઓ આપતા. કનૈયો એવો ભોળો છે કે મનથી આપો તોપણ પ્રસન્ન થાય છે.

મહાત્મા કોઈ કોઈ વાર શિષ્યોને કહે કે આ શરીરને ગંગાસ્નાન થયું નથી. મારે ગંગાસ્નાન કરવા જવું છે. પણ માનસી સેવામાં વાત્સલ્યભાવમાં તન્મય થાય કે કનૈયો કહે બાબા, હું તમારો બાળક છું. નાનો છું. મને છોડીને કાશી જશો નહિ. મહાત્મા જ્યારે સેવામાં તન્મય થાય ત્યારે ભાસ થાય કે મારો લાલો મને જવા ના પાડે છે. મારો કનૈયો હજુ બાળક છે. હું કનૈયાને છોડીને જાત્રા કરવા કેમ જાઉં? મહાત્મા વૃદ્ધ થયા છે. એક દિવસ કૃષ્ણકીર્તન કરતાં કરતાં મરણ પામ્યા. આ ભાવાવેશમાં મહાત્માએ શરીર ત્યાગ કર્યો. શિષ્યો કીર્તન કરતાં કરતાં મહાત્માના શબને સ્મશાનમાં લઈ ગયા છે.

અગ્નિસંસ્કારની તૈયારી કરી છે, તેવામાં એક સાત વર્ષનો બાળક ગંગાજળ લઈને આવ્યો છે. તેણે લોકોને કહ્યું આ મારા પિતા છે. હું તેનો પુત્ર છું. પુત્ર તરીકે અગ્નિસંસ્કાર કરવાનો મને અધિકાર છે. હું તેનો અગ્નિસંસ્કાર કરીશ. મારા પિતાની એક ઇચ્છા હતી એકવાર ગંગાસ્નાન કરવું છે. હું તે માટે આ ગંગાજળ લાવ્યો છું. તે બાળકે મહાત્માના શબને ગંગાસ્નાન કરાવ્યું. પુષ્પની માળા પહેરાવી, વંદન કર્યાં. જાતે અગ્નિસંસ્કાર કર્યો. ત્યાં અનેક સાધુઓ હતા પણ કોઈની બોલવાની હિંમત થઈ નહિ.

અગ્નિસંસ્કાર કરીને બાળક એકદમ અંતર્ધાન થયો. પછી લોકોને ખ્યાલ આવ્યો કે મહાત્માને તો પુત્ર જ ન હતો.

કહેવાની જરૂર નથી પરમાત્મા જ તે મહાત્માના પુત્રરૂપે આવ્યા હતા. મહાત્માની ભાવના હતી શ્રીકૃષ્ણ મારા પુત્ર છે. પરમાત્માએ તેની તે ભાવના પૂરી કરી છે.

લાખોની સંપત્તિ વારસામાં મળી હોય તેવો પુત્ર પણ કોઈ વખતે અણીના સમયે છોડીને ચાલી જાય છે. ત્યારે અંતકાળે મારા ભગવાન કોઈ દિવસ દગો નહિ



આપે. મારા ભગવાન અંતકાળે દોડતા આવે છે. અણિના સમયે જીવ દગો આપે છે પણ અણિના સમયે કનૈયો દોડતો આવે છે.

જે ભાવથી જીવ ઇશ્વરનું સ્મરણ કરે છે તે પ્રમાણે તે ભાવથી ઈશ્વર તેને અપનાવે છે.

**ये यथा माम् प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।**

અને જેવી ભાવના તેવી સિદ્ધિ.

**यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी**

ભગવાન તો કહે છે:—તું કોઈપણ ભાવે મને ભજ, પણ મને જ ભજ. બીજાને નહિ. બૈરી છોકરાંને નહિ.

આ જીવ ઈશ્વર ઉપર શું પ્રેમ કરવાનો હતો? પરમાત્મા જેવો પ્રેમ જીવ ઉપર કરે છે, તેવો પ્રેમ જીવ કરી શકવાનો નથી. પ્રભુ કહે છે તું શું પ્રેમ કરે છે? હું ચોવીસ કલાક તારી ઝાંખી કરું છું ત્યારે તું તો મને દિવસમાં બે કે ત્રણ વાર જ નિહાળે છે. બે કે ત્રણ વાર મારાં દર્શન કરે છે.

કુટુંબને માટે કાગડો પણ જીવે છે. ઈશ્વર માટે જે જીવે તેનું જીવન સાર્થક.

ઉપર પ્રમાણે અક્રૂરજી વિચાર કરતા કરતા જાય છે. શ્રીકૃષ્ણ મને કાકા કહીને બોલાવશે. તેવામાં ફરીથી મનમાં વિચાર આવ્યો હું જાઉં છું પણ મને ભગવાનનાં દર્શન થશે કે નહિ. મેં જવાનીમાં અતિ વિલાસી જીવન ગાળ્યું છે. હું કામી હતો. જેનું જીવન ભોગવિલાસમાં પસાર થયું છે તેવા કામીને પરમાત્માનાં દર્શન જલદી થતાં નથી.

હું જવાનીમાં કામાધીન હતો. યુવાનીમાં મેં બહુ પાપ કર્યાં છે. તેથી મને ભગવાન નહિ અપનાવે તો? હું આવું છું તે જાણી ભગવાન ત્યાંથી નાસી તો નહિ જાય ને? કદાચ ભગવાન મને દર્શન નહિ આપે તો?

પોતાની યુવાનીનો વિચાર કરે છે ત્યારે અક્રૂરજી હિંમત હારી જાય છે. પરંતુ વિચારે છે, ના, ના!, ભગવાન એવું નહિ કરે. પાપી છું પણ ઘણા વખતથી મેં પાપ છોડી દીધું છે. હું તો હવે નિયમથી સેવા કરું છું, રોજ કીર્તન કરું છું. ભગવાન અંતર્યામી છે. અક્રૂરજી જ્યારે પોતાનો વિચાર કરે છે ત્યારે હિંમત હારી જાય છે પણ ઠાકોરજીનો વિચાર કરે છે ત્યારે તેનામાં હિંમત આવે છે. મારા પ્રભુ તો પતિતપાવન છે. જરૂર તેઓ મને અપનાવશે. મારા જેવા પાપીને તે નહીં અપનાવે, તો તેને પતિતપાવન કહેશે કોણ?

નાથ, હું પતિત છું એટલે તમે પતિતપાવન કહેવાઓ છો.

વિચાર કરો તો આવા પવિત્ર વિચાર કરો. ખોટા વિચારો કરવાથી મન બગડે છે.

શુભ શુકન થતાં જોઈને અક્રૂર બોલ્યા, "મને શુભ શુકનો થાય છે. જરૂર મને શ્રીકૃષ્ણનાં દર્શન થશે. મારા ભગવાન મને અપનાવશે."

રસ્તામાં અક્રૂર કાકાએ શ્રીકૃષ્ણનાં ચરણ ચિહ્નો જોયાં. કમળ, ધ્વજા, અંકુશથી યુક્ત ચરણો તો મારા શ્રીકૃષ્ણનાં જ હોય. આ માર્ગે મારા શ્રીકૃષ્ણ ગયા છે. શ્રીકૃષ્ણ વનમાં ગાયો પાછળ ભમે છે ત્યારે પગમાં જોડા પહેરતા નથી. ઉઘાડા પગે મારા પ્રભુ વિચરે છે. અક્રૂર આદિનારાયણનું ચિંતન કરતા જાય છે. શ્રીકૃષ્ણ ચાલતા ગયા છે. હું તો

શ્રીકૃષ્ણનો સેવક છું. ના, ના, હું સેવા કરવા લાયક નથી. હું અધમ છું. હું કામી છું. હું વૈષ્ણવોનો દાસ છું. આજે શ્રીકૃષ્ણને શરણે જાઉં છું. મારાથી હવે રથમાં બેસાય નહિ. મારાથી રથમાં કેમ બેસાય ? તેથી અક્રૂર કાકા રથમાંથી નીચે કૂદી પડયા અને ચાલતાં ગોકુળ ગયા છે. અક્રૂર વ્રજરજમાં આળોટે છે.

વ્રજરજનો આવો મોટો મહિમા છે. ત્યાં પ્રભુનાં ચરણ પડેલાં છે.

પરમાત્મા માટે અક્રૂરજી આજે પાગલ થયા છે. પૈસા માટે પાગલ થાવ છો ત્યારે પૈસા મળે છે. પાગલ થયા વિના પૈસો મળતો નથી તો પરમાત્મા કયાંથી મળે ? પરમાત્મા માટે પાગલ થાવ ત્યારે તે મળે. પાગલ થયા વગર પરમાત્મા મળતા નથી. પરમાત્મા માટે પાગલ બનો. વિચાર કરો કામાંધ પુરુષ સ્ત્રી માટે કયાં પાગલ થતો નથી ? લોભી ધન પાછળ કયાં પાગલ થતો નથી ? કામાંધ જીવ કામસુખ ભોગવવા માટે એવો પાગલ બને છે કે તેને સ્થળ–કાળનું પણ ભાન રહેતું નથી. દેહભાન ભુલાય ત્યારે પરમાત્માનાં દર્શન થાય.

અક્રૂર તન્મય બન્યા છે. મારા માલિક ચાલતા ગયા છે અને હું ચાલતો જાઉં એ ઠીક નથી. હું હવે મારા પ્રભુને દંડવત્ પ્રણામ કરતો કરતો જઈશ. મારાં પાપ બળી જશે. વંદન ભક્તિના આચાર્ય અક્રૂર છે.

બદરીનાથ જતાં રસ્તામાં હનુમાનચટ્ટી આવે છે. હનુમાન ચટ્ટી પાસે આવ્યા પછી યાત્રીઓનું હૃદય ભરાય છે. હું પરમાત્માને મળવા જાઉં છું. આવતી કાલે મને ભગવાનનાં દર્શન થશે. હું પાપી છું. પરમાત્મા મને અપનાવશે કે નહિ ? મારાથી જાણે અજાણ્યે પાપ થયાં હશે. હું વંદન કરતો કરતો જાઉં તો મારા પાપ બળી જશે. મારા પાપ બળે તેથી અત્રેથી સાષ્ટાંગ પ્રણામ કરતો જાઉં. એટલે હનુમાનચટ્ટીથી કેટલાક યાત્રાળુઓ દંડવત્ પ્રણામ કરતાં કરતાં બદ્રિનારાયણ જાય છે.

શુકદેવજી વર્ણન કરે છે. રાજન્ ! અક્રૂર આદિનારાયણનાં દર્શન કરવા વંદન કરતા કરતા જાય છે. પરમાત્માને પ્રસન્ન કરવાનું સાધન છે. વંદન.

ગોકુળ મથુરા વચ્ચે કંઈ વિશેષ અંતર નથી. પણ અક્રૂર વિચારમાં એવા તન્મય થયેલા કે સવારના મથુરાથી નીકળેલા તે છેક સાંજે ગોકુળ પહોંચ્યા છે.

અક્રૂરના મનોરથો ભગવાને પરિપૂર્ણ કર્યા છે. ભગવાન માટે સંકલ્પ કરો. તે ભગવાન પરિપૂર્ણ કરે છે.

રોજ સંકલ્પ કરો કે હું મરીશ ત્યારે ઠાકોરજી મને લેવા આવશે.

ખોટા સંકલ્પ સફળ થાય છે તો પવિત્ર સંકલ્પ સફળ કેમ ન થાય ?

અક્રૂરજી વંદન કરતાં કરતાં ગૌશાળામાં આવ્યા છે. અક્રૂરે ઇચ્છા કરેલી કે ગૌશાળામાં મને કૃષ્ણનાં દર્શન થશે. અક્રૂરને દૂરથી દર્શન થયાં છે. અક્રૂરે વિચારેલું કે હું ભગવાનને કહીશ હું પાપી છું. આપને શરણે આવ્યો છું. પણ ગળું ભરાયું. અક્રૂર પ્રેમથી ગળગળા બન્યા છે. કાંઈ બોલી શકતા નથી. મુખમાંથી શબ્દ નીકળી શકતો નથી. લાકડી ઢળી પડે તેમ અક્રૂરજી ઢળી પડયા છે. શ્રીકૃષ્ણના ચરણમાં તેઓ પ્રણામ કરે છે. પરમાત્માની આંખો સદા સર્વદા પ્રેમથી ભીની છે. ભગવાનની નજર પણ અક્રૂર ઉપર પડી. આ જીવ મારે શરણે આવ્યો છે.

અક્રૂરની ઇચ્છા હતી હું વંદન કરું, ત્યારે મારા ઠાકોરજીની નજર મારા ઉપર પડે તો મારું હૃદય વિશુદ્ધ બને. પછી પાપ કરવાની ઇચ્છા જ નહીં થાય.



અક્રૂરને ઇચ્છા હતી મારા માથે પ્રભુ હાથ પધરાવશે. પ્રભુએ અક્રૂરના મસ્તક ઉપર વરદ હસ્ત પધરાવ્યો છે. ભગવાન અક્રુરને કહે છે, ઊઠો ઊઠો. અક્રૂર વિચારે છે, મને કાકા કહીને બોલાવશે ત્યારે જ હું ઊઠીશ. પણ મારા જેવા નાલાયકને ભગવાન કાકા કેમ કહે ? ભગવાન મને નહિ અપનાવે તો મારો બ્રહ્મસંબંધ પાકો નહિ થાય.

ભગવાન જલદી કહેતા નથી કે તું મારો છે. કારણ મંદિરમાં જાય છે ત્યારે મનુષ્ય ભગવાનને કહે છે, નાથ, હું તારો છું. અને ઘરમાં આવે ત્યારે બબલીની બાને કહે છે, તું મારી અને હું તારો છું. મૂર્ખાને બોલતા પણ શરમ આવતી નથી. મૂર્ખાને ખબર નથી 'પ્રેમ ગલી અતિ સાંકડી, તામેં દો ન સમાય.'

ભગવાને અક્રૂરના હૃદયનો ભાવ જાણ્યો. ભગવાને વિચાર્યું અક્રૂર જો રાજી થતા હોય, તો અક્રૂરને કાકા કહેવામાં મારું શું જાય છે ? જીવ જે ભાવથી મને ભજે છે તે સંબંધે હું તેમને ભજું છું. હું જીવનો પુત્ર છું, હું જીવનો પિતા છું.

ઈશ્વર મોટો કેમ ? કારણ કે તેને કોઈ જાતનો દુરાગ્રહ નથી. ઈશ્વર અનાગ્રહી છે. જીવ દુરાગ્રહી છે. જીવને કોઈ સંપત્તિ માન મળે છે એટલે દુરાગ્રહી બને છે.

ઈશ્વર સાથે કોઈ સંબંધ જોડો. કૃષ્ણ દગો નહિ આપે. પરમાત્માને પિતા, પુત્ર કે પતિ માનો. પણ સંબંધ જોડો તો જીવન સફળ થાય છે. અક્રૂરની ભાવના હતી કે મારા કૃષ્ણ મને કાકા કહીને બોલાવે.

શ્રીકૃષ્ણે અક્રૂરને માથે હાથ પધરાવ્યો અને કહ્યું, કાકા હવે ઊઠો. અક્રૂરને ઉઠાવીને આલિંગન આપ્યું છે. જીવ ઈશ્વરને શરણે આવે છે, ત્યારે ભગવાન આલિંગન આપે છે. આ જ જીવ ઈશ્વરને શરણે આવ્યો છે.

શ્રીકૃષ્ણે અક્રૂરના સર્વ મનોરથ પૂર્ણ કર્યા. શુભ સંકલ્પ પ્રભુ હંમેશા પૂરો કરે છે. સત્યનારાયણની કથામાં કઠિયારાએ સત્યનારાયણનું વ્રત કરવાનો નિશ્ચય કર્યો અને તેને પ્રચુર ધન મળ્યું. તે વ્રત કરી શકયો. શુભ વિચારો હંમેશા ફળે છે. અક્રૂરની ઇચ્છાઓ પૂર્ણ થઈ. અક્રૂરની જેમ જેને ભગવાનના દરબારમાં માન મળે તે ધન્ય બાકી જગતના માનપત્રો ત્યાં કામ આવશે નહિ.

જગતના જીવ માન આપે તો રાજી થશો નહિ. કદાચ કોઈ અપમાન કરે તો નારાજ થશો નહિ. મૃત્યુનાં સમયે જગતના મળેલા માનપત્ર સાથે આવશે નહિ. ભગવાનના દરબારમાં જેને માન મળે છે તેનું માન કાયમ ટકે છે.

ત્યાંથી સર્વે નંદજીને ઘેર આવ્યા છે. નંદરાયે અક્રૂરનું સ્વાગત કર્યું. ભોજન થયા પછી નંદરાયે અક્રૂરને પૂછયું, તમારું આવવાનું કારણ હવે કહો. અક્રૂર કહે છે હું ખાસ આમંત્રણ આપવા આવ્યો છું. કંસ મોટો ધનુષ્ય યજ્ઞ કરે છે. તે જોવા માટે રામકૃષ્ણને કંસે મથુરા બોલાવ્યા છે. બધાની ઇચ્છા છે એકલા આવશો નહિ. રામકૃષ્ણની સાથે આવો. નંદજી ભલે ગાડામાં આવે પણ કૃષ્ણના માટે તો સુવર્ણનો રથ મોકલાવ્યો છે.

નંદબાબા ભોળા હતા. બહુ ભોળા હોય તેને છળકપટ દેખાતું નથી. નંદબાબા ખુશી થયા છે. હું કંસને ખંડણી ભરું છું ને એટલે મારા કનૈયા માટે તેણે સોનાનો રથ મોકલ્યો છે. કંસને મારા કનૈયા ઉપર કેટલો પ્રેમ છે !

નંદબાબા જાણતા નથી. વિશ્વાસ ઉત્પન્ન કરવા કંસે પોતાનો ખાસ સોનાનો રથ મોકલાવેલો.

નંદબાબા કહે છે, મારી પણ ઇચ્છા હતી કે હવે કનૈયાને મથુરા લઈ જાઉં.

બાળકોને આ વાતની ખબર પડી છે. બાળકો ત્યાં આવ્યા છે. બાળકો નંદબાબાને કહે છે, અમે સાથે આવીશું. અમે સાથે નહીં આવીએ તો કનૈયાને કોણ સાચવશે? બાળકોનો એવો પ્રેમ હતો. બાળકો માનતા અમે કનૈયાને સાચવીએ છીએ. બાળકો જગતના સાચવનારને આજે સાચવતા હતા. જગતનો સાચવનાર છે છતાં વ્રજવાસીઓ કહે છે, કનૈયાને અમારા વિના કોણ સાચવશે? નંદબાબા બાળકોને કહે છે, તમે સૌ આવજો.

આ વાતની જશોદા માને ખબર પડે છે. તેનું હૈયું હાથ રહેતું નથી. યશોદા કહે છે, આ અક્રૂર ભલે તમને સારો લાગે, પણ મને ક્રૂર જેવો લાગે છે. કનૈયાને ન લઈ જાવ. મારું ગોકુળ ઉજ્જડ થશે. કનૈયો ન દેખાય તો ગાયો ખડ ખાતી નથી, પાણી પીતી નથી. તમને બહુ ઇચ્છા હોય તો દાઉજીને લઈ જજો. મારા શ્રીકૃષ્ણને લઈ ન જશો. મને એમ લાગે છે કે તે અહીંથી જશે તો પાછો આવશે નહિ. મેં સાંભળ્યું છે કે મથુરાની સ્ત્રીઓ જાદુ જાણે છે. તે મારા લાલા ઉપર જાદુ કરશે તો તે અત્રે આવશે નહિ. નંદબાબાને તેઓ વીનવે છે, તમારે મથુરા જવું હોય તો જાવ પણ મારા કનૈયાને મથુરા ન લઈ જશો. ત્યાં મારા લાલાની સંભાળ કોણ રાખશે? મારો લાલો શરમાળ છે. એવો શરમાળ છે કે જમતી વખતે પણ તે કાંઈ માંગતો નથી. હું તેને મનાવું ત્યારે થોડું ખાય છે. ત્યાં તેને કોણ સમજાવશે? મથુરામાં લાલાને મનાવી મનાવીને કોણ ખવડાવશે?

મને બે ત્રણ દિવસ પહેલાં ખરાબ સ્વપ્ન આવેલું. મારો લાલો મને છોડીને જાય છે. અક્રૂર મને કાળ જેવો લાગે છે. કનૈયો મથુરા જશે તો પછી તે અત્રે આવશે નહિ. મારા કૃષ્ણને મારી આંખથી દૂર ન કરો. લાલાને હું નહિ જવા દઉં. નંદબાબા યશોદાજીને સમજાવે છે, કનૈયો અગિયાર વર્ષનો થયો. કેટલા વર્ષ તું એને ઘરમાં રાખીશ? હવે તેને બહારની દુનિયાનું જ્ઞાન થવું જોઈએ. મારે હવે તેને ગોકુળનો રાજા બનાવવો છે. હું તેને બેચાર દિવસ મથુરામાં ફેરવીને પાછો લઈને આવીશ. અમે બેત્રણ દિવસમાં પાછા આવીશું. તું ચિંતા કર નહિ.

યશોદાજી વીનવે છે કે મારા કનૈયાને મારી આંખથી દૂર ન કરો. વૃદ્ધાવસ્થામાં મારા કનૈયા માટે જ હું જીવું છું. મારા લાલાના આધારે હું જીવું છું.

રાત્રે બધાને નિદ્રા આવી છે પણ યશોદાજી જાગે છે. આવતી કાલે કનૈયો જવાનો તેથી માને બિલકુલ ચેન પડતું નથી. આવતી કાલે શું થશે? આવતી કાલે કનૈયો જશે. તેના વિયોગમાં હું કેમ જીવી શકીશ? યશોદાજી આંગણામાં બેસીને રડે છે. શ્રીકૃષ્ણ જાગ્યા. કનૈયો માની બહુ કાળજી રાખતો. માને પથારીમાં ન જોયાં. કનૈયો માને શોધવા નીકળ્યો છે. મા ક્યાં છે? ક્યાં છે? જુએ છે તો મા આંગણામાં બેસીને રડે છે. જઈને માના ગળામાં હાથ નાંખ્યો છે. પોતાના પિતાંબરથી માના આંસુ લૂછે છે. મા, તું રડીશ નહિ. તું રડે છે ત્યારે મને દુઃખ થાય છે. મા, તું કેમ રડે?

યશોદાને આનંદ થયો, મારો બેટો મને સમજાવે છે. યશોદા કનૈયાને કહે છે, બેટા, મને કંઈ થતું નથી. તું આવતી કાલે જવાનો છે તેથી મને રડવું આવે છે. બેટા, મને છોડીશ નહિ. મારું સર્વસ્વ તારા મુખડામાં છે. તારા આધારે મારું જીવન છે. મને છોડીને જઈશ નહિ.

કૃષ્ણ માતાજીને સાંત્વન આપે છે કે મા, તું ચિંતા નહિ કર. મા હું જવાનો તેથી શું થયું? મા, હું જરૂર પાછો આવીશ. પાછો આવીશ પણ ક્યારે આવીશ તે



કહ્યું નથી. યશોદા માએ પૂછ્યું નથી કે લાલા તું ક્યારે પાછો આવીશ? અને લાલાએ બતાવ્યું નથી કે ક્યારે પાછો આવીશ. લાલાએ કહ્યું કે પાછો આવીશ તે સાંભળતાં જ યશોદાજી રાજી થયાં છે. મારો લાલો જે બોલે છે તે સાચું બોલે છે. મારો કનૈયો પાછો આવશે. અતિ આનંદમાં માએ પૂછ્યું નથી કે તું ક્યારે આવીશ? ક્યારે આવીશ તે પૂછવાનું ભૂલી ગયાં. લાલાને મળવાની તે આશાએ તો ત્યારપછી યશોદા પ્રાણ ટકાવી શક્યાં.

યશોદામાએ લાલાને કહ્યું, ચાલ, બેટા હવે સૂઈ જઈશું. આજે કૃષ્ણ યશોદાજી એક પથારીમાં સૂતા છે. આજે શ્રીકૃષ્ણે યશોદાના હૃદયમાં પ્રવેશ કર્યો છે. હવે કનૈયો બહાર નહીં, અંદર દેખાશે, હૃદયભિતર દેખાશે. વસુદેવ દેવકી અગિયાર વર્ષથી કારાગૃહમાં કૃષ્ણનું ધ્યાન કરે છે. હવે ત્યાં ન જાય તો પ્રાણ જવાની તૈયારીમાં છે.

પ્રાતઃકાળ થયો છે. માંગલિક સ્નાન થયું. માએ કનૈયાનો છેલ્લો શૃંગાર કર્યો છે. તારું મનોહર મુખ મને હવે ક્યારે દેખાશે? માને આશ્વાસન આપ્યું છે, મા હું આવીશ.

યશોદાજીનું હૈયું હાથ નથી, યશોદાજી આજે છેલ્લી વખત પોતાને હાથે સામગ્રી તૈયાર કરી લાલાને ખવડાવે છે. ભોજન થયું છે. અક્રૂર આંગણામાં રથ તૈયાર કરીને ઊભા છે.

આ વાતની જ્યારે ગોપીઓને ખબર પડી, ત્યારે તેઓ દોડતી આવી છે. ગોપીઓના મંડળમાં રાધિકાજી છે. સાદો શૃંગાર છે, મુખ ઉપર દિવ્ય તેજ છે. રાધાજીને હજુ કોઈ દિવસ કૃષ્ણ વિયોગ થયો નથી. વિયોગની વાત સાંભળતા રાધજી મૂર્છામાં પડ્યાં છે. રાધાજીને મૂર્છા આવી છે. મૂર્છામાં બોલે છે. હે પ્યારે, હે પ્યારે, હે કૃષ્ણ, હે કૃષ્ણ, મારો ત્યાગ ન કરો. અમને છોડીને જશો નહિ.

ગોપીઓ અક્રૂરજીને પૂછે છે:—હે અક્રૂર તું અમારા કનૈયાને લેવા આવ્યો છે? પણ શ્યામસુંદરનાં દર્શન વિના અમે જીવી શકીશું નહિ. અક્રૂર તું કનૈયાને ન લઈ જઈશ. એક સખી વ્યાકુળ બનીને બોલી છે, આ મૂવાનું નામ કોણે અક્રૂર પાડ્યું છે? હે અક્રૂર કઈ ફોઇએ તારું તામ અક્રૂર પાડ્યું? તારી ફોઇએ તારું નામ અક્રૂર શા માટે પાડ્યું? અક્રૂર તું તો ક્રૂર છે. તું અમારા કનૈયાને લેવાને આવ્યો છે, તું અમને રડાવવા આવ્યો છે. અક્રૂર તારા ઘરનું હલકામાં હલકું કામ કરવા તૈયાર છીએ પણ કૃષ્ણ વિરહમાં અમને મારીશ નહિ. કૃષ્ણ વિયોગ સમાન બીજું કોઈ દુઃખ નથી. કૃષ્ણ વિરહ અમારાથી સહન થશે નહિ. અક્રૂર, કનૈયા વિના ગોકુળ સ્મશાન જેવું થશે, તારે લઈ જવા હોય તો બળરામને લઇ જા, પણ કનૈયાને ન લઇ જતો. મથુરાની સ્ત્રીઓ લાલાની એવી સેવા કરશે કે કનૈયો ત્યાંથી પાછો આવશે નહિ. મથુરાની સ્ત્રીઓ બહુ ભણેલી છે. બોલવામાં બહુ ચતુર છે. અમે તો અભણ છીએ. અમે કાંઈ જાણતાં નથી. હાય, આજે અમારું ભાગ્ય પ્રતિકુળ થયું છે. ગોપીઓ વિલાપ કરે છે. આજે વહાલાને વસમી વિદાય આપવાની છે. હે વિધાતા! તારામાં દયાનો છાંટો નથી. તું પ્રાણીઓને પરસ્પર સ્નેહ કરાવે છે, અને તુરત વિયોગ કરાવે છે. અમારા કનૈયા વગર અમે જીવીશું શી રીતે?

અક્રૂરને સૂઝતું નથી. આ ગોપીઓને હું કેવી રીતે સમજાવું.

કૃષ્ણ ગોપીઓને કહે છે: તમારી સાથે રમતો હતો. તમને રાજી કરવા વાંસળી વગાડતો હતો. હવે હું જાઉં છું. ત્યાં પ્રભુએ જોયું કે શ્રી રાધા મૂર્છામાં છે. રાધાજીના કાનમાં કહ્યું કે પૃથ્વી ઉપર દૈત્યોનો ભાર બહુ વધી ગયો છે. પૃથ્વીનો ભાર ઉતારવા હું જાઉં છું. પ્રેમથી તમારી સાથે લીલા કરતો હતો. આજસુધી હું તમારી સાથે નાચતો હતો. હવે જગતને નચાવવા જાઉં છું. કનૈયો તો ગોપીઓની પાસે જ નાચે છે, બીજા પાસે નહિ.

કનૈયો સખીને સમજાવે છે કે હું જાઉં છું. પણ મારા પ્રાણ તમારી પાસે રાખીને જાઉં છું. મારા પ્રાણ તમારા હૃદયમાં મૂકીને જાઉં છું. મારા પ્રાણનું રક્ષણ કરવા માટે તમે તમારા પ્રાણને સાચવજો. રાધાજીને માથે હાથ પધરાવી પ્રભુએ કહ્યું છે. રાધે, આજ સુધી હું તમારી પાસે હતો. હવે જરા દૂર જાઉં છું. પણ શ્રી રાધે હું તારાથી ભિન્ન નથી. આપણે એક જ છીએ. લીલા માટે બે શરીરે ધારણ કર્યાં છે. મારા પ્રાણ કરતાં આ વાંસળી મને વધારે વહાલી છે. તે વાંસળી હું તમને આપુ છું. રાધે! જ્યારે જ્યારે વાંસળી વગાડશો, ત્યારે ત્યારે હું દોડતો આવીશ.

એક ગોપી બોલી :—કનૈયા તારા વિરહમાં અમને મારીશ નહિ. કનૈયા અમને ભૂલતો નહિ.

મનને ધોવાને બહારનું પાણી કામ આવતું નથી. આંખમાંથી નીકળેલાં પ્રેમનાં આંસુઓથી જ મન ધોવાય છે, સાફ થાય છે. ગોપીઓ રુદન કરે છે. કનૈયો ગોપીઓને સાંત્વન આપે છે. મારા મંગલમય પ્રયાણમાં તમે રડીને અપશુકન ન કરશો. હું પાછો આવીશ. હું આવીશ.

ગોપીઓ ધીરજ ધરે છે. રામકૃષ્ણ નંદજી સાથે રથમાં બિરાજે છે. રથ ચાલવા લાગે છે. ગોપીઓ રથની પાછળ પાછળ ચાલવા લાગી. કનૈયાએ કહેલું એટલે આંસુઓને દબાવ્યાં છે. જ્યારે ખાત્રી થઇ કે હવે જાય છે, ત્યારે રડી પડ્યાં છે. હવે કયારે આવશે? હવે કયારે દર્શન આપશે? અંતે ધીરજના બંધ તૂટી ગયા. તેઓ વિરહની સંભાવનાથી વ્યાકુલ બની ગઇ, અને લજ્જા છોડી હે ગોવિન્દ! હે માધવ! એમ ઊંચા અવાજથી પોકારી પોકારીને રુદન કરવા લાગી.

**विसृज्य लज्जां रुरुदुः स्म सुस्वरं गोविन्द दामोदर माधवेती ।**

ભા. ૧૦-૩૯-૩૧.

ગોપીઓ કેવી—શ્રીકૃષ્ણમાં જ લાગેલા મનવાળી **कृष्ण विषक्त मानसाः ।**

હે ગોવિન્દ! હે માધવ! આ ગોકુળને ઉજ્જડ ન કરો, સખીઓ મનાવે છે. નાથ, ગોકુળને અનાથ ન કરો. નાથ, અમને ન ભૂલશો નહિ.

એક ગોપી ભગવાનને મનાવે છે. નાથ, મારો નિયમ એવો છે કે જયાંસુધી હું તમારાં દર્શન કરતી નથી ત્યાંસુધી હું પાણી પણ પીતી નથી. નાથ, મારે ત્યાં બે મિનિટ પણ આવજો.

દશ્ય એવું કરુણ હતું કે અક્રૂર રડવા લાગ્યો. અક્રૂરને આશ્ચર્ય થયું કે આ લોકોનો પ્રેમ કેવો છે! ગાયો પણ રડવા લાગી છે. રથ તરફ જોઈને ગાયો હાંભા હાંભા કરે છે. કોઈ ગોપી મૂર્છામાં પડે છે. કોઈ ગોપી રથ પકડવા દોડે છે.

શ્રીકૃષ્ણે અક્રૂરને કહ્યું, આ ગોપીઓનો પ્રેમ એવો છે કે તેઓ મને નહિ જવા દે. અક્રૂર તું રથ જલદી ચલાવ.

યશોદાજીનું ધૈર્ય રહ્યું નહિ. રથની પાછળ પાછળ રડતાં રડતાં દોડે છે. પ્રભુએ જોયું કે મારી મા આવે છે. અક્રૂરને કહ્યું, અક્રૂર તું રથને ઊભો રાખ. રથ અટકયો છે. યશોદા મા આવ્યા છે. લાલાનાં ઓવારણાં લીધાં છે. બેટા, તું આજે મથુરા જાય છે તેથી મને ઘણું દુઃખ થાય છે. મારી તો એવી ઇચ્છા હતી કે મારો કનૈયો મારી આંખથી દૂર ન થાય છે. મારી તો એવી ઇચ્છા છે. તું ભલે જા. મેં મારા સુખ માટે પ્રેમ કર્યો નથી. હું તો પ્રાર્થના કરીશ મારો કનૈયો જ્યાં હોય ત્યાં સુખમાં રહે. બેટા, એક ખાનગી વાત તને કહેવા આવી છું. બેટા, તું તો મને મા, મા, કહે છે પણ હું



તારી મા નથી. તું દેવકીનો છે, મારો નથી. હું તારી ધાવ છું, હું તારી દાસી છું. કૃષ્ણ કહે છે :—મા, આ તું શું બોલે છે? લોકો ભલે ગમે તે કહે. હું યશોદાનો છું. મા, હું જગતને કહીશ કે હું યશોદાનો લાડિલો દીકરો છું.

યશોદા કહે છે :—બેટા, તું મથુરા જાય છે. પણ એક વાત ભૂલી જજે. બેટા, તું નાનો હતો, ત્યારે મેં તને ખાયણા સાથે બાંધ્યો હતો. તે વાત તું ભૂલી જજે.

કનૈયો માતાને કહે છે :—મા, હું બધું ભૂલી જઈશ, પણ તેં મને બાંધ્યો છે તે નહિ ભૂલું. મા, હું બંધાયો તો એક તારો જ છું.

યશોદાજી પૂછે છે :—બેટા, તું મને ભૂલી જઈશ નહિ ને? તું મને પાછો મળવા આવીશ ને?

કનૈયો કહે છે :—મા, હું આવીશ. મા, તું તારા શરીરને સાચવજે. મા, તું ગાયોને સાચવજે. મા, હું પાછો આવીશ.

માએ આશીર્વાદ આપ્યા છે. મારો કનૈયો જ્યાં હોય ત્યાં સુખમાં રહે.

રથ નીકળ્યો છે. પ્રેમમાં પાગલ થયેલી ગોપીઓ રથ પાછળ દોડવા લાગી. કનૈયા સાયંકાળે તારી આરતી ઊતારીશ, પાંચ મિનિટ તું ઘરમાં આવજે.

કૃષ્ણે રથને ફરી ઊભો રખાવ્યો છે. ગોપીઓને કહે છે, દુષ્ટોને મારવા એ મારું ગૌણ કાર્ય છે. દૈત્યોનો સંહાર કરવો એ મારા અવતારનું મુખ્ય પ્રયોજન નથી. મારા અવતારનું મુખ્ય પ્રયોજન છે ગોકુળમાં પ્રેમલીલા કરવાનું. હું એક સ્વરૂપે અત્રે રહીશ, તમારી સાથે ઘેર આવીશ અને એક સ્વરૂપે મથુરા જઈશ. પહેલાં યશોદાને ત્યાં એક કનૈયો હતો હવે જેટલી ગોપીઓ હતી તેટલા કૃષ્ણ બન્યા છે. એક એક ગોપીના હૃદયમાં પ્રવેશ કર્યો છે. મહાપ્રભુજીની આજ્ઞા છે કે આ અંતરંગમાં સંયોગ અને બહિરંગમાં વિયોગ છે. મારા વિરહમાં ગોપીઓ મારું ધ્યાન કરે. પ્રત્યક ગોપીને અનુભવ થયો કે શ્રીકૃષ્ણ મથુરા ગયા જ નથી, તે તો અત્રે જ છે.

શ્રીકૃષ્ણને લઈ રથ ચાલ્યો ગયો. ગોપીઓ ચિત્રવત્ ઊભી રહી.

કનૈયો ગોકુળમાંથી ગયો નથી. એક એક ગોપીના હૃદયમાં પોતાનું સ્વરૂપ આપીને ગયો છે. કારણ ભગવાનનું વચન છે.

**वृंदावनं परित्यज्य पादमेकं न गच्छति ।**

વિયોગ વગર તન્મયતા થતી નથી. વિયોગ વગર ધ્યાનમાં એકાગ્રતા આવતી નથી. અને ધ્યાન વગર સાક્ષાત્કાર થતો નથી. વ્રજવાસીઓ મારા વિયોગમાં મારા સ્વરૂપનું ધ્યાન કરતા મારામાં તન્મય થાય એટલે વિરહ આપ્યો છે. વિયોગમાં પ્રેમ વધુ પુષ્ટ બને છે. તેથી ગોપીઓને શ્રીકૃષ્ણે આ વિયોગ વિશિષ્ટ યોગનું દાન કર્યું છે. ગોપીઓને તો આજે :

**श्याम बिनु ब्रज सूनो लागै ।**
**सूनी कुंज, तीर जमुनाको, सब सुनो लागै**
**श्याम बिनु चेन नहीं आवै ॥**

રથ ચાલ્યો. રથ યમુના કિનારે આવે છે. અક્રૂર જમુનામાં સ્નાન કરવા જાય છે. જળમાં ડૂબકી મારે છે, તો જળમાં પણ તેને રામકૃષ્ણ દેખાય છે. આ શું? કુમારો તો રથમાં બેઠા છે. અહીં કયાંથી? બહાર આવી જોયું તો કુમારો રથમાં બેઠા છે. ફરી જળમાં ડૂબકી મારી. રામકૃષ્ણ પાછા જળમાં દેખાવા લાગ્યા. તરત મૂર્તિઓ બદલાય છે. અક્રૂરે નારાયણ ભગવાનનાં જળમાં દર્શન કર્યાં.

તેથી કેટલાક વૈષ્ણવો માને છે :–મથુરા જતાં શ્રીકૃષ્ણે યમુનામાં સ્નાન કર્યું અને નારાયણરૂપે પ્રગટ થયા. એટલે કે શ્રીકૃષ્ણ વૃંદાવન પરત આવ્યા. અને નારાયણ વિષ્ણુ આગળની લીલા કરવા ગયા. કૃષ્ણ અને નારાયણ એક છે પણ આ ઉપાસના ભેદ છે.

અક્રૂરજીએ યમુનામાં સ્નાન કર્યું. અક્રૂરે સ્તુતિ કરી છે.

રથ મથુરાનાં ઝાંપા સુધી આવ્યો. શ્રીકૃષ્ણ અક્રૂરને કહે છે, તમે ઘેર જાવ. અમે તો અહીં આ બાગમાં વિશ્રામ કરીશું.

જે મથુરામાં કંસ હોય તે મથુરામાં કૃષ્ણ રહે નહિ. એટલે મથુરા બહાર બગીચામાં શ્રીકૃષ્ણ રહેલા છે. જે મથુરામાં કંસ રહે ત્યાં કૃષ્ણ જતા મથી. અને કૃષ્ણ મથુરામાં આવે તે પછી કંસ જીવતો રહેતો નથી. કંસ અને કૃષ્ણ એકી સાથે રહી શકે નહિ કારણ કે અંધકાર હોય ત્યાં પ્રકાશ રહી શકે નહિ.

વિષયાનંદ હોય ત્યાં બ્રહ્માનંદ ન સંભવી શકે. માનવકાયામાં વિષયાનંદ હોય ત્યાં સુધી બ્રહ્માનંદ હોય નહિ–બ્રહ્માનંદ ત્યાં આવે નહિ.

એક જ મથુરામાં માનવકાયામાં શ્રીકૃષ્ણ અને કંસ (કામ) સાથે બિરાજી શકે નહિ. કંસ એ કામ છે. કામ અને ઈશ્વર સાથે રહી શકે નહિ. આટલું સમજશો તો ય ઘણું છે,

જહાં કામ વહાં રામ નહીં, જહાં રામ વહાં નહીં કામ.
તુલસી દોનો નવ રહે, રવિરજની એક ઠામ.

યશોદાજીએ દૂધ વગેરે ઘરની અનેક સામગ્રીઓ આપેલી હતી. આજે કૃષ્ણ વહાલી ગાયોને છોડીને આવ્યા છે. જમવા બેઠા ત્યાં યશોદામાનું સ્મરણ થયું. કૃષ્ણ ભોજન કરી શકયા નહિ. હાથનો કોળિયો હાથમાં જ રહ્યો. નંદબાબાની નજર કૃષ્ણ ઉપર પડી. બાબાએ જોયું કનૈયો ખાતો નથી. પૂછયું. તું કેમ ખાતો નથી? કનૈયાએ જવાબ આપ્યો, બાબા મારી મા ન ખાય ત્યાંસુધી મારાથી કેમ ખવાય? મારી વહાલી ગાયો ન ખાય તો મારાથી કેમ ખવાય? બાબા મારી મા તથા ગાયો ત્યાં ભૂખ્યાં રહ્યાં છે.

કૃષ્ણ યશોદા માને યાદ કરે છે. પ્રભુ સાથે પ્રેમ એવી રીતે કરો કે પરમાત્મા આપને યાદ કરે. ભક્તિ એવી કરો કે ભગવાન તમને યાદ કરે. જીવને ભગવાન યાદ ન કરે ત્યાંધી જીવનું બંધન તૂટતું નથી. ભક્તિ એવી રીતે કરો કે ભગવાનને તમારા વિના ચેન ન પડે.

યશોદાજીનો પ્રેમ પણ એવો હતો. જે દિવસે કનૈયાએ ગોકુળ છોડયું તે દિવસે યશોદાજીએ ખાધું નથી. ગાયોએ ખાધું નથી.

પછી સાંજના વખતે રામકૃષ્ણે મથુરામાં પ્રવેશ કર્યો. તેઓ મથુરા જોવા નીકળ્યા છે. મહાદ્વારમાં શ્રીકૃષ્ણ પ્રવેશ કરે છે. રોજની આદત હતી તે પ્રમાણે બાળકો કનૈયાની જે બોલાવે છે. કનૈયાલાલકી જય માથુરી સ્ત્રીઓને કાને આ શબ્દ પડયો. શુકદેવજી મહારાજ વર્ણન કરતા નથી, પ્રત્યક્ષ દર્શન કરે છે.

જે લીલાની કથા ચાલતી હોય તે લીલા પ્રત્યક્ષ થઈ રહી છે એવી ભાવના વક્તા શ્રોતા કરે તો કથામાં બહુ આનંદ આવે છે.

એક સ્ત્રી બાળકને ધવડાવતી હતી તેને છોડીને દોડી છે. છોકરો તો રોજનો છે. કૃષ્ણદર્શન કયાં રોજ થવાનાં છે? તે બાળકને મૂકીને દોડી છે. બાળક ટાંવ ટાંવ કરતો રડે છે. પણ સાંભળે કોણ? આવી રીતે તેઓ પોતાના કામો પડતાં મૂકી મૂકીને દોડી છે. આવી તન્મયતા જોઈએ. દર્શનમાં તન્મયતા થાય એટલે આનંદ થાય, અને આવી આતુરતા જીવ કેળવે તો ઈશ્વર દર્શન આપે.



માથુરી સ્ત્રીઓ શ્રી કૃષ્ણનાં દર્શન કરતાં અનેક વાતો કરે છે. આગળ ચાલતાં રસ્તામાં કંસ રાજાનો માનીતો ધોબી મળ્યો. તે કંસના કીંમતી કપડાંઓ લઈને જતો હતો. આ એ જ ધોબી છે જેણે રામાવતારમાં જાનકી માતાની નિંદા કરેલી. તે નિંદા કરનારો મથુરામાં ધોબી થઈને આવ્યો છે. નિંદા અને નરક સમાન છે. કાળ માથા ઉપર છે, જીવ ગાફેલ છે. કથા હસવા માટે નથી, રડવા માટે છે. આવું કરતાં હોય તો છોડી દેજો.

ધોબી પાસે શ્રી કૃષ્ણે કપડાં માગ્યાં. ધોબી મૂર્ખ હતો. અક્કડમાં બોલવા લાગ્યો. આ તમારું ગામડું ગોકળીયું નથી. આ તો શહેર છે. આ કપડાં તો કંસ રાજાનાં છે. તમે શું, તમારા બાપદાદાએ આવાં કપડાં કદી જોયાં હતાં? લો બોલ્યા કપડાં આપો. વધારે બોલશો તો કંસ રાજાના સિપાઈઓ પકડીને લઈ જશે. ગામડાંના ગમારો જીવવાની ઈચ્છા હોય તો અહીંથી તુરત ચાલ્યા જાઓ.

બળદેવજીથી આ સહન થયું નહિ. કનૈયા, આને મરણકાળનો સન્નિપાત થયો લાગે છે. તું એને માર. મોટાભાઈએ હુકમ કર્યો એટલે ધોબીના મુખ ઉપર લપડાક મારી, તેનું મસ્તક ઊડી ગયું. તે મરી ગયો. ધોબીની આ દશા જોઈ તેની સાથેના સેવકો કપડાં મૂકીને નાસી ગયા. ઈશ્વરનો કાયદો છે જે ઇન્દ્રિયથી મનુષ્ય પાપ કરે તે ઇન્દ્રિયને ભગવાન સજા કરે છે, તે ઇન્દ્રિયને ભગવાન દુઃખી કરે છે. જે ઇન્દ્રિયથી પાપ કરશો, તે ઇન્દ્રિયને અંતકાળે ભગવાન બહુ દૂઃખ આપે છે. જે વાણીથી પાપ કરે તેને અંતકાળે વાગદેવી દગો આપે છે. કોઈ ચાર દિવસથી બોલતાં નથી, કોઈનું બોલવું અઠવાડીયા પહેલાંથી બંધ થઈ જાય છે. ધોબીએ મુખથી નિંદા કરેલી એટલે ધોબીના મુખ ઉપર લપડાક મારી અને માર્યો. ઈશ્વર સરળ સાથે સરળ છે અને કુટિલ સાથે કુટિલ છે. જેનું મન પવિત્ર નથી તેનું મન અંતકાળે બહુ ગભરાય છે.

કનૈયાને ચોરી કરવાની આદત પડી છે. કનૈયો ગોપમિત્રોને કહે છે. આ બધાં મારાં કપડાં છે. તમે પોટલાં છોડો. ગોપબાળકોની પોટલાં છોડવાની હિંમત થતી નથી. કનૈયો ગોપમિત્રોને કપડાં આપે છે. બધાને પિતાંબર આપ્યા. બાળકો ખુશ થાય છે કનૈયો જેને જે કપડાં આપે તેને તે બંધબેસતાં આવી જાય. આનંદથી તે બોલી ઊઠે, કનૈયા આ તો મને બરાબર બંધબેસતું આવી ગયું. કનૈયો મિત્રોના આનંદથી ખુશ થાય મનમાં હસે કે કપડાં સીવનારો દરજી અદ્ભુત છે ને એટલે કપડાં બંધબેસતાં આવી ગયાં. આવો દરજી જગતમાં થયો નથી કે થવાનો નથી. કૃષ્ણની પ્રતિજ્ઞા હતી કે મારા મિત્રોને સારાં કપડાં પહેરાવીશ, પછી સારાં કપડાં પહેરીશ.

આનંદ થયો છે. મિત્રો ગરીબ હતા. તેઓ કનૈયાને કહેવા લાગ્યા, કનૈયા, આવા સારાં કપડાં પહેરવાના મળે તો મારાં લગ્ન પણ જલદી થઈ જાય. કનૈયા મારા લગ્નમાં તું આવીશ? કનૈયો મિત્રોને સમજાવે છે કે હું જરૂર આવીશ. કૃષ્ણ મારા છે અને હું કૃષ્ણનો છું એવી આ ભાવના છે.

શ્રીકૃષ્ણ મિત્રોને કપડાં પહેરાવી પછી પોતે કપડાં પહેરે છે. આજ દિન સુધી સીવેલાં કપડાં પહેરેલાં નથી. કાળી કામળી લઈ ગાયો પાછળ ભમતા હતા. આજે પ્રથમ સીવેલાં કપડાં પહેરે છે. પ્રેમ કેવો કરવો તે જગતને બતાવ્યું છે રામ અને કૃષ્ણે. તે પછી રસ્તામાં સુદામા માળી મળ્યો. તેણે પ્રભુને માળા પહેરાવી, અને સાથવાળા સૌને પણ માળા પહેરાવી, તે પછી રસ્તામાં કંસની દાસી કુબ્જા મળી જે ત્રણ ઠેકાણે વાંકી હતી. તે ચંદનનું પાત્ર હાથમાં લઈને જતી હતી. ચંદન અને વંદન મનુષ્યને નમ્ર બનાવે છે. કુબ્જા ઠાકોરજીને ચંદન આપે છે. શ્રીકૃષ્ણ તેના ઉપર પ્રસન્ન થયા. પ્રભુએ વિચાર

કર્યો કે કુબ્જાએ ચંદન આપી મારા રૂપમાં વધારો કર્યો છે. તેથી હું પણ તેને સુંદર બનાવું. પ્રભુએ કુબ્જાને સુંદર કરવાનો નિશ્ચય કર્યો. તેના પગ ઉપર પ્રભુએ પગ રાખ્યો છે અને તેની હડપચી પકડી એવો આંચકો આપ્યો કે તેનું આખું અંગ હાલી ઊઠ્યું. ત્રણ અંગે વાંકી કુબ્જા સીધી સરળ બની ગઈ.

કથા પાછળ થોડું રહસ્ય છે. કુબ્જા એટલે બુદ્ધિ. બુદ્ધિ ત્રણ ઠેકાણે વાંકી છે. બુદ્ધિના ત્રણ દોષો છે. કામ, ક્રોધ અને લોભ. આ દોષો પ્રભુનું પૂજન કરવાથી જાય છે. પણ બુદ્ધિ કંસની સેવા કરે એટલે કે ઇન્દ્રિયના વિષય પાછળ જાય, તો તે વાંકી બને છે. પણ બુદ્ધિ ઈશ્વરના સન્મુખ આવીને ઊભી રહે–બુદ્ધિ ઈશ્વર સન્મુખ આવે, ઈશ્વર તરફ વળે એટલે તે સરળ થાય છે. કુબ્જા સીધી સરળ થઈ હતી તેમ. નહિ તો પાંચ વિષયો તેને બહુ પજવે છે. કંસ એટલે કે વિષય પાછળ જે બુદ્ધિ જાય તે વક્ર બને છે અને જો બુદ્ધિ ઈશ્વર પાછળ પડે, તો તે બુદ્ધિ સરળ થશે. વાંકી બુદ્ધિ કૃષ્ણસેવાથી સરળ થાય છે. વિષયો વાંકા છે. બુદ્ધિ વિષયોનું ચિંતન કરે તો તે વાંકી બને છે. જેની બુદ્ધિ વાંકી એનું મન વાકું, જેનું મન વાકું એની આંખ વાંકી, જેની આંખ વાંકી એનું જીવન વાંકું.

વાણિયા લોકોને ખબર પડી કે આ બાળકોએ ધોબીને માર્યો. કુબ્જાને સરસ કરી. આ છોકરાંઓ છે પરાક્રમી. કદાચ તેઓ મથુરાના રાજા બને. તો આજથી જ તેઓનો આદર સત્કાર કરીએ એટલે આગળ જતાં કામ લાગશે. કહ્યું છે કે અગમ બુદ્ધિ વાણિયા. જે થોડું આપે અને ઘણું લેવાની આશા કરે એ વાણિયો. ઘણું આપીને ઓછું લે તે બ્રાહ્મણ. બ્રાહ્મણને પાંચ રૂપિયા દક્ષિણા મળે તો તે કેટકેટલા આશીર્વાદ આપે છે. પુત્રવાન, આયુષ્યવાન, લક્ષ્મીવાન, ભવ.

વૈશ્યોએ વિચાર કર્યો કે આજે થોડી સેવા કરી હશે તો આગળ જતા કામમાં આવશે. વાણિયાઓએ ભગવાનને ફક્ત થોડાં પાન સોપારી આપ્યાં છે. બાપજી, આ બધું તમારું છે. આ વાણિયાઓ બોલવામાં બહુ ચતુર હોય છે. કહે છે કે દુકાને આવજો ને. દુકાન તમારી જ છે. બોલવામાં બહુ મીઠા પણ જ્યારે બિલ આપે છે ત્યારે બિલકુલ કસર રાખતા નથી. પોતાને બુદ્ધિમાન માને છે. બુદ્ધિનો ઉપયોગ પૈસા કમાવવા માટે કરે એ કાંઈ બુદ્ધિમાન કહેવાય? બુદ્ધિનો ઉપયોગ પરમાત્મા માટે કરે તે બુદ્ધિમાન. આ વાણિયાઓએ ભગવાનને બીજું કાંઈ આપ્યું નથી. ભાગવતમાં સ્પષ્ટ લખેલું છે કે **व्रज न्मार्गे वणिक् पथैः...तांबूल स्रग गंधैः** વાણિયાઓએ પાન અને ફૂલની માળા ભગવાનને અર્પ કર્યા છે.

તેમ છતાં ભગવાન તેઓના ઉપર પ્રસન્ન થયા. ગમે તેવો, ગમે તેવા હેતુથી પણ આવકાર તો આપ્યો છે ને. ભગવાને વાણિયાઓને વરદાન માંગવાનું કહ્યું, તમારે જે કાંઈ માંગવું હોય તે માંગો. વાણિયાઓએ માંગ્યું:—લક્ષ્મીજી સદા અમારા ઘરમાં નિવાસ કરે. બીજાના ઘરમાં જાય નહિ. ભગવાન પૂછે છે:—તમને જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિની કાંઈ જરૂર નથી? વાણિયાઓ કહે:—ના, ના અમારે તેની જરૂર નથી. અમારે ફક્ત લક્ષ્મીની જ જરૂર છે.

ભગવાન મથુરામાં પધાર્યા, ત્યારે બ્રાહ્મણો અક્કડમાં બેસી રહ્યા. લક્ષ્મીજીને થયું કે વાણિયાઓએ ભલે પાનસોપારી આપ્યાં, તેઓ ભલે લોભી રહ્યા, પણ સ્વામીની સેવા કરે છે તેથી તેના ઘેર જાઉં. લોકો એમ સમજે છે કે સંપત્તિ આવી એટલે સર્વ સુખ આવી ગયું. પરંતુ તેટલું પૂરતું નથી. સંસ્કારી બનો. સારા સંસ્કાર કેળવવા પ્રયત્ન કરો.



વાણિયાઓએ લોભી વૃત્તિથી પણ ભગવાનને પાન–ફૂલ અર્પણ કર્યાં. પણ બ્રાહ્મણ લોકોએ ભગવાનને કાંઈ પણ અર્પણ કર્યું નહિ, તેથી લક્ષ્મીજીને ખોટું લાગ્યું એટલે લક્ષ્મીજી હવે બ્રાહ્મણને ઘેર જતાં નથી.

તેવામાં વાણિયાઓની દુકાને ઘરાક આવ્યા. તેઓ ધંધામાં લાગી ગયા. તે પછી ભગવાન પૂછે છે કે ધનુષયાગ તરફ જવાનો રસ્તો કયો? વાણિયાઓ કહે છે:– અમને ધંધો કરવા દો. આગળ કોઈને માર્ગ પૂછી લેજો. ભગવાન હસે છે કે કેવા સ્વાર્થી છે! લક્ષ્મી આપી એટલે મને ભૂલી ગયા? આ બધું યાદ રાખો તો ભાગવત મરણ સુધારે છે. એવું ન માનો કે તક્ષક નાગ પરીક્ષિતને જ કરડવા આવેલો. તક્ષક નાગ બધાને કરડવાનો છે. સાત વારમાંથી તમારે માટે પણ એક વાર તો નક્કી જ છે.

તક્ષક નાગ–કાળ નોટિસ આપીને આવે છે. પણ કુદરતની આ નોટિસને કોઈ ધ્યાનમાં લેતું નથી. માથાના વાળ ધોળા થાય, દાંત પડવા લાગે ત્યારે માનો કાળની સૂચના આવી ગઈ છે. આ કાળની નોટિસ આવી જાય એટલે સર્વ ત્યજી ભગવાનને ભજવા લાગો.

ચાર દિવસ યજ્ઞના પૂરા થયા છે. આજે પાંચમો દિવસ છે. આજનો દિવસ નિર્વિઘ્ને પૂરો થાય તો કંસને આંચ ન આવે. ધનુષયાગનું સ્થાન પૂછતાં પૂછતાં ભગવાન ત્યાં આવ્યા છે. ધનુષ્ય ઉઠાવીને ઉપાડ્યું, અને ધનુષ્યનો ભંગ કર્યો. કંસના સેવકોની એક એકની પૂજા કરી. સેવકો દોડતાં દોડતાં કંસ પાસે આવ્યા છે. હજુર, હજુર તમારો યજ્ઞ અધૂરો રહ્યો છે. ધનુષ્ય તોડી નાંખ્યું છે. આ બાળકો પ્રતાપી છે, તેમને રાજ્ય આપી, આપ ઈશ્વરનું ભજન કરો. કંસ બાપને કેદમાં રાખીને રાજા થયો છે. એવો તે દુષ્ટ હતો. કંસ સેવકોને કહેવા લાગ્યો, અલ્યા મૂર્ખાઓ તમને બોલવાનું ભાનબાન છે. હું જ રાજા છું. હું કોઈને રાજ્ય આપવા તૈયાર નથી.

સૂર્ય અસ્ત થયો એટલે બાળકો નંદબાબા પાસે આવ્યા. તેઓ જ્યારે મથુરા જોવા નીકળેલાં ત્યારે નંદબાબાએ કહેલું, કનૈયા આ ગોકુળ નથી. આ તો શહેર છે અને કંસ તેનો રાજા છે. માટે શહેરમાં તોફાન કરતાં નહિ. તેઓ આવ્યાં અને નંદબાબાએ પૂછ્યું કનૈયા શહેરમાં કાંઈ તોફાન કર્યું નથી ને? કનૈયો કહે છે:—ના, બાબા. અમે કાંઈ તોફાન કર્યું નથી.

અમે શહેર જોવા નીકળ્યાં એટલે રસ્તામાં લોકો મને પૂછતાં, તું કોનો પુત્ર? હું કહેતો કે હું નંદબાબાનો પુત્ર છું. યશોદા મારી મા છે. યશોદા મા સરળ હતાં. બધાને યશ આપતાં, કોઈને અપયશ આપતાં નહીં. યશોદાજીનો હું દીકરો છું. બાબા, હું તમારો પુત્ર એટલે શહેરના લોકોએ અમને કપડાં આપ્યાં, અને પુષ્પમાળાઓ પહેરાવી. અમારો સત્કાર કર્યો. નંદબાબા ભોળા હતા. તેઓએ બધું સાચું માની લીધું. નંદબાબાએ માન્યું કે આ યાદવો મારા મિત્ર છે. આ યાદવોને ઘેર કોઈ પ્રસંગ આવે છે ત્યારે આપવામાં હું કાંઈ કચાશ રાખતો નથી. મેં બધાને ખૂબ આપ્યું છે. આજ આટલાં વર્ષે મારાં બાળકો મથુરા આવ્યા એટલે યાદવો તેમને ભેટ સોગાદ આપે તેમાં શું નવાઈ?

કનૈયો બાબાને કહ્યા કરે, બાબા અમે તમારા એટલે અમને માન મળ્યું છે. નંદજીની પુત્ર ભાવના કાયમ રાખી છે. રાત્રે ભોજન કરવાનો સમય થયો. વ્રજવાસીઓ ખૂબ સામગ્રી લાવેલા પણ કૃષ્ણને માતા યશોદા યાદ આવે છે. પોતાની ગંગી ગાય યાદ આવે છે. મારા વગર મારી ગાયોનું શું થતું હશે? તેઓ મારા વગર ખડ નહિ ખાતી હોય. આ વિચારે શ્રીકૃષ્ણને ભોજન ભાવતું નથી.

બીજે દિવસે પ્રાતઃકાળમાં દરબાર ભરાયો છે. કંસને મૃત્યુનાં ચિહ્નો જણાવા લાગ્યાં. તેણે પોતાના મલ્લો ચાણૂર મુષ્ટિકને બોલાવ્યા. કંસે કહ્યું, આજે મલ્લયુદ્ધ વખતે તમે બળદેવ–કૃષ્ણને મારી નાંખજો. તેઓ ના પાડે તો પણ પરાણે કુસ્તીના અખાડામાં ઘસડી જજો. આ તરફ કૃષ્ણ–બળદેવ પણ નંદબાબા તથા ગોપમિત્રો સાથે ત્યાં આવ્યાં છે. પહેલાં શ્રીકૃષ્ણ ઉપર કુવલયાપીડ હાથીને છોડવામાં આવે છે. પ્રભુએ લીલા કરી કુવલયાપીડ હાથીને માર્યો છે. રંગભૂમિમાં શ્રીકૃષ્ણ પ્રવેશ કરે છે, ત્યારે તેઓ મલ્લોને વજ્ર જેવા, સામાન્ય પુરુષોને નરરત્ન જેવા, સ્ત્રીઓને મૂર્તિમાન કામદેવ જેવા, ગોવાળિયાને સ્વજન જેવા, રાજાઓને શાસક જેવા, માતાપિતાની સમાન મોટા વૃદ્ધોને બાળક જેવા, કંસને મૃત્યુરૂપે, અજ્ઞાનીઓને વિરાટરૂપે, યોગીઓને પરમતત્ત્વરૂપે, યાદવોને પરમદેવરૂપે જણાય છે.

मल्लानामशनिर्नृणां नरवरः स्त्रीणां स्मरो मूर्तिमान्
गोपानां स्वजनोऽसतां क्षितिभूजां शास्ता स्वपित्रो शिशुः ।
मृत्युर्भोजपतेर्विराडविदुषां तत्त्वं परं योगिनां
वृष्णीनां परदेवतेति विदितो रङ्गं गतं साग्रजः ॥

સર્વ લોકોએ પોતપોતાના ભાવાનુસાર ક્રમશ રૌદ્ર, અદ્‌ભુત, શૃંગાર, હાસ્ય, વીર, વાત્સલ્ય, ભયાનક, બીભત્સ શાંત અને પ્રેમભક્તિ રસનો અનુભવ કર્યો, જેવી જેની ભાવના તે પ્રમાણે એક એકે દર્શન કર્યાં. આજ પ્રમાણે રામચંદ્રજીએ જ્યારે જનકરાજાના દરબારમાં ધનુષ્ય ભંગ માટે પધારેલા, ત્યારે જેની જેવી ભાવના હતી તેવા તેમને તેઓ જણાયેલા.

जिन्ह कें रही भावना जैसी । प्रभु मूरति तिन्ह देखी तैसी ।

અખાડામાં ચાણૂર મુષ્ટિક મદિરાપાન કરીને બેઠા છે. પ્રભુએ પ્રવેશ કર્યો એટલે ચાણૂર બોલવા લાગ્યો, એય કૃષ્ણ, એય બળરામ, અહીં આવો. અમારા મહારાજને કુસ્તી જોવાનો શોખ છે. જેની જીત થાય તેને મહારાજ ભેટ આપવાના છે. કૃષ્ણ બોલ્યા : રાજાને રાજી કરવા એ મારું કર્તવ્ય છે. પરંતુ અમે બાળક છીએ. બાળક સાથે બાળકની કુસ્તી શોભે. હું તમારી સાથે કેવી રીતે કુસ્તી કરી શકું ? મદિરાપાનથી ઉન્મત્ત થયેલો ચાણૂર બોલવા લાગ્યો :—એ કાંઈ ચાલે નહીં. તું બાળક શાનો ? મોટા મોટા રાક્ષસોને મારનારો તું પહેલવાન છે. તમે કેવા બાળક છો, તે અમે જાણીએ છીએ. તમારા પરાક્રમ અમે સાંભળ્યા છે. એમ કહી ચાણૂરે કૃષ્ણનો હાથ પકડીને તેને અખાડામાં ખેંચ્યા. કૃષ્ણે કહ્યું :–આ અધર્મનું યુદ્ધ છે. ચાણૂરે કહ્યું પરવા નહીં.

કૃષ્ણે કહ્યું :—છોડી દે મારો હાથ. મારો હાથ પકડવાની શી જરૂર છે ? મારી માએ મને ખૂબ માખણ ખવડાવ્યું છે. તારી ઇચ્છા જ છે તો હું લડવા તૈયાર છું. ચાણૂર સાથે કૃષ્ણની અને મુષ્ટિક સાથે બળરામની કુસ્તી થાય છે. કંસના સેવકો કંસના કહેવા પ્રમાણે મલ્લોને શૂરાતન ચડાવવા નગારાં વગાડે છે. કથા પાછળ થોડું રહસ્ય છે. સંસાર અખાડો છે. ચાણૂર એટલે કામ, મુષ્ટિક એટલે ક્રોધ. સંસાર અખાડામાં કામ ક્રોધ એ મહામલ્લો છે. તેમની સાથે કુસ્તી કરવાની છે. અનાદિ કાળથી તે જીવને મારતા આવ્યા છે. અત્યંત સાવધ રહેશો, તો કામક્રોધને મારી શકશો. ગાફેલને કામ મારે છે. એક ક્ષણ પણ તમે ગાફેલ થશો, તો કામ છાતી ઉપર ચઢી બેસશે. મનુષ્યનો અવતાર કામનો વિનાશ કરવા માટે અને ક્રોધ ઉપર વિજય કરવા માટે છે.

નંદબાબા ગભરાયા. ક્યાં મારો નાનો કનૈયો અને ક્યાં આ મોટા પહેલવાન મલ્લો ? આ મોટો પહેલવાન મારા કનૈયાને મારશે. શ્રીકૃષ્ણ પરમાત્મા છે પણ નંદજીના



બાળક છે. નંદનો વાત્સલ્યભાવ હતો. નંદે આંખો બંધ કરી. નંદબાબા રોજ નંદેશ્વર મહાદેવની ( શિવજીની ) પૂજા કરતા હતા. નંદબાબાએ તેની બાધા રાખી છે. હે નંદેશ્વર, મારા કનૈયાનું રક્ષણ કરો. ઘેર આવીને તમને ૧૧ મણ લાડુ ખવડાવીશ, પછી યાદ આવ્યું કે કુસ્તીના માલિક દેવ તો હનુમાનજી છે. હે હનુમાનજી પ્રસન્ન થાઓ. મારા કનૈયાનું રક્ષણ કરો. તમને અગિયાર મણ બેશનના લાડુ ખવડાવીશ.

जय जय हनुमान गुंसाई
कृपा करो गुरुदेवकी नाई ॥

કનૈયાએ જોયું કે બાબા ગભરાયા છે. દેવોની બાધા રાખે છે. હવે કામ જલદી પતાવવું જોઇએ. ચાણૂરને ખાત્રી થઇ આ બાળક નથી, પણ મારો કાળ છે. હવે નાસી જઈશ તો કંસ મને મારી નાંખશે. એનાં કરતાં હું કૃષ્ણને હાથે મરીશ. ગાફેલને કામ મારી શકે પણ સાવધાન હોય તેને કામ મારી શકે નહિ. કૃષ્ણે કહ્યું, બેટા તું મને શું મારી શકે ? હું સાવધાન છું. પ્રતિક્ષણે જે સાવધ હોય છે તે કામને મારે છે. શ્રીકૃષ્ણે ચાણૂરનો વધ કર્યો. બળરામે મુષ્ટિકનો. કંસના યોદ્ધાઓ મર્યા તેમ છતાં સેવકો તો આંખ મીંચીને જોરથી નગારાં વગાડયે જ રાખે છે. કંસ ગુસ્સે થઇને આવ્યો. સેવકોને કહેવા લાગ્યો, અલ્યાઓ, તમને કંઈ શરમ છે ? મારા મોટા મોટા પહેલવાનો મરી ગયા. તમે વાજાં શાનાં વગાડો છો ? મૂર્ખાઓ, નગારાં વગાડવાનું બંધ કરો. નગારા વગાડનારાઓને ભૂલ સમજાઈ. નગારાં વગાડવાનાં બંધ કર્યાં.

કંસને મરણકાળનો બકવાટ ઊપડયો. બોલવા લાગ્યો, અરે આ છોકરાંઓને મારી નાંખો. નંદજીને કેદ કરો, વસુદેવનો વધ કરો. કુબ્જા ઉપર કૃપા કરી પ્રભુએ અનુગ્રહ શક્તિ બતાવી. ચાણૂર મુષ્ટિકને મારી નિગ્રહ શક્તિ બતાવી. આ પ્રમાણે નિગ્રહ અને અનુગ્રહ શકિત બતાવી પણ કંસને હજુ અક્કલ આવતી નથી. શ્રીકૃષ્ણને જોતાં કંસ ગભરાયો. મારો કાળ આવ્યો છે. શ્રીકૃષ્ણે તેના વાળ પકડયા છે. કંસને કહ્યું, હું દેવકીનો આઠમો તને મારવા આવ્યો છું. શ્રીકૃષ્ણે તેના વાળ પકડી ગડગડ હલાવ્યો, અને જોરથી રંગભૂમિ ઉપર પછાડયો. કંસના પ્રાણ નીકળી ગયા. કંસ મરાયો છે.

બધાને આનંદ થયો. માત્ર કંસની રાણીઓને દુઃખ થયું. કનૈયો મામી પાસે ગયો છે. કનૈયાને બધા નાટક આવડે. મામીઓ સાથે તેણે પોક મૂકી, ઓ મારા મામા રે. મામીઓને શ્રીકૃષ્ણ સમજાવે છે, મામી, મામી, હું અગિયાર વર્ષે મારા મામાને મળવા આવ્યો પણ મામાને હાર્ટફેઈલ થઈ ગયો. ઓ મારા મામા રે.

મામીઓ ભાણેજને કહે છે :—કનૈયા, તું રડીશ નહિ. જે થવાનું હતું તે થઈ ગયું. કનૈયા તારા મામા બાળહત્યાના પાપથી મર્યા છે. શ્રીકૃષ્ણ નિર્દોષ છે. ભાગવતમાં કંસની રાણીઓ ન્યાય આપે છે. શ્રીકૃષ્ણ પરમાત્મા છે. પરમાત્મા નિર્દોષ છે. શ્રીકૃષ્ણ તો કોઈને મારતા નથી. તે તો સર્વને તારે છે, સર્વને આનંદ આપે છે. મંદોદરીએ રામાયણમાં ન્યાય આપ્યો છે. રાવણને રામે માર્યો નથી. રાવણ તેના પાપે મર્યો છે.

ઉપરની કથા પાછળ થોડું રહસ્ય છે. કંસના મિત્રોનો પરિચય કરીએ.

૧. કુવલયાપીડ હાથી એટલે દર્પ. દર્પ–મદને મોહને શ્રીકૃષ્ણ મારે છે.
૨. ચાણૂર એટલે કામ. કામને કૃષ્ણે માર્યો. કામને પરબ્રહ્મ મારે છે.
૩. મુષ્ટિક એટલે ક્રોધ. ક્રોધને બલરામે માર્યો. ક્રોધને શબ્દબ્રહ્મ–નાદબ્રહ્મ મારે છે. કંસના આ મિત્રોથી સાવધ રહેજો.

કંસ એ અભિમાન છે. કંસની રાણીઓના નામ સૂચક છે. કંસની રાણીઓના નામ છે, અસ્તિ અને પ્રાપ્તિ. આખો દિવસ અસ્તિ અને પ્રાપ્તિનો જ જે વિચાર કરે તે કંસ. અસ્તિ એટલે મારી પાસે આટલું છે અને હવે આટલું મેળવીશ, એમ આખો દિવસ પૈસાનું ચિંતન

કરે એ કંસ. નીતિ અનીતિથી દ્રવ્યોપાર્જન કરી મોજશોખમાં વાપરવાની ઇચ્છા રાખે છે તે કંસ છે. સંસારસુખ ભોગવવાની જ જેની ઇચ્છા છે તે કંસ છે. સંસારી જીવ સંસારસુખ ભોગવવાના જ વિચારો કરે છે. બીજાને રડાવી આનંદ ભોગવે એ કંસ. ઉગ્રસેનને કેદમાં રાખીને કંસ રાજ્ય ગાદી ઉપર બેઠેલો. કંસ એવો દુષ્ટ હતો. પહેલાં એક કંસ હતો. આજે સમાજમાં કંસ ઘણા વધી ગયા છે. જીવ કામ, ક્રોધનો હંમેશા માર ખાતો આવ્યો છે. તેને જીતીને જીવનમાં સંયમ કેળવવાનો છે. શબ્દ બ્રહ્મની ઉપાસનાથી ક્રોધ શાંત થાય છે, ક્રોધ મરે છે. પરબ્રહ્મની ઉપાસનાથી કામ શાંત થાય છે, કામ મરે છે. કંસનો ઉદ્ધાર કર્યો. દુષ્ટમાં દુષ્ટ પુરૂષ પણ ભગવાનનું નામ લેતાં લેતાં દેહત્યાગ કરે, તો તેનો ઉદ્ધાર થાય છે.

પરમાત્મા સાથે સંબંધ જોડો, તો પરમાત્માને તમારા ઉપર લાગણી થાય. સંબંધ વિના સ્નેહ થતો નથી. ગામમાં ઘણાને તાવ આવે છે પણ આપણે તેની ખબર કાઢવા જતા નથી. સંબંધ વિના લાગણી થતી નથી. પરમાત્મા સાથે કોઈપણ સંબંધ જોડો. સંબંધ વગર રહેશો નહિ. પરમાત્માના કોઈ સ્વરૂપને ઇષ્ટદેવ માની તે ઇષ્ટદેવ સાથે સંબંધ જોડો. ગામમાં કોઈને તાવ આવશે, તો તેનો સંબંધી મળવા આવશે. લૌકિક વ્યવહારમાં પણ સંબંધ વગર લાગણી થતી નથી.

કોઈપણ રીતે ઈશ્વર સાથે સંબંધ જોડવાની ખાસ જરૂર છે. લોકો ધનવાન, વિદ્વાન સાથે સંબંધ જોડે છે. પણ ઈશ્વર સાથે સંબંધ જોડે છે તેને બધું મળે છે. એક જ પરમાત્માના અનેક સ્વરૂપો છે. શ્રુતિ એમ વર્ણન કરે છે. ઈશ્વર એક જ છે. ઈશ્વરનાં સ્વરૂપો અનેક છે. વંદન પૂજન દરેક દેવનું કરો, પણ ધ્યાન એક જ દેવનું કરો. સર્વને વંદન પૂજન કરો. પણ સર્વનું ધ્યાન ન કરો, ધ્યાન એકનું જ કરો. એક જ વિષયમાં મન ચોંટેલું રહે, તો ધ્યાન શક્તિ વધે છે, એક જ સ્વરૂપનું ધ્યાન કરવાથી મન તે સ્વરૂપમાં સ્થિર થાય છે. કંસ વેરથી કૃષ્ણનું ધ્યાન કરતો હતો. પરંતુ ધ્યાન કરતો હતો એક કૃષ્ણનું જ. કંસ રાજાએ કૃષ્ણ સાથે વેરથી સંબંધ જોડેલો. કંસે ભલે વેરભાવથી પણ સતત ચિંતન શ્રીકૃષ્ણનું કર્યું તેથી ભગવાને તેને મુક્તિ આપી. ઈશ્વરના મારમાં પણ પ્યાર હોય છે. ઈશ્વર જેને મારે છે, તેને પણ તારે છે. કંસને મારતા નથી, કંસને, સદ્‌ગતિ આપી છે. ભગવાન વેરીને સદ્‌ગતિ આપે, તો પ્રેમથી ભગવાનનું સ્મરણ કરે સેવા કરે તેને કેમ સદ્‌ગતિ ન આપે?

વસુદેવ–દેવકીને વંદન કરવા શ્રીકૃષ્ણ કારાગૃહમાં આવ્યા છે. કારાગૃહમાંથી વસુદેવ–દેવકીને છોડાવે છે. માતાપિતાને હાથેપગે બેડીઓ છે. સેવકોને બેડી તોડવાનાં સાધનો લાવવામાં વાર લાગી. શ્રીકૃષ્ણ પોતાના દાંતો વડે માતાપિતાની બેડીઓ તોડી નાંખે છે. વસુદેવ–દેવકીને કારાગૃહમાંથી મુક્ત કર્યાં. સંપત્તિ ગઈ, સંતતિ ગઈ, પણ પદે પદે ભગવાનના નામનું રટણ કરે છે તો બંધનમાં પડેલાને—સંસારરૂપી કારાગૃહમાં પડેલાને વસુદેવ–દેવકીની જેમ શ્રીકૃષ્ણ મુક્ત કરે છે.

તન્મયતા વગર સિદ્ધિ મળતી નથી. ધ્યાનથી તન્મયતા થાય છે. વસુદેવ-દેવકીએ અગિયાર વર્ષ ધ્યાન કર્યું. ધ્યાન વગર સાક્ષાત્કાર થતો નથી. ધ્યાન કર્યા વગર પ્રભુનાં દર્શન થતાં નથી. આજે અગિયાર વર્ષ પછી કૃષ્ણ મળ્યો છે. પ્રેમ શાસ્ત્રના કાયદા જુદા છે. માતાપિતાનું હૃદય ભરાયું છે. બોલવાની ઇચ્છા છે પણ બોલી શકતા નથી. એકબીજાને પ્રેમથી નિહાળે છે. એક અક્ષર કોઈ બોલી શકતું નથી. એ વખતે પરમાત્માએ ધૈર્ય ધારણ કર્યું છે અને બોલ્યા છે, ચાર પુરૂષાર્થો સિદ્ધ કરી આપનાર આ માનવ શરીર છે. એવું આ શરીર માતાપિતા આપે છે. આપ મારા અપરાધની ક્ષમા કરો. હવે હું આપને છોડીને નહીં જાઉં? તે પછી કનૈયાને હાથી ઉપર બેસાડી ગામમાં ફેરવવામાં



આવે છે. નંદબાબાને લાગી આવે છે. લોકોએ કનૈયાનો વરઘોડો ફેરવ્યો પણ તે ભૂખ્યો થયો છે કે કેમ તેની સુધ કોઈએ લીધી નહીં. નંદબાબા માખણ મીસરી લઈને આવ્યા છે, લાલાને હાથી અંબાડી ઉપરથી નીચે ઉતારી માખણ મીસરી જમાડે છે. જે જગ્યાએ શ્રીકૃષ્ણે આ પ્રમાણે વિશ્રામ લીધો તે ઘાટનું નામ પડયું વિશ્રામઘાટ.

કંસને માર્યા પછી મથુરાનું રાજ્ય મળ્યું છે તેમ છતાં તેઓને કોઈ જાતની આસક્તિ નથી. કંસનું રાજ્ય તેના પિતા ઉગ્રસેનને આપ્યું છે. વાણી અને વર્તન એક ન થાય ત્યાં સુધી વાણીમાં શક્તિ આવતી નથી. જ્ઞાનને ક્રિયાત્મક બનાવનારની ખોટ છે. બંગલામાં રહી વિલાસી જીવન ગાળનાર વેદાંતની ચર્ચા કરે છે એ ઠીક નથી. બહુ વાંચવા કરતાં વાંચેલું જીવનમાં ઉતારવાની જરૂર છે, શ્રીકૃષ્ણ જે ઉપદેશ કરે છે તે ઉપદેશ પ્રભુએ જીવનમાં ઉતાર્યો છે. યુદ્ધભુમિ ઉપર અર્જુનને ગીતાશાસ્ત્ર સંભળાવ્યું છે. કોઈપણ ફળની આશા રાખ્યા વગર સત્કર્મ કરવું એ ગીતાજીનો ઉપદેશ છે. મળે છતાં લેવાની ઇચ્છા થતી નથી તે જ સંન્યાસ. શ્રીકૃષ્ણ ભગવાનની અનાસક્તિ કેવી છે? મથુરાનું રાજ્ય શ્રીકૃષ્ણને મળ્યું છે પણ કાંઈ આસક્તિ નથી. અર્જુનને જે અનાક્તિનો બોધ આપ્યો છે તે અનાસક્તિ જીવનમાં પરિપૂર્ણ છે. સંસાર બાધક નથી. સંસારની આસક્તિ બાધક છે. બધાએ કહ્યું, કંસને આપે માર્યો છે તેથી રાજ્ય તમારું છે. શ્રીકૃષ્ણે કહ્યું, રાજ્યના લોભથી મેં કંસને માર્યો નથી. કંસ અનેકને ત્રાસ આપતો હતો તેથી માર્યો છે. મારે રાજ્ય જોઈતું નથી. કંસના પિતા ઉગ્રસેન જીવે છે, તેને રાજા બનાવો. હું તો સર્વનો સેવક છું.

નંદજીને ગર્ગાચાર્યજી કહેવા ગયા છે કે શ્રીકૃષ્ણ વસુદેવનો પુત્ર છે. તમારે ત્યાં કન્યા થઈ હતી. શ્રીકૃષ્ણ ગોકુળ નહીં આવે, હવે મથુરામાં જ રહેશે. નંદબાબા વ્યાકુળ થયા છે. બળરામ અને કૃષ્ણ નંદબાબાને મળવા આવ્યા છે. બાબા, બાબા અમે યુદ્ધ કરતા હતા, ત્યારે અખાડામાં અમને હનુમાનજી દેખાયેલા. નંદબાબાએ માન્યું, મેં હનુમાનજીની બાધા રાખેલી એટલે હનુમાનજીએ કનૈયાનું રક્ષણ કર્યું. બાકી આ મોટા મલ્લોને કોણ મારી શકે? નંદબાબા ભોળા છે અને કૃષ્ણે પણ નંદબાબાની ભાવના કાયમ રાખી છે. બાબા, અમે તો તમારા જ છીએ. લોકો ભલે ગમે તેમ કહે બાબા, તમે જ મારા પિતા છો. કંસને માર્યો છે એટલે જરાસંઘ, દંતવક્ત્ર બધા રાજાઓ મારી સાથે વેર રાખવા લાગ્યા છે. બાબા, તમારા આશીર્વાદથી કંસ મર્યો છે. બીજા રાજાઓ મારી સાથે વેર રાખે છે. હું ગોકુળમાં આવું તો આ રાજાઓ ત્યાં લડવા આવશે. મારા ત્યાં રહેવાથી વ્રજવાસીઓ દુઃખી થશે. એટલે હું થોડો સમય મથુરામાં રહીશ. બાબા હાલમાં કહેશો નહીં કે હું તમારો પુત્ર છું કારણ કે જો કહેશો તો આ રાજાઓ મારી સાથે વેર કરશે. તમારા આશીર્વાદથી સર્વ રાજાઓનો પરાભવ કર્યા પછી હું ગોકુળમાં આવીશ. બાબા, મારી ગાયોને સાચવજો. મારી માને કહેજો કે કનૈયો જરૂર આવશે.

પ્રેમમાં આગ્રહ ભલે હોય પણ દુરાગ્રહ શોભે નહીં. નંદબાબા પૂછે છે, કનૈયા હું એકલો પાછો જાઉં? કનૈયો જવાબ આપે છે. હા, બાબા. હું હાલમાં ત્યાં આવીશ, તો આ રાજાઓ ગોકુળમાં આવીને વ્રજવાસીઓને ત્રાસ આપશે. બાબા હું તમારો જ દીકરો છું. બાબા તમે ગોકુળમાં પધારો.

નંદબાબાએ કહ્યું :—બેટા, મને વધારે આગ્રહ કરતાં આવડતું નથી. પ્રેમમાં દુરાગ્રહ હોતો નથી. મેં મારી ઇચ્છા રાખી નથી. મારો કનૈયો સુખી રહે તેવી જ ઇચ્છા રાખી છે. અમે અમારા સુખ માટે તારી સાથે પ્રેમ કર્યો નથી, કોઈ સુખ ભોગવવાની ઇચ્છાથી અમે પ્રેમ કર્યો નથી. હું નારાયણને રોજ પ્રાર્થના કરીશ કે મારો કનૈયો જ્યાં હોય ત્યાં સુખી રહો. પણ કોઈ કોઈ વખત વ્રજમાં આવજે.

કૃષ્ણ કહે છે:—બાબા, આ તમે શું બોલ્યા? આ કાર્ય પતાવી હું ગોકુળમાં આવીશ. મારી માને કહેજો કે હું મથુરા આવીને ફસાયો છું. બાબા, મારી માને કહેજો કે હું આવીશ. મારી ગાયોને સાચવજો. ભાગવતમાં આ પ્રસંગ લીધો નથી. ઈતર ગ્રંથોમાં આ પ્રસંગ લીધો છે. આજે નંદબાબાએ બાધા ઉતારી છે.

મહાત્માઓ કહે છે. ગોકુળના કૃષ્ણ અનેરા લાગે છે. ગોકુળનું સ્વરૂપ દિવ્ય છે. તેનો આનંદ અલૌકિક છે. તત્ત્વદૃષ્ટિથી મથુરાના, દ્વારકાના, ગોકુળના શ્રીકૃષ્ણ એક જ છે.

ગુરુની સેવા કર્યા વગર ઈશ્વર પણ સુખી થતા નથી. જગતને એ આદર્શ બતાવવા શ્રીકૃષ્ણ સાંદિપનિ ઋષિને ત્યાં વિદ્યાભ્યાસ અર્થે ગયા. શ્રીકૃષ્ણ ગુરુકુળમાં નિવાસ કરે છે. ઉજ્જૈન ક્ષેત્રમાં ક્ષીપ્રા નદીને કાંઠે સાંદીપનિ ઋષિનો આશ્રમ છે. કોઈ સંતની સેવા ન કરો તો ત્યાં સુધી ઈશ્વર કૃપા થતી નથી. કોઈ મહાપુરુષની તન, મન અને ધનથી સેવા કરો, તો સંતનું હૃદય પીગળશે અને અંતરમાંથી આશીર્વાદ આપશે. મનુષ્યને માટે અતિ આવશ્યક છે તે કોઈ તપસ્વી સાધુની સેવા કરે. સેવાથી વિદ્યા સફળ થાય છે. પુસ્તકો વાંચીને મેળવેલું જ્ઞાન તમને પૈસો અપાવશે, પ્રતિષ્ઠા અપાવશે પણ તમને અંદરની શાંતિ આપશે નહિ. કોઈ સંતની સેવા કરીને મેળવેલું જ્ઞાન મનને શાંતિ આપશે. સંત બોલે છે ત્યારે ઉપદેશ આપે છે તેવું નથી. સંત મૌન રાખીને પણ ઉપદેશ આપે છે. સંતનો પ્રત્યેક વ્યવહાર જ્ઞાન અને શક્તિથી ભરેલો હોય છે. કેવળ પ્રયત્નથી વિદ્યા મળે તે અભિમાનને સાથે લાવે છે. સંતની સેવાથી વિદ્યા મળે છે તે વિવેક વિનયને સાથે લાવે છે. ભગવાન શ્રીકૃષ્ણ ગુરુજીના ઘેર પાણી ભરતા, ગુરુને ઘેર લાકડાં પણ લઈ આવતા.

પ્રાચીન કાળમાં ગુરુઓ વિરક્ત હતા અને શિષ્ય આવા ગુરુની સેવા કરી વિરક્ત થતા. વિદ્યા એ વૈરાગ્ય વગર દીપે નહીં. ભગવાનના વિદ્યાર્થી જીવનમાં ખૂબ સંયમ છે. વિદ્યાર્થી વિદ્યાર્થીઅવસ્થા વિલાસમાં જીવન ગાળે તો વિદ્યાનો વિનાશ થાય છે.

ગુરૂના સંસ્કાર વિદ્યાર્થીમાં આવે છે. આજકાલ ભણાવનારા પ્રોફેસરો વિલાસી હોય છે એટલે ભણનાર વિદ્યાર્થીઓ વિલાસી થાય છે. વિલાસી જીવન ગાળતો હોય અને તે શાંકરભાષ્ય ભણાવે તેનો કાંઈ અર્થ નથી. પ્રાચીનકાળમાં ગુરુઓમાં પરિપૂર્ણ સંયમ હતો એટલે વિદ્યાર્થીઓમા પણ સંયમ આવતો. સંયમ જ સુખ આપે છે. વિદ્યાર્થી અવસ્થામાં સંયમની બહુ જ જરૂર છે. આજકાલ પૈસા કમાવવાની વિદ્યા શીખવાડવામાં આવે છે. પણ સંસાર બંધનમાંથી છોડાવનારી વિદ્યા શીખવાડવામાં આવતી નથી. ગામડામાં ભણવાનું મળતું નથી અને શહેરમાં કેવળ પૈસો કમાવાનું શિખવાડવામાં આવે છે. અધ્યાત્મવિદ્યાનું શિક્ષણ આપવામાં આવતું નથી. આત્મા કોણ? પરમાત્મા કોણ? આત્મા પરમાત્માનો સંબંધ શું છે? જીવનું લક્ષ્ય શું છે? આ સમજાવવામાં આવતું નથી. જ્ઞાન ખૂબ વધ્યું છે તે જ્ઞાનનો ઉપયોગ છળકપટ કેમ કરવું તેમાં જ થાય છે. સાચી વિદ્યા એ જ છે જે પ્રભુનાં ચરણ સુધી જીવને લઈ જાય. મુક્તિ અપાવે તે જ વિદ્યા. શ્રીકૃષ્ણ જ્યારે ગુરુકુળમાં તે વખતે સૌરાષ્ટ્રનો એક ગરીબ બ્રાહ્મણ ત્યાં ભણવા આવ્યો છે, તેની સાથે કૃષ્ણને મૈત્રી થઈ છે. આ મિત્રનું નામ છે સુદામા. શ્રીકૃષ્ણ એક જ વિદ્યાર્થી સાથે મૈત્રી કરે છે. શ્રીકૃષ્ણના અનેક મિત્રો હશે પણ ભાગવતમાં એકનું જ નામ આપ્યું છે.

સુદામા એટલે ઇન્દ્રિયોને દમ, ઇન્દ્રિનિગ્રહ કર. ઇન્દ્રિયોનો નિગ્રહ કર્યા વિના વિદ્યા મળતી નથી–વિદ્યા ફળતી નથી. વિદ્યાર્થી અવસ્થામાં ઇન્દ્રિયોને દમવાની ખૂબ જરૂર છે. તે સૂચવવા કૃષ્ણના બીજા કોઈ સહાધ્યાયીનું નામ ભાગવતમાં લખ્યું નથી. ફક્ત સુદામાનું નામ જ છે. સુદામા સાથે મૈત્રી કરે તો જ સરસ્વતીની ઉપાસના થાય. પરમાત્મા માટે જેના જીવનમાં ખૂબ સંયમ છે એ સુદામાનું સ્વરૂપ છે.



પરમાત્માનાં સાક્ષાત્કાર માટે અતિ સંયમની જરૂર છે. વિદ્યાર્થી અતિસંયમ ન રાખે તો વિદ્યા મળતી નથી. જીવનમાં સંયમ વગર દિવ્યતા આવતી નથી. સંયમ, વૈરાગ્યને ખૂબ વધારો. એક વાર જે સુખનો જે વિષયનો ત્યાગ કર્યો તે સુખ ભોગવવા ફરીથી ઇચ્છા થાય તે તો એકારીને ખાવા જેવું છે. એક વખત ત્યાગ કર્યા પછી વિષયસુખની ઇચ્છા કરશો નહિ.

શાસ્ત્ર એ જીવને માટે છે, ઈશ્વરને માટે નહિ. અરે! જીવ માટે પણ નથી, મનુષ્ય માટે છે. શાસ્ત્ર પશુ કે દેવ માટે નથી.

સુદામા સાથે મૈત્રી કરજો. સુદામા સાથે મૈત્રી કરશો તો દ્વારકાનાથ મળશે. સુદામા એ ઉત્તમ સંયમનું સ્વરૂપ છે. તમારા મનને તમે સાચવજો.

આત્મતત્ત્વનું સંદીપન કરી કરાવી શકે તેનું નામ સાંદીપનિ, તે જ ગુરુ. સતગુરુ કાંઈ બહારથી લઈ આવી આપે છે તેવું નથી. આત્મતત્ત્વ જે અંદર છે તેનો જ અનુભવ ગુરુ કરાવે છે. જ્ઞાનમાર્ગમાં જે મળ્યું છે તે જ મેળવવાનું છે, પ્રાપ્તની પ્રાપ્તિ છે.

શ્રીકૃષ્ણ પૃથ્વી ઉપર પધારે એટલે ભગવાનને પણ ગુરુની જરૂર પડે છે. ભગવાને સંયમ સાથે મૈત્રી કરી સદાચારી જીવન ગાળ્યું. આજે પણ વિદ્યાર્થી સુદામાની સાથે મૈત્રી કરી વિદ્યાભ્યાસ કરે, તો વિદ્યા સફળ થાય. પણ આજના સહશિક્ષણમાં સંયમ ક્યાં રહ્યો છે?

સંસારીઓ સાથે રહી બ્રહ્મચર્ય પાળવું કઠણ છે. સાત્ત્વિક વાતાવરણ હૃદયને સુધારે છે. દુષિત વાતાવરણ હૃદયને બગાડે છે.

ભગવાન આદર્શ બતાવે છે, ઈશ્વર છું પણ ગુરુની સેવા કરું છું.

પિતા–પુત્રનો વંશ એને બિંદુવંશ કહે છે. ગુરુ–શિષ્યના વંશને નાદવંશ કહે છે. નાદવંશ બિંદુવંશ કરતાં શ્રેષ્ઠ છે.

ભગવાને વિદ્યાભ્યાસ પૂરો કર્યો. ગુરુને ગુરુદક્ષિણા માંગવા કહ્યું. સાંદીપનિ કાંઈ માંગતા નથી. સાંદીપનિ બોલ્યા, ક્ષીપ્રા નદીને કિનારે મારો આશ્રમ છે. અત્રે વૃક્ષો પુષ્કળ છે. તે ફળ આપશે અને નદી જળ આપશે. કોઈ વસ્તુની મને અપેક્ષા નથી.

જળ અને ફળથી જેને સંતોષ છે એ ખરો બ્રાહ્મણ. જળ અને ફળથી સંતોષ માને તે જ સદ્‌ગુરુ થવાને લાયક છે. બ્રાહ્મણનું જીવન વિલાસ ભોગવવા માટે નથી, તપ માટે છે. જેની જરૂરિયાત ઓછી તેના હાથે પાપ થતું નથી. ફળ જળમાં સંતોષ માનનાર સાંદીપનિ કહે, મને કાંઈ અપેક્ષા નથી.

પ્રભુએ કહ્યું:—તમને જરૂર નથી પણ ગુરુ દક્ષિણા આપ્યા વગર મારી વિદ્યા સફળ ન થાય, માટે કાંઈક માંગો.

સાંદીપનિએ કહ્યું:—લાયક શિષ્ય મળે તો કાંઈપણ લેવાની ઇચ્છા રાખ્યા વગર જ્ઞાનદાન કરી વિદ્યાવંશને વધારજે. કોઈક લાયક ચેલો મળે તો કાંઈપણ લેવાની આશા કરતો નહિ. જ્ઞાન આપવામાં સંકોચ રાખીશ નહિ. મારી વિદ્યાનો વંશ વધારજે. આ જ મારી દક્ષિણા છે. સાંદીપનિઋષિએ આ પ્રમાણે માંગ્યું છે. કૃષ્ણે આ વચન પાળ્યું

છે. ક્યાંય વાંચવામાં આવ્યું નથી કે અર્જુને ભગવાનને કાંઈપણ આપ્યું છે. પ્રભુએ પણ અર્જુનની સેવા કરી અર્જુનને દિવ્ય જ્ઞાનનું દાન કર્યું છે. અર્જુનની તો સેવા કરી પણ એના ઘોડાઓની પણ સેવા કરી છે. મહાભારતમાં એવું વર્ણન આવે છે કે યુદ્ધમાં થાકેલો અર્જુન રાત્રે સુઈ જાય પણ શ્રીકૃષ્ણ સુતા નથી. ભગવાન રાત્રે અર્જુનના ઘોડાઓની સેવા કરે છે. ઘોડાઓને વાગેલાં બાણ કાઢે, મલમ લગાડે, બદલામાં અર્જુન પાસેથી કાંઈ લીધું નથી.

અર્જુન ભલે શ્રીકૃષ્ણને ગુરુ માને. ભગવાન અર્જુનને ચેલો માનતા નથી. ભગવાને ઉદ્ધવને જ્ઞાનોપદેશ કર્યો, અર્જુનને જ્ઞાનોપદેશ કર્યો પણ તેઓ પાસેથી કાંઈ લીધું નથી.

ગુરુ નિરપેક્ષ અને શિષ્ય નિષ્કામ હોય પણ આજકાલ તો લોકો આશા રાખે છે, મહારાજના આશીર્વાદથી મારે ત્યાં બાબો થાય મને સંપત્તિ મળે. પરંતુ સંતતિ અને સંપત્તિનો આશીર્વાદ ખરા સંત આપતા નથી. સંત તો વિકારવાસનાનો નાશ કરી અલૌકિક ભજનાનંદનું દાન કરે છે.

ભગવાન ગુરુપત્નીને કહે છે :—ગુરુજી ભલે ના પાડે, પરંતુ મારે ગુરુને કાંઈક આપવું છે.

ગુરુપત્ની કહે છે :—મારો એક પુત્ર હતો. અમે પ્રભાસની જાત્રાએ ગયાં હતાં. ત્યારે મારો બાળક સમુદ્રમાં ડૂબી મરણ પામેલો. ગુરુદક્ષિણામાં એ બાળક લાવી આપી મને અર્પણ કરો.

ભગવાન તે બાળક લાવવા ગયા. સમુદ્રમાં તે બાળક મળ્યો નહિ. પાંચજન્ય શંખ મળ્યો. તે ધારણ કર્યો. હવે મુરલીધર નહિ, હવે શંખધર બન્યા છે.

મરી ગયેલા ગુરુદેવના બાળકને લઈ આવ્યા છે. ગુરુ તેમજ ગુરુપત્નીએ આશીર્વાદ આપ્યા છે. સરસ્વતી તમારા મુખમાં, લક્ષ્મી તમારાં ચરણમાં અને તમારી કીર્તિ જગતમાં ભ્રમણ કરશે. બેટા, મારી વિદ્યાનો વંશ વધારજે.

ગોપીઓએ પણ ભગવાન પાસે કંઈ માગ્યું નથી. એટલે ભગવાન ગોપીઓના ઋણમાં હંમેશને માટે રહ્યા છે. ભગવાન પાસે કંઈ માગો નહિ.

ભગવાને ગોકુળની લીલા ૧૧ વર્ષ સુધી કરી. મથુરાની લીલા ૧૪ વર્ષ સુધી ચાલી. દ્વારકાની લીલા ૧૦૦ વર્ષની છે. શ્રીકૃષ્ણ ૧૨૫ વર્ષ પૃથ્વી ઉપર પ્રત્યક્ષ રહ્યા છે. તેવું એકાદશ સ્કંધમાં વર્ણન છે.

શ્રીકૃષ્ણ વિદ્યાભ્યાસ કરી મથુરા આવ્યા છે. યાદવોને પરમાનંદ થયો છે. મથુરાના રાજમહેલમાં મુકામ છે. હવે ઉદ્ધવાગમનનો પ્રસંગ આવે છે.

**ઉદ્ધવાગમન** :—ઉદ્ધવાગમનની કથા કહેવામાં કથાકારની કસોટી છે એમ દક્ષિણના મહાત્માઓ માને છે. ઉદ્ધવાગમનમાં જ્ઞાન અને ભક્તિનો મધુર કલહ છે. ઉદ્ધવાગમનમાં જ્ઞાન અને ભક્તિનો સમન્વય છે. ઉદ્ધવનું નિર્ગુણ જ્ઞાન અને ગોપીઓની શુદ્ધ પ્રેમલક્ષણા સગુણભક્તિ. ભક્તિમાં અને જ્ઞાનમાં કંઈ અંતર નથી. ભક્તિ જ જ્ઞાનરૂપે પરિણમે છે.

જ્ઞાન ભક્તિ વગર લંગડું છે, અને ભક્તિ જ્ઞાન વગર આંધળી છે. ભક્તિને જ્ઞાન અને વૈરાગ્ય બંનેની જરૂર છે, જ્ઞાન વૈરાગ્ય વગરની ભક્તિ વાંઝણી છે.



આરંભમાં દાસોહમ્. હું સેવક છું એવી ભાવના દૃઢ કરી ઈશ્વરની આરાધના કરતાં કરતાં સાધકને થાય છે હવે ભગવાન મારા છે. પહેલા હું ભગવાનનો અને ભક્તિ વધે ત્યારે ભગવાન મારા. તે પછી અનુભૂતિ વધે છે, દેહભાન ભુલાય છે. ત્યારે હું રહેતું નથી, ત્યારે એક ભગવાન જ રહે છે. તે પછી થાય છે કે હું જ ભગવાન છું. દાસોહમ્‌માંથી સોહમ્ થાય છે. ભક્તિ એ જ્ઞાન અને જ્ઞાન એ ભક્તિ છે. જ્ઞાન અને ભક્તિ એક બને છે, ત્યારે જીવન સફળ થાય છે.

કેટલાક જ્ઞાનીઓ માને છે અમને ભક્તિની જરૂર નથી. તેઓ ભક્તિનો તિરસ્કાર કરે છે. કેટલાક ભક્તો માને છે અમને જ્ઞાન વૈરાગ્યની જરૂર નથી. આ બન્ને વિચારો યોગ્ય નથી. ભક્તિ જ્ઞાન વૈરાગ્ય વગર રડે છે. આગળ કથા આવેલી કે વૃંદાવનમાં ભક્તિ મહારાણી પુષ્ટ બની પણ જ્ઞાન વૈરાગ્ય વગર પુષ્ટ થયા નહીં. ભક્તિ વૈરાગ્ય વગર હશે તો તે દૃઢ થશે નહિ. જ્ઞાન વૈરાગ્ય વગરની ભક્તિ રડે છે. ભક્તિ વૈરાગ્ય સાથે, જ્ઞાન સાથે આવે તો દૃઢ બને છે.

જ્ઞાન વૈરાગ્ય વગરની ભક્તિ કાચી છે. ભક્તિને જ્ઞાનની અપેક્ષા છે અને જ્ઞાનને ભક્તિની અપેક્ષા છે. ભક્તિ વગરનું જ્ઞાન લંગડું છે. જ્ઞાન વિનાની ભક્તિ આંધળી છે.

ઉદ્ધવ જ્ઞાની છે, પણ ઉદ્ધવના જ્ઞાનને ભક્તિનો સાથ નથી, જ્ઞાન એ ભક્તિ વિનાનું હોય તો તેમાં અભિમાન આવે છે. જ્ઞાનમાં એક દોષ છે. ઘણે ભાગે જ્ઞાન અભિમાન લઈને આવે છે. જ્ઞાન ભક્તિ સાથે આવે છે તો તે નમ્ર બને છે. જો જ્ઞાનને ભક્તિનો સાથ ન હોય તો અભિમાન આવે છે અને પરિણામે જ્ઞાનીનું પતન થાય છે. બ્રહ્મજ્ઞાન થયું પણ સ્વરૂપમાં પ્રીતિ ન થાય ત્યાં સુધી બ્રહ્માનુભવ થતો નથી. જ્ઞાન એકલું હોય અને પરમાત્મા સાથે પ્રીત થઈ ન હોય તો પરમાત્માનો અનુભવ થતો નથી. સાચો જ્ઞાની એ છે કે જે પરમાત્મા સાથે પ્રેમ કરે છે. જ્ઞાની થયા પછી પૈસા, પ્રતિષ્ઠા, મઠ કે આશ્રમ સાથે પ્રેમ કરે તો તેવા જ્ઞાનીનું જ્ઞાન નકામું છે. જ્ઞાનીને પણ ભક્તિની જરૂર છે.

જ્યારે આ જીવ ઈશ્વર સાથે અતિશય પ્રેમ કરે ત્યારે ઈશ્વર પોતાનું અસલી સ્વરૂપ બતાવે છે.

મનુષ્ય પોતાના ઘરની તિજોરીમાં શું છે તે કોઈને બતાવતો નથી પણ જેની સાથે અતિશય પ્રેમ હોય તેને બધી હકીકત કહેશે. એને તિજોરીની અંદરની વસ્તુઓ બતાવશે. તેવી રીતે પરમાત્મા સાથે જે પ્રેમ કરે છે તેને પરમાત્મા અસલી સ્વરૂપ બતાવે છે. સાધારણ મનુષ્ય પણ અતિપ્રેમ વિના પોતાનું કાંઈ બતાવતો નથી, તો ઈશ્વર અતિ પ્રેમ વગર કેવી રીતે પોતાનું અસલી સ્વરૂપ બતાવે ?

જ્ઞાન ભક્તિ વગરનું હશે તો તે જ્ઞાન લંગડું છે. ભક્તિને જ્ઞાનનો સાથ ન હોય તો ઈશ્વરના વ્યાપક સ્વરૂપનો અનુભવ થતો નથી. ઈશ્વર એવી વસ્તુ નથી કે એક ઠેકાણે રહે. એક જ ઠેકાણે ઈશ્વરને નિહાળે તે અધમ વૈષ્ણવ છે. પણ જ્યાં જ્યાં નજર જાય ત્યાં ઈશ્વર દેખાય તે મહાન વૈષ્ણવ છે.

ભક્તિ જ્ઞાન વૈરાગ્ય વગરની હશે, તો તેથી ઈશ્વરનાં દર્શન એકમાં જ થશે. સર્વત્ર નહિ થાય. એકલી ભક્તિથી ભગવાનનાં ઘરનાં ગોખલામાં જે ઠાકોરજીની મૂર્તિ હોય તેમાં જ દેખાશે પરંતુ તેને જ્ઞાનનો સાથ મળે તો જ્ઞાનથી તે ભગવાન સર્વત્ર દેખાશે.

ઉદ્ધવજીનું તત્ત્વજ્ઞાન અને ગોપીઓની પ્રેમલક્ષણા ભક્તિ ખૂબ મહત્ત્વનાં છે. પરંતુ તેનો સમન્વય થાય તો ઉત્તમ. ઉદ્ધવજીની નિષ્ઠા જ્ઞાનમાં છે. ગોપીઓની નિષ્ઠા,

આગ્રહ પ્રેમમાં છે. કૃષ્ણપ્રેમ વિનાનું જ્ઞાન શુષ્ક છે. ઈશ્વરનું જ્ઞાન છે પણ ઈશ્વર સાથે પ્રેમ ન કરે ત્યાં સુધી જ્ઞાન સફળ થતું નથી. પરમાત્માનું જ્ઞાન થયા પછી પણ પરમાત્મા સાથે પ્રેમ ન કરે તો પરમાત્માનો અનુભવ થતો નથી. જ્ઞાન મેળવ્યા પછી પણ પરમાત્મા સાથે પ્રેમ કરવો પડશે. ગોપીઓ પ્રેમની ધ્વજા છે. ઉદ્ધવ એ જ્ઞાનની મૂર્તિ છે. જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય ત્રણે ભેગા થાય પછી પરમાત્માનો અનુભવ થશે. આ ત્રણમાંથી એક પણ ન્યૂન હોય તો પછી પરમાત્માનો સાક્ષાત્કાર થશે નહિ.

ઉદ્ધવ જ્ઞાની છે, પરંતુ તેનામાં ભક્તિ ન હતી, ભક્તિ વગરનું જ્ઞાન નકામું છે. ભક્તિ સાથે જ્ઞાન આવે તો અલૌકિક આનંદ પ્રગટ થશે.

ઉદ્ધવ જ્ઞાની છે. પરંતુ તેનું જ્ઞાન શુષ્ક છે. તેનું હૃદય કોમળ ન હતું.

બહુ જ્ઞાનની વાતો કરવાની હોય નહિ, પરંતુ જ્ઞાનનો અનુભવ કરવાનો હોય છે. જ્ઞાનીમાં જ્ઞાનનું અભિમાન કોઈક વખતે રહી જાય છે.

ત્યારે ભક્ત હંમેશા દીન જ રહે છે. દીનતાના સિંહાસન ઉપર ભક્તિ વિરાજે છે.

ભક્ત માને છે, હું દુનિયાનો સેવક છું.

**मैं सेवक सचराचर रुप स्वामी भगवन्त ॥**

આ દુનિયા મારા વાસુદેવમય છે. મારા ભગવાનનું સ્વરૂપ છે.

**वासुदेव : सर्वमिति**

ગોપીની ભક્તિ જ્ઞાનોત્તર છે. ઉદ્ધવજી જાણતા ન હતા કે જ્ઞાનોત્તર ભક્તિ પણ હોઈ શકે.

ઉદ્ધવને મન જ્ઞાન જ સર્વસ્વ હતું. તેથી ઉદ્ધવજીને પ્રેમલક્ષણા ભક્તિનું ભાન કરાવવા શ્રીકૃષ્ણે તેમને વ્રજમાં મોકલ્યા છે.

શ્રીકૃષ્ણે વિચાર્યું કે ગોપીઓને જ્ઞાનનો અનુભવ થાય, તો તેઓને દુઃખાદિ વિકાર ત્રાસ આપે નહિ અને ઉદ્ધવના જ્ઞાનને ગોપીઓની ભક્તિનો પુટ મળે તો તેનું જ્ઞાન સફળ ગાય. જ્ઞાની થયા પછી હૈયું ન પીગળે તો એ જ્ઞાન શા કામનું? ઉદ્ધવના જ્ઞાનમાં થોડું અભિમાન છે. જો તેને ગોપીઓની પ્રેમલક્ષણા ભક્તિનો સાથ મળશે તો તેમાં તેનું કલ્યાણ થશે. ઉદ્ધવને ગોપીઓનો સત્સંગ થાય તો ઉદ્ધવનું જ્ઞાનાભિમાન ઊતરી જાય અને તેનું કલ્યાણ થાય.

ગોપીઓને ઉદ્ધવના જ્ઞાનનો સાથ મળે તો તેને મારા વિયોગનું દુઃખ થશે નહિ. ગોપીઓને પણ અનુભવ થશે કે હું કૃષ્ણ તેની પાસે છું. ગોપીઓનું કલ્યાણ કરવું છે અને ઉદ્ધવજીનું પણ કલ્યાણ કરવું છે.

આ ઉદ્ધવાગમનનો પાઠ કરતાં એકનાથ મહારાજને ત્રણ દિવસ સુધી સમાધિ લાગી હતી.

ગુરુકુળમાં અધ્યયનની સમાપ્તિ કરી શ્રીકૃષ્ણ મથુરા આવ્યા છે. ઉગ્રસેને વિચાર કર્યો કે પ્રભુએ મને માન આપ્યું, ગાદી આપી, હું નામનો રાજા છું. ખરા રાજા શ્રીકૃષ્ણ છે. ઉગ્રસેને કહ્યું છે, આપ જે હુકમ કરશો તે પ્રમાણે હું કરીશ. વિવેકી ઉગ્રસેને સર્વ સંપત્તિ કૃષ્ણનાં ચરણમાં અર્પણ કરી. શ્રીકૃષ્ણ માટે મથુરાના રાજ્ય મહેલમાં રોજ છપ્પન ભોગની સામગ્રી થાય છે. હવે શ્રીકૃષ્ણ ગોપાળ નથી. હવે ગોકુળની લીલા પૂરી થઈ છે. હવે શ્રીકૃષ્ણ મથુરાનાથ છે. મથુરામાં ઐશ્વર્ય પ્રધાન છે. ગોકુળમાં પ્રેમ પ્રધાન છે. મથુરામાં અનેક દાસદાસીઓ છે. ઉદ્ધવજી શ્રીઅંગની સેવા કરે છે. સર્વ પ્રકારે સુખ છે.



સર્વ પ્રકારનું સુખ હતું પણ શ્રીકૃષ્ણ વ્રજવાસીના પ્રેમને ભૂલ્યા નથી. આ અલૌકિક ઐશ્વર્યમાં, અતિશય સંપત્તિમાં પણ ભગવાન ગોપીઓના પ્રેમને ભૂલ્યા નથી. રોજ સાંજે મથુરાના રાજમહેલની અગાસીમાં બેસી ગોકુળની ઝાંખી કરે છે. મારી મા આંગણામાં બેસી મારી પ્રતીક્ષા કરતી હશે. મથુરાના માર્ગ પર મીટ માંડી નિહાળે છે. મા રડતી હશે. મા વિચારતી હશે કે મને લાલાએ કહ્યું છે કે આવીશ. મા ભોળી છે.

મારી વહાલી ગાયોનું શું થયું હશે? ગાયો મથુરા તરફ મુખ રાખી હાંભા હાંભા કરતી હશે.

મારા નંદબાબા મને યાદ કરતા હશે. આ પ્રમાણે સર્વનું સ્મરણ કરે ત્યારે હૃદય ભરાય એક એકનું સ્મરણ કરતાં આંખોમાંથી આંસુ નીકળે છે.

મથુરામાં ઐશ્વર્ય તો છે. પ્રેમ નથી. ઈશ્વરને અપેક્ષા છે જીવ મારી સાથે પ્રેમ કરે, પૈસા સાથે પ્રેમ ન કરે.

શ્રીકૃષ્ણ વ્રજવાસીઓને હંમેશા યાદ કરે છે. અનેક વાર વ્રજવાસીઓનું સ્મરણ કરતાં આંખમાંથી આંસુ નીકળે છે. પ્રેમીના વિરહમાં રડવાથી પણ સુખ થાય છે. વહાલી ગાયો, ગોપીઓ અને નંદયશોદાનું સ્મરણ કરે ત્યારે આંખમાંથી આંસુઓ પડે છે.

સાંયકાળ થાય ત્યારે અગાસીમાં વિરાજે. રોજનો આ નિયમ હતો.

એક દિવસ શ્રીકૃષ્ણ મથુરામાં મહેલની અગાસીમાં વિરાજેલા હતા. કૃષ્ણ ગોપીઓનું સ્મરણ કરે છે.

જીવ ઈશ્વરનું સ્મરણ કરે તો તે સામાન્ય ભક્તિ. પણ જે જીવનું સ્મરણ પરમાત્મા કરે તે ભક્ત સાચો. તેની ભક્તિ સાચી. તે ભક્તિ શ્રેષ્ઠ છે. ભગવાન સાથે એવો પ્રેમ કરો કે ભગવાન તમને યાદ કરે.

ગોપીઓના પ્રેમમાં ભગવાન વિહ્વળ હતા. રોજ સાયંકાળે અગાસીમાં બેસીને વ્રજને નિહાળે. મારી ગાયો ઘેર આવતી હશે, મારી મા આંગણામાં બેસી મારી રાહ જોતી હશે. મારી મા રડતી હશે, ત્યારે એને કોણ સાંત્વન આપશે? મારી મા મને ખવડાવ્યા વગર ખાતી ન હતી. નંદબાબા, ગોપીઓ સર્વના પ્રેમનું સ્મરણ કરતાં શ્રીકૃષ્ણનું હૃદય ભરાય. પરમાત્મા પણ તેમને મળવા આતુર થાય. પ્રેમીના વિરહમાં–સ્મરણમાં તન્મયતા થતાં રડવામાં પણ આનંદ આવે છે.

ઉદ્ધવને થયું એકાંતમાં બેસે છે ત્યારે રડે છે. ઉદ્ધવે વિચાર કર્યો. સુવર્ણના રાજમહેલમાં અનેક સેવકો શ્રીકૃષ્ણની સેવામાં હાજર છે, શ્રીકૃષ્ણ માટે રોજ છપ્પન ભોગની સામગ્રી થાય છે. કેટકેટલું ઐશ્વર્ય છે! અમે બુદ્ધિ પ્રમાણે ખૂબ સેવા કરીએ છીએ, છતાં શ્રીકૃષ્ણ ઉદાસ કેમ લાગે છે? અમે સેવા બરાબર કરીએ છીએ પણ અમારી સેવાથી ઠાકોરજીને સુખ થતું નથી. અમે સેવા કરીએ છીએ તેમ માનીએ છીએ, પણ તેઓ આનંદમાં વિરાજતા નથી.

સેવક સુખ ભોગવવાની ઇચ્છા કરે તો તે બરાબર સેવા કરી શકતો નથી. સેવા તે કરી શકે કે જે આત્મસુખનો ભોગ આપે છે. મારા સુખને માટે હું મારા ઠાકોરજીને જરાપણ પરિશ્રમ નહિ આપું. મારા ઉપર દુઃખ આવે તો માનીશ કે એ મારા પાપનું ફળ છે. તે મારે ભોગવવું છે. હું ભગવાનને પ્રાર્થના નહિ કરું કે મારું દુઃખ દૂર કર. મારા દુઃખ માટે મારા ઠાકોરજીને પરિશ્રમ નહીં આપું.

ઉદ્ધવજીને થયું હવે મારે સંકોચ છોડીને પૂછવું પડશે. ઠાકોરજી કાંઈક ચિંતામાં છે. મારી સેવાથી પ્રસન્ન નથી. સાંયકાળે શ્રીકૃષ્ણ વ્રજવાસીઓના પ્રેમમાં તરબોળ હતા. તેવામાં ત્યાં અગાસીમાં ઉદ્ધવ આવ્યા છે. ઉદ્ધવ આવ્યા એટલે તે પ્રેમના આવેગને દબાવ્યો, ભગવાને પ્રેમનો ઊભરો દબાવ્યો. કારણ પ્રેમ ગુપ્ત રહેવા ઇચ્છે છે. તેમ છતાં અનેકવાર તે બહાર નીકળી આવે છે. ઉદ્ધવ આવ્યા ત્યારે ગોપીઓના પ્રેમમાં તરબોળ થયા હતા. ઉદ્ધવ આવતાં પ્રેમાવેશને દબાવી ઉદ્ધવનું સ્વાગત કર્યું. ઉદ્ધવ વંદન કરી બેઠા છે.

ઉદ્ધવે શ્રીકૃષ્ણને કહ્યું:—નાથ, તમને એક વાત પૂછવા મારી ખાસ ઇચ્છા છે.

ભગવાને કહ્યું:—ઉદ્ધવ, તમે મારા અંતરંગના સખા છો, જે પૂછવું હોય તે પૂછો. સંકોસ ન રાખો. જે પૂછશો તે કહીશ.

ઉદ્ધવ પૂછે છે:—હું બુદ્ધિ પ્રમાણે યથામતિ આપની સેવા કરું છું. પરંતુ મારી સેવાથી આપને આનંદ નથી. આપ ઉદાસ લાગો છો. આપ ભોજન કરો છો તે સમયે આપને અકળામણ થતી હું જોઉં છું. ગઈ કાલે આપ ભોજન કરવા બેઠા હતા, ત્યારે ભોજન કરતાં કરતાં આપનું હૃદય ભરાયું હતું. તે વખતે આપ કોઈને યાદ કરતા હતા. ગઈ કાલે રાત્રે આપ સૂતેલા હતા. હું આપનાં ચરણની સેવા કરતો હતો. ચરણની સેવા કરતાં મને એવું લાગ્યું કે આપ સ્વપ્નમાં કોઈને રોજ યાદ કરો છો, સ્વપ્નમાં આપ રાધેરાધે બોલતા હતા. આ રાધા કોણ છે? તમે કોને રોજ યાદ કરો છો? તમારા હૃદયસિંહાસન ઉપર આસન જમાવનાર આ રાધા કોણ છે? સાંયકાળે રોજ તમે અગાસીમાં બેસો છો ત્યારે દુઃખી લાગો છો. તમારી ઉદાસીનતા મારાથી જોવાતી નથી.

ભગવાન ઉદ્ધવને કહે છે:—ઉદ્ધવ, હું કેમ દુઃખી છું તે પૂછનાર મથુરામાં તું એક મળ્યો. હું ગોકુળમાં હતો ત્યારે મારી મા મને મનાવી મનાવીને ખવડાવતી હતી. ઉદ્ધવ તને શું કહું? દેવકીવસુદેવ મારા માતાપિતા છે. પરંતુ મારા સાચા માતાપિતા ગોકુળમાં છે. તે મને યાદ આવે છે. ઉદ્ધવ, મારી ગાયો મને યાદ આવે છે. મારા ગ્વાલ મિત્રો મને યાદ આવે છે. અમે ગાયો ચરાવવા જતા તે રસ્તે આ ગ્વાલ-બાલો મારી પ્રતિક્ષા કરતા હતા. તેઓ પોતાના ઘેરથી જે કાંઈ લઈ આવે તે પ્રથમ મને પ્રેમથી ખવડાવે તે પછી કુમળાં પલ્લવોની પથારી કરી મને તેના ઉપર સુવડાવે. મારી ગાયોને સાચવે. ઉદ્ધવ, આ બાળકોને હું ભૂલી શકતો નથી. ઉદ્ધવ, મારી સખીઓ મને યાદ આવે છે. મારી મા યશોદા મને યાદ આવે છે.

ઉદ્ધવ, જ્યારે કાલિયનાગને નાથવા હું યમુનાના ધરામાં કૂદી પડ્યો, ત્યારે મારી ગાયો રડતી હતી. હું જ્યારે બહાર નીકળ્યો ત્યારે જ ગાયોને આનંદ થયો. ઉદ્ધવ, વ્રજની એ ગાયો મને યાદ આવે છે.

ઉદ્ધવ, વૃંદાવનની એ પ્રેમભૂમિ છોડીને હું અત્રે આવ્યો છું તેથી આનંદ નથી. અહીંયા તો તમે બધાએ મને રાજા બનાવ્યો છે. ઉદ્ધવ, મથુરામાં મને બધા વંદન કરે છે, સર્વ લોકો મને માન આપે છે, મને મથુરાનાથ કહે છે, પણ કોઈ મારી સાથે પ્રેમથી વાતો કરતું નથી. મને કોઈ પ્રેમથી બોલાવતું નથી. લોકોએ મને મથુરાનો રાજા બનાવ્યો પણ વ્રજ મારાથી ભૂલાતું નથી. મારી માનો પ્રેમ અત્રે કયાં છે? ઉદ્ધવ, આ કૃષ્ણ પ્રેમનો ભૂખ્યો છે. તેને બીજી કોઈ વસ્તુની અપેક્ષા નથી. ઉદ્ધવ, મને માનની ભૂખ નથી, પ્રેમની ભૂખ છે.



જીવ ઉપર પરમાત્મા પ્રેમનો વરસાદ વરસાવે છે. આ જીવ લાયક નથી હોતો તેમ છતાં પરમાત્મા તેને પૈસો અને પ્રતિષ્ઠા આપે છે. જીવ દુષ્ટ છે છતાં પરમાત્મા દયાળુ છે. આપણા પાપના પ્રમાણમાં ભગવાન આપણને બહુ ઓછી સજા કરે છે. મનુષ્ય આંખ અને મનથી વારંવાર પાપ કરે છે. તે બધા પાપની જો ભગવાન સજા કરે તો મનુષ્યને પીવા માટે પાણી પણ ન મળે. છતાં દુઃખની વાત એ છે કે એવા પરમાત્મા ઉપર જીવ પ્રેમ કરતો નથી. કહે છે હું ઈશ્વરને માનતો નથી.

ઉદ્ધવ, યશોદાનો પ્રેમ મને મથુરામાં મળતો નથી. હું ન ખાઉં ત્યાંસુધી મારી મા ખાતી ન હતી. ઉદ્ધવ, મારા માટે આ મથુરામાં છપ્પન ભોગ બનાવે છે પરંતુ દરવાજો બંધ કરીને કહે છે કે આરોગજો. હું તેમ આરોગતો નથી. ઉદ્ધવ તને શું કહું? ગોકુળ છોડીને મથુરામાં આવ્યા પછી મારા ભોગ સરી ગયા છે. મને કોઈ પ્રેમથી ન મનાવે ત્યાં સુધી હું ખાતો નથી. હજારવાર મને કોઈ મનાવે છે, ત્યારે એક કોળિયો હું ખાઉં છું. ઉદ્ધવ અત્રે છપ્પન ભોગ બને છે પણ મને આનંદ નથી. એટલે જ્યારે હું અત્રે ભોજન કરવા બેસું છું ત્યારે મારી મા મને યાદ આવે છે. મથુરામાં મારે માટે છપ્પન ભોગ બનાવે છે, પરંતુ કોઈ મને પ્રેમથી આરોગાવતા નથી. વ્રજમાં મારી મા મને વારંવાર મનાવી, સમજાવીને જમાડતી હતી. ઉદ્ધવ, મથુરામાં હું છપ્પન ભોગને નિહાળું છું પણ આરોગતો નથી. ઉદ્ધવ આ કૃષ્ણ ભોગનો ભૂખ્યો નથી, પ્રેમનો ભૂખ્યો છે. ગોકુળમાં જે આનંદ હતો તે મથુરામાં નથી. ઉદ્ધવ મને વ્રજવાસીઓ યાદ આવે છે, હું વ્રજને ભૂલી શકતો નથી. મારી મા, મારી ગોપીઓ, મારી ગાયો સર્વને છોડીને હું આવ્યો છું. મારી વહાલી ગોપીઓ મને યાદ કરતી હશે. મારી ગાયો દુઃખી હશે. ઉદ્ધવ, આ વ્રજ ભૂલાતું નથી, મને વ્રજ વારંવાર યાદ આવે છે.

**उद्धो मोहि ब्रज विसरत नाहीं ।**
**वृन्दावन गोकुल बनउपवन, सघन कुंजको छांही ॥**
**प्रात समय माता जसुमती, अरु नंद देखि सुख पावत ॥**
**माखन रोटी दह्यो सजायो, अति हित साथ खवावत ॥**
**गो ग्वाल बाल सँग खेलत, सब दिन हँसत सिरात ॥**
**सूरदास धनि-धनि व्रजवासी, जिन सौ हित जदु-तात ॥**

ઉદ્ધવ જ્ઞાની છે પણ પ્રેમલક્ષણા ભક્તિનો મહિમા કેવો છે તે જાણતા નથી. જે જ્ઞાન ગુરુકૃપાથી મળેલું હોતું નથી તે જ્ઞાનમાં વિવેક આવતો નથી. જેને જ્ઞાન પ્રયત્નથી જ મળ્યું છે, ગુરુકૃપાથી, પ્રભુકૃપાથી મળ્યું નથી તેને અભિમાન આવે છે. ઉદ્ધવનું જ્ઞાન આ પ્રકારનું હતું. તેથી ઉદ્ધવ ભગવાનને ઉપદેશ આપે છે.

ઉદ્ધવ કહે છે:—આપ નાના હતા ત્યારે વ્રજમાં ગોપબાળકો સાથે બહુ રમતા હતા, તેમ મેં સાંભળ્યું છે. પરંતુ હવે તો તમે મથુરાના રાજા થયા છો. હવે ગામડાના ગોવાળો સાથે રમવાનો વિચાર પણ કરશો નહિ. એ વ્રજવાસીઓને ભૂલી જાવ એ ગોકુળને ભૂલી જશો તો જ મથુરાની રાજસંપત્તિમાં આપને આનંદ મળશે, તો જ મથુરાના ઐશ્વર્યમાં તમને આનંદ આવશે. જ્ઞાનાભિમાનને કારણે ઉદ્ધવને ભાન નથી કે તે કોને ઉપદેશ આપે છે.

પ્રભુએ કહ્યું :—ઉદ્ધવ, તું મને વ્રજને ભૂલવાનો ઉપદેશ કરે છે, પણ હું શું કરું? ઉદ્ધવ, હું સર્વને ભૂલી શકું, પણ મને વ્રજ ભુલાતું નથી. વ્રજને-વ્રજવાસીઓને ભૂલવાનો પ્રયત્ન કરું છું, પણ તેમાં મને સફળતા મળતી નથી. વ્રજવાસીઓ મને બહુ યાદ કરતા હશે. એટલે તેમનું સ્મરણ મને થાય છે. પ્રેમ અન્યોન્ય છે. હવે એક જ ઉપાય છે. વ્રજવાસીઓ મને ભૂલે એવો વેદાન્તનો ઉપદેશ તું વ્રજમાં જઈ કરજે. જેથી તેઓ મને ભૂલે તે પછી હું તેમને ભૂલી શકું. તો જ મને મથુરામાં આનંદ મળે.

એટલે ઉદ્ધવ, તું એક કામ કર. તું વ્રજમાં જા અને વ્રજવાસીઓને એવો ઉપદેશ કર કે વ્રજવાસીઓ મને ભૂલી જાય. વ્રજવાસીઓ મને ભૂલી જાય તો હું તેમને ભૂલી શકું. તેઓ જ્યાં સુધી મને ન ભૂલે, ત્યાં સુધી હું તેમને ભૂલી શકતો નથી, તેમણે મારા માટે સંસારનાં સર્વ સુખોનો ત્યાગ કર્યો છે તેઓ મારા માટે જીવે છે. મેં તેઓને કહેલું કે હું આવીશ એટલે મારી પ્રતીક્ષામાં તેઓએ પોતાના પ્રાણ ટકાવી રાખ્યા છે. તું તેમને નિરાકાર નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ કર. તેઓ નિર્ગુણ બ્રહ્મના ઉપાસક બને, તેઓ મને ભૂલી જાય તો હું તેમને ભૂલી શકું. મોહ એકદેશીય છે પણ પ્રેમ અન્યોઅન્ય છે. ઉદ્ધવ તું ત્યાં જઈને તેઓને ઉપદેશ કર.

ભક્તિ વિનાનું જ્ઞાન જ્યાં હોય છે, ત્યાં વધારે બોલવાની કુટેવ પડે છે. તેવા જ્ઞાનીમાં વાચાળતા આવે છે. જ્ઞાન ભક્તિ સાથે આવે છે તો તેમાં મૌન રહી અધ્યયન કરવાની ઇચ્છા થાય છે. ઉદ્ધવનું જ્ઞાન ભક્તિ વગરનું હતું. તેથી ઉદ્ધવે કહ્યું :—તમને વધારે શું કહું? મને વ્રજમાં મોકલો છો તેના કરતાં દર અઠવાડિયે એક પત્ર લખો. એટલે ત્યાં વ્રજમાંથી પણ કાગળ આવે. તો તેનો પત્ર વાંચવાથી મિલન જેવો આનંદ પ્રાપ્ત થાય. પત્ર વ્યવહાર થશે એટલે મિલનનો આનંદ થશે.

પ્રેમ તત્ત્વનું રહસ્ય ઉદ્ધવ હજુ જાણતા નથી. એટલે પત્ર લખવાનું કહે છે, ઉદ્ધવ જાણતા નથી કે પ્રેમનો સંદેશો પત્રથી મોકલી શકાતો નથી. તે તો હૃદયથી પહોંચાડવામાં આવે છે.

**प्रेमका संदेशा उद्धो पाति ना पठाय ।**

પત્રમાં લખાય છે તે બધું સાચું નથી હોતું. પત્રમાં લખે છે હરઘડી યાદ કરનારી. હરઘડી કોઈ પણ યાદ કરતું નથી. વ્યવહાર સાચો નહિ તો પત્રમાં લખેલું સાચું ક્યાંથી હોય?

અહીં તો ગોપી શ્રીકૃષ્ણ છે અને કૃષ્ણ ગોપી છે. ગોપી કૃષ્ણ એક જ છે. ઉદ્ધવ આ જાણતા નથી.

ઉદ્ધવ કહે છે :—આપ પત્ર લખો તો મને વ્રજ જવાનો પ્રસંગ આવે નહિ.

જ્ઞાની પુરુષોને ભક્તહૃદયની ખબર હોતી નથી. પ્રેમનું રહસ્ય ઉદ્ધવ જાણતા ન હતા. તેથી ઉદ્ધવ ભગવાનને ગોપીઓ ઉપર પત્ર લખવા માટે કહે છે.

પ્રભુએ કહ્યું :—ઉદ્ધવ, પત્ર લખવાનો મેં અનેકવાર પ્રયત્ન કર્યો, પરંતુ પત્રમાં શું લખવું તે મને સૂઝતું નથી. મારી માને પત્રથી હું કેવી રીતે સમજાવું? મારું મનોહર મુખડું તે નિહાળે તો તેને શાંતિ મળે. હું તેની ગોદમાં બેસું તો તેને શાંતિ મળે, મને તે આરોગાવે તો તેને શાંતિ મળે.



શ્રીકૃષ્ણ કેટલીયવાર યશોદામાને પત્ર લખવા વિચાર કરે. પરંતુ મા યાદ આવે ને થાય કે એક તો હું ત્યાં જતો નથી, અને પત્ર મોકલીશ તો મારી મા મને વધારે યાદ કરશે. કાગળમાં યશોદાનું નામ લખે ત્યાં હૃદય ભરાય. કાગળ લખું તો માને વધારે દુઃખ થશે. કનૈયો આવતો નથી અને પત્રથી સમજાવે છે. આ વિચારમાં ને વિચારમાં કાગળમાં યશોદા યશોદા લખ્યા કરે. આગળ કાંઈ લખાતું નથી. પ્રેમની ભાષા જુદી હોય છે.

ઉદ્ધવ આ પ્રમાણે મેં અનેકવાર પત્ર લખવાનો પ્રયત્ન કર્યો પણ પત્રમાં શું લખવું તે સમજ પડતી નથી. મને એવું લાગે છે કે સાચા પ્રેમનો સંદેશો પત્રમાં લખી શકાય જ નહિ, તે તો મનથી જ પહોંચાડવામાં આવે છે. તમે વૃંદાવન જાવ. તમે જ્ઞાની છો. તમારા બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ ગોપીઓને આપજો કે જેથી તેઓ મને ભૂલે અને બ્રહ્મચિંતન કરે. તેઓને સાંત્વન આપજો. ઉદ્ધવ, તમે ત્યાં જશો એટલે માતાપિતાને શાંતિ મળશે. ઉદ્ધવ વ્રજમાં જઈ અમારાં માતાપિતાને પ્રસન્ન કરો અને ગોપીઓને

ઉદ્ધવ, વ્રજમાં જઈને કહેજો :

**ऊधो इतनो कहियो जाई ॥**
**हम आवेंगे दोऊ भैया मैया जनि अकुलाई ॥**
**याको बिलग बहुत हम मान्यो जो कहि पठयौ धाई ।**
**वह गुन हमको कहा बिसरी हैं बड़ किये पय प्याई ॥**
**ओर जु मिल्यो नंद बाबासों तो कहियो समुझाई ।**
**तौलों दुःखी होन नहि पावै धवरी धूमरी गाई ॥**
**जद्यपि यहाँ अनेक भाँति सुख तदपि रह्यो न जाई ।**
**सूरदास देखौ व्रजवासिन तब हिं हियो हरखाई ॥**

ઉદ્ધવ! અહીં સંસારના સર્વ વૈભવો છે, પણ હૃદયનો શુદ્ધ પ્રેમ અહીં ક્યાં છે? ઉદ્ધવ! મારું હૈયું અત્રે હરખાતું નથી.

ઉદ્ધવને લાગ્યું કે હું જ્ઞાની છું એટલે મને ત્યાં વ્રજમાં મોકલે છે. ઉદ્ધવને જ્ઞાન હતું પણ જ્ઞાન સાથે અભિમાન હતું. તેથી ઉદ્ધવ કહે છે :—મહરાજ, હું ત્યાં જવા તૈયાર છું. પણ ગામડામાં રહેનારા એ અભણ લોકો મારા વેદાંતનું તત્ત્વજ્ઞાન કેમ સમજશે? મારું વેદાંતનું-સાંખ્યનું જ્ઞાન આ ગામડાની અભણ ગોપીઓ કેવી રીતે સમજી શકશે? મારો તત્ત્વજ્ઞાનનો ઉપદેશ ઘણો કઠણ છે, સમજવો મુશ્કેલ છે. એટલે હું ત્યાં જઉં તેનો કશો અર્થ નથી.

આ ઉદ્ધવ બોલ્યા તથી. ઉદ્ધવનું અભિમાન બહાર આવ્યું છે. ઉદ્ધવને અભિમાન હતું ક હું બૃહસ્પતિનો શિષ્ય છું. વેદાંતનો આચાર્ય છું.

શ્રીકૃષ્ણથી ઉદ્ધવનાં આ વચનો સહન ન થયાં. તેઓ ઉદ્ધવને કહેવા લાગ્યા :

ઉદ્ધવ! મારી ગોપીઓને તું અભણ ન કહે. ગોપીઓ જ્ઞાનથી પર છે. ગોપીઓ વધારે ભણેલી નથી, પણ શુદ્ધ પ્રેમ કેવી રીતે કરવો તે ગોપીઓ જ જાણે છે. એટલે તો તેઓ મને પ્રાપ્ત કરી શકી છે. ઉદ્ધવ વધુ તને શું કહું? તેઓ તો :

**ता मन्मनस्का मत्प्राणा मदर्थे त्यक्तदैहिकाः ॥** છે.

ભા. ૧૦–૪૬–૪

ગોપીઓનું મન નિરંતર મારામાં જ લાગી રહેલું છે. એના પ્રાણ, એમનું જીવન એઓનું સર્વસ્વ તો હું જ છું. મારી ખાતર તેઓએ પોતાના પતિ–પુત્ર આદિ સઘળાં સગાં સંબંધીઓને તજી દીધાં છે. મને તેઓ આત્મા માને છે.

ઉદ્ધવ, મારી ગોપીઓ ભલે ભણેલ નથી, પણ ગોપીઓ પ્રેમની ધ્વજા છે. પ્રેમની મૂર્તિ છે. પ્રેમ કેવી રીતે કરવો તે ગોપીઓ જાણે છે. ગોપીઓને જ્ઞાનની જરૂર છે અને તને પ્રેમની જરૂર છે. ઉદ્ધવ તારે ગોકુળમાં જવું પડશે. તારા વિના આ કાર્ય કોઈ કરી શકશે નહિ.

કેવળ જ્ઞાનથી કે કેવળ ભક્તિથી મનુષ્ય પૂર્ણ બનતો નથી. જીવનમાં બન્નેને પરિપૂર્ણ સમન્વય કરી પ્રેમમય જીવન જીવવાથી પ્રભુની પ્રાપ્તિ થાય છે. આ છે ઉદ્ધવાગમનના પ્રસંગનું રહસ્ય.

શબ્દજ્ઞાની જલદી નમતો નથી. તેના હૈયામાં ઠસક હોય છે કે હું જ્ઞાની છું. અભિમાન કોઈને નમવા દેતું નથી. વિનય હોય ત્યાં બધા સદ્‌ગુણો આવે છે. અને અભિમાન હોય ત્યાં બધા દુર્ગુણો આવે છે. ભગવાનને લાગે છે કે ઉદ્ધવ અભણ ગોપીઓને નમવાનો નહીં એટલે ભગવાન ઉદ્ધવને ખુલ્લે ખુલ્લું કહે છે કે ઉદ્ધવ ત્યાં જજે ત્યારે ગોપીઓને વંદન કરજે.

ભગવાન જાણતા હતા કે ત્યાં જઈને ગોપીઓના મંડળમાં તે તાડ જેવો ઊભો રહેશે. તે વંદન નહિ કરે તો તેનું કલ્યાણ નહિ થાય. નમે નહિ તે ભગવાનને ગમે નહિ.

ઉદ્ધવને જવાની ઇચ્છા ન હતી. છતાં પ્રભુએ આગ્રહ કર્યો એટલે ઉદ્ધવ જવા તૈયાર થયા.

ઉદ્ધવે કહ્યું :—તમારો આગ્રહ છે તો ત્યાં જઈશ. યશોદાને સમજાવીશ. નંદબાબાને વ્રજવાસીઓને બોધ આપીશ.

પ્રભુ કહે છે :—ઉદ્ધવ, મારા ગ્વાલબાલોને કહેજે તમારો કનૈયો તમને યાદ કરે છે. મારી માને ઉપદેશ આપજે. મારી માને સમજાવજે કે તે મારા વિરહમાં રડે નહિ.

ઉદ્ધવને આખી રાત આ પ્રમાણે બોધ આપ્યો છે. પ્રાતઃકાળમાં ઉદ્ધવ શ્રીકૃષ્ણ પાસે આવ્યા છે. ઉદ્ધવ તૈયાર થયા ત્યારે ઉદ્ધવને પ્રસાદી પીતાંબર આપ્યું છે. પ્રભુએ પોતાનું પીતાંબર તથા વૈજયન્તીમાલા ઉદ્ધવને આપી અને કહ્યું તું જ્યારે સખીઓને મળવા જાય ત્યારે આ પ્રસાદી પીતાંબર પહેરીને જજે. મારી ગોપીઓ પરપુરુષને આંખ આપતી નથી, જીભ આપતી નથી. મારી ગોપીઓ પરપુરુષને નિહાળતી નથી. કોઈ પુરુષ સાથે બોલતી પણ નથી. તેઓ આ પીતાંબર જોશે એટલે તેમને ખાત્રી થશે કે તું મારો છે. તેઓ માનશે આ મારા શ્યામસુંદરનો લાડીલો સેવક છે, અંતરંગનો સખા છે. તેવી ખાત્રી થશે ત્યારે જ ગોપીઓ તારી સાથે બોલશે. માટે ઉદ્ધવ આ પ્રસાદી



પીતાંબર પહેરીને સખીઓને મળવા જજે. વૈજન્તીમાળા પહેરીને ત્યાં જજે. ઉદ્ધવ. તું ભાગ્યશાળી છે કે વ્રજમાં જાય છે. વ્રજ એ પ્રેમભૂમિ છે. તારું કલ્યાણ થાય એટલે હું તને મોકલું છું. ઉદ્ધવજીને રથમાં બેસાડ્યા છે. રથ નીકળ્યો છે. પ્રભુએ ઉદ્ધવને કહ્યું :— ઉદ્ધવ નંદબાબાને આશ્વાસન આપજે. નંદબાબાનું સ્મરણ થતાં આંસુ નીકળ્યાં છે. ઉદ્ધવ, મારા માતાપિતાને મારા પ્રણામ કહેજે. ઉદ્ધવ, મારાં માને કહેજે તમારો કનૈયો આવશે.

ઉદ્ધવજીને આશ્ચર્ય થાય છે કે વ્રજમાં એવું શું છે કે જેનું વારંવાર સ્મરણ કરી શ્રીકૃષ્ણ રડે છે. જીવ જ્યારે જીવપણું છોડી ઈશ્વર સાથે પ્રેમ કરી તન્મય બને છે. ત્યારે પરમાત્મા પણ પોતાનું ઐશ્વર્ય ભૂલી જાય છે, ઈશ્વર પણ ઈશ્વરપણું ભૂલી જાય છે શ્રીકૃષ્ણ મથુરાના રાજા હતા તે ઐશ્વર્ય આજે ભૂલી ગયા છે. પ્રેમમાં પાગલ બન્યા છે. રથની પાછળ પાછળ દોડ્યા છે.

ઉદ્ધવ ત્યારે કહે છે :—હું રથમાં બેઠો છું. તમે રાજા છો, ઈશ્વર છો. આ પ્રમાણે રથ પાછળ દોડો તે ઠીક લાગતું નથી. તમે કલ્પાંત કરશો નહીં, હું સૌને બોધ આપીશ.

ત્યારે પ્રભુ અટકયા છે. વિચારે છે, મારો ઉદ્ધવ ભાગ્યશાળી છે. તે આજે પ્રેમભૂમિમાં જાય છે. પ્રભુ પણ રથને ટગર ટગર જોતા હતા.

ઉદ્ધવજીને આશ્ચર્ય થયું છે, આ વ્રજમાં શું હશે ? ઉદ્ધવ પ્રેમતત્ત્વને હજુ બરાબર જાણતા નથી.

આ બાજુ કનૈયો ગયો એટલે બધી સઘન કુંજો વેરાન થઈ છે, યમુનાનાં જળ જાણે ગોપીઓનાં આંસુઓ વહી રહ્યાં હોય તેવાં લાગે છે. કનૈયો ગયો ત્યારથી ગાયો ખડ ખાતી નથી. વારંવાર મથુરા તરફ નિહાળી ભાંભરે છે. શ્યામ વિરહમાં સર્વે વ્યાકુળ છે. એક સખીના શબ્દોમાં જ દશા જોઈએ..

**बिनु गोपाल बैरिन भई कुंजै ।**
**तब वे लता लगति अति सीतल**
**अब भई विषम ज्वालकी पुंजै ॥**
**वृथा बहति जमुना, खग बोलत,**
**वृथा कमल फूलै अलि गुंजै ।**
**पवन, पानि, घनसार; सजीवनि,**
**दधि-सुत-किरन भानु भईं भुंजै ।**
**ये ऊधो कहियो माधवसों,**
**विरह करद कर मारत लुंजै ।**
**सूरदास प्रभुको मग जोवत,**
**अँखियाँ भई बरन ज्यों गुंजै ॥**

શ્રીકૃષ્ણ મથુરા ગયા પછી નંદયશોદાએ અનાજ લીધું નથી. કનૈયો ન આવે ત્યાં સુધી ખાવું નથી. રાત્રે નિદ્રા આવતી નથી અને દિવસે ગમતું નથી. કૃષ્ણ વિરહમાં જીવ અકળાય, આંખમાંથી આંસુ નીકળે, તો મનનો મેલ ધોવાય છે. વિરહનાં આંસુના જળથી મનનો મેલ ધોવાય છે. બહારના જળથી શરીર ધોવાય છે.

યશોદાજી વિચારે છે મારો કનૈયો આવવાનો છે. તે આવશે ત્યારે પ્રેમથી ગોદમાં લઈને જમાડીશ. લાલાને જમાડીને પછી હું જમીશ. કનૈયો વારંવાર યાદ આવે છે. કનૈયો આ વાટકામાં માખણ મીસરી જમતો હતો, આ પારણામાં સૂતો હતો, આ પથારી ઉપર આરામ કરતો હતો. આ પ્રમાણે યાદ કરી પતિ–પત્ની રડે છે. અનેક વાર નંદ યશોદાને આશ્વાસન આપે. નંદજી વિહ્વળ થાય એટલે યશોદા સમજાવે. નંદ યશોદા બન્ને વ્યાકુળ થયાં છે.

નંદ યશોદા આંગણામાં બેઠાં છે. યશોદા નંદને ઠપકો આપે છે:–મારા લાલાને તમે ગાયો પાછળ મોકલતા. તે મને કહેતો હતો “મા મને બાળકો ગાયોની પાછળ દોડાવે છે. આ ગોવાળો મને નચાવે છે, વ્રજવાસીઓ મને ઠંઢી રોટી ખવડાવે છે.” તેથી ગોકુળમાં કનૈયો બહુ દુઃખી થયો. તેને ગાયો પાછળ મોકલતાં તેથી તે રિસાયો છે, અને ગોકુળ છોડીને ગયો છે. કનૈયો ગોકુળમાં ગાયોની પાછળ રખડતાં બહુ દુઃખી થયો તેથી વ્રજ છોડીને ગયો. પણ તે મને કહી ગયો છે કે મા હું આવીશ. ગોકુળમાં હતો ત્યારે મને સમજાવતો હતો. હું રડું તે એનાથી જરાય સહન થતું ન હતું. હાય રે! મારો કનૈયો નિષ્ઠુર થયો છે. મથુરામાં ગયા પછી આવો નિષ્ઠુર થશે તેવું મને લાગતું ન હતું. મથુરાના લોકોએ કનૈયા ઉપર કાંઈ જાદુ કર્યું હશે. મેં સાંભળ્યું છે કે તે હવે મથુરાનો રાજા થયો છે. તેથી મને આનંદ થાય છે. પણ તે હવે અત્રે આવતો નથી. તમે કનૈયાને ગાયો પાછળ મોકલતા તેથી હવે તે આવતો નથી. એમ કહી યશોદાજી રડવા લાગ્યાં.

નંદજી કહે છે:–હું તેને ગાયો પાછળ ક્યાં મોકલતો હતો? ઊલટું તે મને કહેતો હતો કે બાબા તમારે ત્યાં હું ગાયોની સેવા કરવા માટે આવ્યો છું. હું ગોપાળ છું. એને ગાયો વિના ચેન પડતું ન હતું. ગાયો ઉપર તેને એવો પ્રેમ હતો. કનૈયો હતો ત્યારે ગાયો કેવી પુષ્ટ હતી? હવે કનૈયાના વિયોગમાં ગાયો ખડ ખાતી નથી. ગાયોની સ્થિતિ મારાથી જોવાતી નથી, હાથીનાં બચ્ચાં જેવી પુષ્ટ મારી ગાયો અતિશય દૂબળી થઈ છે, હું હવે ગૌશાળામાં પણ જતો નથી. હવે ગાયોને જોવા માટે પણ તે આવતો નથી. પોતાની વહાલી ગાયોને પણ તે ભૂલી ગયો છે. ગાયોને માટે એકાદ વાર આવે તો વ્રજ સનાથ થશે, મને ખબર ન હતી કે મથુરા ગયા પછી તે આવો નિષ્ઠુર થઈ જશે. કનૈયાની ગંગી ગાય હવે ઘેર આવતી જ નથી. ભૂખી અને તરસી રાતદિવસ વૃન્દાવનમાં ફર્યા કરે છે. કનૈયા, અમારા માટે નહિ તો એકવાર આ ગાયોને માટે તું આવ કનૈયા આ ગાયો બકરી જેવી દૂબળી પડી ગઈ છે.

ગાયો તો તેને વહાલી હતી એટલે તેને તે ચરાવવા લઈ જતો હતો પણ મને એમ લાગે છે કે કનૈયો નાનો હતો, ત્યારે તેં એને ખાયણી સાથે બાંધ્યો હતો, તેથી તે રિસાયો છે. એટલે તે હવે આવતો નથી.

નંદ યશોદા વ્યાકુલ થઈને રડે છે. શ્રીકૃષ્ણનું વારંવાર સ્મરણ થાય છે. રોજનો આ ક્રમ હતો, કનૈયાની વાતો કરે અને રડી પડે, કોઈ બહુ આગ્રહ કરે ત્યારે કંદમૂળ ખાય.

નંદ યશોદા આંગણામાં બેઠાં હતાં. કૃષ્ણલીલા સ્મરણમાં તન્મય હતાં. તે સમયે એક કાગડો આંગણામાં આવ્યો. કાગડો કાઉ કાઉ બોલે છે. કાગડાની વાણીને શુકન



જાણી યશોદા કહે છે, મને લાગે છે કે આજે મથુરાથી કોઈ આવશે. મને લાગે છે મારો કનૈયો આજે આવશે મને કહી ગયો હતો કે હું આવીશ. પ્રેમમાં પાગલ થયેલાં યશોદા કાગડાને કહેવા લાગ્યાં, કાગડા, મારો કૃષ્ણ આવવાનો છે તેથી તું કાઉ કાઉ કરે છે. મારો કનૈયો આવશે તો તારી ચાંચ સોનેથી મઢાવીશ. તને મિષ્ટાન્ન ખવડાવીશ. કૃષ્ણ આવે છે તેવો શબ્દ મને કોઈ કહેશે તો હું તેની જન્મોજન્મ સેવા કરીશ. કાગડા, કહે મારો કનૈયો આવશે?

આ બાજુ ઉદ્ધવ રથમાં બેસી વિચાર કરતાં કરતાં ધીરે ધીરે આવે છે મથુરાની ભૂમિ પૂરી થઈ ઉદ્ધવે વ્રજભૂમિમાં પ્રવેશ કર્યો. વ્રજના પશુપક્ષીઓ દિવ્ય છે. પક્ષીઓ પણ રાધાકૃષ્ણનું કીર્તન કરે છે. વ્રજભૂમિ એ પ્રેમભૂમિ છે. વ્રજભૂમિ સાત્ત્વિકભૂમિ છે. વૃંદાવનના પશુ, પક્ષીઓ, વૃક્ષો દિવ્ય છે. વૃન્દાવનનો મહિમા કોણ વર્ણવી શકે?

કૃષ્ણ મથુરા ગયા પછી ગ્વાલ બાલો મથુરા જવાના માર્ગ ઉપર બેસી રહી રોજ કનૈયાની પ્રતીક્ષા કરતા. મને લાલાએ કહ્યું છે કે હું આવીશ. સાંજ પડે તેમ છતાં શ્રીકૃષ્ણ ન આવે એટલે રડતાં ઘેર જાય. આજે નહીં તો કાલે આવશે એમ વિચારે. રોજનો આ ક્રમ છે.

એક દિવસ ગ્વાલ બાલો આ પ્રમાણે બેઠાં હતાં. શ્રીદામ, મધુમંગલ જે કનૈયાના ખાસ મિત્રો હતા તે પણ તેમાં હતા. આજે તો દૂરથી રથ આવતો દેખાયો. બાળકોએ મનથી વિચાર કર્યો. અમારો કૃષ્ણ આવતો હશે. બાળકો રથ પાસે દોડતાં દોડતાં આવ્યાં પણ ઉદ્ધવ રથમાંથી નીચે ઊતર્યા નથી. અરે! આ કૃષ્ણ નથી, આ બીજો કોઈ લાગે છે. મારો કૃષ્ણ હોય તો તો તે રથમાંથી કૂદી પડે. આમ બેસી ન રહે. આ કોઈ અભિમાની લાગે છે. ઉદ્ધવજી તો બાળકોને જોયાં છતાં રથમાં બેસી રહ્યા હતા. ગ્વાલ બાલો રથને ઘેરીને ઊભાં છે. ઉદ્ધવે કહ્યું, તમારા શ્રીકૃષ્ણનો સંદેશ લઈને આવ્યો છું. શ્રીકૃષ્ણ આવવાના છે.

બાળકો કહે છે:—હે ઉદ્ધવ, કનૈયો સુખી થાય એટલે અમે સેવા કરતાં હતાં. અમને લાગતું ન હતું કે તે આવો નિષ્ઠુર થશે. ઉદ્ધવ, કૃષ્ણ વગર અમારી એક ક્ષણ પણ જતી નથી. આ બધું ખાવા દોડે છે. બધું સૂનું સૂનું લાગે છે. બંસીવટ સૂનો, સૂનો જમુના તીર. ઉદ્ધવજી, કનૈયા વગર આ વૃંદાવન સૂનું છે. ઉદ્ધવ, તે અહીં હતો ત્યારે અમારી સાથે ઘણો પ્રેમ કરતો, અને હવે અમને ભૂલી ગયો છે. ઉદ્ધવ, કનૈયાને કહેજે આ ગોવર્ધનનાથ તેને યાદ કરે છે. ઉદ્ધવ, વ્રજ ઉજ્જડ થયું છે. ઉદ્ધવજી કહો શ્રીકૃષ્ણ ક્યારે આવશે?

બાળકોએ ઉદ્ધવજીને કહ્યું કે આ માર્ગથી તમે રથ લઈ જાવ. ઉદ્ધવજી તમે આવ્યા તેથી સારું થયું. મારે એક સંદેશો કહેવો છે. પરંતુ તમે જલદી નંદબાબાને ત્યાં જાવ નંદ–યશોદા કનૈયાની પ્રતિક્ષા કરે છે. તમે ત્યાં જાવ. અમે પછી ત્યાં આવીશું. ઉદ્ધવજીનો રથ નંદબાબાના આંગણામાં આવ્યો છે. તે સમયે યશોદા પાગલ થઈ કાગડા સાથે ઉપર જણાવ્યા પ્રમાણે વાતો કરતાં હતાં. નંદબાબા આંગણામાં બેઠા છે. રથને દૂરથી જોતાં કનૈયો જ આવ્યો છે એમ માન્યું. કનૈયો આવ્યો જાણી મડદામાં પ્રાણ આવ્યા. પ્રેમમાં તન્મય થયેલા નંદ દોડતા આવ્યા છે. યશોદાને કહ્યું, અલી આપણો

યશોદાજી વિચારે છે મારો કનૈયો આવવાનો છે. તે આવશે ત્યારે પ્રેમથી ગોદમાં લઈને જમાડીશ. લાલાને જમાડીને પછી હું જમીશ. કનૈયો વારંવાર યાદ આવે છે. કનૈયો આ વાટકામાં માખણ મીસરી જમતો હતો, આ પારણામાં સૂતો હતો, આ પથારી ઉપર આરામ કરતો હતો. આ પ્રમાણે યાદ કરી પતિ–પત્ની રડે છે. અનેક વાર નંદ યશોદાને આશ્વાસન આપે. નંદજી વિહ્વળ થાય એટલે યશોદા સમજાવે. નંદ યશોદા બન્ને વ્યાકુળ થયાં છે.

નંદ યશોદા આંગણામાં બેઠાં છે. યશોદા નંદને ઠપકો આપે છે :–મારા લાલાને તમે ગાયો પાછળ મોકલતા. તે મને કહેતો હતો "મા મને બાળકો ગાયોની પાછળ દોડાવે છે. આ ગોવાળો મને નચાવે છે, વ્રજવાસીઓ મને ઠંઢી રોટી ખવડાવે છે." તેથી ગોકુળમાં કનૈયો બહુ દુઃખી થયો. તેને ગાયો પાછળ મોકલતાં તેથી તે રિસાયો છે, અને ગોકુળ છોડીને ગયો છે. કનૈયો ગોકુળમાં ગાયોની પાછળ રખડતાં બહુ દુઃખી થયો તેથી વ્રજ છોડીને ગયો. પણ તે મને કહી ગયો છે કે મા હું આવીશ. ગોકુળમાં હતો ત્યારે મને સમજાવતો હતો. હું રડું તે એનાથી જરાય સહન થતું ન હતું. હાય રે ! મારો કનૈયો નિષ્ઠુર થયો છે. મથુરામાં ગયા પછી આવો નિષ્ઠુર થશે તેવું મને લાગતું ન હતું. મથુરાના લોકોએ કનૈયા ઉપર કાંઈ જાદુ કર્યું હશે. મેં સાંભળ્યું છે કે તે હવે મથુરાનો રાજા થયો છે. તેથી મને આનંદ થાય છે. પણ તે હવે અત્રે આવતો નથી. તમે કનૈયાને ગાયો પાછળ મોકલતા તેથી હવે તે આવતો નથી. એમ કહી યશોદાજી રડવા લાગ્યાં.

નંદજી કહે છે:–હું તેને ગાયો પાછળ ક્યાં મોકલતો હતો ? ઊલટું તે મને કહેતો હતો કે બાબા તમારે ત્યાં હું ગાયોની સેવા કરવા માટે આવ્યો છું. હું ગોપાળ છું. એને ગાયો વિના ચેન પડતું ન હતું. ગાયો ઉપર તેને એવો પ્રેમ હતો. કનૈયો હતો ત્યારે ગાયો કેવી પુષ્ટ હતી ? હવે કનૈયાના વિયોગમાં ગાયો ખડ ખાતી નથી. ગાયોની સ્થિતિ મારાથી જોવાતી નથી, હાથીનાં બચ્ચાં જેવી પુષ્ટ મારી ગાયો અતિશય દૂબળી થઈ છે, હું હવે ગૌશાળામાં પણ જતો નથી. હવે ગાયોને જોવા માટે પણ તે આવતો નથી. પોતાની વહાલી ગાયોને પણ તે ભૂલી ગયો છે. ગાયોને માટે એકાદ વાર આવે તો વ્રજ સનાથ થશે, મને ખબર ન હતી કે મથુરા ગયા પછી તે આવો નિષ્ઠુર થઈ જશે. કનૈયાની ગંગી ગાય હવે ઘેર આવતી જ નથી. ભૂખી અને તરસી રાતદિવસ વૃન્દાવનમાં ફર્યા કરે છે. કનૈયા, અમારા માટે નહિ તો એકવાર આ ગાયોને માટે તું આવ કનૈયા આ ગાયો બકરી જેવી દૂબળી પડી ગઈ છે.

ગાયો તો તેને વહાલી હતી એટલે તેને તે ચરાવવા લઈ જતો હતો પણ મને એમ લાગે છે કે કનૈયો નાનો હતો, ત્યારે તેં એને ખાયણી સાથે બાંધ્યો હતો, તેથી તે રિસાયો છે. એટલે તે હવે આવતો નથી.

નંદ યશોદા વ્યાકુલ થઈને રડે છે. શ્રીકૃષ્ણનું વારંવાર સ્મરણ થાય છે. રોજનો આ ક્રમ હતો, કનૈયાની વાતો કરે અને રડી પડે, કોઈ બહુ આગ્રહ કરે ત્યારે કંદમૂળ ખાય.

નંદ યશોદા આંગણામાં બેઠાં હતાં. કૃષ્ણલીલા સ્મરણમાં તન્મય હતાં. તે સમયે એક કાગડો આંગણામાં આવ્યો. કાગડો કાઉ કાઉ બોલે છે. કાગડાની વાણીને શુકન



જાણી યશોદા કહે છે, મને લાગે છે કે આજે મથુરાથી કોઈ આવશે. મને લાગે છે મારો કનૈયો આજે આવશે મને કહી ગયો હતો કે હું આવીશ. પ્રેમમાં પાગલ થયેલાં યશોદા કાગડાને કહેવા લાગ્યાં, કાગડા, મારો કૃષ્ણ આવવાનો છે તેથી તું કાઉ કાઉ કરે છે. મારો કનૈયો આવશે તો તારી ચાંચ સોનેથી મઢાવીશ. તને મિષ્ટાન્ન ખવડાવીશ. કૃષ્ણ આવે છે તેવો શબ્દ મને કોઈ કહેશે તો હું તેની જન્મોજન્મ સેવા કરીશ. કાગડા, કહે મારો કનૈયો આવશે ?

આ બાજુ ઉદ્ધવ રથમાં બેસી વિચાર કરતાં કરતાં ધીરે ધીરે આવે છે મથુરાની ભૂમિ પૂરી થઈ ઉદ્ધવે વ્રજભૂમિમાં પ્રવેશ કર્યો. વ્રજના પશુપક્ષીઓ દિવ્ય છે. પક્ષીઓ પણ રાધાકૃષ્ણનું કીર્તન કરે છે. વ્રજભૂમિ એ પ્રેમભૂમિ છે. વ્રજભૂમિ સાત્ત્વિકભૂમિ છે. વૃંદાવનના પશુ, પક્ષીઓ, વૃક્ષો દિવ્ય છે. વૃન્દાવનનો મહિમા કોણ વર્ણવી શકે ?

કૃષ્ણ મથુરા ગયા પછી ગ્વાલ બાલો મથુરા જવાના માર્ગ ઉપર બેસી રહી રોજ કનૈયાની પ્રતીક્ષા કરતા. મને લાલાએ કહ્યું છે કે હું આવીશ. સાંજ પડે તેમ છતાં શ્રીકૃષ્ણ ન આવે એટલે રડતાં ઘેર જાય. આજે નહીં તો કાલે આવશે એમ વિચારે. રોજનો આ ક્રમ છે.

એક દિવસ ગ્વાલ બાલો આ પ્રમાણે બેઠાં હતાં. શ્રીદામ, મધુમંગલ જે કનૈયાના ખાસ મિત્રો હતા તે પણ તેમાં હતા. આજે તો દૂરથી રથ આવતો દેખાયો. બાળકોએ મનથી વિચાર કર્યો. અમારો કૃષ્ણ આવતો હશે. બાળકો રથ પાસે દોડતાં દોડતાં આવ્યાં પણ ઉદ્ધવ રથમાંથી નીચે ઊતર્યા નથી. અરે ! આ કૃષ્ણ નથી, આ બીજો કોઈ લાગે છે. મારો કૃષ્ણ હોય તો તો તે રથમાંથી કૂદી પડે. આમ બેસી ન રહે. આ કોઈ અભિમાની લાગે છે. ઉદ્ધવજી તો બાળકોને જોયાં છતાં રથમાં બેસી રહ્યા હતા. ગ્વાલ બાલો રથને ઘેરીને ઊભાં છે. ઉદ્ધવે કહ્યું, તમારા શ્રીકૃષ્ણનો સંદેશ લઈને આવ્યો છું. શ્રીકૃષ્ણ આવવાના છે.

બાળકો કહે છે :—હે ઉદ્ધવ, કનૈયો સુખી થાય એટલે અમે સેવા કરતાં હતાં. અમને લાગતું ન હતું કે તે આવો નિષ્ઠુર થશે. ઉદ્ધવ, કૃષ્ણ વગર અમારી એક ક્ષણ પણ જતી નથી. આ બધું ખાવા દોડે છે. બધું સૂનું સૂનું લાગે છે. બંસીવટ સૂનો, સૂનો જમુના તીર. ઉદ્ધવજી, કનૈયા વગર આ વૃંદાવન સૂનું છે. ઉદ્ધવ, તે અહીં હતો ત્યારે અમારી સાથે ઘણો પ્રેમ કરતો, અને હવે અમને ભૂલી ગયો છે. ઉદ્ધવ, કનૈયાને કહેજે આ ગોવર્ધનનાથ તેને યાદ કરે છે. ઉદ્ધવ, વ્રજ ઉજ્જડ થયું છે. ઉદ્ધવજી કહો શ્રીકૃષ્ણ ક્યારે આવશે ?

બાળકોએ ઉદ્ધવજીને કહ્યું કે આ માર્ગથી તમે રથ લઈ જાવ. ઉદ્ધવજી તમે આવ્યા તેથી સારું થયું. મારે એક સંદેશો કહેવો છે. પરંતુ તમે જલદી નંદબાબાને ત્યાં જાવ નંદ–યશોદા કનૈયાની પ્રતિક્ષા કરે છે. તમે ત્યાં જાવ. અમે પછી ત્યાં આવીશું. ઉદ્ધવજીનો રથ નંદબાબાના આંગણામાં આવ્યો છે. તે સમયે યશોદા પાગલ થઈ કાગડા સાથે ઉપર જણાવ્યા પ્રમાણે વાતો કરતાં હતાં. નંદબાબા આંગણામાં બેઠા છે. રથને દૂરથી જોતાં કનૈયો જ આવ્યો છે એમ માન્યું. કનૈયો આવ્યો જાણી મડદામાં પ્રાણ આવ્યા. પ્રેમમાં તન્મય થયેલા નંદ દોડતા આવ્યા છે. યશોદાને કહ્યું, અલી આપણો

કનૈયો આવ્યો, કનૈયો આવ્યો. પતિ–પત્ની, મડદામાં પ્રાણનો સંચાર થયો હોય તેમ દોડતાં દોડતાં રથ પાસે આવ્યાં છે. કનૈયાને જોવા માટે નંદજીએ આંખો ઉઘાડેલી પણ રથમાં કનૈયો દેખાયો નહિ. આ બીજો બેઠેલા દેખાય છે. આ મારો કૃષ્ણ નથી, આ મારો કૃષ્ણ નથી. કૃષ્ણ કૃષ્ણ કહેતાં નંદજીને ત્યાં જ મૂર્છા આવી છે. આંખો બંધ કરી કૃષ્ણ કૃષ્ણ બોલતાં નંદજી મૂર્છામાં પડ્યા છે. ઉદ્ધવને આશ્ચર્ય થયું. આ લોકો કૃષ્ણ કૃષ્ણ કેમ બોલતા હશે? આ લોકો કેમ રડતાં હશે? આ કાંઈ સમજાતું નથી. નંદબાબાને મૂર્છા કેમ આવી તે ઉદ્ધવ કાંઈ સમજી શકયા નહિ. યશોદાજીએ ધૈર્ય રાખી રડતાં રડતાં દાસીઓને કહ્યું:—આ કોઈ મોટા ઘરનો મહેમાન લાગે છે. તેમનું સ્વાગત કરો.

ઉદ્ધવનું સ્નાન થયું, ભોજન થયું. ઉદ્ધવને જમાડી દાસીઓ ઉદ્ધવજીને માટે પથારી તૈયાર કરે છે નંદબાબા પાસે ઉદ્ધવની પથારી થઈ છે. દાસીઓ આવી અને મૂર્છામાં પડેલા નંદજીના કાનમાં કહ્યું, બાબા કનૈયાનો ખાસ મિત્ર તમને મળવા આવ્યો છે. કનૈયો શબ્દ કાનમાં પડયો. નંદબાબાએ આંખ ઉઘાડી છે. એટલે ઉદ્ધવે કહ્યું તમારા કનૈયાનો મિત્ર હું ઉદ્ધવ તમને મળવા આવ્યો છું. લાલાએ સંદેશો મોકલ્યો છે તે સાભળી નંદબાબા બેઠા થાય છે. ઉદ્ધવે પ્રણામ કર્યાં. નંદબાબાએ તેનું સ્વાગત કર્યું. નંદબાબાએ વિચાર્યું કનૈયો આવ્યો નહીં પણ લાલાએ પોતાના કોઈ મિત્રને મોકલ્યો. છે. નંદબાબાએ સર્વના કુશળ સમાચાર પૂછ્યા. ઉદ્ધવ તમે આવ્યા તે સારું થયું. યાદવો દુઃખી હતા. કંસ મરી ગયો એટલે સૌ સુખી થયા. ઉદ્ધવ તું ખરું કહેજે કનૈયો મને અને તેની માને કોઈ દિવસ યાદ કરે છે?

अपि स्मरति नः कृष्ण मातरं सुहृदः सखीन् ।
गोपान् व्रजं चात्मनाथं गावो वृन्दावनं गिरिम् ॥

ભા. ૧૦–૪૬–૧૮.

ઉદ્ધવજી, શ્રીકૃષ્ણ કોઈપણ દિવસ અમને યાદ કરે છે? આ તેની મા છે, સ્વજન સંબંધી છે, મિત્રો છે, ગોપ છે, તેમને જ પોતાનો સ્વામી અને સર્વસ્વ માનવાવાળું આ વ્રજ છે. આ એમની ગાયો, વૃંદાવન અને આ ગિરિરાજ છે. શું તે કોઈ દિવસ આનું સ્મરણ કરે છે?

ઉદ્ધવ, કનૈયાને કહેજે આ ગિરિરાજ, આ યમુના, બધા તારી પ્રતીક્ષા કરે છે. ઉદ્ધવ, કનૈયાને કહેજે કે તારી ગંગી ગાય હવે ઘેર આવતી નથી.

આ જમુના છે જેમાં શ્રીકૃષ્ણ જલક્રીડા કરતા હતા. આ તે જ ગિરિરાજ છે જેને તેમણે પોતાના એક હાથ ઉપર ઉઠાવી લીધેલો. આ તેજ વનપ્રદેશ છે જ્યાં શ્રીકૃષ્ણ ગાયોને ચરાવતાં ચરાવતાં વાંસળી વગાડતા હતા. ઉદ્ધવ તે પેલું સ્થાન જોયું કે જ્યાં તેઓ પોતાના મિત્રો સાથે અનેક પ્રકારની રમતો રમતા હતા. ઉદ્ધવ આ બધું જોઈને અમારું મન શ્રીકૃષ્ણમય થઈ જાય છે. ઉદ્ધવ, હું તો પાગલ થયો છું. મને એવો તો ભાસ થાય છે કે કૃષ્ણ મથુરા ગયા જ નથી. મને મારો બાલકૃષ્ણ પારણામાં સૂતેલો દેખાય છે. ઉદ્ધવ, હું તને શું કહું? ગઈકાલે આખી રાત અમે કનૈયાની વાતો કરતાં હતા. આખી રાત



પારણામાં મને કનૈયો દેખાયો. આખી રાત મેં જાગરણ કર્યું અને લાલાને પારણામાં ઝુલાવ્યો. પછી સવાર થયું. મને થયું ચાલ હવે લાલાને ઉઠાડું નહિતર ગાયો ચારવાનું મોડું થશે હું જ્યાં લાલાને ઉઠાડવા જાઉં ત્યાં પારણું ખાલી જોઉં છું. ઉદ્ધવ, કનૈયો ભૂલાતો નથી. મને રોજ લાલાની વાંસળી સંભળાય છે. આ કદંબના ઝાડ ઉપર તે મને દેખાયો, બહુ સરસ વાંસળી વગાડતો હતો. ઉદ્ધવ, મને એમ થયું કે લાલો ત્રણ કલાકથી વાંસળી વગાડે છે. હવે લાલાને ભૂખ લાગી હશે. માખણ મીસરી લઈ હું તેને આપવા નીકળ્યો. ઉદ્ધવ, પાગલ થયેલો નંદ લાલાને માખણ મીસરી આપવા ઝાડ ઉપર ચઢ્યો. કનૈયો કદંબમાં દેખાય પણ હાથમાં આવતો નથી.

નંદજી કૃષ્ણપ્રેમમાં પાગલ થયા છે. ઉદ્ધવ મને ઘણીવાર થાય કે કનૈયો મારી ગોદમાં રમે છે, મારી દાઢી ખેંચે છે. એ બધા ભણકારા હજુ વાગે છે. ઉદ્ધવ, જ્યાં મારી નજર જાય ત્યાં મને કૃષ્ણ જ દેખાય છે. યમુનામાં સ્નાન કરવા જાઉં તો ભાસ થાય કે મારો કૃષ્ણ મારી પાછળ દોડતો દોડતો આવે છે. ઉદ્ધવ, રોજ હું તેને ખાંધ ઉપર ચડાવીને લઈ જતો. અનેકવાર મને ભ્રાંતિ થાય કે કનૈયો મારી ખાંધ ઉપર બેઠો છે. ઉદ્ધવ, એવો સમય ફરીથી હવે કયારે આવશે? એવો સમય કોઈ વખત ફરીથી આવશે? ઉદ્ધવ કહે કનૈયો કયારે આવશે?

કંસ જેવા રાક્ષસને તેણે મારી નાંખ્યા છે. લોકો ભલે તેને ઈશ્વર માને કનૈયો મારો પુત્ર છે. કનૈયો મારો છે, બોલતાં બોલતાં નંદજી રડી પડ્યા છે. ઉદ્ધવ! પારણામાં પણ પ્રભુ કૃષ્ણ, કદંબમાં પણ કૃષ્ણ, જમુનાજીને કિનારે પણ કૃષ્ણ, ઘરની એક એક વસ્તુમાં મને કૃષ્ણ દેખાય છે. ઉદ્ધવ, કનૈયો કયારે આવશે? ઉદ્ધવ મેં કાંઈ અપરાધ કર્યો છે કે જેથી કનૈયો આવતો નથી. ઉદ્ધવ, વસુદેવને કહેજે, કૃષ્ણ તમારો છોકરો છે, નંદજીનો નથી. નંદ તો તમારો દાસ છે. ઉદ્ધવ લાલાને કહેજે, તારી મા રોજ રડે છે, કનૈયો ગોકુળમાં હતો ત્યારે તેની માને રોજ મનાવતો. માને રડવા દેતો ન હતો હવે તેને કોણ મનાવશે? એમ બોલતાં બોલતાં નંદજી વ્યાકુળ થયા છે.

ઉદ્ધવ વિચારે છે હું એમને કેવી રીતે બોધ આપું? આને પારણામાં, યમુનાના ઘાટ ઉપર, કદંબના ઝાડ ઉપર વાંસળી વગાડતો શ્રીકૃષ્ણ દેખાય છે. તેમને ઝાડમાં, પારણામાં યમુનાના કિનારે શ્રીકૃષ્ણનો અનુભવ થાય છે. મેં અનેકવાર ઉપદેશ આપ્યો છે કે બ્રહ્મ વ્યાપક છે. પરંતુ બ્રહ્મ વ્યાપક છે તેનો અનુભવ તો નંદજી કરે છે. મને તેવો અનુભવ થયો નથી. હું નંદબાબાને શું ઉપદેશ આપું?

ઉદ્ધવજીએ કહ્યું, બાબા, તમારું જીવન સફળ થયું છે. તમે કૃષ્ણપ્રેમમાં પાગલ થયા છો.

તે સમયે યશોદા મા પણ ત્યાં આવ્યાં છે. યશોદાજીએ પૂછ્યું, ઉદ્ધવ, કનૈયો ગોકુળમાં હતો ત્યારે ખૂબ હઠ કરતો હતો. ઉદ્ધવ! ખરું કહેજે મારો કૃષ્ણ દૂબળો તો થયો નથીને? ઉદ્ધવ, કનૈયો આનંદમાં તો છે ને? એ કોઇ દિવસ મને યાદ કરે છે? મથુરામાં તેને કોણ મનાવતું હશે? ગોકુળમાં હતો ત્યારે મને આંસુ આવે તે તેનાથી બિલકુલ સહન થતું ન હતું. ઉદ્ધવ, હજુ મને તે યાદ આવે છે. હું યમુનાજી જાઉં છું. યમુના અને

કૃષ્ણનો રંગ એક જ છે. મને લાગે છે કે હમણાં કનૈયો યમુનામાંથી બહાર આવશે અને આવી મારી ગોદમાં બેસશે. ઉદ્ધવ! લાલાને પૂછજે મેં કાંઈ અપરાધ કર્યો છે એટલે તે આવતો નથી? હા, એકવાર મેં તેને ખાંડણિયા સાથે બાંધ્યો હતો. એટલે તો તે રિસાયો નથી ને?

એ કોઈ દિવસ મને યાદ કરે છે? ના ના એની મા તો દેવકી છે. હું નથી. હું તો લાલાની ધાવ છું. દેવકી મા છે. ઉદ્ધવ! દેવકીજીને કહેજે તેમને કોઈ નોકરની જરૂર પડે ત્યારે આ યશોદાને દાસી તરીકે ઘરમાં રાખે. હવે કૃષ્ણ વિયાગમાં મને મારશો નહિ. કનૈયો જ્યાં હશે ત્યાં મને લઈ જાવ. ઉદ્ધવ! તને પુણ્ય લાગશે, એમ બોલતાં બોલતાં યશોદાજી રડવા લાગ્યાં. ઉદ્ધવ! કનૈયાને બાંધ્યો તેથી તે રિસાયો છે? હવે કેમ અત્રે આવતો નથી? ઉદ્ધવ! હું નારાયણને મનાવું છું કે ભલે ગોકુળમાં ન આવે. અમારો કનૈયો જ્યાં હશે ત્યાં સદા સર્વદા આનંદમાં રહે.

ઉદ્ધવજીએ કહ્યું :—મા, શ્રી કૃષ્ણ તમને યાદ કરે છે. તમારા લાલાએ તમને પ્રણામ કહ્યા છે. એ જાતે જ આવવાના હતા, પરંતુ મથુરાનો રાજ્ય કારભાર બધો જ એમના હાથમાં હોવાથી એ આવી શકયા નથી. મને કહ્યું કે હું મથુરામાં આવીને ફસાયો. ઉદ્ધવ, તું જા. મા, શ્રીકૃષ્ણ આવશે. નંદયશોદા સાથે વાતો કરતાં ઉદ્ધવનું અર્ધું જ્ઞાનાભિમાન ઊતરી ગયું. જેને પારણામાં, કદંબના ઝાડ ઉપર, ઝાડના પાનમાં, ઘરના પાત્રમાં પણ પ્રભુ કૃષ્ણ દેખાય એને બ્રહ્મ વ્યાપક છે એવો ઉપદેશ હું કેવી રીતે કરું, કારણ કે બ્રહ્મના વ્યાપક સ્વરૂપનો એ મન, બુદ્ધિથી સર્વત્ર અનુભવ કરે છે. એવી રીતે લાલાની વાતો કરતાં કરતાં રાત કયારે પૂરી થઈ તેની ખબર પડી નહીં.

બ્રાહ્મમુહૂર્તમાં ગોપીઓ ઊઠે છે, સ્નાન કરે છે અને પ્રાતઃકાળે સખીઓ દધિમંથન કરે છે. કૃષ્ણકીર્તન કરતાં આંખો ભીની બને છે.

ઉદ્ધવજીએ કહ્યું મા, હું યમુનામાં સ્નાન કરીને આવું. મારે સખીઓને સંદેશો પણ કહેવો છે. આજ્ઞા લઈ ઉદ્ધવજી સ્નાન કરવા જાય છે. દધિમંથન કરતાં કરતાં સખીઓ કૃષ્ણલીલા ગાય છે. ઉદ્ધવજી તે સાંભળેછે. આશ્ચર્ય થયું. જેનો કંઠ મધુર, જેની વાણી મધુર એનું તન કેવું હશે? ઉદ્ધવજીને હજુ ગોપીઓનાં દર્શન થયાં નથી. બ્રાહ્મ મુહૂર્તમાં શ્રીકૃષ્ણનું સ્મરણ કરતાં આ લોકોના હૃદય પીગળે છે. ધન્ય છે આ વ્રજભકતોને!

વ્રજમાં કહેવત છે, વ્રજમાં ગયા પછી ઉદ્ધવ વ્રજમેં સીધો ભયો હૈ. ઉદ્ધવનો જ્ઞાનગર્વ જતો રહ્યો. ઉદ્ધવ ઊલટો હતો તે સીધો થયો છે. ઉદ્ધવનું જ્ઞાન ભક્તિ વગરનું હતું તેથી શ્રીકૃષ્ણે તેને વ્રજમાં મોકલ્યો છે. ઉદ્ધવને આનંદ થયો છે. નંદબાબાનો પ્રેમ કેવો છે! યશોદા તો પ્રેમની મૂર્તિ છે.

આ બાજુ ગોપીઓનો નિયમ હતો કે દધિમંથન કર્યા પછી ઘરમાંથી બહાર નીકળે, નંદબાબાના મહેલને જોઈ વંદન કરે. નંદબાબાના આંગણામાં નંદ નંદનને પ્રણામ કરે છે. આજે તે પ્રમાણે પ્રણામ કરતાં આંગણામાં રથ જોયો. આંગણામાં રથને જોતાં અક્રૂરનો પ્રસંગ યાદ આવ્યો. એક ગોપી બોલી અરે સખી પેલો અક્રૂર પાછો આવ્યો લાગે છે. અમારા પ્રાણને તે તો લઈ ગયો છે. હવે શા માટે પાછો આવ્યો હશે? લલિતા કૃષ્ણવિરહમાં વ્યાકુળ થઈ કૃષ્ણ કૃષ્ણ બોલવા લાગી. ત્યારે વિશાખા કહે છે :—અરી સખી, કૃષ્ણ તો સ્વાર્થી છે, કપટી છે. હવે મથુરાનો રાજા થયો છે. તું શ્રીકૃષ્ણને ભૂલી જા. ઘરના કામમાં મન લગાડી સંસાર વ્યવહારનું ચિંતન કર.



લલિતાએ કહ્યું :—હું જેમ જેમ શ્રીકૃષ્ણને ભૂલી જવા પ્રયત્ન કરું છું તેમ તેમ તે વધારે યાદ આવે છે. ગઈ કાલે હું કૂવા ઉપર જળ ભરવા ગઈ હતી. ત્યાં એકાએક કનૈયાની મધુર વાંસળીનો અવાજ મારે કાને પડ્યો. મને થયું આ વાંસળીનો અવાજ ક્યાંથી આવે છે? કોણ વાંસળી વગાડે છે. મેં જ્યારે નજર કરી તો લાલાને ઝાડની ડાળ ઉપર બેઠેલો જોયો. લાલાને જોઈ હું તો એવી પાગલ થઈ ગઈ કે દેહનું ભાન રહ્યું નહીં. ઘડાને દોરી બાંધવાની હતી. અલી સખી, તને શું કહું? મેં ઘડાને બદલે મારા બાળકને દોરી બાંધી. ઘડાને બદલે મેં બાળકને કૂવામાં નાંખ્યો. મને તો ભાન નહિ પરંતુ લાલાએ તે જોયું. ઝાડ ઉપરથી તેણે કૂદકો માર્યો. આવીને મને કહે, અરી બાવરી ગોપી, તું આ શું કરે છે? લાલાએ મારા બાળકને બહાર કાઢ્યો. બાળક હસવા લાગ્યો. કનૈયો આવીને મારા ઘર સુધી મૂકી ગયો. હું શ્રી કૃષ્ણને ભુલવા પ્રયત્ન કરું છું તોપણ તે ભુલાતા નથી.

બીજી ગોપીએ કહ્યું :—અલી સખી, કૃષ્ણ મથુરા ગયો નથી. લોકો ભલે કહે કૃષ્ણ મથુરા ગયો છે. મને તો તે અહીં જ દેખાય છે. ગઈ કાલે સાંયકાળે જમુનાજી જળ ભરવા ગઈ હતી. અંધારું થયું હતું. મને બીક લાગતી હતી. ચિંતા પણ હતી કે બેડલું માથે કોણ ચડાવશે? એટલામાં કનૈયો આવ્યો. લાલાએ મને આશ્વાસન આપ્યું. કનૈયો વાતો કરતો કરતો મારી સાથે આવ્યો. મને લાગે છે કનૈયો મથુરા ગયો જ નથી. અહીં જ છે. લાલાએ મને કહ્યું હતું, હું તો આ વ્રજમાં જ રહું છું. લાલાની વાતો વારંવાર યાદ આવે છે. એનું સ્વરૂપ ભુલાતું નથી. એની વાતો કર્યા વિના મન માનતું નથી.

મોટા મોટા યોગીઓ સમાધિ લગાવી સંસારને ભૂલવાનો પ્રયત્ન કરે છે, તેમ છતાં સંસાર ભુલાતો નથી, પ્રભુમય વૃત્તિ થતી નથી. ત્યારે વ્રજની આ ગોપીઓ સંસારને યાદ કરવા પ્રયત્ન કરે છે છતાં સંસાર તેને યાદ આવતો નથી. એક પળ કનૈયો ભુલાતો નથી. સખી પ્રભુને ભૂલવાનો પ્રયત્ન કરે તેમ છતાં ભૂલી શકતી નથી. સર્વનો અભાવ અનુભવાય પણ આત્માનો અભાવ અનુભવાય નહિ. શ્રીકૃષ્ણ ગોપીનો આત્મા છે. ગોપી કૃષ્ણ સાથે એક થઈ છે.

પ્રેમમાં ગોપીઓ લાલાની વાતો કરતી હતી. તેવામાં ઉદ્ધવ સ્નાન કરી, પ્રસાદી પીતાંબર પહેરીને ત્યાં આવ્યા છે. ઉદ્ધવને જોઈ ગોપીઓએ પ્રણામ કર્યા છે. ઉદ્ધવ કહે છે, તમારા કૃષ્ણ મથુરામાં વિરાજે છે. હું તેનો ખાસ મિત્ર ઉદ્ધવ તેનો સંદેશો લઈને આવ્યો છું.

ગોપીઓ બોલી :—ઉદ્ધવ! તું હજુ કોરો રહ્યો. શ્રીકૃષ્ણ શું એકલા મથુરામાં જ છે? તે તો સર્વત્ર છે.

ગોપીઓ ઉદ્ધવને ઠપકો આપે છે કે તને ભગવાન એકલા મથુરામાં જ દેખાય છે! તે તો સર્વ વ્યાપક છે. અમને તે તો અહીંની દરેક વસ્તુમાં દેખાય છે.

જુઓને તે પેલા કદંબના વૃક્ષ ઉપર ચડીને બંસી બજાવી રહ્યો છે. તમને તે નથી દેખાતો ? તમને બંસીનો નાદ નથી સંભળાતો ?

ઉદ્ધવ ! જો તને શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર થયો હોય, તો તેને છોડીને તું અહીં આવ્યો જ ન હોત. તેને છોડીને અહીં આવ્યો છે એમ માનત જ નહિ. કૃષ્ણ અહીં પણ તને દેખાત. તમને હજુ ઈશ્વરનો સાક્ષાત્કાર થયો નથી.

દાન, વ્રત, તપ, હોમ, જપ, વેદાધ્યયન, ધ્યાન, ધારણા, સમાધિ અને કલ્યાણના અન્ય જુદા જુદા પ્રકારનાં સાધનોથી એ જ પ્રયત્ન કરવામાં આવે છે કે જેથી ભગવાનની પ્રાપ્તિ થાય. ભગવાનને મેળવવા માટે આ સર્વ સાધનો કરવામાં આવે છે.

ત્યારે ગોપીઓએ આ જપ, તપ, વગેરે સાધનો વગર કેવળ પ્રેમભક્તિ દ્વારા તે વસ્તુને પ્રાપ્ત કરી છે એટલે કે ભગવાનને મેળવ્યા છે. અને વિના પ્રયાસે સર્વાત્મ ભાવવાળી બનેલી છે.

દાન, જપ, તપ, વ્રત વગેરેનું ફળ ઈશ્વરમાં મનની એકાગ્રતા કરવાનું છે. જો તેથી મન તન્મય ન થાય, તો તેનો કોઈ અર્થ નથી.

ઉદ્ધવે વિચાર્યું, ગોપીઓને વ્યાપક નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ આપું, તત્ત્વનો ઉપદેશ આપું. ઉદ્ધવ તે પ્રમાણે ગોપીઓને સમજાવે છે.

એટલે ગોપીઓ ઉદ્ધવને કહે છે : ઉદ્ધવ, પ્રભુએ અમને જે આનંદ આપ્યો છે તે તારા જ્ઞાનમાં નથી. ઉદ્ધવ, અમે તો કૃષ્ણ કૃષ્ણ કહીએ છીએ. અમને કાંઇ આવડતું નથી. અમે તો ગામડાની અભણ ગોપીઓ છીએ. નિર્ગુણ સગુણનો વિવેક તું ભલે રાખે. પણ કૃષ્ણપ્રેમમાં અમે તન્મય બનીએ છીએ એટલે અમારા કૃષ્ણ સામે આવીને દર્શન આપે છે. ઉદ્ધવજી ! તમારા એ વ્યાપક નિર્ગુણ બ્રહ્મને આરાધવા અમારી પાસે મન જ ક્યાં છે ? મન હતું તે તો કાનુડો ચોરી ગયો છે. તે ચિત્તનું ચેન નહિ, ચિત્ત જ ચોરી જાય છે. તે चितचेन नहि चित चौर चुरायो છે.

ઉદ્ધવ ! ભગવાને મન કાંઈ દશવીશ બનાવ્યાં નથી. મન એક હતું. તે શ્યામ સાથે ગયું છે. હવે કયા મન વડે તમારા નિર્ગુણ બ્રહ્મનું આરાધન કરીએ ?

ऊधौ मन न भये दश बीस ।
एक हुतो सो गयो श्याम सँग को अवराधै ईस ।
इंद्रि सिथिल भई केसव बिनु, ज्यों देंही बिनु सीस ॥
आसा लगि रहीत तन स्वासा, जीवहिं कोटी बरीस ॥
तुम तौ सखा श्याम सुंदरके, सकल जोगके ईस ।
सूर हमारैं नंद नंदन बिनु, और नहीं जगदीस ॥

ઉદ્ધવ ! એ નંદનંદન વગર અમારે મન બીજો કોઈ અન્ય ઈશ્વર છે જ નહિ. નંદનંદન જ અમારા ઈશ્વર છે, સર્વસ્વ છે....

ઉદ્ધવ ! એ કૃષ્ણની તું વાત જ જવા દે. એ કપટી કાળા કૃષ્ણની અમારે મિત્રતા જ કરવી નથી. તેણે અમારું કાળજું કોરી નાંખ્યું છે.

ભક્ત કવિ દયારામે કહ્યું છે :

કાળજ કોર્યું તે કોને કહીએ જીરે....
વેરી જો હોય તો વઢતાં રે ફાવીએ, પ્રાણથી પ્યારો અને લહીએ જીરે....
સોડનો ઘાવ માર્યો સ્નેહી શામળિયે ! કિયા રાજાને રાવે જઈએ જીરે....
કળ ન પડે, કાંઈ પેર ન સૂઝે ! રાત-દિવસ ઘેલાં રહીએ જીરે....



કોઈ વસ્તુમાં ક્ષણ ચિત્ત ન ચોંટે, અલબેલો આવી બેઠો હૈયે જીરે....
દયાના પ્રિતમજીને એટલું જઈ કહેજો, ક્યાંસુધી આવા દુઃખ સહીએ જીરે....

શામળિયે સોડમાં કાળજામાં ઘા માર્યો છે, તેમ છતાં તેની કથા અમારાથી તજી શકાતી નથી.

दुस्त्यजस्तत्कथार्थः ।

ઉદ્ધવ, અમે તને શું કહીએ ? જે દિવસે નંદમહોત્સવ થયો તે નંદમહોત્સવ સમયે અમને પ્રથમ શ્રીકૃષ્ણનાં દર્શન થયાં, ત્યારથી તેમણે અમને પોતાની કરી લીધી છે.

ઉદ્ધવ, હવે આ હૈયામાં બીજા કોઈ માટે બિલકુલ જગ્યા રહી નથી. ચાલતાં ફરતાં, દિવસે જાગતાં, રાત્રે સૂતાં સ્વપ્નમાં, હૃદયમાંથી એ શ્યામની મૂર્તિ એક પળ પણ ખસતી નથી.

नाहींन रह्यो हियमें ठौर ।
नंद नंदन अछत कैसे आनिये उर और ॥
चलत चितवत दिवस जागत, स्वप्न सोवत रात ।
हृदयतें वह श्याम मूरति; छिन न इत उत जात ॥
श्याम गात सरोवर आनन, ललित गति मृदु हास ।
सूर ऐसे रूप कारन, मरत लोचन प्यास ॥

ઉદ્ધવ, તને શું કહીએ ? અમને રાસલીલાનો અનુભવ કરાવ્યો અને હવે અમને વિસારી દીધી. ઉદ્ધવ તેને કહેજે કે આવા નિષ્ઠુર કેમ થયા છો ? ઉદ્ધવજી કહે છે :— શ્રીકૃષ્ણ તમને યાદ કરે છે. તે નિષ્ઠુર નથી.

ગોપીઓ કહે છે :—ઉદ્ધવ, તને શું કહીએ. કૃષ્ણ કેવા છે તે તને ખબર નથી. શ્રીકૃષ્ણના અસલી સ્વરૂપનું તને જ્ઞાન થયું હોત તો તેને છોડી અત્રે આવત નહીં. તું શ્રીકૃષ્ણને બરાબર જાણતો નથી. ઉદ્ધવ, સાચું કહું, તને આ બ્રહ્મજ્ઞાનની વાતો કરી તેણે તને ભરમાવ્યો છે. ઉદ્ધવ, કનૈયો કેવો છે તે અમે જાણીએ. ઉદ્ધવ, શ્રીકૃષ્ણને છોડીને તું આવ્યો તેથી લાગે છે કે તને કૃષ્ણના અસલી સ્વરૂપનાં દર્શન થયાં નથી. જેને તેનાં અસલી સ્વરૂપનાં દર્શન થાય તે એક ક્ષણ પણ તેને છોડી શકે નહીં. ઉદ્ધવ, કહે તું કોનો સંદેશો લઈને આવ્યો છે. ઉદ્ધવ, આ અનાથ વ્રજને તે સનાથ ક્યારે કરશે ?

ગોપીઓ પ્રેમમાં પાગલ બની છે. ત્યાં એક સખીને ઝાડમાં શ્રીકૃષ્ણનો અનુભવ થયો. જઈને ઝાડને આલિંગન આપે છે. આ મારા શ્રીકૃષ્ણ છે.

ઉદ્ધવ વિચારે છે આને વૃક્ષમાં પણ શ્રીકૃષ્ણ દેખાય છે. ઉદ્ધવને લાગ્યું કે હું વ્યાપક બ્રહ્મનું રટણ-ચિંતન કરતો હતો, પરંતુ મને વ્યાપક બ્રહ્મનો અનુભવ થયો નથી. વ્યાપક બ્રહ્મનો અનુભવ તો આ ગોપીઓ કરે છે, જો કે તેઓ તત્ત્વજ્ઞાન જાણતી નથી. ઉદ્ધવને લાગ્યું વેદાન્ત ગોખીને આવ્યો હતો, પણ વેદાન્તનો અનુભવ તો આ નંદ, યશોદા અને ગોપીઓ કરી રહ્યાં છે. તેમને પારણામાં, ઝાડ ઉપર સર્વમાં શ્રીકૃષ્ણ દેખાય છે. જ્ઞાન હોવું એ એક વાત છે, પણ તે જ્ઞાનને જીવનમાં ઉતારવું અને તેનો અનુભવ કરવો એ જુદી વાત છે. મારું જ્ઞાન તો શુષ્ક હતું. હું બુદ્ધિથી ફક્ત માનતો કે બ્રહ્મ સર્વમાં વ્યાપક છે. પણ તેનો અનુભવ કરેલો ન હતો. નંદ-યશોદા-ગોપીઓ આ સિદ્ધાંતનો અનુભવ કરી રહ્યાં છે.

સખીઓ કહે છે, ઉદ્ધવ તું આવ્યો તે સારું થયું. તું રાધાજીનાં દર્શન કરવા ચાલ. સખીઓ ઉદ્ધવને રાધાજીનાં દર્શન કરાવવા લઈ જાય છે. સખીઓના મંડળમાં શ્રીરાધાજી વિરાજેલાં છે. અતિ સાત્ત્વિક દિવ્ય તેજ મુખ ઉપર છે. સાદો શૃંગાર, નવ વર્ષની અવસ્થા, પ્રેમની મૂર્તિ, જગતને આનંદ આપનાર શ્રીકૃષ્ણને પણ આનંદ આપનાર શ્રીરાધાજીને ઉદ્ધવ સાષ્ટાંગ પ્રણામ કરે છે. રાધાજીનું સ્વરૂપ દિવ્ય છે.

પણ શ્યામસુંદરના વિયોગથી શરીર સુકાઈને કાંટા જેવું થઇ ગયેલું હતું, મન વ્યાકુળ અને વ્યથિત હતું, મસ્તક ઉપર વાળ સૂકા અને વિખરાયેલા હતા, ચન્દ્ર જેવું મુખ કરમાઇ ગયેલું હતું, મુખમાંથી વેદનાભરી આહ નીકળી રહી હતી, આંખો આંસુઓથી ભરેલી હતી, અને શરીર ઉપરનાં કપડાં અસ્તવ્યસ્ત હતાં. આ પ્રમાણે તના દુઃખની વેલી પૂર્ણરૂપથી લહલહી રહી હતી.

सुखकर काँटा हुआ तन, था बिकल बेहाल मन।
बाल बिखरे शुष्क थे मुरझा हुआ था विधु-वदन॥
मुख निकलती आह थी, थी आँख आँसूसे भरी।
वसन अस्तव्यस्थ थे, थी दुबलता पूरी हरी॥

રાધાજી પૂછે છે :—ઉદ્ધવ, તું કોનો સંદેશો લાવ્યો છે? ઉદ્ધવ, તું કયા કૃષ્ણનો સંદેશો લાવ્યો છે તે જ સમજ પડતી નથી. મારા શ્રીકૃષ્ણ તો અહીં જ છે. શ્રીકૃષ્ણ તો મારી પાસે જ છે. મને તેનો વિયોગ થયો નથી. રાધાજી ચિંતનમાં તન્મય થયાં છે, તેમને અંતરંગમાં સંયોગ છે. ઉદ્ધવ ફરીથી વંદન કરે છે અને કહે છે :—હું મથુરાથી આવ્યો છું. શ્રીકૃષ્ણ આવવાના છે.

શ્રી રાધાજી :—ઉદ્ધવ, તું મારા સ્વામીનો સંદેશ લઈને આવ્યો છે એમ ને? તેઓ જરૂર આવવાના છે એમ કહેવડાવ્યું છે. પણ ઉદ્ધવ, તારા આ સંદેશાથી મને શાંતિ મળતી નથી. વિરહીણી જ વિરહના દુઃખને જાણે. રામબાણ વાગ્યાં હોય ત જાણે. ઉદ્ધવ, મને શાંતિ મળતી નથી. એવું કોઇ શાસ્ત્ર નથી, એવો કોઈ ઉપદેશ નથી, જે મને શાંતિ આપી શકે. જગતનો એવો કોઈ મંત્ર નથી કે જેથી તેને હું એક ક્ષણ પણ ભૂલી શકું? હું તો સતત કૃષ્ણને ભજું છું, કૃષ્ણને નિહાળું છું અને કૃષ્ણનું ધ્યાન કરૂં છું.

રાધાજી વિરહમાં વ્યાકુળ થયાં છે. હે નાથ, હે રામાનાથ ક્યારે આવશો? ક્યારે આવશો?

રાધાજીની આ દશા જોઈ એક એક પક્ષી, એક એક વૃક્ષ રડવા લાગ્યાં. ઉદ્ધવ પણ રાધાજીનો દિવ્ય પ્રેમ જોઈ રડી પડ્યો છે. હું આને શું સંદેશો આપું?

રાધાજીના મુખમાંથી કમળની સુવાસ નીકળે છે. તેથી તે જ સમયે એક ભ્રમર શ્રી રાધાજીનાં મુખ પાસે આવ્યો છે. શુકદેવજી વર્ણન કરે છે, રાજન્! રાધાજીના મુખ પાસે તે ભમરો આવ્યો છે. સખી ભમરાને દૂર કરે છે. તે જ સમયે ઉદ્ધવજી ફરીથી વંદન કરે છે. ત્યારે શ્રીરાધાજી બોલ્યાં ભ્રમર તું કપટી છે. તું કૃષ્ણનો મિત્ર છે, તું કપટીનો બંધુ છે, તું અહીં શું કરવા આવ્યો? મને અડકીશ નહિ.

૪૭ અધ્યાયનાં શ્લોક ૧૨ થી ૨૧ ને ભ્રમર ગીત કહે છે. તે ગીતમાં ભ્રમરને ઉદ્દેશીને ગર્ભિત રીતે શ્રીકૃષ્ણના દૂત ઉદ્ધવજીને ઉદ્દેશીને રાધાજીએ શ્રીકૃષ્ણને મધુર ઠપકાઓ આપેલા છે. ભ્રમરગીતમાં એક રાધાજી બોલે છે, કારણ તેમાં એકવચન વાપર્યું છે. બીજા બધાં ગીતોમાં વેણુગીત, યુગલગીત વગેરેની શરૂઆત બહુવચનથી કરી છે.



ત્યારે ઉદ્ધવજી બોલ્યા કે ના, ના, તેને કપટી ન કહો. શ્રીકૃષ્ણ કપટી નથી. તે તો દયાના સાગર છે. તે તમને ભૂલ્યા નથી, તમને તે વારંવાર યાદ કરે છે.

ત્યારે રાધાજીએ કહ્યું :—કૃષ્ણ કેવા છે તે ઉદ્ધવ તું જાણતો નથી. કૃષ્ણના સ્વરૂપનું જ્ઞાન અને અનુભવ જેને બરાબર થાય તે એક ક્ષણ શ્રીકૃષ્ણને છોડે નહિ. એ તો લાલાએ તને મોટી મોટી જ્ઞાનની વાતો સંભળાવી તને છેતર્યો છે. તને હજુ અસલી સ્વરૂપ બતાવ્યું નથી, અને અસલી સ્વરૂપનાં તને દર્શન થયાં હોત તો તું શ્રીકૃષ્ણને છોડીને અત્રે આવ્યો જ ન હોત. કૃષ્ણ કેવા છે તે તું જાણે? અમે જ જાણીએ. ઉદ્ધવ! તારા જ્ઞાનની કદર શુદ્ધ પ્રેમભૂમિ વ્રજમાં થશે નહિ. પ્રેમ રાજ્યમાં એક પ્રિયતમનું જ સ્થાન હોય. જ્ઞાન અને યોગની ચર્ચાને અત્રે વ્રજમાં સ્થાન નથી. અમારું જ્ઞાન પણ કૃષ્ણ, યોગ પણ કૃષ્ણ, ધ્યાન પણ કૃષ્ણ, શ્વાસ પણ શ્રીકૃષ્ણમય હોવાથી તારા જ્ઞાનને ક્યાં રાખીશું? ઉદ્ધવ, તું પ્રેમભૂમિમાં આવ્યો છે. પ્રેમની વાતો અત્રે કરજે.

ઉદ્ધવ કહે છે :—મથુરામાં શ્રીકૃષ્ણ વિરાજે છે. તેમનો સંદેશો લઈ હું આવ્યો છું. તેઓ ભલે મથુરામાં વિરાજે પણ તમને અને તમારા પ્રેમને ભૂલ્યા નથી.

શ્રી રાધાજીએ કહ્યું :—ઉદ્ધવ, તું આ શું બોલે છે? મારા વ્યાપક ભગવાનને મથુરામાં જ રાખે છે. મને લાગે છે કે તું છ શાસ્ત્રો ભણ્યો પણ કોરોને કોરો જ રહ્યો. ઉદ્ધવ, તું છ શાસ્ત્ર ભણ્યો, પણ તને કાંઇ આવડ્યું નહિ. ઉદ્ધવ, તારું જ્ઞાન મને બરાબર લાગતું નથી. છ શાસ્ત્ર ભણ્યો પણ તેનું રહસ્ય તું સમજ્યો નથી.

ઉદ્ધવ, વ્યાપક બ્રહ્મને તું મથુરામાં રાખે છે. મારા શ્રીકૃષ્ણ તો ઝાડમાં, ગાયોમાં અને મારામાં છે. તેને તું કહે છે કે મથુરામાં વિરાજે છે? મને ચારે તરફ સર્વમાં શ્રીકૃષ્ણ દેખાય છે. શ્રીકૃષ્ણ તો અમારી પાસે છે. અમારા હૃદયમાં છે. અમારા રોમે રોમમાં છે. જ્યારે યાદ કરીએ ત્યારે પ્રગટ થાય છે. ઉદ્ધવ, તે કપટી છે. કોઈ વખત દેખાય છે. અને કોઈ વખત દેખાતા નથી. ઉદ્ધવ, તું બે ચાર મહિનાથી તેનો મંત્રી થયો છે. હું તો જન્મોજન્મથી એમની દાસી છું. તે કેવા છે તે હું જાણું છું. ઉદ્ધવ, તારે કૃષ્ણકથા કરવી હોય તો મથુરામાં કરજે. ઉદ્ધવ, તે સ્વાર્થી છે. સ્વાર્થ હતો એટલે સુગ્રીવનો પક્ષ કરી, સુગ્રીવ સાથે મૈત્રી કરી વાલીને માર્યો.

ઉદ્ધવ ફરીથી પ્રણામ કરે છે. રાધાજી કહે છે, ઉદ્ધવ તું પાછો આવ્યો? મને કેમ વંદન કરે છે? ફરીથી આવ્યો? તને કોણે મોકલ્યો? અમારા પ્રભુએ તમને મોકલ્યા છે, એટલે તમારું સ્વાગત કરવું એ મારી ફરજ છે. પરંતુ ઉદ્ધવ ગામડામાં રહેનારી અમે અભણ સ્ત્રીઓ છીએ. તારા જેવા જ્ઞાનીનું અમે શું સ્વાગત કરીએ?

મથુરાના રાજમહેલની અગાસીમાં જે શબ્દો ઉદ્ધવ બોલ્યા હતા તે શબ્દ પાછા આપ્યા છે. ઉદ્ધવ વિચારે છે અમે એકાંતમાં જે વાત કરી હતી તે પણ આ જાણે છે.

ઉદ્ધવ કહે છે :—ના, ના મારી ભૂલ થઈ. મને માફ કરો. જ્યાં ગોપી ત્યાં કૃષ્ણ, રાધાકૃષ્ણ અભિન્ન છે. રાધાકૃષ્ણ એક જ છે. રાધે વિના કૃષ્ણ આધે. આ જ્ઞાનોત્તર ભક્તિ છે. મેં વ્રજવાસીઓને ગામડામાં રહેનારાં કહ્યાં. મારી ભૂલ થઈ.

રાધાજી કહે છે :—ઉદ્ધવ, શ્રીકૃષ્ણ વિના હું નહીં અને મારા વિના શ્રીકૃષ્ણ નહિ. ઉદ્ધવ ફરીથી પ્રણામ કરે છે.

રાધાજી કહે છે :—ઉદ્ધવ, તું શું માંગે છે? પ્રભુએ તને મોકલ્યો છે તેથી તારું સ્વાગત કરવું એ અમારી ફરજ છે.

ઉદ્ધવજી કહે છે :—મારી બુદ્ધિ અભિમાનથી બુઠ્ઠી થઈ છે. તમારી **પ્રેમલક્ષણા** ભક્તિનું મને દાન કરો. મને કૃષ્ણ પ્રેમનું દાન કરો.

ઉદ્ધવને પ્રેમલક્ષણા ભક્તિનું જ્ઞાન થયું.

ગોપીઓને સર્વત્ર શ્રીકૃષ્ણ દેખાય છે. શ્રીકૃષ્ણ અમને છોડીને ગયા **નથી.** શ્રીકૃષ્ણ અમારા હૃદયમાં વિરાજે છે. રાધાજીએ હાથમાં વાંસળી લીધી. વાંસળીમાં રાધે ગોવિંદ, રાધે ગોવિંદ મધુર ધ્વનિ નીકળવા લાગ્યો. ગોપીઓ કૃષ્ણ કીર્તનમાં, કૃષ્ણ પ્રેમમાં તન્મય બની છે. શ્રીકૃષ્ણ મથુરામાં રહી શકયા નહીં. દોડતા આવ્યા છે. અને સખી મંડળમાં આવી રાધાજી સાથે બિરાજ્યા છે. મનોહર રાધાકૃષ્ણનાં દર્શન ગોપીઓ કરે છે. ઉદ્ધવ રાધાકૃષ્ણને નિહાળે છે. હું કોણ છું, કયાં છું તેનું ભાન નથી.

ઉદ્ધવનું અભિમાન ગયું છે. ગયા હતા બે ચાર દિવસ માટે પણ રહ્યા છ મહિના. ઉદ્ધવને ખાત્રી થઈ કે શ્રીકૃષ્ણ ગોપીઓથી દૂર નથી. જ્યારે કૃષ્ણકીર્તન થાય એટલે શ્રીકૃષ્ણ પ્રગટ થાય. રોજ શ્રીકૃષ્ણ કથા થાય છે.

ઉદ્ધવ, તને શું કહું ? એક વાર મિત્રો સાથે સંતાકુકડી રમતા હતા. રમતમાં શ્રીદામા એની પાછળ પડયા તેથી તે આ કુંડમાં આવીને સંતાયા. તેથી આ કુંડને અમે દામાકુંડ કહીએ છીએ. ત્યાંથી દોડતાં દોડતાં તે મારા ઘેર આવ્યા. મને કહે અલી શ્રીદામા મારી પાછળ પડયો છે. મને તે શોધી કાઢશે તો મારે ઘોડી બનવું પડશે. મને તું સંતાડી દે. મેં કનૈયાને ગોદમાં લીધો અને મારી સાડીના પાલવમાં સંતાડી દીધો. રોજ જ્યારે આડી પડું છું ત્યારે ભાસ થાય કે મારા લાલાને મેં મારી ગોદમાં સંતાડયો છે. ઉદ્ધવ, રોજ પાગલ જેવી હું બેસી રહું છું.

આ દિવ્ય લીલા સાંભળતાં ઉદ્ધવજીની આંખમાંથી આંસુ નીકળ્યાં. ખરેખર બ્રહ્માનુભવનો અનુભવ ગોપીઓ કરે છે. કૃષ્ણ ગોપીઓને કહે છે :—ગોલોક ધામમાં તમારો અને મારો નિત્ય સંબંધ છે. તમારો મારો વિયોગ થઈ શકે નહીં. જ્ઞાનદષ્ટિથી જોઈએ તો હું સર્વ વ્યાપક છું. એટલે તમને છોડીને ગયો નથી. હે ગોપીઓ ! મારા વિરહમાં તમે સતત મારું ધ્યાન કરો, મારા સ્વરૂપમાં તમે તન્મય થાવ તે માટે મેં તમને વિરહનું દાન કર્યું છે. તમારાથી દૂર થવાનું આ જ કારણ છે. જો હું તમારાથી દૂર હોઉં, તો તમે હંમેશાં મારું ધ્યાન કરો—સ્મરણ કરો. વિરહાવસ્થામાં ચિત્ત એકાગ્ર થાય છે, તેથી મારા સાનિધ્યનો તમે અનુભવ કરી શકો. આ અનવરિત ધ્યાન તમારા મનને નિત્ય મારી પાસે રાખશે.

સંયોગમાં ચક્ષુદર્શન, વિયોગમાં માનસ દર્શન. વિયોગમાં મનસંયોગ થાય છે. સાથે રહેતા પતિ કરતાં પરદેશ ગયેલા પ્રિયતમમાં પત્નીનું મન નિશ્ચલભાવથી લાગી રહે છે. ગોપીઓને વિશિષ્ટ યોગ, વિયોગ એ વિશિષ્ટ યોગ છે, તેનું દાન કરવા શ્રીકૃષ્ણ તેમનાથી જુદા પડયા છે.

ગોપીઓ, તમારો મારો વિયોગ થઈ શકે નહીં. હું તમારી પાસે જ છું. તમે તમારા સ્વરૂપને યાદ કરો. તમે ગોલોકની નિત્યસિદ્ધા ગોપીઓ છો.

કોઈ વખત કૃષ્ણ વિરહમાં ગોપીઓ વ્યાકુળ થાય પણ ઉદ્ધવના સત્સંગથી ગોપીઓની ભક્તિ દિવ્ય બની છે. તેમને ખાત્રી થાય છે. ના, ના, શ્રીકૃષ્ણ અમને છોડીને ગયા નથી. તે અમારી પાસે જ છે.

પ્રેમ લક્ષણા ભક્તિ પાંચમો પુરુષાર્થ છે. ભક્તિમાં અભેદ સિદ્ધ થાય છે. જ્ઞાનમાં



પણ અભેદ સિદ્ધ થાય છે, પરંતુ ભક્તિમાર્ગ સરળ છે. ત્યારે જ્ઞાનમાર્ગ અઘરો છે. રોજ પ્રભુને કહો, નાથ, હું તારો છું. પણ તમે મારા નથી. સમુદ્રનો તરંગ છે, પણ તરંગને સમુદ્ર ન કહી શકાય. યશોદા, નંદબાબા અને ગોપીઓનો કૃષ્ણપ્રેમ જોઈ ઉદ્ધવનો જ્ઞાનગર્વ ઊતરી ગયો. પ્રેમભક્તિ વગરનું જ્ઞાન નકામું છે, તેનું ભાન થયું. ઉદ્ધવને ખાત્રી થઈ જ્ઞાન કરતાં પ્રેમ શ્રેષ્ઠ છે.

ઉદ્ધવને ગોકુળ છોડવાની ઈચ્છા થતી નથી. ઉદ્ધવજી ગોકુળમાં ગયેલા ગુરુ થવા પણ ચેલા બનીને, ગોપીઓના ચેલા બનીને, આવ્યા છે. ઉદ્ધવ કહે છે, આવ્યો હતો ગુરુ થવા અને ચેલો થઈને જાઉં છું. ઉદ્ધવ ભગવાન પાસે ગોપીઓ જેવી અનન્યભક્તિ માંગે છે. મારે બીજું કાંઈ જોઈતું નથી. ફક્ત પ્રેમલક્ષણા ભક્તિ આપો. ઉદ્ધવે છેવટે માગ્યું છે કે ગોપીઓની ચરણરજનો સ્પર્શ થાય એટલે વૃંદાવનમાં લતા કે વૃક્ષ બનું.

મહામુનિઓને પણ શોધવા યોગ્ય ભગવાનને ગોપીઓએ વિના પ્રયાસે પ્રાપ્ત કર્યા. એવી આ ગોપીઓની ચરણરજમાં સ્નાન કરી હું ધન્ય બની જઈશ. આ વૃન્દાવનમાં મને મનુષ્ય અવતાર ન મળે તો કાંઈ નહિ, પણ હું વૃક્ષ, લતા કે ઔષધિના છોડ તરીકે જન્મું તો પણ ઘણું છે, તોપણ હું કૃતાર્થ થઈશ. આ મારી પ્રાર્થના છે.

ગોપીઓના સત્સંગમાં રહીને ગોપીઓની આ જ્ઞાનોત્તર ભક્તિનો અનુભવ ઉદ્ધવને થયો છે. ઉદ્ધવને પ્રેમલક્ષણા ભક્તિનું જ્ઞાન થયું છે. ઉદ્ધવ દરેકનાં ચરણમાં વંદન કરે છે. આજે ખાતરી થઈ આ વ્રજવાસીઓ ધન્ય છે. કૃષ્ણ વિરહમાં જીવનું વર્તન કેવું હોય, જીવનું જીવન કેવું હોય તેનો આદર્શ આ ગોપીઓએ જગતને બતાવ્યો છે.

ઉદ્ધવને છેવટે જવાની આજ્ઞા આપી છે. ઉદ્ધવ જવા તૈયાર થયા છે. રાધાજીએ કહ્યું છે, ઉદ્ધવ તારા મિત્રને મારો સંદેશ કહેજે. ભગવાન જલદી ગોકુળમાં આવે અને ગોકુળને સનાથ કરે. ઉદ્ધવને કેટલીક ભેટો શ્રીકૃષ્ણ માટે આપી છે. તે સમયે નંદ યશોદા પણ ત્યાં આવ્યા છે. નંદયશોદાએ ઉદ્ધવને કહ્યું, અમારો આટલો સંદેશો લાલાને કહેજે.

मनसो वृत्तयो नः स्युः कृष्णपादाम्बुजाश्रयाः ।
वाचोऽभिधायिनीर्नाम्नां कायस्तत्प्रह्वणादिषु ॥
कर्मभिर्भ्राम्यमाणानां यत्र क्वापीश्वरेच्छया ।
मङ्गलाचरितैर्दानै रतिर्नः कृष्ण ईश्वरे ॥

ભા. ૧૦–૪૭–૬૬ ૬૭

ઉદ્ધવજી હવે અમે એટલું જ ઇચ્છીએ છીએ કે અમારા મનની એક એક વૃત્તિ, એક એક સંકલ્પ શ્રીકૃષ્ણનાં ચરણ કમલોનો જ આશ્રય કરીને રહે. તેની સેવા કરવા માટે ઊઠે અને તેમાં જ લાગી રહે. અમારી વાણી નિરંતર તેનાં નામોનું ઉચ્ચારણ કરતી રહે અને શરીર તેને પ્રણામ કરવામાં, તેની આજ્ઞાનું પાલન કરવામાં અને તેની સેવામાં લાગી રહે. ઉદ્ધવજી, અમે સાચું કહીએ છીએ કે અમને મોક્ષની પણ બિલકુલ ઇચ્છા નથી. ભગવાનની ઇચ્છાથી અમારાં કર્મોને અનુસાર જે કોઈ યોનમાં અમારો જન્મ થાય, તે તે જન્મમાં અમે શુભ આચરણ કરીએ, દાન કરીએ અને તેનું ફળ અમને એ જ મળે કે અમારા ઈશ્વર શ્રીકૃષ્ણમાં અમારી પ્રીતિ ઉત્તરોત્તર વધતી જ રહે.

સંદેશો કહેતા નંદબાબા અને સર્વ ગોપગોપીઓ રડી પડ્યાં છે. નંદબાબાએ આટલું જ માગ્યું છે. આ શ્લોક સમગ્ર ભાગવતનું હાર્દ બતાવે છે. આ બે શ્લોકો

મારા પ્રિય શ્લોકો છે. વિષયોમાં વૈરાગ્ય આવે અને કૃષ્ણ ભક્તિ મળે તે માટે ઘણા મહાત્માઓ આ શ્લોકોનો સંપુટ આપી આખા ભાગવતનો પાઠ કરે છે.

ઉદ્ધવ, મારા કૃષ્ણને કહેજે કે મારું મન સદાસર્વદા શ્રીકૃષ્ણનું ચિંતન કરે.

સંસારમાં ક્યાંય મારું મન જાય નહિ. મારી વાણી કૃષ્ણ નામનો જપ કરે. મારી આંખો જ્યાં જાય ત્યાં તેને શ્રીકૃષ્ણનાં દર્શન થાય. ઉદ્ધવ એટલું તો ખાસ કહેજે કે કદાચ મારા પ્રારબ્ધકર્મથી મને જન્મ લેવાનો પ્રસંગ આવે તો પવિત્ર વૈષ્ણવના ઘરમાં મને જન્મ આપે કે જ્યાં હરહંમેશ કૃષ્ણકથા કૃષ્ણકીર્તન થતાં હોય. જે સાંભળી હું કૃતાર્થ બનું. કૃષ્ણકીર્તન કરતાં કરતાં સેવામાં હું તન્મય બનું. મારે બીજી કોઈ ઇચ્છા જ નથી.

યશોદાજી લાલા માટે સંદેશો આપે છે. ઉદ્ધવ, મારા લાલાને કહેજે કે શ્રીકૃષ્ણને જ્યારે ગોકુળમાં આવવા ઇચ્છા થાય ત્યારે આવે. અમને સુખ આપવા તે અત્રે ન આવે. અમને સુખ આપવા તે પરિશ્રમ કરે નહિ. મારો લાલો જો ત્યાં સદા આનંદમાં રહેતો હોય તો ત્યાં ભલે રહે. અમારા વિયોગમાં કૃષ્ણ આનંદમાં હોય તો મથુરા છોડી અહીં આવવાનો પરિશ્રમ ન કરે. કૃષ્ણવિરહમાં અમે અત્રે રહીશું અને રડીશું, કૃષ્ણ કેવળ અમારા માટે અમને મળવાનો પરિશ્રમ ન કરે. અમારા સુખને માટે શ્રીકૃષ્ણને બિલકુલ પરિશ્રમ ન થાય. મારો કૃષ્ણ જ્યાં હોય ત્યાં એને સદાસર્વદા આનંદમાં રાખો. મારો લાલો જ્યાં હોય ત્યાં સુખી રહે.

સંદેશો આપતાં યશોદાજી રડ્યાં છે. આ પુષ્ટિ ભક્તિ છે. પુષ્ટિ ભક્તિમાં સ્વ સુખનો વિચાર નથી. પોતાના સુખનો વિચાર કરે તે કૃષ્ણનાં સુખનો વિચાર કરી શકે નહિ. રાધાજીએ કહ્યું કે ઉદ્ધવ આ વાંસળી અને કામળી તું તારી સાથે લઈ જા. આ કામળી વાંસળી તેને આપજે. હવે આ વાંસળી કામળી ઘરમાં રાખી હું શું કરું !

ઉદ્ધવ, એ તો હવે મોટો રાજા થયો છે. તેને હું શું આપું ? લાલાને માટે મેં આ માખણ તૈયાર કર્યું છે તે તું લઈ જા. તે લાલાને ખવડાવજે. પણ મારું નામ તેને દઈશ નહિ. આ પ્રમાણે બોલતાં હૃદય ભરાયું છે.

ઉદ્ધવ કહે છે હું કૃષ્ણને લઇ વહેલો આવીશ. તમે ચિંતા ન કરો. ઉદ્ધવનો રથ નીકળ્યો છે. ઉદ્ધવ વિચારે છે, હું માનતો હતો કે કૃષ્ણ કૃપાનિધિ છે, દયાના સાગર છે. પણ મને લાગે છે કે તે નિષ્ઠુર છે. આ વ્રજવાસીઓ કેવાં પ્રેમાળ છે. ઉદ્ધવે નિશ્ચય કર્યો કે હું ભગવાનને ઠપકો આપીશ કે તમે નિષ્ઠુર છો. આ વ્રજવાસીઓને વિયોગમાં મારો છો. ઉદ્ધવ મથુરા આવ્યા છે. ઉદ્ધવ શ્રીકૃષ્ણ પાસે આવ્યા. શ્રીકૃષ્ણ અંતર્યામી છે. સમજી ગયા કે ઉદ્ધવ મને ઠપકો આપવાનો છે. શ્રીકૃષ્ણે જ કહ્યું ઉદ્ધવ તું પહેલાં મથુરામાં હતો ત્યારે મારાં વખાણ કરતો હતો. હવે ગોકુળમાં જઈ આવ્યા પછી ગોપીઓનાં જ વખાણ કરે છે. ઉદ્ધવ, હું નિષ્ઠુર નથી. ઉદ્ધવ ઉપર વરદ હસ્ત પધરાવી સમાધિમાં ઉદ્ધવને દર્શન કરાવ્યાં કે હું ગોકુળમાં જ છું. ગોકુળની સઘળી લીલા ઉદ્ધવને સમાધિમાં બતાવી. ઉદ્ધવ જુએ છે તો એક સ્વરૂપે શ્રી કૃષ્ણ મથુરામાં છે અને એક સ્વરૂપે ગોકુળમાં સવારથી સાંયકાળ સુધીની ગોપીઓ સાથેની એક એક લીલાનાં દર્શન કરાવ્યાં છે. એક સ્વરૂપે યશોદાની પથારીમાં અને એક સ્વરૂપે રાધાજી સાથે શ્રીકૃષ્ણ રાસ રમે છે. ઉદ્ધવ મારી માએ મને એવો બાંધ્યો છે કે હું વૃંદાવન છોડીને જતો નથી. ઉદ્ધવ હું તને



ભલે દેખાઉં છું મથુરામાં પણ હું ગોપીઓ પાસે જ છું. અરે પાસે શું ? ગોપીઓથી હું અભિન્ન છું. ગોપી કૃષ્ણ એક જ છે.

ઉદ્ધવાગમનમાં ઉદ્ધવના જ્ઞાનનો અને ગોપીઓની સગુણ ભક્તિનો મધુર કલહ છે. ગોપીઓના પ્રેમની કથા પૂરી થઈ. પ્રેમલીલા પૂરી થઈ. દશમ સ્કંધના ૪૮ માં અધ્યાયથી પ્રેમના વાત પૂરી થઈ. તે પછી રાજસલીલા શરૂ થાય છે. ભાગવતમાં તે પછી ગોપીઓની વાત આવતી નથી.

હવે રાજસલીલા શરૂ થાય છે એટલે અથ શબ્દ વાપર્યો છે. આગળની લીલા રાજસ ભક્તોના મનનો નિરોધ કરવા માટે છે. સર્વ પ્રકારના જીવોને કૃષ્ણકથામાં આનંદ મળે છે. સર્વ પ્રકારના જીવોને કૃષ્ણ પોતા તરફ ખેંચી લે છે અને પરમાનંદનું દાન કરે છે. કુબ્જાને કૃતાર્થ કરી છે. તે પછી અક્રૂરના ઘેર પધાર્યા છે. અક્રૂરજીને ભગવાને આજ્ઞા કરી છે કે ધૃતરાષ્ટ્રે પાંડવોને લાક્ષાગૃહમાં બાળવાનો નિશ્ચય કર્યો છે. તમે ત્યાં જાવ અને ધૃતરાષ્ટ્રને ઘેર બે ચાર દિવસ રહો. ધૃતરાષ્ટ્ર પાંડવો પ્રત્યે સુભાવ રાખે છે કે કુભાવ ? તમે પ્રત્યક્ષ જઈને પરીક્ષા કરો. અક્રૂરજી હસ્તિનાપુર આવ્યા છે. બે મહિના અક્રૂરજી ધૃતરાષ્ટ્ર સાથે રહ્યા છે. અક્રૂરે ધૃતરાષ્ટ્રને ઉપદેશ કર્યો છે. જીવ એકલો જન્મે છે, એકલો જ મરે છે. તો કુટુંબને માટે તમે પાપ કરો તે ઉચિત નથી.

આંખે દેખાતું ન હોય અને જે આંધળો છે તે આંધળો નથી, પરંતુ આંખ હોવા છતાં જેની આંખમાં લોભ છે, જેની આંખમાં કામ છે તે ખરેખર આંધળો છે. ધૃતરાષ્ટ્રની આંખમાં પૈસો ભર્યો હતો. જેની આંખમાં પૈસો જ ભર્યો છે તે ધૃતરાષ્ટ્ર. ધૃતરાષ્ટ્ર જેવા લોભીને અક્રૂર જેવાનો સત્સંગ થાય તો પણ ધૃતરાષ્ટ્ર સુધરતો નથી. મૃત્યુને પંથે જતાં માનવ સાથે પૈસો જતો નથી, એકલો ધર્મ જીવની સાથે જાય છે. તેમ છતાં ઇન્દ્રિયસુખ સિવાય બીજો કોઈ આનંદ જગતમાં છે કે કેમ તેનો મનુષ્ય વિચાર કરતો નથી. ધૃતરાષ્ટ્રને કહ્યું, તમે આવું કપટ કેમ કરો છો ? ધૃતરાષ્ટ્રે કહ્યું, તમે કહો છો તે બધું ઠીક લાગે છે. પરંતુ દુર્યોધન મારી પાસે આવે છે ત્યારે મારું સઘળું જ્ઞાન ઊડી જાય છે. સમજવા છતાં પાપ કરે તે ધૃતરાષ્ટ્ર. હવે ભગવાનની ઇચ્છા છે કૌરવોનો વિનાશ થાય.

સત્સંગથી શઠ સુધરે છે પણ ખલ સુધરતો નથી. શઠ :—જેનું બીજ શુદ્ધ છે પણ કુસંગથી જે બગડ્યો છે તેને શઠ કહે છે. ખલ :—જેનું બીજ જ દુષ્ટ છે તેને ખલ કહે છે.

× × × ×

मन्दारमूले वदनाभिरामं बिम्बाधरे पूरितवेणुनादम् ।
गोगोपगोपीजनमध्यसंस्थं गोविन्द दामोदर माधवेति ॥

જેનું મુખારવિન્દ ઘણું જ મનોહર છે, જેઓ પોતાના બિંબની સમાન લાલ અધરો ઉપર વાંસળીને રાખીને તેનો મધુર ધ્વનિ કરી રહ્યા છે, તથા જેઓ કદંબના ઝાડ નીચે આવ્યા, ગોપ અને ગોપીઓની મધ્યમાં વિરાજમાન છે એવા ભગવાનનું હે ગોવિન્દ ! હે દામોદર ! હે માધવ ! આવા પ્રકારે કહેતાં કહેતાં સદાસર્વદા સ્મરણ કરવું જોઈએ.

# દશમ સ્કંધ ( ઉત્તરાર્ધ )

**कृष्णाय वासुदेवाय हरये परमात्मने।**
**प्रणतक्लेशनाशाय गोविंदाय नमोनमः ॥**

પ્રણામ કરવાવાળાઓના દુઃખનો નાશ કરવાવાળા, શ્રીકૃષ્ણ, વાસુદેવ, હરિ, પરમાત્મા તેમજ ગોવિંદને અમારા વારંવાર નમસ્કાર છે.

સર્વ સાધનનું ફળ મનશુદ્ધિ છે. તેના માટે મનુષ્ય અનેક પ્રકારના સાધન કરે છે. જગત બગડયું નથી પણ મન અશુદ્ધ હોવાને કારણે જગત બગડયું લાગે છે. જ્ઞાની અને અજ્ઞાની બંને જગતમાં રહે છે. અજ્ઞાનીને જગત બગડેલું અને દુઃખરૂપ લાગે છે. જ્યારે જ્ઞાનીને જગત આનંદમય લાગે છે. આ બંનેમાં ફરક માત્ર એટલો જ છે કે જ્ઞાનીનું મન અતિશુદ્ધ અને અજ્ઞાનીનું મન પશુ જેવું અતિ અશુદ્ધ હોય છે. મન જ્યારે નિષ્કામ બને ત્યારે જ્ઞાનનો ઉદય થાય છે. મનને કામ, ક્રોધ વગેરે વિકારો અશુદ્ધ કરે છે. જ્યાં સુધી મનમાં વિકાર વાસના છે, ત્યાંસુધી મન અશુદ્ધ છે એમ માનવું. જેમ જેમ વિકાર વાસના ઓછાં થશે તેમ તેમ મન શુદ્ધ થતું જશે. મનશુદ્ધિ માટે યોગીઓ ધ્યાન, ધારણ, પ્રત્યાહાર, પ્રાણાયામ વગેરે કરે છે. પણ આ સર્વ સાધનથી મન જ્યારે શુદ્ધ થતું નથી ત્યારે કૃષ્ણ વિરહથી મન વ્યાકુળ બને છે અને કૃષ્ણ દર્શન માટે પ્રાણ તરફડે છે. આવી દશા પ્રાપ્ત થાય એટલે મન અતિશુદ્ધ થાય છે. મનનો મેલ વિરહાગ્નિ બાળે છે. આપણને પ્રભુનો વિરહ સહન થાય છે. જ્યારે સંતોને પ્રભુનો વિરહ સહન થતો નથી. સંતો પ્રભુદર્શન માટે આતુર બને છે અને વિરહાગ્નિ જ્યારે એમના શરીરને બાળે છે, અને તન્મયતા આવે છે ત્યારે તેઓને ઈશ્વરનો અનુભવ થાય છે. ઈશ્વર સર્વત્ર છે. કૃષ્ણ વિરહમાં વ્રજવાસીઓ વ્યાકુળ થઈને રડે છે, વૃન્દાવન તેમને સ્મશાન જેવું લાગે છે. વિરહમાં જ્યારે જીવને ચૈન ન પડે ત્યારે કૃષ્ણ સન્મુખ દેખાય છે. સંયોગમાં તો માત્ર એક જ વ્યક્તિનો અનુભવ થાય છે, પણ વિયોગમાં તન્મય થતાં જ્યાં જ્યાં નજર જાય ત્યાં ત્યાં પ્રભુ દેખાય છે.

ગોપીપ્રેમની કથા ઉદ્ધવાગમનમાં પૂરી થાય છે. ગોપીઓ પ્રેમલક્ષણા ભક્તિનાં આચાર્ય છે. ઘરમાં રહી ઘરકામ કરતાં કરતાં કેવી રીતે પ્રભુ દર્શન કરવું તે ગોપીઓ સમજાવે છે. ભાગવતનો નિયમ છે. ચરિત્ર આપ્યા પછી ઉપસંહારમાં ચરિત્રનું રહસ્ય બતાવે છે. કંસ મર્યા પછી કંસ કોણ છે તે ઉત્તરાર્ધના પ્રથમ સ્કંધના પ્રથમ શ્લોકમાં બતાવ્યું છે. કંસની રાણીઓ અસ્તિ અને પ્રાપ્તિ. અસ્તિ એટલે છે. બેંકમાં આટલા રૂપીયા છે અને આ વર્ષે આટલો નફો થશે. નીતિ અનીતિથી કેવળ પૈસા કમાવાના જ વિચાર કરે તે કંસ છે. જયારથી લોકો માનવા લાગ્યા છે કે પૈસાથી જ સુખ મળે છે ત્યારથી પાપ વધ્યું છે. પૈસાથી કાંઈક સુખ મળે છે. પણ પૈસો શાંતિ આપી શકતો નથી.

દશમ સ્કંધના ઉત્તરાર્ધમાં અધ્યાય ૫૦માં જરાસંધની કથા આવે છે. જરાસંધ મથુરા ઉપર ચડાઈ કરે છે અને તેને ઘેરી લે છે.

તમારા જીવનના ઉત્તરાર્ધમાં પણ ૫૦ માં વર્ષથી જરાસંધ તમારા ઉપર ચડાઈ કરશે તમારા શરીર (મથુરા) ઉપર જરાસંધ=વૃદ્ધવસ્થા ચડી આવશે અને ઘેરો ઘાલશે. તમારી ઉંમરના પચાસમાં વર્ષથી ઉત્તરાર્ધમાં–ઉતરાવસ્થામાં જરાસંધ એટલે વૃદ્ધાવસ્થા સાથે યુદ્ધ શરૂ થશે. સાંધા દુઃખે એટલે સમજજો જરાસંઘ આવ્યો.



પચાસ પૂરાં થયાં અને જરાસંધની એકાવનમાં અધ્યાયથી શરૂઆત થઈ. જીવનનો પૂર્વાધ પૂરો થયો અને હવે જીવનનો ઉત્તરાર્ધ શરૂ થાય છે એટલે કે પચાસ અધ્યાય સુધી જરાસંઘ આવતો નથી ઉંમરના પચાસ વર્ષ પછી વૃદ્ધાવસ્થાની શરૂઆત થાય છે. જરાસંઘ આવે છે એટલે મથુરાના દરવાજા તુટવા લાગે છે. આંખેથી ઓછું દેખાય છે, ખાધેલું પચતું નથી. ચાલીસ થાય એટલે શરીરની શક્તિ ઓછી થાય છે. ત્યારે ધીરે ધીરે પ્રવૃત્તિ ઓછી કરો. પ્રભુ માટે સમય વધારો.

શ્રીકૃષ્ણે સત્તર વખત જરાસંધને હરાવ્યો. અઢારમી વાર તે કાળયવનની સાથે આવ્યો. કાળને પહેલો મોકલ્યો.

જરાસંઘ=વૃદ્ધાવસ્થા લડવા આવે પણ કાળયવન=કાળને સાથે લઈને લડવા આવે છે, ત્યારે ઉગારો થતો નથી. કાળયવન અને જરાસંઘ સાથે લડવા આવે છે, ત્યારે શ્રીકૃષ્ણને પણ મથુરા છોડવી પડી અને દ્વારકાનો આશરો લેવો પડ્યો. દ્વારકા એટલે બ્રહ્મવિદ્યા. द्वारिक ब्रह्म यस्या सा ब्रह्मविद्या બ્રહ્મવિદ્યાનો આશરો લેવો પડયો.

માનવકાયા=મથુરા છોડીને બ્રહ્મવિદ્યાનો આશરો ભગવાનને લેવો પડયો. વૃદ્ધાવસ્થા કાળ સાથે તમારા શરીર ઉપર ચડાઈ કરશે, તો તમારે પણ આ શરીર છોડવું પડશે. તો તે પહેલાં બ્રહ્મવિદ્યાને આશરે જજો. બ્રહ્મવિદ્યામાં–દ્વારકામાં કાળ (કાળયવન) અને વૃદ્ધાવસ્થા (જરાસંઘ) પ્રવેશી શકતા નથી.

બ્રહ્મનિષ્ઠને કામભોગ, કાળ કે વૃદ્ધાવસ્થા પજવી શકતાં નથી.

વૃદ્ધાવસ્થામાં ડોસો સત્તર વખત માંદો પડે છે, પણ અઢારમી વાર છેવટે કાળ આવે છે એટલે મરે છે.

જરાસંઘનો ત્રાસ એટલે જન્મમરણનો ત્રાસ.

જન્મ લીધો છે, એ દુઃખ ભોગવવા લીધો છે.

નરક કોને કહે છે ?

શંકર સ્વામી કહે છે : આ શરીર સાથે જે રમે છે તે જ નરકવાસ. બીજો કયો નરકવાસ આવવાનો હતો ?

જન્મ ધારણ કરવો એ જ નરકવાસ. કોઈ પણ જન્મમાં માના પેટમાં મૂત્ર વિષ્ટામાં રહેવું પડે છે તેથી એવો પ્રયત્ન કરો કે આ જન્મમરણનું દુઃખ જાય. કોઈના પેટમાં જવાનો પ્રસંગ જ ન આવે.

ભગવાનની પ્રેરણાથી કેટલાક મહાપુરુષો ભગવાનનું કાર્ય કરવા જન્મે છે તે ઉત્તમ છે. પણ વાસનાનાં બંધનની જન્મ મળે છે તે બંધનરૂપ છે, તે જ નરકવાસ.

જરાસંઘ અને કાળયવન ધક્કા મારે અને મથુરા (આ શરીર) છોડીએ તે કરતાં પોતે સમજીને મથુરા છોડીએ તે સારું છે. પ્રવૃત્તિ આપણને છોડે તે કરતાં સમજીને પ્રવૃત્તિ છોડવી તે સારું છે.

કંસની રાણીઓ અસ્તિ અને પ્રાપ્તિ પોતાના પતિનું મૃત્યુ થયું એટલે પિતાના ઘેર આવી છે એના પિતાનું નામ જરાસંઘ જરાસંઘે જ્યારે જાણ્યું કે મારી પુત્રીઓ વિધવા થઈ છે અને શ્રીકૃષ્ણે કંસને મારી નાંખ્યો છે, ત્યારે તે ગુસ્સે થયો અને તેણે મથુરા ઉપર ચઢાઈ કરી. આ પ્રમાણે સત્તર વાર જરાસંઘ લઢવા આવ્યો અને કૃષ્ણે બલરામે તેની સેનાઓનો નાશ કર્યો. તે પછી અઢારમી વાર કાળયવન અને જરાસંઘ સંધિ કરીને આવ્યા છે. શ્રીકૃષ્ણે નિશ્ચય કર્યો હવે મારે મથુરામાં રહેવું નથી. હવે શાંતિથી આનર્તદેશમાં રહીશ. આનર્તદેશ એટલે હાલનું ઓખા મંડળ. હું આનર્તદેશમાં સમુદ્ર કિનારે રહીશ વિશ્વકર્માને બોલાવ્યો. દ્વારિકાની રચના કરી. મોટા મોટા મહેલમાં દ્વાર જલદી જોવામાં ન આવે એટલે લોકો બોલવા લાગ્યા, દ્વાર કહાં હૈ દ્વાર કહાં હૈ. એટલે

તે નગરીનું નામ પડ્યું દ્વારિકા. કા એટલે બ્રહ્મ. ક શબ્દનો અર્થ ઉપનિષદ્‌માં બ્રહ્મ કર્યો છે. જ્યાં પ્રત્યેક દ્વારે દ્વારે પરમાત્મા છે તેવી નગરી એ દ્વારકા.

આ શરીરના દરેક દ્વાર ઉપર નાક, કાન, આંખ એમ દરેક ઇન્દ્રિય ઉપર પરમેશ્વરને પધરાવો. એટલે ત્યાં જરાસંઘ અને કાળયવન પ્રવેશી શકશે નહિ અને પજવી શકશે નહિ. દ્વારિકામાં જરાસંઘ અને કાળયવન પ્રવેશી શકતા નથી. પ્રત્યેક ઇન્દ્રિયથી ભક્તિ કરે તે કાળયવન કાળ ઉપર વિજય મેળવે છે.

જરાસંઘ પાછળ પડે એટલે પ્રવર્ષણ પર્વત ઉપર જાવ. પ્રવર્ષણ પર્વત કયો? જ્યાં જ્ઞાનનો, ભક્તિનો સતત વરસાદ પડે છે તે પ્રવર્ષણ પર્વત.

જરાસંઘ લડવા આવે છે, પાછળ પડે છે, એટલે શ્રીકૃષ્ણ પણ પ્રવર્ષણ પર્વત ઉપર જાય છે. ભક્તિનો, કથાશ્રવણ વગેરેનો વરસાદ જ્યાં સતત પડતો હોય, તે પર્વત પ્રવર્ષણ પર્વત. તમે પણ તમારા જીવનમાં, એકાવનમાં વર્ષથી આવા પ્રવર્ષણ પર્વતનો–ભક્તિનો આશરો લેજો.

એકાવન, બાવનનો અર્થ એ છે કે હવે તમે ઘરમાં રહેવા લાયક નથી. હવે તમે વનપ્રવેશ કર્યો છે એટલે વનમાં જાવ. વિલાસી લોકોના સંગમાં રહી વિરકત જીવન ગાળવું કઠણ છે. જ્યાં ભક્તિ અને જ્ઞાનનો સતત વરસાદ પડતો હોય એવી પવિત્ર ભૂમિમાં નિવાસ કરશો તો જરાસંઘના દુઃખમાંથી છૂટી શકશો. ભોગભૂમિ ભક્તિમાં બાધક થાય છે. માટે ઘર છોડી ગંગાકિનારે પવિત્રભૂમિ ઉપર રહેવા જવું. શહેરમાં આજે જગ્યા મળતી નથી. બ્રાહ્મણોનાં મસ્તક ઉપર પાઘડી દેખાતી નથી. પાઘડી મકાનનાં માથે ચઢી બેઠી છે. આ ડોસા ડોસીઓ ગંગાકિનારે રહેવા જાય તો શહેરમાં થોડી જગ્યા તો થાય. જરાસંઘનો ત્રાસ એ જન્મ મરણનો ત્રાસ છે. હવે નિશ્ચય કરો મારે હવે પુરુષ થવું નથી, મારે સ્ત્રી થવું નથી. મારે હવે જન્મ જ લેવો નથી. જરાસંઘના ત્રાસમાંથી છૂટવા માટે જન્મમરણના ત્રાસમાંથી છૂટવા માટે રોજ ૨૧૦૦૦ નામ જપ નિયમપૂર્વક કરો. જપ વિના પાપ અને વાસના છૂટતાં નથી.

કથા સાંભળવાથી પાપ બળે છે. કથા માર્ગદર્શન પણ આપે છે. કથામાંથી કાંઈક નિયમ લો. ભગવત ભક્તિનો નિયમ લો, નામજપનો નિયમ, કાંઈક ત્યાગ કરવાનો નિયમ લો.

નિશ્ચય કરો ભાગવતની કથા સાંભળ્યા પછી ભગવાન સાથે મારો સંબંધ થયો છે. હવે હું બ્રહ્મચર્ય પાળીશ, હવે હું ધ્યાન–જપ કરીશ એવો નિયમ લેવો જોઈએ. એક વાણિયાએ કથા સાંભળી. મહારાજે કહ્યું, મારી કથા સાંભળ્યા પછી કાંઈક નિયમ તો તમારે લેવો જોઈશે. સત્ય બોલવાનો નિયમ લેજે. વાણિયો કહે હું વેપાર કરું છું એટલે વેપારમાં અસત્ય બોલવું જ પડે. તો કોઈની નિંદા નહિ કરું તેવો નિયમ લેજે. વાણિયો કહે ના, મહારાજ. રાત્રે બે કલાક ગપ્પાં માર્યાં વગર મને ઊંઘ આવતી નથી એટલે તે નિયમ નહિ લેવાય. તો પછી શું નિયમ લઈશ? મારા ઘરની સામે રહેતા કુંભારનું મોઢું હું રોજ જોઈશ.

વાણિયાએ નિયમ લેવા ખાતર નિયમ લીધેલો કે રોજ સવારે ઊઠીને પોતાના ઘરની સામે રહેતા કુંભારનું મોઢું જોવું. તે પછી જ બધાં કાર્યો કરવાં. રોજનો આ નિયમ. એક દિવસ કુંભાર વહેલી સવારે માટી ખોદવા ચાલ્યો ગયો. વાણિયો ઊઠ્યો તો કુંભારના દર્શન ન થયાં. કુંભારનાં દર્શન કરવા વાણિયો કુંભારને શોધવા નીકળ્યા. હવે તે દિવસે એવું બન્યું કે જે ખાણમાંથી કુંભાર માટી ખોદતો હતો ત્યાંથી તેને સોનામહોરોથી ભરેલો મોટો ચરુ મળ્યો તે ચરુ કાઢતો હતો તે વખતે વાણિયો તેના મોઢાનું દર્શન કરવા ત્યાં આવ્યા. તેનું મોઢું જોઈ વાણિયો બોલવા લાગ્યો કે મેં જોઈ લીધું. કુંભાર સમજ્યો કે આ વાણિયાએ ચરુ જોઈ લીધો છે. હવે જો તે રાજાને વાત



કરશે તો સઘળું ધન રાજા લઈ લેશે. એટલે કુંભાર કહે. તેં ભલે જોઈ લીધું પણ કોઈને કહેતો નહિ. હું તને અડધો ભાગ આપીશ. અને વાણિયાને સોનામહોરોમાં અડધો ભાગ મળ્યો.

વાણિયો વિચારે છે સાધારણ કુંભારનું મોઢું જોવાનો નિયમ લેવાથી લક્ષ્મીજી મારા ઘેર આવ્યાં, તો ભગવાનનાં દર્શન કરવાનો નિયમ લીધો હોત તો વધારે સુખી થાત.

આવા ક્ષુલ્લક નિયમનું આવું ફળ મળ્યું તો ભગવતભક્તિના નિયમનું કેવું દિવ્ય ફળ મળે? બે નિયમો તો દરેકે લેવા જોઈએ. પાપ છોડવાનો નિયમ લેવો જોઈએ. અને સત્કર્મ કરવાનો નિયમ લેવો જોઈએ.

એકવીસ હજાર જપ એટલા માટે કહ્યા કે એક દિવસમાં મનુષ્યને ૨૧૬૦૦ શ્વાસ લેવા પડે છે. એટલે કે શ્વાસે શ્વાસે ભગવાનનું નામ લો. કાંઈક નિયમ લો તો જરાસંઘના ત્રાસમાંથી છૂટી શકાશે.

બ્રહ્માજીનું વરદાન સત્ય રાખવા કે યદુકુળમાં જન્મેલા કોઈ કાળયવનને મારી શકશે નહિ. શ્રીકૃષ્ણ જાતે કાળયવનને મારતા નથી. તેથી શ્રીકૃષ્ણ મુચુકુન્દ રાજા જે પર્વતની ગુફામાં રહી તપશ્ચર્યા કરે છે ત્યાં આવ્યા છે. પાછળ કાળયવન દોડતો દોડતો આવે છે. શ્રીકૃષ્ણે મુચુકુન્દની ગુફામાં પ્રવેશ કર્યો. કાળયવને મુચુકુન્દને સૂતેલા જોયા. કાળયવને તેને પગની ઠોકર મારી. મુચુકુન્દે આંખ ખોલી. મુચુકુન્દની દૃષ્ટિ કાળયવન ઉપર પડતાં તે બળીને ભસ્મ થયો. પરમાત્માનું ધ્યાન કરતાં જેને સમાધિ લાગે છે તેને કાળ મારી શકે નહિ. તે કાળને મારે છે.

મુચુકુન્દે જાણ્યું કે શ્રીકૃષ્ણ મારી પાસે આવ્યા છે. એટલે તેણે ભગવાનની સ્તુતિ કરી છે. જીવને આ મનુષ્ય દેહ મળ્યો હોવા છતાં વિષયોમાં પ્રીતિ હોવાથી તે આપનાં ચરણારવિંદની સેવા કરતા નથી. મનુષ્ય કેવો પ્રમાદી છે? અજગર દેડકાને ગળે છે. સર્પના મુખમા રહેલા દેડકા જેવી જીવની સ્થિતિ છે. સર્પના મુખમાં રહેલો દેડકો કોઈ માખ પાસે આવે તો તેને પકડવા ઇચ્છા કરે છે. તે પોતાના મરણનો વિચાર કરતો નથી. રોજ મરવાની તૈયારી કરવી જોઈએ.

પચાસ પૂરા થાય એટલે સમજજો અડધું શરીર કાળના મુખમા ગયું છે. ફક્ત મોઢું બહાર છે. કાળ ગાફેલ નથી. સત્સંગ વિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી. મુચુકુન્દ કહે છે. મને ગર્ગાચાર્યનો સંત્સંગ થયો. એટલે આપનાં દર્શન થયાં. મુચુકુન્દ કહે છે. નાથ. કૃપા કરો, સંસારના જડ પદાર્થમાં મારું મન ન જાય. મને અનન્ય ભકિત આપો. ભગવાને મુચુકુન્દ રાજાને બહુ ઠપકો આપ્યો છે, ભગવાને કહ્યું આ જન્મમાં તને તેવી ભકિત મળવી કઠણ છે. તું યુવાવસ્થામાં બહુ કામી હતો. જવાનીમાં તેં વિલાસી જીવન ગાળ્યું છે. જે કામનો માર ખાય તેને કાળનો માર અવશ્ય ખાવો જ પડે છે. હજુ તારે એક જન્મ લેવો પડશે હવે પછીના જન્મમાં તને બ્રાહ્મણ શરીર પ્રાપ્ત થશે અને તને અનન્ય ભક્તિ પ્રાપ્ત થશે. મુચુકુન્દે તે પછી તપશ્ચર્યા કરી. તપશ્ચર્યાથી ક્ષત્રિય શરીરમાંથી બીજા જન્મમાં બ્રાહ્મણ શરીર મેળવ્યું. દ્વાપર યુગનો રાજા મુચુકુન્દ તે કળિયુગમાં નરસિંહ મહેતા તરીકે આવ્યા છે. નરસિંહ મહેતા દ્વારકાધીશના લાડીલા છે, તેના બાવન કામો પ્રભુએ કર્યાં છે.

મુચુકુન્દ રાજાની કથા સ્પષ્ટપણે બતાવે છે કે યુવાનીમાં વિલાસપૂર્વક જીવન ગાળ્યું હોય તો તેવા મનુષ્યને આ જીવનમાં મુકિત મળવી મુશ્કેલ છે. અનન્યભકિત પણ મળવી મુશ્કેલ છે. માટે ધીરે ધીરે સંયમને વધારો અને ભગવદ્‌મય જીવન ગાળો. પ્રભુ પાસે અનન્યભકિત માંગો. જુવાનીમાં સતત ઈશ્વરસ્મરણ રાખો. જુવાની ઈશ્વરના

ભજનમાં ગાળો, તો આ જીવનમાં જ અનન્યભક્તિ મળે. વૃદ્ધાવસ્થામાં ઈશ્વર સ્મરણ-
ઈશ્વર ભજન કરવાથી આવતો જન્મ સુધરે છે. આ જન્મ નહિ.

રુકમણી હરણ :—પરમાત્મા લક્ષ્મીના સ્વામી છે. જીવ લક્ષ્મીનો બાળક છે.
લક્ષ્મીજી એ જીવમાત્રની માતા છે અને તેથી જીવ લક્ષ્મીનો વિવેકથી ઉપયોગ કરી
શકે પણ લક્ષ્મીનો ઉપભોગ કરવાનો જીવને અધિકાર નથી. જીવાત્મા લક્ષ્મીનો ઉપયોગ
કરી શકે પણ તેનો ઉપભોગ એક નારાયણ જ કરી શકે. ઉપયોગ અને ઉપભોગમાં
ફેર છે. શરીરને આવશ્યક વિષયો ઇન્દ્રિયને આપે તે ઉપયોગ. ઇન્દ્રિયો માંગે તે
વિષયો તેને આપે અને સ્વેચ્છાચારી થઈ, ઇન્દ્રિયોને આધીન થઇ વિષયો ભોગવે તે
ઉપભોગ છે. પૈસાનો દુરુપયોગ થાય તો આ જીવન બગડે અને પરલોક પણ બગડે છે.
સંપત્તિનો અને શક્તિનો સદ્દુપયોગ કરે એ દેવ. સંપત્તિ અને શક્તિનો દુરુપયોગ કરે
એ દૈત્ય. દેવ થવા માટે ભાગવતની કથા છે. સમયનો સદ્દુપયોગ કરો. સંપત્તિનો
સદ્દુપયોગ કરો. મનુષ્ય જીવનનો ઘણો ભાગ સંતાન અને સંપત્તિ પાછળ જાય છે.
મનુષ્ય સંપત્તિ અને સમયનો દુરુપયોગ કરે છે. તેનો ઘણો સમય ફેશન અને વ્યસન
પાછળ જાય છે. શરીરને બહુ ત્રાસ ન આપો અને લાડ પણ ન કરો. પરમાત્માએ મને
ક્યારે આપ્યું એટલે તેનો સદ્ઉપયોગ કરવાની જવાબદારી મારા ઉપર આવી છે એમ
માનો. લક્ષ્મીજી નારાજ થાય તો જીવ માત્રની દુર્ગતિ થાય, શાસ્ત્રમાં લક્ષ્મીના ત્રણ
પ્રકારો બતાવ્યા છે.

(૧) લક્ષ્મી :—નીતિ અને અનીતિથી જે ધન પ્રાપ્ત કર્યું હોય તે લક્ષ્મી.
આવાઓનું ધન થોડું ભોગવિલાસમાં જશે અને તેનો સદ્દુપયોગ પણ થશે.

(૨) મહાલક્ષ્મી :—જે ધર્મથી મેળવેલું નીતિનું ધન છે તે મહાલક્ષ્મી. મહેનત
કરતાં વધારે નફો લે ત પાપ છે. મહેનત કરતાં વધારે નફો લે તે એક પ્રકારની ચોરી છે.
માનવીના જીવનમાં ધન મુખ્ય નથી, ધર્મ મુખ્ય છે. ધર્મ મર્યા પછી પણ સાથે આવે
છે. ધર્મથી, નીતિથી મહેનત કરી યોગ્ય રીતે પ્રાપ્ત કર્યું છે તે મહાલક્ષ્મી. એવું ધન
સારાં કાર્યોમાં જ વપરાય છે.

(૩) અલક્ષ્મી :—પાપનો પૈસો એ અલક્ષ્મીનું સ્વરૂપ છે. તેનો ઉપયોગ વિલાસ
પાછળ થાય છે. મનુષ્યને તે રડાવે છે. એ કોઈને શાંતિ આપતું નથી.

મૃતાત્મા કેવળ ધર્મને જ સાથે લઈને જાય છે. બીજું કાંઈ સાથે આવતું નથી.
મહાલક્ષ્મી તમને શાંતિ આપશે. નીતિથી મેળવેલું ધન જ મહાલક્ષ્મી છે.

મહાલક્ષ્મી નારાયણને મળે, શિશુપાલને તે મળે નહીં એ રુકમણી હરણનું તાત્પર્ય
છે. રુકમણી એ મહાલક્ષ્મી છે. તે શિશુપાળને મળે નહિ. તે તો નારાયણને જ મળે.

શિશુપાલ એટલે શિશુનું લાલનપાલન કરવામાં જ જેનું જીવન, જેનાં ધન અને
સમય પૂરાં થાય તેવો કામી પુરુષ તે શિશુપાળ. શિશુપાળ એ કામી જીવ. જેને
સંસારનું સુખ જોઈએ છીએ તે શિશુપાળ.

મથુરામાં ભગવાનનું એક પણ લગ્ન થયું નથી. કૃષ્ણ દ્વારકા આવ્યા પછી બધાં
લગ્નો થયાં છે. એક એક ઇન્દ્રિયના દ્વાર ઉપર કાબૂ મેળવો, બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત કરો,
તે પછી લગ્ન કરો. યોગ વિનાનો ભોગ રોગી બનાવશે ભોગના પાછળ યોગ ન હોય,
તપશ્ચર્યા ન હોય તો તે ભોગ શરીરને રોગી બનાવશે. એક એક ઇન્દ્રિય એ શરીરનું
દ્વાર છે. કૃષ્ણ ઇન્દ્રિયના માલિક છે. ઇન્દ્રિયના ગુલામ થઈ લગ્ન ન કરો. જિતેન્દ્રિય
થઈ લગ્ન કરો. તેથી ગૃહસ્થાશ્રમ પહેલાં બ્રહ્મચર્યાશ્રમ બતાવ્યો છે.

પરીક્ષિત રાજાએ કહ્યું :–રુકમણીના લગ્નની કથા વિસ્તારથી સાંભળવા મારી ઇચ્છા છે.



શુકદેવજી બોલ્યા, શ્રવણ કરો રાજન. મહારાજ ભીષ્મક વિદર્ભદેશના રાજા છે. તેને પાંચ પુત્ર અને એક કન્યા છે. રાજાના મોટા પુત્રનું નામ રુકમી અને કન્યાનું નામ રુકમણી. રુકમણીની માતાનું નામ ભાગવતમાં આપ્યું નથી પણ અન્ય ગ્રંથોમાં નામ આપ્યું છે. પિતાનું નામ ભિષ્મક અને માતાનું નામ છે શુદ્ધમતિ. જ્યાં શુદ્ધ બુદ્ધિ હોય ત્યાં મહાલક્ષ્મી આવે છે. રુકમણી સાક્ષાત્ મહાલક્ષ્મીનો અવતાર છે. રુકમણી ધીરે ધીરે મોટાં થયાં છે. ભીષ્મક રાજાની ઇચ્છા હતી રુકમણીનું લગ્ન કૃષ્ણ સાથે કરીશ. મારી કન્યાનું કન્યાદાન કૃષ્ણને કરીશ તેવો નિશ્ચય ભીષ્મકે કર્યો છે. પરંતુ રુકમીએ વિરોધ કર્યો કે મારી બહેન ગોપાળને નહીં આપું. મારી બહેન હું શિશુપાળને આપીશ. રુકમણીને જ્યારે ખબર પડી કે મારો ભાઈ જબરજસ્તીથી મારા લગ્ન શિશુપાળ સાથે કરવા માંગે છે ત્યારે તેને દુઃખ થયું.

રુકમીએ શિશુપાળને આમંત્રણ આપ્યું છે. શિશુપાળ જાન લઈને આવ્યો છે. શિશુપાલ કામી હતો તેનો પુરાવો ભાગવતમાં મળે છે. ગણપતિની પૂજા વખતે તેનું ધ્યાન કન્યામાં હતું. તેની નજર ફક્ત રુકમણીના દેહ ઉપર જ, રૂપ ઉપર જ છે. સાધારણ જીવ લગ્ન કરવા જાય છે ત્યારે તેની છાતી ઉપર કામ ચઢી બેસે છે. ભગવાન ગોપાળ છે. ગો એટલે ઇન્દ્રિયોના સાચવનાર. ભગવાન જિતેન્દ્રિય થઈ લગ્ન કરવા ગયા છે.

અંતઃપુરમાં એક સુદેવ નામના બ્રાહ્મણ આવતા હતા. તેને રુકમણીએ કહ્યું :— મહારાજ મારું એક કામ કરશો? બ્રાહ્મણે કહ્યું તારી ઇચ્છા હોય તે કાર્ય કરીશ. રુકમણીએ કહ્યું, મારી ઇચ્છા શ્રીકૃષ્ણ સાથે લગ્ન કરવાની છે. સાત શ્લોકનો મેં પત્ર લખ્યો છે. તે પત્ર દ્વારકા લઈ જાવ. શ્રીકૃષ્ણને તે પત્ર આપજો. પરમાત્માને મારી ભલામણ કરજો.

એકનાથ મહારાજનું રુકમણી સ્વયંવર ઉપર ભાષ્ય છે. તેઓ કહે છે આ શુદ્ધ જીવ અને ઇશ્વરનું લગ્ન છે. ભાગવતના છેલ્લા દિવસે આ લગ્નની કથા આવે છે. જેને તક્ષક નાગનો દંશ થવાનો છે તેને લૌકિક લગ્નની વાતો સંભળાવવાની હોય નહીં, મરણ સમીપ હોય તેને લગ્નની વાર્તા ગમે? યોગીઓમાં શ્રેષ્ઠ એવા પરમહંસ શિરોમણી શુકદેવજી આ લગ્નની કથા કરવા બેઠા છે. ભાષા લગ્નની છે પણ તાત્પર્ય એ છે કે જીવને ઈશ્વર સાથે લગ્ન કરવાનું છે. સાઠમાં અધ્યાયમાં કથા આવશે. શ્રીકૃષ્ણ કહેશે કે મને સંસારનું સુખ ભોગવવા ઇચ્છા નથી. મને કોઈ પણ વસ્તુની અપેક્ષા નથી. હું નિષ્કામ છું. મારે ભોગ ભોગવવા ઇચ્છા નથી. રુકમણી પણ કહે છે કે મારે કોઈ પણ સુખ, કોઈ પણ ભોગ ભોગવવાની ઇચ્છા નથી.

રૂક્મણીનો પત્ર જોઈએ. તો તેમાં લખ્યું છે, "હું નિષ્કામ છું. મારા મનમાં બિલકુલ વિકાર વાસના નથી." સામાન્ય કન્યા આવું બોલી શકે નહિ. રૂકમણી નિષ્કામ છે. કૃષ્ણ નિર્વિકાર છે. નિષ્કામ નિર્વિકારનું આ મિલન છે.

એટલે આ શ્રીકૃષ્ણના લગ્ન પ્રસંગની ભાષા લૌકિક છે પરંતુ તેની પાછળનો સિદ્ધાંત અલૌકિક છે. અલૌકિક સિદ્ધાંત સમજાવવા અલૌકિક ભાષા મળતી નથી. એટલે લૌકિક ભાષાનો આશરો લેવો પડે છે. ભાષા લગ્નની છે પણ આમાં દિવ્ય તત્ત્વભર્યું છે. રૂકમણીના લગ્નમાંથી અનેક અલૌકિક અર્થ નીકળે છે. આ સાધારણ લગ્નની વાત નથી. આ જીવના લગ્ન ઈશ્વર સાથે થાય તે બતાવવાનો આ લગ્નનો હેતુ છે તમે કહેશો તમે તમારો ઘરનો અર્થ કરો છો કે ભાગવતમાં આવું વર્ણન કર્યું છે. ભાગવતના શ્લોકોનો વિચાર કરતાં આ અર્થ નીકળે છે. લગ્ન પહેલાં રૂક્મણી શું કહે છે તે જોયું. લગ્ન પછી ભગવાન રૂક્મણીને કહે છે : મને કોઈ સ્ત્રીની જરૂર નથી મને વંશવૃદ્ધિની પણ ઇચ્છા નથી. લગ્ન કર્યા પછી કોઈ પુરુષ આવું કહે?

પ્રભુને પરણવાની ઇચ્છા કરે તેને સગાવહાલાં ત્રાસ આપે છે. રુક્મી પણ રુક્-
મણીના લગ્નમાં વિઘ્ન કરે છે. પરંતુ આ વિઘ્નો સદ્‌ગુરુનો આશ્રય લે તો દૂર થાય
છે. રુકમણી પણ સુદેવ બ્રાહ્મણનો આશરો લે છે. જેને પ્રભુને મળવું હોય તેણે જીવન
સાદું રાખવું જોઈએ. રુકમણી પાર્વતીનું પૂજન કરવા ગયા ત્યારે કોઈ વાહનમાં બેઠા
નથી. ચાલતાં જ મંદિરે ગયા છે. રાજાની દીકરી છે પણ જીવન સાદું રાખ્યું છે. માટે
આ જીવ અને ઈશ્વરનું લગ્ન છે શુકદેવજીને થયું પરીક્ષિત આ લગ્નની કથા સાંભળે અને
તેનું લગ્ન શ્રીકૃષ્ણ સાથે થાય તો ભલે તેને તક્ષક નાગ કરડે. પરીક્ષિતની તન્મયતા
આ લૌકિક વાત દ્વારા સિદ્ધ કરવી છે. જો લૌકિક સુખને માટે રુકમણીની ઇચ્છા હોત
તો તે ઘણા મોટા મોટા રાજાઓ ત્યાં આવેલા હતા તે પૈકી કોઈ રાજા સાથે તે લગ્ન કરત.
પણ રુકમણીએ બહુ વિવેકથી બુદ્ધિપૂર્વક લગ્ન પ્રભુ સાથે કર્યું છે. જીવ ઈશ્વર સાથે
પરણે ત્યારે કૃતાર્થ થાય. રુકમણી વિવાહ એ જીવ ઈશ્વરનું મિલન છે. લગ્ન છે. તે લગ્ન
ત્યારે થાય કે જ્યારે સુદેવ બ્રાહ્મણ મળી જાય. કોઈ બ્રાહ્મણની–સંતની કૃપા વિના આ
મિલન શકય નથી.

રુકમણી ભગવાનની આદ્યશક્તિ છે પણ કોઈ સંત દ્વારા પ્રભુને મળવું છે. સંત
ઈશ્વર સાથે બ્રહ્મસંબંધ કરી આપે છે. કોઈ બ્રાહ્મણ વકીલાત ન કરે, કોઈ સંત મધ્યસ્થી
ન બને ત્યાં સુધી જીવ અને શિવનું મિલન થતું નથી.

રુકમણીએ સુદેવ બ્રાહ્મણને એક પત્ર આપ્યો. કહ્યું કે આ પત્ર શ્રીકૃષ્ણને
આપજો. રુકમણીએ સુદેવ મારફત શ્રીકૃષ્ણ ઉપર પત્ર મોકલ્યો છે. સુદેવ બ્રાહ્મણ પત્ર
લઈ દ્વારકા આવ્યા છે. સુદેવને આવતો જોઈ દ્વારકાનાથ ઊભા થયા ભોજન પછી
કુશળ સમાચાર પૂછ્યા છે. પછી ભગવાને કહ્યું :—આપે દર્શન આપી અનુગ્રહ કર્યો છે,
તમારી શું સેવા કરું ? સુદેવે કહ્યું, રુકમણીએ મને એક પત્ર આપ્યો છે. કન્યા તમારે
લાયક છે. સૌન્દર્ય કરતાં તેનામાં સદ્‌ગુણો વિશેષ છે. કન્યા સુશીલ છે, ચતુર છે.
આ કન્યા સાથે લગ્ન કરશો તો સુખી થશો. હું ખાસ આ પત્રને લઈને આવ્યો છું.
રુકમણીનો પત્ર શ્રીકૃષ્ણ વાંચે છે. અક્ષર ઉપરથી મનુષ્યની બુદ્ધિની પરીક્ષા થાય છે.
પત્રમાં બહુ વિસ્તાર કામનો નહિ. બહુ સંક્ષેપ પણ કામનો નહિ. પત્રમાં શબ્દો થોડા
પણ ભાવાર્થ પુષ્કળ ભર્યો હોય તે પત્ર. રુકમણીએ સુંદર પત્ર લખ્યો છે. પત્રમાં સાત
શ્લોકો લખ્યા છે. રુકમણીએ પત્રમાં સાત જ શ્લોક કેમ લખ્યા ? તમારો અને મારો
સપ્તપદીનો સંબંધ જલદી સિદ્ધ થાય એ સૂચવવા માટે રુકમણીએ ફકત સાત શ્લોકો
જ લખ્યા છે. પત્ર કેમ લખવો તે પણ ભાગવતમાં બતાવ્યું છે. વરકન્યા ફેરા ફરે છે.
તેને સપ્તપદી કહે છે. છ શ્લોકોમાં શ્રીકૃષ્ણના છ સદ્‌ગુણોનું વર્ણન કર્યું છે. ઐશ્વર્ય, વીર્ય,
યશ, શ્રી જ્ઞાન, વૈરાગ્ય અને સાતમાં શ્લોકમાં છે શરણાગતિ. જીવ અતિ દીન બની
ભગવાનને શરણે જાય તો પ્રભુ ઉપેક્ષા કરે નહીં જીવનો ધર્મ છે શરણાગતિ તે બતાવ્યું.

પત્રમાં કૃષ્ણને સુંદર સંબોધન કર્યું છે, ભુવનસુંદર. આ જગતમાં જે કોઈ સૌન્દર્ય
છે કે સંસાર સુંદર નથી, સંસારનો સર્જનહાર સુંદર છે. સંસારમાં જે કાંઈ સુંદરતા ભાસે
છે તે કૃષ્ણના સૌંદર્યનો અંશ માત્ર છે. સંસાર કાર્ય, કૃષ્ણ કારણ છે. સૌંદર્યની
કલ્પનામાંથી વિકાર જાગે છે. વ્યકિતમાં જે સુંદરતા ભાસે છે તે ઈશ્વરની સુંદરતાને કારણે
ભાસે છે એમ રોજ વિચાર કરો. ભાગવત સુંદર દૃષ્ટિ આપે છે. જગત રહેવાનું અને
'હું' પણ રહેવાનો. જગતને જે દૃષ્ટિથી જોઉં છું તે દૃષ્ટિ જ મારે બદલવી છે તેમ નિશ્ચય
કરો. જગતને કોઈ બદલી શકવાનું નથી. દૃષ્ટિ સુધારે તેની સૃષ્ટિ બદલી જાય છે.



નાથ, અતિસુંદર તો આપ છો. તમારાં સૌંદર્યની કથા સાંભળી સાથોસાથ મેં
તમારા સદ્‌ગુણોની કથા સાંભળી છે. મહાત્માઓના મુખેથી તમારા સદ્‌ગુણો સાંભળી મેં
તમારી સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું છે. તમારા ગુણોથી તમે મારું ચિત્ત ચોરી લીધું
છે. તમારા ગુણ અને સ્વરૂપનાં વખાણ સાંભળીને મારું મન નિર્લજ્જ થયું છે. તમારી
કથા સાંભળી મારું ચિત્ત નિર્લજ્જ થયું છે. શ્રીકૃષ્ણકથા જે વારંવાર સાંભળે તેનું મન
શ્રીકૃષ્ણ ખેંચી લે છે. આ શુકદેવજી જેવા નિરપેક્ષ પણ શ્રીકૃષ્ણ કથા કર્યા વગર રહી
શકતા નથી. શુકદેવજીને જ્યારે કોઈ કથા સાંભળનારા ન મળે ત્યારે વૃક્ષોએ વૈષ્ણવો
માની તેને રાસપંચાધ્યાયીની કથા સંભળાવે છે. તમારા ગુણો સાંભળી મેં નક્કી કર્યું છે
કે મારે કોઈ કામી રાજા સાથે પરણવું નથી. હવે પરમાત્મા શ્રીકૃષ્ણ સાથે લગ્ન કરવું
છે. નાથ, મેં મારો આત્મા તમને સોંપ્યો છે.

પરમાત્માને લાગશે એવી નિર્લજ્જ કન્યા સાથે લગ્ન કરવું યોગ્ય નથી. લજ્જા
એ તો કન્યાનો સદ્‌ગુણ છે. પણ જે લખ્યું છે તે છેકાય નહીં. માટે જે લખ્યું છે તેને
સિદ્ધ કરવા બીજો શ્લોક લખ્યો છે. નાથ, હું જે નિર્લજ્જ થઈ છું તેમાં મારો દોષ
નથી. હું તો લજ્જાવાળી છું. પણ તમારા દિવ્ય સદ્‌ગુણો મને નિર્લજ્જ બનાવે છે.
મોટા મોટા ઋષિઓ, મહાત્માઓ પાસેથી તમારા સદ્‌ગુણોની કથા સાંભળી મારું મન
નિર્લજ્જ થયું છે. મને નિર્લજ્જ કરનાર તમારા સદ્‌ગુણો જ છે. તેથી દોષ તમારા
સદ્‌ગુણોનો છે, મારો દોષ નથી. હે પ્યારે! મેં મારો આત્મા તમને અર્પણ કર્યો છે.
તમે કહેશો તેની ખાત્રી શું ? આપ અન્તર્યામી છો. મારા મનની ભાવના જાણો છો.
વધારે શું લખું ?

શિશુપાલનું નામ લેવાની ઇચ્છા નથી. પણ રુકમણીના મનમાં વિચાર આવ્યો
કે તેમણે સાંભળ્યું હશે કે શિશુપાલ સાથે તેનું લગ્ન કરવાનું નક્કી થયું છે. હવે તો
કન્યાને ઉઠાવી લાવું તો જ તે કન્યા સાથે લગ્ન થઈ શકે. આ પ્રમાણે કન્યાને ઉઠાવી
લાવું તો મને વર દક્ષિણા કાંઈ મળશે નહીં. જે લગ્નમાં લાભ નથી તેવું લગ્ન કરવાની
શી જરૂર છે. રુક્મણીએ તેથી ચોથા શ્લોકમાં જણાવ્યું છે, મારા પિતા કે મારા ભાઈ
તમને કાંઈ ન આપે તો પણ વાંધો નહીં. મારી સઘળી ખાનગી સંપત્તિ હું તમને
આપીશ. આપ પૂછશો તારી પાસે ખાનગી સંપત્તિમાં છે શું ? મારા પિતા આપને શું
આપવાના હતા ? મેં નિયમિત સત્કર્મ કર્યું છે. તુલસીના પૂજન વગર હું પાણી
પીતી નથી.

આજકાલ માતાજીઓ તુલસીપૂજન કરે છે પણ તે ચા નાસ્તો થયા પછી.
સંયમ સદાચાર વગર જીવન સુધરતું નથી. સદાચાર એટલે શાસ્ત્રસંમત આચર. તમને
ગમે તેવો આચાર નહીં. શું કરવું અને શું ન કરવું એ શાસ્ત્રને પૂછીને નિર્ણય કરો.

મેં અનેક વ્રતો કર્યાં છે. મેં ગરીબોને અન્નદાન, વસ્ત્રદાન કર્યા છે. આ મારી
પુણ્યરૂપી સંપત્તિ લઈને હું આવીશ. હું એકલી નહીં આવું. મારી અલૌકિક સંપત્તિ
સાથે લઈને આવીશ. હું તમને સુખી કરીશ આપ મારો સ્વીકાર કરો. પતિવ્રતા સ્ત્રીનો
પતિ દુઃખી થઈ શકે નહીં. પત્ની પુણ્યશાળી હોય તો તેનો પતિ કદી દુઃખી થાય નહિ.

આ પ્રમાણે પોતાની સાચી સંપત્તિનો ઉલ્લેખ કર્યો. તે પછી રુક્મણીએ પોતાની
બુદ્ધિનો પરિચય આપ્યો છે. પોતે કેવી રીતે પ્રાપ્ત થઈ શકશે તેનો ઉપાય બતાવ્યો છે.
નાથ, જ્યારે હું પાર્વતીજીનું પૂજન કરવા જાઉં ત્યારે ત્યાં આવી અને રથમાં બેસાડીને
દ્વારકા લઈ જશો. મને ખાત્રી છે આ દાસીનો આપ સ્વીકાર કરશો. પણ મારા અલ્પ

પુણ્યને કારણે કદાચ આ જન્મમાં આપ મારો સ્વીકાર ન કરો તો આપને મેળવવા હું બીજો જન્મ લઈશ, ત્રીજો જન્મ લઈશ, સો જન્મ લઈશ, હજાર જન્મ લઈશ. પણ હું કોઈ પર પુરુષને અડકીશ પણ નહિ. મારે તો નિષ્કામ પરમાત્મા સાથે પરણવું છે. હું લગ્ન કરીશ તો શ્રીકૃષ્ણ સાથે જ. પત્રના અંતમાં રૂક્ષ્મણીએ પોતાનો દૃઢ નિશ્ચય જણાવ્યો.

**यर्ह्यम्बुजाक्ष न लभेय भवत्प्रसादं**
**जह्यामसून् व्रतकृशाञ्छतजन्मभि स्यात् ॥**

भा. १०-५२-४३.

ભલે સેંકડો જન્મ કેમ ન લેવા પડે, પરંતુ વરીશ તો તમને જ. આવો દૃઢ નિશ્ચય હોય તો ભગવાન મળે જ.

આપ મારો સ્વીકાર નહીં કરો તો હું આ શરીરનો ત્યાગ કરીશ. આ શરીરનો શ્રીકૃષ્ણ સિવાય બીજા કોઈ પતિ થઈ શકે નહિ.

રૂક્ષ્મણીનો પત્ર વાંચી કૃષ્ણ પણ ડોલવા લાગ્યા. શ્રીકૃષ્ણ કેવા સરળ છે! સ્પષ્ટ કહી દીધું. જેમ એ કન્યાને મારી સાથે લગ્ન કરવાની ઈચ્છા છે તેમ મારી ઇચ્છા પણ તે કન્યા સાથે લગ્ન કરવાની છે. જ્યારથી મેં સાંભળ્યું છે કે આ કન્યાનાં લગ્ન શિશુપાલ સાથે થવાનાં છે ત્યારથી મને દિવસે ભૂખ અને રાત્રે નિદ્રા આવતી નથી

જેવું મનમાં હોય તેવું બોલો. મન વાણી અને ક્રિયામાં એક બનો. તેવી વ્યક્તિ શ્રીકૃષ્ણને ગમે છે. ભગવાને કહ્યું છે કે **मोहे छल छिद्र कपट नहि भावा।** રૂક્ષ્મણી શ્રીકૃષ્ણની આદ્યશક્તિ છે. તે કૃષ્ણ વિના બીજા સાથે લગ્ન કરી શકે નહિ છતાં ભગવાને સ્પષ્ટ કહી દીધું. ભગવાને દારૂક સારથીને રથ તૈયાર કરવા કહ્યું. સુદેવ બ્રાહ્મણને વંદન કરી શ્રીકૃષ્ણ રથમાં બેસે છે. રથમાં બેસતી વખતે ગણપતિ મહારાજનું સ્મરણ કર્યું.

ગજાનનનો મંત્ર

**सुमुखश्चैकदन्तश्च कपिलो गजकर्णकः।**
**लंबोदरश्च विकटो विघ्ननाशो विनायकः॥**
**धुम्रकेतुर्गणाध्यक्षो, भालचन्द्रो गजाननः।**
**द्वादशैतानि नामानि यः पठेच्छृणुयादपिः॥**

આ મંત્ર બોલી ઘરથી બહાર નીકળો. તમને કોઈ વિઘ્ન નડશે નહિ.

ભગવાન જગતને બોધ આપે છે કે હું ઈશ્વર છું છતાં મર્યાદા તોડતો નથી. મનુષ્ય મર્યાદા તોડે છે એટલે દુઃખી થાય છે. પરમાત્મા તમને વધારે સુખ આપે તો ધર્મની મર્યાદા વધારે પાળજો. પણ મર્યાદા તોડશો નહીં. ભગવાને પ્રથમ સુદેવ બ્રાહ્મણને રથમાં બેસાડયા બ્રાહ્મણનું સન્માન કરો, લક્ષ્મીજી તમારા ઘરમાં નિત્ય રહેશે. પછી શ્રીકૃષ્ણ રથમાં બેઠા છે. અતિ આનંદ થયો છે. એક જ રાતમાં વિદર્ભ નગરીમાં રથ આવ્યો. લોકોને શ્રીકૃષ્ણનાં દર્શન થાય છે. ત્યારે કહેવા લાગ્યા રૂક્ષ્મણી માટે લાયક વર તો આ જ છે. આ બંને લક્ષ્મીનારાયણ જેવાં દેખાય છે.

આ બાજુ સુદેવ બ્રાહ્મણ રૂક્ષ્મણી પાસે જાય છે. પ્રાચીનકાળમાં રાજકન્યા પાસે કોઈ જઈ શકતું ન હતું પરંતુ બ્રાહ્મણ વગર પૂછયે રાજકન્યા પાસે જઈ શકે છે. સુદેવ બ્રાહ્મણ હસતા હસતા આવ્યા છે. રૂક્ષ્મણીએ પ્રણામ કર્યા છે. સુદેવે કહ્યું, બેટા, દ્વારકાનાથને લઈ આવ્યો છું. પ્રભુએ તારો સ્વીકાર કર્યો છે. રૂક્ષ્મણી ફરી ફરી પ્રણામ કરે છે. સુદેવને કહે તમારી શું સેવા કરું? સુદેવ બ્રાહ્મણે કહ્યું છે મારે કોઈ વસ્તુના જરૂર નથી તારો જય જયકાર થાય. મને કોઈ વસ્તુની અપેક્ષા નથી. મેં જે કાર્ય કર્યું



છે તે કોઈ વસ્તુ લેવા માટે નહીં. ખાલી હાથે ત્યાંથી સુદેવ ગયા છે. મારે કાંઈ લેવું નથી. રૂક્ષ્મણી વારંવાર તેમને વંદન કરે છે. રૂક્ષ્મણી વિચારે છે કે પરમાત્મા પતિને મેળવી આપે તેને હું શું આપી શકું? હું જન્મોજન્મ તેમના ઋણમાં રહીશ.

આ બાજુ શિશુપાલ, જરાસંઘ વગેરે રાજાઓ સાથે કુંડિનપુર આવ્યો છે. શિશુપાલ વગેરે રાજાઓએ જાણ્યું કે શ્રીકૃષ્ણ આવ્યા છે બધા રાજાઓ ગભરાયા છે. શિશુપાલ જરાસંઘને કહે છે કે કૃષ્ણને ચોરી કરવાની આદત પડી છે. કયાંક મારી વહુને ચોરીને લઈ જશે તો? આ કન્યા સુંદર છે. તેને લઈ જાય તો મારું શું થશે? જરાસંઘ કહે તું શા માટે ગભરાય છે? અમે ફકત લાડવા ખાવા આવ્યા નથી. અમે તારા માટે લડીશું. તે વખતે રુકમી ત્યાં આવ્યો છે. રુકમીએ કહ્યું મેં એવો બંદોબસ્ત કર્યો છે કે મારી બહેન પાસે એક ચકલું પણ જઈ શકશે નહીં. તે જ્યારે પાર્વતીજીના મંદિરે જશે ત્યારે સોળ કન્યાઓ અને મારા પહેલવાનો તેને ઘેરીને ચાલશે, છતાં કોઈ તોફાન થશે તો આપણે લડીશું. શિશુપાલને લાગ્યું કે આવી વ્યવસ્થા છે તો કદાચ મારું લગ્ન થઈ જશે.

આ બાજુ રૂક્ષ્મણીનું માંગલિક સ્નાન થયું છે. સ્નાન પછી શૃંગાર થયો છે. શૃંગાર થયા પછી રૂક્ષ્મણી તુલસીની પૂજા કરે છે, ત્યારબાદ માતાપિતાને વંદન કરે છે. માતાજી કહે છે કે બેટા તારુ લગ્ન થવાનું છે. પાર્વતીજીના મંદિરે તું ચાલતી જા એ યોગ્ય છે. પિતાજીને વંદન કર્યા પછી રૂક્ષ્મણી માતાજીને ફરીથી વંદન કરે છે. માતાએ કહ્યું, બેટા એક વખત તો મને પગે લાગી હતી, ફરીથી કેમ પગે લાગે છે? રૂક્ષ્મણી કહે છે કે મા મને આશીર્વાદ આપ માતાજીએ કહ્યું, બેટા મારા તને આશીર્વાદ છે. રૂક્ષ્મણીએ વિચાર્યું કે પાર્વતીજીના મંદિરે પૂજન કર્યા પછી હું દ્વારકા જવાની છું, ઘેર આવવાના નથી. એટલે માતાજીને ફરીથી વંદન કર્યાં છે.

ઘણા રાજાઓ રૂક્ષ્મણીને જોવા આવ્યા છે. રાજાઓ માતાજીનું સૌન્દર્ય જોવા ઇચ્છા કરે છે પણ માતાજીનાં દર્શન થતાં નથી. રૂક્ષ્મણી પાર્વતીજીના મંદિરમાં આવ્યાં છે. રૂક્ષ્મણી પાર્વતીજીની પૂજા કરે છે. પૂજા કરે છે પાર્વતીજીની પણ પાર્વતીજીની મૂર્તિમાં દેખાય છે દ્વારકાનાથ આ છે અનન્યભક્તિ. રૂક્ષ્મણીએ ગણપતિ સાથે પાર્વતીની પૂજા કરી છે. પ્રાર્થના કરે છે, મા હું રોજ તારી પૂજા કરીશ પણ શ્રીકૃષ્ણ મારા પતિ બને તેવું કરો. મારે પરમાત્મા સાથે પરણવું છે. પાર્વતીએ આશીર્વાદ આપ્યા છે.

રૂક્ષ્મણી પૂજા કરી બહાર આવ્યાં છે. ધીરે ધીરે ટેકરી ઉપરથી નીચે ઊતરે છે. માતાજીનાં સ્વરૂપને જોતાં રાજાઓ કામાંધ થયા. બોલવા લાગ્યા કન્યા બહુ સુંદર છે, બહુ સુંદર છે.

માતાજીને વંદન કરે તો માતાજી કલ્યાણ કરે. રૂક્ષ્મણી વિચારે છે કે હું તો સર્વની મા છું અને મારા બાળકો મને કામભાવથી નિહાળે છે. હું જીવમાત્રની મા છું. માતાજીને આ ઠીક લાગ્યું નહીં. માતાજીએ આંખમાંથી એકદમ એવું તેજ પ્રગટ કર્યું કે જે તેજ સહન ન થવાથી રાજાઓને મૂર્છા આવી છે. રાજાઓ કામભાવથી રૂક્ષ્મણીને જોતા હતા તેથી માતાજીએ આંખમાંથી અલૌકિક તેજ પ્રગટ કર્યું છે. તે તેજ કોણ સહન કરી શકે? તેજ સહન ન થયું એટલે રાજાઓને મૂર્છા આવી છે. તેઓ ખાડામાં પડયા છે માતાજીને લૌકિક ભાવથી જે જુએ તે ખાડામાં ન પડે તો બીજું શું થાય? રાજાઓ જ્યાં નીચે પડે છે ત્યારે પ્રભુએ દારૂક સારથીને કહ્યું રથને લઈ જા. નીચે પડેલા રાજાઓ ઉપરથી દારૂકે રથ કુદાવ્યો. રથ મંદિર પાસે આવ્યો. રૂક્ષ્મણીએ ગરુડધ્વજવાળો રથ જોયો. રૂક્ષ્મણીને આનંદ થયો. પ્રભુએ હાથ પકડી રૂક્ષ્મણીને રથમાં બેસાડી અને દ્વારકાને માર્ગે રથ પડયો છે રાજાઓ ધૂળમાં પડે છે, એક કહે મને ચક્કર આવ્યા. બીજો કહે મને તેજ દેખાયું. ત્યાં રાજાઓએ સાંભળ્યું રૂક્ષ્મણીને કૃષ્ણ લઈ ગયા. રાજાઓ કપડાંની ધૂળ ખંખેરતા ઊભા થયા. કહેવા લાગ્યા શું એટલામાં

લઈ ગયા? અમે સાથે લડવા જઈશું. માતા લક્ષ્મીને જે કામભાવથી જુએ છે તે આ રાજાઓ જેમ ખાડામાં પડે છે. તેઓની દુર્દશા થાય છે. શિશુપાલ જરાસંઘને કહે છે, આજે મારું નાક કપાયું. જરાસંઘ કહે છે તારી સાથે અમારા બધાનું નાક કપાયું. આમ બૈરી જેમ વિલાપ શું કરે છે? અમે તેની સાથે લડીમે તારે માટે કન્યા લઈ આવીશું. શિશુપાલ, દંતવક્ર, જરાસંઘ વગેરે લડવા નીકળ્યા છે.

આ બાજુ દાઉજીને પાછળથી ખબર પડી. સાંયકાળનો સમય થયો. શ્રીકૃષ્ણ આવ્યા નહિ. કેમ હજુ ઘેર આવ્યા નહિ? પછી ખબર પડી કે વિદર્ભ નગરીથી બ્રાહ્મણ આવેલો. પત્ર પણ લાવેલો. દાઉજીને કાને તો વાત પડી હતી. કનૈયો કેવો શરમાળ છે. અમે વાત પણ કરી નહીં. દાઉજી વિચારવા લાગ્યા. ત્યાં રાજાઓ યુદ્ધ કરશે. સેનાને લઈ એક રાતમાં જ દાઉજી વિદર્ભનગરી આવ્યા છે અને એવું પરાક્રમ કર્યું છે કે શિશુપાલ, જરાસંઘ વગેરે રાજાઓની બધી સેના છિન્નભિન્ન થઈ ગઈ. આ બધી ભાડુતી પલટણ હતી. કહેવા લાગ્યા કે શિશુપાલનાં લગ્ન થવાનાં હોય તો થાય. અમે શા માટે મરીએ. જે કહેતા હતા કે અમે લાડવા ખાવા આવ્યા નથી તે રાજાઓ નાસી ગયા. શિશુપાલ એકલો બેસી રડે છે. પણ લડવા જતો નથી. શાસ્ત્રમાં એવું લખ્યુ છે કે અતિકામી મનુષ્ય અતિશય બીકણ હોય છે. જરાસંઘ ત્યાં આવ્યો છે. શિશુપાલને કહે છે, એકલો કૃષ્ણ હોત તો તો હું તેમને હરાવત પણ આ દાઉજીને હરાવવા મુશ્કેલ છે. આપણા માટે આ સમય અનુકૂળ નથી. ચાલ તું જીવતો હોઈશ તો આ નહિ તો બીજી હજારો કન્યાઓ મળી રહેશે. જીવતો નર ભદ્રા પામશે. શિશુપાલ ઘેર આવ્યો છે.

રૂક્ષ્મણી સાથે શ્રીકૃષ્ણ રથમાં બિરાજ્યા છે. રૂકમી ત્યાં યુદ્ધ કરવા આવ્યો છે. કૃષ્ણે તેને પકડીને રથના થાભલા સાથે બાંધ્યો છે. તેને મારવા ઇચ્છા કરી. રૂક્ષ્મણીએ પ્રાર્થના કરી, નાથ તેને ન મારો. એ મારો ભાઈ છે. તેવામાં દાઉજી પણ ત્યાં આવ્યા છે. શ્રીકૃષ્ણ ભગવાનને ઠપકો આપ્યો. ગમે તેમ તે હવે સાળો થયો. તેને રથ સાથે બાંધી રાખ્યો એ યોગ્ય નથી. દાઉજીએ રૂકમીનો હાથ છોડાવ્યો. મોટાભાઈ હાથ જોડે તેવા નથી પણ રૂક્ષ્મણીને ખુશ કરવા દાઉજીએ રૂકમીને હાથ જોડ્યા. તેનું સન્માન કર્યું. રૂક્ષ્મણીએ વિચાર્યું. મારા જેઠ કેવા પ્રેમાળ છે. મારા જેઠનો મારા ભાઈ ઉપર આવો પ્રેમ છે ત્યારે મારા ઉપર તે કેવો પ્રેમ રાખશે!

આજકાલ લગ્ન થયા પછી બે ભાઈઓ એક ઘરમાં સાથે રહી શકતા નથી. મન મોટું રાખો તો તમારે ત્યાં કલિ આવશે નહિ. એક ઘર એક કુટુંબ પદ્ધતિ એ આપણા ત્રણે મહાન ગ્રંથોનો આદર્શ છે. રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન ભાઈઓ ચાર હતા પણ ઘર એક હતું. પાંડવો પાંચ હતા તેમ છતાં ઘર એક હતું.

ભાગવતમાં આ કથા નથી. કૃષ્ણે ઉદ્ધવને પત્ર આપી ગોકુળ મોકલ્યા છે. મારા માતાપિતા દ્વારકામાં આવે તે પછી હું લગ્ન કરીશ નહિતર હું કુંવારો રહીશ. નંદબાબા ખુશ થયા છે. પણ કનૈયો ગોકુળ આવતો નથી ત્યાં સુધી મારે દ્વારકા જવું નથી. તેનાં લગ્નને દિવસે અહીં બ્રાહ્મણોને જમાડીશ. શ્રીકૃષ્ણ સમજી ગયા. ગોકુળ આવ્યા છે. યશોદા મા આંગણામાં ઊભાં છે. કનૈયો માને પ્રણામ કરે છે મા, હું આવી ગયો. એક દિવસ માને કહ્યું મા, તું દ્વારકા નહીં આવે? તું નહીં આવે તો તારો કનૈયો કુંવારો રહેશે. નંદ–યશોદા વ્રજવાસીઓ અને ગોપીઓ સાથે દ્વારકા પધાર્યાં છે.

શ્રીકૃષ્ણ રૂક્ષ્મણીનાં દર્શન કરી તેનું ચિંતન કરતાં ગોપીઓએ ત્યાં જ શરીરનો ત્યાગ કર્યો છે. ગોપીઓના શ્રીઅંગની માટી થઈ તે ગોપીચંદન. ગોપીતળાવ ત્યાં છે.



ગોપીચંદનનો મહિમા મોટો છે. મહાપ્રભુજીની બેઠક ત્યાં છે. મહાપ્રભુજીએ ભાગવતનો પાઠ ત્યાં કર્યો છે.

પછી ભીષ્મક રાજા પણ ત્યાં આવ્યા છે. માધવપુરમાં મુકામ રાખ્યો છે. ત્યાં શ્રીકૃષ્ણ રૂક્ષ્મણીનું લગ્ન થયું છે. દુર્વાસાના શાપથી દ્વારકામાં કૃષ્ણ રૂક્ષ્મણી સાથે વિરાજતાં નથી. માધવપુરમાં સાથે વિરાજે છે બ્રહ્માએ લગ્નનું મુહૂર્ત આપ્યું છે. માગશીર્ષ માસ અને પંચમી તિથિ છે. રૂક્ષ્મણીને મંડપમાં પધરાવ્યાં છે. બ્રાહ્મણો સ્વસ્તિ વાંચન કરે છે.

कस्तूरीतिलकं ललाटपटले वक्षःस्थले कौस्तुभम्
नासग्रे वरमौक्तिकं करतले वेणुः करे कङ्कणं ।
सर्वाङ्गे हरिचंदनं सुललितं कंठे च मुक्तावली
गोपस्त्री परिवेष्टितो विजयते कुर्यात् सदा मंगलम् ॥

મારા પ્રભુના કપાળ ઉપર કસ્તુરીનું તિલક છે, વક્ષઃસ્થળ ઉપર કૌસ્તુભમણી છે. નાકના આગળના ભાગમાં અતિ સુંદર મોતીની વાળી છે, હથેલીમાં વાંસળી છે, હાથમાં કંકણ છે. સંપૂર્ણ શરીર ઉપર હરિચન્દનનો લેપ કરેલો છે અને ગળામાં મનોહર મોતીઓની માળા છે, ગોપીઓથી ઘેરાયેલા છે, એવા પ્રભુ હંમેશા સર્વનું કલ્યાણ કરો.

લક્ષ્મી નારાયણનાં દર્શન કરતાં યાદવોને પરમાનંદ થયો છે. લક્ષ્મી નારાયણનાં દર્શન કરતાં મન ધરાતું નથી. રૂક્ષ્મણી મહાલક્ષ્મી છે અને કૃષ્ણ સાક્ષાત્ નારાયણ છે.

જીવ લક્ષ્મીનો લાલ બની તેને નમે તો લક્ષ્મીજી તેને ભગવાનની ગોદમાં બેસાડશે. ઘરમાં લક્ષ્મીને માતા તરીકે રાખશો તો તમે સુખી થશો, અને જો તેના ધણી થવા જશો તો તે તમને લાત મારશે. તો તમે છક્કડ ખાઈને પડશો. પેલા સર્વ રાજાઓ પડેલા તેમ. લક્ષ્મીના ધણી થવા જશો તો તેમાં તમારું કલ્યાણ નથી. આ જીવ લક્ષ્મીનો ધણી નથી. લક્ષ્મીનો ધણી એક ઈશ્વર જ છે.

રૂક્ષ્મણીને ઘેર પ્રદ્યુમ્નનું પ્રાગટ્ય થયું છે. પ્રદ્યુમ્ને શમ્બરાસુરનો વધ કર્યો અને રાત પ્રદ્યુમ્નને લઈ દ્વારકા આવી. શમ્બરાસુર એ કલ્યાણને ઢાંકનાર લૌકિક કામ છે. પ્રદ્યુમ્ન એ અલૌકિક કામ છે. લૌકિક કામનો નાશ અલૌકિક કામથી કરવો પડે છે. જગતના કોઈ જીવને મળવાની આશા જીવ ન રાખે. મારે મારા નારાયણને મળવું છે. મારે મારા નારાયણના ધામમાં જવું છે. પરમાત્માને મળવાથી જીવને આનંદ થાય છે. એવી ભગવત મિલનની આતુરતા જાગે એટલે લૌકિક કામનો નાશ થાય છે. રતિ કોણ? ભગવતકથામાં રુચિ એ રતિ છે. રતિ સાથે લગ્ન કરનારને પ્રભુ મિલનની આકાંક્ષા જાગે છે. ભગવાનનું બીજું લગ્ન સત્યભામા સાથે થયું. ભગવાનનું ત્રીજું લગ્ન જાંબવતી સાથે. ભગવાનનું ચોથું લગ્ન યમુનાજીના અંશમાંથી થયેલી કાલિન્દી સાથે આ પ્રમાણે આઠ લગ્નો થયાં છે.

ભગવાનની આઠ પટરાણીઓ છે. થોડો વિચાર કરવાથી ધ્યાનમાં આવશે કે પ્રકૃતિ અષ્ટધા છે. અષ્ટ પટરાણીઓ એ અષ્ટધા પ્રકૃતિ છે. પ્રકૃતિના માલિક ઈશ્વર છે. અષ્ટધા પ્રકૃતિ પરમાત્માની સેવા કરે છે. ગીતામાં પ્રકૃતિઓનું વર્ણન કર્યું છે. ભૂમિરાપોઽનલો વાયુઃ ખં મનોબુદ્ધિ રેવ ચ, અહંકાર ઇતીયં મે ભિન્ના પ્રકૃતિરષ્ટધા ॥

જીવ આ પ્રકૃતિને આધીન છે. ઈશ્વર પ્રકૃતિને આધીન નથી પણ પ્રકૃતિ ઈશ્વરને આધીન છે. અષ્ટધા પ્રકૃતિ ઉપર શ્રીકૃષ્ણ વિજય મેળવે છે. જીવ આ અષ્ટધા પ્રકૃતિને વશ થાય છે. પ્રકૃતિ એટલે સ્વભાવ. સ્વભાવને આધીન ન બનો. સ્વભાવને તમારે આધીન કરો. મનુષ્ય સ્વભાવથી હાર્યો છે. એ સ્વભાવને જે વશ કરે તે મનુષ્ય જીતે. જીવ સ્વભાવ ઉપર વિજય મેળવે તો સુખી થાય.

પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય છે. ખૂબ સત્કર્મ કરે, તો સ્વભાવ સુધરે. ખૂબ જપ-ધ્યાન કરો તો સ્વભાવ સુધરશે. સત્સંગથી સ્વભાવ સુધરે છે. સત્સંગ એટલે કૃષ્ણનો સંગ, સાચા સંતોનો સંગ, સદ્‌ગ્રંથોનો સંગ. અક્રૂરજી વંદન ભક્તિના આચાર્ય છે પણ કુસંગથી તેની બુદ્ધિ બગડી અને સત્રાજીતને મારી નાંખવા શતધન્વાને ઉશ્કેર્યો. સત્સંગને ભક્તિની જરૂર છે અને ભક્તિને સત્સંગની જરૂર છે. સત્સંગ કરે પણ પરમાત્માનું ભજન ન કરે તો તે સત્સંગ કામનો નથી. પથ્થર નર્મદાજીમાં સ્નાન કરે છે તેમ છતાં પીગળતો નથી. તેમ લોકો કથા સાંભળે પણ ભક્તિમાં રંગાયેલા ન હોય તો જીવન એવું ને એવું રહે છે. જીવન સુધરતું નથી.

તું તારા મનને પહેલો સુધાર, પછી દુનિયાને સુધારવા જજે.

તમારા ચારિત્ર્યથી તમારા અંતરાત્માને સંતોષ થાય, તો માનવું કે સ્વભાવ સુધર્યો છે.

કથા સાંભળ્યા પછી પાપ છોડવાની ઇચ્છા ન થાય, પાપ પ્રત્યે ઘૃણા ઉત્પન્ન ન થાય અને શ્રીકૃષ્ણ પ્રત્યે પ્રેમ ન વધે, તો કથા સાંભળી નથી એમ માનજો.

કથાની ભેટ છે: પાપ છોડો અને પ્રેમથી શ્રીકૃષ્ણનું ભજન કરો. ભાગવત સાંભળ્યા પછી એક ભગવાન સાથે જ લગ્ન કરો દશમ સ્કંધ ઉત્તરાર્ધમાં ભાગવાનનાં લગ્નની વાતો છે. તમે પણ તમારા જીવનની ઉત્તરાવસ્થામાં વૃદ્ધાવસ્થામાં ફક્ત એક ભગવાન સાથે જ લગ્ન કરો. આ છે તુળસી વિવાહનું રહસ્ય, ભગવાનનાં લગ્નોની કથાનું રહસ્ય.

એક અધ્યાયમાં પછી સોળ હજાર રાણીઓ સાથેના લગ્નની કથા સંભળાવે છે. ભૌમાસુરે ૧૬૦૦૦ કન્યાઓને કેદમાં રાખેલી. ૧૬૦૦૦ કન્યાઓ તે વેદની ઋચાઓ છે. વેદના ત્રણ કાંદ છે અને એક લાખ મંત્રો છે.

૧ કર્મકાંડ:—તેના ૮૦ હજાર મંત્રો. તે બ્રહ્મચારીઓ માટે.

૨ ઉપાસના કાંડ:—તેના ૧૬ હજાર મંત્રો. તે ગૃહસ્થાશ્રમીઓ માટે.

૩ જ્ઞાન કાંડ:—તેના ૪ હજાર મંત્રો, તે સંન્યાસીઓ અને વાનપ્રસ્થાશ્રમીઓ માટે.

જે વિરક્ત છે એને માટે વેદાન્તનું જ્ઞાન છે. જેનું જીવન વિલાસી છે, તે ઉપનિષદ્‌નું તત્ત્વજ્ઞાન સમજી શકતો નથી. ત્યારે ભાગવત સર્વ માટે છે.

વેદોએ ઈશ્વરના સ્વરૂપનું વર્ણન બહુ કર્યું પણ ઈશ્વરનો પત્તો ન લાગ્યો. તેથી આ વેદની ઋચાઓ–કન્યાઓ થઈને કૃષ્ણને વરવા આવેલી. વેદના મંત્રો કેવળ શબ્દરૂપ છે તેમ નથી. એક એક વેદમંત્રના ઋષિ અને દેવ છે. આ વેદમંત્રના દેવો તપશ્ચર્યા કરી થાકી ગયા પણ બ્રહ્મસંબંધ થયો નહીં. તેથી આ વેદમંત્રના દેવો કન્યાઓ રૂપે આવ્યા છે. વેદની ઋચાઓ સોળ હજાર કન્યાઓ બની આજ ભગવાનની સેવા કરવા આવી છે. ગૃહસ્થાશ્રમધર્મનું વર્ણન વેદના સોળ હજાર મંત્રોમાં કરેલું છે એટલે શ્રીકૃષ્ણની સોળ હજાર રાણીઓ બતાવી છે.

સોળ હજાર કન્યાઓને ભગવાને કેદમાંથી છોડાવી છે. કન્યાઓને કારાગૃહમાંથી છોડાવી પરંતુ આ કન્યાઓ ભૌમાસુરના કેદખાનાનાં રહેલી એટલે જગતનો કોઈ પુરુષ તેની સાથે લગ્ન કરવા તૈયાર થતો નથી. કન્યાઓ શ્રીકૃષ્ણ ભગવાનને શરણે આવી છે. ભગવાને વિચાર્યું, રામાવતારમાં ખૂબ મર્યાદાઓ પાળી. હવે આ અવતારમાં મર્યાદા પાળવી નથી. આ સોળ હજાર કન્યાઓ સાથે ભગવાને લગ્ન કર્યાં.

આ વેદમંત્રોને ભૌમાસુરે કેદમાં રાખ્યા છે. ભૌમ એટલે શરીર. શરીર સાથે રમવામાં સુખ માને તે ભૌમાસુર. ભૌમાસુર કામી હતો. વિલાસી જીવ એ ભૌમાસુર.



શરીર સાથે રમે તે ભૌમાસુર. જે શરીરસુખમાં રમમાણ રહે તે ભૌમાસુર. તેવા કામી જીવે આ રાજકન્યાઓને કેદમાં રાખેલી હતી એટલે કે અતિકામીના હાથમાં આ મંત્રો જાય, તો તે મંત્રના અર્થના અનર્થ કરી તેની દુર્દશા કરે છે. તેથી મંત્રોની દુર્દશા થાય છે. કામી લોકો પોતાની વાસના પૂર્ણ કરવા મંત્રના અર્થના અનર્થ કરે છે. વિલાસી લોકો વેદમંત્રનો અવળો અર્થ પોતાની વાસનાને પોષે તેવો પોતાના લાભમાં કરે છે.

આ વેદના મંત્રો કામીના હાથમાં જાય, તો તે તેનો દુરુપયોગ કરે છે.

કામીના હાથમાં વેદમંત્રો જાય તો તેનો અર્થ તે પોતાની ઇચ્છાનુસાર કરે છે. વેદનો તે અવળો અર્થ કરે છે.

વિલાસીઓ કહે છે કે ખુદ ગીતામાં ભગવાને મજા કરવાનું કહ્યું છે, તો શા માટે મજા ન કરવી? અને તેના અનુસંધાનમાં શ્લોક ટાંકે છે.

**ासिद्धिर्भवति कर्मजा।**

તેનો સાચો અર્થ છે, કર્મોથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તેને બદલે વિલાસીઓ અર્થ કરે છે. **कर मजा** મજા કર. ખરેખર રીતે જોઈએ તો આ શ્લોકમાં અનાસકિતનો બોધ આપ્યો છે.

**सर्वस्य चाहम**:—સર્વમાં હું આ સ્વરૂપે છું, આ મળે તો તો સ્મૃતિ નહિતર અપોહન એટલે વિસ્મૃતિ. ગીતાના આ શ્લોકનો આવો અવળો અર્થ કરે છે.

વેદનું તાત્પર્ય ભોગમાં નથી, ત્યાગમાં છે. વેદને ત્યાગ ઇષ્ટ છે. ભોગ ઇષ્ટ નથી. વેદને નિવૃત્તિ પ્રિય છે. વેદોનું તાત્પર્ય ભોગપરક નથી નિવૃત્તિપરક છે. એકદમ પ્રવૃત્તિ છોડી શકાય નહિ. એટલે ધર્મની મર્યાદામાં રહી પ્રવૃત્તિ કરે. ધર્મની મર્યાદામાં રહી અર્થોપાર્જન કરે. ધર્મની મર્યાદામાં રહી કામસુખ ભોગવે તે ઇષ્ટ છે. મનુષ્ય પ્રવૃત્તિ છોડી શકતો નથી તેથી કામસુખ ભોગવીને ત્યાગ તરફ વળે એવી વેદે આજ્ઞા કરી.

ભોગ ભોગવવાની આજ્ઞા આપવાની કાંઈ જરૂર હોય? ભોગ ભોગવી ધીરે ધીરે સંયમને વધારી ભોગનો ત્યાગ કરો એવું વેદનું કહેવું છે. વેદનું તાત્પર્ય ત્યાગમાં છે, ભોગ ભોગવવા માટે નથી.

વેદોમાં પ્રવૃત્તિધર્મ અને નિવૃત્તિધર્મ બન્નેનું વર્ણન કર્યું છે. પણ વેદોનું તાત્પર્ય છે નિવૃત્તિધર્મ બતાવવાનો.

જીવને અનેક જન્મોના સંસ્કારોથી ભોગ ભોગવવાની ટેવ પડી છે. જીવના મનમાં અનેક જન્મોના સંસ્કાર હોવાથી તે જલદી ત્યાગ કરી શકશે નહીં, નિવૃત્તિ લઈ શકશે નહિ. તેથી વેદમાં કોઈ કોઈ ઠેકાણે પ્રવૃત્તિ બતાવી છે. વેદમાં સુરાપાન કરવાનું કહ્યું છે. તેનો અર્થ એવો નથી કે સુરાપાન કરવું જોઈએ મનુષ્ય પોતાનો એક સિદ્ધાંત નક્કી કરે છે અને પછી પોતાને યોગ્ય લાગે તેવો વેદનો અર્થ કરે છે.

ગીતામાં પણ મુખ્ય અનાસક્તિયોગનો બોધ છે. પણ અનેક લોકો જુદું જુદું કહે છે. કેટલાક કહે છે કે ગીતા એકલી કર્મપ્રધાન છે. કેટલાક કહે છે કે ગીતા ભકિત પ્રધાન છે. ત્યારે કેટલાક કહે છે, ગીતા જ્ઞાનપ્રધાન છે. આ ત્રણે વર્ગોનું કહેવું યોગ્ય નથી. ગીતામાં જ્ઞાન અને ભકિતને ગૌણ માન્યાં નથી. ગીતામાં ત્રણેય પ્રધાન છે. શંકર સ્વામી ગીતામાં કર્મ, ભકિત અને જ્ઞાન ત્રણેને પ્રધાન માને છે. શંકરાચાર્ય મહારાજે કહ્યું છે કે ચિત્તશુદ્ધિ માટે કર્મ આવશ્યક છે. તે પછી ચિત્તની એકાગ્રતા કરવા માટે ઉપાસનાની જરૂર છે. કર્મ કરો તે ભકિતપૂર્વક કરો તો ચિત્ત એકાગ્ર થાય છે. ભકિત મનને એકાગ્ર કરે છે, ઉપાસનામાં મન એકાગ્ર થશે ઈશ્વરમાં મન એકાગ્ર થાય એટલે જ્ઞાન મળવાનું જ. જ્ઞાન એ પરમાત્માનો અનુભવ સિદ્ધ કરી આપે છે.

ગીતામાં કર્મ, ભક્તિ અને જ્ઞાન એ ત્રણેનો સમન્વય છે.

ગીતાના ૧ થી ૬ અધ્યાયો કર્મયોગના.

ગીતાના ૭ થી ૧૨ છ અધ્યાયો ભક્તિયોગના.

ગીતાના ૧૩ થી ૧૮ છ અધ્યાયો જ્ઞાનયોગના.

આમાંથી કોને ગૌણ ઠરાવશો? કોઈને ગૌણ ઠરાવી શકાય તેમ નથી. જીવનમાં એ ત્રણેની જરૂર છે. શુકદેવજી વર્ણન કરે છે કે તેવી રીતે વેદમાં ત્રણેય સિદ્ધાંતો આપ્યા છે કર્મ, ભક્તિ, જ્ઞાન. આ ત્રણેમાંથી કોઈને ગૌણ ગણો એ ઇષ્ટ નથી. કેવળ પ્રવૃત્તિપરક અર્થ કરનાર કર્મને પ્રધાન ગણે છે. ગીતાને એકલી કર્મપરક માનવી એ ઇષ્ટ નથી.

વિલાસીના હાથમા વેદમંત્રો કે ગીતાજી જાય તો તે પોતાની વિલાસી વાતોને અનુરૂપ કર્મપરક અર્થ કરે છે.

આ પ્રમાણે ભગવાનનાં લગ્નોની કથાનું વર્ણન કર્યા પછી એક અધ્યાયમાં ભગવાનની અનાસક્તિ બતાવી છે. સર્વ સાથે સ્નેહ કરો પણ કોઈમાં આસક્ત ન બનો. વાસનાના ગુલામ ન બનો.

રૂક્ષ્મણીને એક વખત થયું કે શ્રીકૃષ્ણ મારામાં આસક્ત છે, તેઓ મારે આધીન છે. ઉનાળાની ઋતુ હતી. રૂક્ષ્મણી સ્વામીનાથની સેવા કરે છે. સેવા કરતી વખતે રૂક્ષ્મણી પોતાની સુંદરતાનો વિચાર કરે છે, હું સર્વથી સુંદર છું હું સર્વ રાણીઓમાં શ્રેષ્ઠ છું. શ્રીકૃષ્ણનો મારામાં વધારે પ્રેમ છે. તેઓ મારામાં વધારે આસક્ત છે. સેવાનો અર્થ એ છે કે સેવ્યે શ્રીકૃષ્ણમાં આંખ અને મનને પરોવી રાખવા. રુકમણી સેવા કરે છે શ્રીકૃષ્ણની પણ ચિંતન કરે છે પોતાના સૌન્દર્યનું. રૂક્ષ્મણીને આ પ્રમાણે ગર્વ થયો. એટલે સેવામા થોડો પ્રમાદ થયો. ભગવાન સમજી ગયા. ભગવાનને લાગ્યું આ રૂક્ષ્મણીનો મારાં કરતાં પોતાના સૌન્દર્યમાં અને શૃંગારમાં અધિક પ્રેમ છે. ભગવાને આજે રૂક્ષ્મણીનો ગર્વ ઉતારવા નક્કી કર્યું. શ્રીકૃષ્ણે તેથી રૂક્ષ્મણીને કહ્યું, દેવી તમે અતિ સુંદર છો, પણ તમારા સૌંદર્યની કદર તો કોઈ રાજા મહારાજા કરી શકે! હુ તો રહ્યો કેવળ ગોવાળ! સાધુઓએ મારાં વખાણ કર્યાં અને તમને ભોળવ્યાં. તમારું અને મારું કજોડું થયું છે. તમે ગોરા અને હું કાળો, તમે રાજકન્યા અને હું ગોવાળ છું. દેવી, મારું તારું કજોડું થયું છે. મોટા મોટા રાજાઓને છોડી તમે મને શા માટે પરણ્યાં? મારા ઘરમાં તને સુખ મળશે નહિ. તને ખરું કહું છું કે મને કશા સુખની અપેક્ષા નથી. હું નિરપેક્ષ છું. હું ઉદાસી છું. મારો આનંદ નથી સ્ત્રીમાં કે નથી સોનાની દ્વારકામાં. મને એકાંત પ્રિય છે. મને કોઈ સ્ત્રી પ્રિય નથી. દેવી હજુ શું બગડી ગયું છે? હજુ તમે બીજા કોઈ રાજા સાથે લગ્ન કરી સુખી થાવ. મને કોઈ વસ્તુની અપેક્ષા નથી. રૂક્ષ્મણીનો મનથી ત્યાગ કરે છે તેવું રૂક્ષ્મણીને બતાવે છે. આ સાંભળી રૂક્ષ્મણી ગભરાયાં. નાથ, મારો ત્યાગ ન કરો. એમ કહેતાં મૂર્છા આવી. મૂર્છા ખાઈ જમીન ઉપર પડયાં. રૂક્ષ્મણીને મૂર્છા આવી એટલે ભગવાને વિચાર્યું કે દવાની બહુ અસર થઈ ગઈ છે. રૂક્ષ્મણીને ઊંચકીને પલંગ ઉપર સુવાડી ભગવાન પંખો નાખવા લાગ્યા. શ્રીકૃષ્ણને બધું નાટક કરતાં આવડે. હવે રૂક્ષ્મણીને મનાવવા લાગ્યા. દેવી, દેવી, હું તો મશ્કરીમાં બોલતો હતો, બાકી તું તો મને પ્રાણથી પણ પ્યારી છે. રૂક્ષ્મણી સમજી ગયાં છે કે મારું અભિમાન દૂર કરવા પ્રભુએ આ લીલા કરી છે. હું માનતી હતી કે મારામાં શ્રીકૃષ્ણ આસક્ત છે. પણ આને કોઈમાં આસક્તિ નથી. રૂક્ષ્મણી કહેવા લાગ્યાં, નાથ તમે સાચું કહ્યું કે મારું અને તમારું કજોડું થયું છે,



ક્યાં હું અને ક્યાં તમે? મૂર્ખાઓ મારું ભજન કરે છે અને જ્ઞાનીઓ તમારું ભજન કરે છે. મૂર્ખાઓ મારી પાછળ પડે છે અને જ્ઞાનીઓ તમારી પાછળ પડે છે. આજથી તમારા ઘરમાં મહારાણી તરીકે નહિ, પરંતુ દાસી થઈને રહીશ. નાથ, આપે કૃપા કરી આ દાસીને સેવા કરવાની તક આપી છે. સંસારના જીવો કાળને આધીન છે. એવા જગતના જીવો સાથે કોણ લગ્ન કરે? મને તો તમારા ચરણની સેવા મળી છે. હું ધન્ય થઈ છું. સંસારનું લૌકિક સુખ લેવાની ઇચ્છાથી મેં તમારી સાથે લગ્ન કર્યું નથી. આજથી હું તમારી રાણી નહિ પણ તમારી દાસી છું રૂક્ષ્મણીમાં દૈન્ય આવ્યું. રૂક્ષ્મણીમાં અભિમાન હતું ત્યારે ભગવાને કહ્યું કે તારા માટે હું લાયક નથી. અભિમાન ગયું ત્યારે રૂક્ષ્મણી કહે છે કે હું તમારા માટે લાયક નથી. હું રાણી નહીં પણ તમારા ઘરની સાવરણી છું. ત્યારે ભગવાન તેને ખૂબ માન આપવા લાગ્યા. જીવ સર્વ પ્રકારે દીન બની ઠાકોરજીને શરણે આવે તો પરમાત્મા તે જીવને ખૂબ માન આપે છે.

આ અધ્યાયનો ભાવ દિવ્ય છે. સ્ત્રી એ બાધક નથી પણ સ્ત્રીમાં રહેલી આસક્તિ બાધક છે. પતિપત્ની એક ઘરમાં રહે, એક બીજા પ્રત્યે પ્રેમ રાખે પણ એક બીજામાં આસક્ત ન બને. શુદ્ધ પ્રેમમાં વિકાર વાસના નથી. સેવા કરો ત્યારે આંખ અને મનને સેવ્યમાં પરોવી રાખો. આજે રૂક્ષ્મણી શ્રીકૃષ્ણની સેવા કરે છે પણ મનથી ચિંતન કરે છે પોતાના શૃંગારનું અને સૌંદર્યનું. તેથી સેવામાં વિક્ષેપ પડયો છે. ભગવાને તેથી કહ્યું દેવી, હું પૂર્ણ નિષ્કામ છું, તેથી તમારા સૌંદર્યનાં વખાણ હું નહિ કરું. જેનો આનંદ આત્મા સિવાય કોઈ અન્ય વસ્તુમાં હોય તે સુખી થઈ શકતો નથી. જે અનાસક્તિનો ઉપદેશ ભગવાને ગીતાજીમાં કર્યો છે તે અનાસક્તિ તેમના જીવનમાં પરિપૂર્ણ છે. આ અધ્યાયમાં શ્રીકૃષ્ણની અનાસક્તિ બતાવી છે. શ્રીકૃષ્ણ ભોગી છે અને ત્યાગી પણ છે. અનાસક્તિ બુદ્ધિથી ભોગ ભોગવે તે ભોગ બાધક નથી. ભગવાનને કોઈમાં આસક્તિ નથી. ૧૬૧૦૮ રાણીઓ હતી, સોનાની દ્વારકા હતી, ત્યારે જે સ્થિતિ હતી તે જ આ બધાનો નાશ થયો ત્યારે પણ હતી. સોનાની દ્વારિકા ડૂબ્યા પછી જ ભગવાન ઉદ્ધવને બોધ આપે છે. ઉદ્ધવ! આ જગત ખોટું છે. બ્રહ્મ સત્ય છે. જગત મિથ્યા છે, સર્વ જગત ખોટું છે. ફક્ત કનૈયો જ સાચો છે. આ અનાસક્તિનો બોધ છે.

ત્યાર પછી પરીક્ષિત રાજા પ્રશ્ન કરે છે, મને ઉષા અને અનિરુદ્ધના લગ્નની કથા સંભળાવો.

શુકદેવજી વર્ણન કરે છે. બાણાસુર મહાન શિવભક્ત છે. તેને ઉષા નામની કન્યા હતી. ઉષા સુંદર છે. ઉષાને સ્વપ્નમાં અનિરુદ્ધનાં દર્શન થયાં છે. સ્વપ્નમાં અનિરુદ્ધ સાથે તેનાં લગ્ન થાય છે. ઉષા હે નાથ, હે નાથ કહી અનિરુદ્ધને બોલાવે છે. ઉષાની સખી હતી ચિત્રલેખા. ઉષાને ઉદાસ જોઈ ચિત્રલેખા તેની ઉદાસીનતાનું કારણ પૂછે છે. ઉષા તેને સ્વપ્નની હકીકત કહે છે. ચિત્રલેખા કહે છે, તું ચિંતા ન કર. જગતમાં તે પુરુષ જ્યાં હશે ત્યાંથી તેને ઉઠાવીને લઈ આવીશ. ચિત્રલેખા ચિત્રો કાઢી કાઢીને ઉષાને બતાવે છે. બોલ, તે પુરુષ આવો હતો? ઉષા ના પાડે છે. છેવટે ચિત્રલેખાએ અનિરુદ્ધનું ચિત્ર કાઢયું. પૂછ્યું, તે પુરુષ આ હતો? ઉષા શરમાઈ જાય છે. ચિત્રલેખા દ્વારકા અનિરુદ્ધનું હરણ કરવા આવી છે. પણ દ્વારકાને ફરતો સુદર્શનનો પહેરો છે. ચિત્રલેખા વિચારમાં પડી. વિચાર્યું કાંઈ યુક્તિ કરવી પડશે. ત્યાં નારદજી મળ્યા છે. ચિત્રલેખાએ નારદજીને કહ્યું, આપ સાધુ છો. બીજાનું કામ સાધી આપે તે સાધુ. હું ચોરી કરવા જાઉં છું. તો તમે મારી સાથે ચોરી કરવા ચાલો.

નારદજી પૂછે છે :—બહેન તું કોની ચોરી કરવા જાય છે? ચિત્રલેખાએ કહ્યું :—હું અનિરુદ્ધની ચોરી કરવા જાઉં છું.

ચોરી રોજ કરો પણ અનિરુદ્ધની કરો અનિરુદ્ધ એ મનના માલિક દેવ છે. ચિત્રલેખા એ ચિત્રવિચિત્ર સંકલ્પ કરનારી બુદ્ધિ છે. અનિરુદ્ધ મનનું સ્વરૂપ છે. આ બુદ્ધિ અનિરુદ્ધને-મનને પકડવા જાય છે. પણ તે ક્યારે પકડી શકે કે જ્યારે તેને નારદની મદદ મળે ત્યારે. નારદ એટલે બ્રહ્મચર્ય. બુદ્ધિ એ મનથી પર છે પણ બ્રહ્મચર્યનો સાથ હોય તો બુદ્ધિ મનને પકડી શકે છે. ખૂબ બ્રહ્મચર્ય પાળવાનો આગ્રહ રાખશો તો જ મન હાથમાં આવશે.

નારદજી સુદર્શન સાથે વાતો કરવા પ્રયત્ન કરે છે. સુદર્શન કહે છે, મારે આખી રાત પહેરો ભરવાનો છે. મને અત્યારે વાતો કરવા ફુરસદ નથી. નારદજી કહે છે, તું પહેરો ભરે છે તે ઠીક છે પણ કોઈ વૈષ્ણવ આવે ત્યારે તારે સત્સંગ ભજન પણ કરવું જોઈએ. તું શું રક્ષણ કરવાનો હતો? રક્ષણ કરનાર તો એક શ્રીકૃષ્ણ છે. આ તારું અજ્ઞાન સત્સંગ વગર જશે નહિ. સુદર્શન નારદજી સાથે વાતોએ વળગે છે તે તકનો લાભ લઈ ચિત્રલેખાએ મહેલમાં પ્રવેશ કર્યો. પોતાની યોગવિદ્યાથી પલંગ સાથે અનિરુદ્ધને ઉઠાવીને ચિત્રલેખા લઈ જાય છે. ઉપરથી પુષ્પની માળા ગળામાં પડે છે. સુદર્શને ઉપર નજર કરી તો વિમાન જેવું જોયું. સુદર્શન નારદજીને પૂછે છે, મહારાજ મહેલમાં કાંઈ ચોરી તો નથી થઈ ને? નારદજી કહે છે, તને ચોરીના જ વિચારો આવે છે. અમે કથા કરવામાં વાંધો નથી. પણ તારે તારા માલિકની આજ્ઞા છોડી આ સત્સંગ કરવાની શી જરૂર છે? તારે તારા માલિકની આજ્ઞા માનવી જોઈએ. કદાચ દ્વારકામાં ચોરી થઈ હોય તો હું જાણતો નથી. ચોરી થઈ હોય તો મારું નામ દઈશ નહિ. હું જાઉં છું. નારાયણ, નારાયણ.

સવાર પડયું. જુએ છે તો અનિરુદ્ધ ન મળે. સર્વને આ વાતની જાણ થઈ છે. શ્રીકૃષ્ણે સુદર્શનને બોલાવ્યો. અનિરુદ્ધ ગુમ થયા છે. રાત્રે શું કરતો હતો? સુદર્શન કહે, હું નારદજી સાથે સત્સંગ કરતો હતો. ભગવાને તેને ઠપકો આપ્યો. તારી નોકરી છોડી આ સત્સંગ કરવાની શી જરૂર હતી?

નારદ સાથ ન આપે ત્યાં સુધી અનિરુદ્ધની ચોરી થતી નથી. બ્રહ્મચર્ય સાથ ન આપે ત્યાંસુધી મનની ચોરી થતી નથી.

ચિત્રલેખા અનિરુદ્ધને અંતઃપુરમાં લઈ આવે છે. બાણાસુરને આ વાતની જાણ થતાં તે અનિરુદ્ધને કેદ કરે છે. કૃષ્ણને ખબર પડી કે બાણાસુરે અનિરુદ્ધને કેદ કર્યો છે. શ્રીકૃષ્ણે શોણિતપુર ઉપર ચડાઈ કરી. બાણાસુર શિવજીનો સેવક તેથી શ્રીકૃષ્ણે તેમને માર્યો નથી. બાણાસુરને હજાર હાથ હતા. શ્રીકૃષ્ણે તેને ચતુર્ભુજ બનાવી છોડી દીધા.

ઉષા અનિરુદ્ધનાં લગ્ન થયાં છે. પછી નૃગરાજાની કથા કહી. સકામ કર્મ પાપનો નાશ કરશે નહિ. પરંતુ કેવળ પ્રભુ પ્રીત્યર્થે સત્કર્મ કરે તો પાપનો નાશ થાય છે. નૃગરાજાએ સર્વ કર્મો સકામ કરેલાં એટલે તેનાં પાપનો નાશ થયો નહિ. નૃગરાજાને કાચીંડાનો અવતાર લેવો પડયો છે. ભગવાને તેનો ઉદ્ધાર કર્યો.

બ્રાહ્મણને દાનમાં આપેલી ગાય અજાણતાં તેણે દાનમાં આપી અને તેને કાચીંડાનો જન્મ લેવો પડયો. દાનમાં આપેલી વસ્તુ ફરીથી ન લેવાય.

દેવધન મોજશોખમાં કદી ન વાપરવું. આનંદ રામાયણમાં એક કથા આપેલી છે.

રામજીએ એક દિવસ કૂતરાનો રડવાનો અવાજ સાંભળ્યો. રામજીએ લક્ષ્મણને કહ્યું, આ કૂતરો કેમ રડે છે? કૂતરાને બોલાવી લાવો. કૂતરાને પૂછ્યું, તું કેમ રડે છે?



કૂતરો કહે, સંન્યાસીએ મને પથ્થર માર્યો. સંન્યાસીને બોલાવ્યા. સંન્યાસી કહે, હું મધુકરી માગીને જતો હતો તે વખતે આ કૂતરો મારી પાછળ પડયો. મને થયું કૂતરો મને અડકી જશે. હું અભડાઈ જઈશ. તેથી મેં કૂતરાને પથ્થર માર્યો. રામજીએ કહ્યું, મહારાજ તમે સંન્યાસ લેવામાં ઉતાવળ કરી છે. કૂતરો તો પશુ છે તમે કૂતરાનો અપરાધ કર્યો છે. એટલે કૂતરો જે સજા ફરમાવશે તે તમારે ભોગવવી પડશે. રામજીએ કૂતરાને કહ્યું, તારે જે સજા કરવી હોય તે કર.

કૂતરાએ માગ્યું કે એ સંન્યાસીને લાખોની આવકવાળા મઠના મહંત બનાવો. બધા વિચારમાં પડયા. આ તે સજા કે આશીર્વાદ?

કૂતરાએ સમજાવ્યું કે-ગયા જન્મમાં હું આવા એક મોટા મઠનો મહંત હતો. અને દેવધન મેં મારા વિલાસ અર્થે વાપરેલું તેથી મને આ કૂતરાનો જન્મ લેવો પડયો છે. આ સંન્યાસી કોઈ મંદિરનો મોટા મહંત થશે તો તેની દશા મારા જેવી થશે અને તેને કોઈ પથ્થરો મારશે.

દેવધન, બ્રાહ્મણનું ધન પચાવી પાડવાની ઇચ્છા ન રાખો. કૃષ્ણ ભગવાને કહ્યું છે, બ્રાહ્મણ મને વહાલા છે. બ્રાહ્મણનું અપમાન ન કરો. વિચિત્રતા એ છે આ યદુકુળનાં બાળકો જ બ્રાહ્મણનું અપમાન કરે છે.

દાઉજી વનમાં વિરાજતા હતા. ત્યાં દ્વિવિદ વાનર આવ્યો. દાઉજીએ તેનો વધ કર્યો. પૌંડ્રક અને કાશીરાજાને વધ કર્યો. દુર્યોધનની કન્યા લક્ષ્મણાનો વિવાહ શાંબ સાથે થયો. તે પ્રસંગ કહી સંભળાવ્યો. તે પછી નારદ પરિહાસની કથા કહી.

એક દિવસ નારદજીને કૃષ્ણનો ગૃહસંસાર જોવાની ઇચ્છા થઈ. બ્રહ્મચારીએ કે સંન્યાસીએ ગૃહસ્થીના ઘરનો વિચાર પણ ન કરવો જોઈએ. તેમ છતાં નારદજીએ આવી ઇચ્છા કરી. નારદજીને થયું ૧૬૧૦૮ રાણીઓ સાથે કેવી રીતે રહેતા હશે? ક્યારે કોને મળતા હશે? ક્યારે વાત કરતા હશે, ક્યારે ભોજન કરતા હશે, ક્યારે રમતા હશે? ગમે તે કરતા હશે, તારે તેની પંચાત કરવાની શી જરૂર છે? પણ નારદજીથી ન રહેવાયું. તે ભગવાનનો ગૃહસંસાર જોવા દ્વારકા આવ્યા. ભગવાનના એક મહેલમાં દાખલ થયા. રૂક્ષ્મણીના પલંગ ઉપરથી ઊભા થઈ કૃષ્ણ નારદજીનું સ્વાગત કરે છે. ભગવાન જાણતા હતા કે નારદજી સળગાવવા આવ્યા છે છતાં નારદજીને પૂછે છે, કહો આપનું કેમ પધારવું થયું? નારદ બ્રાહ્મણ એટલે કૃષ્ણ ભગવાન હોવા છતાં નારદજીના ચરણ ધૂવે છે. નારદજીની પૂજા કરે છે. શ્રીકૃષ્ણ જેવા ગૃહસ્થી કોઈ થયા નથી. અને એમના જેવા સંન્યાસી પણ કોઈ થયા નથી. નારદજી જેવા પોતાના ભક્ત પણ એમને આંગણે આવ્યા ત્યારે ગૃહસ્થના ધર્મ અનુસાર તેઓએ તેની પૂજા કરી છે.

તે પછી નારદજી બીજા મહેલમાં જાય છે. ત્યાં શ્રીકૃષ્ણ ઉદ્ધવજી સાથે પાસા રમતા હતા. કૃષ્ણ ઊભા થઈ નારદજીનું સ્વાગત કરે છે. ભગવાન પૂછે છે, કેમ નારદજી ક્યારે આવ્યા? નારદજી આશ્ચર્યમાં પડયા. હજુ થોડી વાર પહેલાં મારું સ્વાગત કરેલું અને પાછા પૂછે છે ક્યારે આવ્યા?

નારદજી તે પછી જુદા જુદા મહેલમાં ગયા. કોઈ મહેલમાં શ્રીકૃષ્ણ બાળકોને રમાડે છે, કોઈ મહેલમાં ભોજન કરે છે, કોઈ મહેલમાં જપ કરે છે, તો કોઈ મહેલમાં આરામ કરવા સૂતા છે. એક મહેલમાં ગયા તો શ્રીકૃષ્ણ કથા સાંભળે છે. ઘરમાં જેમ બુહારી કરવાની જરૂર છે તેમ રોજ સત્સંગ કરવાની જરૂર છે. બુહારી કરવાથી ઘર

શુદ્ધ થાય છે તેમ સત્સંગ કરવાની મન શુદ્ધ થાય છે. નારદજી જ્યાં જાય ત્યાં ભગવાન છે. ભગવાને ગૃહસ્થાશ્રમનો આદર્શ બતાવ્યો. ચાલતાં ચાલતાં નારદજી થાકી ગયા. નારદજીએ વિચાર કર્યો હવે કોઈ મહેલમાં જાઉં અને જળપાનનો યોગ થાય તો સારું. નારદજીએ એક બીજા મહેલમાં પ્રવેશ કર્યો. ભગવાન પૂછે કે કેમ નારદજી ક્યારે આવ્યા? નારદજી ચાર કલાકથી અથડાતા હતા, છતાં કહ્યું, અત્યારે જ આવ્યો.

આ તો મહાયોગેશ્વરની માયા હતી. અલ્યા, નારદ તું આવે એટલે હું તારી પૂજા કરું છું. એ તો જગતને ગૃહસ્થધર્મનો આદર્શ બતાવું છું. તારી પૂજા કરું છું એટલે તું કાંઈ મારા કરતાં વધારે નથી. તારો અને મારો ખાનગી સંબંધ છે. તું બ્રહ્માનો છોકરો છે. બ્રહ્મા મારો પુત્ર છે. એટલે હું તારો દાદો થયો. નારદજી માફી માંગે છે. ભગવાને કહ્યું, મારો વૈભવ જોઈ તારે રાજી થવું જોઈતું હતું. તેને બદલે તું કલહ જગાડવા આવ્યો. નારદજી વિદાય થયા છે.

ભગવાને ગૃહસ્થોને આદર્શ બતાવ્યો કે તમારે ઘેર બ્રાહ્મણ આવે તો તેનું સન્માન કરજો. આ અધ્યાયમાંથી બીજો એ બોધ નીકળે છે કે બ્રહ્મચારીઓએ ગૃહસ્થીના સંસારમાં માથું ન મારવું. બ્રહ્મચારી ગૃહસ્થના ઘરનો વિચાર કરે તો બ્રહ્મચર્યનો ભંગ થવા સંભવ છે. તનથી બ્રહ્મચર્યનું પાલન કરવું કઠણ નથી પણ આંખની અને મનથી પાલન કરવું કઠણ છે.

તે પછી અધ્યાય ૭૦ માં ભગવાનની દિનચર્યાની કથા કહી છે. ભગવાન રોજ ચાર વાગ્યે ઊઠતા. સવારે બ્રાહ્મમુહૂર્તમાં વહેલાં ઊઠો. પથારીની મજા એ મોટી સજા છે તે ભૂલતા નહિ. સ્વયં ભગવાન હતા તેમ છતાં શ્રીકૃષ્ણ સબારકે ચાર વાગ્યે ઊઠે છે. ભગવાન ધ્યાન કરે છે. અને તે પછી સ્નાન કરે છે. તે પછી ભગવાન સંધ્યા કરે છે. ભગવાન ત્રિકાળ સંધ્યા કરતા, ગાયત્રી જપ કરતા, બ્રાહ્મણોને દાન કરતા અને તે પછી વ્યવહારિક કાર્યો પણ કાળજીથી કરતા.

દ્વારકામાં આજ પણ ઠાકોરજી દિવસમાં બે વાર સંધ્યા કરે છે. શ્રીકૃષ્ણ રોજ સંધ્યોપાસન કરે છે, માતાપિતાને વંદન કરે છે. રોજ નિયમથી ગરીબોને અન્નનું દાન કરે છે. બ્રહ્મણોને ગાયોનું દાન કરે છે. રોજ દાન કરવું એ ગૃહસ્થનો ધર્મ છે. રોજ ગાયોની સેવા કરે છે. આ પ્રમાણેની ભગવાનની દિનચર્યા જીવનમાં ઉતારો.

એક વખત નારદજી આવ્યા અને ભગવાનને કહ્યું કે જરાસંધે અનેક રાજાઓને કેદમાં રાખ્યા છે તેને મુક્ત કરો. બીજી તરફ યુધિષ્ઠિર તરફથી રાજસૂય યજ્ઞમાં આવવાનું આમંત્રણ આવ્યું છે. ભગવાન વિચારે છે આમાથી કયું કામ પહેલું કરવું? નારદજીએ કહ્યું, પહેલાં રાજસૂય યજ્ઞમાં પધારો. રાજસૂર્ય યજ્ઞમાં ભીમે દુર્યોધનનું અપમાન કરેલું કે અંધસ્ય પુત્રા અંધાઃ તે કર્કશવાણીમાંથી કલહની—મહાભારતની શરૂઆત થઈ. માટે કર્કશ વાણી કદાપિ ન બોલો. પાંડવોનો વનવાસ ગુજરાતમાં ગયો છે. સંખેડા પાસે જ્યાં પાંચેશ્વર મહાદેવ છે ત્યાં. વિરાટ નગરી છે હાલનું ધોળકા. જુદી જુદી દિશાઓમાંથી જુદા જુદા યોદ્ધાઓને દિગ્વિજય કરવા માટે મોકલવામાં આવે છે.

તે બહાને અનેક રાજાઓનો વિનાશ કર્યો. એક જરાસંધ બાકી છે. જરાસંધને કેવી રીતે જીતવો? જરાસંધ મહાન શિવભકત છે. ભગવાને જણાવ્યું કે કપટ કર્યા વગર જરાસંધ જીતાય તેમ નથી. ભગવાને કહ્યું : "હું અર્જુન અને ભીમસેન બ્રાહ્મણનો વેશ ધારણ કરી ત્યાં જઈએ અને દાનમાં ભીમસેને તેની સાથે દ્વન્દ્વ યુદ્ધની માંગણી કરવી. એ રીતે નક્કી થયું.



શ્રીકૃષ્ણ, ભીમ તથા અર્જુન જરાસંધ પાસે આવે છે. જરાસંધને બારણે આજે શ્રીકૃષ્ણ, ભીમ-અર્જુન બ્રાહ્મણ બનીને આવે છે.

એકલો ખાય તે મરે છે. કોઈને જમાડયા વગર તે જરાસંધ જમતો નહિ. જરાસંધે દાન માંગવા કહ્યું. દ્વંદ્વયુદ્ધની માંગણી કરવામાં આવી.

જરાસંધ અને ભીમ વચ્ચે દ્વંદ્વયુદ્ધ થાય છે. જરાસંધ મરતો નથી. ભીમે ફરિયાદ કરી : સત્તાવીશ દિવસથી તમે મોજ કરો છો અને મારો રોજ માર ખાઈ ખાઈને દમ નીકળે છે.

શ્રીકૃષ્ણ કહે-તું મારી સામે જોયા વગર લડે છે તેથી જરાસંધ મરતો નથી. મારી સામે જોતો જોતો તું જરાસંધ સાથે લડ અને હું યુક્તિ બતાવું તે પ્રમાણે કર એટલે જરાસંધ મરશે.

અર્જુન-જીવાત્મા છે.
શ્રીકૃષ્ણ-પરમાત્મા છે.
ભીમ-પ્રાણ.

વૃદ્ધાવસ્થામાં પ્રાણ બહુ અકળાય છે. પ્રાણ શ્રીકૃષ્ણના સન્મુખ બને તો ભીમ જે પ્રમાણે જરાસંધને મારી શક્યો તેમ-જીવ વૃદ્ધાવસ્થાને મારી શકે.

પ્રાણ પરમાત્માની સન્મુખ જાય. પ્રતિશ્વાસે પ્રભુનું સ્મરણ થાય તો જરાસંધ મરે છે. જરાસંધ જન્મમરણનો ત્રાસ છે. જરાસંધને મારી રાજાઓને કેદમાંથી છોડાવ્યા છે.

રાજસૂય યજ્ઞ થયો. તેમાં પહેલી પૂજા શ્રીકૃષ્ણની કરવામાં આવી. શિશુપાલથી આ સહન થયું નહિ. શિશુપાલ ફાવે તેમ બોલવા લાગ્યો. શ્રીકૃષ્ણ તો ગોવાળ છે. તેને શ્રેષ્ઠ કોણે કહ્યો? તે પૂજનને યોગ્ય નથી. ભગવાને ચક્રથી શિશુપાલનું મસ્તક ઉડાવી દીધું. શિશુપાલનો ઉદ્ધાર કર્યો. બધાને આનંદ થયો. દુર્યોધન અક્કડમાં ચાલ્યો ગયો. અક્કડમાં ચાલે તેનું પતન થાય છે.

શિશુપાલ એ ક્રોધનું સ્વરૂપ છે. શિશુપાલ એટલે કે ક્રોધનો નાશ કર્યો. શિશુપાલનો વધ સુદર્શન ચક્રથી કર્યો એટલે જ્ઞાનથી કર્યો. ક્રોધને શાંત કરવાનો ઉપાય છે જ્ઞાન.

આ બાજુ દુર્યોધને કપટ કર્યું. પાંડવોને જુગાર રમવા માટે આમંત્રણ આપ્યું છે. પાંડવો વિરાટનગરીમાં અજ્ઞાતવાસ કરે છે. વનવાસ પૂરો થાય છે. તે પછી કારવો-પાંડવોનું યુદ્ધ નક્કી થયું. દાઉજીને થયું કે મારે કોઈના પક્ષમાં રહેવું પડશે. તેથી યાત્રા કરવા નીકળ્યા છે. ઘરમાં મતભેદ થાય ત્યારે તીર્થયાત્રા કરવા નીકળી પડો. દાઉજીની યાત્રાનું ખૂબ વર્ણન કર્યું છે. દાઉજીની યાત્રા દિવ્ય છે. તેનું વર્ણન કોણ કરી શકે?

રાજાએ શુકદેવજીને કહ્યું :—આપ મારા ઈષ્ટ દેવની કથા કહો.

શુકદેવજી સુદામાચરિત્રની કથા કહી સંભળાવે છે.

સુદામા ચરિત્ર એ ભાગવતનો અગત્યનો પ્રસંગ છે.

ભાગવતની કથા કરતાં કરતાં શ્રી શુકદેવજીને બે વખત સમાધિ લાગેલી છે. ત્યારે તેમને વેદના મંત્રોચ્ચાર કરીને સમાધિમાંથી જગાડવા પડેલા છે. બીજા ઋષિઓએ તેમને જગાડ્યા છે.

જ્યારે તન્મયતા થાય ત્યારે સમાધિ લાગે છે. તે પ્રસંગો કયા કયા?

(૧) ભગવાન શ્રીકૃષ્ણ બ્રહ્માને માયા બતાવે છે. શ્રીકૃષ્ણ ગોપબાળકો વાછરડાંઓ વગેરેનાં રૂપો લઈને આવેલા ત્યારે.

(૨) સુદામા ચરિત્ર વખતે. અધ્યાયના આરંભમાં પરીક્ષિત રાજા કહે છે કે આ કૃષ્ણકથા સાંભળતાં તૃપ્તિ જ થતી નથી. એમે યોગ્ય જ કહ્યું છે કે-મનુષ્ય જે વાણીથી ભગવાનનાં ગુણો વર્ણવે તે જ વાણી છે, (તેજ વાણી સાચી, તેજ વાણી ધન્ય). જે હાથો ભગવાનનાં કર્મો કરે તે જ હાથ છે. (તેને જ હાથ કહી શકાય, બાકીના લાકડાંના હાથાઓ). સ્થાવર જંગમ પદાર્થોમાં વ્યાપી રહેલા ભગવાનનું સ્મરણ કરે તે જ મન. જે કાન ભગવાનની પવિત્ર કથા સાંભળે તેજ કાન, (તેમે સાચા કાન કહી શકાય બાકીના પડિયા).

શ્રી શુકદેવજી વર્ણન કરે છે:—સુદામા ભગવાનના ખાસ મિત્ર છે. સુદામા પોરબંદરમાં વિરાજે છે. સુદામા જિતેન્દ્રિય છે, મહાજ્ઞાની છે. પવિત્ર બ્રાહ્મણ હતા. સ્થિતિ તદ્દન ગરીબ હતી. તેમ છતાં અયાચક વ્રત લીધું હતું. કોઈની પાસે કાંઈ માંગવું જ નહિ. આખો દિવસ પૂજાપાઠમાં ગાળે. સુદામા જ્ઞાની હતા. જ્ઞાનનું ફળ પૈસો નહિ, પ્રતિષ્ઠા નહિ પરંતુ પરમાત્મા સાથે એક થવા જ્ઞાન છે.

વિદ્યાનો ઉપયોગ પૈસો મેળવવામાં કરવો તે ઠીક નથી. વિદ્યાનું ફળ પૈસો અને પ્રતિષ્ઠા નથી. કેટલાક વિદ્વાનો વિદ્યાનો ઉપયોગ ભોગ માટે કરે છે તે ઠીક નથી. સુદામાએ નિશ્ચય કરેલો કે વિદ્યાનો ઉપયોગ મારે ભોગ માટે કરવો નથી પણ ભગવાન માટે કરવો છે.

સુદામા જેટલું ઘેર આવે તેટલું વાપરી નાંખે, ઘરમાં દારિદ્રય છે. સુદામાની પત્નીનું નામ સુશીલા હતું તેવું ઈતર ગ્રંથમાં આપ્યું છે. સુશીલામાં નામ પ્રમાણે ગુણ હતા. નામ પ્રમાણે ગુણ હોવા જોઈએ. કોઈ બહેનનું નામ હોય છે શાન્તાબહેન પણ ઘરમાં શાન્તિનું નામનિશાન ન મળે. કોઈનું નામ હોય છે ગંગાબહેન પણ તેના ઘેર જાવ તો પાણી પીવા પણ ન મળે. સુશીલા પાસે ફક્ત એક જ વસ્ત્ર હતું. નાહીને શરીર ઉપર જ સુકાવે. પતિના ઘરમાં સુખ સંપત્તિ હોય અને પતિ સાથે પ્રેમ કરે એમાં શું આશ્ચર્ય. પણ ઘરમાં ખાવાનું ન હોય, પહેરવાં પૂરતાં કપડાં ન હોય અને પતિ ઉપર પ્રેમ કરે તે મહાન પતિવ્રતા છે. સુશીલા મહાન પતિવ્રતા છે. ગરીબીને કારણે અનેકવાર પતિ-પત્ની બિલકુલ ખાય નહીં. ઉપવાસ કરતા હતા તેમ છતાં સુશીલાએ કોઈ દિવસ સુદામાને કહ્યું નથી કે તમે બ્રાહ્મણ છો, વિદ્વાન છો, તો ક્યાંક કમાવા જાવ. સાધારણ સ્ત્રી હોત તો પતિને ઠપકો આપત કે તમારે ધંધો કરવો ન હતો તો પછી પરણ્યા જ શું કામ? મારી જીંદગી બગાડી શું કામ? પતિ સુખ આપે અને ધન આપે ત્યારે પતિની સેવા પત્ની કરે એમાં શું આશ્ચર્ય છે? પણ પતિ દરીદ્રિ હોય તેમ છતાં પતિમાં પરમેશ્વરનો ભાવ રાખી તેની સેવા કરે એ પત્ની ધન્ય છે. ઘરમાં રહી પતિપત્ની સત્સંગ કરે. કૃષ્ણકીર્તન કરે તો એવો ગૃહસ્થાશ્રમ સંન્યાસાશ્રમને પણ શરમાવે છે. સુશીલા વિચારે કે મારા પતિ ઈશ્વરનું ભજન કરે છે. કથા કરવા કોઈ દિવસ બહાર ગયા નથી. ઘરમાં કથા કરે છે. પતિ કથા કરે અને પત્ની સાંભળે. તમે પણ તમારા ઘરમાં આ પ્રમાણે શરૂ કરજો. જે સાંભળ્યું છે તે બોલો તો તે વાત બુદ્ધિમાં સ્થિર થશે. સુદામાના ઘરમાં ઘણીવાર બાળકોને ખવડાવવા માટે કંઈ હોતું નથી. બાળકો માતાને બહુ પજવે છે. મા, ભૂખ લાગી છે. મને કાંઈક ખાવાનું આપ. સુશીલા પોતાની જાતને ધિક્કારે છે. મને પરમાત્માએ માતા બનાવી પણ ખાવાનું કાંઈ આપ્યું નથી. સુશીલાથી બાળકોની આ દશા જોવાતી નથી. દારિદ્રયનું દુઃખ સહન થતું નથી. અકળાઈને એક દિવસ પતિદેવને કહ્યું:—નાથ, મારે તમને એક પ્રાર્થના કરવી છે. આપે કથામાં કહ્યું છે, કનૈયો બહુ પ્રેમાળ છે, તેને મિત્રો બહુ વહાલા લાગે છે. કનૈયો મિત્રો માટે ચોરી પણ કરતો.



સુદામા જવાબ આપે છે:—હા, દેવી. તે વાત સાચી છે. લાલાએ જાતે માખણ કોઈ દિવસ ખાધું નથી. પણ મિત્રોને ખવડાવ્યું છે

સુશીલા કહે છે:—તમે કનૈયાના મિત્ર છો. તમે તેને મળવા જાવ તો આપણું દુઃખ દૂર થાય.

સુદામા કહે છે:—હું ગરીબ છું. કૃષ્ણને મળવા જઈશ તો પણ લોકો કહેશે કે આ બ્રાહ્મણ માંગવા આવ્યો છે. એટલે જવા ઇચ્છા થતી નથી. મારો નિયમ છે કે હું પરમાત્માને દ્વારે પણ માંગવા નહિ જાઉં.

સુશીલા કહે છે:—હું એમ નથી કહેતી કે તમે માંગવા જાવ, પરમાત્માને હજાર આંખો છે. તમને જોતાં જ તે સર્વ હકીકત સમજી જશે તે એવા ઉદાર છે કે તે આત્માનું પણ દાન કરે છે, ત્યાં માંગવા નહિ પણ મળવા જાવ.

સુદામા દુઃખથી કહે છે કે દેવી હું અત્રે નવરો બેસી રહેતો નથી.

સુશીલા કહે છે:—પણ શ્રીકૃષ્ણનાં દર્શન કરવા માટે દ્વારકા જાવ.

સુદામા કહે છે:—હું અહીં જ તેમનાં દર્શન કરું છું. હું મારા કૃષ્ણને મનથી મળું છું. રોજ તેને રિઝાવું છું. શરીરના મિલનમાં થોડું સુખ છે. પણ મનથી મળું છું તેમાં અનેક ઘણો આનંદ મળે છે.

સુશીલા કહે છે:—પણ તમે ત્યાં પ્રત્યક્ષ દર્શન કરવા માટે જાવ. કોઈના દ્વારે જવાનું નહિ તેવી તમારી પ્રતિજ્ઞા છે. કોઈના દ્વારે જવાનું નહિ એટલે કોઈ જીવના દ્વારે જવાનું નહિ. પણ આ તો ઈશ્વર છે. પરમાત્માના દ્વારે જવામાં સંકોચ ન રાખવો જોઈએ. પ્રભુનાં દ્વાર સર્વના માટે ખુલ્લા છે. પરમાત્માને દ્વારે જવું છે તો સંકોચ શા માટે રાખો છો? કનૈયો તમને મળશે, આલિંગન આપશે. તમારા મિત્રને તમે મળવા જાવ.

સુદામા જ્ઞાની તપસ્વી બ્રાહ્મણ હતા. એ તો જ્યાં બેસે ત્યાં દ્વારકાનાથનાં દર્શન કરે છે. પણ પત્નીના આગ્રહથી દ્વારકા જવા તૈયાર થયા. સુદામા વિચારે છે આજ દિન સુધી મારી પત્નીએ મને કાંઈ કહ્યું નથી. આજે હું તેનું અપમાન કરું તે ઠીક નથી. એટલે સુદામા કહે છે:—કલ્યાણિ, મિત્રને મળવા જવા તૈયાર છું, પરંતુ ભગવાનનાં દર્શન કરવા ખાલી હાથે ન જવાય. કાંઈક ભેટ લઈ જવી જોઈએ. ઘરમાં કાંઈક હોય તો આપો કે જેથી કનૈયાને ભેટ આપી શકું.

ગરીબ હતા. ઘરમાં કંઈ ન હતું. સુશીલા પડોશીના ઘેર ગઈ છે. બે મુઠી પૌવા મળ્યા છે. પૌવા માંગી લાવી એક ફાટેલા ચીંથરામાં તે બાંધ્યા, પૌવા બાંધવા કટકો પણ ન મળ્યો એટલે બે ચાર ચીંથરા ભેગા કરી સઘળા પૌવાની પોટલી બાંધી છે. ધન્ય છે સુશીલાને કે એક પણ પૌવાનો દાણો તેણે બાળકો માટે ઘરમાં રાખ્યો નથી. ભગવાનને માટે જે લાવી છું તે સર્વસ્વ ઠાકોરજીને અર્પણ કરવું છે. તે નાની પોટલી સુશીલાએ પતિદેવ સમક્ષ મૂકી છે. અને કહ્યું કે આ ભેટ દ્વારકાનાથને અર્પણ કરજો. તમને આવી ભેટ આપતા સંકોચ થાય તો તમે દ્વારકાધીશને મારું નામ દઈને કહેજો કે તમારી ભાભીએ આ ભેટ મોકલી છે.

પત્નીના કહેવાથી અને શ્રીકૃષ્ણનાં દર્શન થશે એમ વિચારી સુદામા દ્વારકા જવા નીકળ્યા છે. ફાટેલી પોતડી પહેરી છે, હાથમાં લાકડી અને બગલમાં પોટલી દબાવી છે.

સુશીલા વિચારે છે કે આજે મેં મારા પતિદેવને બહુ ત્રાસ આપ્યો છે. તેઓ કેટલાય દિવસથી ભૂખ્યા છે, તેઓ કેમ ચાલી શકશે? તેઓનું શું થશે? મેં ભૂલ કરી

છે. એમની જવા માટે ઇચ્છા ન હતી પણ મેં પરાણે મોકલ્યા. પણ શું કરું ? આ બાળકો બહુ ત્રાસ આપે છે. તેઓની દશા મારાની જોવાતી નથી. સુશીલાએ સૂર્યનારાયણની પ્રાર્થના કરી છે. મારા પતિ કોઈના દ્વારે ગયા નથી. તે આજે જાય છે. હે સૂર્યનારાયણ મારા પતિ પંદર દિવસથી ભૂખ્યા છે. મારા પતિદેવની સાથે રહેજો, મારા પતિદેવનું રક્ષણ કરજો. હું ગરીબ બ્રાહ્મણી તમને શું આપું ? હું તમને વંદન કરું છું.

પોષ સુદ સપ્તમીને દિવસે સુદામા દ્વારકાનાથને મળવા ગયા છે. બહુ ઠંડી પડી છે. શરીર થરથર કંપે છે. સુદામા સાત દિવસથી ભૂખ્યા છે. ભૂખને લઈને શરીર દુર્બળ થયું હતું. શરીર અશક્ત હતું. બે માઈલ ચાલીને સુદામા થાકી ગયા. સુદામા રસ્તામાં વિચાર કરતાં કરતાં જાય છે. મને દ્વારકાનાથનાં દર્શન થશે કે નહિ દ્વારકા પહોંચીશ કે નહિ, એમ વિચારતાં સુદામાને રસ્તામાં ચક્કર આવે છે. મૂર્છા આવી છે.

આ બાજુ દ્વારકાનાથને ખબર પડી કે મારો સુદામો મને મળવા આવે છે. તપસ્વી બ્રાહ્મણ તપશ્ચર્યા છોડી મારા ઘેર આવે છે. આવો તપસ્વી બ્રાહ્મણ કોઈના આંગણે જાય નહિ. તે મારા આંગણે આવે છે. તો હું ગૃહસ્થનો ધર્મ છે કે મારે તેનું સ્વાગત કરવું. તે ચાલતો આવે તે ઠીક નથી. ભગવાનને ચિંતા થઈ કે દુર્બળ અને અશક્ત દેહે તે દ્વારકા કેમ પહોંચશે ? ભગવાને ગરુડને આજ્ઞા કરી કે સુદામાને ઉઠાવીને દ્વારકામાં મૂકી દે. ગરુડ તે પ્રમાણે સુદામાને દ્વારકા લાવે છે. સુદામા મૂર્છામાંથી જાગે છે. લોકોને પૂછે કે આ ગામનું નામ શું ? લોકોએ જવાબ આપ્યો. દ્વારકા. શું આ દ્વારકા છે ? તો તો દ્વારકા બહુ દૂર નથી. હું સવારે નીકળેલો તે અત્યારે દ્વારકા પહોંચી ગયો.

સુદામાને ખબર નથી કે ગરુડજી તેમને ઊંચકીને લાવ્યા છે. ભગવાન માટે વીશ ડગલાં ચાલશો તો ભગવાન તમારે માટે વીશ ગાઉ ચાલશે.

સુદામા લોકોને પૂછે છે. મને દ્વારકાનાથનો મહેલ કોઈ બતાવશો ? મારે દ્વારકાનાથને મળવું છે. લોકો પૂછે છે. તમારે શા માટે મળવું છે ? સુદામા કહે છે કે શ્રીકૃષ્ણ મારા મિત્ર છે. લોકો હસે છે. લોકોને આશ્ચર્ય થાયઃછે. ફાટેલી પોતડી પહેરી છે. શરીરનાં હાડકાં દેખાય છે. અને કહે છે કે હું દ્વારકાનાથનો મિત્ર છું. શ્રીકૃષ્ણને શું બીજો કોઈ ન મળ્યો કે આ દરિદ્રને મિત્ર બનાવ્યો.

સુદામા ભગવતસ્મરણ કરતા શ્રીકૃષ્ણના મહેલ પાસે આવે છે. આ કોઈ ભિખારી માગવા માટે આવ્યો છે એમ જાણી સિપાઈઓ સુદામાને મહેલમાં દાખલ થતાં અટકાવે છે સિપાઇઓ કહેવા લાગ્યા, મહેલની અંદર જવાની મનાઈ છે. તમારે જે દક્ષિણા જોઈએ તે અમારી પાસે માંગી લો. અમને હુકમ છે કે જે કોઈ ભિક્ષા માંગવા આવે તેને જે જોઈએ તે દક્ષિણા આપવી. આપ આજ્ઞા કરો. આપની શું સેવા કરીએ ? સુદામા દ્વારપાળોને કહે છેઃ—હું દ્વારકાનાથ પાસે માંગવા આવ્યો નથી. હું તો દ્વારકાનાથને આપવા આવ્યો છું. હું તો મારા મિત્રને મળવા આવ્યો છું. મારે તો દ્વારકાનાથને મળવું છે

વિશુદ્ધ પ્રેમમાં લેવાની ભાવના થતી નથી. આપવાની ભાવના થાય છે. મારા શ્રીકૃષ્ણને મારે અર્પણ કરવું છે.

દ્વારપાળો હસે છે. આ દરિદ્ર નારાયણને શું કોઈપણ વસ્તુની અપેક્ષા નથી ? સુદામા કહે છે—તમે કૃષ્ણને જઈને ખબર આપો. તમારો બાળમિત્ર સુદામો તમને મળવા આવ્યો છે. સેવક મહેલમાં આવ્યો અને શ્રીકૃષ્ણને વંદન કરી બોલ્યો, મહારાજ બહાર એક બ્રાહ્મણ આવ્યો છે. શરીર બહુ દુર્બળ છે. આંખો ઊંડી ઉતરી ગઈ છે. શરીરના હાડકાં



દેખાય છે. એક ફાટેલી પોતડી પહેરી છે. શરીર દુર્બળ છે પણ મુખ ઉપર દિવ્ય તે જ છે. અમે તેને કાંઈ આપીએ છીએ પણ તે લેતો નથી. કહે છે કે મારે સરકારનાં દર્શન કરવા છે. કહે છે કે હું સરકારનો મિત્ર છું. મારું નામ સુદામા છે. ત્રણ અક્ષર સુદામા ભગવાનને કાને પડયા. ભગવાન પલંગ ઉપરથી કૂદ્યા છે, ભગવાન દોડયા છે.

સુદામા વિચાર કરતા હતા. હું તપસ્વી હતો પણ મારા મનમાં અભિમાન હતું કે હું કોઈના ઘેર નહીં જાઉં. સુશીલાના સત્સંગથી મારું તે અભિમાન ગયું છે.

સુદામાની પોતડી ફાટેલી પણ હૃદય ભોળું હતું. સુદામાના કપડાં મેલાં છે. પણ કાળજું અતિશુદ્ધ છે. સુદામાનું હૃદય અતિશય શુદ્ધ છે. ભગવાન કોઈનાં કપડાં જોતા નથી. હૃદયને જુવે છે.

જીવ જીવપણું છોડે છે, જીવ જીવપણું ભૂલી જાય છે, તો ઈશ્વર ઈશ્વરપણું છોડે છે, ઈશ્વરપણું ભૂલી જાય છે.

પ્રભુ દોડતા સુદામાને મળવા આવ્યા છે. ભગવાન બૂમ પાડે છે. ક્યાં છે ? ક્યાં છે ? મારો સુદામા ક્યાં છે ? રાણીઓને આશ્ચર્ય થયું છે. ઘણા મળવા આવી ગયા પણ આવા પાગલ કોઈ દિવસ થયા નથી. શ્રીકૃષ્ણ સુદામાને ભેટી પડે છે. સુદામાની દશા જોઈ શ્રીકૃષ્ણને અતિશય દુઃખ થયું. મારા આવા મિત્રની ખબર લેવા તો મારે જવું જોઈતું હતું. ઊલટ તે મારા ઘેર આવ્યો. મિત્ર તું આવ્યો તે સારું થયું. સુદામાને થયું કે મને કનૈયાએ યાદ રાખ્યો છે. સંપત્તિમાં સાનભાન ભૂલે એ ઈશ્વર નહીં. એ ઈશ્વર શાનો ?

રૂક્ષ્મણી ચરણ ધોવા જળ લાવે તે પહેલાં આંખના આંસુઓથી ચરણ પખાળે છે. પ્રેમની પરાકાષ્ઠા બતાવવા નરોત્તમ કવિએ કહ્યું છે કે ચરણ ધોવા માટે બીજું જળ લાવ્યા નથી પરંતુ પોતાનાં અશ્રુઓનાં જળથી જ ભગવાને સુદામાના ચરણ પખાળ્યાં છે.

**देखि सुदामाकी दीन दसा, करुना करके करुना निधि रोये।**
**पानी परातको हाथ छुयो नहिं, नैननके जलसों पग धोये॥**

સુદામા તપસ્વી બ્રાહ્મણ હતા. પગમાં જોડા પણ પહેરે નહીં. તેથી અનેક કાંટા વાગેલા હતા. ભગવાન સુદામાના પગનાં કાંટાઓ કાઢે છે. એક કાંટો વધારે ઊંડો પેસી ગયેલો હતો. કાંટો છે સુદામાના પગમાં પણ તે ખૂંચે છે શ્રીકૃષ્ણનાં હૈયામાં. ભગવાને રૂક્ષ્મણીને કહ્યું, દેવી, કાંટો કાઢવા માટે સોય લાવો. સોય લાવતાં વાર થઈ. શ્રીકૃષ્ણ પોતાના દાંતો વડે કાંટો કાઢવા લાગ્યા. સુદામા કહેવા લાગ્યા મિત્ર, તું આ શું કરે છે ? આ રાણીઓ જોશે તો તેમને ક્ષોભ થશે. રાજાધિરાજ થઈ તું આમ કાંટો કાઢે તે યોગ્ય નથી. કૃષ્ણે કહ્યું, મિત્ર, તું શું બોલે છે ? હું તો તારો સેવક છું. તારો કનૈયો સંપત્તિમાં સાનભાન ભૂલ્યો નથી. ભગવાને દાંતો વડે કાંટો કાઢયો છે. આજે શ્રીકૃષ્ણ ભૂલી ગયા છે કે હું દ્વારકાનો રાજા છું, હું ઈશ્વર છું. સુદામાના મનમાં એક કાંટો હતો કે હું ગરીબ છું. પણ સુદામા નિષ્પાપ હતા. તેથી ભગવાને તેનો કાંટો દાંતો વડે કાઢયો છે.

ગરીબ થવું એ ગુન્હો નથી. પણ ગરીબીમાં ભગવાનને ભૂલી જવા એ ગુન્હો છે, એ પાપ છે.

સ્નાન થયું. શ્રીકૃષ્ણ સુદામાને નવું પીતાંબર પહેરવા આપે છે. ભોજન થયું. તે પછી ભગવાન સુદામાને પલંગ ઉપર બેસાડે છે. પૂછે છે, મિત્ર, રસ્તામાં તને બહુ કષ્ટ પડયું હશે મિત્ર સાચું કહું તો સંસારથી કંટાળી ગયો છું. આપણે ગુરુકુળમાં હતા તે વખતે જે આનંદ મળતો હતો તેવો આનંદ હવે નથી મળતો. પ્રવૃત્તિધર્મ

એવો છે કે તેમાં વિકાર, લોભ વગેરે આવે છે. ભગવાન હવે નિવૃત્તિ લેવા માંગે છે તેથી સુદામા સાથે આ પ્રમાણે બોલે છે. મિત્ર, નાનપણથી તને રમવાની ટેવ નહિ. હું તને પરાણે રમવા લઈ જતો. મિત્ર, તને યાદ છે કે એક દિવસ આપણે દર્ભ સમિધ લેવા ગયા હતા. તે દિવસે વરસાદ પડેલો. આપણે આખી રાત એક ઝાડ ઉપર ઊભા રહ્યા હતા.

તે દિવસે બનેલું એવું કે સુદામા પાસે થોડા ચણા હતા. તે સુદામા ખાતા હતા. ખાવાનો અવાજ સાંભળી શ્રીકૃષ્ણે પૂછયું, મિત્ર તું શું ખાય છે? સુદામાએ વિચાર્યું, ચણા ખાઉં છું એમ કહીશ તો થોડા આપવા પડશે. એટલે કહ્યું, હું કાંઈ ખાતો નથી. આતો ઠંડીના લીધે દાંત કડ કડ થાય છે. સુદામા ખોટું બોલ્યા. જે એકલો ખાય છે તે દરિદ્રી થાય છે. તેથી સુદામા દરિદ્રી થયેલા.

શ્રીકૃષ્ણ જાતે સુદામાની ચરણસેવા કરે છે. રૂક્મણી વગેરે રાણીઓ આશ્ચર્યમાં પડી જાય છે. આવો પ્રેમ તો પતિદેવે બીજા કોઈ ઉપર બતાવ્યો નથી. બ્રાહ્મણ મહાભાગ્યશાળી છે.

તે પછી કૃષ્ણ સુદામાને પૂછે છે, મિત્ર, તારું લગ્ન થયું છે કે નહિ? કહેને મારા ભાભી કેવાં છે.

સુદામા કહે છે :—લગ્ન થયાં છે, પત્ની લાયક છે, બાળકો છે. બધી હકીકત સુદામા કહે છે પરંતુ કહ્યું નથી કે ઘરમાં કંઈ ખાવાનું નથી.

મિત્ર, તારી ભાભીમાં નામ પ્રમાણે ગુણો છે. સુશીલ છે. તને શું કહું? તારા ભાભીના કહેવાથી હું તને મળવા આવ્યો છું.

સુદામા સ્વગત કહે છે કે જે પત્નીએ મને પરમાત્માનાં દર્શન કરાવ્યાં તેને હું કેમ ભૂલું?

શ્રીકૃષ્ણ કહે છે :—મારા ભાભી લાયક છે તો તો તેણે મારા માટે જરૂર કંઈક મોકલ્યું હશે. તે ભેટ મને આપ.

લક્ષ્મીજી કહે છે :—નાથ, તમે આજ્ઞા કરો તો તમારા મિત્રને ઘેર ઘણું મોકલું. કૃષ્ણ કહે, મારે તેને કાંઈ આપવું નથી. મારે તો મારા મિત્રનું ખાવું છે.

લક્ષ્મીજી કહે છે :—આ ગરીબ તમને શું આપવાનો હતો? કૃષ્ણને દુઃખ થયું છે. મારા મિત્રને ગરીબ કહ્યો. મારા મિત્રને ગરીબ કહેનાર તું કોણ? કહ્યું કે આવું બોલવું હોય તો હવે તમારી અત્રે જરૂર નથી. લક્ષ્મીજી વિચારે છે મેં તેમના મિત્રને ગરીબ કહ્યો તેથી આમ કહે છે. મને પણ કહે છે કે તું અહીંથી જા. મને ઘરમાંથી કાઢી મુકશે અને આને ઘરમાં રાખશે કે શું? લક્ષ્મીજીને લાગ્યું કે આજના શ્રીકૃષ્ણ જુદા છે. લક્ષ્મીજી માફી છે, નાથ, મારી ભૂલ થઈ ક્ષમા કરો.

સુદામાએ પૌવાની પોટલી બગલમાં દબાવેલી. સુદામાને આવા સુકા પૌવા ભગવાનને આપતાં સંકોચ થાય છે. ભગવાને ભેટ માંગી એટલે સુદામા પોટલી વધારે છુપાવવા લાગ્યા. ભગવાન મનમાં હસે છે તે દિવસે ચણા સંતાડી રાખ્યા અને આજે પૌવા છુપાવે છે. મારો કાયદો છે કે જે મને ન આપે તેને હું કાંઈ આપતો નથી. આજે ઝૂંટવીને ખાવું પડશે. સુદામાદેવ જ્યાં પોટલીને છુપાવે છે ત્યાં તો ભગવાને આ શું છે? એમ કહીને ભગવાને જાતે થઈને પૌવાની પોટલી બગલમાંથી ઝૂંટવી લીધી.

स्वयं जहार किमिदमिति पृथुकतण्डुलान् ॥

ભા ૧૦-૮૧-૮.



ભગવાન પૌવા ખાવા લાગ્યા. લૌકિક દષ્ટિએ બે મુઠી પૌવા હશે પણ સુદામાનું તે સર્વસ્વ હતું. સુદામાના પ્રારબ્ધકર્મ પ્રમાણે તેઓ દરિદ્ર હતા. વિધાતાએ સુદામાના કપાળમાં લખ્યું હતું શ્રીક્ષય: પ્રભુ જ્યારે સુદામાને ચંદનનું તિલક કરવા ગયા ત્યારે કપાળમાં આ વાંચેલું. દારિદ્રયનો યોગ લખ્યો છે તે લેખને હું ઉલટાવી દઉં. ભગવાને ત્યાં લખ્યું યક્ષ શ્રી : કુબેરના ઘેર જે સંપત્તિ નથી તે મારા મિત્રને મારે આપવી છે. તે પ્રારબ્ધ કર્મો ક્ષીણ કરવા સુદામાના પૌવા ભગવાન આરોગે છે. શ્રીકૃષ્ણ તે પૌવા આરોગી પોતે જમ્યા એટલે તેઓ મારફત આખું જગત જમ્યું. કારણ તેઓ સર્વાત્મા છે. એટલે શ્રીકૃષ્ણે પોતા મારફત આખા જગતને જમાડવાનું પુણ્ય સુદામાને નામે જમા કર્યું. આ પુણ્યથી તેનાં એટલે કે સુદામાનાં સર્વ પ્રારબ્ધ કર્મો બળી ગયાં.

શ્રીકૃષ્ણ સુદામાને કહે છે કે મિત્ર, ગોકુળમાં હતો ત્યારે મારી મા યશોદા આવી રીતે મને પૌવા ખાવા આપતી હતી. યશોદા માનું સ્મરણ થતાં આંખો અશ્રુભીની થઈ છે. મિત્ર, ત્યાર પછી આજે જ પૌવા ફરીથી ખાવા મળ્યા. સુદામાના પૌવા સૂકા ન હતા. તે પ્રેમમાં પલળેલા હતા. એક મુષ્ટિ પૌવા આરોગી ગયા તેના બદલામાં ભગવાને દ્વારકાનું ઐશ્વર્ય સુદામાને ત્યાં મોકલ્યું છે.

સુદામાએ વિચાર્યું, મારે મારા દુઃખની કથા મારા ભગવાનને કહેવી નથી. ભગવાને વિચાર્યું આ કાંઈ કહેતો નથી તો મેં તેને શું આપ્યું તે મારે પણ કહેવું નથી.

બીજે દિવસે સુદામાદેવે કહ્યું, આજે મારે ઘેર જવું છે સુદામાને આશા હતી શ્રીકૃષ્ણ બે ચાર દિવસ રહેવા માટે જરૂર આગ્રહ કરશે આગ્રહ કરશે તો બે ચાર દિવસ અહીં રહીશ તેથી વિવેક ખાતર કહેલું કે આજે જવું છે.

પરંતુ ભગવાને વિચાર્યું, મેં ત્યાં સર્વ ઐશ્વર્ય મોકલ્યું છે. પણ સુશીલાએ ભોજન કર્યું નથી, સુશીલા કહે છે કે મારા પતિદેવ ન આવે ત્યાં સુધી આ બધું દુઃખરૂપ છે. કૃષ્ણે વિચાર્યું મિત્રને આગ્રહ કરી વધારે રોકીશ તો ભાભી દુઃખી થશે એટલે કૃષ્ણે કહ્યું, મિત્ર આજે જ જવું છે તો જાવ, મારો આગ્રહ નથી.

સુદામા બ્રાહ્મણ છે, પવિત્ર છે, નિરપેક્ષ છે. પોતાની પોતડી પહેરી લીધી. જવા તૈયાર થયા છે. ભગવાન પરીક્ષા કરે છે કે આ કાંઈ માંગે છે. પણ સુદામાએ જીભ બગાડી નથી. શ્રીકૃષ્ણ સુદામાને વળાવવા જાય છે. વિદાય વેળાએ કહે છે, મિત્ર, તું બીજી વખત આવે ત્યારે ભાભીને પણ સાથે લાવજે. એકલો ન આવતો. અને સાંભળ ઘેર જઈ મારા ભાભીને મારા પ્રણામ કહેજે.

આખું જગત જેને વંદન કરે છે તે શ્રીકૃષ્ણ એક ગરીબ બ્રાહ્મણની પત્નીને પ્રણામ કરે છે. મારી મા યશોદા ગોકુળમાં હતો ત્યારે મને ભેટ આપતી હતી. તે પછી એવી ભેટ મને મારા ભાભીએ આપી છે. સુદામાદેવને આલિંગન આપ્યું. સુદામા વિદાય થયા છે. આંખો પ્રેમથી અશ્રુભીની બની છે. લોકો મારા કૃષ્ણનાં જે વખાણ કરે તે ઓછાં છે.

સુદામા સુદામાપુરી પાસે આવ્યા છે. પોતાની ઝૂંપડી શોધે છે. ઝૂંપડી મળતી નથી. ઝૂંપડીની જગ્યાએ તો મોટો મહેલ ખડો થયો છે. અત્યંત આશ્ચર્ય થાય છે. આ શું? સુદામા વિચારમાં પડ્યા છે ત્યાં સુશીલાને ખબર પડી સ્વામીનાથ આવ્યા છે. દોડતાં સુદામા પાસે આવ્યાં છે. કહ્યું તમારા મિત્રે આ બધું આપ્યું છે.

આપતી વખતે શ્રીકૃષ્ણ કાંઈ બોલ્યા નથી. અને સુદામાએ કંઈ માગ્યું નથી. સુદામા પ્રાર્થના કરે છે. મારો કનૈયો એક અક્ષર બોલ્યો નહિ અને આપ્યું કેટલું! મારે ધન જોઈતું નથી પણ જન્મોજન્મ મને મારા શ્રીકૃષ્ણની ભક્તિ પ્રાપ્ત થાય. મને જન્મોજન્મ શ્રીકૃષ્ણનાં ચરણમાં દાસ્યભક્તિ મળે.

સુદામા ચરિત્રનું રહસ્ય :—પરમાત્મા જીવ માત્રના મિત્ર છે. જીવ સાથે નિઃસ્વાર્થ પ્રેમ કરનાર નારાયણ છે જગતમાં એવો કોઈ નથી જે પોતાનો સોળ આની ભાગ તમને આપે. ભગવાન પોતાનું સર્વસ્વ સુદામાને આપે છે. જગતની ખુશામત કરશો તો તે શું આપશે? માટે ખુશામત કરવી હોય તો ભગવાનની જ કરવી. જીવ ઈશ્વર સાથે પ્રેમ કરે, ત્યારે ઈશ્વર જીવને ઈશ્વર બનાવે છે. જીવ ઈશ્વર સાથે મૈત્રી કરે તો જીવ પણ ઈશ્વર બને છે પરમાત્માને પૂર્ણ પ્રેમ આપો. જીવ માત્રના સાચા મિત્ર, સાચા પિતા પરમાત્મા છે. સુદામાએ પ્રભુ સાથે પ્રેમ કર્યો, મૈત્રી કરી તો પ્રભુએ સુદામાને અપનાવ્યો અને પોતા જેવો બનાવ્યો. સુદામાને દ્વારકાપુરી જેવી નગરી અને પોતા જેવી સમૃદ્ધિ પ્રભુએ આપી છે.

ભગવાન તો પોતાનાં ચરણકમળનું સ્મરણ કરનારને પોતાનું સ્વરૂપ પણ આપી દે છે. તો તુચ્છ ધન આપે તેમાં શું નવાઈ?

स्मरतः पादकमलमात्मानमपि यच्छति किं न्वर्थकामान्

ભા. ૧૦-૮૦-૧૧

શરીરનું મિલન તુચ્છ છે. મનનું મિલન દિવ્ય છે. ગરીબને પણ જો શ્રીમાન-શ્રીમંતો પ્રેમથી મળે તો આજે પણ સોનાની દ્વારકા બની જાય

તે પછી એક વખત સૂર્યગ્રહણનો સમય આવ્યો. વસુદેવ દેવકી અને સર્વ યાદવો કુરુક્ષેત્રમાં આવ્યા છે.

નિષ્કામ ભાવથી કરેલું કર્મ પાપને બાળે છે. સકામ ભાવથી કરેલું કર્મ સ્વર્ગ અપાવે છે, પરંતુ મુક્તિ નહિ અપાવે. મનુષ્ય શરીર એ કાર્યક્ષેત્ર છે. એ જ કુરુક્ષેત્ર, આ કુરુક્ષેત્રમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિનું યુદ્ધ અહર્નિશ ચાલ્યા કરે છે. આ શરીરરથમાં જે શ્રીકૃષ્ણને સારથી તરીકે બેસાડે છે તે જીતે છે.

કૃષ્ણકથા આપણા દોષોનું ભાન કરાવે છે. કથાશ્રવણથી પ્રભુનું ભજન કરવાની જીવની ઇચ્છા થાય છે. કૃષ્ણકથા ઇન્દ્રિયોની શુદ્ધિ કરે છે. માટે કૃષ્ણકથાસ્નાન, ગંગસ્નાન કરતાં પણ શ્રેષ્ઠ છે. ગંગાસ્નાન શરીરને શુદ્ધ કરે છે. પરંતુ કૃષ્ણકથા-સ્નાન મનશુદ્ધિ કરે છે.

કુરુક્ષેત્રમાં વ્રજવાસીઓ પણ આવેલા. તેના પ્રભુ સાથેના મિલનની કથા કહી,

એક દિવસ પ્રભુ માતાપિતા પાસે આવ્યા છે. વાસના જ પુનર્જન્મનું કારણ છે. પુનર્જન્મનું કારણ વાસના છે અને સુખ ભોગવવાની ઇચ્છા એ વાસનાનું કારણ બને છે. મરતાં પહેલાં વાસનાનો ત્યાગ કરો, વેરનો ત્યાગ કરો. એટલે છેવટે શ્રીકૃષ્ણ માતાપિતાને પૂછે કે તમારા મનમાં કાંઈ ઇચ્છા છે. જે કાંઈ ઇચ્છા હોય તે મને કહો. હું તે પૂર્ણ કરીશ.

વસુદેવે કહ્યું છે—મારા મનમાં હવે કંઈ ઇચ્છા નથી, સંકલ્પ નથી. મારી છેલ્લી ઇચ્છા હવે ફક્ત એક છે અને તે એ કે અંતકાળે મને તમારું સ્મરણ રહે, તમારું સ્મરણ કરતાં કરતાં પ્રયાણ કરું અને દેહનો ત્યાગ કરું.

શરીર છોડતાં હજાર વીંછીઓ કરડે તેટલી વેદના થાય છે. આવી વેદનામાં પણ તમારું નામ, તમે ભગવાનનું નામ જીભ ઉપર રહે તેવું કરો કારણ આવા પુરુષનું જ જીવન ધન્ય છે. તે જ જીત્યો. તો મારી છેલ્લી પરીક્ષા સારી જાય. મારું મૃત્યુ સુધરે, મને મુક્તિ મળે તેવું કરો.

મૃત્યુનું ચિંતન માનવી રોજ કરે તો પાપ કરવાની માનવીને ઇચ્છા જ નહિ થાય. એકનાથ મહારાજને કોઈએ પૂછ્યું કે આપ ઈશ્વરભજનમાં હંમેશા મગ્ન રહો



છો અને આનંદમાં રહો છો, ત્યારે મારું ચિત્ત ઈશ્વરભજનમાં કેમ લાગતું નથી? કેમ ચોંટતું નથી?

એકનાથજીએ મનમાં કહ્યું :—આ સંસાર મનમાંથી જાય. આ સંસાર છૂટે તો ચિત્ત પ્રભુમાં લાગેને?

તેની શાન ઠેકાણે લાવવા કહ્યું :—આજથી સાતમા દિવસ પછી તારું મૃત્યુ છે. તે સાતમા દિવસે તું મારી પાસે આવજે, તને સઘળું રહસ્ય સમજાવીશ.

તે મનુષ્ય તો મૃત્યુની વાત સાંભળી ગભરાયો. ઘરે જઈ પુત્રોને બધું સોંપી ઈશ્વરભજનમાં લાગી ગયો કારણ કે તે માનવા લાગ્યો હવે સાત જ દિવસમાં મૃત્યુ છે. હવે શું થાય?

સાતમા દિવસે તે એકનાથ મહારાજ પાસે આવ્યો એકનાથ મહારાજે પૂછ્યું, મને બતાવ, આ સાત દિવસમાં તેં શા વિચારો કર્યા? શું ભોગો ભોગવ્યા?

તે પુરુષે જવાબ આપ્યો, મૃત્યુ નજર સમક્ષ દેખાતું હોય તે પછી સંસારનાં કોઈ ભોગમાં રુચિ રહે? હું તો સર્વ છોડીને ઈશ્વરભજન કરવા લાગ્યો

એકનાથજીએ કહ્યું :—હવે તને રહસ્ય સમજાઈ ગયું ને? અમે નિત્ય મૃત્યુનું સ્મરણ રાખીએ છીએ. એટલે અમારું મન એક ઈશ્વરમાં જ લાગી રહે છે.

દેવકીજીએ કહ્યું :—મને કહેતાં શરમ આવે છે, મારા મનમાં એક વાસના રહી ગઇ છે. વાસના સૂક્ષ્મરીતે અંતઃકરણમાં રહી જાય છે. મારાં જે બાળકોને કંસે મારી નાંખ્યા છે તેને જોવાની મારી ઇચ્છા છે.

એક વખતે યશોદામાને કૃષ્ણે પૂછેલું; મા તમારી કંઈ ઇચ્છા છે. તે વખતે યશોદાજીએ કહેલું, મારી એક જ ઇચ્છા છે. તું ચોવીશ કલાક મારી પાસે રહે. તું મારી આંખ આગળથી દૂર ન થઈશ. હું તારા દર્શન ચોવીશ કલાક કર્યા કરું. હું તને નિહાળું અને તું મને નિહાળે. એ જ ઇચ્છા ક્યાં યશોદા અને ક્યાં દેવકી?

ઇચ્છા ભક્તિમાં વિઘ્ન કરનારી છે. ઇચ્છા જ પુનર્જન્મનું કારણ બને છે.

પ્રભુ સુતળપાતાળમાંથી પોતાના છ ભાઈઓને લઈ આવે છે. દેવકીજી તેમનાં દર્શન કરે છે. અંતે દેવકી માંગે છે, તારા પિતાએ માગેલું તે જ હું માગું છું, મારું મરણ સુધરે.

ઈશ્વર જેના પુત્ર છે તેના માતપિતાને પણ બીક લાગે છે કે મારું મરણ સુધરશે કે નહીં. અંતકાળે મહાદુઃખ થાય છે. જ્ઞાની મહાત્માઓને પણ બીક લાગે છે કે મરણ સુધરશે કે નહીં. પ્રતિક્ષણને સુધારે તેનું મરણ સુધરે છે.

દેવકી-વસુદેવને દિવ્ય તત્ત્વજ્ઞાન સમજાવ્યું.

સુભદ્રાહરણ-જેના ઘરમાં સુભદ્રા હોય તે સુખી થાય છે. એટલે દશમ સ્કંધના અંતમાં વર્ણવ્યું છે સુભદ્રા હરણ.

ભદ્ર એટલે કલ્યાણ. કલ્યાણ કરનારી વિદ્યા તે બ્રહ્મવિદ્યા, તે જ સુભદ્રા. અદ્વૈત બ્રહ્મવિદ્યા તે જ સુભદ્રા.

બાકી શુકદેવજી કથાના સાતમે દિવસે કે જે દિવસે પરીક્ષિતનું મૃત્યુ થવાનું છે તે દિવસે આ સુભદ્રાના લગ્નની વાત કરે? તેના દાદીના અપહરણની વાત કરે? કરે જ નહિ. એટલે એ હકીકત બતાવે છે કે આ બ્રહ્મવિદ્યાની જ વાત છે.

પણ સુભદ્રા મળે ક્યારે ? અર્જુન સંન્યાસ લે છે તે પછી તેને સુભદ્રા મળે છે. અર્જુનને ખૂબ તપશ્ચર્યા કરાવીને–ચાર મહિના તપશ્ચર્યા કરાવીને શ્રીકૃષ્ણ તેને સુભદ્રા આપે છે. અર્જુન ત્રિદંડી સંન્યાસ લે છે. અઢાર કલાક રોજ ૐ કારનો જપ કરવાનો.

આંખ ચંચળ થાય એટલે મન ચંચળ બને. ભોજન જેનું સારું હશે તેનું ભજન સારું નહિ થાય. તેનાથી સારી રીતે ભજન નહીં થાય. અર્જુને ખૂબ તપ કર્યું, ભજન કર્યું એટલે ભગવાને દયા કરી તેને સુભદ્રા આપી છે. સર્વ કામનાઓનો ત્યાગ કરાવી અર્જુનને સુભદ્રા આપી છે. બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવી હોય તો ત્રિદંડી સંન્યાસી બનવું પડે છે

પરમાત્મા માટે સર્વ પ્રકારનું સુખ છોડવું તે સંન્યાસ છે. સર્વ પ્રકારનું સુખ ભોગવે અને ભક્તિ કરે તો ભગવાનને જલદી દયા આવતી નથી. સંસારસુખ મનુષ્ય છોડે અને ભક્તિ કરે તો ભગવાનને જલદી દયા આવે છે.

તે પછી પરીક્ષિત રાજાએ પ્રશ્ન કર્યો કે શબ્દરૂપ વેદ નિરાકાર વેદનું કેવી રીતે પ્રતિપાદન કરે છે

શુકદેવજી રાજાને વેદ સ્તુતિની કથા સંભળાવે છે.

સૃષ્ટિના આરંભમાં શેષશૈયા ઉપર શયન કરનાર આદિ નારાયણની વેદો સ્તુતિ કરે છે. જેમ કોઈ સૂતેલા રાજાને મંગળગીત ગાતા સેવકો જગાડે છે તેમ પરમાત્માને મંગલમય ગીતથી વેદો જગાડે છે. વેદો કહે છે. નાથ ! તમારી જય હો, જય હો. વેદો પ્રભુનો જયજયકાર કરે છે, ત્યાં એવું લાગે છે. જીવની હાર થઈ છે. જીવને માયાએ પકડી રાખ્યો છે, તેથી મારી પણ જય થાય. હું માયાબંધનમાંથી છૂટું. કારણ માયા જીવને બાંધે છે અને હરાવે છે. તેથી પરમાત્માનો જયજયકાર કરી માયાબંધનમાંથી છોડાવવાની પ્રાર્થના કરે છે,

અનાદિકાળથી જીવ અને માયાનું યુદ્ધ અવિરતપણે ચાલ્યા કરે છે. માયા તેને આ જગતના વિષયોમાં ફસાવી રાખે છે. માટે તો વેદ પણ પરમાત્માની સ્તુતિ કરે છે કે માયાનાં બંધનને આપ કાપી નાંખો.

માયા જીવને ફસાવે છે. માયા બતાવે છે, સ્ત્રીમાં સુખ છે, પૈસામાં સુખ છે, સંસારમાં સુખ છે. માયા જીવને ઈશ્વર પાસે જવા દેતી નથી. તમારી માયાનું બંધન કાપી નાંખો. નાથ, અમે તમારે શરણે આવ્યા છે.

પવિત્ર વિચારો કરવા પ્રભુએ મન, બુદ્ધિ આપ્યાં છે. જીવ પવિત્ર વિચારો કરે તો મનશુદ્ધિ થાય છે.

વેદો સગુણ નિર્ગુણ બ્રહ્મનું વર્ણન કરે છે. ઈશ્વર સાકાર નિરાકાર ઉભયરૂપે લીલા કરે છે. ઈશ્વરને આકાર નથી તેનો અર્થ એ છે કે તેને પ્રાકૃત આકાર નથી. મારા તમારા જેવો આકાર નથી.

નિર્ગુણ અને સગુણ બ્રહ્મ એક જ છે. ભક્તવશ નિર્ગુણ જ સગુણ બને છે. **भक्तबस सगुण सो होई ।** ઠંડીથી જળનો બરફ બને છે તેમ. બાકી જળ અને બરફમાંનું જળ એક જ છે.

નાથ, આ જગતમાં જે કાંઈ દેખાય છે, અનુભવાય છે, તે વાસ્તવિક તમારું જ સ્વરૂપ છે. માટીથી બનેલા પાત્રમાં માટી જ હોય છે, એમ સર્વત્ર આપ જ રહેલા છો. લૌકિક નામરૂપ બદલે છે તેથી લૌકિક નામરૂપ સત્ય નથી.



વેદો અંતમાં વર્ણન કરે છે. જ્ઞાન કરતાં ધ્યાન શ્રેષ્ઠ હોવાથી ઈશ્વરના કોઈ સ્વરૂપનું વારંવાર ચિંતન, ધ્યાન, સ્મરણ અને દર્શન કરો. એકમાં મન ચોંટી જાય ત્યારે મનની શક્તિ વધે છે. વિવેકથી મનને પરમાત્માના એક મંગલમય સ્વરૂપમાં સ્થિર કરો.

પછી શિવતત્ત્વ અને વિષ્ણુતત્ત્વનું રહસ્ય સમજાવ્યું

વેદસ્તુતિમાંથી વિદ્વાન મહાપુરુષો પોતાના અનેક અભિપ્રાયો પ્રગટ કરે છે. આરંભવાદ, પરિણામવાદ તથા વિવર્તવાદ. અનેક પ્રકારના વાદ વિદ્વાનો પ્રગટ કરે છે. અને તે સર્વ તે તે દૃષ્ટિને અનુસરી યોગ્ય છે.

વેદો પણ ઈશ્વરનું નિષેધ મુખથી વર્ણન કરે છે. જ્ઞાનમાર્ગમાં નેતિ નેતિ દ્વારા વર્ણન કરવામાં આવ્યું છે. તેનું વર્ણન ભક્તિમાર્ગમાં ઇતિ ઇતિ દ્વારા કરવામાં આવ્યું છે. બેનું લક્ષ્ય એક જ છે.

એ વેદ સ્તુતિનો સંક્ષેપ સાર છે.

અર્જુનને અભિમાન હતું કે હું મોટો વીર છું પ્રભુએ તે અભિમાન ઉતાર્યું. પ્રભુના ગુણ અનંત છે. તેના ગુણોનું કોણ વર્ણન કરી શકે ?

પ્રભુએ અગિયાર વર્ષ ગોકુળમાં લીલા કરી. ત્યાંથી મથુરા આવ્યા તે પછી દ્વારકાનાથ થયા. અનેક રાણીઓ સાથે લગ્ન કર્યાં અને ઉદ્ધવને જ્ઞાનોપદેશ આપી પ્રભુ સ્વધામમાં પધાર્યા. મારા ભગવાનની લીલાઓ અનંત છે, ગુણો પણ અનંત છે. દશમ સ્કંધની સમાપ્તિમાં સંક્ષેપમાં શ્રીકૃષ્ણના ચરિત્રનું વર્ણન કર્યું. શ્રીકૃષ્ણની લીલાઓનું ચિંતન કરતાં મન શ્રીકૃષ્ણમાં લય પામે છે.

સુંદર ગોપાલં ઉરવનમાલં નયનવિશાલં દુઃખ હરં,
વૃન્દાવનચંદ્રં આનંદકંદં પરમાનંદં ધરણિધરમ્.
વલ્લભઘનશ્યામં પૂરણકામં અત્યભિરામં પ્રીતિકરં,
ભજનંદકુમારં સર્વસુખસારં તત્ત્વવિચારં બ્રહ્મપરમ્.

સુંદર વારિજવદનં નિર્જિતમદનં આનંદસદનં મુકુટધરં,
ગુંજાકૃતિહારં વિપિનવિહારં પરમોદારં ચીરહરમ્.
વલ્લભ પટપીતં કૃતઉપવીતં કરનવનીતં વિબુધવરં,
ભજનંદકુમારં સર્વસુખસારં તત્ત્વવિચારં બ્રહ્મપરમ્.

શોભિત સુખમૂલં યમુનાકૂલં નિપટઅતૂલં સુખદતરં,
મુખમંડિત રેણું ચારિત ધેનું વાદિતવેણુ મધુરસુરમ્.
વલ્લભઅતિ વિમલં શુભ પદકમલં નખરુચિઅમલં તિમિરહરં,
ભજનંદકુમારં સર્વસુખસારં તત્ત્વવિચારં બ્રહ્મપરમ્.

卐

# સ્કંધ એકાદશ

અગિયારમા સ્કંધમાં આગળના એકથી દશ સ્કંધોનો ઉપસંહાર છે. તેમાંનું જ્ઞાન કપિલ ગીતા, પુરંજન આખ્યાન, ભવાટવીનું વર્ણન વગેરેમાં આવી જાય છે. અગાઉના દશ સ્કંધોમાં આવેલું જ્ઞાન ઉપસંહાર રૂપ ફરીથી એકાદશ સ્કંધમાં કહેવામાં આવ્યું છે. એકાદશ સ્કંધ ભગવાનનું મુખ છે, તેમાં જ્ઞાન ભર્યું છે. અત્યાર સુધી જે ઉપદેશ આપ્યો તેના ઉપસંહારરૂપ આ એકાદશ સ્કંધ છે.

નવમા સ્કંધમાં ઈશાનુકથાલીલા કહી. દશમા સ્કંધમાં નિરોધ લીલાની વાત આવી. શ્રીકૃષ્ણની કથા અનંત છે, લીલા પણ અનંત છે. તે અનંતનો અંત આવતો નથી. પણ આ કથા ગંગા પ્રગટ થઈ ત્યારથી ભાગીરથી ગંગાનો મહિમા ઘટ્યો છે. ભાગીરથી ગંગામાં સ્નાન કરવાને માટે પૈસાની જરૂર છે. આ કૃષ્ણકથા ગંગામાં સ્નાન કરવા માટે પૈસાની જરૂર પડતી નથી. ગંગા અમે તે સ્થળે આવી શકતી નથી. આ કૃષ્ણ ગંગા જ્યાં ઇચ્છો ત્યાં પ્રાપ્ત છે અને સુલભ છે. ગંગાસ્નાનથી દેહશુદ્ધિ થાય છે, મનશુદ્ધિ થતી નથી. આ કૃષ્ણકથા ગંગાથી મનશુદ્ધિ થાય છે. શ્રીકૃષ્ણનું સ્મરણ ચિંતન કરતાં મન પ્રભુ સાથે મળી જાય એટલે એકાદશ સ્કંધમાં મુક્તિલીલા છે.

જેના મનનો નિરોધ થાય છે તેને મુક્તિ જલદી મળે છે. દશમ સ્કંધમાં મનનો નિરોધ થયો એટલે મુક્તિ મળે છે. મનની મુક્તિ કરવાની છે. આત્મા તો સદા મુક્ત જ છે. જીવ વિષયોનું ચિંતન કરવાનું છોડી ઈશ્વરના ચિંતનમાં લાગે તો તેને મુક્તિ જ છે. જીવ પોતે અજ્ઞાનથી માની લે છે કે હું બંધાયેલો છું. વાસ્તવિક રીતે જીવને કોઈએ બાંધેલો નથી. સંસારના વિષયોનો મોહ જેનો દૂર થાય તેને મુક્તિ મળે છે. આ મોહ વિવેક, વૈરાગ્ય, તત્વજ્ઞાન વગેરેથી દૂર થાય છે.

મનમાં વિરોધ વાસના રાખશો નહિ તો નિરોધ જલદી થશે. મુક્તિ તેને મળે છે કે જેનો વૈરાગ્ય દૃઢ થયો છે.

એકાદશ સ્કંધનો પહેલો અધ્યાય વૈરાગ્યનો છે. વૈરાગ્ય વિના ભક્તિ થતી નથી. વૈરાગ્ય વિચાર કરવાથી આવે છે. મનને સમજાવવું કે તું જે પૈસાનું ચિંતન કરે છે એ તો ઝેર છે. મન જ્યારે સુખનું ચિંતન કરે ત્યારે મનને સમજાવવું કે એ ઝેર છે. આજદિન સુધી ઘણો અનુભવ કર્યો તને શાંતિ મળી છે? ઈશ્વર વિના, પવિત્ર વિચાર વિના વૈરાગ્ય આવતો નથી. સંસારના પ્રત્યેક વિષયમાં વૈરાગ્ય ન આવે, ત્યાં સુધી શુદ્ધ ભક્તિનો આરંભ થતો નથી. જ્યારે સંસારનાં પ્રત્યેક વિષય તરફ વૈરાગ્ય આવે, ત્યારે જાણજો કે ઈશ્વર પ્રત્યે ભક્તિનો ઉદય થયો છે.

સત્અસતનો વિચાર કરવાથી વૈરાગ્ય થાય છે. વિવેક જાગે તે પછી વૈરાગ્ય ઉત્પન્ન થશે. સંસારના સર્વ જડ પદાર્થ દુઃખરૂપ છે. તે અસત્ છે. ચેતન પરમાત્મા આનંદરૂપ છે. તે એક જ સત્ છે. નિશ્ચય કરો સંસારના વિષયો સુખરૂપ નથી; પરંતુ



પરિણામે તે દુઃખરૂપ છે. જે વસ્તુ દેખાય છે તે ક્ષણિક છે, દુઃખરૂપ છે. વિષયોના સંયોગમાં સુખ થાય છે તેના કરતાં અનંતગણું દુઃખ વિયોગમાં થાય છે.

ભગવાનને વૈરાગ્ય થયો છે. વૈરાગ્યને માટે આ પહેલો અધ્યાય છે. જીવને વૈરાગ્ય ત્યારે થાય છે જ્યારે તેને ખરી વસ્તુસ્થિતિનું જ્ઞાન થાય છે. જીવનમાં જ્યાં સુધી ધક્કો લાગે નહિ ત્યાં સુધી વૈરાગ્ય થતો નથી.

તુલસીદાસ યુવાનીમાં પોતાની પત્ની પાછળ આસક્ત હતા. પત્ની પિયેર ગઈ હતી. ચોમાસાની ભયંકર રાત્રી હતી. તુલસીદાસજી પત્નીને મળવા નીકળ્યા છે. નદીમાં મોટી રેલ હતી. શબને લાકડું સમજી નદી પાર કરી છે. સસરાનાં મકાન પાસે આવ્યા. મકાનમાં દાખલ થવા ઝાડ પર ચઢયા. સર્પને દોરડું સમજી તેના સહારે મકાનમાં દાખલ થયા. આટઆટલા સંકટની પરવા કર્યા વિના, સંકટ સહન કરી પત્ની પાસે આવ્યા. પત્ની તે વખતે તેમને ધમકાવવા લાગ્યાં. જે શરીરને મળવા તમે આટલું કષ્ટ વેઠયું તે શરીરમાં શું બળ્યું છે? તે ફક્ત હાડમાંસનો લોચો છે. આ શરીરની ચામડી કાઢી લીધા પછી તેને જુઓ તો ઘૃણા થશે. મારા આ હાડમાંસનાં શરીર ઉપર તમે જેવો પ્રેમ કરો છો તેવો પ્રેમ રામજી ઉપર કરો તો તમારું જીવન ધન્ય બની જશે, આ ભયંકર સંસારથી તમારી મુક્તિ થઈ જશે.

हाड मांसकी देह मम, तापर जितनी प्रीति।
तिसु आधी जो रामप्रति, अवसि मिटिहि भवभीति॥

આ વચનો સાંભળી તુલસીદાસજીને આંચકો લાગ્યો, જ્ઞાન થયું અને તે જ પળે ત્યાંથી ચાલી નીકળ્યા. સમગ્ર જીવન રામજીની સેવામાં સમર્પણ કર્યું.

ભગવાનને આ સંસારની પ્રવૃત્તિ બાધક લાગે છે. એટલે તે છોડીને પ્રભુ શયન કરે છે.

એક દિવસ પિંડારક તીર્થમાં ઋષિમુનિઓ બેઠા હતા. યાદવકુમારોને આ ઋષિઓની મશ્કરી કરવાનું સૂઝયું. યાદવકુમારોએ શાંબને સ્ત્રીનો પહેરવેશ પહેરાવ્યો. તેને લઈને ઋષિઓ પાસે ગયા. યાદવકુમારોએ ઋષિઓને પૂછયું આ સ્ત્રી ગર્ભિણી છે. આને પુત્ર થશે કે પુત્રી? ઋષિઓને આ ઠીક લાગ્યું નહિ. ભગવાનની પ્રેરણાથી ઋષિઓએ કુમારોને શાપ આપ્યો. આને છોકરો નહિ, છોકરી નહિ પરંતુ તમારા કુળનો વિનાશ કરનારું મુશળ પેદા થશે. સાંબના પેટમાંથી મુશળ નીકળ્યું. યાદવકુમારો ગભરાયા. આ પાપ શ્રીકૃષ્ણ પાસે જઈને કહ્યું નહિ. પોતાની બુદ્ધિ વાપરી તે મુશળ અનર્થ ન કરે એટલે તેને ઘસી નાંખ્યું અને તેનો ટુકડો વધ્યો તે સમુદ્રમાં નાંખ્યો. તે ટુકડો માછલી ગળી ગઈ. પાછળથી પારધીએ તેની બાણની અણી બનાવેલી. યાદવકુમારોની બુદ્ધિ બગડી, તેઓએ ઋષિઓનું, બ્રાહ્મણોનું અપમાન કર્યું એટલે તેઓનો વિનાશ થયો.

ભગવાનને વિચાર થયો કે મારી પાછળ યાદવો રહેશે તો તેઓ લોકોને ત્રાસ આપશે. એટલે યાદવોનો વિનાશ કર્યો મુશળથી. મુશળ એટલે કાળ. જેની યાદવો જેમ બુદ્ધિ બગડે છે તેની પાછળ કાળ આવે જ છે.

જીવની ઉત્પત્તિ અને સ્થિતિમાં આનંદ આવે છે, લયમાં આનંદ આવતો નથી.

ભગવાનને લયમાં આનંદ આવે છે, કારણ ભગવાન આનંદરૂપ છે. ભગવાન સર્વ જાણે છે છતાં બોલતા નથી.

એકાદશ સ્કંધના બીજા અધ્યાયથી ઉપદેશ શરૂ થાય છે.

એક દિવસની વાત છે. નારદજી વસુદેવને ત્યાં પધાર્યા. વસુદેવજીએ નારદજીની પૂજા કરી. તે પછી વસુદેવે પ્રશ્ન કર્યો. આપ મને એવો ઉપદેશ આપો કે જેથી હું આ જન્મમૃત્યુરૂપ ભયાનક સંસારને અનાયાસે પાર કરી જાઉં.

નારદજીએ કહ્યું, તમારો આ પ્રશ્ન સુંદર છે કારણ તે ભાગવતધર્મ સંબંધમાં છે. આના સંબંધમાં નવ યોગીશ્વરો અને નિમિરાજાનો સંવાદ કહેવામાં આવે છે તે શ્રવણ કરો.

એક વખત વિદેહરાજ નિમિના દરબારમાં નવ યોગેશ્વરો પધારેલા, તે વખતે વિદેહરાજ નિમિએ તેઓને પ્રશ્ન કર્યો કે પરમકલ્યાણનું સ્વરૂપ શું છે? તેનું સાધન શું છે? અમને ભાગવતધર્મનો ઉપદેશ કરો. આ સંસારમાં અર્ધી ક્ષણનો સત્સંગ પણ મનુષ્યોને માટે પરમ નિધિરૂપ બની જાય છે. યોગ્ય જ કહ્યું છે કે,

तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम् ।
भगवत्सङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिषः ॥

ભગવાનમાં આસક્ત રહેવાવાળા સંતોનો ક્ષણભર જો સંગ પ્રાપ્ત થાય, તો તની તુલના સ્વર્ગ અને મોક્ષની સાથે ન થઈ શકે. (એટલે કે સ્વર્ગ અને મોક્ષ કરતાં પણ તે વધારે શ્રેષ્ઠ છે.) તો પછી બીજા પદાર્થોની તો વાત જ શું કરવી?

યોગેશ્વર કહેવા લાગ્યા, શ્રવણ કરો રાજન:

આ જીવ અંશ છે. શ્રીકૃષ્ણ અંશી છે. અંશીથી અંશ જુદો પડયો છે. કેટલાક પૂછે છે, અંશ ઈશ્વરથી ક્યારે અને કેમ જુદો પડ્યો? અજ્ઞાનનો આરંભ ક્યારે થયો તે કહી શકાતું નથી. અજ્ઞાનનો તો નાશ થઈ શકે છે.

જીવ ઈશ્વરનો અંશ છે. અંશ અંશીમાં મળી જાય ત્યારે શાંતિ મળે. જીવાત્મા પરમાત્માથી જુદો પડેલો છે એ જ મહાન દુઃખ છે. તે વિયોગરૂપી દુઃખ ત્યારે જ દૂર થાય કે જીવ પરમાત્મામાં મળી જાય. અંશીથી અંશ—પરમાત્માથી જીવ વિખૂટો પડ્યો ત્યારથી દુઃખી થયો છે. ઈશ્વરમાં એ અંશ મળે—જીવ ઈશ્વર સાથે એક બને ત્યારે કાળ એનો નોકર બને છે. નિર્ભય થવું હોય તો પરમાત્માનો દૃઢ આશ્રય કરો. પરમાત્માનો આશરો લીધા વિના જીવ નિર્ભય થતો નથી.

જીવ ઈશ્વરથી કિંચિત્ પણ વિખૂટો હશે તો અંતે રડવાનું છે. જીવ માત્રને રોગ થયો છે કારણ કે ઈશ્વરનો એને વિયોગ થયો છે. આપણને ઈશ્વરનો વિયોગ થયો છે. આ વિયોગરૂપી દુઃખની કાંઈ દવા છે? એની દવા છે કે જીવ શ્રીકૃષ્ણ સાથે સંબંધ જોડે, જીવ બ્રહ્મ સાથે સંબંધ જોડે મારે શ્રીકૃષ્ણમાં મળી જવું છે તેમ નિશ્ચય કરે. આ શરીર મલિન છે આ શરીરથી બ્રહ્મ સંબંધ થઈ શકે નહિ. દેવો આપણાં શરીરથી એક ફર્લાંગ દૂર ઊભા રહે છે. આ શરીરમાંથી સતત દુર્ગંધ નીકળે છે. તેથી આરંભમાં મનથી ઈશ્વર સાથે સંબંધ જોડવાનો છે. જેને ઈશ્વરને મળવું છે તે ઈશ્વર સાથે સંબંધ જોડે.



કાળ સર્વને મારે છે. તેમાંથી છૂટવા કાળના પણ કાળ કૃષ્ણને શરણે જાવ. દરેક કાર્ય શ્રીકૃષ્ણની આજ્ઞા માનીને કરો. કોઈ પણ કાર્ય કરો તે પરમાત્માને પ્રસન્ન કરવાની ભાવનાથી પ્રભુ પ્રીત્યર્થે કરો. વ્યવહાર કરો પણ અનુસંધાન અંદરથી ઈશ્વરનું રાખવાનું પ્રત્યેક ક્રિયા ઈશ્વરની આજ્ઞા સમજીને કરવામાં આવે તો તે ભકિત બને છે. કર્કશવાણીથી હૈયું બાળે છે તે કદી ભકિત કરી શકશે નહિ.

પ્રત્યેક ક્રિયા પરમાત્માનું અનુસંધાન રાખીને કરવી. દરેકમાં પરમાત્મા છે, એમ માની વ્યવહાર કરવો તો એ વ્યવહાર પણ ભકિત બને છે. જડ ચેતન દરેકમાં એક જ તત્ત્વ ભર્યું છે એમ માનો તો તમારાથી પાપ થશે નહિ. આ બધું જડ ચેતન જગત ઈશ્વરમય છે એમ માનવાથી શાંતિ મળશે.

પ્રત્યેક વસ્તુમાં ઈશ્વર છે એમ માની વ્યવહાર કરવો. પ્રત્યેક સંત ધંધો કરતા હતા. પ્રત્યેકને ધંધો કરતાં ઈશ્વર મળ્યા છે. સેના નાવી હજામત કરવાનો ધંધો કરતા હતા. એક દિવસ તેમને વિચાર થયો કે હું લોકોનાં માથાનો મેલ કાઢું છું, પણ મારી બુદ્ધિનો મેલ કાઢયો નહિ. આ વિચારથી તેના જીવનમાં પલટો આવ્યો. તેઓ સંત થયા. કોઈપણ ધંધો કરજો પણ ધંધો કરતાં ઈશ્વરને ભૂલશો નહિ. વૈશ્ય વેપાર કરે એ ઠાકોરજીની ભક્તિ છે. વ્યવહાર કરતાં ઈશ્વરથી જુદા પડશો નહિ. સર્વમાં ભગવદ્‌ભાવ રાખો.

પણ સત્સંગ વગર આ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. રોજ થોડો વખત સત્સંગ કરવાની જરૂર છે. સત્સંગથી મનનો મેલ દૂર થાય છે. જીવ જ્યારે જન્મ્યો ત્યારે તે શુદ્ધ હતો. તે પછી જેના સંગમાં એ આવ્યો તેવો તે થયો. માટે શ્રેષ્ઠ સંતોનો સંગ હંમેશા રાખો. સંતોનાં લક્ષણો ગણી બતાવ્યાં છે. સુંદર સુંદર વસ્તુઓ દેખાય પરંતુ કોઈ વસ્તુમાં જેનું મન જતું નથી તે સંત. ત્રૈલોકયનું રાજ્ય મળે કે જાય પણ એક ક્ષણ જે ભગવાનને ભૂલતો નથી તે સંત. ત્રૈલોકયનું રાજ્ય મળે તોપણ ઈશ્વરનું અનુસંધાન ભૂલશો નહિ. સંત તે છે કે જે પ્રેમદોરીથી પરમાત્માને હૃદયમાં બાંધી રાખે છે. પ્રેમદોરીથી જે ભગવાનને હૃદયમાં બાંધી રાખે છે તેવા સંતોનો સત્સંગ કરો.

સંસારના વિષયો વહાલા લાગે ત્યાં સુધી સમજવું કે હું હજુ વૈષ્ણવ થયો નથી, મુકિતને માટે લાયક થયો નથી.

સુંદર સુંદર વિષયો દેખાય તેમ છતાં (વિષયો ભોગવવાની શકિત હોવા છતાં) તે વિષયોમાં જેનું મન ન જાય તે વૈષ્ણવ.

જગતમાં બે માર્ગ છે: પહેલો ત્યાગનો, બીજો સમર્પણનો. ત્યાગ માર્ગે ન જવાય એવાઓ માટે આ સમર્પણનો માર્ગ બતાવ્યો. સર્વ સાથે પ્રેમ કરો. બધું કૃષ્ણાર્પણબુદ્ધિથી કરો. અથવા હું કોઈનો નથી અને મારું કોઈ નથી એમ માની સર્વનો ત્યાગ કરી એક ઈશ્વર સાથે પ્રેમ કરો.

શરીરથી, વાણીથી, મનથી, ઇન્દ્રિયોથી, બુદ્ધિથી અને સ્વભાવથી અનુસરી મનુષ્ય જે જે કર્મ કરે, તે તે સર્વ ભગવાન નારાયણને સમર્પણ કરે. આ છે સરળ અને સીધો ભાગવત ધર્મ

**कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्याऽऽत्मना वानुसृतस्वभावात्।**
**करोति यद् यत् सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत्॥**

ભા. ૧૧-૨-૩૬

આ પ્રમાણે જે પ્રતિક્ષણ એક એક વૃત્તિ દ્વારા ભગવાનના ચરણકમલોનું જ ભજન કરે છે તેને ભગવાનની પ્રતિ, પ્રેમમયી ભક્તિ, સંસાર ઉપર વૈરાગ્ય અને ભાગવત સ્વરૂપનો અનુભવ એ ત્રણ એકી સાથે પ્રાપ્ત થાય છે.

**सर्वभूतेषु यः पश्येद् भगवद्भावमात्मनः।**
**भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः॥**

આત્મસ્વરૂપ ભગવાન સમસ્ત પ્રાણીઓમાં આત્મરૂપે-નિયંતારૂપે સ્થિતિ છે. જે ક્યાંય પણ ન્યૂનતા કે અધિકતા ન જોઈ સર્વત્ર પરિપૂર્ણ ભગવત સત્તાને જ જુએ છે, અને સાથોસાથ સમસ્ત પ્રાણી અને સમસ્ત પદાર્થ આત્મસ્વરૂપ ભગવાનમાં જે આધેય રૂપથી અથવા અધ્યસ્તરૂપથી સ્થિર છે એટલે કે વાસ્તવમાં ભગવત સ્વરૂપ જ છે–આ પ્રમાણે જેનો અનુભવ છે. આવી જેની દૃષ્ટિ સિદ્ધ થઈ છે તેને ભગવાનનો પરમપ્રેમી ઉત્તમ ભાવવત સમજવો જોઈએ.

જે એક માત્ર ભગવાન વાસુદેવમાં જ નિવાસ કરે છે તે ઉત્તમ ભગવત્ ભક્ત છે.

ત્રીજા યોગેશ્વર અંતરીક્ષે માયાનાં લક્ષણો બતાવ્યાં. આ માયા અતિ દુસ્તર એટલે તરવી મુશ્કેલ છે. તે પછી ચોથા યોગેશ્વર પ્રબદ્ધ માયાને તરવાના ઉપાયો બતાવ્યા.

માયાને તરવાની ઇચ્છા હોય તેણે સ્વતંત્ર રહેવું નહિ. કોઈ લાયક ગુરુને શરણે જવું. માયાને તરવાની ઇચ્છા હોય તે કોઈ સંતની આજ્ઞામાં રહે. વિલાસી ગુરુ શિષ્યનું કલ્યાણ કરી શકે નહિ. જ્ઞાની અને બ્રહ્મનિષ્ઠ ગુરુ શિષ્યનું કલ્યાણ કરી શકે. કેવળ શબ્દબ્રહ્મમાં નિષ્ઠ હોય પણ બ્રહ્મનિષ્ઠા ન હોય તો તે ગુરુ થવાને લાયક નથી. એવા કોઈ સંત શોધી કાઢો કે જે સંતની સ્મૃતિ તમને પાપ કરતાં અટકાવે. યૌવનમાં જે સ્વતંત્ર થાય છે ઘણે ભાગે તેનું પતન જ થવાનું. યૌવનમાં મનુષ્ય પશુ જેવો થાય છે. માટે યુવાનીમાં કોઈને આધીન રહો. માતાપિતાની, સંતની આજ્ઞામાં રહો. કોઈ સંતના ચરણનો આશ્રય કરો.

જેને માયાને તરવાની ઇચ્છા છે તે પ્રત્યેક ઇન્દ્રિયથી બ્રહ્મચર્ય પાળે. આંખથી અને મનથી પણ બ્રહ્મચર્ય પાળે. જેને માયાને તરવાની ઇચ્છા છે તે રોજ નિયમથી એકાંતમાં એક આસને બેસી ત્રણ કલાક પ્રભુના નામના મહામંત્રનો જપ કરે, ભગવાનનું ધ્યાન કરે.

બહુ બોલશો નહિ. દિવસમાં કંઈ નહિ તો ત્રણ કલાક મૌન રાખો. મૌન મનને એકાગ્ર બનાવે છે. મૌનથી મનની શક્તિ વધે છે. વાણી અને પાણીનો જે દુરુપયોગ કરે છે, તે ઈશ્વરનો ગુનેગાર છે.

જેને માયાને તરવાની ઇચ્છા છે તે કાયાથી, મનથી, વચનથી કોઈનું દિલ ન દુભાવે.

સ્વધર્મમાં નિષ્ઠા રાખો. ભાગવત ધર્મમાં નિષ્ઠ રાખવી. અન્ય ધર્મો પ્રત્યે કુભાવ ન રાખવો.



જેને માયા તરવાની ઈચ્છા છે તે રોજ પ્રાર્થના કરે. જીવ અને ઈશ્વરનો પહેલો સંબંધ શબ્દથી થાય છે. સ્ત્રીપુરુષનો સંબંધ પણ વાગ્દાનથી વેવિશાળથી શરૂ થાય છે. રોજ પ્રાર્થના કરો. નાથ, હું તમારો છું. મારા અપરાધો ક્ષમા કરો.

વિવેકપૂર્વક વિચાર કરવાથી માયાનો મોહ ઓછો થાય છે. બાકી મનુષ્યના જીવનનો ઘણો સમય અને સંપત્તિ, વ્યસન અને ફેશન પાછળ જાય છે.

માયાને તરવાનાં ઘણાં સાધનો છે. પણ ભક્ત કેવળ ભક્તિથી અનાયાસે માયાને તરી જાય છે.

**मामेव ये प्रपद्यंते मायामेतां तरन्ति ते॥**

જે મારે શરણે આવે છે તે માયાને તરી જાય છે.

કળિયુગમાં શ્રીકૃષ્ણના નામનો જપ કરવાથી સદ્ગતિ મળે છે. સેવા ક્રિયાત્મક નહિ, પરંતુ સેવા ભાવાત્મક જોઈએ.

કળિયુગના મનુષ્યોનાં શરીરો વિલાસી છે. શરીરની ઉત્પત્તિ જ કામમાંથી થયેલી છે. તેથી કળિયુગમાં યોગમાર્ગ અને જ્ઞાનમાર્ગથી ઈશ્વરપ્રાપ્તિ થવી બહુ જ મુશ્કેલ છે. કળિયુગમાં હરિકીર્તન સહેલો ઉપાય છે.

સિદ્ધાંતો જાણે બધાં, પણ જીવનમાં તો પુણ્યશાળી માણસો જ ઉતારી શકે છે.

જીવને પ્રભુના નામનો જપ કરવો સહેલો છે કારણ કે જીભ તમારે આધીન છે. અને ભગવાનનું નામ પણ સર્વને સુલભ છે. તેમ છતાં જીવો નરકમાં પડે છે. આ શું મોટામાં મોટું આશ્ચર્ય નથી? આ મોટું આશ્ચર્ય છે.

**नारायणेति मन्त्रोऽस्ति वागस्ति वशवर्तिनी।**
**तथापि नरके घोरे पतन्तीत्येतदद्भुतम्॥**

મહાભારતના વનપર્વમાં યુધિષ્ઠિરનો સંવાદ આવે છે. તેમાં યક્ષે યુધિષ્ઠિરને એક પ્રશ્ન પૂછેલો છે કે—આ દુનિયામાં મોટામાં મોટું આશ્ચર્ય શું છે?

યુધિષ્ઠિરે જવાબ આપ્યો છે:

**अहन्यहनि भूतानि गच्छन्ति यममन्दिरम्।**
**शेषाः स्थिरत्वमिच्छन्ति किमाश्चर्यमतः परम्॥**

દરરોજ સેંકડો જીવો યમરાજને ઘેર જઈ રહ્યા છે તે જોવા છતાં (તો પણ) બીજા બાકી રહેલા લોકો તો એમ જ માને છે કે આપણે તો મરવાના જ નથી. અને એમ માની આ દુનિયામાં મનસ્વી રીતે રહે છે, વર્તે છે. બાકીના લોકો દુનિયામાં સ્થિર રહેવા ઇચ્છે છે. જાણે કે પોતે મરવાના જ નથી. આથી મોટું આશ્ચર્ય બીજું શું હોઈ શકે?

આ જ મોટામાં મોટું આશ્ચર્ય છે.

પાંચમા યોગેશ્વરે નારાયણ ભગવાનનું સ્વરૂપ બતાવ્યું. તે પછી નિમિરાજાએ કહ્યું:—અમને કર્મયોગ વિષે કાંઈક કહો. આ કર્મ, અકર્મ, વિકર્મમાં મને કાંઈ સૂજ પડતી નથી. ત્યારે છઠ્ઠા યોગેશ્વર આવિર્હોત્ર બોલ્યા: રાજા તેં યોગ્ય જ કહ્યું છે. આ કર્મ, અકર્મ અને વિકર્મનો અર્થ કરવામાં ભલભલા વિદ્વાનો પણ ગૂંચવાયા છે.

**किं कर्म किमकर्मेति**
**कवयोऽप्यत्र मोहिताः**
गी. ૪-૧૬

જો કે વેદો કર્મ કરવાની આજ્ઞા કરે છે અને તે માટે કર્મના ફળરૂપે સ્વર્ગાદિની લાલચ આપે છે, પરંતુ તેઓનો ઉદ્દેશ તો કર્મ છોડાવવાનો જ છે.

કર્મમાં અકર્મને જુએ અને અકર્મમાં કર્મને જુએ એટલે કે કર્મના ફળમાં આસક્તિ રાખ્યા વગર અનાસક્તપણે જે કર્મ કરે તે જ શ્રેષ્ઠ.

કર્મ કરો પણ मा फलेषु कदाचन વૃત્તિ રાખીને કર્મ કરો. દરેક કર્મ ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરો. આ પ્રમાણે કર્મોનું રહસ્ય સમજાવ્યું.

સાતમા યોગેશ્વર દ્રુમિલે ભગવાનની લીલાઓનું વર્ણન કર્યું. ભગવાનના અનેક અવતારોની કથા સંભળાવી. આઠમા યોગેશ્વર ચમસે ભક્તિહીન પુરુષોની ગતિનું વર્ણન કર્યું. ભક્તિહીન પુરુષો નરકમાં પડે છે. તે પછી કરભાજન નામના નવમા યોગેશ્વરે પરમેશ્વરની પૂજાવિધિઓ બતાવી.

છેવટે નારદજી કહે છે, વસુદેવજી બહુત ગઈ થોડી રહી. સમય થોડો છે. કામ ઘણું કરવાનું છે. શ્રીકૃષ્ણ મારો છોકરો છે તેવી ભાવના ન રાખો. એ સાક્ષાત્ પરમાત્મા છે.

આ બાજુ દેવોએ ભગવાન પાસે આવી પ્રાર્થના કરી, પ્રભો! આપ સ્વધામમાં પધારો. પ્રભુએ કહ્યું મારે પણ પૃથ્વીનો ત્યાગ કરવો છે.

દ્વારકામાં મોટાં મોટાં અપશુકનો થવા લાગ્યાં. વૃદ્ધ યાદવો ભગવાન પાસે આવ્યા. પ્રભુએ કહ્યું આપને ઋષિઓનો શાપ થયો છે. હવે અહીં રહેવું ઇષ્ટ નથી. માટે આપણે પ્રભાસક્ષેત્રમાં જઈએ. આ સાંભળી સર્વ પ્રભાસ જવાની તૈયારી કરવા લાગ્યા.

ઉદ્ધવે આ વાત સાંભળી. ઉદ્ધવજી સમજી ગયા કે યાદવોનો સંહાર કરી ભગવાન આ લોકનો પરિત્યાગ કરશે. ઉદ્ધવજી ભગવાન પાસે આવ્યા. કહેવા લાગ્યા, હું આપને શરણે આવ્યો છું. તમારા વિરહમાં હું કેવી રીતે જીવી શકીશ? તમે જશો ત્યાં હું તમારી સાથે આવીશ.

ભગવાન કહે છે :—ઉદ્ધવ, તું સાથે આવ્યો નથી તો તને સાથે ક્યાંથી લઈ જાઉં? ઉદ્ધવ, હું તને માર્ગદર્શન કરીશ. ઉદ્ધવ, આ બધો સપનાંનો ખેલ છે, ભ્રમ છે. સંસાર અસત્ય છે, આત્મા જ સત્ય છે.

એમ કહી ત્યાગ-સંન્યાસનો ઉપદેશ આપ્યો. ઉદ્ધવ કહે છે :—ત્યાગનો માર્ગ મુશ્કેલ છે. મને સહેલો ઉપાય બતાવો. મને જ્ઞાન આપો. મારા ઉપર કૃપા કરો.

ભગવાન કહે છે :—ઉદ્ધવ, મેં તો તારા ઉપર કૃપા કરી છે. મનુષ્ય જન્મ આપ્યો તે ઓછી કૃપા છે? આપણા ઉપર ઈશની, સંતની અને શાસ્ત્રની કૃપા છે. હવે તું જ તારા ઉપર કૃપા કરજે. ઉદ્ધવ, તારો ઉદ્ધાર તું જાતે કરજે. તું જ તારો ગુરુ થા.

**आत्मनो गुरुरात्मैव।**

આત્મા જ આત્માનો ગુરુ છે.

ઈશ્વરે તો કૃપા કરી છે. હવે જીવે પોતાની ઉપર કૃપા કરવાની છે. જીવનનું એક લક્ષ્ય નક્કી કરો અને તે મેળવવા પ્રયત્ન કરો, સાધન કરો તો સફળતા મળશે.



ઘણાને જીવનના લક્ષ્યની ખબર નથી. માનવ જીવનનું લક્ષ્ય છે પરમાત્માને પ્રાપ્ત કરવાનું. માનજે પ્રભુએ મને ઘણું આપ્યું. મનને રોજ સમજાવવું કે મારી લાયકાત કરતાં ઠાકોરજીએ મને ઘણું વધારે આપ્યું છે.

કૃષ્ણકથા કરવાથી હૃદય વિશુદ્ધ થાય છે. કથા સાંભળવાથી પાપ બળે છે, પ્રભુનું ભજન કરો તો ઈશ્વર કૃપા કરશે જ. માટે પ્રભુનું ભજન કરો.

ઉદ્ધવ, મેં તો તારા ઉપર કૃપા કરી છે પરંતુ હવે તું તારી જાત ઉપર કૃપા કર.

વિચાર કરો અજામિલ જેવા પાપી ઉપર ભગવાને કૃપા કરી તો મારા ઉપર કૃપા શું નહિ કરે? અજામિલ ચોરી કરતો. તેણે વેશ્યા રાખી હતી. તેવાનો પણ ભગવત કૃપાથી ઉદ્ધાર થયો.

હવે એવો સંકલ્પ કર કે આ જ જન્મમાં મારે ભગવાનનાં દર્શન કરવાં છે. ઉદ્ધવ એવો દૃઢ નિશ્ચય કર કે આ જ જન્મમાં મારે દ્વારકાનાથને ચરણે જવું છે.

હવે ભયંકર કળિકાળ આવશે. વિધિપૂર્વક કર્મ થશે નહિ ભવિષ્યમાં મનુષ્ય જન્મ મળે તો પણ સંગનો દોષ લાગશે ઉદ્ધવ, તું જ તારો ગુરુ છે. તને તારી જાત ઉપર લાગણી ન થાય ત્યાં સુધી બીજાને તારા ઉપર કેમ લાગણી થાય? ઉદ્ધવ, અંદરથી લાગણી ન થાય ત્યાં સુધી જીવન સુધરતું નથી. માટે તું તારો ગુરુ થઈ જીવન સુધારવા પ્રયત્ન કર. ઉદ્ધવ, મારા સિવાય જે દેખાય છે તે મિથ્યા છે એમ માન.

ભગવાન કહે છે:-ઉદ્ધવ! તારું ધન હું માંગતો નથી, તારું મન માગું છું.

ઉદ્ધવ! સર્વમાં એક ઈશ્વરનાં જ દર્શન કરજે. ઉદ્ધવ, તારું મન મને આપ. ભગવાન ધન માંગતા નથી પણ મન માગે છે. સમય માગે છે.

ઉદ્ધવ પ્રાર્થના કરે છે:-પ્રભુ મને આત્મતત્ત્વનો ઉપદેશ કરો. આપના વગર કોણ તે ઉપદેશ કરી શકશે?

ભગવાન કહે છે: અનેક પ્રકારનાં શરીરોનું મેં નિર્માણ કર્યું છે. પરંતુ તે સામાં મનુષ્ય શરીર મને અત્યંત પ્રિય છે. આ મનુષ્ય શરીરમાં એકાગ્રચિત્ત તીક્ષ્ણબુદ્ધિવાળો પુરુષ ઈશ્વરનો સાક્ષાત્ અનુભવ કરી શકે છે તે કેવી રીતે, એ સંબંધમાં એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે. એ અવધૂત દત્તાત્રેય અને યદુરાજાના સંવાદરૂપમાં છે.

ઉદ્ધવ, આવા પ્રશ્નો યદુરાજાએ શ્રી દત્તાત્રેયને કરેલા. યદુરાજાએ ત્રિકાલદર્શી અવધૂત બ્રાહ્મણને નિર્ભય વિચરતા જોયા. યદુરાજાએ તેમને પ્રશ્ન કર્યો તમારું શરીર પુષ્ટ છે તેવું મારું શરીર નથી. હું જોઉં છું કે સંસારના મોટા ભાગના લોકો કામ અને લોભના દાવાનળમાં બળી રહ્યાં છે પરંતુ આપને તે અસર કરતાં નથી. આપ મુક્ત છો. આપ તો આપના સ્વરૂપમાં કેવળ સ્થિર રહો છો. આપને આત્મામાં આવા અનિર્વચનીય આનંદનો અનુભવ કેવી રીતે થાય છે? આપની પાસે શું કિમિયો છે? દત્તાત્રેયજી કહેવા લાગ્યા, રાજા મેં નિશ્ચય કરી લીધો છે કે સંસારની જડ વસ્તુઓમાં આનંદ નથી. જડ વસ્તુમાંથી મનને હટાવી સર્વના દ્રષ્ટા આત્મસ્વરૂપમાં દૃષ્ટિ સ્થિર કરી હું દ્રષ્ટાને નિહાળું છું. દૃશ્યમાંથી દૃષ્ટિ હટાવી જે કેવળ દ્રષ્ટાને જુએ છે તેને આનંદ મળે છે.

દત્તાત્રેયજી કહે છે :–રાજન્ આનંદ બહાર નથી, વિષયોમાં નથી. પણ આનંદ અંદર છે. હું "હું પણા" ને ભૂલી ગયો છું. જગતના વિષયોમાંથી દૃષ્ટિ હટાવી લઈ મેં દૃષ્ટિને અંતર્મુખ કરેલી છે. હું મારા સ્વરૂપમાં સ્થિત છું પ્રારબ્ધ અનુસાર જે મળે તેમાં હું આનંદ માનું છું તું પણ તારા મનને સુધાર તારા મનને રોકવા બીજો કોણ આવશે ? તારા મનને તારે જ રોકવું પડશે.

દીક્ષાગુરુ એક પણ શિક્ષાગુરુ અનેક હોઈ શકે. મેં એક નહિ પણ ચોવીસ ગુરુઓ કરેલા છે. આ મને જે જ્ઞાન મળ્યું છે તે મારા અનેક ગુરુઓ પાસેથી મળ્યું છે.

મારા ગુરુઓનાં નામો તારે જાણવા છે તો સાંભળ :

(૧) ધરતી મારો પહેલો ગુરુ છે. પ્રભાતે હું તેમને વંદન કરું છું. હાથ ક્રિયાશક્તિનું પ્રતીક છે. નિશ્ચય કરો આજથી પરમાત્માને ગમે તેવાં કાર્ય કરવાં છે. હે નાથ, હું શરણે આવ્યો છું. મા જેમ બાળકને સાચવે છે તેમ મને સાચવજો. પ્રાતઃકાળમાં આ પ્રમાણે પ્રાર્થના કરી હોય તો ભગવાન સાચવશે.

ધરતી કેટલું સહન કરે છે. ધરતી પાસેથી મેં ગુણ લીધો છે કે ખૂબ સહન કરવું. ખૂબ સહન કરજો કોઈ પ્રત્યે કુભાવ ન રાખજો.

(૨) વાયુ પાસેથી મેં સંતોષ અને અસંગપણાનો બોધ લીધો.

(૩) આકાશ પાસેથી મેં બોધ લીધો કે આકાશની જેમ ઈશ્વર પણ સર્વવ્યાપક છે. આકાશની જેમ આત્મા કોઈથી લેપાતો નથી

(૪) મેં જળને ગુરુ કર્યાં છે. તેની પાસેથી મને બે તત્ત્વ શીખવા મળ્યાં :— શીતળતા અને મધુરતા. જળ જેમ સાધકે રાગ દ્વેષાદિ મળથી રહિત થઈ શુદ્ધ થવું અને રહેવું. સાધકે મધુર ભાષી થવું જોઈએ. સ્વભાવને બરફ જેવો ઠંડો રાખજો, અને મધુર રાખજો.

(૫) તું નહિ માને પણ અગ્નિને પણ મેં ગુરુ કર્યો છે અગ્નિ પાસેથી હું પવિત્રતા શીખ્યો. વિવેકરૂપી અગ્નિ જો હૈયામાં પ્રગટે તો કોઈ પાપને તે હૈયામાં આવવા દે નહિ, હૈયામાં રાખે નહિ. વિવેક એ અગ્નિ છે. કોઈ વ્યકિતનું પાપ મનમાં રાખશો નહિ, નહિતર તે વ્યકિત તરફ કુભાવ થશે. બીજાના પાપનો મનથી વિચાર કરવો એ પાપ છે. બીજાનુ પાપ સાંભળતા વેંત જ તેને વિવેક અગ્નિથી બાળી નાંખો.

(૬) ચંદ્ર પાસેથી હું સમતા શીખ્યો વૃદ્ધિ હ્રાસ સર્વ અવસ્થા શરીરની છે. આત્માનો તેની સાથે કાંઈ સંબંધ નથી. સંપત્તિમાં શાન રાખજો, ભાન ભૂલશો નહિ અને વિપત્તિમાં રડશો નહિ, દુઃખી થશો નહિ

(૭) સૂર્યની જેમ પરોપકારી થવું પણ તેનું અભિમાન કરવું નહિ સૂર્ય આકાશમાં એક જ સ્વરૂપે છે. તેમ છતાં જ્યારે તેનું પ્રતિબિંબ જુદાં જુદાં પાણીથી ભરેલાં પાત્રોમાં પડે છે, ત્યારે સૂર્ય અનેક સ્વરૂપોવાળો છે એમ લાગે છે. તે પ્રમાણે આત્મા એક છે. પણ દેહાદિ ઉપાધિઓનાં કારણે તે અનેક સ્વરૂપોવાળો લાગે છે. વાસ્તવમાં આત્મા ઉપાધિઓથી પણ રહિત છે.

(૮) હોલા-કબૂતરના પ્રસંગ ઉપરથી હું શીખ્યો કે કોઈ વ્યકિત, વિષય કે વસ્તુમાં અતિ મમતા-આસકિત રાખવી નહિ. હોલો પત્ની, પુત્રની આસકિતના કારણે પોતે પણ



વિલાપ કરતો નાશ પામ્યો કોઈના મરણ પાછળ રડવું નહિ. રડનારો પોતે એક દિવસ જાતે પણ જવાનો છે. તો તમે તમારે માટે જ રડોને ! કારણ તમારી પણ એ જ દશા થવાની છે. મનુષ્યે બીજાને માટે રડવું નહિ. પોતાને માટે જ રડવું જોઈએ. બીજા માટે રડવાનું છોડી, ચેતી જઈ, પોતે પોતાનું હિત સાધવા પ્રયત્ન કરો.

(૯) અજગરની જેમ પ્રારબ્ધ અનુસાર જે કાંઈ મળે તેમાં સંતોષ રાખવો.

(૧૦) સમુદ્રની જેમ મનુષ્યે સંપૂર્ણ કામભોગો મળે ત્યારે હરખાવું નહિ. અને કામ ભોગો ન મળે ત્યારે સંતાપ કરવો નહિ સમુદ્ર વર્ષાઋતુમાં ઘણી નદીઓનાં જળથી છલકાઈ જતો નથી, અને ઉનાળામાં ઘણી નદીઓનાં પાણી નહિ મળવાથી તે સુકાઈ જતો નથી તેમ.

(૧૧) રાજા! પતંગિયું પણ મારો ગુરુ છે. પતંગિયું અગ્નિના રૂપથી મોહિત થઈ તેમાં પડે છે અને બળી મરે છે, તેમ મનુષ્ય માયાના રૂપથી મોહાઈને તેમાં ફસાય છે, અને પતંગિયાની જેમ નાશ પામે છે.

મનુષ્યનું મન પતંગિયા જેવું છે. એકલા સૌંદર્ય પાછળ ઘેલા ન થાવ. સૌંદર્ય પાછળ ઘેલા થવાથી નાશ થાય છે. જગતમાં જે વિષયો ઉપર ઉપરથી સુંદર લાગે છે, તે વાસ્તવમાં સુંદર નથી. સુંદરતા એ મનની કલ્પના માત્ર છે. તેનો નાશ થાય છે. ફકત મારો શ્રીકૃષ્ણ એક જ સુંદર છે. માટે તે મનમોહનમાં જ તારા મનને લગાવ.

(૧૨) રાજા ! મેં એક વાર ભ્રમરને પણ મારો ગુરુ કર્યો. ભ્રમરની જેમ સર્વમાંથી સાર ગ્રહણ કરવો, પરંતુ ભ્રમરની જેમ એક કમળમાં આસકિત કરવી નહિ. કમળની ગંધથી લોભાઈ ભ્રમર હમણાં અહીંથી થોડી વાર પછી ઊડી જઈશ, થોડી વધારે મજા હજુ લઈ લેવા દે, એવા વિચાર તે કરતો રહે છે, ત્યાં સાંયકાળ થતાં કમળની પાંખડીઓ બિડાઈ જતાં તેમાં પુરાઈ જાય છે.

ભ્રમરમાં લાકડાને કોરવાની શકિત છે તેમ છતાં આવા કોમળ કમળને કોરીને તે બહાર આવતો નથી. કારણ આસકિત ખરીને !

આ સંસાર પણ કમળ જેવો છે. વિષય એ ગંધ છે. અને તેમાં ફસાયેલો જીવ એ ભ્રમર છે. સંસારમાં મનુષ્યનો જીવ ભ્રમર માફક ફસાય છે. ભ્રમર કમળમાં ચિંતન કરે છે તેમ મનુષ્ય વિષયસુખ માણે છે અને તેનું ચિંતન કરે છે. ભ્રમર ચિંતન કરે છે સવાર થશે ત્યારે કમળમાંથી હું બહાર નીકળીશ. ત્યાં તો હાથીએ પગ તળે કમળ કચરી નાંખ્યું. અને ભ્રમર નાશ પામ્યો. તેવી રીતે મનુષ્ય પણ વિષય સુખનું ચિંતન કરતો કરતો નાશ પામે છે. માટે વિષયોમાં ફસાશો નહિ, ફસાશો તો નાશ નોતરશો.

કાળ (હાથી) પગ તળે કચડે એ પહેલાં સર્વનો મોહ છોડી પરમાત્મા સાથે મનને જે જોડી દે છે તે કાળને પણ ધકકો મારી શકે છે.

ભ્રમરમાં લાકડાં કોરવાની શકિત છે તેમ મનુષ્યમાં ત્યાગ કરવા વગેરેની અપાર શકિત છે. મનુષ્ય ધારે તો નરનો નારાયણ થઈ શકે છે. પણ આસકિતને લીધે તે ત્યાગ કરી શકતો નથી અને ભગવાનને પ્રાપ્ત કરી શકતો નથી.

મધુકૃતના બે અર્થ થાય છે: એક ભ્રમર અને બીજો મધમાખી. ભ્રમર અર્થથી ઉપરની શિક્ષા મેં ગ્રહણ કરી. મધુકૃતનો અર્થ મધમાખી કરીએ તો મધમાખી પાસેથી મેં એ શિક્ષણ લીધું કે કોઈ વસ્તુનો અતિસંગ્રહ કરવો નહિ. મધમાખી મધનો અતિસંગ્રહ કરે છે, એટલે મધ માટે લોકો તેનો નાશ કરે છે. અતિસંગ્રહ કરવાથી નાશ થાય છે.

(૧૩) રાજન્ ! મારો તેરમો ગુરુ છે હાથી. સ્પર્શસુખની લાલચથી હાથીનો નાશ થાય છે. હાથીને પકડનારાઓ એક મોટો ખાડો ખોદે છે. અને તે ખાડો ડાળી-પાંદડાં વડે ઢાંકે છે અને ઉપર એક લાકડાની હાથણી રાખે છે. હાથી આ લાકડાની હાથણીને સાચી માની તેનો સ્પર્શ કરવા આવે છે અને ખાડામાં પડે છે, અને ક્યાંક તો તે બંધાઈ જાય અથવા બીજા હાથીઓ તેનો નાશ કરે છે.

પુરુષ સાધકે સ્ત્રીનો સંગ ન કરવો અને સ્ત્રી સાધકે પુરુષનો સંગ ન કરવો. વધુ શું કહું ? સાધક સંન્યાસીએ લાકડાની સ્ત્રીને પગથી પણ સ્પર્શ ન કરવો.

पदापि युवतीं भिक्षुर्न स्पृशेद् दारवीमपि

(૧૪) પારધી મધમાખીઓએ એકઠું કરેલું મધ લઈ જાય છે. તેમ યોગી ઉદ્યમ વિના જ ભોગ મેળવી શકે છે. ધનનો સંગ્રહ ન કરવો, ધનનું દાન કરવું.

(૧૫) રાજા ! સ્પર્શસુખથી હાથીના નાશની મેં કથા કહી. હવે શ્રવણસુખથી હરણના નાશની કથા કહું છું. શિકારીના સંગીતથી મોહિત થઈ હરણ સંગીતના સુર ભણી આવતો જાય છે અને અંતે જાળમાં પડી બંધાઈ જાય છે. તેથી યોગીએ વિષય, ગીત, નૃત્ય સેવવા નહિ.

(૧૬) હવે રસસુખથી માછલીનો નાશ થાય છે તેની કથા કહું છું. જીભના સ્વાદની લાલચે માછલું લોઢાના કાંટામાં રાખેલ માંસનો ટુકડો ખાવા દોડે છે અને અંતે કાંટાથી વીંધાઈ જઈ મૃત્યુ પામે છે. આ લૂલી મનુષ્યોને બેહાલ કરે છે. જીહ્વાના સુખથી મનુષ્ય નાશ પામે છે. તેથી તો કહ્યું છે કે સર્વ ઇન્દ્રિયોને જીતી હોય પણ આ લૂલી જીભને જીતી ન હોય, ત્યાં સુધી તે જિતેન્દ્રિય કહેવાય નાહ. પરંતુ આ જીભને જેણે જીતી, આ રસનાને જેણે વશ કરી તેણે સર્વ જીત્યું.

जितं सर्वं जिते रसे ॥

ઉપર પ્રમાણે ટૂંકમાં પાંચ વિષયોની કથા કહી છે; શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધ. શબ્દસુખથી હરણનો, સ્પર્શસુખથી હાથીનો, રસના સુખથી માછલાંનો, રૂપના સુખથી પતંગિયાનો અને ગંધના સુખથી ભ્રમરનો નાશ થાય છે. આ પ્રમાણે આ બિચારાં એક જ વિષયોને સેવવા જાય છે કે સેવે છે તોપણ તેનો નાશ થાય છે. ત્યારે આ મનુષ્યમાં પાંચેય વિષયોને સેવવાની શકિત છે અને જો તે પાંચેય વિષયોને સેવે, તો તેના શા હાલ થાય તે તું વિચારી લેજે. એમાં કહેવાની જરૂર નથી.

અને તેથી જ તો ગરુડ પુરાણ કે જેને લોકો મરનારની પાછળ વંચાવે છે, પરંતુ ખરેખર તે મૃત્યુ પહેલાં જ સંભળાવવા જેવું છે. તેમાં લખ્યું છે કે—

कुरङ्गमातङ्गपतङ्गभृङ्गमीना हताः पंचभिरेवपञ्च ।
एकः प्रमादी स कथं न हन्यते यः सेवते पञ्चभिरेवपञ्च ॥



પતંગિયું, હાથી, હરણ, ભ્રમર અને માછલું, એ પાંચ એક એક વિષયમાં આસક્ત થવાથી માર્યા જાય છે, તો પ્રમાદી એકલો મનુષ્ય પાંચે ઇંદ્રિયોથી પાંચે વિષયો સેવે તે કેમ ન માર્યો જાય ?

(૧૭) રાજા ! તને વધુ શું કહું ? મેં તો વેશ્યાને પણ મારી ગુરુ બનાવી છે. રાજાએ પૂછ્યું, વેશ્યા પણ તમારી ગુરુ ? તે કેવી રીતે સંભવે ? તેની કથા કહો.

દત્તાત્રેયજી ભગવાન બોલ્યા :—રાજા ! તેની કથા આ પ્રમાણે છે :

પિંગલા નામની એક વેશ્યા હતી. કોઈ એક ધનવાન હજી આવી ચઢે, તો મને પૈસા મળે એ આશાથી પિંગલા જાગરણ કરે છે. આશામાં ને આશામાં તે જાગે છે. મધ્યરાત્રિ વીતી જાય છે. તેવામાં પિંગલાના મનમાં એક વિચારનો ઝબકારો આવી જાય છે અને તેનો બેડો પાર થઈ જાય છે. તે વિચારે છે કે કામી મનુષ્યોને માટે હું જાગી, તેઓની આશા રાખીને જાગતી રહી તેના કરતાં મારા પ્રભુને માટે હું જાગી હોત, તેવી આશા પ્રભુને મેળવવાની રાખી હોત, તો પ્રભુ મને મળત. તેણે નિશ્ચય કર્યો કે આ વિષયોથી હવે બસ છે. હવે તુચ્છ પુરુષોને રિઝાવવા હું પ્રયત્ન નહિ કરું. હવે ફકત હું રિઝવીશ મારા રામને જ. અને કાળરૂપી સર્પનો કોળિયો બનેલા આ જીવાત્માનું રક્ષણ કરવા પરમાત્મા વિના બીજો કોણ સમર્થ છે ?

ग्रस्तं कालाहिनाऽऽत्मानं कोऽन्यस्त्रातुमधीश्वरः ।

પછી તે રાત્રીએ જાર પુરુષોની આશા તજીને પિંગલા શાંતિથી સૂઈ ગઈ.

આ દુનિયામાં આશા એ પરમ દુ:ખ છે અને નિરાશા પરમ સુખ છે. નિરાશા એટલે કોઈપણ સુખની આશા ન રાખવી તે.

आशा हि परमं दुःखं नैराश्यं परमं सुखम् ॥

આશાની બેડી મનુષ્યને કેટલી હદ સુધી જકડાવી રાખે છે તેનું વર્ણન કરતાં શંકર સ્વામીએ કહ્યું છે :

अंगं गलितं पलितं मुण्डं, दशनविहीनं जातं तुण्डम् ।
वृद्धो याति गृहीत्वा दण्डं, तदपि न मुंचत्याशापिण्डम् ॥

શરીર ગળી ગયું છે, માથે પળિયાં આવ્યા છે, મોઢું દાંત વગરનું થઈ ગયું છે, વૃદ્ધાવસ્થાને કારણે લાકડી લઈને ચાલવું પડે છે તેમ છતાં આ ડોસો આશાનો લોચા છોડતો નથી.

એ ડોસા જેમ ન કરતાં, સર્વ છોડીને શ્રીગોવિંદને ભજવા લાગી જજો.

भज गोविन्दं, भज गोविन्दं, गोविन्दं भज मूढ मते ॥

વેશ્યા કામસુખ માટે આતુર બની. પરંતુ તેને શાંતિ મળી નહિ. કામસુખમાં શાંતિ નથી. મોટામાં મોટું દુ:ખ કામભોગ ભોગવવાની ઇચ્છા છે.

(૧૮) કુરર પક્ષી–ટિટોડા પાસેથી શીખ્યો કે કોઈ વસ્તુનો સંગ્રહ ન કરવો. પરિગ્રહનો ત્યાગ સુખદાયી છે.

(૧૯) બાળક મારો ગુરુ છે. બાળક પાસેથી નિર્દોષતા શીખવા મળે છે.

(૨૦) એક કુમારી કન્યા હતી. બહારગામથી તેનું માગું કરવા પરોણાઓ આવ્યા. ઘરમાં ચોખા ન હતા તેથી તે ડાંગર ખાંડવા લાગી. હાથમાં તેણે બંગડીઓ પહેરી હતી. બંગડીઓનો અવાજ થાય અને મહેમાન સાંભળે, તો તેઓને જાણ થઇ જાય કે આ લોકોના ઘરમાં ચોખા પણ નથી, એટલે કે આ લોકો ગરીબ છે. કન્યા બુદ્ધિમાન હતી. તેણે હાથમાં એક એક બંગડી રાખી બીજી ઉતારી નાંખી. એક બંગડી હોય તો અવાજ ક્યાંથી થાય? તે પ્રમાણે વસ્તીમાં રહેવાથી કજિયા કંકાસ થાય તેથી સાધુએ એકાંતવાસ સેવવો. તેથી મેં કુમારી કન્યાને મારી ગુરુ બનાવી.

(૨૧) બાણ બનાવનાર લુહાર પણ મારો ગુરુ છે. એક લુહાર બાણ બનાવતો હતો. તે પોતાના કાર્યમાં એટલો મગ્ન થઇ ગયો હતો કે ત્યાંથી રાજાની સવારી વાજતેગાજતે પસાર થઈ ગઈ પણ તેની તેને કાંઈ ખબર પડી નહિ.

એ બતાવે છે કે લૌકિક કાર્યમાં પણ આવી તન્મયતા થાય, ત્યારે તે સારી રીતે થાય છે. લૌકિક કાર્યમાં પણ તન્મયતા વગર સિદ્ધ મળતી નથી. લૌકિક કાર્ય પણ તન્મયતા વગર સિદ્ધ થતાં નથી તો પરલૌકિક કાર્ય—ઈશ્વર આરાધના—ઈશ્વર સેવા વગેરે તન્મયતા વગર સિદ્ધ ક્યાંથી થાય? આવા અલૌકિક કાર્યમાં તન્મયતા વગર સિદ્ધિ કેમ મળે?

ભગવત સેવા—સ્મરણ અને જપમાં તન્મયતા ન આવે તો ચાલતું નથી. ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એક બને ત્યારે જીવ કૃતાર્થ થાય.

(૨૨) સર્પ મારો ગુરુ છે. મુનિએ સર્પ જેમ એકલા રહેવું અને ફરતાં રહેવું.

(૨૩) કરોળિયો પોતાના મુખમાંથી લાળ ઉત્પન્ન કરી તેની સાથે રમત રમે છે અને છેવટે તે લાળને ગળી જાય છે. ઈશ્વર પોતાની માયાથી સૃષ્ટિ રચી અંતે તેનો સંહાર કરે છે.

(૨૪) કીડો પણ મારો ગુરુ છે. ભમરી કીડાને પકડી લાવી દરમાં પૂરે છે. કીડો ભમરીના ભયથી ભમરીનું ચિંતન કરતાં કરતાં અંતે ભમરીરૂપ થઈ જાય છે. તેમ મનુષ્ય પણ જો એક ભગવાનનું જ ધ્યાન ધરે, કેવળ ભગવાનમાં જ મનને એકાગ્ર કરે, તો તે ભગવાનરૂપ બની જાય છે.

ઈયળ ભમરીનું ચિંતન કરતાં ભમરીરૂપ થાય છે. તેમ જીવ પણ અનેક પ્રકારનાં દુઃખો સહન કરતાં ઈશ્વરનું ધ્યાન સતત રાખે તો જીવ પણ ઈશ્વરના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. વિષયોનું ચિંતન કરતાં મન વિષયમાં ફસાય છે અને મારું ચિંતન કરતાં તેનું મન મારામાં મળે છે.

યદુરાજા ગુરુ દત્તાત્રેયનાં ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કરે છે.

તે પછી શ્રીકૃષ્ણ ઉદ્ધવને બંધન અને મોક્ષનું સ્વરૂપ સમજાવે છે. બંધન મોક્ષ એ મનનાં ધર્મો છે.

હે ઉદ્ધવ! આ જીવ મારો જ અંશ છે, તેમ છતાં અવિદ્યાથી તેને બંધન થાય છે અને જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાય છે. ત્યારે મને—ઈશ્વરને બંધન કે મોક્ષ નથી.

જીવ કર્મોથી બંધાયેલો છે. ઈશ્વર નિત્યમુક્ત છે. આ દુનિયામાં આત્મજ્ઞાનવાળા મુક્ત અને આત્મજ્ઞાન વગરના બંધાયેલા છે.



જે પુરુષની પ્રાણ, ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિની વૃત્તિઓ સંકલ્પરહિત થયેલી હોય છે, તે દેહમાં રહેલો હોવા છતાં દેહના ગુણોથી મુક્ત જ છે.

તે પછી ઉદ્ધવને સાધુપુરુષોનાં લક્ષણો કહયાં અને ભક્તિનાં લક્ષણો બતાવ્યાં.

તે પછી સત્સંગનો મહિમા વર્ણવ્યો. વૃત્રાસુર, પ્રહ્લાદ, બલિરાજ, વિભીષણ, સુગ્રીવ, હનુમાન, કુબ્જા, વ્રજની ગોપીઓ અને યજ્ઞપત્નીઓ અને બીજાં કેવળ સત્સંગથી મને પ્રાપ્ત કરી શકયા છે.

તેઓ વેદો જાણતા ન હતા કે તેમણે વ્રતો કે તપશ્ચર્યાઓ પણ કરેલી ન હતી. છતાં તેઓ મને પામ્યાં છે. સત્સંગથી પ્રાપ્ત થયેલા ભક્તિભાવ વડે તેઓ અનાયાસે મને પામ્યાં છે.

ઉદ્ધવને સત્સંગનો મહિમા બતાવ્યો. સંતોના સંગથી જીવન સુધરે છે. પશુ પક્ષીઓ પણ સત્સંગથી સુધરે છે. ઉદ્ધવ, સત્સંગથી જીવન સુધરે છે, કુસંગથી મનુષ્ય બગડે છે. કામીનો સંગ કરીશ નહિ. કામીના સંગમાં રહી ધ્યાન, જપ થતાં નથી. મનુષ્યોની વચ્ચે રહિ મનુષ્ય થવું સહેલું છે. પણ મનુષ્ય સમાજમાં રહી બ્રહ્મજ્ઞાની થવું, બ્રહ્મનિષ્ઠ થવું કઠણ છે. ઉદ્ધવ, બને ત્યાં સુધી તું સત્સંગમાં રહેજે. પશુ પક્ષીઓનો ઉદ્ધાર સત્સંગથી થયો છે. સત્સંગ વગર ઉદ્ધાર નથી.

સંસારવૃક્ષનું વર્ણન કર્યું. સંસારવૃક્ષનાં બે બીજ છે; પુણ્ય તથા પાપ. અગણિત વાસનાઓ તેમનાં મૂળિયાં છે. ત્રણ ગુણો, સત્ત્વ, રજ, તમ તેના થડ છે. ઇન્દ્રિયો અને મન તેની ડાળીઓ છે, વિષયો રૂપી રસ છે. સુખદુઃખ તેનાં બે ફળ છે. વિષયોમાં ફસાયેલો રહે તે દુઃખ ભોગવે છે. આને ભોગી કહેવાય. વિવેકી પરમહંસો સુખ ભોગવે છે. તેને યોગી કહીએ.

ઉદ્ધવજી તે પછી પ્રશ્ન કરે છે :—મનુષ્યો જાણે છે કે વિષયો દુઃખરૂપ છે, તેમ છતાં તેઓ વિષયોને કેમ ભોગવે છે? વિષયો મનમાં જાય છે કે મન વિષયોમાં જાય છે?

ભગવાન કહે છે :—આ રજોગુણી મન મનુષ્યોને વિષયોમાં ફસાવે છે. પ્રથમ મન વિષયોમાં જાય છે. તે વિષયોનો આકાર મન ધારણ કરે છે અને તે વિષયો મનમાં વિરાજે છે. વિષયાકાર મન થાય છે. એટલે કે મનમાં તે વિષયોનો વાસ નથી જ. વિષયયુક્ત મન જીવને દુઃખ આપે છે, બાંધે છે.

વિષયોનું ચિંતન બાધક છે. ઇશ્વરનું સ્મરણ ન થાય તો વાંધો નહિ પણ સંસારના વિષયોનું ચિંતન કરશો નહિ.

મનને વિષયોમાં જતું અટકાવી, વશ કરી મારામાં સ્થાપી એકાગ્ર કરવું.

મનનો ઈશ્વરમાં લય કરવો એ જ મહાન યોગ છે.

ઉદ્ધવ! કલ્યાણનાં અનેક સાધનો છે : કર્મ, યશ, સત્ય, દમ, શમ, ઐશ્વર્ય, યજ્ઞ, તપ, દાન, વ્રત, નિયમ, યમ. પણ તે સર્વથી શ્રેષ્ઠ છે મારી ભક્તિ. ભક્તિ સર્વ પાપોને બાળીને ભસ્મ કરે છે.

**न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव ।**
**न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥**
**ભા. ૧૧-૧૪-૨૦**

ઉદ્ધવ, યોગ, સાંખ્ય, (જ્ઞાન વિજ્ઞાન) ધર્મ વેદાધ્યયન, તપ, ત્યાગ. મને પ્રાપ્ત કરાવવાને એટલા સમર્થ નથી, જેટલી અનન્ય પ્રેમમયી મારી ભકિત મને પ્રાપ્ત કરવાને સમર્થ છે.

ભકિતયોગની મહત્તા બતાવી.

તે પછી ધ્યાનયોગનો વિધિ બતાવ્યો. ઉદ્ધવ, ધ્યાનના બે પ્રકાર છે : એક અંગનું ચિંતન તેને ધ્યાન કહે છે અને સર્વ અંગનું ચિંતન તેને ધારણા કહે છે. ધ્યાન કરતાં કરતાં ધ્યાન કરનારો ધ્યેયમાં મળી જાય છે. ઈશ્વરનું રોજ ધ્યાન કરશો તો સંસારનું, ઘરનું અને શરીરનું વિસ્મરણ થશે. પરમાત્મા સાથે તન્મય થયેલાને શરીરનું ભાન રહેતું નથી. ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એક બને છે.

વ્યર્થ ભાષણ સમાન કોઈ પાપ નથી. ઉદ્ધવ, વાણીને તોળી તોળીને બોલજે.

ભકિતથી સિદ્ધિઓ મળે છે પણ તે સિદ્ધિઓથી દૂર રહેવું. સિદ્ધિઓ મારી પ્રાપ્તિમાં વિઘ્ન રૂપ છે. સિદ્ધિઓ પ્રભુ ભજનમાં વિક્ષેપ કરે છે. સાધકને સાધન કરતાં સિદ્ધિ મળે છે. તે સિદ્ધિનો ઉપયોગ કરવાથી પ્રસિદ્ધિ મળે છે. તે પછી સાધન બરાબર થઈ શકતું નથી. સાધુઓને માયા સિદ્ધિઓમાં ફસાવે છે.

તે પછી ભગવાને પોતાની વિભૂતિઓનું વર્ણન કર્યું. તે પછી ચારે આશ્રમોના ધર્મો સમજાવ્યા. બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ. અને સંન્યાસાશ્રમ એ ચાર આશ્રમ છે. મનુષ્યે આશ્રમ વગર ન રહેવું; કોઈ એક આશ્રમમાં રહેવું જ.

ભકિત, જ્ઞાન, યમનિયમાદિ સાધનોનું વર્ણન કર્યું. જગતમાં કોઈપણ જીવને હલકો ગણવો નહિ.

પછી ઉદ્ધવજી પ્રશ્ન પૂછે છે અને ભગવાન જવાબ આપે છે, શમ કોને કહેવાય? બુદ્ધિને મારામાં સ્થાપવી તે શમ છે. દમ કોને કહેવાય? ઇન્દ્રિયોને વશ કરવી તે દમ છે. દાન કોને કહેવાય? કોઈ પણ પ્રાણીનો દ્રોહ ન કરવો તે શ્રેષ્ઠ દાન છે. જગતના કોઈ જીવ પ્રત્યે કુભાવ રાખવો નહિ. પ્રત્યેકને સદ્‌ભાવથી જોવા. આ મોટામાં મોટું દાન છે. ભૂતદ્રોહત્યાગ એ દાન છે. સર્વ ભૂતોમાંથી દ્રોહનો ત્યાગ કરવો એ દાન છે. જીવ તો શું પણ કોઈ જડ વસ્તુનો પણ દ્રોહ ન કરો. સર્વ પ્રત્યે સમભાવ રાખો.

તપ કોને કહેવાય? સર્વ કામનાઓનો ત્યાગ એ તપ છે. મોટામાં મોટો તપસ્વી તે જ કે જે કામસુખનો મનમાં પણ વિચાર ન કરે. શૌર્ય કોને કહેવાય? વાસનાને જીતવી એ શૌર્ય છે. સ્વભાવ ઉપર વિજય મેળવવો તે શૌર્ય છે. સત્ય કોને કહેવાય? બ્રહ્મનો વિચાર કરવો તે સત્ય છે. શ્રેષ્ઠ ધન કયું? ધર્મ એ જ મનુષ્યનું સાચું ધન છે, ઉત્તમ ધન છે.

**धर्म इष्टं धनं नृणां ।**

લાભ કયો? મારી ભકિત મળવી તે ઉત્તમ લાભ.



પંડિત કોણ? બંધન અને મોક્ષનું તત્ત્વ જાણે તે પંડિત. પુસ્તકમાં જે લખ્યું છે તે જીવનમાં ઉતારે તે સાચો જ્ઞાની. પુસ્તકના સિદ્ધાંતોને જીવનમાં ઉતારી ભકિતમય જીવન ગાળે તે જ્ઞાની.

મૂર્ખ કોણ? દેહ વગેરેને જે આત્મા માને તે મૂર્ખ. દેહમાં અહમ્ બુદ્ધિ રાખે તે મૂર્ખ.

ધનવાન કોણ? ગુણોથી સંપન્ન એ ધનવાન.

દરિદ્ર કોણ? અસંતોષી તે ગરીબ છે. સંતોષી એ ધનવાન છે.

જીવ કોણ? માયાને આધીન થયો તે જીવ. સંસારનાં વિષયોમાં ફસાયો તે જીવ. ઇન્દ્રિયોનો ગુલામ તે જીવ. ઇશ્વર કોણ? સંસારના વિષયોમાં જે બિલકુલ આસકત થતો નથી તે ઇશ્વર. ઇન્દ્રિયોને આધીન બનાવે તે ઇશ્વર.

વીર કોણ? અંદરના શત્રુઓને મારે તે વીર. બહારના શત્રુઓને મારે તે વીર નહિ, અંદરના શત્રુઓને મારે તે વીર. વિષયેન્દ્રિય અને જીહ્‌વેન્દ્રિય ઉપર કાબૂ રાખે તે વીર, નિદ્રાની અસર જેને બિલકુલ થતી નથી, તે સાચો ભકત.

ઉદ્ધવ! મનુષ્યોનું કલ્યાણ કરવાના હેતુથી મેં ત્રણ ઉપાયો કહ્યા છે:

૧. જ્ઞાનયોગ.
૨. નિષ્કામ કર્મયોગ.
૩. ભકિતયોગ.

મનુષ્યશરીર જ્ઞાન તથા ભકિત પ્રાપ્ત કરવાનું સાધન છે. તેથી તે શ્રેષ્ઠ છે. આ મનુષ્ય શરીર ઉત્તમ વહાણરૂપ છે, સર્વ ફળોનું મૂળ છે. કરોડો ઉપાયોથી પામવું અશકય છે. છતાં અત્યારે દૈવયોગે મળ્યું છે. તેમાં ગુરુરૂપી ખલાસી હોઇ; મારારૂપી અનુકૂળ વાયુથી તે હંકારાઇ રહ્યું છે. તેમ છતાં જે મનુષ્ય આ માનવદેહરૂપી નૌકા પામીને આ ભવસાગર ન તરે તે ખરેખર પોતે પોતાનો નાશ કરનારો છે; વધુ શું કહું? તે આત્મહત્યારો છે.

**नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।**
**मयानुकूलेन नमस्वतेरितं पुमान् भवाब्धिं न तरेत् स आत्महा ॥**
ભા. ૧૧-૨૦-૧૭

ઉદ્ધવ સત્સંગ ન થાય તો વાંધો નહિ પણ કામી વિષયીનો સંગ કોઇ દિવસ કરીશ નહિ.

સત્સંગ પ્રાપ્ત થવો એ ઇશ્વરની કૃપા ઉપર આધારિત છે, ત્યારે કામીનો સંગ છોડવો એ તારા પોતાના હાથની વાત છે.

મન આપવા લાયક એક ઇશ્વર જ છે. મન સ્ત્રીને ન આપો, સગાંસંબંધીઓને ન આપો. હે ઉદ્ધવ! તારું મન તું મને આપજે. હે ઉદ્ધવ! હું તારું ધન માંગતો નથી, પણ તારું મન માગું છું.

હે ઉદ્ધવ! આ અખિલ વિશ્વમાં હું સર્વવ્યાપી તરીકે રહેલો છું. આ સર્વમાં હું રહેલો છું એવી ભાવના કરજે અને રાખજે

ભકિતથી એ પ્રમાણે સર્વના આત્મારૂપ મારું દર્શન થતાં મનુષ્યના હૃદયની
અહંકારરૂપી ગાંઠ છૂટી જાય છે, એના સવ સંશયો છેદાઇ જાય છે અને સર્વે કર્મો
પણ નાશ પામે છે.

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि मयि दृष्टेऽखिलात्मनि ॥

ભા. ૧૧-૨૦-૩૦

ઉદ્ધવને તે પછી આજ્ઞા કરી છે. ઉદ્ધવ, જગતમાં કોઇ વખાણ કરે તો રાજી
થઇશ નહિ અને નિંદા કરે તો નારાજ થઇશ નહિ. નિંદા સ્તુતિને સમાન ગણજે.
ઉદ્ધવે પ્રાર્થના કરી છે. મહારાજ, મારા પર કૃપા કરો. આપે આજ્ઞા કરી કે સ્તુતિ
સહન કર, નિંદા સહન કર, પણ ખોટી નિંદા સહન થતી નથી.

ભગવાન કહે છે :—જેનાથી નિંદા સહન ન થાય તે કાચો છે. નિંદા કરનાર
તો મોટો મિત્ર છે. તે આપણને આપણા દોષ બતાવે છે. તેથી સાધુ લોકો નિંદકને
સદા પાસે રાખે છે. निंदक मित्र समान, साधो निंदक मित्र समान । નિંદા એ
શબ્દ છે. શબ્દ આકાશમાં મળી જાય છે. શબ્દનો મારી સાથે સંબંધ નથી. એમ
વિચારી નિંદા સહન કર.

તે પછી ઉદ્ધવને ભિક્ષુગીતાનો ઉપદેશ કર્યો. સંસાર મનથી ઉત્પન્ન થાય છે.
મનની કલ્પનાથી સુખદુઃખ મનને થાય છે. નિદ્રામાં જેવું મન થાય તેવું જાગૃતમાં
રહે તો મુકિત છે. દાંત તળે જીભ કચડાય છે તો જીભ કોને દોષ આપે ? લોકોએ
ભિક્ષુની નિંદા કરી છે પણ તે પોતાના મન ઉપર તેની અસર થવા દેતો નથી.

ભિક્ષુએ ગાયું.

મનુષ્યને ધન મેળવવામાં, મેળવેલું ધન વધારવામાં, ધનનું રક્ષણ કરવામાં,
વાપરવામાં તેમ જ તે ધન નાશ પામતાં અને તેનો ઉપભોગ કરતાં પણ પરિશ્રમ,
ત્રાસ, ચિંતા થાય છે તેમ છતાં લોકો આવા ધનની પાછળ જ પડે છે. ધન દરેક
રીતે મનુષ્યોને ત્રાસ આપે છે છતાં મનુષ્યોને વિવેક નથી.

अर्थस्य साधने सिद्धे उत्कर्षे रक्षणे व्यये ।
नाशोपभोग आयासस्त्रासश्चिन्ता भ्रमो नृणाम् ॥

રાજા પુરુરવા અને ઉર્વશીના દૃષ્ટાંત દ્વારા સ્ત્રીના સતત સંગથી પુરુષની કેવી
દશા થાય છે તે બતાવ્યું.

દુષ્ટોની સંગતિથી માણુસની અધોગતિ થાય છે. અને સત્સંગથી માણુસની
ઊર્ધ્વગતિ થાય છે.

ઉદ્ધવ, સત્સંગ કદાચ ન થાય તો વાંધો નહિ. પણ કુસંગ તો કદાપિ
કરીશ જ નહિ. સત્સંગ તો ઇશ્વર કૃપાથી મળે છે. बिनु हरिकृपा सत्संग न होई ।
પણ કુસંગ ન કરવો એ તારા હાથની વાત છે.

ઐલગીતામાં આ દેહ કોનો છે વગેરે ચર્ચા કરી, જે આગળ આવી ગઈ છે.
આ દેહ માંસ, હાડકાંઓથી ભરેલો અને દુર્ગંધયુકત છે. આવા આ દેહના સુખમાં
રચ્યોપચ્યો રહે તે પશુ કરતાં, કીડા કરતાં પણ હલકો છે.



છેવટે ઉદ્ધવજી પૂછે છે —
ઉપદેશ આપ્યો.
હે પ્રભુ ! આપે યોગમાર્ગ, જ્ઞાનમાર્ગ, ભકિતમાર્ગ વગેરેનો ઉપદેશ આપ્યો.
પરંતુ જે પોતાના મનને વશ કરી શકે તેને જ યોગમાર્ગ સિદ્ધ થાય છે. આ મન
માંકડા જેવું છે, તેને વશ કરવું वायोरिव सुदुष्करम । છે. માટે જે મનુષ્યો મનને વશ
ન કરી શકે તે સિદ્ધિને સહેલાઈથી કેવી રીતે પ્રાપ્ત કરી શકે ? તે મને કહો.

શ્રી ભગવાન બોલ્યા :—હે ઉદ્ધવ ! અર્જુને પણ મને આ જ પ્રશ્ન કરેલો છે.
મનને વશ કરવું કપરું છે. પણ અભ્યાસ અને વૈરાગ્યથી તે વશ થઈ શકે છે. પરંતુ એ
બધી ખટપટમાં ન પડવું હોય તો મને પ્રાપ્ત કરવાનો સહેલો માર્ગ મારી અવ્યભિચારી
ભકિતનો છે.

અને ભકિતવાળો પુરુષ અનાયાસે જ્ઞાનવાળો, બુદ્ધિવાળો, વિવેકવાળો અને
ચતુર બને છે અને અંતે તે મને પ્રાપ્ત કરે છે.

भक्ति के साधन कहौं बखानी ।
सुगम पंथ मोहिं पावहिं प्रानी ॥

ઉદ્ધવ ! આ ભકિતસાધનના હું હવે વધારે શું વખાણ કરું ? તેના તો જેટલાં
વખાણ કરું તેટલાં ઓછાં છે. આ માર્ગ તદ્દન સહેલો અને સરળ છે અને તેથી મનુષ્ય
મને પ્રાપ્ત કરે છે.

ભકિત સ્વતંત્ર છે. એને કોઈ અવલંબનની, ક્રિયાકાંડની જરૂર પડતી નથી.
તેને આધીન સર્વ છે. જ્ઞાની હોય તેને પણ આ ઉપાસના માર્ગની જરૂર છે, અને
કર્મયોગીને પણ આ ઉપાસના માર્ગની જરૂર પડે છે. જ્ઞાનયોગ અને કર્મયોગમાં
આ ભકિતયોગ મળે તો જ તે મુકિતદાયક બને છે, અન્યથા નહિ.

सो स्वतंत्र अवलंबन आना ।
ते हि आधीन ज्ञान विज्ञाना ॥

હે ઉદ્ધવ ! તને વધુ શું કહું ?

भगतिहीन विरंचि किन होई । सब जीवहु सम प्रिय मोहि सोई ।
भगतिवंत अति निचउप्रानी । मोरि प्रानप्रिय असि मम बानी ॥

તેથી જે મનુષ્યો જ્યારે સર્વ કર્મો તજી મને પોતાનો આત્મા અર્પણ કરી દે છે,
ત્યારે તેને સર્વોત્તકૃષ્ટ બનાવવાની મને ઇચ્છા થાય છે. તે પછી તેઓ મારી પોતાની
સાથે એક થવાને યોગ્ય બને છે અને અંતે મોક્ષપણાને પામે છે.

ઉદ્ધવને ફરીથી આજ્ઞા કરી, પારકી પંચાત તું કરીશ નહિ. જગતને સુધારવાની
પંચાત તું કરીશ નહિ. તું તારી જાતને સુધારજે. સમાજને તો પ્રત્યક્ષ શ્રીકૃષ્ણ સુધારી
શકયા નથી. કૃષ્ણના વખતમાં પણ દુર્યોધન, શિશુપાલ હતા. તેઓને ભગવાન સુધારી
શકયા નહિ. જે કાર્ય ભગવાન ન કરી શકયા તે શું આપણાથી થવાનું છે ? ઉદ્ધવ,
જગતને પ્રસન્ન કરવું બહુ કઠણ છે, પરમાત્માને પ્રસન્ન કરવા તે એટલું કઠીન નથી.
ઉદ્ધવ, તારું મન તું મને આપજે. ઉદ્ધવ, હું તારું તન કે ધન માગતો નથી, ફકત

એક મન માગું છું. મન આપવા લાયક એક પરમાત્મા છે. મન આપવા લાયક એક મનમોહન શ્રીકૃષ્ણ છે. પ્રભુ જેવી રીતે મનને સાચવશે તેવું કોઈ સાચવી શકે નહિ. ઉદ્ધવ, સર્વમાં હું રહેલો છું. હું સર્વવ્યાપક નારાયણને તું શરણે જા.

ઉદ્ધવ, મેં તને સર્વ બ્રહ્મજ્ઞાન કહ્યું છે. આ બ્રહ્મજ્ઞાનનું દાન જે બીજાને કરે છે, તેને હું પોતે મારું સ્વરૂપ અર્પણ કરું છું.

બોલ, હવે તારે કંઈ વિશેષ સાંભળવું છે. તારો શોક, મોહ હવે દૂર થયો ને? ઉદ્ધવ સાષ્ટાંગ પ્રણામ કરી કહે છે, મારે કાંઈ વધારે સાંભળવું નથી. મે જે સાંભળ્યું છે તેનું મારે હવે મનન કરવું છે.

ઉદ્ધવને આજ્ઞા કરી છે કે હવે અહીંથી તું અલકનંદાને કિનારે જા, તું બદરીકાશ્રમ જા. ત્યાં ઇન્દ્રિયોનો સંયમ કરી, એકાગ્ર બુદ્ધિ કરી મેં આપેલા આ બ્રહ્મજ્ઞાનનું ચિંતન કર અને મારામાં ચિત્તને સ્થાપજે એટલે તું મને પામીશ. ઉદ્ધવ, બદરીકાશ્રમ એ યોગભૂમિ છે. ત્યાં પરમાત્મા સાથે જલદી યોગ સિદ્ધ થાય છે.

ઉદ્ધવે પ્રાર્થના કરી છે કે તમે મારી સાથે આવો.

ભગવાન કહે છે:—ઉદ્ધવ, આ શરીરથી હવે હું તારી સાથે આવી શકીશ નહિ. પણ ચૈતન્યરૂપે, ક્ષેત્રરૂપે હું તારી સાથે જ છું. તારા હૃદયમાં હું બેઠો છું. હું તારો સાક્ષી છું. માટે ચિંતા કર નહિ. ઉદ્ધવ, તું મારું ખૂબ પ્રેમથી સ્મરણ કરીશ, ધ્યાન કરીશ તે જ સમયે હું તારી પાસે પ્રગટ થઈશ, બાકી એ માર્ગે એકલા જ જવાનું છે. કોઈ સાથે આવી શકતું નથી.

જગતમાં સર્વને ખબર છે કે એકલા જવાનું છે. તોપણ સ્ત્રીને પુરુષ વગર અને પુરુષને સ્ત્રી વગર ચેન પડતું નથી. આ સંસારના સર્વ સંબંધો જુઠ્ઠા છે.

એક મહાત્મા કથા કરતા હતા. ગામના શ્રીમંત નગરશેઠનો પુત્ર રોજ કથા સાંભળવા આવે પણ છ વાગે એટલે તુરત તે કથામાંથી ચાલ્યો જાય. મહાત્મા રોજ તે જોયા કરે. એક દિવસ નગરશેઠના પુત્રને પૂછયું, તમે કેમ કથામાંથી વહેલા ચાલ્યા જાવ છો? તમને કથામાં શું રસ પડતો નથી? તે પુત્રે કહ્યું, મહારાજ, કથામાં રસ તો પડે છે પણ મારા માતાપિતાનો હું એકનોએક પુત્ર છું. હું જરા મોડો પડું તો તેઓ મારી ખૂબ ચિંતા કરે. મહારાજ, તમે વારંવાર કથામાં કહો છો કે ઈશ્વર સિવાય જીવનું કોઈ નથી. એ તો તમને આગળ પાછળ કોઈ નહિ એટલે તમે આમ કહો છો. મારી પત્ની મારા માટે પ્રાણ આપે તેવી છે. મને ઘેર આવતાં મોડું થાય તો મારા પિતા મને શોધવા નીકળે છે. એટલે હું વહેલો જાઉં છું. એ તો તમને આગળ પાછળ કોઈ નહિ એટલે તમને અમ સંસારીઓના પ્રેમની શી ખબર પડે? બાકી મારા ઉપર મારા માતાપિતાનો, પત્નીનો બહુ જ પ્રેમ છે. મહાત્માએ કહ્યું, આપણે તે પ્રેમની પરીક્ષા કરશું. હું તને આ જડીબુટ્ટી આપું છું. તે લેવાથી શરીરમાં ખૂબ ગરમી આવશે અને તાવ જેવું લાગશે. તે તું ઘેર જઇને લેજે. હું તારી દવા કરવા આવીશ. જે બને તે જોયા કરજે. નગરશેઠના પુત્રે તે પ્રમાણે ઘેર જઈ જડબુટ્ટી લીધી. શરીરમાં ગરમી વધી. ખૂબ તાવ આવ્યો. તેના માતાપિતા ચિંતા કરવા લાગ્યા. મોટા ડોકટરો વૈદ્યોને બોલાવ્યા, પણ તાવ ઉતરતો નથી. ડોકટરોએ કહ્યું ચોવીશ કલાક આવી ગરમી



રહે તો કેસ ભારી લાગે છે. ડોકટરો ઘણી વાર પોતે પણ સમજતા નથી. અટકળથી કામ કરે છે. તેની પત્ની કલ્પાંત કરે છે. સૌ ચિંતામાં છે. તેવામાં પેલા મહાત્મા ત્યાં આવે છે. બધા મહાત્માને પ્રાર્થના કરે છે, મહારાજ આને બચાવો. મહાત્મા કહે છે બિમારી ભયંકર છે. તમારા કોઈ શત્રુએ એને મુઠ મારી છે. મહારાજ, મુઠ મારી છે તેનો ઉપાય? મહાત્માજીએ આશ્વાસન આપ્યું કે મારા ગુરુની કૃપાથી હું મુઠ ઉતારી શકું છું. પણ આ મુઠ ઉતાર્યા પછી બીજા ઉપર મુઠ આવે છે. મહાત્માએ કહ્યું, એક વાટકીમાં પાણી લાવો. તે પછી વાટકીમાં પાણી લઈ નગરશેઠના પુત્ર ઉપરથી બેચાર વાર ઉતાર્યું અને કહ્યું, મંત્રશક્તિથી રોગને હું આ પાણીમાં લાવ્યો છું. આ પાણી જો કોઈ પી જાય તો તમારા પુત્રનો રોગ જાય અને તે સારો થાય. બધા પૂછે છે, આ પાણી પીનારનું શું થાય? મહાત્મા કહે છે, આ ભાઈનું જે થવાનું હતું તે થશે. તેનું અચ્યુતમ્ કેશવમ્ થાય પણ ભાઈ બચી જાય. પહેલાં પુત્રની માતાને કહેવામાં આવે છે, તમે આ મંત્રેલું પાણી પી જાવ.

માતા કહે છે, મારો લાડકવાયો બચતો હોય તો મને પાણી પીવામાં વાંધો નથી. પુત્રને માટે પ્રાણ આપવા હું તૈયાર છું. પણ હું પતિવ્રતા છું. મારા મર્યા પછી આ બિચારા ડોસાનું શું થાય? તેની ચાકરી કોણ કરે? માટે હું પતિવ્રતાથી પાણી પીવાય નહિ. તે પછી પુત્રના પિતાને કહેવામાં આવ્યું, તમે આ પાણી પી જાવ. પિતા કહે છે, હું મરું તેનું દુઃખ નથી પણ હું મરું તો આ બિચારી ડોશીનું શું થાય? મારાથી એક પણ દિવસ તે છૂટી પડી નથી. મારા વગર તે જીવશે નહિ. માટે પાણી બીજાને પાવ. પતિ પત્નીને બિચારી કહે છે અને પત્ની પતિને બિચારો કહે છે. આમાં કોણ બિચારું છે તે તો પરમાત્મા જાણે. મહાત્મા વિનોદી હતા. કહ્યું બન્ને અર્ધું અર્ધું પાણી પી જાવ બન્નેનો સાથે વરઘોડો કાઢશું! પણ કોણ મરવા તૈયાર થાય? તે પછી તેની પત્નીને કહેવામાં આવે છે, તમે પાણી પી જાવ. પત્ની જવાબ આપે છે, મહારાજ, તમે મને આગ્રહ કરો છો પણ આ ડોશીનું બધું થઈ ગયું છે. હું તો હજુ બાળક છું. મેં દુનિયાના મોજશોખ પણ પૂરાં માણ્યાં નથી. હું પાણી પીવાની નથી. મારા સાસુજીને સમજાવીને પીવડાવી દ્યો. કોઈ પાણી પીવા તૈયાર થતું નથી. છેવટે બધા મહાત્માને મનાવે છે, મહારાજ તમે પાણી પી જાવ. તમારી પાછળ કોઈ રડે તેમ નથી. કહ્યું છે ને કે પરોપકારાય શતાં વિભુતયઃ આપનો જન્મ તો કેવળ પરોપકાર માટે જ છે. માટે તમે પાણી પી જાવ. તમારા પાછળ અમે દર સાલ ભંડારો કરશું. ભંડારો કરશું એટલે શું? કે લાડવા કરીને ખાશું. મહાત્મા કહે, હું પાણી પીવા તૈયાર છું. મહાત્મા પાણી પી ગયા. પુત્ર પથારીમાં પડ્યો પડ્યો આ બધું નાટક જોતો હતો. તેને સંસારની અસારતા જાણી લીધી. તે બેઠો થયો અને મહાત્મા સાથે ચાલવા લાગ્યો. તણે મહાત્માને કહ્યું, મહારાજ તમે કહ્યુ ત સત્ય છે. આ જગતમાં કોઈ કોઈનું નથી. સ્વાર્થ માટે આ સંબંધ જોડવામાં આવે છે. વાસ્તવિક રીતે જીવનો સંબંધ ઇશ્વર સાથે છે. મહાત્મા કબીરે સાચું કહ્યું છે:

મન ફુલા ફુલા ફિરે જગતમેં, કૈસા નાતા હૈ.
પેટ પકડ કર માતા રોવે, બાંહ પકડકર ભાઈ;
લપટઝપટ કર તિરયાઁ રોવે, હંસ અકેલા જાઈ.—મન.
જબતક જીવે માતા રોવે, બહેન રોવે દસ માસા;
તેરા દિન તક તિરયા રોવે, ફિર કિયે ઘર બાસા.—મન.

ઉદ્ધવને કહ્યું કે હું તારી સાથે છું. હું પરમાત્માનું સતત સ્મરણ રહે એ સિદ્ધિ છે. સિદ્ધિ સ્મરણ સંસિદ્ધિઃ । પણ ઉદ્ધવને સાંત્વના મળતી નથી. તે પછી દ્વારકાનાથે ઉદ્ધવને ચરણપાદુકા આપી. ઉદ્ધવને થયું હવે હું એકલો નથી. મારા ભગવાન મારી સાથે છે. મારા ભગવાન કાળના પણ કાળ છે.

ઠાકોરજીને નિત્ય સાથે રાખો. ઠાકોરજીને સાથે રાખો એટલે પરમાત્માના સાનિધ્યનો સતત અનુભવ કરો. તુકારામજીએ કહ્યું છે : મારા વંશનો નાશ થવાનો હોય તો ભલે થાય, મને ખાવાનું ન મળે તો ભલે ન મળે પણ મારા ઠાકોરજી સદા મારી સાથે રહે.

ઉદ્ધવ બદરીકાશ્રમ આવ્યા છે. ઉદ્ધવને સદ્‌ગતિ મળી છે. ઉદ્ધવ કૃતાર્થ થાય છે.

તે પછી એક અધ્યાયમાં યાદવોનાં સંહારની કથા કહી.

દ્વારિકાલીલાની સમાપ્તિ થઈ તેજ વખતે પંઢરપુરમાં પુંડલિક નામનો ભકત થયો. પુંડલિકને કૃતાર્થ કરવા દ્વારકાનાથ વિઠ્ઠલનાથ થયા છે. જગતના જીવોનો ઉદ્ધાર કરવા દ્વારકાનાથ ઈંટ ઉપર વિરાજ્યા છે, વિઠ્ઠલનાથ રૂપે ત્યાં વિરાજ્યા છે. પુંડલિકને દર્શન આપવા આવ્યા છે. પુંડલિક જલદી ઘરની બહાર આવતો નથી. ઊભા રહેતા ભગવાનની કેડ દુઃખવા લાગી. ના, ના, મારા વિઠ્ઠલનાથને પરિશ્રમ શું થાય? તેઓ તો જીવમાત્રને કહે છે કે નિરાશ થશો નહિ. મારા શરણે આવજો. હું તમારા માટે જ ખડે પગે અત્રે ઊભો છું. કેડ ઉપર હાથ રાખી જીવમાત્રને બોધ આપે છે કે મારા શરણે આવનારને માટે સંસાર સાગર આટલો જ ઊંડો છે. કેડપુર જળમાં કોઈ ડૂબે નહિ. કરેલા પાપનું પ્રાયશ્ચિત કરી, મારે શરણે આવો. તમે મારાં ચરણનો આશ્રય કરશો તો તરી જશો.

શ્રીકૃષ્ણ સાક્ષાત્ પરમાત્મા છે. સ્વયં ભગવાન છે. દ્વારિકાથી તેઓ પુંડલિક માટે પંઢરપુર આવ્યા. અને આજે તેઓ પંઢરપુરમાં વિઠ્ઠલનાથ તરીકે વિરાજી રહ્યા છે. શ્રીકૃષ્ણ તો—

नेति नेति कह वेद पुकारे,
सो अधरन पर मुरलीधारै ॥ હતા.

शिव सनकादिक अन्त न पावै। सो सखियन् संग रास रचावै ॥
सकल लोकमें आप पुजावै। सो "मोहन-व्रजराज" कहावै ॥
महिमा अगम-निगम जिहि गावै। सो जसुदा लिये गोद खिलावै ॥
जप-तप संयम-ध्यान न आवै। सोइ नन्दके आँगन धावै ॥
शिव-सनकादिक अन्त न पावै। सो गोपनकी गाय चरावै ॥
अगम अगोचर लीला धारी। सो राधावश कुंजबिहारी ॥
जो रस ब्रह्मादिक न पायो। सो रस गोकुल-गलिन बहायो ॥
सूर सुयश कहि कहा बखानै। गोविन्द की गति गोविन्द जानै ॥

મોક્ષ મળે તેવું જ્ઞાન એકાદશ સ્કંધમાં બતાવ્યું છે.

હરે રામ હરે રામ રામ રામ હરે હરે,
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

# સ્કંધ બારમો

બારમા સ્કંધમાં આશ્રયલીલા છે. ભાગવતનું પ્રતિપાદ્ય તત્ત્વ આશ્રય જ છે.

તે પછી પરીક્ષિત પ્રશ્ન કરે છે :—હવે આ પૃથ્વી ઉપર કોનું રાજ થયું, અને કોનું રાજ્ય થશે તે મને બતાવો.

શુકદેવજી બોલ્યા :—જરાસંધના પિતા બૃહદ્રથના વંશમાં છેલ્લો રાજા થશે પુરંજય. તેના મંત્રીનું નામ હશે શુનક. તે પોતાના સ્વામીને મારી પોતાના પુત્ર પ્રદ્યોતને ગાદી ઉપર બેસાડશે. તે પછી આ ભરતખંડમાં નંદ, ચંદ્રગુપ્ત વગેરે રાજાઓ થશે. તે પછી અશોક નામનો રાજા રાજ્ય કરશે. ત્યાર પછી આઠ યવન અને દશ ગોરા રાજાઓ રાજ્ય કરશે.

કલિયુગના દુષ્ટ રાજાઓ ભારતનાં ટુકડાઓ કરશે, ભારતને છિન્નભિન્ન કરી નાંખશે. કલિના દુષ્ટ રાજાઓ ગાયોનો વધ કરશે. પ્રજાનું ખૂન ચૂસી પૈસા ભેગા કરી બંગલાઓ બાંધશે. બ્રાહ્મણો વેદ સંધ્યાહીન થશે.

ભાગવતમાં કળિયુગનાં જે લક્ષણો બતાવ્યાં છે તે આપણે પ્રત્યક્ષ જોઈ રહ્યાં છીએ. કળિયુગમાં કુટુંબનું ભરણ-પોષણ કરવું એ જ ચતુરાઈ લેખાશે, અને કીર્તિ માટે જ ધર્મનું સેવન કરવામાં આવશે.

दाक्ष्यं कुटुम्बभरणं यशोऽर्थे धर्मसेवनम् ॥

કળિયુગમાં પુરુષો સ્ત્રીને વશ રહેશે. स्त्रैणाः कलौ नराः ।

હે રાજન્! કળિયુગ પૂરો થવા આવશે ત્યારે ભગવાન ધર્મનું રક્ષણ કરવા કલ્કિ અવતાર ધારણ કરશે.

પૃથ્વી ઉપર અનેક મહાન રાજાઓ થઈ ગયા, પરંતુ બધા નાશ પામ્યા છે.

તો મનુષ્યે તે ઉપરથી બોધ લઈ સ્વાર્થ માટે કોઈપણ પ્રાણીનો દ્રોહ ન કરવો.

બારમા સ્કંધમાં કળિયુગના દોષો અને તેનાથી બચવાના ઉપાયો બતાવ્યા છે. મોટામાં મોટો ઉપાય છે ભગવાન્નામ સંકીર્તન.

કળિયુગના દોષ અનેક છે પણ તેનો એક મોટો સદ્‌ગુણ છે. કળિયુગમાં જે કૃષ્ણકીર્તન કરશે તેના ઘેર કળિ આવશે નહિ, કળિયુગમાં કૃષ્ણકીર્તન સિવાય બીજો કોઈ ઉપાય નથી.

શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે :—

હે રાજન્! કળિયુગના દોષો ગણ્યા ગણાય નહિ તેટલા છે. કળિયુગ દોષોનો ભંડાર છે, પણ તેનો એક મોટો ગુણ છે કે કળિયુગમાં શ્રીકૃષ્ણનું કીર્તન કરવાથી જ મનુષ્ય સર્વસંગથી છૂટી, સર્વ પાપોથી છૂટીને પરમાત્માને પામે છે.

कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान् गुणः ।
कीर्तनादेव कृष्णस्य मुक्तसङ्गः परं व्रजेत् ॥

ભા. ૧૨-૩-૫૧

તમજ સાંભળો :—

कृते यद् ध्यायतो विष्णुं त्रेतायाम् यजतो मखैः ।
द्वापरे परिचर्यायाम् कलौ तद्धरिकीर्तनात् ॥

સત્યયુગમાં વિષ્ણુ ભગવાનનું ધ્યાન કરવાથી જે મુક્તિ મળતી, ત્રેતાયુગમાં મોટા યજ્ઞો દ્વારા ભગવાનની આરાધના કરવાથી અને દ્વાપરયુગમાં વિધિપૂર્વક વિષ્ણુની પૂજા-સેવા કરવાથી જે ફળ મળતું, તે ફળ કળિયુગમાં ભગવાનના નામનું કીર્તન કરવાથી મળે છે. ભગવાનના નામનો જપ કરવાથી મળે છે.

મરતી વેળાએ લોકોએ પરમેશ્વરનું ધ્યાન કરવું એટલે ભગવાન તેને પોતાના સ્વરૂપમાં લઈ જાય છે.

હે રાજન્ ! તમે મરવાની તૈયારીમાં છો, તો તમારા હૃદયમાં કેશવ ભગવાનને સ્થાપી દો એટલે પદમ ગતિને પામશો.

શુકદેવજી કહે છે :—હે રાજન્ ! જન્મ અને મરણ એ શરીરના ધમ છે, આત્માના નથી. તેથી હું મરી જઈશ એવી પશુબુદ્ધિ તજી દો. આત્મા અજર અને અમર છે.

ઘડો ફૂટી જતાં તેમાંનું આકાશ બહારના વ્યાપક મહાકાશ સાથે મળી જાય છે, તેમ મરણ પામતાં જીવ બ્રહ્મરૂપ થાય છે.

શુકદેવજીએ પરીક્ષિત રાજાને આજ્ઞા કરી છે, રાજા આજે છેલ્લો દિવસ છે. તક્ષકને આવવાનો સમય થયો છે. તારા શરીરને તક્ષક કરડશે, એ તારા શરીરને બાળી. શકશે, તારા આત્માને નહિ. તારો આત્મા પરમાત્મા સાથે મળી જશે. રાજા, આ શરીરથી તું જુદો છે. આત્મા પરમાત્માનો અંશ છે. તેને તક્ષક કરડી શકશે નહીં

હવે અંતે હું તને મહાવાકયનો ઉપદેશ આપું છું.

अहं ब्रह्म परं धाम ब्रह्माहं परमं पदम् ।

'હું જ પરમાત્મારૂપ બ્રહ્મ છું અને પરમપદરૂપ જે બ્રહ્મ છે તે પણ હું જ છું." એમ વિચારી તારા આત્માને બ્રહ્મમાં સ્થાપી દે.

કાળ તક્ષક એ શ્રીકૃષ્ણનો જ અંશ છે. શરીર નાશવંત છે, આત્મા અમર છે હવે કાંઈ વધારે સાંભળવાની તારી ઇચ્છા છે ? તારી કાંઈ ઇચ્છા હોય તો બોલ, કારણ કે જ્યાં સુધી હું અહીં છું ત્યાં સુધી તક્ષક અત્રે આવી શકવાનો નથી.

પરીક્ષિત રાજા શુકદેવજી મુનિને કહે છેઃ-હે ભગવન્ ! હે ગુરુજી ! તમે મને વ્યાપક બ્રહ્મનાં દર્શન કરાવ્યાં છે. હું નિર્ભય થયો છું.

શ્રીમદ્ ભાગવત શ્રવણનાં પાંચ ફળ છે. (૧) નિર્ભયતા (૨) નિઃસંદેહતા (૩) હૃદયમાં પ્રભુનો સાક્ષાત્ પ્રવેશ (૪) સર્વમાં ભગવદ્દર્શન અને (૫) પરમ પ્રેમ. એ સર્વ મને પ્રાપ્ત થયાં છે.

હે ભગવન્ ! ભાગવતનો પ્રથમ સ્કંધ સાંભળી મને પરમાત્માના જમણા ચરણનાં દર્શન થયાં. બીજો સ્કંધ સાંભળી પરમાત્માના વામચરણનાં દર્શન થયાં. ત્રીજો અને ચોથો સ્કંધ સાંભળી પરમાત્માનાં બંને હસ્તકમળનાં દર્શન થયાં.



પાંચમો અને છઠ્ઠો સ્કંધ સાંભળી પ્રભુના બે સાથળોનાં દર્શન થયાં. સાતમો સ્કંધ સાંભળી કટિભાગના, આઠમો નવમો સ્કંધ સાંભળી પ્રભુના વિશાળ વક્ષઃસ્થળનાં દર્શન થયાં. દશમો સ્કંધ સાંભળી પ્રભુના મુખારવિંદનાં અને બે નયનોનાં દર્શન થયાં. અને એકાદશ સ્કંધ સાંભળી શ્રીનાથજીનો ઊંચો કરેલો હાથ મને દેખાય છે. દ્વાદશ સ્કંધની કથા સાંભળી મને લાગે છે કે મારા ઠાકોરજી બે હાથ ઊંચા કરી મને બોલાવે છે. હવે હું મારા પ્રભુનું ધ્યાન ધરું છું. હું તેના આશ્રયે છું. મારા પ્રભુનું સ્વરૂપ મને સર્વત્ર દેખાય છે. હવે હું ભગવાન પાસે જવાનો છું. હું કૃતાર્થ થયો છું. જુઓ તેઓ મને બોલાવી રહ્યા છે.

મહારાજ, તમે કથા નથી કરી પણ મને શ્રીકૃષ્ણનાં દર્શન આપે કરાવ્યાં છે. આખું જગત બ્રહ્મરૂપ છે તેવાં દર્શન આપે કરાવ્યાં છે. તક્ષક જગતથી કયાં જુદો છે ? તક્ષક પણ બ્રહ્મરૂપ છે. આપના ચરણમાં હું વારંવાર વંદન કરું છું. આપે મારા ઉપર મહાન કૃપા કરી છે.

શુકદેવજી કહે છે :—રાજા, તું કૃતાર્થ થયો છે. રાજા, તારા લીધે મને કૃષ્ણ કથા કરવાનું મળ્યું. રાજા, તારા લીધે મને કૃષ્ણ પ્રેમમાં તન્મયતા થઈ. મારા હૃદયમાં શ્રીકૃષ્ણ આવીને બિરાજ્યા. રાજા, આગળનો પ્રસંગ જોવાની મારી ઇચ્છા નથી. રાજા, હજુ તારા મનમાં કાંઈ શંકા હોય તો પ્રશ્ન કર. રાજા, હું બ્રહ્મનિષ્ઠ છું, તક્ષક અત્રે આવે અને મારી નજર પડશે તો તક્ષકનું ઝેર પણ અમૃત બની જશે.

પરીક્ષિતે ગુરુદેવને વંદન કરી કહ્યું, મારા મનમાં હવે કોઈ શંકા રહી નથી. તમારા પ્રતાપે હું નિર્ભય થયો છું, નિર્લેપ થયો છું.

શુકદેવજી રાજાને પૂછે છે, હવે હું જાઉં ? કારણ કે જ્યાંસુધી હું અત્રે હાજર છું ત્યાંસુધી તક્ષક અત્રે આવી શકશે નહિ.

પરીક્ષિત કહે છે :—ગુરુજી આપની એક વખત હું પૂજા કરું તે પછી આપને જે કરવું હોય તે કરો.

રાજા પરીક્ષિતે શુકદેવજીની પૂજા કરી. શુકદેવજીએ પરીક્ષિત રાજાના મસ્તક ઉપર પોતાનો વરદ હસ્ત પધરાવ્યો. તે જ વખતે પરીક્ષિતને પરમાત્માનાં દર્શન થયાં છે, પરમાત્માનો સાક્ષાત્કાર થયો છે. જીવ અને બ્રહ્મ એક થાય છે.

મોટા મોટા ઋષિઓ આ સત્રમાં બેઠા હતા. તેઓને પરમ આશ્ચર્ય થયું છે.

વ્યાસજી વિચારે છે કે ભાગવત મેં મારા પુત્રને ભણાવ્યું પણ તેનું તત્ત્વ શુકદેવજી જેવું સમજ્યા છે તેવું હુ પણ સમજ્યો નહિ. વ્યાસજી શુકદેવજીને વંદન કરે છે. મારા ગુરુદેવ શુકદેવજી ત્યાંથી અંતર્ધ્યાન થયા છે.

રાજા પરીક્ષિતના શરીરમાંથી એક જ્યોતિ નીકળી, તે મહાજ્યોતિ સાથે મળી ગઈ. તે પછી તક્ષક ત્યાં આવે છે અને રાજાના શરીરને કરડે છે. ધન્ય છે, ધન્ય છે પરીક્ષિતને, કાળ કરડતાં પહેલાં જ તે ભગવાનના ધામમાં ગયો. પરીક્ષિતની જેમ કાળ આવતાં પહેલાં જ જે ભગવાનના ધામમાં ગયો તે ધન્ય.

સૂતજી કહે છે, હુ તે વખતે ત્યાં બેઠો હતો. પરીક્ષિતનો મોક્ષ મેં નજરે જોયો.

સૂતજી બોલ્યા :—આ પ્રમાણે શ્રીમદ્ ભાગવતમાં સર્વ પાપોનો નાશ કરનારા ઇન્દ્રિયોના નિયંતા ભગવાન શ્રીહરિનું સાક્ષાત વર્ણન કર્યું.

આ જ્ઞાનસત્ર છે. કથા સાંભળીને કાંઈ પણ જીવનમાં ઉતારો, તો કથા સાંભળી
સાર્થક થાય.

સતકર્મની સમાપ્તિ હોતી નથી. જીવનની સમાપ્તિ સુધી સતકર્મ કરજો.

આ કથા સાંભળવામાં વકતા શ્રોતાથી જાણ્યેઅજાણ્યે પ્રમાદથી દોષ થઈ ગયા
હોય તો તેનું પ્રાયશ્ચિત કરવાનું હોય છે. માટેથી ત્રણ વાર શ્રી हरये नमः બોલો
એટલે સર્વ દોષો બળી જાય કારણ કે એ તો સર્વવિદિત છે કે—

મનુષ્ય પડતી વખતે, ઠોકર ખાય ત્યારે, દુઃખી હોય ત્યારે, છીંક ખાય ત્યારે
અથવા વિવશ અવસ્થામાં આવી પડે ત્યારે, મોટે સ્વરેથી શ્રી हरये नमः બોલે તો
તેનાં સર્વ પાપોનો નાશ થાય છે. તે સર્વ પાપોમાંથી મુકત થાય છે.

पतितः स्खलितश्चार्तः क्षुत्वा वा विवशो ब्रुवन् ।
हरये नम इत्युच्चैर्मुच्यते सर्वपातकात् ॥ ભા. ૧૨-૧૨-૪૬

અંતમાં જેમનું નામ સંકીર્તન સર્વ પાપોનો નાશ કરે છે અને જેમને કરેલા
પ્રણામ સર્વ દુઃખોને શાંત કરે છે, તે પરમેશ્વર શ્રીહરિને હું નમસ્કાર કરું છું.

नामसंकीर्तनं यस्य सर्वपापप्रणाशनम् ।
प्रणामो दुःखशमनस्तं नमामि हरि परम् ॥ ભા. ૧૨-૧૩-૨૩

* * * *

## આરતી

जयदेव जयदेव वंदे गोपालं वंदे भुपालं ।
मृगमदशोभितभालं भुवनत्रयपालं ॥
निर्गुणसगुणाकारं संमृतभुभारं ।
मूरहर नंदकुमारं स्मरहर सुखकारं ॥
वृन्दावनसंचारं कौस्तुभ मणिहारं ।
कृपया पारावारं गोवर्धनधारं ॥
जयदेव जयदेव०

मुरलीवाहनलोलं सप्तस्वरगीतं ।
स्थलचर वनचर गोचर जलचरसहगीतं ॥
स्तंभित यमुना तोयं अगणित तव चरितं ।
गोपीजन मनमोहन शांतं श्रीकान्तं ॥
जयदेव जयदेव०

रासक्रिडामंडित विष्टित व्रज ललनं ।
मध्ये तांडवमंडित कुवलय दलनयनं ॥
कुसुमितकाननरंचित मन्दस्मित वदनं ।
फणिवरकालियदमनं यक्षेश्वरगमनं ॥
जयदेव जयदेव०

अभिनवनितं चोरं करधृतदधिगोलं ।
लीला नटवरखेलं धृतकांचनचौलं ।
निर्जर लक्ष स्वरुपं विदलित रिपुकुलं ।
भगवतं परिपालय जय जय गोपालम् ॥ जयदेव जयदेव०